અનિન્દ્રિય વ્યાપારની અપેક્ષા વગર અવ્યવહિત આત્મદ્રવ્યની અપેક્ષા રાખી પ્રકટ થાય છે, માટે અવ્યવહિત આત્મદ્રવ્ય માત્રથી ઉત્પન્ન થયે છતે જ્ઞાનત્વ એ પારમાર્થિક પ્રત્યક્ષનું લક્ષણ છે.

૦ ભવ-ગુણ-સમ્યક્ત્વ આદિની અપેક્ષા હોવા છતાં, તે ભવ આદિમાં દ્રવ્યપણાનો અભાવ હોવાથી અવધિ આદિમાં અવ્યાપ્તિ નામનો દોષ નથી, એવો ભાવ છે. તે પારમાર્થિક પ્રત્યક્ષનો વિભાગ કરે છે. તે પારમાર્થિક પ્રત્યક્ષ સર્વ દ્રવ્યપર્યાયના વિષયવાળું હોવાથી 'સકલ' અને કેટલાક દ્રવ્ય અને પર્યાયોના વિષયવાળું 'વિકલ' કહેવાય છે.

किन्तत्र सकलं ज्ञानमित्यत्र दृष्टान्तमाह—

**कृत्स्नावरणक्षयात्केवलं ज्ञानं सकलम् ॥ सूत्र-७ ॥**

**कृत्स्नेति** । कृत्स्नावरणक्षयः समस्तघातिकर्मवियोगः स चान्तरङ्गबहिरङ्गसामग्रीजन्यः । अन्तरङ्गसामग्री सम्यग्दर्शनादिरूपा, बहिरङ्गा तु जिनकालिकमनुष्यभवादिरूपा, तथा चान्तरङ्गबहिरङ्गसामग्रीप्रसूतसकलावरणक्षयाद्यत्केवलज्ञानमुदेति तत्प्रतिबन्धस्य कस्यचिदभावेन सकलविषयकत्वात्सकलं पारमार्थिकप्रत्यक्षमिति भावः । अत्र कृत्स्नावरणक्षयादित्युक्त्याऽव्यवहितोत्तरक्षणे केवलज्ञानोत्पत्तिः प्रकाशिता व्यवहारनयेन, आवरणस्य क्षयसमये क्षीयमाणत्वात् क्षीणमाणस्य चाक्षीणत्वात् क्रियाकालनिष्ठाकालयोर्भेदात् तयोरभेदे च क्रियावैयर्थ्यप्रसङ्गात् क्रियाकालेऽपि कार्यस्य सत्त्वात्समकालभाविनोश्च सव्येतरगोविषाणयोरिव क्रियाकार्ययोः कार्यकारणभावायोगादिति । निश्चयनयेन तु क्षीयमाणावरणसमय एव केवलज्ञानोत्पत्तिः क्रियाकालनिष्ठाकालयोर्भेदे क्रियाविरहेऽपि कार्योत्पत्त्यभ्युपगमापत्त्या क्रियारम्भकालात्पूर्वमपि कार्योत्पत्तिप्रसङ्गात् क्रियाकालेऽप्यावरणक्षयाभावे पश्चादपि पूर्वकालवत्तदभावप्रसङ्गः स्यादक्रियत्वात् । अक्रियस्य तदभ्युपगमे क्रियान्वितसमयेऽपि क्रियाया वैयर्थ्यापत्तेः क्रियाविरहितसमयवत् । तस्मात्क्रियाकालनिष्ठाकालयोरेकत्वं प्रतिबन्धकाभावादेव चावरणस्य क्षीयमाणतासमये निष्ठा न विरुद्धेति ॥

ત્યાં સકલ જ્ઞાન કયું છે?

**ભાવાર્થ**-"સમસ્ત જ્ઞાનાવરણ આદિ ઘાતિકર્મના ક્ષયથી કેવલજ્ઞાન 'સકલ પારમાર્થિક પ્રત્યક્ષ' કહેવાય છે."

**વિવેચન**-કૃત્સ્ન આવરણ ક્ષય એટલે સમસ્ત ઘાતિકર્મનો વિયોગ. વળી તે કૃત્સ્નકર્મક્ષય અંતરંગ અને બહિરંગ સામગ્રીથી જન્ય છે. અંતરંગ સામગ્રી સમ્યગ્દર્શન આદિ રૂપ છે. બહિરંગ સમગ્રી તો જિનકાલિક (કેવલીના કાળવાળા) મનુષ્યભવ આદિ રૂપ છે. તથાચ અંતરંગ-બહિરંગરૂપ પ્રકર્ષ પ્રાપ્ત સામગ્રીજન્ય સકલ આવરણના ક્ષયથી જે કેવલજ્ઞાન પ્રગટે છે, તેનો કોઈ પ્રતિબંધ નહિ હોવાથી-સકલ વિષયવાળું હોવાથી સકલ પારમાર્થિક પ્રત્યક્ષ છે.

१. अन्यस्मिन् काले क्रिया, अन्यस्मिंश्च कार्योत्पत्तिरिति भेद इत्यर्थः । २. एवं आवरणक्षीयमाणकाले क्रियाया अभावे आवरणक्षयो न स्यादेव, क्रियां विना तत्रान्यस्य हेतोरभावात्, आवरणक्षीयमाणकाले च तद्धेतुक्रियासत्ताभ्युपगमे क्रियाकालनिष्ठाकालयोरेकत्वमर्थसिद्धमित्यपि भाव्यम् ॥

० 'કૃત્સ્ન આવરણના ક્ષયથી'–એવા વચનથી અવ્યવહિત ઉત્તરક્ષણમાં કેવલજ્ઞાનની ઉત્પત્તિ પ્રકાશિત કરેલ છે. વ્યવહારનયની અપેક્ષાએ જાણવાનું છે, કેમ કે–આવરણનું ક્ષયના સમયમાં ક્ષીયમાણપણું છે અને ક્ષીયમાણમાં ક્ષીણપણાનો અભાવ છે; કેમ કે–ક્રિયાકાળ અને નિષ્ઠા(સમાપ્તિ)કાળમાં ભેદ છે. તે બંનેનો જો અભેદ માનો, તો ક્રિયાની નિષ્ફળતાનો પ્રસંગ છે. ક્રિયાકાળમાં પણ કાર્યની સત્તા છે અને એકીસાથે પેદા થનાર ડાબા–જમણા શૃંગની માફક ક્રિયા અને કાર્યમાં કાર્ય–કારણભાવનો અભાવ છે.

० નિશ્ચયનયની અપેક્ષાએ તો ક્ષીયમાણ આવરણના સમયમાં જ કેવલજ્ઞાનની ઉત્પત્તિ છે, કેમ કે–ક્રિયાકાળ અને નિષ્ઠાકાળમાં એક કાળમાં ક્રિયા અને બીજા કાળમાં કાર્યની ઉત્પત્તિ, આવો ભેદ માનતાં, ક્રિયાના અભાવમાં પણ કાર્યની ઉત્પત્તિના સ્વીકારની આપત્તિ થવાથી ક્રિયાના આરંભકાળથી પહેલાં પણ કાર્યોત્પત્તિનો પ્રસંગ આવે છે. ક્રિયાકાળમાં પણ આવરણ-ક્ષયના અભાવમાં પછીથી પણ પૂર્વકાળની માફક કાર્યોત્પત્તિના અભાવનો પ્રસંગ થઈ જાય, કારણ કે–ક્રિયા વગરનો છે અને તેમાં કાર્યની ઉત્પત્તિને સ્વીકારવાથી ક્રિયાવાળા સમયમાં પણ ક્રિયાની વ્યર્થતાની આપત્તિ છે. જેમ કે–ક્રિયા વગરનો સમય તેથી ક્રિયાકાળ અને નિષ્ઠાકાળમાં [આ પ્રમાણે આવરણક્ષયના વર્ત્તમાનકાળમાં જે ક્રિયાનો અભાવ માનવામાં આવે, તો આવરણનો ક્ષય જ ન થાય, કેમ કે–ક્રિયા સિવાય ત્યાં બીજા હેતુનો અભાવ છે. આવરણક્ષયના વર્ત્તમાનકાળમાં તેના આવરણક્ષયના હેતુભૂત ક્રિયાની સત્તાના સ્વીકારમાં ક્રિયાકાળ અને નિષ્ઠાકાળની એકતા સિદ્ધ છે, એમ પણ વિચારવું.] એકપણું છે. વળી પ્રતિબંધકના અભાવથી જ આવરણના ક્ષયના વર્ત્તમાન સમયમાં નિષ્ઠાવિરૂદ્ધ નથી.

अथ केवलज्ञानस्य लक्षणमाचष्टे—

**अशेषद्रव्यपर्यायविषयकसाक्षात्कारः केवलम् ॥ सूत्र–८ ॥**

**अशेषेति** । अशेषाणि यानि द्रव्याणि पर्यायाश्च तद्विषयकः साक्षात्कार इत्यर्थः, मुख्यतया निखिलधर्मप्रकारकत्वे सति निखिलधर्मिविषयकज्ञानमिति भावः, तत्त्वं केवलज्ञानस्य लक्षणम्, केवलदर्शनेऽतिव्याप्तिवारणाय सत्यन्तम् । पर्यायत्वाद्यभिमतप्रतीत्यसमुत्पादरूपसन्तानविषयकनिखिलधर्मप्रकारकज्ञानेऽतिव्याप्तिवारणाय विशेष्यम् । प्रमेयवदिति ज्ञानस्य प्रमेयत्वेन निखिलधर्मप्रकारकज्ञानस्य वारणाय सामान्यधर्मानवच्छिन्नत्वं निखिलधर्मे विशेषणीयम् । तत्र प्रमाणञ्च ज्ञानत्वमत्यन्तोत्कर्षवद्वृत्ति, अत्यन्तापकर्षवद्वृत्तित्वात्परिमाणत्ववदित्यनुमानम् । न चेदमप्रयोजकं, ज्ञानतारतम्यस्य सर्वानुभवसिद्धत्वेन तद्विश्रान्तेरत्यन्तापकर्षोत्कर्षाभ्यां विनाऽसम्भवात् । न चेन्द्रियाश्रयज्ञानस्यैव तारतम्यदर्शनेन तत्रैवात्यन्तप्रकर्षः प्रसक्त इति वाच्यम्, अतीन्द्रियेऽपि मनोज्ञाने, शास्त्रार्थावधारणरूपे शास्त्रभावनापकर्षजन्ये शास्त्रातिक्रान्तविषयेऽनीन्द्रियविषयसामर्थ्ययोगप्रवृत्तिसाधनेऽध्यात्मशास्त्रप्रसिद्धप्रातिमनामधेये च तरतमभावदर्शनात् । न च भावनाजन्यमेव प्रातिभवत्केवलज्ञानं प्राप्तं, तथा चाप्रमाणं स्यात् कामातुरस्य सर्वदा कामिनीं भावयतो व्यवहितकामिनीसाक्षात्कारवदिति वाच्यम्, अप्रामाण्ये भावनाजन्यत्वस्याप्रयोजकत्वात्,

बाधितविषयत्वस्यैव प्रयोजकत्वात्, भावनानपेक्षेऽपि शुक्तिरजतादिभ्रमे बाधादेवाप्रामाण्यस्वीकारात् प्रकृते च विषयबाधाभावात् । न च व्यवहितकामिनीविभ्रमादौ दोषत्वेन भावनायाः क्लृप्तत्वात्तज्जन्यत्वे-नास्याप्यप्रामाण्यं, बाधितविषयत्ववद्दोषजन्यत्वस्यापि भ्रमत्वप्रयोजकत्वादिति वाच्यम्, भावनायाः क्वचि-द्दोषत्वेऽपि सर्वत्र दोषत्वानिश्चयात्, अन्यथा शंखपीतत्वभ्रमकारणीभूतस्य पीतद्रव्यस्य स्वविषयज्ञानेऽप्य-प्रामाण्यप्रयोजकत्वं स्यादिति न किञ्चिदेतत् । क्वचिदेव कश्चिद्दोष इत्येवाङ्गीकारात् विषयबाधेनैव दोष-जन्यत्वकल्पनाच्च । दुष्टकारणजन्यस्याप्यनुमानादेर्विषयाबाधेन प्रामाण्याभ्युपगमात् । न च परोक्षज्ञान-जन्यभावनाया अपरोक्षज्ञानजनकत्वासम्भवः न हि वह्न्यनुमितिज्ञानं सहस्रकृत्व आवृत्तमपि वह्निसाक्षात्का-राय कल्पत इति वाच्यम्, तजन्यप्रकृष्टाऽऽवरणक्षयादेव केवलज्ञानोत्पत्तिरिति सिद्धान्तादिति संक्षेपः ॥

नन्वावरणक्षयात्केवलज्ञानोत्पत्तिरित्यसङ्गतं, तथाहि किमिदमावरणं, शरीरं देशकालादिकं वा, नाद्यस्तत्सत्त्वेऽप्यर्थोपलम्भात्, न द्वितीयो देशकालयोरमूर्त्तत्वात्, परमाण्वादेश्च सूक्ष्मस्वभावत्वात्, । न च मूलकीलकोदकादेर्लोकप्रसिद्धमेव भूम्याद्यावरणत्वमिति वाच्यम्, अतिशयसमृद्धिशालिनापि योगिने-दृशस्यावरणादेरभावस्य कर्त्तुमशक्यत्वात् । न चान्यत्किञ्चिदावरणं प्रसिद्धमित्याशङ्कायामाह—

હવે કેવલજ્ઞાનનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**–" સમસ્ત દ્રવ્યોને અને પર્યાયોને વિષય કરનારો સાક્ષાત્કાર ' કેવલજ્ઞાન ' કહેવાય છે. "

**વિવેચન**–મુખ્યપણે સમસ્ત ધર્મોના પ્રકારવાળું હોયે છતે સમસ્ત ધર્મીવિષયવાળું જ્ઞાન ' કેવલજ્ઞાન ' છે.

**લક્ષણ**–સમસ્ત ધર્મપ્રકારત્વ વિશિષ્ટ સમસ્ત ધર્મીવિષયક જ્ઞાનત્વ, એ કેવલજ્ઞાનનું લક્ષણ છે.

**પદકૃત્ય**–કેવલદર્શનમાં અતિવ્યાપ્તિના વારણ માટે સમસ્ત ધર્મપ્રકારકત્વરૂપ વિશેષણ કહેલ છે. પ્રર્યાયવાદીએ (બૌદ્ધ) માનેલ પ્રતીત્ય સમુત્પાદરૂપ સંતાનવિષયક નિખિલ ધર્મપ્રકારક જ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે ' વિશેષ્ય ' મૂકેલ છે. 'प्रमेयवत्'–આવું જ્ઞાન, પ્રમેયત્વરૂપે નિખિલ ધર્મપ્રકારક તે જ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે સામાન્ય ધર્માનવચ્છિન્નત્વરૂપ વિશેષણ નિખિલ ધર્મમાં દેવું.

સર્વજ્ઞત્વસિદ્ધિપ્રમાણ–ત્યાં આ અનુમાનપ્રમાણ છે કે–જ્ઞાનત્વ અત્યંત ઉત્કર્ષવાળા જ્ઞાનમાં રહેનાર છે, કેમ કે અત્યંત અપકર્ષવાળા જ્ઞાનમાં રહેનાર છે. જેમ કે–પરિમાણત્વ.

૦ આ અનુમાન અપ્રયોજક (વ્યાપ્તિ અગ્રાહક) નથી, કેમ કે–જ્ઞાનનું તારતમ્ય સર્વને અનુભવસિદ્ધ હોઈ, તેની વિશ્રાંતિ, ઉત્કર્ષ–અપકર્ષ સિવાય અસંભવિત છે.

**શંકા**–ઈન્દ્રિય આદિ આશ્રયવાળા જ્ઞાનમાં તરતમતા દેખાતી હોઈ, તે ઈન્દ્રિયાશ્રિત જ્ઞાનમાં જ અત્યંત પ્રકર્ષનો પ્રસંગ આવશે જ ને?

**સમાધાન**–અતીન્દ્રિય એવા પણ મનોજન્ય જ્ઞાનમાં, શાસ્ત્રના અર્થના અવધારણરૂપમાં

શાસ્ત્રની ભાવનાપ્રકર્ષથી જન્ય શાસ્ત્રથી અતિક્રાન્ત વિષયમાં, અતીન્દ્રિય વિષયવાળા સામર્થ્યયોગની પ્રવૃત્તિસાધનમાં, અધ્યાત્મ શાસ્ત્રપ્રસિદ્ધ પ્રાતિભનામક માનસજ્ઞાનમાં (અવધિજ્ઞાન આદિમાં) તરતમભાવનું દર્શન છે.

**શંકા**-તો પછી ભાવનાજન્ય પ્રાતિભજ્ઞાનની માફક ભાવના(મનો)જન્ય જ કેવલજ્ઞાન પ્રાપ્ત થશે જ. તથાચ અપ્રમાણ થશે જ ને? જેમ કે-સર્વદા કામિનીને મનમાં ભાવનાર કામાતુરને વ્યવહિત કામિનીનો માનસ સાક્ષાત્કાર.

**સમાધાન**-માનસજ્ઞાનના અપ્રામાણ્યમાં ભાવનાજન્યત્વરૂપ હેતુ અપ્રયોજક છે, અપ્રમાણના વિષયનો બાધ, એ જ પ્રયોજક (સાધક) છે. ભાવનાની અપેક્ષા વગરના પણ શુક્તિમાં રજત આદિના ભ્રમરૂપ જ્ઞાનમાં, બાધથી જ અપ્રમાણતાનો સ્વીકાર હોવાથી વળી પ્રકૃતમાં વિષયના બાધનો અભાવ છે. ભાવનાજન્ય પ્રાતિભજ્ઞાન પ્રમાણ છે, માટે જ કેવલજ્ઞાન ભાવનાજન્ય નહીં હોઈ, માત્ર આવરણના ક્ષયપૂર્વક આત્માથી જ જન્ય હોઈ સર્વથા પ્રમાણ છે.

**શંકા**-વ્યવહિત કામિની, વિભ્રમ આદિમાં, ભાવનામાં દોષપણાની કલ્પના કરવાથી ભાવનાનિષ્ઠ દોષથી જન્ય હોઈ, આ પ્રાતિભજ્ઞાનનું પણ અપ્રામાણ્ય થશે જ ને? કેમ કે-વિષયબાધની માફક દોષજન્યત્વેન કાર્ય-કારણભાવ પ્રયોજક છે જ ને?

**સમાધાન**-ભાઈ! કોઈક ભાવનામાં દોષપણું હોવા છતાં સર્વ ભાવનામાં દોષપણાના નિશ્ચયનો અભાવ છે. જો સર્વ ભાવનામાં દોષપણાની કલ્પના કરવામાં આવે, તો શંખમાં પીતત્વના ભ્રમ પ્રત્યે કારણભૂત પીતદ્રવ્યના સ્વવિષયવાળા જ્ઞાનમાં પણ અપ્રામાણ્યનું પ્રયોજકપણું થાય! માટે આ કાંઈ છે નહિ, કેમ કે-ક્વચિત જ કોઈ દોષ છે. આવો જ સ્વીકાર હોવાથી વિષયના બાધથી જ દોષજન્યત્વની કલ્પના છે.

० દુષ્ટ કારણજન્ય પણ અનુમાન આદિમાં વિષયમાં બાધનો અભાવ હોવાથી પ્રામાણ્યનો સ્વીકાર છે.

**શંકા**-પરોક્ષજ્ઞાનજન્ય ભાવનામાં અપરોક્ષ જ્ઞાન(પ્રત્યક્ષ જ્ઞાન)ના જનકપણાનો અસંભવ છે, કેમ કે-વહ્નિવિષયક અનુમતિનું જ્ઞાન હજાર વાર આવૃત્તિવાળું છતાં, વહ્નિના સાક્ષાત્કાર-પ્રત્યક્ષ માટે સમર્થ થતું નથી જ ને?

**સમાધાન**-તે ભાવનાજન્ય પ્રકૃષ્ટ જ્ઞાન આવરણ આદિના ક્ષયથી જ કેવલજ્ઞાનની ઉત્પત્તિ છે, કેમ કે-આ પ્રમાણેનો સિદ્ધાન્ત છે એવો સંક્ષેપ છે.

**શંકા**-'આવરણના ક્ષયથી કેવલજ્ઞાનની ઉત્પત્તિ છે.'-આવો સિદ્ધાન્ત અસંગત છે, તથાહિ આ આવરણ શું શરીર કે દેશ-કાળ આદિ છે?

० પહેલું શરીર પણ આવરણ નથી, કેમ કે-શરીરની વિદ્યમાનતામાં અર્થની ઉપલબ્ધિ થાય છે.

બીજું દેશ-કાળ આદિ રૂપ આવરણ નથી, કેમ કે-દેશકાળ અરૂપી છે અને પરમાણુ આદિ સૂક્ષ્મ સ્વભાવવાળા છે.

० મૂલ-ખીલા-પાણી વગેરેમાં ભૂમિ આદિનું આવરણપણું નહીં કહેવું, કેમ કે-અતિશય સમૃદ્ધિવાળા પણ યોગીથી આવા આવરણ આદિનો અભાવ કરી શકાતો નથી.

इदञ्च घातिकर्मक्षयाद्भवति ॥ सूत्र-९ ॥

इदञ्चेति । घात्यघातिरूपेण पूर्वं प्रपञ्चितस्य द्विविधस्य कर्मणो मध्ये घातिकर्म आवरणं तत्क्षयतः केवलमुदेति । तथाहि यत्स्वविषयेऽप्रवृत्तिमत् तत्सावरणं दृष्टं यथा तैमिरिकस्यैकचन्द्रमसि चाक्षुषं विज्ञानम्, अप्रवृत्तिमच्चास्मदादिज्ञानं स्वविषये निखिलद्रव्यपर्यायलक्षणे । तस्मात्तत्रावरणसपेक्षितम्, तच्चान्यस्यासम्भवाद्घातिकर्मरूपमेव । न चास्मदादिज्ञानस्य समस्तार्थविषयकत्वमसिद्धमिति वाच्यम्, आवरणापाये तत्प्रकाशकत्वात् । न चान्योऽन्याश्रयः, सिद्धे सकलविषयकत्वेऽस्मदादिज्ञानस्य तदावरणापाये तत्प्रकाशकत्वं सिद्ध्यति, तत्सिद्धौ च विज्ञानस्य सकलविषयकत्वसिद्धिरिति वाच्यम्, विशेषविषयकानुमानमिच्छता भवता निःशेषविषयकव्याप्तिज्ञानस्याभ्युपगतत्वात् । एवं यज्ज्ञानं स्वविषयेऽस्पष्टं तत्सावरणं यथा नीहारधूलिव्यवहितवृक्षादिज्ञानम्, अस्पष्टञ्च स्वविषये सर्वं सदनेकान्तात्मकमित्यादिज्ञानमिति । तथा मिथ्यात्वपटलविलुप्तविवेकदृशां यदेतत्सर्वस्मिन्ननेकान्तात्मकवस्तुनि विपर्ययज्ञानं तत्सावरणं मिथ्याज्ञानत्वाद्धत्तूरकाद्युपयोगिनो मृत्तिकाशकले कनकज्ञानमिवेति ततस्सिद्धमावरणं कर्म । तच्च कार्यकारणप्रवाहेण प्रवर्त्तमानमनाद्यपि सम्यग्दर्शनादिरत्नत्रयलक्षणेनावरणनिर्जराहेतुभूतसामग्रीविशेषेण निर्मूलं प्रलीयते, कार्यकारणरूपेणानादितः प्रवर्त्तमानस्य बीजाङ्कुरसन्तानस्य निर्दग्धबीजेऽङ्कुरे वा प्रलयवत् । तस्मात्सिद्धमशेषावरणविलयात्समस्तवस्तुविषयं केवलज्ञानमिति । केवलज्ञानमिदं साद्यपर्यवसितं, घातिकर्मक्षयादाविर्भूतत्वात्सादि, तथोत्पन्नस्य तस्य पश्चान्नावरणमस्त्यतोऽनन्तम्, सत्तामाश्रित्येदमनन्तत्वं बोध्यम् । तेन भवस्थकेवलित्विशेषपर्यायाणां वज्रर्षभनाराचसंहननादीनामपगमे तदव्यतिरिक्तस्य केवलज्ञानस्यात्मद्रव्यद्वारेण विगमेऽपि न क्षतिरन्यथाऽवस्थातुरवस्थानामात्यन्तिकभेदप्रसक्तेः, सिद्धत्वरूपेण पुनरुत्पद्यते, उत्पादव्ययध्रौव्यात्मकत्वाद्वस्तुनोऽन्यथा वस्तुहानिः प्रसज्येतेति ॥

બીજું કોઈ આવરણ અસિદ્ધ નથી, એ શંકામાં કહે છે કે-

**ભાવાર્થ**-"વળી આ કેવલજ્ઞાન ઘાતિકર્મના ક્ષયથી થાય છે."

**વિવેચન**-પૂર્વે વિવેચન કરેલ ઘાતિ-અઘાતિરૂપે બે પ્રકારના કર્મમાં ઘાતિકર્મરૂપ આવરણ છે. તેના ક્ષયથી કેવલજ્ઞાન ઉદયમાં આવે છે. તથાહિ-જે પોતાના વિષયમાં પ્રવૃત્તિ-

१. कथञ्चित्तस्यात्माव्यतिरिक्तत्वादात्मनश्च द्रव्यरूपतया नित्यत्वात्तद्रूपेण केवलज्ञानमपि अनन्तमिति भावः ॥ न च केवलज्ञानस्य साद्यपर्यवसितत्वात् जीवस्यानादिनिधनत्वात् छायातपवदत्यन्तभेदेन कथं जीवः केवलं, तथा ज्ञानदर्शनयोः क्षायिकत्वात् क्षायोपशमिकत्वात् जीवस्य पारिणामिकत्वाच्चेति वाच्यम्, द्रव्यपर्यायभेदाभेदैकान्तपक्षप्रतिषेधेन कथञ्चिद्भेदाभेदात्सर्वस्याप्युपपत्तेः, दरिद्रोऽयमिदानी राजा जात इत्यादिप्रतीत्या राजत्वपर्यायस्य, राजत्वपर्यायात्मकत्वेन वा पुरुषस्य, जानत्वावगाहनात् पर्यायाणामभेदाध्यवसिनभेदात्मत्वात् द्रव्यस्य वा भेदानुपक्ताभेदात्मकत्वादिति ॥

વાળું નથી, તે આવરણ–પ્રતિબંધવાળું છે. જેમ કે–એક જાતના આંખના રૂપ–તિમિર નામના રોગવાળા તૈમિરકનું એક ચંદ્રમાં ચાક્ષુષ (ચક્ષુ સંબંધી) વિજ્ઞાન.

૦ સમસ્ત દ્રવ્ય, પર્યાયરૂપ સ્વવિષયમાં અસ્મદ્ આદિનું જ્ઞાન પ્રવૃત્તિવાળું નથી, તેથી ત્યાં આવરણ અપેક્ષિત છે. તે આવરણ, બીજું અસંભવિત હોવાથી ઘાતિકર્મરૂપ જ છે.

**શંકા**–અસ્મદ્ આદિ જ્ઞાનમાં સકળ અર્થવિષયકપણું અસિદ્ધ જ છે ને?

**સમાધાન**–આવરણના ક્ષયમાં અસ્મદ્ આદિ જ્ઞાનમાં સકલાર્થ પ્રકાશપણું સિદ્ધ હોઈ અસિદ્ધ નથી.

**શંકા**–જો આમ કહો, તો અન્યોઽન્યાશ્રય દોષ છે. ( પરસ્પર જ્ઞાનસાપેક્ષજ્ઞાનાશ્રયો, અન્યોઽન્યાશ્રય ) અસ્મદ્ આદિ જ્ઞાનમાં સકલ વિષયકત્વ સિદ્ધ થવાથી જ સકલ વિષયાવરણનો ક્ષય થતાં સકલ પ્રકાશકત્વ સિદ્ધ થાય છે. સકલાવરણનો ક્ષય સિદ્ધ થતાં વિજ્ઞાનમાં સકલ વિષયકત્વની સિદ્ધિ છે.

**સમાધાન**–વિશેષરૂપ વિષયવાળા અનુમાનને ઇચ્છનાર તમોએ સમસ્ત. વિષયક વ્યાપ્તિજ્ઞાન સ્વીકારેલ છે, માટે અન્યોઽન્યાશ્રય દોષ નથી.

૦ જે જ્ઞાન સ્વવિષયમાં અસ્પષ્ટ છે, તે આવરણવાળું છે. જેમ કે–નીહાર–હિમ–ધૂળ વગેરેથી અંતરિત વૃક્ષાદિનું જ્ઞાન.

વળી સ્વવિષયમાં 'સર્વ સત્–અનેકાન્ત આત્મક છે.' ઇત્યાદિ જ્ઞાન અસ્પષ્ટ છે. ઇતિ.

તેમજ મિથ્યાત્વના આવરણથી વિલુપ્ત વિવેક નયનવાળાઓનું જે આ સર્વ અનેકાન્ત આત્મક વસ્તુમાં વિપર્યયજ્ઞાન છે, તે આવરણ સહિત છે, કેમ કે–મિથ્યાજ્ઞાન છે. જેમ કે–ધંતૂરો આદિના ઉપયોગ કરનારનું માટીના ટૂકડામાં સોનાનું ભાન. તેથી સિદ્ધ થયેલ છે કે–કર્મ આવરણ છે. તે કર્મનામક આવરણ કાર્ય–કારણના પ્રવાહથી પ્રવર્તતું અનાદિ હોવા છતાં, સમ્યગ્દર્શન આદિ રત્નત્રયીરૂપ આવરણની નિર્જરામાં વિશિષ્ટ હેતુસામગ્રીથી સર્વથા નષ્ટ થઈ શકે છે. જેમ કે–કાર્ય–કારણરૂપે અનાદિથી પ્રવર્તતા બીજાંકુર પરંપરાનું સર્વથા દગ્ધ બીજ હોયે છતે, અંકુરનો વિનાશ, અથવા સર્વથા દગ્ધ અંકુર હોય છે તે બીજનો વિનાશ. તેથી સમસ્ત આવરણના ક્ષયથી સમસ્ત વસ્તુવિષયવાળું કેવલજ્ઞાન સિદ્ધ છે.

૦ આ કેવલજ્ઞાન સાદિઅનંત છે. ઘાતિકર્મના ક્ષયથી પ્રકટ થયેલ હોવાથી સાદિ (આદિવાળું). તેવી જ રીતે ઉત્પન્ન થયેલા તે જ્ઞાનમાં પછીથી આવરણ નથી, માટે અનંત છે. કેવલજ્ઞાનની સત્તા અનંતકાળ સુધીની છે એટલે કેવલજ્ઞાનની સત્તાનો કદી અંત થવાનો નથી. અહીં આ અંનતપણું છે. સત્તા વિદ્યમાનતાની અપેક્ષાએ જાણવું. [કથંચિદ્ તે કેવલજ્ઞાનનું આત્માથી અભિન્નપણું હોવાથી, આત્મા દ્રવ્યરૂપે નિત્ય હોઈ, આત્મારૂપે કેવલજ્ઞાન પણ અનંત–નિત્ય છે, એવો ભાવ છે.

**શંકા**–કેવલજ્ઞાન સાદિઅનંત હોઈ, જીવ અનાદિઅનંત હોઈ, છાયા અને આતપની માફક કેવલજ્ઞાન અને જીવનો અત્યંત ભેદ હોઈ કેવી રીતે જીવરૂપે કેવલજ્ઞાન કહે-

વાય? તેમજ જ્ઞાન દર્શનનો ક્ષાયિક ભાવ કે ક્ષાયોપશમિક ભાવ છે અને જીવનો પારિણામિક ભાવ છે, તો જીવ અને જ્ઞાન-દર્શન એક કેવી રીતે?

**સમાધાન**-દ્રવ્ય-પર્યાય ભેદ-અભેદના એકાન્ત પક્ષના પ્રતિષેધથી કથંચિદ્ ભેદ-અભેદથી સર્વની પણ ઉપપત્તિ છે. 'આ દરિદ્ર હમણાં રાજા થયો છે' ઈત્યાદિ પ્રતીતિથી રાજત્વપર્યાયમાં કે રાજત્વપર્યાય આત્મકપણાએ પુરુષમાં જાતત્વનું અવગાહન હોવાથી, પર્યાયો અભેદ અધ્યવસિત ભેદસ્વરૂપી છે અને દ્રવ્ય, ભેદથી અનુષક્ત-સંબદ્ધ અભેદસ્વરૂપી છે.] તેથી ભવસ્થકેવલીમાંથી જ્યારે અભવસ્થકેવલી થાય, ત્યારે ભવસ્થત્વ ઉપાધિ વિશિષ્ટ કેવલીના અભાવમાં, ભવસ્થત્વરૂપ ઉપાધિ વિશિષ્ટ કેવલજ્ઞાનના અભાવમાં પણ ક્ષતિ નથી; કેમ કે-દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ દ્રવ્ય અને પર્યાયમાં ભેદ નથી. જો અભેદનયની વિવક્ષા ન કરવામાં આવે, તો દ્રવ્યથી અવસ્થાઓમાં-પર્યાયોમાં સર્વથા ભેદનો પ્રસંગ આવી જાય! ભવસ્થકેવલી અભવસ્થકેવલીરૂપે ઉત્પન્ન થાય છે-સિદ્ધત્વ પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે (સિદ્ધત્વ પર્યાયથી અભિન્ન કેવલજ્ઞાન પણ જાણવું.), કેમ કે-વસ્તુ, ઉત્પાદ, વ્યય કે ધ્રૌવ્ય આત્મક છે. અન્યથા, વસ્તુમાં ઉત્પાદ, વ્યય કે ધ્રૌવ્ય ન માનવામાં આવે, તો વસ્તુસ્વરૂપની હાનિનો પ્રસંગ જ આવી જાય છે. ઈતિ.

अथेदं किं विषयं प्राप्य परिच्छिनत्ति किं वाऽप्राप्येत्याशङ्कायामाह—

**तद्वानेव सर्वज्ञः ॥ सूत्र-१० ॥**

**तद्वानेवेति** । केवलज्ञानवानेवेत्यर्थः । इदञ्च केवलज्ञानस्य कथञ्चिदात्मव्यतिरेकमभ्युपेत्योक्तं तथा च कथञ्चिद्भेदाभेदसम्बन्धेन केवलज्ञानवान्सर्वज्ञ इत्यर्थः । आत्मपर्यायो हि केवलज्ञानं, आत्मा च परिच्छिन्नपरिमाणः, यो हि यस्य धर्मस्स तत्रैव वर्तते यथा घटे रूपम्, आत्मन्येव संवेदनाच्चात्मस्थं तत्, तथा चात्मस्थमेव विषयं परिच्छिनत्ति न विषयं प्राप्य, तस्य ज्ञेयदेशे गमनासम्भवात्, गमने चात्मनो निस्स्वभावत्वप्रसङ्गः स्यात्, तत्स्वभावत्वादात्मनः, आत्मधर्मत्वहान्यापत्तिश्च, आत्मविरहेऽपि भावात् । तथा केवलज्ञानं हि सकलज्ञान मुच्यते अलोकस्यानन्तत्वेन गमनतस्सकलोऽलोको ज्ञातुमशक्य इति । अत एव तद्वानित्यत्र नित्ययोगे मतुब् बोध्यः । सर्वज्ञ इति, अर्हदादिरित्यर्थः, एवशब्दो भिन्नक्रमः अर्हन् श्रीवर्धमानादिरेव तद्वान्निर्दोषत्वात्, नान्यः कपिलादिः प्रमाणविरुद्धभाषित्वेन निर्दोषत्वासिद्धेस्तथा चार्हन् मोक्षससारतत्कारणेषु निर्दोषस्तत्र प्रमाणाविरोधिवाक्यत्वाद्यथा क्वचिद् व्याध्युपशमे वैद्य न चासिद्धिः, अर्हन् मोक्षसंसारतत्कारणेषु प्रमाणाविरोधिवचनवान्, तत्र प्रमाणाबाध्यमानाभिमततत्त्वात्, यस्य यत्राभिमतं तत्त्वं प्रमाणेन न बाध्यते स तत्र प्रमाणाविरोधिवाक्, यथा रोगस्वास्थ्ये तत्कारणतत्त्वे भिषग्वर इत्यनुमानेन तत्सिद्धेरिति ॥

१ गमनं हि स्वदेशपरित्यागपूर्वकमपरदेशप्राप्तिः, तथा च ज्ञानस्यात्मदेशं विहाय ज्ञेयदेशप्राप्तौ निःस्वभावत्वमात्मनो भवेत्, स्याच्च ज्ञेयस्यात्मरूपत्वं एवञ्चात्मधर्मत्वं केवलस्य न स्यात्, आत्मविरहेऽपि भावादिति भावः ॥

આ કેવલજ્ઞાન શું વિષયને સંયુક્ત થઈને જાણે છે કે વિષયની સાથે સંયુક્ત થયા વગર જાણે છે? આવી શંકામાં કહે છે.

**ભાવાર્થ**–"તે કેવલજ્ઞાનવાળો જ 'સર્વજ્ઞ' કહેવાય છે."

**વિવેચન**–'કેવલજ્ઞાનવાન જ'–આ વચન કેવલજ્ઞાનનો કથંચિદ્ આત્માથી ભેદનો સ્વીકાર કરી કહેલ છે. તથાચ કથંચિદ્ ભેદ–અભેદ સંબંધથી કેવલજ્ઞાનવાળો 'સર્વજ્ઞ' છે. ખરેખર, આત્માનો પર્યાય જ કેવલજ્ઞાન છે અને આત્મા પરિમિત પરિમાણવાળો છે. ખરેખર, જેનો જે ધર્મ છે, તે ધર્મ તેમાં જ વર્તે છે. જેમ કે–ઘટમાં રૂપ. આત્મામાં જ સંવેદન હોવાથી તે સંવેદન (જ્ઞાન) આત્મસ્થ છે. તથાચ જ્ઞાન, આત્મસ્થ હોતું જ વિષયનો પરિચ્છેદ કરે છે, પરંતુ વિષયનો સંયોગ કરીને જ્ઞાન, વિષયને જાણતું નથી: કેમ કે–તે જ્ઞાનનો જ્ઞેય–વિષયના દેશ–ભાગમાં ગમનનો અસંભવ છે. જો ગમન (ખરેખર, ગમન એટલે સ્વદેશના ત્યાગપૂર્વક બીજા પ્રદેશની પ્રાપ્તિ. તથાચ જ્ઞાનની આત્માના દેશને છોડી જ્ઞેયદેશની પ્રાપ્તિમાં આત્મા સ્વભાવ વગરનો થઈ જાય! અને વિષયમાં આત્મરૂપતા થઈ જાય! તથા આ પ્રમાણે કેવલજ્ઞાનમાં આત્માનું ધર્મપણું ન થાય! કેમ કે–આત્માના અભાવમાં પણ ભાવ છે.) માનવામાં આવે, તો આત્માના સ્વભાવના અભાવનો પ્રસંગ થઈ જાય! કેમ કે–આત્માનો જ્ઞાન, સ્વભાવ છે અને આત્મધર્મપણાની હાનિનો પ્રસંગ આવી જાય! કેમ કે–આત્માના અભાવમાં પણ વિદ્યમાનતા છે.

ખરેખર, તેવી રીતે કેવલજ્ઞાન સકલવિષયક જ્ઞાન કહેવાય છે. સકલ અલોક અનંત હોઈ ગમનદ્વારા જાણી શકાય નહીં. ઈતિ. એથી જ 'तद्वान्' ઈતિ. સ્થલમાં નિત્ય સંબંધમાં 'मतुप्' પ્રત્યય જાણવો. 'सर्वज्ञ' ઈતિ. અરિહંત આદિ સર્વજ્ઞ છે. 'एव' શબ્દ ક્રમભેદવાચક છે. જેમ કે–અરિહંત વર્ધમાનસ્વામી આદિ જ કેવલવાળા છે, કેમ કે–નિર્દોષ છે. કપિલ આદિ બીજા નહીં, કેમ કે–પ્રમાણવિરૂદ્ધ વચનવાળા હોઈ નિર્દોષ નથી. તથાચ અરિહંતદેવ મોક્ષ કે સંસાર પ્રત્યે અગર કે મોક્ષના કે સંસારના કારણો પ્રત્યે નિર્દોષ (રાગ–દ્વેષ–મોહરૂપી દોષરહિત) છે, કેમ કે–ત્યાં પ્રમાણથી અવિરોધી વાકયવાળા છે. જેમ કે–રોગ–આરોગ્ય પ્રત્યે કે તે રોગ–આરોગ્યના કારણો પ્રત્યે વ્યાધિના ઉપશમમાં ઉત્તમ વૈદ્યરાજ. અહીં અસિદ્ધિ નથી, કેમ કે–અરિહંતદેવ મોક્ષ કે સંસાર પ્રત્યે અગર તેઓના કારણો પ્રત્યે પ્રમાણની સાથે અવિરોધી વચનવાળા છે. તે અરિહંતની વાણીનું પ્રતિપાદ્યપણાએ સંમત–અભિમત, અનેકાન્ત આત્મક તત્ત્વપ્રમાણથી અબાધ્યમાન હોવાથી, અરિહંતદેવ સ્વત્ર મોક્ષ કે સંસાર અગર તેના કારણોમાં પ્રમાણથી અવિરોધી વચનવાળા છે, કેમ કે–ત્યાં પ્રમાણથી અબાધ્યમાન અભિમત તત્ત્વવાળા છે. જેનું જ્યાં અભિમત તત્ત્વપ્રમાણથી બાધિત થતું નથી, તે ત્યાં પ્રમાણથી અવિરોધી વચનવાળો છે. જેમ કે–રોગ અને આરોગ્યમાં તથા તેના કારણભૂત તત્ત્વમાં ઉત્તમ વૈદ્યરાજ. આવા અનુમાનથી અરિહંતદેવનું પ્રમાણથી અવિરોધી વચન સિદ્ધ થયેલ છે. એથી આ અરિહંતદેવ નિર્દોષ છે. એથી જ અરિહંતદેવ કેવલ જ્ઞાની–સર્વજ્ઞ છે.

विकलस्य प्रकारं दर्शयति—

**अवधिमनःपर्यवौ तु तत्तदावरणक्षयोपशमजन्यत्वाद्विकलौ ॥ सूत्र-११ ॥**

अवधीति । तत्तदिति, अवधिज्ञानावरणस्य मनःपर्यवज्ञानावरणस्य च यः क्षयोपशमस्तज्जन्यत्वादित्यर्थः । अनयोर्मूर्त्तद्रव्यविषयकत्वेन मनोद्रव्यविषयकत्वेन च न सर्वविषयकत्वमिति विकलत्वम् । क्षयोपशमजन्यत्वादित्यनेन केवलज्ञानभिन्नता केवल्यवृत्तित्वञ्च सूचितम्, केवलज्ञानस्य क्षायिकत्वात् केवलिनः क्षायिकभाववत्त्वाच्च । निरन्तरं तस्य स्वभावतः केवलज्ञानदर्शनोपयोगव्यापृतत्वेनेतरोपयोगासम्भवाच्चेति ॥

વિકલના પ્રકારને કહે છે.

**ભાવાર્થ**—"અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન તો તે તે આવરણના ક્ષયોપશમથી જન્ય હોવાથી 'વિકલ' કહેવાય છે."

**વિવેચન**—અવધિજ્ઞાનાવરણનો અને મનઃપર્યાવાવરણનો જે ક્ષયોપશમ, તે તેનાથી જન્ય હોવાથી વિકલ છે.

આ અવધિ-મનઃપર્યવજ્ઞાનમાં ક્રમસર રૂપીદ્રવ્ય વિષયકત્વ અને મનોદ્રવ્ય વિષયકત્વ હોઈ, સર્વવિષયકપણું નથી માટે વિકલપણું છે. 'ક્ષયોપશમજન્ય હોવાથી'—આવા કથનથી, કેવલજ્ઞાનભિન્નતા અને કેવલીમાં વૃત્તિત્વનો અભાવ છે, એવું સૂચિત કરેલ છે; કેમ કે-કેવલજ્ઞાન ક્ષાયિક હોવાથી અને કેવલી ક્ષાયિકભાવવાળા છે. વળી નિરંતર તે કેવલી સ્વભાવથી કેવલજ્ઞાન-દર્શનરૂપ ઉપયોગના વ્યાપારવાળા હોઈ ક્ષાયોપશમિક ઉપયોગના અસંભવવાળા છે.

तत्रावधिं लक्षयति—

**इन्द्रियसंयमनिरपेक्षो रूपिद्रव्यविषयकस्साक्षात्कारोऽवधिः । स द्विविधो भवजन्यो गुणजन्यश्चेति । भवो जन्म, तस्माज्जन्यो यथा सुरनारकाणाम्, गुणस्सम्यग्दर्शनादिः, तज्जन्यो यथा नरतिरश्चाम् ॥ सूत्र-१२ ॥**

इन्द्रियेति, यद्विषयकज्ञानत्वावच्छिन्नं प्रति नियमेनेन्द्रियाणां संयमस्य चापेक्षा नास्ति तादृशो रूपिद्रव्यविषयकः साक्षात्कारोऽवधिरित्यर्थः । मतिज्ञानादौ मनःपर्यवज्ञाने चातिव्याप्तिवारणायेन्द्रियसंयमनिरपेक्षेति पदम् । संयमप्रत्ययावधिविशेषेऽव्याप्तिवारणायं नियमेनेत्युक्तं, पुद्गला रूपिण इति शाब्दबोधस्य वारणाय साक्षात्कार इत्युक्तम् । यादृशावधिस्संयमानन्तरमेव जातः तादृशावधेस्संयमसापेक्षत्वेनाव्याप्तिरतो रूपिसमव्याप्यविषयताशालिज्ञानवृत्तिज्ञानत्वव्याप्यजातिमत्त्वं लक्षणम् । परमा-

---

१. यत्र यत्रावधिविषयता तत् तत्सर्वं रूपिद्रव्यं तथा यद्यद्रूपिद्रव्यं तत्र सर्वत्रावधिविषयतेति समव्याप्यव्यापकभावो विज्ञेयः ।

वधिज्ञानमादाय सर्वावधिषु लक्षणसमन्वयः कार्यः । रूपिव्यापकविषयताकत्वं तु न वाच्यं केवलज्ञानेऽतिव्याप्तेः । ज्ञानत्वमादाय मत्यादावतिप्रसङ्गोन्मूलनाय ज्ञानत्वव्याप्येति । विषयतापदेन स्पष्टीयविषयता ग्राह्या तेन पुद्गला रूपिण इति शाब्दबोधे नातिप्रसङ्गः, तस्यास्पष्टीयविषयताकत्वादिति ॥

स चावधिर्जघन्यतोऽङ्गुलासंख्येयभागादारभ्य प्रदेशान्तरवृद्ध्योत्कृष्टतोऽलोकेऽपि लोकप्रमाणान्यसंख्येयखण्डानि क्षेत्रविषयः, कालोऽपि जघन्यत आवलिकाऽसंख्येयभागादारभ्यसमयोत्तरया वृद्ध्योत्कृष्टतोऽसंख्येयोत्सर्पिण्यवसर्पिणीलक्षणो विषय इति क्षेत्रकालरूपविषयभेदादसंख्येयभेदः । द्रव्यभावलक्षणविषयापेक्षया चानन्ता अपि भेदास्तथापि संक्षेपेण तस्य भेदमाह स इति, अवधिरित्यर्थः । भवजन्यं व्याख्याति भवो जन्मेति । तस्याधिकारिणमाह यथेति । गुणजन्यं व्याख्याति गुण इति, तस्याप्यधिकारिणमाह यथेति । तथा च तेषु भेदेषु मध्ये केचन भवप्रत्ययाः केचन गुणप्रत्ययाः, ननु सम्यग्दर्शनादिगुणजन्यस्य क्षायोपशमिकत्वं भवस्यौदयिकत्वेन तज्जन्यस्योदयिकत्वं प्राप्तं, क्षायोपशमिकभावे चावधिज्ञानमुच्यत इति विरोध इति, नैवम् , मुख्यतया भवजन्यस्यापि क्षयोपशमनिमित्तकत्वात् सोऽपि क्षयोपशमो नारकामरभवे सत्यवश्यं भवतीति तेषां भवजन्यत्वमुक्तमिति ॥

ત્યાં અવધિજ્ઞાનનું લક્ષણ.

**ભાવાર્થ**–" ઈન્દ્રિય અને સંયમની અપેક્ષા વગરનો, રૂપીદ્રવ્યવિષયક સાક્ષાત્કાર 'અવધિજ્ઞાન' કહેવાય છે. તે અવધિજ્ઞાન ભવજન્ય અને ગુણજન્યના ભેદે બે પ્રકારનું છે. ભવ એટલે જન્મ. તે જન્મરૂપ નિમિત્તજન્યરૂપ અવધિ ભવજન્ય છે. જેમ કે–દેવ–નારકોનું અવધિજ્ઞાન. ગુણ એટલે સમ્યગ્દર્શન આદિ. તેનાથી જન્ય ગુણજન્ય. જેમ કે–સંજ્ઞીપર્યાપ્ત મનુષ્ય–તિર્યંચોને અવધિજ્ઞાન.

**વિવેચન**–જે વિષયક જ્ઞાનત્વ–વિશિષ્ટ જ્ઞાન પ્રત્યે નિયમથી ઈન્દ્રિયોની અને સંયમની અપેક્ષા નથી. તેવો રૂપિદ્રવ્યોના વિષયવાળો સાક્ષાત્કાર (આત્મ માત્રથી જન્ય પ્રત્યક્ષ) અવધિજ્ઞાન કહેવાય છે.

**લક્ષણ**–' नियमतः इन्द्रियसंयमनिरपेक्षत्वेसति ' રૂપિદ્રવ્યવિષયક સાક્ષાત્કાર, એ અવધિજ્ઞાનનું લક્ષણ છે.

**પદકૃત્ય**–મતિજ્ઞાન આદિમાં અને મનઃપર્યવજ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'ઈન્દ્રિયસંયમનિરપેક્ષ' ઈતિ પદ છે. મતિજ્ઞાનાદિમાં ઈન્દ્રિયની અપેક્ષા અને મનઃપર્યવમાં સંયમની

---

१. तैजसभाषाद्रव्यापान्तरालवर्त्यनन्तप्रदेशिकाद्रव्यादारभ्य विचित्रवृद्ध्या सर्वमूर्त्तद्रव्याण्युत्कृष्टविषयपरिमाणमवधेरिति द्रव्यतो भावतश्च प्रतिवस्तुगतासंख्येयपर्यायरूपं विषयमानं, तस्मात्सर्वमपि पुद्गलास्तिकायमवधिग्राह्यश्च तत्पर्यायानाश्रित्यावधिविषयोऽनन्तो भाव्यः । तथा च ज्ञेयभेदेन ज्ञानभेदाद्द्रव्यभावलक्षणविषयापेक्षया अनन्तत्वमवधेरपीति भावः ॥

અપેક્ષા છે. સંયમનિમિત્તજન્ય વિશિષ્ટ અવધિજ્ઞાનમાં અવ્યાપ્તિના વારણ માટે 'નિયમેન' એમ કહેલ છે. અવધિજ્ઞાન માત્રમાં સંયમનો નિયમ નથી.

'પુદ્ગલો' રૂપી છે. આવા શાબ્દબોધમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'સાક્ષાત્કાર' એમ કહેલું છે.

૦ જે પ્રકારનો અવધિ, નિયમથી સંયમ પછી તરત જ થયો છે, તેવું અવધિજ્ઞાન સંયમની અપેક્ષાજન્ય હોઈ અવ્યાપ્તિ છે. માટે 'रूपिसमव्याप्यविषयताशालिज्ञानवृत्ति-ज्ञानत्वव्याप्यजातिमत्त्वं' એ અવધિજ્ઞાનનું લક્ષણ છે. આ લક્ષણ ધ્યાનમાં આવે તે માટે પ્રથમ સમવ્યાપ્યતા એટલે શું, તે જાણવું જોઈએ. જ્યાં જ્યાં સચેતનત્વ છે, ત્યાં ત્યાં પ્રાણાદિમત્વ છે અને જ્યાં જ્યાં પ્રાણાદિમત્વ છે, ત્યાં ત્યાં સચેતનત્વ છે. અર્થાત્ સચેતનત્વ અને પ્રાણાદિમત્વના ક્ષેત્ર સરખા છે. એ બેમાંથી કોઈનું ક્ષેત્ર અન્યથી-ન્યૂનાધિક નથી. આનું નામ સમવ્યાપ્યતા છે. જે બેના ક્ષેત્રો વિષમ હોય, તે બે વચ્ચે વિષમ વ્યાપ્યતા છે. જેમ કે-ધૂમ અને અગ્નિ. આ બેના ક્ષેત્રો નાનાં (વ્યાપ્ય) મોટાં (વ્યાપક) હોવાથી અત્ર વિષમ વ્યાપ્યાતા છે. પ્રસ્તુતમાં, જ્યાં જ્યાં રૂપિ સાક્ષાત્કાર અવિધજ્ઞાનની વિષયતા છે, ત્યાં ત્યાં સઘળું રૂપિદ્રવ્ય છે તથા જ્યાં જ્યાં સર્વ રૂપિદ્રવ્ય છે, ત્યાં ત્યાં સર્વત્ર અવધિજ્ઞાનની વિષયતા છે. આ પ્રમાણે રૂપિદ્રવ્ય અને અવધિવિષયતાનો સમવ્યાપ્ય વ્યાપકભાવ જાણવો. તથાચ રૂપિદ્રવ્ય સમવ્યાપ્યવિષયતા વિશિષ્ટ જ્ઞાનમાં રહેનાર જ્ઞાનત્વવ્યાપ્ય (અલ્પ દેશવૃત્તિ) જાતિ (અવધિજ્ઞાનત્વ જાતિ), એ અવધિજ્ઞાનનું લક્ષણ છે. પરમ અવધિજ્ઞાનને (સુવિશુદ્ધ-પરમ પ્રકર્ષપ્રાપ્ત અવધિજ્ઞાન અલોકમાં લોક જેવડા અસંખ્યાત ખંડોને જોઈ શકે છે.) લઈને સર્વ અવધિજ્ઞાનોમાં લક્ષણસમન્વય કરવો. 'રૂપિદ્રવ્યવ્યાપક વિષયતાવાળું જ્ઞાન' એમ નહીં કહેવું, કેમ કે-કેવલજ્ઞાનમાં અતિવ્યાપ્તિ છે. માટે સમજ્ઞાનત્વ લઈને મતિ આદિમાં અતિ-વ્યાપ્તિના વારણ માટે 'જ્ઞાનત્વવ્યાપ્ય' એમ કહેલ છે. વિષયતા પદથી સ્પષ્ટીય વિષયતા લેવી. તેથી 'પુદ્ગલો રૂપિ' છે. આવા શાબ્દબોધમાં અતિવ્યાપ્તિ નથી. આ શાબ્દબોધમાં અસ્પષ્ટીય-પરોક્ષ સંબંધી વિષયતા છે.

[ અર્થાત્ રૂપિદ્રવ્યત્વ નિરૂપિત સમનિયત વિષયતાક જ્ઞાનવૃત્તિ જ્ઞાનત્વ, જાતિમત્વ અવધિ-જ્ઞાનનું લક્ષણ છે. તેથી કેવલજ્ઞાનમાં સકલ રૂપિદ્રવ્યવિષયકપણું હોવા છતાં ત્યાં અતિવ્યાપ્તિ નથી, કેમ કે-કેવલજ્ઞાનવિષયતા. રૂપિદ્રવ્યથી ભિન્ન અરૂપીદ્રવ્ય આદિમાં હોઈ, રૂપિદ્રવ્યત્વ નિરૂપિત, તદ્વ્યાપ્યત્વ વિશિષ્ટ તદ્વ્યાપકત્વરૂપ સમનિયતપણાનો ત્યાં અભાવ છે. વ્યાપ્યત્વ એટલે તદ્ અભાવવદ્ અવૃત્તિત્વ કહેવાય છે. રૂપિદ્રવ્યત્વના અભાવવાળામાં અવૃત્તિત્વરૂપ વ્યાપ્યત્વ, રૂપિદ્રવ્યત્વના અભાવવાળા-અરૂપીદ્રવ્ય આદિમાં વિદ્યમાન કેવલજ્ઞાનવિષયતામાં નથી.

વ્યાપ્યવ્યાપકભાવરૂપ સમવ્યાપ્યવિષયતા કહેલ છે. એથી જ મનઃપર્યવજ્ઞાનમાં પણ અતિવ્યાપ્તિ નથી. વળી મનઃપર્યવજ્ઞાનનિરૂપિત વિષયતા રૂપિદ્રવ્યત્વવ્યાપ્ય છે, છતાં રૂપિ-દ્રવ્યત્વ વ્યાપક નથી. ખરેખર. વ્યાપકત્વ એટલે તત્સમાનાધિકરણ અત્યંતાભાવ પ્રતિયોગિ-

તાનવચ્છેદક ધર્મવત્વ કહેવાય છે. વળી તે રૂપિદ્રવ્યના અધિકરણીભૂત, મનોદ્રવ્યથી ભિન્ન ઘટ આદિરૂપ રૂપિદ્રવ્યમાં વિદ્યમાન, મનઃપર્યવજ્ઞાનની વિષયતાના અભાવનું પ્રતિયોગિતાવચ્છેદક ધર્મ, તે મનઃપર્યવજ્ઞાનવિષયતામાં નથી અને અનવચ્છેદક ધર્મ અવધિજ્ઞાનવિષયતામાં છે, અર્થાત્ રૂપિદ્રવ્યત્વની સાથે વ્યાપ્ય અને વ્યાપક અવધિજ્ઞાનની વિષયતા છે. જે જે રૂપિદ્રવ્ય છે, તે તે અવિધજ્ઞાનનો વિષય છે અને જે જે અવધિજ્ઞાનનો વિષય છે, તે તે રૂપિદ્રવ્ય છે. રૂપિદ્રવ્યત્વ સમનિયતવિષયતા, પરમ અવધિજ્ઞાનવિષયતા અને તે વિષયતાનું નિરૂપકજ્ઞાન પરમ અવધિજ્ઞાન છે. તેમાં રહેનારી જે જ્ઞાનત્વવ્યાપ્ય જાતિ, તે અવધિજ્ઞાનત્વ જાતિ છે. તે અવધિજ્ઞાનત્વ જાતિવાળું અને આત્મ માત્રની અપેક્ષાવાળું જ્ઞાન, એ અવવિજ્ઞાન કહેવાય છે. જાતિઘટિત લક્ષણના સ્વીકારથી પરમ અવધિથી ભિન્ન અવધિજ્ઞાન માત્રમાં સકલ રૂપિદ્રવ્યવિષયકત્વનો અભાવ છતાં અવ્યાપ્તિ નથી. ]

૦ વળી તે અવધિજ્ઞાન જઘન્યથી ક્ષેત્રની અપેક્ષાએ અંગુલના અસંખ્યાતમા ભાગથી માંડી પ્રદેશાન્તરની વૃદ્ધિદ્વારા, ઉત્કૃષ્ટથી અરૂપી અલોકાકાશમાં પણ લોકાકાશ જેવડા અસંખ્યાત ખંડો(ગોળાઓ)ને જાણે છે. (જ્ઞાનનું સામર્થ્ય સૂચવવા માટે આ અસત્ કલ્પના કરેલી છે.) આ પ્રમાણે ક્ષેત્રરૂપ વિષયવાળું અવધિજ્ઞાન છે.

૦ કાળની અપેક્ષાએ જઘન્યથી આવલિકાના અસંખ્યાતમા ભાગથી માંડી ઉત્કૃષ્ટથી એકાદિ સમયોની વૃદ્ધિથી અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણીરૂપ કાળવિષયવાળું અવધિજ્ઞાન છે. ક્ષેત્ર-કાળરૂપ વિષયના ભેદથી અસંખ્યાત ભેદવાળું અવધિજ્ઞાન છે. દ્રવ્ય-ભાવ (પર્યાય)ની અપેક્ષાએ ભાષા અને તૈજસદ્રવ્ય અંતર્વર્તી અનંતપ્રદેશી દ્રવ્યથી માંડી વિચિત્ર વૃદ્ધિથી સૂક્ષ્મ-બાદર સર્વ રૂપિદ્રવ્યોમાં ઉત્કૃષ્ટ વિષયપરિમાણ અવધિનું છે. ભાવની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુગત અસંખ્યાત પર્યાયરૂપ વિષયમાન છે. તેથી સઘળા પુદ્ગલ અસ્તિકાયને અને અવધિગ્રાહ્ય તેના પર્યાયોને આશ્રી, અવધિવિષય અનંત જાણવો. તથાચ જ્ઞેયના ભેદથી જ્ઞાનભેદ હોવાથી દ્રવ્ય-ભાવરૂપ વિષયની અપેક્ષાએ અનંતપણું અવધિનું પણ છે, એવો ભાવ છે. ભાવથી અનંત પર્યાયો જાણી શકે, પરંતુ દરેક દ્રવ્યના અનંત પર્યાયોને તે જાણી શકે નહિ. દ્રવ્ય-ભાવરૂપ વિષયની અપેક્ષાએ અનંત ભેદો હોવા છતાં સંક્ષેપથી તે અવધિજ્ઞાનના ભેદને કહે છે. ભવજન્ય અવધિને કહે છે. 'भवो जन्मे'ति । તેના અધિકારીને કહે છે. 'यथे'ति । ગુણજન્ય અવધિને કહે છે. 'गुण' इति । તેના અધિકારીને કહે છે. 'यथे'ति । તથાચ તે ભેદોમાં કેટલાક અવધિજ્ઞાનો ભવપ્રત્યયો અને કેટલાક અવધિજ્ઞાનો ગુણપ્રત્યયો (સમ્યગ્દર્શન-સંયમ-તપસ્યા આદિ ભાવ) છે.

શંકા-ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન આદિ ગુણજન્ય અવધિજ્ઞાનનું ક્ષાયોપશમિકત્વ યુક્ત છે. પરંતુ નારક આદિ ભવ તો ઔદયિક છે. અવધિજ્ઞાન તો ક્ષાયોપશમિક ભાવમાં છે અને નારક આદિ જન્મ ઔદયિકભાવમાં છે. એટલે આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ હોવાથી નારક આદિ જન્મ અવધિજ્ઞાનનો હેતુ કેમ હોઈ શકે ? ભવજન્ય અવધિજ્ઞાન ઔદયિક કેમ નહિ ?

**સમાધાન**-મુખ્યત્વે ભવજન્ય અવધિજ્ઞાન ક્ષયોપશમ નિમિત્તજન્ય હોઈ, તે ક્ષયોપશમ નારક કે દેવભવ હોયે છતે અવશ્ય થાય છે, તેથી તે દેવ-નારકોમાં ભવજન્ય અવધિજ્ઞાન કહેલ છે. ક્ષયોપશમમાં ભવની મુખ્યતા હોઈ-અનન્ય કારણતા હોઈ ભવજન્ય અવિધજ્ઞાન કહેલ છે. અશુદ્ધ નયમતથી કારણના કારણને પણ કારણ કહેવાય છે. આ અપેક્ષાએ અવધિ પ્રત્યે નારકાદિ ભવ કારણ છે.

બીજી રીતે અવધિજ્ઞાનોના ૭ પ્રકારોને કહે છે.

पुनरवधीनां षोढाऽपि सङ्ग्रहस्सम्भवतीत्याह—

**अनुगाम्यननुगामिहीयमानवर्धमानप्रतिपात्यप्रतिपातिभेदात् षड्विधोऽवधिः । अवधिमत्पुरुषसहगमनस्वभावोऽनुगामी ॥ सूत्र-१३ ॥**

**अनुगामीति** । स्पष्टम् । अनुगामिनं लक्षयति अवधिमदिति, यस्समुत्पन्नो देशान्तरमभिव्रजन्तं स्वामिनमनुगच्छति नेत्रादिवत्सोऽनुगाम्यवधिरित्यर्थः । ईदृग एवावधिर्नारकाणां देवानाञ्चभवति ॥

**ભાવાર્થ**-"અનુગામી-અનનુગામી-હીયમાન-વર્ધમાન-પ્રતિપાતિ અને અપ્રતિપાતિના ભેદથી ૭ (૬) પ્રકારનો અવધિ છે. અવધિવાળા પુરુષની સાથે ગમનના સ્વભાવવાળો અનુગામી 'અવધિ' કહેવાય છે."

**વિવેચન** જે ઉત્પન્ન થયેલું અવધિજ્ઞાન દેશાન્તર(ક્ષેત્રાન્તર)માં જતાં સ્વામીની સાથે નેત્ર આદિની માફક જાય છે, તે અનુગામી અવધિજ્ઞાન. આ જ અવધિજ્ઞાન દેવ અને નારકીઓને હોય છે.

अननुगामिनमाह—

**उत्पत्त्यवच्छेदकशरीरावच्छेदेनैव विषयावभासकोऽननुगामी ॥ सूत्र-१४ ॥**

**उत्पत्तीति** । शरीरपदमाश्रयपरं तथा च कायोत्सर्गस्थानादिपरिणामविशिष्टयादृगशरीरावच्छेदेनावधिरुत्पन्नः तत्स्थानादन्यस्थानमुपयातस्य तादृशपरिणामाभावेन तादृगशरीराभावादवधिरपि नश्यति तत्रैव स्थितस्य वर्त्तते च सोऽवधिरननुगामीत्यर्थः, अयं पूर्वश्चावधिर्मनुष्यतिरश्चां भवतीति भाव्यम् ॥

### અનનુગામી અવધિજ્ઞાનનું લક્ષણ.

**ભાવાર્થ**-"ઉત્પત્તિક્ષેત્રના આધારે જ વિષયપ્રકાશક જ્ઞાન, એ અનનુગામી અવધિજ્ઞાન."

**વિવેચન**-અહીં શરીરપદનો અર્થ આશ્રય છે. તથાચ કાયોત્સર્ગ-સ્થાન આદિ, પરિણામવિશિષ્ટ યાદૃશ (યથાવિધ) ક્ષેત્રના આધારે અવધિ ઉત્પન્ન થયો. તે સ્થાનથી બીજા સ્થાનમાં ગયેલાનો તથાવિધ પરિણામના અભાવથી અવધિ પણ નષ્ટ થાય છે. તે ક્ષેત્ર ઉત્પત્તિના ક્ષેત્રમાં રહેલાને વર્તે છે. તે અવધિ 'અનનુગામી' કહેવાય છે. આ અનનુગામી અને પૂર્વનો અનુગામી, બે અવધિજ્ઞાનો, ગર્ભજાદિવિશિષ્ટ મનુષ્ય અને સંજ્ઞીપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચોને હોય છે, એમ જાણવું.

हीयमानमाचष्टे—

**स्वोत्पत्तितः क्रमेणाल्पविषयो हीयमानः ॥ सूत्र-१५ ॥**

**स्वोत्पत्तित इति ।** षड्विधहानिष्वत्र प्रथमान्तिमपरित्यागेन चतुर्विधा हानिर्ग्राह्या, अवधिविषयभूतयोः क्षेत्रकालयोरनन्तत्वासम्भवेनानन्तभागहानेरनन्तगुणहानेश्चासम्भवात् । द्रव्यापेक्षया चानन्तभागहानिरनन्तगुणहानिरिति द्विविधैव स्वाभाव्यात् । पर्यायापेक्षया तु षड्विधापि हानिर्भवति । द्रव्यक्षेत्रकालपर्यायाणां संयोगे एकस्य हानावपरस्यापि हानिर्न तु वृद्धिः, तथा द्रव्यादेर्भागेन हानौ अपरस्यापि भागेनैव प्रायो हानिर्न तु गुणेन तथा गुणेन हानौ अपरस्यापि गुणेनैव हानिर्न तु भागेन । एवं वृद्धावपि भाव्यम् ।

**હીયમાન અવધિને કહે છે.**

**ભાવાર્થ**–"પોતાની ઉત્પત્તિના ક્ષેત્રની અપેક્ષાએ ક્રમે ક્રમે અલ્પ થતા વિષયવાળું અવધિજ્ઞાન, એ હીયમાન."

**વિવેચન**–છ (૬) પ્રકારની હાનિઓ પૈકી અહીં પહેલી અને છેલ્લી હાનિના પરિત્યાગપૂર્વક ચાર પ્રકારની હાનિ લેવી. અવધિના વિષયભૂત ક્ષેત્ર અને કાળમાં અનંતપણાનો અસંભવ હોઈ અનંત ભાગહાનિનો અને અનંત ગુણહાનિનો અસંભવ છે. વળી દ્રવ્યની અપેક્ષાએ અનંત ભાગહાનિ અને અનંત ગુણહાનિ–એમ બે પ્રકારની જ હાનિ છે, કેમ કે–સ્વભાવ જ છે. પર્યાયભાવની અપેક્ષાએ તો છ (૬) પ્રકારવાળી પણ હાનિ હોય છે. દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–પર્યાયોના સંયોગમાં એકની હાનિમાં બીજાની પણ હાનિ, પરંતુ વૃદ્ધિ નથી. તથા દ્રવ્ય આદિના ભાગે કરી હાનિમાં બીજાની પણ ભાગે કરી પ્રાયઃહાનિ છે, પરંતુ ગુણે કરી નહિ. તેમ જ ગુણોની અપેક્ષાએ હાનિમાં બીજાની પણ ગુણથી હાનિ છે, પરંતુ ભાગથી હાનિ નહીં. આ પ્રમાણે વૃદ્ધિમાં પણ વિચારવું.

वर्धमानमाह—

**स्वोत्पत्तितः क्रमेणाधिकविषयी वर्धमानः ॥ सूत्र-१६ ॥**

**स्वोत्पत्तित इति ।** यावत्क्षेत्रं प्रथमावधिज्ञानिना दृष्टं ततः प्रतिसमयमसंख्यातभागवृद्धिं कश्चित्पश्यति कोऽपि संख्यातभागवृद्धिं अन्यस्तु संख्यातगुणवृद्धिमपरश्चासंख्यातगुणवृद्धिमित्येवं वृद्धिमानवधिरित्यर्थः ।

**વર્ધમાનનું કથન.**

**ભાવાર્થ**–"પોતાના ઉત્પત્તિક્ષેત્રની અપેક્ષાએ ક્રમથી અધિક વિષયવાળું અવધિજ્ઞાન, એ વર્ધમાન."

**વિવેચન**–જેટલું ક્ષેત્ર પ્રથમ અવધિજ્ઞાનીવડે દેખાયું, તેના કરતાં સમયે સમયે, ૧–અસંખ્યાત ભાગવૃદ્ધિને કોઈક દેખે છે, તો કોઈક ૨–સંખ્યાત ભાગવૃદ્ધિને દેખે છે. બીજો તો ૧–સંખ્યાતગુણવૃદ્ધિને દેખે છે અને કોઈક ૨–અસંખ્યાત ગુણવૃદ્ધિને દેખે છે. આ

પ્રમાણે વૃદ્ધિવાળું 'વર્ધમાન અવધિ' કહેવાય છે. [અહીં અનંત-ભાગવૃદ્ધિ નથી, કેમ કે-અવધિવિષયભૂત ક્ષેત્ર-કાળમાં અનંતપણાનો અસંભવ છે.]

प्रतिपातिनमाचष्टे—

उत्पत्त्यनन्तरं पतनशीलः प्रतिपाती ॥ सूत्र-१७ ॥

**उत्पत्तीति** । उत्पत्त्यनन्तरं कियन्तमपि कालं स्थित्वा ततो ध्वंसनस्वभाव इत्यर्थः । अत्रायं भावः, अवधिज्ञानावरणक्षयोपशमजन्यावधिज्ञाननिर्गमस्थानानि फड्डकान्युच्यन्ते । तानि चैकजीवस्य संख्येयान्यसंख्येयानि च भवन्ति तत्र चैकफड्डकोपयोगे च जन्तुर्नियमास्सर्वत्र सर्वैरपि फड्डकैरुपयुक्तो भवत्येकोपयोगत्वात् जीवस्यैकलोचनोपयोगे द्वितीयलोचनोपयोगवत् । एतानि च फड्डकानि त्रिधा भवन्ति, अनुगामुकानि अननुगामुकानि मिश्राणीति । एतानि च पुनः प्रत्येकं त्रिधा भवन्ति प्रतिपातीन्यप्रतिपातीनि मिश्राणि च एतानि च मनुष्यतिर्यक्षु योऽवधिस्तस्मिन्नेव भवन्ति न देवनारकावधौ ॥

**પ્રતિપાતિ અવધિનું વર્ણન.**

**ભાવાર્થ**-"ઉત્પન્ન થયા બાદ પડવાના સ્વભાવવાળો 'પ્રતિપાતી' કહેવાય છે."

**વિવેચન**-ઉત્પત્તિ પછી કેટલાક કાળ સુધી રહી ત્યાર બાદ ધ્વંસના સ્વભાવવાળો 'પ્રતિપાતિ અવધિ.' અહીં આ ભાવ છે કે-અવધિજ્ઞાન આવરણના ક્ષયોપશમથી જન્ય અવધિજ્ઞાનના નિર્ગમ-પ્રગટ થવાના કે જવાના સ્થાનો ઓરડાની જાળીઓની અંદર રહેલ દીપકની પ્રભા નિર્ગમસ્થાન સમાન, તીવ્ર-મધ્યમ-મંદદ્વારમાં ઉપયોગી ફડ્ડકો છે. જેમ કે-અનુગામી અપ્રતિપાતિ ફડ્ડકો તીવ્ર શુદ્ધિયુક્ત હોઈ તીવ્ર કહેવાય છે. તે ફડ્ડકો એક જીવને સંખ્યાતા અને અસંખ્યાતા હોય છે. ત્યાં એક ફડ્ડક ઉપયોગમાં પ્રાણી નિયમથી સઘળા ફડ્ડકો સાથે ઉપયોગવાળો થાય છે, કેમ કે-એક ઉપયોગ છે. જેમ કે-એક નેત્રના ઉપયોગમાં બીજા નેત્રનો ઉપયોગ. આ ફડ્ડકો (ફાડાઓ) અનુગામી, અનનુગામી અને મિશ્રના ભેદથી ત્રણ પ્રકારવાળા છે. આ ત્રણના પણ દરેકના ત્રણ ત્રણ ભેદો છે. અનુગામી=પ્રતિપાતિ, અપ્રતિપાતિ અને મિશ્ર. મિશ્ર=પ્રતિપાતી, અપ્રતિપાતી અને મિશ્ર. અનનુગામી=પ્રતિપાતિ, અપ્રતિપાતિ અને મિશ્ર. આ ફડ્ડકો મનુષ્યોમાં અને તિર્યંચોમાં જે અધિજ્ઞાન છે તેમાં જ હોય છે, દેવ-નારકીના અવધિમાં નહીં.

अथाप्रतिपातिनमाह—

तद्विपरीतोऽप्रतिपाती ॥ सूत्र-१८ ॥

**तद्विपरीत इति** । प्रतिपातिविपरीत इत्यर्थः । तत्र नैरयिकभवनपतिवानमन्तरज्योतिष्कवैमानिका अनुगाम्यप्रतिपात्यवधय एव गर्भजातिविशिष्टमनुष्यतिर्यक्पञ्चेन्द्रियाणान्तु षड्विधाः ॥

**હવે અપ્રતિપાતિ અવધિનું કથન.**

**ભાવાર્થ**-"તેનાથી વિપરીત 'અપ્રતિપાતી' કહેવાય છે."

**વિવેચન**-પ્રતિપાતિથી વિપરીત 'અપ્રતિપાતી' કહેવાય છે. નારકી-ભવનપતિ-વ્યંતર-જ્યોતિષી-વૈમાનિકો, અનુગામી-અપ્રતિપાતી અવધિવાળા જ હોય છે. તિર્યંચ સંજ્ઞી-પર્યાપ્ત પંચેન્દ્રિયોને અને ગર્ભજ આદિ વિશિષ્ટ મનુષ્યોમાં છ ભેદો અવધિના સંભવે છે.

अथ मनःपर्यवं लक्षयति—

**संयमविशुद्धिहेतुकं मनोद्रव्यपर्यायमात्रसाक्षात्कारि ज्ञानं मनःपर्यवः। स ऋजुमतिविपुलमतिभेदेन द्विविधः ॥ सूत्र-१९ ॥**

संयमेति। मनोद्रव्यपर्यायमात्रसाक्षात्कारिज्ञानत्वं लक्षणम्। संयमविशुद्धिहेतुकमिति तु अप्रमत्तत्वर्द्धिप्राप्तिक्षान्त्यादिमत एवेदमिति सूचनाय। मात्रपदं अवधिज्ञाने केवले वाऽतिव्याप्तिवारणाय। अवधिर्हि मनस्साक्षात्कार्यपि स्कन्धान्तरसाक्षात्कारीति न दोषः, एवं केवलेऽपि। न च मनस्त्वपरिणतस्कन्धालोचितं बाह्यमप्यर्थं मनःपर्यवज्ञानं साक्षात्करोतीत्यसम्भव इति वाच्यम्, बाह्यार्थानां तथाविधमनःपरिणामान्यथानुपपत्तिलिङ्गकानुमानेनैव ग्रहणाभ्युपगमात्, मनःपर्यवस्य धर्मिग्राहकप्रमाणेन मनोद्रव्यमात्रालम्बनतयैव सिद्धेः। अर्धतृतीयद्वीपसमुद्रपरिमाणमानुषक्षेत्रवृत्तिमनोद्रव्यविषयमिदं ज्ञानं न तद्बहिर्भूतप्राणिमनांस्यवगच्छति। तथा संज्ञिर्जीवैर्मनोद्रव्याणि गृहीत्वा मनस्त्वेन परिणमितानां द्रव्यमनसामनन्तान् पर्यायान् विषयीकरोतीदम्। न तु भावमनसः पर्यायान्, अमूर्त्तत्वात् छद्मस्थस्य चामूर्त्तविषयायोगात्। अत एव मनःपर्यायमात्रविषयकसाक्षात्कारिज्ञानत्वमित्यनुक्त्वा मनोद्रव्येत्युक्तम्। मनोद्रव्याणि वीक्ष्य चिन्तनञ्चातीतानागतपल्योपमासंख्येयभागविषयम्। पटुतरक्षयोपशमप्रभवत्वादिदं यतो विशेषमेव गृह्णदुत्पद्यते न सामान्यमतो ज्ञानरूपमेव न तु दर्शनरूपम्। अत्र मनःपर्यवज्ञानी मनश्चिन्ताप्रवर्त्तकानि द्रव्याणि जानाति बाह्यार्थांश्चाचक्षुर्दर्शनेन पश्यतीत्यतः कथं न तस्य दर्शनरूपता, अन्यथा पश्यतीति प्रयोगानुपपत्तिः स्यात् यदि चाचक्षुर्दर्शनेन पश्यति तर्हि मतिश्रुतवत्परोक्षत्वं प्राप्तं, अचक्षुर्दर्शनस्य तत्रैव समावेशात् प्रत्यक्षार्थविषये मनःपर्यवज्ञाने परोक्षार्थविषयस्याचक्षुर्दर्शनस्य कथं प्रवृत्तिरिति पूर्वपक्षः, अत्र केचिद्वदन्ति समाधानम्, मनःपर्यवज्ञानी पश्यत्यवधिदर्शनेन, मनःपर्यवज्ञानेन जानातीत्योत न विरोध इति तन्न सम्यक्, अवधिमन्तरेणापि मतिश्रुतमनःपर्यवरूपज्ञानत्रयस्यागमे प्रतिपादितत्वात्, किन्तु एकस्यैव मनःपर्यवज्ञानिनः प्रमातुर्मनःपर्यवज्ञानानन्तरमेव मानसमचक्षुर्दर्शनमुत्पद्यत इति न ज्ञानाति

१. न चावधेर्दर्शनवन्मनःपर्यवस्यापि दर्शनं स्यात् ततस्तेनासौ पश्यतीति व्यपदेश उपपत्स्यत इति वाच्यम् चतुर्विधदर्शनादधिकस्य दर्शनस्यागमेऽनुक्तत्वात्। न च चक्षुर्दर्शनादिचतुष्टयाधिक्येनानुक्तमपि विभङ्गदर्शनं यथाऽवधिदर्शनेऽन्तर्भूतं तथा मनःपर्यवदर्शनमपि अवधिदर्शनान्तर्भूतं सदवधिदर्शनसञ्ज्ञितं भविष्यतीति वाच्यम्, तथापि शास्त्रविरोधात्, मतिश्रुतमनःपर्ययज्ञानवतो दर्शनद्वयस्यैव मतिश्रुतावधिमनःपर्ययज्ञानवतश्च दर्शनत्रयस्यैव शास्त्रे प्रोक्तत्वात्, यदि मनःपर्यायदर्शनमपि स्यात्तदा मतिश्रुतमनःपर्ययज्ञानी दर्शनद्वयवान्न स्यादिति ॥

पश्यतीति व्यवहारयोरनुपपत्तिः, अत एव न परोक्षत्वाद्यापत्तिः, ज्ञानभेदात् । चैवं मनःपर्यवज्ञानिनः प्रत्यक्षज्ञानित्वं विरुद्धयते, परोक्षज्ञानवत्त्वादिति वाच्यं भिन्नविषयत्वात्, न ह्यवधिज्ञानिनश्चक्षुर्दर्शनाचक्षुर्दर्शनाभ्यां पश्यतः प्रत्यक्षज्ञानितायां कोऽपि विरोध इति विभावनीयम् ॥ मनःपर्यवज्ञानसमृद्धिमतामप्रमत्तसंयतानामुत्पद्यमानमिदं द्विधा समुत्पद्यत इत्याह स इति मनःपर्यव इत्यर्थः । मननं मतिस्संवेदनमित्यर्थः ऋज्वी सामान्यग्राहिणी मतिः ऋजुमतिः, घटोऽनेन चिन्तित इत्यादिसामान्याकाराध्यवसायनिबन्धनभूता कतिपयपर्यायविशिष्टमनोद्रव्यपरिच्छेदरूपेत्यर्थः । विपुला विशेषग्राहिणी मतिर्घटोऽनेन चिन्तितस्स च सौवर्णः पाटलिपुत्रकोऽद्यतनो महानपवरकस्थितः फलपिहित इत्याद्यध्यवसायहेतुभूता प्रभूतविशिष्टमनोद्रव्यपरिच्छेदरूपेत्यर्थः ॥

## મનઃપર્યવજ્ઞાનનું લક્ષણ.

**ભાવાર્થ**–"સંયમની વિશુદ્ધિરૂપ હેતુથી જન્ય, માત્ર મનોદ્રવ્યનો સાક્ષાત્કાર કરનારૂં જ્ઞાન, એ 'મનઃપર્યવજ્ઞાન' છે. તે ઋજુમતિ–વિપુલમતિના ભેદથી બે પ્રકારનું છે."

**વિવેચન**–દ્રવ્યમનના પર્યાયનું જ માત્ર સાક્ષાત્કાર કરનાર જ્ઞાનત્વ, એ મનઃપર્યાયનું લક્ષણ છે. 'संयमविशुद्धिहेतुकमिति' આ શબ્દ, અપ્રમતપણાની ઋદ્ધિની પ્રાપ્તિ, ક્ષમા આદિવાળા મુનિને જ આ જ્ઞાન થાય છે, એમ સૂચવવા કહેલ છે. 'માત્ર'પદ અવધિજ્ઞાનમાં અને કેવલજ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે છે.

૦ ખરેખર, અવધિજ્ઞાન મનનું સાક્ષાત્ કરનારૂં હોવા છતાં, મન સિવાય બીજા રૂપીપુદ્ગલસ્કંધોને જાણે છે. જ્યારે મનઃપર્યવજ્ઞાન તો માત્ર મનને જ જાણે છે, બીજા રૂપીદ્રવ્યને નહીં. એ પ્રમાણે કેવલજ્ઞાન સકલવિષયક હોઈ દોષ નથી.

**શંકા**–મનપણાએ પરિણત સ્કંધમાં વિચારેલ બાહ્ય પણ અર્થને સાક્ષાત્ કરે છે, એમ જો કહેવામાં આવે તો અસંભવ દોષ કેમ નહીં ?

**સમાધાન**–મનઃપર્યવજ્ઞાની મનોદ્રવ્યને માત્ર સાક્ષાત્ કરે છે, પરંતુ બાહ્ય પદાર્થરૂપ ચિંતનીય વસ્તુને અનુમાનથી જાણે છે. અર્થાત્ જ્યારે કોઈ એક પુરુષ મનમાં કોઈ એક બાહ્ય વસ્તુને વિચારે છે, ત્યારે વિચારમાં વિષયભૂત બાહ્ય વસ્તુના આકારથી પરિણત તેના મનના દ્રવ્યને સાક્ષાત્ કરે છે. મનઃપર્યવજ્ઞાન બાહ્ય પદાર્થોને સાક્ષાત્ કરતું નથી, પરંતુ બાહ્ય પદાર્થોને તથાવિધ મન.પરિણામ–મનના ચિંતનીય બાહ્ય વસ્તુના આકારપર્યાયરૂપ અન્યથા અનુપપત્તિ હેતુજન્ય અનુમાનથી જાણે છે, એમ સ્વીકાર કરેલ છે. વળી ચિંતકનો, આ મનનો ઘટ આદિનો આકારપર્યાય ચિંતનીય બાહ્ય વસ્તુથી પેદા થયેલો છે, કેમ કે–તેના આકારનો પર્યાય છે. જે જેના આકારનો પર્યાય, તે તે વસ્તુથી પેદા થયેલો છે. જેમ કે–સ્ફટિકમાં જાસુદના ફૂલનો લાલ આકારનો પર્યાય. અહીં મનઃપર્યવજ્ઞાનની ધર્મિગ્રાહકપ્રમાણથી મનોદ્રવ્ય માત્ર આલંબનપણાએ સિદ્ધિ છે, એમ જાણવું.

० આ મનઃપર્યવજ્ઞાન, અઢીદ્વીપ-બે સમુદ્રપરિમાણવાળા મનુષ્યક્ષેત્રવૃત્તિ મનોદ્રવ્યના વિષયવાળું છે. તે મનુષ્યક્ષેત્રથી બહાર રહેલ પ્રાણીઓના મનોને જાણતું નથી. તેમજ આ મનઃપર્યવજ્ઞાન, સંજ્ઞી જીવોએ મનોદ્રવ્યોને લઈ મનપણાએ પરિણમાવેલા દ્રવ્યમનોના અનંત પર્યાયોને વિષય કરે છે, પરંતુ ભાવમનના પર્યાયોને વિષય કરતું નથી, કેમ કે-અરૂપી છે. વળી છદ્મસ્થજ્ઞાનમાં અરૂપી વિષયોનો યોગ નથી.

० એથી જ મનઃપર્યાય માત્ર વિષયક સાક્ષાત્કારજ્ઞાનસ્વરૂપ લક્ષણ નહીં કહીને 'મનોદ્રવ્યપર્યાય' એમ કહેલ છે.

० મનોદ્રવ્યને જોઈને ચિંતન, અતીત-અનાગત પલ્યોપમના અસંખ્યાતમા ભાગના વિષયવાળું છે.

० પટુતરક્ષયોપશમથી જન્ય હોઈ આ મનઃપર્યવજ્ઞાન વિશેષને-પર્યાયને ગ્રહણ કરતું ઉત્પન્ન થાય છે, સામાન્યને ગ્રહણ કરતું ઉત્પન્ન થતું નથી, માટે મનઃપર્યવજ્ઞાનરૂપ જ કહેવાય છે, 'દર્શનરૂપ' કહેવાતું નથી.

**પૂર્વપક્ષ**-અહીં મનઃપર્યવજ્ઞાની, મનની ચિંતામાં પ્રવર્તક દ્રવ્યોને જાણે છે અને બાહ્ય અર્થોને અચક્ષુદર્શનથી જુવે છે. આથી તે મનઃપર્યવમાં દર્શનરૂપતા કેમ નહીં? અન્યથા 'જુવે છે' એવા પ્રયોગની અનુપપત્તિ થાય! અને જો અચક્ષુદર્શનથી દેખે છે, તો મતિ-શ્રુતની માફક મનઃપર્યવમાં પરોક્ષતા પ્રાપ્ત થશે, કેમ કે-અચક્ષુદર્શનનો મતિ-શ્રુતમાં સમાવેશ છે. પ્રત્યક્ષ અર્થના વિષયવાળા મનઃપર્યવજ્ઞાનમાં પરોક્ષ અર્થવિષયભૂત અચક્ષુદર્શનની કેવી રીતે પ્રવૃત્તિ?

**ઉત્તરપક્ષ**-અહીં કેટલાક સમાધાન કરે છે કે-મનઃપર્યવજ્ઞાની અવધિદર્શનથી જુવે છે અને મનઃપર્યવજ્ઞાનથી જાણે છે એથી વિરોધ નથી. આ સમાધાન બરોબર નથી, કેમ કે-અવધિ સિવાય પણ મતિ-શ્રુત-મનઃપર્યવરૂપ ત્રણ જ્ઞાનોનું આગમમાં પ્રતિપાદન છે. [**પ્રશ્ન**-અવધિદર્શનની માફક મનઃપર્યવનું દર્શન થશે જ, કેમ કે-તેમના મનઃપર્યવદર્શનથી 'આ જુવે છે' આવા વ્યવહારની ઉત્પત્તિ છે જ ને?

**ઉત્તર**-ચાર પ્રકારના દર્શનથી અધિક દર્શનનું કથન આગમમાં નથી. વળી એમ પણ શંકા ન કરવી કે-'જેમ ચાર દર્શનથી અધિક દર્શન નથી કહ્યું છતાં વિભંગદર્શન અવધિદર્શનમાં અંતર્ગત છે, તેમ મનઃપર્યવદર્શન પણ અવધિદર્શનમાં અંતર્ગત હોતું અવધિદર્શન સંજ્ઞાવાળું થશે જ.' કેમ કે-તેમ કરવા જતાં પણ શાસ્ત્રની સાથે વિરોધ છે. મતિ-શ્રુત-મનઃપર્યવવાળામાં બે દર્શનો અને મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યાયવાળામાં ત્રણ દર્શનો જ શાસ્ત્રમાં કહેલા છે. જો મનઃપર્યવદર્શન હોય, તો મતિ-શ્રુત-મનઃપર્યવજ્ઞાની બે દર્શનવાળો ન કહેવાય. ઈતિ.] પરંતુ એક જ મનઃપર્યવજ્ઞાનીરૂપ પ્રમાતામાં મનઃપર્યવજ્ઞાન પછી તરત જ માનસરૂપ અચક્ષુદર્શન ઉત્પન્ન થાય છે, માટે 'જાણે છે-દેખે છે' એવા બે વ્યવહારની અનુપપત્તિ નથી. એથી જ પરોક્ષપણા આદિની આપત્તિ નથી, કેમ કે-જ્ઞાનભેદ છે.

**શંકા**–આ પ્રમાણે તો મનઃપર્યવજ્ઞાનીમાં પ્રત્યક્ષ જ્ઞાનીપણાનો વિરોધ આવે છે, કેમ કે–તે પરોક્ષજ્ઞાન છે જ ને?

**સમાધાન**–આ ઠીક નથી, કેમ કે–વિષયનો ભેદ છે. ખરેખર, અવધિજ્ઞાની ચક્ષુદર્શન–અચક્ષુદર્શનથી જોનાર છતાં, પ્રત્યક્ષ જ્ઞાનીપણામાં કોઈ પણ જાતનો વિરોધ નથી એવું વિચારવું.

મનઃપર્યવની સમૃદ્ધિવાળા–અપ્રમત સંયતોને ઉત્પન્ન થતું મનઃપર્યવજ્ઞાન બે પ્રકારે ઉત્પન્ન થાય છે. મનન–વિચારવું તે મતિ અર્થાત્ સંવેદન, ઋજુ એટલે સામાન્ય ગ્રાહકમતિ–ઋજુમતિ. 'આણે ઘડો ચિંતવ્યો' ઈત્યાદિ સામાન્ય આકારના અધ્યવસાયમાં કારણભૂત, કેટલાક પર્યાયોથી વિશિષ્ટ મનોદ્રવ્યના પરિચ્છેદ–જ્ઞાનરૂપ હોય છે.

વિપુલમતિ–વિપુલ એટલે વિશેષ ગ્રાહકમતિ. 'આ ઘડો ચિંતવ્યો' અને તે ઘડો, સોનાનો–પાટલીપુત્ર નગરનો–આજનો–મોટો–ઓરડામાં રહેલો–શ્રીફલ આદિ ફળોથી ઢાંકેલો, ઈત્યાદિ અધ્યવસાયના હેતુભૂત ઘણા વિશિષ્ટ મનોદ્રવ્યના પરિચ્છેદ–જ્ઞાનરૂપ છે.

भेदयोरनयोर्विशेषान्तरमाह—

**आद्यज्ञानं कदाचित्प्रच्यवते द्वितीयन्तु न कदापीत्यनयोर्वैषम्यम् ॥ सूत्र–२० ॥**

**आद्येति** । कदाचिदित्युक्तत्वादाकेवलं कदाचिन्न प्रतिपततीति भावः । द्वितीयं त्विति विपुलमतिरिति भावः, न कदापीति आकेवलमिति शेषः, वैषम्यमिति स्वगतो भेद इत्यर्थः ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टधर–श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां पारमार्थिकप्रत्यक्षनिरूपणो नाम प्रथमः किरणः ॥

**ઋજુ અને વિપુલમતિમાં વિશેષાન્તરને કહે છે.**

**ભાવાર્થ**–"પ્રથમ ઋજુમતિજ્ઞાન કદાચ પડે છે, પરંતુ બીજું વિપુલમતિજ્ઞાન કદાચ પડતું નથી, એમ આ બંનેમાં વિશેષતા છે."

**વિવેચન**–'કદાચિત્' એમ કહેવાથી કેવલજ્ઞાનપર્યંત કદાચ પડતું નથી. વિપુલમતિ તો કેવલજ્ઞાન સુધી કદી પણ પડતું નથી. 'वैषम्यमिति' સ્વ(પોતા)માં રહેલો ભેદ છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરના પટ્ટધર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરચરણકમલમાં સ્થાપિત ભક્તિસમુદાયવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિએ રચેલ તત્ત્વન્યાયવિભાકરના સ્વોપજ્ઞ ન્યાયપ્રકાશ નામક ટીકામાં પારમાર્થિક પ્રત્યક્ષ નિરૂપણ નામક પ્રથમ કિરણ સમાપ્ત.

## । अथ द्वितीयः किरणः ।

एवं प्रत्यक्षभेदे निरूपिते परोक्षभेदान्निरूपयितुं प्रथमतः परोक्षलक्षणं प्रकाशयति—

**व्यवहितात्मद्रव्यजन्यं ज्ञानं परोक्षम् ॥ सूत्र–१ ॥**

**व्यवहितेति ।** साक्षादात्मना न जन्यते यज्ज्ञानमपि तु व्यवधायकानिन्द्रियादीनाश्रित्य, तादृशं ज्ञानं निमित्तापेक्षत्वाद् व्यवहितात्मद्रव्यजन्यं अतः परोक्षमित्युच्यत इत्यर्थः । न च निमित्तापेक्षत्वं व्यभिचारि, अवधिनान्तरङ्गस्य क्षयोपशमस्य बहिरङ्गस्य विषयादेरपेक्षणात्, एवं मनःपर्यवज्ञानमपि निमित्तापेक्षं, केवलज्ञानमपि घातिकर्मक्षयं विषयञ्चापेक्षत एवेति वाच्यम्, विशिष्टनिमित्तापेक्षत्वस्यैव वाच्यत्वात्, तच्च विशिष्टं निमित्तमिन्द्रयानिन्द्रियाख्यं श्रुते च मतिपूर्वकत्वमपि, अतो न व्यभिचारः ॥

## સાંવ્યવહારિક પ્રત્યક્ષ નામક બીજું કિરણ.

પારમાર્થિક પ્રત્યક્ષના નિરૂપણ બાદ પરોક્ષના ભેદોનું નિરૂપણ કરવા માટે પહેલાં પરોક્ષનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**–"વ્યવહિત આત્મદ્રવ્યથી જન્ય જ્ઞાન 'પરોક્ષ' કહેવાય છે."

**વિવેચન**–સાક્ષાત્ આત્માથી જે જ્ઞાન જન્ય થતું નથી, પરંતુ વ્યવધાનકારક ઈન્દ્રિય આદિની અપેક્ષા રાખીને પેદા થતું જ્ઞાન નિમિત્તોની અપેક્ષા રાખનારૂં હોઈ વ્યવહિત આત્મ-દ્રવ્યજન્ય છે, માટે 'પરોક્ષ' છે. (પરની સાથે, અક્ષ–ઈન્દ્રિયાદિની સાથે જન્યજનકભાવરૂપ સંબંધ જેનો છે એવો, અથવા પર એટલે પુદ્ગલમય હોઈ, જીવની અપેક્ષાએ ભિન્ન દ્રવ્ય ઈન્દ્રિય–મનોથી અક્ષ–આત્માનો જે સંબંધ તે પરોક્ષ છે. આવી વ્યુત્પત્તિથી ઈન્દ્રિય–મન-દ્વારા આત્માને અર્થવિષયનો સાક્ષાત્કાર, એવો ભાવ છે.)

**શંકા**–પરોક્ષપણાની સિદ્ધિમાં નિમિત્તાપેક્ષત્વરૂપ હેતુ વ્યભિચારી છે, કેમ કે–અવધિજ્ઞાન અંતરંગ–આંતર્ નિમિત્તરૂપ ક્ષયોપશમની અને બહિરંગ–બાહ્ય નિમિત્તરૂપ વિષયની અપેક્ષા રાખે છે. મનઃપર્યવજ્ઞાન પણ નિમિત્તની અપેક્ષાવાળું છે. કેવલજ્ઞાન પણ ઘાતિકર્મના ક્ષયની અને જ્ઞેયવિષયની અપેક્ષા રાખે છે. માટે અવધિ–મનઃપર્યવ–કેવલજ્ઞાન આદિ પ્રત્યક્ષ જ્ઞાનોમાં પરોક્ષત્વસાધક નિમિત્તાક્ષેપપણું હોઈ વ્યભિચાર કેમ નહીં?

**સમાધાન**–અહીં વિશિષ્ટ નિમિત્ત અપેક્ષાજન્યપણું વાચ્ય હોઈ કોઈ દોષ નથી. અર્થાત્ વિશિષ્ટ નિમિત્ત ઈન્દ્રિય–અનિન્દ્રિય નામક મતિ–શ્રુતમાં અને શ્રુતમાં મતિપૂર્વકપણું છે તથા તીર્થંકર આદિના ઉપદેશ–શબ્દથી જન્યપણું છે, માટે વિશિષ્ટ નિમિત્તની અપેક્ષા હોઈ મતિ–શ્રુતમાં પરોક્ષપણું છે. અવધિજ્ઞાનાદિમાં વિશિષ્ટ નિમિત્તથી અપેક્ષારૂપ હેતુનો અભાવ હોઈ વ્યભિચાર નથી.

अथ सांव्यवहारिकप्रत्यक्षलक्षणमाचष्टे—

**इन्द्रियमनोजन्यो विशदावभासस्सांव्यवहारिकप्रत्यक्षम् ॥ सूत्र–२ ॥**

इन्द्रियेति । इन्द्रियेण मनसा तदुभयेन वा जन्यो विशदावभास इत्यर्थः, तत्रेन्द्रियनिमित्तको विशदावभासो मनोहीनानामेकद्वित्रिचतुरिन्द्रियाणामसंज्ञिपञ्चेन्द्रियाणाञ्च । मनोजन्यो विशदावभासो मानससुखादिज्ञानम्, तत्र चक्षुरादिव्यापाराभावात् । तदुभयजन्यो विशदावभासः पञ्चेन्द्रियाणां घटादिरूपादिचाक्षुषादिज्ञानम् । इन्द्रियजन्यविशदावभासत्वस्य सुखादिमानसेऽव्याप्त्या मनःपदम् । मनोजन्यविशदावभासत्वस्येन्द्रियमनोजन्यविशदावभासत्वस्य वैकेन्द्रियादीनां प्रत्यक्षेऽसत्त्वादिन्द्रियजन्यविशदावभासत्वमपि विवक्षितं, स्मृतिप्रत्यभिज्ञादावतिव्याप्तिवारणाय विशदावभासत्वमुक्तम् । तदुभयजन्यविशदावभासत्वन्तु लक्षणे न प्रवेशनीयं फलाभावात्, पञ्चेन्द्रियचाक्षुषादिप्रत्यक्षस्य मानसस्य चेन्द्रियमनोऽन्यतरजन्यत्वात्, तथा चेन्द्रियमनोऽन्यतरजन्यविशदावभासत्वं सांव्यवहारिकप्रत्यक्षस्य लक्षणम्, मनःपदमुपलक्षकमोघस्य, ओघस्सामान्यमप्रविभक्तरूपम् । ओघज्ञाने नेन्द्रियादि निमित्तं, केवलं मत्यावरणक्षयोपशमविशेष एव कारणम् । वल्ल्यादीनां नीव्राद्यभिसर्पणज्ञानमोघज्ञानम् । सांव्यवहारिके प्रत्यक्षे केषाञ्चिदालोकविषयेन्द्रियाण्यपेक्षाकारणानि, सति प्रकाशे विषय इन्द्रिये च ज्ञानोदयस्य दृष्टत्वात्तत्राप्यन्तरङ्गापेक्षाकारणमिन्द्रियाणि, पारमार्थिकन्तु कारणं क्षयोपशमस्सर्वज्ञानसाधारणमिति ॥

## સાંવ્યવહારિક પ્રત્યક્ષનું લક્ષણ.

**ભાવાર્થ**[१]–"ઇન્દ્રિય–મનથી જન્ય વિશદ અવભાસ, એ 'સાંવ્યવહારિક પ્રત્યક્ષ' છે.

**વિવેચન**–ઇન્દ્રિયથી, મનથી કે ઇન્દ્રિય–મન ઉભયથી જન્ય વિશદ અવભાસ (પ્રત્યક્ષ), ત્યાં ઇન્દ્રિયનિમિત્તજન્ય વિશદ અવભાસ, મનરહિત–એકેન્દ્રિય–દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય–અને ચતુરિન્દ્રિય અસંજ્ઞીપંચેન્દ્રિયોને હોય છે. મનરૂપ નિમિત્તજન્ય, વિશદ અવભાસ (પ્રત્યક્ષ) માનસ સુખ આદિરૂપ જ્ઞાન કહેવાય છે, કેમ કે–ત્યાં ચક્ષુ આદિ ઇન્દ્રિયોના વ્યાપારનો અભાવ છે.

० ઇન્દ્રિય–મનરૂપ ઉભયજન્ય વિશદ અવભાસ (પ્રત્યક્ષ) પંચ ઇન્દ્રિયોનું ઘટ આદિ રૂપાદિ ચાક્ષુષ આદિ રૂપ જ્ઞાન જાણવું.

**લક્ષણ**–ઇન્દ્રિયજન્યત્વે સતિ મનોજન્યત્વે સતિ ઇન્દ્રિય–મન ઉભયજન્યત્વે સતિ વિશદ અવભાસત્વ, એ સાંવ્યવહારિક પ્રત્યક્ષનું લક્ષણ છે.

**પદકૃત્ય**–જો 'ઇન્દ્રિયજન્ય વિશદ અવભાસત્વ' એમ કહેવામાં, સુખાદિ વિષયક માનસ પ્રત્યક્ષમાં અવ્યાપ્તિ આવે છે, માટે તેના વારણ માટે 'મનઃ' એવું પદ મૂકેલ છે.

'મનોજન્ય વિશદ અવભાસત્વ કે ઇન્દ્રિય–મન ઉભયજન્ય વિશદ અવભાસત્વ' એમ કહેવામાં એકેન્દ્રિય આદિના પ્રત્યક્ષમાં અવ્યાપ્તિ આવે છે, માટે તેના વારણ માટે ઇન્દ્રિયજન્ય વિશદ અવભાસત્વ પણ વિવક્ષિત કરેલ છે.

---

१. परैरक्षं सम्बन्धन जन्यजनकभावलक्षणमस्येति, परेभ्यः पुद्गलमयत्वेन जीवापेक्षया भिन्नेभ्यो द्रव्येन्द्रियमनोभ्योऽक्षस्य जीवस्य यत्तत्परोक्षमिति वा व्युत्पत्त्या इन्द्रियमनोव्यवधानेन जीवस्यार्थविषयसाक्षात्कार इति भावः ॥

० સ્મૃતિ–પ્રત્યભિજ્ઞાન આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'વિશદ અવભાસત્વ' કહેલ છે. વળી ઈન્દ્રિય-મનરૂપ ઉભયજન્ય વિશદ અવભાસત્વ તો લક્ષણમાં દાખલ નહીં કરવું જોઈએ, કેમ કે-ફળનો અભાવ છે.

વળી પંચેન્દ્રિયના ચાક્ષુષ આદિ પ્રત્યક્ષ અને માનસ પ્રત્યક્ષ, ઈન્દ્રિયથી કે મનથી જન્ય છે. તથાચ ઈન્દ્રિયમનોઽન્યતરજન્ય વિશદ અવભાસત્વ, સાંવ્યવહારિક પ્રત્યક્ષનું લક્ષણ જાણવું. અહીં મનઃપદ ઉપલક્ષક છે (સ્વબોધક અને પોતાનાથી બીજાનું બોધક છે), માટે ઓઘસંજ્ઞાનું મન.પદથી ગ્રહણ કરવું. ઓઘસંજ્ઞા એટલે સામાન્ય–અવ્યક્ત ઉપયોગરૂપ વિશેષ વગરનું જ્ઞાન. આ ઓઘસંજ્ઞાના જ્ઞાનમાં ઈન્દ્રિય આદિ નિમિત્ત નથી, ફક્ત મતિ-જ્ઞાનાવરણનો ક્ષયોપશમવિશેષ જ કારણ છે. જેમ કે-વેલડી આદિનું (છાપરાના આગળનો ભાગ) નેવાં–વાડ–વૃક્ષ આદિ તરફ જવાના જ્ઞાનરૂપ ઓઘજ્ઞાન છે.

० સાંવ્યવહારિક પ્રત્યક્ષમાં, કેટલાંક જ્ઞાનોમાં આલોક–વિષય–ઈન્દ્રિયો–અપેક્ષાકારણો છે, કેમ કે–પ્રકાશ–વિષય ઈન્દ્રિય હોયે છતે જ્ઞાનનો ઉદય દેખેલો છે. ત્યાં પણ અંતરંગ અપેક્ષા-કારણ ઈન્દ્રિયો છે. પારમાર્થિક કારણ તો સર્વ ક્ષયોપશમિક જ્ઞાનવ્યાપક ક્ષયોપશમ છે. ઈતિ.

ननु किन्तावज्ज्ञानस्य विशदावभासत्वं, नेन्द्रियार्थसन्निकर्षोत्पन्नत्वं चाक्षुषज्ञानेऽव्याप्तेश्चक्षुषोऽप्राप्यकारित्वेनार्थसन्निकर्षाभावात् । नापि प्रतीत्यन्तराव्यवधानेन प्रतिभासमानत्वमीहादिषु सन्देहाद्यपेक्षिष्वव्याप्तेः । न चान्यान्येन्द्रियव्यापारादेवेहादीनामुत्पत्तेर्न तत्र संशयादीनामपेक्षेति वाच्यमनुभवपराहतत्वात्सन्देहादिभ्यो जायमानत्वेनैवेहादीनां प्रतीयमानत्वात् । न चावग्रहेहापायधारणा एकसंवेदनरूपास्ततः प्रतीत्यन्तराव्यवधानेन प्रतिभासमानत्वमक्षतमेवेति वाच्यं स्याद्वादिभिरस्माभिस्तेषामेकत्वस्येवानेकत्वस्यापि स्वीकृतत्वादव्याप्तिः स्थास्यत्येवेत्याशङ्कायामाह—

**अनुमानादिभ्यो विशेषप्रकाशनाद्विशदत्वमस्य ॥ सूत्र-३ ॥**

**अनुमानादिभ्य इति** । विशेषप्रकाशनादिति, नियतवर्णसंस्थानार्थाकाराणां प्रतिभासनात्, अनुमाने च तदभावादिति भावः । ज्ञाने च विशदावभासत्वं प्रबलतरज्ञानावरणवीर्यान्तरायकर्मक्षयोपशमविशेषाद्भवति, न पदार्थधर्मो विशदावभासत्वं सर्वदा तस्य तथैवावभासप्रसङ्गाद्रूपादिवदिति ॥

જ્ઞાનમાં વિશદ અવભાસત્વ શું છે ?

० સાંવ્યવહારિક પ્રત્યક્ષમાં વિશદ અવભાસત્વ 'ઈન્દ્રિયાર્થ સંનિકર્ષ જન્યત્વ'રૂપ નથી, કેમ કે–ચક્ષુ અપ્રાપ્ય પ્રકાશકારી હોઈ, અર્થવિષયની સાથે સંયોગસંબંધનો અભાવ હોઈ ચાક્ષુષ પ્રત્યક્ષ જ્ઞાનમાં અવ્યાપ્તિ છે.

० પ્રતીતિ અંતર(જ્ઞાનાન્તર)ના અવ્યવધાનદ્વારા પ્રતિભાસમાનત્વરૂપ વિશદાવભાસત્વ અહીં નથી, કેમ કે-સંદેહજ્ઞાન આદિની અપેક્ષાવાળા ઈહા આદિ જ્ઞાનમાં અવ્યાપ્તિ છે.

**શંકા**–જુદી જુદી ઇન્દ્રિયોના વ્યાપારથી જ ઇહા આદિની ઉત્પત્તિ હોવાથી ત્યાં ઇહા બાદ સંશય આદિની અપેક્ષા નથી જ ને ?

**સમાધાન**–આ તમારું કથન અનુભવથી બાધિત છે, કેમ કે-સંદેહ આદિથી જ ઉત્પન્ન થતા ઇહા આદિ પ્રતીતિવિષય બને છે.

**શંકા**–અવગ્રહ-ઇહા-અપાય-ધારણા એક સંવેદન(મતિજ્ઞાન)રૂપ છે, તેથી પ્રતીતિ અંતર-જ્ઞાનાન્તરના અવ્યવધાનદ્વારા પ્રતિભાસમાનપણું અક્ષત છે જ ને ?

**સમાધાન**–અમોએ-સ્યાદ્‌વાદીઓએ તે અવગ્રહ-ઇહા-અપાય-ધારણા આદિમાં અપેક્ષાએ એકપણાની માફક અનેકપણાનો પણ સ્વીકાર કરેલ હોવાથી અવ્યાપ્તિ સ્થિર જ રહેશે જ. આથી આ શંકામાં કહે છે કે-

**ભાવાર્થ**–"અનુમાન આદિ કરતાં વિશેષોના પ્રકાશનથી આ સાંવ્યવહારિક પ્રત્યક્ષનું વિશદપણું છે."

**વિવેચન**–અનુમાન-આગમ આદિ પરોક્ષ પ્રકારો કરતાં વિશેષથી=નિયત-વર્ણ-સંસ્થાન-પરિમાણ આદિ અર્થના આકારરૂપ વિશેષોનું પ્રતિભાસનરૂપ સ્પષ્ટત્વ આ સાંવ્યવહારિક પ્રત્યક્ષમાં છે. જેવો પ્રત્યક્ષમાં, વિષયના નિયત-વર્ણ-સંસ્થાન આદિ ભાસે છે, તેવો વિશેષ અવભાસ અનુમાન આદિમાં નથી. આવી સ્પષ્ટતા સઘળા પ્રત્યક્ષમાં વર્તે છે.

० જ્ઞાનમાં વિશદ અવભાસત્વ, પ્રબલતર જ્ઞાનાવરણીય-વીર્યાન્તરાયકર્મના ક્ષયોપશમ-વિશેષથી થાય છે, પરંતુ વિશદ અવભાસત્વ પદાર્થનો ધર્મ નથી. જો પદાર્થધર્મ માનવામાં આવે, તો સર્વદા તેનો તે પ્રકારે જ અવભાસનો પ્રસંગ આવી જાય ! જેમ કે-રૂપ આદિ પદાર્થધર્મ છે તેમ આ નથી.

अथ तद्विभजते—

तद्विविधमैन्द्रियं मानसञ्च । इन्द्रियजन्यप्रत्यक्षमैन्द्रियम् । मनोजन्यप्रत्यक्षं मानसम् ॥ सूत्र-४ ॥

तदिति । सांव्यवहारिकप्रत्यक्षमित्यर्थः । ऐन्द्रियं लक्षयति इन्द्रियेति, इन्द्रियजन्यत्वस्य प्रत्यभिज्ञानादौ प्रत्यक्षत्वस्य मानसप्रत्यक्षे सत्त्वादुभयम् । मानस लक्षयति मन इति, स्मृत्यादौ मनोजन्यत्वस्यैन्द्रिये प्रत्यक्षत्वस्य सत्त्वादुभयम् । मनोऽत्र द्रव्यरूपं ग्राह्यमन्यथैन्द्रियेऽतिव्याप्तिस्तदवस्था स्यात् । अवग्रहादिषु मनसो हेतुत्वेऽपि न तत्र तदसाधारणमतो न तत्रातिव्याप्तिरसाधारणतया मनोजन्यत्वस्य विवक्षणात्, अत एव वा नैन्द्रियेऽतिव्याप्तिरिति ॥

ननु प्रत्यक्षलक्षणेऽस्मिन्निन्द्रियमनोजन्यत्वमुक्तम् । तत्र किन्तावदिन्द्रियं परैर्मनसोऽपीन्द्रियत्वेन ग्रहणादत्र तस्य पार्थक्ये किं वा बीजमित्याशङ्कायामाह—

## તે સાંવ્યવહારિક પ્રત્યક્ષનો વિભાગ કહે છે.

**ભાવાર્થ**-"તે ઐન્દ્રિય અને માનસના ભેદે બે પ્રકારનું છે. ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ 'ઐન્દ્રિય' છે અને મનોજન્ય પ્રત્યક્ષ 'માનસ' કહેવાય છે."

**વિવેચન**-સાંવ્યવહારિક પ્રત્યક્ષ બે પ્રકારનું છે. ઐન્દ્રિય પ્રત્યક્ષનું લક્ષણ.

**લક્ષણ**-'ઇન્દ્રિયજન્યત્વે સતિ પ્રત્યક્ષત્વ' ઐન્દ્રિયપ્રત્યક્ષનું લક્ષણ છે.

**પદકૃત્ય**-'ઇન્દ્રિયજન્યત્વ' એમ કહેવામાં પ્રત્યભિજ્ઞાન આદિમાં અતિવ્યાપ્તિ અને પ્રત્યક્ષ એમ કહેવામાં માનસપ્રત્યક્ષમાં અતિવ્યાપ્તિના વારણ માટે પ્રત્યક્ષત્વ અને ઇન્દ્રિયજન્યત્વ, એમ બંને મૂકેલ છે.

**માનસપ્રત્યક્ષનું લક્ષણ**-'મનોજન્યત્વે સતિ પ્રત્યક્ષત્વ' માનસપ્રત્યક્ષનું લક્ષણ છે. સ્મૃતિ આદિમાં મનોજન્યત્વ હોઈ, અતિવ્યાપ્ત હોઈ પ્રત્યક્ષત્વ મૂકેલ છે. ઐન્દ્રિયપ્રત્યક્ષમાં પ્રત્યક્ષત્વ અતિવ્યાપ્ત હોઈ મનોજન્યત્વ મૂકેલ છે. અહીં મન એટલે દ્રવ્યમન સમજવું. જો દ્રવ્યમનનું ગ્રહણ કરવામાં ન આવે, તો ઐન્દ્રિયપ્રત્યક્ષમાં અતિવ્યાપ્તિ ઉભી જ છે, કેમ કે-ઉપયોગરૂપ ભાવમન છે જ. અવધિ આદિમાં વિષયરૂપે મનનું હેતુપણું છતાં અતિવ્યાપ્તિ નથી, કેમ કે-અસાધારણ મનોજન્યત્વ વિવક્ષિત છે.

એથી જ ચાક્ષુષ આદિ પ્રત્યક્ષમાં મનનું કારણપણું છતાં ત્યાં ચાક્ષુષ આદિ પ્રત્યક્ષમાં મન અસાધારણ કારણ નથી, પરંતુ સાધારણપણાએ કારણ છે. માટે ત્યાં ચાક્ષુષ આદિ પ્રત્યક્ષમાં અતિવ્યાપ્તિ નહીં આવે, કેમ કે-અસાધારણપણાએ મનોજન્યત્વની વિવક્ષા છે.

પ્રત્યક્ષ લક્ષણમાં ઇન્દ્રિય-મનોજન્યત્વ કહેલું છે, તો ત્યાં ઇન્દ્રિય શું અને કેટલી છે? અથવા બીજાઓએ મનને ઇન્દ્રિયરૂપે ગ્રહણ કરેલી છે. અહીં તેના પૃથક્પણામાં શું બીજ છે? આવી આ શંકામાં કહે છે કે-

### तत्रेन्द्रियं द्रव्यभावभेदेन द्विविधम् ॥ सूत्र-५ ॥

तत्रेति । सांव्यवहारिकप्रत्यक्षलक्षणघटकीभूतमिन्द्रियं द्रव्यत्वभावत्वरूपविभाजकधर्मद्वयवदित्यर्थः । द्रव्यं परिणामविशेषपरिणतवर्णादिचतुष्टयवत्पुद्गलात्मकम्, भाव आत्मपरिणतिविशेषः, एतेन पृथिव्यप्तेजोवाय्वाकाशरूपत्वं व्युदस्तम्, तथाहि-घ्राणं पार्थिवं रूपादिषु सन्निहितेषु गन्धस्यैवाभिव्यञ्जकत्वाद्गोघृतवदित्यनुमानं पृथिवीगन्धाभिव्यञ्जकजलेऽनैकान्तिकम् । रसनं जलीयं रूपादिषु सन्निहितेषु रसस्यैवाभिव्यञ्जकत्वान्मुखशोषिणां लालावदित्यनुमानं लवणे व्यभिचरितम् । चक्षुस्तैजसं रूपादिषु सन्निहितेषु रूपस्यैवाभिव्यञ्जकत्वात्प्रदीपवदित्यनुमानं मणौ व्यभिचरितम्, रूपस्यैव प्रकाशकत्वात् मणेस्तैजसत्वानभ्युपगमाच्च तथा चन्द्रकिरणादौ व्यभिचाराच्च । न च तस्य तैजसत्वान्न व्यभिचार इति वाच्यम्, उष्णस्पर्शशून्यत्वेन तैजसत्वासम्भवात्, चन्द्रकिरणं न तैजसं शैत्याज्जलवदित्यनुमानेन तैजसत्वाभावसिद्धेः । स्पर्शनं वायवीयं रूपादिषु सन्निहितेषु स्पर्शस्यैवाभिव्यञ्जकत्वादङ्गसङ्गिसलिलशैत्याभिव्यञ्जक-

व्यजनपवनवदित्यनुमानं घनसारादावनैकान्तिकम् तस्य हि जले शीतस्पर्शस्यैवाभिव्यञ्जकत्वाद्वायवीयत्वाभावाच्च। पृथिव्यादीनामत्यन्तभिन्नजातीयत्वासिद्ध्या तदारब्धत्वासिद्धेश्च। शब्दस्स्वसमानजातीयविशेषगुणवतेन्द्रियेण गृह्यते सामान्यविशेषवत्त्वे सति बाह्यैकेन्द्रियप्रत्यक्षत्वाद्रूपादिवदित्यनुमानञ्च शब्दस्याकाशगुणत्वासिद्ध्याऽसिद्धमिति न पार्थिवत्वादिर्कान्द्रियाणामिति भावः ॥

**ભાવાર્થ**-"ઈન્દ્રિય, દ્રવ્ય અને ભાવના ભેદે બે પ્રકારની છે."

**વિવેચન**-સાંવ્યવહારિક પ્રત્યક્ષના લક્ષણમાં વર્તનાર ઈન્દ્રિય, દ્રવ્યત્વ અને ભાવત્વરૂપ વિભાગકારક બે ધર્મવાળી છે.

૦ પરિણામવિશેષથી પરિણત વર્ણ આદિ ચારવાળા પુદ્ગલરૂપ દ્રવ્ય જાણવું. ભાવ એટલે આત્માની વિશિષ્ટ પરિણતિ છે. આ કથનથી ઈન્દ્રિયોનું પૃથિવી-પાણી-અગ્નિ-વાયુ અને આકાશરૂપપણાનું ખંડન થઈ જાય છે.

૦ તથાહિ-ઘ્રાણરૂપ ઈન્દ્રિય (નાક) પૃથિવીથી બનેલી છે, કેમ કે-રૂપ આદિ હોવા છતાં ગંધની અભિવ્યંજક-પ્રકાશક ગ્રાહક છે. જેમ કે-ગાયનું ઘી. પરંતુ પૃથિવી ગંધના અભિવ્યંજક જળમાં અનૈકાન્તિક વ્યભિચાર હોઈ ઘ્રાણેન્દ્રિય પાર્થિવ નથી.

૦ રસન ઈન્દ્રિય (જીભ) જળથી નિષ્પન્ન છે; કેમ કે-રૂપ આદિ હોવા છતાં માત્ર રસની અભિવ્યંજક છે. જેમ કે-મુખના શોષવાળાને લાળ. આ પણ અનુમાન-લક્ષણમાં વ્યભિચારવાળું હોવાથી રસન જલીય નથી.

૦ ચક્ષુ ઈન્દ્રિય તૈજસ (અગ્નિના કાર્યરૂપ) છે, કેમ કે-રૂપ હોવા છતાં રૂપનું અભિવ્યંજક છે. જેમ કે-પ્રદીપ. આવું અનુમાન મણિમાં વ્યભિચારવાળું છે, કેમ કે-રૂપનું જ પ્રકાશન હોઈ મણિમાં તૈજસપણાનો સ્વીકાર કરેલો નથી તથા ચંદ્રકિરણ આદિમાં વ્યભિચાર હોઈ ચક્ષુ તૈજસ નથી.

**શંકા**-તે ચંદ્રકિરણ આદિ તૈજસ છે, તો વ્યભિચાર કેવી રીતે?

**સમાધાન**-ચંદ્રકિરણ આદિમાં ઉષ્ણસ્પર્શનો અભાવ હોઈ તૈજસપણાનો અસંભવ છે. ચંદ્રકિરણ તૈજસ નથી, કેમ કે-શીતપણું છે. જેમ કે-જળ. આવા અનુમાનથી તૈજસપણાનો અભાવ સિદ્ધ થાય છે.

૦ સ્પર્શન ઈન્દ્રિય વાયવીય (વાયુજન્ય) છે, કેમ કે-રૂપ આદિ હોવા છતાં સ્પર્શની જ અભિવ્યંજક છે. જેમ કે-અંગની સાથે સંબંધી પાણીરૂપ પરસેવાની શીતતાનો અભિવ્યંજક પંખાનો પવન. આવું અનુમાન ઘનસાર-કપૂર આદિમાં વ્યભિચારવાળું છે. તે કપૂરનું જળમાં શીતસ્પર્શનું જ અભિવ્યંજકપણું છે અને કપૂરમાં વાયવીયપણાનો અભાવ છે. વળી પૃથિવી આદિમાં અત્યંત ભિન્ન જાતિયપણાથી અસિદ્ધિ હોવાથી પૃથિવી આદિથી આરબ્ધ(જન્ય)પણાનો અભાવ છે.

૦ શબ્દ સ્વસમાનજાતીય વિશેષ ગુણવાળી ઈન્દ્રિય વડે ગ્રાહ્ય બને છે, કેમ કે-

સામાન્ય વિશેષવાન હોયે છતે બાહ્ય એકેન્દ્રિય પ્રત્યક્ષ છે એવું અનુમાન. શબ્દમાં આકાશ-ગુણત્વની અસિદ્ધિદ્વારા અસિદ્ધ બને છે. આ પ્રમાણે ઈન્દ્રિયોનું પાર્થિવત્વ આદિ નથી.

[ શબ્દ પોતાની સમાન જાતિના (ગુણત્વવ્યાપ્ય જાતિશબ્દત્વરૂપ સમાન જાતિવાળા) વિશેષ ગુણરૂપ શબ્દ (સમવાય સંબંધથી) આશ્રય. કર્ણશષ્કુલી અવચ્છિન્ન આકાશરૂપ શ્રોત્રેન્દ્રિયથી ગ્રહણવિષય બને છે, કેમ કે–સામાન્ય (શબ્દત્વ) વિશેષ(તીવ્ર–મંદ આદિ)વાળો છે અને મનથી ભિન્ન ઈન્દ્રિય બહિરિન્દ્રિય કહેવાય છે. એક સંખ્યાત્વાદિ, દ્વીન્દ્રિયગ્રાહ્ય હોઈ દ્વીન્દ્રિયગ્રહણ યોગ્યતારહિત અને બહિરિન્દ્રિયથી યોગ્ય પ્રત્યક્ષ છે. જેમ કે–રૂપ આદિ એવું અનુમાન અસિદ્ધ છે, કેમ કે–શબ્દ આકાશનો ગુણ નથી પણ પૌદ્ગલિક છે, કેમ કે–રૂપ આદિની માફક ઈન્દ્રિયના વિષયરૂપ છે. શબ્દ પૌદ્ગલિક હોવાથી સામાન્યવિશેષ આત્મક છે. ]

द्रव्येन्द्रियं विभजते—

**निर्वृत्त्युपकरणभेदेन द्रव्येन्द्रियं द्विविधम् । निर्वृत्तिराकारः ॥ सूत्र–६ ॥**

**निर्वृत्तीति ।** निर्वर्त्तनं निर्वृत्तिः प्रतिविशिष्टस्संस्थानविशेषस्तदेवाह निर्वृत्तिराकार इति । उपक्रियतेऽनेनेत्युपकरणमुभयमपि पुद्गलपरिणामम्, भावेन्द्रियस्योपयोगस्य निमित्तं भवति ॥

**દ્રવ્ય ઈન્દ્રિયનો વિભાગ કરે છે.**

**ભાવાર્થ**–"નિર્વૃત્તિ અને ઉપકરણના ભેદથી દ્રવ્યેન્દ્રિય બે પ્રકારની છે. નિર્વૃત્તિ એટલે આકાર."

**વિવેચન**–નિર્વર્ત્તન–બનાવવું તે નિર્વૃત્તિ, અર્થાત્ પ્રતિવિશિષ્ટ–જાતજાતનો વિશિષ્ટ આકાર. ઉપકરણ એટલે જેના વડે ઉપકાર કરાય–ઉપકારક. આ નિર્વૃત્તિ અને ઉપકરણ બંને ઈન્દ્રિયો પુદ્ગલના પરિણામવાળી હોતી ભાવેન્દ્રિયરૂપ ઉપયોગ પ્રત્યે નિમિત્ત બને છે.

निर्वृत्तीन्द्रियं विभजते—

**निर्वृत्तीन्द्रियमपि द्विविधं बाह्याभ्यन्तरभेदात् । बाह्यं पर्पटिकादि, आन्तरं कदम्बपुष्पाद्याकारः पुद्गलविशेषः ॥ सूत्र–७ ॥**

**निर्वृत्तीति ।** आभ्यन्तरबाह्यभेदभिन्नं निर्वृत्तीन्द्रियं निर्माणनामकर्मविशेषेण च निर्वर्त्तितमुपयोगेन्द्रियस्यावधानप्रदाने द्वारभूतम् । तत्र बाह्याया निर्वृत्तेर्बहुविधाऽऽकारता पर्पटिकादिरूपेणेत्याशयेनाह बाह्यं पर्पटिकादीति । श्रोत्रस्येयं बाह्या निर्वृत्तिः । नेत्रादीनां भ्रूप्रभृतयः । आन्तरस्वरूपमाहान्तरमिति, कदम्बेति, अयं श्रोत्रस्यान्तर्निर्वृत्तिरूपः, आदिना धान्यमसूराकारश्चक्षुषः, अतिमुक्तककुसुमचन्द्रकाकारो घ्राणस्य क्षुरप्राकारो रसनस्य नानाकारः स्पर्शनस्य ग्राह्य. । शब्दादिग्रहणोपकारे निर्वृत्तिर्वर्तते ॥

**નિર્વૃત્તિઈન્દ્રિયનો વિભાગ.**

**ભાવાર્થ**–"નિર્વૃત્તિઈન્દ્રિય પણ બાહ્ય–અભ્યંતરના ભેદથી બે પ્રકારની છે. જેમ

કે-કાનપાપડી (કાનપટ્ટી) આદિ બાહ્ય-આંતર ઈન્દ્રિય કદંબના ફૂલ આદિના આકારરૂપ પુદ્ગલવિશેષ છે."

**વિવેચન**-આભ્યંતર અને બાહ્યરૂપ ભેદવાળી નિર્વૃત્તિઈન્દ્રિય છે અને નિર્માણનામરૂપ વિશિષ્ટ કર્મથી બનેલી અને ઉપયોગરૂપ ઈન્દ્રિયને જાગૃતિ આપવામાં દ્વારભૂત છે. ત્યાં બાહ્ય નિર્વૃત્તિમાં અનેક પ્રકારવાળી આકારતા પર્પટિકા આદિ રૂપે હોય છે.

० આ શ્રોત્રેન્દ્રિયની બાહ્ય આકૃતિ છે. નેત્ર આદિમાં ભૂભ્રમર, આંખનો ડોળો વગેરે છે.

० શ્રોત્રેન્દ્રિયની કદંબફૂલના આકાર જેવી આંતર નિર્વૃત્તિઈન્દ્રિય છે. ચક્ષુ ઈન્દ્રિયની આકૃતિ મસુર નામના ધાન્ય સરખી છે. ઘ્રાણેન્દ્રિયની આકૃતિ અતિમુક્તક પુષ્પ જેવી ચંદ્રક (ચંદ્રકપૂર) જેવી, કાહલનામક વાજિંત્ર જેવી છે.

० રસનેન્દ્રિયની આકૃતિ ખરેખર ખરપડા જેવી છે.

० સ્પર્શેન્દ્રિયની આકૃતિ જુદા જુદા જીવને આશ્રી વિવિધ પ્રકારની છે. આ નિર્વૃત્તિ શબ્દ આદિ વિષયના ગ્રહણમાં ઉપકારક છે.

अथोपकरणेन्द्रियमाचष्टे—

**आन्तरेन्द्रियनिष्ठस्स्वस्वार्थग्रहणसामर्थ्यात्मकशक्तिविशेष उपकरणेन्द्रियम् । पुद्गलशक्तिरूपत्वादस्य द्रव्यत्वम् । अस्योपघाते च निर्वृत्तीन्द्रियसत्त्वेऽपि नार्थग्रहः ॥ सूत्र-८ ॥**

**आन्तरेति** । आन्तरेन्द्रियं श्रोत्राद्यन्तर्निर्वृत्तिः कदम्बपुष्पाद्याकारस्तद्वृत्तिर्यो विषयग्रहणसामर्थ्यात्मकश्शक्तिविशेषश्शक्तिशक्तिमतोरभेदात् सोऽपि द्रव्येन्द्रियमुच्यत इति भावः । इदमपीन्द्रियं बाह्याभ्यन्तरनिर्वृत्तिनिष्ठत्वाद् द्विविधमिति तत्त्वार्थभाष्यकृत् । आगमे तु न क्वापि तादृशी व्यवस्था दृश्यतेऽतः केवलमान्तरेन्द्रियनिष्ठ इत्युक्तम् । अस्य शक्तिरूपेन्द्रियस्य द्रव्येन्द्रियत्वे युक्तिमाह पुद्गलेति । शक्तिशक्तिमतोः कथञ्चिदभेदादिति भावः । अस्य शक्तिविशेषस्य, द्रव्यत्वं द्रव्येन्द्रियत्वमित्यर्थः । अभेद एवानयोरुच्यतां किं कथञ्चिद्भेदेनेत्यत्राह अस्येति शक्तिविशेषस्येत्यर्थः, उपघात इति वातपित्तादिना विनाश इत्यर्थः, निर्वृत्तीन्द्रियसत्त्वेऽपीति, कदम्बपुष्पाद्याकाराया अन्तर्निर्वृत्तेस्सत्त्वेऽपीत्यर्थः, नार्थग्रह इति, न जीवश्शब्दादिविषयं गृह्णातीत्यर्थः, तथा चास्ति कथञ्चिद्भिन्न आन्तरेन्द्रियनिष्ठश्शक्तिविशेष इति भावः ॥

## ઉપકરણ ઈન્દ્રિયને કહે છે.

**ભાવાર્થ**-"આન્તરનિર્વૃત્તિ ઈન્દ્રિયમાં રહેલ પોતપોતાના વિષયના ગ્રહણના સામર્થ્યરૂપ વિશિષ્ટ શક્તિ, એ ઉપકરણ ઈન્દ્રિય કહેવાય છે. આ ઉપકરણ ઈન્દ્રિય પુદ્ગલશક્તિ

१. कदम्बपुष्पाद्याकृतेर्मांसगोलकाकारायाः श्रोत्राद्यन्तर्निर्वृत्तेर्या शब्दादेर्विषयपरिच्छेत्री शक्तिस्तस्या वातपित्तादिनोपघाते सति यथोक्तान्तनिर्वृत्तेस्सद्भावेऽपि न शब्दादिविषय ग्रह्णाति जीव इत्यतो ज्ञायतेऽस्यान्तनिर्वृत्तिशक्तिरूपमुपकरणेन्द्रियं कथञ्चिद्भिन्नमिति तात्पर्यार्थः ॥

રૂપ હોઈ દ્રવ્યેન્દ્રિય કહેવાય છે. આ ઉપકરણ ઈન્દ્રિયના ઉપઘાતમાં નિર્વૃત્તિ ઈન્દ્રિય હોવા છતાં વિષયનું ગ્રહણ થતું નથી."

**વિવેચન**-શ્રોત્ર આદિ આન્તરનિર્વૃત્તિરૂપ કદંબપુષ્પ આદિ આકારવાળી આન્તર ઈન્દ્રિયમાં રહેલ જે વિષયના ગ્રહણના સામર્થ્યરૂપ વિશિષ્ટ શક્તિ, એ ઉપકરણ ઈન્દ્રિય છે. શક્તિ અને શક્તિવાળાનો અભેદ સંભવ હોઈ, તે ઉપકરણ ઈન્દ્રિય 'દ્રવ્યેન્દ્રિય' કહેવાય છે.

આ ઉપકરણ ઈન્દ્રિય બાહ્ય-અભ્યંતર નિર્વૃત્તિમાં રહેનાર હોઈ બે પ્રકારવાળી છે, એમ તત્ત્વાર્થના ભાષ્યકાર કહે છે. આગમમાં તો તેવી ક્યાંય વ્યવસ્થા નથી દેખાતી, માટે ફક્ત 'આન્તરેન્દ્રિયનિષ્ઠ' એમ કહેલ છે. (ખડ્ગસ્થાનીય બાહ્ય નિર્વૃત્તિ છે અને તે બાહ્ય નિર્વૃત્તિની ખડ્ગધારા સમાન સ્વચ્છતર પુદ્ગલસમુદાય આત્મક આભ્યંતર નિર્વૃત્તિની વિશિષ્ટ શક્તિ, એ ઉપકરણ ઈન્દ્રિય છે.) આ શક્તિરૂપ ઈન્દ્રિયના દ્રવ્ય ઈન્દ્રિયપણામાં યુક્તિને કહે છે. 'पुद्गलेति।' શક્તિ અને શક્તિમાનમાં કથંચિદ્ અભેદ હોવાથી, પુદ્ગલની શક્તિરૂપ હોઈ આ ઉપકરણ ઈન્દ્રિય દ્રવ્ય ઈન્દ્રિયરૂપ છે, અર્થાત્ આ વિશિષ્ટ શક્તિમાં દ્રવ્ય ઈન્દ્રિયપણું સમજવું.

**શંકા**-અહીં બંનેમાં શક્તિ-શક્તિઆશ્રયમાં આ ભેદ જ કહીને કથંચિદ્ ભેદથી શું કામ છે?

**સમાધાન**-આના જવાબમાં કહે છે કે-આ વિશિષ્ટ શક્તિરૂપ ઉપકરણ ઈન્દ્રિયનો વાત-પિત્ત આદિ કારણદ્વારા વિનાશ થતાં, કદંબપુષ્પના આકારવાળી અભ્યંતર નિર્વૃત્તિ ઈન્દ્રિય હોવા છતાંય જીવ, શબ્દ આદિ વિષયને ગ્રહણ કરતો નથી. તથાચ આન્તરેન્દ્રિયનિષ્ઠ વિશિષ્ટ શક્તિ કથંચિદ્ ભિન્ન છે, એમ સાબીત થાય છે.

[કદંબપુષ્પ આદિ આકૃતિની માંસગોળાના આકારવાળી શ્રોત્ર આદિ અન્તર્નિર્વૃત્તિની જે શબ્દ આદિરૂપ વિષયના પરિચ્છેદને કરનારી શક્તિ છે, તેનો વાત-પિત્ત આદિવડે ઉપઘાત થતાં પૂર્વોક્ત અન્તર્નિર્વૃત્તિના સદ્ભાવમાં પણ જીવ, શબ્દ આદિ વિષયને કરતો નથી. તેથી જણાય છે કે-અન્તર્નિર્વૃત્તિનિષ્ઠ શક્તિરૂપ ઉપકરણ ઈન્દ્રિય કથંચિદ્ ભિન્ન છે.]

भावेन्द्रियं विभजते—

**भावेन्द्रियमपि द्विविधम् । लब्ध्युपयोगभेदात् । आत्मनिष्ठेन्द्रियावरणक्षयोपशमरूपार्थग्रहणशक्तिर्लब्धिः ॥ सूत्र-९ ॥**

**भावेति** । स्पष्टम् । लब्धीन्द्रियस्वरूपमाहाऽऽत्मनिष्ठेति । लाभो लब्धिः प्राप्तिरित्यर्थः, आवरणक्षयोपशमप्राप्तिरिति भावः । ज्ञानस्य तदावरणस्य चात्मनिष्ठत्वेन तत्क्षयोपशमोऽपि तन्निष्ठ एवेत्यत उक्तमात्मनिष्ठेति । इन्द्रियावरणक्षयोपशमादिति, गतिजात्यादिनामकर्मोदयतो मनुष्यत्वपञ्चेन्द्रियत्वादिप्राप्तौ सत्यामिन्द्रियविषयेष्वेव शब्दादिषु योऽयं विशेषोपयोगस्तदावरणक्षयोपशमादित्यर्थः । कारणे कार्योप-

चारात्तु मूले इन्द्रियावरणक्षयोपशमेत्युक्तम् । केचित्त्वन्तरायकर्मक्षयोपशमापेक्षिणीन्द्रियविषयोपभोगज्ञान-शक्तिर्लब्धिरिति वदन्ति तादृशक्षयोपशमस्यैवार्थग्रहणशक्तिरूपत्वमित्याहेन्द्रियावरणक्षयोपशमरूपार्थग्रहण-शक्तिरिति । शेषमपि द्रव्येन्द्रियं लब्धिप्राप्तावेव भवति नान्यथेति ॥

## ભાવ ઈન્દ્રિયનો વિભાગ.

**ભાવાર્થ**–"ભાવ ઈન્દ્રિય પણ લબ્ધિ અને ઉપયોગના ભેદથી બે પ્રકારની છે. આત્મામાં રહેલ ઈન્દ્રિયાવરણ ક્ષયોપશમરૂપ અર્થગ્રહણશક્તિ, એ લબ્ધિ' છે."

**વિવેચન**–લાભ એટલે લબ્ધિ, આવરણ ક્ષયોપશમની પ્રાપ્તિ એવો ભાવ છે. જ્ઞાન આત્મામાં છે. તે જ્ઞાનનુ આવરણ આત્મામાં છે. તે આવરણનો ક્ષયોપશમ પણ આત્મામાં છે જ, માટે કહ્યું છે કે–'आत्मनिष्ठेति।' 'इन्द्रियावरणक्षयोपशमादिति।' ગતિ–જાતિ આદિનામકર્મના ઉદયથી મનુષ્યપણું–પંચેન્દ્રિયપણું વગેરેની પ્રાપ્તિ થયે છતે, ઈન્દ્રિયના શબ્દ આદિ વિષયોમાં જ જે આ વિશેષ ઉપયોગ–ઈન્દ્રિયવિષય, વિષયક મતિજ્ઞાન આવ-રણના ક્ષયોપશમથી, એવો અર્થ છે. વળી કારણમાં કાર્યનો ઉપચાર હોવાથી મૂલમાં 'ઈન્દ્રિયાવરણ ક્ષયોપશમ' એમ કહેલું છે. અર્થાત્ ઈન્દ્રિયવિષય, વિષયક જ્ઞાનાવરણ ક્ષયો-પશમરૂપ કારણમાં કાર્યનો ઉપચાર છે અને તેવા ક્ષયોપશમથી જનિત ક્ષાયોપશમિક જ્ઞાનના સદ્ભાવરૂપ કાર્ય છે.

○ કેટલાક તો અંતરાયકર્મના ક્ષયોપશમની અપેક્ષાવાળી, ઈન્દ્રિયના વિષયના ઉપ-ભોગની જ્ઞાનશક્તિને 'લબ્ધિ' કહે છે. તેવો ક્ષયોપશમ જ અર્થગ્રહણશક્તિરૂપ હોઈ કહે છે કે–'ઈન્દ્રિયાવરણ ક્ષયોપશમરૂપ અર્થગ્રહણશક્તિ.'

○ લબ્ધિ ઈન્દ્રિયની પ્રાપ્તિ થયે છતે જ બાકીની ભાવેન્દ્રિય પણ દ્રવ્યેન્દ્રિય થાય છે. અર્થાત્ જે સાધનદ્વારા આત્મા દ્રવ્યેન્દ્રિયનો વ્યાપાર કરે છે, તે સાધન 'લબ્ધિ ઈન્દ્રિય' કહેવાય છે. લબ્ધિ ઈન્દ્રિયના અભાવમાં દ્રવ્યેન્દ્રિયનો અભાવ છે અને ઉપયોગ ઈન્દ્રિયનો પણ અભાવ છે.

अथोपयोगेन्द्रियमाचष्टे—

**अर्थग्रहणनिमित्त आत्मव्यापारपरिणामविशेष उपयोगः ॥ सूत्र–१० ॥**

अर्थग्रहणेति । उपयुज्यते वस्तुपरिच्छेदं प्रति व्यापार्यते जीवोऽनेनेत्युपयोगः करणे घञ् । उपयोगो ज्ञानं संवेदनं प्रत्यय इति पर्यायाः । स द्विविधस्साकारोऽनाकारश्चेति, स चेतनेऽचेतने वा वस्तुन्युपयुञ्जान आत्मा यदा सपर्यायमेव वस्तु परिच्छिनत्ति तदा स उपयोगस्साकार उच्यते, स च कालतश्छद्मस्थानामन्तर्मुहूर्त्तम्, केवलिनामेकसामयिकः । सोऽयं मतिश्रुतादिभेदेनाष्टविधः, यस्तु वस्तु-नस्सामान्यरूपतया परिच्छेदस्सोऽनाकारोपयोगः कालः पूर्ववदेव, अयमपि चक्षुर्दर्शनादिरूपेण चतुर्विधः। एतत्सर्वानुस्यूतं लक्षणमाह–अर्थग्रहणेति । आत्मव्यापारमात्रस्योपयोगत्वाभावादर्थग्रहणनिमित्त इति,

तावन्मात्रस्य च निर्वृत्यादावपि सत्त्वाद्विशेष्यम् । अयमुपयोगो यदा द्रव्येन्द्रियापेक्षो भवति तदैवोपयोगेन्द्रियनामभाग्भवति नान्यथा, अत एवावध्याद्युपयोगस्य नेन्द्रियत्वमवध्यादीनामतीन्द्रियत्वात् । इन्द्रियाणां लाभक्रमस्तु प्रथममिन्द्रियावरणक्षयोपशमरूपा लब्धिस्ततो बाह्याभ्यन्तरभेदभिन्नं निर्वृत्तेश्शक्तिरूपमुपकरणं तदनन्तरश्चेन्द्रियार्थोपयोग इति ॥

## ઉપયોગ ઈન્દ્રિયને કહે છે.

**ભાવાર્થ**-"અર્થના ગ્રહણના નિમિત્તવાળો, આત્માના વ્યાપારરૂપ વિશિષ્ટ પરિણામ, એ 'ઉપયોગ ઈન્દ્રિય' કહેવાય છે."

**વિવેચન**-જેનાવડે જીવ, વસ્તુના પરિચ્છેદ પ્રત્યે વ્યાપારવાળો થાય છે, તે ઉપયોગ. અહીં કરણમાં ઘઞ્ પ્રત્યય લાગેલ છે. ઉપયોગના પર્યયવાચક શબ્દો જ્ઞાન-સંવેદન-પ્રત્યય વગેરે છે. તે ઉપયોગ સાકાર અને અનાકાર ભેદે બે પ્રકારનો છે.

(૧) સાકાર-તે ઉપયોગ, ચેતન કે અચેતન વસ્તુવિષયમાં ઉપયોગવાળો બનતો આત્મા, જ્યારે પર્યાય સહિત જ વસ્તુને જાણે છે, ત્યારે 'સાકાર' કહેવાય છે અને તે સાકાર ઉપયોગ-કાળથી છદ્મસ્થોને અન્તમુહૂર્ત હોય છે. કેવલીઓને એક સમયવાળો ઉપયોગ હોય છે. આ ઉપયોગ મતિ-શ્રુત આદિના ભેદે આઠ (૮) પ્રકારનો છે.

० જે ઉપયોગ, વસ્તુનો સામાન્યરૂપપણાએ પરિચ્છેદ, તે 'અનાકાર ઉપયોગ' કાળ પૂર્વની માફક જાણવો. આ અનાકાર ઉપયોગ ચક્ષુદર્શન આદિરૂપે ચાર પ્રકારનો છે. હવે આ બધામાં વ્યાપક લક્ષણને કહે છે. આત્માના વ્યાપાર માત્રમાં ઉપયોગ ઈન્દ્રિયપણાનો અભાવ હોઈ 'અર્થના ગ્રહણના નિમિત્તવાળો' એમ કહ્યું છે. (પોતપોતાની લબ્ધિ અનુસારે વિષયોના ગ્રહણનિમિત્તે થતો આત્માનો વ્યાપાર) અર્થગ્રહણનું નિમિત્તપણું જ જો માત્ર કહેવામાં આવે, તો નિર્વૃત્તિ આદિમાં અર્થગ્રહણનું નિમિત્તપણું છે; માટે 'આત્મવ્યાપાર પરિણામવિશેષ' એવું વિશેષ્ય વાચકપદ મૂકેલ છે.

આ ઉપયોગ જ્યારે દ્રવ્યેન્દ્રિયની અપેક્ષાવાળો થાય છે, ત્યારે જ ઉપયોગ ઈન્દ્રિય તરીકેની સંજ્ઞાવાળો થાય છે, અન્યથા નહીં. એથી જ અવધિ આદિ ઉપયોગમાં ઈન્દ્રિયપણાનો અભાવ છે, કેમ કે-અવધિ આદિ અતીન્દ્રિય છે.

० ઈન્દ્રિયોનો લાભનો ક્રમ તો પહેલાં ઈન્દ્રિયાવરણના ક્ષયોપશમરૂપ લબ્ધિનો લાભ થાય છે. ત્યાર બાદ બાહ્ય-અભ્યંતર ભેદવાળા નિર્વૃત્તિ ઈન્દ્રિયનો લાભ થાય છે. ત્યાર પછી નિર્વૃત્તિ ઈન્દ્રિયનિષ્ઠ શક્તિરૂપ ઉપકરણ ઈન્દ્રિયનો લાભ થાય છે. ત્યાર બાદ ઈન્દ્રિયના વિષયોમાં ઉપયોગરૂપ ઈન્દ્રિયનો લાભ થાય છે. અર્થાત્ પૂર્વ પૂર્વ ઈન્દ્રિયોની પ્રાપ્તિ થયે છતે જ ઉત્તર ઉત્તર ઈન્દ્રિયોની પ્રાપ્તિ છે.

अथानेन ज्ञानात्मोपयोगस्स्वपरव्यवसितौ साधकतमत्वात्प्रमाणं, न सन्निकर्षो नवा द्रव्येन्द्रियमित्याह—

**अयमेव प्रत्यक्षं प्रति करणम् । समुदितान्येतानि शब्दाद्यर्थं गृह्णन्ति, इन्द्रियव्यपदेशभाञ्जि च ॥ सूत्र–११ ॥**

अयमेवेति । उपयोग एवेत्यर्थः, एवशब्देन सन्निकर्षादीनां व्युदासः, लब्ध्युपयोगावात्मनः फले जनयितव्ये योग्यत्वाद्व्याप्रियमाणत्वाच्च प्रसिद्धौ, उक्तञ्च " भावेन्द्रियाणि लब्ध्यात्मोपयोगात्मानि जानते । स्वार्थसंविदि योग्यत्वाद्व्यापृतत्वाच्च संविद " इति । संविदात्मा, सेयं लब्धिस्स्वार्थसंविदि योग्यत्वेऽपि प्रकृतानुपयोगित्वान्न प्रमाणव्यपदेशभाक्, प्रमितौ साधकतमस्यैवोपयोगित्वात्तादृशश्चोपयोग एव प्रमाणं व्यापारमन्तरेण स्वार्थसंविदोऽनुपपत्तेः, अन्यथा सुषुप्तस्यापि तत्प्रसङ्गस्स्यात् । न च तदानीं सन्निकर्षाभावादेव न प्रसङ्ग इति वाच्यम्, स्पर्शनादीन्द्रियैरतिमसृणतूलिकाताम्बूलमालतीमांसलामोदसुन्दरगेयशब्दादिसन्निकर्षस्य तदानीमपि भावात् । ननु जिज्ञासासहकृतस्यैव सन्निकर्षादेर्हेतुत्वमन्यथा तवापि तदानीमुपयोगः कथं न स्यात्, न च क्षयोपशमाभावान्नोपयोग इति वाच्यम्, तत्रैव प्रयोजकस्य पर्यनुयोगात्, जिज्ञासामन्तरेणान्यस्यासंभवादिति चेन्न जिज्ञासाया ज्ञानातिरिक्ताया असम्भवात्, तस्या एवोपयोगरूपत्वात्, अतिरिक्तत्वे वा तस्यास्सन्निकर्षेऽकिञ्चित्करायास्सहकारित्वासम्भवात्, किञ्चित्करत्वे च तस्या एव कारणत्वमस्तु किमन्तर्गडुना सन्निकर्षेण । न च तदानीं मनस इन्द्रियेण सन्निकर्षाभावान्न प्रसङ्ग इति वाच्यं मनसोऽणुत्वासिद्धेः, द्रव्यमनसोऽशेषात्मप्रदेशव्यापिनः पौद्गलिकस्याग्रे व्यवस्थापयिष्यमाणत्वेनेन्द्रियैस्संयोगसिद्धेरिति । तस्मादुपयोग एव प्रत्यक्षं प्रति करणमिति भावः । न च ज्ञानस्यैव करणत्वे फलं कस्येति वाच्यम्, स्वार्थसंवित्तेः फलत्वात्, न च स्वार्थव्यवसितिः फलं प्रमाणञ्चेति कथं ? विरुद्धत्वान्नहि स्वमेव फलं स्वमेव प्रमाणं भवितुमर्हतीति वाच्यम्, प्रमाणफलयोः कथञ्चिद्भेदाभेदादुभयोपपत्तेः । एवमेव ' ततोऽर्थग्रहणाकारा शक्तिर्ज्ञानमिहात्मनः । करणत्वे विनिर्दिष्टा न विरुद्धा कथञ्चने ' ति लब्धीन्द्रियस्य करणत्ववादिनां मतमपि न समीचीनम्, तया फले जनयितव्ये उपयोगेन व्यवधानात्साधकतमत्वासिद्धेः । तस्या ज्ञानशक्तेः प्रत्यक्षत्वे शक्तीनां परोक्षत्वसाधनमार्हतानां विरुद्धं स्यात् । परोक्षत्वे च मीमांसकमतप्रवेशापत्तेः, तैः करणज्ञानस्य परोक्षतायाः फलज्ञानस्य च प्रत्यक्षताया अभ्युपगमात् । अस्माभिश्चोभयो[1] करणफलयोः प्रत्यक्षताभ्युपगमात्तथा च न लब्धीन्द्रियं करणं प्रमाणं वा. उपचारेण तु सन्निकर्षादिवत्सापि प्रमाणं स्यादिति ॥

ननु शब्दाद्यर्थग्रहणे चतुर्विधानामेतेषामिन्द्रियाणां मिलित्वा हेतुत्वं किंवा द्वित्र्यादीनामित्याशङ्कायामाह समुदितानीति, निर्वृत्त्यादीनामेकतराभावेऽपि जीवस्य शब्दादिविषयस्वरूपावबोधो न कदापि भवति विकलकरणत्वादतो मिलितानां हेतुत्वं, अत एव च मिलितानामिन्द्रियव्यपदेश इत्याहेन्द्रियेति । तथा

१. साकारानाकारद्वयात्मक उपयोग एवेति भावः, सोऽपि उपसर्जनीकृततदितराकारः स्वविभासकत्वेन प्रवर्त्तमानः प्रमाकरणं न तु निराकृतेतराकारः, तथाभूतस्वरस्वभावेन निर्विषयतया प्रमाणत्वानुपपत्तेरिति तात्पर्यम् ॥

२. प्रयोजकस्येति शेषः, तथा च जिज्ञासाया आवश्यकत्वे तत्सहकृतसन्निकर्षस्यैव हेतुत्वमिति तदेव प्रमाणं व्यभिचाराभावादिति पूर्वपक्षाशयः ॥

च यस्य यावन्ति द्रव्यभावरूपाणीन्द्रियाणि तस्य तावत्सु समुदितेष्विन्द्रियव्यपदेशो न न्यूनेष्विति भावः। सोऽयमुपयोग एकस्यैकोपयोगकालावच्छेदेनैक एव, नान्यः, अर्थान्तरोपयोगकाले पूर्वोपयोगबलस्य विनाशात्, तथानुभवात्, नहि चक्षुर्दर्शनकाले श्रोत्रज्ञानोत्पत्तिरनुभूयते, न चावृतत्वात्तदनुत्पत्तिरिति वाच्यम्, स्वसमयेऽप्यनुत्पत्तिप्रसङ्गात्। न चाणुना मनसा यदा यदिन्द्रियसंयोगस्तदा तज्ज्ञानमिति क्रमेणैव ज्ञानोत्पत्तिरिति वाच्यम्, सर्वाङ्गीणसुखोपलम्भाद्युपपत्तये मनोवर्गणापुद्गलानां शरीरव्यापकत्वकल्पनात्, तस्माद्युगपदनेकप्रत्ययानुत्पत्तौ स्वभाव एव कारणं नान्यत्, एवं सन्निहितेऽपि सामान्यविशेषात्मके वस्तुनि विषये प्रधानीकृतसामान्य उपसर्जनीकृतविशेषः केवलदर्शनोपयोग एतद्विपरीतः केवलज्ञानोपयोगौः। अत्र केवलज्ञानं स्वसमानाधिकरणं यत्केवलदर्शनं तत्समानकालीनं नवा [१], केवलज्ञानक्षणत्वं वा स्वसमानाधिकरणदर्शनक्षणाव्यवहितोत्तरत्वव्याप्यं नवेति संशये युगपदुपयोगद्वयवादिनो मल्लवादिप्रभृतय आहुः, चक्षुरचक्षुरवधिज्ञानानि चक्षुरचक्षुरवधिदर्शनेभ्यः पृथक्कालानि, छद्मस्थोपयोगात्मककालत्वात्, श्रुतमनःपर्यवज्ञानवत्, वाक्यार्थविषयश्रुतज्ञाने मनोद्रव्यविशेषालम्बनमनःपर्यायज्ञाने चादर्शनस्वभावे मत्यवधिजाद्दर्शनोपयोगाद्भिन्नकालत्वं प्रसिद्धमेव, तथैतान्यपि, केवलिनो ज्ञानदर्शनोपयोगौ त्वेककालीनौ युगपदाविर्भूतस्वभावत्वाद्यथा रवेः प्रकाशतापौ, क्षीणावरणे च जिने यथा मत्यादिज्ञानस्यावग्रहादिचतुष्टयरूपज्ञानस्य वाऽसम्भवस्तथा विश्लेषतो ज्ञानोपयोगकालभिन्नकाले दर्शनं नास्ति क्रमोपयोगत्वस्य मतित्वादिचतुष्टयव्याप्यत्वात् सामान्यविशेषोभयालम्बनक्रमोपयोगत्वस्य चावग्रहाद्यात्मकत्वव्याप्यत्वात् केवलयोः क्रमोपयोगत्वे व्यापकयोरप्यापत्तिः स्यात्तथाऽऽगमेऽपि यत्केवलज्ञानदर्शनयोः साद्यपर्यवसितत्वमुक्तं तदपि सङ्गच्छते, अन्यथा द्वितीयसमये ज्ञानाभावेन तृतीयसमये दर्शनाभावेन च तयोः पर्यवसानेनापर्यवसितत्वं व्याहतं स्यादिति। क्रमोपयोगवादिनो जिनभद्रगणिक्षमाश्रमणपूज्यपादाश्च प्राहुः प्रज्ञापनादौ हि सिद्धस्साकारोपयोग एव सिद्ध्यतीत्युक्तं साकारानाकारोपयोगयोर्युगपदभ्युपगमे साकारेति विशेषणं निरर्थकं स्यात्, एवञ्च तरतमोपयोगता सिद्धस्य साकारोपयोगोऽन्यस्मिन् कालेऽन्यदा चानाकारोपयोग इति। अत एव च सिद्धान्ते तत्र तत्र सिद्धानां ज्ञानदर्शनयोः पार्थक्येन कथनं सङ्गच्छते, अनयोरविशेषे तु केवलज्ञानदर्शनावरणद्वयमपि न घटेत, न ह्येकस्य द्वे आवरणे युज्येते, तथा साकरोपयोगस्याष्टधात्वमनाकारस्य चतुर्विधत्वं ज्ञानस्य पञ्चविधत्वं दर्शनस्य चतुर्विधत्वं व्याहन्येत, न च "असरीरा जीवघणा उवउत्ता दंसणे य नाणे य" इत्यत्र युगपदेव केवलज्ञानदर्शनोपयोगश्रवणाद्युगपत्तौ

१. अत्र क्रमिकोपयोगवादिना निषेधपक्षः, विधिपक्षस्तु युगपदुपयोगवादिनाम्। अपरविप्रतिपत्तौ वैपरीत्यं भाव्यम्॥ २. केवलज्ञानक्षणत्वे दर्शनक्षणाव्यवहितोत्तरत्वव्याप्यत्वसंशयः सिद्धत्वापेक्षयाऽन्यथाप्राथमिककेवलज्ञानक्षणे दर्शनक्षणाव्यवहितोत्तरत्वस्वभावेन व्याप्यत्वमनुपपन्नं स्यादिति॥ ३. यत्र क्रमोपयोगत्वं तत्र मतित्वादिचतुष्टयं, यत्र च सामान्यविशेषोभयालम्बनक्रमोपयोगत्वं तत्रावग्रहाद्यात्मकत्वमिति नियमः, तथा च केवलज्ञानदर्शनयोर्यदि क्रमोपयोगत्वं स्वीक्रियते तर्हि तद्व्यापकस्य मतित्वादिचतुष्टयस्यावग्रहाद्यात्मकत्वस्य चापत्तिः स्यादिति भावः॥ ४. ननु सर्वमेव सिद्धस्य ज्ञानं दर्शनं वा साकारमेवेति सूचयितुं साकारमिति स्वरूपविशेषणमतो न दोष इत्याशंकायामाहात एवेति, ज्ञानदर्शनयोर्विशेषादेवेत्यर्थः॥

सिद्ध्यत इति वाच्यम् " नाणम्मि दंसणम्मि य एत्तो एगयरयम्मि उवउत्तो। सव्वस्स केवलिस्स जुगवं दो नत्थि उवओगा " इति भद्रबाहुस्वामिभिर्युगपदुपयोगस्य निषिद्धत्वात्, न च सर्वस्यैव केवलिनो न द्वावुपयोगौ, किन्तु कस्यापि द्वौ स्यातां कस्यापि त्वेकः स च केवली सिद्धो वा भवस्थकेवली वा भवेत्, भवस्थकेवलिनोऽद्यापि सकर्मकत्वादेकदैक एवोपयोगः, सिद्धकेवलिनस्तु सकलकर्मविमुक्तत्वेन युगपद् द्वावप्युपयोगौ भवत इति भद्रबाहुस्वाम्यभिप्राय इति वाच्यम्, सिद्धाधिकारे सिद्धस्यैव तैद्ध्युपयोगस्य निषिद्धत्वात्। 'उवउत्ता दंसणे य नाणे य' इति वचनन्तु समुदायविषयमेव न तु कस्यचिदपि युगपदुपयोगप्रतिपादनपरम्। साद्यपर्यवसितत्वमपि तयोर्न बाधकं, यद्बोधरूपभावेन सदावस्थितं तस्योपयोगेनापि सदा भवितव्यमिति नियमाभावात्, लब्ध्यपेक्षया तयोरपर्यवसितत्वोक्तेः। केवलज्ञानदर्शनभिन्नज्ञानदर्शनानां निजनिजस्थितिकालं यावदुपयोगाभावेऽपि सत्त्वस्या दर्शनात्। उपयोगो ह्येषामान्तर्मौहूर्त्तिकः, तस्मात्सतोऽप्यवश्यमुपयोगेन भवितव्यमिति न नियमो व्यभिचारात्। न च क्रमिकोपयुक्तत्वे केवलिनो दर्शनोपयोगाभावकालेऽसर्वदर्शित्वं ज्ञानोपयोगाभावकाले चासर्वज्ञत्वं प्राप्नोति न चैतदिष्टं सर्वदैव केवलिनः सर्वज्ञत्वसर्वदर्शित्वयोरिष्टत्वादिति वाच्यम्, छद्मस्थस्यापि ज्ञानदर्शनयोरेकतरस्मिन्नुपयोगे प्रोक्तदोषसमूहस्य जागरूकत्वात्। तथा च निरावरणत्वेऽपि केवलिनस्स्वभावादेव युगपदुपयोगाभाव इति। यदेव केवलज्ञानं तदेव केवलदर्शनमिति वादिनस्सिद्धसेनदिवाकरा वदन्ति—सामान्यविशेषपरिच्छेदावरणापगमे कस्य प्रथमतरमुत्पादो भवेत्? एकस्योत्पादेऽपरस्याप्युत्पादापत्तेः, एकसामग्र्या अपरोत्पत्तिप्रतिबन्धकत्वे विनिगमनाविरहेणापरसामग्र्या अप्येकोत्पत्तौ प्रतिबन्धकत्वेनोभयोरप्यभावप्रसङ्गात् " सव्वाउ लद्धीउ सागारोवउगोवउत्तस्से " ति वचनप्रामाण्यात्प्रथमं केवलज्ञानस्य पश्चात्केवलदर्शनस्योत्पाद इति चेन्न लब्धियौगपद्य एवास्य वचनस्य साक्षित्वेनोपयोगक्रमाक्रमयोरौदासीन्यात्। यौगपद्येनाप्युक्तवचनस्य निर्वाहे दर्शनस्यानन्तरोत्पत्त्यसिद्धेश्च, न च ज्ञानोपयोगसामान्ये दर्शनोपयोगत्वेन हेतुतेति निर्विकल्पकसमाधिरूपछद्मस्थलकालीनदर्शनात्प्रथमं केवलज्ञानोत्पत्तिः केवलदर्शने केवलज्ञानत्वेन विशेषहेतुत्वाच्च द्वितीयक्षणे केवलदर्शनोत्पत्तिस्ततश्च क्रमिकसामग्रीद्वयसम्पत्त्या क्रमिकोपयोगद्वयधारानिर्वाह इति वाच्यम्, " दंसणपुव्वं नाणं " इत्यादिना तथा हेतुत्वस्य प्रमाणाभावेन निरसनीयत्वात्, उत्पन्नस्य केवलज्ञानस्य क्षायिकभावत्वेन नाशायोगाच्च। न च मुक्तिसमये क्षायिकचारित्रनाशवन्नश्यतीति वाच्यम्, तस्य क्षायिकत्वेऽपि योगस्थैर्यनिमित्तकत्वेन निमित्तनाशनाश्यत्वात् केवलज्ञानस्य चानैमित्तिकत्वादुत्पत्तौ ज्ञप्तौ चावरणक्षयातिरिक्तानपेक्षणात्, तथैव हि तस्य स्वतन्त्रप्रमाणत्वव्यवस्थितिः। एवं च ज्ञानं व्यक्ततारूपं दर्शनन्त्वव्यक्ततारूपं न च क्षीणावरणेऽर्हति व्यक्तताव्यक्तते

---

१. अनन्ता हि सिद्धास्तत्समुदाये केऽपि ज्ञाने उपयुक्ताः केऽपि च दर्शन इति समुदायापेक्षं युगपदुपयोगप्रतिपादनं न तु प्रत्येकापेक्षया प्रत्येकस्य युगपदुभयोपयोगनिषेधादिति भावः। सिद्धो हि बोधरूपभावेन सदावस्थितः, अतस्तेन सोपयोगेन भवितव्यमिति द्वयोर्युगपदुपयोगस्सिद्ध इति साद्यपर्यवसितत्वं तयोरित्याशंकायामाह साद्यपर्यवसितत्वमपीति ॥

युज्येते ततस्सामान्यविशेषज्ञेयसंस्पर्श्युभयैकस्वभाव एवायं केवलिप्रत्ययः, न च ग्राह्यद्वित्वाद्ग्राहकद्वित्वमिति सम्भावनापि युक्ता, केवलज्ञानस्य ग्राह्यानन्त्येनानन्ततापत्तेः विषयभेदकृतो न ज्ञानभेद इत्यभ्युपगमे तु का प्रत्याशा दर्शनपार्थक्ये, आवरणद्वयक्षयादुभयैकस्वभावस्यैव कार्यस्य सम्भवात्, न चैकस्वभावप्रत्ययस्य शीतोष्णस्पर्शवत्परस्परविभिन्नस्वभावद्वयविरोध इति वाच्यम्, दर्शनस्पर्शनशक्तिद्वयात्मकैकदेवदत्तवत्स्वभावद्वयात्मकैकप्रत्ययस्य केवलिन्यविरोधात्, ज्ञानत्वदर्शनत्वाभ्यां ज्ञानदर्शनयोर्भेदो न तु धर्मिभेदेन, अत एव तदावरणभेदेऽपि स्याद्वाद एवेति ॥

આ જ જ્ઞાનરૂપ ઉપયોગ, સ્વ-પરના નિર્ણયમાં સાધકતમ હોવાથી પ્રમાણરૂપ છે, પરંતુ સંનિકર્ષ કે દ્રવ્યેન્દ્રિય પ્રમાણરૂપ નથી. માટે કહ્યું છે કે-

**ભાવાર્થ**-"આ જ ઉપયોગ પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે કારણ છે. આ ચાર પ્રકારની ઈન્દ્રિયો સમુદિત (મિલિત) થયેલી, શબ્દ આદિ વિષયોનું ગ્રહણ કરે છે અને ઈન્દ્રિય તરીકેના વ્યવહારને ભજનારી છે."

**વિવેચન**-ઉપયોગ જ પ્રત્યક્ષ પ્રત્યે કરણ છે. અહીં 'એવ' શબ્દથી સંનિકર્ષ આદિનો નિરાસ કરેલ છે, કેમ કે-લબ્ધિઉપયોગ, આત્માને સ્વ-પરવ્યવસાયરૂપ ફળ પેદા કરવામાં યોગ્ય અને વ્યાપારયોગ્ય હોઈ પ્રસિદ્ધ છે. કહ્યું છે કે-'લબ્ધિ અને આત્માના ઉપયોગરૂપ ભાવેન્દ્રિયો જાણે છે, કેમ-કે-સ્વ-પરસંવિદ્માં યોગ્યતા છે અને સંવિદ્માં વ્યાપાર છે.' ઈતિ.

૦ આ સંવિદ્રૂપ લબ્ધિ સ્વાર્થસંવિદ્ પ્રત્યે યોગ્ય હોવા છતાં, પ્રકૃતમાં ઉપયોગી ન હોવાથી પ્રમાણ તરીકેના વ્યવહારને ભજનાર નથી, કેમ કે-પ્રમિતિ પ્રત્યે સાધકતમ (કરણ) જ ઉપયોગી છે અને તેવો (સાધકતમ) ઉપયોગ જ હોઈ પ્રમાણભૂત છે, કેમ કે-આત્માના વ્યાપાર સિવાય સ્વાર્થસંવિદ્(સ્વ-પરપ્રકાશક જ્ઞાન)ની ઉત્પત્તિ નથી. જો આત્માના વ્યાપાર સિવાય સ્વાર્થસંવિદ્ માનવામાં આવે, તો સુષુપ્ત અવસ્થામાં પણ સ્વાર્થસંવિદ્રૂપ પ્રકાશનો પ્રસંગ આવે!

**શંકા**-તે સુષુપ્ત અવસ્થાના સમયમાં સંનિકર્ષ(મનની અને વિષયની સાથે સંનિકર્ષ)નો અભાવ હોવાથી જ સુષુપ્ત અવસ્થામાં પ્રકાશ-જ્ઞાનનો પ્રસંગ નહીં જ આવે ને?

**સમાધાન**-સુષુપ્ત અવસ્થામાં પણ સ્પર્શન આદિ ઈન્દ્રિયનો, અત્યંત કોમળ તળાઈ (રૂની ગાદી), તાંબૂલ, માલતીના પુષ્પની મસ્ત ખુશબો, સુંદર ગાયનના શબ્દ આદિરૂપ વિષયની સાથે સંનિકર્ષ તથાવિધ છે જ.

**શંકા**-પૂર્વપક્ષ-જિજ્ઞાસા સહકૃત જ સન્નિકર્ષ આદિ પ્રકાશ પ્રત્યે કારણ છે. જો એમ ન માનો, તો તમોને પણ તે વખતે ઉપયોગ કેમ નથી? વળી એમ નહીં કહેવું કે-ક્ષયોપશમ નહીં હોવાથી ઉપયોગ નથી, કેમ કે-ત્યાં જ પ્રયોજકનો પર્યનુયોગ (પ્રશ્ન) છે જ. વળી ક્ષયોપશમમાં જિજ્ઞાસા સિવાય બીજા પ્રયોજકનો અસંભવ છે જ ને? તથાચ જિજ્ઞાસા

આવશ્યક હોઈ, તે જિજ્ઞાસા સહકૃત સંનિકર્ષ પ્રકાશ પ્રત્યે હેતુ છે; માટે જિજ્ઞાસા સહકૃત સંનિકર્ષાદિ પ્રમાણ છે, કેમ કે-વ્યભિચાર નથી ને?

**સમાધાન**-ઉત્તરપક્ષ-જિજ્ઞાસા કોઈ જ્ઞાનથી જુદી ચીજ નથી. જિજ્ઞાસા કહો કે ઉપયોગ કહો તે એકની એક જ વાત છે. જો જિજ્ઞાસાને જ્ઞાનથી જુદી માનવામાં આવે, તો સંનિ-કર્ષ પ્રત્યે અકિંચિત્કર હોઈ જિજ્ઞાસામાં સહકારિપણાનો અસંભવ છે. જો જિજ્ઞાસા કિંચિત્કર સહકારી છે, તો પ્રકાશ પ્રત્યે તે જિજ્ઞાસાનું જ કારણપણું રહો! નિરર્થક સંનિકર્ષથી સર્યું.

**શંકા**-તે સુષુપ્ત અવસ્થાના કાળમાં ઈન્દ્રિય સાથે મનનો સંનિકર્ષ નહીં હોવાથી પ્રકાશનો પ્રસંગ કેમ આવશે?

**સમાધાન**-મનમાં અણુપરિમાણનો (અણુપણાનો) અભાવ છે, માટે સકળ આત્મપ્રદેશ-શરીરવ્યાપક દ્રવ્યમન પૌદ્ગલિક છે, એવી વ્યવસ્થા-નિર્ણય આગળ થવાનો છે જ. એટલે જ ઈન્દ્રિયોની સાથે મનનો સંયોગ સિદ્ધ હોઈ સુષુપ્ત અવસ્થામાં પ્રકાશની પ્રાપ્તિની આપત્તિ ઉભી જ છે, તેથી ઉપયોગ જ પ્રત્યક્ષ પ્રત્યે કરણ છે.

**શંકા**-જ્ઞાનમાં જો કરણપણું છે, તો ફળ શેમાં છે?

**સમાધાન**-સ્વાર્થસંવેદન જ ફળ છે.

**શંકા**-જો આમ છે, તો સ્વાર્થવ્યવસાય, એ જ ફળ અને એ જ પ્રમાણ કેવી રીતે? પોતે જ ફળ (કાર્ય) અને પોતે જ પ્રમાણ (કરણ) એવુ થઈ શકે નહીં, કેમ કે-બંને વિરૂદ્ધ છે ને?

**સમાધાન**-પ્રમાણ અને ફળમાં કથંચિદ્ ભેદ-અભેદ હોવાથી પ્રમાણ અને ફળરૂપ ઉભયની ઘટમાનતા છે, વિરૂદ્ધ નથી. આ પ્રમાણે જ 'અર્થગ્રહણરૂપ આકારવાળી શક્તિ (લબ્ધિ) આત્માના જ્ઞાનરૂપ કરણપણામાં કહેવાયેલી કોઈ પણ રીતે વિરૂદ્ધ નથી. (તત્ત્વાર્થ,' શ્લોક ૧-૧-૨૨)

આ પ્રમાણે અર્થગ્રહણશક્તિરૂપ લબ્ધીન્દ્રિયને જ પ્રમાણ-કરણ તરીકે બોલનારા વાદીઓનો મત બરોબર નથી, કેમ કે-તે લબ્ધિદ્વારા ફળ પેદા કરવામાં ઉપયોગરૂપ કરણનું વ્યવધાન છે. લબ્ધિથી સીધું ફળ નથી, પરંતુ ઉપયોગકરણથી સીધું ફળ થાય છે. અર્થનિર્ણય (પ્રમિતિ)રૂપ ફળ પ્રત્યે અવ્યવહિત હોઈ સાધકતમકરણ ઉપયોગ ઈન્દ્રિય છે, માટે ઉપયોગ જ પ્રમાણ છે. લબ્ધીન્દ્રિય વ્યવહિત કારણ છે, માટે તે સાધકતમ નથી તેથી પ્રમાણ નથી. વ્યવહિત કારણમા પ્રમાણપણાના સ્વીકારમા અજ્ઞાનરૂપ દ્રવ્યેન્દ્રિય આદિમાં પ્રમાણપણું થાય!

સર્વમાં અનેકાન્તપણાને સ્વીકારનારા જૈનોના મતમાં કોઈ પણ વસ્તુ એકાન્તથી પ્રત્યક્ષ કે પરોક્ષ નથી, પરંતુ કથંચિદ્ પ્રત્યક્ષ કે પરોક્ષ છે. એ પ્રમાણે અર્થગ્રહણશક્તિ પણ પર્યાયથી પરોક્ષ છતા દ્રવ્યાર્થથી પ્રત્યક્ષ છે. સ્વ-પરવ્યવસાય ફળરૂપ ફળથી કથંચિદ્ અભિન્ન આત્મા પ્રત્યક્ષ હોઈ, તદ્ અભિન્ન આત્માથી અભિન્ન અર્થગ્રહણશક્તિ તે આત્માથી પ્રત્યક્ષ છે. ખરેખર, દ્રવ્યાર્થથી અસ્મદ્ આદિનું જ્ઞાન પ્રત્યક્ષ છે. પ્રતિક્ષણ પરિણામશક્તિ આદિ

પર્યાયથી પ્રત્યક્ષ નથી. આવી વસ્તુસ્થિતિ હોઈ તે અર્થજ્ઞાનશક્તિનું પ્રત્યક્ષપણું હોયે છતે, ાક્તિઓમાં પરોક્ષપણાનું સાધન જૈનોના મતે વિરૂદ્ધ થાય !

એકાન્તથી પરોક્ષપણાના સ્વીકારમાં પ્રભાકર-મીમાંસક મતમાં પ્રવેશની આપત્તિ આવે છે, કારણ કે-તે મીમાંસકોએ કરણજ્ઞાનની સર્વથા પરોક્ષતાનો અને ફળજ્ઞાનની સર્વથા પ્રત્યક્ષપણાનો સ્વીકાર કરેલ છે.

અમોએ તો કરણ અને ફળમાં-ઉભયમાં પ્રત્યક્ષતાનો સ્વીકાર કરેલ છે. તથાચ અર્થ-ગ્રહણશક્તિરૂપ લબ્ધીન્દ્રિય કરણ કે પ્રમાણરૂપ નથી. ઉપચારથી વ્યવહિત કારણની અપેક્ષાએ સંનિકર્ષ આદિની માફક તે લબ્ધિ પણ પ્રમાણ થાય !

**શંકા**-શબ્દ આદિ અર્થના ગ્રહણ પ્રત્યે આ ચાર પ્રકારની ઈન્દ્રિયો ભેગી મળીને હેતુરૂપ છે. બે કે ત્રણ પણ હેતુ હોઈ શકે છે ?

**સમાધાન**-સમુદિત થયેલી ચારેય ઈન્દ્રિયો વિષયને ગ્રહણ કરે છે, પરંતુ નિર્વૃત્તિ આદિ ચારમાંથી એક પણ ઈન્દ્રિયના અભાવમાં જીવને શબ્દ આદિ વિષયસ્વરૂપી જ્ઞાન કદાચિત્ પણ થતું નથી, કેમ કે-ઈન્દ્રિયોની વિકલતા-ન્યૂનતા છે. એથી ચારેય ઈન્દ્રિયો ભેગી મળેલી જ હેતુ થાય છે. તે મળેલીઓમાં જ ઈન્દ્રિય તરીકેનો વ્યવહાર છે, ન્યૂનમાં નહીં.

० આ ઉપયોગ એક ઈન્દ્રિય સંબંધી. એક કાળની અપેક્ષાએ જીવને એક જ હોય છે, બીજો નહીં, કેમ કે-બીજા વિષયના ઉપયોગકાળમાં પૂર્વના ઉપયોગના બળનો વિનાશ છે-તેવા પ્રકારનો જ અનુભવ છે. ખરેખર, ચક્ષુદર્શનના કાળમાં શ્રોત્રજ્ઞાનની ઉત્પત્તિ અનુભવાતી નથી.

**શંકા**-ચક્ષુદર્શનકાળમાં આવરણ સહિત હોવાથી શ્રોત્રજ્ઞાનની ઉત્પત્તિ કેમ થાય ?

**સમાધાન**-જો સદા આવરણ છે, તો શ્રોત્રજ્ઞાનના સમયમાં પણ શ્રોત્રજ્ઞાનની ઉત્પત્તિના અભાવનો પ્રસંગ આવી જાય !

**શંકા**-અનુરૂપ મનની સાથે જ્યારે જે ઈન્દ્રિયનો સંયોગ થાય છે, ત્યારે તે ઈન્દ્રિયને તે વિષય સંબંધી જ્ઞાન થાય છે. ક્રમથી જ જ્ઞાનની ઉત્પત્તિ છે, માટે ચક્ષુદર્શનના કાળમાં શ્રોત્રજ્ઞાન ક્યાંથી હોય ?

**સમાધાન**-સર્વ અંગ સંબંધી સુખ આદિના અનુભવની ઉપપત્તિ માટે મનોવર્ગણાના પુદ્ગલોમાં શરીરવ્યાપકપણાની માન્યતા છે, તેથી એકીસાથે અનેક જ્ઞાનોની ઉત્પત્તિના અભાવમાં સ્વભાવ જ કારણ છે, બીજું કારણ નથી. (અથવા તાદૃશ ક્ષયોપશમવિશેષ જ કારણ છે.) આ પ્રમાણે સંનિહિત પણ સામાન્ય-વિશેષ આત્મક વિષયમાં સામાન્યની પ્રધાનતાપૂર્વક, વિશેષને ગૌણ કરવાપૂર્વક કેવલદર્શનરૂપ ઉપયોગ, આનાથી વિપરીત કેવલજ્ઞાન ઉપયોગ છે. અહીં કેવલજ્ઞાન, સ્વસમાનાધિકરણ (કેવલજ્ઞાન જ્યાં છે ત્યાં રહેનાર) જે કેવલદર્શન છે, તે સમાનકાલીન (સમાનકાળવર્તી) છે કે નહીં ? (અહીં ક્રમિક ઉપયોગવાદીઓનો નિષેધપક્ષ છે,

યુગપદ્ ઉપયોગવાદીઓનો વિધિપક્ષ છે, એમ સમજવું.) કેવલજ્ઞાનક્ષણત્વ, સ્વસમાનાધિકરણ દર્શન-ક્ષણ અવ્યવહિત ઉત્તરત્વ વ્યાપ્ય છે કે નહીં? કેવલદર્શન પછી કેવલજ્ઞાન છે કે નહીં? (કેવલજ્ઞાનક્ષણત્વમાં દર્શન-ક્ષણ અવ્યવહિત ઉત્તરત્વવ્યાપ્યત્વ સંશય સિદ્ધત્વની અપેક્ષાએ છે. અન્યથા પ્રાથમિક કેવલજ્ઞાનક્ષણમાં દર્શન-ક્ષણ અવ્યવહિત ઉત્તરત્વનો અભાવ હોઈ વ્યાપ્યત્વ ઉત્પન્ન ન થાય.) એકીસાથે બે ઉપયોગના વાદી, મલ્લવાદી વગેરે આ પ્રશ્નના જવાબમાં કહે છે કે-

**વિધિપક્ષ**-ચક્ષુ-અચક્ષુ-અવધિજ્ઞાનો ચક્ષુ-અચક્ષુ-અવધિદર્શનો કરતાં જુદા કાળવાળા છે, કેમ કે-છદ્મસ્થ ઉપયોગરૂપ કાળ છે. જેમ કે-શ્રુત-મનઃપર્યવજ્ઞાન વાક્યાર્થ વિષયવાળા અદર્શન સ્વભાવી શ્રુતજ્ઞાનમાં અને દ્રવ્યમનના આલંબનવાળા અદર્શનસ્વભાવી મનઃપર્યવ-જ્ઞાનમાં, મતિ-અવધિજન્યદર્શન ઉપયોગથી ભિન્ન કાળપણું પ્રસિદ્ધ છે; તેમજ આ પણ ચક્ષુ-અચક્ષુ-અવધિજ્ઞાનો છે. કેવલીભગવંતના જ્ઞાન-દર્શનરૂપ ચક્ષુ-અચક્ષુ અવધિજ્ઞાનો છે, કેવલી-ભગવંતના જ્ઞાન-દર્શનરૂપ બે ઉપયોગો તો એક કાળવર્તી છે. જેમ સૂર્યનો પ્રકાશ અને તાપનો એક કાળે આવિર્ભાવ થાય છે, તેમ કેવલજ્ઞાન અને કેવલદર્શનનો પણ એક કાળમાં આવિર્ભાવ થવો જોઈએ; કેમ કે-એનો સ્વભાવ એકીસાથે પ્રકટ થવાનો છે. જેમ ક્ષીણ આવરણવાળા જિનમાં મતિ આદિ જ્ઞાનનો કે અવગ્રહ આદિ ચતુષ્ટયરૂપ જ્ઞાનનો અસંભવ છે. તથા વિશ્લેપ-વિયોગ થવાથી જ્ઞાન ઉપયોગકાળ ભિન્ન કાળમાં દર્શન નથી, કેમ કે-ક્રમ ઉપયોગપણામા મતિત્વ આદિ ચતુષ્ટયનું વ્યાપ્યપણું છે [જ્યાં જ્યાં ક્રમ ઉપયોગપણું છે, ત્યાં ત્યા મતિત્વ આદિ ચાર છે અને જ્યાં સામાન્ય-વિશેષરૂપ ઉભયના આલંબનવાળું ક્રમ ઉપયોગપણું છે, ત્યાં અવગ્રહ આદિ આત્મકપણું છે. આવો નિયમ છે. તથાચ કેવલજ્ઞાન-દર્શનમાં જો ક્રમ ઉપયોગપણું સ્વીકારાય, તો તે ક્રમ ઉપયોગત્વ વ્યાપક મતિત્વ આદિ ચતુષ્ટયની અને અવગ્રહ આદિ આત્મકપણાની આપત્તિ થાય એવો ભાવ છે.] અને સામાન્ય-વિશેષરૂપ ઉભયના આલંબનવાળા ક્રમ ઉપયોગપણામાં અવગ્રહ આદિ આત્મકત્વનુ વ્યાપ્યપણું છે. જો કેવલજ્ઞાનદર્શનમાં ક્રમ ઉપયોગપણું માનવામા આવે, તો પૂર્વોક્ત બે વ્યાપકની પણ આપત્તિ થાય. અર્થાત્ મતિત્વ આદિ ચતુષ્ટય અને અવગ્રહ આદિ આત્મકત્વરૂપ બે વ્યાપકોની કેવલજ્ઞાનદર્શનમાં આપત્તિ થાય. તથા આગમમાં પણ જે કેવલજ્ઞાનદર્શનમાં સાદિઅનંતત્વ કહેલ છે, તે પણ સંગત થાય છે. અન્યથા, બીજા સમયમા જ્ઞાનના અભાવથી-ત્રીજા સમયમાં દર્શનના અભાવથી તે કેવલજ્ઞાનદર્શનનો અંત થવાથી અનંતપણું પ્રતિહત થાય છે.

**નિષેધપક્ષ**-ક્રમ ઉપયોગવાદી જિનભદ્રગણિક્ષમાશ્રમણ પૂજ્યપાદ કહે છે કે-પ્રજ્ઞાપના આદિ આગમમાં, 'સિદ્ધ, સાકાર (જ્ઞાન) ઉપયોગમાં જ સિદ્ધિગતિએ જાય છે'-એમ કહેલું છે. સાકાર-અનાકાર ઉપયોગ એકીસાથે છે, એમ માનવામા 'સાકાર' એવું વિશેષણ નિરર્થક થઈ જાય.

વળી તરતમ ઉપયોગના (ક્રમ ઉપયોગપણુ) સિદ્ધભગવંતના એક કાળમાં (પૂર્વકાળમાં) સાકાર ઉપયોગ અને બીજા કાળમાં અનાકાર ઉપયોગ છે, એમ જાણવું. (અહીં વાદી એમ કહે

છે કે-'સાકાર' એટલે સિદ્ધનું સઘળું જ્ઞાન કે દર્શન સાકાર જ છે, એમ સૂચવવા માટે 'સાકાર' એવું સ્વરૂપવિશેષણ છે માટે દોષ નથી. એવી વાદીની આશંકા થયે છતે કહે છે કે-જ્ઞાન-દર્શનના વિશેષથી જ સિદ્ધાન્તમાં ત્યાં ત્યાં સિદ્ધોના જ્ઞાન-દર્શનના પૃથક્પણાએ કરેલ કથન સંગત થાય છે. આ બંનેમાં વિશેષના અભાવમાં તો કેવલજ્ઞાનાવરણ અને કેવલ-દર્શનાવરણરૂપ બે આવરણો પણ ઘટી શકતા નથી. ખરેખર, એક આવાર્ય પ્રત્યે બે આવરણો યુક્તિયુક્ત નથી. તેવી રીતે સાકાર ઉપયોગ આઠ પ્રકારનો, અનાકાર ઉપયોગ ચાર પ્રકારનો, જ્ઞાન પાંચ પ્રકારવાળું અને દર્શન ચાર પ્રકારવાળું, આવું કથન ખંડિત થાય છે.

**શંકા**-'અશરીરીઓ દર્શનમાં અને જ્ઞાનમાં ઉપયુક્ત છે.'-આવા વચનમાં એકીસાથે જ કેવલદર્શનના ઉપયોગનું શ્રવણ હોવાથી તે બંને એકીસાથે સિદ્ધ થાય છે જ ને ?

**સમાધાન**-'જ્ઞાન અને દર્શનમાંથી કોઈ એક ઉપયોગમાં ઉપયુક્ત હોય છે. સર્વ કેવલીને એકીસાથે બે ઉપયોગો હોતા નથી.' આ પ્રમાણે ભદ્રબાહુસ્વામિજીએ એકીસાથે બે ઉપયોગોનો નિષેધ કરેલ છે જ.

**શંકા**-સઘળા કેવલીને બે ઉપયોગો હોતા નથી, પરંતુ કોઈ એકને પણ બે ઉપયોગો સંભવ છે અને કોઈકને તો એક ઉપયોગ સંભવ છે. વળી તે કેવલી કાં તો સિદ્ધ કે ભવસ્થકેવલી હોઈ શકે છે. ભવસ્થકેવલીમાં હજી પણ સકર્મકતા હોવાથી એક કાળમાં એક જ ઉપયોગ હોય છે, તેમજ સિદ્ધકેવલીમાં તો સકલ કર્મથી વિમુક્તિ હોઈ એકીસાથે બે પણ ઉપયોગો હોય છે, એવો ભદ્રબાહુસ્વામિજીનો અભિપ્રાય છે. એમ માનીએ તો શો વાંધો ?

**સમાધાન**-'દર્શનમાં અને જ્ઞાનમાં ઉપયુક્ત' આ વચન તો કેવલીસમુદાયના વિષય-વાળું છે, પરંતુ કોઈ એકમાં પણ એકીસાથે બે ઉપયોગોનો પ્રતિપાદન કરનારૂં નથી. [ ખરે-ખર, અનંત એવા સિદ્ધોના સમુદાયમાં કેટલાક જ્ઞાનમાં ઉપયુક્ત-કેટલાક દર્શનમાં ઉપયુક્ત, આ પ્રમાણે સમુદાયની અપેક્ષાવાળું યુગપદ્ ઉપયોગદ્વયના પ્રતિપાદનને કરનારૂં છે. પરંતુ એક એક વ્યક્તિની અપેક્ષાએ નહીં, કેમ કે-એક વ્યક્તિમાં એકીસાથે બે ઉપયોગોનો નિષેધ છે, એવો ભાવ છે.] સાદિ અનંતપણું પણ તે કેવલજ્ઞાનદર્શનમાં બાધક નથી, કેમ કે-જે બોધ સ્વભાવથી સદા અવસ્થિત છે, તેણે ઉપયોગથી પણ સદા રહેવું જોઈએ તેવા નિય-મનો અભાવ છે. લબ્ધિ(શક્તિ)ની અપેક્ષાએ તે કેવલજ્ઞાનદર્શનમાં અનંતપણાનું કથન છે. વળી કેવલજ્ઞાનદર્શન ભિન્ન જ્ઞાનદર્શનોના પોતપોતાના સ્થિતિકાળ સુધી ઉપયોગનો અભાવ છતાં સત્તાનું દર્શન છે. ખરેખર, આ કેવલજ્ઞાનદર્શન ભિન્ન જ્ઞાનદર્શનોનો ઉપયોગ અંતર્મુહૂર્ત્ત સુધીનો છે. તેથી વિદ્યમાન છતાં અવશ્ય ઉપયોગથી રહેવું જોઈએ, એવો નિયમ નથી, કેમ કે-વ્યભિચાર છે.

**શંકા**-જો ક્રમિક ઉપયોગવાળા માનવામાં આવે, તો કેવલીમાં દર્શન ઉપયોગના અભાવના કાળમાં અસર્વદર્શીપણું અને જ્ઞાનના ઉપયોગના અભાવકાળમાં અસર્વજ્ઞપણું પ્રાપ્ત

થાય છે. વળી આ ઇષ્ટ નથી, કેમ કે-સર્વદા જ કેવલીમાં પૂર્વે કહેલ દોષસમુદાય જાગતો ઉભો છે જ. (જ્ઞાની દર્શની નહીં કહેવાય-દર્શની જ્ઞાની નહીં કહેવાય. એ કહેલો દોષ ક્ષાયોપશમિક જ્ઞાન-દર્શનમાં ઉભો છે.) તથાચ આવરણરહિતપણું હોવા છતાં કેવલીમાં સ્વભાવથી જ યુગપદ્ ઉપયોગનો અભાવ છે. ઇતિ.

**સમાધાન**-**ત્રિધિપક્ષ**-જે કેવલજ્ઞાન જ છે, તે જ કેવલદર્શન છે, એવા વાદવાળા સિદ્ધસેનદિવાકરસૂરિજી કહે છે કે-સામાન્ય અને વિશેષ ઉપયોગના આવરણોનો સર્વથા ક્ષય થવાથી કેવલજ્ઞાન અને કેવલદર્શન પૈકી પ્રથમ કોની ઉત્પત્તિ થાય? એકની ઉત્પત્તિમાં બીજાની ઉત્પત્તિની પ્રાપ્તિ અનિવાર્ય છે. એકની સામગ્રી બીજાની ઉત્પત્તિમાં પ્રતિબંધકપણાના સ્વીકારમાં વિનિગમ(એકતરપક્ષસાધક યુક્તિ)ના અભાવથી અપરસામગ્રીમાં પણ એકની ઉત્પત્તિ પ્રત્યે પ્રતિબંધકપણું હોઈ બંનેના અભાવનો પ્રસંગ આવી પડશે.

વળી 'સાકાર ઉપયોગથી ઉપયુક્તનો સર્વ લબ્ધિઓનો લાભ થાય છે.'-આવા શાસ્ત્રવચનના ટેકાથી પ્રથમ કેવલજ્ઞાન અને પછી કેવલદર્શન ઉત્પન્ન થાય છે. આવું કથન પણ વ્યાજબી નથી, કેમ કે-ઉપર્યુક્ત ગાથા તો લબ્ધિના યૌગપદ્યમાં (સમાનકાલીન ઉત્પત્તિમાં) સાક્ષી પૂરે છે. ઉપયોગના ક્રમ-અક્રમના વિષયમાં ઉદાસીન-મૌન છે. આ ગાથા ઉપયોગની યુગપદ્ ઉત્પત્તિની નિર્વાહક-સૂચક છે, એમ જો માને, તો કેવલજ્ઞાન પછી કેવલદર્શનની ઉત્પત્તિ અસિદ્ધિ-અભાવ છે.

**શંકા**-જ્ઞાન ઉપયોગ સામાન્યમાં દર્શન ઉપયોગની હેતુતા છે, કેમ કે-નિર્વિકલ્પક છદ્મસ્થકાળમાં તેવો અનુભવ થાય છે. આથી પ્રથમ કેવલજ્ઞાનની ઉત્પત્તિ થઈ શકશે અને કેવલદર્શનમાં કેવલજ્ઞાનની વિશિષ્ટ હેતુતા હોવાથી બીજા સમયમાં કેવલદર્શનની ઉત્પત્તિ થશે તેથી તથા ક્રમિક સામગ્રીદ્વય(બન્ને સામગ્રી)ની સંપત્તિથી ક્રમિક ઉપયોગદ્વયની ધારાનો નિર્વાહ થવાનો જ ને?

**સમાધાન**-'દર્શન પૂર્વજ્ઞાન' દર્શનપૂર્વક જ જ્ઞાન હોય છે, પણ જ્ઞાનપૂર્વક દર્શન નથી હોતું, ઇત્યાદિ કથનથી વિરોધ ઉપસ્થિત થાય છે. વળી તેવી હેતુતામાં કોઈ પણ પ્રમાણ નથી, કારણ કે-ઉત્પન્ન થયેલું કેવલજ્ઞાન ક્ષાયિક હોવાથી તેનો નાશ કોઈ પણ રીતે સંભવતો નથી.

**શંકા**-મુક્તિના સમયમાં ક્ષાયિક ચારિત્રનાશની માફક ક્ષાયિક કેવલજ્ઞાનનાશ કેમ નહીં પામે?

**સમાધાન**-તે ક્ષાયિક ચારિત્રયોગ સ્થિરતાનિમિત્તજન્ય હોઈ નિમિત્તના નાશથી નાશયોગ્ય હોઈ નષ્ટ થાય છે. પરંતુ કેવલજ્ઞાન નિમિત્તજન્ય નથી, કેમ કે-ઉત્પત્તિમાં અને જ્ઞપ્તિમાં આવરણના ક્ષય સિવાય બીજાની અપેક્ષા નથી. તે પ્રમાણે જ તેની સ્વતંત્ર પ્રમાણપણાની વ્યવસ્થા છે. વળી આ પ્રમાણે વ્યક્તતાસ્વરૂપવાળું જ્ઞાન છે અને દર્શન તો અવ્યક્તતાસ્વરૂપી સિદ્ધ થાય છે.

ક્ષીણુ આવરણુવાળા કેવલીમાં વ્યક્તતા-અવ્યક્તતા યુક્તિયુક્ત નથી. તેથી સામાન્ય-વિશેષસ્વરૂપી જ્ઞેયનો સાક્ષાત્કાર કરનારૂં અને બંને રીતે એકસ્વભાવવાળું જ આ કેવલીને જ્ઞાન છે. વળી એવી શંકા નહીં કરવી કે-'ગ્રાહ્ય બે પ્રકારના હોવાથી ગ્રાહકજ્ઞાન બે પ્રકારનું હોવું જોઈએ,' કેમ કે-આમ માનવા જતાં કેવલજ્ઞાનમાં ગ્રાહ્ય-વિષયો અનંત હોવાથી ગ્રાહકરૂપ જ્ઞાન કેવલજ્ઞાન પણુ એક વ્યક્તિમાં અનંત માનવાની આપત્તિ આવશે.

જો વિષયભેદકૃત જ્ઞાનભેદ માનવામાં નથી આવતો, તો જુદા દર્શનની તો આશા ક્યાંથી રખાય? કેમ કે-બે આવરણુના ક્ષયથી બંને રીતે એકસ્વભાવવાળા જ કાર્ય (ઉભય સ્વભાવસ્વરૂપી એક કેવલજ્ઞાન કાર્ય)નો સંભવ છે.

**શંકા**-એક સ્વભાવી જ્ઞાનમાં ઠંડા-ઊના સ્પર્શની માફક પરસ્પર વિભિન્ન બે સ્વભાવનો કેમ વિરોધ નહીં?

**સમાધાન**-દર્શન અને સ્પર્શનરૂપ બે શક્તિવાળા એક દેવદત્તમાં જેમ વિરોધ નથી, તેમ ઉભય સ્વભાવસ્વરૂપી એક જ્ઞાનવાળા કેવલીમાં વિરોધ નથી. જ્ઞાનપણુાએ કરી અને દર્શનપણુાની અપેક્ષાએ જ્ઞાન-દર્શનમાં ભેદ છે, પરંતુ ધર્મીના ભેદથી અપેક્ષાએ નહીં. એક જ કેવલજ્ઞાનમાં સામાન્ય અંશની અપેક્ષાએ દર્શનવ્યવહાર અને વિશેષ અંશની અપેક્ષાએ જ્ઞાનવ્યવહાર થઈ શકે છે, માટે તે બંનેના આવરણોના ભેદમાં પણુ સ્યાદ્વાદ જ છે, એમ જાણુવું. ઈતિ સિદ્ધસેનદિવાકર મતમ્.

[ भेदग्राही व्यवहृतिनयं संश्रितो मल्लवादी,
पूज्याः प्रायः करणफलयोः सीम्नि शुद्धर्जु सूत्रम्।
भदोच्छेदोन्मुखमधिगतः सङ्ग्रहं सिद्धसेन-
स्तस्मादेते न खलुविषमाः सूरिपक्षास्त्रयोऽपि ॥ ]

-જ્ઞાનબિંદુ (પ્રાન્ત ભાગ)

एवमिन्द्रियस्वरूपमुपदर्श्य सम्प्रति तत्संख्यामाह—

**तत्रेन्द्रियाणि चक्षूरसनघ्राणत्वक्श्रोत्ररूपाणि पञ्च ॥ सूत्र-१२ ॥**

तत्रेति । अत्र रूपरसगन्धस्पर्शशब्देतिलौकिकव्यवहारप्रसिद्धक्रमापेक्षया रूपिणः पुद्गला इति सूत्रमनुसृत्य च चक्षुरादिक्रमोऽवलम्बितोऽनानुपूर्वीक्रमस्यापि शास्त्रे प्रसिद्धत्वात् ॥

### ઈન્દ્રિયસ્વરૂપની સંખ્યાને કહે છે.

**ભાવાર્થ**-"ત્યાં ઈન્દ્રિયો ચક્ષુ-રસન-ઘ્રાણુ-ત્વક્ (સ્પર્શન) અને શ્રોત્રરૂપ પાંચ છે."

**વિવેચન**-અહીં રૂપ-રસ-ગંધ-સ્પર્શ અને શબ્દ પ્રમાણેના લૌકિકવ્યવહાર પ્રસિદ્ધ-ક્રમની અપેક્ષાએ અને 'रूपिणः पुद्गला'-આવા સૂત્રને અનુસરી, ચક્ષુ આદિ ક્રમ અવલંબિત કરેલ છે. અનાનુપૂર્વીક્રમની પણુ શાસ્ત્રમાં પ્રસિદ્ધિ છે.

सम्प्रति चक्षुषो लक्षणमाचष्टे—

**रूपग्राहकमिन्द्रियं चक्षुरप्राप्यप्रकाशकारि । रूपं श्वेतरक्तपीतनीलकृष्णरूपेण पञ्चविधम् ॥ सूत्र-१३ ॥**

रूपग्राहकमिति । अत्र लक्ष्यनिन्द्रियव्यपदेशभाक् निर्वृत्त्युपकरणलब्ध्युपयोगरूपमिन्द्रियम्, अन्यतमाभावेऽपि रूपग्रहणासम्भवात् । रूपविषयकज्ञानसाधनत्वे सतीन्द्रियत्वं चक्षुषो लक्षणम् । आत्मादिवारणायेन्द्रियत्वोपादानम् । रसनादावतिव्याप्तिनिवृत्तये सत्यन्तम् । अत्रेदम्बोध्यम् एकस्यैव वस्तुनोऽवस्थाभेदेन रूपादिस्वरूपत्वं भवति, तथाहि चक्षुषा यदेव विलोकितं तदेव रसनया रस्यते, घ्राणेन घ्रायते स्पर्शनेन स्पृश्यते तदेव चातिकठिनीभूतमभ्यवह्रियमाणं ध्वनिमातनोति न तु क्वचिद्देशे रूपं क्वचिद्देशे रसः क्वचिद्देशे गन्धादयः । तस्मात्तदेव पुद्गलद्रव्यं चक्षुर्विषयतामापन्नं श्वेताद्याकारेण विषयतया परिणतिमुपागच्छद्रूपमिति व्यपदिश्यते, रसनग्रहणविषयतामित तिक्तादिपरिणामभाग्रस इति व्यपदेशमश्नुते, एवमितरेन्द्रियप्राप्तानामपि भाव्यम्, दृश्यते ह्येक एव पुरुषः पितृस्वसृभ्रात्राद्यनेकपुरुषापेक्षया तथातथा व्यपदेश्यतया । तदेवं द्रव्यमिन्द्रियनानात्वान्नानाऽऽकाररूपादिभेदमापद्यते, स्वमित्तत्स्त्वेकाकारं, द्रव्यस्वलक्षणविशिष्टत्वात् । तदिदञ्चक्षुः प्रकर्षेणात्माङ्गुलप्रमितसातिरेकयोजनलक्षाद् स्थितं प्रकाशनीयरूपं गृह्णाति, जघन्यतोऽङ्गुलसङ्ख्येयभागप्रमितदेशवर्ति रूपमिति । ननु चक्षुर्विषयभूतान् पदार्थान् स्पृष्ट्वा ज्ञानं जनयत्यस्पृष्ट्वा वेत्याशङ्कायामाहाप्राप्यप्रकाशकारीति । विषयदेशं स्वदेशे वा विषयमप्राप्यासंश्लिष्यैव वस्तु प्रकाशयतीत्यर्थः । ननु सर्वत्तेन्द्रियत्वे तुल्येऽपि नयनातिरिक्तानामिन्द्रियाणां प्राप्यकारित्वं नयनस्य मनसश्चाप्राप्यकारित्वमिति कुतो विशेष इति चेन्न, उपघातानुग्रहदर्शनाद्रसनादीनां प्राप्यकारित्वं, दृश्यते हि त्रिकटुकाद्यास्वादने, अशुच्यादिपुद्गलाघ्राणे, कर्कशकम्बलादिस्पर्शने, भेर्यादिशब्दश्रवणे तेषामुपघातः, क्षीरशर्कराद्यास्वादने, कर्पूरपुद्गलाघ्राणे, मृदुतूलिकादिस्पर्शने, मृदुमन्दशब्दाद्याकर्णनेऽनुग्रहः । नयनस्य निशितकरपत्रप्रोल्लसद्भल्लादिवीक्षणेऽपि पाटनाद्युपघातानवलोकनात् चन्दनागरुकर्पूराद्यवलोकनेऽपि शैत्याद्यनुग्रहाननुभवात् । मनसश्च वह्न्यादिचिन्तनेऽपि दाहाद्युपघातादर्शनात्, जलचन्दनादिचिन्तायामपि पिपासोपशमनानुग्रहाऽसम्भवाच्च न प्राप्यकारित्वम् । न च नयनस्याप्राप्यकारित्वेऽनुग्रहोपघाता भावौ व्यभिचरतः, दृश्यते हि घनपटलविनिर्मुक्तं नैदाघार्यमाणं निरन्तरमवलोकयतश्चक्षुषो विघातः, राकानिशाकरकरनिकुरम्बं तरङ्गमालामण्डितं जलं हरितं तरुमण्डलं शाद्वलञ्च निरन्तरं निभालयतोऽनुग्रह इति वाच्यम्, सर्वथा विषयकृतानुग्रहोपघातासम्भवस्यानुक्तत्वात् । किन्त्वेतावदेव वदामो यदा विषयं विषयतया चक्षुरवलम्बते तदा तत्कृतावनुग्रहोपघातौ तस्य न भवत इत्यप्राप्यकारि तत्, शेषकालन्तु प्राप्तेनोपघातकेनानुग्राहकेण वोपघातोऽनुग्रहश्च भवि-

१. विषयपरिच्छेदमात्रकालेऽनुग्रहोपघातशून्यता हेतुः, पश्चात्तु चिरमवलोकयतः प्रतिपत्तुः प्राप्तेन रविकिरणादिना चन्द्रमरीचिनीलादिना वा मूर्तिमता निसर्गत एव केनाप्युपघातकेनानुग्राहकेण वा विषयेणोपघातानुग्रहौ भवेतामिति भावः ॥

ष्यति, दिनकरस्य ह्यंशवः प्रसरणशीला यदा तत्समुखमवलोक्यते तदा ते चक्षुर्देशं प्राप्ताश्चक्षुरुपघ्नन्ति, स्वभावशीतलाश्शीतकररश्मयोऽपि सम्प्राप्ता एव चक्षुरनुगृह्णन्ति, तरङ्गमालासङ्कुलजलावलोकने च जलबिन्दुसंपृक्तपवनसंस्पर्शेनानुग्रहः, हरिततरुमण्डलशाद्वलविलोकने च तच्छायासम्पर्केण शीतलभूतवायुसंस्पर्शादेवानुग्रहः, अन्यदा तु जलाद्यवलोकनेऽनुग्रहाभिमान उपघाताभावाद्भवति, नान्यथा । प्राप्यकारित्वे तु समाने सम्पर्के यथा सूर्यमीक्षमाणस्य सूर्येणोपघातो भवति तथा वैश्वानरजलशूलाद्यवलोकने दाहक्लेदपाटनादयः कस्मान्न भवन्ति, किञ्च यदि चक्षुः प्राप्यकारि तदा स्वदेशगतरजोमलाञ्जनशलाकादिकं कुतो न पश्यति तस्मादप्राप्यकार्येव । ननु यदि चक्षुरप्राप्यकारि भवेत्तर्हि दूरव्यवहितानप्यर्थान् गृह्णीयात् मनोवत् न च तथा, किन्तु अनावृतमदूरमवमेवार्थं, तस्मिन्नेव तस्य सम्बन्धसम्भवात्, अन्यथाऽऽवरणभावादनुपलब्धिरन्यथोपलब्धिरिति न स्यात्, नहि तदावरणमुपघातकरणसमर्थम्, प्राप्यकारित्वे तु मूर्त्तद्रव्यप्रतिघातात्सम्भवत्यावरणादिकम्, मैवम्, दृष्टान्तस्य साध्यविकलत्वात्, न खलु मनोऽप्यशेषान् विषयान् गृह्णाति तस्यापि सूक्ष्मेष्वागमादिगम्येष्वर्थेषु मोहदर्शनात् तस्माद्यथा मनोऽप्राप्यकार्यपि स्वावरणक्षयोपशमापेक्षत्वान्नियतविषयं तथा चक्षुरपि स्वावरणक्षयोपशमापेक्षत्वादप्राप्यकार्यपि योग्यदेशावस्थितनियतविषयमिति न व्यवहितोपलम्भप्रसङ्गो नापि दूरदेशस्थितानामिति । दृष्टञ्चैतदप्राप्यकारित्वेऽप्ययस्कान्तस्य स्वभावविशेषादेव योग्यदेशापेक्षणम् । अन्यथा सर्वाण्यप्ययांसि जगद्वर्त्तीनि तेन आकृष्येरन् न तु प्रतिनियतमेव । न चायस्कान्तोऽपि प्राप्यकारी, छायाणुभिस्समाकृष्यमाणवस्तुसम्बन्धात् छायाणूनां सूक्ष्मत्वादेव नोपलम्भ इति वाच्यम्, तद्ग्राहकप्रमाणाभावात् । न चाप्रमाणकं प्रतिपत्तुं शक्यमतिप्रसङ्गात् । न च यदाकर्षणं तत्संसर्गपूर्वकं, यथाऽयोगोलकस्य सन्दंशेन आकर्षणञ्चायसोऽयस्कान्तेन, तत्र साक्षादयसोऽयस्कान्तेन संसर्गस्य प्रत्यक्षबाधितत्वेऽपि सूक्ष्मछायाणुभिर्निर्वाह इति वाच्यम् हेतोरनैकान्तिकत्वात्, मन्त्रेण हि व्यभिचारः, स स्मर्यमाणो विवक्षित संसर्गाभावेऽप्याकर्षति । तथा छायाणुभिरयांसीव काष्ठादीन्यप्याकृष्येरन् सम्बन्धाविशेषात् । न चास्ति तत्र शक्तिप्रतिनियम इति वाच्यम्, अप्राप्तावपि तेनैव निर्वाहे छायाणुकल्पनाया वैयर्थ्यात् । न च चक्षुः प्राप्यकारि व्यवहितार्थानुपलब्धेरिति प्रमाणं तत्साधकमस्तीति वाच्यम्, व्यभिचारात्, काचाभ्रपटलस्फटिकैरन्तरितस्याप्युपलब्धेरिति न तस्य प्राप्यकारित्व मिति ॥ सम्प्रति चक्षुर्विषयभूतरूपप्रकारमाह रूपमिति । पञ्चविध-

१. न च नायनरश्मयो नेत्रान्निर्गत्य विषयं प्राप्य सूर्यबिम्बरश्मय इव प्रकाशयन्ति, रविबिम्बरश्मय इव च सूक्ष्मत्वान्न वह्न्यादिभिस्तेषां दाहादय इति वाच्यम्, नायनरश्मिग्राहकमानाभावात्, तथात्वेऽपि तेषामभ्युपगमेऽतिप्रसङ्गात्, न च वस्तुपरिच्छेदान्यथानुपपत्तिरेव तत्र लिङ्गमिति वाच्यम्, तानन्तरेणापि तत्परिच्छेदोपपत्तेः नहि मनसो रश्मयस्सन्ति, वस्तु च परिच्छिद्यते नच तदपि प्राप्यकार्येवेति वाच्यम्, अप्राप्यकारित्वस्य टीकाकृद्भिर्वक्ष्यमाणत्वात् । हेत्वन्तरेणापि तदप्राप्यकारित्वमाह यदि चक्षुरिति ॥

२. प्रयोगश्च चक्षुर्न विषयपरिणामवत् अप्राप्यकारित्वात् मनोवदिति, अप्राप्यकारित्वे सत्यपि, नाविशेषेण सर्वार्थेषु मनःप्रवर्त्तत इति व्यभिचार ज्ञानदर्शनावरणादेः प्रतिबन्धकत्वञ्चाह दृष्टान्तस्येति ॥

मिति । एतद्व्यतिरिक्तहरितादिवर्णानां पञ्चविधवर्णेषु द्व्यादीनां मेलनेन जायमानत्वान्नाधिकरूपशङ्का, अत एव ते हरितादयस्सान्निपातिका इति कथ्यन्ते, एते द्रव्यात्कथञ्चिद्भिन्नाः, कथञ्चित्तादात्म्यमेवानयोस्सम्बन्धो विशिष्टबुद्धिनियामकः, नीलो घटो नीलरूपवान् घट इति प्रतीतेः, नतु समवायः, नीलो घट इत्यत्र नीलपदस्य विनाऽनुपपत्तिं लाक्षणिकत्वापत्तेः, समवायस्य प्रमाणबाधितत्वाच्च । तथाहि समवायिभ्यस्स भिन्नोऽभिन्नो वा स्यात्, यद्यभिन्नस्तर्हि न कश्चन समवायोऽस्ति, समवायिभिरव्यतिरिक्तत्वात्तत्स्वरूपवत् । यदि भिन्नस्स कथं समवायिषु वर्त्तते सामस्त्येनैकदेशेन वा, यदि सामस्त्येन, तर्हि प्रतिसमवायि तस्य पर्याप्तत्वेन समवायनानात्वप्रसङ्गः, यद्येकदेशेन तर्हि निरंशताऽभ्युपगमव्याघातः, एकावयवावच्छेदेन वृत्तेः । किञ्चैकदेशेनापि समवायस्य केन सम्बन्धेन वृत्तिता, न समवायेनाऽप्रसिद्धान्तात् । न स्वरूपेण, तस्य प्रतियोग्यनुयोगिभिन्नत्वाभावेन शून्यत्वात् समवायिनोरपि स्वरूपेणैव वृत्तिताप्रसङ्गात्, यदि स्वरूपसम्बन्धस्य भेदस्तर्हि तस्यापि स्वरूपिषु वृत्तितायां सम्बन्धान्तरप्रसङ्गेनानवस्थापातादितियत्किञ्चिदेतत् ॥

### ચક્ષુનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**–"રૂપગ્રાહક ઈન્દ્રિયચક્ષુ, અપ્રાપ્યપ્રકાશકારી છે. રૂપ, શ્વેત–લાલ–પીળો–લીલો અને કાળો, એમ પાંચ પ્રકારનું છે."

**વિવેચન**–અહીં લક્ષ્ય, ઇન્દ્રિયવ્યવહારને ભજનાર નિર્વૃત્તિ–ઉપકરણ–લબ્ધિ–ઉપયોગ રૂપી ઈન્દ્રિય સમજવાની છે, કેમ કે–નિર્વૃત્તિ આદિ ચારમાંથી કોઈ એકના વિનાશ થવા છતાંય રૂપગ્રહણનો અસંભવ છે.

**લક્ષણ**–રૂપવિષયક જ્ઞાન સાધનત્વ હોયે છતે ઈન્દ્રિયત્વ, એ ચક્ષુ ઈન્દ્રિયનું લક્ષણ છે.

**પદકૃત્ય**–આત્મા આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'ઈન્દ્રિયત્વ'નું ગ્રહણ છે. રસન આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'રૂપવિષયક જ્ઞાનસાધનત્વે સતિ' એમ કહેલું છે. અહીં આ સમજવાનું છે કે–એક જ વસ્તુમાં અવસ્થાના ભેદથી રૂપ આદિ અર્થસ્વરૂપપણું છે. આંખથી રૂપ આદિ અર્થસ્વરૂપપણું છે. આંખથી જે દ્રવ્ય જ (મોદક દ્રવ્ય જ) દેખાયું, તે જ જીભવડે ચખાય છે, ઘ્રાણવડે સુંઘાય છે, સ્પર્શનવડે સ્પર્શાય છે, તે જ અત્યંત કઠિન થયેલું ખવાતું અવાજ કરે છે. તે દ્રવ્યના કોઈ એક ભાગમાં રૂપ, કોઈ એક ભાગમાં રસ અને કોઈ એક ભાગમાં ગંધ આદિ રહેલા નથી. તેથી તે જ એક પુદ્ગલદ્રવ્ય ચક્ષુની વિષયતાને પામેલું, શ્વેત આદિ આકારે વિષયપણાએ પરિણતિને પામતું 'રૂપ' તરીકેના વ્યવહારને યોગ્ય બને છે. રસન ઈન્દ્રિયના ગ્રહણ વિષયતાને પામેલું, તીખા વગેરે પરિણામને ભજનારૂં તે જ પુદ્ગલદ્રવ્ય 'રસ' તરીકેના વ્યવહારને પામે છે. આ પ્રમાણે બીજી ઈન્દ્રિયોને પ્રાપ્ત પુદ્ગલદ્રવ્યમાં તે તે અર્થ–વિષયવ્યવહાર જાણવો. દેખાય છે કે–જેમ એક જ પુરુષ, પિતા–બ્હેન–ભાઈ આદિ અનેક પુરુષોની અપેક્ષાએ તે તે પ્રકારે વ્યવહારને યોગ્ય બને છે અને પુરુષભેદની પ્રતિપત્તિવાળા બને છે, તેમ અનેક ગ્રહણની અપેક્ષાએ એક–

અભિન્ન તે જ પુદ્ગલદ્રવ્ય ભેદને પામે છે. તેથી તે દ્રવ્ય, ઈન્દ્રિયો અનેક હોઈ અનેક આકારરૂપ આદિ ભેદને પામે છે. સ્વનિમિત્તથી એક આકારવાળું છે, કેમ કે-દ્રવ્યનું જે પોતાનું અંતરંગ લક્ષણ છે તેનાથી વિશિષ્ટ છે. તે આ ચક્ષુ ઈન્દ્રિય, ઉત્કૃષ્ટતાથી આત્માં-ગુલથી માપેલ કાંઈ અધિક એક લાખ જોજનમાં રહેલ પ્રકાશનીય રૂપને ગ્રહણ કરે છે. જઘન્યથી અંગુલના સંખ્યાતમા ભાગપ્રમિત પ્રદેશસ્વરૂપને ગ્રહણ કરે છે.

શંકા-ચક્ષુ ઈન્દ્રિય, વિષયભૂત પદાર્થોને સ્પર્શ કરીને જ્ઞાન પેદા કરે છે કે નહિ સ્પર્શ કરીને ?

**સમાધાન**-'અપ્રાપ્યપ્રકાશકારિ' ઈતિ વિષયના દેશને કે પોતાના દેશમાં વિષયને સ્પર્શ કર્યા વગર-સંયોગ કર્યા વગર વસ્તુનો-વિષયનો પ્રકાશ-જ્ઞાન કરે છે. અર્થાત્ ચક્ષુ ઈન્દ્રિય અપ્રાપ્યપ્રકાશકારિ છે. યોગ્ય દેશમાં વ્યવસ્થિત જ રૂપને શરીરદેશમાં રહેલી ચક્ષુ ઈન્દ્રિય ગ્રહણ કરે છે.

શંકા-સર્વ ઈન્દ્રિયોમાં ઈન્દ્રિયત્વ સમાન છતાં, નયનથી ભિન્ન ઈન્દ્રિયોમાં પ્રાપ્ય-કારિપણું અને નયનમાં તથા મનમાં અપ્રાપ્યકારિપણું છે, એવો ભેદ શાથી છે ?

**સમાધાન**-ઉપઘાત (હાનિ) અને અનુગ્રહ(લાભ)નું દર્શન હોવાથી રસન આદિ ઈન્દ્રિયોમાં પ્રાપ્યકારિપણું છે. ખરેખર, દેખાય છે કે-ત્રિકટુક (સૂંઠ-મરી-પીપરના સમુદાય)ના આસ્વાદનમાં (ભોજનમાં), અશુચિ આદિ પુદ્ગલોને સુંઘવામાં, ખરબચડા સ્પર્શવાળી કંબલ આદિને અડકવામાં અને ભેરી આદિના શબ્દ સાંભળવામાં તે ઈન્દ્રિયોમાં ઉપઘાત (હાનિ) થાય છે. દૂધ-સાકર આદિના ભોજનમાં, કપૂર આદિ પુદ્ગલોને સુંઘવામાં, કોમલ રૂની ગાદી-તળાઈ આદિને અડકવામાં અને મૃદુ-મંદ-મધુર શબ્દ આદિને સાંભળવામાં તે ઈન્દ્રિયોમાં અનુગ્રહ (લાભ) થાય છે. નયનમાં તીક્ષ્ણ કરવત-ધારદાર ભાલા વગેરે જોવા છતાં પાટન (ફાડવું) વગેરેરૂપ ઉપઘાત દેખાતો નથી, તેમજ ચંદન-અગરૂ-કપૂર આદિ જોવા છતાં શીતતા આદિરૂપ અનુગ્રહ-લાભનો અનુભવ થતો નથી; માટે નયન અપ્રાપ્યકારી છે. મનમાં અગ્નિ આદિનું ચિંતન છતાં દાહ આદિરૂપ ઉપઘાત દેખાતો નથી. જલ-ચંદન આદિના ચિંતન છતાં તરસની શાન્તિરૂપ અનુગ્રહનો અસંભવ હોઈ અપ્રાપ્યકારિપણું છે.

શંકા-નયનની અપ્રાપ્યકારિતામાં જે અનુગ્રહ અને ઉપઘાતનો અભાવ કહ્યો છે, તેમાં વ્યભિચાર આવે છે. ખરેખર, દેખાય છે કે-મેઘમાલા-ઘનઘટા વગરના ગ્રીષ્મઋતુના સૂર્ય સામે નિરંતર જોનારને ચક્ષુમાં ઉપઘાત થાય છે અને પૂર્ણિમાના સોલ કળા પૂર્ણ ચંદ્રમાની ચાંદનીને, મોજાંઓની પરંપરાથી સુશોભિત જલને, હરિયાળી વનસ્પતિને અને લીલાછમ ઘાસને નિરંતર જોનારની ચક્ષુમાં અનુગ્રહ-લાભ છે, તો ચક્ષુમાં અનુગ્રહ ઉપ-ઘાત નથી એમ કેમ કહેવાય ?

**સમાધાન**-સર્વથા વિષયકૃત અનુગ્રહ-ઉપઘાતનો અસંભવ કહેલો નથી, પરંતુ એટલું

જ અમે કહીએ છીએ કે-જ્યારે વિષયનો વિષયપણાએ ચક્ષુ અવલંબે છે, ત્યારે તે ચક્ષુને વિષયકૃત અનુગ્રહ-ઉપઘાત થતા નથી, [ વિષયના પરિચ્છેદના માત્ર કાળમાં અનુગ્રહ-ઉપઘાત-શૂન્યતા હેતુ છે. જ્યારે ચક્ષુનો સૂર્યની સાથે સંયોગ થયો, ત્યારે એક વાર સૂર્યના દર્શનમાં પણ ચક્ષુમાં ઉપઘાત થવો જોઈએ તે પ્રમાણે ઉપઘાત થતો નથી. નિરંતરપણાએ સૂર્યના દર્શનમાં તો સૂર્યના કિરણો જ ચક્ષુદેશમાં પ્રાપ્ત થયેલાં તે ચક્ષુદેશને તપાવે છે. ચંદ્ર આદિના દર્શનમાં તો ઉપઘાતના અભાવથી જ અનુગ્રહનું અભિમાન છે. અર્થાત્ ચક્ષુના પ્રથમ સમયે સૂર્ય-ચંદ્રદેશ પ્રત્યે ગમનમાં અનુગ્રહ-ઉપઘાત નથી. પરંતુ પ્રાપ્તરવિ-કિરણ આદિથી અનવરત અવલોકન થયે છતે, ચક્ષુમાં ઉપઘાતની ઉપપત્તિ અને નૈસર્ગિક સૌમ્ય આદિ ગુણવાળા ચંદ્ર આદિના અવલોકન થયે છતે, ઉપઘાતના અભાવરૂપ અનુગ્રહના અભિમાનની ઉપપત્તિ છે. ] માટે તે ચક્ષુ અપ્રાપ્યકારી છે. બાકીના કાળમાં તો પ્રાપ્ત જ ઉપઘાતકારક કે અનુગ્રહકારકથી ઉપઘાત-અનુગ્રહ થશે. ખરેખર, સૂર્યના પ્રસરણ સ્વભાવવાળા કિરણો જ્યારે તે ચક્ષુ સન્મુખ જોવાય છે, ત્યારે તે કિરણો ચક્ષુદેશમાં પ્રાપ્ત થયેલા ઉપ-ઘાત કરે છે. સ્વભાવથી ઠંડી, ચંદ્રની રશ્મિઓ સંપ્રાપ્ત થયેલી જ ચક્ષુમાં અનુગ્રહ કરે છે. મોજાંઓથી વ્યાપ્ત જળાશય જળના અવલોકનમાં, જળબિંદુઓની સાથે સંપર્કી પવનના સ્પર્શથી, તેમજ હરિયાળી વનસ્પતિ-લીલાછમ ઘાસવાળા ખેતરોના દર્શનમાં અને તેની છાયાના સંબંધથી ઠંડાગાર વાયુના સ્પર્શથી આંખમાં અનુગ્રહ છે. પ્રથમ દર્શનના સમયમાં તો જળ આદિ અવલોકનમાં અનુગ્રહનું અભિમાન ઉપઘાતના અભાવથી થાય છે. પ્રથમ દર્શનના સમય સિવાય શેષકાળમાં અનુગ્રહાભિમાન નથી. જો ચક્ષુને પ્રાપ્યકારી માનવામાં આવે, તો બંનેનો સંબંધ સમાન હોયે છતે, જેમ સૂર્યને જોનારની આંખમાં સૂર્યથી ઉપઘાત થાય છે, તેમ અગ્નિ-જળ-શૂલ (ભાલો) આદિના અવલોકનમાં ક્રમશઃ દાહ-ભીંજાવું-પાટન (છેદવુ-ફાડવુ), અર્થાત્ તેમ આંખ કેમ જળતી નથી? ભીની કેમ થતી નથી? ફાટતી કેમ નથી? વળી જો ચક્ષુ પ્રાપ્યકારી છે, તો પોતાના (આંખના) ભાગમાં રહેલ ધૂળ, મેલ, અંજન(કાજળ)ની શલાકા વગેરેને કેમ જોતી નથી? તેથી ચક્ષુ અપ્રાપ્યકારી જ છે.

[ નયનની રશ્મિઓ નેત્રમાંથી નીકળી વિષયને પામી સૂર્યબિંબની રશ્મિઓની માફક પ્રકાશ કરે છે. સૂર્યબિંબની રશ્મિઓમાં જેમ સૂક્ષ્મ હોવાથી વહ્નિ આદિથી તેઓમાં દાહ આદિ થતાં નથી, એમ નહીં બોલવું; કેમ કે-નયન સંબંધી રશ્મિગ્રાહકપ્રમાણનો અભાવ છે. તેમ માનવામાં તેઓમાં અતિપ્રસંગ છે. 'વસ્તુપરિચ્છેદની અન્યથા અનુપપત્તિ જે હેતુ છે' એમ નહીં બોલવુ, કેમ કે-નયનરશ્મિઓને માન્યા સિવાય તેના પરિચ્છેદની ઉપપત્તિ છે. જેમ મનમાં રશ્મિઓ નથી અને વસ્તુને જાણે છે. 'તે મન પણ પ્રાપ્યકારી છે' એમ નહી કહેવું, કેમ કે-મનમાં અપ્રાપ્યકારીપણું છે, એમ ટીકાકાર આગળ ઉપર સાબીત કરનાર છે. ]

શંકા-જો ચક્ષુ અપ્રાપ્યકારી હોય, તો દૂર-વ્યવહિત પદાર્થને પણ ગ્રહણ કરે જ,

જેમ કે-મન. પરંતુ તેવી રીતે ચક્ષુ ગ્રહણ કરી શકતી નથી, આવરણ વગરના નજીક રહેલ પદાર્થને ગ્રહણ કરી શકે છે. તેમાં જ તેના સંબંધનો સંભવ છે. જો એમ ન માનો, તો આવરણ હોવાથી અનુપલબ્ધિ અને આવરણના અભાવથી ઉપલબ્ધિ ન થવી જોઈએ. તે આવરણ ઉપઘાત કરવા માટે સમર્થ થતુ નથી. પ્રાપ્યકારીપણામાં તો મૂર્તદ્રવ્યના પ્રતિઘાતથી આવરણ આદિ સંભવે છે, માટે ચક્ષુ પ્રાપ્યકારી માનવી જોઈએ ને?

**સમાધાન**-અહીં દૃષ્ટાન્ત સાધ્યવિકલ છે. (જેમ શબ્દ નિત્ય છે, અમૂર્ત હોવાથી. જેમ કે-દુઃખ. અહીં દુઃખરૂપ દૃષ્ટાન્ત જેમ સાધ્યધર્મરૂપ નિત્યત્વરહિત છે, તેમ અહીં મનરૂપ દૃષ્ટાન્ત વિષયપરિમાણભાવરૂપ સાધ્યધર્મથી રહિત છે, કેમ કે-મન વિષયપરિમાણવાળું-નિયત વિષયવાળું છે.)

ખરેખર, મન પણ સમસ્ત વિષયોને ગ્રહણ કરતું નથી. તે મનમાં પણ સૂક્ષ્મ આગમ આદિથી ગમ્ય પદાર્થોમાં મોહનું દર્શન છે. તેથી જેમ મન, અપ્રાપ્યકારી પણ સ્વ આવરણના ક્ષયોપશમની અપેક્ષાવાળું હોઈ નિયત વિષયવાળું છે, તેમ ચક્ષુ પણ (ચક્ષુ વિષયપરિમાણવાળું નથી, કેમ કે-અપ્રાપ્યકારી છે. જેમ કે-મન. અપ્રાપ્યકારી પણ હોવા છતાં સામાન્યથી સર્વ પદાર્થોમાં મન પ્રવર્તતું નથી, માટે વ્યભિચારને અને જ્ઞાન-દર્શનાવરણાદિના પ્રતિબંધકત્વને કહે છે કે-'દૃષ્ટાન્તની સાધ્યવિકલતા હોવાથી.) સ્વ આવરણના ક્ષયોપશમની અપેક્ષાવાળું હોઈ, અપ્રાપ્યકારી પણ યોગ્ય દેશમાં અવસ્થિત-નિયત વિષયવાળું છે, માટે વ્યવહિતના ઉપલંભનો પ્રસંગ નથી, તેમજ દૂરદેશસ્થ પદાર્થોના ગ્રહણનો પ્રસંગ નહીં આવે.

૦ અયસ્કાંત (લોહચુંબક) અપ્રાપ્યકારી છતાં વિશિષ્ટ સ્વભાવથી જ યોગ્ય દેશની અપેક્ષા રાખે છે.

**શંકા**-અયસ્કાંત પણ પ્રાપ્યકારી છે, કેમ કે-છાયાના પરમાણુઓથી ખેંચાતી વસ્તુના સંબંધથી પ્રાપ્યકારી છે. છાયાના પરમાણુઓ સૂક્ષ્મ હોવાથી જ દેખાતા નથી.

**સમાધાન**-તેને સાબીત કરનાર પ્રમાણ નહીં હોવાથી અમાન્ય છે. જો પ્રમાણ વગરની વસ્તુ માનવામાં આવે, તો અતિપ્રસંગ નામક દોષ આવે છે. [લોહચુંબક અને લોઢું પરસ્પર સંયુક્ત નહીં હોવા છતાં તેમાં આકર્ષણ દેખાય છે, માટે લોહચુંબક અપ્રાપ્યકારી છે.]

**શંકા**-જે આકર્ષણ છે, તે સંબંધપૂર્વક જ છે. જેમ લોઢાના ગોળાનું સાણસીથી આકર્ષણ છે, તેમ લોહચુંબકથી લોઢાનું આકર્ષણ સંયોગપૂર્વક છે. ત્યાં સાક્ષાત્ લોહચુંબકથી લોઢાનો સંસર્ગ પ્રત્યક્ષથી બાધિત હોવા છતાં, સૂક્ષ્મ છાયાના પરમાણુઓદ્વારા સંસર્ગનો નિર્વાહ કેમ નહીં?

**સમાધાન**-જે આકર્ષણ છે, તે સંસર્ગપૂર્વક છે. એ હેતુ વ્યભિચારવાળો છે. ખરેખર, મંત્રની સાથે વ્યભિચાર આવે છે. તે મંત્રનું બરોબર સ્મરણ થતાં, સંસર્ગના અભાવમાં પણ વિવક્ષિત ઇષ્ટ વસ્તુને જેમ મંત્ર આકર્ષે છે, તેમ છાયાના પરમાણુઓથી લોઢું ખેંચાય

છે. તેની રીતે લાકડાં વગેરે પણ ખેંચાવવા જોઈએ ને ? કેમ કે-સંબંધમાં વિશેષતા નથી.

**શંકા**-ત્યાં શક્તિનો નિયમ છે એટલે દોષ કેમ આવે ?

**સમાધાન**-અપ્રાપ્તિમાં પણ તે શક્તિના નિયમથી જો નિર્વાહ થાય છે, તો છાયાના પરમાણુઓની કલ્પના નિરર્થક જ છે. તેથી શક્તિના નિયમથી સંયોગ વગર લોહચુંબકથી લોઢાનું આકર્ષણ છે, બીજાઓનું નહીં.

**શંકા**-ચક્ષુ પ્રાપ્યકારી છે, કેમ કે-વ્યવહિત અર્થની અપ્રાપ્તિ છે. આ પ્રમાણે પ્રાપ્યકારિતા સાધકપ્રમાણ છે ને ?

**સમાધાન**-કાચ-અબરખના પટલો સ્ફટિક આદિથી વ્યવહિત-અંતરિત પદાર્થની પણ ઉપલબ્ધિ છે જ, (વળી આજના જમાનામાં નંબરના ચશ્માઓથી અંતરિત આંખથી વધારે સ્પષ્ટ દેખાય છે.) માટે ચક્ષુનું પ્રાપ્યકારીપણું નથી પરંતુ ચક્ષુ અપ્રાપ્યકારી જ છે.

ચક્ષુના વિષયભૂત રૂપના પ્રકારને કહે છે.

પાંચ પ્રકારના રૂપથી ભિન્ન હરિત (લીલો-પીળો મિશ્રિત વર્ણ) આદિ વર્ણો, પાંચ પ્રકારના વર્ણો પૈકી બે વગેરે વર્ણોના મિશ્રણથી પેદા થતા હોઈ પાંચ પ્રકારના રૂપ કરતાં અધિક રૂપની શંકા નથી. એથી જ હરિત આદિ વર્ણો 'સાન્નિપાતિક' મિશ્રિત વર્ણો કહેવાય છે. [ આ શ્વેત આદિ શબ્દો વર્ણ માટે પુલિંગ છે અને વિશેષ્ય સાથે ત્રણેય લિંગમાં વપરાય છે. ]

આ શ્વેત આદિ વર્ણો દ્રવ્યથી કથંચિદ્ ભિન્ન છે. વર્ણવાળા દ્રવ્યનો અને વર્ણનો અર્થાત્ આ ગુણ-ગુણીનો કથંચિદ્ તાદાત્મ્ય સંબંધ વિશિષ્ટ બુદ્ધિનિયામક છે, કેમ કે-'નીલો ઘટ:' અહીં નીલરૂપવાળો ઘડો છે, એવી પ્રતીતિ છે. અહીં વિશિષ્ટ બુદ્ધિનિયામક સંબંધ સમવાય સંબંધ નથી, કેમ કે-'નીલો ઘટ:' આ પ્રમાણેના વાક્યમાં નીલપદની અનુપપત્તિ (તાત્પર્યની કે અન્વયની અનુપપત્તિ) સિવાય નીલાદિ રૂપ વિશિષ્ટમાં લક્ષણા માનવાથી નીલપદમાં લાક્ષણિક પદત્વની આપત્તિ આવે છે. વળી સમવાય, પ્રમાણથી બાધિત છે.

સમવાયિઓથી તે સમવાય ભિન્ન છે કે અભિન્ન છે ? જો અભિન્ન છે, તો કોઈ સમવાય જ નથી, કેમ કે-જેમ સમવાયિઓનું સ્વરૂપ છે તેની માફક સમવાયિઓથી અભિન્ન છે. જો ભિન્ન છે એમ કહો, તો સમવાયિઓમાં સમવાય કેવી રીતે રહે છે ? શું સમસ્ત ભાગથી રહે છે કે એક ભાગથી રહે છે ? જો સમસ્તપણાએ રહે છે એમ છે, તો દરેકે દરેક સમવાયિમાં તે સમવાયની પર્યાપ્તિ (પૂર્ણતા) હોવાથી નાના અનેક સમવાયપણાનો પ્રસંગ આવશે ! જો એકદેશથી કહો, તો નિરંશતા(નિરવયતા)ના સ્વીકારનો વ્યાઘાત થાય છે, કેમ કે-એક અવયવના આધારે રહે છે. વળી એકદેશથી પણ સમવાય ક્યા સંબંધથી રહે છે ? સમવાયથી રહે છે એમ ન કહેવાય, કેમ કે-અપસિદ્ધાન્ત થાય છે. સ્વરૂપથી સમવાય રહે છે એમ નથી, કેમ કે-પ્રતિયોગી (આધેય) કે અનુયોગી(આધાર)થી ભિન્નતાનો અભાવ હોઈ, સ્વરૂપથી વૃત્તિતાનું શૂન્યપણું હોઈ સમવાયિઓમાં પણ સ્વરૂપથી વૃત્તિતાનો પ્રસંગ છે.

જો એમ કહો કે-સમવાય એ સ્વરૂપસંબંધનો ભેદ-પ્રકાર છે, તો તે સમવાયને સ્વરૂપીઓમાં રહેવામાં બીજા સંબંધનો પ્રસંગ આવતાં અનવસ્થાદોષનો પાત થાય છે. માટે સમવાયને માનવાની જરૂર નથી, માત્ર કથંચિત્ તાદાત્મ્યસંબંધ જ છે. ગુણ-ગુણીનો વિશિષ્ટ બુદ્ધિનિયામક માનવો વ્યાજબી છે.

अथ रसनेन्द्रियं निरूपयति—

**रसग्राहकमिन्द्रियं रसनं, प्राप्यकारि। रसश्चाम्लमधुरतिक्तकषायकटुभेदेन पञ्चविध ॥सूत्र-१४॥**

**रसग्राहकमिति।** रस्यत आस्वाद्यते इति रसः, तद्विषयकज्ञानसाधनमिन्द्रियं रसनमित्यर्थः, रसविषयकमतिज्ञानसाधनत्वे सतीन्द्रियत्वन्तु लक्षणम्, कृत्यं पूर्ववदूह्यम्। नेदमिन्द्रियं चक्षुर्वदप्राप्यकारि किन्तु जघन्यतोऽङ्गुलासंख्येयभागप्रमितप्रदेशादागतमुत्कर्षेण नवयोजनादागतं वा स्वदेशमालिङ्गितमात्मप्रदेशैरात्मीकृतं रस गृह्णातीत्याशयेनाह प्राप्यकारीति। स्वदेशे विषयं स्पृष्टं ततो बद्धं प्राप्य रसनेन्द्रियं ज्ञानमुत्पादयति, श्रोत्रापेक्षयाऽस्यापटुत्वात् शब्दापेक्षया च रसस्य स्तोकत्वात् बादरत्वाच्चेति भावः। रसं विभजते रसश्चेति। अग्निदीपनकृदम्लः, पित्तादिप्रशमनो मधुरः, श्लेष्मादिदोषहन्ता तिक्तः, रक्तदोषाद्यपहर्त्ता कषायः, गलामयादिप्रशमनः कटुः। तथा च भिषक्शास्त्रं—"अम्लोऽग्निदीप्तिकृत्स्निग्धश्शोफपित्तकफापहः। क्लेदनः पाचनो रुच्यो मूढवातानुलोमकः॥ पित्तं वातं विषं हन्ति धातुवृद्धिकरो गुरुः। जीवनः क्लेशकृद्वालवृद्धक्षीणौजसां हितः॥ श्लेष्माणमरुचिं पित्तं तृषं कुष्ठं विषं ज्वरम्। हन्यात्तिक्तो रसो बुद्धेः कर्त्ता मात्रोपसेवितः॥ रक्तदोषं कफं पित्तं कषायो हन्ति सेवितः। रूक्षश्शीतो गुणग्राही रोचकश्च स्वरूपतः॥ कटुर्गलामयं शोफं हन्ति युक्त्योपसेवितः। दीपनः पाचको रुच्यो बृंहणोऽतिकफापहः" इति। लवणस्तु मधुरादिसंसर्गजत्वान्न पृथगुक्त इति॥

## રસનેન્દ્રિયનું નિરૂપણ.

**ભાવાર્થ**-"રસની ગ્રાહક ઈન્દ્રિય 'રસન' કહેવાય છે. તે પ્રાપ્યકારી છે અને રસ ખાટો-મીઠો-તીખો-તૂરો અને કડવો, એવા ભેદથી પાંચ પ્રકારનો છે."

**વિવેચન**-ચખાય તે રસ. તે રસવિષયક જ્ઞાનસાધનભૂત ઈન્દ્રિય 'રસન' છે. રસવિષયક મતિજ્ઞાનનું સાધન હોયે છતે ઈન્દ્રિયત્વ, એ રસન ઈન્દ્રિયનું લક્ષણ છે. પદકૃત્ય પૂર્વની માફક વિચારવું. આ રસન ઈન્દ્રિય ચક્ષુની માફક અપ્રાપ્યકારી નથી, પરંતુ જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમિત પ્રદેશથી કે ઉત્કૃષ્ટથી નવ જોજનથી આવેલ પોતાના દેશમાં સંસ્પૃષ્ટ-સંનિકૃષ્ટ આત્મપ્રદેશોદ્વારા તે આત્મસાત્ કરેલ રસને ગ્રહણ કરે છે. અર્થાત્ પોતાના પ્રદેશમાં પહેલાં અડકેલ અને પછીથી બદ્ધ થયેલ રસનામક વિષયને પ્રાપ્ત કરીને રસનેન્દ્રિયજ્ઞાન ઉત્પન્ન કરે છે. શ્રોત્ર ઈન્દ્રિયની અપેક્ષાએ (મંદ શક્તિવાળા) અપટુ હોવાથી, શબ્દની અપેક્ષાએ રસ થોડો અને બાદર હોવાથી (સત્વર અભાવક હોવાથી) રસન ઈન્દ્રિય સ્પૃષ્ટબદ્ધ રસનામક વિષયને ગ્રહણ કરે છે.

૦ રસનો વિભાગ કરે છે. ખાટો રસ જઠર અગ્નિને સતેજ કરનારો છે. મીઠો રસ પિત્ત આદિને શાન્ત કરનારો છે. તીખો રસ કફ વગેરેના દોષને હરનારો છે. તૂરો રસ લોહીના વિકારરૂપ દોષને દૂર કરનારો છે અને કડવો રસ ગળાના રોગ આદિને શમાવનારો છે. તથાચ વૈદ્યશાસ્ત્ર કહે છે કે-"ખાટો રસ અગ્નિદીપ્તિ કરે છે. સ્નિગ્ધ રસ સોજા-પિત્ત-કફને હણનારો છે. ક્લેદન રસ પાચન-રુચિકર-મૂઢવાતને અનુકૂળ છે. (મધુર) ગુરુ રસ પિત્તને-વાતને-વિષને હણે છે, ધાતુવૃદ્ધિ કરે છે. જીવાડનારો રસ ક્લેશકારી, બાલ-વૃદ્ધ-ક્ષીણબલીઓને હિતકારી છે. તીખો રસ-કફને, અરુચિ-પિત્ત-તરસ-કોઢ-વિષ-જ્વરને હણે છે. માત્રાથી સેવેલો રસ બુદ્ધિકારી છે. તૂરો રસ રક્તદોષને-કફ-પિત્તને સેવેલો હણે છે. લૂખો રસ ઠંડો-ગુણગ્રાહી-સ્વરૂપથી રોચક છે. કડવો રસ યુક્તિથી સેવેલો, ગળાના રોગને, સોજાને હણે છે. દીપન રસ પાચક-રુચિકર-વૃદ્ધિકારી અને અતિ કફને હણનારો છે." ઇતિ. ખારો રસ તો મધુર આદિના સંયોગથી જન્ય હોઈ જુદો કહેલો નથી.

घ्राणं लक्षयति—

**गन्धज्ञानासाधारणकारणमिन्द्रियं घ्राणम्, प्राप्यकारि । गन्धोऽपि सुरभिदुरभिभेदेन द्विविधः ॥ सूत्र-१५ ॥**

**गन्धज्ञानेति** । गन्ध्यत आघ्रायत इति गन्धस्तद्विषयकज्ञाने यदसाधारणं कारणमिन्द्रियं तद् घ्राणमित्यर्थः । संभिन्नस्रोतोलब्धिवारणायासाधारणेति, एवं सर्वत्रेदं वाच्यम् । नहि सा गन्धज्ञानमात्रेऽसाधारणं कारणं किन्तु एकाधिकविषयकज्ञान एवेति । लक्षणं कृत्यञ्च पूर्ववत् । इदमपि रसनवज्जघन्यतोऽङ्गुलासंख्येयभागप्रमितदेशादुत्कर्षेण नवयोजनादागतं स्वदेशं स्पृष्टं बद्धञ्च गन्धं गृह्णातीत्याशयेनाह प्राप्यकारीति । गन्धं विभजते गन्धोऽपीति । सौमुख्यकृत्सुरभिर्वैमुख्यकृद्दुरभिरिति ।

## ઘ્રાણ ઇન્દ્રિયનું લક્ષણ.

**ભાવાર્થ**-"ગંધજ્ઞાનમાં અસાધારણ કારણભૂત ઇન્દ્રિય 'ઘ્રાણ' છે. તે પ્રાપ્યકારી છે. ગંધ પણ સુરભિ-દુરભિના ભેદથી બે પ્રકારે છે."

**વિવેચન**-સુંઘાય તે ગંધ. તે ગંધવિષયક જ્ઞાનમાં જે અસાધારણ કારણ ઇન્દ્રિય, તે 'ઘ્રાણ' છે. સંભિન્ન સ્રોતો લબ્ધિમાં (બધી ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન, તે કોઈ પણ ઇન્દ્રિયદ્વારા પ્રાપ્ત કરી શકે છે તેવી લબ્ધિમાં) અતિવ્યાપ્તિના વારણ માટે 'અસાધારણ'

१. ननु घ्राणस्य प्राप्यकारित्वं न युज्यते, स्वदेशाद्भिन्नदेशस्थस्यापि स्वविषयस्यैव गृह्णतोऽनुभवसिद्धत्वात् । कर्पूरकुंकुमकुसुमादीना दूरस्थानामपि गन्धस्यानुभवादिति चेन्न, अन्यत आगत्य गन्धेन घ्राणेन्द्रियस्य स्पर्शनात् वायुना हि प्रेरितस्सक्रियः पुद्गलमयो गन्धो घ्राणेन्द्रियं स्पृशति, अन्यथा घ्राणेन्द्रियस्य तत्कृतानुग्रहोपघातौ न स्याताम्, दृश्यते च कर्पूरादिगन्धप्रवेशे इन्द्रियानुग्रहः, अशुच्यादिगन्धप्रवेशे पूतिरोगाद्यव्याधिरूपो घ्राणस्योपघात इति, एवं श्रोत्रेऽपि भाव्यम् ॥

એવું પદ મૂકેલ છે. આ પ્રમાણે સઘળા ઈન્દ્રિયલક્ષણોમાં બોલવું. તે લબ્ધિ ગંધજ્ઞાન માત્રમાં અસાધારણ કારણ નથી, પરંતુ એક અધિક સર્વ વિષય વિષયકજ્ઞાનમાં જ કારણ છે, સાધારણ કારણ છે. લક્ષણ અને પદકૃત્ય પૂર્વની માફક સમજવું. આ ઘ્રાણેન્દ્રિય પણ રસનની માફક જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમિત દેશથી કે ઉત્કૃષ્ટતાથી નવ જોજનથી આવેલ સ્વદેશમાં સ્પૃષ્ટ (શંકા-ઘ્રાણેન્દ્રિયમાં પ્રાપ્યકારિપણું યુક્તિયુક્ત નથી, કેમ કે-પોતાના દેશથી ભિન્ન દેશમાં રહેલ પણ પોતાના વિષયને ગ્રહણ કરતી ઘ્રાણેન્દ્રિય અનુભવસિદ્ધ છે. કપૂર-કેસર-પુષ્પ આદિ દૂરસ્થ છતાં, તેઓની પણ ગંધનો અનુભવ થાય છે જ ને? સમાધાન-અન્ય સ્થાનથી આવીને ગંધ ઘ્રાણેન્દ્રિયને સ્પર્શે છે. ખરેખર, પુષ્પ આદિમાં રહેનાર સ્વભાવથી કે વાયુથી પ્રેરિત ગતિવાળા બનેલા ગંધ આદિ પુદ્ગલો કે પુદ્ગલમય ગંધ આવીને ઘ્રાણેન્દ્રિયને અડકે છે. અન્યથા ઘ્રાણેન્દ્રિયમાં ગંધકૃત અનુગ્રહ ઉપઘાત ન થાય. અને દેખાય છે કે-કપૂર આદિના સુરભિગંધના પ્રવેશમાં ઈન્દ્રિયાનુગ્રહ અને અશુચિ આદિના દુરભિગંધના પ્રવેશમાં પૂતિરોગ (ખરાબ વાસ નાકમાંથી આવે એવો એક રોગ) હરસનો રોગરૂપ અર્શો વ્યાધિરૂપ ઘ્રાણમાં ઉપઘાત થાય છે. એવી રીતે શ્રોત્રમાં પણ સમજવું.) અને બદ્ધગંધને ગ્રહણ કરે છે. ગંધનો વિભાગ કરે છે. સુમુખતાને કરનારી સુગંધ 'સુરભિ' છે, વિમુખતા કરનારી દુર્ગંધ 'દુરભિ' કહેવાય છે. સુગંધથી મુખ મલકાય છે, દુર્ગંધથી મુખ કરમાય છે.

स्पर्शनं लक्षयति—

**स्पर्शग्राहकमिन्द्रियं त्वक्, प्राप्यप्रकाशकारिणी । शीतोष्णस्निग्धरूक्षमृदुकर्कशगुरुलघुरूपेणाष्टविधस्स्पर्शः ॥ सूत्र-१६ ॥**

**स्पर्शग्राहकमिति** । लक्षणं कृत्यमूह्यम् । अस्येन्द्रियस्य निर्वृत्तेर्न बाह्याभ्यन्तरभेदो वर्त्तते । त्वगिन्द्रियमपि रसनादिवत्तावत्प्रमाणादागतं विषयं प्राप्य ज्ञानमुत्पादयतीत्याह प्राप्येति । स्पर्शं विभजते शीतेति ।

### સ્પર્શન ઈન્દ્રિયનું લક્ષણ.

**ભાવાર્થ**-"સ્પર્શગ્રાહક ઈન્દ્રિય ત્વક્ છે, પ્રાપ્યપ્રકાશકારિણી છે, શીત-ઉષ્ણ-સ્નિગ્ધ-રૂક્ષ-મૃદુ-કર્કશ-ગુરૂ અને લઘુરૂપથી આઠ પ્રકારનો સ્પર્શ છે."

**વિવેચન**-લક્ષણ અને પદકૃત્ય વિચારવું. આ સ્પર્શન ઈન્દ્રિયની નિર્વૃત્તિ ઈન્દ્રિયમાં બાહ્ય-અભ્યંતરનો ભેદ નથી. સ્પર્શન ઈન્દ્રિય પણ રસન આદિની માફક તેટલા પ્રમાણથી આવેલ સ્પર્શવિષયને પ્રાપ્ત કરી જ્ઞાન ઉત્પન્ન કરે છે. સ્પર્શનો વિભાગ કરે છે શીત આદિ.

अथ श्रोत्रं लक्षयति—

**शब्दग्राहकमिन्द्रियं श्रोत्रम्, प्राप्यकारि । सचित्ताचित्तमिश्रभेदात्त्रिविधश्शब्द ॥ सूत्र-१७॥**

**शब्देति** । वाग्योगप्रयत्ननिसृष्टोऽनन्तानन्तप्रादेशिकपुद्गलस्कन्धप्रतिविशिष्टपरिणामः पुद्गल-

द्रव्यसंघातविशेषजन्मा वा गर्जितादिश्शब्दोऽवसेयस्तद्विषयकज्ञानजनकमिन्द्रियं श्रोत्रमित्यर्थः लक्षणं कृत्यं प्राग्वदूह्यम् । शब्दद्रव्याणि घ्राणेन्द्रियादिविषयभूतेभ्यो द्रव्येभ्यस्सूक्ष्माणि, बहूनि तथा तत्क्षेत्र-भाविशब्दयोग्यद्रव्यवासकानि च ततस्सूक्ष्मत्वादतिप्रभूतत्वात्तदाऽन्यद्रव्यवासकत्वाच्च आत्मप्रदेशैस्स्पृष्ट-मात्राण्यपि निर्वृत्तीन्द्रियमध्ये प्रविश्य झटित्युपकरणेन्द्रियमभिव्यञ्जयन्ति । श्रोत्रेन्द्रियञ्च घ्राणेन्द्रियाद्य-पेक्षया स्वविषयपरिच्छेदे पटुतरं, ततस्स्पृष्टमात्राण्यपि तानि श्रोत्रेन्द्रियमुपलभन्ते नास्पृष्टानि श्रोत्रेन्द्रियस्य प्राप्तविषयपरिच्छेदस्वभावत्वादित्याशयेनाह प्राप्यकारीति, स्पृष्टार्थग्राहीत्यर्थः । जघन्येनाङ्गुलासंख्येय-भागादागतं प्रकर्षेण द्वादशयोजनादागतं स्पृष्टं शब्दं गृह्णाति, नातः परत आगतं तस्य स्वभावतो मन्दपरिणामत्वात्, श्रोत्रेन्द्रियस्यापि तथाविधमद्भुततरं बलं न विद्यते येन परतोऽप्यागतान् शब्दान् शृणुयादिति भावः । ननु श्रोत्रस्य प्राप्तार्थग्राहित्वं न युज्यते, स्वदेशाद्भिन्नदेशस्थस्यापि शब्दस्य ग्रहणा-नुभवात्, नहि कश्चिच्छब्दः श्रोत्रेन्द्रिये प्रविशन्नुपलभ्यते, नवा श्रोत्रेन्द्रियं शब्ददेशे गच्छत्, समीक्ष्यते, दूरे एष कस्यापि शब्दः श्रूयते इति जनोक्तिरपि श्रूयते इति चेन्नैवम्, श्रोत्रं हि शब्दः प्राप्नोति न तु शब्दं श्रोत्रमबाह्यकरणत्वादात्मनः । ते च शब्दा गत्यादिक्रियावन्तः पुद्गलमयाः, वायुनोह्यमानत्वात्ते क्रियावन्तो धूम इव, विशेषेण द्वारानुविधानात्तोयवत्, पर्वतनितम्बादिषु प्रतिघाताद्वायुवदिति, श्रोत्र-मप्यागतं शब्दं गृह्णाति, उपघातानुग्रहोपलब्धेः, भेर्यादिमहाशब्दप्रवेशे हि श्रोत्रस्य बाधिर्यरूप उपघातो दृश्यते, कोमलशब्दप्रवेशेत्वनुग्रहः, श्रोत्रेण सन्निकृष्टस्यापि शब्दस्य ग्रहणे तत्र दूरादिव्यवहारस्य दूरादि-देशादागतत्वेनोपपद्यमानत्वं, दृश्यते हि गन्धस्य घ्राणेन्द्रियेण सन्निकृष्टस्यापि ग्रहणे दूरादिदेशादागतत्वेन दूरे बकुलपरिमल इत्यादिव्यवहारः । अव्यवहितदेशोत्पन्ने शब्दे देशश्चाक्षुषप्रत्यक्षेण लक्ष्यते व्यवहित-देशसमुद्भवे च तस्मिन् देशप्रतिपत्तिरानुमानिकीति । अत्रेदम्बोध्यं सर्वस्तोकप्रदेशावगाढं चक्षुरिन्द्रियम् ततः श्रोत्रेन्द्रियमवगाहनार्थतया सङ्ख्येयगुणं अतिप्रभूतेषु प्रदेशेषु तस्यावगाहनभावात् । ततोऽपि घ्राणेन्द्रियमवगाहनार्थतया संख्येयगुणमतिप्रभूतेषु प्रदेशेषु तस्यावगाहनोपपत्तेः । ततोऽपि रसनेन्द्रियं संख्येयगुणं ततोऽपि स्पर्शनेन्द्रियमवगाहनार्थतयाऽसंख्येयगुणम् । एवमेव प्रदेशार्थतयापि । सर्वाणीन्द्रि-याणि च वर्त्तमानार्थग्राहीणीति ॥ अथ शब्दभेदानाह सचित्तेति, जीवेन मुखद्वारा भाषमाणो यश्शब्दस्स सचित्तः, परस्परं पाषाणद्वयपरिस्फालनप्रभवोऽचित्तः, आत्मप्रयत्नतो वाद्यमानेषु वादित्रादिषु समुन्मिषन् शब्दो मिश्रः ॥

## શ્રોત્ર ઈન્દ્રિયનું લક્ષણ.

ભાવાર્થ-"શબ્દગ્રાહક ઈન્દ્રિય શ્રોત્ર છે, પ્રાપ્યકારી છે. સચિત્ત, અચિત્ત અને મિશ્રના

१. ननु शब्दपरमाणव उत्पत्तिदेशादारभ्य सर्वतो जलतरङ्गन्यायेन प्रसरमभिगृह्णानाः श्रोत्रेन्द्रियदेशं प्राप्नुवन्ति प्राप्ताश्च तान् श्रोत्रेन्द्रियं गृह्णाति नाप्राप्तानिति यद्युच्यते तर्हि शब्दे दूरासन्नादिभेदप्रतीतिर्न स्यात् प्राप्तो हि विषयः परिच्छिद्यमानस्सर्वोऽपि सन्निहित एव, प्रतीयते च दूरे शब्दोऽन्तिके शब्द इति तत्र दूरासन्नादिभेद इत्याशङ्कायामाह श्रोत्रेण सन्निकृष्टस्यापीति ।

ભેદથી ત્રણ પ્રકારનો શબ્દ છે."

**વિવેચન**–વચનયોગના પ્રયત્નથી નીકળેલો અનંતાનંત પ્રદેશવાળા પુદ્ગલસ્કંધોના વિશિષ્ટ પરિણામવાળો અથવા પુદ્ગલદ્રવ્યના વિશિષ્ટ સમુદાયજન્ય ગર્જિત આદિ શબ્દ જાણવો. તે શબ્દવિષયક જ્ઞાનજનક ઈન્દ્રિય શ્રોત્ર છે. લક્ષણ અને પદકૃત્ય પૂર્વની માફક વિચારવું.

૦ શબ્દદ્રવ્યો (સમુદાય) ઘ્રાણેન્દ્રિય આદિ વિષયભૂત ગંધાદિ દ્રવ્યો કરતાં બહુ છે, સૂક્ષ્મ છે; તેમજ તે ક્ષેત્રમાં થનાર શબ્દ–આસન્નશબ્દ યોગ્ય દ્રવ્યવાસક (સત્વર વાસનાકારક) છે. તેથી સૂક્ષ્મ હોવાથી, અત્યંત બહુ હોવાથી, પોતાના ક્ષેત્રમાં નજીકમાં થનાર અન્ય શબ્દદ્રવ્યોને સત્વર વાસિત કરવાના સ્વભાવવાળા હોઈ, આત્માના પ્રદેશોની સાથે માત્ર સ્પર્શ કરનાર શબ્દદ્રવ્યો પણ નિર્વૃત્તિ ઈન્દ્રિયની અંદર પેસી, જલ્દી ઉપકરણેન્દ્રિયને સ્પર્શ કરીને શબ્દદ્રવ્યવિષયક અભિવ્યક્તિ પેદા કરે છે. વળી શ્રોત્રેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય આદિની અપેક્ષાએ સ્વવિષયના પરિચ્છેદમાં અમંદ શક્તિશાળી પટુતર છે, તેથી જ સ્પૃષ્ટ માત્ર પણ શબ્દદ્રવ્યોને ગ્રહણ કરે છે–જાણે છે, અસ્પૃષ્ટને નહીં. શ્રોત્રેન્દ્રિય સ્પૃષ્ટ માત્ર શબ્દગ્રાહક છે, કેમ કે–પ્રાપ્તવિષયના પરિચ્છેદનો સ્વભાવ છે. જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગથી આવેલ અને ઉત્કૃષ્ટથી બાર જોજનથી આવેલ સ્પૃષ્ટ શબ્દને ગ્રહણ કરે છે. તેર આદિ જોજનથી આવેલ શબ્દ ગ્રહણ થતો નથી, કેમ કે–શબ્દ સ્વભાવથી મંદપરિણામી હોય છે. વળી શ્રોત્રેન્દ્રિયમાં પણ તથાવિધ સ્વભાવથી અદ્ભૂતતર બળ નથી, કે જેથી બાર જોજનથી આવેલ શબ્દોને સાંભળી શકે.

**શંકા**–શ્રોત્રેન્દ્રિયમાં પ્રાપ્ત અર્થનું ગ્રાહિપણું વ્યાજબી નથી, કેમ કે–સ્વદેશથી ભિન્ન દેશમાં રહેલ શબ્દગ્રહણનો અનુભવ છે. કોઈ શબ્દ શ્રોત્રેન્દ્રિયમાં પ્રવેશ કરતો અનુભવાતો નથી અથવા શ્રોત્રેન્દ્રિય શબ્દના દેશમાં જતી દેખાતી નથી. 'દૂરથી કોઈનો પણ શબ્દ સંભળાય છે'–આવી લોકોક્તિ સંભળાય છે ને?

**સમાધાન**–ખરેખર, શબ્દ શ્રોત્રેન્દ્રિયને સ્પર્શે છે, પરંતુ શ્રોત્રેન્દ્રિય શબ્દદેશમાં જતી નથી, કેમ કે–આત્મામાં બાહ્યકરણપણું નથી. વળી તે શબ્દો ગતિ આદિ ક્રિયાવાળા–પુદ્ગલમય છે, કેમ કે–વાયુથી લઈ જવાતા હોઈ ધૂમની માફક ક્રિયાવાળા છે. જળની માફક વિશેષથી દ્વાર–છિદ્રમાં જનાર છે, વાયુની માફક પર્વતની મેખલ' આદિમાં પ્રતિઘાત પામે છે. ઈતિ.

શ્રોત્રેન્દ્રિય પણ આવેલા શબ્દને ગ્રહણ કરે છે, કેમ કે–ઉપઘાત–અનુગ્રહની ઉપલબ્ધિ છે. ખરેખર, ભેરી આદિ મહા શબ્દના પ્રવેશમાં શ્રોત્રમાં બધિરતારૂપ ઉપઘાત દેખાય છે, કોમલ શબ્દના પ્રવેશમાં તો અનુગ્રહ થાય છે. [જો શબ્દપરમાણુઓ ઉત્પત્તિદેશથી આરંભી ચારેય બાજુથી જલતરંગના ન્યાયથી વિસ્તારને પામતા શ્રોત્રેન્દ્રિયના દેશને પામે છે અને પ્રાપ્ત થયેલ તે શબ્દોને શ્રોત્રેન્દ્રિય ગ્રહણ કરે છે, અપ્રાપ્તોને નહીં–એમ કહેવાય છે, તો શબ્દમાં દૂર–આસન્ન આદિ ભેદની પ્રતીતિ ન થાય! ખરેખર, પ્રાપ્તવિષય પરિચ્છેદાતો સઘળોય સન્નિહિત જ હોય છે. વળી દૂરથી (નો) શબ્દ–નજીકનો (થી) શબ્દ, એમ પ્રતીત

पौद्गलिकमिति पुद्गलसमूहात्मकमित्यर्थः । भावमन आह तदावरणेति मनोजन्यज्ञानावरणेत्यर्थः । अर्थग्रहणोन्मुख इति, तत्तदर्थपरिच्छेदोन्मुख इत्यर्थः, आत्मव्यापारविशेष इति, चित्तचेतनायोगाध्यवसानस्वान्तमनस्कारादिशब्दवाच्य आत्मनः परिणामविशेष इत्यर्थ इदमपि ज्ञानरूपं भावमनस्स्वदेहपरिमाणमेव ॥

## મનના વિભાગને દર્શાવે છે.

**ભાવાર્થ**-"મન પણ દ્રવ્ય અને ભાવના ભેદથી બે પ્રકારનું છે. મનપણાએ પરિણત આત્મપ્રદેશવ્યાપક પૌદ્ગલિક 'દ્રવ્યમન' કહેવાય છે. તે મનોજન્યજ્ઞાન આવરણના ક્ષયોપશમથી જન્ય, અર્થગ્રહણ પ્રત્યે ઉન્મુખ અને આત્મવ્યાપારવિશેષ 'ભાવમન' કહેવાય છે."

**વિવેચન**-દ્રવ્યમનના સ્વરૂપને કહે છે. મનઃપર્યાપ્તિનામક નામકર્મના ઉદયથી મનનયોગ્ય, મનોવર્ગણામાંથી ગ્રહણ કરેલ અનંત પુદ્ગલોથી (પુદ્ગલ દલિકોથી) બનેલ મનપણાએ પરિણમેલ દ્રવ્યમન છે.

० પોતપોતાના કાયના પરિમાણવાળું દ્રવ્યમન છે. પરંતુ અણુ જેટલું દ્રવ્યમન નથી, કેમ કે-એકીસાથે અનેક જ્ઞાનોની તાદૃશ ક્ષયોપશમ સહકૃત ઉપયોગનો અભાવ હોવાથી જ એક કાળમાં ઉત્પત્તિ નથી. [1]અહંકારજન્યત્વ અને [2]નિત્યત્વના વારણ માટે કહે છે કે-પુદ્ગલસમુદાય આત્મક દ્રવ્યમન છે. (અનંત પુદ્ગલસ્કંધ મનોદ્રવ્યપ્રાયોગ્ય ઉપચિત મૂર્તિ હોઈ પૌદ્ગલિક મન, મનપર્યાપ્તિવાળા પંચેન્દ્રિયોને હોય છે. છદ્મસ્થોને શ્રુતજ્ઞાન આવરણ ક્ષયોપશમ પેદા કરવા માટે કરણ છે. તે કરણના આલંબનથી જન્ય, ગુણ-દોષવિચાર આત્મક, સંપ્રધારણ સંજ્ઞાજ્ઞાન ધારણાજ્ઞાન, તે ભાવમન છે.)

હવે ભાવમનને કહે છે. મનોજન્ય-મતિજ્ઞાન-આવરણ ક્ષયોપશમજન્ય, તે તે અર્થપરિચ્છેદ પ્રત્યે ઉન્મુખ, 'आत्मव्यापार विशेष इति।' ચિત્ત-ચેતનાયોગ, અધ્યવસાન, સ્વાન્ત, મનસ્કાર, પરિણામ, ભાવ, મન, ઉપયોગ આદિ પર્યાયવાચક શબ્દોથી વાચ્ય, આત્માનો પરિણામરૂપ વ્યાપારવિશેષ 'ભાવમન' કહેવાય છે.

આ જ્ઞાનરૂપ ભાવમન સ્વકાયાના પરિમાણ જેવડું જ છે.

एवं सांव्यवहारिकप्रत्यक्षलक्षणं सविस्तरं विचार्य सम्प्रति तद्विभजते—

## सांव्यवहारिकश्चावग्रहेहापायधारणाभेदेन चतुर्विधम् ॥ सूत्र-२० ॥

**सांव्यवहारिकश्चेति** । तत्तदिन्द्रियनिमित्तं चतुर्विधं यथा चक्षुरवग्रहश्चक्षुरीहा चक्षुरपायश्चक्षुर्धारणा, रसनावग्रहो रसनेहा रसनापायो रसनाधारणेत्येवं सर्वेन्द्रियमादाय मनोऽप्यादाय चातुर्विध्यं

(१) અભિમાન આત્મક અહંકારથી પાંચ બુદ્ધિ ઈન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને અગિયારમું મન ઉત્પન્ન થાય છે. આમ સાંખ્યોનો મત છે.

(૨) સુખ આદિના સાક્ષાત્કારમાં કરણ મન છે અને ચાક્ષુષ, રસન આદિ જ્ઞાનોની એક કાળમાં ઉત્પત્તિ નહીં હોવાથી, મનને પરમાણુ માનેલ હોવાથી નિત્ય છે. ઈતિ નૈયાયિક મતમ્.

सांव्यवहारिकप्रत्यक्षस्य भाव्यम् ॥

## આ પ્રમાણે સાંવ્યવહારિક પ્રત્યક્ષનું વિસ્તારપૂર્વક લક્ષણ વિચારીને હવે તેનો વિભાગ કરે છે.

**ભાવાર્થ**—"સાંવ્યવહારિક પ્રત્યક્ષ, અવગ્રહ-ઈહા-અપાય-ધારણાના ભેદથી ચાર પ્રકારનું છે."

**વિવેચન**-સાંવ્યવહારિક પ્રત્યક્ષ તે તે ઈન્દ્રિયના નિમિત્તથી ચાર પ્રકારનું છે. જેમ કે-ચક્ષુ અવગ્રહ-ચક્ષુ ઈહા-ચક્ષુ અપાય-ચક્ષુ ધારણા, રસન અવગ્રહ-રસન ઈહા-રસન અપાય-રસન ધારણા, આ પ્રમાણે સર્વ ઈન્દ્રિયોનું ગ્રહણ કરી, મનનું પણ ગ્રહણ કરી, સાંવ્યવહારિક પ્રત્યક્ષના ચાર પ્રકારો વિચારવા. [શ્રુતનિશ્રિત-અશ્રુતનિશ્રિત ભેદવાળા, ઈન્દ્રિય-મનરૂપી નિમિત્તજન્ય મતિજ્ઞાનના આ ભેદો છે. જો કે શ્રુતનિશ્રિતના અવગ્રહાદિ ચાર પ્રકારો છે. અશ્રુતનિશ્રિતના ઔત્પાતિકી બુદ્ધિ આદિ ભેદો થાય છે, તો પણ ઔત્પાતિકી બુદ્ધિ આદિમાં પણ અવગ્રહ આદિ છે જ. પરંતુ શ્રુતનિશ્રિત અવગ્રહ આદિ વ્યહારકાળમાં શ્રુતની અપેક્ષા વગર પ્રવર્તે છે. પહેલાં શ્રુતદ્વારા સંસ્કારિત મતિવાળો હોવો જોઈએ. ઔત્પાતિકી આદિમાં તો ઈહાદિનું કથન શ્રુતના અનુસરણ વગર થાય છે, કેમ કે-તથાવિધ કર્મનો ક્ષયોપશમ છે.]

अथावग्रहलक्षणमाख्याति—

**विषयेन्द्रियमनोऽभिसम्बन्धजन्यदर्शनजनितं सत्तावान्तरसामान्यवद्वस्तुविषयकं ज्ञानमवग्रहः । यथाऽयं मनुष्य इत्यादि ॥ सूत्र-२१ ॥**

**विषयेन्द्रियेति** । द्रव्यपर्यायस्वरूपोऽर्थो विषयः, इन्द्रियं चक्षुरादि मनः प्रसिद्धं, तेषामभितः पूर्णतया भ्रान्त्याद्यनिमित्तकत्वेन यस्सम्बन्धो योग्यस्थानावस्थितिरूपस्तेन जन्यं यद्दर्शनं सन्मात्रविषयकनिर्विशेषकबोधस्तेन जनितं यत्सत्तावान्तरसामान्यवद्वस्तुविषयकं ज्ञानं सत्त्वव्याप्यमनुष्यत्वादिप्रकारकेदन्त्वाद्यवच्छिन्नविशेष्यकज्ञानं तदवग्रहपदवाच्यमित्यर्थः । निदर्शनमाह यथेति । अत्रावग्रहो यद्यपि व्यञ्जनार्थावग्रहभेदेन द्विविधः, तत्रान्तर्निर्वृत्तीन्द्रियाणां शब्दादिविषयपरिच्छेदहेतुश्शक्तिविशेष उपकरणेन्द्रियरूपः, शब्दादिरूपेण परिणतद्रव्यसमूहः, उपकरणेन्द्रियपरिणतशब्दादिद्रव्ययोस्सम्बन्धश्च व्यञ्जकत्वाद्व्यज्यमानत्वाच्चोपलक्षणेन त्रितयमपि व्यञ्जनमुच्यते । व्यञ्जनेन सम्बन्धेनावग्रहणं व्यज्यमानस्य शब्दादिरूपार्थस्याव्यक्तरूपः परिच्छेदो व्यञ्जनावग्रहः अथवा व्यञ्जनानां शब्दादिरूपतया परिणतद्रव्याणामुपकरणेन्द्रियसम्प्राप्तानामवग्रहोऽव्यक्तपरिच्छेदो व्यञ्जनाऽवग्रहः, व्यञ्जनेनोपकरणेन्द्रियेण स्वसम्बद्धस्यार्थस्य शब्दा-

१. इन्द्रियमनोनिमित्तकमतिज्ञानस्य श्रुतनिश्रिताश्रुतनिश्रितभेदभिन्नस्य भेदा इमे, यद्यपि श्रुतनिश्रितस्यावग्रहादयश्चतुर्विधाः, अश्रुतनिश्रितस्यौत्पत्तिक्यादयो भेदा भवन्ति तथापि औत्पत्तिक्यादिष्वप्यवग्रहादयो विद्यन्त एव । परन्तु श्रुतनिश्रितावग्रहादयो व्यवहारकाले श्रुतानपेक्षया प्रवर्त्तन्ते पूर्वं श्रुतपरिकर्मितमतिर्भवेत् औत्पत्तिक्यादिषु त्वीहाद्यभिलापः श्रुतानुसरणमन्तरेण भवति तथाविधकर्मक्षयोपशमादिति बोध्यम् ॥

देरवग्रहणमव्यक्तपरिच्छेदो व्यञ्जनावग्रह इति, अयञ्च सम्बन्धानन्तरं प्रथमसमयादारभ्यार्थावग्रहात्प्राक् सुप्तमत्तमूर्च्छितादिपुरुषाणामिव शब्दादिद्रव्यसम्बन्धमात्रविषयोऽव्यक्तो ज्ञानरूपोऽन्तर्मुहूर्त्तप्रमाणः। अव्यक्तत्वादेव च न संवेद्यते संवेदनाभावात्तस्याभावाङ्गीकारे तु द्वितीयादिसमयेऽपि तस्याभावप्रसक्त्या चरमसमयेऽर्थावग्रहो न स्यादेव, अर्थावग्रहस्तु स्वरूपनामजातिक्रियागुणद्रव्यकल्पनारहितस्सामान्यार्थग्रहणरूपः, तथा चोक्तदृष्टान्तेऽमनुष्यव्यावृत्तिरूपविशेषप्रतिभासनेऽपि नैश्चयिकव्यावहारिकरूपेणावग्रहस्य द्वैविध्यादत्र व्यावहारिकावग्रहो निदर्शितस्तदुत्तरमपीहादीनां प्रवृत्तेः। अन्यथा तेषां प्रवृत्तिर्न स्यादेवेति भावः॥

## અવગ્રહનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**-"વિષય અને ઈન્દ્રિય-મનના અભિસંબંધથી જન્ય દર્શનથી પેદા થયેલ, સત્તાના અવાન્તર સામાન્યવાળી વસ્તુરૂપ વિષયવાળું જ્ઞાન, એ 'અવગ્રહ' છે. જેમ કે-'આ મનુષ્ય છે' ઇત્યાદિ."

**વિવેચન**-અહીં દ્રવ્યપર્યાયરૂપ અર્થ 'વિષય' છે. ચક્ષુ આદિ ઈન્દ્રિય, મન (વિષયગ્રાહક છે) જે પ્રસિદ્ધ છે, તેઓનો વિષય-વિષયીનો અભિસંબંધ, (અભિત-ભ્રાન્તિ આદિના અજનકપણાએ કરી, પૂર્ણતા-અનુકૂળતાથી જે સંબંધ) અર્થાત્ યોગ્ય દેશ આદિમાં અવસ્થિતિરૂપ સંબંધથી જન્ય, સત્તા માત્ર વિષયવાળા-વિશેષ વગરના બોધરૂપ જે દર્શન (નિરાકાર બોધ) છે તેના વડે પેદા થયેલું, પ્રાથમિક, જે સત્તા સામાન્યથી અવાન્તર સામાન્ય(મનુષ્યત્વ આદિ જાતિવિશેષો)વાળા વસ્તુના વિષયવાળું જ્ઞાન-સત્ત્વવ્યાપ્ય મનુષ્યત્વ આદિરૂપ પ્રકારવાળું ઇદંત્વ આદિ અવચ્છિન્ન-ઇદંપદ આદિરૂપ વિશેષ્યવાળું જ્ઞાન, તે અવ ગ્રહપદથી વાચ્ય છે. દૃષ્ટાન્તને કહે છે. 'यथेति।' અહીં અવગ્રહ જો કે વ્યજન અવગ્રહ-અર્થ અવગ્રહના ભેદથી બે પ્રકારનો છે. ત્યાં કદંબપુષ્પગોલક આદિરૂપ, અંતર્નિર્વૃત્તિ ઈન્દ્રિય રૂપ આશ્રયનિષ્ઠ શબ્દ આદિ વિષયના પરિચ્છેદમાં હેતુરૂપ વિશિષ્ટ શક્તિરૂપ ઉપકરણ ઈન્દ્રિય અર્થવ્યંજનકરણની અપેક્ષાએ વ્યંજન કહેવાય છે. શબ્દ આદિરૂપે (આદિપદથી રસ-ગંધ-સ્પર્શ લેવાનાં છે, રૂપાદિ નહીં.) પરિણમેલ ભાષાવર્ગણા આદિરૂપ દ્રવ્યસમુદાય (વ્યંજનવિષયની અપેક્ષાએ આ વ્યંજન કહેવાય છે.) ઉપકરણભૂત ઈન્દ્રિય અને શબ્દ આદિ પરિણત દ્રવ્યનો સંબંધ (વ્યંજનની કારણતાની અપેક્ષાએ આ વ્યંજન કહેવાય છે. અર્થાત્ વ્યંજક-વ્યજ્યમાન-ઉપલક્ષણની અપેક્ષાએ ઈન્દ્રિય, અર્થ અને સંબંધ-એમ ત્રણ વ્યંજન શબ્દથી) વાચ્ય બને છે.

---

१. यस्य ज्ञानस्यान्ते तज्ज्ञेयवस्तूपादानात्तत एव ज्ञानमुपजायते तज्ज्ञानं दृष्टं, यथाऽर्थावग्रहपर्यन्ते तज्ज्ञेयवस्तूपादानात् ईहासद्भावादर्थावग्रहो ज्ञानम्, ज्ञायते च व्यञ्जनावग्रहस्य पर्यन्ते तज्ज्ञेयवस्तूपादानात्तत एवार्थावग्रहज्ञानं तस्माद्व्यञ्जनावग्रहो ज्ञानमिति, अव्यक्तत्वञ्च तस्यैकतेजोऽवयवप्रकाशवत् स्वसंवेदनेनाप्यव्यज्यमानत्वादिति भावः॥

० ઈન્દ્રિયાર્થ સંબંધરૂપ વ્યંજનવડે વ્યજ્યમાન શબ્દ આદિરૂપ અર્થરૂપ વ્યંજનનો અવ્યક્તરૂપ જ્ઞાન-વ્યંજન વ્યંજનાવગ્રહ, (અહીં મધ્યમ પદલોપી સમાસ શાકપાર્થિવની માફક સમજવો.) એ જ 'વ્યંજનાવગ્રહ' કહેવાય છે.

० અથવા વ્યંજનોનો ઉપકરણરૂપ ઈન્દ્રિયમાં પ્રાપ્ત થયેલ શબ્દ આદિરૂપે પરિણત દ્રવ્યોનો અવગ્રહ-અવ્યક્ત જ્ઞાન, તે વ્યંજનાવગ્રહ. (અહીં ષષ્ઠી ત૦ સમાસ જાણવો.)

० ઉપકરણ ઈન્દ્રિયરૂપ કરણવડે ઉપકરણમાં સંબંધવાળા શબ્દ આદિરૂપ અર્થનો અવગ્રહ-અવ્યક્તજ્ઞાન, એ 'વ્યંજનાવગ્રહ' કહેવાય છે.

० વળી આ વ્યંજનાવગ્રહ ઈન્દ્રિયાર્થરૂપ ઉભયના સંબંધ થયા પછી પ્રથમ સમયથી માંડી, અર્થાવગાહના પહેલાં સૂતેલાં-મત્ત-મૂર્છિત આદિ પુરુષોની માફક શબ્દ આદિ દ્રવ્ય-સંબંધ માત્ર વિષયવાળો જ્ઞાનરૂપ [ જે જ્ઞાનના અંતે તેના જ્ઞેયવસ્તુના ઉપાદાનથી-તેનાથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાન તરીકે જોયેલું છે. જેમ કે-અર્થાવગ્રહ પર્યંતે અર્થાવગ્રહના જ્ઞેયવસ્તુના ઉપાદાનથી અર્થાવગ્રહ પછી કે તેનાથી ઈહાજ્ઞાન પ્રગટ થાય છે, માટે અર્થાવગ્રહ-જ્ઞાન કહેવાય છે; તેમ વ્યંજનાવગ્રહના અંતે વ્યંજનાવગ્રહના જ્ઞેયવસ્તુના ઉપાદાનથી-વ્યંજનાવગ્રહથી જ અર્થાવગ્રહ થાય છે, માટે વ્યંજનાવગ્રહથી જ અર્થાવગ્રહ થાય છે અને તેથી વ્યંજનાવગ્રહજ્ઞાન કહેવાય છે. જેમ પ્રચુર તેજના અવયવો પ્રકાશસ્વભાવવાળા જો કે દેખાય છે જ, તો પણ એક તેજનો અવયવ અતિ સૂક્ષ્મ-પ્રકાશસ્વભાવવાળો પણ દેખાતો નથી, તેમ વ્યંજનાવગ્રહ જ્ઞાનસ્વભાવવાળો હોઈ પ્રકાશસ્વભાવી પણ અત્યંત અલ્પ છે, માટે અવ્યક્ત છે. સ્વસંવેદનરૂપ હોવા છતાં અતિ સૂક્ષ્મતાના કારણે વ્યક્તરૂપે ભાસ થતો નથી.] અન્તર્મુહૂર્ત પ્રમાણવાળો છે.

વળી અવ્યક્ત હોવાથી જ સંવેદનવિષય થતો નથી. સંવેદનના અભાવથી વ્યંજનાવગ્રહના અભાવના સ્વીકારમાં તો બીજા આદિ સમયમાં પણ વ્યંજનાવગ્રહના અભાવના પ્રસંગથી ચરમ સમયમાં અર્થાવગ્રહ નહીં જ થાય. અર્થાવગ્રહ તો સ્વરૂપ-નામ-જાતિ-ક્રિયા-ગુણ-દ્રવ્યની કલ્પનારહિત સામાન્ય અર્થ(દ્રવ્યાર્થ)ના જ્ઞાનરૂપ પ્રસિદ્ધ જ છે.

० તથાચ જેમ કે-'આ મનુષ્ય.' આ કહેલ દૃષ્ટાન્તમાં મનુષ્યથી ઈતરની વ્યાવૃત્તિરૂપ વિશેષનો પ્રતિભાસ હોવા હોવા છતાંય, નૈશ્ચયિક અને વ્યાવહારિકરૂપે અવગ્રહના બે પ્રકારો હોવાથી આ દૃષ્ટાન્તમાં વ્યાવહારિક અવગ્રહ દેખાડેલો છે; કેમ કે-વ્યવહારિક અવગ્રહ પછી ઈહા આદિની પ્રવૃત્તિ છે. અન્યથા તે ઈહા આદિની પ્રવૃત્તિ ન જ થાય એવો ભાવ છે.

नैश्चयिकावग्रहं विशेषमात्रानवगाहित्वेन दर्शनापरपर्यायं स्वरूपयति—

**सत्तामात्रावगाहिज्ञानं दर्शनमालोचनम् । यथेदं किञ्चिदिति ॥ सूत्र-२२ ॥**

सत्तामात्रेति । मात्रपदेन नामजात्यादिव्युदासो दर्शनस्य नामान्तरमाहालोचनमिति । एतस्य दृष्टान्तमाह यथेति । इतीति, एतादृशशब्दप्रयोगाभिव्यङ्ग्यचरशब्दप्रयोगरहितो ज्ञानविशेष इत्यर्थः । अन्यथा

शब्दोल्लेखित्वे आन्तर्मौहूर्त्तिकत्वापत्त्याऽर्थावग्रहस्यैकसामयिकत्वसिद्धान्तव्याकोपस्स्यादिति भावः । इदञ्चोदाहरणं नैश्चयिकाव्यक्ताव्यावृत्तवस्तुसामान्यग्राहि । तत ईहिते सति मनुष्योऽयमिति निश्चयात्मकोऽपायो भवति । ततोऽपि मनुष्योऽयं पाश्चात्यः पौरस्त्यो वेति संशयोत्तरं पाश्चात्येन भवितव्यमितीहोदयात्तदपेक्षया मनुष्योऽयमिति ज्ञानस्य व्यावहारिकावग्रहत्वं, एवमेव यावत्तारतम्येनोत्तरोत्तरविशेषाकाङ्क्षा समुदेति तावत्तत्तदपेक्षया पूर्वपूर्वस्य सामान्यविषयकतयाऽवग्रहरूपता, पूर्वपूर्वापेक्षया चोत्तरोत्तरनिश्चयानां विशेषविषयकत्वेनापायरूपताऽवसेयेति ॥

## વિશેષ માત્રનો અનવગ્રાહી હોઈ, દર્શન એવા બીજા નામવાળા નૈશ્ચયિક અવગ્રહનું સ્વરૂપવર્ણન.

**ભાવાર્થ**–"સત્તા માત્રને અવગાહન કરનારૂં જ્ઞાન, દર્શન આલોચન કહેવાય છે." જેમ કે–'આ કાંઈક છે.' ઈતિ.

**વિવેચન**–માત્ર પદથી નામ–જાતિ આદિનો નિષેધ જાણવો. દર્શનનું બીજું નામ 'આલોચન' છે એમ જાણવું.

આનું દૃષ્ટાન્ત કહે છે. જેમ કે–'આ કાંઈક છે.' ઈતિ. 'આ કાંઈક છે'–એવા શબ્દપ્રયોગથી અભિવ્યક્તિને યોગ્ય, શબ્દના ઉલ્લેખ વગરનો જ્ઞાનવિશેષ 'દર્શન' કહેવાય છે. જો એમ ન માનવામાં આવે, તો શબ્દના ઉલ્લેખમાં આન્તર્મૌહૂર્ત્તિકપણાની આપત્તિ થવાથી અર્થાવગ્રહમાં એક સામાયિકપણાના સિદ્ધાન્તનો અપલાપ થઈ જાય! વળી આ ઉદાહરણ નૈશ્ચયિક, અવ્યક્ત વ્યાવૃત્તિ વગરના વસ્તુના સામાન્યનું ગ્રાહક છે. ત્યાર બાદ ઈહાનો વિષય સામાન્ય થયે છતે, 'આ મનુષ્ય છે'–આવો નિશ્ચયરૂપ અપાય થાય છે. ત્યાર પછી આ મનુષ્ય પશ્ચિમનો છે કે પૂર્વનો છે?–આવા સંશય બાદ 'પશ્ચિમનો હોવો જોઈએ'–આવા પ્રકારની ઈહાના ઉદયથી તેની અપેક્ષાએ 'આ મનુષ્ય છે'–આવું જ્ઞાન વ્યાવહારિક અવગ્રહરૂપ છે. આ પ્રમાણે જ જ્યાં સુધી [1]તારતમ્ય છે તે તારતમ્યની અપેક્ષાએ ઉત્તરઉત્તર વિશેષની આકાંક્ષા જાગે છે, ત્યાં સુધી તે તે અપેક્ષાએ પૂર્વપૂર્વજ્ઞાનની સામાન્ય વિષયકતા હોઈ અવગ્રહરૂપતા છે અને પૂર્વપૂર્વની અપેક્ષાએ ઉત્તરઉત્તર નિશ્ચયોની વિશેષ વિષયકતા હોઈ અપાયરૂપતા જાણવી.

[ અર્થાવગ્રહ નૈશ્ચયિક–વ્યાવહારિકના ભેદથી બે પ્રકારનો છે. નૈશ્ચયિક અર્થાવગ્રહ રૂપ આદિથી અવ્યાવૃત્તિ–અવ્યક્ત શબ્દ આદિ વસ્તુ સામાન્ય માત્ર ગ્રાહી છે.

વ્યાવહારિક અર્થાવગ્રહ=શબ્દ આદિ વસ્તુ સામાન્ય સત્તારૂપ મહાસામાન્યના અવાન્તર શબ્દત્વ આદિ સામાન્ય વિશેષ વિષયક છે. તથાચ 'આ શબ્દ છે'–આવા વ્યાવહારિક અર્થાવગ્રહ પછી, ઉત્તરોત્તર ધર્મ આકાંક્ષા અર્થાત્ આ શબ્દ છે, આવો નિશ્ચય થયો છતાં શું આ શબ્દ શંખનો છે કે શાર્ઙ્ગ ધનુષ્યનો છે?, આવો સંશય થયા બાદ, 'આ શબ્દ

---

૧. વિષય આદિના સ્પષ્ટ–અવ્યક્ત–મધ્યમ–અલ્પ–બહુ–નજીક–દૂર ભેદોની, તેમજ ક્ષયોપશમ આદિના શુદ્ધ–અશુદ્ધ–મધ્યમ વગેરે ભેદોની તરતમતા.

શંખનો હોવો જોઈએ'–એવી ઈહા પ્રવર્તે છે. ત્યાર બાદ 'આ શબ્દ શંખનો જ છે'–આવા નિશ્ચયરૂપ અપાય થાય છે. આ કારણથી યુક્ત જ છે કે–'આ શબ્દ છે'–એવું જ્ઞાન અર્થાવગ્રહરૂપ છે. (૧) આ પ્રમાણે 'આ શબ્દ શંખનો જ છે'–આવા નિશ્ચય બાદ 'દેવદત્તે કે યજ્ઞદત્તે વગાડેલા શંખનો આ શબ્દ છે?'–આવા સંદેહ બાદ 'દેવદત્તે વગાડેલા શંખનો આ શબ્દ હોવો જોઈએ'–આવી ઈહા પ્રવર્તે છે. ત્યાર બાદ 'આ દેવદત્તે વગાડેલા શંખનો શબ્દ જ છે'–આવો નિર્ણયરૂપ અપાય થાય છે. આ પ્રમાણે 'શંખનો શબ્દ જ છે'–આવો આનો અર્થાવગ્રહ માનવો જોઈએ. (૨) આ પ્રમાણે જે જે ધર્મની અપેક્ષાએ વિશેષધર્મ સંભવે છે, તે તે ધર્મનું જ્ઞાન ભવિષ્યના ઈહા–અપાયના પૂર્વકાલીન અવગ્રહસ્વરૂપવાળું, સ્વવિષયગત અવગ્રહીત સામાન્યધર્મની અપેક્ષાએ વિશેષ અવગ્રાહી હોઈ અપાયસ્વરૂપવાળું છે. જે અપાય વિષયભૂતધર્મની અપેક્ષાએ આગળ ઉપર વિશેષધર્મો નથી, તેના પછી ઈહા–અપાયની પ્રવૃત્તિનો અભાવ હોવાથી તે પણ અપાય જ કહેવાય છે, વ્યાવહારિક અર્થાવગ્રહ નહીં. અર્થાત્ પ્રાથમિક અપાયમાં વ્યાવહારિક અર્થાવગ્રહપણાના સ્વીકારથી જ પ્રથમ અપાય પછી, તે રૂપ વ્યાવહારિક અર્થાવગ્રહથી ગ્રહણ કરાયેલ મહાસામાન્ય સત્તાની અપેક્ષાએ વિશેષસ્વરૂપ શાંખત્વ આદિ ઉપર વિશેષની અપેક્ષાએ સામાન્ય સ્વરૂપ શબ્દત્વમાં, ઈહાથી અપાયરૂપ 'આ શંખનો શબ્દ છે'–આવું જ્ઞાન થાય છે. ત્યાર બાદ તે રૂપ (શંખોઽયં) વ્યાવહારિક અર્થાવગ્રહથી ગ્રહીત શંખત્વ શબ્દત્વરૂપ સામાન્યની અપેક્ષાએ વિશેષરૂપ છતાં, દેવદત્તે વગાડેલા શંખજન્યત્વ આદિ વિશેષની અપેક્ષાએ સામાન્યરૂપ છે. વિશેષ સામાન્ય શંખત્વમાં ઈહા થવાથી અપાયસ્વરૂપ 'દેવદત્તે વગાડેલા શંખજન્ય જ આ શબ્દ છે'–આવું જ્ઞાન થાય છે. આ પ્રમાણે-ક્રમથી ઉપર ઉપર જ્ઞાનધારા પ્રવૃત્તિરૂપ જ્ઞાન સંતતિરૂપ વ્યવહારસંગત થાય છે. જો પ્રથમ અપાયમાં અર્થાવગ્રહરૂપપણું નહીં માનવામાં આવે, તો તેના વિષયરૂપ વિશેષ અવગૃહીત નહીં થવાથી ત્યાં ઈહાનો અભાવ અને તેના અભાવથી બીજા અપાયનો અભાવ; આ પ્રમાણે ત્રીજા અપાયનો અભાવ. આ પ્રમાણે કહેલા ક્રમિક જ્ઞાન સંતાનરૂપ વ્યવહારનો વિલોપનો જ પ્રસંગ આવી જાય. ઈતિ જૈન તર્ક ભાષાયાં. ]

[ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિમાં એક સમયના સામાન્યજ્ઞાનરૂપ નૈશ્ચયિક અર્થાવગ્રહ થયા બાદ, 'શું આ સ્પર્શ છે કે નહીં?'–એવી ઈહા પ્રવર્તે છે. ત્યાર બાદ 'આ સ્પર્શ' છે–એવો અપાય થાય છે. અને આ અપાયમાં અવગ્રહ તરીકેનો ઉપચાર કરાય છે, કેમ કે–આગામી વિશેષોની અપેક્ષા રાખેલ છે. આગામી વિશેષોના સ્વીકારની અપેક્ષાએ આ સામાન્યજ્ઞાન તરીકે કહેવાય છે. વળી અપાયરૂપ અવગ્રહથી ઈહા પ્રવર્તશે કે–'આ કોનો સ્પર્શ છે?' ફરીથી અપાય થશે કે–'આ સ્પર્શ આનો છે.' આ પણ અપાય ફરીથી અવગ્રહરૂપે ઉપચરિત કરાય છે. આ પછીથી થનારી ઈહા અને અપાયની અપેક્ષાએ આ પ્રમાણે જ્યાં બીજા વિશેષની આકાંક્ષા નથી, અંતિમ અપાય અપાય જ કહેવાય છે, ત્યાં ઉપચાર નથી. આ ઔપચારિક વ્યાવહારિક અવગ્રહની અપેક્ષાએ 'બહુ આદિ ભેદવાળા અવગ્રહો છે,' પરંતુ એક સમયવર્તી નૈશ્ચયિક અવગ્રહની અપેક્ષાએ નહીં. આ પ્રમાણે બહુવિધ આદિમાં સર્વત્ર

વ્યાવહારિક અર્થાવગ્રહની અપેક્ષાએ વ્યાખ્યા કરવી.]

ननु विषयेन्द्रियमनोऽभिसम्बन्धेत्यादिना यदवग्रहस्य लक्षणमुक्तं तच्चक्षुर्मनसोरप्राप्यकारित्वेन तज्जन्यावग्रहेऽव्याप्तं सम्बन्धाभावादित्याशङ्कायामाह---

**योग्यतैवात्र विषयेण चक्षुर्मनसोस्सम्बन्धः । सा चानतिदूरासन्नव्यवहितदेशाद्यवस्थानरूपा । इतरेन्द्रियेषु संश्लेषः ॥ सूत्र-२३ ॥**

**योग्यतैवेति** । अत्रास्मिन् लक्षणे विषयेण रूपादिना चक्षुर्मनसोस्सम्बन्धो योग्यतैव इत्यन्वयः । एवपदेन संश्लेषस्य व्यवच्छेदः । तेन तयोर्विषयेण संश्लेषलक्षणसम्बन्धाभावेऽपि न क्षतिः, अभ्युपगन्तव्या परैरपि योग्यता, इतरथा स्फटिकान्तरितस्येव कलुषितजलान्तरितस्यापि भावस्योपलम्भप्रसङ्गस्स्यात् जलेन विध्वस्तं लोचनतेज इति न साम्प्रतम्, स्वच्छजलान्तरितस्याप्यग्रहणप्रसङ्गात् । का सा योग्यतेत्यत्राह सा चेति, निरुक्तप्रमाणादतिदूरवर्त्तिनोऽत्यासन्नस्य कुड्यादिव्यवहितस्य च भावस्याग्रहणादनतिदूरासन्नव्यवहितदेशाद्यवस्थानरूपा योग्यतेत्यर्थः । केषाञ्चिदतिशयज्ञानभृतामस्मदाद्यगोचरविप्रकृष्टस्वविषयस्य स्वच्छस्फटिकजलादिव्यवहितस्य च चक्षुषा परिच्छेदादीदृशी योग्यता न सार्वत्रिकीत्यत आदिपदमुपात्तं तेन तादृशतदावरणक्षयोपशमविशेष एव योग्यतेति भावः । श्रोत्रादिस्थले तु तत्तदावरणक्षयोपशमविशिष्टस्संश्लेषोऽपीत्याहेतरेन्द्रियेष्विति, अन्यथा स्पृष्टत्वबद्धत्वासंभवेन तत्तद्विषयग्रहणं न स्यादेवेति भावः ॥

**શંકા**-'વિષયેન્દ્રિયમનોઽભિ સંબંધ' ઇત્યાદિથી જે અવગ્રહનું લક્ષણ કહેલું છે, તે લક્ષણ ચક્ષુ અને મનમાં અપ્રાપ્યકારી હોઈ, તે અભિસંબંધજન્ય અવગ્રહ હોયે છતે, અવ્યાપ્તિવાળું લક્ષણ છે, કેમ કે-ચક્ષુ મનમાં સંબંધનો અભાવ છે ને?

**સમાધાન**-આથી આ શંકાના સમાધાનમાં કહે છે કે-

### વિષયની સાથે ચક્ષુ-મનનો સંબંધ.

**ભાવાર્થ**-"અહીં યોગ્યતા જ, વિષયની સાથે ચક્ષુ-મનનો સંબંધ છે અને તે યોગ્યતા, અનતિદૂર-આસન્ન-વ્યવહિત દેશ આદિ અવસ્થાનરૂપ છે, બીજી ઇન્દ્રિયોમાં સંશ્લેષરૂપ છે."

**વિવેચન**-આ અવગ્રહના પૂર્વોક્ત લક્ષણમાં વિષયભૂત રૂપ આદિની સાથે ચક્ષુ અને મનનો સંબંધ યોગ્યતા જ સમજવી. એવ પદથી સંશ્લેષનો વ્યવચ્છેદ છે, તેથી તે ચક્ષુ અને મનનો વિષયની સાથે સંશ્લેષરૂપ સંબંધના અભાવમાં પણ ક્ષતિ નથી. બીજાઓએ પણ યોગ્યતા સ્વીકારવી જોઈએ. અન્યથા (યોગ્યતાના અસ્વીકારમાં) સ્ફટિકથી અંતરિત(વ્યવહિત)ની માફક કલુષિત (મેલા) જળથી અંતરિત પણ ભાવની ઉપલબ્ધિનો પ્રસંગ થઈ જાય!

'પાણીએ લોચનનું તેજ નષ્ટ કરી નાંખ્યું છે,' માટે કલુષિત જલાંતરિત ભાવની ઉપલબ્ધિ નથી. એમ પણ વ્યાજબી નથી, કેમ કે-તો પછી સ્વચ્છ જલાંતરિત ભાવના પણ

અગ્રહણનો પ્રસંગ આવી જાય ! તે યોગ્યતા એ કઈ વસ્તુ છે? એના જવાબમાં કહે છે કે–તે યોગ્યતા પૂર્વકથિત પ્રમાણથી અત્યંત દૂરવર્તી, આંખની કીકીની માફક અત્યંત નિકટવર્તી અને ભીંત વગેરેથી વ્યવહિત ભાવ(પદાર્થ)નું ગ્રહણ નહીં હોવાથી અનતિદૂર–આસન્ન–વ્યવહિત દેશ આદિ અવસ્થાનરૂપ યોગ્યતા જાણવી.

અતિશય જ્ઞાનવાળા કેટલાકને, અસ્મદ્ આદિથી અવિષયરૂપ દૂરસ્થ પોતાના વિષયનું અને સ્વચ્છ–સ્ફટિક જલ આદિથી વ્યવહિત વિષયનું ચક્ષુથી જ્ઞાન હોવાથી આવી યોગ્યતા સર્વત્ર વ્યાપક નથી. એથી જ આદિપદ ગ્રહણ કરેલું છે. તેથી તાદૃશ મતિ આદિ જ્ઞાનાવરણ ક્ષયોપશમ વિશેષરૂપ જ યોગ્યતા છે, એવો ભાવ છે. શ્રોત્ર આદિ સ્થલમાં તો તે તે આવરણ ક્ષયોપશમ વિશિષ્ટ સંશ્લેષરૂપ યોગ્યતા પણ છે. માટે કહે છે કે–'इतरेन्द्रियेष्विति ।' જો સંશ્લેષરૂપ યોગ્યતા ન માનવામાં આવે, તો સ્પૃષ્ટત્વ–બદ્ધત્વનો અસંભવ થવાથી તે તે વિષયનું ગ્રહણ ન જ થાય, એમ ભાવ છે.

अथेहां लक्षयति—

**अवगृहीतधर्मिण्यवगृहीतसामान्यावान्तरविशेषस्य पर्यालोचनमीहा । इयञ्चावगृहीतसामान्यधर्मावान्तरधर्मविषयसंशयाज्जायते । यथाऽयं मनुष्यः पौरस्त्यो वा पाश्चात्यो वेति संशयाल्लक्षणविशेषेण पौरस्त्येनानेन भवितव्यमिति ॥ सूत्र–२४ ॥**

अवगृहीतेति । अवगृहीतधर्मावच्छिन्नविशेष्यतानिरूपिततादृशधर्मावान्तरधर्मनिष्ठविलक्षणप्रकारतानिरूपकज्ञानत्वमीहाया लक्षणम् । विलक्षणप्रकारता च पौरस्त्येनानेन भवितव्यमित्याकारकप्रतीतिसिद्धा बोध्या, उत्प्रेक्षात्मकज्ञानीयप्रकारतेति यावत् । अवग्रहादुत्तरकालमपायात्पूर्वकालं सद्भूतार्थविशेषोपादानाभिमुखा असद्भूतार्थविशेषपरित्यागाभिमुखाः प्रायः पौरस्त्यधर्मा दृश्यन्ते नतु पाश्चात्यास्ततोऽनेन पौरस्त्येन भवितव्यमित्येवं ज्ञानं, अत एवास्याअयं पाश्चात्यो वा पौरस्त्यो वेति सर्वात्मना सुप्तमिव स्थितात्संशयाद्भेदः, तस्य व्यतिरेकधर्मनिराकरणप्रवणत्वे सत्यन्वयधर्मघटनप्रवृत्तिरहितत्वात् किन्तु संशय ईहायां कारणं भवति व्यतिरेकधर्मान्वयधर्मोपस्थापकतयेत्याशयेनाहेयञ्चेति, ईहा चेत्यर्थः । संशयोत्तरकालं विशेषोपलिप्सायां प्रवर्त्तनरूपेहा भवति, तत ईहा संशयभिन्नेति भावः । ईहाया दृष्टान्तमाह यथेति । नैश्चयिकाव्यक्तवस्तुमात्रग्रहणात्मकार्थावग्रहोत्तरं किमिदं वस्तु मया गृहीतं शब्दोऽशब्दो वेति संशय्य शब्देनानेन भवितव्यं इत्येवं भवितव्यताप्रत्ययाभिमुखी ईहापि भाव्या ॥

---

१. उत्प्रेक्षा च "अरण्यमेतत्सविताऽस्तमागतो न चाधुना संभवतीह मानवः । प्रायस्तदेतेन खगादिभाजा भाव्यं मृडानीपतितुल्यनाम्ना ॥" इत्यादिरूपं ज्ञानम् ॥ २. उपलक्षणमिदं संशयस्य वस्त्वप्रतिपत्तिरूपत्वेनाज्ञानात्मकत्वान्मतिभेदत्वेनेहाया वस्तुतो ज्ञानस्वभावत्वात्, ज्ञानाज्ञानयोश्च परस्परपरिहारेण वृत्तेर्नाज्ञानरूपसंशयस्य ज्ञानात्मकेहारूपत्वमिति बोध्यम् ॥

## ઈહાનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**-"અર્થાવગ્રહ વિષયભૂત ધર્મીમાં અવગ્રહ વિષયભૂત સામાન્યના અવાન્તર-ભૂત વિશેષનું પર્યાલોચન 'ઈહા' કહેવાય છે અને આ ઈહા, અવગ્રહીત સામાન્ય ધર્મના અવાન્તરભૂત ધર્મવિષયક સંશયથી પેદા થાય છે. જેમ કે-'આ મનુષ્ય પૂર્વનો છે કે પશ્ચિમનો છે?'-આવા સંશય બાદ વિશિષ્ટ લક્ષણથી 'આ પશ્ચિમનો હોવો જોઈએ'-આવી 'ઈહા' કહેવાય છે."

**વિવેચન**-અવગ્રહ વિષયભૂત મનુષ્યત્વરૂપ ધર્મવિશિષ્ટ મનુષ્યરૂપ ધર્મી(વિશેષ્ય)માં રહેલ વિશેષ્યતાથી નિરૂપિત તાદશ ધર્માવાન્તર (મનુષ્યત્વવ્યાપ્ય) ધર્મનિષ્ઠ વિલક્ષણપ્રકારતા નિરૂપક (દર્શક) જ્ઞાનપણું ઈહાનું લક્ષણ છે. અને વિલક્ષણપ્રકારતા 'આ પૂર્વનો હોવો જોઈએ'-આવી પ્રતીતિ સિદ્ધ (ભવિતવ્યતા નામક પ્રકારતા) અર્થાત્ ઉત્પ્રેક્ષારૂપ જ્ઞાનનિરૂપિત પ્રકારતા (ઉત્પ્રેક્ષા એટલે ચિહ્ન વગેરે ઉપરથી કોઈ પણ પદાર્થની સંભાવના કરવી. ઉદ્ભાવના-જેમ કે-'આ અરણ્ય છે, સૂર્ય આથમી ગયો છે અને હમણાં અહીં મનુષ્યનો સંભવ નથી. તેથી કરીને પ્રાયઃ આ પંખી આદિવાળો મૃડાની પતિ-શંકરના સરખા નામવાળો સ્થાણું (ઠુંઠુ) હોવો જોઈએ, 'પુરુષ નહીં.' ઈત્યાદિરૂપ જ્ઞાન ઉત્પ્રેક્ષા છે.) અવગ્રહ પછીના કાળમાં, અપાયથી પૂર્વના કાળમાં વિદ્યમાન અર્થવિશેષના ઉપાદાનમાં અભિમુખ અને અવિદ્યમાન અર્થવિશેષના પરિત્યાગમાં અભિમુખ, એવા પ્રાયઃ પૂર્વના ધર્મો આ મનુષ્યમાં દેખાય છે પરંતુ પશ્ચિમના ધર્મો દેખાતાં નથી. માટે 'આ પૂર્વનો હોવો જોઈએ'-આવું જ્ઞાન ઈહા.

ઈહા, 'આ પૂર્વનો છે કે પશ્ચિમનો છે?'-આવા સંશયપૂર્વક હોઈ, સર્વથા સૂતેલા-ઉદાસીનની માફક રહેલા સંશયથી (આ પદ, ઉપલક્ષણ છે કે સંશય, વસ્તુના અપ્રતિપ્રતિરૂપ હોઈ અજ્ઞાન આત્મક છે. મતિનો ભેદ હોઈ ઈહા વસ્તુતઃ જ્ઞાનસ્વભાવ છે. જ્ઞાન અને અજ્ઞાનની પરસ્પર પરિહારથી વૃત્તિ હોઈ, અજ્ઞાનરૂપ સંશય જ્ઞાનાંશ આત્મક ઈહારૂપ નથી. અથવા એક ધર્મમાં વિરૂદ્ધ નાના ધર્મપ્રકારક જ્ઞાન સંશય કહેવાય છે. 'અનેક કોટિ પરામર્શી સંશય' કહેવાય છે. સંશયની અપ્રમાણુતા હોઈ અવગ્રહ આદિમાં પાઠ કરેલો નથી.) ભેદ છે, કેમ કે-વ્યતિરેક ધર્મના નિરાકરણમાં અતત્પર હોઈ અન્વય ધર્મસંઘટનની પ્રવૃત્તિ રહિત સંશય છે. અર્થાત્ સાધક-બાધકપ્રમાણના અભાવથી સંશયની વ્યતિરેક ધર્મમાં અને અન્વય ધર્મમાં દોલાયમાનતા છે પરંતુ નિશ્ચયની અભિમુખતા નથી. આવી રીતે ઈહાનો સંશયથી ભેદ છે. પરંતુ સશંય, ઈહા પ્રત્યે વ્યતિરેક ધર્મ અન્વય ધર્મની ઉપસ્થાપક(ઉપસ્થિતિ સ્મરણ-પરામર્શકારક)પણાની અપેક્ષાએ કારણ છે. આવા આશયથી કહે છે કે-'इयञ्चेति।' (પુરુષના અવગ્રહ પછી 'આ પૂર્વનો છે કે પશ્ચિમનો છે?'-આવો અનેક કોટિ પરામર્શક સંશય થાય છે.) આ સંશયના ઉત્તરકાળમાં પ્રમાતાને વિશેષની આકાંક્ષા (જિજ્ઞાસા) થયે છતે, 'આ પૂર્વનો હોવો જોઈએ'-એવી ઈહા પ્રવર્તે છે. માટે કાર્ય-કારણભાવ હોઈ તંતુપટની માફક ઈહાનો સંશયથી ભેદ છે; અર્થાત બંનેનું પૃથક્પણુ વ્યક્ત છે.

ઈહાનું દૃષ્ટાન્ત કહે છે કે–'यथेति।'

નૈશ્ચયિક અવ્યક્ત વસ્તુ માત્ર ગ્રહણરૂપ અર્થાવગ્રહ પછી શું આ વસ્તુ ગ્રહણ કરાયેલી 'શબ્દ છે કે અશબ્દ?'–આવો સંશય કરીને, 'આ શબ્દ હોવો જોઈએ'–એ પ્રમાણે 'હોવું જોઈએ એવા જ્ઞાન–નિશ્ચય'ના અભિમુખી ઈહા પણ વિચારવી.

अपायं निरूपयति—

**ईहाविषयविशेषधर्मवत्तानिर्णयोऽपायः । यथाऽयं पाश्चात्य एवेति । अयमेव प्रत्यक्षप्रमाणमुच्यते, नत्ववग्रहेहे तयोरनिर्णयरूपत्वात् ।। सूत्र–२५ ।।**

ईहेति । ईहाविषयीभूतपाश्चात्यत्वादेर्धर्मस्य निर्णयो याथात्म्येन निश्चयः पाश्चात्य एवायमिति सोऽपाय इत्यर्थः । दृष्टान्तमाह यथेति पाश्चात्य एवेति, एव शब्देन पौरस्त्यत्वादिधर्मनिषेधः, अन्यतरवचने अन्यतरनिषेधस्य सामार्थ्यलब्धत्वात् । यदा तु नायं पौरस्त्य इति करोत्यपायं तदापि सामर्थ्यात्पाश्चात्य एवेति लभ्यते तदीयविशेषलिङ्गात् । नैश्चयिकापायस्तु शब्द एवायमित्येवंरूपः । ननु स्वस्वविषये सम्यगर्थनिर्णयात्मकत्वादवग्रहेहयोरपायात्सर्वथाभिन्नत्वाभावाच्च प्रमाणात्मकत्वेऽपि उत्तरोत्तरापेक्षयाऽवग्रहस्य सामान्यमात्रविषयकत्वेन पर्यालोचनारूपत्वाच्चेहाया हेयोपादेयवस्तुतिरस्कारस्वीकारयोस्स्पष्टतया सामर्थ्यविरहात्तादृशस्य निश्चयात्मकस्यापायस्यैव तादृशं प्रमाणत्वमित्याशयेनाहायमेवेति अपाय एवेत्यर्थः । एवशब्दव्यवच्छेद्यमाह नत्विति, प्रमाणमुच्यत इत्यनेन सम्बन्धः, नात्र प्रमाणस्य सर्वथा निषेधो भाव्यः । अन्यथाऽपायस्यावग्रहादिपर्यायत्वेन तस्यापि प्रमाणत्वमनुपपन्नं स्यादत एव चावग्रहेहयो' सांव्यवहारिकप्रत्यक्षप्रमाणभेदत्वं किन्तु अवग्रहेहे व्यापारांशौ, जिज्ञासानिवृत्त्यनन्तरकालीनापायस्तु फलांश इत्यस्य हेयहानोपादेयोपादानक्षमत्वादित्यभिप्रायेणैवास्य प्रमाणत्वमुक्तमिति ध्येयम् ।। [1]सद्भूतार्थविशेषव्यतिरेकावधारणमेव नापायः, क्वचित्तदन्यव्यतिरेकपरामर्शात् यथा नेह शिरःकण्डूयनादयः पुरुषधर्मा दृश्यन्तेऽतस्स्थाणुरेवायमिति, क्वचिदन्वयधर्मसमनुगमात्, यथा स्थाणुरेवायं वल्ल्युत्सर्पणपक्षिनिलयनादिधर्माणामिहान्वयादिति, क्वचिच्चोभाभ्यामपि, यथा पुरुषधर्माः शिरःकण्डूयनादयो न दृश्यन्ते, स्थाणुधर्माश्च वल्ल्युत्सर्पणादयो दृश्यन्तेऽतस्स्थाणुरेवायमिति भवतोऽपायस्य निश्चयैकरूपेण भेदाभावात् ।।

---

१. तत्र विद्यमानस्थाण्वादिभिन्नपुरुषवृत्तिशिरःकण्डूयनादिधर्मविशेषाणा पुरोवर्तिनि प्रतिषेधमात्रमेवापायो न तु सद्भूतार्थविशेषावधारणरूपोऽपि, तस्य धारणारूपत्वादिति पूर्वपक्षस्य भावः ।। २. व्यतिरेकादन्वयादुभयस्माद्वा भूतार्थविशेषावधारणं कुर्वतो योऽध्यवसायस्स सर्वोऽप्यपायः, नतु सद्भूतार्थविशेषावधारणं धारणा, तथाऽभ्युपगम्यमाने आभिनिबोधिकज्ञानस्य पञ्चभेदत्वापत्तेः, व्यतिरेकस्यापायत्वेनान्वयस्य धारणात्वेनावग्रहेहापायधारणायाश्चतुर्विधत्वात् स्मृतेश्च पञ्चभेदत्वात् अविच्युतेरपाये वासनायास्स्मृतावन्तर्गतत्वात् । अस्मन्मते तु न तथा व्यतिरेकस्यान्वयस्यापि अपायत्वेन स्मृतेर्धारणान्तर्गतत्वादिति ।।

## અપાય નિરૂપણ.

**ભાવાર્થ**-"ઇહાના વિષયભૂત વિશેષ ધર્મનો નિર્ણય 'અપાય' કહેવાય છે." જેમ કે-'આ પૂર્વનો જ છે.' આ જ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. પરંતુ અવગ્રહ અને ઇહા પ્રત્યક્ષ પ્રમાણરૂપ નથી, કેમ કે-અવગ્રહ અને ઇહા અનિર્ણયરૂપ છે."

**વિવેચન**-ઇહાના વિષયભૂત પૌરસ્ત્યત્વ-આદિરૂપ ધર્મનો યથાર્થપણાએ નિર્ણય 'અપાય' કહેવાય છે. દૃષ્ટાન્તને કહે છે કે-'यथेति' 'पौरस्त्य एवेति।' એવ શબ્દથી પાશ્ચાત્યત્વ આદિ ધર્મનો નિષેધ છે, કેમ કે-એમાંથી કોઈ એકના કથનથી કોઈ એકનો નિષેધ, શબ્દ-શક્તિથી પ્રાપ્ત થાય છે. જ્યારે 'આ પાશ્ચાત્ય નથી'-આ પ્રમાણેનો અપાય કરે છે, ત્યારે પણ સામર્થ્યથી 'પૌરસ્ત્ય જ' પ્રાપ્ત થાય છે; કેમ કે-તેના વિશેષ લક્ષણો-ધર્મો છે. નૈશ્ચયિક અપાય તો 'આ શબ્દ જ છે'-એવા આકારનો છે. [ નૈશ્ચયિક અવગ્રહ પછી શ્રોત્રગ્રાહ્યત્વ આદિદ્વારા ઇહા, 'આ શબ્દ જોડવો જોઈએ.' ઇહાના વિષયીકૃત વિશેષનો નિર્ણય. જેમ કે-'શ્રોત્રગ્રાહ્યત્વ આદિથી આ શબ્દ જ છે'-આવા બોધરૂપ છે. જ્યારે વ્યાવહારિક અર્થાવ-ગ્રહ પછી 'પ્રાયઃ મધુરતા આદિદ્વારા આ શબ્દ શંખનો હોવો જોઈએ'-એ રૂપ ઇહાના વિષયભૂત વિશેષનો નિર્ણય. જેમ કે-મધુર સ્નિગ્ધત્વ આદિ ગુણ હોઈ શંખનો જ આ શબ્દ છે, શારંગનો નહીં. એ બોધરૂપ જે છે, તે અપાય છે. ]

૦ સ્વસ્વ વિષયમાં યથાર્થ નિર્ણય આત્મકપણું હોઈ અવગ્રહ અને ઇહામાં, અપાયથી સર્વથા ભિન્નતાનો અભાવ હોઈ પ્રમાણ આત્મકપણું છે. તો પણ ઉત્તરઉત્તરની અપેક્ષાએ અવગ્રહમાં સામાન્ય માત્ર વિષયકપણું હોઈ પર્યાલોચનરૂપપણું છે. ઇહામાં હેય વસ્તુ તિરસ્કાર-ઉપાદેય વસ્તુના સ્વીકારના વિષય પરત્વે સ્પષ્ટતાપૂર્વકના સામર્થ્યનો અભાવ છે, માટે તાદૃશ નિશ્ચય આત્મક અપાયનું જ તાદૃશ (વિશિષ્ટ) પ્રમાણપણું છે. એવા આશયથી કહે છે કે-આ અપાય જ. અર્થાત્ અવગ્રહ-ઇહા એ બંને પ્રમાણરૂપે ગણાતા નથી.

૦ અહીં અવગ્રહ અને ઇહામાં સર્વથા પ્રમાણનો નિષેધ જણાવાતો નથી. જો સર્વથા પ્રમાણનો નિષેધ માનવામાં આવે, તો અવગ્રહ-ઇહારૂપ કારણજન્ય પર્યાયરૂપ કાર્ય જે અપાય છે, તે અપાયમાં પ્રમાણપણું ઘટિત ન થાય. માટે જ અવગ્રહ અને ઇહા સાંવ્યવહારિક પ્રત્યક્ષ પ્રમાણના ભેદ તરીકે ગણાય છે. પરંતુ અવગ્રહ અને ઇહા વ્યાપારભૂત અંશ છે. (અવગ્રહ અને ઈહારૂપ દ્વારાંશ) જ્યારે જિજ્ઞાસાની નિવૃત્તિ પછીના કાળમાં થયેલો અપાય તો ફલભૂત અંશ છે, કેમ કે-અપાયરૂપ ફલાંશમાં, હેયના હાનમાં અને ઉપાદેયના ઉપા-દાનમાં સમર્થતા હોવાથી આ અપાયનું પ્રમાણપણું કહેલ છે, એમ જાણવું.

**પૂર્વપક્ષ**-કેટલાક, વ્યુત્પત્તિ અર્થ માત્ર અનુસારીઓ અપનયન એટલે અપાય અને ધરણ એટલે ધારણા અર્થાત્ અસદ્‌ભૂત અર્થવિશેષ વ્યતિરેકનું અવધારણ એ અપાય છે! 'આ સ્થાણુ છે'-આવા જ્ઞાનમાં આ પુરુષ નથી એવું જ્ઞાન 'અપાય' છે. જેમ કે-સ્થાણુ

આદિ પદાર્થ વિદ્યમાન છે. તેનાથી ભિન્ન પુરુષ આદિ પદાર્થ અવિદ્યમાન છે. તેના જે વિશેષો માથું ખંજવાળવું–ચાલવું–પેશાબ કરવો વગેરે છે તેઓનો, આગળ રહેલ વિદ્યમાન સ્થાણુ આદિરૂપ પદાર્થમાં જે વ્યતિરેક–અભાવ છે, તેનો નિર્ણય 'આ પુરુષ નથી'– એવા જ્ઞાનરૂપ છે. તે જ અસદ્ભૂત અર્થવિશેષના સમર્થ હોઈ અપાય કહેવાય છે.

સદ્ભૂત વિશેષ અવધારણરૂપ ધારણા છે. 'આ સ્થાણુ જ'–એ જ્ઞાન 'ધારણા' છે. જેમ કે–સદ્ભૂત અર્થ. આગળ રહેલ દેશમાં વિદ્યમાન સ્થાણુ આદિ છે તેનો વિશેષ એટલે સ્થાણુત્વ આદિ અસાધારણ ધર્મ છે. તેનું અવધારણ 'આ સ્થાણુ જ છે'–એવું જ્ઞાન ધારણા છે.

**ઉત્તરપક્ષ**–અસદ્ભૂત અર્થવિશેષ વ્યતિરેકના અવધારણને જ, એ અપાય કહેવાતો નથી, કેમ કે–જે વિષયમાં પ્રમાતાને અહીં શિરઃકંડૂયન વગેરે પુરુષધર્મો દેખાતાં નથી, પણ અસદ્ભૂત અર્થવિશેષ વ્યતિરેક આલોચન છે. માટે સ્થાણુગત ધર્મથી બીજા ધર્મનો અભાવનો નિશ્ચય થવાથી પેદા થતો 'આ સ્થાણુ જ'–આવા જ્ઞાનરૂપ અપાય છે.

૦ જે વિષયમાં પ્રમાતાને વેલડીઓનું ઉપર ચઢવું, પંખીઓનું બેસવું વગેરે દેખાય છે, માટે વિદ્યમાન અર્થવિશેષનું પર્યાલોચન છે. પુરોવર્તી સ્થાણુમાં અનુગતધર્મનો નિશ્ચય થવાથી થતો અપાય. જેમ કે–'આ સ્થાણુ જ છે.'

૦ જે વિષયમાં પ્રમાતાને અસદ્ભૂત અર્થવિશેષના વ્યતિરેકનું આલોચન અને સદ્ભૂત અર્થવિશેષનું પર્યાલોચન છે ત્યાં શિરઃકંડૂયન આદિરૂપ પુરુષધર્મો દેખાતાં નથી અને વલ્લી ઉત્સર્પણ આદિ સ્થાણુધર્મો દેખાતાં છે. તેથી થતો 'આ સ્થાણુ જ છે'–એ રૂપ અપાય છે જ, કેમ કે–નિશ્ચય એકરૂપ હોઈ ભેદવિશેષનો અભાવ છે.

[વ્યતિરેકથી–અન્વયથી અને ઉભયથી સદ્ભૂત અર્થવિશેષના અવધારણ કરનારનો જે અધ્યવસાય છે, તે સઘળો અપાય છે, પરંતુ સદ્ભૂત અર્થવિશેષનું અવધારણ, એ ધારણા નથી. જો તે પ્રમાણે માનવામાં આવે, તો મતિજ્ઞાનમાં પાંચ ભેદોની આપત્તિ આવે છે. વ્યતિરેકમાં અપાયપણું, અન્વયમાં ધારણાપણું હોવાથી, અવગ્રહ–ઈહા–અપાય–ધારણારૂપ ચાર ભેદો ઉપરાન્ત સ્મૃતિનામક પાંચમો ભેદ માનવો પડે જ, કેમ કે–અવિચ્યુતિને અપાયમાં અને વાસનાને સ્મૃતિમાં સમાવેશ થાય છે. અમારા મતમાં તો તે પ્રમાણે નથી, કેમ કે–વ્યતિરેકમાં અને અન્વયમાં પણ અપાયપણું હોઈ સ્મૃતિનો ધારણામાં સમાવેશ થાય છે.]

अथ धारणां निरूपयति—

**स्मरणोत्पत्त्यनुकूलोऽपायो धारणा। इयञ्च संख्येयासंख्येयकालवर्त्तिनी ज्ञानरूपा संस्कारशब्दवाच्या च। अवग्रहादयस्त्वान्तर्मुहूर्त्तिकाः ॥ सूत्र-२६ ॥**

**स्मरणेति** । स्मरणमतीतपदार्थचिन्तनरूपा स्मृतिः, तदुत्पत्त्यनुकूलस्तस्याः परिणामिकारणं संस्कारवासनापरपर्यायो ज्ञानात्मा अपाय एव धारणेत्यर्थः । नहि संस्कारादयोऽज्ञानरूपाः, ज्ञानात्मकस्मृति-

जनकत्वानुपपत्तेः, आत्मधर्मत्वासम्भवाच्च, चेतनधर्मस्याचेतनत्वाभावात् । यद्यपि धारणाऽपिच्युतिवासनास्मृतिभेदेन त्रिविधा, अपायनिश्चितार्थविषयकोपयोगसातत्यमविच्युतिः । अपायानन्तरमर्थोपयोगस्यावरणभूतकर्मणः पुनः प्राप्तस्य कालान्तरे क्षयोपशमेन युक्तो जीवो यदा पुनरप्यर्थोपयोगं स्मृतिरूपं प्राप्नोति सा चेयं तदावरणक्षयोपशमरूपाऽथवा तद्विज्ञानजननशक्तिरूपा वासना प्रोच्यते, कालान्तरे वासनावशादिन्द्रियैरुपलब्धस्य तैरनुपलब्धस्य वा मनसि या स्मृतिराविर्भवति स तृतीयभेदः, एवं स्मृतिहेतोरेव धारणात्ववर्णनमनुचितं तथाप्यविच्युतिरपाय एवान्तर्भूता, दीर्घदीर्घतरादिरूपापायस्यैवाविच्युतिरूपत्वात् तस्या अपि स्मृतिहेतुत्वात् स्मरणोत्पत्त्यनुकूलत्वे सत्यपायत्वेन धारणयैव सस्कारवत् सङ्गृहीतत्वाद्वा न दोषः । न ह्यविच्युत्यनात्मकादपायात्स्मरणं भवितुमर्हति, गच्छत्तृणस्पर्शप्रायाणामपायानां परिशीलनविकलानां स्मृतिजनकत्वादर्शनात् । स्मृतिरपि धारणैव परन्तु तस्याः परोक्षप्रमाणभेदत्वादिह न सङ्गृहीता । ननु अविच्युतिस्मृतिरूपौ ज्ञानविशेषौ गृहीतग्राहित्वान्न प्रमाणभूतौ, वासना तु किमात्मिका, न तावत्स्मृतिज्ञानावरणक्षयोपशमस्तज्ज्ञानजननशक्तिविशेषो वा सा, ज्ञानरूपत्वाभावाज्ज्ञानभेदानामेवेह विचार्यमाणत्वात् । संख्येयमसंख्येयं वा कालं वासनाया इष्टत्वेन तत्तद्वस्तु विकल्परूपापि सा न संभवत्येतावन्तं कालं तद्वस्तु विकल्पायोगादित्याशंकायामाहेयञ्चेति वासनात्मिका धारणा चेत्यर्थः । संख्येयवर्षायुषां संख्येयकालवर्त्तिनी, असंख्येयवर्षायुषामसंख्येयकालवर्त्तिनीत्यर्थः ज्ञानरूपेति; तथा चैषा वासना स्मृतिविज्ञानावरणक्षयोपशमरूपा स्मृतिविज्ञानजननशक्तिविशेषरूपा वेष्यते, सा यद्यपि स्वयं ज्ञानरूपा न भवति तथापि पूर्वप्रवृत्ताविच्युतिरूपज्ञानकार्यत्वादुत्तरकालभाविस्मृतिरूपज्ञानकारणत्वाच्चोपचारतो ज्ञानरूपताभ्युपगम्यत इति भावः । यच्चोक्तमविच्युतिस्मरणयोर्गृहीतग्राहित्वमिति तदपि स्पष्टस्पष्टतरस्पष्टतमरूपविभिन्नधर्मकवासनाजनकत्वेनाविच्युतेः पूर्वोत्तरदर्शनद्वयानधिगतवस्त्वेकत्वग्राहित्वाच्च स्मृतेर्विशेषग्राहित्वेन प्रमाणत्वमक्षतमेवेति । अथ प्रसङ्गतोऽवग्रहादीनां कालमानमुच्यतेऽवग्रहादयस्त्विति । आदिना ईहापायाविच्युतिस्मृतीनां ग्रहणमवग्रहपदेन व्यावहारिकावग्रहस्य ग्रहणम् । व्यञ्जनावग्रहस्य कालो जघन्यत आवलिकाया असंख्येयभागः प्रकर्षेण संख्येयावलिका आनपानपृथक्त्वकालमानाः । नैश्चयिकार्थावग्रहस्य समयो वासनायास्तु संख्येयोऽसंख्येयो वा काल इति मूल एवोक्तः ॥

---

१. अपायस्य हि वस्तुनिश्चयः फलं तच्च प्रथमप्रवृत्तापायेनैव निष्पन्नमिति द्वितीयाद्यपायस्य निष्फलत्वं, निष्पन्नं फलं प्रति पुनर्निष्पादकत्वाभ्युपगमे निष्पन्नस्यापि घटस्य पुनर्निष्पादनाय कुलालप्रवृत्तिः स्यात् स्मृतिरपि पूर्वोत्तरकालभाविज्ञानद्वयगृहीत एव वस्तुनि प्रवर्त्तते इति सापि गृहीतस्यैव ग्राहिका, पूर्वोत्तररूपकालभेदेन च वस्तुनो भेदाच्चैकत्वासिद्ध्या स्मृतेः तस्याप्यग्राहकत्वेनाविच्युतिस्मृत्योर्न प्रमाणत्वमिति भावः ॥ २. प्रथमापायेनान्यकालविशिष्टं द्वितीयापायेनेतरकालविशिष्टं वस्तु गृह्यत इति न गृहीतग्राहित्वं, स्मृत्यापि कालभेदेन भिन्नस्यापि सत्त्वप्रमेयत्वमस्थानादिभिरेकत्वेन तद्विशिष्टं वस्तु गृह्यत इति न गृहीतग्राहित्वं तस्या इति भावः ॥

## ધારણા નિરૂપણ.

**ભાવાર્થ**–"સ્મરણની ઉત્પત્તિમાં પરિણામી કારણભૂત અપાય, એ 'ધારણા' કહેવાય છે: અને આ ધારણા સંખ્યાતા–અસંખ્યાતા કાલવર્તી જ્ઞાનરૂપ અને સંસ્કાર શબ્દથી વાચ્ય છે. વ્યાવહારિક અવગ્રહ આદિ અન્તર્મુહૂર્તના કાળવાળા છે."

**વિવેચન**–સ્મરણ એટલે ભૂતકાળના પદાર્થના ચિંતનરૂપ સ્મૃતિ, તે સ્મૃતિની ઉત્પત્તિ પ્રત્યે પરિણામી કારણભૂત, સંસ્કારવાસનારૂપ બીજા નામવાળો, જ્ઞાનરૂપ અપાય જ 'ધારણા' કહેવાય છે. (નિશ્ચિત અર્થને મનદ્વારા ધારી રાખવો, એ 'ધારણા'.) સંસ્કાર આદિ અજ્ઞાન-રૂપ નથી. જો સંસ્કારને અજ્ઞાનરૂપ માનો, તો જ્ઞાનરૂપ સ્મૃતિનું જનકપણું અનુનપન્ન થઈ જાય છે, આત્મધર્મપણાનો અસંભવ થાય છે, પણ ચેતનધર્મ અચેતનનો ધર્મ બનતો નથી.

૦ જો કે ધારણા અવિચ્યુતિ–વાસના–સ્મૃતિના ભેદથી ત્રણ પ્રકારની છે. (૧) અપા-યથી નિશ્ચિત એક અર્થવિષયક કેટલાક કાળ સુધી ઉપયોગના વચ્ચે વચ્ચે તે અર્થને છોડી અન્ય વિષયક ઉપયોગ થતો નથી. તે 'અવિચ્યુતિ' (પ્રતિપત્તિ) કહેવાય છે. (૨) તે અવિ-ચ્યુતિરૂપ ધારણાવડે, વાસનારૂપ સંસ્કાર આત્મામાં સ્મૃતિહેતુરૂપે સ્થાપિત કરાય છે. અર્થાત્ અપાય પછી અર્થોપયોગના આ આવરણભૂત કર્મ જે ફરીથી પ્રાપ્ત થયેલુ છે, તે કર્મના કાલાન્તરમાં ક્ષયોપશમથી યુક્ત જીવ જ્યારે ફરીથી પણ સ્મૃતિરૂપ અર્થોપયોગને પામે છે, ત્યારે સ્મૃતિઆવરણ ક્ષયોપશમરૂપ અથવા સ્મૃતિવિજ્ઞાન જનનશક્તિરૂપ 'વાસના.' (લબ્ધિરૂપ ધારણા.) (૩) તાદૃશ વાસના–સંસ્કારના વશે તે પદાર્થ સંબંધી અનુભવ થતો હોય, કાલાન્તરમાં ઈન્દ્રિયોથી ઉપલબ્ધ કે અનુપલબ્ધ તે પદાર્થનો 'તેજ' એવા ઉલ્લેખ-રૂપે મનમાં યાદ આવવું તે સ્મૃતિ કહેવાય છે.

૦ સ્મૃતિહેતુ જ ધારણા છે, એવું વર્ણન અનુચિત છે, તો પણ અવિચ્યુતિનો અપાયમાં જ અંતર્ભાવ થાય છે, કેમ કે–દીર્ઘ–દીર્ઘતર આદિરૂપ અપાય જ અવિચ્યુતિરૂપ છે. અથવા તે અવિચ્યુતિ પણ સ્મૃતિહેતુ હોઈ, સ્મરણ ઉત્પત્તિ અનુકૂળ અપાય હોઈ ધારણાવડે જ સંસ્કારની માફક સંગ્રહ વિષયભૂત છે માટે દોષ નથી.

૦ જે અવિચ્યુતિરૂપ નથી, એવા અપાયથી સ્મરણ થતું નથી, કેમ કે–ચાલનાર પુરુષના તૃણ–સ્પર્શ જેવા (અનધ્યવસાયરૂપ) પરિશીલન વગરના અપાયો સ્મૃતિજનક દેખાતાં નથી.

૦ સ્મૃતિ પણ ધારણા જ છે. તે સ્મૃતિ પરોક્ષ પ્રમાણના ભેદરૂપ હોઈ અહીં સાંવ્ય-વહારિક પ્રત્યક્ષ પ્રમાણના ભેદોમાં સંગૃહીત કરેલ નથી.

**શંકા**–અવિચ્યુતિ અને સ્મૃતિરૂપ જ્ઞાનવિશેષો ગૃહીતગ્રાહી હોઈ પ્રમાણભૂત નથી, [ખરેખર, અપાયનું વસ્તુનિશ્ચય ફળ છે અને તે પ્રથમ પ્રવૃત્ત અપાયથી જ સિદ્ધ થયેલું છે, માટે દ્વિતીય આદિ અપાયનું નિષ્ફળપણું છે. નિષ્પન્ન ફળ પ્રત્યે ફરીથી નિષ્પા-

દકપણાના સ્વીકારમાં નિષ્પન્ન પણ ઘટને ફરીથી બનાવવા માટે કુંભારની પ્રવૃત્તિ થાય! સ્મૃતિ પણ પૂર્વજ્ઞાન અને ઉત્તરકાળ ભાવિજ્ઞાનરૂપ બે જ્ઞાનોથી (પ્રત્યક્ષ અને પૂર્વાનુભવ-જન્ય શુદ્ધ સંસ્કારરૂપ જ્ઞાનદ્વયથી) ગ્રહણ કરાયેલ વસ્તુમાં જ પ્રવર્તે છે. તે સ્મૃતિ પણ ગૃહીતગ્રાહિકા છે. વળી પૂર્વ-ઉત્તરકાળના ભેદથી વસ્તુનો ભેદ હોવાથી એકતાની અસિદ્ધિ હોઈ, સ્મૃતિ, તે વસ્તુની અગ્રાહક હોઈ અવિચ્યુતિ અને સ્મૃતિમાં પ્રમાણતા નથી.] કેમ કે-અબાધિત-અગૃહીતગ્રાહિજ્ઞાન પ્રમાણ કહેવાય છે. વળી વાસના કયા સ્વરૂપવાળી છે? વાસના સ્મૃતિજ્ઞાનાવરણના ક્ષયોપશમરૂપ નથી અથવા સ્મૃતિજ્ઞાન જનનશક્તિવિશેષ નથી, કેમ કે-આ બંને જ્ઞાનસ્વરૂપી નથી. અહીં જ્ઞાનના વિશેષોનો જ વિચાર છે. તે વાસના તે તે વસ્તુના વિકલ્પરૂપ નથી, કેમ કે-વાસનાનો સ્થિતિકાળ સંખ્યાતો કે અસંખ્યાતો માનેલો છે. તેટલા કાળ સુધી તે તે વસ્તુના વિકલ્પનો અભાવ છે. આવી આ શંકાના સમાધાન માટે કહે છે કે-

**સમાધાન**-વાસનારૂપ આ ધારણા, સંખ્યાત વર્ષના આયુષ્યવાળાઓને સંખ્યાતકાળ વર્તનારી અને અસંખ્યાત વર્ષના આયુષ્યવાળાઓને અસંખ્યાત કાળ સુધી વર્તનારી જ્ઞાનરૂપ છે. આ વાસના, સ્મૃતિજ્ઞાનાવરણ ક્ષયોપશમરૂપ છે અથવા સ્મૃતિવિજ્ઞાન જનનશક્તિ વિશેષરૂપ છે. પૂર્વે પ્રવર્તેલ અવિચ્યુતિરૂપ જ્ઞાનનું કાર્ય હોઈ, ઉત્તરકાળ ભાવિ સ્મૃતિરૂપ જ્ઞાનનું કારણ હોઈ ઉપચારથી જ્ઞાનરૂપ મનાય છે. જે પહેલાં કહેલું કે-'અવિચ્યુતિ સ્મરણ ગ્રહીતગ્રાહી હોઈ અપ્રમાણ છે.' તે પણ ઠીક નથી, કેમ કે-ગ્રહીતગ્રાહી હોઈ અવિચ્યુતિનું ત્યારે અપ્રામાણ્ય થાય કે જો ગ્રહીત માત્ર ગ્રાહી જ અવિચ્યુતિ હોય. પરંતુ એ પ્રમાણે નથી, કેમ કે-ખરેખર, પૂર્વકાળવિશિષ્ટ વસ્તુ અપાયથી ગ્રહણ કરાય છે અને ઉત્તરકાળવિશિષ્ટ વસ્તુ અવિચ્યુતિથી ગ્રહણ કરાય છે, માટે અવિચ્યુતિ અગ્રાહીતગ્રાહી છે. એથી જ સ્પષ્ટ-સ્પષ્ટતર-સ્પષ્ટતમત્વરૂપ વિભિન્ન ધર્મવાળી વાસનાની જનક હોઈ, ભિન્ન ભિન્ન વસ્તુગ્રાહી હોઈ અગ્રહીતગ્રાહી છે. સ્મૃતિ તો, પૂર્વે અનુભવેલી વસ્તુની એકતાને (એક વસ્તુને) ગ્રહણ કરનારી હોઈ બીલકુલ અગ્રહીત વિષયવાળી જ છે, (કાળનો ભેદ હોવા છતાં સત્ત્વ-પ્રમેયત્વ સંસ્થાન આદિથી એક વસ્તુગ્રાહી સ્મૃતિ છે.) માટે અગ્રહીતાગ્રાહી હોઈ અવિચ્યુતિ અને સ્મૃતિનું પ્રામાણ્ય નિરાબાધ છે. વિકલ્પરૂપ વાસના તો સ્વીકારાતી નથી. પ્રસંગથી અવગ્રહ આદિનુ કાલમાન કહેવાય છે. આદિથી ઈહા-અપાય-અવિચ્યુતિ સ્મૃતિઓનું ગ્રહણ છે. અવગ્રહપદથી વ્યાવહારિક અર્થ અવગ્રહનું ગ્રહણ છે. વ્યંજનાવગ્રહનો કાળ, જઘન્યથી આવલિકાનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી સંખ્યાતી આવલિકાઓ આનપાન પૃથક્ત્વ કાલમાનવાળી બે શ્વાસોચ્છ્વાસથી નવ (૯) શ્વાસોચ્છ્વાસ કાલમાનવાળી છે. નૈશ્ચયિક અર્થાવગ્રહનો સમય છે. વાસનાનો કાળ સંખ્યાતો કે અસંખ્યાતો છે. આમ મૂળમાં જ કહેલું છે.

अत्र केचिद्वदन्ति सांव्यवहारिकप्रत्यक्षभेदात्मकधारणा ढ्ढनमात्रस्थापन्नोपयोगापरपर्यायाविच्युत्यात्मकापायरूपैव, न वासनारूपा, क्षयोपशमविशेषरूपायाश्शक्तिविशेषरूपाया वा तस्या अज्ञानरूपत्वेन

धारणात्वासम्भवात्, नापि स्मृतिरूपा, तथा सति तादृशधारणायास्सांव्यवहारिकप्रत्यक्षप्रभेदत्वासम्भवादिति तन्मतं केचिन्मुखेन प्रतिक्षिपति—

**केचित्तु आत्मशक्तिविशेष एव संस्कारशब्दवाच्योऽव्यवहितस्मृतिहेतुश्च, न धारणा, क्षायोपशमिकोपयोगानां युगपद्भावविरोधात् । परम्परया तस्यास्तद्धेतुत्वे न किञ्चिद्दूषणमिति प्राहुः ॥ सूत्र-२७ ॥**

**केचित्त्विति ।** श्रीमद्वादिदेवसूरिपादा इत्यर्थः । एषामयम्भावो विवक्षितवस्तुविषयकोपयोगरूपधारणाया यदि साक्षात्स्मृतिहेतुत्वं तदा स्मृतिकालं यावदनुवर्त्तनं स्यात् न चैतत्सम्भवति, छाद्मस्थिकोपयोगानामान्तर्मौहूर्त्तिकत्वेन तावदनुवृत्त्यसम्भवात् । नवा तावत्कालावस्थानमनुभूयते, अद्यानुभूतस्य परेद्युस्स्मरणीयस्य च घटादेरान्तरालिकानेकसुप्तमत्ताद्यवस्थासु प्रतीत्यभावात्, स्वरूपतो ज्ञानरूपस्संस्कारो धारणाभिधान इत्यपि न चतुरस्रम्, तथा सति यस्य पदार्थस्य कालान्तरे स्मृतिस्तावत्कालं प्रत्यक्षज्ञानात्मिका सा धारणाऽनुवर्त्तेत इति प्राप्तं, तथा च सति यावदेकपदार्थसंस्कारारूपं प्रत्यक्षं पुरुषे भवेत्तावदपरपदार्थसंवेदनमेव नोदीयात्, क्षायोपशमिकोपयोगानां युगपद्भावविरोधात् तस्मादात्मशक्तिविशेषस्यैव साक्षात्स्मृतिहेतुत्वं न तूपयोगरूपायाः ज्ञानरूपाया वा धारणायाः । न च स्मरणजनने नास्त्येवाऽऽत्मनश्शक्तिविशेष इति वाच्यम्, सर्वत्र शक्तिविलोपप्रसङ्गात् । चिरन्तनातीतपर्यायविशेषस्यैव कस्यचित्कार्योत्पत्तौ सर्वत्र कारणत्वेन कल्पयितुं शक्यत्वात् । पारम्पर्येण तादृशधारणाया हेतुत्वोक्तौ तु नास्माकं विरोध इति ॥ अव्यवहितस्मृतिहेतुश्चेति, स्मृतिं प्रति साक्षात्कारणमित्यर्थः । न धारणेति, उपयोगरूपा ज्ञानरूपा वा धारणा न साक्षाद्धेतुरिति भावः । परम्परया कारणत्वाङ्गीकारे सम्मतिमाह परम्परयेति ॥

અહીં કેટલાક કહે છે કે-સાંવ્યવહારિક પ્રત્યક્ષ ભેદરૂપ ધારણા, દૃઢતમ અવસ્થાપ્રાપ્ત ઉપયોગ, એ જેનું બીજું નામ, એવી અવિચ્યુતિરૂપ અપાયરૂપ જ છે. વાસનારૂપ નથી, કેમ કે-ક્ષયોપશમવિશેષરૂપ કે શક્તિવિશેષરૂપ તે વાસનામાં અજ્ઞાનરૂપપણું હોઈ ધારણાપણાનો અસંભવ છે. સ્મૃતિરૂપ નથી, કેમ કે-તે પ્રકારે માન્યે છતે, સ્મૃતિરૂપ ધારણામાં સાંવ્યવહારિક પ્રત્યક્ષના પ્રભેદપણાનો અભાવ છે. આવા તે મતને ખંડિત કરે છે.

**ભાવાર્થ**-"કેટલાક તો આત્મશક્તિવિશેષ જ સંસ્કારશબ્દવાચ્ય છે અને અવ્યવહિત સ્મૃતિનો હેતુ છે. પરંતુ ધારણા નથી, કેમ કે-ક્ષાયોપશમિક ઉપયોગોની એક કાળમાં ઉત્પત્તિનો વિરોધ છે, પરંપરાએ ધારણામાં સ્મૃતિહેતુપણું માનવામાં કોઈ દોષ નથી, એમ કહે છે."

**વિવેચન**-કેટલાક એટલે શ્રીમદ્ પૂજ્ય વાદીદેવસૂરીશ્વર આદિ પૂજ્યોનો આ અભિપ્રાય છે કે-વિવક્ષિત વસ્તુવિષયક ઉપયોગરૂપ ધારણા, જો સ્મૃતિ પ્રત્યે સાક્ષાત્ હેતુ છે-એમ માનવામાં આવે, તો સ્મૃતિના કાળ સુધી તે ધારણાની અનુવૃત્તિ થવી જોઈએ. આ વસ્તુ સંભવતી નથી, કેમ કે-છાદ્મસ્થિક ઉપયોગો અંતર્મુહૂર્ત્તના કાળ સુધીના હોઈ સ્મૃતિકાળ સુધી અનુવૃત્તિનો અસંભવ છે. અથવા તેટલા કાળ સુધી ધારણાનું રહેવું અનુ-

ભવાતું નથી, કેમ કે-આજે અનુભવેલ અને બીજે દિવસે સ્મરણયોગ્ય ઘટ આદિની વચ્ચે વચ્ચે અનેક સુપ્ત, મત્ત આદિ અવસ્થાઓમાં પ્રતીતિનો અભાવ છે. 'સ્વરૂપથી જ્ઞાનરૂપ સંસ્કાર ધારણા સંજ્ઞાવાળો છે'-એવી પણ માન્યતા બરોબર નથી, કેમ કે-તેમ માનવામાં આવ્યે છતે જે પદાર્થની કાલાન્તરમાં સ્મૃતિ છે, તેટલા કાળ સુધી 'પ્રત્યક્ષ જ્ઞાનરૂપ તે ધારણા અનુવર્તે છે'-એમ પ્રાપ્ત થયું. એમ થયે છતે જ્યાં સુધી એક પદાર્થ સંસ્કારરૂપ પ્રત્યક્ષ પુરુષમાં હોય, ત્યાં સુધી બીજા પદાર્થનું સંવેદન જ ઉદય ન પામી શકે, કેમ કે-ક્ષાયોપશમિક ઉપયોગોની એકીસાથેની ઉત્પત્તિનો વિરોધ છે. તેથી આત્મશક્તિવિશેષ જ સ્મૃતિ પ્રત્યે સાક્ષાત્ હેતુ છે, પરંતુ ઉપયોગરૂપ કે જ્ઞાનરૂપ ધારણા સાક્ષાત્ હેતુ નથી.

**શંકા**-સ્મરણની ઉત્પત્તિ પ્રત્યે આત્મશક્તિવિશેષ નથી જ, એમ માનીએ તો શો વાંધો ?

**સમાધાન**-સર્વત્ર શક્તિના વિલોપનો પ્રસંગ આવી જાય, માટે સર્વત્ર શક્તિના રક્ષણ માટે અહીં શક્તિ માનવી જ જોઈએ. કોઈ એક પ્રાચીન-અતીત પર્યાયવિશેષની જ કાર્યની ઉત્પત્તિ પ્રત્યે સર્વત્ર કારણતારૂપે કલ્પના શકય છે. પરંપરાએ તાદશ ધારણામાં હેતુ-પણાના કથનમાં તો અમારો વિરોધ નથી. ઉપયોગરૂપ કે જ્ઞાનરૂપ ધારણા સ્મૃતિ પ્રત્યે સાક્ષાત્ કારણ નથી. પરંપરાએ કારણતાના સ્વીકારમાં સંમતિ છે.

ननु मतिज्ञानस्य प्रमाणत्वादनिर्णयात्मकावग्रहेहयोः कथं यथार्थनिर्णयात्मकप्रमाणत्वमित्याशङ्कायामाह—

**एषाञ्च द्रव्यार्थिकनयापेक्षयैक्यं, पर्यायार्थिकनयापेक्षया च भिन्नत्वम् ॥ सूत्र-२८॥**

**एषाञ्चेति ।** मतिज्ञानप्रभेदानामवग्रहादीनामित्यर्थः । द्रव्यार्थिकनयापेक्षयेति, एकजीवद्रव्यतादात्म्येनेत्यर्थः । पर्यायार्थिकनयापेक्षयेति । अपूर्वापूर्वस्य वस्तुपर्यायस्य प्रकाशकत्वादसंकीर्णस्वभावतयानुभूयमानत्वात्क्रमभावित्वाच्चेति भावः, दृश्यते हि कदाचिद्दर्शनमात्रं कदाचिद्दर्शनावग्रहौ, कदाचिद्दर्शनावग्रहेहाः, कदाचिद्दर्शनावग्रहेहापायाः, कदाचिच्च दर्शनावग्रहेहापायधारणाः प्रोक्तक्रमेणैवोत्पद्यमाना इति, तस्मादसंकीर्णतयाऽनुभूयमानत्वेन भेदेऽपि एकजीवद्रव्यतादात्म्येनाभेदान्न प्रमाणत्वव्याघात इति भावः ॥

**શંકા**-મતિજ્ઞાનમાં પ્રમાણપણું હોઈ અનિર્ણયરૂપ અવગ્રહ ઈહામાં યથાર્થ નિર્ણયરૂપ પ્રમાણત્વ કેવી રીતે ?

**સમાધાન**-આવી શંકાના સમાધાનમાં કહે છે કે-

**ભાવાર્થ**-"આ અવગ્રહ આદિની દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ એકતા છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ભિન્નતા છે."

---

१. प्रथमापायेनान्यकालविशिष्टं द्वितीयापायेनेतरकालविशिष्टं वस्तु गृह्यत इति न गृहीतग्राहित्वं, स्मृत्यापि कालभेदेन भिन्नस्यापि सत्त्वप्रमेयत्वसंस्थानादिभिरेकत्वेन तद्विशिष्टं वस्तु गृह्यत इति न गृहीतग्राहित्वं तस्या इति भावः ॥

**વિવેચન**–મતિજ્ઞાનના પ્રભેદરૂપ અવગ્રહ આદિની એક જીવદ્રવ્યના તાદાત્મ્યની અપેક્ષાએ એકતા છે. અપૂર્વ અપૂર્વ વસ્તુપર્યાયનું પ્રકાશકપણું હોવાથી, પરસ્પર ભિન્ન ભિન્ન સ્વરૂપથી અનુભવાતું હોવાથી, ક્રમથી ઉત્પદ્યમાનપણું હોવાથી ભિન્નતા છે. પ્રમાતાના વિચિત્ર ક્ષયોપશમના વશે કરી ખરેખર દેખાય છે કે-કદાચિત્ (૧) માત્ર દર્શન કદાચિત્, (૨) દર્શન અને અવગ્રહ કદાચિત્, (૩) દર્શન–અવગ્રહ–ઈહા કદાચિત્, (૪) દર્શન–અવગ્રહ–ઈહા–અપાય કદાચિત્ અને (૫) દર્શન–અવગ્રહ–ઈહા–અપાય–ધારણા, આ પ્રમાણે કહેલા ક્રમથી જ ઉત્પન્ન થતા છે. તેથી અસંકીર્ણ સ્વભાવપણાએ અનુભવાતા હોઈ, ભેદ હોવા છતાં એક જીવદ્રવ્ય તાદાત્મ્ય હોવાથી પ્રમાણપણાનો વ્યાઘાત નથી. [ આ પ્રમાણે વ્યંજન–અર્થાવગ્રહના ભેદથી બે પ્રકારનો પણ અવગ્રહ, અવગ્રહ સામાન્યથી એકરૂપ છે. તેમજ અવિચ્યુતિ–વાસના–સ્મૃતિના ભેદથી ત્રણ પ્રકારની પણ ધારણા ધારણાત્વની અપેક્ષાએ એક પ્રકારની છે, માટે મતિજ્ઞાનભેદની અધિકતાની શંકા નહીં કરવી. ]

ननु किं दर्शनादीनामयमेवोत्पत्तिक्रमः किं वा प्रकारान्तरेणापीत्याशङ्कायामाह—

**तथा चायं क्रमः, इन्द्रियार्थयोर्योग्यताख्ये सम्बन्धे सति सन्मात्रं दर्शनाख्यं प्रथमतस्समुन्मीलति, इदं किञ्चिदिति । ततः केनचिज्जात्यादिनाऽवग्रहोऽयं मनुष्य इति ततोऽनिर्धारितरूपेण संशयोऽयं पौरस्त्यो वा पाश्चात्यो वेति । ततो नियताकारेण सम्भावनात्मिकेहाऽनेन पौरस्त्य भवितव्यमिति । अनन्तरमीहिताकारेण निर्णयात्मकोऽपायोऽयं पौरस्त्य एवेति । ततः कालान्तरस्मृतिहेतुत्वेन धारणोदेतीति ॥ सूत्र–२९ ॥**

**तथा चेति ।** कथञ्चित्तेषां भेदे चेत्यर्थः, क्रमः, उत्पत्तिक्रमः, तथैवानुभवात् तथैव तत्तदावरणक्षयोपशमभावादिति भावः । इन्द्रियार्थयोः–विषयविषयिणोः, योग्यताख्ये–यथायोगमनतिदूरासन्नव्यवहितदेशाद्यवस्थानरूपे संश्लेषरूपे वा सम्बन्धे, सन्मात्रं दर्शनाख्यं निःशेषविशेषवैमुख्येन निराकारो बोधः । तस्याभिलापकं[1] शब्दप्रयोगमाह इदमिति, तत इति तदुत्तरकालमित्यर्थः, अदृष्टस्यावग्रहणाभावादिति भावः । केनचिज्जात्यादिनेति, सत्त्वव्याप्यमनुष्यत्वादिजातिविशिष्टत्वादिनेत्यर्थः । अवग्रह इति, उदेतीत्युत्तरस्थेनान्वयः । व्यावहारिकावग्रहोऽयं, नैश्चयिकापायश्च[2] । तत इति, विनावग्रहं सन्देहा-

१. प्राथमिकनैश्चयिकार्थावग्रहापेक्षयास्यापायत्वेऽपि भावविशेषापेक्षया सामान्यस्य ग्राहकत्वाद्व्यावहारिकार्थावग्रहरूपत्वेन तदभिलापकशब्दसत्त्वे बाधकाभावादित्याशयेनाह तस्याभिलापकमिति ॥ २. नैश्चयिकार्थावग्रहो निरुपचरित एकसामयिकत्वात्सामान्यवस्तुमात्रग्राहकः सामयिकानि हि ज्ञानादीनि वस्तूनि परमयोगिन एवावगच्छन्तीति नैश्चयिक उच्यते, सामयिकत्वादेव चासौ न विशेषविषयः, विशेषज्ञानस्यासख्येयसामयिकत्वात्, विशेषविषयकत्वे तस्याभ्युपगम्यमाने च निश्चयरूपत्वापत्त्या मतिमात्रस्यापायरूपत्वं स्यात्, निश्चयस्यापायत्वादित्यभिप्रायेण नैश्चयिकापायत्व मूलोक्तावग्रहस्योक्तम्, छद्मस्थव्यवहारिभिस्तस्य व्यवह्रियमाणत्वात् व्यावहारिकोऽर्थावग्रह उपचरित इति भावः ।

भावादिति भावः । अनिर्धारितरूपेणेति, कस्यापि विशेषधर्मस्यानुपलम्भेन नानाधर्मप्रकारतयेत्यर्थः । तत इति संशयमन्तरेणेहाया अप्रवृत्तेरिति भावः । नियताकारेणेति यत्किञ्चिद्विशेषधर्मोपलम्भेनेत्यर्थः । संभावनात्मिकेति स्पष्टीयविषयताया अभावेऽपि तदुन्मुखत्वाद्विलक्षणप्रकारतावतीति भावः । अनन्तरमिति, अन्तरेणेहामपायाप्रवृत्तेरिति भावः । न चावग्रहेहयोर्न ज्ञानत्वं संशयादिवत्स्पष्टार्थनिर्भासाभावादिति वाच्यम्, आत्मधर्मत्वे सति संशयविपर्ययानध्यवसायेष्वनन्तर्भावेण तत्सिद्धेः । न च निश्चयान्यस्य संशयरूपत्वेनाज्ञानत्वमिति वाच्यम्, निश्चयोपादानक्षणस्यापि सर्वथाऽज्ञानत्वप्रसङ्गात्, न चेष्टापत्तिर्निश्चयस्याप्यज्ञानतापत्तेः । न चावग्रहस्यानिर्देश्यसामान्यमात्रावगाहित्वेनानध्यवसायत्वमिति वाच्यम्, तत्र साक्षादध्यवसायत्वाभावेऽपि तद्योग्यतायास्सत्त्वात्, अन्यथा तत्कार्येष्वपायादिष्वपि तदभावप्रसङ्गात्, अतिमत्तमूर्च्छितादीनामेव ज्ञानस्यानध्यवसायरूपत्वात्, तदुक्तं तत्रापायादर्शनेन तद्योग्यताया अभावादिति । ईहिताकारेण निर्णयात्मक इति, तद्वृत्तिधर्मानुगमनतद्वृत्तिधर्मव्यतिरेकाभ्यां तद्धर्मवत्तानिश्चयरूपस्तदितरधर्माभाववत्तानिश्चयरूपो वेत्यर्थः । तत इति अवेतस्यैव धार्यमाणत्वादिति भाव', धारणेति, अविच्युतिरूपा वा तज्जन्यवासनासंस्कारशब्दवाच्याऽऽत्मशक्तिविशेषरूपा वेत्यर्थ· । उदेतीतीति । ईदृशक्रमेणैवावग्रहादय उत्पद्यन्ते नोत्क्रमव्यतिक्रमाभ्यां न्यूनत्वेन वा, ज्ञेयक्षयोपशमस्येत्थमेव ज्ञानजननस्वभावत्वात् । । क्वचिदभ्यस्तेऽपायमात्रस्य दृढवासने विषये स्मृतिमात्रस्य च दर्शनेऽपि सौक्ष्म्यादुत्पलपत्रशतव्यतिभेद इवावग्रहादिक्रमो नोपलक्ष्यत इति भावः ॥

શું દર્શન આદિનો આ જ ઉત્પત્તિ(અનુભવ)નો ક્રમ છે કે શું પ્રકારાન્તરથી પણ ક્રમ છે? આવી શંકામાં કહે છે કે-

**ભાવાર્થ**-તથાચ આ ક્રમ ઇન્દ્રિય અર્થની યોગ્યતાનામક સંબંધ હોયે છતે દર્શન નામનું સન્માત્ર પહેલાં પ્રકટ થાય છે. જેમ કે-'આ કાંઈક છે' ઇતિ. ત્યાર બાદ કોઈ એક જાતિ આદિદ્વારા અવગ્રહ. જેમ કે-'આ મનુષ્ય છે' ઇતિ. ત્યાર બાદ અનિશ્ચિતરૂપે સંશય. જેમ કે-'આ પૌરસ્ત્ય છે કે પાશ્ચાત્ય છે?' ઇતિ. ત્યાર પછી નિયત આકારે સંભાવના રૂપ ઈહા. જેમ કે-'આ પૌરસ્ત્ય હોવો જોઈએ' ઇતિ. ત્યાર બાદ ઈહિત આકારે નિર્ણય આત્મક અપાય. જેમ કે-આ પૌરસ્ત્ય જ છે' ઇતિ. ત્યાર બાદ કાલાન્તરમાં સ્મૃતિના હેતુપણાએ ધારણા ઉદય પામે છે. ઇતિ."

**વિવેચન**-કથંચિત્ તેઓનો ભેદ હોયે છતે ઉત્પત્તિક્રમ છે, કેમ કે-તે પ્રકારે અનુભવ છે, તે તે આવરણ ક્ષયોપશમભાવ છે. વિષયવિષયીભૂત ઇન્દ્રિય અને અર્થનો યોગ્યતાનામક-યોગ પ્રમાણે અનતિદૂર આસન્નવ્યવહિત દેશ આદિ અવસ્થાનરૂપ કે સંશ્લેષરૂપ સંબંધ હોયે છતે, દર્શનનામક સન્માત્ર-સર્વવિશેષના વિમુખપણાએ નિરાકાર બોધ થાય છે તેનો વાચકશબ્દપ્રયોગ કહે છે. 'આ કાંઈક છે.' જે દષ્ટ ન હોય, તેનો અવગ્રહ નહીં હોવાથી. તેના ઉત્તરકાળમાં કોઈ એક જાતિ આદિથી એટલે સત્ત્વવ્યાપ્ય મનુષ્યત્વ આદિ જાતિવિશિષ્ટપણા

આદિથી વ્યાવહારિક અવગ્રહ (નૈશ્ચયિક અપાય) થાય છે. જેમ કે-'આ મનુષ્ય છે.'

અવગ્રહ સિવાય સંદેહનો અભાવ હોવાથી, ત્યાર બાદ કોઈ પણ વિશેષધર્મની અપ્રાપ્તિ હોવાથી, સંશયથી નિયત આકારે, એટલે યત્કિંચિત્ વિશેષધર્મની પ્રાપ્તિથી સંભાવના આત્મક એટલે સ્પષ્ટ (પ્રત્યક્ષ) નિરૂપિત વિષયતાનો અભાવ છતાં, તે સ્પષ્ટ જ્ઞાન સન્મુખ હોવાથી વિલક્ષણ પ્રકારતાવાળી ઈહા છે. ત્યાર બાદ ઈહા સિવાય અપાયની પ્રવૃત્તિનો અભાવ હોવાથી ઈહિત આકારે અપાય થાય છે.

**શંકા**-અવગ્રહ અને ઈહા જ્ઞાનરૂપ નથી, કેમ કે-સંશય આદિની માફક સ્પષ્ટ અર્થના પ્રકાશનો અભાવ છે ને ?

**સમાધાન**-આત્માનો ધર્મ હોયે છતે, સંશય-વિપર્યય-અનધ્યવસાયોમાં અંતર્ભાવનો અભાવ હોઈ જ્ઞાનરૂપની સિદ્ધિ છે.

**પૂર્વપક્ષ**-નિશ્ચયથી અન્ય છે તે સંશયરૂપ હોઈ અજ્ઞાનરૂપ છે, તો જ્ઞાનરૂપ કેમ કહેવાય ?

**ઉત્તરપક્ષ**-જો આમ માનો, તો નિશ્ચયના ઉપાદાનના ક્ષણમાં પણ સર્વથા અજ્ઞાનતાનો પ્રસંગ આવી જાય. આવી ઇષ્ટાપત્તિ કરી શકાશે નહિ, કેમ કે-નિશ્ચયમાં પણ અજ્ઞાનતાની આપત્તિ થઈ જાય !

**પૂર્વપક્ષ**-વળી અવગ્રહ અનિર્દેશ્ય (શબ્દથી અવાચ્ય) સામાન્ય માત્ર અવગાહી હોઈ અનધ્યવસાયરૂપ કેમ નહીં ?

**ઉત્તરપક્ષ**-તે અવગ્રહમાં સાક્ષાત્ અધ્યવસાયપણાનો અભાવ છતાં સાક્ષાત્ અધ્યવસાયની યોગ્યતા છે, માટે તે અનધ્યવસાયરૂપ નથી. જો યોગ્યતાવાળામાં અધ્યવસાય ન માનો, તો તે અવગ્રહ આદિના કાર્યરૂપ અપાય આદિમાં તે અધ્યવસાયતાના અભાવનો પ્રસંગ આવે છે.

○ અતિમત્ત-મૂર્ચ્છિત આદિમાં જ જ્ઞાનની અનધ્યવસાયરૂપતા છે, કેમ કે-અતિમતત્તા આદિના ઉત્તરકાળમાં ત્યાં અપાયનું અદર્શન હોઈ અધ્યવસાયની યોગ્યતાનો અભાવ છે. ઈતિ. 'ईहिताकारेण निर्णयात्मक इति।' તેમાં રહેલ ધર્મનું અનુગમન (અન્વય) અને તેમાં નહીં રહેનાર ધર્મના વ્યતિરેક (અભાવ) દ્વારા તે ધર્મવત્તાનો નિશ્ચયરૂપ નિર્ણય અથવા તેનાથી અન્ય ધર્મના અભાવતાના નિશ્ચયરૂપ નિર્ણયરૂપ અપાય થાય છે.

○ અપાયવાળો વિશેષ જ ધારણાનો વિષય થતો હોવાથી, ત્યાર બાદ અવિચ્યુતિરૂપ કે અવિચ્યુતિજન્ય વાસના-સંસ્કારશબ્દવાચ્ય આત્મશક્તિવિશેષરૂપ ધારણા થાય છે.

○ અવગ્રહ આદિ ચારેમાં ઉત્તર ઉત્તર પ્રત્યે પૂર્વપૂર્વની કારણતા હોઈ, આવા પૂર્વોક્ત ક્રમથી (પૂર્વાનુપૂર્વી ભવનરૂપ ક્રમથી) જ અવગ્રહ આદિ ઉત્પન્ન થાય છે. પરંતુ ઉત્ક્રમ= પશ્ચાનુપૂર્વી ભવનરૂપ ઉત્ક્રમ. જેમ કે-પહેલાં ધારણા, પછી અપાય, પછી ઈહા અને પછી

અવગ્રહ. વ્યતિક્રમ=અનાનુપૂર્વી ભવનરૂપ વ્યતિક્રમ. જેમ કે-કદાચ અવગ્રહને ઉલ્લંઘી ઈહા, ઈહાને ઉલ્લંઘી પણ અપાય, તે અપાયને ઉલ્લંઘી ધારણા, આવા ઉત્ક્રમ-વ્યતિક્રમથી કે ન્યૂનપણાએ (આ અવગ્રહ આદિ મધ્યે કદાચિત્ અવગ્રહનું થવું, કદાચિત્ અવગ્રહ-ઈહાનું થવું, કદાચિત્ અવગ્રહ-ઈહા-અપાયોનું જ થવું. આવી રીતે ન્યૂનપણાએ) ઉત્પન્ન થતા નથી, કેમ કે-જ્ઞેયનો આ પ્રમાણે જ જ્ઞાનની ઉત્પત્તિ પ્રત્યે સ્વભાવ છે. [જે ક્રમથી દર્શન-જ્ઞાનાવરણકર્મનો ક્ષયોપશમરૂપ કારણ થાય છે, તે જ ક્રમથી દર્શન-અવગ્રહ આદિરૂપ કાર્યો ઉત્પન્ન થાય છે.]

શંકા-ફરી ફરી જોયેલ-વિચારેલ-કહેલ વસ્તુના વિષયમાં ફરીથી અવલોકન થતાં, અવગ્રહ અને ઈહાને છોડી પહેલેથી જ અપાયની પ્રવૃત્તિ દેખાય છે. ક્વચિત્ ફરીથી, પહેલાં ઉપલબ્ધ સુનિશ્ચિત દૃઢ વાસનાના વિષયભૂત કરેલ અર્થમાં અવગ્રહ-ઈહા-અપાયોનું ઉલ્લંઘન કરીને પણ સ્મૃતિરૂપ ધારણા થાય છે, તો અવગ્રહ આદિ ઉત્ક્રમ-વ્યતિક્રમ કે ન્યૂનપણાએ ઉત્પન્ન થતાં નથી.' આમ ખાલી કહેવાય છે ને?

**સમાધાન**-સોયા વગેરેથી સો (૧૦૦) કમલપત્રોના ભેદના વિષયમાં જેમ ક્રમથી જ પત્રોનો ભેદ છે અને સૂક્ષ્મતાના (શીઘ્રતાના) કારણે ક્રમ દેખાતો નથી, તેમ જ્યાં અભ્યાસના વિષયભૂત પદાર્થમાં અપાય જ માત્ર દેખાય છે, ત્યાં પણ અપાયના પહેલા અવગ્રહ અને ઈહાનું અસ્તિત્વ જ છે. ક્રમથી જ અવગ્રહ-ઈહા-અપાય-ધારણા ત્યાં પણ છે જ. સૂક્ષ્મતાથી ક્રમ દેખાતો નથી. એટલે જ 'અહીં અપાય જ છે'-એવું અભિમાન છે. એ પ્રમાણે દૃઢ વાસનાના વિષયભૂત પદાર્થમાં પણ અવગ્રહ-ઈહા-અપાયપૂર્વક જ સ્મૃતિ છે. સૂક્ષ્મતાથી (શીઘ્ર ઉત્પત્તિથી) ક્રમ જણાતો નથી. 'અહીં ફક્ત સ્મૃતિ જ છે'-એ અભિમાન છે.

तदेवमिन्द्रियानिन्द्रियजभेदेन सांव्यवहारिकप्रत्यक्षं निरूप्य द्वयोरप्यनयोर्मतिश्रुतभेदत्वेन द्वैविध्यात्प्रथमतो मतिज्ञानं लक्षयति—

**इन्द्रियमनोऽन्यतरजन्योऽभिलापनिरपेक्षस्स्फुटावभासो मतिज्ञानम् ॥ सूत्र-३० ॥**

इन्द्रियेति । इन्द्रियमनोऽन्यतरजन्यत्वे सति अभिलापनिरपेक्षज्ञानत्वं लक्षणम् । अत्र स्फुटावभासत्वपदं सर्वज्ञानानां स्वांशे स्पष्टावभासत्वमेवेति सूचयितुं, तेनास्य परोक्षत्वेन कथं स्वप्रकाशत्वमिति शङ्का निरस्ता । श्रुतज्ञानवारणाय विशेष्यम्. अवध्यादिवारणाय विशेषणम्, अभिलापनिरपेक्षत्वञ्च श्रुताननुसारित्वं तत्र श्रुतानुसारित्वञ्च धारणात्मकपदपदार्थसम्बन्धप्रतिसन्धानजन्यत्वं नेनेहापायधारणात्मकेषु मतिज्ञानविशेषेषु पदविषयतायास्सत्त्वेऽपि नाव्याप्तिः, तत्र पदविषयतायास्सन्निकर्षकसामग्रीमात्रप्रयोज्यत्वात्, न चेहादीनि पदपदार्थप्रतिसन्धानजन्यज्ञानानि, घट इत्याद्यपायोत्तरमयं घटनामको नवेति संशयादर्शनात् तत्तत्सम्बन्धोऽप्यपायत्वेन ग्रहणात् पदपदार्थसम्बन्धप्रतिसन्धानाभाववतोऽपि पुरुषस्याभ्यासपाटवेन तदुदयाच्च । संकेतग्रहकाल एव हि श्रुतानुसारित्वमीहादीनां, न तु व्यवहारकाले । अत एव

मतित्वसामानाधिकरण्येन श्रुतपूर्वत्वनिषेधः " न मई सुअपुव्विया " इत्यनेनाभिहितः । श्रुतज्ञानं प्रति धारणात्वेन मतिज्ञानस्य हेतुत्वेन तद्धारणोपयोगे 'इदं पदमस्य वाचकं, अयमर्थ एतत्पदवाच्य' इति पदपदार्थसम्बन्धग्रहस्यापि ध्रौव्येण तज्जनितज्ञानस्यैव श्रुतानुसारित्वं, अत एव च श्रुतत्वावच्छेदेन मतिपूर्वत्वविधिः ' मइ पुव्वं सुअं ' इत्यनेन कृतः । व्यवहारकाले जायमानावग्रहादीनां श्रुतोपयोगाभावादेव पदपदार्थसम्बन्धवासनाप्रबोधकालीनत्वेऽपि श्रुतनिश्रितमतिज्ञानत्वम् स्वसमानाकारश्रुतज्ञानाहितवासनाप्रबोधसमानकालीनत्वे सति श्रुतोपयोगाभावकालीनस्यैवावग्रहादेरश्रुतनिश्रितत्वात् । उक्तवासनाप्रबोधकाले मतिज्ञानसामग्रीसत्त्वेऽपि श्रुतोपयोगे श्रुतज्ञानमेव जायते, श्रुतोपयोगस्योत्तेजकत्वात् परैरपि प्रत्यक्षज्ञानसामग्र्याः शाब्दबोधप्रतिबन्धकत्वेऽपि शाब्देच्छायां शाब्दबोधस्य स्वीकृतत्वात् । निरुक्तवासनाप्रबोधासमानकालीनञ्च मतिज्ञानमौत्पत्तिक्यादिचतुर्भेदमश्रुतनिश्रितं भवति । अपूर्वाभयकुमारादिव्यक्तिविशेषबुद्धौ त्वौत्पत्तिकीत्वमेवाश्रयणीयम्, प्रागनुपलब्धेऽर्थे श्रुतज्ञानाहितवासनाप्रबोधाभावेन श्रुतनिश्रितज्ञानासम्भवात् । धारणायाः श्रुतज्ञानहेतुत्व एव च मतिश्रुतयोर्लब्धियौगपद्येऽप्युपयोगक्रमस्सङ्गच्छते प्रागुपलब्धार्थस्य चोपलम्भे धारणाहितश्रुतज्ञानाहितवासनाप्रबोधान्वयाच्छ्रुतनिश्रितत्वमावश्यकम्, धारणादिरहितानामेकेन्द्रियादीनां त्वाहारादिसंज्ञान्यथानुपपत्त्याऽन्तर्जल्पाकारं विवक्षितार्थवाचकं शब्दसंस्पृष्टार्थज्ञानरूपं श्रुतज्ञानं क्षयोपशममात्रजनितं जात्यन्तरमेवेति संक्षेपः ॥

તેથી આ પ્રમાણે ઇન્દ્રિયજ–અનિન્દ્રિયજના ભેદથી સાંવ્યવહારિક પ્રત્યક્ષનું નિરૂપણ કરી, આ બંને પણ મતિ અને શ્રુતના ભેદરૂપ હોઈ બે પ્રકારના છે, માટે પહેલાં મતિજ્ઞાનનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**–ઇન્દ્રિયથી કે મનથી જન્ય, શબ્દથી નિરપેક્ષ, સ્પષ્ટ અવભાસ, એ 'મતિજ્ઞાન' કહેવાય છે.

**વિવેચન**–ઇન્દ્રિય કે મનથી જન્ય હોયે છતે, અભિલાપ નિરપેક્ષ જ્ઞાનત્વ એ મતિજ્ઞાનનું લક્ષણ છે. અહીં 'સ્ફુટ અવભાસ' એવું પદ, સર્વજ્ઞાનોનું સ્વજ્ઞાનાંશમાં સ્પષ્ટ અવભાસપણું જ છે, એમ સૂચવવા માટે છે. તેથી આ મતિજ્ઞાનનું પરોક્ષપણું હોઈ કેવી રીતે સ્વપ્રકાશ(પ્રત્યક્ષ)પણું છે, એવી શંકાનું નિરાકરણ થઈ જાય છે.

શ્રુતજ્ઞાનમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'અભિલાપ નિરપેક્ષ'રૂપ વિશેષ્ય દળ છે. અવધિ આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'इन्द्रियमनोऽन्यतर जन्यत्वे सति'–એ રૂપ વિશેષણ દળ છે.

અભિલાપ નિરપેક્ષત્વ એટલે શ્રુતને નહીં અનુસરવું. શ્રુતાનુસારિત્વ એટલે ધારણારૂપ મતિજ્ઞાન નિષ્ઠપદ પદાર્થ સંબંધ પ્રતિસંધાન(સંયોજન)થી જન્યપણું છે. (સંકેતકાળની અપે-

१. यत्रैकस्मिन्वस्तुनि प्रत्यक्षज्ञानस्य सामग्री शाब्दबोधस्य च सामग्री वर्त्तते तत्र प्रत्यक्षज्ञानमेव भवति न शाब्दबोधस्तत्र प्रत्यक्षसामग्र्याः प्रतिबन्धकत्वात्परन्तु शाब्देच्छा यदि स्यात्तदा शाब्दबोध एव भवतीति शाब्दबोधे सेच्छा उत्तेजिका, तथैव प्रकृतेऽपीति भावः ॥

ક્ષાએ આ સમજવાનું છે.) તેથી વ્યવહારકાળમાં શ્રુતાનુસારિ ઈહા–અપાય–ધારણારૂપ મતિજ્ઞાનવિશેષોમાં શબ્દોલ્લેખ સહિતપણું હોવા છતાં અવ્યાપ્તિ નથી. ત્યાં પદવિષયતા સવિકલ્પક જ્ઞાનની સામગ્રી માત્રથી જન્ય છે. વળી ઈહા આદિ પદપદાર્થ સંબંધ પ્રતિસંધાનજન્ય જ્ઞાનરૂપ નથી, કેમ કે–'આ ઘટ છે' ઈત્યાદિ અપાય પછી 'આ ઘટ' ઘટનામ સંજ્ઞાવાળો છે કે નહીં ?–એવો સંશય દેખાતો નથી. તે તે નામશબ્દમાં પણ અપાયપણાના ગ્રહણથી, પદપદાર્થ સંબંધ પ્રતિસંધાનના અભાવવાળા પણ પુરુષમાં [અનભ્યાસદશામાં આ અર્થ આ શબ્દનો વાચ્ય છે. આવું અવધારણ ત્યાં સુધી કરતો નથી કે જ્યાં સુધી આ શબ્દનો આ અર્થમાં, અમુક પુરુષે સંકેત કર્યે છતે, આ અર્થ આ શબ્દનો વાચ્ય છે. આ પદ આ અર્થનું વાચક છે. આ પ્રમાણે સ્મરણ નથી કરી શકતો ત્યાં સુધી તેથી અનભ્યાસદશાની માફક, વ્યવહારકાળમાં પણ સંકેતના અનુસરણનું આવશ્યકપણું નથી. તે વખતે વાચ્ય–વાચકભાવ સંયોજનથી લબ્ધ અર્થના અવગાહન વિશેષ સ્વરૂપવાળા શ્રુતાનુસારિ અવગ્રહ આદિનું શ્રુતપણું હોવા છતાં, અભ્યાસદશામાં શબ્દશ્રવણથી તેના વાચ્ય–વાચકભાવનું એકદમ–જલ્દી ઉદ્બુદ્ધ સંસ્કારના વશે સ્મરણ થયે છતે, તે તે શબ્દવાચ્ય અર્થાવગ્રહ આદિની કથિત સંકેતના અનુસરણ સિવાય પણ સત્તા હોવાથી, શબ્દના અશ્રવણમાં પણ અર્થનો ઈન્દ્રિયાદિ સન્મુખ પણ આદિરૂપ સંનિકર્ષમાં તે અર્થવાચક શબ્દનું ઉદ્બુદ્ધ સંસ્કારથી સ્મરણ થયે છતે, તે શબ્દસંસ્પૃષ્ટ અર્થાવગ્રહ આદિની સત્તા હોવાથી તે અવગ્રહ આદિનું મતિજ્ઞાનત્વ છે જ, એમ ભાવ સમજવો.] અભ્યાસની પટુતાથી તે ઈહા આદિનું શ્રુત અનુસારિપણું છે, પરંતુ વ્યવહારકાળમાં (કાર્યસમયમાં) શ્રુતાનુસારિપણું નથી. એથી જ મતિત્વના સામાનાધિકરણ્યની અપેક્ષાએ શ્રુતપૂર્વત્વનો નિષેધ છે. શ્રુતજ્ઞાન પ્રત્યે ધારણારૂપે મતિજ્ઞાન હેતુ છે. તેથી ધારણાના ઉપયોગમાં 'આ પદ આ અર્થનું વાચક છે, આ અર્થ આ પદથી વાચ્ય છે.'–આવા પદપદાર્થસંબંધ જ્ઞાનની ધ્રુવતા હોઈ પદપદાર્થસંબંધ પ્રતિસંધાનજનિત જ્ઞાન જ શ્રુતાનુસારિ છે. એથી જ શ્રુતત્વની અપેક્ષાએ મતિપૂર્વક શ્રુત છે, એવું વિધાન 'मतिपूर्वश्रुतं' એ વાક્યથી કહેલ છે.

૦ વ્યવહારકાળમાં ઉત્પન્ન થનાર અવગ્રહ આદિમાં શ્રુતના ઉપયોગનો અભાવ હોવાથી જ પદપદાર્થસંબંધજન્ય વાસના(ધારણા)ના પ્રબોધકાળવર્તીપણું હોવા છતાં શ્રુતનિશ્રિત મતિજ્ઞાનપણું છે, કેમ કે–સ્વ(વાસના)સમાન આકારવાળા શ્રુતજ્ઞાનજનિત વાસના પ્રબોધસમાન કાળવર્તી હોયે છતે શ્રુતના ઉપયોગના અભાવકાળવર્તી જ અવગ્રહ આદિ શ્રુતનિશ્રિત છે.

૦ ઉપર્યુક્ત વાસનાના પ્રબોધકાળમાં મતિજ્ઞાનની સામગ્રીની હાજરી છતાં શ્રુતના ઉપયોગમાં શ્રુતજ્ઞાન જ ઉત્પન્ન થાય છે, કેમ કે–શ્રુતનો ઉપયોગ ઉત્તેજક (પ્રતિબંધક સમવધાનકાલીન કાર્યજનક) બીજાઓએ પણ પ્રત્યક્ષજ્ઞાનની સામગ્રી શાબ્દબોધની પ્રતિબંધક છતાં શાબ્દબોધની ઈચ્છામાં શાબ્દબોધનો સ્વીકાર કરેલો છે.

પૂર્વોક્ત વાસના પ્રબોધના અસમાનકાળવર્તી મતિજ્ઞાન, ઔત્પાતિકી–વૈનયિકી–કાર્મિકી

-પારિણામિકી મતિરૂપ ચાર ભેદવાળું અશ્રુત નિશ્રિત થાય છે. અભયકુમાર આદિ વ્યક્તિવિશેષ બુદ્ધિમાં તો ઔત્પાતિકી આદિપણું છે એમ જાણવું, કેમ કે-પૂર્વે અનુપલબ્ધ અર્થમાં શ્રુતજ્ઞાનજનિત વાસનાના પ્રબોધનો અભાવ હોવાથી શ્રુતનિશ્રિત જ્ઞાનનો અસંભવ છે.

० ધારણા શ્રુતજ્ઞાનનો હેતુ છે, એવો કાર્ય-કારણભાવ હોયે છતે જ, મતિ અને શ્રુતજ્ઞાનની લબ્ધિની એક કાળમાં ઉત્પત્તિ હોવા છતાં ઉપયોગનો ક્રમ સંગત થાય છે.

० પૂર્વ ઉપલબ્ધ અર્થના ઉપલંભમાં ધારણાકૃત શ્રુતજ્ઞાનજનિત વાસનાના પ્રબોધનો અન્વય હોવાથી શ્રુતનિશ્રિતપણું આવશ્યક છે.

० ધારણા આદિ રહિત એકેન્દ્રિય આદિમાં તો આહાર આદિ સંજ્ઞાની અન્યથાનુપપત્તિથી આંતરિક ઉચ્ચારણરૂપ અન્તર્જલ્પના આકારવાળું વિવક્ષિત અર્થવાચક શબ્દ સંસ્પૃષ્ટાર્થજ્ઞાનરૂપ શ્રુતજ્ઞાન, ક્ષયોપશમ માત્રથી જનિત જાત્યંતરરૂપ જ છે, એમ જાણવું.

अथ मतिज्ञानस्य यावत्प्रकारान् दर्शयति—

**इदञ्च प्रत्येकेन्द्रियैर्मनसा चावग्रहादिक्रमेण जायमानत्वाच्चतुर्विंशतिविधम् । रसनादीन्द्रियैश्चतुर्भिरेव चतुर्विधा व्यञ्जनावग्रहा भवन्ति, न चक्षुर्मनोभ्यां, विषयेन्द्रियसंश्लेषाभावात् । स्पर्शनादीन्द्रियाणामुपकरणात्मकानां स्पर्शाद्याकारेण परिणतपुद्गलानाञ्च यः परस्परं संश्लेषस्सा व्यञ्जनेत्युच्यते । सोऽयं चतुर्विधो व्यञ्जनावग्रह इति मिलित्वाष्टाविंशतिविधं मतिज्ञानम् । श्रुतज्ञाने तु नावग्रहादयो भवन्ति ॥ सूत्र-३१ ॥**

**इदञ्चेति ।** मतिज्ञानञ्चेत्यर्थः । प्रत्येकेन्द्रियैः—प्रत्येकं चक्षूरसनघ्राणत्वक्श्रोत्रेन्द्रियैः, अवग्रहादिक्रमेणेति, चक्षुरवग्रहश्चक्षुरीहा चक्षुरपायश्चक्षुर्धारणेत्येवंक्रमेणेत्यर्थः । तत्रावग्रहस्य व्यञ्जनार्थावग्रहरूपेण द्वैविध्यात्पूर्वोक्तावग्रहस्यार्थावग्रहरूपत्वेन व्यञ्जनावग्रहं वक्ति रसनादीति, आदिना घ्राणत्वक्श्रोत्राणां ग्रहणम् । चतुर्भिरेवेत्यत्रैवशब्दव्यवच्छेद्यमाह नेति । तत्र निबन्धनमाह विषयेति । निश्चयतः कार्योत्पत्तावविकलकारणस्यैव व्याप्यत्वेन ज्ञाने उपयोगेन्द्रियस्यैवाविकलकारणत्वेन व्यञ्जनावग्रहकालेऽव्यक्ततया तत्सत्त्वात्तदा ज्ञानमवश्यं भवत्येवेति व्यञ्जनावग्रहोऽयं ज्ञानात्मा कारणांशो बोध्यः । व्यञ्जनां स्वरूपयति स्पर्शनादीन्द्रियाणामिति, आदिना श्रोत्रघ्राणरसनानां ग्रहणम् । ननु व्यञ्जनावग्रहः प्राप्यकारिणामेवेन्द्रियाणां न त्वप्राप्यकारिणां तत्र कः कारणांशः, यद्यर्थावग्रहस्तर्हि स एव व्यञ्जनावग्रहस्थलेऽप्यस्तु इति चेन्न तत्रापि प्रागर्थावग्रहाल्लब्धीन्द्रियस्य ग्रहणोन्मुखपरिणामस्यैव कारणांशतयाऽभ्युपगमात् । निगमयति मतेर्भेदं सोऽयमिति । अष्टाविंशतिविधमिति, उपलक्षणमेतत्, तेन स्वस्वप्रतिपक्षसहितैर्बहुबहुविधक्षिप्रानिश्रितनिश्चितध्रुवैः प्रत्येकं भिन्नानामेषां षट्त्रिंशदधिकत्रिशतविधत्वेऽपि न क्षतिः, अत्र सर्वत्र क्षयोपशमस्योत्कर्षापकर्षौ निमित्ते भवत इति । किं श्रुतज्ञानेऽप्यवग्रहादिभेदोऽस्तीत्यत्राह श्रुतज्ञाने त्विति । तुर्भिन्नार्थोपक्रमे, मतिज्ञानाभावे श्रुतज्ञानाभावाद्विशेषविषये तस्मिन्नवग्रहासम्भवेनेहादीनामप्यसम्भवादिति भावः ।

## મતિજ્ઞાનના સર્વ પ્રકારોને દર્શાવે છે.

**ભાવાર્થ**-"આ મતિજ્ઞાન, દરેક ઈન્દ્રિયોથી અને મનથી અવગ્રહ આદિ ક્રમથી પેદા થતું હોવાથી ચોવીશ (૨૪) પ્રકારવાળું છે. રસન આદિ ચાર ઈન્દ્રિયોથી ચાર પ્રકારના વ્યંજનાવગ્રહો થાય છે. ચક્ષુ અને મનથી નહીં, કેમ કે-વિષય અને ચક્ષુ, મનનો સંશ્લેષનો અભાવ છે. ઉપકરણસ્વરૂપી સ્પર્શન આદિ ઈન્દ્રિયોનો અને સ્પર્શ આદિ આકારે પરિણત પુદ્ગલોનો જે પરસ્પર સંશ્લેષ, તે 'વ્યંજના' કહેવાય છે. ઉપર્યુક્ત અને આ ચાર પ્રકારનો વ્યંજનાવગ્રહ, એમ મળીને અટ્ઠાવીશ (૨૮) પ્રકારનું મતિજ્ઞાન છે. શ્રુતજ્ઞાનમાં તો અવગ્રહ આદિ હોતા નથી."

**વિવેચન**-આ મતિજ્ઞાન દરેક ચક્ષુ-રસન-ઘ્રાણ-સ્પર્શન-શ્રોત્રરૂપ ઈન્દ્રિયોથી અને મનવડે ચક્ષુ અવગ્રહ, ચક્ષુ ઈહા, ચક્ષુ અપાય અને ચક્ષુ ધારણા ઈત્યાદિ ક્રમથી પેદા થાય છે. ત્યાં અવગ્રહ, વ્યંજન-અર્થાવગ્રહરૂપે બે પ્રકારનો હોવાથી પૂર્વોક્ત અવગ્રહ અર્થાવગ્રહ રૂપ હોઈ 'વ્યંજનાવગ્રહ'ને કહે છે. 'रसनादि' ઈતિ, આદિ પદથી ઘ્રાણ-સ્પર્શન-શ્રોત્રોનું ગ્રહણ છે. અહીં એવ શબ્દથી વ્યવચ્છેદયોગ્યને કહે છે કે-ચક્ષુ, મનથી નહીં. ત્યાં મૂળ કારણને કહે છે 'विषयेति ।' નિશ્ચયથી કાર્યની ઉત્પત્તિ પ્રત્યે પરિપૂર્ણ કારણનું વ્યાપ્તપણું (વ્યાપ્તિ) હોઈ, જ્ઞાનરૂપ કાર્ય પ્રત્યે ઉપયોગભૂત ઈન્દ્રિયની જ અવિકલ કારણતા હોઈ, વ્યંજનાવગ્રહ-કાળમાં અવ્યક્તરૂપે તે ઉપયોગરૂપ ઈન્દ્રિયની હાજરી હોવાથી તે વખતે જ્ઞાન અવશ્ય થાય છે જ. આ વ્યંજનાવગ્રહ જ્ઞાનરૂપ (સ્વકાર્ય પ્રત્યે) કારણભૂત અંશ જાણવો.

**શંકા**-પ્રાપ્યકારી ઈન્દ્રિયોનો જ વ્યંજનાવગ્રહ થાય છે પરંતુ અપ્રાપ્યકારીઓનો થતો નથી. તો ત્યાં કારણભૂત અંશ કયો છે? જો અર્થાવગ્રહ કારણાંશ છે, તો તે જ વ્યંજનાવગ્રહ સ્થળમાં પણ હો ! શો વાંધો છે ?

**સમાધાન**-વ્યંજનાવગ્રહ સ્થળમાં પણ અર્થાવગ્રહથી પહેલાં ગ્રહણ ઉન્મુખ પરિણામવાળી લબ્ધિ ઈન્દ્રિયમાં જ કારણાંશતાનો સ્વીકાર છે. પ્રાપ્યકારી ઈન્દ્રિયોના વ્યંજનાવગ્રહમાં તે પ્રમાણે કારણાંશ જાણવો.

० મતિજ્ઞાનના ભેદનો ઉપસંહાર કરે છે. અટ્ઠાવીશ (૨૮) પ્રકારનું મતિજ્ઞાન એ વાક્ય ૩૩૬ ભેદનું ઉપલક્ષક છે. તથાહિ બહુ-બહુવિધ-અબહુ-અબહુવિધ-ક્ષિપ્ર-અક્ષિપ્ર-નિશ્રિત-અનિશ્રિત-સંદિગ્ધ-અસંદિગ્ધ-ધ્રુવ-અધ્રુવ, એમ ૨૮ના દરેકને ૧૨ ભેદે ગુણતાં ૨૮×૧૨=૩૩૬ ભેદો થાય છે. [જેમ કે-અનેક વાજિંત્રો વાગતાં હોય તે વખતે કોઈ માણસ આટલા 'ભેરીના' શબ્દો છે અને આટલાં 'શંખના' શબ્દો છે-એમ છૂટા છૂટા ગ્રહણ કરીને કહે, એ 'બહુગ્રાહી' કહેવાય. પરંતુ એમ કોઈ ન કરી શકે, પણ એકંદરે વાજિંત્રના શબ્દો ગ્રહણ કરીને એની સંખ્યા કહે, એ 'અબહુગ્રાહી' જ્ઞાન. વળી તે વાજિંત્રોના શબ્દોના મધુરતા વગેરે નાના પ્રકારના અનેક ધર્મોને જાણનારી વ્યક્તિ 'બહુવિધગ્રાહી' કહેવાય છે. પરંતુ તે શબ્દના અમુક એક કે બે જ ધર્મ જાણનાર 'અબહુવિધગ્રાહી' કહેવાય. એમાં પણ જે વ્યક્તિ એ સર્વ તરત જ સમજી જાય, તે 'ક્ષિપ્રગ્રાહી' કહેવાય છે. જે બહુ વખત

વિચાર કરે ત્યારે જ સમજી શકે છે, તે 'અક્ષિપ્રગ્રાહી.' વળી જે વ્યક્તિ ધ્વજ કે એવી કંઈક નિશાની ઉપરથી જ આ 'દેવાલય' એમ સમજી શકે, તે 'નિશ્રિતગ્રાહી' અને જે એવી કાંઈ પણ નિશાની વિના એવી વસ્તુ કે સ્થળ ઓળખી કાઢે, તે 'અનિશ્રિતગ્રાહી' છે. વળી જે માણસ અમુક વસ્તુને નિઃસંશય એટલે લેશ પણ સંદેહ વિના જાણે કે સમજે, તે 'અસંદિગ્ધગ્રાહી,' જે અચોક્કસપણે જાણી શકે, તે 'સંદિગ્ધગ્રાહી.' અમુક વસ્તુનું એક વાર જ્ઞાન મેળવ્યા પછી એ વિષે ફરી વાર પૂછવા કરવાની જેને જરૂર નથી, એ 'ધ્રુવગ્રાહી' અને જે પુનઃ પુનઃ ઉપદેશની અપેક્ષા છે, તે 'ધ્રુવગ્રાહી.'] અહીં સઘળા જ્ઞાનોમાં ક્ષયોપશમનો ઉત્કર્ષ અને અપકર્ષ—એમ બે નિમિત્ત થાય છે. શું શ્રુતજ્ઞાનમાં પણ અવગ્રહ આદિરૂપ ભેદ ખરો ? આ પ્રશ્નના જવાબમાં કહે છે કે–મતિજ્ઞાનના અભાવમાં શ્રુતજ્ઞાનનો અભાવ હોવાથી, વિશેષ વિષયવાળા તે શ્રુતજ્ઞાનમાં અવગ્રહનો અસંભવ હોઈ, ઈહા આદિનો પણ અસંભવ હોવાથી 'શ્રુતજ્ઞાન'માં તો અવગ્રહ આદિ હોતા નથી.

तर्हि किन्तच्छ्रुतज्ञानमित्यत्राह—

**मतिज्ञानापेक्षो वाच्यवाचकभावपुरस्कारेण शब्दसंस्पृष्टार्थग्रहणविशेषः श्रुतज्ञानम् । तदनुकूलोपयोगोऽपि श्रुतम् ॥ सूत्र–३२ ॥**

**मतिज्ञानेति ।** मतिज्ञानसापेक्षत्वे सति वाच्यवाचकभावपूर्वकशब्दसंस्पृष्टार्थग्रहणत्वं श्रुतज्ञानस्य लक्षणम्, ईहादीना शब्दसंस्पृष्टार्थग्रहणरूपत्वादवग्रहात्मकमतिज्ञानापेक्षत्वाच्च श्रुतत्ववारणाय वाच्यवाचकभावपुरस्कारेणेत्युक्तम् । मतिज्ञानापेक्ष इति पदेन धारणा ग्राह्या, श्रुतं प्रति धारणात्वेन हेतुत्वात्तथा च नेहादावतिव्याप्तिरिति चेत्तर्हि स्मृतावतिव्याप्तिवारणाय तत् । एकेन्द्रियाणामपि द्रव्यश्रुताभावे सत्यपि भावश्रुतमस्ति क्षायोपशमिकत्वात्, न च तर्हि लक्षणमव्याप्तं तत्र वाच्यवाचकभावपूर्वकं शब्दसंस्पृष्टार्थग्रहणरूपत्वाभावादिति वाच्यम्, विशिष्टश्रुतज्ञानस्यैव लक्षणत्वात्, मतिज्ञानापेक्षवाच्यवाचकभावपूर्वकशब्दसंस्पृष्टार्थग्रहणवृत्तिज्ञानत्वव्याप्यजातिमत्त्वस्य वा लक्षणार्थत्वात्, तादृशी जातिः श्रुतज्ञानत्वं तच्च सर्वस्मिन् श्रुतज्ञाने वर्त्तते इति न कुत्राप्यव्याप्तिः । ननु श्रुतोपयोगो मत्युपयोगान्न पृथक्, मत्युपयोगेनैव तत्कार्योत्पत्तौ तत्पार्थक्यकल्पनायां व्यर्थत्वादित्याकांक्षायामाह तदनुकूलोपयोगोऽपीति, श्रुतज्ञानेऽनुकूलभूत उपयोगोऽपीत्यर्थः, श्रुतोपयोगोपरमेऽपि मतिज्ञानोदयान्न मत्युपयोगश्रुतोपयोगयोरैक्यमिति भावः। अत्र यद्यपि स्वामिकारणकालविषयपरोक्षत्वैर्मतिश्रुतयोरेकत्वं तथापि लक्षणभेदात्कार्यकारणभावाद्भेदविशेषादिन्द्रियविभागाद्वल्केतरभेदादक्षरेतरभेदान्मूकेतरभेदाच्च भेदोऽवसेयः, तथाहि—निरुक्तरूपेण लक्षणभेदान्मतिश्रुतयोर्भेदः । कार्यकारणभावात्तयोर्भेदः, मतिज्ञानापेक्षं हि श्रुतं न मतिश्श्रुतज्ञानापेक्षिणी, उपयोगरूपयोस्तयोस्तथैव पौर्वापर्यात्, कार्यकारणयोश्च कथञ्चिद्भेदात्, लब्धितो

१. अवग्रहादिकं विना श्रुतज्ञानानुदयेन तत्पूर्वं मतिज्ञानरूपस्य तस्यावश्यम्भावादिति भावः ॥ २ मतिज्ञानसमानकाले श्रुतज्ञानेऽभ्युपगम्यमाने तदा श्रुताज्ञानं जीवस्य प्रसज्यते, श्रुतज्ञानोत्पत्तिमन्तरेण तदज्ञानानिवृत्तेः न च ज्ञानाज्ञानयोस्समानकालमवस्थितिर्योग्ययोर्मतिश्रुतयोः क्वचिदप्यागमेऽनुमन्यत इत्याशयेनाह लब्धित इति ॥

मतिश्रुते समकालेऽपि भवतोऽत एव लक्षणे मत्यपेक्ष इत्यनुक्त्वा मतिज्ञानापेक्ष इत्युक्तः, लब्धितस्तुल्यकालयोः कार्यकारणभावाभावात् , यदपि परशब्दाकर्णनान्मतिज्ञानमुदेति तदपि द्रव्यश्रुतनिमित्तकमेव न भावश्रुतनिमित्तकमतो न मतिज्ञानस्य श्रुतज्ञानकारणकत्वम् । श्रुतोपयोगाच्च्युतस्य मतिज्ञानन्तु न श्रुतोपयोगनिमित्तकं किन्तु स्वकारणप्रभवमेव । अन्यथा कारणनैयत्याभावप्रसङ्गस्स्यात् । तथा स्वस्वावान्तरभेदात्तयोर्भेदः, मतिज्ञानं हि अष्टाविंशतिविधमुक्तं, श्रुतज्ञानं चतुर्दशविधमिति वक्ष्यते, तयोरभेदेऽवान्तरभेदवैलक्षण्यं न भवेदेवेति तयोर्भेदः, इन्द्रियविभागादपि तयोर्भेदः, श्रुतं हि श्रोत्रेन्द्रियद्वारकमवग्रहाद्यात्मकं ज्ञानं, मतिज्ञानं च सर्वेन्द्रियद्वारकम्, यद्यपि शेषेन्द्रियद्वाराऽक्षरलाभोऽपि श्रुतमेवेति सर्वेन्द्रियविषयत्वं श्रुतस्य प्राप्तं तथाप्यक्षरलाभमात्रस्य न श्रुतत्वमीहादीनामपि तथात्वापत्तेरपि तु श्रुतानुसारिसाभिलापरूपाक्षरलाभस्यैव, तस्य च शेषेन्द्रियद्वारोत्पन्नत्वेऽपि योग्यतया श्रोत्रेन्द्रियोपलब्धित्वमेव, अभिलापस्य सर्वस्यापि श्रोत्रेन्द्रियग्रहणयोग्यत्वात् । तथा च श्रोत्रविषयमेव सर्वं श्रुतज्ञानं मतिज्ञानन्तु तद्विषयं शेषेन्द्रियविषयञ्चेति । वल्कशुम्बोदाहरणात्तयोर्भेदस्तु—मतिपूर्वं हि भावश्रुतं मतिश्च वल्कसमा, भावश्रुतं शुम्बसदृशं, यथा वल्काः शुम्बकारणं तथा मतिरपि भावश्रुतस्य, यथा च शुम्बं वल्कानां कार्यं तथा भावश्रुतमपि मतेः कार्यं, मत्या विचिन्त्य वाच्यवाचकभावेन वस्तुनि परोपदेशश्रुतग्रन्थानां योजनात् । अक्षरानक्षरभेदादपि तयोर्भेदः अक्षरं द्विविधं द्रव्याक्षरं भावाक्षरञ्चेति, पुस्तकादिन्यस्ताकारादिस्ताल्वादिकारणजन्यशब्दो वा द्रव्याक्षरम् । अन्तःस्फुरदकारादिवर्णज्ञानं भावाक्षरं, भावाक्षरापेक्षया मतिज्ञानमक्षरवत् यथेहादयः, भावाक्षराभावादेवावग्रहरूपं मतिज्ञानमनक्षरम् । द्रव्याक्षरमाश्रित्य तु मतिज्ञानमनक्षरमेव, द्रव्यमतित्वेनाप्रसिद्धत्वात् । श्रुतज्ञानन्तु द्रव्यभावभेदं साक्षरमनक्षरमपि द्रव्यश्रुतं उच्छ्वसितनिश्वसितादिरूपमनक्षरं पुस्तकादिन्यस्ताक्षररूपं शब्दरूपं च, तदेव साक्षरम् । भावश्रुतमपि श्रुतानुसार्यकारादिवर्णविज्ञानात्मकत्वात्साक्षरं, पुस्तकादिन्यस्ताकाराद्यक्षररहितत्वाच्छब्दाभावाच्चानक्षरम् । पुस्तकादिन्यस्ताक्षरस्य शब्दस्य च द्रव्यश्रुतान्तर्गतत्वेन भावश्रुतेऽसत्त्वात् । मूकेतरभेदात्तु तद्भेदः—द्रव्यश्रुतं हि श्रुतज्ञानस्यासाधारणं कारणं तच्च परप्रतिबोधनसमर्थमतश्श्रुतज्ञानमपि तद्धेतुकत्वेन परप्रतिबोधकत्वान्न मूकम्, मतिज्ञानस्यैतादृशकारणेन केनाप्यघटकत्वेन परप्रतिबोधनासमर्थत्वान्मूकम् । न च करादिचेष्टा मतिजनिकाः परप्रतिबोधनसमर्थाः सन्तीति मति-

---

१ अत्र श्रोत्रेन्द्रियोपलब्धिरेव श्रुतमित्ययोगव्यवच्छेदोऽभिमतः, न तु श्रोत्रेन्द्रियोपलब्धिरेव श्रुतमित्यन्ययोगव्यवच्छेदः कस्याश्चिच्छ्रोत्रेन्द्रियोपलब्धेरवग्रहादिरूपाया मतिज्ञानत्वादित्याशयेन शेषेन्द्रियद्वारकमित्यनुक्त्वा सर्वेन्द्रियद्वारकमित्युक्तम् ॥ २. तथा च मतिज्ञानमवग्रहापेक्षयाऽनक्षरवत् ईहाद्यपेक्षया चाक्षरवत् । द्रव्याक्षरापेक्षया चानक्षरमेव, नहि मतिज्ञाने पुस्तकादिन्यस्ताकारादिकं शब्दो वा व्यञ्जनाक्षरं विद्यते तस्य द्रव्यश्रुतत्वेन प्रसिद्धत्वादिति भावः ॥ ३ इदं बोध्यं मतेर्भावश्रुतस्य चाक्षरानक्षरकृतो विशेषो नास्ति, उभयस्य साक्षरत्वादनक्षरत्वाच्च, परन्तु श्रुतमध्ये द्रव्यश्रुतस्याप्यन्तर्भावेन द्रव्यश्रुतमाश्रित्य द्रव्याक्षरमस्ति मतौ तु तस्या- स्तीति भेदो विज्ञेय इति ॥

ज्ञानस्य कथं मूकत्वमिति वाच्यम्, करादिचेष्टानां मतिज्ञानं प्रत्यसाधारणकारणत्वाभावात् करवक्त्रसंयोगादिचेष्टादर्शनतस्तद्विषयावग्रहादिवद्वोक्तुमिच्छत्ययमित्यादिश्रुतानुसारिविकल्पात्मकश्रुतज्ञानस्यापि जायमानत्वात्। तत्त्वतः करादिचेष्टानां मतिज्ञानं प्रति कारणत्वाभावेन तासां तत्रानन्तर्भावात्। यद्वा पुस्तकादिन्यस्ताचारादिग्रन्थाक्षरं गुरुजनोदीरितदेशनाशब्दरूपञ्च द्रव्यश्रुतं, मोक्षासाधारणकारणक्षायिकज्ञानदर्शनचारित्रलक्षणवस्तुकलापस्य हेतुत्वात् तद्वारेण श्रुतज्ञानमपि परप्रबोधकं, करादिचेष्टाया मतिज्ञानकारणत्वेऽपि न विशिष्टपरप्रबोधकत्वमतस्तद्वारा मतिज्ञानमपि न तथा, एवं करादिचेष्टानां मतिज्ञान हेतुत्वेऽपि कथञ्चित्परप्रबोधकत्वेऽपि च न तद्वारा मतिज्ञानं परप्रबोधकं, द्रव्यमतित्वस्य क्वाप्यप्रसिद्धत्वेन तासां तत्रानन्तर्गतत्वादिति। विशेषस्तु विशेषावश्यकादौ द्रष्टव्यः॥

તો તે શ્રુતજ્ઞાન શું છે? આના જવાબમાં કહે છે કે-

**ભાવાર્થ**-"મતિજ્ઞાનની અપેક્ષાવાળો, વાચ્ય-વાચકભાવનાપુરસ્કારથી શબ્દસંસ્પૃષ્ટ અર્થગ્રહણવિશેષ, એ 'શ્રુતજ્ઞાન' કહેવાય છે. તે શ્રુતજ્ઞાનને અનુકૂળ ઉપયોગ પણ શ્રુત કહેવાય છે."

**વિવેચન**-મતિજ્ઞાનની અપેક્ષાવાળો હોયે છતે વાચ્ય-વાચકભાવપૂર્વક શબ્દસંસ્પૃષ્ટ અર્થગ્રહણપણું, એ શ્રુતજ્ઞાનનું લક્ષણ છે.

० ઈહા આદિમાં, શબ્દસંસ્પૃષ્ટ અર્થગ્રહણરૂપ હોઈ, અવગ્રહરૂપ મતિજ્ઞાનની અપેક્ષાવાળા હોઈ, શ્રુતલક્ષણની અતિવ્યાપ્તિના વારણ માટે 'વાચ્ય-વાચકભાવપુરસ્કારપૂર્વક' એમ કહેલ છે.

० 'મતિજ્ઞાનાપેક્ષ'-આવા પદથી ધારણારૂપી મતિજ્ઞાન લેવાનું છે, કેમ કે-શ્રુત પ્રત્યે ધારણા હેતુ છે. તથાચ ઈહા આદિમાં અતિવ્યાપ્તિ નથી-એમ જો કહો, તો સ્મૃતિમાં અતિવ્યાપ્તિના વારણ માટે તે કહેલું છે એમ જાણવું.

શંકા-એકેન્દ્રિયોમાં દ્રવ્યશ્રુતનો અભાવ છતાં પણ ભાવશ્રુત છે, કેમ કે-ક્ષાયોપશમિક છે. તો પછી લક્ષણની અવ્યાપ્તિ છે, કેમ કે-ત્યાં વાચ્યવાચકભાવપૂર્વક શબ્દસંસ્પૃષ્ટ અર્થગ્રહણરૂપપણાનો અભાવ છે જ ને?

**સમાધાન**-વિશિષ્ટ શ્રુતજ્ઞાનનું લક્ષણપણું હોઈ અવ્યાપ્તિ નથી. અથવા મતિજ્ઞાનાપેક્ષ વાચ્ય-વાચકભાવપૂર્વક શબ્દસંસ્પૃષ્ટ અર્થગ્રહણવૃત્તિ જ્ઞાનત્વવ્યાપ્ય જાતિ(શ્રુતજ્ઞાનત્વ) મત્વ જ લક્ષણનો અર્થ છે. તાદૃશ જાતિ શ્રુતજ્ઞાનત્વ છે અને તે શ્રુતજ્ઞાનત્વ જાતિ સઘળા શ્રુતજ્ઞાનમાં વર્તે છે, એટલે ક્યાંય પણ અવ્યાપ્તિ નથી.

**શંકા**-શ્રુતનો ઉપયોગ મતિના ઉપયોગથી જુદો નથી. મતિના ઉપયોગથી જ શ્રુતજન્ય કાર્યની ઉત્પત્તિ હોયે છતે, તે મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાનની પૃથક્પણાની કલ્પના વ્યર્થ કેમ નહીં?

**સમાધાન**-આના જવાબમાં કહે છે કે-શ્રુતજ્ઞાનમાં અનુકૂળભૂત ઉપયોગ પણ શ્રુતજ્ઞાન કહેવાય છે. શ્રુતના ઉપયોગના અભાવમાં પણ મતિજ્ઞાનના ઉદયથી મતિ ઉપયોગ અને શ્રુત ઉપયોગની એકતા નથી. અહીં જો કે સ્વામી-કારણ-કાળ-વિષય-પરોક્ષત્વની અપેક્ષાએ

(જે મતિજ્ઞાનનો સ્વામી, તે જ શ્રુતજ્ઞાનનો સ્વામી અને જે શ્રુતજ્ઞાનનો સ્વામી, તે જ મતિજ્ઞાનનો સ્વામી છે. આ પ્રમાણે સ્વામીનું સાધર્મ્ય, જેટલો જ મતિજ્ઞાનનો સ્થિતિકાળ છે, તેટલો જ શ્રુતજ્ઞાનનો, પરંતુ આ પ્રમાણે કાળસાધર્મ્ય, જેમ ઈન્દ્રિયનિમિત્તજન્ય મતિજ્ઞાન છે, તેમ શ્રુતજ્ઞાન પણ છે. એમ કારણસાધર્મ્ય, જેમ મતિજ્ઞાન જિનપ્રવચનના કથન મુજબ સર્વ દ્રવ્યાદિ વિષયવાળું છે, એવું શ્રુતજ્ઞાન પણ છે, તેમ વિષયસાધર્મ્ય છે. જેમ મતિજ્ઞાન પરોક્ષ છે, તેમ શ્રુતજ્ઞાન પણ છે, એમ પરોક્ષનું સાધર્મ્ય છે.) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં એકતા છે, તો પણ લક્ષણભેદથી, કાર્ય-કારણભાવથી ભેદવિશેષથી, ઈન્દ્રિયવિભાગથી, વલ્કેતરભેદથી, અક્ષરતરભેદથી અને મૂકેતરભેદથી મતિ-શ્રુતમાં ભેદ જાણવો. તથાહિ-

(૧) અહીં પૂર્વે કહેલ લક્ષણના ભેદથી મતિ-શ્રુતમાં ભેદ છે.

(૨) કાર્ય-કારણના ભાવથી મતિ-શ્રુતમાં ભેદ છે. મતિજ્ઞાનની અપેક્ષાવાળું શ્રુતજ્ઞાન છે. પરંતુ મતિ શ્રુતજ્ઞાનની અપેક્ષાવાળી નથી, કેમ કે-ઉપયોગરૂપ તે બંનેમાં તે પ્રકારે જ પૂર્વ-અપરભાવ છે. (અવગ્રહ આદિ વિના શ્રુતજ્ઞાનનો ઉદય નહીં હોવાથી, શ્રુતજ્ઞાન પૂર્વે અવગ્રહ આદિરૂપ તે મતિજ્ઞાન અવશ્ય હોય છે.) પણ કાર્ય-કારણમાં કથંચિદ્ ભેદ છે. લબ્ધિની અપેક્ષાએ (જો મતિજ્ઞાનના સમાનકાળમાં શ્રુતજ્ઞાનનો સ્વીકાર કરવામાં આવે, તો જીવમાં શ્રુતજ્ઞાનનો પ્રસંગ આવે, કેમ કે-શ્રુતજ્ઞાનની ઉત્પત્તિ સિવાય તે શ્રુત અજ્ઞાનની નિવૃત્તિ નથી. વળી જ્ઞાન અને અજ્ઞાનની સમાનકાળની અવસ્થિતિયોગ્ય મતિજ્ઞાન શ્રુતજ્ઞાનમાં ક્વચિત્ પણ આગમમાં અનુમત નથી. એવા આશયથી કહે છે કે-લબ્ધિની અપેક્ષાએ.) મતિ અને શ્રુત સમાનકાળમાં પણ હોય છે. એથી જ લક્ષણમાં મતિની અપેક્ષાવાળા એમ ન કહેતાં 'मतिज्ञानापेक्ष' એમ કહેલું છે, કેમ કે-લબ્ધિથી તુલ્યકાળવાળાઓમાં કાર્ય-કારણભાવનો અભાવ છે. જો કે પરશબ્દના સાંભળવાથી મતિજ્ઞાન ઉદય પામે છે, તો પણ 'દ્રવ્યશ્રુતરૂપનિમિત્તજન્યત્વ જ' જાણવું; ભાવશ્રુતનિમિત્તજન્યત્વ નહીં. એથી મતિજ્ઞાનમાં શ્રુતજ્ઞાનરૂપકારણજન્યત્વ નથી.

૦ શ્રુતના ઉપયોગથી ખસેલા આત્મામાં મતિજ્ઞાન તો શ્રુત ઉપયોગનિમિત્તજન્ય નથી પરંતુ પોતાના કારણોથી જ જન્ય છે. જો આમ ન માનો, તો કારણનિયમના અભાવનો પ્રસંગ થઈ જાય !

(૩) પોતપોતાના પેટાભેદોના ભેદથી મતિ-શ્રુતમાં ભેદ છે. ખરેખર, મતિજ્ઞાન અટ્ઠાવીશ (૨૮) પ્રકારનું અને શ્રુતજ્ઞાન ચૌદ (૧૪) પ્રકારનું કહેલ છે. (તેના ભેદો આગળ ઉપર કહેવાશે.) જો તે બંનેનો અભેદ હોય, તો અવાન્તરભૂત ભેદોમાં વિષમતા ન જ થાય, માટે તે બંનેમાં ભેદ છે.

(૪) ઈન્દ્રિયોના વિભાગથી પણ તે મતિ-શ્રુતમાં ભેદ છે. ખરેખર, શ્રોત્રેન્દ્રિયદ્વારવાળું (શ્રોત્રેન્દ્રિયરૂપ કારણજન્ય) અવગ્રહ આદિથી રહિત શ્રુતજ્ઞાન છે અને મતિજ્ઞાન સર્વ ઈન્દ્રિયદ્વારવાળું [અહીં શ્રોત્રેન્દ્રિયજન્ય ઉપલબ્ધિજ્ઞાન જ શ્રુત છે-એમ અયોગ વ્યવચ્છેદ, શ્રોત્રેન્દ્રિ-

યોપલબ્ધિનો સંબંધાભાવનો અભાવ અર્થાત્ સંબંધ જ શ્રુતમાં હોય છે. પરંતુ શ્રોત્રેન્દ્રિય ઉપલબ્ધિ, શ્રુત જ છે એવો અન્ય યોગ વ્યવચ્છેદક એવકાર નથી, કેમ કે-કોઈ એક શ્રોત્રેન્દ્રિયલબ્ધિ જે અવગ્રહાદિ રૂપ છે તેમાં મતિજ્ઞાનપણું છે.] આવા આશયથી 'शेषेन्द्रियद्वारक' એમ નહીં કહીને 'सर्वेन्द्रियद्वारक' એમ કહેલું છે.

૦ જો કે શેષ ઈન્દ્રિયદ્વારા અક્ષરલાભ પણ શ્રુત જ છે. એથી સર્વેન્દ્રિયવિષયપણું શ્રુતમાં પ્રાપ્ત થાય છે, તો પણ અક્ષરલાભ માત્ર શ્રુત ન કહેવાય; કેમ કે-ઈહા આદિ પણ અક્ષરલાભવાળા હોઈ શ્રુતપણાની આપત્તિવાળા થઈ જાય! તેથી શ્રુતાનુસારિ સાભિલાપરૂપ અક્ષરલાભ 'શ્રુતજ્ઞાન' કહેવાય છે. વળી તે શેષ ઈન્દ્રિયદ્વારા ઉત્પન્ન હોવા છતાં યોગ્યતાની અપેક્ષાએ શ્રોત્રેન્દ્રિય ઉપલબ્ધિરૂપ જ છે, કેમ કે-શબ્દ માત્ર શ્રોત્રેન્દ્રિયથી ગ્રહણયોગ્ય છે. તથાચ શ્રોત્રવિષયવાળું સઘળુંય શ્રુતજ્ઞાન છે. મતિજ્ઞાન તો શ્રોત્રેન્દ્રિયવિષયવાળું અને શેષેન્દ્રિયવિષયવાળું છે.

(૫) વલ્કશુંબોદાહરણથી તે મતિ-શ્રુતનો ભેદ=ખરેખર, મતિપૂર્વક ભાવશ્રુત છે. મતિ-વલ્ક (છાલ) સરખી છે. ભાવશ્રુત શુંબ (રજ્જુ-દોરડા) સરખું છે. જેમ વલ્કો શુંબ પ્રત્યે કારણ છે, તેમ મતિ પણ ભાવશ્રુતનું કારણ છે. જેમ શુંબ વલ્કોનું કાર્ય છે, તેમ ભાવ-શ્રુત પણ મતિનું કાર્ય છે; કેમ કે-મતિદ્વારા વિચાર કરી, વાચ્ય-વાચકભાવથી વસ્તુમાં પરોપદેશ-શ્રુતગ્રંથોનો સંયોજન-ઉપયોગ થાય છે.

(૬) અક્ષર-અનક્ષરભેદથી પણ તે મતિ-શ્રુતમાં ભેદ=અક્ષર, દ્રવ્ય અક્ષર અને ભાવ અક્ષરના ભેદથી બે પ્રકારના છે. દ્રવ્ય અક્ષર=પુસ્તક આદિમાં ન્યસ્ત (લખેલ) અક્ષર-સ્વર-વ્યંજન આદિરૂપ અક્ષર, અથવા તાલુ આદિ સ્થાનરૂપ કારણજન્ય શબ્દ 'દ્રવ્ય અક્ષર' કહેવાય છે. ભાવ અક્ષર=અંતઃ સ્ફુરાયમાન આકાર આદિ વર્ણવિષયકજ્ઞાન 'ભાવ અક્ષર' કહેવાય છે. ભાવ અક્ષરની અપેક્ષાએ મતિજ્ઞાન અક્ષરવાળું. જેમ કે-ઈહા આદિ. ભાવ અક્ષરના અભાવથી જ અવગ્રહરૂપ મતિજ્ઞાન 'અનક્ષર' છે. [ મતિજ્ઞાન, અવગ્રહની અપેક્ષાએ અનક્ષર-વાળું, ઈહા આદિની અપેક્ષાએ અક્ષરવાળું અને દ્રવ્ય અક્ષરની અપેક્ષાએ અનક્ષરવાળું જ છે. મતિજ્ઞાનમાં પુસ્તક આદિસ્થ અકાર આદિ કે શબ્દ-વ્યંજનાક્ષર હોતા નથી, કેમ કે-તે દ્રવ્યશ્રુતપણાએ પ્રસિદ્ધ છે એમ ભાવ છે. ]

(૭) મૂક-અમૂકભેદથી મતિ-શ્રુતમાં ભેદ=ખરેખર, દ્રવ્યશ્રુત, શ્રુતજ્ઞાન પ્રત્યે અસાધારણ કારણ છે અને તે બીજાઓને પ્રતિબોધકરણમાં સમર્થ છે. (શ્રુતજ્ઞાન સ્વ-પરપ્રકાશક-તે પોતાના સ્વરૂપનું તેમજ મતિજ્ઞાન આદિનું પ્રરૂપણા કરવા સમર્થ છે, જ્યારે મતિજ્ઞાન અન્ય જ્ઞાનોનું નિરૂપણ કરવા અસમર્થ છે.) શ્રુતજ્ઞાન પણ દ્રવ્યશ્રુતઘટક હોઈ (દ્રવ્યશ્રુતજન્ય અથવા દ્રવ્ય-શ્રુત પદવૃત્તિશ્રુત હોઈ) પરપ્રતિબોધક છે, માટે મૂક નથી-બોલતું છે-પ્રકાશતું છે. મતિજ્ઞાન, આવા કોઈ કારણથી (દ્રવ્યશ્રુત જેવા કારણથી) અજન્ય હોઈ પરપ્રતિબોધક કરણમાં અસમર્થ હોઈ મૂક-મુંગું છે.

**શંકા**-જો હાથ વગેરેની ચેષ્ટાઓ મતિજનક હોઈ પરપ્રતિબોધકકરણમાં સમર્થ છે, તો મતિજ્ઞાનનું મૂકપણું કેવી રીતે?

**સમાધાન**-કર આદિ ચેષ્ટાઓ મતિજ્ઞાન પ્રત્યે અસાધારણ કારણ નથી. હાથ-મુખ સંયોગ આદિ ચેષ્ટાના દર્શનથી, તે વિષયના અવગ્રહ આદિની માફક, (હાથ અને મુખના સંયોગથી) 'આ ખાવાની ઈચ્છા રાખે છે' ઈત્યાદિ શ્રુતાનુસારિ વિકલ્પરૂપ શ્રુતજ્ઞાન પણ પેદા થાય છે. વસ્તુતઃ કર આદિ ચેષ્ટાઓ મતિજ્ઞાન પ્રત્યે કારણ નથી, કેમ કે-તે ચેષ્ટાઓનો તે મતિજ્ઞાનમાં અંતર્ભાવ થતો નથી. અથવા પુસ્તક આદિ સ્થાપિત-આચાર આદિ ગ્રંથના અક્ષર અને ગુરુજને કહેલ દેશના શબ્દરૂપ, દ્રવ્યશ્રુત, મોક્ષ પ્રત્યે અસાધારણ કારણ ક્ષાયિક જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ વસ્તુસમુદાય હેતુ છે તે દ્વારા શ્રુતજ્ઞાન પણ પરબોધક છે. કર આદિ ચેષ્ટા, મતિજ્ઞાન પ્રત્યે કારણ હોવા છતાં વિશિષ્ટ પરપ્રતિબોધક નથી. એથી તેના દ્વારા મતિજ્ઞાન પણ પરપ્રતિબોધક નથી. એ પ્રમાણે કર આદિ ચેષ્ટાઓમાં મતિજ્ઞાનનું હેતુપણું હોવા છતાં, કથંચિત્ પરપ્રતિબોધક છતાં, તેના દ્વારા મતિજ્ઞાન પરપ્રતિબોધક નથી, કેમ કે-દ્રવ્યમતિ ક્યાંય પણ પ્રસિદ્ધ નહીં હોવાથી કર આદિ ચેષ્ટાઓ તે મતિજ્ઞાનમાં અંતર્ગત થતી નથી. વિશેષ તો વિશેષ આવશ્યક આદિ ગ્રંથમાં જુઓ.

अथ श्रुतज्ञानं विभजते—

**तच्चाक्षरानक्षरसंज्ञ्यसंज्ञिसम्यङ्मिथ्यात्वसाद्यनादिसपर्यवसितापर्यवसितगमिकागमिकाङ्गप्रविष्टानङ्गप्रविष्टश्रुतभेदेन चतुर्दशविधम् ॥ सूत्र-३३ ॥**

तच्चेति । श्रुतज्ञानञ्चेत्यर्थः । अत्रानङ्गप्रविष्टपदं यावद् द्वन्द्वस्ततः श्रुतेन कर्मधारयः । यद्यप्येते भेदा अक्षरश्रुतानक्षरश्रुतरूपभेदद्वय एवान्तर्भवन्ति, तथाप्यव्युत्पन्नमतीनां विशेषावगमसम्पादनाय तथोक्तिर्नहि भेदद्वयोपादानमात्रादव्युत्पन्नमतयः शेषभेदानवगन्तुं समर्थाः, अतो विनेयजनानुग्रहायेतरभेदोपन्यास इति ॥

## શ્રુતજ્ઞાનનો વિભાગ.

**ભાવાર્થ**-"તે શ્રુતજ્ઞાન, અક્ષર-અનક્ષર-સંજ્ઞી-અસંજ્ઞી-સમ્યક્-મિથ્યાત્વ-સાદિ-અનાદિ-સપર્યવસિત-અપર્યવસિત-ગમિક-અગમિક-અંગપ્રવિષ્ટ-અનંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનના ભેદથી ચૌદ (૧૪) પ્રકારનું છે."

**વિવેચન**-અહીં અનંગપ્રવિષ્ટ સુધી દ્વન્દ્વસમાસ કરવો. ત્યાર બાદ શ્રુતની સાથે કર્મધારયસમાસ કરવો. જો કે આ ભેદો અક્ષરશ્રુત-અનક્ષરશ્રુતરૂપ બે ભેદોમાં જ અંતર્ગત થાય છે, તો પણ અવ્યુત્પન્ન મતિવાળાઓને વિશેષજ્ઞાનના સંપાદન માટે તે પ્રકારે કથન કરેલ છે, કેમ કે-બે ભેદ માત્રના ઉપાદાનથી અવ્યુત્પન્નમતિવાળાઓ બાકીના ભેદોને જાણવા સમર્થ થતા નથી. એથી શિષ્યજન પ્રતિ અનુગ્રહ માટે ઈતર ભેદોનો ઉપન્યાસ. ઈતિ.

तत्राक्षरश्रुतानक्षरश्रुते लक्षयति—

संज्ञाव्यञ्जनलब्ध्यन्यतमवच्छ्रुतमक्षरश्रुतम् । यथा क्रमेण लिपिविशेषो भाष्यमाणाकारादिस्त्वङ्मनोनिमित्तकश्श्रुतोपयोगः । भावश्रुतहेतुरुच्छ्वासादिरनक्षरश्रुतम् ॥ सूत्र-३४ ॥

संज्ञेति । सञ्ज्ञाव्यञ्जनलब्धिभेदादक्षरं त्रिविधम् । संज्ञाव्यञ्जने उपचाराच्छ्रुते । उदाहरणमाह यथा क्रमेणेति । लिपिविशेष इति, अकाराद्यक्षरस्य संस्थानाकारः, ब्राह्म्यादिलिपिभेदतोऽनेकप्रकारः । भाष्यमाणाकारादिरिति, अर्थव्यञ्जकत्वेनोच्चार्यमाणाकारादिवर्णसमूह इत्यर्थः, तमसि वर्त्तमानघटादेर्व्यञ्जकप्रदीपवदर्थस्य प्रकटीकरणादकारादिर्व्यञ्जनाक्षरमिति भावः, तच्च यथार्थनियतमयथार्थनियतञ्चेति द्विभेदम्, यथार्थनियतं यथा तपतीति तपन इत्याद्यन्वर्थयुक्तश्शब्दः, अयथार्थनियतञ्च पलं नाश्नाति तथापि पलाश इत्यादिशब्दः । एकार्थानेकार्थभेदेन वा द्विविधम्, यथाऽऽलोकस्थण्डिलादिशब्दा एकार्थाः जीव इत्यादिशब्दा अनेकार्थाः, प्राण्यपि भूतोऽपि जीवशब्दार्थः । एकाक्षरानेकाक्षरभेदेन वा द्विविधं तत् श्रीरित्यादिकमेकाक्षरं लता मालेत्यादिकमनेकाक्षरमिति । त्वङ्मनोनिमित्तकश्श्रुतोपयोग इति, त्वच उपलक्षकत्वान्द्रियमनोनिमित्तं श्रुतग्रन्थानुसारिश्रुतज्ञानोपयोग इत्यर्थः, उपलक्षकमेतत् तदावरणकर्मक्षयोपशमस्य, तेनैकेन्द्रियादीनामप्यव्यक्ताक्षरलब्धिस्संगृहीता, तदिदं लब्ध्यक्षरं मनष्षष्ठेन्द्रियनिमित्तकत्वात् षड्विधम् । अनक्षरश्रुतमाह भावश्रुतहेतुरिति । उच्छ्वासादिरिति, आदिना निःश्वासनिष्ठीवनकासनक्षुतादीनां ग्रहणम्, एतादृक् श्रुतमात्रमेवानक्षरश्रुतं भावश्रुतहेतुत्वात्, भवति च तथाविधोच्छ्वासादिश्रवणे शशकोऽयमित्यादिज्ञानम् विशिष्टाभिसन्धिपूर्वकोच्छ्वासादिभिश्च विशिष्टपदार्थज्ञानम् । श्रुतज्ञानोपयुक्तस्यात्मनस्सर्वात्मनैवोपयोगात्सर्वोऽप्युच्छ्वसितादिको व्यापारश्श्रुतमेव । गमनागमनचलनस्पन्दादिचेष्टा अपि तादृशस्य श्रुतमेव तथापि शास्त्रलोकप्रसिद्ध्योच्छ्वसितादिकमेव श्रुतं श्रूयमाणत्वात् न तादृश्यश्चेष्टाः दृश्यत्वादिति ॥

## અક્ષરશ્રુત અને અનક્ષરશ્રુતનું લક્ષણ.

**ભાવાર્થ**–"સંજ્ઞા–વ્યંજન–લબ્ધિ અક્ષરોમાંથી કોઈ એકવાળું શ્રુત 'અક્ષરશ્રુત.' જેમ કે-ક્રમથી લિપિવિશેષ, ભાષ્યમાણ અકાર આદિ, સ્પર્શનેન્દ્રિય–મનરૂપનિમિત્તજન્ય શ્રુતોપયોગ. ભાવશ્રુત પ્રત્યે હેતુભૂત ઉચ્છ્વાસ આદિ અનક્ષરશ્રુત કહેવાય છે."

**વિવેચન**–સંજ્ઞા–વ્યંજન–લબ્ધિના ભેદથી અક્ષર ત્રણ પ્રકારના છે. સંજ્ઞા અક્ષર અને વ્યંજન અક્ષર–એ બે અજ્ઞાન આત્મક પણ શ્રુતનું કારણ હોવાથી ઉપચારથી શ્રુત છે (દ્રવ્યશ્રુત છે). ઉદાહરણને કહે છે કે–'यथा क्रमेणेति ।'

લખવાના કામમાં આવતી લિપિયો–અકાર આદિ અક્ષરોના આકારો, બ્રાહ્મી આદિ લિપિના ભેદથી અનેક (૧૮) પ્રકારવાળા છે. તે 'સંજ્ઞાક્ષર' કહેવાય છે. મુખદ્વારા બોલાતો અકાર આદિ હકાર સુધીનો વર્ણસમુદાય અર્થપ્રકાશક હોઈ 'વ્યંજન' કહેવાય છે. અંધકારમાં વર્તતા ઘટ આદિના પ્રકાશક પ્રદીપની માફક અર્થ પ્રકટ કરનારા હોઈ જે વર્ણ

બોલવામાં ઉપયોગી છે, તે અકાર આદિ 'વ્યંજનાક્ષર' કહેવાય છે અને તે યથાર્થનિયત અને અયથાર્થનિયતના ભેદથી બે પ્રકારના છે. યથાર્થનિયત (યૌગિક). જેમ કે-તપે, તે તપન (સૂર્ય) ઈત્યાદિ અન્વર્થયુક્ત શબ્દ. અયથાર્થનિયત (વ્યુત્પત્તિરહિત રૂઢ). જેમ કે-પલ-માંસને નથી ખાનાર છતાં 'પલાશ' (રાક્ષસ) ઈત્યાદિ શબ્દ છે. અથવા એક-અનેક અર્થવાળાના ભેદથી બે પ્રકારના છે. જેમ કે-અલોક, સ્થંડિલ (જગ્યા) આદિ શબ્દો એક અર્થવાળા છે. જીવ ઈત્યાદિ શબ્દો અનેક અર્થવાળા છે. પ્રાણી-ભૂત વગેરે અનેક અર્થ-વાચક જીવશબ્દ છે. અથવા એક અક્ષર-અનેક અક્ષરવાળાના ભેદથી બે પ્રકારના છે. 'શ્રી' ઈત્યાદિ શબ્દ એક અક્ષરવાળો છે. લતા-માળા ઈત્યાદિ શબ્દો અનેક અક્ષરવાળા છે. અહીં ત્વક્શબ્દ ઈન્દ્રિયનો ઉપલક્ષક હોઈ, ઈન્દ્રિય-મનના નિમિત્તજન્ય, શ્રુતગ્રંથને અનુસરનારો, શ્રુતજ્ઞાનનો ઉપયોગ એવા અર્થ છે. આ પણ શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમનું ઉપલક્ષક છે. તેથી એકેન્દ્રિય આદિમાં પણ અવ્યક્ત અક્ષરની લબ્ધિ (ક્ષયોપશમ) સંગૃહીત થઈ જાય છે. લબ્ધિરૂપ અક્ષર, પાંચ ઈન્દ્રિયો અને છટ્ઠા મનરૂપ નિમિત્તથી જન્ય હોઈ છ (૬) પ્રકારનું છે. [શબ્દ સાંભળવો, રૂપ જોવું ઈત્યાદિ અર્થની પ્રતીતિ થાય છે. તેની સાથે સાથે જે અક્ષરોનું જ્ઞાન થાય છે, તે 'લબ્ધિઅક્ષર' કહેવાય છે. લબ્ધિઅક્ષર કોઈને ઈન્દ્રિય અને મનવડે પ્રત્યક્ષ થાય છે, તો કોઈને હેતુવડે પ્રાપ્ત અનુભૂત થાય છે. વિશેષમાં જેમ અસંજ્ઞીમાં આહાર આદિ સંજ્ઞાદ્વારા ચૈતન્ય સ્વાભાવિક જણાય છે, તેમ લબ્ધિઅક્ષર આત્મક બોધજ્ઞાન પણ તેમને છે. અવ્યક્ત છે. લબ્ધિઅક્ષર પરોપદેશજન્ય નથી. આ ભાવશ્રુત છે.] અનક્ષરશ્રુતને કહે છે કે-સંકેતસૂચક ઉચ્છ્વાસ-નિઃશ્વાસની ક્રિયા કરવી, થૂંકવું, ખાંસી ખાવી, છીંક ખાવી, બગાસુ ખાવું, ખોંખારો ખાવો, ચપટી વગાડવી, સીત્કાર કરવો, આવું શ્રુત માત્ર જ 'અનક્ષરશ્રુત' કહેવાય છે; કેમ કે-ભાવશ્રુતનો હેતુ છે. વળી તથાપ્રકારના ઉચ્છ્વાસ આદિના શ્રવણમાં 'આ સસલું છે' ઈત્યાદિ જ્ઞાન થાય છે અને વિશિષ્ટ સંકેત-પૂર્વક ઉચ્છ્વાસ આદિથી વિશિષ્ટ પદાર્થનું જ્ઞાન થાય છે. શ્રુતજ્ઞાનમાં ઉપયોગવાળા આત્માનો સર્વથા જ ઉપયોગ હોવાથી સઘળો પણ ઉચ્છ્વાસ આદિરૂપ વ્યાપારશ્રુત જ છે. અભિપ્રાય-સૂચક માથું હલાવવું, ગમન-આગમન-ચલન-સ્પંદન આદિ ચેષ્ટાઓ પણ ઉપયુક્ત આત્માને શ્રુત જ છે, તો પણ શાસ્ત્રજ્ઞાતા લોકમાં પ્રસિદ્ધિ હોઈ ઉચ્છ્વાસ આદિને જ શ્રુત કહેવામાં આવે છે; કેમ કે-સંભળાય તે શ્રુત. તથાવિધ ચેષ્ટાઓ દેખાય છે માટે શ્રુત નથી.

अथ संज्ञ्यसंज्ञिश्रुते आह—

**समनस्कस्य श्रुतं संज्ञिश्रुतम् । तद्विपरीतमसंज्ञिश्रुतम् ॥ सूत्र-३५ ॥**

**समनस्कस्येति ।** संज्ञाऽत्र दशविधा न विवक्षिता व्यापकत्वात्, किन्तु ज्ञानावरणकर्मक्षयोपगम-जन्यमनोज्ञानसंज्ञयैव संज्ञिनश्शोभनत्वादित्यतस्समनस्कस्येत्युक्तम् । सा संज्ञा दीर्घकालिकी विज्ञेया यो यः कश्चिन्मनोज्ञानावरणकर्मक्षयोपशमान्मनोलब्धिसम्पन्नो मनोयोग्याननन्तान् स्कन्धान्मनोवर्गणाभ्यो

गृहीत्वा मनस्त्वेन परिणमय्य मन्यते चिन्तनीयं वस्तु तादृशो गर्भजस्तिर्यङ् मनुष्यो वा देवो नारको वा तत्सम्बन्धि यच्छ्रुतं तत्संज्ञिश्रुतमिति भावः। असंज्ञिश्रुतमाहैतद्विपरीतमिति, एकेन्द्रियादीनां दीर्घकालिकी-संज्ञारहितानां श्रुतमित्यर्थः ॥

## સંજ્ઞિશ્રુત અને અસંજ્ઞિશ્રુત.

**ભાવાર્થ**–"દ્રવ્યમનવાળાનું શ્રુત સંજ્ઞિશ્રુત અને દ્રવ્યમન વગરનાનું શ્રુત 'અસંજ્ઞિ-શ્રુત' કહેવાય છે."

**વિવેચન**–અહીં દશ પ્રકારની સંજ્ઞા વિવક્ષિત નથી, કેમ કે-વ્યાપક છે. પરંતુ જ્ઞાના-વરણકર્મક્ષયોપશમજન્ય મનોવિજ્ઞાનરૂપ સંજ્ઞાથી જ સંજ્ઞીઓ શોભન હોઈ, 'સમનસ્ક' એમ કહેલું છે. તે સંજ્ઞા 'દીર્ઘકાલિકી' જાણવી. જે કોઈ મનોવિજ્ઞાન આવરણકર્મના ક્ષયોપશમથી મનોલબ્ધિસંપન્ન, મનને યોગ્ય અનંત સ્કંધોને મનોવર્ગણાઓમાંથી લઈને મનપણાએ પરિ-ણમાવી ચિંતનીય વસ્તુને વિચારે છે, તેવો ગર્ભજમનુષ્ય કે તિર્યંચ, દેવ કે નારક, તે સંબંધી જે શ્રુત, તે 'સંજ્ઞિશ્રુત' કહેવાય છે, એવો ભાવ છે. અસંજ્ઞિશ્રુતને કહે છે કે-દીર્ઘકાલિકી સંજ્ઞા વગરના એકેન્દ્રિય આદિ અસંજ્ઞિઓનું શ્રુત 'અસંજ્ઞિશ્રુત' કહેવાય છે.

अथ सम्यङ्मिथ्यात्वश्रुते आह—

**सम्यग्दृष्टीनां श्रुतं सम्यक्छ्रुतम्। मिथ्यादृष्टीनां श्रुतं मिथ्यात्वश्रुतम् ॥ सूत्र-३६ ॥**

**सम्यग्दृष्टीनामिति।** अनन्तानुबन्धिकषायचतुष्टयक्षयानन्तरं मिथ्यात्वमिश्रसम्यक्त्वपुञ्जलक्षणे दर्श-नमोहनीये सर्वथा क्षीणे क्षायिकं सम्यक्त्वं भवति, एवं चत्वार्यन्यानि भवन्ति, तदेतत्सम्यक्त्वपञ्चकपरिग्रहा-त्सम्यक् श्रुतं भवति, चतुर्दशपूर्वेभ्यः प्रारभ्य यावत्सम्पूर्णदशपूर्वाणि तावन्नियमेन सम्यक्श्रुतमेव भवति, एतावच्छ्रुतसद्भावे च सम्यग्दृष्टिरेव न मिथ्यादृष्टिः, भिन्नदशपूर्वादिके सामायिकश्रुतपर्यन्ते श्रुतसद्भावे तु कोऽपि सम्यग्दृष्टिः कश्चिन्मिथ्यादृष्टिरपि भवति तथा च सम्यक्त्वपरिग्रहात् श्रुतं सम्यक्श्रुतं भवतीति भावः। मिथ्यात्वश्रुतमाह मिथ्यादृष्टीनामिति, मिथ्यात्वोदयाद्विपर्यस्ता मिथ्यादृष्टयः, तेषां श्रुतं मिथ्यात्व-श्रुतमिति भावः। एवमेव मिथ्यात्वोदयान्मत्यवधी अपि मत्यज्ञानविभङ्गज्ञानरूपे भवतः ॥

## સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત.

**ભાવાર્થ**–"સમ્યગ્દૃષ્ટિઓનું સમ્યગ્દૃષ્ટિથી ગૃહીત શ્રુત સમ્યક્શ્રુત છે અને મિથ્યાદૃષ્ટિ-ઓનું મિથ્યાદૃષ્ટિથી ગ્રહણ કરેલ શ્રુત મિથ્યાશ્રુત છે."

१. तथा सम्यग्दृष्टेर्हत्प्रणीतं मिथ्यादृष्टिप्रणीतञ्च सम्यक्श्रुतं भवति, यथास्वरूपमवगमात्, मिथ्या-दृष्टये त्वर्हत्प्रणीतं मिथ्यादृष्टिप्रणीतञ्च मिथ्यास्वरूपं भवति यथास्वरूपमनवगमात्। मिथ्यादृष्टिर्हि सर्वमेवै-कान्तस्वरूपं प्रतिपद्यते घट एवायमित्यादि व्यवहरन् घटपर्यायव्यतिरेकेण सतोऽपि सत्त्वज्ञेयत्वपदार्थत्वादि-पर्यायानपलपति घटः सन्नेवेति ब्रुवन् पररूपेण नास्तित्वमनभ्युपगच्छन् तत्रासतीं पररूपतामप्यभ्युपैति, सम्यग्दृष्टिस्तु न तथेत्यपि बोध्यम् ॥

**વિવેચન**—અનંતાનુબંધી ચાર કષાયોના ક્ષય પછી મિથ્યાત્વ-મિશ્ર-સમ્યક્ત્વના પુંજરૂપ દર્શનમોહનીયનો સર્વથા ક્ષય થયે છતે ક્ષાયિક સમકિત થાય છે. આ પ્રમાણે બીજા ચાર સમકિતો થાય છે. તે આ પાંચ સમકિતોના ગ્રહણથી સમ્યક્શ્રુત થાય છે. ચૌદ-પૂર્વોથી માંડી સંપૂર્ણ દશપૂર્વો સુધી નિયમા સમ્યક્શ્રુત જ થાય છે, કેમ કે-આટલા શ્રુતના સદ્ભાવમાં સમ્યગ્દષ્ટિ જ, પરંતુ મિથ્યાદષ્ટિ નહીં. દશપૂર્વના અંદરથી લઈ સામાયિકશ્રુત સુધીના શ્રુતના સદ્ભાવમાં તો કોઈ સમ્યગ્દષ્ટિ તો કોઈ મિથ્યાદષ્ટિ પણ હોઈ શકે છે. તથા ચ સમ્યક્ત્વ-સમ્યગ્દષ્ટિદ્વારા ગ્રહણ કરવાથી સમ્યક્શ્રુત થાય છે, એવો ભાવ છે.

[તથા સમ્યગ્દષ્ટિને શ્રી અરિહંતકથિત અને મિથ્યાદષ્ટિપ્રણીત શ્રુત સમ્યક્શ્રુત થાય છે, કેમ કે-યથાસ્વરૂપનું જ્ઞાન છે. મિથ્યાદષ્ટિને તો શ્રી અરિહંતપ્રણીત અને મિથ્યાદષ્ટિપ્રણીત શ્રુત મિથ્યાસ્વરૂપવાળું બને છે, કેમ કે-યથાસ્વરૂપનું અજ્ઞાન છે. ખરેખર, મિથ્યાદષ્ટિ સર્વ વસ્તુને એકાન્તસ્વરૂપી માને છે. જેમ કે-'આ ઘટજ છે' ઇત્યાદિ વ્યવહાર કરતો ઘટપર્યાય સિવાયના વિદ્યમાન પણ સત્ત્વ-જ્ઞેયત્વ-પદાર્થત્વ આદિ પર્યાયોનો અપલાપ કરે છે. 'ઘટ છે જ'-આ પ્રમાણે બોલનારો, પરરૂપે (પરદ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અપેક્ષાએ) નાસ્તિપણાનો નહીં સ્વીકારનારો, ત્યાં અવિદ્યમાન પરરૂપતાનો સ્વીકાર કરે છે. સમ્યગ્દષ્ટિ તો તે પ્રકારે નહીં, એમ પણ જાણવું.] મિથ્યાશ્રુતને કહે છે કે-મિથ્યાત્વના ઉદયથી વિપર્યસ્ત બુદ્ધિવાળા 'મિથ્યા-દષ્ટિઓ' કહેવાય છે. તેઓનું શ્રુત 'મિથ્યાશ્રુત' છે. આ પ્રમાણે જ મતિજ્ઞાન-અવધિજ્ઞાન પણ મતિઅજ્ઞાન-વિભંગજ્ઞાનરૂપ બને છે.

साद्यनादिश्रुते प्राह—

**आदिमच्छ्रुतं सादिश्रुतं, इदं पर्यायार्थिकनयापेक्षया । आदिशून्यं श्रुतमनादिश्रुतं, इदन्तु द्रव्यार्थिकनयापेक्षया ॥ सूत्र-३७ ॥**

**आदिमदिति ।** यस्यादिर्दृश्यते तच्छ्रुतं सादिश्रुतमित्यर्थः, ननु जीवो हि नित्यः, श्रुतं च तत्पर्यायः पर्यायपर्यायिणोश्च कथञ्चिदभेदात्कथं श्रुतमादिमदित्यत्राह—इदमिति, जीवस्य नित्यत्वेऽपि नारकादिभव-परिणत्यपेक्षया यथा सादिस्तथोपयोगात्मकपर्यायस्य सादित्वात्कार्यभूतं श्रुतमपि सादीति भावः । अना-दिश्रुतमाह—आदिशून्यमिति, अनादित्वे युक्तिमाहेदन्त्विति, यैर्जीवद्रव्यैः श्रुतान्यधीतानि यान्यधीयन्ते यानि चाध्येष्यन्ते तानि तावन्न कदापि व्यवच्छिद्यन्ते येन तेषामादिर्भवेत् नहि सर्वथाऽसत् क्वाप्युत्पद्यते सिकतास्वपि तैलाद्युत्पत्तिप्रसङ्गात् तस्माच्छ्रुताधारद्रव्याणां सर्वदैव सत्त्वात्तदव्यतिरेकिणःश्रुतस्यापि सर्वदा सत्त्वेन तदनादिमच्छ्रुतमिति भावः ॥

## સાદિ-અનાદિ શ્રુત.

**ભાવાર્થ**—"આદિવાળું શ્રુત સાદિશ્રુત છે. આ પર્યાયાર્થિકનયની અપેક્ષાએ છે. આદિ વગરનું શ્રુત અનાદિશ્રુત છે. આ તો દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ છે."

**વિવેચન**-જેની આદિ દેખાય છે, તે શ્રુત 'સાદિશ્રુત' કહેવાય છે. ચોક્કસ જીવ નિત્ય છે અને શ્રુત તેનો પર્યાય છે. પર્યાય અને પર્યાયીનો કથંચિદ્ અભેદ હોવાથી કેવી રીતે શ્રુત આદિવાળું કહેવાય? આ પ્રશ્નના જવાબમાં કહે છે કે-જીવનું નિત્યપણું હોવા છતાં નારક આદિ ભવની પરિણતિ પર્યાયની અપેક્ષાએ જેમ આત્મા સાદિ છે, તેમ ઉપયોગરૂપ પર્યાય સાદિ હોઈ કાર્યભૂતશ્રુત પણ સાદિ છે. અનાદિશ્રુતને કહે છે-અનાદિપણામાં યુક્તિને કહે છે કે-જે જીવદ્રવ્યોએ શ્રુતોનું અધ્યયન કર્યું છે, કરે છે અને કરશે, તે શ્રુતોનો કદાચિત્ પણ વિનાશ થવાનો નથી, કે જેથી તે શ્રુતોની આદિ હોઈ શકે! જે સર્વથા અવિદ્યમાન છે, તે ક્યાંય પણ ઉત્પન્ન થતું નથી. જો સર્વથા અવિદ્યમાન ઉત્પન્ન થાય છે એમ માનો, તો રેતીમાંથી પણ તેલ આદિની ઉત્પત્તિનો પ્રસંગ આવી જાય! તેમજ વિદ્યમાન વસ્તુનો સર્વથા નાશ પણ થતો નથી જ. અન્યથા સર્વશૂન્યતાનો પ્રસંગ આવી જાય! તેથી શ્રુતના આધારભૂત જીવદ્રવ્યોનું સર્વદા જ વિદ્યમાનપણું હોવાથી તે જીવદ્રવ્યોથી અભિન્ન શ્રુત પણ સર્વથા વિદ્યમાન છે, માટે અનાદિવાળું શ્રુત છે એવો ભાવ છે.

अथ सपर्यवसितापर्यवसिते आह—

**अन्तवच्छ्रुतं सपर्यवसितश्रुतम् । अनन्तवच्छ्रुतमपर्यवसितश्रुतं, इमे अपि तथैव ।।सूत्र-३८।।**

**अन्तवदिति** । उपयोगस्य सपर्यवसितत्वादिति भावः । अपर्यवसितमाह—अनन्तेति । तदव्यतिरिक्तजीवद्रव्यस्यापर्यवसितत्वेन तत्तादात्म्याच्छ्रुतमप्यपर्यवसितमिति भावः । सपर्यवसितत्वापर्यवसितत्वे अपि पर्यायार्थिकद्रव्यार्थिकनयापेक्षयैवेत्याहेमे अपीति, एवमेव द्रव्यक्षेत्रकालभावानाश्रित्यापि सादित्वानादित्वसपर्यवसितत्वापर्यवसितत्वानि भाव्यानि ।।

### સાન્ત-અનન્તશ્રુત.

**ભાવાર્થ**-સપર્યવસિત-સાન્ત, અપર્યવસિત અનંતશ્રુત. "અંતવાળું શ્રુત 'સપર્યવાસિત શ્રુત' છે અને અનંતવાળું શ્રુત 'અપર્યવાસિત શ્રુત' છે. આ બંને પણ તે પ્રકારે જ છે."

**વિવેચન**-ઉપયોગ, અંતવાળો હોઈ સાન્તશ્રુત છે. અપર્યવસિતને કહે છે કે-તે શ્રુતથી અભિન્ન જીવદ્રવ્ય અનંત હોઈ, તેના તાદાત્મ્યથી અભેદથી શ્રુત પણ 'અપર્યવસિત' છે, એવો ભાવ છે. સપર્યવસિત્વ અને અપર્યવસિત્વ પણ પર્યાયાર્થિકનય અને દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ જ છે. આ પ્રમાણે જ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ પણ સાદિપણું-અનાદિપણું-સાન્તપણું-અનંતપણાનો વિચાર કરવો જોઈએ.

[એક જીવદ્રવ્યની અપેક્ષાએ જ્યારે શ્રુતનો લાભ થાય ત્યારે આદિ અને જ્યારે તેનો નાશ થાય ત્યારે અંત, આવી રીતે શ્રુત સાદિસાન્ત છે. ભવ્ય જીવનું શ્રુત તેના ભવ્યત્વની માફક અનાદિસાન્ત છે, જ્યારે અભવ્ય જીવનુ શ્રુત અભવ્યત્વની જેમ અનાદિઅનંત છે. વિવિધ જીવદ્રવ્યોની અપેક્ષાએ શ્રુત અનાદિઅનંત છે, જ્યારે ક્ષેત્રની અપેક્ષાએ એક જીવદ્રવ્યની અપેક્ષાએ ભરત-ઐરવતક્ષેત્રમા સમ્યક્શ્રુત સાદિસાન્ત છે; કેમ કે-એ ક્ષેત્રમાં પ્રથમ તીર્થ-

કરના સમયમાં દ્વાદશાંગીરૂપ શ્રુતની ઉત્પત્તિ થાય છે અને છેલ્લા તીર્થંકરના તીર્થનો અંત આવતાં તેનો નાશ થાય છે. મહાવિદેહક્ષેત્રની અપેક્ષાએ વિવિધ જીવો સંબંધી શ્રુતજ્ઞાન અનાદિઅનંત છે, કેમ કે-ત્યાં સર્વદા તીર્થંકરનો સદ્ભાવ છે એટલે શ્રુતનો કદાપિ ઉચ્છેદ થતો નથી. કાળથી ઉત્સર્પિણી અને અવસર્પિણીની અપેક્ષાએ ભરત-ઐરવતમાં શ્રુત સાદિ-સાન્ત છે, કેમ કે-બંને કાળના ત્રીજા આરામાં તેની ઉત્પત્તિ છે અને અનુક્રમે ચોથા તથા પાંચમા આરામાં તેનો નાશ છે. કાળથી મહાવિદેહક્ષેત્રમાં તો દ્રવ્ય અને ક્ષેત્રની જેમ તે અનાદિઅનંત છે, કેમ કે-ત્યાં ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળચક્ર નથી. ત્યાં તો સદા અવસર્પિણીના ચોથા આરા જેવો કાળ પ્રવર્તે છે. ભાવથી ગુરુ જણાવવા લાયક ભાવોને જાણીને કહે એટલે એક જીવની અપેક્ષાએ શ્રુત સાન્ત છે, ભાવથી ક્ષયોપશમની અપેક્ષાએ શ્રુતજ્ઞાન નિરંતર છે એટલે તે અનત છે.]

गमिकागमिकश्रुते वक्ति—

**प्रायस्सदृशपाठात्मकं श्रुतं गमिकश्रुतं, तद्विपरीतमगमिकम् ॥ सूत्र–३९ ॥**

**प्राय इति ।** आदिमध्यावसानेषु किञ्चिद्विशेषतो भूयो भूयो भूयः तस्यैव सूत्रस्योच्चारणं गमः, गमा अस्य विद्यन्त इति गमिकं तच्च तच्छ्रुतञ्च गमिकश्रुतमिति व्युत्पत्तिः । तच्च गमिकं प्रायो दृष्टिवादः । अगमिकमाह तद्विपरीतमिति असदृशपाठात्मकमित्यर्थः, तच्च प्राय आचारादिकालिकश्रुतम् ॥

## ગમિક-અગમિક શ્રુત.

**ભાવાર્થ**-"પ્રાયઃ સમાન પાઠરૂપ શ્રુત 'ગમિકશ્રુત' છે અને તેનાથી વિપરીત 'અગમિક-શ્રુત કહેવાય છે."

**વિવેચન**—'प्रायइति ।' આદિમાં-મધ્યમાં-અંતમાં ફરી ફરી તે જ સૂત્રનું ઉચ્ચારણ, એ 'ગમ' કહેવાય છે. ગમવાળું ગમિક કહેવાય છે. ગમિક એવું શ્રુત ગમિકશ્રુત કહેવાય છે, એવી વ્યુત્પત્તિ છે અને તે ગમિકશ્રુત પ્રાયઃ 'દૃષ્ટિવાદ'રૂપ છે. અગમિકને કહે છે કે-'तद्विपरीतमिति ।' અસમાન પાઠરૂપ શ્રુત 'અગમિકશ્રુત' કહેવાય છે અને તે પ્રાયઃ આચારાંગ આદિરૂપ કાલિકશ્રુત કહેવાય છે.

अथाङ्गप्रविष्टानङ्गप्रविष्टे निर्वक्ति—

**द्वादशाङ्गगतं श्रुतमङ्गप्रविष्टं, यथा आचाराङ्गादि, तद्भिन्नं स्थविरकृतं श्रुतमनङ्गप्रविष्टश्रुतं तथा आवश्यकादि ॥ सूत्र–४० ॥**

**द्वादशाङ्गेति ।** गणधरकृतं पदत्रयलक्षणतीर्थकरादेशनिष्पन्नं ध्रुवञ्च यच्छ्रुतं तदङ्गप्रविष्टमुच्यते, तच्च द्वादशाङ्गीरूपमेवेत्याह—यथेति । अनङ्गप्रविष्टमाह तद्भिन्नमिति, यत्तु स्थविरकृतं मुत्कलार्थाभिधानं चलञ्च तदनङ्गप्रविष्टमित्यर्थः । दृष्टान्तमाह यथेति, अवश्यकर्त्तव्यसामायिकादिक्रियानुष्ठानप्रतिपादकं श्रुतमावश्यकं, आदिनाऽऽवश्यकव्यतिरिक्तं कालिकमुत्कालिकञ्च ग्राह्यम् । यद्दिवसनिशाप्रथमपश्चिमपौरुषीद्वय एव पठ्यते तत्कालिकं यत्पुनः कालवेलावर्जं पठ्यते तदुत्कालिकमिति ॥

## અંગપ્રવિષ્ટ-અનંગપ્રવિષ્ટ શ્રુત.

ભાવાર્થ-"બાર અંગોમાં રહેલું શ્રુત 'અંગપ્રવિષ્ટ' અને તેનાથી ભિન્ન સ્થવિરોએ કરેલ 'અનંગપ્રવિષ્ટ' કહેવાય છે. જેમ કે-આવશ્યક આદિ.

**વિવેચન**-'द्वादशाङ्गेति।' ગણધરોએ કરેલ ત્રિપદી-ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યયુક્તરૂપ ત્રણ પદરૂપ તીર્થંકરોના આદેશથી સિદ્ધ થયેલ અને ધ્રુવ (નિયત-સર્વ તીર્થંકરોના તીર્થમાં થનારૂં જે શ્રુત હોય, તે અંગપ્રવિષ્ટ કહેવાય છે અને તે દ્વાદશ અંગીરૂપ જ છે. માટે કહે છે કે-'यथेति।' જેમ કે-આચારાંગ આદિ દ્વાદશાંગી અનંગપ્રવિષ્ટને કહે છે. જે સ્થવિરોએ (શ્રી ભદ્રબાહુસ્વામી આદિ સ્થવિરોએ) કરેલું, (દા. ત. આવશ્યક આદિ શ્રુત) પ્રશ્ન પૂછયા વિના અર્થપ્રતિપાદનરૂપે કહેવાયેલું (આવશ્યક આદિ શ્રુત) અને અધ્રુવ-અનિયત (જે શ્રુતનો અન્યાન્ય તીર્થમાં સદ્ભાવ હોવો જ જોઈએ એમ નથી.) અર્થાત્ તંદુલવૈચારિક આદિની જેમ જે અનિયત હોય છે, તે 'અનંગપ્રવિષ્ટ' (અંગબાહ્ય) કહેવાય છે. દૃષ્ટાન્તને કહે છે કે-'यथेति।' અવશ્ય કર્ત્તવ્ય સામાયિક આદિ છ આવશ્યકના ક્રિયાનુષ્ઠાન પ્રતિપાદક શ્રુત 'આવશ્યક' કહેવાય છે. આદિથી આવશ્યક ભિન્ન કાલિક અને ઉત્કાલિકનું ગ્રહણ કરવું. કાલિક=જે શ્રુત દિવસ અને રાતની પ્રથમ અને પશ્ચિમ(ચોથી)રૂપ બે પોરસીમાં જ (પ્રહરમાં જ) ભણાય, તે 'કાલિક' કહેવાય છે. જેમ કે-ઉત્તરાધ્યયન આદિ. જે કાળવેળાને છોડી સર્વકાળ ભણાય, તે 'ઉત્કાલિક' છે. જેમ કે-પ્રકીર્ણ ગ્રંથો, દશવૈકાલિક આદિ.

ननु लक्षितयोर्मतिश्रुतज्ञानयोः सामान्येन भेदेऽवगतेऽपि तत्र स्वामिस्थितिकालविषयाणां सत्पदादिद्वाराणाञ्चानुक्तत्वेन न्यूनतेत्याकांक्षायामाह—

**मतिश्रुतयोर्बहुवक्तव्यत्वेऽपि विस्तरभिया नोच्येते ॥ सूत्र-४१ ॥**

**मतिश्रुतयोरिति** । बहुवक्तव्यत्वेऽपीति, सत्पदप्ररूपणादिभिर्गत्यादिमार्गणास्थानेषु संगमनीयत्वेऽपीत्यर्थः, विस्तरभियेति, ग्रन्थस्यास्य संक्षेपविषयत्वात्तयोस्साकल्येन विचारे क्रियमाणे उद्देशभङ्गस्स्यादिति भावः । अव्युत्पन्नमतीनां शास्त्रप्रवेशयोग्यतासम्पादनाय ह्यस्य ग्रन्थस्यारम्भः, विशेषतः प्रपञ्चितयोस्तनोस्तेषां सौकर्येण ग्रहासम्भवेन तद्योग्यता नैवोदीयादिति किञ्चिदेव स्वरूपं तयोर्निरूपितमिति तात्पर्यम् ॥

**શંકા**-લક્ષણદ્વારા કથિત મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનના સામાન્યથી ભેદો જાણ્યા છતાં, ત્યાં સ્વામી-સ્થિતિ-કાલ-વિષયોના અને સત્પદ આદિ દ્વારોના અકથનથી ન્યૂનતા કેમ નહીં? આવી શંકા કે આકાંક્ષામાં કહે છે કે-

**સમાધાન-ભાવાર્થ**-"મતિ અને શ્રુતમાં ઘણું કહેવાનું છે, છતાં શબ્દપ્રપંચરૂપ વિસ્તારના ભયથી સ્વામી આદિ અને સત્પદ આદિ દ્વારોથી મતિ-શ્રુત કહેવાતા નથી."

**વિવેચન**-સત્પદપ્રરૂપણા આદિથી ગતિ આદિ માર્ગણાસ્થાનોમાં મતિ-શ્રુતનું વિવેચન

કરવું જોઈએ. છતાં 'विस्तरभियेति।' આ ગ્રંથ સંક્ષેપ વિષયવાળો હોઈ, તે મતિ-શ્રુતનો સંપૂર્ણતયા વિચાર જો કરવામાં આવે, તો ઉદ્દેશનો ભંગ થઈ જાય! ખરેખર, અવ્યુત્પન્ન મતિવાળા વિદ્યાર્થીઓની શાસ્ત્રપ્રવેશની યોગ્યતાના સંપાદન માટે આ ગ્રંથનો આરંભ છે. વિશેષથી વિસ્તારવાળા કરતાં મતિ-શ્રુતના સુગમતાથી ગ્રહણનો તેઓમાં અસંભવ હોઈ તેની યોગ્યતાનો ઉદય ન થાય. માટે તે મતિ-શ્રુતનું કાંઈક જ સ્વરૂપ નિરૂપિત કરેલ છે, એવું તાત્પર્ય છે.

नन्वेवं सत्यवसितं तयोर्निरूपणमिति प्राप्तं तथा च सति तद्भेदविशेषाणां स्वयमेव दर्शितानां स्मृत्यादीनामनिरूपणान्न्यूनत्वं तथापि स्यादित्यत्राह—

## इति सांव्यवहारिकप्रत्यक्षम् ।। सूत्र-४२ ।।

इतीति । नहि मतिश्रुतयोर्निरूपणस्य पूर्णता क्रियते येन न्यूनत्वं स्यात्, किन्तु केवलमवग्रहादिविचारे मतिश्रुतयोः स्मृतत्वेन तत्स्वरूपजिज्ञासायामुदितायां सामान्यतो लक्षणतद्भेदा अभिहिताः प्रसङ्गसङ्गत्या, तथा चाकांक्षायामुपशमितायां प्रधानविषये लक्ष्यस्य गतत्वेनैतावता सांव्यवहारिकप्रत्यक्षमेव निरूपितं स्मृत्यादीनामधुनैव निरूपणावसरः प्राप्तस्तमान्न न्यूनतेति भावः ।।

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टधर-श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां सांव्यवहारिकप्रत्यक्षं नाम द्वितीयः किरणः ।।

**શંકા**-જો આમ છે, તો તે મતિ અને શ્રુતનું નિરૂપણ કર્યું. આ પ્રમાણે પ્રાપ્ત થયું. તથાચ નિરૂપણ પ્રાપ્ત થયે છતે તેના વિશિષ્ટ ભેદો, કે જે સ્વયમેવ દર્શાવેલ સ્મરણ આદિના નહીં નિરૂપણથી ન્યૂન તો છે જ. માટે કહે છે કે-

**ભાવાર્થ**-"इति सांव्यवहारिकप्रत्यक्षम्।"

**વિવેચન**-મતિ-શ્રુતના નિરૂપણની પૂર્ણતા કરાતી નથી, જેથી ન્યૂનતા હોઈ શકે છે. પરંતુ કેવલ અવગ્રહ આદિના વિચારમાં મતિ-શ્રુતનું સ્મરણ થવાથી, તેના સ્વરૂપની જિજ્ઞાસાનો ઉદય થયે છતે, સામાન્યથી લક્ષણ અને તેના ભેદો પ્રસંગસંગતિથી કહેલા છે. તથા આકાંક્ષા ઉપશાન્ત થયા બાદ પ્રધાન વિષયમાં લક્ષ્ય (ચિત્ત) જવાથી એટલામાં સાંવ્યવહારિક પ્રત્યક્ષનું જ નિરૂપણ કરી લીધું. હમણાં જ સ્મૃતિ આદિના નિરૂપણનો અવસર પ્રાપ્ત થયેલો છે, તેથી ન્યૂનતા નથી એવો ભાવ છે.

ઇતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરના પટ્ટધર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરચરણકમલમાં સ્થાપિત ભક્તિસમુદાયવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિએ રચેલ તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞ-ન્યાયપ્રકાશ નામક ટીકામાં સાંવ્યવહારિક પ્રત્યક્ષ નામક બીજું કિરણ સમાપ્ત.

## । अथ तृतीयः किरणः ।

अथावसरप्राप्तां मतिश्रुतकार्यभूतां स्मृतिं प्रत्यभिज्ञादिहेतुभूतां निरूपयति—

**अनुभवमात्रजन्यं ज्ञानं स्मृतिः । यथा स घट इत्यादि, अत्र प्रायेण तत्तोल्लिख्यते । अनुभवोऽत्र प्रमाणरूपः । आत्मशक्तिरूपसंस्कारो द्वारम् । प्रबोधस्सहकारी । पूर्वानुभूतविषयिणीयम् । अर्थाविसंवादकत्वाच्चास्याः प्रामाण्यम् । इति स्मृतिनिरूपणम् ॥ सूत्र-१ ॥**

**अनुभवमात्रेति** । अत्र धारणात्वेन सङ्गृहीताऽविच्युतिस्संस्कारो वाऽनुभवपदेन ग्राह्यः, तत्र संस्कारस्साक्षात्स्मृतिं प्रति हेतुरविच्युतिस्तु संस्कारद्वारेति विशेषः, अनुभवेतराजन्यत्वे सति अनुभवजन्यत्वे सति ज्ञानत्वं लक्षणार्थः, आद्यं सत्यन्तं प्रत्यभिज्ञानादिव्युदासाय द्वितीयमवग्रहादिव्युदासाय, अनुभवध्वंसेऽतिव्याप्तिवारणाय ज्ञानत्वमिति । अत्र निदर्शनमाह यथेति, ननु स घट इत्याकारप्रदर्शनेन स्मरणमात्रं तत्तोल्लेखशालीति प्राप्तं, तथा च सति 'यावता स्मरसि चैत्र ! काश्मीरेषु वत्स्यामस्तत्र द्राक्षा भोक्ष्यामाह' इत्यादिस्मरणानां तच्छब्दोल्लेखाभावेन स्मरणरूपता न स्यादित्याशङ्कायामाहात्रेति, प्रायेणेत्यनेन तदित्युल्लेखयोग्यतावत्त्वमपेक्षितमिति सूच्यते, उक्तस्थलेषु तद्योग्यताऽस्त्येव, 'तेषु काश्मीरेषु' इत्यपि वक्तुं शक्यत्वादिति भावः । अप्रमाणभूतानुभवेनापि स्मरणसम्भवात्तद्व्युदासायाहानुभवोऽत्रेति, एतल्लक्षणघटकीभूतानुभवः प्रमाणरूपो ग्राह्यः, अन्यथाऽनुभवसामान्यविवक्षणे भ्रमात्मकानुभवजन्यभ्रान्तस्मरणस्यापि ग्रहणे स्मृतित्वावच्छेदेन प्रामाण्यबोधकेनाग्रेतनवाक्ये विरोधस्स्यादिति भावः । नन्वविच्युतेस्स्मरणहेतुत्वे तस्यान्तर्मौहूर्तिकत्वेन कालान्तरभाविस्मृतिं प्रति हेतुत्वं कथं स्यादित्यत्राहाऽऽत्मशक्तीति, न साक्षात्तस्याः स्मृतिं प्रति हेतुत्वमभिमतं येन प्रोक्तदोषस्स्यादपि तु संस्कारद्वारेति ब्रूमः, स च संख्येयासंख्येयकालवर्तीति न दोष इति भावः । न चात्मशक्तिरूपसंस्कारस्य तावत्कालमानस्य सर्वदा सद्भावेन सततं स्मरणं स्यादित्यत्राह प्रबोधस्सहकारीति । तथा चोद्बुद्ध एव संस्कारः स्मृतिजनको न केवलः संस्कारः तस्योद्बोधकश्चावरणक्षयोपशमसदृशादर्शनादिसामग्रीति भावः । ननु स्मर्यमाणस्यार्थस्याभावेन निरालम्बना स्मृतिः स्यादित्याकांक्षायामाह पूर्वानुभूतेति । पूर्वमनुभूतो यो विषयस्तेनैवास्याः सविषयत्वेन न निरालम्बनत्वमिति भावः । ननु स्मृतिर्न प्रमाणमतीतेऽर्थे उत्पद्यमानत्वात् गृहीतग्राहित्वात्, अर्थादनुत्पद्यमानत्वात्, विसवादकत्वात्, प्रयोजनाप्रसाधकत्वाच्चेत्याकांक्षायामाहार्थाविसंवादकत्वाच्चेति, चशब्दः पूर्वोदितस्य पूर्वानुभूतविषयिणीति हेतुगर्भविशेषणस्यापि संग्राहकः । तथा च विसंवादकत्वं स्मृतेरसिद्धं, स्वप्रतिपन्ने धृतद्रव्याद्यर्थेऽविसंवादकत्वात् यत्र तु विसवादस्स प्रत्यक्षाभासवत्स्मरणाभास एव । अनुभूतार्थेन सविषयकत्वादेवार्थादनुत्पद्यमानत्वमप्यसिद्धं स्वविषयानुभूतार्थादुत्पद्यमानत्वात्, अनुभवप्रमात्वपारतंत्र्यादस्या अप्रमात्वमिति चेदनुमितेरपि व्याप्तिज्ञानप्रमात्वपारतंत्र्येणाप्रमात्वप्रसङ्गः स्यात् ।

---

१. सम्बन्धस्मरणादेर्व्याप्तिप्रत्यभिज्ञादिफलोपयोगे प्रामाण्यमेव, फलीभूतस्मृतेरपि विषयबाधाभावादेव याथार्थ्यं दुर्निवार, तस्याः प्रमात्वस्यानुभवप्रमात्वपारतंत्र्येऽपि व्याप्तिज्ञानप्रमात्वपरतंत्रानुमितिप्रमात्ववदविरोधात् ॥

नाप्यतीतेऽर्थे प्रवर्त्तमानत्वादप्रमाणत्वं, अतीतार्थस्य हि किं स्वकालेऽसत्त्वं स्मृतिकाले वा, नाद्यः तस्य विद्यमानत्वात्, न द्वितीयः तस्याप्रामाण्यासाधकत्वात् योगिप्रत्यक्षकाले विषयाभावेऽपि प्रवर्त्तमानस्य तस्य प्रमाणत्वात्। नापि गृहीतग्राहित्वादप्रमाणं, अनुमानेनाधिगते वह्नौ तदुत्तरकालभाविनः प्रत्यक्षस्याप्रमाणताप्रसङ्गात्, वर्त्तमानकालावच्छेदेनाधिगतस्यार्थस्यातीतकालावच्छेदेनाधिगतेरगृहीतग्राहित्वाच्च। न च वर्त्तमानकालावच्छिन्नत्वविशिष्टेऽतीतकालावच्छिन्नत्वस्य स घटोऽस्तीत्यादौ भानादतीतकालवर्त्तित्वरूपायां वा तत्तायामेतत्कालीनपदार्थवृत्तित्वस्य वा भानेनाप्रमाणत्वमिति वाच्यम्, विशेषणे सर्वत्र विशेष्यकालभाननियमस्यानभ्युपगमात् वर्त्तमानकालीनत्वविशिष्टे चातीतकालीनत्वभानानभ्युपगमाच्च किन्तु वर्त्तमानकालीनत्वातीतकालीनत्वयोस्स्वातंत्र्येणैव भानाभ्युपगमात्। प्रत्यभिज्ञानादिप्रवृत्तिनिहितधनादिप्राप्तिलक्षणप्रयोजनसाधकत्वेन प्रयोजनाप्रसाधकत्वमप्रसिद्धमेवेति भावः॥

## અથ અનુમાનપરિકર નામક તૃતીય કિરણ.

અવસરપ્રાપ્ત, મતિ-શ્રુતના કાર્યભૂત અને પ્રત્યભિજ્ઞા આદિ પ્રત્યે હેતુભૂત સ્મૃતિનું નિરૂપણ કરે છે.

**ભાવાર્થ**-"અનુભવ માત્ર જન્ય જ્ઞાન, એ 'સ્મૃતિ.' જેમ કે-તે ઘટ ઇત્યાદિ. અહીં પ્રાયઃ કરી તત્પદનો ઉલ્લેખ કરાય છે. અહીં અનુભવ પ્રમાણરૂપ છે. આત્મશક્તિરૂપ સંસ્કારદ્વાર છે. પ્રબોધ સહકારી છે. પૂર્વે અનુભવેલ વિષયવાળી સ્મૃતિ છે. અર્થવિષયક અવિસંવાદવાળી હોવાથી આ સ્મૃતિનું પ્રામાણ્ય છે."

**વિવેચન**-અહીં ધારણારૂપે સંગ્રહિત અવિચ્યુતિ અથવા સંસ્કાર અનુભવપદથી ગ્રહણ કરવાલાયક છે. ત્યાં સંસ્કાર સ્મૃતિ પ્રત્યે સાક્ષાત્ હેતુ છે. અવિચ્યુતિ તો સંસ્કારદ્વારા હેતુ છે. એવો વિશેષ છે. અનુભવ ઇતરથી અજન્ય હોયે છતે, અનુભવથી જન્ય હોયે છતે જ્ઞાનત્વ, એ લક્ષણનો અર્થ છે. પહેલું સત્યન્તપદ પ્રત્યભિજ્ઞા આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે છે. બીજું સતિ સુધીનું પદ અવગ્રહ આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે છે. અનુભવના ધ્વંસમાં અતિવ્યાપ્તિના વારણ માટે જ્ઞાનત્વનું કથન કરેલ છે.

**શંકા**-'તે ઘડો'-આવા આકારના સ્મૃતિના દૃષ્ટાન્તના પ્રદર્શનથી 'સ્મરણ-માત્ર તત્ શબ્દથી ઉલ્લેખવાળું જ છે'-એમ પ્રાપ્ત થયું. તો 'હે ચૈત્ર! તને તેટલું તો યાદ છે ને કે-આપણે કાશ્મીરદેશમાં રહ્યા હતા, ત્યાં દ્રાક્ષ ખાધી હતી!' ઇત્યાદિ સ્મરણોમાં તત્ શબ્દનો ઉલ્લેખનો અભાવ હોઈ સ્મરણરૂપતા ન હોઈ શકે ને? આવી આ શંકામાં કહે છે કે-

**સમાધાન**-તત્ શબ્દના ઉલ્લેખની યોગ્યતા (અધ્યાહાર) અપેક્ષિત છે, એમ સૂચવાય છે. કહેલ સ્થળમાં તેની યોગ્યતા જ છે, કેમ કે-'તે કાશ્મીરદેશમાં, તે દ્રાક્ષાને'-એ પણ કહી શકાય છે, એવો ભાવ છે.

[ अयदि स्मृत्यर्थे भविष्यन्ती । सि०५।२।९। वाकाङ्क्षायां ।५।२।१०। स्मृत्यर्थे

घ.तावुपपदे भूतानद्यतनार्थे भविष्यन्ती स्यात् स्यात् न तु यद्योगे। वाकाङ्क्षायाम् प्रयोक्तुः क्रियान्तराकाङ्क्षायां सत्यां भविष्यन्ती वा स्यात्॥ ]

० અપ્રમાણભૂત અનુભવથી પણ સ્મરણનો સંભવ હોવાથી, તેના નિષેધના માટે કહે છે કે-'अनुभवोऽत्रेति' આ લક્ષણમાં રહેલ અનુભવ પ્રમાણરૂપ લેવાનો છે. અન્યથા અનુભવ માત્રની વિવક્ષામાં ભ્રમરૂપ જન્ય ભ્રાન્તસ્મરણનું ગ્રહણ થતાં સ્મૃતિત્વની અપેક્ષાએ 'अर्थाविसंवादकत्वाञ्चास्याः प्रामाण्यम्'-આવા પ્રામાણ્યબોધક અચેતન વાક્યની સાથે વિરોધ થાય!

શંકા-જે અવિચ્યુતિને સ્મરણનો હેતુ માનવામાં આવે, તે અવિચ્યુતિ અંતર્મુહૂર્ત-કાળ સુધી રહેનારો હોઈ, કાલાન્તર ભાવિ સ્મૃતિ પ્રત્યે તે અવિચ્યુતિનું હેતુપણું કેવી રીતે?

**સમાધાન**-આવી શંકાના સમાધાન માટે કહે છે કે-'आत्मशक्तीति।' તે અવિચ્યુતિની સ્મૃતિનું હેતુપણું સાક્ષાત્રૂપે અભિમત નથી, કે જેથી કહેલો દોષ સંભવી શકે? પરંતુ સંસ્કારદ્વારા અવિચ્યુતિ, સ્મૃતિનો હેતુ છે એમ અમે કહીએ છીએ. વળી વાસનારૂપ તે સંસ્કાર સંખ્યાત-અસંખ્યાતકાળવર્તી છે, માટે દોષ નથી એવો ભાવ છે.

શંકા-તેટલા કાળના માનવાળો આત્મશક્તિરૂપ સંસ્કાર સર્વદા વિદ્યમાન હોઈ નિરંતર સ્મરણ થશે જ ને?

**સમાધાન**-આ શંકાના સમાધાનમાં કહે છે કે-'प्रबोधः सहकारीति।' તથાચ ઉદ્બુદ્ધ જ સંસ્કાર સ્મૃતિજનક છે, કેવલ સંસ્કાર નહીં. તે સંસ્કારનો ઉદ્બોધક, આવરણક્ષયોપશમ સમાન વસ્તુનું દર્શન આદિ સામગ્રી છે, એવો ભાવ છે.

શંકા-સ્મરણના વિષયભૂત પદાર્થના અભાવથી આલંબન વિષય વગરની જ સ્મૃતિ થશે જ ને?

**સમાધાન**-આના સમાધાન માટે કહે છે કે-પૂર્વકાલીન અનુભવના વિષયભૂત જે વસ્તુ છે, તે જ વિષયથી સવિષયક સ્મૃતિ હોઈ નિરાલંબન નથી.

શંકા-સ્મૃતિ પ્રમાણરૂપ નથી, કેમ કે-તે ભૂતકાલીન પદાર્થમાં ઉત્પન્ન થાય છે, ગૃહીતગ્રાહી છે, પદાર્થથી ઉત્પન્ન થતી નથી, વિસંવાદી છે અને પ્રયોજનકાર્યની અસાધક છે. આવી શંકા-આકાંક્ષામાં કહે છે કે-

**સમાધાન**-તે અર્થની અવિસંવાદ હોવાથી અને 'च' શબ્દ પૂર્વકથિત 'પૂર્વાનુભૂત વિષય-અર્થવાળી હોઈ પ્રમાણરૂપ છે, કેમ કે-પોતે સ્વીકારેલ ધારણા વિષયભૂત દ્રવ્યાદિરૂપ અર્થમાં અવિસંવાદકપણું છે. જે પ્રવૃત્તિથી અર્થપ્રાપ્તિ ન થાય, તે પ્રવૃત્તિ વિસંવાદિની છે. તેનું જનક ભ્રમાત્મક જ્ઞાન વિસંવાદક છે. તેવું જે નથી અર્થાત્ સત્ય પ્રવૃત્તિજનક જ્ઞાન અવિસંવાદક છે. વળી જ્યાં વિસંવાદ છે, ત્યાં પ્રત્યક્ષ આભાસની માફક સ્મરણાભાસ જ છે.

[પ્રમાણ માત્રથી કદાચિત્ પણ અનનુભૂત-અનુપલબ્ધિ અર્થમાં 'તે' એવી બુદ્ધિ સ્મરણાભાસરૂપ છે. જેમ કે-અનનુભૂત શુકલરૂપમાં 'તે શુકલરૂપ' એવં બુદ્ધિ સ્મરણાભાસરૂપ છે.]

અનુભૂત અર્થની અપેક્ષાએ સ્મરણ સવિષયક જ હોઈ, અર્થથી 'અનુત્પદ્યમાનપણું' પણ અસિદ્ધ છે, કેમ કે-સ્વવિષયકરૂપ અનુભૂત અર્થથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે.

**શંકા**-અનુભવપ્રમાત્વ(યથાર્થ અનુભવ)ની પરતંત્રતા હોવાથી આ સ્મૃતિ પ્રમાણરૂપ કેવી રીતે ? કેમ કે-સ્મૃતિના પ્રામાણ્યમાં બીજા-અનુભવના પ્રામાણ્યની આધીનતા છે ને ?

**સમાધાન**-જો આમ છે, તો અનુમતિમાં પણ વ્યાપ્તિજ્ઞાનના પ્રામાણ્યની પરતંત્રતા હોઈ અપ્રમાણતાનો પ્રસંગ આવશે જ. (સંબંધસ્મરણાદિનું વ્યાપ્તિપ્રત્યભિજ્ઞા આદિ ફળના ઉપયોગમાં પ્રમાણપણું જ છે. ફળભૂત સ્મૃતિમાં પણ વિષયની બાધાનો અભાવ હોવાથી યથાર્થતા દુર્નિવાર છે. સ્મૃતિના પ્રમાણપણામાં અનુભવના પ્રમાણપણાની પરતંત્રતા હોવા છતાં, વ્યાપ્તિજ્ઞાનના પ્રમાણપણાને પરતંત્ર, અનુમિતિના પ્રામાણ્યની માફક અવિરોધ છે.)

જો સ્વપ્રામાણ્યમાં પરકીયપ્રામાણ્યની નિરપેક્ષતા માનવામાં આવે, તો અનુમિતિ પ્રમાણરૂપ ન થાય ! કેમ કે-પ્રમાણરૂપ વ્યાપ્તિજ્ઞાન પરામર્શ આદિ જ્ઞાનજન્ય છે, અનુમિતિ પ્રમાણ છે. પોતાના પ્રામાણ્યમાં વ્યાપ્તિજ્ઞાનના પ્રામાણ્યની અપેક્ષા રાખેલી છે.

૦ સ્મૃતિ, ભૂતકાલીન અર્થમાં પ્રવર્તતી હોવાથી અપ્રમાણભૂત નથી. ખરેખર ! શું ભૂતકાલીન પદાર્થનું સ્વકાળમાં ( અનુભવકાળમાં ) અસત્ત્વ છે કે સ્મૃતિકાળમાં અવિદ્યમાનપણું છે ? આ બે પક્ષોમાંથી પહેલો પક્ષ ટકતો નથી, કેમ કે-અનુભવકાળમાં પદાર્થ વિદ્યમાન છે. બીજો પક્ષ પણ ટકતો નથી, કેમ કે-તે પદાર્થ અપ્રામાણ્યનો અસાધક હોવાથી, યોગીપ્રત્યક્ષના કાળમાં વિષયનું અવિદ્યમાનપણું છતાં પ્રવર્તતા તે જ્ઞાનનું પ્રમાણ્યપણું છે. [વૃષ્ટિ થઈ, શકટ ઉગશે, ઈત્યાદિ ભૂત-ભવિષ્યના વિષયવાળું અનુમાન શું નથી માન્યુ ?]

૦ સ્મૃતિ, ગૃહીતગ્રાહી હોઈ અપ્રમાણભૂત નથી, (અનુભવજ્ઞાન-ગૃહીત વિષયગ્રાહક સ્મૃતિરૂપ જ્ઞાન છે.) કેમ કે-અનુમાનથી અધિગત (ગૃહીત-જ્ઞાત)વહ્નિમાં અનુમાન પછી થનાર વહ્નિવિષયક પ્રત્યક્ષની (ગૃહીતગ્રાહી હોઈ) અપ્રમાણતાનો પ્રસંગ આવી જાય છે અને વર્ત્તમાનકાળને અપેક્ષી ગૃહીત પદાર્થના ભૂતકાળને અપેક્ષી ગ્રહણમાં-જ્ઞાનમાં અગૃહીત ગ્રાહકપણું છે.

**પૂર્વપક્ષ**-તે ઘડો છે'-આવી સ્મૃતિ ઉત્પન્ન થતી દેખાય છે. તે સ્મૃતિ, તે દેશકાળવૃત્તિત્વરૂપતત્તા વિશિષ્ટ ઘટમાં, વર્ત્તમાનકાળવૃત્તિપણાને જણાવતી હોઈ પ્રમાણભૂત નથી. સ્મરણવિષયભૂત-વિશેષ્યભૂત ઘટમાં વર્ત્તમાનકાળવૃત્તિત્વ હોવા છતાં, વિશિષ્ટ તે ઘટમાં વિશેષણભૂત કે તે દેશકાળવૃત્તિત્વરૂપતત્તામાં વર્ત્તમાનકાળવૃત્તિપણાનો બાધ હોવાથી, અપ્રામાણ્યનું મૂળ કારણ બાધિતાર્થ વિષયકપણું સ્મૃતિમાં છે. માટે સ્મૃતિ અપ્રમાણ છે, એમ ચિંતામણિકારના અનુયાયી નવીન નૈયાયિકો ચર્ચા કરે છે, તો એનો શો જવાબ છે ?

**ઉત્તરપક્ષ**-સ્મરણ પ્રમાણભૂત છે. કારણ કે-જ્યાં 'સુખી' ઈત્યાદિ સ્થળમાં વિશેષણભૂત સુખ આદિનું વિશેષ્યકાળમાં વૃત્તિપણું છે, ત્યાં વિશેષણમાં વિશેષ્યકાળવૃત્તિત્વનું ભાન હોવા છતાં, સર્વ વિશેષણમાં વિશેષ્યકાળવૃત્તિત્વના ભાનમાં પ્રમાણનો અભાવ હોવાથી,

સર્વ 'વિશેષણમાં વિશેષ્યકાળવૃત્તિત્વનો નિયમ' ઉપાદેય નથી, કેમ કે–તત્તારૂપ અંશમાં વર્ત્તમાનકાળવૃત્તિત્વનો અવિષય કરીને પણ, 'તે ઘડો'–આવી થતી સ્મૃતિનો નિરોધ અશક્ય છે; માટે અબાધિત અર્થવિષયક હોઈ સ્મૃતિનું પ્રામાણ્ય છે. વસ્તુતઃ 'તે ઘડો'–આવા આકારવાળી જ સ્મૃતિ છે, પરંતુ 'તે ઘડો છે'–એ સ્મૃતિ નથી. જ્યારે વર્ત્તમાનકાળવૃત્તિત્વને વિશેષ્ય અંશમાં પણ અવગાહતી નથી જ, તો વિશેષણ અંશમાં વર્ત્તમાનકાળવૃત્તિત્વના અવગાહનની વાત પણ ક્યાંથી?

० વળી વર્ત્તમાનકાલીનત્વ વિશિષ્ટમાં અતીતકાલીનત્વના ભાનનો અસ્વીકાર છે, કેમ કે–વર્ત્તમાનકાલીનત્વ અને અતીતકાલીનત્વમાં સ્વતંત્રપણાએ જ ભાનનો સ્વીકાર છે.

० સ્મૃતિ, પ્રયોજનનું અસાધકપણું હોઈ અપ્રમાણ છે એમ નથી, પણ પ્રત્યભિજ્ઞાન આદિ જન્ય પ્રવૃત્તિ નિહિત–સ્થાપિત ધન આદિની પ્રાપ્તિરૂપ પ્રયોજનનું સાધકપણું હોઈ પ્રયોજનનું અસાધકપણું અપ્રસિદ્ધ જ છે, એવો ભાવ છે. (નિશાની આદિની પ્રવૃત્તિ કરીને જમીન આદિમાં દાટેલ ધન આદિની પ્રાપ્તિ સ્મરણથી થાય છે, માટે અર્થોપલબ્ધિહેતુરૂપ સ્મરણ હોઈ પ્રમાણભૂત છે.)

अथ मतिस्मृतिहेतुकां प्रत्यभिज्ञां लक्षयति—

**अनुभवस्मरणोभयमात्रजन्यं ज्ञानं प्रत्यभिज्ञानम् । इदं तत्तेदन्तोल्लेखनयोग्यमेकत्व-सादृश्यवैलक्षण्यप्रतियोगित्वादिविषयकं सङ्कलनज्ञानापरपर्यायमतीतवर्त्तमानोभयकालावच्छि-न्नवस्तुविषयकञ्च ॥ सूत्र–२ ॥**

**अनुभवेति ।** अनुभवस्मरणोभयमात्रजन्यत्वे सति ज्ञानत्वं लक्षणम्, अनुभवमात्रजन्यत्वे सति ज्ञानत्वस्य स्मृतौ, स्मृतिजन्यत्वे सति ज्ञानत्वस्यानुमित्यादौ अनुभवस्मरणोभयजन्यत्वस्यापि तत्रैव सत्त्वेन व्यभिचारात्तत्तत्पदानि वाच्यानि । ननु ज्ञानमिदं प्रत्यक्षस्मरणाभ्यां भिन्नं भवितुं नार्हति तदेवेदमिति हि प्रत्यभिज्ञानं, तत्र तदिति स्मरणमिदमिति प्रत्यक्षमतो नान्यः कश्चिदस्य विषयोऽतो नेदं प्रमाणान्तरमिति चेन्न, ताभ्यामस्य वैलक्षण्यात्, अस्ति ह्यत्र विलक्षणो विषयो यस्य ग्रहणं स्मरणप्रत्यक्षाभ्यामशक्यं पूर्वापराकारैकधुरीणं द्रव्यं प्रत्यभिज्ञानस्य विषयः, न च तत्स्मरणस्य विषयः, अनुभूतार्थविषयत्वात्तस्य, नापि प्रत्यक्षस्य, वर्त्तमानार्थमात्रवृत्तित्वात्, अस्य दर्शनस्मरणोत्तरकालभावित्वेन ज्ञानान्तरत्वेनानुभवाच्च, न ह्यनुभूयमानस्यापलापो युक्तोऽतिप्रसङ्गादित्याशयेन प्रत्यभिज्ञाया विषयमुपनिबध्नातीदमिति. प्रत्यभिज्ञानमित्यर्थ. तत्तेदन्तोल्लेखनयोग्यमिति. प्रायस्स्मृताविवात्रापि तत्तेदन्तयोरुल्लेखनं भवतीति भावः, ननु तत्ताऽस्पष्टता. इदन्ता स्पष्टता, तथा च स्पष्टास्पष्टाकारभेदान्नैकं प्रत्यभिज्ञानस्वरूपमस्ति. विरुद्धधर्माध्या-

१. किञ्च प्रत्ययानां प्रामाण्यनिबन्धनं न केवलं विषयातिरेक एव, सन्दिग्धस्य सन्देहापकरणस्यापि निबन्धनत्वात् । तथाहि घटादयः कदाचिदुपलक्षिताकाराः अन्यदाऽनुपलभ्यमानाः सदसत्तया सन्देहविषयतामापद्यन्ते प्रत्यभिज्ञा च तेषां सन्देहविषयतामपाकुर्वाणा प्रमाणतामश्नुते इति ॥

सेऽप्यभेदे प्रत्यक्षानुमानयोरप्यैक्यं स्यादिति चेन्न, चित्रज्ञानवदाकारभेदेऽपि तस्यैकज्ञानत्वेनानुभवात् तर्हि विलक्षणविषयाभावान्नेदमस्तीत्यत्राहैकत्वसादृश्यवैलक्षण्यप्रतियोगित्वादिविषयकमिति, क्वचिदेकत्वं क्वचित्सादृश्यं क्वचिद्वैलक्षण्यं क्वचिच्च प्रतियोगित्वमस्य विषय इति भावः । ननु स एवायमित्यादिप्रत्यभिज्ञानं स्मृतिप्रत्यक्षात्मकज्ञानद्वयमेव, परन्तु तयोर्भेदस्याग्रहादेकरूपतया भासत इत्याशङ्कायामाह संकलनज्ञानापरपर्यायमतीतवर्त्तमानोभयकालावच्छिन्नवस्तुविषयकञ्चेति । सङ्कलनं नाम विवक्षितधर्मयुक्तत्वेन वस्तुनः प्रत्यवमर्शनम्, प्रत्यक्षस्मरणोत्तरकालमनुभूयमानत्वेन न तत् ज्ञानद्वयमपि तु सङ्कलनात्मकं ज्ञानान्तरमेव, अन्यथा विशिष्टज्ञानमात्रोच्छेदः प्रसज्येत, सर्वस्यापि विशिष्टज्ञानस्य विशेषणज्ञानविशेष्यज्ञानोभयपूर्वकत्वेनावश्यनियततदुभयेनैवोपपत्तौ विशिष्टज्ञाने स्वीक्रियमाणे गौरवात् । तथा प्रत्यक्षं वर्त्तमानमात्रकालावच्छिन्नवस्तुविषयं, स्मरणञ्चातीतमात्रकालावच्छिन्नवस्तुविषयं, प्रत्यभिज्ञानन्तु तदग्राह्यवर्त्तमानकालातीतकालोभयावच्छिन्नवस्तुविषयकमिति न ज्ञानद्वयात्मकं प्रत्यभिज्ञानमिति भावः । न चेन्द्रियविषयसम्बन्धे सति प्रत्यभिज्ञानस्य भावात्तदभावे तदभावाच्च प्रत्यक्षमेवेदमिति वाच्यम्, इन्द्रियविषयसम्बन्धाव्यवहितोत्तरं तस्यानुत्पत्तेः, प्रत्यक्षस्मरणान्वयव्यतिरेकतस्तस्य भावा भावात्, संस्कारसत्त्वे तस्य भावात्तदभावे तदभावाच्च तस्य स्मरणत्वापत्तेः, अतीतवर्त्तमानयोरेकत्वस्य प्रत्यक्षाविषयत्वाच्च तस्य वार्त्तमानिकत्वात्, न च स्मरणसहकृतमिन्द्रियमेकत्वं गृह्णातीति वाच्यम्, स्वाविषये सहकारिबलेनाप्यप्रवृत्तेः, नहि गन्धस्मृतिसहकृतं चक्षुः कदापि गन्धे प्रवर्त्तते अविषयश्च वर्तमानातीतकालीनत्वव्याप्यमेकत्वमिति ॥

## સ્મૃતિ-અનુભવજન્ય પ્રત્યભિજ્ઞાનનું લક્ષણ.

**ભાવાર્થ**[1]–"અનુભવ અને સ્મરણરૂપ બનેથી જ જન્ય જ્ઞાન, એ 'પ્રત્યભિજ્ઞાન' કહેવાય છે. આ પ્રત્યભિજ્ઞાન, તત્તા-ઇદંતાના ઉલ્લેખનને યોગ્ય, એકત્વસાદૃશ્ય વૈલક્ષણ્ય-પ્રતિયોગિત્વ આદિ વિષયવાળું સંકલનજ્ઞાનરૂપ બીજા નામવાળું અને અતીત-વર્ત્તમાન ઉભયકાળવિશિષ્ટ વસ્તુના વિષયવાળું છે."

**લક્ષણ-વિવેચન**–અનુભવ, સ્મરણરૂપ ઉભય જ્ઞાન માત્ર જન્ય હોયે છતે, જ્ઞાનત્વ, એ જ્ઞાનત્વ, એ પ્રત્યભિજ્ઞાનનું લક્ષણ છે.

**પદકૃત્ય**–જો અનુભવ માત્ર જન્ય હોયે છતે જ્ઞાનપણું એમ કહેવામાં આવે, તો સ્મૃતિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'स्मरणजन्यत्वे सति' એમ કહેલું છે. જો સ્મૃતિજન્ય હોયે છતે જ્ઞાનપણું એમ કહેવામાં આવે, તો અનુમિતિ આદિમાં અતિવ્યાપ્તિ છે; અને

१. तथा च प्रत्यभिज्ञानं प्रमाणं, अविसंवादित्वे सति स्वार्थव्यवसायात्मकत्वात्, अन्यथा हि विसंवादः स्यात् संशयादिवत् न चेदं प्रत्यभिज्ञानमव्यवसायात्मकं, तदेवेदं तत्सदृशमेवेदमित्याद्येकत्वसादृश्यादिविषयस्य प्रत्यभिज्ञानस्याबाधितस्य संशयादिव्यवच्छेदेनावगमात् । बाध्यमानस्य चाप्रमाणत्वोपपत्तेरतदाभासत्वात् । न च सर्वं प्रत्यभिज्ञानं बाध्यमानमेव, तद्बाधकप्रमाणाभावादित्यपि सूचितम् ॥

સ્મરણ-અનુભવરૂપ ઉભયજન્યત્વ પણ અનુમિતિ આદિમાં અતિવ્યાપ્તિ છે. તેના વારણ માટે અનુભવ-સ્મરણરૂપ ઉભય માત્ર જન્યત્વે સતિ જ્ઞાનત્વરૂપ, તે તે પદો કહેવાં.

શંકા-આ પ્રત્યભિજ્ઞાનરૂપ જ્ઞાન પ્રત્યક્ષ અને સ્મરણથી ભિન્ન થઈ શકતું નથી, કેમ કે-'તે જ આ'-આવું ખરેખર પ્રત્યભિજ્ઞાન છે. ત્યાં 'તે' અંશ-સ્મરણરૂપ છે. 'આ' અંશ-પ્રત્યક્ષરૂપ છે. એથી જુદો કોઈ વિષય આનો નથી, માટે આ પ્રત્યભિજ્ઞાન પૃથગ્ પ્રમાણરૂપ નથી ને ?

**સમાધાન**-ખરેખર, આ પ્રત્યભિજ્ઞાનમાં વિલક્ષણ વિષય છે, કે જેનું ગ્રહણ, સ્મરણ અને પ્રત્યક્ષથી અશક્ય છે. પહેલાં અને પછીના પર્યાયમાં એક અન્વયી-મૂળ દ્રવ્ય જ. જેમ કે-સોનામાંથી બનાવેલ વીંટી-કંદોરો-કડું વગેરે આકારોનાં અનુગત-વ્યાપક-મૂળ દ્રવ્ય-સ્વરૂપથી જે સુવર્ણ છે, તે ઉર્ધ્વતા સામાન્ય છે. (વળી પ્રતીતિઓના પ્રામાણ્યનું મૂળ કારણ ફક્ત વિષયોનું આધિક્ય નથી જ, કેમ કે-સંદિગ્ધના સંદેહનું નિરાકરણ પણ પ્રામાણ્યનું કારણ છે. તથાહિ ઘટ વગેરે કદાચિત્ ઉપલક્ષિત આકારવાળા હોય છે, કોઈ વખત અનુ-પલક્ષિત આકારવાળા હોય છે. તેથી ઘટ વગેરે છે કે નહીં ?-એવા સંદેહના વિષયરૂપ જ્યારે બને છે, ત્યારે પ્રત્યભિજ્ઞાન તેઓની સંદેહવિષયતાનું નિરાકરણ કરતું પ્રમાણપણાને પામે છે.) તે જ વિષય છે. વળી તે સ્મરણનો વિષય ઊર્ધ્વતા સામાન્ય નથી, કેમ કે-તે સ્મરણ અનુભૂત અર્થવિષયક છે. ઊર્ધ્વતા સામાન્ય-પ્રત્યક્ષનો વિષય નથી, કેમ કે-પ્રત્યક્ષ, વર્તમાન અર્થ માત્ર વૃત્તિ છે. આ ઊર્ધ્વતા સામાન્યવિષયક પ્રત્યભિજ્ઞાનના દર્શન-સ્મરણના કાળ પછીના કાળમાં થનાર હોઈ, જ્ઞાનાન્તર-પૃથગ્જ્ઞાનરૂપે અનુભવ હોઈ પ્રત્યક્ષ અને સ્મરણથી પૃથક્ પ્રત્યભિજ્ઞાન છે. ખરેખર, અનુભવાતા પ્રત્યભિજ્ઞાનનો અપલાપ યુક્ત નથી, કેમ કે-અતિપ્રસંગ આવી જાય છે. આવા આશયથી પ્રત્યભિજ્ઞાનના વિષયનો ઉલ્લેખ કરે છે. આ પ્રત્યભિજ્ઞાનમાં, પ્રાયઃ સ્મૃતિમાં જેમ, અહીં પણ તત્તા-ઇદંતાવડે ઉલ્લેખન થાય છે.

**પૂર્વપક્ષ**-'તે આ' આવા જ્ઞાનમાં 'તે' પદથી તત્તારૂપ અસ્પષ્ટ આકાર અને 'આ' પદથી ઇદંતારૂપ સ્પષ્ટ આકાર ભાસે છે. સ્પષ્ટ અને અસ્પષ્ટ આકારનો વિરોધ હોવાથી એક જ્ઞાનમાં સંભવ નથી, માટે 'તે' આવું જ્ઞાન પૃથગ્ છે અને 'આ' એવું જ્ઞાન પૃથગ્ છે. 'તે આ' પ્રત્યભિજ્ઞાનપણાએ અભિમત, એવા એક જ્ઞાનનો અભાવ હોવાથી જ પ્રામા-ણ્યનો સંભવ નથી. આવો બૌદ્ધનો અભિપ્રાય હોઈ કહે છે કે-સ્પષ્ટ-અસ્પષ્ટ આકારના ભેદથી પ્રત્યભિજ્ઞાનસ્વરૂપ એક જ્ઞાન નથી. જો વિરુદ્ધ ધર્મના સંબંધમાં પણ અભેદ માન-વામાં આવે, તો પ્રત્યક્ષ અનુમાનમાં પણ એકતા થશે જ ?

**ઉત્તરપક્ષ**-અનુભવાતાનો અપલાપ સંભવતો નથી. જેમ બૌદ્ધના મતમાં આકાર-આકારીના અભેદથી વિભિન્ન આકારવાળું જ્ઞાનાન્તર વિભિન્ન જ છે, કેમ કે-'नीलपीत' -આવા આકારવાળું એક ચિત્રજ્ઞાન, આકારના ભેદમાં પણ સ્વીકારયોગ્ય છે, તેમ અહીં પ્રત્યભિજ્ઞાનમાં આકારનો ભેદ હોવા છતાં, તે પ્રત્યભિજ્ઞાનમાં એક જ્ઞાનરૂપ અનુભવ થાય છે.

**शंका**–જો આમ છે, તો વિલક્ષણ–અસાધારણ વિષયનો અભાવ હોવાથી આ વિલક્ષણ–પૃથગ્‌જ્ઞાન કેવી રીતે ?

**સમાધાન**–આના જવાબમાં કહે છે કે–'એकत्वसादृश्यवैलक्षण्यप्रतियोगित्वादिविषयकमिति।' આ પ્રત્યભિજ્ઞાનનો ક્વચિત્ એકત્વ, ક્વચિત્ સાદૃશ્ય, ક્વચિત્ વૈલક્ષણ્ય અને ક્વચિત્ પ્રતિયોગિત્વ વિષય છે.

**પૂર્વપક્ષ**–ભેદાખ્યાતિવાદી પ્રભાકર તો 'છીપમાં આ ચાંદી' ઈત્યાદિ વિશિષ્ટ જ્ઞાનરૂપ ભ્રમનો અપલાપ કરતો, સર્વજ્ઞાનની યથાર્થતાનો સ્વીકાર કરતો, ભ્રમસ્થળમાં 'આ' એવું જ્ઞાન પ્રત્યક્ષ, 'ચાંદી' એવું જ્ઞાન સ્મરણ, આમ માનીને તે પ્રત્યક્ષ અને સ્મરણમાં ભેદના અગ્રહણથી જ વિસંવાદી પ્રવૃત્તિ છે એમ માનતો, પ્રત્યભિજ્ઞાનસ્થળમાં પણ 'તે' સ્મરણના વિષયનો 'આ' પ્રત્યક્ષના વિષયની સાથે ભેદ(અસંસર્ગ)ના અગ્રહણથી જ પ્રત્યભિજ્ઞાન કાર્યનો સંભવ હોવાથી, સ્મરણ–પ્રત્યક્ષરૂપ બે જ્ઞાનોથી ભિન્ન વિશિષ્ટ જ્ઞાનરૂપ પ્રત્યભિજ્ઞાન નથી જ. આવો મત જાહેર કરે છે. તે અપેક્ષાએ કહે છે કે–'તે જ આ' ઈત્યાદિ પ્રત્યભિજ્ઞાન, સ્મરણ–પ્રત્યક્ષરૂપ બે જ્ઞાનરૂપ જ છે પરંતુ ભેદના અગ્રહથી એકરૂપે ભાસે છે.

**ઉત્તરપક્ષ**–તે પ્રભાકરમતનું ખંડન પૂર્વ અપરપર્યાય અનુગામિ દ્રવ્યવિષયકત્વના પ્રત્યભિજ્ઞાનમાં વ્યવસ્થાપનદ્વારા થઈ જાય છે. માટે કહે છે કે–આ પ્રત્યભિજ્ઞાન, સંકલનજ્ઞાનરૂપ બીજા નામવાળું અને અતીત–વર્ત્તમાન ઉભયકાળ વિશિષ્ટ–વસ્તુવિષયવાળું છે. સંકલન એટલે વિવક્ષિત ધર્મયુક્તપણાએ વસ્તુનું અનુસંધાન, ભૂત–વર્ત્તમાનકાળની એકતાનું સંકલન, પ્રત્યક્ષ–સ્મરણ પછીના કાળમાં અનુભવાતું હોઈ, તે પ્રત્યભિજ્ઞાન પ્રત્યક્ષ–સ્મરણરૂપ બે જ્ઞાન નથી, પરંતુ સંકલન સ્વભાવવાળું એક પૃથક્‌જ્ઞાન જ છે.

० અન્યથા આ વિશિષ્ટ જ્ઞાન પ્રત્યભિજ્ઞાનનું ભેદના અગ્રહણથી બે જ્ઞાનરૂપપણાએ ઉપપાદન થાય છે. તો પ્રત્યભિજ્ઞાનની માફક 'ઘટવાળું ભૂતલ' ઈત્યાદિ જ્ઞાનોનું પણ તે પ્રકારે જ ઉપાદાનનો સંભવ હોવાથી સર્વ–વિશિષ્ટ જ્ઞાનોના ઉચ્છેદનો પ્રસંગ આવી જાય! સર્વ પણ વિશિષ્ટ જ્ઞાનની વિશેષણ જ્ઞાન–વિશેષ્ય જ્ઞાનરૂપ ઉભયપૂર્વક હોઈ, અવશ્ય નિયંત તે ઉભયથી ઉપપત્તિ હોયે છતે વિશિષ્ટ જ્ઞાનના સ્વીકારમાં ગૌરવની આપત્તિ થાય! માટે પૂર્વાપરપર્યાયવર્તી એક દ્રવ્યરૂપ વિશિષ્ટ વિષયક તે (સંકલનાત્મક) પ્રત્યભિજ્ઞાન, બે જ્ઞાનોથી પૃથક્ વિશિષ્ટ જ્ઞાન માનવું જોઈએ.

० પ્રત્યક્ષ, વર્ત્તમાન માત્ર કાળવિશિષ્ટ વસ્તુવિષયવાળું છે અને સ્મરણ, ભૂતકાળ માત્ર વિશિષ્ટ વસ્તુવિષયવાળું છે, તો પ્રત્યભિજ્ઞાન તે બન્નેથી અગ્રાહ્ય વર્ત્તમાનકાળ અને અતીતકાળરૂપ ઉભયકાળ વિશિષ્ટ વસ્તુના વિષયવાળું છે, માટે પ્રત્યભિજ્ઞાન બે જ્ઞાનરૂપ નથી એવો ભાવ છે.

**શંકા**–ભલે, પ્રત્યભિજ્ઞાન વિશિષ્ટરૂપ હો! પરંતુ ચક્ષુ આદિ ઈન્દ્રિયવિષય સંબંધરૂપ સંનિકર્ષ હોયે છતે પ્રત્યભિજ્ઞાન થાય છે. તે સંનિકર્ષના અભાવમાં પ્રત્યભિજ્ઞાનની અનુત્પત્તિ છે, માટે આ પ્રત્યભિજ્ઞાન પ્રત્યક્ષરૂપ કેમ નહીં?

**સમાધાન**-ઈન્દ્રિય અને વિષય સંબંધના અવ્યવહિત (સાક્ષાત્) ઉત્તરકાળમાં તે પ્રત્યભિજ્ઞાનની ઉત્પત્તિ નથી, માટે પ્રત્યભિજ્ઞાન પ્રત્યક્ષરૂપ નથી. પરંતુ પ્રત્યક્ષ અને સ્મરણ હોયે છતે પ્રત્યભિજ્ઞાન છે-એમ અન્વય છે, તથા પ્રત્યક્ષ-સ્મરણના અભાવમાં પ્રત્યભિ-જ્ઞાન નથી-એમ વ્યતિરેક છે. પ્રત્યભિજ્ઞાનના અન્વય તથા વ્યતિરેક પ્રત્યક્ષ અને સ્મરણરૂપ બંનેની સાથે હોઈ, ઈન્દ્રિયાર્થ સંનિકર્ષની સાથે પ્રત્યભિજ્ઞાનના અન્વય-વ્યતિરેક નથી, માટે પ્રત્યભિજ્ઞાન પ્રત્યક્ષરૂપ નથી.

૦ સંસ્કાર હોયે છતે પ્રત્યભિજ્ઞાન છે અને સંસ્કારના અભાવમાં પ્રત્યભિજ્ઞાન નથી, એમ માનવા જતાં પ્રત્યભિજ્ઞાનમાં સ્મરણપણાની આપત્તિ આવે !

૦ અતીત-વર્ત્તમાનની એકતા પ્રત્યક્ષના અવિષયરૂપ છે, કેમ કે-તે પ્રત્યક્ષ વર્ત્તમાન-કાળગ્રાહી છે. માટે અતીતકાળ વર્ત્તમાનકાળની એકતાની સંકલના કરનારૂં પ્રત્યભિજ્ઞાન હોઈ પ્રત્યભિજ્ઞાન પ્રત્યક્ષરૂપ નથી.

**શંકા**-સ્મરણસહકૃત, ઈન્દ્રિય (પ્રત્યક્ષ) એકત્વનું કેમ ન ગ્રહણ કરી શકે ?

**સમાધાન**-પોતાના અવિષયમાં સહકારિના બળથી પણ પ્રવૃત્તિ નથી, કેમ કે-ગંધના સ્મરણથી સહકૃત ચક્ષુ કદી પણ ગંધરૂપ વિષયમાં પ્રવર્ત્તતી નથી. વર્ત્તમાન-અતીત-કાલીનત્વવ્યાપ્ય (વ્યાપ્તિવિશિષ્ટ) એકત્વ, સ્મરણસહકૃત ઈન્દ્રિયનો અવિષય છે. જો સ્મૃ-તિના સહકારથી ઈન્દ્રિયનું પ્રત્યક્ષ જનકત્વ માનવામાં આવે, તો મન જ વ્યાપ્તિસ્મરણ-રૂપ સહકારીને મેળવી, 'પર્વત વહ્નિવાળો છે' એવું જ્ઞાન કરી શકે ! માટે ઈન્દ્રિયજન્ય હોઈ તે પણ જ્ઞાન પ્રત્યક્ષરૂપ જ થાય ! માટે અનુમાન પણ પૃથક્ પ્રમાણ તરીકે ન થાય !

૦ જેમ પ્રત્યક્ષની પ્રતીતિ 'હું સાક્ષાત્ કરૂં છું' એવી છે, તેનાથી વિલક્ષણ પ્રતીતિ અનુમાનની છે. જેમ 'अनुमिनोमि'-હું અનુમાન કરૂં છું માટે પ્રત્યક્ષથી પૃથક્ અનુમિતિ મનાય છે, તેમ પ્રત્યભિજ્ઞાનની પણ પ્રતીતિ પ્રત્યક્ષની પ્રતીતિથી વિલક્ષણ છે. જેમ કે-'प्रयभिजानामि'-હું પ્રત્યભિજ્ઞાન કરૂં છું-આવી પ્રતીતિ છે, માટે પ્રત્યક્ષથી ભિન્ન જ પ્રત્યભિજ્ઞાન છે એમ માનવાનું રહ્યું.

क्रमेण प्रत्यभिज्ञानस्य दृष्टान्तान्याह—

**तत्रैकत्वविषयं स एवायं देवदत्त इत्यादिज्ञानम्। सादृश्यविषयकं गोसदृशो गवय इत्यादि, अत्रैवोपमानस्यान्तर्भावः। वैलक्षण्यविषयकं गोविसदृशो महिष इत्यादि, प्रतियोगित्वविषयकश्चेदं तस्माद्दूरं समीपमल्पं महोद्धेत्याद्युदाहरणानि बोध्यानि। इति प्रत्यभिज्ञान-निरूपणम्॥ सूत्र-३॥**

तत्रेति। ईदृशे प्रत्यभिज्ञान इत्यर्थः, इत्यादिज्ञानमिति. तद्देशतत्कालवर्त्तिदेवदत्तैतद्देशैतत्कालवर्त्ति-देवदत्तयोश्च पूर्वापरपर्यायव्यापिदेवदत्तद्रव्यात्मकोर्ध्वतासामान्यमवलम्ब्यैकत्वं विषयीक्रियते, प्रत्यभिज्ञा-

परिच्छेद्यस्यैकत्वस्याभावे पूर्वोत्तरपर्यायवर्त्त्येकजीवासिद्धया बन्धमोक्षव्यवस्थैव न स्यात् बद्धस्यैव मुक्तत्वे हि विभाव्यात्मानं दुःखितं परमसुखप्राप्तये दुःखविगमोपाये प्रवर्त्तते, अन्यथाऽन्यस्य सुखार्थं किमर्थमन्य उद्युञ्जीतेति भावः । सादृश्यविषयकं तदुदाहरति सादृश्येति, गोसदृश इति, दृष्टे सादृश्यविशिष्टे पिण्डे स्मृते च गवि संकलनात्मकं गोसदृगो गवय इति ज्ञानमुपजायते, इदञ्च तिर्यक्सामान्यविषयकं, तिर्यक्सामान्यञ्चात्र सदृशपरिणामात्मकमिति भावः । ननु गोदर्शनजन्यसंस्कारवतः प्रमातुः कालान्तरे गवयदर्शनगोस्मरणाभ्यामुपजायमानस्य तत्सदृशोऽयमिति ज्ञानस्योपमानत्वरूपं प्रमाणान्तरमेवोचितं न तु प्रत्यभिज्ञानत्वं तस्यैकत्वमात्रविषयकत्वादिति परस्याकांक्षायामाहात्रैवोपमानस्यान्तर्भाव इति । तथा च सादृश्यविशिष्टपिण्डस्य दृष्टस्य स्मृतस्य गोश्च सङ्कलनात्मकस्य गोसदृशो गवय इति ज्ञानस्य प्रत्यभिज्ञानतानतिक्रमात् । स एवायमित्यादिरूपा यथा पूर्वपर्यायेणोत्तरपर्यायस्यैकताविपथिणी प्रतीतिः सङ्कलनात्मकत्वात् प्रत्यभिज्ञानं तथैव गोसदृशो गवय इत्यपि प्रतीतिः प्रत्यभिज्ञानमेव, सङ्कलनात्मकत्वाविशेषात्, यद्येकत्वमात्रविषयकं तत् न तु सादृश्यादिविषयकमित्युच्यते तर्हि सादृश्यज्ञानस्योपमानत्वात्मकप्रमाणान्तरत्ववत् गोविधर्मा महिष इत्यादिरूपवैसादृश्यज्ञानस्यापि प्रमाणान्तरत्वं स्यात्, न च वैसादृश्यज्ञानमुपमानान्तर्गतम्, तस्य सादृश्यमात्रविषयकत्वात्, इष्टापत्तौ तव प्रमाणसंख्याव्याघातस्स्यात्, न च वैसादृश्यं सादृश्याभावस्तथा चाभावविषयकत्वेनानुपलब्धिप्रमाणान्तर्गतत्वान्न प्रमाणसंख्या व्याहन्यत इति वाच्यम्, तथा च सति सादृश्यस्यापि[1] वैलक्षण्याभावरूपत्वेनाभावविषयकतया तत्रैवान्तर्गतत्वेनोपमानेप्रमाणाभावप्रसङ्गः स्यादिति भावः । एतेनातिदेशवाक्यार्थज्ञानकरणकं सादृश्यविशिष्टपिण्ड दर्शनव्यापारकं संज्ञासंज्ञिसम्बन्धज्ञानमुपमानमित्यपि निरस्तम्, अस्यापि प्रत्यभिज्ञानत्वाऽनतिक्रमात्, इदंत्वेनानुभूतगवयादिव्यक्तौ गवयादिपदवाच्यत्वस्य सङ्कलनात् । न चेदन्त्वेनैव गवयस्यानुभूतत्वेन गवयत्वावच्छिन्ने गवयपदवाच्यत्वस्योपमानविषयस्य न प्रत्यभिज्ञानतस्सिद्धिर्गवयत्वेन तस्याननुभवादिति वाच्यं प्रत्यभिज्ञावरणकर्मक्षयोपशमविशेषेण यद्धर्मावच्छेदेनातिदेशवाक्यानूद्यधर्मदर्शनं तद्धर्मावच्छेदेनैव पदवाच्यत्वपरिच्छेदोपपत्तेरिति । एवं वैलक्षण्यविषयकं दृष्टान्तयति वैलक्षण्येति, गोदर्शनाहितसंस्कारस्य महिषदर्शिनो जायमानेयं प्रतीतिरसंकलनात्मकत्वात्प्रत्यभिज्ञानं विसदृशविषयकमिति भावः । प्रतियोगित्वविषयकं दृष्टान्तयति, इदमिति, इदं तस्मादिति पदद्वयं समीपादिपदैरग्रेतनैरसम्बध्यते, तस्मादित्यत्र पञ्चम्यर्थोऽवध्यपरपर्यायः प्रतियोगित्वं, तथा चेदं तदवधिकदूरत्ववत्तत्प्रतियोगिकदूरत्ववद्वेत्यर्थः एवमग्रेऽपि, इत्यादीत्यत्रादिना 'रोमशो दन्तुरश्श्यामो वामनः पृथुलोचनः । यस्तत्र चिपिटघ्राणस्तं चैत्रमवधारयेः ॥ पयोम्बुभेदी हंसस्स्यात् षट्पदैर्भ्रमरः स्मृतः । सप्तपर्णस्तु विद्वद्भिर्विज्ञेयो विषमच्छदः ॥' इत्येवमादिशब्दाकर्णनोत्तरकालं तथाविधवस्त्ववलोकनतो यदा तथावचनं सत्यापयति तदा तथाविधानि ज्ञानानि सकलनात्मकत्वादुदाहरणतया ग्राह्याणीति । प्रत्यभिज्ञानप्रमाणं निगमयतीतीति ॥

---

१. ननु सादृश्यं न वैलक्षण्याभावमात्रं, किन्तु समानधर्मयोग एवेति नोपमानोच्छेद इति चेन्न, वैलक्षण्यस्यापि विसदृशधर्मयोगरूपत्वेन सादृश्याभावमात्ररूपत्वासम्भवादिति ॥

## ક્રમથી પ્રત્યભિજ્ઞાનના દૃષ્ટાન્તોને કહે છે.

**ભાવાર્થ**–"તે જ આ દેવદત્ત છે' ઇત્યાદિ એકત્વવિષયક જ્ઞાન, 'ગાયના જેવું રોઝ' ઇત્યાદિ સાદૃશ્યવિષયક જ્ઞાન અહીં જ ઉપમાનનો અંતર્ભાવ છે. 'ગાયથી વિદૃસશ મહિષ' છે ઇત્યાદિ વૈલક્ષણ્યવિષયક જ્ઞાન, અવધિરૂપ પ્રતિયોગિત્વ વિષયક આ છે. જેમ કે–'મુંબઇથી અમદાવાદ દૂર છે, મુંબઇથી સુરત પાસે છે, રાઈ ચણા કરતાં નાની છે, કુંજર કીડી કરતાં મોટો છે, ઇત્યાદિ ઉદાહરણો જાણવા. ઇતિ પ્રત્યભિજ્ઞાન નિરૂપણ."

**વિવેચન**–તે દેશ, તે કાળમાં વર્તનાર દેવદત્ત અને આ કાળમાં વર્તનાર દેવદત્તમાં પૂર્વ–અપરપર્યાયવ્યાપક દેવદત્ત દ્રવ્યરૂપ ઉર્ધ્વતા સામાન્યનું આલંબન લઈ એકત્વવિષય કરાય છે. પ્રત્યભિજ્ઞાનના વિષયભૂત એકત્વના અભાવમાં પૂર્વ–અપરપર્યાયમાં વર્તનાર એક જીવની અસિદ્ધિ થવાથી બંધ અને મોક્ષની વ્યવસ્થા ન થાય! ખરખર, બંધવાળાની જ મુક્તિ છે. એટલે દુઃખી એવા આત્માનો વિચાર કરી, પરમ સુખની પ્રાપ્તિ માટે દુઃખના વિનાશના ઉપાયમાં પ્રવૃત્તિ કરે છે. અન્યથા બીજાના સુખ માટે શા માટે બીજો ઉદ્યમ કરે? જે બદ્ધ છે, તે મુક્ત થાય છે. બદ્ધ જુદો નથી અને મુક્ત થનારો જુદો નથી. જો જુદો હોય, તો એક બીજાને માટે કેમ પ્રવૃત્તિ કરે? આ પ્રત્યભિજ્ઞાનના ઉદાહરણો બૌદ્ધમતના નિરાકરણ માટે છે, કેમ કે–બૌદ્ધમત પ્રમાણે દરેક પદાર્થ ક્ષણિક છે, એટલે એમાં એકતા રૂપ સંકલના માટે કે સદૃશતા માટે અવકાશ નથી. સાદૃશ્યવિષયક ઉદાહરણને કહે છે. ગવયમાં રહેલ ગાયની સમાનતા. વિશિષ્ટ પિંડનું દર્શન થયે છતે અને ગાયનું સ્મરણ થયે છતે, સંકલનાત્મક 'ગાય સરખું રોઝ' એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે અને આ તિર્યક્ સામાન્યવિષયક છે તથા તિર્યક્ સામાન્ય અહીં સદૃશ પરિણામ આત્મક છે. (કોઈ એક ગૃહસ્થ, રોઝ એટલે શું તે વાતથી જો અજ્ઞાત હોય, તો તેને ગોવાળ એમ સમજાવે કે–જે ગાયના જેવું હોય, તે 'રોઝ' છે. આ ગૃહસ્થને જંગલમાં જતાં રોઝ સામે મળ્યું અને તેને જોતાં 'ગાયના જેવું જે પ્રાણી હોય, તે રોઝ છે'–એ વાત તેને યાદ આવી. એ સ્મરણ અને 'આ' રોઝનું પ્રત્યક્ષ દર્શન–એ બંનેથી 'તે જ આ રોઝ છે' એવું તેને જે જ્ઞાન થયું, તે 'પ્રત્યભિજ્ઞાન' છે.)

**શંકા**–ગાયના પ્રત્યક્ષ દર્શનથી સંસ્કારવાળા પ્રમાતામાં કાલાન્તરમાં ગવયદર્શન અને ગાયના સ્મરણથી પેદા થતું 'તેના સરખો આ' એવું જે જ્ઞાન છે, તે ઉપમાનત્વરૂપ પૃથક્ પ્રમાણરૂપ જ ઉચિત છે. પ્રત્યભિજ્ઞાનત્વરૂપ ઉચિત નથી, કેમ કે–તે પ્રત્યભિજ્ઞાન એકત્વ માત્ર વિષયવાળું છે. આવી પરની આકાંક્ષા થયે છતે કહે છે.

**સમાધાન**–'अत्रैवोपमानस्यान्तर्भाव इति।' તથાચ પ્રત્યક્ષ દર્શનવિષયભૂત સાદૃશ્ય વિશિષ્ટ પિંડનું (ગવયનું) અને સ્મરણવિષયભૂત ગાયનું સંકલન આત્મક 'ગાયના જેવો રોઝ' એવું જ્ઞાન પ્રત્યભિજ્ઞાનનું અતિક્રમણ કરતું નથી.

० 'તે જ આ' ઇત્યાદિ રૂપ, જેમ પૂર્વપર્યાયની સાથે ઉત્તરપર્યાયની એકતાના વિષય-

વાળી પ્રતીતિ સંકલન આત્મક હોઈ પ્રત્યભિજ્ઞાનરૂપ છે, તેમ 'ગાયના જેવો રોઝ' એવી પણ પ્રતીતિ પ્રત્યભિજ્ઞાનરૂપ જ છે, કેમ કે-સંકલન આત્મકપણામાં ભેદ-વિશેષ નથી.

જો તે ઉર્ધ્વતા સામાન્યવિષયક પ્રત્યભિજ્ઞાન એકત્વ માત્ર વિષયવાળું છે પણ સાદૃશ્ય આદિ વિષયવાળું નથી, તો સાદૃશજ્ઞાન જેમ ઉપમાનત્વ આત્મક પ્રમાણાન્તરત્વવાળું છે, તેમ 'ગોવિધર્મા-ગાયની સાથે અસમાન મહિષ (પાડો) છે' ઇત્યાદિ રૂપ વૈધર્મ્ય વિશિષ્ટ જ્ઞાનમાં પણ પ્રમાણાન્તરપણું થશે જ.

૦ વળી વૈસાદૃશ્યજ્ઞાન ઉપમાનમાં અંતર્ગત નથી, કેમ કે-ઉપમાન, સાદૃશ્ય માત્ર વિષયવાળું છે. જો ઇષ્ટ આપત્તિ કરવામાં આવે, તો પ્રમાણસંખ્યાનો વ્યાઘાત થાય! (મીમાંસક અભિમત પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-શબ્દ-અર્થાપત્તિ-અનુપલબ્ધિરૂપ છે. પ્રમાણોમાં અને નૈયાયિક અભિમત પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-શબ્દરૂપ ચાર પ્રમાણોમાં વ્યાઘાત થાય! એક અધિક પ્રમાણાન્તરની આપત્તિ આવે!)

**શંકા**-વિસદૃશતા, એ સદૃશતાનો અભાવ છે. તથાચ અભાવવિષયક હોઈ અનુપલબ્ધિનામક પ્રમાણમાં અંતર્ગત હોઈ પ્રમાણસંખ્યાનો વ્યાઘાત નહીં થાય ને?

**સમાધાન**-જો આમ છે તો અર્થાત્ વિસદૃશતા એટલે સદૃશતાનો અભાવ માનતાં, સદૃશતા વિસદૃશતાના અભાવરૂપ હોઈ, સાદૃશ્ય પણ અભાવવિષયક હોઈ અનુપલબ્ધિનામક પ્રમાણમાં અંતર્ગત થવાથી ઉપમાનપ્રમાણના અભાવનો પ્રસંગ આવી જાય! (સદૃશતા વિસદૃશતાના અભાવ માત્ર રૂપ નથી પણ સમાન ધર્મયોગરૂપ જ છે, માટે ઉપમાનનો ઉચ્છેદ નહીં થાય. જો આમ કહો છો, તો વિસદૃશતામાં પણ વિસદૃશ ધર્મયોગરૂપ હોઈ સાદૃશ્યના અભાવ માત્ર રૂપપણાનો અસંભવ છે.) ખરી રીતે સાધર્મ્ય કે વૈધર્મ્ય-એ બંનેમાંથી કોઈ એક બીજાથી વાસ્તવિકપણામાં ઉતરતું નથી. વાસ્તે એ બંનેમાંથી ગમે તે દ્વારા થતાં બોધનો પ્રત્યભિજ્ઞાનમાં સમાવેશ કરવો જોઈએ. 'ગોસદૃશ ગવય' આવા અતિદેશ વાક્યના અર્થ, સ્મૃતિરૂપ વ્યાપારવાળા' ગોસદૃશ 'આ' આવા જ્ઞાનથી પેદા થયેલ ગવયપદનો ગવયરૂપ અર્થ સાથે શક્તિરૂપ વિષયક 'આ ગવયપદ વાચ્ય છે: અથવા ગવય, ગવયપદ વાચ્ય છે'-આવું જ્ઞાન ઉપમિતિરૂપે સ્વીકારાય છે તે ઠીક નથી, કેમ કે-તેવું જ્ઞાન પણ સંકલનાત્મક હોઈ પ્રત્યભિજ્ઞાન જ છે.

૦ અરણ્યવાસીને ગામડિયાએ પૂછ્યું કે-'રોઝ કોના જેવો છે?' આ ગવય શબ્દના અર્થના અજાણ ગામડિયાના પ્રશ્ન પછી, ગવય શબ્દ પ્રવૃત્તિનિમિત્ત ગવયત્વ ઉપલક્ષક ગોસાદૃશ્યના સામાનાધિકરણ્યથી ગવય શબ્દ વાચ્યત્વનું પ્રતિપાદક 'ગોસદૃશ ગવય'-એવા અતિદેશ (જાણેલી વસ્તુના ધર્મનું નવી વસ્તુમાં આરોપણવાક્ય છે, કે જે અરણ્યવાસીએ કહેલ છે.) વાક્યના અર્થનું જ્ઞાન જે 'આ ગવયપદ વાચ્ય' છે, તે ઉપમાન પ્રત્યે કારણ છે. વનમાં ગયેલા ગામડિયાને જે ગવયનું દર્શન થયે છતે, 'ગાયના સરખો આ છે' આવુ પ્રત્યક્ષ છે, તે ઉપમાન પ્રત્યે વ્યાપાર છે. ત્યાર બાદ 'આ ગવયપદ વાચ્ય છે' આવું જ્ઞાન

ઉપમાનરૂપ છે અર્થાત્ અતિદેશ વાક્યાર્થ કરણવાળું સાદૃશ્ય વિશિષ્ટ પિંડના દર્શનરૂપ વ્યાપારવાળું, સંજ્ઞા (ગવય એવું નામ) અને સંજ્ઞી(ગવયરૂપ અર્થ)ના સંબંધનું (ગવયપદથી ગવય અર્થ જાણવો જોઈએ, એવા સંકેતરૂપ સંબંધનું) જ્ઞાન એટલે 'ગવય ગવયપદ વાચ્ય' એ રૂપ જે જ્ઞાન, તે ઉપમાન કહેવાય છે. એવું કથય ઉપરોક્ત વિવેચનથી ખંડિત થાય છે, કેમ કે-આ ઉપમાનરૂપ જ્ઞાનમાં પ્રત્યભિજ્ઞાનપણાનું અતિક્રમણ નથી. ઈદંતાવડે અનુભૂત ગવય આદિ વ્યક્તિમાં ગવય આદિ પદ વાચ્યત્વનું સંકલન છે.

શંકા-ઈદંતાવડે જ ગવયનો અનુભવ હોઈ ગવયત્વ વિશિષ્ટમાં જે ગવયપદ વાચ્યત્વ છે, તે ઉપમાનનો વિષય હોઈ પ્રત્યભિજ્ઞાનથી તેની સિદ્ધિ નથી, કેમ કે-તે પ્રત્યભિજ્ઞાનમાં ગવયત્વરૂપે ગવયપદ વાચ્યત્વનો અનુભવ નથી જ ને ?

**સમાધાન**-પ્રત્યભિજ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમવિશેષથી, જે ધર્મની અપેક્ષાએ અતિદેશવાક્યદ્વારા અનુવાદ કરીને (અનુવાદયોગ્ય) ધર્મનું દર્શન છે, તે જ ધર્મની અપેક્ષાએ પદવાચ્યત્વનું જ્ઞાન પ્રત્યભિજ્ઞાનમાં ઉત્પન્ન થાય છે.

['ગોસદૃશ ગવય' એવું અતિદેશવાક્ય છે. ત્યાં ગવયપદ, ગવયપદ વાચ્યપરાયણ છે. તે વાક્ય ગોસદૃશ્યનો અનુવાદ કરીને, તે ગોસદૃશ્યના સમાનાધિકરણથી ગવયપદ વાચ્યત્વને કરે છે તેનો અનૂદ્યધર્મ ગોસદૃશ્ય છે, તેનો ગવયત્વની અપેક્ષાએ દર્શન છે. આવી રીતે પ્રત્યભિજ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમવિશેષથી ગવયત્વાવચ્છેદથી જ ગવયપદ વાચ્યત્વના જ્ઞાનની ઉપપત્તિ હોવાથી નિર્ણય આત્મકજ્ઞાનનો સંભવ છે.]

૦ આ પ્રમાણે વૈધર્મ્યવિષયક પ્રત્યભિજ્ઞાનના દૃષ્ટાન્તને કહે છે કે-'वैलक्षण्येति।' ગોદર્શનથી કરેલ સંસ્કારવાળો જ્યારે મહિષના દર્શન કરે છે, ત્યારે તે મહિષદર્શકમાં પેદા થતી આ પ્રતીતિ સંકલન આત્મક હોઈ વિસદૃશવિષયક પ્રત્યભિજ્ઞાન કહેવાય છે. હવે પ્રતિયોગિત્વવિષયક પ્રત્યભિજ્ઞાનનું દૃષ્ટાન્ત આપે છે. 'इदमिति।' 'આ તેનાથી દૂર છે-સમીપ છે.' 'तस्मादिति।' અહીં પંચમી વિભક્તિનો અર્થ અવધિ છે-પ્રતિયોગિત્વ છે. આ પ્રમાણે આગળ ઉપર સમજવું. 'इत्यादीति।' અહીં આદિપદથી "રૂંવાટીવાળો, બહાર નીકળેલા દાંતવાળો, કાળો, ઠીંગણો, વિશાળ નેત્રવાળો અને ચપટા નાકવાળો' જે હોય, તેને 'ચૈત્ર' જાણવો. દૂધ અને જળને જે જુદા પાડે, તે 'હંસ' હોય અને જે છ પગવાળું જીવડું હોય તે ભમરો હોય. 'સપ્તપર્ણ' વિષમ (એકી સંખ્યા) પત્રથી યુક્ત હોય, એમ વિદ્વાનોએ જાણવું. પાંચ રંગવાળું રત્ન મેચક કહેવાય, વિસ્તૃત સ્તનવાળી યુવતી હોય અને જે એક શીંગવાળો હોય, તે ગેંડો કહેવાય." આ પ્રમાણેના કથનો સાંભળ્યા બાદ ચૈત્ર, હંસ આદિ નજરે પડતાં તેઓની ચૈત્ર વગેરેરૂપે પ્રતીતિ કરવી, તે પ્રત્યભિજ્ઞાન' છે. કેમ કે-તથાપ્રકારના જ્ઞાનો સંકલનાત્મક છે.

सम्प्रति तर्कप्रमाणं निरूपयति—

उपलम्भानुपलम्भादिजन्यं व्याप्त्यादिविषयकं ज्ञानं तर्कः। यथा वह्नौ सत्येव धूमो

भवति, वह्न्यावसति धूमो न भवत्येवेति ज्ञानं व्याप्तिविषयकम् ॥ सूत्र-४ ॥

उपलम्भेति । उपलम्भानुपलम्भौ—यथाक्षयोपशमं सकृदसकृद्वा प्रमाणमात्रेण साध्यसाधनयोर्ग्रहणाग्रहणे, न तु केवलं प्रत्यक्षेण, अनुमानादिनापि अतीन्द्रियसाधननिश्चयानिश्चययोरुपादानात् । आदिनाऽऽवापोद्वापयोर्ग्रहणं ताभ्यां जन्यं वक्ष्यमाणस्वरूपव्याप्त्यादिविषयकं ज्ञानं तर्क इत्यर्थः, अत्रादिना वाच्यवाचकभावो ग्राह्यः, तथाचोपलम्भानुपलम्भजन्यव्याप्तिविषयकज्ञानाऽऽवापोद्वापजन्यवाच्यवाचकभावज्ञानान्यतरत्वं तर्कस्य लक्षणम् । दृष्टान्तमाह यथेति, प्रत्यक्षेण सकृदसकृद्वा वह्निधूमयोर्ग्रहणाग्रहणानन्तरं यावान् कश्चिद्धूमस्स सर्वोऽपि वह्नौ सत्येव भवति वह्न्यावसति धूमो न भवत्येवेति सर्वदेशकालावच्छेदेन साध्यसाधनसम्बन्धविषयकं ज्ञानमुदेति तस्मादयं तर्क इति भावः, सर्वदेशकालावच्छेदेन साध्यसाधनसम्बन्धो व्याप्तिः तद्विषयकश्च तर्कः, तदुल्लेखश्चेदनस्मिन् सत्येव भवति, इदमस्मिन्नसति न भवतीत्येवंरूपः । अत्र सहकारिकारणे च प्रमाणेन सकृद्वाऽसकृद्वा साध्यसाधनयोर्ग्रहणाग्रहणे, महानसादौ वह्निधूमयोर्ग्रहणं ह्रदादौ तयोरग्रहणमिति । न च भूयोदर्शनव्यभिचारादर्शनसहकृतेनेन्द्रियेणैव व्याप्तिर्योग्यत्वाद्गृह्यते, सामान्यलक्षणाप्रत्यासत्त्या सकलसाध्यसाधनव्यक्त्युपसंहारस्यापि सम्भवेन तदुपसंहाराय व्यर्थ एव तर्क इति वाच्यम्, तर्कयामीत्यनुभवसिद्धेन तर्केणैव सकलसाध्यसाधनव्यक्त्युपसंहारेण व्याप्तिग्रहोपपत्तौ सामान्यलक्षणाप्रत्यासत्तिकल्पने प्रमाणाभावात्, ऊहं विना ज्ञातेनापि सामान्येन सकलव्यक्त्यनुपस्थितेश्च । अपेक्ष्यते हि तया सामान्यं यदि व्यक्तिसाकल्यव्यभिचारि स्यात्तदा सामान्यमेव न स्यादित्येवंविधस्तर्कः । अस्ति तस्य प्राणिनो धर्मविशेषो विशिष्टसुखादिसद्भावान्यथानुपपत्तेरित्यादौ साध्यस्य धर्मविशेषस्य शुभः पुण्यस्येत्याद्याप्तवचनादेव ग्रहणं हेतोश्चानुमानात् । अस्त्यादित्यस्य गमनशक्तिः गमनान्यथानुपपत्तेरित्यादौ साध्यस्यानुमानात्पूर्वं यत्कार्यं तच्छक्तिमत्कारणपूर्वकं यथा सम्प्रतिपन्नं, कार्यञ्च गमनमित्येवंरूपानुमानान्तराद्ग्रहणं हेतोश्च देशान्तरप्राप्तिरूपलिङ्गादिति । एतेन व्याप्यारोपेण व्यापकारोपस्तर्कः स च क्वचिद्विरोधिशङ्कानिवर्त्तकत्वेन प्रमाणानुग्राहकः, न चायं स्वतः प्रमाणमिति मतमपास्तम्, सामान्यलक्षणाप्रत्यासत्तौ मानाभावेन सकलसाध्यसाधनोपसंहारेण व्याप्तिग्राहकस्याभावप्रसङ्गात् । न चान्वयव्यतिरेकसहकृतेन प्रत्यक्षेण व्याप्तिर्गृह्यत इति वाच्यम्, प्रतिनियतदेशकालावच्छिन्नार्थेष्वेवेन्द्रियस्य प्रवृत्त्या सकलदेशकालावच्छिन्नसाध्यसाधनोपसंहारेण तेन तद्ग्रहणासम्भवात् । बहिरिन्द्रियनिरपेक्षस्य मनसो बहिरर्थसाक्षात्कारे

---

१. सर्वोपसंहारेण व्याप्तेः प्रत्यक्षाविषयत्वं, उपलम्भानुपलम्भस्वभावस्य द्विविधस्यापि प्रत्यक्षस्य सन्निहितमात्रविषयकत्वात् । तथा च व्यभिचारादर्शनभूयोदर्शनसहकृतमपि प्रत्यक्षं न व्याप्तिं ग्राहयति, स्वाविषये सहकारिसहस्रसहकृतेनापि स्वेन तद्ग्रहायोगात् ॥

२. न च साधनसामान्यसाध्यसामान्ययोरनवयवयोरसन्निकृष्टत्वादेकत्रापि साकल्येनेन्द्रियेण ग्रहणमस्ति, विशेषप्रतिपत्तिस्तु सर्वत्र हेतोः पक्षधर्मताबलादेवेति वाच्यम्, व्याप्तिग्रहणकाल एव सामान्यस्वरूपस्य साध्यस्य सिद्धया साधनवैफल्यापत्तेः, पक्षधर्मताया धूमविशेष एव सत्त्वे न तस्य वह्निविशेषेण व्याप्तेरगृहीततया गमकत्वासम्भवात् धूमसामान्ये सत्त्वे तु वह्निसामान्यस्यैव सिद्धिः स्यान्न तु विशेषस्येति ॥

सामर्थ्यविरहेण तद्वृत्तिव्याप्तेस्तेनाग्रहात् । नाप्यनुमानात्तद्ग्रहः, प्रकृतानुमानेनैव तत्प्रतिपत्तावन्योन्याश्रयात् व्याप्तिज्ञाने सत्यनुमानं सति च तस्मिन् व्याप्तिग्रह इति । अनुमानान्तरतस्तत्प्रतिपत्तौ त्वनवस्था, तस्यापि गृहीतव्याप्तिकस्यैव प्रकृतानुमानव्याप्तिग्राहकत्वात् तद्व्याप्तिग्रहश्चान्यानुमानगृहीतव्याप्तिकानुमानादिति । तस्मादुपलम्भानुपलंभादिजन्यं व्याप्त्यादिविषयकं तर्काख्यं ज्ञानमवश्यमभ्युपेयम् । तथा स्वविषयभूते व्याप्त्यादौ अविसंवादकत्वात्प्रमाणत्वं तर्कस्य, अत्र प्रयोगस्तर्कः प्रमाणमबाध्यमानविषयकत्वात्प्रत्यक्षादिवदिति, स्वपरव्यवसायित्वेन च स्वतः प्रमाणम् । अयञ्च तर्कः सम्बन्धप्रतीत्यन्तरनिरपेक्ष एव स्वयोग्यतासामर्थ्यात्सम्बन्धप्रतीतिं जनयतीति नानवस्था । पराभिमततर्कोऽपि क्वचिद्व्याप्तिविचाराङ्गतया क्वचिद्व्यभिचारिशङ्कानिवर्त्तकतया चोपयुज्यत इति ॥

## તર્કપ્રમાણનું નિરૂપણ.

**ભાવાર્થ**–"ઉપલંભ અને અનુપલંભ આદિથી જન્ય વ્યાપ્તિ આદિ વિષયવાળું જ્ઞાન 'તર્ક' કહેવાય છે. જેમ કે- વહ્નિ હોયે છતે જ ધૂમ હોય છે, વહ્નિ નહીં હોયે છતે ધૂમ હોતો નથી. આવું જ્ઞાન વ્યાપ્તિવિષયક છે.'

**વિવેચન**–ઉપલંભ અને અનુપલંભ એટલે ક્ષયોપશમ પ્રમાણે, એક વાર કે અનેક વાર પ્રમાણ માત્રથી સાધ્ય-સાધન-ગમ્યગમકનું ગ્રહણ, એ ઉપલંભ અને અગ્રહણ એ અનુપલંભ કહેવાય છે. પરંતુ આ ઉપલંભ-અનુપલંભ કેવળ પ્રત્યક્ષ પ્રમાણથી થતા નથી, કેમ કે-અનુમાન આદિથી પણ અતીન્દ્રિય નિશ્ચય-અનિશ્ચયનું ગ્રહણ છે. આદિપદથી આવાપ અને ઉદ્‌વાપનું ગ્રહણ છે. ઉપલંભ-અનુપલંભ અને આવાપ-ઉદ્‌વાપથી જન્ય કહેવાતા સ્વરૂપવાળા વ્યાપ્તિ આદિ વિષયકજ્ઞાન, એ તર્ક. અહીં આદિથી વાચ્ય-વાચકભાવ ગ્રહણ કરવો. તથાચ ઉપલંભ-અનુપલંભજન્ય વ્યાપ્તિવિષયક જ્ઞાનપણું કે આવાપ (પ્રક્ષેપ) અને ઉદ્‌વાપ(અપનયન)-જન્ય (વૃદ્ધવ્યવહારથી શક્તિ ગ્રહ થાય છે. જેમ ઉત્તમ વૃદ્ધે 'ઘડો લાવો'-આવો વાક્યપ્રયોગ કર્યે છતે મધ્યમવૃદ્ધ ઘડો લાવે છે. તે જોઈને પાર્શ્વસ્થ વ્યુત્પિત્સુબાલ અન્વય-વ્યતિરેકથી 'ઘડો લાવો'-એવા શબ્દથી જન્ય ઘટ આનયનરૂપ કાર્ય છે એવો નિશ્ચય કરે છે. ત્યાર બાદ 'ગાયને લાવો, ઘડાને લઈ જાઓ'-આવા બીજા વાક્યને સાંભળનારને, આવાપ અને ઉદ્‌વાપથી ઘટપદની ઘટત્વ વિશિષ્ટમાં શક્તિ અને ગોપદની ગોત્વ વિશિષ્ટમાં શક્તિ છે, એવું શક્તિનું જ્ઞાન થાય છે.) વાચ્ય-વાચકજ્ઞાનપણું તર્કનું લક્ષણ છે.

દૃષ્ટાન્તને કહે છે કે-પ્રત્યક્ષથી એક વાર કે અનેક વાર વહ્નિ અને ધૂમના ગ્રહણ-અગ્રહણ બાદ (વહ્નિરૂપ કારણસત્ત્વે ધૂમરૂપ કાર્યસત્ત્વરૂપ અન્વય, વહ્નિરૂપ કારણના અભાવમાં ધૂમરૂપ કાર્યનો અભાવ, એમ અન્વય વ્યતિરેક બાદ) જે કોઈ ધૂમરૂપ કાર્ય છે, તે સઘળો ધૂમ પણ વહ્નિરૂપ કારણ હોયે છતે જ હોય છે. વહ્નિનો અભાવ હોયે છતે ધૂમ હોતો નથી જ. આવી રીતે સર્વ કાળ-દેશને આશ્રી, સાધ્ય-સાધન (કાર્ય-કારણ) સંબંધના વિષયવાળું જ્ઞાન ઉગે છે તેથી આ તર્ક છે. સર્વ દેશ-કાળને આશ્રી સાધ્ય-સાધનસંબંધ

એ વ્યાપ્તિ છે અને વ્યાપ્તિરૂપ વિષયવાળો તર્ક છે. જો અન્વય વ્યતિરેક છે, તો સર્વ દેશ-કાળાવચ્છિન્ન સાધ્ય-સાધનસંબંધરૂપ વ્યાપ્તિ છે અને વ્યાપ્તિ છે તો તર્ક છે. [સર્વના ઉપસંહાર-સંગ્રહદ્વારા વ્યાપ્તિ, પ્રત્યક્ષના અવિષયરૂપ છે, કેમ કે-ઉપલંભ-અનુપલંભ સ્વભાવવાળું બે પ્રકારનું પ્રત્યક્ષ, સંનિહિત-યોગ્ય દેશસ્થના માત્ર વિષયવાળું છે. તથાચ વ્યભિચારના અદર્શન-ભૂયોદર્શન સહકૃત પણ પ્રત્યક્ષ વ્યાપ્તિગ્રાહક નથી, કેમ કે-પોતાના અવિષયમાં હજારો સહકારીઓથી સહકૃત પણ પોતે (જ્ઞાન) તેનું ગ્રહણ કરી શકતો નથી, માટે તર્ક વ્યાપ્તિગ્રાહક છે.]

તે તર્કનો શબ્દનો આકાર=આ હોયે છતે, આ છે-આ નહીં હોયે છતે, આ નથી, આવા આકારનો ઉલ્લેખ છે.

૦ અહીં પ્રમાણદ્વારા એક વાર કે અનેક વાર સાધ્ય-સાધનનું ગ્રહણ અને અગ્રહણ (અન્વય વ્યતિરેક) સહકારી કારણભૂત છે. મહાનસ (રસોડા) આદિમાં વહ્નિ-ધૂમનું ગ્રહણ, સરોવર આદિમાં અગ્રહણ છે એમ જાણવું.

**પૂર્વપક્ષ**-ભૂયો (વારંવાર) દર્શન અને વ્યભિચારના અદર્શનથી સહકૃત ઈન્દ્રિયથી જ વ્યાપ્તિ યોગ્ય હોવાથી ગ્રહણ થાય છે. વળી સામાન્ય લક્ષણ પ્રત્યાસત્તિથી સકળ સાધ્ય-સાધનના ઉપસંહાર માટે તર્ક વ્યર્થ જ થશે. [सामान्यलक्षणप्रत्यासत्त्या=ઈન્દ્રિયસંબંદ્ધ વિશેષ્યક જ્ઞાન પ્રકારીભૂત સામાન્યરૂપ લૌકિક સંનિકર્ષથી જ્યારે કોઈ ધૂમ, ચક્ષુઃ સંનિકૃષ્ટ થયો, ધૂમવિશેષ્યક 'ધૂમ' એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે સકળ ધૂમની સાથે ચક્ષુનો કહેલો સંનિકર્ષ વર્તે છે. તથાહિ ઈન્દ્રિયસંબંદ્ધ એટલે ચક્ષુઃસંયુક્ત, આગળ રહેલો ધૂમ છે. તે વિશેષ્યવાળું 'ધૂમ' એવું જ્ઞાન છે. તે જ્ઞાનમાં ધૂમત્વ પ્રકાર છે. તે પ્રકારીભૂત સામાન્યભૂત ધૂમત્વરૂપ સંનિકર્ષથી 'धूमा.' એવું સકળ ધૂમવિષયક જ્ઞાન થાય છે. અર્થાત્ તાદૃશ ધૂમત્વ સામાન્ય સકળ ધૂમમાં વર્તે છે. માટે તાદૃશ સંનિકર્ષના બળથી, ચક્ષુવડે સકળ ધૂમનું અલૌકિક પ્રત્યક્ષ, આવી કહેલ દિશાથી સકળ વહ્નિ પણ પ્રત્યક્ષ છે. એથી સકળ ઉપસંહારથી વ્યાપ્તિગ્રહણ પ્રત્યક્ષથી સંભવે છે.]

**ઉત્તરપક્ષ**-જેમ 'સાક્ષાત્ હું કરૂં છું'-આવા અનુભવબળથી પ્રત્યક્ષ મનાય છે, તેમ 'હું તર્ક કરૂં છું'-આવા અનુભવબળથી તેના વિષયભૂત તર્કને માનવો જોઈએ. તર્કથી સકળ સાધ્યસાધન વ્યક્તિના ઉપસંહારથી વ્યાપ્તિજ્ઞાનની ઉપપત્તિ થયે છતે સામાન્ય લક્ષણ પ્રત્યાસત્તિની કલ્પનામાં પ્રમાણનો અભાવ છે. એટલું જ નહીં પરંતુ ઊહનામક તર્ક સિવાય જાણેલા પણ ધૂમત્વ આદિરૂપ સમાન્યથી સકળ ધૂમ-વહ્નિ વ્યક્તિનું જ્ઞાન અસંભવિત છે. અર્થાત્ તર્કથી જ વ્યાપ્તિજ્ઞાનનો સંભવ થયે છતે, સામાન્ય લક્ષણ પ્રત્યાસત્તિના સ્વીકારમાં પ્રમાણ નહીં હોવાથી, કહેલ દિશાથી પ્રત્યક્ષથી વ્યાપ્તિજ્ઞાનનો સંભવ નથી એમ જાણવું.

ખરેખર, તે સામાન્ય લક્ષણ પ્રત્યાસત્તિ 'સામાન્ય, જ્યારે વ્યક્તિ સાકલ્ય-સકળ વ્યક્તિ વ્યભિચારી થાય, ત્યારે સામાન્ય જ ન હોય.'-આવા પ્રકારના તર્કની અપેક્ષા રાખે છે.

૦ તે પ્રાણીમાં ધર્મ વિશેષ છે, કેમ કે-વિશિષ્ટ સુખની અન્યથાનુપપત્તિ છે. ઈત્યાદિમાં સાધ્યભૂત ધર્મવિશેષ્યનું 'शुभःपुण्यस्य'-આવા આપ્તવચનથી જ ગ્રહણ છે અને હેતુનું અનુમાનથી ગ્રહણ છે.

૦ આદિત્યમાં ગમનશક્તિ છે, કેમ કે-ગમનની અન્યથા અનુપપત્તિ છે. ઈત્યાદિમાં સાધ્યનું અનુમાનથી, પહેલાં, જે કાર્ય છે તે શક્તિવાળા કારણપૂર્વક છે. જેમ કે-સંપ્રતિપન્ન અને 'કાર્યગમન છે.' આવા બીજા અનુમાનનું દેશાન્તર પ્રાપ્તિરૂપ લિંગરૂપ હેતુથી ગ્રહણ છે.

૦ ઉપરોક્ત કથનથી વ્યાપ્યના આરોપથી વ્યાપક આરોપ તર્ક છે અને તે ક્વચિદ્ વિરોધી શંકા નિવર્ત્તક હોઈ પ્રમાણાનુગ્રાહક છે. આ તર્ક સ્વતઃ પ્રમાણ નથી. [તર્કમાં વ્યાપ્યનો અને વ્યાપકનો બાધ નિશ્ચય કારણ છે. વ્યાપ્યનો આરોપ એટલે બાધકાલીન ઈચ્છાજન્યજ્ઞાનરૂપ આહાર્યજ્ઞાન છે. તથાચ વ્યાપ્યવિષયક આહાર્યજ્ઞાનજન્ય વ્યાપકવિષયક આહાર્યજ્ઞાનત્વ એ તર્કનું લક્ષણ છે. જેમ કે-'જો વહ્નિ ન હોય, તો ધૂમ પણ ન હોય.' તર્ક બે પ્રકારનો છે. (૧) વિષયપરિશોધક. જેમ કે-નિર્વહ્નિઃ સ્યાત્ નિર્ધૂમઃસ્યાત્ ઈત્યાદિ. (૨) વ્યાપ્તિગ્રાહક ક્વચિત્ વહ્નિ વગર પણ ધૂમ થશે ! વહ્નિ વગરના પ્રદેશમાં પણ ધૂમ થાય. ઈત્યાદિ વ્યભિચારી શંકાના નિરાકરણ માટે 'જો ધૂમ-વહ્નિ વ્યભિચારી થાય, તો વહ્નિજન્ય ન થાય ! ઈત્યાદિ તર્ક વ્યાપ્તિગ્રાહક છે.] ઈત્યાદિ નૈયાયિક અભિમત મતનું ખંડન થઈ જાય છે. જેમ કે-સામાન્ય લક્ષણ પ્રત્યાસત્તિના પ્રમાણનો અભાવ હોવાથી, સકળ સાધ્ય-સાધનના ઉપસંહારની અપેક્ષાએ વ્યાપ્તિગ્રાહકના અભાવનો પ્રસંગ આવી જાય છે.

**શંકા**-અન્વય વ્યતિરેક સહકૃત પ્રત્યક્ષથી વ્યાપ્તિ ગ્રહણયોગ્ય ન થઈ શકે ?

**સમાધાન**-પ્રતિનિયત દેશ-કાળવિશિષ્ટ અર્થોમાં ઈન્દ્રિયની પ્રવૃત્તિ હોવાથી સકળ દેશ-કાળવિશિષ્ટ સાધ્ય-સાધનના ઉપસંહારદ્વારા તે અન્વય વ્યતિરેક સહકૃત પ્રત્યક્ષથી વ્યાપ્તિનું ગ્રહણ અસંભવિત છે. [**શંકા**-અવયવરહિત સાધનસામાન્ય-સાધ્યસામાન્યનું સંનિકૃષ્ટ હોઈ એક સ્થાનમાં પણ સકળપણાએ ઈન્દ્રિયથી ગ્રહણ છે. વિશેષ પ્રતિપ્રતિ તો સ્થળે સ્થળે હેતુના પક્ષધર્મતાના બળથી જ છે ને? **સમાધાન**-વ્યાપ્તિ ગ્રહણકાળમાં જ સ્વમાન્ય સ્વરૂપવાળા સાધ્યની સિદ્ધિ હોવાથી સાધનની નિષ્ફળતાની આપત્તિ આવશે. પક્ષધર્મતાની ધૂમવિશેષમાં જ સત્તા હોઈ, વહ્નિવિશેષની સાથે વ્યાપ્તિ હોઈ, તે સામાન્ય સ્વરૂપનું ગ્રહણ નહીં હોવાથી તેમાં વિશેષમાં ગમકત્વનો અસંભવ છે. ધૂમ સામાન્ય હોયે છતે વહ્નિ સામાન્યની સિદ્ધિ થાય પરંતુ વિશેષની નહીં. ઈતિ.]

૦ વળી બહિરિન્દ્રિયનિરપેક્ષ મનમાં બહિરર્થના સાક્ષાત્કારમાં સામર્થ્યનો અભાવ હોઈ બાહ્ય અર્થવિષયક વ્યાપ્તિનું મનથી ગ્રહણ થતું નથી.

૦ વ્યાપ્તિગ્રાહક અનુમાન પણ થઈ શકતું નથી, કેમ કે-પ્રકૃત અનુમાનથી જ તે

વ્યાપ્તિની પ્રતિપત્તિમાં અન્યોન્યાશ્રય દોષ છે. વ્યાપ્તિજ્ઞાન હોયે છતે અનુમાન છે અને અનુમાન હોયે છતે વ્યાપ્તિજ્ઞાન છે.

૦ બીજા અનુમાનથી તે વ્યાપ્તિની પ્રતિપત્તિમાં તો અનવસ્થા છે, કેમ કે-તે ગ્રહીત-વ્યાપ્તિવાળામાં જ પ્રકૃત અનુમાન વ્યાપ્તિગ્રાહકપણું છે. વ્યાપ્તિજ્ઞાન અન્ય અનુમાનગૃહીત વ્યાપ્તિવાળા અનુમાનથી જ છે. આવી પરંપરા અનંત હોઈ અનવસ્થા છે. તેથી ઉપલંભ-અનુપલંભ આદિ જન્ય વ્યાપ્તિ આદિ વિષયક, તર્કનામક જ્ઞાન અવશ્ય માનવું જોઈએ. તેમજ સ્વ(તર્ક)વિષયભૂત વ્યાપ્તિ આદિમાં અવિસંવાદીપણું હોવાથી તર્કનું પ્રમાણપણું છે. અહીં અનુમાનપ્રયોગ છે કે 'તર્ક'પ્રમાણ છે, કેમ કે-અબાધિત વિષયવાળો છે. જેમ કે-પ્રત્યક્ષ આદિ માટે આ તર્ક સ્વ-પરવ્યવસાયી હોઈ (દીપકવત્) સ્વતઃ ખુદ સાક્ષાત્ પ્રમાણરૂપ છે. જો આ તર્ક વ્યાપ્તિના જ્ઞાન માટે સ્યાદ્વાદમાં માને, તો આ તર્ક અનવસ્થા આદિ દોષરહિત છે; કેમ કે-બીજી સંબંધની પ્રતીતિની અપેક્ષા રાખ્યા સિવાય જ, સ્વયોગ્યતાના સામર્થ્યથી જ સાધ્ય-સાધન અવિનાભાવરૂપ સંબંધની પ્રતીતિ કરવા માટે પોતે સમર્થ છે, માટે અનવસ્થા નથી. વ્યાપ્યારોપણ વ્યાપકારોપરૂપ નૈયાયિકીભિમત તર્ક પણ ક્વચિત્ અસ્મદ્ અભિમત તર્કથી જ્યાં વ્યાપ્તિજ્ઞાનનો પ્રસંગ છે, ત્યાં તર્કદ્વારા જે વ્યાપ્તિસમર્થનરૂપ વિચાર છે, તેના અનુકૂળપણાની અપેક્ષાએ અને વ્યભિચાર શંકાના નિવર્ત્તકપણાની અપેક્ષાએ ઉપયોગી છે.

अथादिपदग्राह्यवाच्यवाचकसम्बन्धविषयकतर्कस्य दृष्टान्तमाह—

**यथा वा घटजातीयशब्दो घटजातीयस्य वाचको घटजातीयोऽर्थो घटजातीयशब्दवाच्य इति ज्ञानं वाच्यवाचकभावसम्बन्धविषयकम् ॥ सूत्र-५ ॥**

**यथावेति ।** ननु वाच्यवाचकभावविषयकं ज्ञानं कथं तर्क इति चेन्मैवं इतरप्रमाणासाधारणत्वात् नहीदं प्रत्यक्षं, चक्षुरादिज्ञानस्य शब्दपरिहारेण रूपादावेव श्रोत्रज्ञानस्य च रूपादिपरिहारेण शब्द एव प्रवर्त्तमानत्वात् । न च सकलशब्दार्थगोचरमन्यज्ञानमस्ति ततस्तर्क एव तद्विषयक इति ॥

હવે આદિપદથી ગ્રહણ કરવાલાયક વાચ્યવાચક સંબંધવિષયક તર્કનું દૃષ્ટાન્ત કહે છે.

**ભાવાર્થ**-"અથવા જેમ કે-ઘટજાતીય શબ્દ ઘટજાતીયનો વાચક છે. ઘટજાતીય અર્થ ઘટજાતીય શબ્દવાચ્ય છે. આવું જ્ઞાન વાચ્યવાચક ભાવસંબંધવિષયક છે."

શંકા-વાચ્યવાચક ભાવવિષયક જ્ઞાન કેવી રીતે તર્ક છે?

**સમાધાન**-ઈતર પ્રમાણોથી અસાધારણ છે. બીજા બીજા પ્રમાણોમાં તર્કનો અંતર્ભાવ થઈ શકતો નથી. તથાહિ આ તર્ક-પ્રત્યક્ષ પ્રમાણરૂપ નથી, કેમ કે-ચક્ષુ આદિ જ્ઞાન શબ્દના પરિહારપૂર્વક રૂપ આદિમાં જ પ્રવર્તે છે. શ્રોત્રજ્ઞાન, રૂપ આદિના પરિહારપૂર્વક શબ્દમાં પ્રવર્ત્તતું છે.

વળી સકળ શબ્દ અર્થવિષયક અન્ય જ્ઞાન નથી, માટે સકળ શબ્દ અર્થવિષયક તર્ક જ છે. એટલે ભિન્ન, સ્વ-પરવ્યવસાયી હોઈ પ્રમાણ છે.

ઉપલંભ-અનુપલંભ કેવી રીતે તર્ક પ્રત્યે કારણ થાય છે? આના જવાબમાં કહે છે કે-

ભાવાર્થ-"વળી વ્યાપ્તિવિષયક જ્ઞાન, વ્યાપ્તિજ્ઞાનકાળમાં એક વાર ઉપલંભ અને અનુપલંભથી સાક્ષાત્ ઉત્પન્ન થાય છે. ક્વચિત્ તો પહેલાં અનેક વાર ઉપલંભ અને અનુપલંભથી જ કાળાન્તરમાં સાધનના ગ્રહણ પહેલાં જોયેલ સાધ્ય-સાધનના સ્મરણ-પ્રત્યભિજ્ઞાનથી પરંપરાથી ઉત્પન્ન થાય છે. વળી ઉપલંભ એટલે સાધ્યસત્તામાં જ હેતુની સત્તા ઈતિ.

અનુપલંભ એટલે સાધ્યના અભાવમાં હેતુનો અભાવ ઈતિ. સાધ્ય-સાધનના ગ્રહણ-અગ્રહણરૂપ આ બંને, પ્રમાણ માત્રથી અભિમત છે."

**વિવેચન**-સાક્ષાત્ જ પેદા થાય છે. એટલે સ્મરણની અને પ્રત્યભિજ્ઞાનની અપેક્ષા રાખ્યા સિવાય, તાદૃશ ક્ષયોપશમવિશેષના બળથી પ્રત્યક્ષ વ્યાપ્તિજ્ઞાન પેદા થાય છે.

પરંપરાએ તર્કની ઉત્પત્તિને કહે છે.

'क्वचित्त्विति।' પહેલાં સાધ્ય અને સાધનનો એક સ્થળમાં દર્શન, ત્યાર બાદ હેતુ-દર્શન થયે છતે પૂર્વ દેખેલ સાધ્ય અને સાધનના સહચાર(સાહચર્ય)નું સ્મરણ તથા ત્યાર પછી વર્તમાનદર્શનના વિષયભૂત ધૂમ આદિ હેતુમાં પૂર્વદૃષ્ટ વહ્નિ આદિ સહચરિત ધૂમનું સજાતીયત્વ પ્રતિ સંધાનરૂપ પ્રત્યભિજ્ઞાન થાય છે. ત્યાર બાદ તે પ્રત્યભિજ્ઞાન સહચરિત તર્ક-નામક જ્ઞાનાવરણક્ષયોપશમ વિશેષથી જ્યાં જ્યાં ધૂમ છે, ત્યાં ત્યાં અગ્નિ છે ઈતિ. આકાર-વાળો સકળ-સાધ્ય-સાધન વ્યક્તિના ઉપસંહાર (સંપૂર્ણ સંબંધ સંગ્રહ)દ્વારા તર્ક, વ્યાપ્તિના જ્ઞાનમાં સામર્થ્ય થાય છે.

कथमुपलम्भानुपलम्भौ तर्कं प्रति कारणे भवत इत्यत्राह—

**व्याप्तिविषयकं ज्ञानञ्च व्याप्तिज्ञानकाले सकृदुपलम्भानुपलम्भाभ्यां साक्षादेव जायते। क्वचित्तु पूर्वमसकृदुपलम्भानुपलम्भाभ्यामेव कालान्तरे साधनग्रहणप्राग्दृष्टसाध्यसाधनस्मरण-प्रत्यभिज्ञानपरम्परया जायते। उपलम्भश्च साध्यसत्त्व एव हेतूपलम्भ इति। अनुपलम्भश्च साध्याभावे हेतोरनुपलम्भ इति। साध्यसाधनग्रहणाग्रहणात्मकाविमौ प्रमाणमात्रेणा-भिमतौ ॥ सूत्र-६ ॥**

व्याप्तिविषयकेति। साक्षादेवेति स्मरणप्रत्यभिज्ञानिरपेक्षमेवेत्यर्थः, तादृगक्षयोपशमविशेषबलात्तथा जायत इति भावः। परम्परया तर्कोत्पत्तिमाह क्वचित्त्विति। उपलम्भानुपलम्भौ दर्शयति उपलम्भश्चेति साध्यसाधनयोर्ग्रहणमिति भावः। अनुपलम्भश्चेति. साध्यसाधनयोरग्रहणमित्यर्थः. तथा च धूमाधिकरणे वह्निदर्शनं, वह्न्यभावाधिकरणे धूमाभावदर्शनमिति द्वयोस्तात्पर्यार्थः। कथं तयोर्ग्रहणमित्यत्राह साध्य-

साधनेति, तेनातीन्द्रियसाध्यहेतुकस्थलेषु न दोष इति भावः ॥

હવે ઉપલંભ અને અનુપલંભને દર્શાવે છે.

'उपलम्भश्चेति ।' સાધ્ય-સાધનનું ગ્રહણ એવો ભાવ છે. 'अनुपलम्भश्चेति ।' સાધ્ય-સાધનનું અગ્રહણ એવો અર્થ છે. તથાચ ધૂમના આધારમાં અગ્નિનું દર્શન અને વહ્નિના અભાવના આધારમાં ધૂમના અભાવનું દર્શન, એ ઉપલંભ અને અનુપલંભનો તાત્પર્યભૂત અર્થ છે. (અન્વય વ્યતિરેક) તે બંનેનું ગ્રહણ આદિ કેવી રીતે? તો કહે છે. કે-'साध्यसाधनेति।' તેથી અતીન્દ્રિય સાધ્ય અને હેતુવાળા સ્થળોમાં દોષ નથી. [જેમ કે-સૂર્યની ગમનશક્તિ છે, કેમ કે-ગમનની અન્યથા અનુપપત્તિ છે. અહીં ગમનરૂપ ધર્મ આપ્તવચનથી છે. ગમન-શક્તિ કહેલા અનુમાનથી પહેલાં સિદ્ધ નથી, કિન્તુ જે કાર્ય છે, તે શક્તિવાળા કારણથી જન્ય છે. જેમ કે-ઘટાદિ, તેમજ ગમન કાર્ય છે. આવા પ્રકારના બીજા અનુમાનથી સિદ્ધ થાય છે, કેમ કે-તે સાધ્ય અને સાધન બંને અતીન્દ્રિય છે.]

अथ वाच्यवाचकभावसम्बन्धज्ञानजननविधानमाह—

**वाच्यवाचकभावसम्बन्धज्ञानन्तु क्वचिदावापोद्वापाभ्यां समुदेति । यथा प्रयोजकवृद्धप्रयुक्तगामानयेतिवाक्यश्रवणसमनन्तरगवानयनप्रवृत्तिमत्प्रयोज्यवृद्धचेष्टाप्रेक्षणजन्यैतद्वाक्यजन्यैतदर्थविषयकज्ञानवानयमित्यनुमानज्ञानवतोऽपि वालस्य तत्तदर्थविशेष्यकतद्वाक्यघटिततत्तत्पदवाच्यत्वसंशयवतः कालान्तरीयप्रयोजकवृद्धप्रयुक्तगां नयाश्वमानयेति गोशब्दानयनशब्दविषयकावापोद्वापवद्वाक्यश्रवणजन्यप्रयोज्यवृद्धप्रवृत्तितो गोजातीयोऽर्थो गोशब्दस्य वाच्यो गोजातीयश्च शब्दो गोजातीयस्य वाचक इत्येवंरूपस्तर्कस्समुल्लसति । क्वचिच्चाप्तपुरुषप्रयुक्तेन परार्थतर्करूपेणेदृशोऽर्थ ईदृशशब्दवाच्य ईदृशशब्दश्चेदृशार्थस्य वाचक इति वाक्येन वाच्यवाचकभावप्रतिपत्तिः । तर्के चानुभवस्स्मृतिः प्रत्यभिज्ञानञ्च कारणम् । इति तर्कनिरूपणम् ॥सूत्र-७॥**

वाच्यवाचकेति । आवापोद्वापाभ्यामिति, आवापोऽनुवृत्तिरुद्वापो व्यावृत्तिः । तत्प्रकारं विशदयति यथेति, अयमभिप्रायः, एकः प्रयोजकवृद्धो य आज्ञापयति कमपि, द्वितीयः प्रयोज्यवृद्धो य आज्ञप्तो भवति, तृतीयो बालो यः प्रयोज्यवृद्धप्रवृत्तितः प्रयोजकवृद्धोदितस्य वाक्यस्यार्थं परिच्छिनत्ति । तत्र प्रयोजकवृद्धेन प्रयोज्यवृद्धं प्रति गामानयेति वाक्ये प्रयुक्ते गृहीततत्सङ्केतस्य प्रयोज्यवृद्धस्य तच्छ्रोतुरगृहीततत्सङ्केतस्य च बालस्य वर्णविषयकं पदविषयकं वाक्यविषयकञ्च सङ्कलनात्मकं प्रत्यभिज्ञानं समुदेति । यथा पूर्वपूर्ववर्णावयवश्रवणेन संजात संस्कारस्यान्त्यावयवश्रवणानन्तरं पूर्वतदवयवस्मरणे ह्रस्वादिविषयकसङ्केतस्मरणे च सत्ययं वर्णो ह्रस्वो दीर्घः प्लुतो वेति प्रत्यभिज्ञानमुभयोर्जायते तथा पूर्वपूर्व-

१. यथाऽस्ति तपनस्य गमनशक्तिर्गमनान्यथानुपपत्तेरित्यत्र गमनरूपो धर्म आप्तवचनात्, गमनशक्तिश्चोक्तानुमानादर्वाक् नहि सिद्धः किन्तु यत्कार्यं तच्छक्तिमत्कारणपूर्वकं, यथा घटादिः कार्यञ्च गमनमित्येवंरूपानुमानान्तरात् सिद्ध्यति, तयोरतीन्द्रियत्वात् इति भावः ॥

वर्णश्रवणजन्यसंस्कारस्यान्त्यवर्णश्रवणानन्तरं तत्तत्पूर्ववर्णानामनुक्रमविशिष्टानां स्मरणे पदविषयसङ्केतस्मरणे च सतीदं सुबन्तं तिङन्तं वा पदमिति प्रत्यभिज्ञानं जायते । एवं पूर्वपूर्वपदश्रवणसमुदितसंस्कारस्यान्त्यपदश्रवणानन्तरमनुक्रमविशिष्टानां पूर्वपदानां वाक्यविषयकसंकेतस्य च स्मरणे सति वाक्यमिदमिति प्रत्यभिज्ञानं जायते । इत्थं प्रत्यभिज्ञानाद्वर्णपदवाक्यग्रहणे जाते प्रयोज्यवृद्धस्य गोकर्मकानयनानुकूलां गमनात्मिकां चेष्टामाकलय्य बालः कारणान्तरासन्निधौ प्रयोजकवृद्धप्रयुक्तशब्दश्रवणसमनन्तरं प्रवृत्तस्य प्रयोज्यवृद्धस्येयं चेष्टा प्रयोजकवृद्धशब्दजन्ययत्किञ्चित्प्रतिपत्तिप्रयोज्येति मन्यते । ततस्तेनानीयमानां गां निभाल्य गवानयनरूपोऽर्थोऽनेन प्रयोज्यवृद्धेन तस्माद्वाक्यादवगत इति प्रत्येति, परन्तु न पारयति तदानीं कस्य पदस्य कोऽर्थ इति विविच्य निश्चेतुं । पुनश्च कालान्तरे प्रयोजकवृद्धेन प्रयुक्तं गां नयेत्यादिवाक्यं गोशब्देनानुवृत्तमानयशब्देन च व्यावृत्तं श्रुत्वा दृष्ट्वा च प्रयोज्यवृद्धस्य विशिष्टां प्रवृत्तिं विजानाति तदाऽर्थस्य गोरनुवृत्तिं व्यावृत्तिश्चानयनस्य, तथैव प्रयोजकवृद्धेनोदितमश्वमानयेति वाक्यं गोशब्देन व्यावृत्तमानयशब्देन चानुवृत्तं निशम्य विलोक्य च प्रयोज्यवृद्धस्य तादृशीं चेष्टां समाकलयति गवादेरर्थस्य व्यावृत्तिमानयनस्यानुवृत्तिञ्च । ततश्चेदृशावापोद्वापाभ्यां समुल्लसति तस्य तर्कः गोजातीयोऽर्थो गोजातीयशब्दवाच्यो गोजातीयश्च शब्दो गोजातीयस्य वाचक इत्येवंरूपो वाच्यवाचकभावावलम्बन इति । गामानयेतिवाक्येति, गामानयेत्यनुकरणं पदं तद्बोधकञ्चेतिपदं, तस्य च वाक्यपदेन 'सह सुपा' इत्यनेन समासः । एवमग्रेऽपि । तत्र प्रयुक्तपदस्य वाक्यपदेन समनन्तरपदस्य प्रवृत्तिपदेन जन्यपदस्यानुमानज्ञानपदेनान्वयः । प्रेक्षणं बालनिष्ठं, अवशिष्टं मूलं स्फुटार्थम् । नन्वावापोद्वापाभ्यां क्वचिदेव तर्कस्समुल्लसतीत्युक्तं तत्किमन्येनापि प्रकारेण स समुदेतीति जिज्ञासायामाह क्वचिच्चेति । अत्रायं भावः, कश्चिदाप्तस्स्वयं तर्केण वाच्यवाचकभावं शब्दार्थयोरवगत्य परं प्रति बोधयितुं परस्मिंस्तदनुसारितर्कोत्पत्तिहेतुं परार्थतर्कमभिधत्ते, वत्स ! गोजातीयोऽर्थो गोजातीयशब्दवाच्यो गोजातीयश्च शब्दो गोजातीयार्थस्य वाचक इत्यनेहीति, ततश्चासौ वाच्यवाचकयोरुपलम्भानुपलम्भद्वारेण तथाप्रतिपद्यमानस्तर्कादेव वाच्यवाचकभावं विजानाति, इयञ्च व्याप्त्या वाच्यवाचकभावप्रतीतिर्बोध्या, गृह्यग्राहिकतया तु नियतव्यक्तावयं पुरोवर्त्ती भावोऽस्य शब्दस्य वाच्य इति, तथाऽऽगमादेरपि सा भवति, तदूर्ध्वं तु व्याप्तिद्वारेण तर्कादेव प्रत्येति, इत्थम्भूतसर्व इत्थम्भूतस्य सर्वस्य शब्दस्य वाच्य इत्थम्भूतशब्द इत्थम्भूतस्य सर्वस्यार्थस्य वाचक इति ॥ ननु वाच्यवाचकभावविषयके तर्केऽपि व्याप्तिज्ञानात्मकतर्क इवानुभवस्मृत्योः क्वचिदेव कारणत्वं किं वा सर्वत्रेत्यत्राह तर्के चेति, वाच्यवाचकभावविषयकेत्यादिः, अन्यथा साक्षादेव जायत इत्यनेन विरोधापत्तेः, कारणमिति, तथा चात्र तयोः कारणत्वं नियतमिति भावः । अथ तर्कं निगमयतीतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकारश्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायामनुमानपरिकरो नाम तृतीयः किरणः ॥

હવે વાચ્યવાચક ભાવસંબંધની ઉત્પત્તિનું વિધાન કહે છે.

**ભાવાર્થ**–"વાચ્યવાચક સંબંધ જ્ઞાનનો ક્વચિદ્ આવાપ–ઉદ્વાપથી પેદા થાય છે. જેમ કે–'प्रयोजकवृद्धप्रयुक्ता।' 'ગાય લાવો'–આવા કથનના શ્રવણ પછી ગાયને લાવવાની પ્રવૃત્તિવાળા પ્રયોજ્યવૃદ્ધની ચેષ્ટાના દર્શનથી જન્ય, આ વાક્યથી જન્ય 'આ અર્થવિષયક જ્ઞાનવાળો છે.' આવા અનુમાનજ્ઞાનવાળા પણ બાળકની તે તે અર્થવિશેષ્યવાળા તે તે વાક્યમાં ઘટિત તે તે પદવાચ્યત્વના સંશયવાળાને, કાલાન્તરમાં 'प्रयोजकवृद्धप्रयुक्त' 'ગાયને લઈ જા અને ઘોડાને લાવ'–આવા ગોશબ્દ અને આનયન શબ્દવિષયક આવાપ અને ઉદ્વાપવાળા વાક્યના શ્રવણથી જન્ય પ્રયોજ્યવૃદ્ધની પ્રવૃત્તિથી, 'ગોજાતીય અર્થ ગોશબ્દનો વાચ્ય છે અને ગોજાતીય શબ્દ ગોજાતીયનો વાચક છે.'–આવા આકારવાળો તર્ક ઉદિત થાય છે. ક્વચિત્ આપ્તપુરુષપ્રયુક્ત પરાર્થ તર્કરૂપે 'આવો અર્થ આવા શબ્દથી વાચ્ય છે અને આવો શબ્દ આવા અર્થનો વાચક છે. આવા વાક્યથી વાચ્યવાચકભાવનું જ્ઞાન થાય છે. વળી તર્ક પ્રત્યે અનુભવ, સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞાન કારણ છે.'

**વિવેચન**–આવાપ એટલે અનુવૃત્તિ (પ્રક્ષેપ) અને ઉદ્વાપ એટલે વ્યાવૃત્તિ (અપનયન), તેના પ્રકારને સ્પષ્ટ કરે છે. એક પ્રયોજકવૃદ્ધ છે, કે જે કોઈને પણ સમજાવે છે–આજ્ઞાકારક છે. (૧) વૃદ્ધ એટલે શબ્દ–અર્થના વાચ્યવાચક ભાવસંબંધને જાણનારો ગુરુ, (૨) પ્રયોજ્યવૃદ્ધ, કે જે સમજાવાય છે–આજ્ઞાયોગ્ય છે–શિષ્ય છે. (૩) બાળ છે, કે જે પ્રયોજ્યવૃદ્ધની પ્રવૃત્તિથી પ્રયોજકવૃદ્ધે કહેલ વાક્યના અર્થને જાણે છે. ત્યાં પ્રયોજકવૃદ્ધે, પ્રયોજ્યવૃદ્ધ પ્રત્યે 'ગાય લાવો'–આવા વાક્યનો પ્રયોગ કર્યે છતે, તેના સંકેતના જ્ઞાનવાળો અને તે વાક્યનો સાંભળનાર પ્રયોજ્યવૃદ્ધને તથા તેના સંકેતને નહીં જાણનાર બાળને વર્ણવિષયક, પદવિષયક અને વાક્યવિષયક સંકલન આત્મક પ્રત્યભિજ્ઞાન પેદા થાય છે. જેમ કે–પૂર્વપૂર્વના વર્ણભૂત અવયવના શ્રવણથી ઉત્પન્ન સંસ્કારવાળાને અંત્ય અવયવના શ્રવણથી પૂર્વના તે વર્ણભૂત અવયવનું સ્મરણ થયે છતે અને હ્રસ્વ આદિ વિષયક સંકેતનું સ્મરણ થયે છતે, 'આ વર્ણ હ્રસ્વ, દીર્ઘ કે પ્લુત છે'–એવું પ્રત્યભિજ્ઞાન પ્રયોજ્યવૃદ્ધ અને બાળકમાં થાય છે. તેમજ પૂર્વપૂર્વ વર્ણના શ્રવણજન્ય સંસ્કારવાળાને અંતિમ વર્ણના શ્રવણ પછી અનુક્રમ–વિશિષ્ટ તે તે પૂર્વના વર્ણોનું સ્મરણ થયે છતે અને પદવિષયક સંકેતનું સ્મરણ થયે છતે, 'આ 'સિ'રૂપ વિભક્તિ અંતવાળું કે 'તિ'રૂપ પ્રત્યય અંતવાળું પદ છે.' 'ભક્તિઃ કે ભવતિ'–એવું આ પદ છે. આવુ પ્રત્યભિજ્ઞાન થાય છે.

આ પ્રમાણે પૂર્વપૂર્વ પદના શ્રવણથી જન્ય સંસ્કારવાળામાં અંતિમ પદના શ્રવણ પછી અનુક્રમવિશિષ્ટ પૂર્વ પદોનું સ્મરણ થયે છતે અને વાક્યવિષયક સંકેતનું સ્મરણ થયે છતે, 'આ વાક્ય છે'–આવુ પ્રત્યભિજ્ઞાન થાય છે. આ પ્રમાણે પ્રત્યભિજ્ઞાનથી વર્ણ–પદવાક્યનું ગ્રહણ થયે છતે, પ્રયોજ્યવૃદ્ધની ગાયને લાવવાની ક્રિયાને જોઈ, બાળક બીજા કારણોની અસંનિધિ હોયે છતે, પ્રયોજકવૃદ્ધે કહેલા શબ્દના શ્રવણ પછી પ્રવૃત્તિવાળા પ્રયો-

જ્યવૃદ્ધની આ ચેષ્ટા, પ્રયોજકવૃદ્ધના શબ્દજન્ય યત્કિંચિત્ જ્ઞાનજન્ય છે એમ માને છે. ત્યાર બાદ તે પ્રયોજકવૃદ્ધે લાવેલી ગાયને જોઈ, ગાયને લાવવારૂપ અર્થ, આ પ્રયોજ્યવૃદ્ધે તે વાક્યથી જાણેલો છે એવી પ્રતીતિ કરે છે, પણ કયા પદનો કયો અર્થ છે–એમ વિવેકપૂર્વક નિશ્ચય કરી શકતો નથી. વળી ફરી પ્રયોજકવૃદ્ધે કહ્યું કે–'ગાયને લઈ જાઓ.' ગોશબ્દની અનુવૃત્તિવાળા અને આનયપદની વ્યાવૃત્તિવાળા વાક્યને સાંભળી અને પ્રયોજ્યવૃદ્ધની વિશિષ્ટ પ્રવૃત્તિને જોઈ, તે વખતે ગાયરૂપી અર્થની અનુવૃત્તિને અને આનયનની વ્યાવૃત્તિ(અપનયન)ને જાણે છે. તેવી જ રીતે પ્રયોજકવૃદ્ધે કહ્યું કે–'ઘોડો લાવો.' ગોશબ્દની વ્યાવૃત્તિવાળા, આનયન શબ્દની અનુવૃત્તિવાળા વાક્યને સાંભળી અને પ્રયોજકવૃદ્ધની તેવી ચેષ્ટાને જોઈ, ગાય આદિરૂપ પદાર્થની વ્યાવૃત્તિને અને આનયનરૂપ અનુવૃત્તિને જાણે છે. વળી તેથી આવા આવાપ અને ઉદ્વાપથી તેને 'ગોજાતીય અર્થ ગોજાતીય શબ્દથી વાચ્ય છે અને ગોજાતીય શબ્દ ગોજાતીય અર્થનો વાચક છે.' આવા પ્રકારનો વાચ્યવાચકભાવના આલંબનવાળો તર્ક જાગે છે.

'गामानयेतिवाक्येति, गामानयेति।' અનુકરણપદ છે. તેનો બોધ કરાવનાર ' इति ' પદ છે અને તેનો વાક્યપદની સાથે 'सह सुपा' એવા વ્યાકરણના નિયમથી સમાસ છે. એ પ્રમાણે આગળ ઉપર પણ સમજવાનું છે. ત્યાં પ્રયુક્તપદનો વાક્યપદની સાથે, સમનન્તર-પદનો પ્રવૃત્તિપદની સાથે અને જન્યપદનો અનુમાનજ્ઞાનપદની સાથે અન્વય છે. પ્રેક્ષણ બાલનિષ્ઠ સમજવાનું છે. બાકીનું મૂળ સ્પષ્ટ અર્થવાળું છે.

**શંકા**–આવાપ અને ઉદ્વાપથી ક્વચિત્ જ તર્ક જાગે છે–એમ કહ્યું, તો તે શું બીજા પ્રકારથી પણ ઉદય પામે છે? આવી જિજ્ઞાસામાં કહે છે કે–

**સમાધાન**–કોઈ આપ્તપુરૂષ પોતે તર્કથી શબ્દ અને અર્થનો વાચ્યવાચકભાવને જાણી, પર પ્રત્યે જણાવવા માટે, પરમાં તે વાચ્યવાચકભાવ અનુસારિ તર્કના ઉત્પત્તિના હેતુરૂપ પરાર્થતર્ક કહે છે કે–'હે વત્સ! ગોજાતીય અર્થ ગોજાતીય શબ્દવાચ્ય અને ગોજાતીય શબ્દ ગોજાતીય અર્થનો વાચક છે. આ પ્રમાણે તું સમજજે.' ઈતિ.

ત્યાર બાદ આ વત્સ, વાચ્યવાચકના ઉપલંભ અને અનુપલંભદ્વારા તે પ્રકારે સ્વીકારતો, તર્કથી જ વાચ્યવાચકભાવને જાણે છે. આ વાચ્યવાચકભાવની પ્રતીતિ વ્યાપ્તિથી જાણવી. શૃંગ-ગ્રાહિકપણે તો નિયત વ્યક્તિમાં આ પુરોવર્તી પદાર્થ આ શબ્દનો વાચ્ય છે. આ પ્રમાણે વાચ્યવાચક-ભાવની પ્રતીતિ જાણવી. તેમજ આગમ આદિથી ['शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद् व्यवहारतश्च वाक्यस्य शेषाद् विवृतेर्वदन्ति, सान्निध्यतः सिद्धपदस्य वृद्धाः।' ધાતુપ્રકૃતિ–પ્રત્યય આદિનો શક્તિગ્રહ વ્યાકરણથી થાય છે. ઉપમાનથી, શબ્દકોષથી, (વૃદ્ધ) વ્યવહારથી, આપ્ત-વાક્યથી વાક્યના શેષથી, વિવરણથી અને પ્રસિદ્ધપદના સાન્નિધ્યથી શક્તિગ્રહ (અર્થજ્ઞાન) થાય છે, એમ વૃદ્ધો કહે છે.] પણ વાચ્યવાચકભાવની પ્રતીતિ થાય છે. ત્યાર બાદ તો વ્યાપ્તિદ્વારા તર્કથી જ પ્રતીતિ કરે છે. ઈત્થંભૂત, સર્વ ઈત્થંભૂત સર્વ શબ્દનું વાચ્ય છે અને ઈત્થંભૂત શબ્દ, ઈત્થંભૂત સર્વ અર્થનો વાચક છે. ઈતિ.

**શંકા**–વાચ્યવાચક ભાવવિષયક તર્કમાં પણ વ્યાપ્તિજ્ઞાન આત્મક તર્કમાં જેમ અનુભવ અને સ્મરણનું ક્વચિદ્ જ કારણપણું છે કે સર્વત્ર કારણપણું છે?

**સમાધાન**–વાચ્યવાચક ભાવવિષયક વ્યાપ્તિજ્ઞાનાત્મક તર્ક પ્રત્યે અનુભવ–સ્મૃતિ પ્રત્યભિજ્ઞાન કારણ છે. જો આમ ન માનવામાં આવે, તો 'साक्षादेवजायते।' આ પદની સાથે વિરોધની આપત્તિ આવે છે.

તથાચ આ તર્કમાં અનુભવ–સ્મરણનું કારણપણું નિયત–વ્યાપક છે.

હવે તર્કનો ઉપસંહાર કરે છે. 'इतीति।'

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વર પટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરચરણકમલમાં સ્થાપિત ભક્તિસમુદાયવાળા, તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ રચેલ તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક ટીકામાં અનુમાનપરિકર નામક ત્રીજું કિરણ સમાપ્ત.



## ।अथ चतुर्थः किरणः।

अथानुक्रमायातमेतेषां कार्यभूतमनुमानं स्वरूपयति—

**हेतुज्ञानव्याप्तिस्मरणकारणकं साध्यविज्ञानमनुमानम्। यथा पर्वतो वह्निमानिति विज्ञानम् ॥ सूत्र-१ ॥**

हेतुज्ञानेति। हेतोर्वक्ष्यमाणस्वरूपस्य ज्ञानं निश्चयः, व्याप्तेरविनाभावरूपायास्स्मरणं ते कारणं यस्य तथाभूतं साध्यस्याभिधास्यमानस्वरूपस्य विज्ञानं निश्चयोऽनुमानमित्यर्थः। अत्र हेतुज्ञानं व्याप्ति-स्मरणञ्च मिलित्वाऽनुमितौ कारणमन्यथा विस्मृतव्याप्तेरनधिगतव्याप्तेर्वाऽत्रस्थमनुष्यस्य नारिकेलद्वीप-वासिनो वा हेतुज्ञानमात्रात्तदभाववतो वा व्याप्तिस्मरणवतोऽनुमानोत्पत्तिस्स्यात्। एवं ज्ञानद्वयादेव सर्वत्रानुमानोत्पत्त्या निरुक्तज्ञानद्वयजन्यातिरिक्तपरामर्शात्मकविशिष्टज्ञानस्यानुमानहेतुत्वप्रमाणिकमेवेति बोध्यम्, तथाकल्पने गौरवात् प्रयोजनाभावाच्च। अनुमानं दृष्टान्तयति यथेति, गृहीतधूमस्य स्मृत-व्याप्तिकस्य च यत्पर्वतो वह्निमानिति विज्ञानमुदेति तदनुमानमिति भावः ॥

## ચતુર્થ કિરણ.

હવે અનુક્રમથી આવેલ આ સ્મરણ આદિના કાર્યભૂત અનુમાનને કહે છે.

**ભાવાર્થ**-"હેતુજ્ઞાન અને વ્યાપ્તિસ્મરણરૂપ કારણજન્ય સાધ્યવિષયવિજ્ઞાન, એ 'અનુમાન' કહેવાય છે. જેમ કે-'પર્વત વહ્નિવાળો છે'-એવું વિજ્ઞાન."

**વિવેચન**-આગળ ઉપર તેનું સ્વરૂપ કહેવાશે. એવા હેતુનું નિશ્ચયરૂપ જ્ઞાન, અવિનાભાવ(विना-व्यापकमृते न भावः स्थितिः)રૂપ વ્યાપ્તિનું સ્મરણ અર્થાત્ હેતુજ્ઞાન અને વ્યાપ્તિ-સ્મરણરૂપ બે કારણો જેના છે તેવું-કહેવાતા સ્વરૂપવાળા સાધ્યનું નિશ્ચયરૂપ વિજ્ઞાન, 'અનુ-માન' કહેવાય છે. અહીં હેતુજ્ઞાન અને વ્યાપ્તિસ્મરણ મળીને અનુમિતિ પ્રત્યે કારણ છે. જો હેતુજ્ઞાન અને વ્યાપ્તિસ્મરણ સિવાય અનુમાન માનવામાં આવે, તો વ્યાપ્તિના વિસ્મરણ-વાળાને અથવા વ્યાપ્તિ વગરનાને, અહીંના મનુષ્યને કે નાળિયેરદ્વીપવાસી મનુષ્યને હેતુજ્ઞાન માત્રથી અથવા તે હેતુજ્ઞાનના અભાવવાળા-વ્યાપ્તિસ્મરણવાળાને અનુમાનની ઉત્પત્તિ થઈ જાય! આ પ્રમાણે હેતુજ્ઞાન-વ્યાપ્તિસ્મરણરૂપ બે જ્ઞાનોથી જ સર્વત્ર અનુમાનની ઉત્પત્તિ હોઈ, પૂર્વોક્ત બે જ્ઞાનોથી જન્ય (નૈયાયિકોના મતમાં પણ હેતુજ્ઞાન અને સંબંધજ્ઞાનની આવશ્યકતા જ છે, કેમ કે-સાધ્ય વ્યાપ્તહેતુના જ્ઞાનરૂપ પરામર્શ આત્મક વિશિષ્ટ જ્ઞાન પ્રત્યે વિશેષણ જ્ઞાનમુદ્રાએ હેતુજ્ઞાન અને સંબંધજ્ઞાનનું કારણપણું છે. તથાચ તે બંને જ્ઞાનોથી અનુમિતિની ઉત્પત્તિ હોઈ પરામર્શ[1] વ્યર્થ છે.) અધિક પરામર્શરૂપ વિશિષ્ટ જ્ઞાનમાં અનુમાનની

---

१. नैयायिकाना मतेऽपि हेतुज्ञानसम्बन्धज्ञानयोरावश्यकत्वमेव, साध्यव्याप्यहेतुमत्ताज्ञानरूपपरामर्शा-त्मकविशिष्टज्ञानं प्रति विशेषणज्ञानमुद्रया तयोः कारणत्वात् तथा च ताभ्यामेवानुमित्युत्पत्त्या व्यर्थः परामर्श इति भावः ॥

કારણતા અપ્રમાણિક જ છે એમ જાણવું, કેમ કે-પૃથક્ પરામર્શની કલ્પનામાં ગૌરવ છે અને પ્રયોજનનો અભાવ છે. અનુમાનનું દૃષ્ટાન્ત આપે છે, 'यथेति।' ધૂમને ગ્રહણ કરવામાં અને વ્યાપ્તિને સ્મરણ કરવામાં જે 'પર્વત વહ્નિવાળો છે' એવું વિજ્ઞાન ઉદય પામે છે, તે 'અનુમાનપ્રમાણ' કહેવાય છે.

इदानीमनुमानलक्षणघटकहेतुलक्षमाह—

**निश्चितव्याप्तिमान् हेतुः । यथा वह्नौ साध्ये धूमः । व्याप्तिमत्त्वमेव हेतो रूपं न तु पक्षसत्त्वसपक्षसत्त्वविपक्षासत्त्वात्मकं त्रिरूपं, अबाधितत्वासत्प्रतिपक्षितत्वाभ्यां पञ्चरूपं वा, असाधारणत्वाभावात् ॥ सूत्र-२ ॥**

**निश्चितेति** । निश्चिता निर्णीता चासौ व्याप्तिश्च निश्चितव्याप्तिस्ततो नित्ययोगे मतुब् अत एव निश्चिता व्याप्तिर्यस्मिन्निति बहुव्रीहिर्न कृतः, निश्चयविषयव्याप्तेर्नित्यसम्बन्धस्य कर्मधारयोत्तरमतुबन्नैव लाभात् । एवञ्च निश्चितव्याप्त्या नित्यसम्बद्धो हेतुरिति भावः । हेतुं दृष्टान्तयति यथेति । ननु हेतुर्निश्चितपक्षसत्त्वसपक्षसत्त्वविपक्षासत्त्वरूपत्रययुक्त एव, तत्र पक्षसत्त्वं ह्यसिद्धत्वव्यवच्छेदार्थं सपक्षसत्त्वं विरुद्धत्वव्यवच्छेदार्थं विपक्षासत्त्वञ्चानैकान्तिकत्वव्यवच्छेदार्थं निश्चीयते तेषामनिश्चये तु असिद्धादिहेतोरप्यनुमानापत्तिः प्रसज्येतेत्याशङ्कायामाह व्याप्तिमत्त्वमेवेति, एवशब्देन व्यवच्छेद्यमाह नत्विति । त्रिरूपमिति बौद्धानामेवमभ्युपगमः । नैयायिकास्तु बाधितसत्प्रतिपक्षितहेतुव्युदासायाबाधितत्वासत्प्रतिपक्षाभ्यां प्रोक्तत्रिरूपं हेतो रूपमिति वदन्ति तदपि नेत्याहाबाधितत्वेति । अनयोर्हेतुरूपत्वाभावे कारणमाहासाधारणत्वाभावादिति । अविनाभावनियमनिश्चयादेव दोषत्रयादिपरिहारोपपत्तेरविनाभाव एव हेतोरसाधरणं रूपं, स चासिद्धे विरुद्धेऽनैकान्तिके वा न सम्भवति, तदभावाच्च त्रिरूपे विद्यमानेऽपि हेतोर्गमकत्वं न दृष्टं, यथा स श्यामो मैत्रातनयत्वादितरमैत्रापुत्रवदित्यादौ । न च नैयत्येन विपक्षव्यावृत्तिर्नास्तीति वाच्यम्, विपक्षानियमेन व्यावृत्तेरेव व्याप्तित्वेनेतररूपद्वयवैयर्थ्यापत्तेः । पक्षधर्मत्वाभावेऽपि उदेष्यति शकटं कृत्तिकोदयात्, उपरि सविता भूमेरालोकवत्त्वात् अस्ति नभश्चन्द्रो जलचन्द्रादित्याद्यनुमानदर्शनात् । तत्रापि कथञ्चित्कालाकाशादीनां पक्षत्वकल्पने काककार्ष्ण्येन हेतुना प्रासादधावल्यस्यापि साध्यत्वप्रसङ्गस्स्यात्तत्रापि कथञ्चिज्जगत. पक्षत्वसम्भवात् । जगत् प्रासादधावल्ययोगि, काककार्ष्ण्ययोगित्वादिति । जगतः पक्षत्वस्य लोकविरुद्धत्वे कालाकाशादीनामननुभूयमानत्वेन लोकविरुद्धत्वं तुल्यमेव, क्लिष्टकल्पनापत्तिश्च । नापि सपक्षसत्त्वं गमकं, सपक्षेऽसतोऽपि श्रावणत्वादेश्शब्दानित्यत्वे गमकत्वप्रतीतेः । न च श्रावणत्वस्यासाधारणत्वादनैकान्तिकत्वमिति वाच्यम्, यद्यदसाधारणं तत्तदनैकान्ति-

---

१. अयम्भावः व्याप्तिरेव केवलं हेतोः स्वरूपं, सत्त्वासत्त्वे तु तद्धर्मौ, न हि धर्मिसत्त्वे धर्मास्सदा सर्वे भवन्त्येवेति नियमः, पटादेः शुक्लत्वादिधर्मैर्व्यभिचारात् यद्यपि सत्त्वासत्त्वधर्मौ क्वचिद्धेतौ तथापि धर्मिस्वरूपा व्याप्तिर्भविष्यतीति न विरोधः । यत्रापि च धूमादौ सत्त्वासत्त्वे हेतौ दृश्येते तत्रापि व्याप्तिरेव प्राधान्यमतस्सत्त्वासत्त्वादिकं साधारणमिति ॥

कमिति व्याप्त्यसिद्धेः सपक्षविपक्षासत्त्वेन निश्चितेऽपि श्रावणत्वे पक्षान्तर्भावेणाविनाभावग्रहसम्भवात्। अन्यथा सर्वानित्यत्वे साध्ये सत्त्वादेर्हेतुत्वं तव न स्यात्। नापि सपक्षविपक्षयोरसत्त्वेन। संशयितत्वादसाधारणः, श्रावणत्वादेस्तदसत्त्वेनैव निश्चयात्। तस्मान्निश्चितान्यथानुपपत्तिरेव हेतो रूपं तच्चासिद्धादिहेतौ न सम्भवत्येवेति किं त्रिरूपेण। एवं पञ्चरूपत्वमपि न हेतुलक्षणं, अग्निजन्योऽयं धूमस्सत्त्वात्पूर्वोपलब्धधूमवदित्यादौ पक्षे धूमे हेतोस्सत्त्वस्य सपक्षे पूर्वदृष्टधूमे च सत्त्वात् खरविषाणादौ विपक्षेऽसत्त्वात् पक्षे बाधाभावात्साध्याभावसाधकानुमानासम्भवाच्च पञ्चरूपत्वेऽक्षतेऽप्यगमकत्वात्, न च यावद्विपक्षावृत्तित्वं हेतोर्नास्तीति वाच्यम्, तस्यैवान्यथानुपपत्तिरूपत्वेन हेतुलक्षणत्वे शेषाणामकिञ्चित्करत्वात्। एवमबाधितविषयत्वं निश्चितमेव हेतुलक्षणमिष्टं भवतस्तन्निश्चयश्च न सम्भवति, तन्निश्चयसाध्यनिश्चययोरन्योऽन्याश्रयात्। सति हि हेतौ बाधितविषयत्वाभावनिश्चये साध्यनिश्चयस्तन्निश्चये च बाधितविषयत्वाभावनिश्चय इति, न च प्रमाणान्तरेण बाधितविषयत्वाभावनिश्चयान्नान्योऽन्याश्रय इति वाच्यम्, तस्याकिञ्चित्करत्वात्, कुतश्चिद्बाधनाभावनिश्चये कुतश्चित्साध्याभावस्यापि सद्भावसम्भवात्। नन्वविनाभावोऽपि हेतुलक्षणं माभूत् अन्योऽन्याश्रयात्, साध्यसद्भावनिश्चये व्याप्तिनिश्चयात् तन्निश्चये च साध्यनिश्चयादिति मैवम् व्याप्तिनिश्चये साध्यनिश्चयस्याप्रयोजकत्वात् तर्काख्यप्रमाणान्तरादेव तन्निश्चयात्। न च हेतावविनाभावनिश्चायकेन तर्केणैव साध्यस्यापि सिद्धेर्हेतोरकिञ्चित्करत्वं स्यादिति वाच्यम्, हेतुना देशादिविशेषावच्छिन्नस्य साध्यस्य साधनात् तर्कात्तु सामान्यत एव सिद्धत्वात्। एवमसत्प्रतिपक्षितहेतोरपि न हेतुलक्षणत्वं उभयत्र हेतावविनाभावासम्भवात् तत्स्थितमेतन्निश्चितव्याप्तिमत्त्वमेव हेतोरसाधारणं रूपं न तु त्रिरूपं पञ्चरूपं वेति ॥ अत्रेदं विचार्यम्, अविनाभावः किं सामान्यस्य सामान्येन, विशेषैर्वा, विशेषाणां सामान्येन विशेषैर्वेति। सामान्यस्य सामान्येन व्याप्तिर्नानुमानाङ्गभूता, तथा च समान्यस्यैव सिद्धेः सामान्यतया सर्वदेशकालसम्बन्धित्वेन प्रसिद्धस्य साध्यस्य साधने सिद्धसाधनत्वा-

---

१. शब्देऽनित्यत्वसद्भाव एव श्रावणत्वोपपत्तिरन्यथोपपत्तिसम्भवादिति भावः ॥ २. सत्त्वस्य विपक्षावृत्तित्वेन निश्चितत्वेऽपि सपक्षावृत्तित्वनिश्चयतो गमकत्वं सत्त्वस्य न स्यात् न च तत्र सपक्ष एव नास्ति इति वाच्यम्, विद्यमाने सपक्षे हेतोरवृत्तित्वनिश्चयस्य गमकतायामनङ्गत्वादिति तात्पर्यम् ॥ ३. तर्केण व्याप्तिग्रहणवेलाया हि न पर्वतादीना भान सर्वत्रानुवृत्त्यभावात्। तर्ह्यनुमितौ पक्षः कथं भासत इति चेत् हेतुग्रहणाधिकरणतया क्वचित्तद्भानम्। हेतोर्हि ग्रहः पर्वतादौ जातोऽतस्साध्यस्यापि तत्रैवेति तद्भानम्। क्वचिदन्यथाऽनुपपत्त्यवच्छेदकतया, अस्ति नभसि चन्द्रो जलचन्द्रादित्यादौ नभसि हेतोरग्रहेऽपि नभसि चन्द्रास्तित्वं विना जलचन्द्रानुपपत्तेरन्यथानुपपत्त्यवच्छेदकतया नभसो भानमिति ॥ ४. अत्र वैशेषिकाः सामान्ययोर्नाविनाभावः सिद्धसाधनात्, अनागतविशेषं हि व्याप्ति सामान्यं सिद्धं, नियतदेशकालावच्छेदेन विशेषार्थिना प्रवृत्तिनिवृत्त्योरभावप्रसङ्गाच्च। न च विशेषयोरविनाभावः तेषामानन्त्येनाप्रसिद्धेः तदायत्तत्वादविनाभावस्य चाप्रसिद्धेः। यावतानुपलम्भतावद्देशाविनाभावग्रहणे च नागृहीताविनाभावस्य विशेषस्योपलम्भादनुमानं स्यात् नेतद्दूषणम्, सामान्ययोरविनाभावग्रहणाभ्युपगमात् ॥

पत्तेः । नापि विशेषैः, देशकालानवच्छिन्नैस्तैस्तथात्वे देशकालानवच्छिन्नवह्न्यादीनां सुप्रसिद्धत्वे सिद्धसाधनत्वापत्तेः, तदवच्छिन्नैर्व्याप्तित्वे चानुगमाभावात्, नहि धूमसामान्यस्य पर्वतादिस्थैरग्निविशेषैरनुगमोऽस्ति पर्वतीयवह्न्यभावेऽपि धूमसामान्यस्योपलम्भात् । विशेषाणां सामान्येनापि न व्याप्तिः, पूर्वोदितविधिना सिद्धसाधनत्वापत्तेः पर्वतीयधूमाभाववति महानसादौ वह्निसामान्यस्य वृत्त्या व्यभिचाराच्च । नापि विशेषाणां विशेषैः, तेषामानन्त्येन दुर्ग्रहात् । अत्रोच्यते, सामान्यविशेषवतस्सामान्यविशेषवता व्याप्तिस्तद्ग्राहकस्तर्कः, अत एव यावान् कश्चिद्धूम इत्याद्यभिलापकं वाक्यमुक्तं तत्र यावत्पदेन सामान्यस्य कश्चिदित्यनेन विशेषस्य बोधः, तत्रापि न सामान्यविशेषौ केवलौ व्याप्यव्यापकभावेनानुभूयेते, किन्तु जात्यन्तरस्य सामान्यविशेषोभयात्मनस्तद्रूपतयाऽवभासनादिति ॥

હવે અનુમાનલક્ષણમાં રહેલ હેતુનું લક્ષણ કહે છે.

**ભાવાર્થ**-"નિશ્ચિત વ્યાપ્તિવાળો 'હેતુ' હોય છે. જેમ કે-વહ્નિરૂપ સાધ્ય હોયે છતે ધૂમ. વ્યાપ્તિ હેતુનું સ્વરૂપ છે, પરંતુ હેતુના પક્ષસત્ત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષાસત્ત્વરૂપ ત્રણ સ્વરૂપો કે અબાધિતત્વ અસત્ પ્રતિપક્ષત્વની અપેક્ષાએ પાંચ સ્વરૂપો નથી; કેમ કે-અસાધારણપણાનો અભાવ છે.

**વિવેચન**-નિશ્ચિત એવી વ્યાપ્તિ=નિશ્ચિતવ્યાપ્તિ નિત્ય યોગમાં મતુપ્ પ્રત્યય છે. એથી જ નિશ્ચિતવ્યાપ્તિ, જેમાં છે તે, એવો બહુવ્રીહિ સમાસ નથી કર્યો, કેમ કે-નિશ્ચય વિષયવાળી વ્યાપ્તિમાં નિત્ય સંબંધનો લાભ કર્મધારય પછીના તુપ્ અંતવાળા પદથી લાભ છે. એવંચ નિશ્ચિતવ્યાપ્તિની સાથે નિત્ય સંબંધી હેતુ છે.

**શંકા**-નિશ્ચિત પક્ષસત્ત્વ (પક્ષ એટલે સંદિગ્ધ સાધ્યવાળો ધર્મી. જેમ કે-ધૂમ હેતુ હોયે છતે પર્વત નિશ્ચિત સાધ્યવાળો સપક્ષ. જેમ કે-ત્યાં જ મહાનસ-રસોડું. નિશ્ચિત સાધ્યાભાવ(અગ્નિઅભાવ)વાળો વિપક્ષ. જેમ કે-ત્યાં જ મહા હ્રદ-સરોવર.) પક્ષમાં રહેવું, સપક્ષમાં રહેવું અને વિપક્ષમાં નહીં રહેવું, એ પ્રમાણે ત્રણ રૂપવાળો હેતુ જ છે. ત્યાં પક્ષસત્ત્વ અસિદ્ધિનામક દોષના વ્યવચ્છેદ માટે છે, સપક્ષસત્ત્વ વિરોધનામક દોષના વ્યવચ્છેદ માટે છે અને વિપક્ષમાં અસત્ત્વ વ્યભિચારદોષના વ્યવચ્છેદ માટે નિશ્ચિત કરાય છે. વળી તેઓના અનિશ્ચયમાં તો અસિદ્ધ આદિ હેતુથી પણ અનુમાનની આપત્તિનો પ્રસંગ ઉભો થાય જ ને?

**સમાધાન**-આવી શંકાના સમાધાનમાં કહે છે કે-'व्याप्तिमत्त्वमेवेति ।' અર્થાત્ વ્યાપ્તિ જ હેતુનું સ્વરૂપ છે. એવ શબ્દથી વ્યવચ્છેદ યોગ્યને કહે છે. 'नत्विति ।' પક્ષ સત્ત્વાદિ હેતુઓના ત્રણ સ્વરૂપો બૌદ્ધમતસંમત છે તેનો વ્યવચ્છેદ કરાયેલ છે. વળી નૈયાયિકો તો બાધિત-સત્પ્રતિપક્ષ સહિત હેતુના પ્રતિષેધ માટે, અબાધિતત્વ-અસત્ પ્રતિપક્ષ એમ બેની સાથે પૂર્વોક્ત ત્રણ સ્વરૂપો ૨+૩=૫-એમ હેતુઓના પાંચ સ્વરૂપો કહે છે તે પણ બરોબર નથી. માટે કહે છે કે-ત્રણ રૂપો કે પાંચ રૂપોમાં હેતુનું સ્વરૂપપણું પણ નથી. કેમ? તો કહે છે કે-'असाधारणत्वाभावादिति ।' અસાધારણપણાનો અભાવ હોવાથી [આ ભાવ છે કે-વ્યાપ્તિ

જ કેવળ હેતુનું સ્વરૂપ છે, સત્વ-અસત્ત્વ તો તેના ધર્મો છે. એવો નિયમ નથી કે-'જ્યાં ધર્મી હોય, ત્યાં સર્વ ધર્મો સદા હોય જ છે,' કેમ કે-શુક્લત્વ આદિ ધર્મોની સાથે પટ આદિનો વ્યભિચાર છે. જો કે સત્ત્વ-અસત્ત્વ ધર્મો ક્વચિત્ હેતુમાં હોય છે તો પણ ધર્મી સ્વરૂપવાળી વ્યાપ્તિ થશે, એમાં વિરોધ નથી. જ્યાં ધૂમાદિમાં પણ હેતુમાં સત્ત્વ-અસત્ત્વ ધર્મો દેખાય છે, ત્યાં પણ વ્યાપ્તિનું પ્રધાનપણું છે. એથી સત્ત્વ-અસત્ત્વ આદિ સાધારણ છે ઈતિ.] અવિનાભાવ નિયમના નિશ્ચયથી જ ત્રણ દોષ આદિના પરિહારની ઉપપત્તિ હોવાથી અવિનાભાવ જ હેતુનું અસાધારણરૂપ છે અને તે અસાધારણસ્વરૂપ અસિદ્ધમાં, વિરૂદ્ધમાં કે અનેકકાન્તિકમાં સંભવતું નથી. તે સ્વરૂપના અભાવથી ત્રણ રૂપો વિદ્યમાન હોવા છતાંય હેતુનું ગમકપણું દેખાયેલું નથી. જેમ કે-તે શ્યામ છે, કેમ કે-મૈત્રાતનય છે. જેમ કે-ઈતર મૈત્રાપુત્ર ઈત્યાદિ. [આ ભાવ છે કે-'પર્વત' ધૂમવાળો છે, કેમ કે-વહ્નિ છે ઈત્યાદિ. વ્યભિચારી સ્થળોમાં પણ હેતુનું ત્રિલક્ષણત્વ આદિ વર્તે છે. તથાહિ પક્ષભૂત પર્વતમાં હેતુભૂત વહ્નિ વિદ્યમાન છે એટલે પક્ષસત્ત્વ છે. મહાનસમાં પણ વહ્નિ છે એટલે સપક્ષસત્ત્વ છે. વિપક્ષભૂત જલહ્રદમાં વહ્નિ નથી, માટે વિપક્ષમાં અસત્ત્વ છે. પ્રતિપક્ષી અનુમાન નહીં હોવાથી અસત્ પ્રતિપક્ષપણું છે. પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી બાધારહિત હોવાથી અબાધિપણું છે, માટે હેતુના ત્રણ સ્વરૂપો કે પાંચ સ્વરૂપો અપ્રમાણિક છે.]

**શંકા**-અહીં નિયમા વિપક્ષથી વ્યાવૃત્તિ નથી, માટે હેતુનું ગમકપણું નથી જ ને?

**સમાધાન**-વિપક્ષથી નિયમા વ્યાવૃત્તિ, એ જ વ્યાપ્તિનું સ્વરૂપ હોવાથી પક્ષસત્ત્વ-સપક્ષસત્ત્વરૂપ બે સ્વરૂપોની વ્યર્થતાની આપત્તિ આવશે જ ને?

૦ પક્ષધર્મપણાનો (પક્ષસત્ત્વનો) અભાવ હોવા છતાં અશ્વિની આદિ નક્ષત્રોનો પૂર્વપૂર્વનો ઉદય થયે છતે, તેનાથી અવ્યવહિત ઉત્તર નક્ષત્રોનો ઉદય હોય છે. આવા નિયમના બળથી જ અવ્યવહિત પૂર્વકાલીન કૃતિકાનો ઉદય અને રોહિણીના ઉદયમાં એક કાળવૃત્તિત્વની અનુમિતિ થતી નથી. ત્યાં કૃતિકાના ઉદયથી, ત્યાર પછીના ઉત્તરકાલીન રોહિણીના ઉદયરૂપ સાધ્યનું સત્ત્વ, તે કાળમાં કૃતિકાના ઉદયરૂપ હેતુનું અસત્ત્વ હોવાથી પક્ષધર્મતા નથી. તો પણ તેથી અનુમતિ થાય છે કે-"શકટ (રોહિણી નક્ષત્ર) ઉગશે, કેમ કે-કૃતિકા નક્ષત્રનો ઉદય છે. આ પ્રમાણે ભિન્નકાલીન સાધ્ય-સાધકના ભાવના સ્થળમાં પક્ષધર્મતાનો વ્યભિચાર દર્શાવી, ભિન્ન ભિન્ન દેશમાં રહેલ સાધ્ય-સાધન ભાવસ્થળમાં પક્ષધર્મતાનો વ્યભિચાર દર્શાવે છે કે-ઉર્ધ્વદેશમાં સૂર્ય છે, કેમ કે-જમીન પ્રકાશવાળી છે."

૦ પ્રતિબિંબ, બિંબનું અનુમાપક હોય છે. બિંબ સિવાય પ્રતિબિંબની ઉપપત્તિ નથી હોતી. એવા નિયમના બળથી જ ત્યાં પણ પક્ષધર્મતાનો અભાવ હોવા છતાં પ્રતિબિંબરૂપ હેતુથી બિંબરૂપ સાધ્યની અનુમિતિ થાય છે. માટે કહે છે કે-આકાશમાં રહેલો ચંદ્ર છે (બિંબસ્વરૂપી છે), કેમ કે-જલચંદ્ર છે-જલમાં ચંદ્રનું પ્રતિબિંબ છે.

० रोहिणी नक्षत्र ઉગશે, કેમ કે-કૃતિકાનો ઉદય છે. ઈત્યાદિ અનુમાનમાં ધર્મીરૂપે કાળ, આકાશ આદિનું વિષયપણું અનુભવાતું નથી, માટે તે અનુમાનમાં પક્ષત્વ નથી. પરંતુ ત્યાં પણ કથંચિત્ કાળ, આકાશ આદિમાં પક્ષપણાની કલ્પનામાં કાગડામાં રહેલ કાળા રંગ-રૂપ હેતુથી પ્રાસાદમાં રહેલ ધોળા રંગમાં પણ સાધ્યપણાનો પ્રસંગ થઈ જાય! ત્યાં પણ કથંચિત્ જગત્‌માં પક્ષપણાની સંભાવના છે. જગત્ પ્રાસાદધાવલ્યવાળું છે, કેમ કે-કાગડામાં કાળો રંગ છે. જગત્‌ના પક્ષતામાં લોકવિરૂદ્ધપણું હોઈ, કાળ, આકાશ આદિમાં પક્ષપણાનો અનુભવ નહીં થતો હોઈ, લોકનું વિરૂદ્ધપણું તુલ્ય જ છે અને ક્લિષ્ટ કલ્પનાની આપત્તિ છે.

० સપક્ષસત્ત્વ હેતુનું સ્વરૂપ નથી-ગમક નથી. સપક્ષમાં અવિદ્યમાન પણ શબ્દના અનિત્યત્વના સાધ્યમાં શ્રાવણત્વ આદિ હેતુમાં ગમકપણું છે.

**શંકા**-શ્રાવણત્વહેતુમાં અનૈકાન્તિત્વ છે, કેમ કે-અસાધારણતા છે. [એકાન્ત-નિયમમાં થનાર એકાન્તિક નિયત, તેનાથી જુદો અનૈકાન્તિક એટલે વ્યભિચારી હેતુ, સાધારણ-અસાધારણ-અનુપસંહારના ભેદે ત્રણ પ્રકારનો છે. (૧) સાધ્યના અભાવવાળામાં રહેનારો હેતુ, (૨) સાધારણ અનૈકાન્તિક, સર્વ સપક્ષ અને વિપક્ષમાં નહીં રહેનારો હેતુ, અને (૩) પક્ષ માત્રમાં રહેનાર હેતુ, અસાધારણ અનૈકાન્તિક કહેવાય છે. પ્રકૃતમાં શબ્દ અનિત્ય છે, કેમ કે-શ્રાવણપણું છે. શ્રાવણત્વ, સર્વપક્ષઘટ આદિમાં, સર્વવિપક્ષ આકાશ આદિમાં નથી રહેતું અને શબ્દ માત્રમાં રહે છે, માટે શ્રાવણત્વહેતુ અસાધારણ અનૈકાન્તિક છે. સાધ્ય સામાનાધિકરણ્ય ગ્રહ સિદ્ધાન્ત વ્યાપ્તિગ્રહમાં પ્રતિબંધક છે.] તો શ્રાવણત્વહેતુ સદ્‌હેતુ કેવી રીતે?

**સમાધાન**-જે જે અસાધારણ (પક્ષ માત્ર વૃત્તિ) છે, તે તે અનૈકાન્તિક છે (વ્યભિચારી છે). એવી વ્યાપ્તિની અસિદ્ધિ છે, કેમ કે-સપક્ષ-વિપક્ષમાં અસત્ત્વરૂપે નિશ્ચિત એવા શ્રાવણત્વમાં સાધ્ય અને હેતુની પક્ષમાં જ વ્યાપ્તિરૂપ અંતર્વ્યાપ્તિની અપેક્ષાએ પક્ષમાં અંતર્ભાવદ્વારા અવિનાભાવ-વ્યાપ્તિજ્ઞાનનો સંભવ છે. (શબ્દમાં, અનિત્યપણાના સદ્ભાવમાં જ શ્રાવણત્વની ઉપપત્તિરૂપ તથોપપત્તિનો સંભવ છે.) જો અંતર્વ્યાપ્તિદ્વારા વ્યાપ્તિજ્ઞાન ન માનવામાં આવે, તો (બૌદ્ધ પ્રત્યે) સર્વ અનિત્યત્વરૂપ સાધ્ય હોયે છતે સત્ત્વ આદિનુ હેતુપણું ન થાય! (સત્ત્વનું વિપક્ષમાં અવૃત્તિત્વ નિશ્ચિત હોવા છતાં સપક્ષમાં અવૃત્તિત્વના નિશ્ચયથી સત્ત્વમાં હેતુપણું ન થાય! **શંકા**-જો ત્યાં સપક્ષ જ નથી, તો સપક્ષમાં અવૃત્તિત્વની વાત જ ક્યાં રહી? **સમાધાન**-વિદ્યમાન સપક્ષ હોયે છતે, તે સપક્ષમાં હેતુના અવૃત્તિત્વનો નિશ્ચય ગમકતાની સિદ્ધિમાં અંગભૂત નથી, એવું તાત્પર્ય છે.)

સપક્ષ અને વિપક્ષમાં અસત્ત્વરૂપે શ્રાવણત્વનો સંશય હોવાથી અસાધારણ નથી, કેમ કે સપક્ષ-વિપક્ષમાં શ્રાવણત્વ આદિનો અસત્ત્વરૂપે જ નિશ્ચય છે. માટે નિશ્ચિત અન્યથાનુપપત્તિ જ હેતુનું સ્વરૂપ છે અને તે અસિદ્ધ આદિ દુષ્ટ હેતુઓમાં સંભવતું જ નથી, તો હેતુના પક્ષસત્ત્વાદિ ત્રણ સ્વરૂપો માનવાની કશી જરૂર નથી. આ પ્રમાણે પંચરૂપપણું પણ હેતુનું લક્ષણ નથી. આ ધૂમ અગ્નિજન્ય છે, કેમ કે-સત્ છે. જેમ કે-પૂર્વમાં ઉપલબ્ધ

ધૂમ. ઈત્યાદિમાં પક્ષરૂપ ધૂમમાં સત્ત્વરૂપ હેતુનું સત્ત્વ છે, પૂર્વદૃષ્ટધૂમરૂપ સપક્ષમાં સત્ત્વનું સત્ત્વ છે. ખરવિષાણુ આદિરૂપ વિપક્ષમાં અસત્ત્વ છે. પક્ષમાં બાધ નહીં હોવાથી, સાધ્યાભાવનું સાધક પ્રતિપક્ષભૂત અનુમાનાન્તરનો અસંભવ હોવાથી અસત્ પ્રતિપક્ષિતત્ત્વ છે. માટે પાંચે પાંચ રૂપો અક્ષત હોવા છતાં સત્ત્વરૂપ હેતુમાં ગમકપણું નથી, કેમ કે–અન્યથાનુપપત્તિરૂપ વ્યાપ્તિ નથી.

**શંકા**–જેટલા વિપક્ષો છે, તેટલા તમામ વિપક્ષોમાં હેતુનું વૃત્તિત્વ નથી, કેમ કે–ઘટાદિમાં સત્ત્વ છે. તો પાંચ રૂપો ગમક થતા નથી, એમ કેવી રીતે ?

**સમાધાન**–યાવદ્ વિપક્ષમાં અવૃત્તિત્વ જ અન્યથાનુપપત્તિ રૂપ હોઈ, અન્યથાનુપપત્તિ હેતુનું લક્ષણ હોયે છતે, બાકીના પક્ષસત્ત્વ–સપક્ષ સત્ત્વ–અબાધિતત્ત્વ–અસત્પ્રતિપક્ષિતત્ત્વો અકિંચિત્કર છે.

આ પ્રમાણે અબાધિતવિષયત્વ, નિશ્ચિત જ હેતુલક્ષણ જો આપને ઈષ્ટ છે, તો અબાધિતવિષયહેતુનો નિશ્ચય સંભવતો નથી, કેમ કે–અબાધિતવિષયકહેતુ નિશ્ચય અને સાધ્યનિશ્ચયમાં અન્યોન્યાશ્રય દોષ છે. જેમ કે–ખરેખર, હેતુમાં બાધિતવિષયત્વના અભાવનો નિશ્ચય થયે છતે સાધ્યનિશ્ચય છે અને સાધ્યનિશ્ચય હોયે છતે બાધિતવિષયત્વના અભાવનો નિશ્ચય છે, માટે અબાધિતવિષયત્વ એ હેતુનું નિશ્ચિત જ લક્ષણ નથી.

**શંકા**–પ્રમાણાન્તરથી બાધિતવિષયત્વના અભાવનો નિશ્ચય હોવાથી અન્યોન્યાશ્રય દોષ નથી જ ને ?

**સમાધાન**–તે અકિંચિત્કર છે, કેમ કે–કોઈકથી (પ્રમાણાન્તરથી) સાધ્યના અભાવનો પણ સદ્ભાવનો સંભવ છે.

**શંકા**–તો અવિનાભાવ પણ હેતુનું લક્ષણ ન થાઓ ! કેમ કે–અન્યોઽન્યાશ્રય છે. સાધ્યસદ્ભાવના નિશ્ચયમાં વ્યાપ્તિનિશ્ચય છે અને વ્યાપ્તિના નિશ્ચયમાં સાધ્યનો નિશ્ચય છે, તો અવિનાભાવ, લક્ષણ કેવી રીતે ઠરશે ?

**સમાધાન**–વ્યાપ્તિના નિશ્ચય પ્રત્યે સાધ્યનો નિશ્ચય અપ્રયોજક છે, કેમ કે–તર્કનામક પ્રમાણાન્તરથી જ વ્યાપ્તિનો નિશ્ચય છે.

**શંકા**–હેતુનિષ્ઠ અવિનાભાવનિશ્ચાયક તર્કથી જ સાધ્યની પણ સિદ્ધિ હોવાથી હેતુ અકિંચિત્કર ઠરશે જ ને ?

**સમાધાન**–હેતુથી દેશ આદિ વિશેષથી અવચ્છિન્ન (વિશિષ્ટ) સાધ્યનું સાધન થાય છે. [ખરેખર, તર્કદ્વારા સર્વ ઉપસંહારની અપેક્ષાએ વ્યાપ્તિગ્રહણવેળામાં વિશિષ્ટ પર્વત આદિનું ભાન નથી હોતું, કેમ કે–ધૂમાધિકરણ માત્રમાં સર્વત્ર પર્વત આદિની અનુવૃત્તિનો (અનુગામિપણાનો) અભાવ છે, તો અનુમિતિમાં પક્ષ કેવી રીતે ભાસે છે ?

આ પ્રશ્નના જવાબમાં કહે છે કે–હેતુગ્રહણની અધિકરણતાની અપેક્ષાએ ક્વચિત્. જેમ કે–પર્વત વહ્નિવાળો છે, કેમ કે–ધૂમ છે. અહીં ધૂમનું પર્વતમાં ગ્રહણ હોવાથી અગ્નિનું

પણ ત્યાં ભાન છે. એ દૃષ્ટિએ હેતુનું વિશિષ્ટ પર્વત આદિમાં ગ્રહણ થયેલ છે. એથી સાધ્યનું પણ ત્યાં જ ભાન હોઈ પક્ષ આદિનું ભાન છે. ક્વચિત્ અન્યથાનુપપત્તિના અવચ્છેદકપણાની અપેક્ષાએ પક્ષ આદિનું ભાન છે. જેમ કે–આકાશસ્થિત ચંદ્ર છે, કેમ કે–જલચંદ્ર છે. ઇત્યાદિમાં આકાશમાં હેતુનું ગ્રહણ નહીં હોવા છતાં, આકાશમાં ચંદ્રના અસ્તિત્વ સિવાય જલચંદ્રની ઉપપત્તિ નહિ હોવાથી અન્યથાઽનુપપત્તિરૂપ વ્યાપ્તિના અવચ્છેદક(આધાર)પણાની અપેક્ષાએ આકાશરૂપ પક્ષનું ભાન છે.] તર્કથી સર્વ ઉપસંહારદ્વારા, સાધ્યસામાન્ય–સાધનસામાન્યની સિદ્ધિ હોવાથી સામાન્યથી સાધ્યની સિદ્ધિ છે. આ પ્રમાણે અસત્ પ્રતિપક્ષિતત્ત્વ પણ હેતુનું લક્ષણ નથી, કેમ કે–બંને ઠેકાણે હેતુમાં અવિનાભાવનો અસંભવ છે. તેથી એ સ્થિર થઈ જાય છે કે–'નિશ્ચિત વ્યાપ્તિ જ હેતુનું અસાધારણ સ્વરૂપ છે, નહીં કે ત્રણ રૂપો કે પાંચ રૂપો ઇતિ. અહીં આ વિચારણીય છે. [વૈશેષિકો, સાધ્યસામાન્ય–સાધનસામાન્યનો અવિનાભાવ નથી, કેમ કે–સિદ્ધસાધન દોષ છે. વળી ખરેખર, વિશેષરહિત વ્યાપ્તિ સામાન્ય સિદ્ધ છે, તેથી નિયત દેશ–કાળની અપેક્ષાએ વિશેષના અર્થીઓમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિના અભાવનો પ્રસંગ છે. સાધ્યવિશેષ સાધનવિશેષનો અવિનાભાવ નથી, કેમ કે–તે વિશેષોની અનંતતા હોઈ અપ્રસિદ્ધિ છે, તેથી તે વિશેષોને આધીન અવિનાભાવની પણ અપ્રસિદ્ધિ છે. જેટલાઓનો ઉપલંભ છે, તેટલાઓમાં જ અવિનાભાવના ગ્રહણમાં, અવિનાભાવને નહીં ગ્રહણ કરનાર વિશેષનું ઉપલંભની અપેક્ષાએ અનુમાન ન થાય! આ દૂષણ નથી, કેમ કે–સામાન્યવાળા સાધ્ય–સાધનના અવિનાભાવના ગ્રહણનો સ્વીકાર છે.]

**શંકા**–(૧) શું અવિનાભાવ સામાન્યનો સામાન્યથી સાથે છે? (૨) શું અવિનાભાવ સામાન્યનો વિશેષોની સાથે છે? (૩) શું અવિનાભાવ વિશેષોનો સામાન્યની સાથે છે? (૪) શું અવિનાભાવ વિશેષોનો વિશેષોની સાથે છે? આ ચાર પક્ષો કે પ્રશ્નો છે.

**સમાધાન**–(૧) સામાન્યની સામાન્ય સાથેની વ્યાપ્તિ અનુમાનના અંગભૂત નથી, કારણ કે–તે વ્યાપ્તિદ્વારા સામાન્યની જ સિદ્ધિ હોવાથી, સામાન્યપણાએ સર્વ દેશ–કાળ સંબંધીરૂપે પ્રસિદ્ધ સાધ્યને સાધવામાં સિદ્ધસાધનપણારૂપ દોષની આપત્તિ આવે છે. (૨) સામાન્યની વિશેષોની સાથે વ્યાપ્તિ નથી, કેમ કે–દેશ–કાળથી વિશિષ્ટ વહ્નિવિશેષોથી, ધૂમસામાન્યની સાથે વ્યાપ્તિ માનવામાં દેશ–કાળથી વિશિષ્ટ વહ્નિ આદિની સુપ્રસિદ્ધિ હોઈ સિદ્ધસાધનપણાના દોષની આપત્તિ છે. તે દેશ–કાળથી વિશિષ્ટ વિશેષોની સાથે સામાન્યની વ્યાપ્તિપણામાં અનુગમનો અભાવ છે, કેમ કે–ધૂમ સામાન્યનો પર્વત આદિમાં રહેલ અગ્નિવિશેષોની સાથે અનુગમ નથી; કેમ કે–પર્વતીય વહ્નિના અભાવમાં પણ ધૂમ સામાન્યનો ઉપલંભ છે. (૩) સામાન્યની સાથે પણ વિશેષોની વ્યાપ્તિ નથી, કેમ કે–પૂર્વે કહેલ વિધિથી સિદ્ધસાધનપણાની આપત્તિ છે. પર્વતીય (પર્વત સંબંધી) ધૂમના અભાવવાળા મહાનસ આદિમાં વહ્નિ સામાન્યની વૃત્તિ હોવાથી વ્યભિચાર છે. (૪) વિશેષોની વિશેષોની સાથે વ્યાપ્તિ નથી, કેમ કે–તે વિશેષાનું અનંતપણું હોઈ દુર્ગ્રાહ્ય છે. અહીં એનો જવાબ અપાય

છે કે-સામાન્યવિશેષવાળાની સામાન્યવિશેષવાળાની સાથે વ્યાપ્તિ છે, તે વ્યાપ્તિગ્રાહક તર્ક છે. એથી જ 'જેટલો-જે કોઈ ધૂમ છે' ઈત્યાદિ વાચકવાક્ય કહ્યું છે, ત્યાં યાવત્પદથી સામાન્યનો 'કશ્ચિદ્' એવા પદથી વિશેષનો બોધ છે. ત્યાં પણ સામાન્ય અને વિશેષ કેવળ વ્યાપ્યવ્યાપકભાવથી અનુભવાતા નથી, પરંતુ સામાન્ય-વિશેષ ઉભયરૂપ જાત્યંતરનો વ્યાપ્યવ્યાપકભાવથી અવભાસ છે.

अधुनाऽनुमानलक्षणघटकव्याप्तिस्मरणविषयभूतां व्याप्तिमाह—

**हेतौ साध्याभाववदवृत्तित्वं व्याप्तिः। इयमेवाऽन्यथाऽनुपपत्तिप्रतिबन्धाविनाऽभावशब्दैरुच्यते। वह्निं विना धूमस्यानुपपत्तेर्वह्निसत्त्व एव धूमोपपत्तेश्च वह्निनिरूपिताऽन्यथाऽनुपपत्त्यादिशब्दवाच्या व्याप्तिर्धूमे वर्त्तते। अतो धूमो व्याप्यो निरूपकश्च वह्निर्व्यापकः। तथा च व्याप्यसत्त्वेऽवश्यं व्यापकसत्त्वं, व्यापकसत्त्व एव च व्याप्येन भवितव्यमिति व्याप्यव्यापकभावनियमः सिद्ध्यति॥ सूत्र-३॥**

**हेताविति।** यो हि व्याप्नोति यश्च व्याप्यते तयोरुभयोर्धर्मो व्याप्तिः, यदा व्यापकधर्मतया तस्या विवक्षा तदा व्यापकस्य यत्र धर्मिणि व्याप्यमस्ति तत्र सर्वत्र सत्वमेव व्यापकगतो धर्मो व्याप्तिः। यदा तु व्याप्यधर्मतया व्याप्तिर्विवक्ष्यते तदा यत्र धर्मिणि व्यापकोऽस्ति तत्रैव व्याप्यस्य भावो न तदभावेऽपीति सैव व्याप्तिः। पूर्वत्रायोगव्यवच्छेदेनेह चान्ययोगव्यवच्छेदेनावधारणं बोध्यम्। तत्र हेतुनिष्ठव्याप्तेरेव गमकताङ्गतया हेतावित्युक्तम्। तथा चान्ययोगव्यवच्छेदलब्धार्थमाह साध्याभावेति। यत्र धर्मिणि व्यापकं साध्यमस्ति तत्रैव हेतोर्भावः, साध्यं यत्र नास्ति तत्र तस्याभाव एवेति हेतुनिष्ठा व्याप्तिरिति भावः, एतेन यत्र धर्मिणि साध्यमस्ति तत्र साधनस्यैव भावोऽथवा यत्र धर्मिणि साध्यमस्ति तत्र साधनस्य भाव एव व्याप्तिरित्यवधारणं न साधु, तथा च सत्यव्याप्यस्यापि तत्र भावेन हेत्वभावप्रसङ्गः प्रथमावधारणे, द्वितीये च साधारणस्य प्रमेयत्वादेर्हेतुत्वप्रसङ्गः, सपक्षैकदेशावृत्तेश्चाहेतुत्वप्रसङ्गः स्यादिति। इयमेव व्याप्तिरत्र शास्त्रेऽन्यथाऽनुपपत्तिप्रभृतिशब्दैर्व्यवह्रियत इत्याहेयमेवेति, ननु तथोपपत्त्यन्यथानुपपत्तिभ्यां द्विप्रकारेण हेतुप्रयोगो दृश्यते तत्र तत्र शास्त्रे, यथा पर्वतो वह्निमान् तथैव धूमोपपत्तेर्धूमान्यथानुपपत्तेर्वेति। तत्र तथोपपत्तिरन्वयोऽन्यथानुपपत्तिर्व्यतिरेकस्तत्कथमत्रान्यथाऽनुपपत्तेरेव व्याप्तित्वमुक्तमिति जिज्ञासायामाह वह्निं वनेति, वह्निं विना धूमस्यानुपपत्तेरित्यनेन व्यतिरेकरूपान्यथानुपपत्तिः, वह्निसत्त्व एव धूमोपपत्तेश्चेत्यनेनान्वयरूपा तथैवोपपत्तिश्च प्रदर्शिता। अनयोरुभयोरपि परस्पराव्यभिचा-

१. वह्निर्हि धूमं व्याप्नोति धूमश्च वह्निना व्याप्य इति व्याप्तिर्वह्निधूमयोर्धर्मः यत्र धर्मिणि पर्वतादौ, सर्वत्रेति व्यभिचारवारणाय, सत्त्वमेवेति बाधवारणाय। तत्रैवेति व्यभिचारवारणाय॥ २. पर्वतो वह्निमान् धूमादित्यादिहेतोरित्यर्थः, सपक्षैकदेशेऽयोगोलकादौ धूमस्याविद्यमानत्वादिति भावः॥ ३. यत्र धर्मिणि व्यापकोऽस्ति तत्रैव व्याप्यस्य भावो न तदभावेऽपीत्यवधारणमभ्युपेत्य लक्षणप्रणयनेन तदन्तर्गततयोभयविधस्यापि लाभेनेदृशव्याप्तेरन्यथानुपपत्तिशब्दवाच्यत्वे तदुभयोरपि ग्रहणसम्भवादिति भावः॥

रित्वेन तयोरन्यथानुपपत्तिशब्दग्राह्यत्वमेव, नहि कश्चिद्विशेषस्तयोरित्यभिप्रायेणाहान्यथानुपपत्त्यादिशब्द-वाच्येति । तेनैकत्र तयोरन्यतरस्य प्रयोगे साध्यसिद्धावपरप्रयोगस्य वैयर्थ्यमेवेति भावस्सूचितः । आदिना प्रतिबन्धाविनाभावौ ग्राह्यौ, हेतुनिष्ठव्याप्तेरेवानुमानौपयिकतया हेतुर्व्याप्यो निरूपकञ्च साध्यं व्यापक-मित्याहात इति, हेतुनिष्ठव्याप्तेरनुमित्यौपयिकत्वादित्यर्थः, व्याप्यो व्याप्त्याश्रयः, वह्निर्व्याप्तिनिरूपकः तथा च वह्निनिरूपितव्याप्त्याश्रयत्वाद्धूमो वह्निव्याप्यः, धूमवृत्तिव्याप्तिनिरूपकत्वाद्वह्निर्धूमव्यापक इति भावः । व्याप्यव्यापकयोरुभयत्र व्याप्तेर्नैकाकारप्रतीतिविषयत्वमिति स्पष्टयति तथा चेति, धूमस्य व्या-प्यत्वे वह्नेश्च व्यापकत्वे इत्यर्थः । अवश्यं व्यापकसत्त्वमिति, व्यापकस्य सत्त्वमेवेत्यर्थः, नतु व्यापकस्यैव भाव इति, व्यापकाभावप्रसङ्गात्, मूर्त्तत्वादेरव्यापकस्यापि तत्र सत्त्वात् । व्यापकसत्त्व एव चेति, तथा चायोगाऽन्ययोगव्यवच्छेदाभ्यां विभिन्नाकारतयोभयत्रैकाकारत्वविरहेणैवमेव व्याप्यव्यापकभावस्य नियमो भवतीति भावः ॥

હવે અનુમાનલક્ષણમાં રહેલ વ્યાપ્તિસ્મરણના વિષયભૂત વ્યાપ્તિને કહે છે.

**ભાવાર્થ**-"હેતુમાં સાધ્યના અભાવવાળામાં અવૃત્તિત્વ 'વ્યાપ્તિ' કહેવાય છે. આ જ વ્યાપ્તિ અન્યથા અનુપપત્તિ-પ્રતિબંધ-અવિનાભાવ શબ્દોથી કહેવાય છે. વહ્નિ સિવાય ધૂમની અનુપપત્તિ હોવાથી, વહ્નિની સત્તામાં જ ધૂમની ઉપપત્તિ હોવાથી, વહ્નિનિરૂપિત-અન્યથા અનુપપત્તિ આદિ શબ્દવાચ્ય વ્યાપ્તિ-ધૂમમાં વર્તે છે. એથી ધૂમ વ્યાપ્ય છે અને વહ્નિનિરૂપક-વ્યાપક છે. તથાચ વ્યાપ્યના સત્ત્વમાં અવશ્યવ્યાપક સત્ત્વ છે અને વ્યાપકસત્ત્વમાં જ વ્યાપ્ય હોય જ. આ પ્રમાણે વ્યાપ્યવ્યાપકભાવ નિયમ સિદ્ધ થાય છે.

**વિવેચન**-ખરેખર, જે વ્યાપે છે અને જે વ્યાપ્ત થાય છે, [ખરેખર, વહ્નિ ધૂમમાં વ્યાપ્તિ કરે છે અને વહ્નિવડે ધૂમ વ્યાપ્ત થાય છે. આ પ્રમાણે વ્યાપ્તિ વહ્નિ-ધૂમનો ધર્મ છે, જે ધર્મીપર્વત આદિમાં છે. 'सर्वत्र' આ પ્રમાણેનું પદ વ્યભિચારના વારણ માટે છે. 'सत्त्व' એવું પદ બાધના વારણ માટે છે. 'तत्रैव' એવું પદ વ્યભિચારના વારણ માટે છે.] તે બંનેનો ધર્મ 'व्याप्ति' કહેવાય છે. જ્યારે વ્યાપકધર્મપણાએ તે વ્યાપ્તિની વિવક્ષા, ત્યારે જે ધર્મમાં વ્યાપ્ય છે, તે ધર્મીમાં સર્વત્ર વ્યાપકનું સત્ત્વ જ છે. વ્યાપક ગતધર્મ વ્યાપ્તિ કહેવાય છે. જ્યારે વ્યાપ્યધર્મપણાએ વ્યાપ્તિની વિવક્ષા કરાય, ત્યારે જે ધર્મીમાં (કારણરૂપ) વ્યાપક છે ત્યાં જ (કાર્યભૂત) વ્યાપ્યનું સત્ત્વ છે. તે વ્યાપકના અભાવમાં વ્યાપ્યનો પણ અભાવ છે. આ પ્રમાણે તે જ વ્યાપ્તિ કહેવાય છે. પહેલામાં અયોગવ્યવચ્છેદથી અને અહીં અન્યયોગવ્યવચ્છે-દથી અવધારણ જાણવું. ત્યાં હેતુનિષ્ઠ વ્યાપ્તિ જ ગમકતાનું અંગ હોઈ 'हेतौ' એમ કહેલ છે. તથાચ અન્યયોગવ્યવચ્છેદથી પ્રાપ્ત અર્થને કહે છે. 'साध्याभावेति ।' જે ધર્મીમાં વ્યાપક (અધિક દેશવૃત્તિ) કારણભૂત સાધ્ય છે, ત્યાં જ કાર્યભૂત હેતુનું સત્ત્વ છે. જ્યાં સાધ્ય નથી, ત્યાં તે હેતુનો અભાવ જ ઈતિ. 'હેતુનિષ્ઠ વ્યાપ્તિ' કહેવાય છે. (આ અભિપ્રાય છે હેતુ-સાધ્યની વ્યાપ્તિ, અન્વયવ્યાપ્તિ, સાધ્યાભાવ હેત્વભાવની વ્યાપ્તિ અને વ્યતિરેકવ્યાપ્તિ.

અન્વયવ્યાપ્તિમાં હેતુ વ્યાપ્ય છે, સાધ્ય વ્યાપક છે. વ્યતિરેકવ્યાપ્તિમાં સાધ્યાભાવ વ્યાપ્ય છે અને હેતુ અભાવવ્યાપક છે. વ્યાપ્યનું વચન પહેલાં હોય છે અને વ્યાપકનું વચન પછીથી હોય છે. આવું કથન હોવાથી અન્વયવ્યાપ્તિમાં હેતુનો પહેલાં નિર્દેશ છે અને સાધ્યનો પછી નિર્દેશ છે. વ્યતિરેકવ્યાપ્તિમાં સાધ્યાભાવનો પહેલાં નિર્દેશ છે અને પછી હેતુઅભાવનો નિર્દેશ છે. વળી પ્રકૃતમાં ધૂમ હેતુ છે અને વહ્નિ સાધ્ય છે. એથી જ અન્વયવ્યાપ્તિમાં ધૂમનો પહેલાં નિર્દેશ અને પછી સાધ્યનો નિર્દેશ. જ્યાં વહ્નિ નથી, ત્યાં ધૂમ પણ નથી. એવી વ્યતિરેકવ્યાપ્તિમાં સાધ્યાભાવનો પહેલાં નિર્દેશ અને પછી હેતુઅભાવનો નિર્દેશ.) આ કથનથી (૧) જે ધર્મીમાં (કારણરૂપ) વહ્નિ સાધ્ય છે, ત્યાં (કાર્યરૂપ) ધૂમ સાધનનું જ અસ્તિત્વ. અથવા (૨) જે ધર્મીમાં (કારણરૂપ) વહ્નિ સાધ્ય છે, ત્યાં (કાર્યરૂપ) ધૂમ સાધનનું સત્ત્વ જ વ્યાપ્તિ. એવું અવધારણ વ્યાજબી નથી, કેમ કે-તેમ જો માનવામાં આવે, તો જ વ્યાપ્ય (ધૂમ) નથી તેવી ચીજનો પણ ત્યાં ભાવ હોઈ, હેતુના અભાવનો પ્રસંગ પ્રથમ અવધારણમાં અને બીજા અવધારણમાં સાધારણ પ્રમેયત્વ આદિમાં હેતુપણાનો પ્રસંગ અને સપક્ષના એક દેશમાં અવૃત્તિ છે. (પર્વત) વહ્નિવાળો છે, કેમ કે-ધૂમ છે. ઇત્યાદિ હેતુનું સપક્ષના એક દેશભૂત અયોગોલક (તપાવેલા લોખંડના ગોળા) આદિમાં ધૂમનું અવિદ્યમાનપણું છે, એમ ભાવ છે, તેથી હેતુપણાનો પ્રસંગ આવે! આ જ વ્યાપ્તિ, અહીં શાસ્ત્રમાં અન્યથાઅનુપપત્તિ આદિ શબ્દોથી વ્યાવહાર કરાય છે. માટે કહે છે કે-'इयमेवेति।'

શંકા-'तथा उपपत्ति' અને 'अन्यथाअपनुपपत्ति' રૂપ બે પ્રકારથી હેતુપ્રયોગ દેખાય છે તે તે શાસ્ત્રોમાં. જેમ કે-'પર્વત' વહ્નિવાળો છે, કેમ કે-તથાઉપપત્તિ એટલે અન્વય અને અન્યથાઅનુપપત્તિ એટલે વ્યતિરેક. તો અહીં શા માટે 'અન્યથાઅનુપપત્તિ જ' વ્યાપ્તિ તરીકે દર્શાવી છે? આવી જિજ્ઞાસા હોયે છતે કહે છે.

**સમાધાન**-'वह्निं विनेति।' વહ્નિ સિવાય ધૂમની ઉપપત્તિ નથી. આવા પદથી વ્યતિરેકરૂપ અન્યથાઅનુપપત્તિ વહ્નિની (કારણ) સત્તામાં જ ધૂમ(કાર્ય)ની ઉપપત્તિ છે. આવા પદથી અન્વયરૂપ 'तथोपपत्ति' પ્રદર્શિત કરેલ છે. આ બંનેમાં પણ પરસ્પર વ્યભિચારનો અભાવ હોઈ (જે ધર્મીમાં કારણરૂપ વ્યાપક છે ત્યાં કાર્યરૂપ વ્યાપ્યની હસ્તિ છે, તે ધર્મીમાં જ વ્યાપકરૂપ કારણના અભાવમાં કાર્યરૂપ વ્યાપ્યનો અભાવ છે. આવા અવધારણનો સ્વીકાર કરી, લક્ષણપ્રણયનથી તેની અંદર રહેલરૂપે બંને પ્રકારનો પણ લાભ હોઈ, આવી વ્યાપ્તિના અન્યથાઅનુપપત્તિ શબ્દવાચ્યપણામાં તે બંનેના પણ ગ્રહણનો સંભવ છે.) તે બંને અન્યથાઅનુપપત્તિ શબ્દગ્રાહ્ય જ છે. તે 'तथोपपत्ति' (સહચાર) અને 'अन्यथाअनुपपत्ति' (વ્યભિચારનો અભાવ)માં કોઈ વિશેષ નથી. આવા અભિપ્રાયથી કહે છે કે-'ऽन्यथाऽनुपपत्ति आदि शब्दवाच्येति।' તેથી એક સ્થળમાં તે બંનેમાંથી કોઈ એકનો પ્રયોગ કર્યે છતે સાધ્યસિદ્ધિ થાય છે, માટે બીજા

પ્રયોગની વ્યર્થતા જ છે. એવો ભાવ સૂચિત કરેલ છે. આદિપદથી પ્રતિબંધ અને અવિનાભાવ લેવાના છે. હેતુનિષ્ઠવ્યાપ્તિ જ અનુમાનનું સાધન હોઈ હેતુવ્યાપ્ય છે અને નિરૂપક સાધ્યવ્યાપક છે. માટે કહે છે કે-'अतः' इति। અર્થાત્ હેતુનિષ્ઠવ્યાપ્તિ અનુમિતિનો ઉપાય હોવાથી, વ્યાપ્ય એટલે વ્યાપ્તિનો આશ્રય હોવાથી ધૂમ વહ્નિવ્યાપ્ય છે અને ધૂમ વૃત્તિવ્યાપ્તિનો નિરૂપક હોવાથી વહ્નિ ધૂમવ્યાપક છે, એવો ભાવ છે. બંને ઠેકાણે વ્યાપ્ય અને વ્યાપકની વ્યાપ્તિમાં એક આકારવાળી પ્રતીતિની વિષયતા નથી. એ વાતને સ્પષ્ટ કરે છે કે-ધૂમના વ્યાપ્યપણામાં અને વહ્નિના વ્યાપકપણામાં, એવો અર્થ છે.

'अवश्यं व्यापकसत्त्वमिति।' વ્યાપકનું સત્ત્વ જ એવો અર્થ છે પરંતુ વ્યાપકનું જ સત્ત્વ એવો અર્થ નહીં કરવો, કેમ કે-વ્યાપકના અભાવનો પ્રસંગ છે, કેમ કે-અવ્યાપક એવા મૂર્ત્તત્વ આદિનું પણ ત્યાં સત્ત્વ છે. (અહીં અયોગવ્યવચ્છેદક અવધારણ છે.) व्यापकसत्त्व एवचेति। કારણરૂપ વ્યાપકના સત્ત્વમાં જ કાર્યરૂપ વ્યાપ્ય હોય છે. (અહીં અન્યયોગવ્યવચ્છેદક અવધારણ છે.) તથાચ અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદદ્વારા વિભિન્ન આકારપણું હોઈ, 'तथोपपत्ति' અને 'अन्यथाऽनुपपत्ति' રૂપ બંને સ્થળોમાં એક આકારપણાના અભાવથી ઉપર્યુક્ત પ્રમાણે જ વ્યાપ્યવ્યાપકભાવનો નિયમ છે, એવો ભાવ છે.

ईदृशनियमस्य स्वरूपत एकविधत्वेऽप्याश्रयविशेषापेक्षया द्वैविध्यमाह—

**सोऽयं व्याप्त्यपरपर्यायो नियमो द्विविधः, सहभावनियमः, क्रमभावनियमश्चेति ॥सूत्र-४॥**

**सोऽयमिति**। पूर्वोपदर्शितस्वभावोऽयमित्यर्थः, अस्य नियम इत्यनेन सम्बन्धो नियम एव व्याप्तिरिति सूचयितुमुक्तं व्याप्त्यपरपर्याय इति। सहेति, हेतुसाध्ययोरेकस्मिन् काले विद्यमानयोर्नियम इत्यर्थः। क्रमेति, पौर्वापर्यक्रमेण जायमानयोस्तयोर्नियम इत्यर्थः ॥

આવા નિયમનું સ્વરૂપની અપેક્ષાએ એકવિધપણું હોવા છતાં આશ્રયવિશેષની અપેક્ષાએ નિયમના બે પ્રકારોને કહે છે.

**ભાવાર્થ**-"તે, આ વ્યાપ્તિ, કે જેનો બીજો પર્યાય છે, એવો નિયમ બે પ્રકારવાળો છે. (૧) સહભાવ નિયમ, (૨) ક્રમભાવ નિયમ છે."

**વિવેચન**-"પૂર્વે ઉપદર્શિત સ્વભાવવાળો આ નિયમ જ વ્યાપ્તિ છે. એ સૂચવવા કહે છે કે-'व्याप्त्यपरपर्याय इति।' 'सहेति।' એક કાળમાં વિદ્યમાન હેતુસાધ્યનો નિયમ 'સહભાવ નિયમ' કહેવાય છે. 'क्रमेति।' પૂર્વ અને અપરના ક્રમથી પેદા થતા હેતુસાધ્યનો નિયમ 'ક્રમભાવ નિયમ' કહેવાય છે. પ્રમાણમીમાંસા(૧-૨-૧૦)માં આનું નિરૂપણ છે.

तत्र सहभावनियमः केषामित्यत्राह—

**तत्र सहभावनियम एकसामग्रीप्रसूतयो रूपरसयोर्व्याप्यव्यापकयोश्च शिंशपात्ववृक्षत्वयोर्भवति ॥ सूत्र-५ ॥**

तत्रेति । द्विविधे नियम इत्यर्थः । सह भाव उत्पत्तिः स्थितिर्वा सहभावस्तस्य नियम इति व्युत्पत्तिं मनसि निधायाद्याया निदर्शनमाहैकसामग्रीप्रसूतयोरिति, जनकसामग्र्या एकत्वेन रूपरसयोस्सहैवोत्पादेन तयोर्नियमस्सहभावनियम उच्यत इति भावः । अत्रान्यतरस्य व्याप्यत्वं व्यापकत्वञ्च याहच्छिकमिति बोध्यम् । द्वितीयां व्युत्पत्तिमभिप्रेत्याह व्याप्यव्यापकयोरिति परस्परं न्यूनाधिकदेशवर्त्तिनोरित्यर्थः, तथा च रूपं वृक्षत्वं वा विना रसस्य शिंशपात्वस्य वाऽनुपपत्ते रूपस्य वृक्षत्वस्य च सत्त्व एव रसस्य शिंशपात्वस्योपपत्तेश्च तयोर्नियमस्सहभावनियम इति भावः ॥

ત્યાં સહભાવ નિયમ કોને કોને હોય છે, તે કહે છે.

**ભાવાર્થ**–"ત્યાં સહભાવ નિયમ, એક સામગ્રીથી જન્ય રૂપ અને રસમાં તેમજ વ્યાપ્ય-વ્યાપક એવા શિંશપાત્વ અને વૃક્ષત્વમાં હોય છે."

**વિવેચન**–સહ એટલે સાથે અને ભાવ એટલે ઉત્પત્તિ કે સ્થિતિ, તે સહભાવ છે. તેનો નિયમ=સહભાવ નિયમ, આવી વ્યુત્પત્તિ મનમાં સ્થાપીને પહેલી વ્યાપ્તિનો દાખલો કહે છે.

જનકભૂત સામગ્રી એક હોઈ, રૂપ અને રસની સાથે જ ઉત્પત્તિ હોવાથી તે રૂપ–રસનો નિયમ 'સહભાવ નિયમ' કહેવાય છે. અહીં બેમાંથી કોઈ એકનું વ્યાપ્યપણું અને વ્યાપકપણું યાદૃચ્છિક છે. જેવી ઇચ્છા હોય તે પ્રમાણે લેવાય છે, એમ જાણવું. બીજી વ્યુત્પત્તિને લક્ષમાં લઈને કહે છે કે–'व्याप्यव्यापकयोरिति ।' પરસ્પર ન્યૂન દેશવર્તી (વ્યાપ્ય) અને અધિક દેશવર્તી(વ્યાપક)નો એવો અર્થ છે. શિંશપાત્વ (શીશમના ઝાડનું હોવાપણું) ન્યૂન દેશવર્તી હોઈ વ્યાપ્ય છે અને વૃક્ષત્વ અધિક દેશવર્તી હોઈ વ્યાપક છે, એટલે વ્યાપ્યવ્યાપક શિંશપાત્વ અને વૃક્ષત્વનો સહભાવ (સ્થિતિ) નિયમ છે. તથાચ રૂપ સિવાય રસની અનુપપત્તિ હોઈ, રૂપની સત્તામાં રસની ઉપપત્તિ હોઈ સહભાવ નિયમ છે તથા વૃક્ષત્વ સિવાય શિંશપાત્વની અનુપપત્તિ હોઈ વૃક્ષત્વની સત્તામાં જ શિંશપાત્વની ઉપપત્તિ હોઈ સહભાવ નિયમ છે.

केषां क्रमभावनियम इत्यत्राह—

**क्रमभावनियमस्तु कृत्तिकोदयरोहिण्युदययोः पूर्वोत्तरभाविनोः, कार्यकारणयोश्च धूमवह्नयोर्भवति ॥ सूत्र–६॥**

क्रमभावेति । क्रमः पूर्वापरभावः, स चाकार्यकारणयोः कार्यकारणयोश्च भवतीत्याद्यस्य निदर्शनमाह कृत्तिकेति । अत्र शकटोदये न कृत्तिकोदयस्य कारणत्वमपि तु पौर्वापर्यमात्रमिति भावः । कार्यकारणयोर्दृष्टान्तमाह कार्येति, भवतीति, नियम इति शेषः ॥

ક્રમભાવ નિયમ કોને કોને થાય છે, તે કહે છે.

**ભાવાર્થ**–"ક્રમભાવ નિયમ તો, પૂર્વ–ઉત્તરભાવિ કૃતિકાના ઉદય અને રોહિણીના ઉદયમાં છે અને કાર્ય–કારણભૂત ધૂમ અને વહ્નિમાં હોય છે."

**વિવેચન**–ક્રમ એટલે પૂર્વ અને અપરભાવ. તે ક્રમ અકાર્ય–કારણનો અને કાર્ય–કારણનો થાય છે. માટે પહેલાંનો દાખલો આપે છે કે–'कृत्तिकेति।' અહીં શકટના ઉદયમાં કૃત્તિકાના ઉદયનું કારણપણું નથી પરંતુ પૂર્વ–અપરભાવરૂપ ક્રમ માત્ર છે, એવો ભાવ છે. કાર્ય અને કારણના દૃષ્ટાન્તને કહે છે કે–'कार्येति।' 'भवतीति।' અહીં 'नियम' આ પ્રમાણે અધ્યાહાર્ય છે.

ननु हेतुज्ञानसहकृतेन व्याप्तिस्मरणेन साध्यविज्ञानमनुमानमिति प्राग्वर्णितं, तत्र किन्तावत्साध्यमित्यत्राह—

**प्रमाणाबाधितमनिर्णीतं सिषाधयिषितं साध्यम्। यथा वह्निमत्पर्वतः। अस्यैव च पक्ष इति नामान्तरम्। साध्यविशिष्टत्वेन धर्मिण एव सिषाधयिषितत्वात्, इदञ्चानुमानजन्यप्रतिपत्तिकालापेक्षया ॥ सूत्र–७ ॥**

**प्रमाणेति।** प्रमाणपदेनात्र प्रमाणत्वावच्छिन्नं ग्राह्यं तथा च प्रमाणत्वावच्छिन्नेन येन केनचिदप्यबाधितमित्यर्थः, एतेन बाधितस्य साध्यत्वव्यावृत्तिः कृता भवति, यथा शब्दोऽश्रावण इति प्रत्यक्षबाधितं साध्यम्, नित्यश्शब्द इति शब्दस्यानित्यत्वसाधकेनानुमानेन बाधितम्, धर्मः प्रेत्यासुखप्रद इति धर्मः प्रेत्यसुखप्रद इत्यागमेन बाधितम्, माता मे वन्ध्येति स्ववचनबाधितं, नरशिरःकपालं शुचीति लोकबाधितम्, एवंरूपाणां व्यावर्त्तनाय प्रमाणाबाधितमिति पदम्। स्थाणुर्वा पुरुषो वेति संशयविषयस्य, शुक्तिकाशकलं रजतमिति विपर्यासविषयस्य, यथावदनिश्चितस्वरूपस्य गृहीतस्यागृहीतस्य वार्थस्य साध्यताप्रतिपत्त्यर्थमनिर्णीतपदम्, एतद्वैपरीत्ये हि साधनं विफलमेव भवेदिति। अनिष्टस्य सर्वथाऽनित्यत्वादेरसाध्यत्वप्रतिपत्तये सिषाधयिषितमित्युक्तम्। साधनेच्छाविषयीभूतमित्यर्थः, साधनं स्वाभिप्रेतार्थस्य, इच्छा वक्तुस्तथा च स्वाभिप्रेतार्थसाधनविषयकवक्त्रिच्छाविषयीभूतमिति भावः, वाद्यपेक्षया साधनेच्छा भवति, संहतपरार्थत्वं चक्षुरादीनां स्वीकर्त्तारं बौद्धं प्रति सांख्येन परार्थाश्चक्षुरादय इत्येवं पारार्थ्यमात्रस्याभिधानेऽपि सांख्येच्छाविषयीभूतमात्मार्थत्वमेव साध्यं भवति, अन्यथा साधनं निरर्थकमेव स्यात्। प्रमाणाबाधितमिति पदं वादिप्रतिवाद्युभयापेक्षया। वादिप्रतिवादिनोः प्रमाणेन यन्न बाध्यते तदेव हि कथायां साध्यमिति। साध्यस्य दृष्टान्तमाह यथेति, वह्निना विशिष्टः पर्वतस्साध्य इत्यर्थः, अस्यैव साध्यस्य पर्यायशब्दमाहास्यैव चेति, अत्र हेतुमाह साध्येति। प्रतिनियतसाध्यधर्मविशेषणविशिष्टतया धर्मिणस्साधयितुमिष्टत्वात्साध्यव्यपदेशः कथायां पक्षव्यपदेशभाग् भवतीति भावः, ननु साध्यं धर्मो वा धर्मविशिष्टो धर्मी वा, यदि धर्मस्तदा कथं पक्षस्य साध्यत्वमुक्तं, यदि धर्मविशिष्टो धर्मी साध्यं, तदा

१. सशयितस्य पुरुषस्य संशयापनोदनार्थमिव विपर्यस्ताव्युत्पन्नयोरपि विपर्ययानध्यवसायापनयनायानुमानप्रवृत्तिर्भवत्येव, परप्रत्यायनाय च प्रवृत्तिर्दुर्दैवात्विपर्यस्तस्याव्युत्पन्नस्य स्वयं तत्त्वबुभुत्सया च पर प्रत्युपसर्पणसम्भवादिति भावः ॥

कदाऽयं साध्यशब्दवाच्य इत्याशंकायामाहेदञ्चेति, पक्षापरपर्यायधर्मविशिष्टो धर्मी चेत्यर्थः। प्रयोग-कालापेक्षया साध्यशब्दवाच्यो भवतीति भावः॥

**શંકા**-હેતુજ્ઞાનથી સહકૃત, વ્યાપ્તિસ્મરણથી સાધ્યવિજ્ઞાન 'અનુમાન'-એમ પૂર્વે વર્ણન કરેલું હતું. ત્યાં સાધ્ય એટલે શું? એના સમાધાનમાં કહે છે.

**ભાવાર્થ-સમાધાન**-પ્રમાણથી અબાધિત, અનિર્ણીત, સાધવાને ઇચ્છેલ 'સાધ્ય' કહેવાય છે. જેમ કે-'वह्निमतपर्वत।' વળી આનું જ બીજું નામ 'પક્ષ' છે, કેમ કે-સાધ્યવિશિષ્ટપણાએ ધર્મી જ સાધવાની ઇચ્છાનો વિષય છે અને આ સાધ્ય અનુમાનજન્ય પ્રતિપ્રત્તિના (અનુમાનપ્રયોગના) કાળની અપેક્ષાએ છે.

**વિવેચન**-પ્રમાણપદથી, અહીં પ્રમાણત્વથી અવચ્છિન્ન (વિશિષ્ટ) જે કોઈ હોય તેનાથી પણ સાધ્ય 'અબાધિત' હોય છે, એવો અર્થ છે. આ કથનથી બાધિત સાધ્યમાં સાધ્યપણાની વ્યાવૃત્તિ (અભાવ) કરેલી થાય છે.

○ જેમ કે-'શબ્દ અશ્રાવણ છે.' અહીં શબ્દમાં રહેલ અશ્રાવણત્વરૂપ સાધ્યપ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે.

○ 'શબ્દ નિત્ય છે.' અહીં શબ્દનિષ્ઠ નિત્યત્વરૂપ સાધ્ય 'શબ્દ અનિત્ય છે.' એવા શબ્દનિષ્ઠ અનિત્યત્વસાધક અનુમાનથી બાધિત છે.

○ 'ધર્મ પરલોકમાં અસુખપ્રદ છે'-આવું ધર્મનિષ્ઠ પ્રેત્યાસુખપ્રદત્વરૂપ સાધ્ય, 'ધર્મ પરલોકમાં સુખપ્રદ છે'-આવા આગમવચનથી બાધિત છે.

○ 'મારી મા વાંઝણી છે'-આવું વચન સ્વવચનથી બાધિત છે. (વદતો વ્યાઘાત.)

○ 'માણસનું માથાનું કપાળ (ખોપરી) પવિત્ર છે-લોકપ્રમાણથી બાધિત છે.' આવા પ્રકારના પ્રમાણબાધિત સાધ્યોની વ્યાવૃત્તિ માટે 'પ્રમાણથી અબાધિત સાધ્ય' એમ કહેલું છે.

અનિર્ણીત પદનો વિચાર='સ્થાણુ છે કે પુરુષ છે?'-આવા સંશયના વિષયભૂત, 'છીપ ચાંદી છે'-આવા વિપર્યાસના વિષયભૂત, સત્ય રીતે અનિશ્ચિત સ્વરૂપવાળો ગ્રહણ કરાયેલા (જાણેલા)-નહીં ગ્રહણ કરાયેલા (નહીં જાણેલા) પદાર્થની સાધ્યતાની પ્રતિપત્તિ માટે 'અનિર્ણીત'પદ છે. [સંશયવાળા પુરુષને સંશય દૂર કરવા માટે જેમ વિપર્યાસવાળા-અજ્ઞાનવાળામાં પણ વિપર્યાસ, અનધ્યવસાય કે અજ્ઞાનના અપનયન માટે અનુમાનની પ્રવૃત્તિ થાય છે જ. પરપક્ષને જોવાની ઇચ્છા આદિથી, વિપર્યાસવાળા-અજ્ઞાનીને પોતાની તત્ત્વજિજ્ઞાસાથી પર પ્રત્યે વાદ-કથામાં જવાનો સંભવ છે.] ખરેખર, બાધિત-નિર્ણીત હોયે છતે સાધ્યનું સાધવું નિષ્ફળ જ છે. જે સર્વથા અનિત્યત્વ આદિ છે, તે અનિષ્ટ છે. તેના અસાધ્યપણાના સ્વીકાર માટે સાધવાની ઇચ્છાના વિષયભૂત જે હોય, તે 'સાધ્ય' કહેવાય છે. પોતાને ઇષ્ટ પદાર્થ જે છે, તે સાધવાનો છે. વક્તામાં સાધવાની ઇચ્છા છે. તથાચ સ્વવક્તાને (પોતાને) અભિપ્રેત, અર્થસાધનવિષયક વક્તાની ઇચ્છાના વિષયભૂત 'સાધ્ય' કહેવાય છે.

[ નૈરાત્મ્યવાદી બૌદ્ધ પ્રત્યે સ્થિર આત્માને સાધવા માટે કપિલાનુયાયી સાંખ્યે, 'ચક્ષુ આદિ પરાર્થભૂત છે, કેમ કે-સંઘાત છે.' જે સંઘાત-સમુદાયરૂપ છે, તે પરાર્થભૂત છે. જેમ કે-પલંગ આદિ, આ પ્રમાણેના પ્રયોગને કરે છે. ત્યાં ચક્ષુ આદિનું પરાર્થત્વ જે સાધ્ય છે, તે આત્માર્થત્વ જ, કહેલ પ્રયોગના પ્રયોક્તા સાંખ્યોને ઈષ્ટ છે. પરંતુ બૌદ્ધોને અભિમત ચક્ષુ આદિનું સંહતપરાર્થત્વ નથી. ખરેખર, તેને સાધવામાં સાંખ્યોનો આત્મા સિદ્ધ થતો નથી. ત્યાં અનુમાનની નિષ્ફળતા જ છે. આ પ્રમાણે સાંખ્યોને અનભિમત, સંહતપરાર્થત્વના અસાધ્યત્વના અવબોધ માટે તેમાં સાધ્યત્વનો પ્રસંગ આવી જાય. આ માટે અભીપ્સિતનું ગ્રહણ છે. ]

અભીપ્સિતનો પરમાર્થ=વાદીને જે અભીપ્સિત હોય, તે જ સાધ્ય કહેવાય છે. અહીં પ્રતિવાદીની અપેક્ષા નથી. અનિરાકૃત (અબાધિત) તો બંનેની અપેક્ષાએ હોય છે. માટે કહે છે કે-વાદીની અપેક્ષાએ સાધનેચ્છા હોય છે. ચક્ષુ આદિના સંહતપરાર્થપણાનો સ્વીકાર કરનાર બૌદ્ધ પ્રત્યે સાંખ્યે 'ચક્ષુ આદિ પરાર્થ છે'-આ પ્રમાણેના પરાર્થત્વ માત્રનું કથન કરેલું હોવા છતાં, સાંખ્યની ઈચ્છાના વિષયભૂત આત્માર્થત્વ જ સાધ્ય થાય છે. અન્યથા= અનુમાનપ્રયોક્તા વાદીની ઈચ્છા વિષયભૂત અભીપ્સિતત્વનું સાધન જો ન માનવામાં આવે, તો સાધન નિરર્થક થઈ જાય ! [ જો વાદીની અપેક્ષાએ જેમ છે તેમ પ્રતિવાદીની અપેક્ષાએ અભીપ્સિતત્વ માનેલું હોય, તો પ્રતિવાદી બૌદ્ધનું ચક્ષુ આદિનું પરાર્થપણું સંહતપરાર્થત્વ જ અભીપ્સિત છે તે પણ સાધ્ય થઈ જાય ! તેના સાધનથી સાંખ્યનો આત્મા સિદ્ધ થતો નથી, તેથી તેનું સાધન સાંખ્યને નિષ્ફળ જ થાય ! ]

० 'प्रमाणाबाधितमिति ।' પ્રમાણથી અબાધિત એ પદ, વાદી-પ્રતિવાદીરૂપ બંનેની અપેક્ષાએ છે. વાદી અને પ્રતિવાદીના પ્રમાણથી જે બાધિત ન થાય, તે જ ખરેખર, કથામાં (વાદમાં) સાધ્ય થાય છે. સાધ્યના દૃષ્ટાન્તને કહે છે કે-વહ્નિથી વિશિષ્ટ પર્વત સાધ્ય છે. સાધ્યપર્યાયવાચક શબ્દને કહે છે કે-'अस्यैव चेति ।' અહીં હેતુને કહે છે. પ્રતિનિયત સાધ્યરૂપ ધર્મવિશેષણથી વિશિષ્ટપણાએ ધર્મી, સાધવાને ઈષ્ટ હોવાથી સાધ્યનો વ્યવહાર, અનુમાનપ્રયોગના કથનમાં પક્ષ તરીકેના વ્યવહારને ભજનાર થાય છે.

શંકા-ધર્મ સાધ્ય કહેવાય છે કે ધર્મવિશિષ્ટ ધર્મી સાધ્ય કહેવાય છે? જો ધર્મ સાધ્યરૂપે છે, તો પક્ષને સાધ્ય તરીકે કેમ કહ્યો છે? જો ધર્મવિશિષ્ટ ધર્મી સાધ્ય તરીકે છે, તો ક્યારે આ સાધ્યશબ્દ વાચ્ય બને છે? આવી શંકામાં કહે છે કે-પક્ષરૂપી બીજા નામવાળો ધર્મવિશિષ્ટ ધર્મી (વહ્નિવિશિષ્ટ પર્વત) સાધ્યશબ્દવાચ્ય છે. અનુમાન કાળપ્રયોગની અપેક્ષાએ આ કથન જાણવાનું છે.

अनुमानप्रभवप्रतिपत्तिकालापेक्षया साध्यधर्मविशिष्टप्रसिद्धधर्मिणस्साध्यत्वेऽपि तेन सह हेतोरविनाभावासंभवात्कथमनुमितिरित्यत्राह—

**व्याप्तिग्रहणवेलायान्तु वह्नयादिर्धर्म एव साध्यः ॥ सूत्र-८ ॥**

व्याप्तीति । वह्न्यादिर्धर्म एवेति, एवशब्देन तद्विशिष्टधर्मिणो व्यवच्छेदः, तत्र व्याप्तेरसम्भवात्, नहि धूमदर्शनात् सर्वत्र पर्वतो वह्निमानिति व्याप्तिश्शक्या विधातुं प्रत्यक्षादिप्रमाणविरोधात् । साध्य इति साधयितुं योग्य इत्यर्थः । इत्थञ्चानुमानस्य त्रीण्यङ्गानि, धर्मी साध्यं साधनञ्च, तत्र साधनं गमकत्वेनाङ्गम्, साध्यन्तु गम्यत्वेन, धर्मी पुनः साध्यधर्माधारत्वेन, आधारविशेषनिष्ठतया साध्यसिद्धेरनुमानप्रयोजनत्वात् । अथवा पक्षो हेतुरित्यनुमानाङ्गं द्वयं, साध्यधर्मविशिष्टधर्मिणः पक्षत्वात्, इदञ्च धर्मधर्मिणोरभेदापेक्षया, पूर्वन्तु भेदापेक्षया विज्ञेयम् ॥

અનુમાનજન્ય અનુમિતિના વ્યવહારકાળમાં સાધ્યરૂપ ધર્મવિશિષ્ટ ધર્મીનું સાધ્યપણું હોવા છતાં, તે ધર્મવિશિષ્ટ ધર્મીરૂપ સાધ્યની સાથે હેતુના અવિનાભાવનો અસંભવ હોવાથી (જ્યાં જ્યાં ધૂમ છે, ત્યાં ત્યાં જેમ અગ્નિની અનુવૃત્તિ થાય છે, તેમ પર્વતની અનુવૃત્તિ થતી નથી માટે.) કેવી રીતે અનુમિતિ થાય? આવી શંકામાં કહે છે કે–

**ભાવાર્થ**–"વ્યાપ્તિના ગ્રહણની વેળામાં તો વહ્નિ આદિ ધર્મ જ સાધ્ય છે."

**વિવેચન**–અહીં 'एव' શબ્દથી ધર્મવિશિષ્ટ ધર્મીરૂપ સાધ્યનો વ્યવચ્છેદ છે, કેમ કે–ત્યાં વ્યાપ્તિનો અસંભવ છે. [ વ્યાપ્તિગ્રહણ સમયની અપેક્ષાએ વહ્નિરૂપ ધર્મની સાથે જ ધૂમરૂપ હેતુની વ્યાપ્તિ ગ્રહણ કરાય છે, પરંતુ પર્વતરૂપ ધર્મીની સાથે ગ્રહણ કરાતી નથી. એથી વ્યાપ્તિના ગ્રહણકાળની અપેક્ષાએ વહ્નિરૂપ ધર્મ જ સાધ્ય છે. જો વહ્નિરૂપ ધર્મનું સાધ્યપણું ન સ્વીકારવામાં આવે, તો સાધ્યની સાથે હેતુની વ્યાપ્તિના ગ્રહણની અનુપપત્તિ થાય! ]

૦ ધૂમના દર્શનથી સઘળે ઠેકાણે 'પર્વત વહ્નિવાળો' છે, આવી વ્યાપ્તિ કરી શકાતી નથી, કેમ કે–પ્રત્યક્ષ આદિ પ્રમાણનો વિરોધ છે. 'साध्य इति ।' સાધવાને યોગ્ય. પૂર્વોક્ત દિશાએ હેતુ આદિના સ્વરૂપનો નિર્ણય થયે છતે સ્વાર્થાનુમાનના ત્રણ અંગો (અવયવો) છે. જેમ કે–૧–ધર્મી, ૨–સાધ્ય અને ૩–સાધન. તે ત્રણ અંગો પૈકી અંતમાં ઉદ્દિષ્ટ હોવા છતાં સાધનનું પ્રથમ અંગપણાએ પ્રતિપાદન, અનુમિતિના હેતુપણાની અપેક્ષાએ ત્યાં તેનું પ્રધાનપણું છે, એમ જણાવવા માટે 'સાધનગમકપણું હોઈ પ્રથમ અંગ છે.' (૧) ગમ્યપણાની (અનુમિતિના વિષયપણાની) અપેક્ષાએ સાધ્ય બીજું અંગ છે. (૨) અનુમિતિદ્વારા સાધ્ય ક્યાં કરવાનું છે?–આવી આકાંક્ષા હોયે છતે, આધાર પણ અવશ્ય સાધ્યના ઉદ્દેશ્યપણાએ અનુમિતિમાં અંગ છે. (૩) માટે કહે છે કે–'તેના પછી સાધ્યધર્મના આધારપણાની અપેક્ષાએ ધર્મી (પક્ષ) અનુમિતિનું અંગ છે, કેમ કે–આધારવિશેષમાં રહેવાપણાની અપેક્ષાએ સાધ્યની સિદ્ધિ અનુમાનનું પ્રયોજન છે (ફળ છે).' સાધ્યરૂપ ધર્મ એ પૃથક્ અંગ છે અને ધર્મીવિશેષ એ પૃથક્ અંગ છે. એમ ધર્મ–ધર્મીની ભેદની વિવક્ષાથી પહેલો પક્ષ છે. 'तद् अभिन्नाभिन्नस्य तद् अभिनन्नत्वं'–આવા નિયમથી વિશેષણ અભિન્નવિશિષ્ટ અભિન્નવિશેષ્યરૂપ ધર્મીનું વિશેષણભૂત ધર્મની સાથે અભિન્નપણું છે. આ પ્રમાણે ધર્મ–ધર્મીની અભેદની વિવક્ષાથી બીજો પક્ષ છે. સ્યાદ્વાદમાં સર્વની ઘટમાનતા છે. એવા આશયથી કહે છે કે–

અથવા પક્ષ અને હેતુ આ પ્રમાણે આ બે જ સ્વાર્થાનુમાનમાં અંગ છે. પક્ષ એટલે સાધ્ય-વિશિષ્ટ ધર્મી તથાચ વિશેષણ (વહ્નિ) અને વિશેષ્ય(પર્વત)થી કથંચિદ્ અભિન્નવિશિષ્ટ-(વહ્નિમત્ પર્વતરૂપ પક્ષ)માં અંગપણું હોયે છતે, વિશિષ્ટથી અભિન્ન વહ્નિ આદિ સાધ્ય-સ્વરૂપ ધર્મ આત્મક્ વિશેષણમાં અને પર્વત આદિ ધર્મી વિશેષરૂપ વિશેષ્યમાં અંગપણું પ્રાપ્ત છે. માટે ૧–પક્ષ એક અંગ છે અને ૨–બીજું અંગ હેતુ છે–એમ બે અંગો છે, કેમ કે-સાધ્યધર્મવિશિષ્ટ ધર્મી જ પક્ષ તરીકે છે. આ કથન ધર્મ–ધર્મીની અભેદની અપેક્ષાથી છે અને પૂર્વનું કથન તો ભેદની અપેક્ષાથી જાણવું.

ननु सिषाधयिषितस्यैव धर्मिणस्साध्यत्वोक्त्या प्रसिद्धस्यैव धर्मित्वं लब्धं सामान्यतो विज्ञातस्यैव किञ्चिद्धर्मविशिष्टत्वेन सिषाधयिषितत्वात् तथा च तत्प्रसिद्धिः कथन्तरां स्यादिति पर्युनुयोगे प्राह—

**धर्मिणश्च प्रसिद्धिः प्रमाणाद्विकल्पादुभयतो वा ज्ञेया । यथाऽस्ति सर्वज्ञ इत्यत्र धर्मिणस्सर्वज्ञस्य विकल्पात्सिद्धिः । पर्वतो वह्निमानित्यत्र पर्वतस्य प्रत्यक्षप्रमाणात्, शब्दः परिणामीत्यादौ कालत्रयवर्त्तिशब्दधर्मिण उभयस्मात् ॥ सूत्र–९ ॥**

**धर्मिणश्चेति ।** प्रमाणदिति निश्चितप्रामाण्यकप्रत्यक्षाद्यन्यतमादित्यर्थः, विकल्पादिति, अनिश्चितप्रामाण्याप्रामाण्यकप्रत्ययादित्यर्थः, उभयत इति, निश्चितप्रामाण्यकप्रत्यक्षाद्यन्यतमादनिश्चितप्रामाण्याप्रामाण्यकप्रत्ययाच्चेत्यर्थः । नन्वस्तु निश्चितप्रामाण्यकप्रत्यक्षादिभ्यो धर्मिप्रसिद्धिः, प्रामाण्येनाप्रामाण्येन वाऽनिर्णीतया प्रतीत्या कथं धर्मिप्रसिद्धिः, तस्याः प्रमाणत्वाभावात्, प्रमाणात्मिकयैव च प्रतीत्या वस्तुसिद्धेः । तस्याश्च प्रमाणत्वे प्रमाणादित्यनेनैव गतार्थतया विकल्पादिति व्यर्थमेव भवेत् । अप्रमाणत्वे तु न ततो धर्मिसिद्धिः, किञ्च विकल्पसिद्धे धर्मिणि सत्त्वमसत्त्वं वा प्रमाणबलेन साधनीयं यथाऽस्ति सर्वज्ञो नास्ति षष्ठं भूतमित्यादौ । तच्च न सम्भवति, धर्मिणो वस्तुतोऽसत्त्वेन भाववृत्तिधर्मस्य हेतुत्वेऽसिद्धिप्रसरात्, भाववृत्तिधर्मस्य तत्र सत्त्वे च धर्मिणोऽपि भावत्वापत्त्या नास्तित्वसाधनमसङ्गतं स्यात् । अभाववृत्तिधर्मस्य हेतुत्वे त्वस्तित्वसाधनस्य विरोधात्, उभयवृत्तिधर्मस्य हेतुत्वे व्यभिचारादित्यनुयोगे प्रबले जाते प्रमाणाद्धर्मिप्रसिद्धेरुदाहरणप्रदर्शनं विहाय प्रथमत एव विकल्पप्रसिद्धधर्मिणमुदाहरति यथेति, अत्रायम्भावः, ये विकल्पेन धर्मिप्रसिद्धिं नाभ्युपगच्छन्ति ते विकल्पसिद्धो धर्मी न भवति तस्याप्रमाणत्वादित्यपि वक्तुं न शक्नुवन्ति, प्रोक्तक्रमेणासिद्धिविरोधादीनां सम्भवात्, प्रमाणेनात्र धर्म्यसिद्धेः । तथात्वे च परं प्रत्याश्रयासिद्ध्याद्युद्भावनं व्यर्थमेव स्यात् येन हि यो धर्मितयोपात्तस्तत्रैव दोषः प्रदर्शनीयस्तथा च तत्र दोषमुद्भावयता भवताऽवश्यं विकल्पेन धर्मिप्रसिद्धिरभ्युपेयैवान्यथा तूष्णीम्भावापत्तिः, एवञ्चास्ति सर्वज्ञ इत्यादिमानसप्रत्यक्षे भावरूपस्यैव धर्मिणः प्रतिपन्नत्वान्न कोऽपि दोषः, न च तत्सिद्धौ तत्सत्त्वस्यापि प्रतिपन्नत्वेन व्यर्थमनुमानमिति वाच्यम्, तदभ्युपेतमपि वैयात्याद्यो न प्रतिपद्यते तं प्रत्यनुमानस्य साफल्यात्, न च षष्ठभूतादेः कथं धर्मित्वं, मानसप्रत्यक्षेण तत्सत्त्वस्यापि प्रतिपन्नतया नास्तित्वसाधनस्य बाधितत्वादिति वाच्यम्, तदानीं बाधकप्रत्ययानुदयेन सत्त्वे सम्भावितेऽपि पश्चा-

त्तत्सत्ताया निषेधनात्, एवमेव गगनकुसुमादीनामपि विकल्पकाले सत्त्वेन सम्भावितानामपि पश्चाद्बाधकप्रत्ययेन तन्निरासात्तादृशमानसज्ञानस्य मानसप्रत्यक्षाभासत्वमवसेयमिति ॥ अथ प्रमाणाद्धर्मिप्रसिद्धेर्निदर्शनमादर्शयति पर्वत इति, अत्र प्रत्यक्षेण पर्वतस्य प्रसिद्धिरिति भावः । एतेनानुमानानुमेयव्यवहारस्सर्व एव बुद्धावेव किमपि च धर्मित्वेन प्रकल्प्य प्रवर्त्तते, ननु बाह्यं सदसत्त्वमपेक्ष्येति मतमपास्तम्, अन्तर्बहिर्वाऽनासादिताऽऽलम्बनाया बुद्धेर्धर्मधर्मित्वेन कस्यापि व्यवस्थापनाऽसामर्थ्यात् । तस्मात्प्रमाणेन व्यवस्थापितः पर्वतादिरेव विषयभावं भजन् धर्मित्वादिकं प्रतिपद्यत इति । उभयसिद्धं निदर्शयति शब्द इति, अत्र हि शब्दमात्रस्य धर्मित्वमिष्टमन्यथा यस्मिन् कस्मिन्नेव शब्दे परिणामित्वस्य सिद्ध्यापत्तेः, तथा च सर्वेषां शब्दानां श्रवणेन प्रत्यक्षासम्भवेन केषाञ्चित्प्रत्यक्षतः केषाञ्चिच्च विकल्पतः प्रसिद्धिर्भवतीति भावः । ननु पर्वतो वह्निमानित्यत्रापि प्रत्यक्षसिद्धत्वं पर्वतस्य कथं, दृश्यमानभागेऽग्निमत्त्वसाधने प्रत्यक्षबाधा, तत्र वह्न्युपलब्धौ वा साधनवैयर्थ्यमदृश्यमानभागे तु साधने कुतो धर्मिणः प्रत्यक्षसिद्धत्वमिति चेन्नैवम्, अवयविद्रव्यापेक्षया पर्वतादेस्सांव्यवहारिकप्रत्यक्षप्रसिद्धताभिधानात् । अतिसूक्ष्मेक्षिकया पर्यालोचने तु न किञ्चित्प्रत्यक्षं, अस्मदादिप्रत्यक्षस्याशेषविशेषतोऽर्थसाक्षात्कारे सामर्थ्यविरहात् केवलिप्रत्यक्षस्यैव तत्र सामर्थ्यादिति ॥

**શંકા**-સાધવાને ઇષ્ટ, ધર્મીમાં જ સાધ્યપણાના વચનથી પ્રસિદ્ધિનું જ ધર્મીપણું પ્રાપ્ત થયું, કેમ કે-સામાન્યથી વિજ્ઞાતમાં જ કિંચિત્ ધર્મવિશિષ્ટપણાએ સાધવાને ઇષ્ટ થાય છે. તથાચ તે ધર્મીની પ્રસિદ્ધિ કેવી રીતે થાય ? આવા પ્રશ્નમાં કહે છે કે-

**સમાધાન-ભાવાર્થ**-"વળી ધર્મીની પ્રસિદ્ધિ પ્રમાણથી, વિકલ્પથી અથવા પ્રમાણ-વિકલ્પ ઉભયથી જાણવી, કેમ કે-'સર્વજ્ઞ છે.' આ પ્રમાણે અહીં સર્વજ્ઞની વિકલ્પથી પ્રસિદ્ધિ છે. 'પર્વત અગ્નિવાળો છે.' અહીં પર્વતની પ્રત્યક્ષ પ્રમાણથી પ્રસિદ્ધિ છે. 'શબ્દ પરિણામી છે." ઇત્યાદિમાં ત્રણેય કાળમાં વર્તનાર શબ્દરૂપ ધર્મની પ્રમાણ અને વિકલ્પરૂપ બન્નેથી પ્રસિદ્ધિ છે."

**વિવેચન**-'धर्मिणश्चेति, प्रमाणादिति ।' નિશ્ચિત પ્રામાણ્યવાળા પ્રત્યક્ષ આદિ (આદિ-પદથી પરોક્ષ પ્રકારરૂપ સ્મૃતિ-પ્રત્યભિજ્ઞા-તર્ક-અનુમાન-આગમોનું ગ્રહણ છે.) કોઈ એક પ્રમાણથી પ્રસિદ્ધિ.

० વિકલ્પથી=અનિશ્ચિત, પ્રામાણ્ય અને અપ્રામાણ્યવાળા જ્ઞાનનું વિષયપણું એ જ વિકલ્પ છે. તે વિકલ્પથી પ્રસિદ્ધિ.

० નિશ્ચિત પ્રામાણ્યવાળા પ્રત્યક્ષ આદિ કોઈ એક પ્રમાણ્ય વિષયત્વ અને અનિશ્ચિત પ્રામાણ્ય અને અપ્રામાણ્યવાળા જ્ઞાનનું વિષયત્વ, એ રૂપ ઉભયથી ધર્મીની પ્રસિદ્ધિ.

**શંકા**-નિશ્ચિત પ્રામાણ્યવાળા પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી ધર્મીની પ્રસિદ્ધિ રહો. પ્રામાણ્યથી કે અપ્રામાણ્યથી અનિર્ણીત પ્રતીતિથી કેવી રીતે ધર્મીની પ્રસિદ્ધિ ? કેમ કે-તે

પ્રતીતિમાં પ્રમાણપણાનો અભાવ છે અને પ્રમાણરૂપ જ પ્રતીતિથી વસ્તુની સિદ્ધિ છે. વળી તે પ્રતીતિમાં જો પ્રમાણપણું માનવામાં આવે, તો 'પ્રમાણથી' એવા પક્ષથી અર્થ સરી જાય છે એટલે 'વિકલ્પથી' એ પક્ષ વ્યર્થ જ થાય!

० વળી વિકલ્પથી સિદ્ધ ધર્મીમાં તો 'સત્તાનું અને અસત્તાનું સાધ્યત્વ છે.' આ નિયમ હોઈ સત્ત્વ અને અસત્ત્વ બંને પ્રમાણબળથી સાધવાને યોગ્ય છે. જેમ કે-સર્વજ્ઞ છે' -એ અનુમાનમાં અને 'છટ્ઠું ભૂત નથી'-એ અનુમાનમાં વિકલ્પસિદ્ધ ધર્મી છે.

० વિકલ્પસિદ્ધ સિદ્ધિમાં સત્ત્વ અને અસત્ત્વ સંભવી શકતું નથી, કેમકે-સર્વજ્ઞરૂપ ધર્મીમાં ભાવધર્મરૂપ હેતુની સિદ્ધિનો અભાવ છે : કેમ કે-ખરેખર, ભાવધર્મ ભાવરૂપ ધર્મીમાં પ્રવર્તે છે. સર્વજ્ઞની સત્તાની સિદ્ધિ સિવાય સર્વજ્ઞમાં ભાવત્વ નથી, માટે ભાવધર્મરૂપ હેતુની ત્યાં-સર્વજ્ઞ ધર્મીમાં અસિદ્ધિ છે. જો ત્યાં (છટ્ઠું ભૂત નથી) ભાવવૃત્તિ ધર્મની સત્તા માનવામાં આવે, તો ધર્મીમાં પણ ભાવપણાની આપત્તિથી નાસ્તિત્વનું સાધન અસંગત થઈ જાય!

० અભાવવૃત્તિધર્મ-અભાવધર્મને જો હેતુ માનવામાં આવે, તો અસ્તિત્વને સાધવાની સાથે વિરોધ છે, અભાવધર્મરૂપ હેતુ વિરૂદ્ધ છે અર્થાત્ સત્તારૂપ સાધ્યની સાથે અસમાનાધિકરણ છે. (અહીં વિરોધ એટલે અસ્તિત્વરૂપ સાધ્યનું અસમાનાધિકરણ સમજવું. જ્યાં અસ્તિત્વ છે, ત્યાં અભાવધર્મ નથી.)

० ઉભય (ભાવ-અભાવ) વૃત્તિધર્મને હેતુ માનવામાં વ્યભિચાર છે. અર્થાત્ અસ્તિત્વરૂપ સત્તા વિધિ સ્વરૂપ ભાવમાં જ પ્રવર્તે છે અને ભાવાભાવરૂપ ધર્મ ભાવમાં અને અસ્તિત્વના અભાવવાળા અભાવમાં વર્તે છે. આમ વ્યભિચાર છે. સમજ કે-અસિદ્ધ સત્તાવાળા સર્વજ્ઞધર્મીમાં ભાવધર્મરૂપ હેતુ નથી. ભાવ-અભાવ ઉભય ધર્મરૂપ હેતુ વ્યભિચારી છે. અભાવધર્મીરૂપ હેતુ વિરૂદ્ધ છે. તે સર્વજ્ઞવર્તી સત્તા કેવી રીતે સાધી શકાય? અર્થાત્ કોઈ પણ રીતે સાધી શકાય એમ નથી. 'પ્રમેયસિદ્ધિ પ્રમાણથી છે.'-આવા વચનથી પ્રમાણથી જ વસ્તુની સિદ્ધિ થાય છે. વિકલ્પ તો પ્રમાણ નથી, માટે વિકલ્પથી ધર્મીપ્રસિદ્ધિ થતી નથી. ધર્મીની પ્રસિદ્ધિ એક માત્ર પ્રમાણથી જ છે, વિકલ્પથી કે ઉભયથી ધર્મીની પ્રસિદ્ધિ નથી. એમ નૈયાયિકમત તરફથી પ્રચંડ પ્રશ્ન ઉપસ્થિત થયે છતે.

**સમાધાન**-પ્રમાણથી ધર્મીની પ્રસિદ્ધિનું ઉદાહરણનું પ્રદર્શન છોડીને પ્રથમથી જ વિકલ્પથી પ્રસિદ્ધિધર્મીનું ઉદાહરણ આપે છે. અહીં આ ભાવ છે કે-જેઓ વિકલ્પથી ધર્મીપ્રસિદ્ધિને સ્વીકારતા નથી, તેઓ 'વિકલ્પપ્રસિદ્ધ ધર્મી થતો નથી,' કેમ કે-તે અપ્રમાણ છે વગેરે વગેરે. વળી બોલી પણ શકતા નથી, કારણ કે-પૂર્વે કહેલ ક્રમથી અસિદ્ધિ વિરોધ આદિનો સંભવ છે અને અહીં પ્રમાણથી ધર્મીની અપ્રસિદ્ધિ છે. જો વિકલ્પથી ધર્મીની પ્રસિદ્ધિ કબૂલો છો, તો પર પ્રત્યે આશ્રય (પક્ષ) અસિદ્ધિ આદિનું ઉદ્ભાવન વ્યર્થ જ થાય! ખરેખર, જેણે જે ધર્મીપણાએ સ્વીકારેલ છે, ત્યાં જ દોષ દેખાડવો. તથાચ ત્યાં દોષનું

ઉદ્ભાવન કરનારા આપે. અવશ્ય વિકલ્પથી ધર્મીપ્રસિદ્ધિ માનવી જોઈએ ! અન્યથા મૌન-પણું માનવું જોઈએ. (પ્રસિદ્ધનો પ્રતિષેધ થાય છે, કેમ કે–અભાવ, પ્રતિયોગીથી નિરૂપ્ય છે. નિરૂપકની અપ્રસિદ્ધિમાં તેનાથી નિરૂપ્યના નિરૂપણની અનુપપત્તિ છે, તેથી 'વિકલ્પસિદ્ધ ધર્મી નથી.' આવા વચનથી વિકલ્પસિદ્ધ ધર્મીનો નિષેધ કરાય છે. નૈયાયિકવડે તે નિષેધનો પ્રતિયોગી વિકલ્પસિદ્ધ ધર્મી છે. તેની અપ્રસિદ્ધિ હોયે છતે 'વિકલ્પપ્રસિદ્ધ ધર્મી નથી.' આવા પ્રતિષેધની અનુપપત્તિ છે. અહીં તૂષ્ણીંભાવની આપત્તિ હોઈ તૂષ્ણીંભાવ વાદમાં નિગ્રહસ્થાનરૂપ છે.)

० આ પ્રમાણે 'સર્વજ્ઞ' છે, ઈત્યાદિ માનસપ્રત્યક્ષમાં ભાવરૂપ જ ધર્મીનો સ્વીકાર હોવાથી કોઈ પણ દોષ નથી.

**શંકા**–સર્વજ્ઞરૂપ ધર્મીની સિદ્ધિ હોયે છતે, તેની સત્તાનો પણ સ્વીકાર થવાથી તેની સત્તાનું સાધક અનુમાન વ્યર્થ જ ને ?

**સમાધાન**–તે સર્વજ્ઞધર્મીની સિદ્ધિ હોવા છતાં, નિર્લજ્જતાથી જે તેની સત્તાનો સ્વીકાર કરતો નથી, તેના પ્રત્યે અનુમાન સફળ છે.

**શંકા**–છઠ્ઠા ભૂત વગેરેમાં કેવી રીતે ધર્મીપણું છે? કેમ કે–માનસપ્રત્યક્ષથી છઠ્ઠા ભૂતની સત્તાનો સ્વીકાર થવાથી નાસ્તિત્વનું સાધન બાધિત થાય છે જ ને ?

**સમાધાન**–તે વખતે બાધક જ્ઞાનનો ઉદય નહીં હોવાથી, સત્ત્વની સંભાવના હોવા છતાં પાછળથી તે છઠ્ઠા ભૂતની સત્તાનો નિષેધ છે. આ પ્રમાણે આકાશકુસુમ આદિમાં પણ વિકલ્પકાળમાં સત્ત્વરૂપે સંભાવના હોવા છતાં, પાછળથી બાધક જ્ઞાનથી તેનો નિરાસ છે. તાદૃશ માનસિક જ્ઞાન માનસપ્રત્યક્ષાભાસરૂપ જાણવું. ઈતિ.

હવે પ્રમાણથી ધર્મીની પ્રસિદ્ધિનું દૃષ્ટાન્ત કહે છે. 'पर्वत' इति । અહીં પ્રત્યક્ષ પ્રમાણથી પ્રસિદ્ધિ છે. આ કથનની 'સઘળોય અનુમાન–અનુમેયવિષયક વ્યવહાર, બુદ્ધિમાં જ, કોઈને ધર્મીપણે તો કોઈને ધર્મપણે પ્રકલ્પી પ્રવર્તે છે,' પરંતુ 'બાહ્ય સત્ત્વ અને અસત્ત્વને અપેક્ષીને વ્યવહાર નથી.' આવા મતનું ખંડન થઈ જાય છે, કેમ કે–અંદરના કે બહારના આલંબનની પ્રાપ્તિ વગરની બુદ્ધિમાં, કોઈમાં પણ ધર્મ–ધર્મીપણાની વ્યવસ્થા કરવાની શક્તિ નથી. તેથી પ્રમાણથી વ્યવસ્થાપિત પર્વત વગેરે જ વિષયભાવને પામતા ધર્મી-પણા વગેરે ભાવને પામે છે.

० ઉભયસિદ્ધનું દૃષ્ટાન્ત કહે છે. 'शब्द' इति । ખરેખર, અહીં સર્વ શબ્દ ધર્મી-પણાએ ઈષ્ટ છે, નહીં તો કોઈ એક શબ્દમાં જ પરિણામીપણાની સિદ્ધિની પ્રાપ્તિની આપત્તિ થઈ જાય ! તથાચ સર્વ (ભૂત–ભવિષ્ય–વર્તમાનકાલીન) શબ્દોનો શ્રવણથી પ્રત્યક્ષનો અસંભવ હોવાથી, કેટલાક શબ્દોની પ્રત્યક્ષથી અને કેટલાક શબ્દોની વિકલ્પથી પ્રસિદ્ધિ થાય છે.

**શંકા**–'પર્વત વહ્નિવાળો છે.' અહીં પણ પર્વતમાં પ્રત્યક્ષ સિદ્ધપણું કેવી રીતે ? દેખાતા ભાગમાં અગ્નિને સાધવામા પ્રત્યક્ષ બાધા છે, અથવા ત્યાં વહ્નિનું જ પ્રત્યક્ષ હોયે

છતે સાધન નિરર્થક છે. નહીં દેખાતા ભાગમાં વહ્નિને સાધવામાં ધર્મી પર્વતનું કેવી રીતે પ્રત્યક્ષ સિદ્ધપણું કહેવાય?

**સમાધાન**–અવયવી દ્રવ્યની અપેક્ષાએ પર્વત આદિમાં સાંવ્યવહારિક પ્રત્યક્ષની પ્રસિદ્ધિનું કથન છે. વળી અતિ સૂક્ષ્મ ઈક્ષિકાથી (ખૂબ બારીકાઈથી) તો વિચાર કરતાં કોઈ પણ વસ્તુ પ્રત્યક્ષ નથી, કેમ કે–અસ્મદ્ આદિ પ્રત્યક્ષમાં સમસ્ત વિશેષ(પર્યાય)થી અર્થના સાક્ષાત્કારમાં શક્તિનો અભાવ છે. વળી કેવલીનું પ્રત્યક્ષ જ ત્યાં સમર્થ છે.

तदेवं धर्मिसाध्यसाधनरूपमनुमानस्य प्रधानभूतमङ्गत्रयं निरूप्य सम्प्रति हेतुं विभजते—

**हेतुर्द्विविधो विधिस्वरूपः प्रतिषेधस्वरूपश्चेति । तथा विधिस्वरूपो हेतुर्द्विधा, विधिसाधको निषेधसाधकश्चेति, एवं प्रतिषेधस्वरूपो हेतुरपि ॥ सूत्र–१० ॥**

**हेतुरिति ।** विधिस्वरूप उपलम्भस्वरूपः, प्रतिषेधस्वरूपोऽनुपलम्भस्वरूपः । विधिस्वरूपस्यापि द्वैविध्यमाह तथेति, ईदृशमेव प्रकारभेदं प्रतिषेधस्वरूपहेतावप्यतिदिशति एवमिति । तथा च विधिसाधको विधिरूपः, निषेधसाधको विधिरूपः, विधिसाधकः प्रतिषेधरूपः, निषेधसाधकः प्रतिनिषेधरूपश्चेति हेतुश्चतुर्विधः फलितः । एतेनोपलम्भस्वरूपस्य हेतोर्विधिसाधकत्वमेवानुपलम्भस्वरूपस्य हेतोः प्रतिषेधसाधकत्वमेवेति केषाञ्चिन्नियमो निरस्तः । साध्यसाधनयोर्गम्यगमकभावे व्याप्तेरेव प्रयोजकतया व्याप्तिसत्त्वेन विधिसाध्ये उपलम्भरूपहेतोर्गमकत्वस्येव तत्सत्त्वेऽनुपलम्भहेतोरपि तत्साधने गमकत्वस्य दुर्निवारतयैकशेषस्यानुचितत्वादिति ॥

આથી આ પ્રમાણે ધર્મી–સાધ્ય–સાધનરૂપ અનુમાનના પ્રધાનભૂત ત્રણ અંગોને કહીને, હવે તેના હેતુનો વિભાગ કરે છે.

**ભાવાર્થ**–"હેતુ, વિધિસ્વરૂપ અને નિષેધસ્વરૂપના ભેદથી બે પ્રકારનો છે, તેમજ વિધિસ્વરૂપ હેતુ, વિધિસાધક અને નિષેધસાધકના ભેદથી બે પ્રકારનો છે. એ પ્રમાણે પ્રતિષેધસ્વરૂપ હેતુ પણ જાણવો."

**વિવેચન**–વિધિસ્વરૂપ એટલે ઉપલંભરૂપ (ઉપલબ્ધિરૂપ–ભાવરૂપ). પ્રતિષેધસ્વરૂપ એટલે અનુપલંભરૂપ (અનુપલબ્ધિરૂપ–અભાવરૂપ). વિધિસ્વરૂપી હેતુના બે પ્રકારો તથા પ્રતિષેધસ્વરૂપી હેતુના બે પ્રકારોને કહે છે. '૧–વિધિ(રૂપ સાધ્ય)સાધક વિધિરૂપ, ૨–નિષેધ(રૂપ સાધ્ય)સાધક વિધિરૂપ, ૩–વિધિ(સાધ્યરૂપ)સાધક પ્રતિષેધરૂપ અને ૪–નિષેધ(સાધ્ય)સાધક પ્રતિષેધ, એમ હેતુ ચાર પ્રકારનો ફલિત થાય છે. ઉપરોક્ત કથનથી ઉપલંભરૂપ સ્વરૂપહેતુનું વિધિરૂપ સાધ્યનું સાધકપણું જ છે–અનુપલંભસ્વરૂપી હેતુનું પ્રતિષેધરૂપ સાધ્યનું સાધકપણું જ છે.' આવો કેટલાકોનો નિયમ નિરસ્ત થાય છે. વળી સાધ્યસાધનના ગમ્યગમકભાવમાં વ્યાપ્તિનું જ પ્રયોજકપણું હોઈ, વ્યાપ્તિના સત્ત્વથી વિધિરૂપ સાધ્યમાં ઉપલંભરૂપ હેતુના ગમકપણાની માફક, વ્યાપ્તિના સત્ત્વમાં અનુપલંભ હેતુનું પણ વિધિરૂપ સાધ્યના સાધનમાં ગમકપણું દુર્નિવાર–અનિવાર્ય છે, માટે બેમાંથી એકશેષ રાખવો અનુચિત છે.

तत्र विधिसाधकं विध्यात्मकं हेतुं षोढा विभजते—

**तत्र विधिसाधको विधिरूपो हेतुर्व्याप्यकार्यकारणपूर्वोत्तरसहचरभेदात् षोढा । विधिस्तु सदसदात्मके पदार्थे सदंशः, असदंशश्च प्रतिषेधः ॥ सूत्र-११ ॥**

**तत्रेति ।** व्याप्यं कार्यं कारणं पूर्वचरमुत्तरचरं सहचरं चेति हेतुभूतानि वस्तूनि षड्विधानि विधिभूतसाध्यसाधकानीत्यर्थः । विधिप्रतिषेधशब्दार्थं वक्ति विधिस्त्विति, पदार्थो हि सदसदात्मकः, तत्र योऽयं सदंशस्स एव विधिरुच्यते, अभावापरपर्यायस्त्वसदंशः प्रतिषेध उच्यत इति भावः ॥

ત્યાં વિધિરૂપ સાધ્યસાધક વિધિરૂપ (સાધ્યની સાથે અવિરૂદ્ધ ઉપલબ્ધિરૂપ) હેતુનો છ પ્રકારે વિભાગ કરે છે.

**ભાવાર્થ**-"ત્યાં વિધિસાધક વિધિરૂપ હેતુ, વ્યાપ્ય-કાર્ય-કારણ-પૂર્વચર-ઉત્તરચર અને સહચરના ભેદથી છ પ્રકારનો છે. વિધિ તો સત્-અસત્રૂપ પદાર્થમાં સત્ અંશ છે અને અસત્ અંશ પ્રતિષેધ છે."

**વિવેચન**-तत्रेति । (૧) વ્યાપ્ય, (૨) કાર્ય, (૩) કારણ, (૪) પૂર્વચર, (૫) ઉત્તરચર અને (૬) સહચર, એમ હેતુભૂત વસ્તુઓ છ પ્રકારની વિધિભૂત સાધ્યની સાધક છે. વિધિ અને પ્રતિષેધના શબ્દના અર્થને કહે છે. ખરેખર, પદાર્થ સદ્-અસદ્રૂપ છે. ત્યાં જે આ સદ્રૂપ અંશ છે, તે જ વિધિ કહેવાય છે. અભાવ જેનું બીજું નામ છે, એવો તો અસદ્રૂપ અંશ પ્રતિષેધ કહેવાય છે એવો ભાવ છે.

प्रसङ्गादभावस्य सर्वथा भावस्वरूपातिरिक्तत्वं दूषयितुं प्रतिषेधं विभज्य तत्स्वरूपं वक्तुमुपक्रमते—

**प्रतिषेधश्चतुर्धा प्रागभावप्रध्वंसाभावान्योऽन्याभावात्यन्ताभावभेदात् । यन्निवृत्तावेव कार्याविर्भावः स प्रागभावः, यथा घटं प्रति मृत्पिण्डः ॥ सूत्र-१२ ॥**

**प्रतिषेध इति ।** अत्रायम्भावः, पदार्थानामस्तित्वेनैवोपगमे सर्वेषामभावानामपह्नवेन सर्वस्य सर्वात्मकत्वप्रसङ्गः । प्रागभावानङ्गीकारे निर्विकारत्वं द्रव्यस्य स्यात् तथा च घटपटादीनामभाव एव स्यात् । प्रध्वंसाभावानभ्युपगमे कटककुण्डलादीनामनन्तत्वप्रसङ्गः अन्योऽन्याभावापलापे जीवस्याजीवात्मकत्वेऽजीवस्य जीवात्मके सर्वात्मकत्वप्रसङ्गेन तयोर्लक्षणभेदो न स्यात् । अत्यन्ताभावानभ्युपगमे च जीवे अजीवत्वात्यन्ताभावानभ्युपगमात् अजीवत्वस्याजीवे च जीवत्वाभावानभ्युपगमाज्जीवत्वस्य प्राप्तेः । तस्माद्वस्तुनो यथाऽस्तीति प्रत्ययविषयमस्तित्वं पर्यायस्तथा नास्तीति प्रतीतिविषयं नास्तित्वमपि पर्यायः, तच्च नास्तित्वं न सर्वथा वस्तुनोऽर्थान्तरम्, निःस्वभावत्वप्रसङ्गात्, न च नास्तीति प्रत्ययजनकत्वरूपसद्भावान्नाभावस्य निःस्वभावत्वमिति वाच्यम्, तथा सति तस्य भावस्वभावत्वसिद्धेः, प्रत्ययाभिधानविषयस्यार्थक्रियाकारिणः पदार्थस्य भावस्वभावत्वात्, नास्तित्वस्य च वस्तुधर्मत्वाद्धर्मस्य कथञ्चिद्धर्मिभिन्नत्वेन कथञ्चिद्भेदोऽपि, तत्राभेदाश्रयणे भावत्वेन भेदाश्रयणे च तद्वृत्तित्वेनाभावस्य प्रतीतिः, एतेन

भूतलस्य घटाभावत्वे भूतले घटाभाव इति प्रतीतिर्न स्यात् स्याच्च भूतले भूतलमिति धीरित्यपास्तम् । अभेदेऽपि घटाभावत्वेनाधेयताया भूतलत्वेन चाधारताया यथाप्रतीति स्वीकारादिति भावः । अथ प्रागभावं लक्षयति यन्निवृत्तावेवेति, विलक्षणपरिणामविशिष्टस्य मृत्पिण्डस्य तेन रूपेण विनाशे हि घटरूपतया मृत्पिण्डः परिणमत इति घटरूपतयोत्पत्तेः प्रागव्यवहितपरिणामविशिष्टं मृद्रव्यमेव तत्प्रागभाव उच्यते न तु मृत्पिण्डात्सर्वथाऽर्थान्तरमिति भावः, इदमेव दृष्टान्तद्वारा प्रदर्शयति यथेति, घटस्य प्रागभावश्च तदव्यवहितपूर्वक्षणपरिणाम इत्येके, तेषां तत्पूर्वानादिपरिणामसन्ततौ कार्यसद्भावप्रसङ्गः, कार्यध्वंसतत्प्रागभावाना धारकालस्य कार्यवत्त्वव्याप्यत्वात् । तत्पूर्वानादिपरिणामसन्ततौ कार्यभेदसत्त्वान्न दोष इति चेन्नाव्यवहितकार्यपूर्वपरिणामेऽपि कार्यभेदसत्त्वेन तेनैव तदानीं कार्याभावसिद्धेः प्रागभावस्वीकारनिरर्थकतापत्तेः, न च कार्यस्य प्रागभावाभावस्वभावत्वसिद्ध्यर्थं तदभ्युपगम इति वाच्यम्, कार्यपूर्वोत्तरनिखिलपरिणामेषु कार्यानन्तरपूर्वपर्यायभिन्नेषु कार्यस्वभावताप्रसङ्गात् । न च न कार्यप्रागभावाभावत्वं कार्यस्वभावत्वव्याप्यं किन्तु कार्यप्रागभावध्वंसत्वमेव, सोऽपि ध्वंसोऽव्यवहितोत्तरक्षण एव वर्त्तते, तदुत्तरक्षणेषु घटादिव्यवहारश्च सदृशकार्योत्पत्तिदोषादिति वाच्यम् । एतस्य सौगतानामेव शोभनत्वादस्माभिः प्रागभावस्यानादित्वोपगमात् । प्रागभावध्वंसस्य द्वितीयादिक्षणेष्वसत्त्वे प्रागभावोन्मज्जनप्रसङ्गेन प्रागभावक्षण इव तत्रापि कार्यस्यासद्भावप्रसङ्गात्तत्र दोषाभ्युपगमस्य चाप्रामाणिकत्वात् । तस्माद् द्रव्यपर्यायात्मा प्रागभावः स च स्यात्सादिस्स्यादनादिरिति सिद्धान्तात् । न च द्रव्यरूपतयाऽनादित्वेऽनन्तत्वप्रसक्तेस्सर्वदा कार्यानुत्पत्तिः स्यात् पर्यायरूपतया च सादित्वे प्रागभावात्पूर्वमपि पश्चादिव कार्योत्पत्तिः स्यादित्युभयत्र दोषात् भावस्वभावो न प्रागभावस्तस्य भावविलक्षणत्वेन सर्वदा भावविशेषणत्वादिति वाच्यम्, सर्वथा भावविलक्षणाभावग्राहक प्रमाणाभावात् । न च स्वोत्पत्तेः पूर्वं नासीद्घट इति ज्ञानमभावविषयकं भावप्रत्ययविलक्षणत्वाद्यस्तु भावविषयो नासौ भावप्रत्ययविलक्षणो यथा घट इत्यादिप्रत्यय इत्यनुमानं प्रागभावग्राहकमिति वाच्यम्, प्रागभावादौ नास्ति प्रध्वंसाभावादिरिति प्रत्ययेन व्यभिचारात् । न च सोऽपि प्रत्ययोऽभावविषय इति न व्यभिचार इति वाच्यम्, अभावानवस्थाप्रसङ्गात् । अत एव प्रागभावस्य सर्वदा भावविशेषणत्वमसिद्धं प्रध्वंसाभावादौ न प्रागभाव इत्यादौ प्रागभावस्याभावेऽपि विशेषणत्वात् । तस्मादृजुसूत्रनयार्पणात् कार्यस्याव्यवहितपूर्वोपादानपरिणाम एव प्रागभावः । न च तत्पूर्वानादिपरिणामसन्ततौ कार्यसद्भावप्रसङ्ग इति वाच्यम्, यतो घटस्य प्रागभावः

---

१. इदानीं घट इत्यादिप्रतीत्या तत्तत्क्षण एव तदभिन्नकार्याणां बौद्धमते तादात्म्येन कालवृत्तित्वोपगमात् कार्यभिन्नक्षणे कार्यत्वरयापादयितुमशक्यत्वादिति भावः ॥ २. ते हि पर्यायार्थमात्रादेशं स्वीकुर्वन्तीति तेपामेवेदं शोभनं उभयनयवादिनामस्माकन्तु तत्सिद्धान्तविरुद्धमिति भावः ॥ ३. ननु भवदुक्तेनैवं फलति पूर्वपर्यायेषु मृद्रव्ये च प्रागभावत्वं व्यासज्यवृत्तीति तन्न सम्यक् प्रत्येकावृत्तेरसमुदायावृत्तित्वात्, प्रत्येकवृत्तित्वे च दोषादित्याशयेनाशंकते न चेति ॥ ४. अभावाधिकरणकाभावप्रतियोगिकाभावस्याधिकरणात्मकत्वेन प्रागभावभिन्नप्रध्वंसाभावभावाविषयकत्वेन हेतुसत्त्वेऽपि साध्याभावाद्व्यभिचार इति भावः ॥

कुसूलं तस्य कोशस्तस्य स्थासस्तस्यापि मृत्पिण्ड एवं परमाणौ तत्परम्पराया विश्रान्तिस्तथा च तत्परम्परानाधारघटध्वंसपरम्परानाधारकालत्वस्यैव घटव्याप्यत्वेन नाघटकाले घटवत्त्वप्रसङ्ग इति । व्यवहारनयार्पणात्तु मृदादिद्रव्यं घटादेः प्रागभावः स चानादिः । न च घटादेः प्रागभावाभावस्वभावत्वं न सम्भवति मृदादिद्रव्यस्याभावासम्भवादिति वाच्यम्, घटादिरहितस्य पूर्वकालविशिष्टस्य मृदादिद्रव्यस्यैव घटादिप्रागभावरूपतया तस्य च कार्योत्पत्तौ विनाशसिद्धेः, नहि कार्यरहितत्वस्य विनाशमन्तरेण कार्यसहिततयोत्पत्तिस्सम्भवति, प्रमाणार्पणात्तु द्रव्यपर्यायात्मा प्रागभाव इति ॥

પ્રસંગથી અભાવના સર્વથા ભાવસ્વરૂપથી ભિન્નપણામાં દૂષણ છે, એમ બતાવવા માટે પ્રતિષેધના વિભાગપૂર્વક સ્વરૂપનું કથન કરે છે.

**ભાવાર્થ**–"પ્રતિષેધ, પ્રાગ અભાવ–પ્રધ્વંસ અભાવ–અન્યોઽન્ય અભાવ અને અત્યંત અભાવના ભેદથી ચાર (૪) પ્રકારનો છે. જેની નિવૃત્તિમાં–વિનાશમાં કાર્યનો આવિર્ભાવ, તે 'પ્રાગભાવ' કહેવાય છે." જેમ કે–ઘટ પ્રત્યે માટીનો પિંડ.

**વિવેચન**–અહીં આ ભાવ છે કે–જો પદાર્થોને અસ્તિત્વરૂપે જ સ્વીકારવામાં આવે અને તમામ અભાવોનો અપલાપ કરો, તો સર્વ સર્વરૂપ બની જાય! એવો પ્રસંગ આવે! કોઈ ભેદ જ ન રહે!

० તથાચ જો પ્રાગભાવને ન માનો, તો પર્યાયરહિતપણું દ્રવ્યમાં થઈ જાય! તથાચ ઘટ–પટ વગેરે પર્યાય–કાર્ય માત્રનો અભાવ જ થઈ જાય!

० જો પ્રધ્વંસરૂપ અભાવ ન માનો, તો કડુ–કુંડલ વગેરે પર્યાયરૂપ પદાર્થો અનંત-અવિનાશી થઈ જાય! એ રૂપ પ્રસંગ આવે.

० જો અન્યોઽન્ય અભાવનો અપલાપ (નિષેધ) કરવામાં આવે, તો જીવ અજીવ આત્મક અને અજીવ જીવ આત્મક થતાં, સર્વ આત્મકપણાનો પ્રસંગ આવવાથી તે જીવ–અજીવમાં લક્ષણકૃત ભેદ ન થાય!

० જો અત્યંત અભાવનો અસ્વીકાર કરવામાં આવે, તો જીવમાં અજીવત્વના અત્યંત અભાવના અસ્વીકારથી અજીવત્વની પ્રાપ્તિ છે અને અજીવમાં જીવત્વના અત્યંત અભાવના અસ્વીકારથી જીવત્વની પ્રાપ્તિ થઈ જાય! તેથી વસ્તુનો, જેમ 'अस्ति'–એવા જ્ઞાનનો વિષય અસ્તિત્વ પર્યાય છે, તેમ 'नास्ति'–એવી પ્રતીતિના વિષયરૂપ નાસ્તિત્વ પણ પર્યાય છે. વળી

---

१. कालविशेषावच्छिन्नस्वरूपसम्बन्धेन मृद्द्रव्यं घटप्रागभावव्यवहारनिमित्तं, पूर्वकालात्मकस्य कालविशेषस्य संसर्गघटितत्वेन तस्य च प्रागनुपस्थितस्य ससर्गत्वे कस्याप्यविवादादत्र नान्योऽन्याश्रयः । न चैवं कालविशेषघटितसम्बन्धेन मृदादिद्रव्यमेव घटादिव्यवहारविषयोऽस्तु किमतिरिक्तेन घटादिद्रव्येणेति वाच्यम्, मृदादिद्रव्याद्घटादिद्रव्यस्य पृथगनुभूयमानत्वेन तन्मात्रत्वाकल्पनात्, प्रागभावादेस्तु पृथगनुभूयमानत्वाभावेनाधारमात्रस्वरूपत्वकल्पनात्, घटस्वरूपे मृदादिद्रव्य आधारभिन्नत्वमुद्भूतं, अभावपर्याये त्वनुद्भूतमिति भावः ॥

તે નાસ્તિત્વ સર્વથા વસ્તુથી અર્થાન્તરરૂપ નથી, કેમ કે-વસ્તુમાં નિઃસ્વભાવતાનો પ્રસંગ છે.

**શંકા**-'नास्ति'-આવી પ્રતીતિના જનકત્વરૂપ સદ્ભાવથી અભાવમાં નિઃસ્વભાવતા નથી જ ને?

**સમાધાન**-જો આમ માનો છો, તો તે અભાવમાં ભાવરૂપ સ્વભાવતાની સિદ્ધિ છે, કેમ કે-(પ્રત્યય) જ્ઞાન અને અભિધાન(વચન)ના વિષયભૂત અર્થક્રિયાકારી પદાર્થ ભાવસ્વભાવી હોય છે. વળી નાસ્તિત્વ વસ્તુનો ધર્મ હોઈ, ધર્મ ધર્મીથી કથંચિદ્ ભિન્ન હોઈ કથંચિદ્ ધર્મીથી ધર્મનો ભેદ પણ છે. ત્યાં ભેદની અપેક્ષાએ ભાવરૂપ અધિકરણવૃત્તિપણાએ અભાવથી પ્રતીતિ થાય છે. આવા કથનથી 'ભૂતલને ઘટના અભાવરૂપ માનવામાં આવતાં ભૂતલમાં ઘટનો અભાવ એવી પ્રતીતિ નહીં થાય! અને ભૂતલમાં ભૂતલ એવી બુદ્ધિ થશે.' વગેરેનું ખંડન થઈ જાય છે. કેમ કે-અભેદ હોવા છતાંય ઘટાભાવરૂપે આધેયતાનો અને ભૂતલરૂપે આધારતાનો પ્રતીતિ પ્રમાણે સ્વીકાર છે. હવે પ્રાગભાવનું લક્ષણ કરે છે. વિલક્ષણ પરિણામથી વિશિષ્ટ માટીના પિંડનો, માટીના પિંડરૂપે વિનાશ થયે છતે, ઘટરૂપે માટીનો પિંડ પરિણમે છે, માટે ઘટરૂપે ઉત્પત્તિ પહેલાં અવ્યવહિત પરિણામવિશિષ્ટ માટીરૂપ દ્રવ્ય જ છે તે પ્રાગભાવ કહેવાય છે. પરંતુ માટીના પિંડથી સર્વથા જુદો બીજો પદાર્થ નહીં, એવો ભાવ છે. આ જ દૃષ્ટાન્તદ્વારા દર્શાવે છે કે-'यथेति।'

० કેટલાક કહે છે કે-'ઘટનો પ્રાગ્ અભાવ એટલે તે ઘટથી અવ્યવહિત પૂર્વક્ષણનો પરિણામ.' આમ કહેનારા તેઓના મતમાં, તે ક્ષણોની તે ઘટથી પૂર્વ અનાદિ પરિણામની સંતતિમાં કાર્યસદ્ભાવનો પ્રસંગ છે, કેમ કે-કાર્યધ્વંસ અને તે કાર્યના પ્રાગભાવનો અનાધારભૂત કાળ કાર્યવ્યાપ્ય છે (વ્યાપ્તિવાળો છે).

**શંકા**-તે ઘટથી પૂર્વ ('હમણાં ઘટ છે' ઈત્યાદિ પ્રતીતિથી, તે તે ક્ષણમાં જ તે ક્ષણથી અભિન્ન કાર્યોમાં બૌદ્ધમતમાં તાદાત્મ્યથી કાળવૃત્તિત્વનો સ્વીકાર હોવાથી, કાર્યભિન્ન ક્ષણમાં કાર્યપણાની આપત્તિ અશક્ય હોઈ) અનાદિ પરિણામ સંતતિમાં કાર્યભેદની સત્તા હોવાથી દોષ નથી જ ને?

**સમાધાન**-જો આમ છે, તો અવ્યવહિત કાર્યના પૂર્વના પરિણામમાં પણ કાર્યના ભેદનું સત્ત્વ હોઈ, કાર્યધ્વંસ-પ્રાગ્ભાવના અનાધારભૂત તે કાળથી જ તે વખતે કાર્યના અભાવની સિદ્ધિ હોઈ પ્રાગ્ અભાવના સ્વીકારની નિરર્થકતાની આપત્તિ છે.

**શંકા**-કાર્યમાં પ્રાગ્ અભાવના અભાવરૂપ સ્વભાવપણાની સિદ્ધિ માટે તે પ્રાગ્ અભાવનો સ્વીકાર કરવો જ પડે ને?

**સમાધાન**-તો પછી કાર્યથી પૂર્વના કે ઉત્તરના સઘળાય પરિણામોમાં કાર્યના અનંતર-પૂર્વપર્યાય ભિન્નોમાં પૂર્વતર-પૂર્વતમ પર્યાયોમાં કાર્યસ્વભાવતાનો પ્રસંગ આવશે જ.

**શંકા**-કાર્યપ્રાગ્-અભાવનું અભાવપણું કાર્યસ્વભાવત્વવ્યાપ્ય (વ્યાપ્તિવિશિષ્ટ) નથી,

પરંતુ કાર્યપ્રાગભાવનું ધ્વંસપણું જ કાર્યના સ્વભાવપણાની સાથે વ્યાપ્તિવાળું છે. તે પણ ધ્વંસ, અવ્યવહિત ઉત્તરક્ષણમાં જ વર્તે છે: અને તેની ઉત્તરક્ષણોમાં ઘટાદિ વ્યવહાર, સદૃશ-સમાન કાર્યની ઉત્પત્તિના દોષ(કાર્યસાદૃશ્યની ભ્રાન્તિરૂપ દોષ)થી છે ને?

**સમાધાન**-આ બધું કથન (વિપરીત કથન) સૌગતોને જ શોભતું છે. (તે બૌદ્ધ લોકો માત્ર પર્યાયને જ માને છે, માટે તેઓને જ આ શોભે છે. અમે તો દ્રવ્ય-પર્યાય ઉભયને માનનારા છીએ એટલે સ્યાદ્વાદીઓને તો તે સિદ્ધાન્ત વિરૂદ્ધ છે.) અમે સ્યાદ્વાદીઓએ પ્રાગભાવને અનાદિરૂપે (શક્તિરૂપે-દ્રવ્યરૂપે) માનેલ છે.

વળી પ્રાગ્ અભાવનો ધ્વંસ બીજા-ત્રીજા આદિ ક્ષણમાં નહીં હોવાથી પ્રાગભાવ ઉભો થઈ જાય એવો પ્રસંગ આવવાથી, પ્રાગ્ અભાવના ક્ષણની માફક કાર્યના અભાવનો પ્રસંગ ઉભો છે અને કાર્યોત્પત્તિ સાદૃશ્ય દોષ(સદૃશ કાર્યોત્પત્તિરૂપ દોષ)નો સ્વીકાર અપ્રમાણિક છે. તેથી દ્રવ્ય અને પર્યાયસ્વરૂપી પ્રાગભાવ છે અને તે પ્રાગભાવ કથંચિત્ (અપેક્ષાએ) સાદિ અને કથંચિત્ (અપેક્ષાએ) અનાદિ છે. એ સિદ્ધાન્ત છે-જૈન સિદ્ધાન્ત છે.

**શંકા**-(આપના કહેવાથી એ ફલિત થાય છે કે-પૂર્વના પર્યાયોના અને માટીરૂપ દ્રવ્યમાં પ્રાગભાગત્વ વ્યાસજ્યવૃત્તિ પર્યાપ્તિ સંબંધેન દ્વિત્વાદિ સંખ્યાની માફક અનેકાશ્રયવૃત્તિ થાય છે, માટે તે ઠીક નથી, કેમ કે-પ્રત્યેકમાં જે નથી વર્તતો તે સમુદાયમાં નથી વર્તતો અને પ્રત્યેકમાં વૃત્તિત્વ માનવામાં દોષ છે. એવા આશયથી આ શંકા કરે છે કે-'नचेति।'

દ્રવ્યરૂપે પ્રાગભાવમાં અનાદિપણું હોયે છતે, અનંતપણાનો પ્રસંગ હોવાથી સર્વદા કાર્યની અનુત્પત્તિ થાય! અને પર્યાયરૂપે સાદિપણું હોયે છતે, પ્રાગભાવથી પહેલાં પણ પછીની જેમ કાર્યની ઉત્પત્તિ થાય! માટે દ્રવ્ય અને પર્યાયરૂપ ઉભયમાં દોષ હોવાથી ભાવ-સ્વભાવરૂપ પ્રાગભાવ નથી, કેમ કે-તે પ્રાગભાગ ભાવથી વિલક્ષણ હોઈ સર્વદા ભાવવિશે-ષણરૂપ છે જ ને?

**સમાધાન**-સર્વથા એકાન્તે ભાવવિલક્ષણ અભાવગ્રાહકપ્રમાણનો અભાવ હોવાથી, પ્રાગ-ભાવ ભાવથી વિલક્ષણ નથી તેમજ સર્વદા ભાવનું વિશેષણ નથી.

**શંકા**-પોતાની (ઘટની) ઉત્પત્તિ પહેલાં 'ઘડો હતો' નહીં (નથી), આવું જ્ઞાન અભાવવિષયક છે, કેમ કે-ભાવપ્રત્યયથી વિલક્ષણ છે. જે ભાવવિષયક પ્રત્યય છે, તે ભાવપ્રત્યય વિલક્ષણ નથી. જેમ કે-'घटः।' ઈત્યાદિ પ્રત્યયરૂપ અનુમાનરૂપ પ્રમાણ, ભાવવિલક્ષણ પ્રાગભાવ ગ્રાહક છે જ ને?

**સમાધાન**-પ્રાગભાવ આદિમાં પ્રધ્વંસાભાવ આદિ નથી! આવા પ્રત્યયની સાથે વ્યભિચાર છે.

[અભાવરૂપ અધિકરણવાળો-અભાવરૂપી પ્રતિયોગી(આધેય)વાળો અભાવ અધિકરણરૂપ હોય છે. આવો નિયમ હોવાથી 'પ્રાગભાવ આદિમાં પ્રધ્વંસાભાવ આદિ નથી.' અહીં પ્રાગ-

ભાવ આદિરૂપ અધિકરણવાળો અને પ્રધ્વંસાભાવ આદિરૂપ આધેયવાળો, અહીં રહેલો અભાવ અધિકરણરૂપ છે (મૃતપિંડરૂપ છે), તેથી મૃતપિંડમાં પ્રાગભાવ ભિન્ન પ્રધ્વંસાભાવના અભાવ-રૂપ વિષયવાળો નહીં હોવાથી અર્થાત્ પ્રધ્વંસ નહીં હોવાથી, હેતુ (ભાવપ્રત્યયવિત લક્ષણ-ત્વરૂપ) હોવા છતાં અભાવરૂપ સાધ્ય નહીં હોવાથી વ્યભિચાર છે.] માટે ભાવવિલક્ષણ અભાવગ્રાહકરૂપ પ્રમાણ નથી.

**શંકા**–તે પણ પ્રત્યય (પ્રાગભાવ આદિમાં પ્રધ્વંસાભાવ આદિ નથી. આ પ્રત્યય પણ) અભાવ વિષયવાળો અમે માનીએ છીએ, તો વ્યભિચાર કેવી રીતે ?

**સમાધાન**–જો એમ માનો, તો અભાવની અનવસ્થાનો પ્રસંગ હોવાથી ભાવવિલક્ષણ અભાવ નથી એમ જ માનવું રહ્યું. એથી જ પ્રાગભાવનું સર્વદાભાવનું વિશેષણપણું પ્રસિદ્ધ છે, કેમ કે-'પ્રધ્વંસાભાવ આદિમાં પ્રાગભાવ નથી.' ઈત્યાદિ પ્રત્યયમાં પ્રાગભાવનું અભાવમાં વિશેષપણું છે.

૦ તેથી ઋજુસૂત્રનયના અર્પણ-અપેક્ષાએ 'કાર્યનો અવ્યવહિત પૂર્વમાં ઉપાદાનરૂપ પરિણામ (મૃતપિંડરૂપ ઉપાદાન પરિણામ) જ પ્રાગભાવ છે.'

**શંકા**–તે કાર્યના પૂર્વમાં અનાદિ પરિણામ સંતતિમાં કાર્યસદ્ભાવનો પ્રસંગ આવશે જ ને ?

**સમાધાન**–તત્પૂર્વ અનાદિ પરિણામ સંતતિમાં કાર્યસદ્ભાવનો પ્રસંગ નહીં આવે, કારણ કે-ઘટનો પ્રાગભાવ કુસૂલ છે. (કોઠાર જેવી આકૃતિવાળી માટી) તે કુસૂલનો પ્રાગ ભાવ કોશ છે. (ગોળાકાર પદાર્થ જેવી માટી) તે કોશનો પ્રાગભાવ સ્થાસક છે. (દર્પણ જેવા આકારનું પાત્ર) તે સ્થાસકનો પણ પ્રાગભાવ મૃતપિંડ છે. આ પ્રમાણે તેની પરંપરાની વિશ્રાન્તિ પરમાણુમાં થાય છે. તથાચ તે, પ્રાગભાવની પરંપરાના અનાધાર અને ઘટધ્વંસ-પરંપરાના અનાધારકાળપણામાં જ ઘટવ્યાપ્યત્વ (વ્યાપ્તિ) હોઈ અઘટકાળમાં (ઘટના અનાધા-રકાળમાં) ઘટવત્વનો (ઘટનો) પ્રસંગ નથી. ઈતિ,

૦ વ્યવહારનયના અર્પણની અપેક્ષાએ તો માટી વગેરે દ્રવ્ય જ ઘટ આદિનો પ્રાગ-ભાવ (ઉપાદાન) છે અને તે અનાદિ છે.

**શંકા**–ઘટ આદિમાં પ્રાગભાવના અભાવપણું સંભવતું નથી, કેમ કે-મૃદ્-માટી આદિ દ્રવ્યમાં અભાવનો અસંભવ જ છે ને ?

**સમાધાન**–ઘટ આદિ પર્યાયથી રહિત, પૂર્વકાળવિશિષ્ટ-કાળવિશેષથી વિશિષ્ટ સ્વરૂપ સંબંધી મૃદ્દ્રવ્ય ઘટના પ્રાગભાવના વ્યવહારનું નિમિત્ત છે. (પૂર્વકાળરૂપ કાળવિશેષ સંસર્ગથી ઘટિત હોઈ અને પૂર્વે અનુપસ્થિત તે કાળવિશેષના સંસર્ગપણામાં કોઈનો પણ વિવાદ નહીં હોવાથી અહીં અન્યોઽન્યાશ્રય નથી.)

**શંકા**–કાળવિશેષથી ઘટિત સંબંધથી મૃદ્ આદિ દ્રવ્ય જ ઘટ આદિ વ્યવહારનો વિષય

હો! તો અતિરિક્ત ઘટ આદિ દ્રવ્યથી સર્યું જ ને?

**સમાધાન**-મૃદ્દ આદિ દ્રવ્યથી ઘટ આદિ દ્રવ્ય પૃથગ્ રૂપે અનુભવાતું હોઈ, તે ઘટ આદિ દ્રવ્યની માત્ર કલ્પના નથી અર્થાત્ ઘટ આદિ દ્રવ્ય કલ્પિત નથી. પ્રાગભાવ આદિમાં તો, પૃથગ્રૂપે અનુભવનો અભાવ હોઈ આધાર માત્ર સ્વરૂપપણાની કલ્પના છે. ઘટરૂપી મૃદ્દ આદિ દ્રવ્યમાં આધારનો ભેદ પ્રગટ અભાવપર્યાયમાં જ (તિરોભૂત) અપ્રગટ છે, એવો ભાવ છે. મૃદ્દ (માટી) આદિ દ્રવ્ય જ ઘટ આદિના પ્રાગભાવરૂપે હોઈ, તે મૃદ્દ આદિ દ્રવ્યમાં કાર્યની ઉત્પત્તિ થયે છતે વિનાશની સિદ્ધિ છે.

० ઘટ આદિ કાર્યરહિત મૃદ્દ આદિ દ્રવ્યની વિનાશ સિવાય (તિરોભાવ સિવાય) ઘટ આદિ કાર્યરહિતપણે ઉત્પત્તિ સંભવતી નથી. પ્રમાણના (દ્રવ્યનય-પર્યાયનય ઉભયના) અર્પણની અપેક્ષાએ તો દ્રવ્ય અને પર્યાયસ્વરૂપી પ્રાગભાવ છે. ઇતિ.

प्रध्वंसाभावं निरूपयति—

**यदुत्पत्तिनिबन्धनं कार्यविघटनं स प्रध्वंसाभावः। यथा घटं प्रति कपालकदम्बकम् ॥सूत्र-१३॥**

**यदुत्पत्तीति** । यस्य भावे नियमेन कार्यस्य विघटनं भवति स प्रध्वंसाभाव इत्यर्थः, दृष्टान्तमाह यथेति कपालकदम्बकोत्पत्तौ सत्यां ह्यवश्यं घटस्य विपद्यमानता भवत्यतः कपालकदम्बकमेव तत्प्रध्वंसाभाव इति भावः। अत्रापि ऋजुसूत्रार्पणादुपादेयक्षण एवोपादानस्य प्रध्वंसः, चैवं तदुत्तरक्षणेषु प्रध्वंसस्याभावेन घटादेः पुनरुज्जीवनं स्यादिति वाच्यम्, कारणस्य कार्योपमर्दनात्मकत्वाभावात् उपादानोपमर्दनस्यैव कार्योत्पत्त्यात्मकत्वात् प्रागभावप्रध्वंसयोरुपादानोपादेयरूपतोपगमेन तदुपमर्देनैव प्रध्वंसस्य कार्यात्मन आत्मलाभात्। प्रागभावे कारणात्मनि पूर्वक्षणवर्त्तिनि सति हि प्रध्वंसस्य कार्यात्मनस्स्वरूपलाभोपपत्तिरिति। व्यवहारनयादेशाच्च घटोत्तरकालवर्त्तिघटाकारविकलं मृदादिद्रव्यं घटप्रध्वंसः। स चानन्तः। तेन घटात्पूर्वकालवर्त्ति मृदादिद्रव्यं घटस्य प्रागभाव एव नतु प्रध्वंसः, तथा घटाकारमपि तत्तस्य प्रध्वंसो मा भूदिति घटाकारविकलमिति विशेषणम्। प्रमाणार्पणया तु प्रध्वंसो द्रव्यपर्यायात्मैकानेकस्वभावश्चेति ॥

## પ્રધ્વંસાભાવનું નિરૂપણ.

**ભાવાર્થ**-"જેની ઉત્પત્તિ પ્રત્યે કારણભૂત કાર્યનો વિનાશ છે, તે 'પ્રધ્વંસાભાવ' કહેવાય છે. જેમ કે-ઘટ પ્રત્યે કપાલકદંબક."

**વિવેચન**-જેના ભાવમાં (સત્ત્વમાં) નિયમા કાર્યનો વિનાશ છે, તે 'પ્રધ્વંસાભાવ.'

१. कारणस्य घटस्य कार्यं तद्ध्वंसस्तस्योपमर्दनात्मकत्वाभावान्नाशानात्मकत्वादित्यर्थः, घटो हि कारणं तेन घटध्वंसनाशो न घटात्मेति भावः ॥ २ घटप्रध्वंसव्यवहारविषयत्वं न घटोत्तरकालवर्त्तिघटाकारविकलमृद्द्रव्यत्वेन, ध्वंसघटितोत्तरत्वगर्भितत्वेनान्योऽन्याश्रयात् किन्तु स्वोत्तरकालवृत्तित्वस्वाकारविकलत्वस्वद्रव्यत्वैतत्त्रितयसम्बन्धेन घटविशिष्टत्वेन ॥

દૃષ્ટાન્તને કહે છે કે-'यथेतिः।' કપાલકદંબકની ઉત્પત્તિ હોયે છતે અવશ્ય ઘટનો વિનાશ હોય છે, એથી તે કપાલકદંબક જ 'પ્રધ્વંસાભાવ' છે. ઘટના નાશ સિવાય કપાલની ઉત્પત્તિ નથી હોતી, માટે કપાલકદંબક ઘટના પ્રધ્વંસાભાવરૂપ છે. અહીં પણ ઋજુસૂત્રની અપેક્ષાએ ઉપાદેય(ઘટધ્વંસરૂપ કાર્ય)ના ક્ષણમાં જ (ઘટરૂપ) ઉપાદાનનો પ્રધ્વંસ છે.

**શંકા**-આ પ્રમાણે તે કપાલકદંબકના ઉત્તરક્ષણોમાં પ્રધ્વંસનો અભાવ હોવાથી ઘટ આદિનો ફરીથી આવિર્ભાવ થશે જ ને?

**સમાધાન**-કારણમાં કાર્યના વિનાશ આત્મકપણાનો અભાવ હોવાથી, (કારણભૂત ઘટનું કાર્ય તે ઘટનો ધ્વંસ છે. તેમાં ઉપમર્દન-નાશ આત્મકપણાનો અભાવ હોવાથી, એવો અર્થ છે. ખરેખર, ઘટ કારણ છે તેથી ઘટધ્વંસનો નાશ એ ઘટસ્વરૂપી નથી, એવો ભાવ છે.) ઉપાદાનના ઉપમર્દન-વિનાશમાં જ કાર્યોત્પત્તિ આત્મકપણું હોવાથી, પ્રાગભાવ અને પ્રધ્વંસમાં ઉપાદાન ઉપાદેયરૂપપણાના સ્વીકારથી તે ઉપાદાનના ઉપમર્દનથી જ કાર્યરૂપ પ્રધ્વંસમાં આત્મલાભ છે, માટે કપાલકદંબકના ઉત્તરક્ષણોમાં ઘટ આદિનો ફરીથી આવિર્ભાવ નથી.

○ ખરેખર, પૂર્વક્ષણમાં વર્ત્તમાન કારણરૂપ પ્રાગભાવ હોયે છતે, કાર્ય આત્મક પ્રધ્વંસમાં સ્વરૂપની લાભની ઉપપત્તિ છે.

○ વળી વ્યવહારનયની અપેક્ષાએ ઘટના ઉત્તરકાળમાં વર્તનાર, ઘટના આકારથી રહિત મૃદ્ આદિ દ્રવ્ય (ઘટના પ્રધ્વંસના વ્યવહારની વિષયતા, ઘટના ઉત્તરકાળમાં વર્તનાર ઘટના આકારથી રહિત મૃદ્દ્રવ્યપણાએ નથી, કેમ કે-ધ્વંસઘટિત ઉત્તરત્વ ગર્ભિતપણાએ અન્યોઽન્યાશ્રય છે. પરંતુ સ્વ(ઘટ)થી ઉત્તરકાળવૃત્તિત્વ, સ્વ (ઘટ) આકારવિકલત્વ અને સ્વ (ઘટના દ્રવ્ય મૃદ્દ્રવ્યત્વ) દ્રવ્યત્વરૂપ, આ ત્રણના સંબંધથી ઘટવિશિષ્ટપણાએ છે.) ઘટ પ્રધ્વંસ કહેવાય છે. તે પ્રધ્વંસ અનંત છે.

○ તેથી ઘટથી પૂર્વકાળમાં રહેનાર, મૃદ્ આદિ દ્રવ્ય ઘટનો પ્રાગભાવ જ છે પરંતુ પ્રધ્વંસ નથી. તેવી રીતે ઘટ આકારવાળું તે મૃદ્દ્રવ્ય પણ તે ઘટનો પ્રધ્વંસ ન થાઓ! માટે ઘટના આકારથી રહિત, એવું વિશેષણ આપેલું છે. અર્થાત્ ઘટના પછીના કાળમાં રહેનાર, ઘટના આકારથી રહિત મૃદ્ આદિ દ્રવ્ય 'ઘટપ્રધ્વંસ' કહેવાય છે. પ્રમાણ(દ્રવ્ય-પર્યાયરૂપ ઉભય નય)ની અપેક્ષાથી તો પ્રધ્વંસ, દ્રવ્ય-પર્યાયસ્વરૂપી અને એક-અનેકસ્વભાવી છે.

अथान्योऽन्याभावमाख्याति—

**स्वरूपान्तरात्स्वरूपव्यवच्छेदोऽन्योन्याभावः, यथा पटस्वभावाद्घटस्वभावस्य ॥सूत्र-१४॥**

**स्वरूपान्तरादिति ।** स्वभावान्तरात्स्वभावव्यवच्छेदोऽन्यापोहापरनामकोऽन्योऽन्याभावः । दृष्टान्तमाह यथेति व्यवच्छेद इति शेषः । न चेदं लक्षणं प्रागभावप्रध्वंसाभावयोरपि गतमिति वाच्यम्, कार्यात्पूर्वोत्तरपरिणामयोस्स्वभावान्तरत्वेऽपि कार्यस्य पूर्वोत्तरपरिणामरूपव्यावृत्तेर्विलक्षणत्वात् यदभावे हि नियमतः कार्यस्योत्पत्तिस्स प्रागभावः, यद्भावे च कार्यस्य नियता विपत्तिस्स प्रध्वंसाभावः, न

चेतनत्वात् किन्तु मुख्यानुमानहेतुत्वेन परार्थं तदपि स्यात् कारणे कार्यस्य समारोपात्, अनुमानतोऽयं मयाऽवबोधनीय इत्यभिप्रायवत्पुरुषयुक्तपक्षादिववचनेन हि श्रोतुः परस्य व्याप्तिविशिष्टहेतुस्मरणादिद्वारा साध्यविज्ञानमनुमानात्मकमुदेति । ननूपचारस्तत्र भवति यत्र मुख्यबाधः प्रयोजनं सम्बन्धश्च भवेदत्र कथमुपचारत्वमिति चेन्न ज्ञानमेव हि प्रमाणं, तत्कथं जडरूपं वचनं परार्थानुमानरूपं प्रमाणं भवेदतोऽस्ति ज्ञानं प्रमाणमिति मुख्यस्य बाधः, कारणान्तरवैलक्षण्येन कार्यकारित्वमस्य प्रयोजनम्, पक्षादिवचनवदन्यस्य कस्यापि परस्यानुमानजनकताया अप्रसिद्धेः । सम्बन्धोऽपि कार्यकारणभावरूपो वर्त्तत एव, अनुमानतोऽयं मयाऽवबोधनीय इतीच्छया वक्ता पक्षादिवचनं प्रयुङ्क्ते, श्रोतापि एतद्वचनश्रवणद्वारा व्याप्तिमल्लिङ्गादमुमर्थमवबुद्धवानिति मन्यत इति श्रोतुः प्रतीतिकारणत्वमस्तीति भावः ॥

## પરાર્થ અનુમાનસ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**–"વચનની અપેક્ષાવાળું વિશિષ્ટ સાધનથી સાધ્યવિજ્ઞાન, એ પરાર્થ અનુમાન છે. ઉપચારથી વચન પણ પરાર્થ અનુમાન કહેવાય છે."

**વિવેચન**–પોતાના નિશ્ચિત અનુમાનને બીજા પ્રત્યે જણાવવું, વચન સિવાય અસંભવિત હોઈ, વચનની અપેક્ષાવાળું જે નિશ્ચિત વ્યાપ્તિવાળું સાધનજન્ય, સાધ્યવિજ્ઞાન, તે પરના વ્યામોહના નિવર્તનમાં સમર્થ હોવાથી પરાર્થ અનુમાન છે.

**શંકા**–વચનપ્રયોગથી, પ્રયુક્ત નિશ્ચિત વ્યાપ્તિવાળા સાધનથી જન્ય સાધ્યવિજ્ઞાન જ પરાર્થ તરીકે હોઈ, પરાર્થપણાએ પક્ષ આદિ પ્રતિપાદક વચનોનું કથન પ્રાચીનોનું અસંગત થશે જ ને?

**સમાધાન**–આ વચન, ઉપચાર વગરનું પરાર્થ અનુમાન નથી, કેમ કે–અચેતન–જડ છે. પરંતુ મુખ્ય અનુમાનનું હેતુ હોઈ તે પણ પરાર્થ અનુમાન થાય!

[આ કથનથી આ અનુમાનવચનની અનુવાદ માત્રતા નથી, કેમ કે–બીજાથી અધિગત અર્થનો ઉપદેશક નથી. અન્યથા, આપ્તવચનમાં પણ અનુવાદ માત્રતા થઈ જશે, કેમ કે–હમણાં પોતે જાણેલા અર્થનો બોધક છે એમ સૂચવેલ છે.] કેમ કે–કારણમાં કાર્યનો ઉપચાર છે. ખરેખર, 'અનુમાનદ્વારા આને મારે સમજાવવાનો છે.'–આવા અભિપ્રાયવાળા પુરુષથી પ્રયુક્ત પક્ષ આદિના વચનથી, પર એવા શ્રોતામાં વ્યાપ્તિવિશિષ્ટ હેતુના સ્મરણ આદિદ્વારા સાધ્યવિજ્ઞાનરૂપ અનુમાન ઉદય પામે છે.

**શંકા**–ઉપચાર ત્યાં થાય છે, કે જ્યાં મુખ્યનો બાધ, પ્રયોજન અને સંબંધ હોય, તો અહીં કેવી રીતે ઉપચારપણું છે?

**સમાધાન**–ખરેખર, જ્ઞાન જ પ્રમાણ કહેવાય છે, તો પરાર્થ અનુમાનરૂપ જડરૂપ વચન કેવી રીતે પ્રમાણ કહેવાય? થાય? માટે જ્ઞાન પ્રમાણ છે. આવી રીતના મુખ્યનો

१. एतेन नास्यानुमानवचनस्यानुवादमात्रता, इतरानधिगतार्थोपदेशकत्वात्, अन्यथाऽऽप्तवचनस्यापि अनुवादमात्रत्वं स्यात्, इदानी स्वावगतार्थबोधकत्वादिति सूचितम् ॥

બાધ, કારણાન્તર વિલક્ષણતાથી કાર્યકારિપણું આનું પ્રયોજન છે. પક્ષ આદિના વચનની માફક બીજા કોઈ પણમાં-પરમાં અનુમાનની જનકતાની અપ્રસિદ્ધિ છે. સંબંધ પણ કાર્યકારણભાવરૂપ વર્તે જ છે. 'અનુમાનથી મારે આને અમજાવવાનો છે'-આવી ઇચ્છાથી વક્તા, પક્ષ આદિ વચનનો પ્રયોગ કરે છે. શ્રોતા પણ આ વચનના શ્રવણદ્વારા, વ્યાપ્તિવાળા લિંગથી આ અર્થને જાણનારો થયો એમ માને છે. આવી રીતે શ્રોતામાં પ્રતીતિનું કારણપણું છે.

ननु परः कतिभिर्वचनैर्व्याप्तिमल्लिङ्गमवबुध्यत इत्यत्राह—

**वचनञ्च प्रतिज्ञाहेत्वात्मकम् । मन्दमतिमाश्रित्य तूदाहरणोपनयनिगमनान्यपि ॥सूत्र-३८॥**

**वचनञ्चेति** । प्रतिपाद्या हि विचित्राः केऽपि व्युत्पन्नमतयः केऽपि नितरामव्युत्पन्ना नितरां केचिद्व्युत्पन्नाः, तत्र व्युत्पन्नमतिः प्रतिज्ञावचनेन हेतुवचनेन व्युत्पादयितुं शक्यः, नितरां व्युत्पन्नस्तु केवलं हेतुवचनेन व्युत्पादितो भवति तस्मान्मुख्यतया प्रतिज्ञारूपं हेतुरूपञ्च द्विविधवचनमुपयोगि, तावतैव प्रतिपन्नविस्मृतव्याप्तेः प्रमातुस्साध्यप्रतिपत्तेर्नियमेनोदयात्, अतस्तं प्रति दृष्टान्तादिवचनं व्यर्थमेव । व्याप्तिनिर्णयस्यापि तस्य तर्कप्रमाणादेव जातत्वात् प्रतिनियतव्यक्तिरूपदृष्टान्तस्य सर्वोपसंहारेण व्याप्तिबोधनाननुकूलत्वादिति भावः, ननु परार्थप्रवृत्तैः कारुणिकैः परे यथाकथञ्चिद्बोधयितव्या न तेषां प्रतीतिभङ्गः करणीयस्तस्माद्यथा यथा परस्य सुखेन साध्यप्रतिपत्तिर्भवेत्तथा तथा प्रतिपादकेन प्रतिपादनीयः, बोध्यास्तु नैकविधास्तथा चाव्युत्पन्नप्रज्ञान् प्रति कदाचिदुदाहरणोपनयनिगमनान्यपि वक्तव्यान्येव भवन्तीति मन्वानः प्राह मन्दमतिमिति । अपिशब्दोऽनुक्तसमुच्चायकः तेन प्रतिज्ञाशुद्धिहेतुशुद्धिदृष्टान्तशुद्ध्युपनयशुद्धिनिगमनशुद्धिनां ग्रहणम्, तथा च कथाया बोध्यापेक्षया जघन्यमध्यमोत्कृष्टभेदेन त्रैविध्यं वेदितव्यम्, अतिव्युत्पन्नमत्यपेक्षया केवलं हेतुवचनं जघन्या कथेयम्, मध्यमापेक्षया प्रतिज्ञादीनां द्व्यादीना वचनं मध्यमा कथा, अतिमन्दमत्यपेक्षया च पञ्चशुद्धिसहितानां प्रतिज्ञादीनां पञ्चानां वचनमुत्कृष्टा कथेति । प्रतिपाद्यापेक्षयैवैषां प्रयोगाद्येन प्रकारेण तस्य प्रतीतिर्भवेत्तथैव प्रतिपादनीयो न तु क्रमेणैव प्रतिपादनीय इत्यस्ति नियमः, तत्र पक्षदोषपरिहारादिः प्रतिज्ञाशुद्धिः, हेत्वाभासोद्धरणं हेतुशुद्धिः, दृष्टान्तदूषणपरिहरणं दृष्टान्तशुद्धि उपनयनिगमनयोः प्रमादादन्यथाकृतयोर्नियतस्वरूपेण व्यवस्थापके वाक्ये उपनयनिगमनशुद्धी । प्रतिज्ञादय एते परानुमानरूपकार्यस्याङ्गभूतत्वादवयवा इत्युच्यन्ते ॥

**શંકા**-બીજો, કેટલા વચનોથી વ્યાપ્તિવિશિષ્ટ હેતુને જાણી શકે છે?

**સમાધાન**-આના જવાબમાં કહે છે કે-

**ભાવાર્થ**-"વળી પ્રતિજ્ઞા અને હેતુરૂપ વચન છે. મંદ મતિવાળાની અપેક્ષાએ તો ઉદાહરણ-ઉપનય-નિગમનો પણ સમજવાં."

---

१ पक्षहेतुवचनाभ्यामेवाविस्मृतव्याप्तिकः पुरुषो बोधयितुं शक्य इति न तदर्थं दृष्टान्तवचनस्याऽऽवश्यकता, व्याप्तिनिर्णयस्तु तर्कादेव व्याप्तिस्मृतिरपि व्युत्पन्नस्य पक्षहेतुप्रदर्शनाभ्यामेव भवति, उपनयनिगमने अपि न परप्रतिपत्त्यर्थं भवतः, समर्थं न विनाऽसम्भवादिति भावः ॥

**વિવેચન**–ખરેખર, પ્રતિપાદ્ય જીવો વિચિત્ર હોય છે. (૧) કેટલાક વ્યુત્પન્ન (અમંદ) મતિવાળાઓ, (૨) કેટલાક બીલ્કુલ અવ્યુત્પન્ન, (૩) કેટલાક સર્વથા વ્યુત્પન્ન; ત્યાં વ્યુત્પન્ન-મતિવાળો પ્રતિજ્ઞાવચનથી, હેતુવચનથી સમજાવી શકાય છે. (૪) એકાન્ત વ્યુત્પન્નમતિવાળો તો કેવળ હેતુવચનથી સમજાયેલો થાય છે. તેથી મુખ્યપણાએ પ્રતિજ્ઞારૂપે અને હેતુરૂપે બે પ્રકારનું વચન ઉપયોગી છે, કેમ કે-તેટલા માત્રથી જ પહેલાં પ્રતિપન્ન–પછીથી વિસ્મૃત વ્યાપ્તિવાળા પ્રમાતામાં સાધ્યની પ્રતિપત્તિનો નિયમથી ઉદય છે. એથી તેના પ્રત્યે દૃષ્ટાન્ત આદિરૂપ વચન વ્યર્થ છે, [ પક્ષવચન અને હેતુવચનથી જ અવિસ્મૃત વ્યાપ્તિવાળો પુરુષ સમજાવી શકાય છે, તેથી તેના માટે દૃષ્ટાન્તવચનની આવશ્યકતા નથી. વ્યાપ્તિનિર્ણય તો તર્કથી જ વ્યાપ્તિસ્મરણ પણ વ્યુત્પન્નને પક્ષ–હેતુઓના પ્રદર્શન(દેખાડવા)થી જ છે. ઉપનય અને નિગમન પણ પરની પ્રતિપત્તિ માટે થતા નથી, કેમ કે–હેતુના સમર્થન વગર અસંભવિત છે.] કેમ કે–તેને વ્યાપ્તિનો નિર્ણય પણ તર્કપ્રમાણથી જ થયેલ હોવાથી, પ્રતિનિયત વ્યક્તિરૂપ દૃષ્ટાન્ત, સર્વના ઉપસંહારદ્વારા (સકલપણાએ વ્યાપ્તિ હોવાથી) વ્યાપ્તિના બોધનના પ્રત્યે અનુકૂળ નથી.

ખરેખર, પરોપકારપરાયણ, કરુણાવંત પુરુષોએ બીજાઓને કોઈ પણ ઉપાયથી સમજાવવા જોઈએ, તેઓમાં પ્રતીતિનો ભંગ ન કરવો જોઈએ. તેથી જેમ જેમ બીજાને સુખેથી સાધ્યની પ્રતિપત્તિ થાય, તેમ તેમ પ્રતિપાદકે બીજાની આગળ પ્રત્તિપાદન કરવું જોઈએ. વળી બોધનને યોગ્યો તો અનેક પ્રકારના હોય છે. તથાચ અવ્યુત્પન્ન બુદ્ધિવાળાઓ પ્રત્યે કદાચ ઉદાહરણ–ઉપનય–નિગમનો પણ કહેવાયોગ્ય જ છે. આવી માન્યતાને ધારતાં કહે છે કે 'मन्दमत्ति' मिति । અહીં અપિ શબ્દ અકથિતનું ગ્રહણ કરનારો છે, તેથી સંભાવ્યમાનદોષ નિરાકરણરૂપ પ્રતિજ્ઞાશુદ્ધિ–હેતુશુદ્ધિ-દૃષ્ટાન્તશુદ્ધિ-ઉપનયશુદ્ધિ-નિગમનશુદ્ધિઓનું ગ્રહણ જાણવું.

તથાચ પ્રતિપાદ્ય(શિષ્ય)ની અપેક્ષાએ કથાના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટના ભેદથી ત્રણ પ્રકારો જાણવા. અત્યંત વ્યુત્પન્નમતિની અપેક્ષાએ કેવળ હેતુવચન જઘન્યરૂપ આ કથા છે. મધ્યમોની અપેક્ષાએ પ્રતિજ્ઞા આદિનું વચન મધ્યમ કથા છે. અત્યંત મંદમતિની અપેક્ષાએ પંચશુદ્ધિ સહિત પ્રતિજ્ઞા આદિ પાંચેયનું વચન ઉત્કૃષ્ટ કથા છે. પ્રતિપાદ્ય(શિષ્ય)ની અપેક્ષાએ જ આ દશ અવયવોનો પ્રયોગ હોવાથી જે પ્રકારે તેને પ્રતીતિ થાય, તે પ્રકારે જ તેની આગળ પ્રતિપાદન કરવું. પરંતુ ક્રમથી જ પ્રતિપાદન કરવું જોઈએ, એવો કોઈ નિયમ નથી.

० ત્યાં પક્ષગતદોષ પરિહાર આદિરૂપ પ્રતિજ્ઞાશુદ્ધિ, હેતુઆભાસનો ઉદ્ધાર–હેતુશુદ્ધિ, દૃષ્ટાન્તગતદોષ પરિહાર–દૃષ્ટાન્તશુદ્ધિ, પ્રમાદથી અન્યથા (અન્ય પ્રકારે) કરેલ ઉપનય અને નિગમનના નિયત સ્વરૂપે વ્યવસ્થાપક બે વાક્યો ઉપનયશુદ્ધિ અને નિગમનશુદ્ધિ કહેવાય છે.

० આ પ્રતિજ્ઞા વગેરે પરાર્થ અનુમાનરૂપ કાર્યના અંગભૂત હોવાથી 'અવયવો' છે–એમ કહેવાય છે. (અન્યથા અનુપપત્તિ એકસ્વરૂપવાળો હેતુ જ મુખ્યત્વે અનુમાનમાં ઇચ્છાય છે, પરંતુ અવયવોના પ્રયોગોની પરિપાટી, પ્રતિપાદ્ય(બોધનીય)ની અપેક્ષાએ ઇષ્ટ છે.)

अथ प्रतिज्ञाया लक्षणमाह—

**अनुमेयधर्मविशिष्टधर्मिबोधकशब्दप्रयोगः प्रतिज्ञा। यथा पर्वतो वह्निमानिति वचनम् ।सूत्र-३९।।**

**अनुमेयेति।** अनुमेयः प्रतिपिपादयिषितो यो धर्मो वह्न्यादिस्तद्विशिष्टस्य धर्मिणो बोधको बोधजनको यश्शब्दप्रयोगः पर्वतो वह्निमानित्यादिरूपस्स प्रतिज्ञेत्यर्थः। साध्यधर्मस्याधारे सशयव्युदासाय साध्यस्य विशिष्टधर्मिसम्बन्धित्वावबोधकं प्रतिज्ञावचनमावश्यकम्। भवति हि पर्वतो वह्निमानिति प्रयुक्तेन वचनेन वह्निमान् पर्वतो घटो वेति संशयस्य निवृत्तिः, वह्नौ पर्वतसम्बन्धित्वबोधश्चेति। धर्मविशिष्टता ह्यस्तित्वाद्यपेक्षया सर्वपदार्थेष्विति तद्बोधकवचनव्यावृत्तये प्रतिपिपादयिषितार्थकमनुमेयपदं धर्मविशेषणतयोपात्तम्। धर्मिणि निर्दुष्टत्वमपि विशेषणं देयं तेन न पक्षाभासेऽतिव्याप्तिः। दृष्टान्तमाह यथेति ।।

**હવે પ્રતિજ્ઞાના લક્ષણનું કથન,**

**ભાવાર્થ**–"સાધ્યધર્મવિશિષ્ટ ધર્મીનો બોધક શબ્દનો પ્રયોગ 'પ્રતિજ્ઞા' કહેવાય છે. જેમ કે–'પર્વત વહ્નિવાળો છે'–એવું વચન."

**વિવેચન**–પ્રતિપાદનની ઇચ્છાનો વિષયભૂત જે વહ્નિ વગેરે ધર્મ છે, તેનાથી વિશિષ્ટ (વહ્નિ આદિરૂપ ધર્મવિશેષણવાળા વિશેષ્યભૂત) ધર્મીનો બોધજનક, જે 'પર્વત વહ્નિવાળો છે'–એવા રૂપનો શબ્દપ્રયોગ, તે પ્રતિજ્ઞા કહેવાય છે.

○ સાધ્યધર્મના આધારમાં સંશયના વિનાશ માટે 'સાધ્ય, વિશિષ્ટ (પ્રતિનિયત) ધર્મી સંબંધી' છે, એમ જણાવનારૂં પ્રતિજ્ઞાનું વચન આવશ્યક છે. [આ નિરૂપણથી 'પ્રયોજનના અભાવથી પક્ષવચન નિરર્થક' છે–એવું બૌદ્ધનું વચન ખંડિત થાય છે, કેમ કે–પ્રતિપાદ્યના પ્રતિપત્તિવિશેષનો અને તેનાથી સાધ્યપ્રયોજનનો સદ્ભાવ છે. વળી તે હેતુના ઉપન્યાસ સહિત જ સાધ્યનું પ્રતિપાદન કરે છે.]

**શંકા**–તો તેનાથી જ ત્યાં સામર્થ્યની ઉપપત્તિ થતી હોવાથી પક્ષના વચનની શી અગત્યતા છે?

**સમાધાન**–જો આમ છે, તો સમર્થન(દોષ નિરાસપૂર્વક સ્વસાધ્યસાધન સામર્થ્ય-પ્રદર્શન)ની અપેક્ષાવાળા હેતુમાં સાધ્યની સિદ્ધિની બંધનપણાની ઉપપત્તિ થયે હેતુવચન-(શબ્દપ્રયોગ)ની નિરર્થકતાની આપત્તિ આવશે જ. હેતુના વચનશબ્દપ્રયોગના અભાવમાં 'કોનું સમર્થન?–એમ જો તર્ક કે પ્રશ્ન થાય છે, તો પક્ષના શબ્દપ્રયોગરૂપ વચનના અભાવમાં હેતુ,

१. एतेन प्रयोजनाभावात्पक्षवचनमनर्थकमिति बौद्धोक्तिर्निरस्ता प्रतिपाद्यप्रतिपत्तिविशेषस्य तत्साध्यप्रयोजनस्य सद्भावाच्च तच्च हेतूपन्याससमन्वितमेव साध्यं प्रतिपादयति, न च तर्हि तस्मादेव तत्र सामर्थ्योपपत्तेः किं पक्षवचनेनेति वाच्यम्। तथा सति हेतोः समर्थनापेक्षस्य साध्यसिद्धिनिबन्धनत्वोपपत्तौ हेतुवचनस्यापि वैयर्थ्यापत्तेः हेतोरवचने कस्य समर्थनमिति चेत्पक्षस्याप्रयोगे क्व हेतुस्साध्यं साधयेदिति न्यायस्य तुल्यत्वादिति ।।

ક્યાં-ક્યા સ્થાનમાં સાધ્યને સાધે? આવો ન્યાય તો સમાન જ છે. માટે જો હેતુનું વચન છે, તો પક્ષનું વચન કહેવું જોઈએ.)

० ખરેખર, પર્વત 'વહ્નિવાળો છે.' આ પ્રયોગવાળા વચનથી 'વહ્નિવાળો પર્વત છે કે ઘટ?'-આવા સંશયની નિવૃત્તિ થાય છે અને 'વહ્નિ'(આધેય)માં પર્વત(આધાર)નો સંબંધ છે, એવો બોધ થાય છે.

० ખરેખર, અસ્તિત્વ આદિની અપેક્ષાએ ધર્મવિશિષ્ટતા સઘળા પદાર્થોમાં છે. 'सन्ति पदार्थः'-આવા તેના બોધકવચનના વ્યવચ્છેદ માટે પ્રતિપિપાદયિષિત-સિષાધયિષિત અર્થવાળું 'અનુમેય પદ' ધર્મવિશેષણપણાએ ગ્રહણ કરેલું છે.

० વળી ધર્મીમાં નિર્દુષ્ટત્વરૂપ વિશેષણ આપવું, કે જેથી પક્ષ આભાસમાં અતિ-વ્યાપ્તિ નથી.

० જેમ કે-'પર્વત વહ્નિવાળો છે.'-એવું વચન 'પ્રતિજ્ઞા.'

अथ हेतुवचनं लक्षयति—

**उपपत्त्यनुपपत्तिभ्यां हेतुप्रयोगो हेतुवचनम् । यथा तथैव धूमोपपत्तेः, धूमस्यान्यथानुपपत्तेरिति च । एकत्रोभयोः प्रयोगो नावश्यकः । अन्यतरेणैव साध्यसिद्धेः ॥सूत्र-४०॥**

**उपपत्तीति ।** हेतुप्रयोगो हेतुवचनमिति । हेतुत्वेन हेतोरभिधायकशब्दप्रयोगो हेतुवचनमित्यर्थः । हेतुत्वेन हेतोरभिधानं नाम तदभिव्यञ्जकविभक्त्यन्तत्वं, सा च विभक्तिः पञ्चमी तृतीया वा, तथा च हेतुत्वव्यञ्जकविभक्त्यन्तत्वे सति हेतुप्रयोगत्वं लक्षणम्, धूम इति वचनवारणाय सत्यन्तम्, वह्निमान् द्रव्यत्वादित्यादौ द्रव्यत्वादित्यव्याप्तवचनवारणाय हेतुप्रयोगत्वमिति, तत्र व्याप्तेरभावान्नैतद्वाक्यं हेतुप्रयोगरूपमिति । कथं तस्य प्रयोग इत्यत्राहोपपत्त्यनुपपत्तिभ्यामिति, सहार्थे तृतीया, उपपत्त्यनुपपत्तिपदं तद्बोधकशब्दपरम् । तथा चोपपत्तिपदेन सहानुपपत्तिपदेन सहेत्यर्थः, तत्र दृष्टान्तमाह-यथेति, व्याप्त्युपदर्शनार्थं हेतुप्रयोगो बोध्य' । तथैवेति, वह्नौ सत्येवेत्यर्थः, धूमस्यान्यथानुपपत्तेरिति, वह्नावसति धूमानुपपत्तेरित्यर्थः । ननु उपपत्त्यनुपपत्तिभ्यामिति द्विवचनान्तेन पदेनोभयोः प्रयोगनियमो गम्यते तच्च न युक्तं तयोरेकतरस्याः प्रयोगेणैव व्याप्तिबोधेन साध्यसिद्धेरन्यतरस्याः प्रयोगे नैरर्थक्यापातादित्यत्रेष्टापत्तिमाविष्करोति एकत्रेति, एकस्मिन् साध्ये द्विविधप्रयोगस्य निष्फलत्वमेवेत्यर्थः, तत्र हेतुमाहान्यतरेणैवेति, तथैव हेतोरुपपत्तेरन्यथानुपपत्तेर्वा प्रयोगेणेत्यर्थः, व्याप्त्युपदर्शनार्थं हि हेतुप्रयोगस्तच्चैकेनैव निष्पन्नमिति विफलो द्वयो' प्रयोग इति भावः । ननु शब्दः प्रयत्नानन्तरीयकः कदाचित्कत्वादित्यादौ प्रयत्नानन्तरीयकेषु सर्वत्र कादाचित्कत्वस्य सत्त्वेन तथोपपत्तिसत्त्वेऽप्यगमकत्वेन कथमन्यतरेण साध्यसिद्धिस्तत्रान्यथानुपपत्तेरभावादेवानुमानाभावादिति चेन्न तत्र तथोपपत्तेरेवाभावात् नहि प्रयत्नानन्तरीयकेषु सर्वत्र कादाचित्कत्वसत्त्वमेव तथोपपत्तिः किन्तु तथैवोपपत्तिरेव-साध्यसत्त्वे एव हेतुसत्त्वरूपं, न तादृशं

प्रकृतेऽस्ति, अप्रयत्नान्तरीयकेऽपि विद्युदादौ कादाचित्कत्वस्य भावात् तथा च तथैवोपपत्तिकथनेऽप्यन्यथानुपपत्तिर्गम्यत एव तथाऽन्यथाऽनुपपत्तिमात्राभिधानेऽपि तथैवोपपत्तिर्गम्यत एव, तात्पर्यस्य शब्दभेदेऽप्यभेदात् । तथा च तथोपपत्त्यन्यथानुपपत्त्योः परस्पराव्यभिचारित्वेनैकप्रयोगेऽपरस्य तात्पर्यतो लब्धेरन्यतरप्रयोगो निरर्थक एवेति भावः ॥

## હેતુવચનનું લક્ષણ.

**ભાવાર્થ**–"ઉપપત્તિ અને અનુપપત્તિથી હેતુપ્રયોગ 'હેતુવચન' છે. જેમ કે–તે પ્રકારે જ ધૂમની ઉપપત્તિ હોવાથી અને ધૂમની અન્યથા અનુપપત્તિ હોવાથી, એક ઠેકાણે બંનેનો પ્રયોગ આવશ્યક નથી, કેમ કે–એમાંથી કોઈ એકથી જ સાધ્યની સિદ્ધિ છે."

**વિવેચન**–હેતુપણાએ કરી હેતુનો વાચક શબ્દપ્રયોગ હેતુવચન છે. હેતુપણાએ હેતુનું કથન એટલે હેતુપણાની અભિવ્યંજક વિભક્તિનું અંતપણું. વળી તે વિભક્તિ પંચમી કે ત્રીજી જાણવી. તથાચ હેતુપણાની અભિવ્યંજક વિભક્તિ અંતપણું હોયે છતે હેતુપ્રયોગપણું હેતુયોગનું લક્ષણ છે.

**પદકૃત્ય**–'ધૂમ'–આવા વચનમાં અતિવ્યાપ્તિના વારણ માટે સતિઅંત સુધીનું વિશેષણ છે. 'વિહ્નવાળા છે, કેમ કે–દ્રવ્યપણું છે.' ઈત્યાદિમાં 'દ્રવ્યપણું હોવાથી' અહીં વ્યાપ્તિ વગરના વચનમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'હેતુપ્રયોગપણું' એવું વિશેષ્યદલ જાણવું, કેમ કે–ત્યાં વ્યાપ્તિનો અભાવ હોવાથી આ વાક્ય હેતુપ્રયોગરૂપ નથી.

તેનો કેવી રીતે પ્રયોગ સમજવો ? આના જવાબમાં કહે છે કે–'उपपत्ति अनुपपत्तिभ्याम्' ઈતિ. અહીં સહના (સાથેના) અર્થમાં ત્રીજી વિભક્તિ છે. અહીં ઉપપત્તિપદ અને અનુપપત્તિપદ, ઉપપત્તિબોધકપદ અને અનુપપત્તિબોધકપદ શબ્દસૂચક છે, અર્થાત્ ઉપપત્તિપદની સાથે અનુપપત્તિપદની સાથે હેતપ્રયોગ હેતુવચન છે. ત્યાં દષ્ટાન્તને દર્શાવે છે કે–'यथा' ઈતિ. વ્યાપ્તિના પ્રદર્શન માટે હેતુપ્રયોગ જાણવો. જેમ કે–'तथेव' ઈતિ,. વહ્નિ હોય છતે ધૂમની ઉપપત્તિ છે અને 'धूमस्यान्यथानुपपत्ते' ઈતિ, વહ્નિ નહીં હોયે છતે ધૂમની ઉપપત્તિ નથી.

**શંકા**–'उपपत्त्यनुपपत्तिभ्याम् ।' અહીં દ્વિવચનના અંતવાળા પદથી બંનેના પ્રયોગનો નિયમ માલુમ પડે છે તે યુક્ત નથી, કેમ કે–તે બંનેમાંથી એકના પ્રયોગથી જ વ્યાપ્તિના બોધથી સાધ્યની સિદ્ધિ થવાથી બીજાના પ્રયોગમાં નિરર્થકતા થાય છે ને ?

**સમાધાન**–આ વિષયમાં ઈષ્ટાપત્તિનો આવિષ્કાર કરે છે કે–'एकत्र' ઈતિ. એક સાધ્યમાં બે પ્રકારના પ્રયોગની નિષ્ફળતા જ છે. ત્યાં હેતુને કહે છે કે–'अन्यतरेणैव' ઈતિ, તથૈવ–સાધ્યસંભવ પ્રકારથી જ હેતુથી ઉપપત્તિરૂપ પ્રયોગથી અથવા અન્યથા–સાધ્યના અભાવ પ્રકારથી હેતુની અનુપપત્તિરૂપ પ્રયોગથી સાધ્યની સિદ્ધિ છે.

० ખરેખર, વ્યાપ્તિના પ્રદર્શન માટે હેતુનો પ્રયોગ થાય છે અને તે વ્યાપ્તિ કોઈ એક હેતુપ્રયોગથી જ સિદ્ધ છે, એટલે બંને પ્રકારનો પ્રયોગ નિષ્ફળ છે.

**શંકા**–શબ્દ, પ્રયત્ન અવિનાભાવિ છે, કેમ કે-કાદાચિત્ક છે. તમામ પ્રયત્નનાન્તરીકોમાં કાદાચિત્કત્વ-ક્ષણિકત્વનું સત્ત્વ હોઈ, તથોપપત્તિરૂપ પ્રયોગની વિદ્યમાનતા હોવા છતાં અગમકપણું હોઈ, કેવી રીતે કોઈ એકથી સાધ્યસિદ્ધિ થશે? કેમ કે-ત્યાં અનુપપત્તિ(વ્યતિરેક)ના અભાવથી જ અનુમાનનો અભાવ થશે જ ને?

**સમાધાન**–ત્યાં તથોપપત્તિનો જ અભાવ હોવાથી તમામ પ્રયત્નનાન્તરીયકોમાં કાદાચિત્કત્વની સત્તાએ જ તથોપપત્તિ નથી, પરંતુ સાધ્યના સત્ત્વમાં જ હેતુના સત્ત્વરૂપ તથૈવ ઉપપત્તિ જ છે. તેવી તથોપપત્તિ પ્રકૃતમાં નથી, કેમ કે-અપ્રયત્નાનન્તરીયક-સ્વાભાવિક વિજળી આદિમાં કાદાચિત્કપણું છે. તથાચ તથૈવોપપત્તિના કથનમાં પણ અન્યથાનુપપત્તિ ગમ્ય જ છે. તેવી રીતે અન્યથાનુપપત્તિ માત્રના કથનમાં પણ તથૈવોપપત્તિ ગમ્ય જ છે, કેમ કે-શબ્દભેદમાં પણ તાત્પર્ય-અર્થનો અભેદ છે. બંને પ્રયોગોમાં પણ વાક્યવિન્યાસ જ જુદો પડે છે, અર્થ જુદો નથી. તથાચ તથા ઉપપત્તિ અને અન્યથા અનુપપત્તિમાં પરસ્પર અવ્યભિચાર (અવિરોધ) હોઈ, એકના પ્રયોગમાં અર્થથી બીજાની પ્રાપ્તિ થતી હોઈ એમાંથી કોઈ એક સાર્થક છે, જ્યારે બીજો નિરર્થક છે-ઉપયોગ વગરનો છે જ.

यस्तु क्षयोपशमविशेषाभावेन पक्षहेतुप्रयोगेऽपि पूर्वप्रतिपन्नप्रतिबन्धं न स्मरति तम्प्रति दृष्टान्तवचनस्यावश्यकतया तत्स्वरूपमाह—

**दृष्टान्तबोधकशब्दप्रयोग उदाहरणम् । साधर्म्यतो वैधर्म्यतो वा व्याप्तिस्मरणस्थानं दृष्टान्तः । यथा महानसादिर्ह्रदादिश्च ॥सूत्र-४१॥**

**दृष्टान्तेति** । वक्ष्यमाणलक्षणो दृष्टान्तस्तत्प्रतिपादकं वचनमुदाहरणमित्यर्थः । दृष्टान्तस्वरूपमाह साधर्म्यत इति व्याप्तिस्मरणस्थानं दृष्टान्त इति, व्याप्तिर्हि द्विविधा, अन्तर्व्याप्तिर्बहिर्व्याप्तिरिति, पक्षीकृत एव साधनस्य साध्येन व्याप्तिरन्तर्व्याप्तिः, पक्षीकृताद्बहिर्दृष्टान्तादौ तस्य तेन व्याप्तिर्बहिर्व्याप्तिः तथा च प्रोक्तबहिर्व्याप्तिस्मरणं यत्र भवति स दृष्टान्त इत्यर्थः कस्यचित्प्रमातुर्दृष्टान्तदृष्टबहिर्व्याप्तिबलेनान्तर्व्याप्तिप्रतिपत्तिर्भवतीति स्वार्थानुमानेऽपि क्वचिदङ्गं बोध्यम् । तद्भेदज्ञापनायाह साधर्म्यतो वैधर्म्यतो वेति, साधनसत्ताप्रयुक्तसाध्यधर्मसत्तारूपान्वयतः साध्याभावसत्ताप्रयुक्तसाधनाभावसत्तारूपव्यतिरेकतो वेत्यर्थः, तत्र निदर्शनमाह यथेति धूमसत्ताप्रयुक्तवह्नियोगित्वान्महानस साधर्म्यदृष्टान्तः, वह्निनिवृत्तिप्रयुक्तधूमनिवृत्तियोगित्वाद्ध्रदो वैधर्म्यदृष्टान्त इति भावः । साध्यं व्यापकं भवति साधनन्तु व्याप्यं, व्यापकञ्च व्याप्यसद्भावेऽसद्भावे च भवति, व्याप्यन्तु व्यापकसद्भाव एव । तथा च तत्सत्ताप्रयुक्ततत्सत्तायोगिदृष्टान्तप्रतिपादकं वचनं साधर्म्योदाहरणमित्येकम् । व्यापकस्य निवृत्तिर्व्याप्यं भवति, व्याप्यस्य निवृत्तिश्च व्यापक भवति तथा च तन्निवृत्तिप्रयुक्ततन्निवृत्तियोगिदृष्टान्तप्रतिपादकं वचनं वैधर्म्योदाहरणमित्यपरं पर्यवसन्नम् । तदुक्तं "व्याप्यव्यापकभावो हि भावयोर्यादृगिष्यते । स एव विपरीतस्तु विज्ञेयस्तदभावयोः" इति ॥

વળી જે વિશિષ્ટ ક્ષયોપશમનો અભાવ હોવાથી, પ્રતિજ્ઞાપક્ષ અને હેતુનો પ્રયોગ હોવા છતાં પૂર્વે ગ્રહણ કરેલ વ્યાપ્તિનું સ્મરણ કરી શકતો નથી, તે પ્રતિપાદ્ય પ્રત્યે દૃષ્ટાન્તના વચનની આવશ્યકતા હોઈ દૃષ્ટાન્તના સ્વરૂપનું કથન.

**ભાવાર્થ**-'દૃષ્ટાન્તબોધક શબ્દનો પ્રયોગ 'ઉદાહરણ' સાધર્મ્યથી કે વૈધર્મ્યથી વ્યાપ્તિ-સ્મરણનું સ્થાન દૃષ્ટાન્ત. જેમ કે-મહાનસ વગેરે અને હ્રદ વગેરે.

**વિવેચન**-કહેવાતા લક્ષણવાળા દૃષ્ટાન્તનું પ્રતિપાદન કરનારૂં વચન 'ઉદાહરણ' કહેવાય છે.

० ખરેખર, વ્યાપ્તિ બે પ્રકારની છે. (૧) અન્તર્વ્યાપ્તિ અને (૨) બહિર્વ્યાપ્તિ. (૧) અન્તર્વ્યાપ્તિ=પક્ષરૂપે બનાવેલ વિષયમાં જ સાધનની સાધ્ય સાથેની વ્યાપ્તિ 'અન્તર્વ્યાપ્તિ.' (૨) બહિર્વ્યાપ્તિ=પક્ષથી બહાર રહેલ દૃષ્ટાન્ત આદિમાં સાધ્ય સાથે સાધનની વ્યાપ્તિ 'બહિ-ર્વ્યાપ્તિ.' મતલબ કે-પૂર્વોક્ત બહિર્વ્યાપ્તિનું સ્મરણ જ્યાં થાય છે, તે 'દૃષ્ટાન્ત' કહેવાય છે.

० કોઈ એક પ્રમાતાને દૃષ્ટાન્તમાં દેખેલ બહિર્વ્યાપ્તિના બળથી અન્તર્વ્યાપ્તિની પ્રતિપત્તિ થાય છે. આ પ્રમાણે સ્વાર્થાનુમાનમાં પણ ક્વચિત્ દૃષ્ટાન્તને અંગ માનેલ છે.

० તેના ભેદને જણાવવા કહે છે કે-'साधर्म्यतो वैधर्म्यतो वा' ઈતિ. સાધનધર્મની હાજરીથી જન્ય સાધ્યધર્મની સત્તારૂપ અન્વયથી કે સાધ્યના અભાવની સત્તાથી, પ્રયુક્ત સાધનના અભાવની સત્તારૂપ વ્યતિરેક(વૈધર્મ્ય)થી બહિર્વ્યાપ્તિના સ્મરણનું સ્થાન 'દૃષ્ટાન્ત.'

० દૃષ્ટાન્તને કહે છે કે-ધૂમની સત્તાથી પ્રયુક્ત વહ્નિના યોગવાળું હોવાથી રસોડું સાધર્મ્ય દૃષ્ટાન્ત છે.

० વહ્નિના અભાવથી જન્ય ધૂમના અભાવવાળો હોઈ સરોવર વૈધર્મ્ય દૃષ્ટાન્ત.

० સાધ્ય વ્યાપક હોય છે, જ્યારે સાધન તો વ્યાપ્ય હોય છે. વળી વ્યાપક તો વ્યાપ્યની હાજરીમાં કે ગેરહાજરીમાં હોય છે, જ્યારે વ્યાપ્ય તો વ્યાપકની હાજરીમાં જ હોય છે. મતલબ કે-તે વ્યાપ્ય સત્તા પ્રયુક્ત તે વ્યાપક સત્તાવાળા દૃષ્ટાન્તનું પ્રતિપાદક વચન સાધર્મ્ય ઉદાહરણ.

० વ્યાપકનો (વહ્નિનો) અભાવ, વ્યાપ્ય બને છે અને વ્યાપ્યનો (ધૂમનો) અભાવ વ્યાપક બને છે. તથાચ તે વ્યાપકના અભાવથી જન્ય તે વ્યાપ્યના અભાવવાળા દૃષ્ટાન્તનું પ્રતિપાદક વચન વૈધર્મ્ય ઉદાહરણ.

કહ્યું છે કે-"ખરેખર, વ્યાપ્યવ્યાપકભાવ બંને ભાવમાં જેવો મનાય છે, તે જ વ્યાપ્યવ્યાપકભાવ, તે બંનેના અભાવમાં વિપરીત જ જાણવો."

यस्तु दार्ष्टान्तिके हेतुं योजयितु न जानीते तं प्रत्युपनस्यावश्यकत्वात्तत्स्वरूपमाह—

**दृष्टान्तप्रदर्शितसाधनस्य साध्यधर्मिण्युपसंहारवचनं उपनयः। यथा तथा चायमिति ॥सूत्र-४२॥**

दृष्टान्तेति । साधनधर्मप्रयुक्तसाध्ययोगिनि साध्यधर्मनिवृत्तिप्रयुक्तसाधनधर्मनिवृत्तियोगिनि वा

दृष्टान्ते प्रदर्शितस्य हेतोस्साध्यधर्मिणि य उपसहारो योजना तत्प्रतिपादकं वचनमुपनीयते साध्यधर्मिण्युपसंह्रियते व्याप्तिविशिष्टो हेतुर्येन वचनेनेत्युपनयो दृष्टान्ते साध्येन सह दृष्टस्य हेतोस्साध्यधर्मिण्यनुसन्धानवचनमिति भावार्थः, साध्यधर्मिण्युपसंहारवचनमन्यस्यापि सम्भवतीति साधनस्येत्युक्तम्, दृष्टान्तप्रदर्शितसाधनस्यान्यत्राप्युपसंहारवचनं तथा स्यादिति साध्यधर्मिणीत्युक्तम् साध्यधर्मिणि गृहीताविनाभावस्य साधनस्य प्रतिपादकं हेतुवचनमपीति दृष्टान्तप्रदर्शितसाधनस्येत्युक्तम्। उपनयस्य दृष्टान्तमाह यथेति ॥

જે દાષ્ટાન્તિકમાં–સાધ્યધમીંમાં હેતુને જોડવાનું જાણી શકતો નથી, તેના પ્રત્યે ઉપનયની આવશ્યકતા હોઈ ઉપનયના સ્વરૂપનું કથન.

**ભાવાર્થ**–"દૃષ્ટાન્તમાં પ્રદર્શિત સાધનનું સાધ્યના ધમીંમાં ઉપસંહારનું વચન, એ 'ઉપનય.' જેમ કે–સાધ્યવહ્નિ પક્ષ–પર્વતમાં છે, તેમ આ ધૂમ પક્ષ–પર્વતમાં છે."

**વિવેચન**–સાધનધર્મથી પ્રયુક્ત સાધ્યના યોગવાળા અથવા સાધ્યધર્મના અભાવથી પ્રયુક્ત સાધનભૂત ધર્મના અભાવના યોગવાળા દૃષ્ટાન્તમાં, પ્રદર્શિત હેતુનો સાધ્યધમીંમાં જે ઉપસંહાર–યોજના છે, તેનું પ્રતિપાદક વચન અર્થાત્ જે વચનથી વ્યાપ્તિવિશિષ્ટ હેતુ સાધ્યધમીંમાં ઉપનીતકરાય–ઉપસંહારાય, તે વચન 'ઉપનય.' દૃષ્ટાન્તમાં સાધ્યની સાથે દેખેલ હેતુનું સાધ્યધમીંમાં અનુસંધાનરૂપ વચન.

० **પદકૃત્ય**–સાધ્યધમીંમાં ઉપસંહારવચન બીજાનું પણ સંભવી શકે છે, માટે 'સાધનનું' એમ કહેલું છે.

દૃષ્ટાન્તપ્રદર્શિત સાધનનું બીજે પણ ઉપસંહારવચન તે પ્રકારે થાય, માટે 'સાધ્યધમીંમાં'–એમ કહેલ છે.

० સાધ્યધમીંમાં જેનો અવિનાભાવ ગ્રહણ કરેલ છે, એવા સાધનનું પ્રતિપાદક હેતુવચન પણ ઉપસંહારવચન થઈ જાય, 'માટે દૃષ્ટાન્તપ્રદર્શિત સાધન'નું–એમ કહેલ છે.

दार्ष्टान्तिके हेतुं योजयित्वापि यस्साकांक्षस्तं प्रति निगमनस्यावश्यकत्वात्तत्स्वरूपमाह—

**साध्यधर्मस्य धर्मिण्युपसंहारवचनं निगमनम्। यथा तस्मात्तथेति ॥ इति सद्धेतुनिरूपणम् ॥ सूत्र–४३ ॥**

**साध्यधर्मस्येति।** साध्यधर्मस्य वह्न्यादेस्तद्धर्मिणि पर्वतादौ येन वचनेनोपसंहरणं तद्वचनं निगम्यन्ते प्रतिज्ञाहेतूदाहरणोपनयार्था अनेनेति निगमनमित्यर्थः। तत्र दृष्टान्तमाह तस्मादिति वह्निव्याप्यधूमवत्त्वादित्यर्थः तथा—पर्वतो वह्निमानित्यर्थः। एते नान्तरीयकत्वप्रतिपादका वाक्यैकदेशरूपाः पञ्चावयवाः प्रदर्शिता इत्याशयेनाहेतीति, इत्थमित्यर्थः, सद्धेतुनिरूपणं व्याप्तिविशिष्टहेतुनिरूपणमित्यर्थः॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकारश्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां सद्धेतुनिरूपणं नाम चतुर्थः किरणः ॥

દષ્ટાન્તિકમાં-જેને દષ્ટાન્ત લાગુ હોય તે પક્ષમાં હેતુની યોજના થઈ, છતાં જે આકાં-ક્ષાવાળો છે (આટલું બધું કહેવાથી શું થયું કે શો નીચોડ આવ્યો ?-આવી આકાંક્ષાવાળો છે.), તેના પ્રત્યે નિગમનની આવશ્યકતા હોવાથી તે નિગમનના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**-"સાધ્યધર્મનું ધર્મીમાં ઉપસંહારવચન, એ 'નિગમન.' જેમ કે-તેથી આ પર્વતમાં અગ્નિ છે." આ પ્રમાણે 'सद्धेतुनिरूपणम् ।'

**વિવેચન**-સાધ્યધર્મરૂપ વહ્નિ આદિનો, તે સાધ્યધર્મના ધર્મી પર્વત આદિમાં જે વચનથી ઉપસંહાર, તે વચન પ્રતિજ્ઞા-હેતુ-ઉદાહરણ-ઉપનયના અર્થો, જેના વડે ઉપસંહૃત કરાય, તે નિગમન. ત્યાં દષ્ટાન્તને કહે છે કે-'तस्मादि'ति। તેથી=વહ્નિ વ્યાપ્યધૂમવાન હોવાથી તથા=એટલે પર્વત વહ્નિવાળો છે.

૦ આ નાન્તરીયકત્વ-અવિનાભાવના પ્રતિપાદન કરનારા વાકયના એકદેશરૂપ પાંચ અવયવો પ્રદર્શિત કરેલ છે. આ પ્રમાણે સદ્‌હેતુનિરૂપણ=વ્યાપ્તિવિશિષ્ટ હેતુનિરૂપણ પૂર્ણ થાય છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વર પટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલ-સૂરીશ્વરચરણકમલમાં સ્થાપિત ભક્તિસમુદાયવાળા, તેઓશ્રીના પટ્ટધર વિજય-લબ્ધિસૂરિજીએ રચેલ તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યા-ટીકામાં સદ્‌હેતુનિરૂપણ નામક ચોથું કિરણ સમાપ્ત.



## ॥ अथ पञ्चमः किरणः ॥

अथ हेतुप्रसङ्गाद्धेत्वाभासान्निरूपयितुमुपक्रमते—

**असिद्धविरुद्धानैकान्तिकास्त्रयो हेत्वाभासाः ॥१॥**

असिद्धेति । हेत्वाभासा इति हेतुवदाभासन्त इति हेत्वाभासाः, दुष्टहेतव इत्यर्थः, हेतुस्वरूपस्य निश्चितव्याप्तिमत्त्वस्याप्रतीतिविपर्याससंदेहैः पञ्चम्यन्तत्वेन च हेतोरिवाभासमानत्वादसिद्धादीनां हेत्वाभासत्वमवसेयम् । त्रय इति संख्यान्तरव्यवच्छेदाय, तेन बाधसत्प्रतिपक्षयोर्हेत्वाभासत्वव्यवच्छेदः । बाधस्य पक्षदोषेष्वन्तर्भावात् । सत्प्रतिपक्षस्य दोषत्वासम्भवाच्च । यथोक्तलक्षणेऽनुमाने प्रयुक्तेऽदूषितेऽनुमानान्तरस्यासम्भवात् । तुल्यबले साध्यतद्विपर्ययसाधकहेतुद्वये सत्यपि तत्र प्रकृतसाध्यसाधनयोर्व्याप्त्यनिश्चयेऽसिद्ध एवान्तर्भावसम्भवाच्च । अत्रेदम्बोध्यमनेकान्तविरुद्धबुद्धिभिरुपन्यस्यमानास्सर्वे एव हेतवोऽसिद्धा इत्येकविध एव हेत्वाभास इति श्रीसिद्धसेनदिवाकरसूरयः । विरुद्ध एवेति विरुद्ध एक एवेति मल्लवादिनः, समन्तभद्राचार्यास्तु तेऽनैकान्तिका इति स एव हेत्वाभास इत्याहुः, शिष्टानां तत्रैवान्तर्भावात् तदुक्तं 'असिद्धस्सिद्धसेनस्य विरुद्धो मल्लवादिनः । द्वेधा[२] समन्तभद्रस्य हेतुरेकान्तसाधने ॥' इति, तदिदमिष्टमपि नितरां संक्षिप्ततया शिष्यमतिविकासनाय तत्स्वरूपप्रदर्शनस्यावश्यकतयाऽत्र त्रैविध्यमादर्शितम्, केचिच्च तीर्थान्तरीयोपन्यस्तहेतुषु प्रत्येकं दोषत्रयं मन्यन्ते यथा अनित्य एव शब्दः कृतकत्वादित्यादौ कृतकत्वमसिद्धं, एकान्तानित्ये तदसम्भवात् । नित्यानित्यात्मकस्यैव कृतकत्वसम्भवात् । एकान्तानित्यविपरीतनित्यानित्यात्मकस्यैव शब्दस्य साधकत्वेन विरुद्धम् । विपक्षेऽपि नित्ये वर्त्तमानत्वाच्चानैकान्तिकमपीति ॥ अकिञ्चित्करोऽपि न हेत्वाभासान्तरं तद्धि सिद्धसाधनरूपं बाधितविषयरूपञ्च, द्विविधमपीदमप्रयोजकापराभिधानं पक्षदोषेष्वेवान्तर्गतम् । न च यत्र पक्षदोषस्तत्रावश्यं हेतुदोषोऽपि वाच्य इति वाच्यं तथा सति दृष्टान्तादिदोषस्याप्यवश्यं वाच्यत्वापत्तेरिति ॥

### હવે આભાસનિરૂપણ નામક પંચમ કિરણનો આરંભ.

હેતુપ્રસંગથી હેત્વાભાસોના નિરૂપણનો ઉપક્રમ કરે છે.

**ભાવાર્થ**–"અસિદ્ધ, વિરૂદ્ધ અને અનૈકાન્તિક–એમ ત્રણ હેત્વાભાસો છે."

---

१. नित्यश्शब्दोऽनुपलभ्यमानानित्यधर्मकत्वात् अनित्यश्शब्दोऽनुपलभ्यमाननित्यधर्मकत्वादित्यत्र सत्प्रतिपक्षता वक्तव्या सा च न सम्भवति, अनुपलभ्यमाननित्यधर्मकत्वस्य पक्षेऽसत्त्वेऽसिद्धेरेव दोषत्वात्, साध्यधर्मान्वितधर्मिणि तत्सिद्धौ गमकत्वमेव स्यात्, अविनाभावसत्त्वात् पश्चात्तत्र साध्यं सिद्धयति नेदानीमिति चेत्तर्हि विरुद्धता स्यात्, इदानीमत्र सदेहस्साध्यस्येति चेदनैकान्तिकत्वं, न च पक्षान्तर्भावेण व्यभिचारो न दोषः विपक्षव्यावृत्तस्य सपक्षे पक्षे च सत एव गमकत्वादिति वाच्यम्, पक्षान्तर्भावेण व्याप्त्य निश्चये धर्म्यन्तर एव स्वसाध्येन व्याप्तिनिश्चये पक्षे हेतुसत्त्वेऽपि स्वसाध्यासाधकत्वापत्तेः तत्र व्याप्तेरग्रहणादिति न सत्प्रतिपक्षो दोष इति भावः ॥ २. अनैकान्तिक इत्यर्थः ।

**વિવેચન**–હેતુ નથી પણ હેતુની માફક ભાસે છે. અર્થાત્ દુષ્ટ હેતુઓ 'હેત્વાભાસો' કહેવાય છે. નિશ્ચિત વ્યાપ્તિરૂપ હેતુસ્વરૂપની અપ્રતીતિ, વિપર્યાસ તથા સંદેહથી અને પંચમી વિભક્તિનું અંતપણું હોઈ, હેતુની માફક આભાસમાન હોવાથી અસિદ્ધ આદિનું હેત્વાભાસપણું જાણવું.

૦ 'ત્રણ'–એવું કથન બીજી સંખ્યાના વ્યવચ્છેદ માટે છે, તેથી બાધ અને સત્પતિપક્ષમાં હેત્વાભાસપણાનો વ્યવચ્છેદ: કેમ કે–બાધનો અંતર્ભાવ પક્ષના દોષોમાં છે. સત્પ્રતિપક્ષમાં તો દોષપણાનો અસંભવ છે. પૂર્વે કહેલ લક્ષણવાળા અનુમાનનો પ્રયોગ અદૂષિત હોયે છતે બીજા અનુમાનનો અસંભવ છે, કેમ કે–સમાન બળવાળા સાધ્ય અને સાધ્યાભાવના સાધક બે હેતુઓ હોયે છતે પણ, ત્યાં પ્રકૃત સાધ્ય–સાધનની વ્યાપ્તિનો અનિશ્ચય હોયે છતે, અસિદ્ધમાં જ (સત્પ્રતિપક્ષનો) અંતર્ભાવનો સંભવ છે. અહીં આ જાણવું કે–અનેકાન્તવિરૂદ્ધ બુદ્ધિવાળાઓએ મૂકેલા 'સઘળા હેતુઓ અસિદ્ધ જ છે.' આમ એક પ્રકારનો જ હેત્વાભાસ છે, એમ શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીનો મત છે. 'વિરૂદ્ધ જ હેત્વાભાસ છે.' 'એક વિરૂદ્ધને જ હેત્વાભાસ તરીકે માનનાર મલ્લવાદીસૂરિ છે.' સમન્તભદ્રાચાર્ય તો 'દુષ્ટ હેતુઓ જ અનૈકાન્તિક જ હોય છે.' તે અનૈકાન્તિકને જ હેત્વાભાસરૂપે માને છે. બાકીના બધા હેત્વાભાસો તેમાં જ અંતર્ગત થાય છે. કહ્યું છે કે–"સિદ્ધસેનનો અસિદ્ધ, મલ્લવાદીનો વિરૂદ્ધ અને અનૈકાન્તિક સમન્તભદ્રનો હેતુ એકાન્ત સાધનામાં છે." તેથી આ ઈષ્ટ હોવા છતાં અત્યંત સંક્ષેપરૂપ હોઈ, શિષ્યમતિના વિકાસ કરવા માટે તેના સ્વરૂપના પ્રદર્શનની આવશ્યકતા હોઈ અહીં હેત્વાભાસોના ત્રણ પ્રકારો દર્શાવ્યા છે. [શબ્દ નિત્ય છે, કેમ કે–અનિત્યધર્મની ઉપલબ્ધિનો અભાવ છે. (૨) અહીં જે સત્પ્રતિપક્ષપણું કહેવાનું છે તે ઘટતું નથી, કેમ કે–પક્ષમાં હેતુનું અસત્ત્વ હોઈ અસિદ્ધ જ દોષરૂપ છે. સાધ્યધર્મ વિશિષ્ટ ધર્મીપક્ષમાં હેતુની સિદ્ધિ હોયે છતે હેતુમાં ગમકપણું જ થાય! અવિનાભાવની સત્તાથી પછી ત્યાં સાધ્ય સિદ્ધ થાય છે. હમણાં નહીં–એમ જો છે, તો વિરૂદ્ધતા થાય! હમણાં અહીં સાધ્યનો સંદેહ છે–એમ જો છે, તો અનૈકાન્તિકતા થાય! 'પક્ષમાં અંતર્ભાવની અપેક્ષાએ વ્યભિચાર દોષરૂપ નથી, કેમ કે–વિપક્ષથી વ્યાવૃત્ત સપક્ષમાં અને પક્ષમાં વિદ્યમાન જ હેતુમાં ગમકપણું છે.'–એમ નહીં બોલવું; કેમ કે–પક્ષના અંતર્ભાવદ્વારા વ્યાપ્તિનો અનિશ્ચય હોયે છતે, બીજા ધર્મીમાં જ સ્વસાધ્યની સાથે વ્યાપ્તિ નિશ્ચય થવા છતાં, પક્ષમાં હેતુનું સત્ત્વ છતાં સ્વસાધ્યની અસાધકતાની આપત્તિ છે. ત્યાં વ્યાપ્તિનું ગ્રહણ નહીં હોવાથી સત્પ્રતિપક્ષ દોષ નથી.] વળી કેટલાક, અન્યદર્શનીઓએ સ્થાપેલ હેતુઓમાં દરેકમાં ત્રણ દોષ માને છે. જેમ કે–શબ્દ અનિત્ય જ છે, કેમ કે–કૃતક છે. ઈત્યાદિમાં કૃતકત્વ અસિદ્ધ છે, કેમ કે–એકાન્ત અનિત્યમાં તેનો અસંભવ છે. નિત્ય–અનિત્ય આત્મકમાં કૃતકત્વનો સંભવ છે. એકાન્ત અનિત્યથી વિપરીત નિત્ય–અનિત્ય આત્મક જ શબ્દનું જ સાધકપણું હોઈ વિરૂદ્ધ છે. વિપક્ષ એવા નિત્યમાં પણ વર્ત્તમાનપણું હોવાથી અનૈકાન્તિક (વ્યભિચારી) પણ છે ઈતિ.

'ધર્મભૂષણે' કહેલ અકિંચિત્કર નામક જુદો હેત્વાભાસ નથી. ખરેખર, તે અકિંચિત્કર, સિદ્ધસાધનરૂપે અને બાધિત વિષયરૂપે બે પ્રકારનો પણ આ હેત્વાભાસ, અપ્રયોજક એવા બીજા નામવાળો છે-પક્ષગત દોષોમાં જ અંતર્ગત છે. અર્થાત્ સિદ્ધસાધનરૂપ અકિંચિત્કર પ્રતીતનામક પક્ષાભાસથી અભિન્ન છે. બાધિત વિષયરૂપ અકિંચિત્કર, નિરાકૃતનામક પક્ષાભાસથી અભિન્ન છે, માટે આ હેતુદોષ નથી. તેથી હેત્વાભાસો ચાર પ્રકારના નથી.

૦ 'જ્યાં પક્ષદોષ છે, ત્યાં અવશ્ય હેતુદોષ પણ કહેવો'-એવું નહીં બોલવું, કેમ કે-જો એમ માનવામાં આવે, તો દૃષ્ટાન્ત આદિ દોષની પણ અવશ્ય વાચ્યતાની આપત્તિ આવશે.

अधुनाऽसिद्धं लक्षयति—

**हेतुस्वरूपाप्रतीतिप्रयुक्ताप्रतीतव्याप्तिको हेतुरसिद्धः ॥२॥**

**हेतुस्वरूपेति ।** अप्रतीतव्याप्तिको हेतुरिति हेतोः सत्त्वस्यासिद्धौ संदेहे वाऽप्रतीतव्याप्तिक इत्यर्थो न तु व्याप्तेर्वैपरीत्येन निश्चयात् संशयाद्वाऽप्रतीतव्याप्तिकस्तादृशस्य विरुद्धानैकान्तिकत्वात् तदेतत्सूचयितुं हेतुस्वरूपाप्रतीतिप्रयुक्तेति विशेषणम् । यत्र सत्त्वं नास्ति तस्य संशयो वा स हेतुरेव न भवति तथा च तादृग्वस्तु हेतुत्वलक्षणविरहादसिद्धं, न तु पक्षधर्मत्वाभावात् । नहि पक्षधर्मत्वं हेतोर्लक्षणमन्यथानुपपत्तिबलेन तदभावेऽप्यनुमानाद्धेतुत्वस्य पूर्वमुपदर्शितत्वात् । यथा नित्यश्शब्दश्चाक्षुषत्वादित्यादौ व्याप्तिस्वरूपलक्षणविरहाच्चाक्षुषत्वमसिद्धं, स्वरूपाप्रतीतिश्चात्रासत्त्वात् । तथा बाष्पादिभावेन सन्दिह्यमानो धूमो वह्निसिद्धौ प्रयुज्यमानोऽसिद्ध उच्यते तत्र संदिग्धसत्त्वेन व्याप्त्यभावादिति ॥

**અસિદ્ધ હેત્વાભાસનું લક્ષણ.**

**ભાવાર્થ**-"હેતુસ્વરૂપની અપ્રતીતિજન્ય અપ્રતીત વ્યાપ્તિવાળો હેતુ 'અસિદ્ધ' છે.

**વિવેચન**-'અપ્રતીત વ્યાપ્તિવાળો હેતુ'-આ પ્રમાણે હેતુના સત્ત્વની અસિદ્ધિમાં કે સંદેહમાં 'અપ્રતીત વ્યાપ્તિવાળો' આવો અર્થ છે. નહીં કે વ્યાપ્તિની વિપરીતતાવડે નિશ્ચયથી કે સંશયથી અપ્રતીત વ્યાપ્તિક. પરંતુ તેવો તો વિરૂદ્ધ અને અનૈકાન્તિક પણ હોય છે. આ સૂચન કરવા માટે 'हेतुस्वरूपाप्रतीतिप्रयुक्त।' એવું વિશેષણ છે. જ્યાં સત્ત્વ નથી અથવા તેનો સંશય, તે હેતુ જ થતો નથી. તથાચ તેવી વસ્તુ હેતુપણાના લક્ષણના અભાવથી અસિદ્ધ છે, પરંતુ પક્ષધર્મતાના અભાવથી નહીં, કેમ કે-પક્ષધર્મત્વ હેતુનું લક્ષણ નથી. તેથી અન્યથાનુપપત્તિના બળથી તે પક્ષધર્મતાના અભાવમાં પણ અનુમાનથી હેતુપણું પહેલાં ઉપદર્શિત છે. હેતુસ્વરૂપની અપ્રતીતિ પુરુષભેદની અપેક્ષાએ અજ્ઞાનથી, સંશયથી કે વિપર્યયથી થાય છે. જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-ચાક્ષુષ છે. ઈત્યાદિ હેતુમાં વ્યાપ્તિ-સ્વરૂપ લક્ષણના અભાવથી ચાક્ષુષત્વ અસિદ્ધ છે. અહીં સ્વરૂપની અપ્રતીતિ અસત્ત્વથી છે તથા બાષ્પ (વરાળ) આદિ ભાવથી સંદેહવિષય થતો ધૂમ તેમજ વહ્નિની સિદ્ધિમાં પ્રયોગ-વિષય થતો ધૂમ અસિદ્ધ કહેવાય છે, કેમ કે-ત્યાં સંદિગ્ધ સત્ત્વથી વ્યાપ્તિનો અભાવ છે.

(જે હેતુની કોઈ પણ પ્રમાણથી અન્યથાऽનુપપત્તિ પ્રતીત થતી નથી, તે અસિદ્ધ છે.)

तस्य प्रभेदमाह—

**स द्विविधो वादिप्रतिवाद्युभयासिद्धोऽन्यतरासिद्धश्चेति । तत्राद्यो यथा शब्दोऽनित्यश्चाक्षुषत्वादिति, अत्र शब्दस्य चाक्षुषत्वं नोभयस्य सिद्धम् ॥३॥**

**स इति ।** असिद्ध इत्यर्थः, वादीति, वाद्यपेक्षया प्रतिवाद्यपेक्षया चासिद्ध इत्यर्थः । अन्यतरेति वाद्यपेक्षया प्रतिवाद्यपेक्षया वेत्यर्थः । पूर्वपक्षं विदधानो वादी, उत्तरपक्षमवलम्बमानः प्रतिवादी, प्रथमभेदस्य दृष्टान्तमाह तत्राद्य इति, चक्षुषा ग्राह्यश्चाक्षुषस्तस्य भावश्चाक्षुषत्वं तस्मादिति विग्रहश्चक्षुर्जन्यज्ञानविषयत्वं तदर्थः, तच्च नित्यत्ववादिनोऽनित्यत्ववादिनो वा कस्यापि शब्दे न सम्मतमिति वादिप्रतिवाद्युभयापेक्षोऽयमसिद्ध इति भावः ॥

## અસિદ્ધ ભેદકથન.

**ભાવાર્થ**–"તે અસિદ્ધ બે પ્રકારનો છે. (૧) વાદી-પ્રતિવાદી ઉભય અસિદ્ધ અને (૨) અન્યતર અસિદ્ધ. ત્યાં પ્રથમ, જેમ કે-શબ્દ અનિત્ય છે, કેમ કે-ચાક્ષુષ છે. અહીં શબ્દમાં ચક્ષુરિન્દ્રિય ગ્રાહ્યત્વરૂપ ચાક્ષુષત્વ ઉભયને અસિદ્ધ છે."

**વિવેચન**–'स इति,' તે અસિદ્ધ. 'वादीति'–વાદીની અપેક્ષાએ અને પ્રતિવાદીની અપેક્ષાએ અસિદ્ધ. 'अन्यतरेति'–વાદીની અપેક્ષાએ કે પ્રતિવાદીની અપેક્ષાએ અર્થાત્ બેમાંથી કોઈ એકની અપેક્ષાએ પૂર્વપક્ષ કરનારો 'વાદી' કહેવાય છે અને ઉત્તરપક્ષ કરનારો 'પ્રતિવાદી' કહેવાય છે. પ્રથમ ભેદના દૃષ્ટાન્તને કહે છે કે-'तत्राद्य' ઈતિ. ચક્ષુથી ગ્રહણયોગ્ય ચાક્ષુષ અને તેનો ભાવ ચાક્ષુષત્વ. તેથી 'ચાક્ષુષત્વથી' આવો વિગ્રહ છે. અર્થાત્ ચક્ષુરીન્દ્રિયજન્યજ્ઞાનવિષયત્વ 'ચાક્ષુષત્વ' જાણવું. વળી તે ચાક્ષુષત્વ નિત્યત્વવાદી કે અનિત્યત્વવાદી કોઈને પણ શબ્દમાં સંમત નથી. એટલે વાદી-પ્રતિવાદી બેમાં બંનેની અપેક્ષાએ આ ચાક્ષુષત્વ અસિદ્ધ છે. (શબ્દમાં શ્રાવણત્વ ઉભયવાદી સિદ્ધ છે.)

अथ वाद्यसिद्धमाह—

**वाद्यसिद्धो यथा शब्दः परिणामी उत्पत्तिमत्त्वादिति । अत्र शब्दस्योत्पत्तिमत्त्वं वादिनस्सांख्यस्यासिद्धम् ॥४॥**

**वाद्यसिद्ध इति ।** इदं प्रतिवादिनोऽनुमानम् । सङ्गमयति अत्रेति; सांख्यस्यासिद्धमिति, तन्मतेऽसत उत्पत्त्यभावात्सतश्च विनाशाभावादुत्पादविनाशयोराविर्भावतिरोभावरूपेण प्रागभावप्रतियोगित्वरूपमुत्पत्तिमत्त्वमसिद्धमिति ॥ ननु विशेष्यविशेषणव्यर्थविशेष्यव्यर्थविशेषणासिद्धास्स्वरूपासिद्धो व्यधिकरणासिद्धादयश्च कथं न हेत्वाभासत्वेनोक्ता इति चेदुच्यते विशेष्यविशेषणव्यर्थविशेष्यव्यर्थविशेषणासिद्धा वादिनः प्रतिवादिनो वोभयोर्वा भविष्यन्तीति तेषां तत्रैवान्तर्भावः । स्वरूपासिद्धः स्वरूपं असिद्धं यस्य

सो स्वरूपासिद्धः स्वरूपेणासिद्ध इति वा यथाऽनित्यः शब्दश्चाक्षुषत्वादिति, नायं व्यधिकरणासिद्धः रूपस्य चाक्षुषत्वादित्यनुक्तत्वात् । एवञ्चायं वस्तुतो न हेत्वाभासः तस्य हेतुस्वरूपत्वाभावादेवागमकत्वात् । व्यधिकरणासिद्धो न वस्तुतो हेतुदोषः, विभिन्नाश्रयस्यापि उदेष्यति शकटं कृत्तिकोदयादित्यादेर्गमकत्वप्रतीतेः, एवमन्यत्रापि भाव्यम् ॥

## વાદી અસિદ્ધનું કથન.

**ભાવાર્થ**-"વાદી અસિદ્ધ, જેમ કે-શબ્દ પરિણામી છે, કેમ કે-ઉત્પત્તિ છે. અહીં શબ્દની ઉત્પત્તિ વાદીસાંખ્યને અસિદ્ધ છે."

**વિવેચન**-'वाद्यसिद्ध' इति । આ પ્રતિવાદીનું અનુમાન છે. સંગત કરે છે કે-'अत्रेति, सांख्यस्यासिद्धं'मिति । સાંખ્યવાદીના મતમાં અસત્‌ની ઉત્પત્તિનો અભાવ અને સત્‌ના વિનાશનો અભાવ હોઈ, આવિર્ભાવ તિરોભાવરૂપે પ્રાગભાવ પ્રતિયોગીમત્ત્વરૂપ ઉત્પત્તિમત્વ અસિદ્ધ છે.

**શંકા**-વિશેષ્ય-વિશેષણ-વ્યર્થવિશેષ્ય-વ્યર્થવિશેષણાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ, વ્યધિકરણ અસિદ્ધ આદિને કેમ હેત્વાભાસરૂપે કહેલા નથી?

**સમાધાન**-વિશેષ્ય-વિશેષણ-વ્યર્થવિશેષ્ય-વ્યર્થવિશેષણાસિદ્ધો છે. વાદી કે પ્રતિવાદી કે ઉભય અસિદ્ધોમાં તેઓનો અંતર્ભાવ થાય છે. સ્વરૂપાસિદ્ધ=અસિદ્ધ સ્વરૂપવાળો કે સ્વરૂપે અસિદ્ધ, જેમ કે-શબ્દ અનિત્ય છે, કેમ કે-ચાક્ષુષ છે. આ વ્યધિકરણ અસિદ્ધ નથી, કેમ કે-રૂપ આદિના અધિકરણપણાએ અપ્રતિપાદિત છે. વળી શબ્દરૂપી ધર્મીમાં કથિત ચાક્ષુષત્વ સ્વરૂપથી નથી માટે સ્વરૂપાસિદ્ધ છે. વળી આ પ્રમાણે આ સ્વરૂપાસિદ્ધ વસ્તુતઃ હેત્વાભાસ નથી, કારણ કે-તેમાં હેતુસ્વરૂપપણાનો અભાવ હોવાથી જ અગમક છે. વ્યધિકરણાસિદ્ધ=જેમ કે-શબ્દ અનિત્ય છે, કેમ કે-પટમાં કૃતકત્વ છે. જો કે શબ્દમાં કૃતકત્વ છે પરંતુ તથાપ્રતિપાદિત નથી, કેમ કે-અન્યત્ર પ્રતિપાદિત અન્યત્ર સિદ્ધ થતું નથી. વ્યધિકરણાસિદ્ધ (અવિનાભાવમાં જ ગમ્યગમકભાવનું નિબંધનપણું છે, સામાનાધિકરણ્યમાં નથી, કેમ કે-સામાનાધિકરણ્યના અભાવમાં પણ અનુમિતિનું દર્શન હોઈ કહે છે કે-વ્યધિકરણાસિદ્ધ તેનું સત્ત્વ છતાં તે શ્યામ છે, કેમ કે-મિત્રાતનય છે. ઈત્યાદિમાં અગમકપણું છે,-એવો ભાવ છે.) વસ્તુતઃ હેતુદોષ નથી, કેમ કે-'શકટ(રોહિણી)નો ઉદય થશે; કેમ કે-કૃતિકાનો ઉદય છે.' ઈત્યાદિ ભિન્ન આશ્રયવાળામાં ગમકપણાની પ્રતીતિ છે. એ પ્રમાણે બીજા સ્થળમાં (અન્ય સ્થળે એટલે ભાગાસિદ્ધ-સંદિગ્ધ-અસિદ્ધ આદિમાં પણ) આ સર્વ

१. अविनाभावस्यैव गम्यगमकभावनिबन्धनत्वं न सामानाधिकरण्यस्य, तदभावेऽप्यनुमितिदर्शनादित्याह व्यधिकरणेति, तत्सत्त्वेऽपि स श्यामो मित्रातनयत्वादित्यादेरगमकत्वादिति भावः ॥ २. अन्यत्रापि भागासिद्धसदिग्धासिद्धादावपीत्यर्थः, एषामुभयस्यान्यतरस्य वाऽसिद्धत्वादुक्तेष्वन्तर्भाव इति भावः। पक्षतावच्छेदको हेतुर्न हेत्वाभासः. प्रमाणं स्वपरव्यवसायिज्ञानमेव भवति, प्रमाणत्वान्यथानुपपत्तेरित्यादेर्गमकत्वादिति ॥

અસિદ્ધોનો ઉભય કે અન્યતર અસિદ્ધ હોવાથી કથિત અસિદ્ધોમાં અંતર્ભાવ છે. વળી પક્ષતાવચ્છેદક (પક્ષધર્મ) હેતુ હેત્વાભાસરૂપ નથી. જેમ કે-સ્વ-પરવ્યવસાય જ્ઞાન જ પ્રમાણ થાય છે, કેમ કે-પ્રમાણત્વની અન્યથાનુપપત્તિ છે-ઈત્યાદિમાં ગમકપણું છે.

प्रतिवाद्यसिद्धं दर्शयति—

**द्वितीये प्रतिवाद्यसिद्धो यथा वृक्षा अचेतनामरणरहितत्वादिति । हेतुरयं वृक्षे जैनस्य प्रतिवादिनोऽसिद्धः, प्राणवियोगरूपमरणस्य स्वीकारात् ॥५॥**

द्वितीय इति । अन्यतरासिद्धरूप इत्यर्थः, अस्य वादिप्रतिवाद्यन्यतरापेक्षत्वेनादौ प्रतिवाद्यसिद्धमाह प्रतिवाद्यसिद्ध इति, इदं वादिनो बौद्धस्यानुमानम्, मरणरहितत्वादिति विज्ञानेन्द्रियायुर्निरोधो मरणम् । सङ्गमयति हेतुरयमिति, हेतुमाह प्राणेति, द्रुमेष्वप्यागमे विज्ञानेन्द्रियायुषां प्रमाणतस्स्थापितत्वादिति भावः । ननु न सम्भवत्यस्य भेदस्य हेत्वाभासत्वं, प्रतिवाद्युद्भावितासिद्धिं विभाव्य तत्र वादिना प्रमाणेऽनुद्भाविते प्रमाणाभावादेवोभयोरसिद्धत्वात्, उद्भाविते चोभयोरेव तत्सिद्ध्याऽन्यतरासिद्धत्वासम्भवात् प्रमाणस्यापक्षपातित्वात् । न च यावत् प्रमाणानुद्भावनं तावदसिद्धमिति वाच्यम्, तथा सति गौणत्वापत्तेः, नहि रत्नादिपदार्थो यावत्तत्त्वतोऽप्रतीयमानस्तावन्तं कालं मुख्यतया तदाभासो भवति । यदि चान्यतरासिद्धो वस्तुतो हेत्वाभासस्तदा वादी निगृहीतः स्यात्, न च निगृहीतस्य पश्चादनिग्रह इति युक्तम्, नवा हेतुसमर्थनं युक्तं निग्रहान्तत्वाद्वादस्येति चेन्नैवम्, सम्यग्घेतुत्वं प्रतिपद्यमानेनापि वादिना तत्समर्थनन्यायविस्मरणादिनिमित्तेन यदा हि प्रतिवादी बोधयितुं न शक्यते न स्वीक्रियते चासिद्धता तदान्यतरासिद्धत्वेनैव स निगृह्यते, एवं स्वानभ्युपगमतोऽपि परस्य सिद्ध इत्येतावतैवोपन्यस्यमानो हेतुरन्यतरासिद्धो भवतीति । यथा सांख्यस्य जैनं प्रति, अचेतनाः सुखादय उत्पत्तिमत्त्वाद्घटवदिति ॥

## પ્રતિવાદી અસિદ્ધનું દર્શન.

**ભાવાર્થ**-"બીજામાં પ્રતિવાદી અસિદ્ધ, જેમ કે-વૃક્ષો અચેતન છે, કેમ કે-મરણરહિત છે. આ હેતુ વૃક્ષમાં પ્રતિવાદી જૈનને અસિદ્ધ છે, કેમ કે-પ્રાણવિયોગરૂપ મરણનો સ્વીકાર છે."

**વિવેચન**-અન્યતર અસિદ્ધમાં આ વાદી-પ્રતિવાદીમાંથી આદિમાં પ્રતિવાદી અસિદ્ધને છે. 'प्रतिवाद्यसिद्ध' ઈતિ. આ વાદી બૌદ્ધનું અનુમાન છે. 'मरणरहितत्वादि'ति । વિજ્ઞાનનો-ઈન્દ્રિયોનો-આયુષ્યનો નિરોધ (અભાવ) મરણ કહેવાય છે. સંગમન કરે છે કે-'हेतुरयमिति ।' હેતુને કહે છે કે-'प्राणेति ।' પ્રતિવાદી જૈનોના આગમમાં પ્રતિવાદીના પ્રમાણના વિષયપણાએ વૃક્ષોમાં પણ વિજ્ઞાન-ઈન્દ્રિય-આયુષ્યને પ્રમાણથી સ્થાપિત કરેલ છે.

શંકા-આ ભેદમાં હેત્વાભાસપણું સંભવતું નથી, કેમ કે-પ્રતિવાદીએ ઉદ્ભાવિત અસિદ્ધિને વિચારી, ત્યાં વાદીએ પ્રમાણ અનુદ્ભાવિત કર્યે છતે, પ્રમાણના અભાવથી જ બંનેની અસિદ્ધિ છે. અને પ્રમાણ ઉદ્ભાવિત કર્યે છતે, બંનેમાં જ તેની સિદ્ધિ હોવાથી અન્યતર અસિદ્ધપણાનો અસંભવ છે, કેમ કે-પ્રમાણ પક્ષપાતી નથી. 'જ્યાં સુધી અનુદ્ભાવન,

ત્યાં સુધી અસિદ્ધ છે'-એમ નહીં કહેવું, કેમ કે-જો તેમ માનવામાં આવે, તો ગૌણપણાની આપત્તિ છે. 'રત્ન આદિ પદાર્થ જ્યાં સુધી તત્ત્વથી અપ્રતીયમાન થાય, ત્યાં સુધી મુખ્યપણે તેનો આભાસ થાય છે' એવું નથી. વળી જો અન્યતર અસિદ્ધ વસ્તુતઃ હેત્વાભાસ છે, તો વાદી નિગૃહીત થાય! નિગૃહીત પછીથી અભિગ્રહ, એવું કથન યુક્ત નથી. વળી પછીથી હેતુસમર્થન યુક્ત નથી, કેમ કે-વાદ નિગ્રહના અંતવાળો છે ને?

**સમાધાન**-સમ્યગ્ હેતુપણાને સ્વીકારનાર (જાણનાર) પણ તે સમ્યગ્ હેતુપણાના સમર્થન (સાધક)-ન્યાયના વિસ્મરણ આદિના નિમિત્તથી, વાદી જ્યારે પ્રતિવાદીને સમજાવવા શક્તિમાન થતો નથી અને અસિદ્ધતાને સ્વીકારતો નથી, ત્યારે અન્યતર અસિદ્ધપણાએ જ અપ્રતિભાસમાન પણ હેતુમાં અસિદ્ધ હેતુ છે. આ પ્રમાણેનો વ્યવહાર થવાથી ગૌણ જ અસિદ્ધપણું છે. તેના બળથી આ હેત્વાભાસ મુખ્ય થઈ શકતો નથી. વળી પ્રતિજ્ઞા-વિરોધ, પ્રતિજ્ઞાસંન્યાસ-પ્રતિજ્ઞાન્તર આદિ નિગ્રહસ્થાનોમાં હેત્વાભાસનું પણ પરિણમન થવાથી, અન્યતર અસિદ્ધરૂપ હેત્વાભાસરૂપ નિગ્રહસ્થાનની પ્રાપ્તિથી, નિગૃહીતવાદી તેના પરિહાર માટે ત્યાં પ્રમાણનો ઉપન્યાસ કરવા માટે યોગ્ય થતો નથી; કેમ કે-વાદ નિગ્રહ સુધી જ હોય છે. તે નિગૃહીત થાય છે. એ પ્રમાણે સ્વ અનભ્યુપગમથી પણ 'પરને સિદ્ધ છે.' આ પ્રમાણે આટલાથી જ સ્થાપન કરાતો હેતુ 'અન્યતર અસિદ્ધ' નિગ્રહસ્થાન થાય છે. ઇતિ વાદી અસિદ્ધિનું ઉદાહરણ. જેમ કે-ઘટ. સુખ વગેરે અચેતન છે, કેમ કે-ઉત્પત્તિ છે. જૈન પ્રત્યે વાદી સાંખ્યને ઉત્પત્તિમત્વ અસિદ્ધ છે, કેમ કે-તેના મતમાં આવિર્ભાવનો જ સ્વીકાર છે.

सम्प्रति विरुद्धं लक्षयति—

**साध्यधर्मविपरीतव्याप्तिको हेतुर्विरुद्धः । यथा शब्दो नित्यः कार्यत्वादिति, अत्र कार्यत्वमनित्यत्वव्याप्यम् ॥ सूत्र-६ ॥**

**साध्यधर्मेति ।** केनचित्पुरुषेण साध्यधर्मविपरीतस्यैव व्याप्यो हेतुर्भ्रान्त्या साध्यव्याप्यत्वेनोपन्यस्यते तदा स साध्यधर्मविपरीतव्याप्तिकत्वाद्विरुद्ध इति भाव । दृष्टान्तमाह-यथेति घटयति अत्रेति,[1] अयं पक्षविपक्षव्यापको हेतुः । अत्र परैष्टविधा विरुद्धभेदा उच्यन्ते यथा पक्षविपक्षव्यापकस्सपक्षावृत्ति, पक्षव्यापको विपक्षैकदेशवृत्तिस्सपक्षावृत्तिश्च, पक्षविपक्षैकदेशवृत्तिस्सपक्षावृत्तिश्च पक्षैकदेशवृत्तिस्सपक्षावृत्तिर्विपक्षव्यापकश्च, पक्षविपक्षव्यापकोऽविद्यमानसपक्षश्च, पक्षविपक्षैकदेशवृत्तिरविद्यमानसपक्षश्च, पक्षव्यापको विपक्षैकदेशवृत्तिरविद्यमानसपक्षश्च, पक्षैकदेशवृत्तिर्विपक्षव्यापकोऽविद्यमानसपक्षश्चेति । आद्याश्चत्वारस्सति सपक्षे परे चत्वारश्चासति सपक्षे बोध्यास्तत्र प्रथमो यथा शब्दो नित्यः कार्यत्वादिति कार्यत्वं हि शब्दमात्रेऽनित्यघटादिमात्रे वर्त्तते नतु नित्य आकाशादौ । द्वितीयो यथा-नित्यश्शब्दस्सामान्यवत्त्वे सत्यस्मदादिबाह्येन्द्रियग्राह्यत्वात्. अत्रायं हेतु शब्दमात्रे क्वचिदनित्ये घटादौ वर्त्तते

१. पूर्वोत्तराकारपरिहारप्राप्तिस्थितिलक्षणपरिणामेनैवाविनाभूतं कृतकत्व बहिरन्तर्वा प्रतीतिविषयः, तच्च सर्वथा नित्ये क्षणिके वा सम्भवत्येवेति विरुद्धत्वमिति भावः ॥

क्वचिच्चानित्ये सुखादौ नित्य आकाशादौ न वर्त्तत इति । तृतीयो यथा वाङ्मनसे अस्मदादिबाह्यकरण-प्रत्यक्षे सामान्यविशेषवत्त्वे सति नित्यत्वादयं हेतुः पक्षैकदेशे मनसि वर्त्तते न तु वाचि, विपक्षैकदेशे गगनादावस्ति न तु सुखादौ, नास्ति पुनर्घटादौ सपक्षे । चतुर्थो यथा-नित्या पृथिवी कृतकत्वादिति हेतुः, इदं कृतकत्वमनित्यपृथिव्यामस्ति परमाणौ च नास्ति, नित्यमात्रे नास्ति, अनित्यमात्रे चास्ति । पञ्चमो यथा-आकाशविशेषगुणश्शब्दः प्रमेयत्वादिति, अयं हेतुश्शब्दमात्रेऽनाकाशविशेषगुणमात्रे च वर्त्तते सपक्षश्चात्र नास्ति । षष्ठो यथा-आकाशविशेषगुणशब्दः प्रयत्नानन्तरीयकत्वादिति, अयञ्च हेतुः शब्दविशेषे वर्त्ततेनास्ति च शब्दविशेषे, घटादावस्ति मेघादौ नास्ति च, अत्रापि सपक्षो नास्ति । सप्तमो यथा-आकाशविशेषगुणश्शब्दो बाह्येन्द्रियग्राह्यत्वादिति, हेतुरयं शब्दमात्रे विपक्षैकदेशे रूपादौ वर्त्तते न तु सुखादौ विपक्षे सपक्षस्तु नास्त्येव । अष्टमो यथा-आकाशविशेषगुणश्शब्दोऽपदात्मकत्वादिति, अत्र हेतुर्ध्वनौ वर्त्तते नतु पदात्मकशब्दे, रूपादौ विपक्षमात्रे वर्त्तते सपक्षस्तु नास्त्येवेति । सर्व एवैते हेतवो प्रोक्तविरुद्ध एवान्तर्भवन्ति पक्षैकदेशवृत्तिषु असिद्धतापीति ॥

## હવે વિરૂદ્ધનું લક્ષણ.

**ભાવાર્થ**-"સાધ્યધર્મથી વિપરીત વ્યાપ્તિવાળો હેતુ 'વિરૂદ્ધ' કહેવાય છે. જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-કાર્ય છે. અહીં કાર્યત્વ અનિત્યત્વની સાથે વ્યાપ્તિવાળુ છે."

**વિવેચન**-કોઈ એક પુરુષવડે જ્યારે સાધ્યધર્મ વિપરીતનો જ વ્યાપ્યહેતુ ભ્રાન્તિથી સાધ્યના વ્યાપ્યપણાએ સ્થાપિત કરાય, ત્યારે તે સાધ્યધર્મથી વિપરીત વ્યાપ્તિવાળો હોઈ 'વિરૂદ્ધ' હેત્વાભાસ કહેવાય છે. (પૂર્વ-ઉત્તર આકારના પરિહાર અને પ્રાપ્તિ સ્થિતિરૂપ પરિણામથી જ અવિનાભૂત કૃતકત્વ બાહ્ય કે અંદરનો પ્રતીતિનો વિષય છે અને તે સર્વથા નિત્ય કે અનિત્યમાં સંભવે છે જ, માટે વિરૂદ્ધપણું છે એવો ભાવ છે.) આ, પક્ષ અને વિપક્ષમાં વ્યાપક હેતુ છે. અહીં બીજાઓએ કહેલ આઠ પ્રકારના વિરૂદ્ધના ભેદો કહેવાય છે. જેમ કે-(૧) પક્ષ-વિપક્ષવ્યાપક, સપક્ષમાં અવૃત્તિ, (૨) પક્ષવ્યાપક, વિપક્ષના એકદેશમાં વૃત્તિ, સપક્ષમાં અવૃત્તિ, (૩) પક્ષ-વિપક્ષના એકદેશવૃત્તિ, સપક્ષ અવૃત્તિ, (૪) પક્ષના એકદેશવૃત્તિ, સપક્ષ અવૃત્તિ, વિપક્ષવ્યાપક, (૫) પક્ષ-વિપક્ષવ્યાપક, અવિદ્યમાન સપક્ષવાળો, (૬) પક્ષ-વિપક્ષના એકદેશવૃત્તિ, અવિદ્યમાન સપક્ષવાળો, (૭) પક્ષવ્યાપક, વિપક્ષના

१. बौद्धा धर्मविशेषविपरीतसाधको धर्मिविशेषविपरीतसाधकश्चेति विरुद्धस्य द्वैविध्यमाहुः तन्न सर्वानुमानोच्छेदप्रसङ्गात्, पर्वताधिकरणकधूमस्य सिषाधयिषितवह्निविशेषविपर्ययसाधकत्वेन विरुद्धत्वं वाच्यम्, तच्च तदा स्यात् धूमसामान्योपन्यासेन वह्निविशेषो जिज्ञास्येत् । यदा च विशेषं साध्यमभिलपता विशिष्ट एव हेतुरुपन्यस्यते तदा नोक्तदोषः, तथा धर्मिविशेषविपरीतसाधनोऽपि न विरुद्धः, अन्यथा यो यो धूमवान् स पर्वतो न भवति यथा महानसम्, इति धर्मिणरितरस्कारादधूमोऽपि हेतुर्न भवेत्, तथाचानुमानमात्रविलोपापत्त्या नैतौ विरुद्धहेत्वाभासाविति बोध्यम् ॥

એકદેશવૃત્તિ, અવિદ્યમાન સપક્ષવાળો, અને (૮) પક્ષના એકદેશમાં વૃત્તિવાળો, વિપક્ષવ્યાપક, અવિદ્યમાન સપક્ષવાળો.

પહેલાંના ચાર વિરૂદ્ધો સપક્ષ હોયે છતે હોય છે, બીજા ચાર વિરૂદ્ધો સપક્ષ નહીં હોયે છતે જાણવા. ત્યાં પહેલો (૧), જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-કાર્ય છે. ખરેખર, કાર્યત્વ (પક્ષ) શબ્દ માત્રમાં અને (વિપક્ષ) અનિત્ય ઘટ આદિ માત્રમાં વર્તે છે, પરંતુ (સપક્ષ) નિત્ય આકાશ આદિમાં કાર્યત્વ નથી. (૨) જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-સામાન્યવાન્ હોયે છતે અસ્મદ્ આદિ બાહ્ય ઈન્દ્રિયથી ગ્રાહ્ય છે. અહીં આ હેતુ (પક્ષ) શબ્દ માત્રમાં અને ક્વચિત્ (વિપક્ષ) અનિત્ય ઘટ આદિમાં વર્તે છે, ક્વચિત્ (વિપક્ષ) અનિત્ય સુખ આદિમાં (સપક્ષ) નિત્ય આકાશ આદિમાં વર્તતો નથી. (૩) જેમ કે-મન-વચન-અસ્મદ્ આદિ બાહ્યકરણથી પ્રત્યક્ષ છે, કેમ કે-સામાન્ય વિશેષવાન્ હોયે છતે નિત્ય છે. આ હેતુ પક્ષના એકદેશભૂત મનમાં વર્તે છે, પરંતુ વચનમાં વર્તતો નથી. વિપક્ષના એકદેશભૂત આકાશ આદિમાં છે, પરંતુ સુખ આદિમાં નથી. વળી ઘટ આદિ સપક્ષમાં નથી. (૪) જેમ કે-પૃથ્વી નિત્ય છે, કેમ કે-કૃતક છે. અહીં કૃતકત્વરૂપ હેતુ અનિત્ય પૃથ્વીમાં છે અને પરમાણુમાં નથી, નિત્ય માત્રમાં નથી અને અનિત્ય માત્રમાં છે. (૫) જેમ કે-શબ્દ, આકાશ વિશેષગુણ છે, કેમ કે-પ્રમેય છે. આ પ્રમેયત્વરૂપ હેતુ, (પક્ષ) શબ્દ માત્રમાં (વિપક્ષ) આકાશ સિવાયના (આકાશને છોડી બીજાના) વિશેષગુણ માત્રરૂપ આદિમાં વર્તે છે. અહીં સપક્ષ નથી. (૬) જેમ કે-શબ્દ આકાશનો વિશેષગુણ છે, કેમ કે-પ્રયત્નથી જન્ય છે. આ પ્રયત્નાનન્તરીયકત્વ હેતુ; (પક્ષ) પુરુષ આદિના શબ્દરૂપ શબ્દવિશેષમાં છે, પુરુષાદિ ભિન્ન શબ્દવિશેષમાં નથી; (વિપક્ષ) ઘટ આદિમાં છે અને મેઘ આદિમાં નથી. (વાયુ આદિના શબ્દમાં અને વિજળી આદિમાં નથી.) અહીં પણ સપક્ષ નથી. (૭) શબ્દ, આકાશ વિશેષગુણ છે, કેમ કે-બાહ્ય ઈન્દ્રિયગ્રાહ્ય છે. આ બાહ્ય ઈન્દ્રિયગ્રાહ્યત્વ હેતુ, (પક્ષ) શબ્દ માત્રમાં વર્તે છે, (વિપક્ષના) એકદેશરૂપ આદિમાં વર્તે છે, (વિપક્ષ) સુખ આદિમાં વર્તતો નથી. સપક્ષ તો નથી જ. (૮) શબ્દ, આકાશ વિશેષગુણ છે, કેમ કે-અપદ આત્મક છે. આ પક્ષના એકદેશભૂત વર્ણ આત્મકમાં (ધ્વનિમાં) છે પણ પદરૂપ શબ્દમાં નથી. વિપક્ષ માત્ર રૂપ આદિમાં છે. સપક્ષ તો નથી જ. આ બધાય હેતુઓ કહેલા વિરૂદ્ધમાં જ અંતર્ભૂત થાય છે. પક્ષના એકદેશવૃત્તિ(હેતુ)ઓમાં જ અસિદ્ધતા પણ છે. (બૌદ્ધો, ધર્મવિશેષ વિપરીત સાધક અને ધર્મીવિશેષ વિપરીત સાધક-એમ વિરૂદ્ધના બે પ્રકારો જે માને છે તે ઠીક નથી; કેમ કે-સર્વ અનુમાનના ઉચ્છેદનો પ્રસંગ આવે છે. તથાહિ=પર્વતરૂપ અધિકરણવાળો ધૂમ, સિષાધયિષિત વહ્નિવિશેષના વિપર્યય સાધકપણાએ વિરૂદ્ધ છે એમ કહેવું જોઈએ. વળી તે ત્યારે થાય, કે જ્યારે ધૂમ સામાન્ય ઉપન્યાસથી વહ્નિવિશેષ જિજ્ઞાસાવિષય થાય!; અને જ્યારે વિશેષ સાધ્યને ઇચ્છનારવડે વિશિષ્ટ જ હેતુ ઉપન્યસ્ત થાય, ત્યારે કહેલો દોષ નથી. ધર્મીવિશેષ વિપરીત સાધકહેતુ પણ વિરૂદ્ધ નથી. અન્યથા, જે જે ધૂમવાળો છે. તે તે પર્વત નથી. જેમ કે-મહાનસ. આ પ્રમાણે ધર્મીના તિરસ્કારથી ધૂમ પણ હેતુ

ન થાય. તથાચ અનુમાન માત્રના વિલોપની આપત્તિથી આ બંને વિરૂદ્ધ હેત્વાભાસરૂપ નથી, એમ જાણવું.)

अधुनानैकान्तिकं निरूपयति—

**सन्दिग्धव्याप्तिको हेतुरनैकान्तिकः । स द्विविधस्सन्दिग्धविपक्षवृत्तिको निर्णीतविपक्षवृत्तिकश्चेति ॥ सूत्र-७॥**

**सन्दिग्धेति** । यस्य हेतोर्व्याप्तिस्सन्दिह्यते स हेतुरनैकान्तिक इत्यर्थः । अयं हि साध्येन विना हेतोर्भावस्य संशये निर्णये वा भवतीत्याशयेन तस्य द्वैविध्यमाह स द्विविध इति । सन्दिग्धेति विपक्षे यस्य वृत्तिस्सन्दिग्धा स इत्यर्थः निर्णीतेति, विपक्षे यस्य वृत्तिर्निर्णीता स इत्यर्थः विरुद्धो हेतुस्तु विपक्ष एव वृत्तितया निर्णीत इति न साङ्कर्यम् ॥

### હવે અનૈકાન્તિક હેત્વાભાસને કહે છે.

**ભાવાર્થ**-"જે હેતુની વ્યાપ્તિ સંદિગ્ધ હોય છે, તે હેતુ 'અનૈકાન્તિક.' તે (૧) સંદિગ્ધ વિપક્ષવૃત્તિ અને (૨) નિર્ણીત વિપક્ષવૃત્તિકરૂપે બે પ્રકારનો છે.

**વિવેચન**-જે હેતુની વ્યાપ્તિ સંદિગ્ધ હોય, તે હેતુ અનૈકાન્તિક કહેવાય. ખરેખર, આ, સાધ્ય સિવાય હેતુભાવના સંશયમાં કે નિર્ણયમાં થાય છે. આવા આશયથી તેના બે પ્રકારો કહે છે. 'स द्विविध इति ।' 'सन्दिग्धेति ।' જેની વૃત્તિ વિપક્ષમાં સંદિગ્ધ છે, તે સંદિગ્ધ વિપક્ષવૃત્તિ વિપક્ષમાં નિર્ણીત છે; તે નિર્ણીત વિપક્ષવૃત્તિક અનૈકાન્તિક કહેવાય છે. વિરૂદ્ધ હેતુઓ વિપક્ષમાં જ વૃત્તિપણાએ નિર્ણીત છે, માટે સંકરતા નથી. ત્યાં પ્રથમનું દૃષ્ટાન્ત કહે છે.

तत्राद्यस्य निदर्शनमाह—

**आद्यो यथा विवादापन्नः पुरुषो न सर्वज्ञो वक्तृत्वादिति । अत्र विपक्षे सर्वज्ञे वक्तृत्वं सन्दिग्धम् ॥ सूत्र-८ ॥**

आद्य इति । सन्दिग्धविपक्षवृत्तिक इत्यर्थः, दोषं हेतौ सङ्क्रमयति अत्रेति, सन्दिग्धमिति, सर्वज्ञः किं वक्ता नवेति संशयात्, न च वक्तुः सर्वज्ञस्य केनाप्यदर्शनान्न वक्ता स इति निश्चीयत एवेति वाच्यम्, अल्पज्ञैरस्माभिस्तस्य भाषमाणस्यादर्शनेऽपि न वक्तेति निश्चेतुमशक्यत्वेन सन्दिग्धत्वात् । ननु सर्वज्ञस्य वचनं विरुद्धं तस्य रागस्वभावविवक्षाजन्यत्वेन प्रक्षीणमोहे तस्मिन् मोहापरपर्यायरूपतदिच्छाया असंभवात् । तथा च वचनाभाव एव निश्चित इति चेन्न, सुषुप्त्यादौ निरभिप्रायवागादिप्रवृत्त्यनापत्तेः[1], नहि सुषुप्त्यादौ वाग्व्यवहारादिहेतुरिच्छाऽस्ति । न चैषा वागादिप्रवृत्तिरिच्छापूर्विका, वागादिप्रवृत्तित्वात् प्रसिद्धेच्छापूर्वकवागादिप्रवृत्तिवदित्यनुमानेन तत्रापि साऽनुमेयैवेति वाच्यम्, हेतोर-

१ नहि तदानीमनुभूयमाना इच्छाऽस्ति, तथात्वे पश्चादिच्छान्तरवत्तस्या अपि स्मरणं स्यात् अविदितेच्छा तु न सम्भवति इच्छायास्स्वसमानाधिकरणज्ञानविषयकत्वनियमेनाज्ञातेच्छाया असम्भवादिति भावः ॥

प्रयोजकत्वात्, यादृशस्य हि जाग्रतोऽनन्यमनसो वा तत्प्रवृत्तिरिच्छापूर्विका दृष्टा तत्प्रवृत्तिविशेषेण देशान्तरे कालान्तरे च तादृशस्यैव तत्प्रवृत्ताविच्छापूर्वकत्वं साधयितुं शक्यते, न पुनरन्यादृशि । न च सुषुप्तस्यान्यमनस्कस्य वा तत्प्रवृत्तिरिच्छापूर्वकत्वेन व्याप्तावगता तस्मान्न वक्तृत्वं विरुद्धम् ॥

## પહેલા અનૈકાન્તિકને દર્શાવે છે.

**ભાવાર્થ**–"પ્રથમ–જેમ કે–વિવાદ આસ્પદ પુરુષ સર્વજ્ઞ નથી, કેમ કે–વક્તા છે. અહીં વિપક્ષ સર્વજ્ઞમાં વક્તૃત્વ સંદિગ્ધ છે."

**વિવેચન**–પહેલો=સંદિગ્ધ વિપક્ષવૃત્તિક અનૈકાન્તિક, એવો અર્થ છે. હેતુમાં દોષને ઘટાવે છે. 'अत्रे'ति–'सन्दिग्ध'मिति । શું સર્વજ્ઞ વક્તા હોય છે કે નહીં ? આવા સંશયથી હેતુ દોષિત ઠરે છે.

**શંકા**–વક્તા એવા સર્વજ્ઞને કોઈએ પણ દેખેલ નહીં હોવાથી તે સર્વજ્ઞ વક્તા નથી, આવો નિશ્ચય કેમ ન થાય ?

**સમાધાન**–અલ્પજ્ઞ એવા આપણાથી તે સર્વજ્ઞને બોલતો નહીં દેખેલ હોવાથી પણ તે સર્વજ્ઞ વક્તા નથી, એવો નિશ્ચય કરવો. અશક્ય હોવાથી સર્વજ્ઞમાં વક્તૃત્વ સંદિગ્ધ છે.

**શંકા**–સર્વજ્ઞમાં વચનનો વિરોધ છે, કેમ કે–તે વચન રાગસ્વભાવી વિવક્ષાથી જન્ય હોઈ, પ્રક્ષીણમોહ તે સર્વજ્ઞમાં મોહના અપરપર્યાયરૂપ તે વચનની ઇચ્છાનો અસંભવ છે. તથાચ વચનનો અભાવ નિશ્ચિત કેમ નહીં ?

**સમાધાન**–એમ જો માનો, તો સુષુપ્તિ આદિ અવસ્થામાં અભિપ્રાય વગરની વચન આદિની પ્રવૃત્તિની અપ્રાપ્તિ થશે, કેમ કે–સુષુપ્તિ આદિ અવસ્થામાં વચનવ્યવહાર આદિ હેતુભૂત ઇચ્છા નથી. [ તે વખતે અનુભવાતી ઇચ્છા નથી. જો અનુભવાતી ઇચ્છા માનવામાં આવે, તો પછીથી ઇચ્છાન્તરની માફક તે ઇચ્છાનું પણ સ્મરણ થાય ! અજ્ઞાત ઇચ્છા તો સંભવતી નથી. ઇચ્છામાં સ્વસમાનાધિકરણ જ્ઞાનવિષયકપણાનો નિયમ હોવાથી અજ્ઞાત ઇચ્છાનો અસંભવ છે. ]

**શંકા**–આ વચન આદિ પ્રવૃત્તિ ઇચ્છાપૂર્વકની છે, કેમ કે–વચન આદિ પ્રવૃત્તિ છે. જેમ કે–પ્રસિદ્ધ ઇચ્છાપૂર્વક વચન આદિ પ્રવૃત્તિ. આવા અનુમાનથી ત્યાં પણ તે અનુમાન યોગ્ય જ કેમ નહીં ?

**સમાધાન**–અહીં હેતુ અપ્રયોજક છે. તથાહિ–ખરેખર, જેવા જાગતાની કે અનન્ય મનવાળાની તે પ્રવૃત્તિ ઇચ્છાપૂર્વકની દેખેલી છે. તે પ્રવૃત્તિવિશેષથી દેશાન્તરમાં અને

---

१. वचनं प्रति नियतो हेतुश्चैतन्यं करणपाटवञ्च, न च तयोस्सत्त्वेऽपि वचनप्रवृत्तेरदर्शनात् विवक्षापि सहकारिकारणमिति वाच्यम्, सहकारिकारणस्य नियमेनापेक्षणीयत्वाभावात् नक्तञ्चरादेस्संस्कृतचक्षुषो वाऽनपेक्षितालोकसन्निधे रूपोपलम्भात् तां विना सुषुप्त्यादौ तद्दर्शनाच्च. क्वचित्तु कण्ठाद्यभिघातजनकप्रयत्नजनकेच्छाजनकेष्टसाधनताज्ञानविषयस्येष्टतासम्पादनार्थमुपयुज्यते इति ॥

કાલાન્તરમાં, તેવાની જ તે પ્રવૃત્તિમાં ઇચ્છાપૂર્વકપણાએ વ્યાપ્તિમાં જ્ઞાત નથી તેથી, વક્તૃત્વ વિરૂદ્ધ નથી.

[વચન પ્રત્યે નિયતહેતુ ચૈતન્ય અને કારણપટુતા છે. 'વળી તે બંનેનું સત્વ છતાં વચનની પ્રવૃત્તિ નહીં દેખાતી હોવાથી વિવક્ષા પણ સહકારિરૂપ કારણ છે'–એમ નહીં બોલવું, કેમ કે–સહકારિ કારણ નિયમથી અપેક્ષણીય નહી હોવાથી, નિશાચર આદિ કે સંસ્કૃત ચક્ષુવાળાને આલોકના સંનિધાનની અપેક્ષા વગર જેમ રૂપનો અનુભવ હોય છે, તેમ વિવક્ષા વગર સુષુપ્તિ આદિમાં તે વચનપ્રવૃત્તિ દેખાય છે. ક્વચિત્ તો, કંઠ આદિના અભિઘાતજનક–પ્રવૃત્તિનીજનક–ઇચ્છાજનક–ઇષ્ટસાધનતા જ્ઞાનવિષયમાં ઇષ્ટિતાના સંપાદન માટે ઉપયોગી થાય છે વિવક્ષા.]

अथापरं हेतुं दर्शयति—

**द्वितीयो यथा पर्वतो वह्निमान् प्रमेयत्वादिति । अत्र विपक्षे ह्रदादौ प्रमेयत्वं निर्णीतमिति ॥ सूत्र–९ ॥**

**द्वितीय इति ।** निर्णीतविपक्षवृत्तिक इत्यर्थः, योजयत्यतिव्याप्तिं हेतावत्रेति सपक्षे महानसादौ विपक्षे ह्रदादौ प्रमेयत्वस्य दर्शनात् किं प्रमेयत्वं वह्निना व्याप्तमुत वह्न्यभावेनेति व्याप्तेस्सन्दिह्यमानतयाऽनैकान्तिकत्वमिति भावः । व्याप्यत्वासिद्धनामा सोपाधिको हेतुरपि संदिग्धविपक्षवृत्तिक एव, तथाहि साध्यव्यापकत्वे सति साधनाव्यापकत्वमुपाधिः, यथा स श्यामो मित्रातनयत्वात्परिदृश्यमानतत्तनयवदित्यत्र शाकाद्याहारपरिणतिपूर्वकत्वमुपाधिः, सत्यपि मित्रातनयत्वे यश्शाकाद्याहारपरिणतिपूर्वकस्स एव श्यामो न त्वपर इति, मित्रातनयत्वस्य हि न व्यापकं शाकाद्याहारपरिणतिपूर्वकत्वं तदन्तरापि मित्रातनयत्वस्य सद्भावात् श्यामत्वस्य तु व्यापकं तत्, तदन्तरेण तस्यानुपलब्धेः, तथा च तस्योपाधित्वेन मित्रातनयत्वं सोपाधिको हेतुः, अयमेव चाप्रयोजको हेत्वाभास उच्यते परप्रयुक्तव्याप्त्युपजीवित्वात् परश्चोपाधिरेवेति[1] । उपाधिना हेतौ व्यभिचारसंशयोदयात्सन्दिग्धविपक्षवृत्तिरेव । तथा परोक्तानामष्टविधानां हेतूनामत्रैवान्तर्भावः, ते च हेतवो यथा पक्षत्रयव्यापकः–नित्यश्शब्दः प्रमेयत्वादिति, अयं पक्षसपक्षविपक्षव्यापकः, पक्षसपक्षव्यापको विपक्षैकदेशवृत्तिर्यथा गौरयं विषाणित्वादिति, एतद्धि गवान्तरे च सर्वत्र क्वचिन्महिषादौ च हेतोस्सत्त्वात् । पक्षविपक्षव्यापकस्सपक्षैकदेशवृत्तिर्यथा नायं गौर्विषाणित्वात् पक्षे मेषे विपक्षे गोमात्रे क्वचित्सपक्षे महिषादौ सत्त्वात्, पक्षव्यापकस्सपक्षविपक्षै-

१. अत्र सौगता नैयायिकाश्चासाधारणमपि हेतुं संशयजनकत्वेनानैकान्तिकं स्वीकुर्वन्ति यथा शब्दो नित्यः श्रावणत्वादित्यत्र सपक्षे गगनादौ विपक्षे घटादौ न क्वापि हेतुरस्ति पक्षे च वर्त्तमानस्स नित्यव्यावृत्ततया शब्देऽनित्यत्वस्यानित्यव्यावृत्ततया च नित्यत्वस्य सम्भावनया संशयजनको भवतीति, तन्न सर्वथा नित्यत्वसाधने विरुद्धत्वात् कथञ्चिदनित्यत्वमन्तरेण श्रावणत्वासम्भवात्, अश्रावणत्वस्वभावपरित्यागेनैव हि श्रावणत्वस्वभावोपपत्तिः कथञ्चिन्नित्यत्वसाधनं तु सद्धेतुरेव तेन सहान्यथानुपपत्तिसत्त्वादिति ॥

कदेशवृत्तिर्यथा अनित्यश्शब्दः प्रत्यक्षत्वात्, शब्दमात्रे क्वचिद्रूपादौ क्वचिदात्मादौ सत्त्वात्, पक्षैकदेशवृत्तिस्सपक्षविपक्षव्यापको यथा न द्रव्याण्याकाशकालदिगात्ममनांसि क्षणिकविशेषगुणरहितत्वात् आकाशात्मभिन्नेषु गुणादौ सर्वत्र पृथिव्यप्तेजोवायुषु वर्त्तमानत्वात् । पक्षविपक्षैकदेशवृत्तिस्सपक्षव्यापी यथा न द्रव्याणि दिक्कालमनांस्यमूर्त्तत्वात् मनोभिन्ने पक्षे क्वचिदात्मनि गुणादौ सर्वत्र च सत्त्वात्, पक्षसपक्षैकदेशवृत्तिर्विपक्षव्यापी यथा द्रव्याणि दिक्कालमनांस्यमूर्त्तत्वात् मनोभिन्ने पक्षे आकाशात्मनोर्गुणादौ सर्वत्र च सत्त्वात् । पक्षत्रयैकदेशवृत्तिर्यथा अनित्या पृथिवी प्रत्यक्षत्वात् जन्यपृथिव्यां क्वचिज्जलादौ आत्मादौ सत्त्वादिति । हेत्वाभासस्य समाप्तिं द्योतयतीतीति ॥

## બીજા અનૈકાન્તિકને દર્શાવે છે.

**ભાવાર્થ**-"બીજો, અનૈકાન્તિક. જેમ કે-પર્વત વહ્નિવાળો છે, કેમ કે-પ્રમેય છે. અહીં વિપક્ષ હૃદ આદિમાં પ્રમેયત્વ નિર્ણીત છે."

**વિવેચન**-બીજો=નિર્ણીત વિપક્ષવૃત્તિવાળો હેતુ અનૈકાન્તિક, એવો અર્થ છે. હેતુમાં અતિવ્યાપ્તિ ઘટાવે છે. 'अत्रेति ।' સપક્ષ-મહાનસ આદિમાં વિપક્ષ-હૃદ આદિમાં પ્રમેયપણું જોવાથી શું પ્રમેયપણું વહ્નિની સાથે વ્યાપ્ત છે કે વહ્નિના અભાવની સાથે? આમ વ્યાપ્તિ સંદેહના વિષયભૂત હોવાથી પ્રમેયત્વ હેતુમાં અનૈકાન્તિકપણું છે. વ્યાપ્યત્વ અસિદ્ધ નામવાળો-ઉપાધિવાળો હેતુ પણ સંદિગ્ધ વિપક્ષ વૃત્તિવાળો જ છે. તથાહિ-સાધ્યવ્યાપક અને સાધનનું અવ્યાપક ઉપાધિ કહેવાય છે. જેમ કે-'તે શ્યામ છે, કેમ કે-મિત્રાતનય છે.' જેમ કે-દેખાતો તેનો પુત્ર. આ પ્રમાણે અહીં શાક આદિ આહાર પરિણતિપૂર્વકત્વ ઉપાધિ છે. મિત્રાતનયપણું હોવા છતાં જે શાક આદિ આહાર પરિણતિપૂર્વકનો છે, તે જ શ્યામ છે, બીજો તો નહીં જ. મિત્રાતનયપણાની સાથે વ્યાપક શાક આદિ આહાર પરિણતિપૂકર્વકપણું નથી, કેમ કે-તે શાક આદિ આહાર પરિણતિપૂર્વકપણા વગર મિત્રાતનયત્વનો સદ્ભાવ છે. સાધ્યરૂપ શ્યામકત્વની સાથે તે શાક આદિ આહાર પરિણતિપૂર્વકત્વ વ્યાપક છે, કેમ કે-શાક આદિ આહાર પરિણતિપૂર્વકત્વ સિવાય તે શ્યામત્વની ઉપલબ્ધિ નથી. તથાચ શાક આદિ આહાર પરિણતિપૂર્વકત્વરૂપ ઉપાધિના કારણે મિત્રાતનયત્વરૂપ હેતુ સોપાધિક છે. વળી આ જ અપ્રયોજક હેત્વાભાસ કહેવાય છે, કેમ કે-પરજન્ય વ્યાપ્તિથી ઉપજીવી છે અને પર તે ઉપાધિ જ, એમ જાણવું. (અહીં સૌગતો અને નૈયાયિકો, અસાધારણ પણ હેતુને સંશયજનક હોઈ અનૈકાન્તિક તરીકે માને છે. જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-શ્રાવણ છે. અહીં સપક્ષ ગગન આદિમાં-વિપક્ષ ઘટ આદિમાં ક્યાંય પણ હેતુ નથી: અને પક્ષમાં વર્તતો તે નિત્યથી વ્યાવૃત્ત હોઈ, શબ્દમાં અનિત્યપણાની અને અનિત્યથી વ્યાવૃત્ત હોઈ નિત્યપણાની સંભાવનાથી સંશયજનક થાય છે. આવી માન્યતા ઠીક નથી, કેમ કે-સર્વથા નિત્યપણાના સાધનમાં વિરૂદ્ધ હોઈ કથંચિત્ અનિત્યત્વ સિવાય શ્રાવણત્વનો અસંભવ છે. ખરેખર, અશ્રાવણત્વના સ્વભાવના ત્યાગપૂર્વક જ શ્રાવણત્વ સ્વભાવની ઉપપત્તિ છે. કથંચિત્ નિત્યત્વના

સાધનમાં તો સદ્‌હેતુ જ છે, કેમ કે-તેની સાથે અન્યથા અનુપપત્તિની સત્તા છે.) ઉપાધિની સાથે હેતુમાં વ્યભિચારના સંશયનો ઉદય થવાથી સંદિગ્ધ વિપક્ષવૃત્તિ જ છે.

તથાપરે કહેલ આઠ પ્રકારના હેતુઓનો અહીં જ અંતર્ભાવ છે. તે અનૈકાન્તિક હેતુઓ આ પ્રમાણે છેઃ-

(૧) પક્ષ-સપક્ષ-વિપક્ષરૂપ ત્રણમાં વ્યાપક. જેમ કે-શબ્દ નિત્ય છે, કેમ કે-પ્રમેય છે. પક્ષ શબ્દમાં, સપક્ષ આકાશ આદિમાં અને વિપક્ષ ઘટ આદિમાં આ હેતુ વ્યાપક છે.

(૨) પક્ષ સપક્ષવ્યાપક વિપક્ષના એકદેશમાં વૃત્તિહેતુ. જેમ કે-આ ગૌ (બળદ-ગાય) છે, કેમ કે-શૃંગવાળો છે. આ હેતુ પક્ષ ગાયમાં સપક્ષ સઘળી બીજી ગાયોમાં-વિપક્ષમાં ક્વચિદ્‌ મહિષ આદિમાં હેતુ છે, પરંતુ તુરંગ આદિમાં નથી.

(૩) પક્ષ-વિપક્ષવ્યાપક સપક્ષના એકદેશમાં વૃત્તિહેતુ. જેમ કે-આ ગૌ નથી, કેમ કે-શૃંગવાળો છે. આ વિષાણિત્વહેતુ પક્ષમેષમાં, વિપક્ષ સઘળી ગાયોમાં અને ક્વચિત્‌ સપક્ષ મહિષ આદિમાં છે પણ તુરગ આદિમાં નથી.

(૪) પક્ષવ્યાક સપક્ષ-વિપક્ષના એકદેશમાં વૃત્તિહેતુ. જેમ કે-શબ્દ અનિત્ય છે, કેમ કે-પ્રત્યક્ષ છે. આ પ્રત્યક્ષત્વહેતુ પક્ષરૂપ સઘળા શબ્દોમાં છે, સપક્ષ-વિપક્ષરૂપ ઘટાદિ અને સામાન્ય આદિમાં છે, પરંતુ દ્વયણુક આદિમાં અને આકાશ આદિમાં નથી. (ક્વચિત્‌ રૂપ આદિ સપક્ષમાં-ક્વચિત્‌ આત્માદિ વિપક્ષમાં છે.)

(૫) પક્ષના એકદેશમાં વૃત્તિસપક્ષ અને વિપક્ષમાં વ્યાપકહેતુ. જેમ કે-આકાશ-દિશા-કાળ-આત્મા-મન દ્રવ્ય નથી, કેમ કે-ક્ષણિક વિશેષગુણરહિત છે. આ હેતુ પક્ષભૂત કાળ-દિશા-મનમાં વર્તે છે, આકાશ-આત્મામાં નથી. સપક્ષ ગુણ આદિમાં વ્યાપક છે, વિપક્ષ પૃથિવી-જળ-તેજો-વાયુમાં વ્યાપક છે.

(૬) પક્ષ-વિપક્ષના એકદેશમાં વૃત્તિસપક્ષ વ્યાપકહેતુ. જેમ કે-દિશા-કાળ-મન દ્રવ્ય નથી, કેમ કે-અમૂર્ત છે. અહીં અમૂર્તત્વ હેતુ મનથી ભિન્ન દિશા-કાળમાં છે. વિપક્ષના એકદેશભૂત (ક્વચિત્‌) આત્મામાં છે-સપક્ષ ગુણ આદિ સર્વમાં છે.

(૭) પક્ષ-સપક્ષના એકદેશમાં વૃત્તિવિપક્ષ વ્યાપકહેતુ. જેમ કે-દિશા-કાળ-મન દ્રવ્ય છે, કેમ કે-અમૂર્ત છે. અહીં અમૂર્તત્વહેતુ પક્ષ-દિશા-કાળમાં વર્તે છે, મનમાં નહીં. સપક્ષ આકાશ આત્મામાં છે, ઘટ આદિમા નથી. વિપક્ષ ગુણ આદિમાં વ્યાપક છે.

(૮) પક્ષ-સપક્ષ-વિપક્ષના એકદેશમાં વૃત્તિહેતુ. જેમ કે-પૃથ્વી અનિત્યા છે, કેમ કે-પ્રત્યક્ષ છે. અહીં પ્રત્યક્ષત્વ હેતુ પક્ષના એકદેશમાં જન્ય ઘટ આદિ પૃથિવીમાં છે, પરમાણુ આદિમાં નથી. સપક્ષના એકદેશમાં બુદ્‌બુદ-પરપોટા આદિ જળમાં છે, દ્વયણુક વગરના જળમાં નથી. વિપક્ષના એકદેશમા સામાન્ય આદિમાં છે, આકાશ આદિમાં નથી. (આત્મા આદિમાં છે, યોગી પ્રત્યક્ષની અપેક્ષાએ.) હેત્વાભાસની સમાપ્તિને દર્શાવે છે. ઈતિ.

सम्प्रत्यवसिते हेत्वाभासे तदितराङ्गानां कारणानाञ्चाभासान् प्रसङ्गाद्वक्तुमुपक्रमते—

**पक्षाभासस्त्रिविधः, प्रतीतसाध्यधर्मविशेषणको निराकृतसाध्यधर्मविशेषणकोऽनभीप्सितसाध्यधर्मविशेषणकश्चेति ॥ सूत्र-१० ॥**

पक्षाभास इति । पक्षवदुद्देश्यविधेयभावेनाभासते—प्रतीयते न तु तत्कार्यं करोतीति पक्षाभासः—पक्षत्वलक्षणविनिर्मुक्त इत्यर्थः, त्रैविध्यं दर्शयति प्रतीतेति, प्रतीतः प्रमाणप्रसिद्धो यस्साध्यधर्मस्स एव विशेषणं यस्येति विग्रहः, निराकृतेति, निराकृतः प्रमाणबाधितो यस्साध्यधर्मस्स एव विशेषणं यस्येति विग्रहः, अनभीप्सितेति, अनभीप्सितोऽनिष्टस्साध्यधर्मो विशेषणं यस्येति विग्रहः । अप्रतीतानिराकृताभीप्सितसाध्यधर्मविशिष्टधर्मिण एव पक्षत्वेनोपवर्णितत्वात्तद्विपरीतत्वेनैषां पक्षाभासत्वमिति भावः ॥

## પક્ષાભાસો.

હવે હેત્વાભાસનું જ્ઞાન થયા પછી અનુમાનના ઇતર અંગોના અને કારણોના આભાસોને પ્રસંગોપાત કહે છે.

ભાવાર્થ–"પક્ષનો આભાસ-(૧) પ્રતીત સાધ્યધર્મવિશેષણક, (૨) નિરાકૃત સાધ્યધર્મવિશેષણક અને (૩) અનભીપ્સિત સાધ્યધર્મવિશેષકરૂપે ત્રણ પ્રકારનો છે."

વિવેચન–પક્ષની માફક ઉદ્દેશ્યવિધેયભાવથી ભાસે–માલુમ પડે, પરંતુ તે ઉદ્દેશ્યવિધેયના કાર્યને કરે નહીં, માટે પક્ષાભાસ અર્થાત્ પક્ષત્વના લક્ષણથી રહિત તેના ત્રણ પ્રકારો દર્શાવે છે. 'प्रतीते'ति (૧) પ્રતીત એટલે પ્રમાણસિદ્ધ જે સાધ્યધર્મ, તે જ જેનું વિશેષણ છે એવો પક્ષાભાસ, (૨) પ્રમાણબાધિત સાધ્યધર્મરૂપી વિશેષણવાળો પક્ષાભાસ અને (૩) અનિષ્ટ સાધ્યધર્મરૂપી વિશેષણવાળો પક્ષાભાસ, એમ વિગ્રહથી અર્થ જાણવો. સબબ કે–અપ્રતીત–અનિરાકૃત–અભીપ્સિત સાધ્યધર્મથી વિશિષ્ટ ધર્મીમાં જ પક્ષપણું માનેલ હોઈ, તેનાથી વિપરીતપણાએ આ ત્રણ પક્ષાભાસોમાં પક્ષાભાસપણું છે.

तत्र प्रथमं दर्शयति—

**आद्यो यथा महानसं वह्निमदिति पक्षीकृते महानसे वह्नेः प्रसिद्धत्वादयं दोषः, इदमेव सिद्धसाधनमपि ॥ सूत्र-११ ॥**

आद्य इति । प्रतीतसाध्यधर्मविशेषणक इत्यर्थः, प्रसिद्धत्वादिति प्रत्यक्षेण निर्णीतत्वादित्यर्थः, निर्णयैकपदवीमधिरूढस्य नहि साध्यत्वं, निर्णीतार्थे न्यायस्याप्रवृत्तेः, तथा च तस्यासाध्यत्वेन तद्विशिष्टधर्मिणः पक्षाभासत्वमेवेति भावः । अस्यैव च सिद्धसाधनं प्रसिद्धसम्बन्ध इत्यपि संज्ञाद्वयमस्तीत्याहेदमेवेति, विधेयप्राधान्यान्नपुंसकत्वं, प्रतीतसाध्यधर्मविशेषणकः पक्षाभास एवेत्यर्थः, अपिशब्दोऽनुक्तस्य प्रसिद्धसम्बन्धस्य समुच्चायकः ॥

## પ્રથમ પક્ષાભાસનું ઉદાહરણ.

ભાવાર્થ–"પ્રથમ પક્ષાભાસનું દૃષ્ટાન્ત છે. જેમ કે–રસોડું અગ્નિવાળું છે. આ પ્રમાણે

અહીં પક્ષીભૂત રસોડામાં અગ્નિ પ્રસિદ્ધ હોઈ આ દોષ છે. તે સિદ્ધસાધન પણ કહેવાય છે."

**વિવેચન**–પહેલો–પ્રતીતસાધ્યધર્મવિશેષક પક્ષાભાસ. 'प्रसिद्धत्वादिति'=પ્રત્યક્ષથી નિર્ણીત છે. નિર્ણયના એક સ્થાન ઉપર ચઢેલા ધર્મનું સાધ્યપણું નથી, કેમ કે–નિર્ણીત અર્થમાં ન્યાય(અનુમાનના અવયવ)ની અપ્રવૃત્તિ છે. તથાચ તે નિર્ણીતનું અસાધ્યપણું હોઈ, તે નિર્ણીત સાધ્યધર્મવિશિષ્ટ ધર્મીનું પક્ષના આભાસપણું જ છે; અને આ પક્ષાભાસની જ સિદ્ધસાધન અને પ્રસિદ્ધસંબંધ–એવી બે સંજ્ઞા છે. માટે કહે છે કે–'इदमेवे'ति। અહીં વિધેયની પ્રધાનતાની અપેક્ષાએ નપુંસકપણું છે. પ્રતીતસાધ્યધર્મવિશેષણક પક્ષાભાસ જ, એવો અર્થ છે. અપિ શબ્દ, નહીં કહેલ પ્રસિદ્ધ સંબંધનો સંગ્રાહક છે.

द्वितीयभेदं निदर्शयति—

**द्वितीयो यथा वह्निरनुष्ण इति प्रत्यक्षेण निराकृतसाध्यधर्मविशेषणकः। अपरिणामी शब्द इति पक्षः परिणामी शब्द इत्यनुमानेन तथा। धर्मोऽन्ते न सुखप्रद इति धर्मोऽन्ते सुखप्रद इत्यागमेन तथा। चैत्रः काण इति पक्षो विद्यमानाक्षिद्वयस्य चैत्रस्य सम्यक्स्मरतस्स्मरणेन तथा। सदृशे वस्तुनि तदेवेदमिति पक्षस्तेन तुल्यमिदमिति प्रत्यभिज्ञया तथा ॥सूत्र-१२॥**

द्वितीय इति। निराकृतसाध्यधर्मविशेषणक इत्यर्थः, निराकरणस्यात्र प्रत्यक्षानुमानागमस्मरणप्रत्यभिज्ञानतर्कलोकस्ववचनैर्विवक्षितत्वेन तत्क्रमेणैव निदर्शनान्यभिधत्ते यथा वह्निरिति। प्रत्यक्षेणेति, उष्णत्वविषयकत्वाचप्रत्यक्षेणेत्यर्थः। अनुमाननिराकृतसाध्यधर्मविशेषणकमाह। अपरिणामीति। परिणामी शब्द इति, अर्थक्रियाकारित्वं कृतकत्वमुत्पत्तिमत्त्वं वात्र हेतुः। अर्थक्रियाकारित्वादेर्घटे परिणामित्वसत्त्व एवोपलम्भाच्छब्द उपलभ्यमानं तत् परिणामित्वं साधयतीति शब्दोऽपरिणामीति पक्ष आभास एवेति भावः, यद्यपि शब्दोऽपरिणामीत्यनुमानस्यानुमानेन बाधनं न सम्भवति सत्प्रतिपक्षापातात्तथापि स्वकीयानुमानस्य बलवत्त्वादयं व्यपदेशो युज्यत एवेति। तथेति, निराकृतसाध्यधर्मविशेषणक इत्यर्थः, एवमग्रेऽपि। आगमनिराकृतसाध्यधर्मविशेषणकमाह धर्म इति, अन्त इति प्रेत्येत्यर्थः। आगमेनेति, तत्र हि धर्मस्याभ्युदयनिःश्रेयसहेतुत्वं तद्विपरीतत्वञ्चाधर्मस्य प्रतिपाद्यत इति भावः। स्मरणनिराकृतसाध्यधर्मविशेषणकमाह चैत्र इति, सम्यक्स्मरत इति, बोद्धृभ्यां हि द्वाभ्यामेकदा नेत्रयुगलसमलङ्कृतश्चैत्रोऽवलोकित पुनः कालान्तरं तन्मध्यादेको नेत्रद्वयं विस्मृत्यापरं प्रत्यभिधत्ते, अयि वयस्य स चैत्रः काण इति, तदाऽपर आचष्टे तवायं पक्षो मामकीनेन सम्यक्स्मरणेन निराकृतः, यतोऽहं चैत्रं तं विद्यमानाक्षिद्वयतया सम्यक्स्मरामीति तदेवं स्मरणनिराकृतसाध्यधर्मविशेषणकः पक्षाभास इति भावः। प्रत्यभिज्ञाननिराकृतसाध्यधर्मविशेषणकमाख्याति सदृश इति, प्रत्यभिज्ञयेति, कस्मिंश्चित्सदृशे वस्तुनि कश्चनाधिकृत्योर्ध्वतासामान्यभ्रान्त्या कोऽपि पक्षीकुरुते तदेवेदमिति, तदास्याऽयं पक्षः तिर्यक्सामान्यावलम्बिना तेन तुल्यमिदमिति सम्यक्प्रत्यभिज्ञानेन निराक्रियत इति भावः ॥

### બીજા પક્ષાભાસનું વર્ણન.

ભાવાર્થ–"જેમ કે–વહ્નિ ઉષ્ણ નથી. આ પ્રમાણે પ્રત્યક્ષથી નિરાકૃત સાધ્યધર્મવિશેષ-

ણુક પક્ષાભાસ. શબ્દ અપરિણામી છે. આ પ્રમાણે પક્ષ 'શબ્દ પરિણામી છે.' આવા અનુમાનથી, તથા=નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસ. 'ધર્મ' અંતમાં સુખપ્રદ નથી. આ પ્રમાણેની પ્રતિજ્ઞા, 'ધર્મ' અંતમાં સુખપ્રદ છે. આવા આગમથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસરૂપ છે. 'ચૈત્ર કાણો છે'–આવો પક્ષ, વિદ્યમાન બે આંખોવાળા, ચૈત્રનું સ્મરણ કરનારમાં તથા સ્મરણદ્વારા નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસ. 'સમાન વસ્તુમાં તે જ આ છે'–આવો પક્ષ 'તેની સાથે સમાન છે.' એવા પ્રત્યભિજ્ઞાનથી તથા નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસરૂપ છે."

**વિવેચન**–બીજો નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક. અહીં પ્રત્યક્ષ–અનુમાન–આગમ–સ્મરણ–પ્રત્યભિજ્ઞાન–તર્ક–લોક–સ્વવચનોથી નિરાકારણની વિવક્ષા હોઈ, તેઓના ક્રમથી દૃષ્ટાન્તોને કહે છે. 'यथा वह्नि' इति । જેમ કે–વહ્નિ ઉષ્ણ નથી. આ પ્રમાણેનો પક્ષ પ્રત્યક્ષથી એટલે વહ્નિ ઉષ્ણ છે. ઉષ્ણત્વવિષયક સ્પર્શન ઈન્દ્રિયજન્યત્વાચ્ પ્રત્યક્ષથી નિરાકૃત બાધિત સાધ્યધર્મ ઉષ્ણત્વ વિશેષણવાળો હોઈ પક્ષાભાસ થઈ જાય છે. અનુમાન નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસને કહે છે કે–'अपरिणामी'ति, 'परिणामी शब्द' इति । શબ્દ પરિણામી છે, કેમ કે–કૃતક છે. અહીં કૃતકત્વ એટલે અર્થક્રિયાકારિત્વ કે ઉત્પત્તિમત્વ હેતુ છે. અર્થક્રિયાકારિત્વ આદિનો ઘટમાં પરિણામીપણાની સત્તામાં જ અનુભવ હોવાથી શબ્દમાં અનુભવાતા તે પરિણામીપણાને સાધે છે, માટે 'શબ્દ અપરિણામી છે'–એવો પક્ષ આભાસરૂપ છે. જો કે 'શબ્દ અપરિણામી છે.' આવા અનુમાનનું બીજા અનુમાનથી બાધન સંભવતું નથી, કેમ કે–સત્પ્રતિપક્ષનો આપાત છે. તો પણ પોતાના અનુમાનની બલવત્તા હોઈ આ વ્યવહાર વ્યાજબી જ છે. ઈતિ. 'तथे'ति=નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક. આ પ્રમાણે આગળ ઉપર સમજવું. આગમનિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસને કહે છે કે–'धर्म' ઈતિ, 'अन्त' ઈતિ. પરલોકમાં સુખ આપનાર એવો અર્થ છે. 'आगमेन' ઈતિ. ખરેખર, તે આગમમાં–ધર્મમાં અભ્યુદય અને મોક્ષનું હેતુપણું તથા અધર્મમાં અનભ્યુદયનું અને મોક્ષના અભાવનું હેતુપણું પ્રતિપાદિત થાય છે. સ્મરણથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણુકને કહે છે કે–'चैत्र' ઈતિ. 'सम्यक्स्मरत' ઈતિ. ખરેખર, જોનાર (જાણનાર) બે જણાએ એક વખત બે નેત્રોવાળો ચૈત્ર જોયો. ફરીથી કાળાન્તરમાં તે બેમાંથી એક જણ બે નેત્રો ભૂલી, બીજાને કહે છે કે–અરે, મિત્ર! તે 'ચૈત્ર કાણો છે.' ત્યારે બીજો જવાબ આપે છે કે–તારો આ પક્ષ (પ્રતિજ્ઞા) મારા સાચા સ્મરણથી ખંડિત થાય છે, કારણ કે–હું તે ચૈત્રને વિદ્યમાન બે નેત્રવાળા તરીકે સારી રીતે યાદ કરૂં છું. ત્યારે આ પ્રમાણે સ્મરણ નિરાકૃત સાધ્યધર્મવિશેષણુક પક્ષાભાસ છે. પ્રત્યભિજ્ઞાન નિરાકૃત સાધ્યધર્મવિશેષણુકને કહે છે કે–'सदृशे' इति । કોઈ એક સમાન વસ્તુમાં, કોઈ એક ઉર્ધ્વતા સામાન્યની ભ્રાન્તિથી પક્ષ (પ્રતિજ્ઞા) કરે છે. 'तदेवेदम्' ઈતિ, 'તે જ આ છે.' ત્યારે આનો આ પક્ષ, તિર્યક્ સામાન્યના અવલંબનવાળા, 'तेन तुल्यं–તેના સરખું'–આવા સમ્યક્ પ્રત્યભિજ્ઞાનથી નિરાકૃત કરાય છે.

तर्कनिराकृतसाध्यधर्मविशेषणकादीनाचष्टे—

**यो यो मित्रातनयस्स स श्याम इति पक्षो यो यश्शाकाद्याहारपरिणामपूर्वकमित्रातनयस्स श्याम इति तर्केण तथा। नरशिरःकपालं शुचीति लोकेन तथा। नास्ति प्रत्यक्षातिरिक्तं प्रमाणमिति पक्षीकुर्वतश्चार्वाकस्य पक्षोऽयं स्ववचनेन तथा ॥ सूत्र-१३ ॥**

**यो य इति।** शाकाद्याहारेति, शाकाद्याहारपरिणामपूर्वकत्वमन्तरेणानुपलब्धत्वाच्छ्यामत्वस्य तद्विशिष्टश्यामत्वमेव मित्रातनयत्वव्यापकं न तु केवलं श्यामत्वं तदन्तरेणापि मित्रातनयत्वस्य भावादिति भावः। लोकनिराकृतसाध्यधर्मविशेषणकमभिधत्ते नरेति, लोकेनेति लोके हि प्राण्यङ्गत्वाविशेषेऽपि वस्तुस्वभावतः किञ्चित्पवित्रं किञ्चिदपवित्रमिति प्रसिद्धं, यथा गोपिण्डोत्पन्नत्वाविशेषेऽपि तद्दुग्धं शुद्धं न तु तन्मांसमिति लोकव्यवहारतस्तत्पक्षनिराकरणमिति भावः। स्ववचननिराकृतसाध्यधर्मविशेषणकमाचष्टे नास्तीति स्ववचनेनेति, अयम्भावः, चार्वाको हि प्रत्यक्षमेकमेव प्रमाणं नान्यदनुमानादिकमिति स्वीकरोति तदा वचनस्यास्य न प्रत्यक्षातिरिक्तं प्रमाणमस्तीत्येवं रूपस्य स्वार्थे प्रमाणाभावात् तस्य कथं स्वेष्टसिद्धिः यदि प्रमाणमभ्युपगच्छति तदा स्ववचनस्य प्रत्यक्षातिरिक्तस्यापि प्रमाणतया तेन वचनेन स्वपक्षो वाधित एवेति। ननु लोकप्रनीतिनिराकृतसाध्यधर्मविशेषणकस्य प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणकादिष्वेव वचनस्य शब्दरूपतया स्ववचननिराकृतसाध्यधर्मविशेषणकस्याऽऽगमनिराकृतसाध्यधर्मविशेषणके चान्तर्भावसम्भवादनयोः पृथगुपन्यासो निरर्थक इति चेत्सत्यं, शिष्यशेमुषीविकसननिमित्तमनयोः पार्थक्येनाभिधानादिति ॥

## બીજા પક્ષાભાસનું વિશેષ વર્ણન.

તર્ક આદિથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણક આદિ પક્ષાભાસોને કહે છે.

**ભાવાર્થ**–" જે જે મિત્રાતનય છે, તે તે શ્યામ છે. આવો પક્ષ, જે જે શાક આદિ આહાર પરિણામપૂર્વક મિત્રાતનય છે, તે તે શ્યામ છે. આ તર્કથી તથા=નિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસ છે. નરશિરનું કપાલ શુચિ છે. આવો પક્ષ, લોકથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસ છે. પ્રત્યક્ષ સિવાયનું પ્રમાણ નથી. આ પ્રમાણે પક્ષ કરનાર ચાર્વાકનો આ પક્ષ, સ્વવચનથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસ છે.'

**વિવેચન**–શાક આદિના આહાર પરિણામપૂર્વકતા વગર શ્યામત્વની અપ્રાપ્તિ હોવાથી, શાક આદિ આહાર પરિણામપૂર્વક શ્યામત્વ જ મિત્રાતનયત્વની સાથે વ્યાપક છે. પરંતુ ફક્ત શ્યામત્વ જ મિત્રાતનયત્વની સાથે વ્યાપક નથી, કેમ કે–શ્યામત્વ વગર પણ મિત્રાતનયપણું છે, એવો ભાવ છે. લોકદ્વારા નિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસને કહે છે કે–'नरेति, लोकेनेति।' ખરેખર, લોકમાં પ્રાણીના અંગપણામાં સમાનતા હોવા છતાં, વસ્તુસ્વભાવથી કોઈક પવિત્ર, કોઈક અપવિત્ર તરીકે પ્રસિદ્ધ છે. જેમ કે–ગાયરૂપ પિંડમાંથી ઉત્પત્તિની સમાનતા હોવા છતાં, તે ગાયનું દૂધ શુદ્ધ ગણાય છે, પરંતુ તેનું માંસ અશુદ્ધ

ગણાય છે. આ પ્રમાણે લોકવ્યવહારની અપેક્ષાએ તેના પક્ષનું નિરાકારણ જાણવું. સ્વવચન નિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસને કહે છે કે-'नास्तीति स्ववचननेति।' અહીં આ આશય છે કે-ખરેખર, ચાર્વાક એક પક્ષને જ પ્રમાણ તરીકે માને છે, એમ બીજા અનુમાન આદિને પ્રમાણ તરીકે માનતા નથી, ત્યારે 'પ્રત્યક્ષ સિવાયનું પ્રમાણ નથી.' આવા આકારના આ વચનના સ્વવિષયમાં પ્રમાણનો અભાવ હોવાથી તેની સ્વ ઇષ્ટસિદ્ધિ કેમ થાય ? જો બીજા પ્રમાણને માને, તો પ્રત્યક્ષ સિવાયના પણ સ્વવચનની પ્રમાણતા હોઈ તે વચનથી સ્વપક્ષ બાધિત જ છે.

શંકા-લોકપ્રતીતિનિરાકૃત સાધ્યધર્મવિશેષણક પક્ષાભાસનો પ્રત્યક્ષનિરાકૃત સાધ્યધર્મ-વિશેષણક આદિમાં જ અને વચન શબ્દરૂપ હોઈ, સ્વવચનનિરાકૃત સાધ્યધર્મવિશેષણકનો આગમનિરાકૃત સાધ્યધર્મવિશેષણકમાં અંતર્ભાવનો સંભવ હોઈ, આ બંનેનો જુદો ઉપન્યાસ નિરર્થક કેમ નહીં ?

**સમાધાન**-શિષ્યજનની બુદ્ધિના વિકાસ માટે આ બંનેનું પૃથક્પણાએ કથન છે.

अथ तृतीयमनभीप्सितसाध्यधर्मविशेषणकं पक्षाभासमाह—

**तृतीयो यथा शब्दस्यानित्यत्वमिच्छतश्शब्दो नित्य इति पक्षस्तस्यानभीप्सितसाध्यधर्मविशेषणक इति ॥ सूत्र-१४ ॥**

**तृतीय इति**। तस्येति समाक्षोभादिनैवं वदत इत्यर्थः। अनभीप्सितेति, अनित्यत्वस्यैवेष्टतया नित्यत्वस्यानभीप्सितत्वादिति भावः, इतिशब्दः पक्षाभाससमाप्तिद्योतकः, तेनाप्रसिद्धविशेषणाप्रसिद्धविशेष्याप्रसिद्धोभयेषां पक्षाभासत्वं निरस्तमप्रसिद्धविशेषणस्यैव साध्यत्वात् अन्यथा सिद्धसाधनत्वापत्तिः स्यात् सर्वत्राप्रसिद्धस्य साध्यस्य दोषत्वे क्षणिकत्वं साधयतो बौद्धस्य पक्षोऽन्यान् प्रति पक्षाभासस्स्यात् क्षणिकतायाः क्वाप्यप्रसिद्धत्वात्, धर्मिणश्च विकल्पात्प्रतीतिसम्भवेनाप्रतीतविशेष्योऽपि न पक्षाभासः, एतेनाप्रतीतोभयोऽपि निराकृत इति ॥

### ત્રીજા પક્ષાભાસનું વર્ણન.

હવે અનભીપ્સિત સાધ્યધર્મવિશેષણક નામના ત્રીજા પક્ષાભાસને કહે છે.

**ભાવાર્થ**-"ત્રીજાનું દૃષ્ટાન્ત. જેમ કે-'શબ્દ અનિત્ય છે'-એમ ઇચ્છનારનો 'શબ્દ નિત્ય છે'-એવો પક્ષ, તેનો અનભીપ્સિત સાધ્યધર્મવિશેષણકરૂપે પક્ષાભાસ છે ઇતિ."

**વિવેચન**-'तृतीय इति, तस्येति'-તે સભાના ક્ષોભ આદિથી આમ બોલનારનો 'अनभीप्सितेति।' અનિત્યપણું ઇષ્ટ હોઈ, નિત્યપણું અનિષ્ટ હોઈ અનભીપ્સિત છે. ઇતિ શબ્દ= પક્ષાભાસની સમાપ્તિનો દ્યોતક છે. તેથી અપ્રસિદ્ધ વિશેષણ, અપ્રસિદ્ધ વિશેષ્ય, અપ્રસિદ્ધ વિશેષણ-વિશેષ્યરૂપ ઉભય પક્ષાભાસપણું ખંડિત થાય છે, કેમ કે-અપ્રસિદ્ધ વિશેષણ જ સાધ્ય બને છે. અન્યથા, સિદ્ધસાધનપણાની આપત્તિ થાય ! સઘળા સ્થાને અપ્રસિદ્ધ

સાધ્યના દોષપણામાં ક્ષણિકપણાના સાધનારા બૌદ્ધનો પક્ષ અન્યો પ્રત્યે પક્ષાભાસ થાય! કેમ કે-ક્ષણિકતા ક્યાંય પણ પ્રસિદ્ધ નથી.

વળી ધર્મી(પક્ષ)નો વિકલ્પથી પ્રતીતિનો સંભવ હોઈ અપ્રસિદ્ધ વિશેષ્ય પણ પક્ષાભાસરૂપ નથી. આનાથી અપ્રસિદ્ધ વિશેષણ-વિશેષ્ય ઉભય પણ ખંડિત થાય છે ઈતિ.

एवं पक्षाभासे हेत्वाभासे च निरूपिते हेतुपक्षोभयाङ्गकानुमाने स्मृते तदाभासमप्याचष्टे-

**पक्षाभासादिसमुद्भूतं ज्ञानमनुमानाभासः ॥ सूत्र-१५ ॥**

**पक्षाभासादीति।** आदिना हेत्वाभासदृष्टान्ताभासादीनां ग्रहणम्, प्रोक्तेन पक्षाभासेन हेत्वाभासेन वा वक्ष्यमाणदृष्टान्ताभासादिना वा सम्भूतं ज्ञानमनुमानवत्पक्षसाध्यरूपेणाभासमानत्वादनुमानाभास इत्यर्थः। एवं स्वप्रतिपत्तिफलकं पक्षाभासादिसमुद्भूतं ज्ञानं स्वार्थानुमानाभासः परप्रतिपत्तिफलकं पक्षाभासादिसमुद्भूतं ज्ञानं परार्थानुमानाभास इत्यपि बोध्यम् ॥

**અનુમાનાભાસ.**

આ પ્રમાણે પક્ષાભાસ અને હેત્વાભાસના નિરૂપણ બાદ હેતુ અને પક્ષના ઉભયના અંગવાળા, અનુમાનનું સ્મરણ થતાં તે અનુમાનાભાસને કહે છે.

**ભાવાર્થ**-"પક્ષાભાસ આદિથી ઉત્પન્ન જ્ઞાન અનુમાનાભાસ કહેવાય છે."

**વિવેચન**-'पक्षाभासादीति।' અહીં આદિપદથી હેત્વાભાસ-દૃષ્ટાન્તાભાસ આદિનું ગ્રહણ છે. પૂર્વે કહેલ પક્ષાભાસ અને હેત્વાભાસથી તથા પછીથી કહેવાતા દૃષ્ટાન્તાભાસ-ઉપનયાભાસ-નિગમનાભાસથી પેદા થયેલું જ્ઞાન, અનુમાનની માફક પક્ષ-સાધ્ય આદિ રૂપથી ભાસતું હોવાથી 'અનુમાનાભાસ' કહેવાય છે. એ પ્રમાણે પોતાને પ્રતિપત્તિના ફળવાળું પક્ષાભાસ આદિથી જન્ય જ્ઞાન, સ્વ અર્થ અનુમાન આભાસરૂપ છે. પરને પ્રતિપત્તિના ફળવાળું, પક્ષ આભાસ આદિથી જન્ય જ્ઞાન પરાર્થાનુમાન આભાસરૂપ છે, એમ પણ જાણવું.

अथानुमानाभासात्मकज्ञानजनकहेत्वाभासनिष्टगमकताप्रयोजकतर्कादीनामाभासरूपाणां स्वरूपं वक्तुं प्रथमं तर्काभासमाह—

**असत्यां व्याप्तौ तर्कप्रत्ययस्तर्काभासः। यथा यो यो मित्रातनयः स स श्याम इति ॥सूत्र-१६॥**

**असत्यामिति।** अविद्यमानायामित्यर्थः, तथा च व्याप्तिर्नास्ति ययोः तत्र केवलमाकारमात्रेण तर्करूपतया यो भासते स तर्काभास इत्यर्थः। दृष्टान्तमाह यथेति स श्यामो मित्रातनयत्वादित्यत्र हि श्यामत्वमित्रातनयत्वयोर्वस्तुतो व्याप्तिर्नास्ति श्यामभिन्नस्यापि मित्रातनयस्य संभवात् परन्तु यावान् कश्चिन्मित्रातनयस्स श्याम इति सर्वाक्षेपेण प्रत्ययात्तस्य तर्काभासत्वं शाकाद्याहारपरिणामपूर्वकमित्रातनयत्वस्यैव व्याप्यत्वादिति भावः ॥

**તર્કાભાસ.**

હવે અનુમાન આભાસ આત્મક જ્ઞાનજનક હેત્વાભાસમાં રહેલ આભાસરૂપ ગમકતાના

પ્રયોજક તર્ક આદિના સ્વરૂપને કહેવા માટે પહેલાં તર્કાભાસને કહે છે.

ભાવાર્થ-"અવિદ્યમાન વ્યાપ્તિમાં તર્કનો ભાસ, એ 'તર્કાભાસ' છે." જેમ કે-જે જે મિત્રાતનય છે, તે તે શ્યામ છે ઇતિ.

**વિવેચન**-'असत्यामिति' અવિદ્યમાન એવો અર્થ છે. તથાચ જે બંનેની વ્યાપ્તિ નથી, ત્યાં કેવળ આકાર માત્રથી તર્કરૂપપણાએ જે ભાસે છે, તે તર્કાભાસ. અવ્યાપ્તિમાં વ્યાપ્તિ જ્ઞાનરૂપ છે. દૃષ્ટાન્તને કહે છે કે-'यथेति ।' 'તે શ્યામ છે,' કેમ કે-મિત્રાપુત્ર છે. ખરેખર, આ અનુમાનમાં શ્યામત્વ અને મિત્રાતનયત્વમાં વસ્તુતઃ વ્યાપ્તિ નથી, (અહીં હેતુ સોપાધિક હોવાથી સાધ્ય એવા શ્યામત્વની સાથે હેતુની-મિત્રાતનયત્વની વ્યાપ્તિ નથી.) કેમ કે-શ્યામથી બીજો પણ મિત્રાતનય છે. પરંતુ જે કોઈ માત્ર મિત્રાતનય છે, તે શ્યામ છે, એવી સર્વના આક્ષેપપૂર્વક બુદ્ધિ થવાથી તેનું તર્કાભાસપણું છે; કેમ કે-શાક આદિ આહાર પરિણામપૂર્વક મિત્રાતનયમાં શ્યામત્વની વ્યાપ્તિ છે.

तर्कस्य प्रत्यभिज्ञास्मरणजन्यत्वेन तयोराभासौ वक्ति—

**तुल्ये वस्तुन्यैक्यस्य, एकस्मिंश्च तुल्यतायाः प्रत्यभिज्ञानं प्रत्यभिज्ञाभासः । यथा तदेवौषधमिति, एकस्मिंश्च घटे तेन सदृशमिति ज्ञानम् । अननुभूते तदिति बुद्धिस्स्मरणाभासः । यथाऽननुभूतशुक्लरूपस्य तच्छुक्लं रूपमिति बुद्धिः ॥ सूत्र-१७ ॥**

**तुल्य इति** । तिर्यक्सामान्यविषयकत्वेनोर्ध्वतासामान्यविषयकत्वेन च प्रत्यभिज्ञाया द्वैविध्यात्तुल्ये वस्तुनि तिर्यक्सामान्यालिङ्गिते भावे ऐक्यस्य ऊर्ध्वतासामान्यमवलम्ब्य प्रत्यभिज्ञानं तथा एकस्मिंश्च वस्तुनि ऊर्ध्वतासामान्यस्वभावे तिर्यक्सामान्यमवलम्ब्य तुल्यतायाः प्रत्यभिज्ञानं प्रत्यभिज्ञाभास इति भावः । ऐक्यस्येति पदस्य प्रत्यभिज्ञानमित्यग्रेतने नान्वयः । दृष्टान्तमावेदयति यथेति—औषधव्यक्त्योर्मध्यादेकत्रौषधे तिर्यक्सामान्यालीढेऽपरेण तुल्यमिदमिति वक्तव्ये तदेवौषधमिदमित्यूर्ध्वतासामान्यावलम्बिज्ञानं प्रत्यभिज्ञाभास इति भावः । द्वितीयं दृष्टान्तमाहैकस्मिंश्च घट इति, एकस्मिन् घटाद्यात्मके वस्तुनीत्यर्थः, विषयप्रदर्शकमात्रमिदं पदं न तु प्रत्यभिज्ञानाकारे तस्योल्लेखः प्रत्यभिज्ञानाकारस्तु वस्त्विदं तेन सदृशमित्येव नातो नपुंसकत्वविरोधः । ऊर्ध्वतासामान्यस्वभावे एकस्मिन् घटे तिर्यक्सामान्यावलम्बिज्ञानं तेन सदृशमिदमिति ज्ञानं प्रत्यभिज्ञाभास इति भावः । स्मरणाभासमाह—अननुभूत इति, प्रमाणमात्रेण कदाचिदप्यनुपलब्ध इत्यर्थः, दृष्टान्तयति यथेति, सुगमं शिष्टम् ॥

### પ્રત્યભિજ્ઞાનાભાસ.

તર્ક, પ્રત્યભિજ્ઞાન અને સ્મરણથી જન્ય હોઈ, તે પ્રત્યભિજ્ઞાનાભાસ અને સ્મરણાભાસને કહે છે.

ભાવાર્થ-"તુલ્ય વસ્તુમાં એકતાનું અને એકમાં તુલ્યતાનું પ્રત્યભિજ્ઞાન, એ 'પ્રત્યભિજ્ઞાનાભાસ' છે. જેમ કે-'તે જ ઔષધ છે' ઇતિ. અને એક ઘટમાં તેના સમાન એવું'

જ્ઞાન નહીં અનુભવેલમાં, 'તે' એવી બુદ્ધિ 'સ્મરણાભાસ' છે. જેમ કે-અનનુભૂત શુક્લરૂપ-વાળામાં 'તે શુક્લરૂપ છે'-આવી બુદ્ધિ.

**વિવેચન**-'तुल्य इति ।' પ્રત્યભિજ્ઞાન, તિર્યગ્ સામાન્યવિષયક અને ઉર્ધ્વતા સામાન્ય-વિષયકના ભેદે બે પ્રકારનું છે. માટે તિર્યક્ સામાન્યવાળા-સરખી વસ્તુમાં, ઉર્ધ્વતા સામાન્યનું આલંબન લઈ એકતાનું પ્રત્યભિજ્ઞાન, એ 'પ્રત્યભિજ્ઞાભાસ' કહેવાય છે. 'ऐक्यस्ये'ति=ઐક્ય એવા પદનો અન્વય, પ્રત્યભિજ્ઞાન એવા આગળના પદની સાથે છે. દૃષ્ટાન્તને જણાવે છે કે-'यथेति ।' (૧) ઔષધ અને વ્યક્તિના મધ્યમાંથી એક ઔષધમાં-તિર્યક્ સામાન્યવાળામાં 'બીજાની સાથે સમાન છે'-એમ બોલવું જોઈએ. છતાં 'તે જ ઔષધ જ'-આવું ઉર્ધ્વતા સામા-ન્યવાળું પ્રત્યભિજ્ઞાન, એ 'પ્રત્યભિજ્ઞાભાસ' છે. (૨) બીજા દૃષ્ટાન્તને કહે છે કે-'एकस्मिंश्च घट' इति ।' એક ઘટ આદિરૂપ વસ્તુમાં વિષયપ્રદર્શક માત્ર આ પદ છે, પરંતુ પ્રત્યભિજ્ઞાનના આકારમાં તેનો ઉલ્લેખ નથી. પ્રત્યભિજ્ઞાનનો આકાર તો 'આ વસ્તુ તેના સરખી છે'-આ પ્રમાણે જ છે. એથી નપુંસકપણાનો વિરોધ નથી. ઉર્ધ્વતા સામાન્યના સ્વભાવવાળા એક ઘડામાં, તિર્યક્ સામાન્યનું અવલંબી જ્ઞાન, 'તેના સરખું'-એવું જ્ઞાન 'પ્રત્યભિજ્ઞાભાસ' છે. સ્મરણાભાસને કહે છે કે-'अननुभूत' इति । પ્રમાણ માત્રથી કદાચિત્ પણ નહીં ઉપલબ્ધ વસ્તુમાં દૃષ્ટાન્ત આપે છે કે-'यथेति ।' અનુભૂત જ વસ્તુનું સ્મરણ થાય છે, અનનુભૂતનું નહીં. તેથી નહીં અનુભવેલ શુક્લરૂપવાળામાં 'તે શુક્લરૂપ'-આવું જ્ઞાન સ્મરણ આભાસ છે.

स्मृतिहेतुत्वेन प्रत्यक्षस्योपस्थानात्सांव्यवहारिकादिप्रत्यक्षाभासानाह—

**मेघादौ गन्धर्वनगरादिज्ञानं दुःखादौ सुखादिप्रत्यक्षश्चेन्द्रियानिन्द्रियनिमित्तकसांव्यवहारिकप्रत्यक्षाभासः । शिवराजर्षेरसंख्यातद्वीपसमुद्रेषु सप्तद्वीपसमुद्रज्ञानमवध्याभासः । मनःपर्यवकेवलयोस्तु नाभासत्वं संयमविशुद्धिजन्यत्वात्कृत्स्नावरणक्षयसमुद्भूतत्वाच्च ॥ सूत्र-१८ ॥**

मेघादाविति । इदञ्चेन्द्रियनिमित्तकसांव्यवहारिकप्रत्यक्षाभासस्य निदर्शनम् । अनिन्द्रियनिबन्धनसांव्यवहारिकप्रत्यक्षाभासस्य दृष्टान्तमाह दुःखादाविति, अवग्रहादीनामाभासा एवमेव स्वयमूह्याः । पारमार्थिकप्रत्यक्षस्यावध्याभासात्मकस्य विभङ्गज्ञानापरपर्यायस्य निदर्शनमाह शिवराजर्षेरिति, अयं कश्चन राजर्षिस्स्वसमयप्रसिद्धस्तस्य किल विभङ्गात्मकमवध्याभासमसंख्यातेषु द्वीपसमुद्रेषु सप्तद्वीपसमुद्रसंवेदनं समुदभूदिति सैद्धान्तिका आहु:, सोऽयमवध्याभास इत्यर्थः । पारमार्थिकप्रत्यक्षविशेषयोर्मनःपर्यवकेवलयोर्नाभासत्वसम्भव इत्याह मन इति, तत्र हेतुमाह सयमेति, कृत्स्नेति हेतुरयं केवलस्यानाभासत्वे, घातिकर्माख्यनिखिलावरणविनाशादित्यर्थः ॥

## આભાસો.

સ્મૃતિ પ્રત્યે હેતુ હોઈ પ્રત્યક્ષની ઉપસ્થિતિ થવાથી સાંવ્યવહારિક પ્રત્યક્ષ આદિ આભાસોને કહે છે.

**ભાવાર્થ**-"મેઘ આદિમાં ગંધર્વનગર આદિનું જ્ઞાન, દુઃખ આદિમાં સુખ આદિનું

પ્રત્યક્ષ, ક્રમશઃ ઈન્દ્રિયજન્ય-અનિન્દ્રિયજન્ય સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસ, શિવ નામના રાજર્ષિનું અસંખ્યાત-દ્વીપસમુદ્રોમાં સપ્તદ્વીપ અને સમુદ્રોનું જ્ઞાન, અવધિ આભાસ મનઃપર્યાય અને કેવલજ્ઞાનમાં તો આભાસપણું નથી, કેમ કે-ક્રમશઃ સંયમની વિશુદ્ધિથી જન્ય છે, સમસ્ત ઘાતિકર્મના ક્ષયથી વિલસિત છે."

**વિવેચન**-'मेघादाविति।' મેઘ આદિમાં ગંધર્વનગર આદિનું જ્ઞાન, ઈન્દ્રિયજન્ય સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસનું દૃષ્ટાન્ત છે. મનોજન્ય સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસના દૃષ્ટાન્તને કહે છે કે-'દુઃખ આદિમાં સુખ આદિનું પ્રત્યક્ષ.' આ પ્રમાણે અવગ્રહ આદિના આભાસો પોતે જ વિચારવા. પારમાર્થિક પ્રત્યક્ષરૂપ અવધિ આભાસનું એટલે જેનું બીજા નામ વિભંગજ્ઞાન છે, તેના દૃષ્ટાન્તને કહે છે કે-'शिवराजर्षेति।' આ કોઈ એક રાજર્ષિ સ્વસંપ્રદાયમાં પ્રસિદ્ધ હતો. તેને ખરેખર, વિભંગરૂપ અવધિ આભાસરૂપે અસંખ્યાત દ્વીપો અને સમુદ્રોમાં સાત દ્વીપ અને સમુદ્રનું જ્ઞાન છે, એમ સૈદ્ધાન્તિકો કહે છે. તે આ અવધિ આભાસરૂપ છે. પારમાર્થિક પ્રત્યક્ષવિશેષરૂપ મનઃપર્યાય અને કેવલજ્ઞાનમાં આભાસપણાનો સંભવ નથી. માટે કહે છે કે-'मनः इति।' ત્યાં હેતુને કહે છે કે-'संयमे'ति, कृत्स्ने'ति। આ હેતુ કેવલના અનાભાસપણામાં સમજવો, કેમ કે-ઘાતિકર્મનામક સમસ્ત આવરણનો ક્ષય છે.

नन्वेवं मत्यादीनामाभासत्वं प्रदर्शितं परं तदन्तर्गतश्रुतविशेषस्याभासत्वं कथमित्याशङ्कायामाह—

**आगमाभासस्त्वग्रे वक्ष्यते ॥ सूत्र-१९॥**

**आगमाभास इति।** आगमस्वरूपस्यैवाविज्ञातत्वेन तदाभासोऽधुना वर्णयितुमशक्य इति तन्निरूपणोत्तरमेव निरूपणीय इत्याशयेनाहाग्रे वक्ष्यत इति, आगमनिरूपणानन्तरमभिधास्यत इत्यर्थः ॥

**આગમાભાસ.**

**શંકા**-આ પ્રમાણે મતિ આદિનું આભાસપણું દર્શાવ્યું, પરંતુ તેમાં રહેલ શ્રુતવિશેષનું આભાસપણું કેમ નથી દર્શાવ્યું ?

**ભાવાર્થ-સમાધાન**-"આ શંકાના સમાધાન માટે કહે છે કે-આગમાભાસ તો આગળ ઉપર કહેવાશે."

**વિવેચન**-'आगमाभास इति।' આગમનું સ્વરૂપ જ અવિજ્ઞાત હોઈ, તે આગમાભાસ હમણાં કહેવો અશક્ય છે, માટે તે આગમના સ્વરૂપના નિરૂપણા બાદ જ નિરૂપણ યોગ્ય છે. આથી આગમના નિરૂપણ પછી કહેવાશે.

एवमनुमाननियतोपकरणाभासानुक्त्वाऽधुना मन्दमत्यपेक्षयाऽनुज्ञातदृष्टान्तादीनां याथार्थ्यायाथार्थ्यप्रकाशनाय तदाभासानाह—

**दृष्टान्तवद्भासमानो दृष्टान्ताभासः, स द्विविधः। साधर्म्यदृष्टान्ताभासो वैधर्म्यदृष्टान्ताभासश्चेति। साधर्म्यदृष्टान्ताभासो नवविधः, साध्यसाधनोभयविकलान्दिग्धसाध्यसाधनो-**

भयानन्वयाप्रदर्शितान्वयविपरीतान्वयभेदात् ॥ सूत्र–२० ॥

दृष्टान्तेति । यो दृष्टान्तप्रतिरूपक एव नतु दृष्टान्तत्वलक्षणसहितस्स दृष्टान्ताभास इत्यर्थः । दृष्टान्तस्य पूर्वं साधर्म्यवैधर्म्यतया द्वैविध्यस्य प्रदर्शनेन तदाभासोऽपि सामान्यतो द्विविध इत्याह स इति, परार्थानुमान एव दृष्टान्तस्योद्भावनेनोदाहरणदोषा इमे बोध्याः, तेषां च दृष्टान्तप्रभवत्वाद् दृष्टान्तदोषतयोत्कीर्त्तनम् । तत्र साधर्म्यदृष्टान्ताभासो विशेषेण नवविध इत्याह साधर्म्येति, तथा च साध्यविकलस्साधनविकलस्तदुभयविकलस्संदिग्धसाध्यस्सन्दिग्धसाधनस्सन्दिग्धतदुभयोऽनन्वयोऽप्रदर्शितान्वयो विपरीतान्वयश्चेति नवविधस्स इत्यर्थः ॥

## દૃષ્ટાન્તાભાસ.

આ પ્રમાણે અનુમાનના નિયત ઉપકરણ આભાસોને કહી, હમણાં મંદમતિની અપેક્ષાએ બતાવાયેલ દૃષ્ટાન્ત આદિના યથાર્થતા–અયથાર્થતાના પ્રકાશન માટે આભાસોને કહે છે.

**ભાવાર્થ**–"દૃષ્ટાન્તની માફક ભાસતો 'દૃષ્ટાન્ત આભાસ' છે. તે સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસ અને વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસના ભેદે બે પ્રકારવાળો છે. સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસ: ૧–સાધ્યધર્મવિકલ, ૨–સાધનધર્મવિકલ, ૩–ઉભયધર્મવિકલ, ૪–સંદિગ્ધસાધ્યધર્મા, ૫–સંદિગ્ધસાધનધર્મા, ૬–સંદિગ્ધ ઉભયધર્મા, ૭–અનન્વય, ૮–અપ્રદર્શિતાન્વય અને ૯–વિપરીતાન્વયના ભેદથી નવ પ્રકારનો છે.

**વિવેચન**–'दृष्टान्तेति ।' જે દૃષ્ટાન્તના જેવો છે પરંતુ દૃષ્ટાન્તપણાના લક્ષણ સહિત નથી, તે 'દૃષ્ટાન્તાભાસ' છે. પહેલાં દૃષ્ટાન્તના સાધર્મ્ય અને વૈધર્મ્યપણાએ બે પ્રકારો દર્શાવેલા હોઈ, તેનો આભાસ પણ સામાન્યથી બે પ્રકારનો છે. પરાર્થ અનુમાનમાં જ દૃષ્ટાન્તનું ઉદ્ભાવન હોઈ, ઉદાહરણના આ દોષો જાણવા અને તે દોષો દૃષ્ટાન્તથી જન્ય હોઈ દૃષ્ટાન્તના દોષરૂપે ઉત્કીર્તન છે. ત્યાં સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસ વિશેષથી નવ પ્રકારનો છે.

तत्रैकस्मिन्नेवानुमाने दृष्टान्तभेदे क्रियमाणे प्रथमभेदत्रयस्य निदर्शनं भवतीति ग्रन्थलाघवकामस्तथैवाह–

नित्यश्शब्दोऽमूर्त्तत्वादित्यत्र दुःखस्य दृष्टान्तत्वे तस्यानित्यत्वेन साध्यधर्मविकलता । परमाणोर्दृष्टान्तत्वे मूर्त्तत्वेन तस्य साधनविकलता, घटस्य दृष्टान्तत्वे तूभयविकलता ॥ सूत्र–२१ ॥

नित्य इति, इत्यत्रेति, ईदृशानुमान इत्यर्थः, दृष्टान्तत्व इति दृष्टान्ते क्रियमाण इत्यर्थः, तस्येति दुःखस्येत्यर्थः, अनित्यत्वेनेति पुरुषप्रयत्नजन्यत्वेनानित्यत्वादिति भावः साध्येति नित्यत्वधर्मशून्यत्वादिति भावः, साधनविकलदृष्टान्तमाह. परमाणोरिति, नित्यश्शब्दोऽमूर्त्तत्वादित्यनुषज्यत एवमग्रेऽपि, तस्येति परमाणोरित्यर्थः, साधनेति, अमूर्त्तत्वधर्मशून्यत्वादिति भावः, उभयविकलं दृष्टान्तमाह घटस्येति तस्यानित्यत्वेन मूर्त्तत्वेन च साध्यं साधनञ्चात्र नास्तीति भावः ॥

## નિત્યાનિત્ય દૃષ્ટાન્ત.

ત્યાં એક જ અનુમાનમાં દૃષ્ટાન્ત, ભિન્ન ભિન્ન કરવાથી પહેલાના ત્રણ ભેદોનું નિદર્શન થાય છે, માટે ગ્રંથના લાઘવની ઇચ્છાવાળા તે પ્રકારે જ કહે છે.

**ભાવાર્થ**–"શબ્દ નિત્ય છે, કેમ કે–અમૂર્ત છે. આ અનુમાનમાં દુઃખરૂપ દૃષ્ટાન્તમાં નિત્યત્વ નહીં હોવાથી, સાધ્યધર્મવિકલતા પરમાણુરૂપ દૃષ્ટાન્તમાં અમૂર્તત્વ નહીં હોવાથી–મૂર્તત્વ હોવાથી, સાધનધર્મવિકલતા ઘટરૂપ દૃષ્ટાન્તમાં નિત્યત્વ અને અમૂર્તત્વ નહીં હોવાથી ઉભય ધર્મની વિકલતા છે."

**વિવેચન**–'नित्य इति, इत्यत्रेति ।' આવા અનુમાનમાં 'दृष्टान्तत्व इति ।' દૃષ્ટાન્ત કરાતું હોય ત્યારે તે દુઃખરૂપ દૃષ્ટાન્તનું 'अनित्यत्वेनेति ।' પુરુષના પ્રયત્નથી જન્ય હોઈ અનિત્યપણું છે. નિત્યત્વરૂપ ધર્મથી રહિત હોવાથી સાધ્યધર્મવિકલ દૃષ્ટાન્ત છે. સાધનધર્મ-વિકલ દૃષ્ટાન્તને કહે છે કે–'શબ્દ નિત્ય છે, કેમ કે–અમૂર્ત છે.' આ અનુમાનમાં તે પરમાણુ-રૂપ દૃષ્ટાન્ત 'साधनेति ।' અમૂર્તત્વરૂપ ધર્મશૂન્ય હોઈ સાધનધર્મવિકલ છે. ઉભયધર્મવિકલ દૃષ્ટાન્તને કહે છે કે–'घटस्येति ।' તે ઘટ અનિત્ય અને મૂર્ત હોઈ સાધ્ય–સાધનરૂપ ઉભય-ધર્મથી રહિત છે.

एवं सन्दिग्धसाध्यसाधनोभयान्याह—

**अयं चैत्रो रागी वक्तृत्वादेवदत्तवदित्यत्र देवदत्ते रागित्वस्य संदिग्धतया संदिग्धसाध्यधर्मा । अयं वक्ता रागित्वान्मैत्रवदिति सन्दिग्धसाधनधर्मा । अयं न सर्वज्ञो रागित्वान्मुनिवदिति दृष्टान्तेऽसर्वज्ञत्वरागित्वयोः सन्दिग्धत्वात्सन्दिग्धोभयधर्मा ॥ सूत्र–२२ ॥**

अयं चैत्र इति । सन्दिग्धतयेति, देवदत्ते रागित्वस्य सत्त्वमसत्त्वञ्च सन्दिग्धं, पुरुषान्तरमनोवृत्तीनां दुरधिगमात् रागित्वाव्यभिचारिलिङ्गानुपलब्धेश्चेति भावः, सन्दिग्धसाधनं दृष्टान्तमाहायं वक्तेति, मैत्रे रागित्वस्योक्तहेतोरसन्देहादित्यर्थः । सन्दिग्धोभयं दृष्टान्तमाचष्टे अयमिति, मुनिवदिति मुनिविशेषवदित्यर्थः, मुनिविशेषे हि असर्वज्ञत्वरागित्वयोरसंशयस्तदव्यभिचारिहेत्वदर्शनात् , सर्वज्ञत्वारागित्वनिर्णायकहेत्वदर्शनाच्चेति भावः ॥

## સંદિગ્ધ સાધ્ય, સાધન અને ઉભયધર્મ દૃષ્ટાન્તો.

**ભાવાર્થ**–"આ ચૈત્ર રાગી છે, કેમ કે–વક્તા છે. જેમ કે–દેવદત્ત. આ પ્રમાણે અહીં દેવદત્ત દૃષ્ટાન્તમાં રાગિત્વનો સંદેહ હોવાથી 'संदिग्धसाध्यधर्मा ।' દૃષ્ટાન્ત છે. આ વક્તા છે, કેમ કે–રાગી છે. જેમ કે–ચૈત્ર. આ પ્રમાણે અહીં દૃષ્ટાન્ત સંદિગ્ધસાધનધર્મક છે. આ સર્વજ્ઞ નથી, કેમ કે–રાગી છે. જેમ કે–મુનિ. આ દૃષ્ટાન્તમાં અસર્વજ્ઞત્વ અને રાગિત્વનો સંદેહ હોવાથી સંદિગ્ધ ઉભયધર્મા દૃષ્ટાન્ત છે." ("धर्मेत्यादौतुकर्मधारय पूर्वपदो बहुव्रीहि ।"अ–७–३–१४१, चन्द्रप्रभायामिति ।)

**વિવેચન**-દેવદત્તમાં રાગ છે કે નહીં ?-આવો સંદેહ વર્તે છે, કેમ કે-પારકાના મનોવિકારો પરોક્ષ છે અને રાગિત્વસાધક અવ્યભિચારી હેતુની ઉપલબ્ધિનો અભાવ છે. તે અનુભવથી પણ જાણી શકાતો નથી, તેથી દેવદત્ત સંદિગ્ધસાધ્યધર્મા દૃષ્ટાન્ત છે. સંદિગ્ધસાધ્ય-સંદિગ્ધસાધન દૃષ્ટાન્તને કહે છે કે-'આ વક્તા છે' ઇતિ. મૈત્રમાં રાગિપણાનો પૂર્વોક્ત હેતુથી સંદેહ છે. સંદિગ્ધ ઉભયરૂપ દૃષ્ટાન્તને કહે છે કે-'अयमिति, मुनिवदिति ।' મુનિવિશેષની માફક, ખરેખર, વિશિષ્ટ મુનિમાં અસર્વજ્ઞત્વ અને રાગિત્વનો સંશય, તેના અવ્યભિચારી હેતુના અદર્શનથી અને સર્વજ્ઞત્વ તથા અરાગિત્વના નિર્ણયકારક હેતુના અદર્શનથી છે.

अनन्वयं दृष्टान्तमभिधत्ते—

**चैत्रोऽयं रागी वक्तृत्वान्मैत्रवदिति दृष्टान्ते साध्यहेत्वोस्सत्त्वेऽपि यो यो वक्ता स स रागादिमानिति व्याप्त्यसिद्ध्याऽनन्वयः ॥ सूत्र-२३ ॥**

**चैत्रोऽयमिति ।** व्याप्त्यसिद्ध्येति, यद्यप्यभिमते मैत्रादौ वक्तृत्वं रागित्वञ्चास्ति पाषाणादौ त्वस्ति तयोर्निवृत्तिस्तथापि यो यो वक्ता स स रागादिमानिति प्रतिबन्धस्तयोर्न सिद्ध्यति, अतोऽभिमतमैत्रादिरनन्वयदृष्टान्त इति भावः । अष्टभ्योऽयं न भिन्नो व्याप्त्यसिद्धेस्सर्वत्र सत्त्वादित्यष्टावेव साधर्म्यदृष्टान्ताभासा इति श्रीहेमचन्द्राचार्याः ॥

### અનન્વય દૃષ્ટાન્તનું કથન.

**ભાવાર્થ**-"આ ચૈત્ર રાગી છે, કેમ કે-વક્તા છે. જેમ કે-મૈત્ર. આ પ્રમાણેના દૃષ્ટાન્તમાં સાધ્ય અને હેતુની સત્તામાં પણ જે જે વક્તા છે, તે તે રાગ આદિવાળા છે. આવી વ્યાપ્તિની અસિદ્ધિથી અનન્વય છે."

**વિવેચન**-જો કે અભિમત મૈત્ર આદિમાં વક્તૃત્વ અને રાગિત્વ છે, પરંતુ પાષાણ આદિમાં વક્તૃત્વ અને રાગિત્વ નથી. તો પણ જે જે વક્તા છે, તે તે રાગ આદિમાન્ છે. આવી વ્યાપ્તિ તે બનેમાં સિદ્ધ થતી નથી. એથી અભિમત મૈત્ર આદિરૂપ અનન્વય દૃષ્ટાન્ત છે, આવો ભાવ છે. આ દૃષ્ટાન્તાભાસ આઠ દૃષ્ટાન્તાભાસોથી જુદો નથી, કેમ કે-વ્યાપ્તિની અસિદ્ધિ સઘળે ઠેકાણે છે. આ પ્રમાણે આઠ જ સાધર્મ્યદૃષ્ટાન્તાભાસરૂપ છે. આમ શ્રી હેમચંદ્ર આચાર્યવર્યની માન્યતા છે.

अप्रदर्शितान्वयं दृष्टान्तं विपरीतान्वयदृष्टान्तञ्चाह—

**अनित्यश्शब्दः कार्यत्वाद्घटवदित्यत्रान्वयसहचारसत्त्वेऽप्यप्रदर्शनादप्रदर्शितान्वयः । तत्रैव यदनित्यं तत्कृतकं यथा घट इत्युक्तो विपरीतान्वयः ॥ सूत्र-२४ ॥**

१. एवं ह्यभिधानेऽनित्यत्वं व्याप्यं कार्यत्वं व्यापकमिति विपरीता व्याप्यव्यापकभावप्रतिपत्तिः स्यात्, तथा च समव्याप्तिके साधनस्य व्यापकत्वाभिधाने साध्यस्य प्रतिपत्तिर्न स्यादिति दूषणम्, विषमव्याप्तिके तु तया व्याप्त्यग्रहश्च व्यभिचारज्ञानात् । विषमव्याप्तिक एव विपरीतान्वयो दोष इति केचित् ॥

अनित्य इति । अप्रदर्शनादिति, वचनेनाप्रकाशितत्वादित्यर्थः, अत्रेदम्बोध्यमप्रदर्शितान्वयस्थले वस्तुनिष्ठो न कश्चिद्दोषः, परार्थानुमाने च वचनगुणदोषानुसारेण वक्तुर्गुणदोषौ परीक्षणीयाविति भवति वाचनिकमस्य दोषत्वं, एवं अप्रदर्शितव्यतिरेकेऽपि बोध्यम् । अथ विपरीतान्वयं नवमं दर्शयति-तत्रैवेति, पूर्वोपदर्शितेऽनित्यः शब्दः कार्यत्वाद्घटवदित्यत्रैवेत्यर्थः, यदनित्यमिति, यत्कृतकं तदनित्यमित्यनुक्त्वेत्यादिः । अन्वये हि प्रथमं हेतुं प्रदर्श्य साध्यं प्रदर्शनीयमत्र तु विपर्यासेन प्रदर्शनाद्विपरीतान्वय इति भावः । न च यदनित्यं तत्कृतकमिति अत्रैवं प्रदर्शितेऽपि व्यभिचाराभावेन न काप्यनुपपत्तिरिति वाच्यम्, समव्याप्तिकस्थले तथात्वेऽपि शब्दोऽनित्यः प्रयत्नानन्तरीयकत्वादित्यादिविषमव्याप्तहेतुस्थले यदनित्यं तत्प्रयत्नानन्तरीयकमित्युक्तौ विद्युदादौ व्यभिचारेणानुपपत्तिसत्त्वात्, साधर्म्यप्रयोगे साधनस्यैव पूर्वप्रदर्शनीयत्वादिति ॥ अत्र केचित् अनन्वयाप्रदर्शितान्वयविपरीतान्वयरूपदृष्टान्तत्रयाभिधानं न सुपर्यालोचितं, तथाहि न तावदनन्वयो दृष्टान्ताभासो भवितुमर्हति, यदि हि दृष्टान्तबलेन व्याप्तिस्साध्यसाधनयोः प्रतिपाद्येत ततस्स्यादनन्वयो दृष्टान्ताभासः स्वकार्याकरणात्, यदा तु पूर्वप्रवृत्तसम्बन्धग्राहिप्रमाणगोचरस्मरणसम्पादनार्थं दृष्टान्तोदाहृतिरिति स्थितं तदाऽनन्वयलक्षणो न दृष्टान्तदोषः, किन्तर्हि, हेतोरेव, प्रतिबन्धस्याद्यापि प्रमाणेनाप्रतिष्ठितत्वात् प्रतिबन्धाभावे चान्वयासिद्धेः, न च हेतुदोषोऽपि दृष्टान्ते वाच्यः, अतिप्रसङ्गात् । तथाऽप्रदर्शितान्वयविपरीतान्वयावपि न दृष्टान्ताभासतां स्वीकुरुतः, अन्वयाप्रदर्शनस्य विपरीतान्वयप्रदर्शनस्य च वक्तृदोषत्वात्, तद्दोषद्वारेणापि दृष्टान्ताभासप्रतिपादने तदियत्ता विशीर्येत, वक्तृदोषाणामानन्त्यात । नन्वनयोर्वक्तृदोषत्वेऽपि परार्थानुमाने तत्कौशलमपेक्षत एव, अन्यथोपन्यासे बुभुत्सितार्थासाधकत्वादिति चेन्न, करणापाटवादीनामपि दृष्टान्ताभासत्वापत्तेः, करणपाटवव्यतिरेकेण हि न परप्रत्यायनं समस्ति, विस्पष्टवर्णाग्रहणे व्यक्ततया तदर्थावगमाभावादित्याहुः, तन्न परस्मै व्याप्तिप्रतिपादनस्थानं हि दृष्टान्तः, प्रतिपाद्यानुरोधेन परार्थानुमाने उदाहरणस्यानुज्ञातत्वेन तस्य च दृष्टान्ताभिधानरूपत्वात्, सोऽपि महानसादिदृष्टान्तो यदि साध्यसाधनयोगी न भवेत्तर्हि कथं ततो व्याप्तेः स्मरणं भवेत् दृष्टान्ततदाभासयोश्च विवेकः स्यात् ततोऽवश्यमेव स साध्यसाधनयोगी स्यात् प्रदर्शनीयश्च परस्मै तत्र साध्यं साधनञ्च तत एव तयोस्सत्त्वासत्त्वाभ्यां दृष्टान्ततदाभासौ भवेताम्, अत एव च तत्साधर्म्यतो वैधर्म्यतश्च द्वैविध्यं सङ्गतिमञ्चति, उक्तञ्च हेमचन्द्राचार्यैः दृष्टान्तस्य लक्षणं तद्भेदश्च "स व्याप्तिदर्शनभूमिः, स साधर्म्यवैधर्म्याभ्यां द्वेधा" इति, उक्तञ्चान्यत्र तैरेव "परार्थानुमानप्रस्तावादुदाहरणदोषा एवैते दृष्टान्तप्रभवत्वात्तु दृष्टान्तदोषा उच्यन्त" इति । परस्य व्याप्तिस्मरणानुत्पादे वक्त्रुपन्यस्तदुष्टोदाहरणस्यैव निबन्धनत्वमन्यथोदाहरणादिदोषोद्भावनमेव निरर्थकं भवेत् साध्यधर्मादिविकलदृष्टान्तोद्भावनस्य वक्तृदोषनिबन्धनत्वेन तस्यापि दृष्टान्ताभासत्वं न स्यादिति यत्किञ्चिदेतत् ॥

**અપ્રદર્શિતાન્વયરૂપ અને વિપરીતાન્વયરૂપ દૃષ્ટાન્ત.**

ભાવાર્થ-"શબ્દ અનિત્ય છે, કેમ કે-કાર્ય છે. જેમ કે-ઘટ. આમ અહીં અન્વય-

---

१. यद्यत् कार्यं तत्तदनित्यं यथा घटादिरिति वचनं विनाऽन्वयस्याप्रतीतेरिति भावः ॥

સહચારની સત્તામાં પણ નહીં પ્રકાશેલ હોવાથી 'અપ્રદર્શિતાન્વય' છે. ત્યાં જ જે અનિત્ય છે, તે કૃતક છે. જેમ કે-ઘટ. આ પ્રમાણેના [1]કથનમાં વિપરીતાન્વય."

**વિવેચન**-'अनित्य इति, अप्रदर्शनादिति ।' વચનથી [2]અપ્રકાશિત હોવાથી અહીં આ વસ્તુ સમજવાની છે કે-અપ્રદર્શિતાન્વય સ્થળમાં વસ્તુમાં રહેલ કોઈ દોષ નથી. વળી પરાર્થ અનુમાનમાં વચનના ગુણ-દોષના અનુસારે વક્તાના ગુણ-દોષ પરીક્ષણીય બને છે. આમ વચન સંબંધીથી આનું દોષપણું છે. આ પ્રમાણે અપ્રદર્શિત વ્યતિરેકમાં પણ જાણવું. હવે વિપરીત અન્વય નામના નવમાને બતાવે છે કે-'तत्रैवे'ति ।' પૂર્વે ઉપદર્શિત 'શબ્દ અનિત્ય છે,' કેમ કે-કાર્ય છે. જેમ કે-ઘટ. આ પ્રમાણે અહીં જ. 'यदनित्य'मिति ।' જે કૃતક છે, તે અનિત્ય છે-એમ નહીં કહીને, જે અનિત્ય છે, તે કૃતક છે-એમ કહેલ છે. ખરેખર, અન્વયમાં પહેલાં હેતુ બતાવીને સાધ્ય બતાવવું જોઈએ. અહીં તો ઉલ્ટી રીતે દેખાડેલ હોઈ વિપરીત અન્વય છે, એવો ભાવ છે.

**શંકા**-જે અનિત્ય છે, તે કૃતક છે. આ પ્રમાણે અહીં પ્રદર્શિત થવા છતાં, વ્યભિચારના અભાવથી કોઈ અનુપપત્તિ નથી ને?

**સમાધાન**-સમવ્યાપ્તિવાળા સ્થળમાં તથાપણું હોવા છતાં 'શબ્દ અનિત્ય છે,' કેમ કે-પ્રયત્નાનન્તરીયક છે. ઈત્યાદિ વિષમ વ્યાપ્તહેતુના સ્થળમાં જે અનિત્ય, તે પ્રયત્નાનન્તરીયક છે. આમ કહેવામાં વિજળી આદિમાં વ્યભિચારથી અનુપપત્તિ છે. સાધર્મ્યના પ્રયોગમાં સાધન જ પૂર્વે દેખાડવું જોઈએ.

**પૂર્વપક્ષ**-અહીં કેટલાક, અનન્વય-અપ્રદર્શિતાન્વય-વિપરીતાન્વયરૂપ ત્રણ દૃષ્ટાન્તોનું કથન બરોબર યુક્તિયુક્ત નથી. તથાહિ અનન્વય દૃષ્ટાન્તાભાસ થઈ શકતો નથી. ખરેખર, જો દૃષ્ટાન્તના બળથી સાધ્ય-સાધનની વ્યાપ્તિ પ્રતિપાદિત કરાય, તો અનન્વય દૃષ્ટાન્તભાસ છે, કેમ કે-સ્વકાર્ય કરવાનો અભાવ છે. જ્યારે પૂર્વપ્રવૃત્ત થયેલ સંબંધ ગ્રાહકપ્રમાણવિષયના સ્મરણના સંપાદન માટે દૃષ્ટાન્તનું કથન છે, ત્યારે અનન્વયરૂપ દૃષ્ટાન્તાભાસ નથી. તો શું હેતુનો જ દોષ છે? કેમ કે-હજુ સુધી પ્રતિબંધ (વ્યાપ્તિ) પ્રમાણથી અપ્રતિષ્ઠિત હોઈ પ્રતિબંધના અભાવમાં અન્વયનો અભાવ છે. વળી હેતુદોષ પણ દૃષ્ટાન્તમાં નહીં કહેવો, કેમ કે-અતિપ્રસંગ છે. તેમ જ અપ્રદર્શિતાન્વય અને વિપરીતાન્વય પણ દૃષ્ટાન્તાભાસરૂપ નથી, કેમ કે-અન્વયનું અપ્રદર્શન-વિપરીત અન્વયનું પ્રદર્શન વક્તાના દોષરૂપ છે. તે

---

(૧) ખરેખર, આ પ્રમાણેના કથનમાં અનિત્યત્વ વ્યાપ્ય છે-કાર્યત્વ વ્યાપક છે. આવી વિપરીત વ્યાપ્ય-વ્યાપકભાવની પ્રતિપત્તિ થાય! તે વિપરીત પ્રતિપત્તિથી સમવ્યાપ્તિવાળા સ્થળમાં સાધનમાં વ્યાપકપણાના કથનથી સાધ્યની પ્રતિપત્તિ ન થાય! આમ દૂષણ છે. વિષમ વ્યાપ્તિવાળા સ્થળમાં તો તે વિપરીત પ્રતિપત્તિથી વ્યાપ્તિનુ અગ્રહણ છે, કેમ કે-વ્યભિચારનું જ્ઞાન છે. (૨) જે જે કાર્ય છે, તે તે અનિત્ય છે. જેમ કે-ઘટ આદિ. આવા વચન સિવાય અન્વયની અપ્રતીતિ હોવાથી, એવો ભાવ છે

વક્તાના દોષદ્વારા પણ દૃષ્ટાન્તાભાસ તરીકે પ્રતિપાદનમાં તેની સંખ્યાની મર્યાદા રહી શકતી નથી, કેમ કે-વક્તાના દોષો અનન્ત છે.

**શંકા**-ભલે, આ બંને વક્તાના દોષરૂપે હોય! પરંતુ પરાર્થ અનુમાનમાં તે બંનેની કુશળતાની અપેક્ષા છે જ. અન્યથા, ઉપન્યાસમાં જિજ્ઞાસિત અર્થનો અસાધક કેમ ન બને?

**સમાધાન**-જો આમ છે, તો કરણોની અપટુતા આદિમાં પણ દૃષ્ટાન્ત આભાસપણાની આપત્તિ થાય! કેમ કે-ખરેખર, કરણોની પટુતા વગર પરને સમજાવી શકતું નથી. વળી વિસ્પષ્ટ વર્ણના અગ્રહણમાં વ્યક્તપણે તેના અર્થના જ્ઞાનનો અભાવ છે, એમ કહે છે.

**ઉત્તરપક્ષ**-તમારૂં ઉપરોક્ત કથન બરોબર નથી, કેમ કે-સાચે જ બીજાને માટે વ્યાપ્તિના પ્રતિપાદનનું સ્થાન દૃષ્ટાન્ત કહેવાય છે. પ્રતિપાદ્યના અનુસારે પરાર્થના અનુમાનમાં ઉદાહરણ અનુજ્ઞાત હોઈ અને તે દૃષ્ટાન્તના કથનરૂપ છે. તે પણ મહાનસ આદિ દૃષ્ટાન્ત. જો સાધ્યસાધનયોગી ન થાય, તો કેવી રીતે તેનાથી વ્યાપ્તિનું સ્મરણ થાય? અને દૃષ્ટાન્ત અને દૃષ્ટાન્તાભાસનો વિવેક કેવી રીતે થાય? તેથી અવશ્યમેવ તે સાધ્ય-સાધનયોગવાળો થાય! અને બીજાને માટે ત્યાં સાધ્ય અને સાધન પ્રદર્શનીય છે. તેથી જ તે બંનેની હાજરીમાં દૃષ્ટાન્ત અને ગેરહાજરીમાં દૃષ્ટાન્તાભાસ થાય! વળી એથી જ તેના સાધર્મ્યથી અને વૈધર્મ્યથી બે પ્રકારો સંગત થઈ શકે છે. વળી આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિએ દૃષ્ટાન્તનું લક્ષણ અને તેનો ભેદ કહેલ છે કે-"તે દૃષ્ટાન્ત વ્યાપ્તિના દર્શનની ભૂમિરૂપ છે. તે સાધર્મ્ય અને વૈધર્મ્યથી બે પ્રકારે છે." ઈતિ. તેઓએ જ બીજા સ્થાનમાં કહેલ છે કે-"પરાર્થ અનુમાનના પ્રસ્તાવથી ઉદાહરણના દોષો જ આ છે. દૃષ્ટાન્તજન્ય હોવાથી તો દૃષ્ટાન્તદોષો કહેવાય છે." પરને વ્યાપ્તિના સ્મરણની અનુત્પત્તિમાં વક્તાએ ઉપન્યસ્ત દુષ્ટ ઉદાહરણમાં કારણપણું છે. અન્યથા, ઉદાહરણ આદિ દોષોનું ઉદ્ભાવન જ નિરર્થક થાય! સાધ્યધર્મ આદિથી વિકલદૃષ્ટાન્તનું ઉદ્ભાવન વક્તાના દોષથી જન્ય હોઈ, તેનું પણ દૃષ્ટાન્તાભાસપણું ન થાય! આ પ્રમાણે યત્કિંચિત્ છે.

अथ वैधर्म्यदृष्टान्ताभासं विभजते—

**वैधर्म्यदृष्टान्ताभासोऽपि नवविधः, असिद्धसाध्यसाधनोभयव्यतिरेकसन्दिग्धसाध्यसाधनोभयव्यतिरेकाव्यतिरेकाप्रदर्शितव्यतिरेकविपरीतव्यतिरेकभेदात् ॥ सूत्र-२५ ॥**

वैधर्म्यदृष्टान्ताभासोऽपीति । न केवलं साधर्म्यदृष्टान्ताभास एव नवविधः किन्तु वैधर्म्यदृष्टान्ताभासोऽपि नवविध इत्यर्थः, साध्याभावसाधनाभावव्याप्तिदर्शनस्थानं वैधर्म्यदृष्टान्तस्तस्याभासोऽसिद्धसाध्यव्यतिरेकोऽसिद्धसाधनव्यतिरेकोऽसिद्धोभयव्यतिरेकस्सन्दिग्धसाध्यव्यतिरेकस्सन्दिग्धसाधनव्यतिरेकस्सन्दिग्धोभयव्यतिरेकोऽव्यतिरेकोऽप्रदर्शितव्यतिरेको विपरीतव्यतिरेकश्चेति नवविध इति भावः ॥

**વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસ વિભાગ.**

**ભાવાર્થ**-"વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસ પણ (૧) અસિદ્ધસાધ્ય વ્યતિરેક, (૨) અસિદ્ધસાધન

વ્યતિરેક, (૩) અસિદ્ધ ઉભય વ્યતિરેક, (૪) સંદિગ્ધસાધ્ય વ્યતિરેક, (૫) સંદિગ્ધસાધન વ્યતિરેક, (૬) સંદિગ્ધઉભય વ્યતિરેક, (૭) અવ્યતિરેક, (૮) અપ્રદર્શિત વ્યતિરેક અને (૯) વિપરીત વ્યતિરેક; એમ નવ પ્રકારનો છે."

**વિવેચન**-ફક્ત સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસ જ નવ પ્રકારનો છે એમ નહીં, પરંતુ વૈધર્મ્ય દૃષ્ટન્તાભાસ પણ નવ પ્રકારનો છે. જે સ્થાનમાં સાધ્યભાવ છે તો સાધનનો અવશ્ય અભાવ દેખાડાય છે, તે સ્થાન વૈધર્મ્ય દૃષ્ટાન્ત કહેવાય છે. તેનો આભાસ ઉપરોક્ત નવ પ્રકારનો છે.

तेषु प्रथमप्रकारमुपदर्शयति—

**अनुमानं भ्रमः प्रमाणत्वाद्यो भ्रमो न भवति स न भवति प्रमाणं यथा स्वप्नज्ञानमिति दृष्टान्तः स्वप्नज्ञाने भ्रमत्वनिवृत्त्यसिद्ध्या असिद्धसाध्यव्यतिरेकः। निर्विकल्पकं प्रत्यक्षं प्रमाणत्वात् यन्न प्रत्यक्षं न तत्प्रमाणं यथानुमानमित्यत्रानुमानेऽप्रमाणत्वासिद्ध्याऽसिद्धसाधनव्यतिरेकः ॥ सूत्र-२६ ॥**

अनुमानमिति। अत्र वैधर्म्यदृष्टान्तमाह य इति, सङ्गमयति स्वप्नज्ञान इति। असिद्धेति, असिद्धः अप्रतीतस्साध्यस्य व्यतिरेको यस्मादसाविति विग्रहः। द्वितीयं दृष्टान्ताभासमाह निर्विकल्पकमिति, वैधर्म्यदृष्टान्तमाह यन्नेति, घटयति अनुमान इति ॥

### પ્રથમ પ્રકાર અને બીજો પ્રકાર.

**ભાવાર્થ**-"અનુમાન ભ્રમરૂપ છે, કેમ કે-પ્રમાણ છે, જે ભ્રમ નથી, તે પ્રમાણ નથી. જેમ કે-સ્વપ્નનું જ્ઞાન. સ્વપ્નના જ્ઞાનમાં ભ્રમપણાની નિવૃત્તિની અસિદ્ધિ હોઈ, આ અસિદ્ધ સાધ્યના અભાવવાળું છે." (૧)

નિર્વિકલ્પક પ્રત્યક્ષ છે, કેમ કે-પ્રમાણ છે. જે પ્રત્યક્ષ નથી, તે પ્રમાણ નથી. જેમ કે-અનુમાન.

અહીં અનુમાનમાં અપ્રમાણત્વરૂપ સાધનાભાવની અસિદ્ધિ હોઈ, બીજું અપ્રસિદ્ધ સાધનાભાવવાળું દૃષ્ટાન્ત છે. (૨)

अथ तृतीयमाह—

**घटो नित्यानित्यः सत्त्वात् यो न नित्यानित्यः न स सन् यथा पट इति दृष्टान्तोऽसिद्धसाध्यसाधनोभयव्यतिरेकः ॥ सूत्र-२७ ॥**

पट इति। वैधर्म्यदृष्टान्तमाह यो नेति, दृष्टान्त इति पटात् नित्यानित्यनिवृत्तेस्सत्त्वनिवृत्तेश्चासिद्धत्वादिति भाव ॥

### ત્રીજો પ્રકાર.

**ભાવાર્થ**-"ઘટ નિત્યાનિત્ય, છે, કેમ કે-સત્ છે. જે નિત્યાનિત્ય નથી, તે સત્ નથી. જેમ કે-પટ. નિત્યાનિત્યત્વની નિવૃત્તિવાળો પટ સત્ત્વના અભાવવાળો અપ્રસિદ્ધ છે." (૩)

चतुर्थपञ्चमषष्ठानाह—

**कपिलोऽसर्वज्ञोऽक्षणिकैकान्तवादित्वात् यन्नैवं तन्नैवं, यथा बुद्ध इति दृष्टान्तस्सर्वज्ञत्वस्य बुद्धे संदिग्धतया सन्दिग्धसाध्यव्यतिरेकः। चैत्रोऽग्राह्यवचनो रागित्वात् यन्नैवं यथा तथागत इति दृष्टान्तस्तथागतेऽरागित्वस्य संशयात्सन्दिग्धसाधनव्यतिरेकः। बुधोऽयं न सर्वज्ञो रागित्वादित्यत्र यस्सर्वज्ञस्स न रागी यथा बुद्ध इति दृष्टान्ते उभयस्य संशयात् संदिग्धसाध्यसाधनोभयव्यतिरेकः॥ सूत्र-२८॥**

कपिल इति। अक्षणिकेति नित्यैकान्तवादित्वादिति भावः वैधर्म्यदृष्टान्तमाह यन्नैवमिति यो नासर्वज्ञस्स क्षणिकैकान्तवादीत्यर्थः। सन्दिग्धतयेति सामान्यप्रमातॄणामिति शेषः, तेन प्रमाणबाधितक्षणिकैकान्तवादिनोऽसर्वज्ञत्वनिश्चयेन साध्यव्यावृत्तेरसिद्ध्याऽसिद्धसाध्यव्यतिरेकित्वेऽप्यस्य न क्षतिः। असर्वज्ञत्वव्यतिरेकसंशयस्तु तेन सह क्षणिकैकान्तवादित्वस्य व्याप्त्यसिद्धेः। असर्वज्ञेनापि परप्रतारणाभिप्रायेण तथावादस्य कर्तुं शक्यत्वादिति। पञ्चममाह चैत्र इति, वैधर्म्यदृष्टान्तमाह यन्नैवमिति, यो नाग्राह्यवचनस्स न रागीत्यर्थः। संशयादिति, अपक्षपातिनामिति शेषः। तेन तद्दर्शनानुरागिणां तथागते ग्राह्यवचनत्वस्य प्रसिद्धत्वेऽपि न क्षतिः। रागित्वव्यतिरेकसंशयश्च तन्निर्णायकप्रमाणराहित्यात्। अथ षष्ठमाह बुधोऽयमिति, वैधर्म्यदृष्टान्तमाह य इति, उभयस्य संशयादिति, बुद्धे सर्वज्ञत्वस्यारागित्वस्य च निश्चायकप्रमाणाभावेन सर्वज्ञोऽसर्वज्ञो वा रागी वाऽरागी वेति संशयादिति भावः॥

## ચોથો-પાંચમો-છઠ્ઠો પ્રકાર.

**ભાવાર્થ**-"કપિલ અસર્વજ્ઞ છે, કેમ કે-નિત્ય એકાન્તવાદી છે. જે અસર્વજ્ઞ નથી, તે નિત્ય એકાન્તવાદી નથી. જેમ કે-બુદ્ધ. અહીં બુદ્ધ દૃષ્ટાન્તમાં સર્વજ્ઞતાનો સંદેહ હોઈ, સંદિગ્ધ સાધ્યાભાવનું દૃષ્ટાન્ત છે." (૪)

ચૈત્ર અગ્રાહ્ય વચનવાળો છે, કેમ કે-રાગી છે. જે અગ્રાહ્ય વચનવાળો નથી, તે રાગી નથી. જેમ કે-બુદ્ધ.

બુદ્ધરૂપ દૃષ્ટાન્તમાં વીતરાગતાનો સંશય હોવાથી, સંદિગ્ધ સાધનાભાવવાળું આ દૃષ્ટાન્ત છે. (૫)

આ બુદ્ધ સર્વજ્ઞ નથી, કેમ કે-રાગી છે. અહીં જે સર્વજ્ઞ, તે રાગી નથી. જેમ કે-બુદ્ધ.

બુદ્ધરૂપ દૃષ્ટાન્તમાં સાધ્યાભાવ અને સાધનાભાવનો સંદેહ હોઈ, સંદિગ્ધ સાધ્ય-સાધન વ્યતિરેકવાળું દૃષ્ટાન્ત છે. (૬)

**વિવેચન**-ચોથા પ્રકારમાં બુદ્ધ દૃષ્ટાન્તમાં અસર્વજ્ઞતા પ્રતિક્ષેપક પ્રમાણમાહાત્મ્યના પરામર્શથી શૂન્ય, અતએવ સામાન્ય પ્રમાતાઓને પ્રસ્તુત દૃષ્ટાન્તમાં સંદેહ સમજવો.

પરમાર્થથી-પ્રમાણથી બાધિત ક્ષણિક એકાન્તવાદીમાં અસર્વજ્ઞતાનો નિશ્ચય હોઈ, સાધ્યનિવૃત્તિની અસિદ્ધિ હોઈ અપ્રસિદ્ધ સાધ્યના અભાવવાળું દૃષ્ટાન્ત છે. એમ હોઈ અહીં કોઈ જાતનો દોષ નથી.

અસર્વજ્ઞત્વના અભાવનો સંશય તો અસર્વજ્ઞત્વના અભાવની સાથે ક્ષણિક એકાન્તવાદીત્વની વ્યાપ્તિની અપ્રસિદ્ધિ હોવાથી છે. અસર્વજ્ઞ પણ બીજાને ઠગવાના અભિપ્રાયથી તથાપ્રકારનો વાદ કરી શકે છે.

० પાંચમા પ્રકારમાં બુદ્ધરૂપ દૃષ્ટાન્તમાં અપક્ષપાતીઓને વીતરાગતાનો સંશય છે એમ સમજવું, કે જેથી તે દર્શનના અનુરાગીઓમાં બુદ્ધ પ્રત્યે આદેયવચનતાની પ્રસિદ્ધિ છતાં ક્ષતિ નથી. વળી રાગીત્વના અભાવનો સંશય રાગીત્વાભાવનું નિર્ણાયક પ્રમાણના રહિતપણાને લઈને છે.

० છઠ્ઠા પ્રકારમાં બુદ્ધના દૃષ્ટાન્તમાં સર્વજ્ઞપણાના અને અરાગીપણાના નિશ્ચયકારક પ્રમાણનો અભાવ હોઈ, સર્વજ્ઞ કે અસર્વજ્ઞ, રાગી કે અરાગી છે, એવો સંશય છે.

अथ सप्तममाह—

**चैत्रोनायमरागी, वक्तृत्वाद्यन्नैवं तन्नैवं यथा पाषाणशकलमिति दृष्टान्ते साध्यसाधनोभयव्यतिरेकस्य सत्त्वेऽपि व्याप्त्या व्यतिरेकासिद्धेरव्यतिरेकः ॥ सूत्र-२९ ॥**

चैत्रोऽयमिति । वैधर्म्यदृष्टान्तमाह यन्नैवमिति, योरागी न स वक्तेत्यर्थः, व्याप्त्या व्यतिरेकासिद्धेरिति, साध्यसाधनव्यतिरेकयोः पाषाणशकले साहचर्यदर्शनेऽपि तयोर्व्याप्त्यसिद्ध्याऽव्यतिरेक इत्यर्थः । अनेन सहाष्टविधानां वैधर्म्यदृष्टान्ताभासानामभिन्नतयाऽष्टविधत्वं वैधर्म्यदृष्टान्ताभासानामिति । श्रीहेमचन्द्राचार्याः ॥

## સાતમો પ્રકાર.

**ભાવાર્થ**-"આ ચૈત્ર રાગી છે, કેમ કે-વક્તા છે. જે અરાગી છે, તે વક્તા નથી. જેમ કે-પાષાણનો ટૂકડો."

આ દૃષ્ટાન્તમાં સાધ્યાભાવ અને સાધનાભાવની સત્તા છતાં, વ્યાપ્તિદ્વારા વ્યતિરેકની અપ્રસિદ્ધિ હોઈ 'અવ્યતિરેક' કહેવાય છે.

**વિવેચન**-જો કે દૃષ્ટાન્તરૂપ પાષાણમાં સાધ્યાભાવ, વીતરાગત્વરૂપ અને વક્તૃત્વના અભાવરૂપ સાધનનો અભાવ છે, તો પણ 'જ્યાં જ્યાં વીતરાગતા છે, ત્યાં ત્યાં વક્તૃત્વનો અભાવ છે.' આવા આકારવાળી વ્યતિરેક વ્યાપ્તિ નથી, માટે અવ્યતિરેક દૃષ્ટાન્ત આભાસ કહેવાય છે.

આ સાતમો પ્રકાર આઠેયથી જુદો નથી, કેમ કે-સર્વત્ર વ્યાપ્તિની અસિદ્ધિની સત્તા છે. આથી 'વૈધર્મ્ય' દૃષ્ટાન્તાભાસો આઠ પ્રકારના છે.'-એમ શ્રી હેમચંદ્રસૂરિજીની માન્યતા છે.

अष्टमंनवमञ्चाह—

**अनित्यश्शब्दः कृतकत्वाद्गगनवदिति दृष्टान्तो व्यतिरेकस्याप्रदर्शनादप्रदर्शितव्यतिरेकः । तत्रैव यदकृतकं तन्नित्यमित्युक्ते विपरीतव्यतिरेकः ॥ सूत्र-३० ॥**

अनित्य इति । व्यतिरेकस्येति यो नित्यस्य न कृतक इति व्यतिरेकस्येत्यर्थः सत्त्वेऽपीति शेषः । विपरीतव्यतिरेकमाख्याति तत्रैवेति पूर्वोपदर्शितेऽनित्यश्शब्द. कृतकत्वादित्यनुमान इत्यर्थः, वैधर्म्यस्थले

हि प्रथमं साध्यव्यतिरेकं प्रदर्श्यैव साधनव्यतिरेकः प्रदर्शनीयः, अत्र तद्वैपरीत्येन प्रदर्शनाद्विपरीतव्यतिरेक इति भावः । अत्रापि केचित अन्वयव्यतिरेकाप्रदर्शितव्यतिरेकविपरीतव्यतिरेकाणां वैधर्म्यदृष्टान्तत्वं नाभ्युपयन्ति, अव्यतिरेकिताया हेतुदोषत्वात् इतरयोर्वक्तृदोषत्वादिति, अत्र समाधिस्तु पूर्ववत् ॥

### આઠમો-નવમો પ્રકાર.

**ભાવાર્થ**-"શબ્દ અનિત્ય છે, કેમ કે-કૃતક છે. જેમ કે-આકાશ. આ દૃષ્ટાન્ત વ્યતિરેકના અપ્રદર્શનથી અપ્રદર્શિત વ્યતિરેકવાળું છે. અહીં જે અકૃતક છે, તે નિત્ય છે એમ કહે છતે, ગગનરૂપ દૃષ્ટાન્ત વિપરીત વ્યતિરેકવાળું છે." (૮)

**વિવેચન**-જો કે અહીં આઠમા પ્રકારમાં જે અનિત્ય નથી, તે કૃતક પણ હોતું નથી. આવી વ્યતિરેક વ્યાપ્તિ છે, તો પણ તે વ્યાપ્તિવાદીએ પોતાના વચનથી દર્શાવેલ નહીં હોવાથી, ગગનરૂપ દૃષ્ટાન્ત અપ્રદર્શિત વ્યતિરેકવાળું કહેવાય છે.

० 'શબ્દ અનિત્ય છે, કેમ કે-કૃતક છે. જે કૃતક છે, તે નિત્ય છે. જેમ કે-ગગન. (૯)

અહીં નવમા પ્રકારમાં 'જે નિત્ય છે, તે અકૃતક છે,' કારણ કે-વૈધર્મ્ય સ્થળમાં પહેલાં સાધ્યાભાવ બતાવીને જ સાધનાભાવ દર્શાવવો જોઈએ, એવો નિયમ છે. છતાં ઉલ્ટી રીતે, જેમ કે-'જે અકૃતક છે, નિત્ય છે'-એમ દર્શાવેલ હોઈ, દૃષ્ટાન્ત વિપરીત વ્યતિરેકવાળું કહેવાય છે.

० અહીં પણ કેટલાક અન્વય વ્યતિરેક-અપ્રદર્શિત વ્યતિરેક-વિપરીત વ્યતિરેકોમાં વૈધર્મ્ય દૃષ્ટાન્તપણાનો સ્વીકાર કરતાં નથી, કેમ કે-અવ્યતિરેક હેતુનો દોષ છે. બીજા બન્નેમાં વક્તૃદોષ છે. ઈતિ. અહીં સમાધાન તો પૂર્વની માફક સમજવું.

अथोपनयाभासमाह—

**पर्वतो वह्निमान् धूमात् यो धूमवान् स वह्निमान् यथा महानसं, वह्निमांश्च पर्वतो धूमवन्महानसं चेत्युपसंहरणे उपनयाभासः ॥ सूत्र-३१ ॥**

पर्वत इति । साधर्म्यनिदर्शनमाह य इति, उपनयमाह—वह्निमांश्चेति । साध्यधर्मिणि हेतोरुपसंहरणं हि उपनयो भवति परं भ्रान्त्या साध्यस्य वह्न्यादेस्साध्यधर्मिणि पर्वतादावुपसंहरणे उपनयाभास एव स्यादिति भावः, तथैव हेतोर्धूमादेरन्यत्र महानसादावुपसंहारेऽपि स एवेति दर्शयति धूमवन्महानसमिति ॥

### ઉપનયાભાસનું કથન.

**ભાવાર્થ**-"પર્વત વહ્નિવાળો છે, કેમ કે-ધૂમ છે. જે ધૂમવાળો છે, તે વહ્નિવાળો છે. જેમ કે-મહાનસ અને વહ્નિવાળો પર્વત છે અથવા ધૂમવાળો મહાનસ. આવા ઉપસંહારમાં 'ઉપનયાભાસ' કહેવાય છે."

**વિવેચન**-'અહીં મહાનસરૂપ દૃષ્ટાન્ત સાધર્મ્ય દૃષ્ટાન્ત છે. સાધ્યના ધર્મીમાં (પક્ષમાં) સાધનનો ઉપસંહાર 'ઉપનય' થાય છે. પરંતુ ભ્રાન્તિથી સાધ્ય એવા વહ્નિ આદિના, સાધ્યધર્મી એવા પર્વત આદિમાં ઉપસંહાર થતાં 'ઉપનયાભાસ' જ થાય! તેવી રીતે જ હેતુ એવા ધૂમ આદિના પક્ષ સિવાય મહાનસ આદિ સપક્ષમાં ઉપસંહાર થતાં જ તે જ-ઉપનયાભાસ જ થાય છે. જેમ કે-'ધૂમવાળું મહાનસ.'

આ અનુમાનમાં 'ધૂમવાન્ પર્વતઃ'-આવા આકારવાળો સાધ્યધર્મીમાં સાધનધર્મના ઉપસંહારરૂપ ઉપનયવાક્યનો પ્રયોગ કરવો જોઈતો હતો. પરંતુ વાદીએ 'વહ્નિમાન્ પર્વતઃ'-એવો સાધ્યધર્મીમાં સાધ્યધર્મનો અને 'ધૂમવાળું મહાનસ'-એવા દૃષ્ટાન્તધર્મીમાં સાધન-ધર્મનો ઉપસંહાર કરેલ છે, માટે 'ઉપનયાભાસ' કહેવાય છે.

अथ निगमनाभासनिदर्शनमाह—

**तत्रैव तस्माद्धूमवान् पर्वतो वह्निमन्महानसमिति निगमने निगमनाभास इति दिक् । इत्याभासनिरूपणं समाप्तश्चानुमानम् ॥ सूत्र-३२ ॥**

तत्रैवेति । पर्वतो वह्निमान् धूमादित्यत्रैवेत्यर्थः निगमनमाह, तस्मादिति, साध्यधर्मस्य साध्यधर्मिणि निगमनं कार्यं तथाऽकृत्वा भ्रान्त्या साधनस्य धूमस्य साध्यधर्मिणि पर्वतादौ साध्यस्य वह्नेर्दृष्टान्तधर्मिणि महानसादौ च निगमने निगमनाभासो भवतीत्यर्थः । एवं निरूपितानां प्रमाणानामाभासा निरूपिता इत्याहेतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकार श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विरचितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायामाभासनिरूपणो नाम पञ्चमः किरणः ॥

## નિગમનાભાસનું વર્ણન.

**ભાવાર્થ**-"ત્યાં જ તેથી ધૂમવાળો પર્વત છે, વહ્નિવાળું મહાનસ છે. આવા નિગમનમાં નિગમનાભાસ કહેવાય છે. આમ દિગ્દર્શન છે. આ પ્રમાણે આભાસના નિરૂપણની સાથે અનુમાનપ્રકરણ સમાપ્ત થાય છે."

**વિવેચન**-'પર્વતો વહ્નિમાન્ ધૂમાત્'-આવા અનુમાનમાં 'તસ્માત્' ઇતિ=સાધ્યધર્મનું સાધ્યધર્મીમાં નિગમન કરવું જોઈએ. તેમ નહીં કરતાં, સાધનભૂત ધૂમનું સાધ્યધર્મી એવા પર્વત આદિમાં અને સાધ્યભૂત વહ્નિનું દૃષ્ટાન્તધર્મી એવા મહાનસ આદિમાં નિગમન કરતાં નિગમનાભાસ થાય છે.

○ જો કે પર્વત વહ્નિવાળો છે, કેમ કે-ધૂમ છે. આવા પ્રયોગમાં 'તસ્માત્ વહ્નિમાન્ પર્વતઃ'-આવા આકારવાળા સાધ્યધર્મનો સાધ્યધર્મીમાં ઉપસંહારરૂપ નિગમનવાક્યનો પ્રયોગ કરવો જોઈતો હતો. તો પણ વાદીએ 'તસ્માદ્ ધૂમવાન્ પર્વતઃ'-આવા સાધનધર્મનો સાધ્યધર્મીમાં અને 'તસ્માત્ વહ્નિમન્મહાનસ'-આવા સાધ્યધર્મનો દૃષ્ટાન્તધર્મીમાં ઉપસંહારરૂપ નિગમન કરેલ છે, માટે 'નિગમનાભાસ' થાય છે.

આ પ્રમાણે નિરૂપિત પ્રમાણોના આભાસોનું નિરૂપણ સમાપ્ત થતાંની સાથે અનુમાન-પ્રકરણ સમાપ્ત થાય છે.

ઇતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરચરણવિન્યસ્તભક્તિભરવાળા, તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ રચેલ તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યામાં આભાસનિરૂપણ નામનું પાંચમું કિરણ સમાપ્ત.

## ॥ षष्ठः किरणः ॥

अथ क्रमायातमवसरसङ्गत्याऽऽगमं निरूपयति —

**यथार्थप्रवक्तृवचनसम्भूतमर्थविज्ञानमागमः ॥ सूत्र-१ ॥**

**यथार्थेति** । यथार्थप्रवक्ता वक्ष्यमाणस्वरूपस्तेन प्रणीतं वचनं तस्मात्सम्भूतमाविर्भूतं यदर्थविज्ञानं स आगम इत्यर्थः । अर्थविज्ञानं प्रत्यक्षादिरूपमति अतो वचनसम्भूतमिति तादृशं च विप्रलम्भकवचनजन्यार्थविज्ञानमपीति यथार्थप्रवक्त्रिति, परार्थानुमानस्यापि तादृशत्वेन तद्वारणाय वैलक्षण्यबोधकविपदघटितं विज्ञानपदमुपात्तम् ॥

## છટ્ઠું કિરણ.

### ક્રમથી આવેલ અવસરસંગતિથી આગમનું નિરૂપણ.

**ભાવાર્થ**—"યથાર્થ પ્રવક્તાના વચનથી ઉત્પન્ન જે અર્થવિજ્ઞાન, તે 'આગમ' કહેવાય છે."

**વિવેચન**—જેનું સ્વરૂપ આગળ કહેવાશે, એવા યથાર્થ પ્રવક્તાએ પ્રરૂપિત વચનજન્ય જે અર્થવિજ્ઞાન, તે આગમશબ્દથી અભિધેય છે.

[ જો કે વચન માત્ર આગમશબ્દથી વાચ્ય નથી, પરંતુ આચારાંગ આદિ અને આઠ પૂર્વો શ્રુતશબ્દથી વાચ્ય છે. નવમ પૂર્વ આદિમાં શ્રુતપણું છતાંય, અતીન્દ્રિય અર્થોમાં વિશિષ્ટ જ્ઞાનહેતુપણાએ કરી સાતિશય હોઈ, આગમશબ્દથી વ્યવહાર્ય છે. તો પણ લૌકિક-લોકોત્તરભેદના અભિપ્રાયથી વ્યાપક લક્ષણ દર્શાવ્યું છે. ]

**લક્ષણ-પદકૃત્ય**—અર્થવિજ્ઞાન પ્રત્યક્ષ આદિરૂપ પણ હોય છે, માટે 'વચનજન્ય અર્થવિજ્ઞાન' એમ જણાવેલ છે.

જો કે વંચકવચનજન્ય અર્થવિજ્ઞાન પણ તેવું હોય છે, માટે 'યથાર્થ પ્રવક્તાવચનજન્ય અર્થવિજ્ઞાન-આગમ' એમ લક્ષણ કરેલ છે.

જો કે પરાર્થ અનુમાન પણ યથાર્થ પ્રવક્તાવચનજન્ય અર્થજ્ઞાનરૂપ હોઈ, તેના વારણ માટે વિલક્ષણતાબોધક વિપદથી ઘટિત વિજ્ઞાનપદનું ગ્રહણ કરેલ છે.

ननु यदीदृशार्थविज्ञानमेवाऽऽगमस्तर्हि कथं सिद्धान्तविदामाप्तवचने आगमप्रत्यय इत्याशङ्कायामाह—

**अर्थविज्ञानहेतुत्वादाप्तशब्दोऽप्यागम उपचारात् । यथा गोष्ठे गौरस्ति, धर्मसाध्यः परलोकोऽस्तीत्यादयः ॥ सूत्र-२ ॥**

**अर्थेति** । उपचारादिति, कारणे कार्यस्योपचारादित्यर्थः, प्रतिपाद्यज्ञानस्य ह्याप्तवचनं कारणमिति भावः । तत्र शाब्दस्य लौकिकशास्त्रजभेदेन द्वैविध्याल्लौकिकस्य दृष्टान्तमाह यथेति, एतद्वाक्यं तज्ज-

१. प्रतिविशिष्टवर्णानुपूर्वीविन्यस्तवर्णपदवाक्यसघातात्मकमित्यर्थः ॥ २. यद्यपि वचनमात्रस्य नागमत्वं किन्तु आचाराङ्गादीनामष्टपूर्वाणाञ्च श्रुतत्वं नवमपूर्वादीना श्रुतत्वेऽपि अतीन्द्रियार्थेषु विशिष्टज्ञानहेतुत्वेन सातिशयत्वादागमत्वेनैव व्यपदेशस्तथापि लौकिकलोकोत्तरभेदाभिप्रायेण व्यापक लक्षणमादर्शितम् ॥

न्यशाब्दबोधश्चागम इति भावः, ऊपलक्षणञ्चैतत् चतुर्दशविद्यास्थानानाम् शास्त्रजं निदर्शयति, धर्मेति, ईद्दग्वाक्यानि, तज्जन्यबोधश्चागम इति भावः। उपलक्षणञ्चैतदपि द्वादशाङ्गचतुर्दशपूर्वाणाम्, अथवाऽऽगमस्त्रिविधः आत्मागमोऽनन्तरागमः परम्परागमश्चेति, गुरूपदेशमन्तरेणाऽऽत्मन एवागमः आत्मागमः, यथा तीर्थकराणाम्, तीर्थकरादागतत्वाद्गणधराणामर्थागमोऽनन्तरागमः, सूत्रस्य त्वात्मागमस्स्वयमेव ग्रथितत्वात्, जम्बूस्वामिप्रभृतीनान्तु सूत्रस्यागमोऽनन्तरागमोऽर्थस्य तु परम्परागमः। तत ऊर्ध्वं प्रभवाणान्तु परम्परागम एव। नन्वर्थप्रतिपादकत्वं शब्दस्य न सम्भवति, तथाहि ये शब्दा अर्थे सति दृष्टास्त एवातीतानागतादौ तदभावेऽपि दृश्यन्ते, यदभावे च यद्दृश्यते न तत्तत्प्रतिबद्धम् यथाऽश्वाभावेऽपि दृश्यमानो गौर्न तत्प्रतिबद्धः, अर्थाभावेऽपि च दृश्यन्ते शब्दाः तन्नैतेऽर्थप्रतिपादकाः, किन्त्वन्यापोहमात्राभिधायका इति चेन्नर्थवतश्शब्दात्तद्रहितस्य शब्दस्यान्यत्वात्, न चान्यस्य व्यभिचारेऽन्यस्यापि व्यभिचारो भवितुमर्हति, गोपालघटिकादिधूमस्याग्निव्यभिचारोपलम्भेन पर्वतादिप्रदेशवर्त्तिनोऽपि वह्न्यगमकत्वापत्तेस्तथा च कार्यहेतवे जलाञ्जलिर्दत्ता स्यात् किञ्च प्रतीतिविरोधोऽपि स्याच्छब्दस्यान्यापोहाभिधायकत्वे, गवादिशब्देभ्यो विधिरूपतयाऽर्थप्रतीतेः, अन्यनिषेधमात्राभिधायकत्वे च तेन सास्नादिमतोऽर्थस्य प्रतीत्यनापत्त्या ततस्तद्बोधो न स्यात्, न चैकस्य गोशब्दस्य बुद्धिद्वयजनकत्वान्न दोष इति वाच्यम्, एकस्य शब्दस्य युगपद्बुद्धिद्वयजनकत्वस्यादर्शनात्। किञ्चापोहलक्षणसामान्यस्य पर्युदासरूपत्वे सिद्धसाध्यता, अगोनिवृत्तिस्वरूपस्य गोशब्देनोच्यमानस्य सामान्यस्यास्माभिर्भावस्वरूपतया गोशब्दवाच्यत्वस्वीकारात् अभावस्य भावात्मकतया व्यवस्थापितत्वात्। भवद्भिरभ्युपगतोऽश्वादिनिवृत्तिस्वभावो भावोऽपि न तावदसाधारणो गवादिस्वलक्षणात्मा, तस्य सकलविकल्पागोचरत्वात् नापि शाबलेयादिव्यक्तिविशेषः, असामान्यत्वप्रसङ्गात् तस्मात्सर्वेषु शाबलेयादिपिण्डेषु यत्प्रत्येकं विश्रान्तं यन्निबन्धना च गोबुद्धिस्तच्च गोत्वाख्यं सामान्यमन्यापोहरूपं गोशब्दवाच्यम्, सामान्यविशेषवद्वस्तुन एव गवादिशब्दवाच्यत्वात्। प्रसज्यप्रतिषेधस्तु तुच्छाभावानभ्युपगमेन व्युदस्त इति ॥

શંકા—જો આવું અર્થવિજ્ઞાન જ આગમશબ્દથી વાચ્ય છે, તો સિદ્ધાન્તવેત્તાઓને આપ્તવચનરૂપ આગમ કેવી રીતે માની શકાય? આવી આશંકામાં કહે છે કે—

## આપ્તશબ્દ પણ આગમરૂપ.

ભાવાર્થ—"અર્થવિજ્ઞાનનો હેતુ હોઈ આપ્તશબ્દ પણ આગમ તરીકે ઉપચારથી છે. જેમ ગાયના વાડામાં ગાય છે, ધર્મસાધ્ય પરલોક છે. વગેરે."

१. शब्दाना न परमार्थतः किञ्चिद्वाच्यं वस्तुस्वरूपमस्ति, शाब्दप्रत्ययाना सर्वेषा भ्रान्तत्वात् भिन्नेष्वेवाभेदाकाराध्यवसायेन प्रवृत्तेः, यत्र तु पारम्पर्येण वस्तुप्रतिबन्धस्तत्रार्थसंवादो भ्रान्तत्वेऽपि तत्र यत्तत्रारोपितं विकल्पबुद्ध्याऽर्थे भिन्नं रूपं तदनन्यव्यावृत्तपदार्थानुभवबलायातत्वात् स्वयञ्चान्यव्यावृत्ततया प्रतिभासनात् भाने स्वान्यव्यावृत्त्याऽर्थेन सहैक्येनाध्यवसितत्वादन्यापोढपदार्थाधिगतिफलत्वाच्चापोह उच्यते, अतोऽपोहश्शब्दार्थ इति प्रसिद्धम् ॥

વિવેચન-અર્થગત જ્ઞાનનું કારણ આપ્તવચન છે. એમ કારણભૂત આપ્તવચનમાં કાર્યનો વ્યવહાર હોઈ આપ્તવચનમાં પણ આગમશબ્દનો પ્રયોગ છે.

૦ અહીં શાબ્દબોધ લૌકિક અને શાસ્ત્રજના ભેદથી બે પ્રકારનો હોઈ લૌકિકનું દૃષ્ટાન્ત કહે છે. જેમ કે-ગોષ્ઠમાં ગાય છે.

આ વાક્ય અને આ વાક્યથી જન્ય શબ્દજ્ઞાન આગમ છે. આ દૃષ્ટાન્ત ચૌદ વિદ્યા-સ્થાનોનું ઉપલક્ષક છે.

શાસ્ત્રજનું દૃષ્ટાન્ત કહે છે કે-'ધર્મસાધ્ય પરલોક છે. વગેરે." આવા વાક્યો અને આવા વાક્યોથી જન્ય બોધ આગમ કહેવાય છે. આ પણ બાર અંગો અને ચૌદ પૂર્વોનું ઉપલક્ષક છે.

૦ અથવા આગમ-(૧) આત્માગમ, (૨) અનંતરાગમ અને (૩) પરંપરાગમના ભેદથી ત્રણ પ્રકારનો છે.

૧-ગુરુના ઉપદેશ સિવાય આત્માથી જ થતો અર્થરૂપ આગમ, એ આત્માગમ. જેમ કે-તીર્થંકરભગવંતો.

૨-તીર્થંકરથી આવેલ હોઈ ગણધરોનો અર્થાગમ અનંતરાગમ છે અને સૂત્રની અપે-ક્ષાએ આત્માગમ છે, કેમ કે-સ્વયમેવ ગુંથેલ છે.

૩-જંબૂસ્વામી આદિને તો સૂત્રાગમ-અનંતરાગમ અર્થની અપેક્ષાએ તો પરં-પરાગમ હોય છે.

જંબૂસ્વામિજી પછીના પ્રભવસ્વામી આદિને તો સૂત્રની અને અર્થની અપેક્ષાએ પરંપરાગમ જ છે.

પૂર્વપક્ષ-શબ્દમાં અર્થવાચકપણું સંભવતું નથી. તે આ પ્રમાણે-જે શબ્દો પદાર્થ વિદ્યમાન છતે પ્રત્યક્ષથી દેખેલા છે, તે શબ્દો જ અતીત-અનાગત આદિમાં પદાર્થના અભા-વમાં પણ દેખાય છે. વળી જેના અભાવમાં જે દેખાય છે, તે તેનાથી વ્યાપ્ત નથી. જેમ કે-અશ્વના અભાવમાં દેખાતો વૃષભ તેની સાથે વ્યાપ્ત નથી. એવંચ પદાર્થના અભાવમાં પણ શબ્દો દેખાતા છે, માટે આ શબ્દો અર્થવાચક નથી પરંતુ અન્ય અપોહ માત્રના વાચક છે.

[ પરમાર્થથી શબ્દોનું કાંઈ વસ્તુસ્વરૂપ વાચ્ય નથી, કેમ કે-સર્વ શાબ્દબોધો ભ્રાન્ત છે, માટે ભિન્નોમાં જ અભેદ આકારના અધ્યવસાયથી પ્રવૃત્તિ છે. વળી જ્યાં પરંપરાએ વસ્તુવ્યાપ્તિ છે, ત્યાં અર્થસંવાદ ભ્રાન્તપણું હોવા છતાં, ત્યાં જે આરોપિત વિકલ્પ બુદ્ધિદ્વારા અર્થમાં ભિન્નરૂપ છે. તે અનન્ય વ્યાવૃત્ત પદાર્થના અનુભવનું બળ આવેલ હોઈ, વળી સ્વયં અન્ય વ્યાવૃત્તપણાએ પ્રતિભાસન હોઈ, ભાનમાં સ્વથી અન્ય વ્યાવૃત્તિદ્વારા અર્થની સાથે એકતાનો અધ્યવસાય હોવાથી, અન્ય અપોઢ પદાર્થની પ્રાપ્તિરૂપ ફળ હોઈ અપોહ કહેવાય છે. એથી અપોહ શબ્દાર્થ છે એમ પ્રસિદ્ધ છે.

બૌદ્ધલોક અપોહને જ શબ્દાર્થ તરીકે માને છે. અપોહ એટલે ઈતર વ્યાવૃત્તિ-પર-

પરિહાર-'અતદ્વ્યાવૃત્તિઃ યથા વિજ્ઞાનવાદિ બૌદ્ધમતે નીલત્વાદિ ધર્મોઽનીલવ્યાવૃત્તિરૂપઃ' સ્વાકાર વિપરીત આકારનો ઉન્મૂલક અપોહ કહેવાય છે. તત્ત્વથી કોઈ વાચ્ય કે વાચક નથી. શબ્દાર્થરૂપે કહેલ બુદ્ધિ પ્રતિબિંબ આત્મક અપોહમાં કાર્ય-કારણભાવને જ વાચ્ય-વાચકપણાએ વ્યવસ્થાપિત કરેલ છે. જેમ વૃક્ષ શબ્દ, અવૃક્ષ શબ્દની નિવૃત્તિ. સ્વ અર્થમાં કરતો વૃક્ષરૂપ પોતાના અર્થની પ્રતીતિ કરાવે છે. એમ જેમ કહેવાય છે, તેમ વ્યાવૃત્તિવિશિષ્ટ વસ્તુ તે શબ્દાર્થ છે. બૌદ્ધ વિશેષ માત્ર વાદી છે.]

**ઉત્તરપક્ષ**-ઉપરોક્ત કથન બરોબર નથી, કેમ કે-અર્થવાળા શબ્દ કરતાં અર્થરહિત શબ્દ ભિન્ન છે.

વળી એકના વ્યભિચાર(ગુન્હા)માં બીજાના ઉપર વ્યભિચાર (દોષ) મૂકવો યોગ્ય નથી, કેમ કે-ગોવાળની ઘડી આદિમાં રહેલ ધૂમમાં વહ્નિવ્યભિચારના અનુભવથી પર્વત આદિ પ્રદેશમાં રહેલ ધૂમ પણ વહ્નિનો અગમક થશે જ ને? એવંચ કાર્ય-કારણભાવને જલાંજલિ જ આપવી રહી ને?

વળી અન્ય અપોહનો વાચક શબ્દ છે. એમ માનવામાં પ્રતીતિનો વિરોધ પણ થાય! કેમ કે-ગો વગેરે શબ્દોથી વિધિરૂપપણાએ અર્થની પ્રતીતિ છે અને અન્ય નિષેધ માત્રના વાચકપણામાં તે ગો આદિ શબ્દથી સાસ્ના આદિમાન્‌રૂપ અર્થની પ્રતીતિનો અભાવ હોઈ, તે ગો વગેરે શબ્દોથી તે સાસ્ના આદિમાન્ અર્થનો બોધ ન થાય!

**શંકા**-એક ગોશબ્દ બે બુદ્ધિનો જનક હોવાથી દોષ કેવી રીતે?

**સમાધાન**-એક શબ્દ એક સમયમાં બે બુદ્ધિનો જનક દેખ્યો નથી. વળી અપોહરૂપ સામાન્યની પર્યુદાસરૂપતામાં (પર્યુદાસમાં નઞ્ સમાસનો અર્થ ચાર પ્રકારે છે. અબ્રાહ્મણ એટલે બ્રાહ્મણસદૃશ ક્ષત્રિયાદિ, અધર્મ એટલે ધર્મવિરોધી પાપ, અનગ્નિ એટલે અગ્નિથી અન્ય પ્રતીત થાય છે અને અવચન એટલે વચનનો અભાવ પ્રતીત થાય છે. પર્યુદાસઃ સદૃક્ગ્રાહી પ્રસજ્યસ્તુ નિષેધકૃત) સિદ્ધસાધ્યતા છે, કેમ કે-ગોશબ્દથી વાચ્ય, અગોનિવૃત્તિરૂપ સામાન્યને અમોએ ભાવસ્વરૂપપણાએ ગોશબ્દ વાચ્યરૂપે સ્વીકારેલ છે, કેમ કે-અભાવને ભાવરૂપપણાએ વ્યવસ્થાપિત કરેલ છે.

૦ આપ લોકોએ માનેલ અશ્વ આદિ નિવૃત્તિ સ્વભાવવાળો ભાવ પણ અસાધારણ ગો આદિ સ્વલક્ષણસ્વરૂપી નથી, કેમ કે-તે ભાવ, સકળ વિકલ્પ તો અવિષય છે.

૦ વળી શાબલેય આદિ વ્યક્તિરૂપ ભાવ નથી, કેમ કે-અસામાન્યપણાનો પ્રસંગ છે. તેથી સઘળા શાબલેય આદિ પિંડોમાં (વિશેષોમાં) જે દરેકમાં વિશ્રાન્ત અને જેના મૂળ કારણભૂત ગોબુદ્ધિ છે, તે ગોત્વનામક સામાન્ય અન્ય અપોહરૂપ છે. તે ગોશબ્દવાચ્ય છે, અર્થાત્ સામાન્ય અને વિશેષ વસ્તુ જ ગો આદિ શબ્દવાચ્ય છે. પ્રસજ્યપ્રતિષેધ તો તુચ્છ અભાવના અસ્વીકાર માત્રથી ખંડિત છે.

कोऽसौ यथार्थवक्ता भवेद्यद्वचनसम्भूतार्थविज्ञानमागमतया प्रमाणं स्यादित्यत्राह—

**प्रक्षीणदोषो यथावस्थितार्थपरिज्ञाता यथावस्थितार्थप्रख्यापको यथार्थवक्ता, अयं द्विविधो लौकिकः पित्रादिर्लोकोत्तरस्तीर्थकरादिः ॥ सूत्र-३ ॥**

**प्रक्षीणदोष इति** । यादृशार्थविज्ञानं यादृशशब्देन प्रतिपिपादयिषितं तादृशशब्दार्थोभयसम्बन्धिदोषशून्यत्वं तदर्थः, अत्र शब्ददोषोऽसाधुशब्दत्वादिकः अर्थदोषोऽयथावस्थितत्वादिक उभयदोषो वाच्यवाचकत्ववैधुर्यादिको विज्ञेयः । यद्यपि वस्तुतः प्रक्षीणदोषत्वं रागद्वेषशून्यत्वमेव तथापि लौकिकाप्तसंग्रहायांशिकार्थो व्यावर्णितः । सर्वज्ञेऽप्ययमर्थस्सङ्गच्छत एव, तस्यैवाखिलशब्दार्थोभयदोषशून्यत्वात् । यथावस्थितार्थपरिज्ञातेति, यथावस्थितत्वेनाभिधेयस्य प्रत्यक्षादिप्रमाणतः परिज्ञातेत्यर्थः, विना ज्ञानमुपदेशासंभवज्ञापनायेदं विशेषणम् । यथावस्थितार्थप्रख्यापक इति यथावस्थितार्थस्य यथाज्ञानं तथोपदेशक इत्यर्थः । यो हि भ्रमादर्थमन्यथाभूतं यथावस्थितत्वेन जानीते यथाज्ञानमभिधत्ते च तस्य यथार्थवक्तृत्ववारणाय प्रक्षीणदोष इत्युक्तम् । केवलमर्थस्य यथावस्थितत्वेन परिज्ञातुर्मूकादेरागमेऽनुपयुक्तत्वान्न स यथार्थवक्तेत्यतो यथावस्थितार्थप्रख्यापक इत्युक्तम् । तथा च यो यस्यावञ्चकस्स तस्याप्त इति वृद्धप्रणीतमृष्यार्यम्लेच्छसाधारणमाप्तलक्षणमनेनानूदितमिति विभावनीयम् । तादृशस्य पुरुषस्य तत्तदर्थबोधकतत्तद्वचनस्याविसंवादकत्वेन तावन्मात्रमाप्तत्वात् । तं विभजते अयमिति यथार्थवक्तेत्यर्थः, लोके सामान्यजने भवो लौकिकः, तस्योदाहरणमाह पित्रादिरिति, आदिना जनन्यादिपरिग्रहः । द्वितीयं भेदमाह—लोकोत्तर इति, लोकादुत्तरः प्रधानं, मोक्षमार्गोपदेशकत्वादिति लोकोत्तरः, स क इत्यत्राह तीर्थकरादिरिति, आदिना गणधरादीनां ग्रहणम् । तीर्थं प्रवचनं तत्करणशीलोऽचिन्त्यमाहात्म्यमहापुण्यापराभिधानतीर्थकरनामकर्मविपाकादिति तीर्थकरः, श्रीवर्धमानजिनप्रमुखपुरुषविशेष इत्यर्थः ॥

## યથાર્થ વક્તા.

શંકા–કોણ આ યથાર્થ વક્તા થઈ શકે, કે જેના વચનથી ઉત્પન્ન અર્થવિજ્ઞાન આગમરૂપે પ્રમાણ થઈ શકે? માટે અહીં કહે છે કે–

**ભાવાર્થ**–"પ્રક્ષીણદોષવાળો, સત્ય અર્થનો જાણકાર, યથાવસ્થિત અર્થનો વ્યાખ્યાતા, એ 'યથાર્થ વક્તા' કહેવાય છે. આ યથાર્થ વક્તા બે પ્રકારે છે. (૧) લૌકિક. જેમ કે–પિતા વગેરે. (૨) લોકોત્તર. જેમ કે–તીર્થંકર વગેરે."

**વિવેચન**–જેવું અર્થવિજ્ઞાન જેવા શબ્દથી પ્રતિપાદન કરવાને ઇષ્ટ છે, તેવા શબ્દ-અર્થ ઉભય સંબંધી દોષશૂન્યપણું, એ પ્રક્ષીણદોષનો અર્થ છે. અહીં શબ્દદોષ અસાધુશબ્દત્વ આદિરૂપ છે, અર્થદોષ અયથાવસ્થિતત્વ આદિરૂપ છે. ઉભય દોષ વાચ્ય-વાચકત્વના અભાવ આદિરૂપ જાણવો.

---

१. नहि क्षीणदोषवचनं व्यतिरिच्यान्यतः प्रेक्षावता परलोकाद्यदृष्टेऽर्थे प्रवृत्तिर्युक्ता अतस्तस्यैव वचनं परमं प्रमाणमिति भावः ॥

० જો કે વસ્તુતઃ પ્રક્ષીણદોષત્વ એટલે રાગ–દ્વેષશૂન્યત્વ જ છે.

(ક્ષીણદોષના વચનને છોડી, સદોષના વચનથી બુદ્ધિમાનોની પરલોક આદિ અદૃષ્ટ અર્થમાં પ્રવૃત્તિયુક્ત નથી. એથી વીતરાગનું વચન પરમ પ્રમાણભૂત છે.)

તો પણ લૌકિક આપ્તના સંગ્રહ માટે આંશિક અર્થ કહેલ છે.

० સર્વજ્ઞમાં આ અર્થ સંગત થાય છે જ, કેમ કે–તે સર્વજ્ઞમાં જ સમસ્ત શબ્દ–અર્થ ઉભયદોષશૂન્યત્વ છે.

**લક્ષણનું પદકૃત્ય**–(૧) યથાવસ્થિત અર્થપરિજ્ઞાતા=યથાવસ્થિતપણાએ પદાર્થનો પ્રત્યક્ષ આદિ પ્રમાણથી પરિજ્ઞાતા.

જ્ઞાન સિવાય ઉપદેશનો અસંભવ છે, એમ જણાવવા માટે આ વિશેષણ છે.

(૨) યથાવસ્થિતાર્થ પ્રખ્યાપક=યથાવસ્થિત અર્થનું જે પ્રકારે જ્ઞાન છે, તે પ્રકારના ઉપદેશક.

(૩) પ્રક્ષીણદોષ=ખરેખર, જે ભ્રમથી અન્યથાભૂત અર્થને યથાવસ્થિતપણાએ જાણે છે, તે જ્ઞાન પ્રમાણે કહે છે. તેમાં યથાર્થ વક્તૃત્વના વારણ માટે 'પ્રક્ષીણદોષ' કહેલ છે.

० ફક્ત યથાવસ્થિતપણાએ અર્થના પરિજ્ઞાતા એવા મૂક આદિનુ આગમમાં અનુપયોગિપણું હોઈ તે યથાર્થ વક્તા નથી, માટે 'યથાવસ્થિત અર્થપ્રખ્યાપક' એમ કહેલ છે.

० ખરેખર, જે યથાર્થ વાચ્યવેદી, પરિજ્ઞાનના અનુસારે તેના ઉપદેશમાં કુશળ થાય છે, તેનું જ વચન વિસંવાદશૂન્ય થાય છે, કેમ કે–મૂઢવંચકના વચનમાં વિસંવાદ દેખાય છે.

० તેથી જે જેનો અવંચક, તે તે આપ્ત છે. આવું વૃદ્ધોએ કહેલ ઋષિ–આર્ય–મ્લેચ્છવ્યાપક આપ્તનું લક્ષણ છે, કેમ કે–તેવા પુરુષમાં તે તે અર્થબોધક, તે તે વચનનું અવિસંવાદિપણું હોઈ તેટલું જ માત્ર આપ્તપણું છે.

(૧) આ યથાર્થ વક્તા–લૌકિક એટલે સામાન્યજનરૂપ લોકમાં રહેનારો. જેમ કે–પિતા–માતા વગેરે.

(૨) લોકોત્તર યથાર્થ વક્તા–લોક કરતાં પ્રધાન: કેમ કે–મોક્ષમાર્ગના ઉપદેશક છે, માટે તીર્થંકર–ગણધર આદિ લોકોત્તર આપ્ત કહેવાય છે. અહીં તીર્થંકર–તીર્થ એટલે પ્રવચન, તે કરવાના સ્વભાવવાળા છે, કેમ કે–અચિંત્ય માહાત્મ્યવંત મહાપુણ્ય જેનું બીજું નામ છે, એવા તીર્થંકરનામકર્મનો વિપાક છે. તે તીર્થંકર શ્રી વર્ધમાનજિન વગેરે પુરુષવિશેષ હોય છે.

ननु यथार्थवक्तृवचनरूप आप्तशब्द उपचरितागमतया प्रोक्तः तत्र कोऽसौ वचनात्मकश्शब्द इत्यत आह—

शब्दश्च सङ्केतसापेक्षः स्वाभाविकार्थबोधजनकशक्तिमांश्च ॥ सूत्र–४ ॥

शब्दश्चेति । सङ्केत इदं पदमस्य वाचकमिदञ्चास्य पदस्य वाच्यमित्येवंरूपो वाच्यवाचकयोर्वि-

नियोगः, तत्सापेक्ष इत्यर्थः, सङ्केतस्स्वार्थावबोधे शब्दस्यापेक्षाकारणं बोध्यम् । सङ्केतमात्रेण शब्दोऽर्थं प्रतिपादयतीति मतव्युदासायाह स्वाभाविकेति, स्वाभाविकी सहजाऽर्थप्रतिपादनशक्तियोग्यताभिधाना तद्वानित्यर्थः । सङ्केतमात्रस्य पुरुषाधीनतया न तदिच्छया वस्तुनियमो युक्तः, तदिच्छाया अव्याहत-चारित्वेन कदाचिदर्थोऽपि वाचकश्शब्दोऽपि वाच्यः स्यात्, न च शब्दधर्मा ये गत्वौत्वादयस्तद्वानेव वाचको भवति परस्तु वाच्यो यथा द्रव्यत्वाविशेषेऽप्यग्नित्वादिविशिष्ट एव दाहादिजनको नान्य इति किं स्वाभाविकयोग्यतयेति वाच्यम्, अतीन्द्रियशक्तिमन्तरेणाग्नित्वादीनामपि कार्यकारणभावानियाम-कत्वात् । न च तत एव शब्दादर्थप्रतीतौ किं सङ्केतेनेति वाच्यम्, अङ्कुरोत्पत्तौ शक्तिमतोऽपि बीजस्य क्षितिजलादीनामिव तस्य सहकारिकारणत्वात् न चैवं देशभेदेन शब्दानामर्थभेदो न स्यादेकत्रैव शब्दानां स्वाभाविकशक्तियुक्तत्वादिति वाच्यम्, अत एव सर्वशब्दानां सर्वार्थप्रत्यायनशक्तियुक्तत्वाङ्गीकारेणा-दोषात् । न च घटशब्दश्रवणान्निखिलार्थबोधः स्यादिति वाच्यम्, क्षयोपशमसापेक्षत्वाद्बोधस्य, स च संकेताद्यपेक्ष इत्यदोषात्, एतेन शब्दार्थयोस्सम्बन्धो न सम्भवति, स हि तादात्म्यो वा स्यात्तदुत्पत्ति-रूपो वा स्यात् तत्र नाद्यस्संभवति शब्दार्थयोर्भिन्नदेशत्वात् । अग्निगुडादिशब्दोच्चारणे वदने दाहम-धुराद्युपलब्धिप्रसङ्गाच्च । नापरोऽपि अङ्गुल्यग्रे करियूथशतमित्यादिशब्दानामर्थाभावेऽपि स्थानकरणप्रय-त्नानन्तरमुत्पत्तिदर्शनात् । तथा च शब्दाः कथं बाह्यार्थे प्रतीतिं जनयितुं समर्था अर्थसंस्पर्शित्वाभावात् । किन्तु विकल्पमात्रप्रभवाः तिरस्कृतबाह्यार्थाः स्वमहिम्ना प्रत्ययान् जनयन्ति यथा करशाखादिवाक्यानि । किञ्च शब्दो न सामान्यवाचकः तस्यार्थक्रियाकारित्वाभावेन गगनकुसुमायमानत्वात्, नवा विशेषस्य वाचकः स्वलक्षणलक्षणस्य तस्य विकल्पज्ञानाविषयत्वेन संकेतगोचरत्वासम्भवात्, तथात्वेऽपि वा तस्य व्यवहारकालाननुयायित्वेन संकेतवैयर्थ्यात् । अत एव न सामान्यविशेषयोस्तादात्म्यानापन्नयोः । नापि तादात्म्यापन्नयोस्तयोर्वाच्यवाचकत्वं युक्तं विरुद्धधर्माध्यासेन तयोस्तादात्म्यस्यैवासम्भवात् तस्मान्न किञ्चिद्वाच्यं वाचकं वा विद्यत इति मतमपास्तम् । शब्दार्थयोर्योग्यताभिधानसम्बन्धस्य सद्भावात्, अङ्गुल्यग्रे करिणां शतमित्यादावर्थाभावेऽपि नयनरूपयोरिव योग्यतोपलम्भात्, नहि कलशरूपेण समं चक्षुषस्तादात्म्यं तदुत्पत्तिर्वा समस्ति । न च योग्यतायास्सम्बन्धत्वे शब्दस्येवार्थस्यापि वाचकत्वं स्यादिति वाच्यं ज्ञानज्ञेययोर्ज्ञाप्यज्ञापकशक्तिवत्पदार्थानां प्रतिनियतशक्तिकत्वात्, सामान्यविशेषवद्वस्तु-बोधकत्वाच्च न शब्दस्य वाचकत्वासम्भवोऽपि, सामान्यविशेषवतोऽर्थस्य संकेतव्यवहारकालानुगामित्वेन प्रतीयमानतया न विशेषवाचकत्वपक्षोपात्तदोषोऽपि । सामान्यविशेषात्मनि स्वलक्षणे संकेतकरणात् । न चानन्त्याद्व्यक्तीनां परस्परानुगमाच्च संकेतकरणानुपपत्तिरिति वाच्यम्, समानपरिणत्यपेक्षया क्षयो-पशमविशेषाविर्भूततर्काख्यप्रमाणे व्यक्तीनां प्रतिभासमानतया सङ्केतविषयत्वसम्भवादिति संक्षेपः ॥

## શબ્દમાં વિશેષતા.

યથાર્થ વક્તાના વચનરૂપ આપ્તશબ્દ ઉપચરિત આગમપણાએ કહેલ છે. ત્યાં વચનરૂપ

શબ્દ એટલે શું ? માટે કહે છે કે–

**ભાવાર્થ**–"શબ્દ, સંકેતની અપેક્ષાવાળો અને સ્વાભાવિક અર્થબોધજનક શક્તિવાળો છે."

**વિવેચન**–સંકેત=આ પદ આ અર્થનું વાચક છે, આ પદનો અર્થ વાચ્ય છે. આવો વાચ્ય-વાચકનો વિનિયોગ તેની અપેક્ષાવાળો શબ્દ છે. શબ્દ પ્રત્યે સ્વના અર્થના અવબોધમાં અપેક્ષાકારણ સંકેત છે.

૦ સંકેત માત્રથી શબ્દ અર્થપ્રતિપાદક થાય છે. આવા મતના ખંડન માટે કહે છે કે–સ્વાભાવિક અર્થપ્રતિપાદનની શક્તિ જે યોગ્યતાનામક છે, તે વાળો શબ્દ છે.

[ જો કે અર્થના પ્રતિપાદનમાં શબ્દનું સ્વાભાવિક સામર્થ્ય છે, તો પણ સહકારીપણાએ સંકેતની અપેક્ષા રાખે છે. નહીંતર સંકેતને નહીં જાણનાર પુરુષમાં શબ્દના શ્રવણ માત્રથી અર્થની ઉપસ્થિતિ થઈ જાય ! તો પછી સંકેતથી જ શબ્દનું અર્થબોધકપણું સ્વીકારો ! શા માટે ત્યાં સ્વાભાવિક સામર્થ્ય સ્વીકારાય છે ? તેનો જવાબ–સંકેત પુરુષની ઈચ્છાને અધીન છે, માટે કદાચ 'શબ્દ પણ વાચ્ય, અર્થ પણ વાચક'–એમ વિપરીત પણ થઈ જાય ! સામર્થ્યના સ્વીકારમાં આવું વિપરીત થઈ શકતું નથી.]

૦ સંકેત માત્ર પુરુષને આધીન છે, માટે પુરુષની ઈચ્છાદ્વારા વસ્તુનો નિયમ વ્યાજબી નથી, કેમ કે–પુરુષની ઈચ્છા વ્યાઘાત વગર ગતિ કરનારી હોઈ કદાચ અર્થ પણ વાચક, શબ્દ પણ વાચ્ય થઈ જાય ! એવો મોટો ભય છે.

**પૂર્વપક્ષ નૈયાયિક**–જે ગત્વ–ઔત્વ વગેરે શબ્દધર્મો છે, તે શબ્દધર્મવાન્ જ વાચક થાય છે અને બીજો વાચ્ય છે. જેમ કે–દ્રવ્યત્વના અવિશેષવાળો પણ અગ્નિત્વ આદિ સામાન્ય વિશિષ્ટ (અગ્નિ) જ દાહ આદિ કાર્યજનક છે, બીજો નહીં. તો શા માટે સ્વાભાવિક યોગ્યતાનો સ્વીકાર કરો છો ?

**ઉત્તરપક્ષ જૈન**–અતીન્દ્રિય શક્તિ સિવાય અગ્નિત્વ આદિમાં પણ કાર્ય–કારણભાવના નિયામકપણાનો અભાવ છે.

**શંકા**–તે સ્વાભાવિક શક્તિથી જ શબ્દાર્થની પ્રતીતિ થાય છે, તો સંકેતની શી જરૂર છે ?

**સમાધાન**–અંકુરની ઉત્પત્તિમાં શક્તિવંત બીજ પ્રત્યે પૃથ્વી–પાણી આદિની માફક તે સંકેતનું શબ્દાર્થની પ્રતીતિમાં સહકારીકારણપણું છે.

**શંકા**–દાક્ષિણાત્યોએ ઓદનમાં ચૌર શબ્દના પ્રયોગની માફક દેશભેદોથી શબ્દોનો અર્થભેદ નહીં થાય ? કેમ કે–એકમાં જ શબ્દોનો સ્વાભાવિક શક્તિસંબંધ છે.

**સમાધાન**–ભાઈ, એ કારણે જ સર્વ શબ્દોમાં સર્વ અર્થોની પ્રતીતિ કરાવવાની શક્તિના સંબંધનો સ્વીકાર કરેલો હોઈ કોઈ દોષ નથી.

શંકા–વાહ ! વાહ ! ખરી કરી. એક ઘટશબ્દના શ્રવણથી સકળ અર્થનો બોધ થઈ જશે ને ?

**સમાધાન**–ભાઈ સાહેબ ! તમે બરોબર સમજ્યા નહીં. લો ત્યારે સમજો ! બોધમાં ક્ષયોપશમની અપેક્ષા છે અને તે બોધજનક ક્ષયોપશમ સંકેત આદિની અપેક્ષાવાળો છે, માટે કોઈ દોષ નથી.

૦ જે દેશમાં જે અર્થપ્રતિપાદનશક્તિ સહકારી સંકેત છે, તે સંકેત તે અર્થને તે દેશમાં પ્રતિપાદન કરે છે.

આવા નિરૂપણથી શબ્દ અર્થનો સંબંધ સંભવતો નથી. ખરેખર, તે સંબંધ તાદાત્મ્યરૂપ થાય કે તેની ઉત્પત્તિરૂપ થાય ! તેમનો તાદાત્મ્યરૂપ સંબંધ સંભવતો નથી, કેમ કે–શબ્દ અર્થના ભિન્ન દેશ છે. અગ્નિશબ્દના ઉચ્ચારમાં મુખમાં દાહ અને ગોળશબ્દના ઉચ્ચારમાં મુખમાં મધુરતા આદિનો તાદાત્મ્ય સંબંધ માનતાં પ્રસંગ આવી જાય !

બીજો તદુપત્પત્તિરૂપ સંબંધ ઘટતો નથી, કેમ કે–'આંગળીની અણી ઉપર સો હાથી છે.' ઈત્યાદિ શબ્દોની અર્થના અભાવમાં પણ સ્થાન–કરણ પ્રયત્નના પછી ઉત્પત્તિ દેખાયેલી છે. તથાચ શબ્દો કેવી રીતે બાહ્ય અર્થવિષયક પ્રતીતિ કરાવવા સમર્થ થાય ? કેમ કે–અર્થના સંસ્પર્શનો અભાવ છે. પરંતુ વિકલ્પ માત્રથી જન્ય, બાહ્ય અર્થને તિરસ્કાર કરનારા, પોતાના મહિમાથી પ્રતીતિઓને કરાવે છે. જેમ કે–હાથ–શાખા આદિ વાક્યો.

વળી શબ્દ સામાન્યવાચક નથી, કેમ કે–તે શબ્દ અર્થક્રિયાકારી નહીં હોવાથી આકાશ–કુસુમ જેવો છે. અથવા વિશેષનો વાચક નથી, કેમ કે–વ્યાવૃત્ત સ્વરૂપલક્ષણવાળો તે વિશેષ વિકલ્પજ્ઞાનનો અવિષય હોઈ સંકેતનો અવિષય છે.

વિશેષમાં વિકલ્પજ્ઞાન વિષયતાપ્રયુક્ત સંકેતવિષયતાનો અસંભવ છતાં વિશેષ, વ્યવહારકાળનો અનુયાયી નહીં હોવાથી સંકેતની નિરર્થકતા છે. એથી જ તાદાત્મ્ય પ્રાપ્ત અથવા તાદાત્મ્ય અપ્રાપ્ત, તે સામાન્ય–વિશેષમાં વાચ્ય–વાચકપણું યુક્ત નથી, કેમ કે–વિરૂદ્ધ ધર્મનો અધ્યાસ હોઈ તે સામાન્ય–વિશેષમાં (શબ્દાર્થમાં) તાદાત્મ્યનો અસંભવ છે. તેથી જ કોઈ વાચ્ય કે વાચક નથી. એવા મતનું ખંડન થાય છે, કેમ કે–શબ્દાર્થમાં યોગ્યતાનામક સંબંધનો સદ્ભાવ છે. 'આંગળીની ટોચમાં સો હાથી છે' ઈત્યાદિમાં અર્થનો અભાવ છતાં નયન અને રૂપમાં જેમ યોગ્યતા છે, તેમ યોગ્યતાનો અનુભવ છે. ઘટની–રૂપની સાથે આંખનું તાદાત્મ્ય કે તદ્ ઉત્પત્તિ નથી. 'યોગ્યતાના સંબંધપણામાં શબ્દની જેમ અર્થનું પણ વાચકપણું થશે !'–એમ પણ નહિ કહેવું, કેમ કે–જ્ઞાન અને જ્ઞેયમાં જ્ઞાપ્ય–જ્ઞાપક શક્તિની માફક પદાર્થોમાં પ્રતિનિયત શક્તિ હોય છે. વળી સામાન્ય–વિશેષવાળી વસ્તુનો બોધક હોઈ શબ્દમાં વાચકપણાનો અસંભવ પણ નથી.

સામાન્ય–વિશેષવાળો પદાર્થ, સંકેતના વ્યવહારકાળનો અનુયાયીપણાએ પ્રતીતિવિષય

હોઈ વિશેષ વાચકપણાના પક્ષમાં ગૃહીત દોષ પણ નથી, કેમ કે-સામાન્ય-વિશેષરૂપ સ્વ-લક્ષણમાં સંકેતનું વિધાન છે. એમ પણ નહીં કહેવું કે-'વ્યક્તિઓ અનંત હોઈ, પરસ્પર અનુગમનો અભાવ હોઈ સંકેતવિધાનની ઉપપત્તિનો અભાવ છે,' કેમ કે-સમાન પરિણતિની અપેક્ષાએ વિશિષ્ટ ક્ષયોપશમથી પ્રકટ થયેલ તર્ક નામના પ્રમાણમાં વ્યક્તિઓની પ્રતિભા-સમાનતા હોઈ સંકેતવિષયતાનો સંભવ છે. [વાચ્ય-વાચકભાવરૂપ સંબંધ, શબ્દ અર્થની સાથે કથંચિદ્ અભિન્ન, પહેલાં વાચ્યની ઉત્પત્તિમાં વાચ્યકાળમાં અંશથી ઉત્પન્ન થઈને, વાચકો-ત્પત્તિકાળમાં અંશથી ઉત્પન્ન થવાના સ્વભાવવાળો, સકળ શબ્દાર્થ સાધારણ છતાં પ્રતિનિયત શબ્દાર્થસંકેતથી અભિવ્યક્ત થતો સંબંધ છે જ. તે વાચ્ય-વાચકભાવરૂપ સંબંધના બળથી શબ્દાર્થવિજ્ઞાન સંભવિત છે જ પરંતુ વિકલ્પજન્ય શબ્દ નથી, તેમજ શબ્દજન્ય વિકલ્પ નથી, એમ બૌદ્ધમતનું ખંડન જાણવું.]

ननु प्रदीपः प्रकाशमानो यथाऽन्यानपेक्ष एव स्वसन्निहितं शुभमशुभं वा भावं प्रकाशयति तस्मात्तस्यार्थप्रकाशकत्वं स्वाभाविकं तथा प्रयुज्यमानश्शब्दोऽपि श्रुतिगतस्सत्ये वाऽसत्ये वा संगते वाऽसङ्गते वा सफले वा निष्फले वा सिद्धे वा साध्ये वा वस्तुनि प्रतीतिमुत्पादयत्यतोऽस्यार्थबोधजननसामर्थ्यं स्वाभाविकमुच्यते, परन्त्वयं सकेतसापेक्ष पदार्थप्रतीतिजनकः इति प्रदीपतोऽस्य विशेषः, एवञ्चार्थबोधसामर्थ्यमेवाऽस्य स्वाभाविकं न तु स्वनिष्ठयाथार्थ्यायाथार्थ्ये अपि स्वाभाविके इत्याशयेनाह—

वक्तृगुणदोषाभ्याञ्चास्य याथार्थ्यायाथार्थ्ये ॥ सूत्र-५ ॥

वक्तृगुणदोषाभ्याञ्चेति । चस्त्वर्थे, तथा चास्य याथार्थ्यायाथार्थ्ये न स्वाभावप्रयुक्ते किन्तु पुरुषगुणदोषप्रयुक्ते इति भावः । पुरुषस्य गुणाः करुणादयः, दोषाश्च द्वेषादयः, यदि ते स्वाभाविके स्यातां तर्हि प्रतारकतद्भिन्नप्रयुक्तवाक्येष्वर्थव्यभिचाराव्यभिचारनियमो न स्यात् तथा च सम्यग्दर्शिनि पुरुषे शुचौ वक्तरि यथार्था शाब्दी प्रतीतिरन्यथा तु मिथ्यार्थेति भावः ॥

### શબ્દની યથાર્થતા-અયથાર્થતા.

જેમ દીવો, બીજાની અપેક્ષા વગર જ સ્વસંનિહિત શુભ કે અશુભ ભાવને પ્રકાશે છે તેથી તે પ્રદીપનું પદાર્થ-પ્રકાશકત્વ સ્વાભાવિક છે, તેમ પ્રયોગ કરાતો શબ્દ પણ કર્ણ-ગોચર થયેલો, સત્ય કે અસત્ય-સંગત કે અસંગત-સફળ કે નિષ્ફળ-સિદ્ધ કે સાધ્ય વસ્તુની પ્રતીતિ કરાવે છે. એથી આ શબ્દનું અર્થબોધજનનનું સામર્થ્ય સ્વાભાવિક કહેવાય છે. પરંતુ આ શબ્દ સંકેતજ્ઞાનની અપેક્ષાવાળો પદાર્થની પ્રતીતિનો જનક છે. આ પ્રમાણે તો પ્રદીપ કરતા આ શબ્દમાં વિશેષતા છે. વળી આ પ્રમાણે જ અર્થબોધનું સામર્થ્ય જ આ શબ્દનું સ્વાભાવિક રૂપ છે, પરંતુ શબ્દનિષ્ઠ સત્યાર્થતા કે અસત્યાર્થતાએ પણ સ્વાભાવિક નથી એવા આશયથી કહે છે.

ભાવાર્થ-"વક્તા-પુરુષના ગુણ-દોષની અપેક્ષાએ આ શબ્દની યથાર્થતા અને અયથાર્થતા છે."

**વિવેચન**-તથાચ આ શબ્દમાં રહેલ યથાર્થતા અને અયથાર્થતા સ્વભાવપ્રયુક્ત નથી, પરંતુ પ્રતિપાદક પુરુષમાં રહેલ શુદ્ધતા-અશુદ્ધતારૂપ ગુણ-દોષથી જન્ય છે.

૦ પુરુષમાં રહેલ દયા વિગેરે ગુણો અને દ્વેષ વગેરે દોષો પ્રસિદ્ધ જ છે.

૦ જો યથાર્થતા અને અયથાર્થતા સ્વાભાવિક માનવામાં આવે, તો વંચક-અવંચક પુરુષજન્ય વાક્યોમાં વ્યભિચાર અને અવ્યભિચારનો નિયમ ન થાય!

૦ તથાચ સમ્યગ્દર્શી-પવિત્ર પુરુષ, વક્તામાં શબ્દ સંબંધી પ્રતીતિ યથાર્થ છે અને મિથ્યાદર્શી-અપવિત્ર પુરુષ વક્તામાં શાબ્દી પ્રતીતિ અસત્ય અર્થવાળી છે.

अथ तं विभजते—

**सोऽयं शब्दो वर्णपदवाक्यरूपेण त्रिविधः। भाषावर्गणात्मकपरमाण्वारब्धो मूर्तिमानकारादिर्वर्णः। घटादिसमुदायघटकवर्णानामपि प्रत्येकमर्थवत्त्वमेव। तद्व्यत्ययेऽर्थान्तरगमनात्॥ सूत्र-६॥**

**सोऽयमिति**। व्यावर्णितस्वरूपो वचनात्मकोऽयमित्यर्थः। तत्र वर्णं लक्षयति भाषावर्गणेति, अष्टविधासु वर्गणासु भाषायोग्या या वर्गणा तदात्मकपरमाणुभिरारब्धो यो मूर्तिमानकारादिस्स वर्ण इत्यर्थः। परमाण्वारब्ध इति पदेन वर्णस्य पौद्गलिकत्वमादर्शितम्, तत्र मूर्तिमत्त्वं हेतुगर्भविशेषणम्, तथा च यो मूर्तिमान्स पौद्गलिकः यथा घटादयः, मूर्तिमांश्च वर्णस्ततः पौद्गलिक इति भावः। न च स्पर्शशून्याश्रयत्वादतिनिबिडप्रदेशे प्रवेशनिर्गमयोरप्रतिघातात् पूर्वं पश्चाच्चावयवानुपलब्धेः सूक्ष्ममूर्तद्रव्यान्तराप्रेरकत्वाद्गगनगुणत्वाच्च न वर्णः पौद्गलिक इति वाच्यं सर्वेषां हेत्वाभासत्वात्, तत्र न प्रथमः, शब्दपर्यायस्याश्रयो हि भाषावर्गणा तत्र च स्पर्शो निर्णीयत एव, अनुवातप्रतिवातयोर्विप्रकृष्टनिकटशरीरिणोपलभ्यमानानुपलभ्यमानेन्द्रियार्थत्वात् तथाविधगन्धाधारद्रव्यपरमाणुवत्, न द्वितीयो गन्धद्रव्येण व्यभिचारात्, वर्त्यमानजात्यकस्तूरिकादिगन्धद्रव्यं हि पिहितद्वारापवरकस्यान्तर्विशति बहिश्च निर्याति। न तृतीयः तडिल्लतोल्कादिभिरनैकान्तिकत्वात्। चतुर्थोऽपि गन्धद्रव्यविशेषसूक्ष्मरजोधूमादिभिर्व्यभिचारी, नासायां निविशमानस्य गन्धद्रव्यादेस्तद्विवरद्वारदेशोद्भिन्नश्मश्रुप्रेरकत्वादर्शनात्। नापि पञ्चमः, नाकाशगुणश्शब्दोऽस्मदादिप्रत्यक्षत्वाद्रूपादिवदित्यनुमानेनासिद्धेस्तस्मात्स पौद्गलिक एवेति भावः। ननु स्वार्थप्रत्यायनशक्तिमानेव शब्दोऽत्र विवक्षितो न तादृक् शब्दत्वं वर्णे निरर्थकत्वादित्याशङ्कायामाह घटादीति, तथा च घटादिसमुदायघटका वर्णाः प्रत्येकमर्थवन्तः तद्व्यत्ययेऽर्थान्तरगमनात् तस्य व्यत्यये हि राक्षसाः साक्षरा इत्यादावर्थान्तरगमनं दृश्यते तस्मादवश्यं वर्णा अर्थवन्तः, उपलक्षणोऽयं हेतुस्तेन वर्णत्वाद्धातुप्रत्ययनिपातवत् वर्णविशेषानुपलब्धौ पूर्वदृष्टार्थासम्प्रत्ययात् यथा प्रतिष्ठत इत्यत्र प्रशब्दानुपलब्धौ प्रस्थानरूपस्यार्थस्यासम्प्रत्ययादित्यादयो हेतवोऽत्र सङ्गृह्यन्ते॥

**શબ્દનો વિભાગ.**

**ભાવાર્થ**-"શબ્દ, વર્ણ-પદ-વાક્યરૂપે ત્રણ પ્રકારનો છે. ભાષાવર્ગણાના પરમાણુઓથી

આરંભેલ રૂપી અકાર આદિ 'વર્ણ' છે. ઘટ આદિ સમુદાયમાં વર્ત્તમાન વર્ણોનો પ્રત્યેકનો અર્થ છે, કેમ કે-તેઓના વ્યત્યયમાં બીજા અર્થમાં તેઓ જાય છે."

**વિવેચન**-વર્ણનું લક્ષણ-આઠ પ્રકારની વર્ગણાઓમાં જે ભાષાયોગ્ય વર્ગણા છે, તેઓના પરમાણુઓથી જનિત જે રૂપવાળો અકાર વગેરે 'વર્ણ' કહેવાય છે.

૦ 'પરમાણ્વારબ્ધ'-એ પદથી વર્ણનું પૌદ્ગલિકપણું દર્શાવેલ છે. મૂર્તિમત્ત્વ એ હેતુગર્ભિત વિશેષણ છે. જે મૂર્તિમાન છે, તે પૌદ્ગલિક છે. જેમ કે-ઘટ વગેરે. વળી મૂર્તિવાળો વર્ણ છે તેથી પૌદ્ગલિક છે.

**શંકા**-વર્ણરૂપ શબ્દ પૌદ્ગલિક નથી, કેમ કે-(૧) સ્પર્શરહિત આશ્રયરૂપ છે. (૨) અત્યંત ગાઢ પ્રદેશમાં પ્રવેશતો કે નીકળતો શબ્દ રોકાતો નથી. (૩) પહેલેથી કે પાછળથી શબ્દના અવયવો દેખાતાં જ નથી. (૪) સૂક્ષ્મ, રૂપી બીજા દ્રવ્યોનો પ્રેરક નથી. (૫) શબ્દ આકાશનો ગુણ છે.

**સમાધાન**-આ પાંચેય હેતુઓ હેત્વાભાસરૂપ છે. તે આ પ્રમાણેઃ-(૧) શબ્દપર્યાયનો આશ્રય ભાષાવર્ગણા છે (સજાતીય પુદ્ગલોના સમુદાયને વર્ગણા કહે છે. ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ, ભાષા અને મન-એમ સાત પ્રકારે વર્ગણા છે. તેમાં જે પુદ્ગલવર્ગણામાંથી શબ્દ બને છે, તેને ભાષાવર્ગણા કહે છે.), પરંતુ શબ્દનો આશ્રય આકાશ નથી. શબ્દના આશ્રયભૂત ભાષાવર્ગણા પુદ્ગલસ્વરૂપ હોવાથી તેમાં સ્પર્શ અવશ્ય છે. જેમ ગંધદ્રવ્યના આશ્રયભૂત પરમાણુઓનો દૂર રહેલા મનુષ્યોને પણ અનુકૂળ વાયુથી અનુભવ થાય છે અને જો પ્રતિકૂળ વાયુ હોય, તો પાસે રહેલા મનુષ્યોને પણ તે ગંધનો અનુભવ થતો નથી. તેથી ગંધ જેમ ઈન્દ્રિયનો વિષય હોવાથી પૌદ્ગલિક છે, તેમ શબ્દ પણ ઈન્દ્રિયનો વિષય હોવાથી પૌદ્ગલિક છે. આથી વૈશેષિકોદ્વારા રજૂ કરેલ સ્પર્શશૂન્ય આશ્રયત્વહેતુ શબ્દમાં નહીં રહેવાથી અસિદ્ધ છે.

(૨) બીજો હેતુ ગંધદ્રવ્યની સાથે વ્યભિચારી હોવાથી અનૈકાન્તિક છે. ખૂબ ખૂબ સારી રીતે બંધ કરેલા દ્વારવાળા ઓરડામાં વટાતા કસ્તુરી આદિ ગંધદ્રવ્યોનાં પ્રવેશ નિર્ગમન થાય છે. તેથી ગંધ જેમ પૌદ્ગલિક છે, તેમ શબ્દ પણ અત્યંત સઘનપ્રદેશમાં પ્રવેશ-નિર્ગમ કરી શકતો હોવાથી પૌદ્ગલિક છે. જો કહેશો કે-તેમાં સૂક્ષ્મ છિદ્રનો સંભવ હોવાથી તેનું અત્યંત સઘનપણું નથી, માટે તેવા પ્રકારનાં ઓરડા આદિમાં ગંધદ્રવ્યનો પ્રવેશ-નિર્ગમ થાય છે, પરંતુ સર્વથા છિદ્રરહિત પ્રદેશમાં ગંધનો પ્રવેશ-નિર્ગમ થઈ શકતો નથી. આમ કહેવું પણ ઠીક નથી, કેમ કે-જેવી રીતે ગંધદ્રવ્યનો પ્રવેશ-નિર્ગમ થાય છે અને રોકાય છે, તેવી રીતે શબ્દનો પણ પ્રવેશ-નિર્ગમ થાય અને રોકાય છે, માટે તે બનેનું તુલ્યપણું હોવાથી ઉક્ત હેતુ વ્યભિચારી છે.

(૩) ત્રીજો પણ હેતુ વિજળી અને ઉલ્કાપાત આદિની સાથે વ્યભિચારી હોવાથી અનૈ-

કાન્તિક છે જેમ વિજળી આદિના પૂર્વ અને પશ્ચાત્ અવયવો જોવામાં નહીં આવવા છતાં પણ તે પૌદ્ગલિક છે, તેમ શબ્દના પણ પૂર્વાપર અવયવો જોવામાં નહીં આવવા છતાં પણ તે પૌદ્ગલિક છે.

(૪) ચોથો હેતુ ગંધદ્રવ્યની સાથે વ્યભિચારી હોવાથી અસિદ્ધ છે. જેમ ગંધ-દ્રવ્યવિશેષ-સૂક્ષ્મરજ-ધૂમ આદિ દ્રવ્યો, નાસિકામાં પ્રવેશ કરતાં નાસિકાના વિવરદેશમાં ઉત્પન્ન શ્મશ્રુ આદિ દ્રવ્યાન્તરના પ્રેરક નહીં હોવા છતાં પણ તે ગંધ આદિ દ્રવ્યો જેમ પૌદ્ગલિક છે, તેમ શબ્દ પણ દ્રવ્યાન્તરનો પ્રેરક નહીં હોવા છતાં પણ પૌદ્ગલિક છે.

(૫) વળી પાંચમો હેતુ પણ અસિદ્ધ છે. તે આ પ્રમાણેઃ-શબ્દ આકાશનો ગુણ નથી, કેમ કે-રૂપ આદિની જેમ ઈન્દ્રિયોદ્વારા પ્રત્યક્ષ છે. આ રીતે શબ્દનું પૌદ્ગલિકપણું સિદ્ધ છે.

શંકા-પોતાના અર્થની પ્રતીતિ કરાવવાની શક્તિવાળો જ શબ્દ વિવક્ષિત છે, તેવું શબ્દત્વ વર્ણમાં નથી માટે નિરર્થક છે જ ને ?

**સમાધાન**-ઘટ આદિ સમુદાયવર્તી વર્ણો પ્રત્યેક અર્થવાળા છે. ખરેખર, તેના વ્યત્ય-યમાં (ઉલ્ટા-સુલ્ટીમાં) 'સાક્ષરા' 'રાક્ષસા.' ઈત્યાદિમાં વર્ણોનું અર્થાન્તરમાં ગમન દેખાય છે, તેથી અવશ્ય વર્ણો 'અર્થવાળા' છે. આ હેતુ ઉપલક્ષણ છે. તેથી વર્ણો હોવાથી ધાતુ-પ્રત્યયનિપાતની માફક, વર્ણવિશેષની અનુપલબ્ધિમાં પૂર્વે દેખેલ અર્થની અપ્રતીતિ છે. જેમ કે-'પ્રતિષ્ઠતે' ઈતિ સ્થળમાં 'પ્ર' શબ્દની ગેરહાજરીમાં પ્રસ્થાનરૂપ અર્થની અપ્રતીતિ છે. ઈત્યાદિ હેતુઓનો અહીં સંગ્રહ કરાય છે.

अथ पदलक्षणमाह—

**स्वार्थप्रत्यायने शक्तिमान् पदान्तरघटितवर्णापेक्षणरहितः परस्परसहकारिवर्णसंघातः पदम् ॥ सूत्र-७ ॥**

**स्वार्थेति** । स्वार्थबोधजनकशक्तिमानित्यर्थः, पदान्तरेति पदान्तर्वर्तिवर्णान्तरजनितोपकारपराङ्मुख इत्यर्थः, परस्परेति, अर्थबोधजनने परस्परसहकारिभावेन वर्त्तमानानां वर्णानां यस्संघात आनुपूर्वीत्यर्थः । ननु ह्य्र्यादिवाचकैकाक्षराकारादीनां कथं पदत्वं परस्परसहकारिवर्णसंघातरूपत्वाभावात्, न च प्रथमा-द्वितीयादिविभक्तिसहितत्वेनादोष इति वाच्यम् सम्बोधने क्वचिद्विभक्तेरश्रूयमाणत्वेन तत्राव्याप्तेरिति चेन्न, अश्रुताया अपि विभक्तेर्बुद्ध्यारूढत्वेन वर्णसंघातत्वसम्भवात् अन्यथा सम्बोधनत्वज्ञानाभावप्रसङ्गः स्यात् । तादृशस्थलेपदान्तरवर्त्तिवर्णान्तरापेक्षणरहितत्वविशिष्टशक्तिमद्वर्णत्वस्यैव वा पदत्वात् ॥

## પદનું લક્ષણ.

**ભાવાર્થ**-"પોતાના અર્થની પ્રતીતિ કરાવવા માટે શક્તિવાળો-બીજા પદમાં રહેલ વર્ણોની અપેક્ષા વગરનો, પરસ્પર સહકારી વર્ણોનો સમુદાય 'પદ' કહેવાય છે."

**વિવેચન**-પદાર્થની પ્રતિપત્તિરૂપ કર્ત્તવ્યમાં પરસ્પર સહકારિપણાએ રહેલ-બીજા પદમાં

રહેલ વર્ણોએ કરેલ ઉપકારથી પરાઙ્મુખ, સ્વાર્થબોધજનક શક્તિવાળો વર્ણોની ક્રમસર રચનારૂપ મેળો 'પદ' કહેવાય છે.

શંકા–વિષ્ણુ આદિ વાચક એક અક્ષરરૂપ અકાર આદિમાં કેવી રીતે પદત્વ છે? કેમ કે–પરસ્પર સહકારી વર્ણોનો સમુદાય નથી. વળી એમ પણ નહીં કહેવું કે–'પ્રથમા–દ્વિતીયા આદિ વિભક્તિ સહિત(વિભક્ત્ત અન્તવાળું પદ છે એ અપેક્ષાએ)પણાની અપેક્ષાએ પદત્વ નિર્દુષ્ટ છે,' કેમ કે–સંબોધનમાં ક્વચિત્ વિભક્તિ નહીં સંભળાતી હોઈ ત્યાં અવ્યાપ્તિ છે જ ને?

**સમાધાન**–નહીં સાંભળેલ એવી પણ વિભક્તિ, બુદ્ધિમાં આરૂઢ હોઈ વર્ણસંઘાતરૂપ પદત્વ ત્યાં સંભવિત છે. નહીંતર સંબોધનપણાના જ્ઞાનના અભાવનો પ્રસંગ થશે. અથવા તેવા સ્થળમાં ' पदान्तरवर्त्तिवर्णान्तरापेक्षणरहितत्वविशिष्टशक्तिमद्वर्ण 'પણારૂપ પદલક્ષણ બરોબર ઘટે છે.

अथ वाक्यलक्षणमाचष्टे—

**स्वार्थप्रत्यायने शक्तिमान् वाक्यान्तरघटितपदापेक्षणरहितः परस्परसहकारिपदसमूहो वाक्यम् ॥ सूत्र–८ ॥**

**स्वार्थप्रत्यायन इति** । स्वघटकानां परस्परसहकारितया व्यवस्थितानां पदानां स्वाघटकपदापेक्षारहितानां समुदायस्स्वार्थप्रत्यायनशक्तियुक्तो वाक्यमित्यर्थः, न च यत्सत्तत्सर्वं परिणामि यथा घटः संश्च शब्द इति साधनवाक्यं कथं भवेत्? तस्मात्परिणामीत्याद्याकांक्षणादिति वाच्यम्, तादृशाकांक्षानुदयो यस्य तदपेक्षयैव तस्य वाक्यत्वात् नान्यापेक्षया, निराकांक्षतायाः प्रतिपत्तृधर्मत्वेन वाक्ये उपचारात्, तस्याचेतनत्वात् । स चेत् प्रतिपत्ता साधनवाक्यज्ञानेऽपि निगमनमपेक्षते तर्हि तदपेक्षन एवेति न तं प्रति तावन्मात्रस्य वाक्यत्वं, तावता वाक्यार्थप्रतिपत्तावपि परापेक्षायां पञ्चावयववाक्यादप्यर्थप्रतिपत्तौ परापेक्षाप्रसङ्गेन न क्वचिन्निराकांक्षत्वसिद्धिप्रसङ्गस्स्यादिति । दश दाडिमानि षडपूपाः कुण्डमजाजिनमित्यादि पदसंघातस्य परस्परनिरपेक्षस्य पदसघातत्वेऽपि न वाक्यत्वं परस्परसापेक्षपदसमूहत्वाभावात् । तथा च परस्परसापेक्षाणां पदानां निरपेक्षस्समुदायो वाक्यमिति निष्कर्षः । निरपेक्षपदञ्च चैत्रः स्थाल्या पचतीति कर्मपदरहितेऽतिव्याप्तिवारणाय । ननु 'स्फटिकाकृतिनिर्मलः प्रकामम्' इत्यादौ वाक्य आकृतिपदघटितत्वेनाधिकेऽतिव्याप्तिवारणार्थं विशेषणान्तरनिवेशप्रसङ्ग इति न च तत्तद्दोषाभावकूटविशिष्टपदसमुदायत्वं वाक्यत्वमुच्यते न्यूनत्वाधिकत्वादिकं च दोष एवेति न तत्रातिव्याप्तिरिति वाच्यमननुगमादिति चेन्नाऽऽकाङ्क्षायोग्यतासत्तिमत्पदसमूहस्यैव वाक्यत्वात् तत्राकांक्षा अभिधानापर्यवसानं, अभिधानं पद तस्यापर्यवसानमन्वयाननुभावकत्वम्, तथा च यस्यपदस्य समभिव्याहृतयत्पदव्यतिरेकप्रयुक्तं यादृशान्वयाननुभावकत्वं तादृशान्वयाननुभवे समभिव्याहृततत्पदस्य तेन तादृशान्वयाननुभावकत्वं तयोराकांक्षा. अस्ति च द्वितीयादिपदस्य घटादिविशिष्टकर्मत्वाद्यन्वयाननुभावकत्वं घटादिपदव्यतिरेकप्रयुक्तं न तु कर्मत्वादिपदस्य, घटादिपदसत्त्वेऽपि स्वत एव तस्याननुभावकत्वादिति घटमित्यादावा-

कांक्षा, न तु घटः कर्मत्वमित्यादाविति, योग्यता चैकपदार्थेऽपरपदार्थसंसर्गवत्त्वम्, न चैकविध्यर्थयोः कृतीष्टसाधनत्वयोः परस्परमन्वयो न स्यादुक्तयोग्यताविरहादिति वाच्यम्, एकवृत्तिविषयेऽपरवृत्तिविषयसंसर्गवत्त्वस्यैव तदर्थत्वात्। आसत्तिस्तु एकपदार्थोपस्थित्यव्यवधानेनापरपदार्थोपस्थितिः, अव्यवधानं व्यवधानाभावः, तेन युगपन्नानापदार्थोपस्थितावपि न क्षतिः, तच्चार्थसिद्धं, तत्तत्पदार्थशाब्दबुद्धौ तत्तत्पदार्थोपस्थितेर्हेतुतया विनाऽव्यवहितोपस्थितिं शाब्दबोधासम्भवात्। ननु वर्णानां समुदायः पदं, तत्समुदायो वाक्यमित्युक्तं, तत्र व्यस्तानामर्थप्रतिपादकत्वे वर्णेनैकेनैव गवाद्यर्थप्रतिपत्तौ द्वितीयादिवर्णोच्चारणानर्थक्यापत्तिः, तत्समुदायोऽपि च न सम्भवति, क्रमोत्पन्नानामनन्तरविनष्टत्वेन समुदायासम्भवात्, न च युगपदुत्पन्नानां तेषां तत्सम्भावना युक्ता, एकपुरुषापेक्षया युगपदुत्पादासम्भवात् प्रतिनियतस्थानकरणप्रयत्नप्रभवत्वात्तेषाम्। भिन्नभिन्नपुरुषप्रयुक्तगकारौकारविसर्जनीयानां नहि समुदायार्थप्रतिपादकत्वं दृष्टम्। न चान्त्यो वर्णः पूर्वपूर्ववर्णानुगृहीतोऽर्थप्रत्यायक इति साम्प्रतम्, पूर्ववर्णानामन्त्यवर्णं प्रत्यनुग्राहकत्वायोगात्। अनुग्राहकत्वं हि न जनकत्वं वर्णाद्वर्णोत्पत्तेरभावात् नियतस्थानादिसम्पाद्यत्वाद्वर्णानाम्। नाप्यर्थज्ञानोत्पत्तौ सहकारित्वं, अविद्यमानानां सहकारित्वानुपपत्तेः, नन्वा पूर्ववर्णानुभवजास्संस्कारास्तत्सहायतां प्रतिपद्यन्ते, संस्काराणां स्वोत्पादकविषयस्मृतिहेतुत्वादिति चेन्न परिमितसंख्यानां पुद्गलद्रव्योपादानापरित्यागेनैव परिणतानामश्रावणस्वभावपरित्यागव्याप्तश्रावणस्वभावानां विशिष्टानुक्रमयुक्तानां वर्णानां वाचकत्वाच्छब्दत्वाभ्युपगमात्। सोऽपि क्रमो वर्णेभ्यो नार्थान्तरमेव, वर्णानुविद्धस्य प्रतीतेः, नापि वर्णा एव क्रमः, तद्विशिष्टतया तेषां प्रतीतेः, न च तद्विशेषणत्वेन प्रतीयमानस्य क्रमस्यापह्नवो युक्तः, वर्णेष्वपि तत्प्रसक्तेः। ततो भिन्नाभिन्नानुपूर्वीविशिष्टा वर्णा विशिष्टपरिणामवन्तः शब्दाः, ते च पदावाक्यादिरूपतया व्यवस्थिता इति ॥

## વાક્યનું લક્ષણ.

**ભાવાર્થ**–"સ્વાર્થપ્રત્યાયનમાં શક્તિવાળો, બીજા વાક્યમાં વર્ત્તમાન પદોની અપેક્ષાથી રહિત, પરસ્પર સહકારી પદોનો સમુદાય 'વાક્ય' છે."

**વિવેચન**–સ્વવાક્યમાં વર્ત્તમાન, પરસ્પર સહકારીપણાએ રહેલ, સ્વવાક્યમાં અવર્ત્તમાન પદોની અપેક્ષારહિત પદોનો, સ્વાર્થબોધ શક્તિસંપન્ન સમુદાય 'વાક્ય' કહેવાય છે.

**શંકા**–જે સત્ છે, તે સઘળુંય પરિણામી છે. જેમ કે–ઘટ. (तथाचायं-परिणामित्वव्याप्य सत्त्ववत् सर्वं, तस्मात्तथेति परिणामित्वव्याप्य सत्त्ववत्त्वात् परिणामीति।)

'સંશ્ચ શબ્દ' ઈતિ સાધનવાક્ય કેવી રીતે ઘટે? કેમ કે–તસ્માત્ પરિણામી ઈત્યાદિ નિગમન આદિની આકાંક્ષા છે જ ને?

**સમાધાન**–જેને તેવી આકાંક્ષાનો ઉદય નથી, તેની અપેક્ષાએ જ તેનું વાક્યપણું છે પણ બીજાની અપેક્ષાએ નહીં, કેમ કે–નિરાકાંક્ષતા પ્રતિપત્તાનો ધર્મ હોઈ વાક્યમાં ઉપચારથી છે; કેમ કે–તેનું અચેતનપણું છે. જો તે પ્રતિપત્તા સાધનવાક્યજ્ઞાનમાં પણ

નિગમનની અપેક્ષા રાખે છે, તો તે નિગમની અપેક્ષા છે જ, માટે તેના પ્રત્યે તાવન્માત્રનું વાક્યપણું નથી. તેટલાથી વાક્યાર્થની પ્રતિપત્તિમાં પણ જો પરની અપેક્ષા માનવામાં આવે, તો પંચ અવયવવાક્યથી પણ અર્થની પ્રતિપત્તિમાં પરની અપેક્ષાના પ્રસંગથી ક્વચિત્ નિરાકાંક્ષપણાની સિદ્ધિનો પ્રસંગ નહીં થાય !

० દશ દાડમો, છ માલપૂઆ, કુંડ, બકરાનું ચામડું ઈત્યાદિ પરસ્પર અપેક્ષા વગરના પદસંઘાતમાં પદસંઘાતપણું હોવા છતાં વાક્યપણું નથી, કેમ કે-પરસ્પરસાપેક્ષ પદસમૂહપણાનો અભાવ છે. તથાચ પરસ્પરસાપેક્ષ સ્વવાક્યમાં અવર્ત્તમાન પદ નિરપેક્ષ પદોનો સમુદાય 'વાક્ય' કહેવાય છે.

० 'ચૈત્ર, થાળીમાં રાંધે છે'-આવા કર્મપદરહિતમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'નિરપેક્ષ'પદ પ્રયુક્ત છે.

**શંકા**-'स्फटिकाकृतिनिर्मलः प्रकामम्' સ્ફટિક આકૃતિની માફક અત્યંત નિર્મલ છે. ઈત્યાદિ વાક્યમાં આકૃતિપદ ઘટિત હોઈ, અધિકમાં અતિવ્યાપ્તિના વારણ માટે બીજા વિશેષણના નિવેશનો પ્રસંગ થશે ને? વળી એમ પણ ન કહેવું કે-'તે તે દોષોના અભાવકૂટ વિશિષ્ટ પદસમુદાયપણું વાક્યનું લક્ષણ' જો કરવામાં આવે, તો ન્યૂનત્વ-અધિકત્વ વગેરે દોષ છે, માટે ત્યાં અતિવ્યાપ્તિ નહીં આવે; કેમ કે-અનુગમનો અભાવ છે ને?

**સમાધાન**-(૧) આકાંક્ષા=યોગ્યતા-આપત્તિવાળા પદસમુદાયને જ વાક્ય કહે છે. ત્યાં આકાંક્ષા=જે પદના અભાવથી જન્ય, જે પદમાં શાબ્દબોધની અજનકતા છે, તેવા શાબ્દ બોધમાં તે પદમાં તે પદની સાથે આકાંક્ષા છે. જેમ કે-'ગામાનય'-'ગાયને તું લાવ.' ઈત્યાદિ વાક્યમાં રહેલ જે ગોપદ છે, તેનો શાબ્દબોધ 'અમ્'પદ વગર થતો નથી; કેમ કે-'ગો આનય' એવા વાક્યથી અર્થ પ્રતીત થતો નથી. તેથી 'ગામાનય' એ વાક્યના અર્થવાક્યના અર્થજ્ઞાનમાં ગોપદથી પછી આવેલ 'અં'પદ સ્વરૂપપદની આકાંક્ષા હેતુ છે. અથવા 'ઘટં' ઈત્યાદિ સ્થળમાં અવ્યવહિત ઉત્તરત્વ આદિ સંબંધથી 'અમ્પદં ઘટ પદવત્' ઈતિ આકારક અમ્પદ વિશેષ્યક ઘટપદપ્રકારક જ્ઞાનની સત્તા હોયે છતે 'ઘટ સંબંધી કર્મત્વ' એવો બોધ થાય છે. 'અમ્ ઘટ' એવા વિપરીત ઉચ્ચારણમાં તો તેવા જ્ઞાનના અભાવથી તેવો શાબ્દબોધ થતો નથી, એથી તેવું આકાંક્ષાજ્ઞાન શાબ્દબોધમાં કારણ છે.

(૨) યોગ્યતા=એક પદાર્થમાં બીજા પદાર્થનો સંબંધ 'યોગ્યતા' કહેવાય છે. જેમ કે-'આગથી સિંચે છે.' અહીં સિંચન કરવાની યોગ્યતા અગ્નિમાં બાધિત છે, માટે આ વાક્યથી શાબ્દબોધ થતો નથી. તેથી એક પદાર્થમાં બીજા પદાર્થનો સંબંધ રહેવો તે જ યોગ્યતા છે.

**શંકા**-એકવિધિરૂપ અર્થવાળા કૃતિ અને ઈષ્ટ સાધનતામાં પરસ્પર સંબંધ નહીં જ થાય! કેમ કે-ઉપરોક્ત યોગ્યતાનો અભાવ છે.

**સમાધાન**-એકવૃત્તિના વિષયમાં અપરવૃત્તિ વિષયનો સંસર્ગ જ તે યોગ્યતાનો અર્થ છે.

(૩) આસત્તિ=એક પદાર્થની ઉપસ્થિતિના વ્યવધાન વગર બીજા પદાર્થની ઉપસ્થિતિ, તેનાથી એકીસાથે અનેક પદાર્થોની ઉપસ્થિતિ છતાં ક્ષતિ નથી. તે અર્થ સિદ્ધ છે કે–તે તે પદાર્થના શાબ્દબોધ પ્રત્યે તે તે પદાર્થની ઉપસ્થિતિનું હેતુપણું હોઈ, અવ્યવહિત ઉપસ્થિતિ સિવાય શાબ્દબોધનો અસંભવ છે. (પદોનુ વિલંબ વગર ઉચ્ચારણ કરવું સન્નિધિ છે. પહેલા પ્રહરમાં 'ગાં' અને એના પછીના બીજા પ્રહરમાં 'આનય' એવું ઉચ્ચારણ કરતાં, એકીસાથે નહીં ઉચ્ચારેલા 'ગામાનય' ઈત્યાદિ વાક્યથી સંનિધિ નહીં હોવાથી શાબ્દબોધ થતો નથી.

શંકા–'વર્ણોનો સમુદાયપદ'–'તે પદોનો સમુદાય વાક્ય'–આ પ્રમાણે જે કહેલ છે, ત્યાં વ્યસ્ત પદોના અર્થપ્રતિપાદકપણાની માન્યતામાં 'ગાં' ઈત્યાદિ સ્થળમાં 'गौ' એવા એક-વર્ણથી જ ગો આદિ અર્થની પ્રતિપત્તિ થઈ જતાં 'અમ્'રૂપ દ્વિતીયા વિભક્તિ આદિ વર્ણના ઉચ્ચારણની નિરર્થકતાની આપત્તિ છે ને ?

○ તેનો સમુદાય પણ સંભવતો નથી, કેમ કે–ક્રમથી ઉત્પન્ન વર્ણ આદિનો અનન્તર વિનાશ હોઈ સમુદાયનો અસંભવ છે. વળી એકીસાથે ઉત્પન્ન વર્ણ આદિના સમુદાયની સંભાવના યુક્ત નથી, કારણ કે–એક પુરુષની અપેક્ષાએ એકીસાથે વર્ણ આદિનો ઉત્પત્તિનો અસંભવ હોઈ, તે વર્ણ આદિ પ્રતિનિયત સ્થાન–કરણ–પ્રયત્નવિશેષોથી જન્ય છે ને ?

○ ભિન્ન ભિન્ન પુરુષોથી પ્રયુક્ત ગ–ઔ–: (ગૌ:) ગકાર–ઔકાર અને વિસર્ગોમાં સમુદાયનું અર્થપ્રતિપાદકપણું પ્રત્યક્ષ દેખાયેલું નથી ને ?

○ વળી અંતિમ વર્ણ પૂર્વપૂર્વ વર્ણથી અનુગૃહીત (જનિત–પછીથી ગ્રહણ કરાયેલો) શાબ્દબોધ જનક છે, એવું કથન વ્યાજબી નથી, કેમ કે–પૂર્વ વર્ણોનું અંતિમ વર્ણ પ્રત્યે અનુગ્રાહકપણાનો અભાવ છે. વળી ખરેખર, અનુગ્રાહકપણું એટલે જનકપણું નથી, કેમ કે–વર્ણથી વર્ણ પેદા થતો નથી. વર્ણો તો પોતાના નિયત સ્થાન આદિથી જન્ય છે ને ?

○ વર્ણો અર્થજ્ઞાનની ઉત્પત્તિમાં સહકારી નથી, કેમ કે–અવિદ્યમાનોમાં સહકારિપણું ઘટતું નથી, અથવા અર્થજ્ઞાનની ઉત્પત્તિમાં પૂર્વ વર્ણોના અનુભવજન્ય સંસ્કારો સહાયક–સહકારી નથી : કેમ કે–સંસ્કાર ઉત્પાદક વિષયના સ્મૃતિ પ્રત્યે સંસ્કારો હેતુ છે ને ?

**સમાધાન**–પરિમિત સંખ્યાવાળા, પુદ્ગલદ્રવ્યના ગ્રહણના અપરિત્યાગથી જ પરિણત થયેલા, અશ્રાવણ સ્વભાવના પરિત્યાગથી વ્યાપ્ત શ્રાવણ ( શ્રવણ ઈન્દ્રિયગ્રાહ્ય) સ્વભાવવાળા, વિશિષ્ટ અનુક્રમણથી યુક્ત વર્ણોનું વાચકપણું હોઈ શબ્દપણાનો સ્વીકાર છે.

○ તે પણ ક્રમ વર્ણોથી જુદો નથી, કેમ કે–વર્ણોથી અનુવિદ્ધ ક્રમની પ્રતીતિ છે. વળી વર્ણો એ જ ક્રમ નથી, કેમ કે–ક્રમવિશિષ્ટપણાએ તે વર્ણોની પ્રતીતિ છે.

○ વળી તે વર્ણોના વિશેષપણાએ પ્રતીતિવિષય થતા ક્રમનો અપહ્નવ (અપલાપ) વ્યાજબી નથી, કેમ કે–વર્ણોમાં પણ અપહ્નવનો પ્રસંગ આવશે ! તેથી ભિન્ન–અભિન્ન આનુપૂર્વીવિશિષ્ટ વર્ણો વિશિષ્ટ પરિણામવાળા શબ્દો કહેવાય છે. વળી તે શબ્દો, પદવાક્ય આદિ રૂપપણાએ વ્યવસ્થિત છે.

सोऽयं शब्दो द्विविधः प्रमाणात्मको नयात्मकश्चेति यतः कार्त्स्न्येन तत्त्वार्थाधिगमः स प्रमाणरूपः, यथाऽन्तर्बहिर्वा भावराशिः स्वरूपमाबिभर्ति तथैव तं प्रकाशयितुं सप्तभङ्गीसमनुगत एव शब्दस्समर्थो भवतीति स एव प्रमाणरूपः, तथैव परिपूर्णार्थप्रापकत्वलक्षणतात्त्विकप्रामाण्यनिर्वाहात् । देशतस्तत्त्वार्थाधिगमकस्तु नयात्मकः परिपूर्णवस्त्वेकदेशप्रापकत्वात्, एतत्स्वरूपमग्रे वक्ष्यते । तत्र सप्तभङ्गीस्वरूपमादौ दर्शयति —

**अनेकान्तात्मके पदार्थे विधिनिषेधाभ्यां प्रवर्त्तमानोऽयं शब्दस्सप्तभङ्गी यदानुगच्छति तदैवास्य पूर्णार्थप्रकाशकत्वात्प्रामाण्यम् । घटोऽस्तीत्यादिलौकिकवाक्यानामर्थप्रापकत्वमात्रेण लोकापेक्षया प्रामाण्येऽपि न वास्तविकं प्रामाण्यं, पूर्णार्थाप्रकाशकत्वात् सप्तभङ्गीसमनुगमाभावाच्च ॥ सूत्र-९ ॥**

**अनेकान्तात्मक इति ।** सदसन्नित्यानित्यादिसकलैकान्तपक्षविलक्षणजात्यन्तरसदसत्त्वनित्यानित्यत्वादिनानाधर्मकरम्बित इत्यर्थः । सप्तभङ्गीमिति, सप्तानां भङ्गानां समाहारस्तामिति विग्रहः । ननु घटोऽस्तीत्यादिवाक्यानां सप्तभङ्गीसंस्पर्शशून्यत्वेऽपि अर्थप्रापकत्वेन प्रमाणत्वात्कथं सप्तभङ्गीसमनुगतानामेव प्रामाण्यमित्याशङ्कायामाह घटोऽस्तीति, अर्थप्रापकत्वमात्रेणेति किञ्चिदर्थप्रापकत्वेनेत्यर्थः मात्रपदेन परिपूर्णार्थप्रकाशकत्वाभावः सूच्यते । लोकापेक्षया प्रामाण्येऽपीति, तद्वति तत्प्रकारकत्वरूपलौकिकप्रामाण्यवत्त्वेऽपीत्यर्थः वास्तविकप्रामाण्याभावे हेतुमाह पूर्णार्थेति । अत्र हेतुमाह सप्तेति ॥

## સપ્તભંગીનું સ્વરૂપ.

તે આ શબ્દ, પ્રમાણ અને નયરૂપે બે પ્રકારનો છે.

(૧) જેથી સંપૂર્ણપણાએ તત્ત્વાર્થનો અધિગમ છે. તે પ્રમાણરૂપ શબ્દ, જેમ અંદર અને બહાર, પદાર્થસમૂહ સ્વરૂપને ધારણ કરે છે, તેમ તેને પ્રકાશિત કરવા માટે સપ્તભંગીને સારી રીતે અનુગત જ શબ્દ સમર્થ થાય છે. તે જ પ્રમાણરૂપ છે, કેમ કે-તથૈવ પરિપૂર્ણ અર્થપ્રાપકપણારૂપ લક્ષણવાળા તાત્ત્વિક પ્રામાણ્યનો નિર્વાહ છે. દેશથી તત્ત્વાર્થનો અધિગમક શબ્દ નયરૂપ છે, કેમ કે-પરિપૂર્ણ વસ્તુના એકદેશનો પ્રાપક છે. આ નયનું સ્વરૂપ આગળ કહેવાશે.

**ભાવાર્થ**-"અનેકાન્ત આત્મક પદાર્થમાં વિધિમુખથી અને નિષેધમુખથી પ્રવર્ત્તમાન આ શબ્દ, સપ્તભંગીને જ્યારે અનુસરે છે, ત્યારે જ આ શબ્દનું પૂર્ણ અર્થપ્રકાશકપણું હોઈ પ્રમાણપણું છે. 'ઘડો છે' ઈત્યાદિ લૌકિક વાક્યોમાં અર્થબોધજનક માત્રથી લોકની અપેક્ષાએ પ્રમાણપણું છતાં વાસ્તવિક પ્રમાણપણું નથી, કેમ કે-પૂર્ણ અર્થનું અપ્રકાશપણું છે; કેમ કે-સપ્તભંગીના અનુગમનો અભાવ છે."

**વિવેચન**-અનેકાન્ત આત્મક=સત્ જ છે, અસત્ જ છે, નિત્ય જ છે, અનિત્ય જ છે. ઈત્યાદિ સકળ એકાન્ત પક્ષથી વિલક્ષણભૂત જાત્યંતરરૂપ સદ્ અસત્ત્વ, નિત્યાનિત્યત્વ આદિ નાના

ધર્મથી અન્વિત પદાર્થમાં સપ્તભંગીનો વિગ્રહ=સાત પ્રકારોનો સમુદાય તે સપ્તભંગી.

**શંકા**–'ઘડો છે' ઈત્યાદિ વાક્યોનું સપ્તભંગીના સંસ્પર્શથી શૂન્યપણું છતાં, જો શાબ્દબોધ જનકપણું હોઈ પ્રમાણપણું છે, તો સપ્તભંગી સમનુગત વાક્યોનું જ પ્રમાણપણું કેવી રીતે?

**સમાધાન**–'ઘડો છે' એ વાક્યમાં કિંચિત્ અર્થઆપકપણું છે, પણ માત્રપદથી પરિપૂર્ણ અર્થપ્રકાશકપણાનો અભાવ સૂચિત કરાય છે.

૦ લોકની અપેક્ષાએ પ્રામાણ્યપણું છે, એટલે 'તદ્વતિ તત્પ્રકારકો'–'અનુભવો યથાર્થઃ' જે વસ્તુ વાસ્તવમાં જે પ્રકારથી છે, તેને તે પ્રકારથી સમજવી, તે જ યથાર્થ અનુભવ કહેવાય છે. જેમ કે–ચાંદીમાં રજતત્વવિશેષણક અને રજતવિશેષ્યકજ્ઞાન અર્થાત્ ચાંદીને ચાંદી અને સોનાને સોનારૂપે જાણવું. આનું બીજું નામ પ્રમાણ છે. ઉપરોક્ત સ્વરૂપવાળું પ્રમાણપણું છતાં વાસ્તવિક પ્રમાણપણું નથી. કેમ કે–સપ્તભંગીના સમનુગમનો અભાવ હોઈ પૂર્ણ અર્થના પ્રકાશકપણાનો અભાવ છે.

का नाम सप्तभङ्गीत्यत्राह—

**तत्र प्रश्नानुगुणमेकधर्मिविशेष्यकाविरुद्धविधिनिषेधात्मकधर्मप्रकारकबोधजनकसप्तवाक्यपर्याप्तसमुदायत्वं सप्तभङ्गीत्वम् ॥ सूत्र–१० ॥**

**तत्रेति** । प्रच्छकप्रश्नज्ञानप्रयोज्यत्वे सत्येकवस्तुविशेष्यकाविरुद्धविधिप्रतिषेधात्मकधर्मप्रकारकबोधजनकसप्तवाक्यपर्याप्तसमुदायत्वं लक्षणार्थः । वक्ष्यमाणवाक्यसप्तके लक्षणमिदमव्याहतम् । वक्ता हि प्रच्छकप्रश्नज्ञानेन विवक्षति ततश्च वाक्यं प्रयुनक्ति, अतस्सप्तवाक्यसमुदायस्य साक्षात्प्रश्नज्ञानप्रयोज्यत्वाभावेऽपि परम्परया तत्सत्त्वान्न क्षतिः । एकस्मिन् वस्तुनि घटादौ द्रव्यक्षेत्रकालभावापेक्षया सत्त्वस्यासत्त्वस्य, कथञ्चित्सदसत्त्वस्य, कथञ्चिदवक्तव्यत्वस्य कथञ्चित्सत्त्वावक्तव्यत्वयोः, कथञ्चिदसत्त्वावक्तव्यत्वयोः, कथञ्चित्सत्त्वासत्त्वावक्तव्यत्वानां च सत्त्वेन तादृशवाक्यसप्तकाद्घटादिरूपैकवस्तुविशेष्यकाविरुद्धसत्त्वादिप्रकारकबोधस्योदयेन लक्षणसमन्वयः । घटोऽस्ति पटो नास्तीत्यादिनानावस्तुनिसत्त्वासत्त्वादिबोधकवाक्येऽतिप्रसङ्गवारणायैकधर्मिविशेष्यकेति । एकस्मिन्नेव धर्मिणि प्रत्यक्षादिविरुद्धविधिनिषेधबोधकवाक्यसप्तके व्यभिचारवारणायाविरुद्धेति । विरोधस्फूर्तौ वाक्यस्याबोधकत्वे तदनुपादेयमेव । घटस्स्यादस्तीत्यादिद्वित्रादिवाक्यसमुदाये व्यभिचारवारणाय सप्तेति । वक्ष्यमाणसप्तवाक्यघटितोदासीनवाक्ययुतसमुदाये व्यभिचारवारणाय सप्तवाक्यपर्याप्तेति । सप्तन्तु नाव्याप्त्यादिवारकमपि तु प्रष्टृप्रश्नानां सप्तविधातिरिक्तत्वाभावेन वाक्यानामुत्तररूपाणामपि सप्तविधत्वमेवेति सूचनायोपात्तम् । एकस्मिन् धर्मिणि रूपरसादिधर्मसप्तकबोधकेऽतिप्रसङ्गवारणाय सत्त्वासत्त्वादिबोधकं विधिनिषेधात्मकधर्मपदम् । नयसप्तभङ्ग्या अपि लक्ष्यत्वे न तत्रातिव्याप्तिः, यदि तु प्रमाणनयसप्तभङ्ग्योः पृथक्पृथगेव लक्ष्यत्वं तर्हि सकलादेशत्वमप्यत्र विवक्षणीयम् ॥

## સપ્તભંગીનું લક્ષણ.

**ભાવાર્થ**–"ત્યાં પ્રશ્નના અનુરૂપે એકધર્મી વસ્તુરૂપ વિશેષ્યવાળા, અવિરૂદ્ધ વિધિનિષેધરૂપ ધર્મરૂપી વિશેષણવાળા, બોધજનક સાત વાક્યોનો પર્યાપ્ત સમુદાય 'સપ્તભંગી' કહેવાય છે."

**વિવેચન**–પ્રશ્નકારના પ્રશ્નના જ્ઞાનથી જન્ય હોયે છતે, એકવસ્તુવિશેષ્યવાળા–અવિરૂદ્ધ વિધિપ્રતિષેધરૂપ ધર્મના પ્રકારવાળા બોધજનક સપ્ત વાક્યમાં પર્યાપ્ત–સમુદાયપણું, એ લક્ષણનો અર્થ છે.

આગળ ઉપર કહેવાતા સાત વાક્યોમાં ઉપરોક્ત લક્ષણ સુસંગત છે.

**લક્ષણ–સમન્વય**–ખરેખર, વક્તા, પ્રશ્નકારના પ્રશ્નોને જાણીને બોલવાની ઈચ્છા કરે છે, ત્યાર બાદ વાક્યનો પ્રયોગ કરે છે. એથી સાત વાક્યોનો સમુદાય સાક્ષાત્ પ્રશ્નજ્ઞાનથી પ્રયોજ્યપણાનો અભાવ છતાં પરંપરાથી પ્રશ્નજ્ઞાનપ્રયોજ્યપણાનું સત્ત્વ હોઈ ક્ષતિ નથી.

તે આ પ્રમાણેઃ–એક વસ્તુમાં–ઘટ આદિમાં સ્વદ્રવ્ય-ક્ષેત્ર–કાળ–ભાવની અપેક્ષાએ ૧–સત્ત્વનું, પરદ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવની અપેક્ષાએ ૨–અસત્ત્વનું, કથંચિત્ સદ્ ૩–અસત્ત્વનું, કથંચિદ્ ૪–અવક્તવ્યત્વનું, કથંચિત્ ૫–સત્ત્વ અને અવ્યક્તવ્યત્વનું, કથંચિદ્ ૬–અસત્ત્વ અને અવક્તવ્યત્વનું, કથંચિત્ ૭–સત્ત્વનું, અસત્વનું અને અવક્તવ્યત્વનું વિદ્યમાનપણું હોઈ, તેવા સાત વાક્યોથી ઘટ આદિ રૂપ એક વસ્તુવિશેષ્યવાળા–અવિરૂદ્ધ સત્ત્વ આદિ પ્રકારવાળા બોધના ઉદયથી લક્ષણ સમન્વય છે.

**પદકૃત્ય**–'ઘડો છે, પટ નથી' ઈત્યાદિ અનેક વસ્તુમાં સત્ત્વ–અપત્ત્વ આદિ બોધકવાક્યમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'એકધર્મીવિશેષ્યક' એવું પદ મૂકેલ છે.

૦ એકધર્મીમાં જ પ્રત્યક્ષ આદિથી વિરૂદ્ધ વિધિ–નિષેધબોધક સાત વાક્યોમાં વ્યભિચારના વારણ માટે 'અવિરૂદ્ધ' એવુ પદ છે. વિરોધની સ્ફૂર્તિમાં વાક્યનું અબોધકપણું હોયે છતે તે વિરૂદ્ધ વાક્ય અગ્રાહ્ય છે જ.

૦ 'घटः कथंचिद् अस्ति' ઈત્યાદિ બે–ત્રણ આદિ વાક્યના સમુદાયમાં વ્યભિચારના વારણ માટે 'सप्त' ઈતિપદ મૂકેલ છે.

૦ વિવક્ષાવિષયરૂપે કહેવાતા સાત વાક્યોમાં રહેલથી ઉદાસીન વાક્યયુક્ત સમુદાયમાં વ્યભિચારના વારણ માટે 'सप्तवाक्यपर्याप्त' ઈતિપદ મૂકેલ છે.

૦ 'પ્રચ્છકપ્રશ્નજ્ઞાનપ્રયોજ્યત્વે સતિ' સુધીનું પદ અવ્યાપ્તિ આદિનું વારક નથી. પ્રશ્નકારના પ્રશ્નો સાત પ્રકારના છે, અધિક પ્રકારના નથી, માટે ઉત્તરરૂપ વાક્યો પણ સાત પ્રકારના જ છે, એવું સૂચન માટે ગ્રહણ કરેલ છે.

૦ એકધર્મીમાં રૂપ–રસ આદિ ધર્મસપ્તકબોધક વાક્યમાં અતિવ્યાપ્તિના વારણ માટે સત્ત્વ–અસત્ત્વ આદિ બોધક–વિધિનિષેધ આત્મક ધર્મપદ છે.

० नयसप्तभंगीनुं लक्ष्यपणुं होई त्यां अतिव्याप्ति नथी. वळी जो प्रमाण-नयसप्तभंगीनुं अलग अलग ज लक्ष्यपणुं छे, तो सकळ आदेशपणानी पण अहीं विवक्षा छे.

तानि कानि वाक्यानीत्यत्राह—

**वाक्यानि च स्यादस्त्येव घटः, स्यान्नास्त्येव घटः, स्यादस्ति नास्ति च घटः, स्यादवक्तव्य एव, स्यादस्ति चावक्तव्यश्च, स्यान्नास्ति चावक्तव्यश्च, स्यादस्ति नास्ति चावक्तव्यश्चेति ॥ सूत्र-११ ॥**

**वाक्यानि चेति ।** घटे सत्त्वासत्त्वादिरूपधर्मापेक्षया सप्तविधानीमानि वाक्यानि विज्ञेयानि, सामान्यविशेषाभ्यामपि तथैव भवन्ति, सामान्यस्य विधिरूपत्वात् व्यावृत्तिरूपतया विशेषस्य निषेधात्मकत्वात् । एवं प्रतिपर्यायापेक्षया सप्तविधत्वं वाक्यानां भाव्यम् । स्यादस्त्येवेति, स्यादिति पदमनेकान्तद्योतकं कथञ्चित्पर्यायमव्ययम् । पदमात्रस्यैव वाक्यार्थे द्योतकत्वं वाक्यस्यैव वाचकत्वमिति सिद्धान्तात् । न च वाक्यस्यैव वाचकत्वे तत्र पदशक्तिग्रहस्यानुपयोगित्वं स्यादिति वाच्यम् । वाक्यशक्तिग्रह एव तस्योपयोगात्तथैवान्वयव्यतिरेकतः । अस्तिशब्दोऽत्रास्तित्वधर्मस्य मुख्यतया प्रतिपादकः, एवशब्दोऽवधारकः, घटस्य स्वरूपादिभिरस्तित्वमिव तैरेव नास्तित्वमपि स्यादित्यनिष्टार्थनिवृत्त्यर्थं तद्ग्रहणस्यावश्यकत्वादत एव घटस्सन्नेवेत्यतः निखिलधर्मावच्छिन्नसत्त्वप्रतीतौ तदपवादाय नियतावच्छेदकस्फोरणार्थं स्यात्पदम् । यदि तु व्युत्पन्नस्य घटस्सन्निति निरवधारणप्रयोगेऽपि स्वद्रव्यादिचतुष्टयावच्छिन्नस्वरूपसत्त्वप्रकारकबोधो भवतीत्युच्यते तदा तदपेक्षयाऽप्रयोगोऽपीत्यत्राप्यनेकान्त एव । न चानेकान्तस्य वाचकेन द्योतकेन वा स्याच्छब्देन सत्त्वासत्त्वाद्यनेकधर्मवद्वस्तुनः प्रतिपादनात्सदादिवचनमनर्थकमिति वाच्यम् । एकान्तबुद्धिविलक्षणबुद्धिविशेषविषयतावच्छेदकत्वेन स्यात्पदस्य सत्त्वासत्त्वादिधर्मसप्तकघटितसप्तभङ्गीबोधकत्वेऽपि प्रातिस्विकरूपेणतत्तद्धर्मबोधनार्थं तत्प्रयोगस्यावश्यकत्वादिति । धर्मान्तराप्रतिषेधकं प्राधान्येन विधिबोधकं वाक्यमिद, तेन प्रतिषेधकल्पनैव सत्यमिति निरस्तमभावैकान्तस्य प्रतिषेधादिति भावः । विधिकल्पनाया एव सत्यत्वात्तयैकमेव वाक्यं स्यादित्याशंकायामाह स्यान्नास्त्येव घट इति । विध्येकान्तस्य निराकरणेन प्रतिषेधकल्पनाया अपि सत्यत्वान्नेकमेव वाक्यमिति भावः । धर्मान्तराप्रतिषेधकं प्राधान्येन प्रतिषेधविषयकबोधजनकं वाक्यमिदम् । ननु सदर्थप्रतिपादनाय विधिवाक्यमसदर्थप्रतिपादनाय च निषेधवाक्यमिति वाक्यद्वयमेवास्तु, प्रमेयान्तरस्य शब्दविषयस्यासम्भवादिति शंकानिरासायाह स्यादस्ति नास्ति च घट इति । तथा च प्रधानभावेनार्पितस्य सदसदात्मनो वस्तुनः प्रधानभूतैकैकधर्मात्मकादर्थादर्थान्तरत्वसिद्धेः सत्त्ववचनेनैवासत्त्ववचनेनैव वा क्रमार्पितयोः प्रधानीभूतसदसत्त्वयोः प्रतिपादयितुमशक्यत्वेनावश्यकत्वं तद्बोधकतया तृतीयवाक्यस्येति भावः । प्राधान्येन क्रमार्पितविधि-

---

१. ननु सामान्यविशेषघटितसप्तभङ्गीवाक्यस्य घट. स्यात्सामान्यं स्याद्विशेष इत्यादिरूपस्यैकधर्मिण्यविरुद्धविधिनिषेधात्मकबोधजनकत्वाभावेन लक्षणस्याव्याप्तिप्रसङ्ग इत्याह—सामान्यस्येति ।

निषेधबोधकमिदम् । नन्वस्तु तर्हि वाक्यत्रयमेव प्रोक्तधर्मत्रयातिरिक्तस्य कस्याप्यभावादित्यत्राह स्यादवक्तव्य एवेति । क्रमेणार्पितयोस्तयोर्यथा वक्तव्यता तथा सहार्पितयोः कथं वक्तव्यत्वमिति स्वाभाविके पर्यनुयोगे विलसिते तथा सर्वथा वक्तुमशक्तेरवक्तव्यत्वरूपधर्मान्तरप्रतिपादकस्य वाक्यस्यास्त्यावश्यकतेति भावः । तथा चावक्तव्यत्वबोधकमिदं वाक्यम् । तथापि वाक्यचतुष्टयमेव स्यादित्यत्राह स्यादस्ति चावक्तव्यश्चेति । तथा च सदवक्तव्यत्वधर्मान्तरस्यापि सम्भवेनेदमपि वाक्यं नियतमेवेति भावः, सत्त्वविशिष्टावक्तव्यत्वबोधकवाक्यमिदम् । एवमसदवक्तव्यत्वस्यापि धर्मान्तरस्य सिद्ध्या तत्प्रतिपादकं वाक्यमप्याह स्यान्नास्ति चावक्तव्यश्चेति, नास्तित्वविशिष्टावक्तव्यत्वबोधकवाक्यमिदम् । एवं सदसदवक्तव्यत्वधर्मस्यापि प्रतीयमानत्वेन तद्बोधकं वाक्यमाह स्यादस्ति नास्ति चावक्तव्यश्चेति । सत्त्वासत्त्वविशिष्टावक्तव्यत्वबोधकवाक्यमिदम् । इतिशब्दो वाक्यान्तराभावसूचकस्तादृशविलक्षणधर्मान्तराभावात् । न चावक्तव्यत्वस्य धर्मान्तरत्ववत् वक्तव्यत्वस्यापि धर्मान्तरत्वसम्भवेन तद्बोधकस्याष्टमवाक्यस्य सत्त्वात्कथं सप्तैव वाक्यानीति वाच्यम् । सत्त्वादिभिरभिधीयमानस्य वक्तव्यत्वस्य प्रसिद्धेः ॥

### સાત વાક્યોના નામ.

**ભાવાર્થ**–"વાક્યો, (૧) સ્યાદ્ અસ્તિ એવ ઘટઃ, (૨) સ્યાદ્ નાસ્તિ એવ ઘટઃ, (૩) સ્યાદ્ અસ્તિ નાસ્તિ ચ ઘટઃ, (૪) સ્યાદ્ અવક્તવ્ય એવ, (૫) સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્ય શ્ચ, (૬) સ્યાદ્ નાસ્તિ ચ અવક્તવ્યઃ ચ અને (૭) સ્યાદ્ અસ્તિ નાસ્તિ ચ અવક્તવ્યઃ ચ." એમ સાત વાક્યો સમજવાં.

**વિવેચન**–ઘટમાં સત્ત્વ–અસત્ત્વ આદિ રૂપ ધર્મની અપેક્ષાએ સાત પ્રકારના આ વાક્યો સમજવાં. સામાન્યવિશેષથી પણ તે પ્રકારે જ થાય છે, કેમ કે–સામાન્ય, વિધિરૂપ છે, વ્યાવૃત્તિરૂપ હોઈ વિશેષ, નિષેધરૂપ છે.

૦ આ પ્રમાણે પ્રત્યેક પર્યાયની અપેક્ષાએ વાક્યોનું સપ્તવિધપણું વિચારવું.

૦ 'स्याद् अस्ति एव ।' અહીં 'સ્યાત્' એવું પદ અનેકાન્તદ્યોતક, જેનો બીજો પર્યાય 'કથંચિત્' છે અને એ અવ્યય છે, કેમ કે–પદ માત્રનું જ વાક્યાર્થમાં દ્યોતકપણું અને વાક્યનું જ વાચકપણું છે, એવો સિદ્ધાન્ત છે.

**શંકા**–વાક્યોને જ વાચક માનવામાં, તે વાક્યમાં પદનિષ્ઠ શક્તિગ્રહની અનુપયોગિતા જ થશે ને?

**સમાધાન**–વાક્યનિષ્ઠ શક્તિગ્રહમાં જ તે પદશક્તિગ્રહનો ઉપયોગ છે, કેમ કે–તે પ્રકારે જ અન્વય અને વ્યતિરેક છે

૦ અહીં 'અસ્તિ' શબ્દ મુખ્યપણાએ અસ્તિત્વધર્મનો પ્રતિપાદક છે.

૦ 'એવ' શબ્દ અવધારણ(જકાર)વાચક છે. ઘટમાં સ્વરૂપ આદિની અપેક્ષાએ અસ્તિત્વની માફક નાસ્તિત્વ પણ થઈ જાય. એવા અનિષ્ટ અર્થના વારણ માટે તે 'એવ'કાર આવ

શ્યક છે. એથી જ 'घटः सत् एव'-આ પદમાં સકળ ધર્મથી યુક્ત સત્ત્વની પ્રતીતિમાં સ્વરૂપથી અસ્તિત્વની માફક પરરૂપથી અસ્તિત્વની પ્રાપ્તિ થઈ જાય! તેના ખંડન માટે પ્રતિનિયત સ્વદ્રવ્ય-ક્ષેત્ર આદિ રૂપ અવચ્છેદકની સ્ફૂર્તિ માટે स्यात् પદ છે.

૦ જો વ્યુત્પન્નને 'घटः सत्'-આવા એવકાર વગરના પ્રયોગમાં પણ સ્વદ્રવ્ય આદિ ચતુષ્ટયની અપેક્ષાએ સ્વરૂપસત્ત્વરૂપ પ્રકારવાળો બોધ થાય છે, આમ કહેવામાં આવે, તો તેની અપેક્ષાએ 'અપ્રયોગ પણ' ઇતિ સ્થળવિશેષમાં પણ એવકારનો પ્રયોગ ઐકાન્તિક નથી.

**શંકા**-અનેકાન્તના વાચક કે દ્યોતક સ્યાત્ શબ્દથી સત્ત્વ-અસત્ત્વ અનેક ધર્મવાળી વસ્તુના પ્રતિપાદનથી 'સદ્'-'અસ્તિ' આદિ વચન નિરર્થક જ થશે ને?

**સમાધાન**-એકાન્ત બુદ્ધિથી વિલક્ષણ અનેકાન્ત બુદ્ધિવિશેષના વિષયરૂપે 'સ્યાદ્'પદ, સત્ત્વ-અસત્ત્વ આદિ ધર્મસપ્તકથી ઘટિત સપ્તભંગીબોધક હોવા છતાં, વ્યક્તિરૂપે તે તે ધર્મનો બોધ કરાવવા માટે 'સદ્' આદિ પદનો પ્રયોગ આવશ્યક છે.

૦ (૧) બીજા ધર્મનો નિષેધ નહીં કરનારું-પ્રધાનતયા વિધિનો બોધ કરાવનારું આ વાક્ય છે. તેથી 'પ્રતિષેધની કલ્પના-વિધાન જ સત્ય છે'-એનું ખંડન થાય છે, કેમ કે-એકાન્તે અભાવનો પ્રતિષેધ છે.

૦ (૨) જો વિધિકલ્પના જ સત્ય છે, તો તે વિધિદ્વારા એક જ વાક્ય થશે ને? આવી આશંકા હટાવવા માટે કહે છે કે-'स्यान्नास्त्येव घटः' વિધિના એકાન્તનું નિરાકરણ હોઈ, પ્રતિષેધની કલ્પના પણ સત્ય હોઈ એક જ વાક્ય નથી.

ધર્માન્તરનું અપ્રતિષેધક, પ્રધાનપણે પ્રતિષેધવિષયક બોધજનક આ વાક્ય છે.

**શંકા**-સદ્રૂપ અર્થના પ્રતિપાદન માટે વિધિવાક્ય છે-અસદ્ અર્થ પ્રતિપાદન માટે નિષેધવાક્ય છે, માટે બે જ વાક્ય રહો! કેમ કે-બીજા પ્રમેયમાં શબ્દના વિષયનો અસંભવ છે ને? આવી શંકાના સમાધાન માટે કહે છે કે-

**સમાધાન**-(૩) 'स्याद् अस्ति नास्ति च घटः।' તથાચ પ્રધાનભાવથી અર્પિત (વિવક્ષિત) સદ્-અસદ્ આત્મક વસ્તુના પ્રધાનભૂત એક એક ધર્મરૂપ અર્થથી, અર્થાન્તરપણાની સિદ્ધિ હોઈ, એક સત્ત્વવાચક વચનવડે કે અસત્ત્વવાચક વચનવડે ક્રમથી અર્પિત, પ્રધાનભૂત સત્ત્વ અને અસત્વનું પ્રતિપાદન અશક્ય હોઈ ક્રમિક પ્રધાનભૂત સત્ત્વ-અસત્ત્વબોધક ત્રીજું વાક્ય આવશ્યક છે. 'स्याद्स्तिनास्ति च घटः' इति। આ પદ, પ્રધાનપણાએ ક્રમથી અર્પિત વિધિનિષેધબોધક છે.

**શંકા**-ભલે! ત્યારે પૂર્વકથિત ત્રણ વાક્યો જ હો! પૂર્વોક્ત ત્રણ ધર્મથી અધિક કોઈનો પણ અભાવ છે ને?

આવી શંકા દૂર કરવા માટે ચોથું વાક્ય 'स्याद् अवक्तव्य ज' તરીકે કહેલ છે.

(૪) ક્રમથી અર્પિત તે સત્ત્વ–અસત્ત્વની જેમ વક્તવ્યતા છે, તેમ સહ અર્પિત તે બન્નેની કેવી રીતે વક્તવ્યતા ? આવો સ્વાભાવિક પ્રશ્ન સ્ફુરિત થયે છતે, એકીસાથે સર્વથા કહેવાની અશક્તિ હોઈ અવક્તવ્યત્વરૂપ ધર્માન્તર પ્રતિપાદક વાક્યની આવશ્યકતા છે.

તથાચ ચોથું વાક્ય અવક્તવ્યત્વબોધક છે.

(૫) તો પણ ચાર જ વાક્યો થશે ને ? આના જવાબમાં કહે છે કે–'स्याद् अस्ति च अवक्तव्य श्च ।' આ પ્રમાણે પાંચમું વાક્ય છે. સ્વદ્રવ્ય આદિ ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિત્વ હોયે છતે યૌગપદ્યથી કહેવાને અશક્ય સર્વ વસ્તુ છે, માટે 'स्याद् अस्तित्वविशिष्ट स्याद् अवक्तव्यभंग' કહેવાય છે. તથાચ સદ્ અવક્તવ્યત્વ નામક ધર્માન્તરનો પણ સંભવ હોઈ સત્ત્વ-વિશિષ્ટ અવક્તવ્યત્વબોધક આ વાક્ય છે.

(૬) અસદ્ અવક્તવ્યત્વમાં પણ ધર્માન્તરપણાની સિદ્ધિથી તત્પ્રતિપાદક વાક્ય પણ કહે છે કે–'स्याद् नास्ति च अवक्तव्य श्च ।' નાસ્તિત્વવિશિષ્ઠ અવક્તવ્યબોધક આ વાક્યો છે. પર-દ્રવ્ય આદિ ચતુષ્ટયની અપેક્ષાએ નાસ્તિત્વ હોયે છતે અસ્તિત્વ–નાસ્તિત્વવડે એકીસાથે કહેવાને અશક્ય સર્વ વસ્તુ છે, માટે સ્યાદ્ નાસ્તિત્વવિશિષ્ઠ સ્યાદ્ અવક્તવ્યત્વરૂપ છટ્ઠો ભંગ છે.

(૭) સદ્–અસદ્ અવક્તવ્યત્વ ધર્મ પણ પ્રતીતિનો વિષય હોઈ તેના બોધકવાક્યને કહે છે કે–'स्याद् अस्ति नास्ति च अवक्तव्य श्च ।' સત્ત્વ–અસત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વબોધક આ વાક્ય છે.

ક્રમથી સ્વદ્રવ્ય આદિ ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિત્વ હોયે છતે, પરદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ નાસ્તિત્વ હોયે છતે, યૌગપદ્યથી અસ્તિત્વ–નાસ્તિત્વવડે કહેવાને અશક્ય સર્વ વસ્તુ છે, એમ સાતમો ભંગ.

અહીં ઈતિ શબ્દ બીજા વાક્યના અભાવનો સૂચક છે, કેમ કે–તાદૃશ વિલક્ષણ બીજા ધર્મનો અભાવ છે.

**શંકા**–જેમ અવક્તવ્યત્વમાં ધર્માન્તરપણું છે, તેમ વક્તવ્યત્વમાં પણ ધર્માન્તરપણાનો સંભવ હોઈ, તેના બોધક અષ્ટમવાક્યનું વિદ્યમાનપણું હોઈ કેવી રીતે સાત વાક્યો ?

**સમાધાન**–સત્ત્વ આદિથી કહેવાતા વક્તવ્યત્વની પ્રસિદ્ધિ હોઈ સાત વાક્યો જ છે.

**શંકા**–એકધર્મીમાં વિધિવિષયભૂત–નિષેધવિષયભૂત અનંતધર્મોનો સદ્ભાવ હોઈ અનંતભંગી થશે જ ને ?

**સમાધાન**–ભલે, અનંત પણ સપ્તભંગીઓ ઈષ્ટ છે, કેમ કે–સત્ત્વ–અસત્ત્વ આદિ ધર્મકલ્પનાથી, જેમ નિત્યત્વ–અનિત્યત્વ આદિ કલ્પનાથી પણ સાત જ ભંગોના અવતારથી તેટલા જ પ્રતિપાદ્યના પ્રશ્નોનો સંભવ હોવાથી, પ્રશ્નના વશે કરીને જ સપ્તભંગી છે, આવો નિયમ છે. આવા આશયથી કહે છે.

नन्वेकत्र धर्मिणि विधीयमाननिषिध्यमानानन्तधर्मसद्भावेनानन्तभङ्गी स्यात्, मैवम्, अनन्तानामपि सप्तभङ्गीनामिष्टत्वात्सत्त्वादिधर्मकल्पनयेव नित्यत्वानित्यत्वादिकल्पनयापि सप्तानामेव भङ्गानामवतारात्

तावतामेव प्रतिपाद्यप्रश्नानां सम्भवात् प्रश्नवशादेव सप्तभङ्गीति नियमादित्याशयेनाह—

**सप्तविधप्रष्टृप्रश्नवशात्सप्तवाक्यप्रवृत्तिः, प्रश्नानां सप्तविधत्वं तज्जिज्ञासायास्सप्तधात्वात्, सप्तधात्वं जिज्ञासायाः सप्तधा संशयोदयात्, संशयानां सप्तधात्वन्तु तद्विषयधर्माणां सप्तधात्वाद्विज्ञेयम् ॥ सूत्र-१२ ॥**

**सप्तविधेति** । यावन्तः प्रश्नास्तदुत्तरत्वेन तावतामेव वाक्यानां प्रवृत्तिरिति भावः । कुतः प्रश्नस्सप्तविध एवेत्यत्राह प्रश्नानामिति जिज्ञासानुगुणमेव प्रश्नप्रवृत्तेरिति भावः, जिज्ञासायास्सप्तविधत्वं कुत इत्यत्राह सप्तधात्वमिति, संशयानन्तरं हि तद्विधूननाय जिज्ञासा समुदेति संशयानाञ्च सप्तविधत्वे जिज्ञासापि तावत्येवेति भावः । सोऽपि सप्तप्रकार एवेत्यत्र किं नियामकमिति प्रश्ने त्वाह संशयानामिति, विषयनिवन्धनो हि संशयः, विषयस्य सप्तत्वे कथं संशया अधिका भवेयुः, तथा च विषयाणां सप्तधात्वेन प्रमाणसिद्धत्वात्तावन्त एव संशया इति भावः ॥

## સપ્તવિધપણું.

**ભાવાર્થ**–"પ્રશ્નકારના સાત પ્રકારના પ્રશ્નોના વિશે સાત વાક્યોની પ્રવૃત્તિ છે. પ્રશ્નોનું સપ્તવિધપણું છે, કેમ કે–તેની જિજ્ઞાસા સાત પ્રકારની છે. જિજ્ઞાસાનું સપ્તવિધપણું છે, કેમ કે–સાત પ્રકારના સંશયોનો ઉદય છે. સંશયોનું સપ્તવિધપણું છે, કેમ કે–તે સંશયોના વિષયભૂત ધર્મોનું સપ્તવિધપણું છે, એમ જાણવું."

**વિવેચન**–જેટલા પ્રશ્નો છે, તેટલા જ ઉત્તરવાક્યોની પ્રવૃત્તિ છે. જિજ્ઞાસાના અનુસારે પ્રશ્નની પ્રવૃત્તિ છે. જેટલા સંશયો છે, તેટલી જિજ્ઞાસા છે. જેટલા સંશયવિષયભૂત ધર્મો છે, તેટલા સંશયો છે.

તથાચ સાત પ્રકારે વિષયો પ્રમાણસિદ્ધ હોવાથી સંશયો તેટલા જ છે. સાત સંશયના વિષયભૂત ધર્મો છે, માટે સાત સંશયો છે. સાત સંશયો છે, માટે સાત જિજ્ઞાસા છે. સાત જિજ્ઞાસા છે, માટે સાત પ્રશ્નો છે. સાત પ્રશ્નો છે, માટે સાત ઉત્તરવાક્યો છે.

धर्माः कः इत्यत्राह—

**ते च धर्माः कथञ्चित्सत्त्वं, कथञ्चिदसत्त्वं, क्रमार्पितोभयम्, कथञ्चिदवक्तव्यत्वं, कथञ्चित्सत्त्वविशिष्टावक्तव्यत्वं, कथञ्चिदसत्त्वविशिष्टावक्तव्यत्वं, क्रमार्पितोभयविशिष्टावक्तव्यत्वञ्च ॥ सूत्र-१३ ॥**

**ते चेति** । संशयविषयीभूताश्चेत्यर्थः । कथञ्चित् सत्त्वमिति, वस्तुधर्मोऽयं, तदनभ्युपगमे वस्तुनो वस्तुत्वमेव न स्यात् खरविषाणादिवत्, स्वद्रव्यक्षेत्रकालभावापेक्षया सर्वं वस्तु सदेव, परद्रव्यादेरिव स्वद्रव्यादेरपि वस्तुनोऽसत्त्वे शून्यताप्रसङ्गः स्यात्, सर्वं सदेवेत्यपि न, सर्वपदार्थानां परस्परमसांकर्यप्रतिपत्तेरसत्त्वस्यापि सिद्धेः, अत एव कथञ्चिदसत्त्वमपि वस्तुधर्म इत्याह कथञ्चिदसत्त्वमिति, स्वरूपादिव

परूपादपि वस्तुनस्सत्त्वे प्रतिनियतस्वरूपाभावाद् वस्तुप्रतिनियमविरोधो दुर्वार इति भावः। क्रमार्पितोभयमिति, क्रमार्पितसदसदुभयत्वमित्यर्थः, तदभावे हि क्रमेण सदसत्त्वविकल्पशब्दव्यवहारस्य विरोधः स्यादिति भावः। न चायं व्यवहारो निर्विषयः क्रमार्पितोभयज्ञानतद्व्यवहारतत्प्राप्तीनामविसंवादात् तथाविधरूपादिव्यवहारवत्, तस्यापि निर्विषयत्वे सकलप्रत्यक्षादिव्यवहारोच्छेदान्न कस्यचिदिष्टतत्त्वव्यवस्था स्यात्, एवमग्रेऽपि भाव्यम्। ननु स्यादस्ति नास्ति च घट इति वाक्यादस्तिनास्तिपदाभ्यां सदसत्त्वयोश्चकारेणोभयस्य चोपस्थित्या सदसदुभयत्वं तादृशव्यवहारस्य विषयः, तच्च केवलसत्त्वासत्त्वाभ्यां भिन्नं भवतु [1]उभयत्वस्यैकविशिष्टापरत्वरूपत्वाभावात् अविशिष्टयोरपि गोत्वाश्वत्वयोरुभयत्वप्रत्ययात् तत उभयत्वं भिन्नं, तद्भेदे च कथञ्चिदुभयभेदोऽप्यर्थसिद्ध एव। परन्त्वेतद्वाक्यस्य क्रमादुभयमुख्यविशेष्यताकबोधजनकत्वेन क्रमार्पितत्वं कथमत्र धर्मेऽन्वेति, [2]क्रमिकाशाब्दबोधद्वयेच्छाविषयविषयत्वरूपस्य तस्य पदानुपस्थितत्वेन वस्तुधर्मतया तद्बोधासम्भवादिति चेन्न, स्यात्पदेन क्रमार्पितत्वस्य द्योतनात् अनुभूयते हि स्यादस्ति स्यान्नास्ति च घट इति वाक्यात्क्रमार्पितसत्त्वासत्त्वोभयधर्मवन्तममुं घटं जानामीति, तत्र चैकत्वेन गृहीते सदसत्त्वे उभयत्वप्रत्ययस्य भाक्तोभयावगाहित्वेन तत्र च क्रमार्पितत्वस्यावच्छेदकत्वात् न च क्रमबलादेवात्र ज्ञानद्वयस्य सिद्ध्याऽस्य प्रथमभङ्गद्वयाभेदः स्यादिति वाच्यम्, [3]क्रमगर्भोभयप्राधान्यबोधकत्वाभिप्रायेणास्तिनास्तिपदप्रयोगेणैकत्र द्वयमिति रीत्या विलक्षणविषयताशालिबोधान्तरस्यानुभवसिद्धत्वात्। न च क्रमो हि शब्दव्यापारः, अर्थस्तु विशिष्टः क्रमाघटित एवेति तत्र क्रमादिकमनतिप्रयोजनमिति वाच्यम्, शब्दगतस्यापि क्रमस्यार्थेऽध्यारोपेण तत्सम्भवादिति। एवं सहावक्तव्यत्वादिष्वपि चिन्तनीयम्। कथञ्चिदवक्तव्यत्वमिति, युगपद्विधिनिषेधात्मनाऽवक्तव्यत्वमित्यर्थः, सहार्पितावक्तव्यत्वमिति यावत्। ननु सहार्पितत्वं एकदैकपदादुभयबोधो जायतामितीच्छाविषयत्वं सा चेच्छा बाधिते नोदेतीति न तदवक्तव्यस्यावच्छेदकम् न चोभयपदेन युगपदुभयप्राधान्येन बोधसम्भवादवक्तव्यत्वमेवासिद्धं दृष्टं हि पुष्पदन्तपदाच्चन्द्रत्वसूर्यत्वाभ्यां चन्द्रसूर्ययोर्युगपदेव बोध इति वाच्यम्, पुष्पदन्तपदवदुभयपदस्यासाधारणत्वाभावात्, बुद्धिविषयतावच्छेदकत्वेनास्तित्वनास्तित्वधर्मद्वयावच्छिन्नस्य बोधकत्वेऽपि प्राधान्येन सहार्पितोभयाकारबोधासिद्धेरिति चेन्न, पुत्रनाशे सत्यपि पुत्रदिदृक्षाया आनु-

---

१. सदसदुभयत्वं न सत्त्वविशिष्टासत्त्वत्वरूपं, अत्र हि वैशिष्ट्यं सामानाधिकरण्येन वाच्यं तथा च गोत्वाश्वत्वयोः परस्पर सामानाधिकरण्याभावेन वैशिष्ट्यविरहेऽपि गोत्वाश्वत्वोभयमित्युभयत्वावगाहिप्रतीत्युत्पत्तेस्तथा चोभयत्वं वैशिष्ट्याभिन्नमिति स्वीकार्यं, तस्य भेदादेव च सत्त्वासत्त्वाभ्या सत्त्वासत्त्वोभयमपि कथञ्चिद्भिन्नमिति भावः॥ २. क्रमेण सत्त्वासत्त्वोभयविषयकशाब्दबोधद्वयं जायतामितीच्छाविषय बोधद्वयं तद्विषयं सत्त्वासत्त्वोभयमित्यर्थः। पदानुपस्थितत्वेनेति, शब्दोपस्थितस्यैव शाब्दबोधे भाननियमादिति भावः॥ ३. तृतीयभङ्गो हि क्रमेण शाब्दबोधो जायतामितीच्छाप्रयुक्तस्तथा च सत्त्वप्रकारकघटविशेष्यकमसत्त्वप्रकारकघटविशेष्यकं बोधद्वयमेव जायत इति भङ्गद्वयप्रयोगस्य एवायं भङ्गः प्रसक्त इति शङ्काशयः, समाधानञ्च प्रकारताद्वयनिरूपितैकविशेष्यताशालिबोधस्याऽप्यनुभवसिद्धत्वेन तादृशो बोधोऽस्य भङ्गस्य फलमिति।

भविकत्वेन क्वचिद्बाधितेऽपीच्छोदयतोऽवक्तव्यस्यावच्छेदकत्वे बाधाभावात् । अथ पञ्चमं धर्ममाह कथञ्चित्सत्त्वेति । अथ षष्ठं धर्ममाह कथञ्चिदसत्त्वेति । सप्तममाह क्रमार्पितेति ॥

ननु प्रथमद्वितीयधर्मवत्प्रथमतृतीययुक्तधर्मान्तरस्य सिद्धेः कथं सप्तविधधर्मनियम इति चेन्न क्रमाक्रमार्पितयोः प्रथमतृतीयधर्मयोर्धर्मान्तरत्वेनाप्रतीतेः सत्त्वद्वयस्यासम्भवात् विवक्षितस्वरूपादिना सत्त्वस्यैकत्वात्, एवमेव द्वितीयतृतीयधर्मयोः क्रमाक्रमार्पितयोर्न धर्मान्तरत्वेन प्रतीतिरसत्त्वद्वयस्यासम्भवात् पररूपादिनाऽसत्त्वस्यैकत्वात् । ननु तथा सति प्रथमचतुर्थयोर्द्वितीयचतुर्थयोस्तृतीयचतुर्थयोश्च सहितयोः कथं धर्मान्तरत्वं, चतुर्थे सहार्पितसत्त्वासत्त्वभानादिति चेन्न चतुर्थे तयोरपरामर्शात् किन्तु तथार्पितयोस्तयोर्सर्वथा वक्तुमशक्तेरवक्तव्यत्वरूपधर्मान्तरस्यैव तेन प्रतिपादनात्, न च तेन सहितस्य सत्त्वस्यासत्त्वस्योभयस्य वाऽप्रतीतिर्धर्मान्तरत्वासिद्धिर्वेति भङ्गानां विषयनियममाह—

## ધર્મોના નામો.

**ભાવાર્થ**–"તે ધર્મો–(૧) કથંચિત્ સત્ત્વ, (૨) કથંચિત્ અસત્ત્વ, (૩) કથંચિત્ ક્રમ અર્પિત ઉભય, (૪) કથંચિદ્ અવક્તવ્યત્વ, (૫) કથંચિત્ સત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વ, (૬) કથંચિદ્ અસત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વ અને (૭) કથંચિત્ ક્રમાર્પિત–ઉભયવિશિષ્ટ અવક્તવ્યત્વ."

**વિવેચન**–આ સાત ધર્મો સંશયવિષયભૂત સમજવાનાં છે.

(૧) કથંચિત્ સત્ત્વ=આ વસ્તુનો ધર્મ છે. જો આ ધર્મને નહીં સ્વીકારવામાં આવે, તો વસ્તુનું વસ્તુત્વ જ ન થાય! જેમ કે–ગધેડાના શીંગડાં.

સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવની અપેક્ષાએ સર્વ વસ્તુ સદ્ જ છે. પરદ્રવ્ય આદિની અપેક્ષાએ જેમ નાસ્તિત્વ છે, તેમ સ્વદ્રવ્ય આદિની અપેક્ષાએ પણ વસ્તુના નાસ્તિપણામાં શૂન્યતાનો પ્રસંગ આવે!

સઘળુંય સદ્રૂપ જ છે–એમ પણ નહીં, કેમ કે–સર્વ પદાર્થો પરસ્પર સાંકર્ય વગરના છે. આવી પ્રતિપત્તિ હોઈ અસત્ત્વની પણ સિદ્ધિ છે. એથી જ કથંચિત્ અસત્ત્વ પણ વસ્તુધર્મ છે.

(૨) તેથી કહે છે કે–'કથંચિદ્ અસત્ત્વ'=સ્વરૂપથી જેમ છે, તેમ પરરૂપથી પણ વસ્તુની સત્તામાં, પ્રતિનિયત સ્વરૂપના અભાવથી વસ્તુના પ્રતિનિયમનો અભાવ જ થઈ જશે!

(૩) 'ક્રમાર્પિત ઉભયમ્'=ક્રમથી અર્પિત, સદ્–અસદ્ ઉભયત્વ=ક્રમ અર્પિત ઉભયના

---

१. पुष्पदन्तपदस्य चन्द्रत्वेन चन्द्रे सूर्यत्वेन सूर्ये व्यासज्यवृत्तिरेका शक्तिरिति तेनोभयधर्मनिष्ठप्रकारताद्वयनिरूपितो बोधो भवेत् परन्तूभयपदस्य बुद्धिविषयतावच्छेदकत्वेन यत्किञ्चिद्धर्मद्वये शक्तिसम्भवेऽपि प्रातिस्विकधर्मावच्छिन्नप्रकारताद्वयनिरूपितमुख्यविशेष्यताशालिबोधस्तस्मान्न भवेदेवेति भावः । २. क्रमार्पितास्तित्वनास्तित्वोभयस्मिन्नस्तित्वरूपधर्मान्तरस्येति भावः ॥ ३. क्रमार्पितास्तित्वनास्तित्वोभयस्मिन्नास्तित्वरूपधर्मान्तरस्येति भावः ॥ ४ सहार्पितसत्त्वासत्त्वोभयावच्छेदेन तृतीयभङ्गजन्यशाब्दबोधविषयत्वाभावस्यैव स्याद्वक्तव्यपदार्थत्वादिति भावः ॥

અભાવમાં ખરેખર, ક્રમથી સદ્ અસત્ત્વના વિકલ્પજન્ય શબ્દવ્યવહારનો અભાવ થઈ જાય!

વળી આ વ્યવહાર વિષય વગરનો નથી, કેમ કે-ક્રમથી અર્પિત ઉભયનું જ્ઞાન-વ્યવહાર અને પ્રાપ્તિમાં વિસંવાદ નથી. જેમ કે-તથાવિધ રૂપ આદિ વ્યવહાર.

તથાવિધ રૂપ આદિ વ્યવહારમાં પણ વિષયશૂન્યત્વ માનવામાં સકળ પ્રત્યક્ષ આદિ વ્યવહારનો ઉચ્છેદ થવાથી, કોઈની પણ ઈષ્ટ તત્ત્વની વ્યવસ્થા પણ નહીં થાય! એ પ્રમાણે આગળ પણ વિચારવું.

**શંકા**-'स्याद् अस्ति नास्ति च घटः' એવા વાક્યથી અસ્તિ-નાસ્તિ, એ પદોથી સત્ત્વ અને અસત્ત્વની તથા ચકારથી તથા ઉભયની ઉપસ્થિતિથી સદ્-અસદ્ ઉભયત્વ, તે શબ્દપ્રયોગનો વિષય છે. વળી તે કેવળ સત્ત્વ અને અસત્ત્વથી ભિન્ન હો! ઉભયત્વમાં (સદ્-અસદ્ ઉભયત્વ, સત્ત્વવિશિષ્ટ અસત્ત્વરૂપ નથી. ખરેખર, અહીં વૈશિષ્ટ્ય સામાનાધિકરણ્યથી કહેવું જોઈએ. તથાચ ગોત્વ અને અશ્વત્વમાં પરસ્પર સામાનાધિકરણ્યનો અભાવ હોઈ, વૈશિષ્ટ્યનો અભાવ છતાં, 'गोत्व अश्वत्वो भय' એમ ઉભયત્વ અવગાહિ પ્રતીતિની ઉત્પત્તિ હોઈ, તે ઉભયત્વ વૈશિષ્ટ્યથી ભિન્ન છે, એમ સ્વીકાર કરવાયોગ્ય છે. તે વૈશિષ્ટ્યના ભેદથી જ સત્ત્વ-અસત્ત્વ કરતાં સત્ત્વ-અસત્ત્વ ઉભય પણ કથંચિત્ ભિન્ન છે.)

એક વિશિષ્ટ અપરત્વરૂપપણાનો અભાવ હોવાથી, અવિશિષ્ટ પણ ગોત્વ અશ્વત્વમાં ઉભયત્વની પ્રતીતિ હોવાથી કેવળ તે બંનેથી ઉભયત્વ ભિન્ન છે. વળી તેના ભેદમાં કથંચિદ્ ઉભયનો વિભાગ પણ સિદ્ધ જ છે.

પરંતુ આ વાક્યમાં ક્રમથી ઉભય, મુખ્ય વિશેષ્યતાવાળા બોધનું જનકપણું હોઈ, ક્રમથી અર્પિતપણું કેવી રીતે ધર્મમાં અન્વિત થાય? કેમ કે-ક્રમિક શાબ્દબોધદ્વયની ઈચ્છાના વિષયરૂપ બે બોધ અને તેના વિષયભૂત સત્ત્વ-અસત્ત્વ ઉભય છે. તેમાં રહેલ તાદૃશ વિષયત્વરૂપ તે ક્રમાર્પિતની પદરૂપે અનુપસ્થિતિ હોવાથી (શબ્દથી ઉપસ્થિતના જ શાબ્દબોધમાં ભાનનો નિયમ છે.) વસ્તુધર્મરૂપે તેના બોધનો અસંભવ જ છે ને?

**સમાધાન**-ભલા ભાઈ! સ્યાત્ પદ, ક્રમાર્પિતપણાનો દ્યોતક છે જ ને? ખરેખર, અનુભવાય છે કે-'स्याद् अस्तिस्यान्नास्ति च घटः'-આ વાક્યથી 'ક્રમાર્પિત સત્ત્વ-અસત્ત્વ ધર્મવાળા આ ઘટને હું જાણું છું.' આ વાક્યમાં ક્રમથી એકપણાએ ગ્રહણ કરેલા સદ્ અસત્ત્વમાં ઉભયપણાની પ્રતીતિ ભક્તિ (ઔપચારિક, भक्ते गौण्यो वृत्तेः आगतः) ગૌણરૂપે ઉભયની અવગાહી હોઈ અને ક્રમાર્પિતત્વ અવચ્છેદક (અપેક્ષારૂપ) હોઈ, ક્રમાર્પિત સદ્-અસદ્ ઉભયનો અનુભવ થાય છે.

શંકા-ક્રમના બળથી જ આ ત્રીજા ભાંગામાં બે જ્ઞાનની (ખરેખર, ત્રીજા ભંગનો ક્રમથી શાબ્દબોધ થાઓ! આવી ઈચ્છાથી પ્રયોગ કરાયેલો છે. તથાચ સત્ત્વરૂપી પ્રકારવાળો અને ઘટરૂપી વિશેષ્યવાળો એક બોધ તથા અસત્ત્વરૂપી પ્રકારવાળો અને ઘટરૂપી વિશેષ્યતાવાળો

બીજો બોધ-એમ બે બોધ થાય છે, માટે બે ભાંગાના સંયોગરૂપ જ આ ત્રીજો ભાંગો છે.) સિદ્ધિ હોઈ, આ ત્રીજો ભાંગો બે ભાંગાથી અભિન્ન હોઈ ત્રીજો ભિન્ન કેવી રીતે?

**સમાધાન**-ક્રમગર્ભિત ઉભયની પ્રધાનતા બોધકતાના અભિપ્રાયથી અસ્ત-નાસ્તિપદના પ્રયોગથી 'एकत्रद्वयं' 'એક જગ્યામાં બે' આવા ન્યાયથી, જેમ કે-ચૈત્ર, દંડી અને કુંડલી છે. આવા વાક્યમાં દંડકુંડલરૂપ ઉભય પ્રકારવાળો ચૈત્રરૂપ વિશેષ્યવાળો બોધ થાય છે. તેવી રીતે પ્રકૃતમાં ક્રમ અર્પિત સત્વ-અસત્ત્વનિષ્ઠ બે પ્રકારવાળો અને ઘટ આદિરૂપ એક વિશેષ્યતાવાળો બોધ થાય છે. (અથવા નરસિંહરૂપ અખંડ વ્યક્તિ નર અને સિંહથી ભિન્ન હોવા છતાં, વિભિન્ન ભાગરૂપે કલ્પિત નર અને સિંહરૂપે કહેવાતી વ્યક્તિ અખંડ નરસિંહનો જેમ બોધ કરે છે, તેમ અસ્તિત્વ-નાસ્તિત્વ વિલક્ષણ ધર્મવિશેષ, અસ્તિત્વ પર્યાયને અપેક્ષી ઘટ આદિ ધર્મીમાં છે તે જ ધર્મ, ક્રમિક પ્રધાન ભાવવિવક્ષિત કથંચિત્ અસ્તિત્વ-નાસ્તિત્વથી નિરૂપણ કરાતો તાત્પર્યના વશે ત્રીજા ભંગજન્ય બોધમાં ભાસે છે. તેવા ધર્મરૂપ વિષયભેદથી જ પહેલા-બીજા ભંગ કરતાં, તેનાથી થતા બે બોધ કરતાં, ત્રીજો ભંગ અને તેનાથી થતો બોધ ભિન્ન છે.) અર્થાત્ વિલક્ષણ વિષયતાશાળી બોધાન્તર અનુભવસિદ્ધ છે, માટે પ્રકરનાદ્વય નિરૂપતિ એક વિશેષ્યતાશાલીબોધ આ ત્રીજા ભાંગાનું ફળ છે.

**શંકા**-ખરેખર, ક્રમ શબ્દના વ્યાપારરૂપ છે અને અર્થ તો વિશિષ્ટ ક્રમથી અઘટિત જ છે. તે અર્થમાં ક્રમ આદિના અતિ પ્રયોજનનો અભાવ જ છે ને?

**સમાધાન**-શબ્દગત પણ ક્રમનો અર્થમાં અધ્યારોપદ્વારા તે અર્થમાં તે ક્રમનો સંભવ હોઈ, અર્થ ક્રમથી ઘટિત છે. એ પ્રમાણે સહ અવક્તવ્યત્વ આદિમાં પણ વિચારવું.

(૪) કથંચિદ્ અવક્તવ્યત્વ=એકીસાથે વિધિનિષેધરૂપે અવક્તવ્યત્વ-સહ અર્પિત અવક્તવ્યત્વ, એમ જાણવું.

**શંકા**-સહ અર્પિતત્વ, એક કાળમાં એક પદથી ઉભયનો બોધ થાઓ! આવી ઇચ્છાના વિષયત્વરૂપ છે અને તે ઇચ્છા બાધવિષયમાં ઉદય પામતી નથી, માટે તે સહાર્પિતત્વ અવક્તવ્યનું અવચ્છેદક નથી. વળી ઉભયપદથી યુગપદ્ ઉભયની પ્રધાનતાએ બોધનો સંભવ હોઈ અવક્તવ્યત્વ જ અસિદ્ધ છે. ખરેખર, પ્રત્યક્ષથી દષ્ટ છે કે-પુષ્પદંત નામના પદથી ચંદ્રત્વ અને સૂર્યત્વથી ચંદ્ર-સૂર્યનો એકીસાથે બોધ થાય છે જ ને?

**સમાધાન**-પુષ્પદંતપદની માફક ઉભયપદ અસાધારણપણાના અભાવવાળું-સાધારણ છે.

**શંકા**-બુદ્ધિનિષ્ઠ વિષયતાનો અવચ્છેદક (પુષ્પદંતપદની ચંદ્રપણાએ ચંદ્રમાં-સૂર્યપણાએ સૂર્યમાં વ્યાસજ્યવૃત્તિ (બે આદિમાં રહેનાર) એક શક્તિ છે, તેથી તે પદવડે ઉભય ધર્મનિષ્ઠ પ્રકારતાદ્વયથી નિરૂપિત બોધ હોઈ શકે છે. પરંતુ ઉભયપદ, બુદ્ધિનિષ્ઠ વિષયતાનો અવચ્છેદક હોઈ, યત્કિંચિત્ બે ધર્મમાં શક્તિનો સંભવ છતાં, વિશેષધર્મથી વિશિષ્ટ બે પ્રકારતાથી નિરૂપિત મુખ્ય વિશેષ્યતાશાળી બોધ તે ઉભયપદથી ન થઈ શકે!) હોઈ,

અસ્તિત્વ-નાસ્તિત્વરૂપ બે ધર્મોથી વિશિષ્ટનો બોધક છતાં, પ્રધાનતાએ સહ અર્પિત ઉભય આકારવાળા બોધની અસિદ્ધિ છે ને ?

**સમાધાન**-પુત્રનો નાશ હોવા છતાં પુત્રને જોવાની ઇચ્છા અનુભવસિદ્ધ હોઈ, ક્વચિત્ બાધવિષયમાં પણ ઇચ્છાનો ઉદય થવાથી અવક્તવ્યતા સહાર્પિતપણામાં અવચ્છેદક-પણાનો બાધ નથી.

એ પ્રમાણે (૫) કથંચિત્ સત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વ, (૬) કથંચિત્ અસત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વ, (૭) ક્રમાર્પિત ઉભયવિશિષ્ટ અવક્તવ્યત્વ-એમ સાત ધર્મો જાણવાં.

**શંકા**-પ્રથમ દ્વિતીય ધર્મની માફક પ્રથમ (કથંચિત્ સત્ત્વ) અને તૃતીય(ક્રમાર્પિત ઉભયથી)યુક્ત ધર્માન્તરની સિદ્ધિ થવાથી કેવી રીતે સાત પ્રકારના ધર્મનો નિયમ ટકી શકે ?

**સમાધાન**-અક્રમથી અર્પિત (કથંચિત્ સત્ત્વ)-ક્રમ અર્પિત ઉભયરૂપ પ્રથમ તૃતીય ધર્મમાં ધર્માન્તર(ક્રમ અર્પિત અસ્તિ-નાસ્તિત્વરૂપ ઉભયમાં અસ્તિત્વરૂપ ધર્માન્તર)પણાએ અપ્રતીતિ છે, કેમ કે-બે સત્ત્વનો અસંભવ છે. વિવક્ષિત સ્વરૂપ આદિથી સત્ત્વ એક છે. એ પ્રમાણે જ બીજા-ત્રીજા ધર્મમાં ક્રમ-અક્રમ અર્પિતમાં (ક્રમ અર્પિત અસ્તિત્વ-નાસ્તિત્વરૂપ ઉભયમાં નાસ્તિત્વરૂપ ધર્માન્તર) ધર્માન્તરપણાએ પ્રતીતિ નથી, કેમ કે-બે અસત્ત્વનો અસંભવ છે. પરરૂપ આદિથી અસત્ત્વ એક છે.

**શંકા**-તે પ્રકારે હોયે છતે, પ્રથમ સહિત ચોથામાં (કથંચિત્ સત્ત્વસહિત-કથંચિત્ અવક્તવ્યત્વમાં), બીજા સહિત ચોથામાં (કથંચિત્ અસત્ત્વ સહિત-કથંચિત્ અવક્તવ્યત્વમાં) અને ત્રીજા સહિત ચોથામાં (ક્રમાર્પિત ઉભય સહિત-કથંચિત્ અવક્તવ્યત્વમાં) કેવી રીતે ધર્માન્તર-પણું છે ? કેમ કે-ચોથા ધર્મમાં સહ અર્પિત સત્ત્વ-અસત્ત્વનું ભાન છે જ ને ?

**સમાધાન**-ચોથા ધર્મમાં તે સત્ત્વ અને અસત્ત્વનો પરામર્શ નથી. પરંતુ તે પ્રકારે સહ અર્પિત તે સત્ત્વ-અસત્ત્વ (સહ અર્પિત સત્વ-અસત્ત્વ ઉભયની અવચ્છેદ અપેક્ષાથી તૃતીય ભંગજન્ય શાબ્દબોધવિષયતાનો અભાવ જ સ્યાદ્ અવક્તવ્ય પદાર્થ હોઈ) સર્વથા કહેવા માટે અશક્તિ હોવાથી અવક્તવ્યત્વરૂપ ધર્માન્તરનું તે ચોથા વાક્યથી પ્રતિપાદન છે. તે અવક્ત-વ્યત્વથી સહિત સત્વ-અસત્ત્વ કે સત્ત્વાસત્ત્વ ઉભયની અપ્રતીતિ નથી અથવા ધર્માન્તરપણાની અસિદ્ધિ નથી, માટે ભંગોના વિષયના નિયમને કહે છે.

**तत्र प्रथमे भङ्गे सत्त्वस्य प्रधानतया भानं, द्वितीयेऽसत्त्वस्य प्राधान्येन, तृतीये क्रमार्पितसत्त्वासत्त्वस्य, चतुर्थेऽवक्तव्यत्वस्य, पञ्चमे सत्त्वविशिष्टावक्तव्यत्वस्य, षष्ठेऽसत्त्वविशिष्टावक्तव्यत्वस्य, सप्तमे तु क्रमार्पितसत्त्वासत्त्वविशिष्टावक्तव्यत्वस्य । असत्त्वादीनान्तु गुणभावेन प्रतीतिः ॥ सूत्र-१४ ॥**

तत्रेति । सप्तभङ्गीवाक्य इत्यर्थः, प्रथमे भङ्ग इति, स्यादस्त्येव घट इति भङ्ग इत्यर्थः, प्रधानतया भानमिति नेतरधर्मभाननिरसनपरमिति भाव । भानमित्यग्रेतनवाक्येष्वपि सम्बद्ध्यते । कथं तर्ह्यसत्त्वादीनां प्रतीतिरित्यत्राहासत्त्वादीनान्त्विति ॥

## સપ્તભંગીનું ભાન.

**ભાવાર્થ**–"પહેલા ભંગમાં સત્ત્વનું પ્રધાનપણાએ ભાન છે, બીજા ભંગમાં અસત્ત્વનું પ્રધાનપણે ભાન છે, ત્રીજા ભંગમાં ક્રમથી અર્પિત સત્ત્વ અને અસત્ત્વનું પ્રધાનતયા ભાન છે, ચોથા ભંગમાં અવક્તવ્યત્વનું મુખ્યતયા ભાન છે, પાંચમા ભંગમાં સત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વનું મુખ્યત્વે ભાન છે, છઠ્ઠા ભંગમાં અસત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વનું પ્રાધાન્યતઃ ભાન છે અને સાતમા ભંગમાં ક્રમ અર્પિત સત્ત્વ–અસત્ત્વવિશિષ્ટ અવક્તવ્યત્વનું પ્રધાનતયા ભાન છે. પ્રથમ ભંગ આદિમાં અસત્ત્વ આદિની ગૌણુભાવથી પ્રતીતિ છે."

**વિવેચન**–'સ્યાદ્ અસ્તિ એવ ઘટઃ'–આવા પ્રથમ ભંગમાં પ્રધાનતયા ભાન છે, એવું વાક્ય બીજા ધર્મોના ભાનનું ખંડન કરનારું નથી.

**શંકા**–તો અસત્ત્વ આદિની પ્રતીતિ કેવી રીતે થશે ?

**સમાધાન**–અસત્ત્વ આદિની પ્રતીતિ ગૌણુભાવથી છે.

प्रथमद्वितीयधर्मापेक्षया तृतीयचतुर्थधर्मयोरतिरिक्तत्वं समर्थयति—

**क्रमार्पितसत्त्वासत्त्वरूपो धर्मः कथञ्चित्सत्त्वाद्यपेक्षया भिन्नः, प्रत्येकघकारादिवर्णापेक्षया घटपदवत् । अवक्तव्यत्वञ्च सहार्पितास्तित्वनास्तित्वयोस्सर्वथा वक्तुमशक्यत्वम् ॥ सूत्र–१५ ॥**

**क्रमार्पितेति,** सत्त्वासत्त्वोभयत्वस्य भिन्नत्वेन तदाश्रयसत्त्वासत्त्वोभयस्यापि कथञ्चिद्भेदस्यावश्यकत्वादिति भावः । तत्र दृष्टान्तमाह प्रत्येकेति । अन्यथा घकाराद्युच्चारणेनैव घटपदज्ञानसम्भवाद्घटपदार्थोपस्थितौ शेषवैयर्थ्यापत्तेः, अत एव हि प्रत्येककुसुमापेक्षया मालायाः कथञ्चिद्भेदस्सर्वानुभवसिद्ध इति भावः । चतुर्थधर्मस्य भेदमाहावक्तव्यत्वञ्चेति, तथा च सत्त्वासत्त्वतदुभयापेक्षया सहार्पितावक्तव्यत्वधर्मो भिन्न इति भावः, नात्र सहार्पितसत्त्वासत्त्वमस्य भङ्गस्य विषय इति सूचनाय षष्ठ्यन्तत्वेनोपन्यासः कृतः । प्रथमद्वितीयतृतीयचतुर्थभेदानां विलक्षणधर्मवत्त्वं पञ्चमपष्ठसप्तमानां प्रोक्तधर्मयोजनात्मकत्वमित्यतस्तेषां पार्थक्यं न दर्शितम्, प्रथमद्वितीययोस्तु पृथक्त्वं सुस्पष्टमेवेति तदपि नोक्तमिति ॥

### પહેલા–બીજા ધર્મની અપેક્ષાએ ત્રીજા–ચોથા ધર્મની ભિન્નતાનું સમર્થન.

**ભાવાર્થ**–"ક્રમાર્પિત સત્ત્વ–અસત્ત્વરૂપ ધર્મ, કથંચિત્ સત્ત્વ આદિની અપેક્ષાએ ભિન્ન છે. જેમ કે–દરેક ઘટત્વ આદિ વર્ણની અપેક્ષાએ ઘટપદ. અવક્તવ્યત્વ=સહ અર્પિત અસ્તિ–નાસ્તિત્વ સર્વથા કહેવાને અશક્યપણું."

**વિવેચન**–સત્ત્વાસત્ત્વોભયત્વના આશ્રયભૂત સત્ત્વાસત્ત્વોભયનો પણ કથંચિદ્ ભેદ

१. सकलजनसाक्षिकं हि स्वरूपादिचतुष्टयापेक्षया सत्त्वस्य पररूपादिचतुष्टयापेक्षया चासत्त्वस्य दर्शनं तद्विपरीतप्रकारेण चादर्शनं वस्तुन इति तत्प्रमाणयता तथैव वस्तु प्रतिपत्तव्यमन्यथा प्रमाणप्रमेयव्यवस्थानुपपत्तेः, एवञ्च प्रमाणं प्रत्यक्षमन्यद्वा स्वार्थोपलम्भात्मना परार्थानुपलम्भात्मना च क्रमार्पितेन सदसदात्मकमिति भावः ॥

આવશ્યક છે. (ખરેખર, સકલજન સાક્ષીવાળું સ્વરૂપ આદિ ચારની અપેક્ષાએ સત્ત્વનું અને પરરૂપ આદિ ચારની અપેક્ષાએ અસત્ત્વનું દર્શન. તેનાથી વિપરીત પ્રકારે વસ્તુનું અદર્શન. આ પ્રમાણે તેને પ્રમાણભૂત માનનારે તે પ્રકારે જ વસ્તુ માનવી જોઈએ. અન્યથા, પ્રમાણ-પ્રમેય વ્યવસ્થાની ઉપપત્તિ નથી. વળી એ પ્રમાણે પ્રત્યક્ષ અથવા પરોક્ષરૂપ છે. સ્વ અર્થના અનુભવરૂપે અને પદાર્થ અનુભવરૂપે ક્રમાર્પિતથી સદ્-અસદ્રૂપ છે.) જેમ કે-પ્રત્યેક ઘકાર આદિ વર્ણની અપેક્ષાએ ઘટપદ. અન્યથા, ઘકાર આદિનો ઉચ્ચારણથી જ ઘટપદના જ્ઞાનનો સંભવ હોવાથી, ઘટપદાર્થની ઉપસ્થિતિ થતાં શેષ વર્ણની વ્યર્થતાની આપત્તિ આવશે જ! ખરેખર, એથી જ પ્રત્યેક કુસુમની અપેક્ષાએ માળાનો કથંચિદ્ ભેદ સર્વાનુભવસિદ્ધ જ છે.

ચોથા ધર્મના ભેદને કહે છે કે-' અવક્તવ્યત્વમિતિ.' તથાચ સત્ત્વ-અસત્વ તદ્ ઉભયની અપેક્ષાએ સહ અર્પિત અવક્તવ્યત્વ ધર્મ ભિન્ન છે. અહીં સહ અર્પિત સત્ત્વ-અસત્ત્વ વિષય નથી પરંતુ અવક્તવ્યત્વ વિષય છે. આ સૂચન માટે ષષ્ઠી વિભક્તિ અંતરૂપે ઉપન્યાસ કરેલ છે. પ્રથમ-દ્વિતીય-તૃતીય-ચતુર્થ ભેદોનો વિલક્ષણ ધર્મ, પંચમ-ષષ્ઠ-સપ્તમ ભેદોનું કથિત ધર્મનું યોજનાત્મકપણું છે, માટે તેઓનું પૃથક્પણું અહીં દર્શાવ્યું નથી. પ્રથમ-દ્વિતીય ભેદોનું પૃથક્પણું સુસ્પષ્ટ જ છે, માટે તે પણ કહ્યું નથી.

तदेवं सामान्यतस्सप्तभङ्गीस्वरूपं प्रदर्श्य विशेषवुबोधयिषया तां विभजते—

**इयं सप्तभङ्गी सकलादेशविकलादेशाभ्यां द्विधा । तत्रैकधर्मविषयकबोधजनकं सद्यौग-पद्येनाभेदवृत्त्याऽभेदोपचारेण वा तत्तद्धर्माभिन्नानेकयावद्धर्मात्मकपदार्थबोधजनकवाक्यं सक-लादेशः ॥ सूत्र-१६ ॥**

इयमिति, प्रोक्तस्वरूपेत्यर्थः । एकैको भङ्गः सकलादेशस्वभावो विकलादेशस्वभावश्चेत्यर्थः, एत-त्तत्त्वमग्रे वक्ष्यते, सकलादेशं लक्षयति तत्रेति, एकधर्मविषय बोधजनकत्वे सति तत्तद्धर्माभिन्नानेकयावद्ध-र्मात्मकपदार्थबोधजनकत्वस्य प्रत्येकं प्रमाणनयसप्तभङ्गीवाक्येषु सत्त्वेन न नयवाक्येष्वतिव्याप्तिः, स्यात्पदं हि प्रकृतेतरयावद्धर्मात्मकत्वं द्योतयति गुणभावेन, तथा च सर्वमेव वाक्यं गुणभावेन प्रकृतेतर-यावद्धर्मात्मकपदार्थबोजनकं, प्रधानतया चोपस्थितधर्मबोधजनकञ्चेति । अतो यौगपद्येनाभेदवृत्त्याऽभेदो-पचारेण वेत्युक्तम्, एवञ्च प्रमाणवाक्यानां सर्वैः पदैर्मिलित्वा प्राधान्येनानन्तधर्मात्मकवस्तुबोधन एव तात्पर्यम्, स्यादस्त्येव घट इति वाक्यात् स्वेतरसकलधर्मात्मकत्वसम्बन्धेनास्तित्ववानेव घट इति प्राथमिकबोधानन्तरं तस्मादनन्तधर्मात्मकमेव सर्वमित्यौपादानिकबोधस्सकलादेशजन्यः स्वीक्रियते, स च द्रव्यार्थिकार्पणयाऽनुपचरितैकविशेष्यताकः, पर्यायार्थिकार्पणया चोपचरितैकविशेष्यताक इति तात्पर्यार्थ-

---

१. ननु स्याच्छब्दस्य द्योतकत्वं तदा युज्यते यदाऽनेकान्तः केनापि शब्देन वाच्यस्स्यात्तदेवह नारतीतिकथं द्योतकत्वमिति चेन्न, अस्त्येव घट इत्यादियाक्येन तत्प्रतिपादनात् सकलादेशस्वरूपं हीदं वाक्यं कालादिभिरभेदवृत्त्याऽभेदोपचारेण वा तद्बोधनसमर्थमिति ॥

मादाय न प्रधानैकार्थत्वव्याघातः, सकलादेशान्यार्थ एव गुणप्रधानभावेन बोधकत्वनियमस्य चरितार्थत्वात् । अत एव सकलादेशोऽनन्तत्वान्यधर्मानवच्छिन्नानन्तधर्मप्रकारतानिरूपितसकलवस्तुविषयताशालिज्ञानत्वेन केवलज्ञानतुल्यत्वोक्तिः सङ्गच्छत इति भावः । तथा चैकधर्मात्मकवस्तुविषयकबोधस्याभेदवृत्तेरभेदोपचारस्य वाऽनाश्रयणे विकलादेशत्वापत्त्या कालादिभिरष्टाभिर्धर्मधर्मिणोस्तद्भिन्नधर्माणाञ्चाभेदस्य प्राधान्यतः कालादिभिर्भिन्नानां वा धर्माणामभेदस्यारोपात्समकालं तादृशाशेषधर्मात्मकधर्मिबोधकं वाक्यं सकलादेश इति तत्पर्यार्थः । अस्तित्वनास्तित्वादिधर्माणां कालादिभिरभेदेन वृत्तमात्मरूपं यदोच्यते तदैकेनाप्यस्त्यादिपदेनास्तित्वादिरूपैकधर्मबोधनद्वारा तदात्मकतामापन्नस्य निखिलधर्मस्वरूपस्य प्रतिपादनं सम्भवतीति सूचयितुमेकधर्मबोधजनकं सद्यौगपद्येन तदात्मकयावद्धर्मात्मकपदार्थबोधजनकवाक्यत्वमित्यनुक्त्वा तथोपन्यासः कृतः, एतेन धर्माविषयकधर्मिबोधकवाक्यत्वं सकलादेशत्वं प्रत्युक्तं, तादृशबोधाप्रसिद्धेः, येन केनापि धर्मेण विशेषितस्यैव धर्मिणश्शाब्दबोधविषयत्वात् । अभेदवृत्तिश्च द्रव्यार्थिकनयाश्रयणेन, द्रव्यत्वाव्यतिरेकात् । अभेदोपचारश्च पर्यायार्थिकनयाश्रयणेन परस्परभिन्नानामप्येकत्वाध्यारोपादिति ॥

આ પ્રમાણે સામાન્યથી સપ્તભંગીનું સ્વરૂપ દર્શાવ્યા બાદ વિશેષ જણાવવાની ઇચ્છાથી તે સપ્તભંગીનો વિભાગ કરે છે.

## સપ્તભંગીનો વિભાગ.

**ભાવાર્થ**–"આ સપ્તભંગી સકલ આદેશ અને વિકલાદેશના ભેદથી બે પ્રકારવાળી છે. ત્યાં એકધર્મવિષયવાળા બોધનું જનક હોતું, યૌગપદ્યથી અભેદવૃત્તિદ્વારા કે અભેદ ઉપચારથી તે તે ધર્મથી અભિન્ન અનેક સકલધર્મરૂપ પદાર્થબોધજનક વાક્ય 'સકલાદેશ' કહેવાય છે."

**વિવેચન**–આ કથિત સ્વરૂપવાળી સપ્તભંગી, સપ્તભંગીના એક એક ભંગ, સકલ આદેશ સ્વભાવવાળો અને વિકલ આદેશ સ્વભાવવાળો છે. આ તત્ત્વ આગળ કહેવાશે.

**સકલાદેશનું લક્ષણ**–એકધર્મવિષયક બોધજનક હોયે છતે, તે તે ધર્મથી અભિન્ન અનેક સકલધર્મ આત્મક પદાર્થબોધજનકપણું લક્ષણ છે. આ લક્ષણ, પ્રત્યેક પ્રમાણનયરૂપ સપ્તભંગી વાક્યોમાં વિદ્યમાન હોઈ નયવાક્યોમાં અતિવ્યાપ્તિ નથી. ખરેખર, સ્યાત્પદ પ્રકૃત અને અપ્રકૃત સમસ્ત ધર્માત્મકપણાનું ગૌણભાવથી દ્યોતન કરે છે. તથાચ સર્વવાક્ય, ગૌણભાવથી પ્રકૃત અને સમસ્ત અપ્રકૃત ધર્મ આત્મક બોધજનક છે અને પ્રધાનતાથી ઉપસ્થિત ધર્મબોધજનક હોય છે. એથી યૌગપદ્યથી અભેદવૃત્તિથી અથવા અભેદ ઉપચારથી, એમ કહેલું છે.

○ વળી આ પ્રમાણે પ્રમાણવાક્યોનું સઘળા પદો મળીને પ્રધાનતયા અનંતધર્માત્મક વસ્તુના બોધનમાં જ તાત્પર્ય છે.

'स्याद्अस्त्येव घटः' એ વાક્યથી પ્રકૃત-અપ્રકૃત સકલધર્માત્મકપણાના સંબંધથી 'अस्तित्ववान् एव घटः' આ પ્રાથમિક બોધ પછીથી 'અનંતધર્માત્મક જ સર્વ છે'-આવો ઔપાદાનિક (મુખ્ય) બોધ સકલાદેશથી જન્ય સ્વીકારાય છે.

० તે સકલાદેશ, દ્રવ્યાર્થિક અર્પણાદ્વારા અનુપચરિત એકવિશેષ્યતાવાળો અને પર્યાયાર્થિક અર્પણાદ્વારા ઉપચરિત એકવિશેષ્યતાવાળો છે. આવા તાત્પર્ય અર્થને લઈને પ્રધાન એક અર્થતાનો વ્યાઘાત નથી. સકલ આદેશથી ભિન્ન વિકલ આદેશના અર્થમાં જ ગૌણમુખ્યભાવથી બોધકતાનો નિયમ ચરિતાર્થ થાય છે.

० એથી જ સકલાદેશમાં જ અનંતત્વ ભિન્ન ધર્મથી અવિશિષ્ટ અનન્ત ધર્મનિષ્ઠ પ્રકારતા નિરૂપિત સકલવસ્તુનિષ્ઠ વિષયતાશાલિજ્ઞાનત્વ હોઈ, કેવલજ્ઞાનની તુલ્યતાની ઉક્તિ સંગત થાય છે.

० તથાચ એકધર્માત્મક વસ્તુવિષયકબોધમાં અભેદવૃત્તિના કે અભેદ ઉપચારના અનાશ્રયથી વિકલ આદેશપણાની આપત્તિથી આઠ કાળ આદિથી, ધર્મ-ધર્મીના અને તેનાથી ભિન્ન ધર્મોના અભેદની પ્રધાનતાથી અથવા કાળ આદિથી ભિન્ન ધર્મોમાં અભેદનો આરોપ થવાથી સમાનકાળમાં તેવા અશેષ ધર્માત્મક ધર્મીબોધક વાક્ય 'સકલ આદેશ છે' એવો તાત્પર્ય અર્થ છે.

० અસ્તિત્વ-નાસ્તિત્વ આદિ ધર્મોનું કાળ આદિદ્વારા અભેદથી વૃત્તિવાળું આત્મરૂપ જ્યારે કહેવાય છે, ત્યારે એક પણ અસ્તિ આદિપદથી અસ્તિત્વ આદિરૂપ એકધર્મના બોધનદ્વારા તે અસ્તિત્વ આત્મકતાને પ્રાપ્ત સકલધર્મસ્વરૂપનું પ્રતિપાદન સંભવે છે. આવું સૂચન કરવા માટે એકધર્મબોધજનક હોતું યૌગપદ્યથી તે એકધર્માત્મક સકલધર્માત્મક પદાર્થ બોધજનક વાક્યત્વરૂપ લક્ષણ નહીં કહીને પૂર્વોક્ત-તથાપ્રકારના લક્ષણનો ઉપન્યાસ કરેલ છે.

० આવું લક્ષણ કરવાથી 'ધર્મને વિષય નહીં કરનારૂં ધર્મીબોધક વાક્ય સકલાદેશ'-આવા કથનનું ખંડન થાય છે, કેમ કે-તેવા બોધની અપ્રસિદ્ધિ છે. એટલું જ નહીં પણ કોઈ એકધર્મરૂપ વિશેષણથી યુક્ત જ ધર્મી જ શાબ્દબોધમાં વિષય થઈ શકે છે.

० વળી અભેદવૃત્તિ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ છે, કેમ કે-દ્રવ્યત્વનો અભેદ છે.

० અભેદનો ઉપચાર તો પર્યાયાર્થિકનયની અપેક્ષાએ છે, કેમ કે-પરસ્પર ભિન્ન ધર્મોમાં પણ એકતાનો અધ્યારોપ છે.

अथ विकलादेशस्वरूपमाह—

**क्रमेण भेदप्राधान्येन भेदोपचारेण वा एकधर्मात्मकपदार्थविषयकबोधजनकवाक्यं विकलादेशः ॥ सूत्र-१७ ॥**

क्रमेणेति । भेदप्राधान्येनेति, पर्यायार्थिकनयस्य प्राधान्येन परस्परं भिन्नत्वाद्धर्माणामिति भावः, भेदोपचारेण वेति, प्राधान्येन द्रव्यार्थिकाश्रयतोऽभिन्नेऽपि भेदाध्यारोपेणेत्यर्थः. क्रमश्चास्त्यादिरूपैकशब्दस्य कालादिभिर्भिन्नास्तित्वाद्यनेकधर्मबोधने शक्त्यभावाद्बोध्यः ॥

## વિકલાદેશનું સ્વરૂપવર્ણન.

**ભાવાર્થ**–"ક્રમથી ભેદની પ્રધાનતાથી કે ભેદના ઉપચારથી એકધર્માત્મક પદાર્થવિષયક બોધજનક વાક્ય 'વિકલાદેશ' કહેવાય છે.

**વિવેચન**–ભેદની પ્રધાનતાથી એમ કહેવાનું કારણ એ છે કે–પર્યાયાર્થિકનયની પ્રધાનતાએ ધર્મોની પરસ્પર ભિન્નતા છે.

૦ ભેદના ઉપચારથી એમ કહેવાનું કારણ એ છે કે–દ્રવ્યાર્થિકનયની પ્રધાનતાની અપેક્ષાએ અભિન્ન હોવા છતાં, ભેદના અધ્યારોપથી એમ કહેલ છે.

૦ ક્રમ કહેવાનું કારણ કહે છે કે–અસ્તિ આદિરૂપ એક શબ્દમાં, કાળ આદિથી ભેદવાળા નાસ્તિત્વ આદિ અનેક ધર્મના બોધનમાં સામર્થ્ય નહીં હોવાથી, ક્રમથી એમ સમજવું.

**સારાંશ**–નયના વિષયરૂપે કરેલ વસ્તુધર્મની જ્યારે કાળ આદિ દ્વારા ભેદની વિવક્ષા કરાય છે, ત્યારે એક શબ્દમાં અનેકાર્થના પ્રતિપાદનમાં સામર્થ્યનો અભાવ હોવાથી, ભેદવૃત્તિથી કે ભેદ ઉપચારના ક્રમથી જે વાચકવાક્ય છે, તે વિકલાદેશ તરીકે કહેવાય છે.

अभेदवृत्त्यभेदोपचारप्रयोजकान् दर्शयितुमाह—

**अभेदवृत्त्यभेदोपचारौ कालस्वरूपार्थसम्बन्धोपकारगुणिदेशसंसर्गशब्दैरष्टाभिर्ग्राह्यौ ॥सूत्र–१८॥**

अभेदेति । समानकालीनत्वं, एकगुणिगुणत्वं, एकाधिकरणत्वं, एकसम्बन्धप्रतियोगित्वं, एकोपकारकत्वं, एकदेशावच्छिन्नवृत्तित्वं, एकसंसर्गप्रतियोगित्वं, एकशब्दवाच्यत्वञ्चाभेदवृत्तावभेदोपचारे वा प्रयोजकमिति भावः ॥

## અભેદવૃત્તિ–અભેદ ઉપચારના પ્રયોજકનું કથન.

**ભાવાર્થ**–"અભેદવૃત્તિ અને અભેદ ઉપચાર, ૧–કાળ, ૨–સ્વરૂપ, ૩–અર્થ, ૪–સંબંધ, ૫–ઉપકાર, ૬–ગુણિદેશ, ૭–સંસર્ગ અને ૮–શબ્દ, એમ આઠ પ્રયોજકો ગ્રહણ કરવાયોગ્ય છે.

**વિવેચન**–કાળ=સમાન કાલીનતા, સ્વરૂપ=એક ગુણિગુણત્વ, અર્થ=એક અધિકરણત્વ, સબંધ=એક સંબંધ પ્રતિયોગિત્વ, ઉપકાર=એક ઉપકારત્વ, ગુણિદેશ=એક દેશાવચ્છિન્નવૃત્તિત્વ, સંસર્ગ=એક સંસર્ગ પ્રતિયોગિત્વ અને શબ્દ=એક શબ્દવાચ્યત્વ, અભેદવૃત્તિમાં કે અભેદ ઉપચારમાં પ્રયોજક છે.

एकस्मिन् भङ्गे घटयति—

तथाहि स्यादस्त्येव घट इत्यादावस्तित्वाद्यात्मकैकधर्मबोधजनकत्वं वर्त्तते तथा एककालावच्छिन्नैकाधिकरणनिरूपितवृत्तित्वैकगुणिगुणत्वैकाधिकरणवृत्तित्वैकसम्बन्धप्रतियोगित्वैकोपकारकत्वैकदेशावच्छिन्नवृत्तित्वैकसंसर्गप्रतियोगित्वैकशब्दवाच्यत्वधर्मैरस्तित्वेनाभिन्ना अनेके ये धर्मास्तदात्मकपदार्थबोधजनकत्वमपीति ॥ सूत्र–१९ ॥

**तथाहीति** । इत्यादाविति, अस्तित्वाद्यात्मकैकधर्मबोधजनकत्वं वर्त्तत इत्यनेनैकधर्मविषयकबोधजनकत्वमिति सकलादेशलक्षणांशस्सङ्घटितः, वाक्य इति शेषः, इत्यादावित्यस्येत्यादिवाक्य इति वाऽर्थः । कालादिभिर्धर्माणामभेदवृत्तिं घटयति तथेति, एककालावच्छिन्नैकाधिकरणनिरूपितवृत्तित्वेति, यादृशकालावच्छेदेन यत्र घटादावस्तित्वं वर्तते तत्कालावच्छेदेन तत्रानन्ता अपि धर्मा वर्तन्त इत्यस्तित्वेन सह शेषधर्माणामेककालावच्छिन्नैकाधिकरणवृत्तित्वं वर्त्तत इति कृत्वा तेषां कालेनाभेद इति भावः । एकगुणिगुणत्वेति, अस्तित्वं हि घटस्य गुणस्तस्मादस्तित्वस्य घटगुणत्वं स्वरूपं तथा तद्वृत्तिशेषधर्माणामपीति सवर्षां धर्माणामेकगुणिगुणत्वस्वरूपतया स्वरूपेणाभेदवृत्तिरिति भावः । एकाधिकरणवृत्तित्वेति, यथा ह्यस्तित्वस्याधिकरणं घटस्तथैव निखिलधर्माणामपीत्येकाधिकरणवृत्तित्वादेषामर्थेनाभेदवृत्तिरिति भावः । एकसम्बन्धप्रतियोगित्वेति, यो ह्यस्तित्वस्य घटेन कथञ्चित्तादात्म्यरूपस्सम्बन्ध स एवाशेषाणामपीति सर्वे धर्माः कथञ्चित्तादात्म्यलक्षणसम्बन्धस्य प्रतियोगिनस्तस्मादेकसम्बन्धप्रतियोगित्वादेषां सम्बन्धेनाभेदवृत्तिरिति भावः । एकोपकारकत्वेति, अस्तित्वस्य योऽयमुपकारः स्वप्रकारकधर्मिविशेष्यकज्ञानजनकत्वं स एवोपपकारस्स्वान्याखिलधर्माणामिति सर्वेषामेकोपकारकत्वेनोपकारेणाभेदवृत्तिः । एकदेशावच्छिन्नवृत्तित्वेति, अस्तित्वं हि यद्देशावच्छेदेनास्ति तद्देशावच्छेदेनैव स्वेतरेऽखिलधर्मास्सन्तीत्येकदेशावच्छिन्नवर्तिन एते, न ह्यस्तित्वं कण्ठावच्छेदेन पृष्ठदेशावच्छेदेन नास्तित्वमिति देशभेदो वर्त्तत इति गुणिदेशेनैतेपामभेदवृत्तिरिति भावः । एकसंसर्गप्रतियोगित्वेति, य एव हि घटे नास्तित्वस्यैकवस्त्वात्मना संसर्गस्स एवान्येषामपीति तेषामेकसंसर्गप्रतियोगित्वात्संसर्गेणाभेदवृत्तिः, एकशब्दवाच्यत्वधर्मैरिति, अस्तित्वधर्मात्मकस्य य एवास्तिशब्दो वाचकस्य एव तद्भिन्नानन्तधर्मात्मकस्यापि वस्तुनो वाचक इति एकशब्दवाच्यत्वाच्छब्देनाभेदवृत्तिरिति भावः । धर्मान्तं पदमस्तिनाऽभिन्नत्वे प्रयोजकप्रदर्शनपरम् । जनकत्वमपीतीति सकलादेशलक्षणसमन्वय इति शेषः । अत्र मलयगिरिचरणास्सप्तभङ्ग्यां प्रतिभङ्गं प्रमाणवाक्यमेव, नतु नयः, स्याच्छब्देन विवक्षितधर्मोपरागेण कालादिभिरभेदवृत्त्याऽभेदोपचारेण वाऽनन्तधर्मात्मकवस्तुप्रतिपादने प्रमाणवाक्यस्यैव व्यवस्थितेः, अत एव स्याच्छब्दलाञ्छिततयैव सर्वत्र साधूनां भाषाविनयो विहितः, अवधारणी भाषा च निषिद्धा तस्या नयरूपत्वात्, नयानां च सर्वेषां मिथ्यादृष्टित्वात् तथा चानुरमन्ति "सव्वे णया मिच्छावायिणो" त्ति, न च सप्तभङ्गात्मकं प्रमाणवाक्यं एकभङ्गात्मकञ्च नयवाक्यमित्यपि नियन्तु शक्यम्, सप्तभङ्गानां सप्तविधजिज्ञासोपाधिनिमित्तत्वेनासार्वत्रिकत्वात् को जीव इति प्रश्ने लक्षणमात्रजिज्ञासया स्याज्ज्ञानादिलक्षणो जीव इत्येकवाक्यस्य प्रमाणवाक्यरूपस्योत्तरस्य सिद्धान्तसिद्धत्वात् स्याच्छब्दस्य चात्रानन्तधर्मात्मकत्वद्योतनेन प्रमाणाङ्गत्वादिति वदन्ति तन्मतेनात्र प्रत्येक-

---

१. तादात्म्यातिरिक्तसम्बन्धाभिद्धेति भावः, यद्यपि कार्यकारणभावदैशिककालिकाधाराधेयभावादीनामतादात्म्येऽपि तत्तत्सम्बन्धव्यवहारकारित्वं दृश्यते तथापि तत्रापि तत्तद्व्यवहारप्रयोजकशक्त्यात्मना कथञ्चित्तादात्म्याभ्युपगमाददोषः, तथा च यत्राभेदव्यवहारस्तत्राभेद उद्भूतोऽनुद्भूतो भेदः, पृथक्सम्बन्धिस्थले तु वैपरीत्येनेति बोध्यम् ॥

वाक्यस्य प्रमाणरूपत्वं दर्शितम्, एतन्मते नयदुर्नयविभागो नास्ति अर्थाविशेषात्। केचित्तु 'सदेव सत्स्यात्सदिति त्रिधार्थो मीयेत दुर्नीतिनयप्रमाणै' रिति हेमसूरिभिरपि प्रमाणनयदुर्नयरूपेण विभज्याभिधानात् आकरे नयतदाभासानामपि स्पष्टं बोधितत्वाचास्ति नयदुर्नयभेदः, अवधारणीभाषैकान्तवादात्मिकैव निषिद्धा न तु नयरूपापि, तस्याः प्रमाणपरिकरत्वात् प्रमाणात्मकमहावाक्यजन्यशाब्दबोधजनकावान्तरवाक्यार्थज्ञानजनकत्वेन तदनुकूलाकांक्षोत्थापकत्वेन वा नयवाक्यस्य शिष्यमतिविस्फारकत्वाच्च, अत एव नयोऽप्यादरणीय एव। प्रमाणवाक्यमपि हि अनेकान्तरुचिशालिनं पुरुषविशेषमधिकृत्यैव प्रयुज्यते. तस्मात् स्याज्ज्ञानादिलक्षणो जीव इत्यपि सुनयवाक्यमेव, एकभङ्गरूपत्वात्। तत्रापि प्रमाणवाक्यत्वमुत्थाप्याकांक्षाक्रमेण भङ्गान्तरसंयोजनयैव। सकलादेशत्वञ्च प्रतिभङ्गमनन्तधर्मात्मकत्वद्योतनेन, अन्यथा च विकलादेशत्वमेवेत्याहुः। अपरे तु अखण्डवस्तुविषयत्वेन त्रिष्वाद्यभङ्गेषु सकलादेशत्वं चतुर्षु चोपरितनेष्वेकदेशविषयत्वेन विकलादेशत्वमित्यूचुः॥

## એક ભંગમાં કાળ આદિની ઘટના.

**ભાવાર્થ**–"તે આ પ્રમાણે–'સ્યાદ્ અસ્તિ એવ ઘટ.' ઇત્યાદિમાં અસ્તિત્વ આદિ આત્મક એક ધર્મબોધજનકપણું વર્તે છે. તેવી રીતે એક કાળથી અવચ્છિન્ન એક અધિકરણનિરૂપિતવૃત્તિત્વ, એક ગુણિગુણત્વ, એક અધિકરણવૃત્તિત્વ, એક સંબંધ પ્રતિયોગિત્વ, એક ઉપકારત્વ, એક દેશથી અવચ્છિન્નવૃત્તિત્વ, એક સંસર્ગ પ્રતિયોગિત્વ અને એક શબ્દવાચ્યત્વ ધર્મોદ્વારા અસ્તિત્વની સાથે અનેક જે ધર્મો છે. તદાત્મક પદાર્થબોધજનકપણું પણ વર્તે છે."

**વિવેચન**–'સ્યાદ્ અસ્તિ એવ ઘટઃ' ઇત્યાદિ વાક્યમાં 'અસ્તિત્વ આદિ આત્મક એક ધર્મબોધજનકત્વ વર્તે છે.' આવા કથનથી 'એક ધર્મવિષયક બોધજનકત્વ'–આ પ્રમાણેનો સકલાદેશના લક્ષણનો અંશ સંઘટિત થયેલો છે.

(૧) કાળ આદિ પ્રયોજકદ્વારા ધર્મોની અભેદવૃત્તિને ઘટાવે છે. 'तथेति'–એક કાળથી અવચ્છિન્ન એક અધિકરણનિરૂપતિવૃત્તિત્વ=જે કાળની અપેક્ષાએ જે ઘટ આદિમાં અસ્તિત્વ છે, તે કાળની અપેક્ષાએ તે ઘટ આદિમાં અનંત પણ ધર્મો વર્તે છે. આ પ્રમાણે અસ્તિત્વની સાથે સકળ શેષધર્મોનું એક કાળથી અવચ્છિન્ન એક અધિકરણવૃત્તિત્વ વર્તે છે. એમ કરીને તે ધર્મોનો કાળપ્રયોજકની અપેક્ષાએ અભેદ છે.

[ કાળની અપેક્ષાએ ઘટાદિ વસ્તુમાં અસ્તિત્વ આદિ ધર્મની પ્રતીતિ હોવાથી વસ્તુનિરૂપિત અસ્તિત્વનિષ્ઠવૃત્તિતામાં કાળ અવચ્છેદક છે, કેમ કે–'तत्संबंधी न एव सन्निष्ठधर्मावच्छेदकत्वम्'–આવો નિયમ હોવાથી કાળમાં અસ્તિત્વ આદિ ધર્મનું સંબંધીપણું આવશ્યક છે. કાળની સાથે અસ્તિત્વ આદિ ધર્મનો સંબંધ કાલિક છે. તે કાલિક સંબંધ પણ સર્વસંબંધવ્યાપક કથંચિત્ તાદાત્મ્યવ્યાપ્ય છે, માટે કથંચિત્ તાદાત્મ્ય પણ કાળમાં અસ્તિત્વ

१. स्यादस्त्येव, स्यान्नास्त्येव, स्यादवक्तव्यमेवेति भङ्गत्रय इत्यर्थः।

આદિનો સંબંધ છે. વળી એ પ્રમાણે 'तद् अभिन्नाभिन्नस्य तद् अभिन्नत्वम्'–આવા નિયમથી કથંચિત્ અસ્તિત્વથી અભિન્નકાળથી અભિન્ન–કથંચિત્ નાસ્તિત્વ આદિ ધર્મોનું કથંચિદ્ અસ્તિત્વથી અભિન્નપણું છે. આ પ્રમાણે કાળથી અભેદવૃત્તિ જાણવી.]

(૨) સ્વરૂપ=એક ગુણિગુણત્વ=ખરેખર, અસ્તિત્વ ઘટનો ગુણ (ધર્મ) છે, તેથી અસ્તિત્વનું ઘટગુણત્વ સ્વરૂપ છે. તે પ્રકારે ઘટમાં રહેલ બાકીના સર્વધર્મરૂપ ગુણોનું એક ગુણિ(ધર્મિ)-ગુણત્વરૂપ આત્મરૂપપણું હોઈ સ્વરૂપથી અભેદવૃત્તિ છે.

[અસ્તિત્વનિષ્ઠ ગુણિગુણત્વથી અભિન્ન ઘટથી અભિન્ન નાસ્તિત્વ આદિ શેષ–અશેષધર્મોમાં રહેલ ગુણિગુણત્વની અપેક્ષાએ અસ્તિત્વની સાથે સકળ ધર્મોનો અભેદ છે.]

(૩) એક અધિકરણવૃત્તિત્વ=ખરેખર, જેમ અસ્તિત્વનો ઘટ આધાર છે, તેમ સમસ્ત ધર્મોનો પણ આધાર છે. આ પ્રમાણે એક અધિકરણવૃત્તિત્વની અપેક્ષાએ અર્થની સાથે સમસ્ત ધર્મોની અભેદથી વૃત્તિ છે.

(૪) એક સંબંધપ્રતિયોગિત્વ=ખરેખર, અસ્તિત્વનો ઘટની સાથે કથંચિતાદાત્મ્યરૂપ (અવિનાભાવ–અવિષ્વગ્ભાવ) સબંધ છે. તે જ સંબંધ (તાદાત્મ્યથી ભિન્ન સંબંધની અસિદ્ધિ છે. જો કે કાર્યકારણભાવ–દૈશિક–કાલિક–આધાર–આધેયભાવ આદિમાં તાદાત્મ્યરૂપ નહીં હોવા છતાં, તે તે સંબંધયુક્તના વ્યવહારકારિપણું દેખાય છે. તો પણ તે કાર્યકારણભાવ આદિ સંબંધોમાં પણ તે તે વ્યવહારપ્રયોજક શક્તિરૂપે કથંચિત્ તાદાત્મ્યનો સ્વીકાર હોઈ દોષનો અભાવ છે. તથાચ જ્યાં અભેદવ્યવહાર છે, ત્યા અભેદ ઉદ્ભૂત–પ્રકટિતરૂપ છે, ભેદ અનુદ્ભૂત છે. પૃથક્ સંબંધીના સ્થળમાં ભેદ ઉદ્ભૂત છે અને અભેદ અનુદ્ભૂત છે, એમ વિપરીત રૂપથી જાણવું.) સમસ્ત ધર્મોનો પણ છે, માટે સઘળા ધર્મો કથંચિત્ તાદાત્મ્ય લક્ષણ-સંબધના પ્રતિયોગી (આધેયભૂત–રહેનાર) છે. તેથી એક સંબંધના પ્રતિયોગિતાની અપેક્ષાએ સમસ્ત ધર્મોની ઘટરૂપ અનુયોગીમાં કથંચિત્ તાદાત્મ્ય સંબંધથી અભેદથી વૃત્તિ છે.

(૫) એક ઉપકારકત્વ=જેઓ અસ્તિત્વનો ઉપકાર (સ્વ અનુરક્તત્વકરણ–સ્વ વૈશિષ્ટ્ય સંપાદન) સ્વપ્રકારક ધર્મિવિશેષ્યક જ્ઞાનજનકત્વ=અસ્તિત્વ પ્રકારવાળા, ઘટરૂપ ધર્મીવિશેષ્યવાળા બોધનું જનકપણું છે.

તે જ ઉપકાર અસ્તિત્વરૂપ સ્વભિન્ન અન્યરૂપ નાસ્તિત્વ આદિ સકળ ધર્મોનો પણ છે, માટે સકળ ધર્મોની એક ઉપકારકારકપણાની અપેક્ષાએ અભેદથી વૃત્તિ છે.

(૬) એક દેશાવચ્છિન્નવૃત્તિત્વ=ખરેખર, અસ્તિત્વ જે દેશ(ઘટરૂપ ગુણિ સંબંધી ક્ષેત્ર)ને આશ્રીને છે, તે દેશની અપેક્ષાએ જ અસ્તિત્વથી ભિન્ન સકળ ધર્મો છે; માટે એક દેશથી અવચ્છિન્ન ઘટવર્તી આ ધર્મો છે. કેમ કે–કંઠના ભાગમાં અસ્તિત્વ અને પૃષ્ઠના ભાગમાં નાસ્તિત્વ, એવો દેશભેદ નથી વર્તતો.

(૭) એક સંસર્ગપ્રતિયોગિત્વ=ખરેખર, જે અસ્તિત્વનો એક વસ્તુરૂપે ઘટની સાથે અસ્તિ-

ત્વનો સંસર્ગ છે, તે બીજા ધર્મોનો પણ સંસર્ગ છે. સમસ્ત તે ધર્મોનો એક સંસર્ગ. પ્રતિયોગિત્વની અપેક્ષાએ સંસર્ગથી અભેદવૃત્તિ.

(૮) એક શબ્દવાચ્યત્વ=જે અસ્તિ શબ્દ અસ્તિત્વધર્મ આત્મક વસ્તુનો વાચક છે, તે જ શબ્દ અસ્તિત્વભિન્ન અનંતધર્માત્મક વસ્તુનો પણ વાચક છે, માટે એક શબ્દરૂપ વાચકથી વાચ્યત્વની અપેક્ષાએ સઘળા ધર્મોની શબ્દની સાથે અભેદથી વૃત્તિ છે.

૦ ધર્મ સુધીનું પદ અસ્તિની સાથે અભિન્નતામાં પ્રયોજક બતાવનારૂં છે.

૦ 'જનકત્વમપીતિ'–આ પ્રમાણે સકલાદેશસમન્વય છે, એમ અધ્યાહારથી સમજવું. અહીં પૂજ્યપાદ મલયગિરિસૂરીશ્વરજી મહારાજ "સપ્તભંગીના દરેક ભંગ, પ્રમાણવાક્ય જ છે–નયરૂપ નથી, કેમ કે–સ્યાત્ શબ્દથી વિવક્ષિત ધર્મના ગ્રહણથી કાળ આદિ દ્વારા, અભેદવૃત્તિ કે અભેદ ઉપચારથી અનંતધર્માત્મક વસ્તુના પ્રતિપાદનમાં પ્રમાણવાક્યની વ્યવસ્થા છે. એથી જ સ્યાત્ શબ્દના ચિહ્નથી જ સર્વત્ર સાધુઓનો ભાષારૂપ વિનય વિહિત કરેલ છે અને નિશ્ચયાત્મક ભાષાનો નિષેધ કરેલ છે: કેમ કે–તે અવધારણી ભાષા નયરૂપ છે, કેમ કે–સઘળાય નયો મિથ્યાદૃષ્ટિ છે. 'સર્વ નયો મિથ્યાવાદી છે'–એવા પ્રમાણની ત્યાં સાક્ષી છે."

**શંકા**–સપ્તભંગાત્મક પ્રમાણવાક્ય છે અને એક ભંગાત્મકવાક્ય નયવાક્ય છે. આવો નિયમ થાય તો શો વાંધો ?

**સમાધાન**–સાત ભંગો, સાત પ્રકારની જિજ્ઞાસારૂપ ઉપાધિ–નિમિત્તથી જન્ય હોઈ અસાર્વત્રિક છે, કેમ કે–જીવ કોને કહી શકાય ? આવા પ્રશ્નમાં લક્ષણ માત્રની જિજ્ઞાસાથી 'સ્યાત્ જ્ઞાનાદિ લક્ષણો જીવઃ'–આ પ્રમાણેના ઉત્તરરૂપ પ્રમાણવાક્યરૂપ એક વાક્ય સિદ્ધાન્તસિદ્ધ છે, કેમ કે–સ્યાત્ શબ્દ અહીં અનંતધર્માત્મકપણાના ઘોતનદ્વારા પ્રમાણના અંગભૂત છે, આમ બોલે છે. તે મતની અપેક્ષાએ અહીં પ્રત્યેક વાક્યનું પ્રમાણરૂપપણું દર્શાવેલ છે. વળી આ મતમાં નય અને દુર્નયનો વિભાગ નથી, કેમ કે–અર્થની દૃષ્ટિએ કોઈ જાતનો વિશેષ નથી.

કેટલાક આચાર્યો, જેમ કે–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે, "અન્ય યો–વા–દ્વા–શ્લોક ૨૮ માં, 'પદાર્થ સર્વથા સત્ છે, એ દુર્નયવાક્ય છે: 'સત્ છે'–એ વાક્ય નયવાક્ય છે: 'કથંચિત્ સત્ છે'–એ પ્રમાણવાક્ય છે: આ ત્રણ પ્રકારે અર્થનિર્ણય કરેલ છે." આ પ્રમાણે પ્રમાણ–નય–દુર્નયરૂપે વિભાગ કરીને કથન કરેલ છે. આકરમાં (મૂળ ગ્રંથમાં) નય અને નયાભાસો પણ સ્પષ્ટ જણાવેલ છે, માટે નય અને દુર્નયનો ભેદ છે.

એકાન્તવાદરૂપ જ અવધારણી ભાષાનો નિષેધ કરેલ છે પરંતુ નયરૂપ અવધારણી ભાષાનો નિષેધ કરેલ નથી, કેમ કે–નયરૂપ ભાષા તો પ્રમાણના પરિકર–અંગરૂપ છે: કેમ કે–પ્રમાણ આત્મક મહાવાક્યજન્ય શાબ્દબોધજનક અવાન્તર (તદંતર્ગત અંગભૂત) વાક્યાર્થ જ્ઞાનજનક હોઈ અથવા તાદૃશ જ્ઞાનની અનુકૂળ આકાંક્ષાનું ઉત્થાપક હોઈ, નયવાક્ય

શિષ્યમતિનું વિકાસક-વિસ્તારક છે. એથી જ નય પણ આદરયોગ્ય જ છે.

ખરેખર, પ્રમાણવાક્યનો પણ અનેકાન્તની રૂચિથી શોભતા વિશિષ્ટ પુરુષને ઉદ્દેશીને પ્રયોગ કરાય છે. તેથી 'સ્યાત્ જ્ઞાનાદિ લક્ષણવાળો જીવ' આવુ પણ વાક્ય સુનયવાક્ય જ છે, કેમ કે-એક ભંગરૂપ છે.

૦ ત્યાં-સપ્તભંગીમાં પણ પ્રમાણવાક્યત્વ, ઉત્થાપ્ય આકાંક્ષાના ક્રમથી છ ભાંગાની સંયોજનાદ્વારા જ છે.

વળી સકલ આદેશપણું પ્રત્યેક ભંગમાં અનંતધર્માત્મકપણાના દ્યોતનથી છે, અન્યથા વિકલ આદેશપણું જ છે, એમ કેટલાક આચાર્યો કહે છે.

બીજા આચાર્યો કહે છે કે-"પ્રારંભિક ત્રણ ભાંગાઓમાં અખંડ વસ્તુનું વિષયપણું હોઈ સકલાદેશપણું છે, અંતિમ ચાર ભાંગઓમાં એક દેશનું વિષયપણું હોઈ વિકલાદેશપણું છે."

नन्वभिन्नताप्रयोजककालाद्यष्टासु मध्ये सम्बन्धसंसर्गौ द्विधा कथमुपात्तौ तयोर्भेदादर्शनादित्यत्राह-

**सम्बन्धे कथञ्चित्तादात्म्यलक्षणेऽभेदः प्रधानं भेदो गौणः, संसर्गे त्वभेदो गौणो भेदः प्रधानम् । तथा च भेदविशिष्टाभेदस्सम्बन्धः, अभेदविशिष्टभेदस्संसर्ग इति विवेकः । अयञ्च पर्यायार्थिकनयस्य गुणभावे द्रव्यार्थिकनयस्य प्रधानभावे युज्यते ॥ सूत्र-२० ॥**

**सम्बन्ध इति ।** कथञ्चित्तादात्म्यं हि सम्बन्धः, स च भेदाभेदघटितमूर्त्तिकः, तत्र यदाऽभेदस्य प्राधान्यं भेदस्य च गौणत्वं क्रियते तदा स सम्बन्धशब्दव्यवहारभाग्भवति, यदा तु भेदस्य प्रधानतयाभेदस्य च गौणतया विवक्ष्यते तदा स संसर्ग इति व्यवह्रियत इति भावः । फलितार्थमुभयोराह तथाचेति । भेदविशिष्टाभेद इति, अत्र भेदो गौणो विशेषणत्वात्, अभेदस्य विशेष्यत्वेन प्रधानता बोध्या । अभेदविशिष्टेति, अत्रापि विशेषणत्वादभेदस्य गौणत्वं विशेष्यत्वाच्च भेदस्य प्राधान्यमवसेयम् । ननु कथमत्र कालादिभिरभेदवृत्तिरभेदोपचारो वेत्यत्राहायञ्चेति, पूर्वसघटितस्सकलादेशबोध इत्यर्थः । पर्यायार्थिकनयस्य गुणभाव इति, तस्य प्राधान्ये त्वभेदवृत्त्यसम्भव इति भावः । अस्य गौणत्व एव द्रव्यार्थिकनयस्य प्राधान्यं सम्भवति, एकदा नयद्वयस्य प्राधान्यासम्भवादित्याशयेनाह द्रव्यार्थिकनयस्येति, तत्र पर्यायार्थिकनयो गौणीकृत्य धर्मिणं धर्मान्तिकपर्यायप्राधान्यप्रख्यापकः, द्रव्यार्थिकनयः पर्यायोपेक्षया धर्मिमात्रप्राधान्यप्रख्यापक इति ॥

અભિન્નતાના પ્રયોજક કાળ આદિ આઠમાં સંબંધ અને સંસર્ગ-એમ બે પ્રકારે કેમ

---

१. द्रव्यपर्यायात्मकं हि वस्तु, तत्र द्रव्यनयार्पणाया तदभिन्नपर्यायाणामभानेऽपि ते सन्त्येव परन्तु पर्यायनयस्य गौणीकृतत्वात्ते गुणभूताः एकदोभयनयस्य प्राधान्यासम्भवात् न तावता तेषां नास्तित्वं दुर्नयप्रवेशापत्तेः, पर्यायार्पणया द्रव्यनयस्य गुणभावेन च पर्यायाः प्राधान्येन भासन्ते द्रव्यन्तु तदभिन्नं गुणतयेति ॥

ગ્રહણ કરેલા છે? કારણ કે-તે બંનેમાં ભેદ તો દેખાતો નથી. આવી શંકાના સમાધાનમાં કહે છે કે-

## ભેદાભેદ સંબંધ.

ભાવાર્થ-" કથંચિત્ તાદાત્મ્યરૂપ સંબંધમાં અભેદ પ્રધાન છે અને ભેદ ગૌણ છે. સંસર્ગમાં તો અભેદ ગૌણ છે અને ભેદ પ્રધાન છે. તથાચ ભેદવિશિષ્ટ અભેદ સંબંધ છે અને અભેદવિશિષ્ટ ભેદ સંસર્ગ છે-એમ વિવેક છે. વળી આ પર્યાર્થિકનયના ગુણભાવમાં-દ્રવ્યાર્થિકનયના પ્રધાનભાવમાં યુક્તિયુક્ત થાય છે."

**વિવેચન**-ખરેખર, (કથચિત્ ભિન્નાભિન્નત્વરૂપ) કથંચિત્ તાદાત્મ્ય સંબંધ છે. તે ભેદ અભેદથી ઘટિત આકારવાળો છે. ત્યાં જ્યારે અભેદનું પ્રધાનપણું અને ભેદનું ગૌણપણું કરાય છે, ત્યારે તે સંબંધશબ્દના વ્યવહારને ભજનારો થાય છે. પરંતુ જ્યારે ભેદની પ્રધાનપણે અને અભેદની ગૌણપણે વિવક્ષા કરાય છે, ત્યારે તે સંસર્ગશબ્દથી વ્યવહાર-વિષય થાય છે.

તે બંનેનો ફલિતાર્થ-ભેદવિશિષ્ટ અભેદઃ સંબંધ=સંબંધમાં ભેદ ગૌણ છે, કેમ કે-વિશેષણ છે. અભેદની વિશેષ્યતા હોઈ પ્રધાનતા છે, એમ જાણવું.

० અભેદવિશિષ્ટ ભેદઃ સંસર્ગઃ=સંસર્ગમાં પણ વિશેષણ હોઈ અભેદ ગૌણ છે, વિશેષ્યતા હોઈ ભેદની પ્રધાનતા જાણવી.

० અહીં પ્રકૃતમાં કાળ આદિ આઠથી અભેદવૃત્તિ કે અભેદોપચાર કેવી રીતે જાણવો? આના જવાબમાં કહે છે કે-આ પૂર્વસંઘટિત સકલાદેશબોધ પર્યાયાર્થિકનયના ગૌણભાવમાં છે, કેમ કે-તે પર્યાયાર્થિકનયના પ્રધાનભાવમાં તો અભેદવૃત્તિનો અસંભવ છે. આ-પર્યાયા-ર્થિકના ગૌણપણામાં જ દ્રવ્યાર્થિકનયનું પ્રધાનપણું સંભવ છે.

વળી દ્રવ્યાર્થિકના પ્રધાનભાવમાં પૂર્વોક્ત સકલાદેશબોધ ઘટી શકે છે, કેમ કે-એક સમયમાં બે નયની પ્રધાનતાનો અસંભવ છે.

० અહીં પર્યાયાર્થિકનય, દ્રવ્યરૂપ ધર્મીને ગૌણ કરીને ધર્મરૂપ પર્યાયની પ્રધાનતાને જણાવનારો છે.

० દ્રવ્યાર્થિકનય, પર્યાયની ઉપેક્ષા કરીને દ્રવ્યરૂપ ધર્મી માત્રની પ્રધાનતાનેદર્શાવે છે.

ખરેખર, વસ્તુ દ્રવ્યપર્યાયાત્મક છે. ત્યાં દ્રવ્યનયની અર્પણામાં તે દ્રવ્યથી અભિન્ન પર્યાયોનું ભાન નહીં હોવા છતાં તે પર્યાયો છે જ. પરંતુ પર્યાયનયને ગૌણ કરેલ હોવાથી તે પર્યાયો ગૌણભૂત છે, કેમ કે-એક સમયમાં બે નયોની પ્રધાનતાનો અસંભવ છે. એટલા માત્રથી તે પર્યાયોનું નાસ્તિત્વ સમજવાનું નથી, કેમ કે-દુર્નયમાં પ્રવેશની આપત્તિ આવે છે. પર્યાયની અર્પણાથી દ્રવ્યનયના ગુણભાવથી પર્યાયો પ્રધાનપણાએ ભાસે છે, કેમ કે-દ્રવ્ય તો તે પર્યાયોથી અભિન્ન હોઈ ગૌણપણે છે.

द्रव्यार्थिकनयस्य तु गौणत्वे पर्यायार्थिकस्य च प्राधान्येऽभेदोपचारं कृत्वा लक्षणसमन्वयःकार्य इत्याशयेनाह—

**द्रव्यार्थिकनयस्य गौणत्वे पर्यायार्थिकस्य प्राधान्ये त्वभेदोपचारः कार्योऽभेदासम्भावात् ॥ सूत्र-२१ ॥**

द्रव्यार्थिकनयस्येति । मुख्याभेदवृत्तिसमर्थकस्येत्यर्थः । पर्यायार्थिकस्येति, मुख्यभेदसमर्थकस्येत्यर्थः हेतुमाहाभेदासम्भवादिति, अभेदवृत्त्यसम्भवादित्यर्थः ॥

દ્રવ્યાર્થિકનયના ગૌણપણામાં અને પર્યાયાર્થિકની પ્રધાનતામાં અભેદનો ઉપચાર કરી લક્ષણસમન્વય કરવો જોઈએ. એવા આશયથી કહે છે કે–

## અભેદનો અસંભવ.

**ભાવાર્થ**–"દ્રવ્યાર્થિકનયના ગૌણપણામાં, પર્યાયાર્થિકની પ્રધાનતામાં તો અભેદ ઉપચાર કરવો જોઈએ, કેમ કે–અભેદનો અસંભવ છે."

**વિવેચન**–દ્રવ્યાર્થિકનય મુખ્ય અભેદવૃત્તિનો સમર્થક છે, પર્યાયાર્થિક મુખ્ય ભેદ સમર્થક છે.

અભેદ ઉપચાર કરવો જોઈએ, કેમ કે–અભેદનો અસંભવ છે. એટલે અભેદવૃત્તિનો અસંભવ છે.

कथमभेदासम्भव इत्यत्राह—

**तथाहि नैकत्रैकदा विरुद्धनानागुणानामभेदसम्भवो धर्मिभेदात् । नापि स्वरूपेण, प्रतिगुणं स्वरूपभेदात्, नाप्यर्थेन, स्वाधारस्यापि भेदात्, नवा सम्बन्धेन सम्बन्धिभेदेन सम्बन्धभेदात्, नाप्युपकारेण, तत्तज्जन्यज्ञानानां भेदात्, नापि गुणिदेशेन, तस्यापि प्रतिगुणमनेकत्वात्, नापि संसर्गेण, संसर्गिभेदेन भेदात्, नापि शब्देन, अर्थभेदेन तस्य भेदादिति । तस्मादभेदमुपचर्य तद्धर्माभिन्नानेकयावद्धर्मात्मकवस्तुबोधजनकत्वं वाक्यानामिति ॥सूत्र-२२॥**

तथाहीति । कालेन भेदमाह नैकत्रेति, एकाधिकरण इत्यर्थः, एकदेति एककालावच्छेदेनेत्यर्थः, विरुद्धनानागुणानामिति, परस्परं विरुद्धानां विविधानां गुणानामित्यर्थः । असम्भवेनेति शेषः, तथा च परस्परं विरुद्धानामनेकगुणानामेककालावच्छिन्नैकाधिकरणवृत्तित्वस्यासम्भवेनेत्यर्थः । अभेदसम्भव इति, पूर्वस्थितनञोऽत्र सम्बन्धः, मुख्यतयेत्यादिः तथा च मुख्यतया नाभेदस्य सम्भव इति भावः, तेन गौणतयाऽभेदसम्भवेऽपि न क्षतिः । एकत्रैकदा विरुद्धगुणानां सत्त्वे गुणभेदेन गुणिभेदस्यावश्यकत्वान्न धर्म्यैक्यं स्यादित्याह धर्मिभेदादिति, तावदाश्रयस्य तावत्प्रकारेण भेदात्, पर्यायभेदेन पर्यायिभेदस्यावश्यकत्वादिति भावः । स्वरूपेणाभेदासम्भवमाह नापि स्वरूपेणेति, विरुद्धनानागुणामभेदसम्भव इत्यनुपज्यते, एवमुत्तरत्रापि । हेतुमाह प्रतिगुणमिति, तत्तद्गुणानां स्वस्वरूपस्य भिन्नत्वादिति भावः,

न च घटादिगुणत्वं हि स्वरूपशब्देन विवक्षितं तच्च घटादिवृत्तिसकलगुणेषु समानमेवेति कथं स्वरूपभेद इति वाच्यम्, गुणभेदेन गुणिभेदस्यावश्यकतया प्रतिगुणं वस्तुभेदेन तद्गुणत्वस्यापि भेदादित्यत्र तात्पर्यात्। नापि गुणत्वधर्मत्वादिस्वरूपाणामभेद इति वाच्यम्, तथा सति तेन रूपेण जगद्वृत्तिगुणानां धर्माणाञ्चाभेदप्रसङ्गेन परस्परभेदस्य विरोधप्रसङ्गादिति। अर्थेनाभेदवृत्त्यसम्भवमाह नाप्यर्थेनेति हेतुमाह स्वाधारस्यापीति भेदादिति, नानात्वादित्यर्थः, अन्यथाऽनेकगुणाश्रयस्यैकत्वं प्रसज्येतेति भावः, सम्बंधेनाभेदवृत्त्यसम्भवमाह नवासम्बन्धेनेति, कारणमाह सम्बन्धिभेदेनेति, प्रतियोग्यनुयोगिभेदेनेत्यर्थः, घटभूतलसंयोगात्पटभूतलसयोगस्य भेददर्शनादिति भावः। उपकारभेदेनाभेदवृत्त्यसम्भवमाह नाप्युपकारेणेति, बीजमाह तत्तज्जन्येति, तत्तद्गुणजन्येत्यर्थः, न केवलं ज्ञानमुपकारः किन्तु तत्तद्गुणविषयकं ज्ञानं तथा च विषयभेदेन ज्ञानभेदावश्यकतया तत्तद्गुणविषयकज्ञानानां भेदेन नैकोपकारकत्वं गुणानां, अन्यथा नानागुणजन्योपकारस्यैकत्वमविरुद्धं स्यादिति भावः। देशेनाभेदवृत्त्यनुपपत्तिमाह नापि गुणिदेशेनेति निदानमाह तस्यापीति, गुणिदेशस्यापीत्यर्थः। अन्यथा भिन्नपदार्थवृत्तिगुणानां गुणिदेशानामप्यभेदप्रसङ्गात्, गुणिदेशत्वसाम्यात्, घटात्मकगुणिदेशानामेवाभेद इत्यत्र विनिगमनाविरहादिति भावः। संसर्गेणाभेदवृत्त्यसम्भवमाह नापि संसर्गेणेति, हेतुमाह ससर्गीति, तदभेदे संसर्गिभेदविरोधादिति भावः। शब्देना भेदासम्भवमाह नापि शब्देनेति, हेतुमाहार्थभेदेनेति, वाच्यभेदेनेत्यर्थः, अन्यथा सर्वेषां गुणानामेकशब्दवाच्यत्वे तत एव सर्वार्थवाच्यतापत्त्या शब्दान्तरवैफल्यापत्तिप्रसङ्गस्स्यादिति भावः, इतिशब्दः कालाद्यष्टाववलम्ब्याभेदासम्भवनिरूपणसमाप्तिद्योतकः। तथा चेत्थं प्राधान्यतः पर्यायार्थिकनयचक्रवर्त्तिसाम्राज्येनाभेदवृत्त्यसम्भवादभेदमध्यारोप्यास्तित्वधर्माभिन्नत्वमनेकाशेषधर्मेषु सम्पादनीयं ततश्च तादृशधर्मात्मकवस्तुवोधजनकवाक्यमपि सकलादेशः परिपूर्णार्थप्रकाशकत्वादित्याशयेनाह तस्मादिति, यस्मात्कालादिना भिन्नानां धर्माणामभेदवृत्तिर्न सम्भवति तस्मादित्यर्थः। इति पदं सकलादेशसमाप्तिद्योतकम् ॥

અભેદનો કેમ અસંભવ છે? તેના જવાબમાં કહે છે કે-

## અભેદવૃત્તિનો અસંભવ.

ભાવાર્થ-" તે આ પ્રમાણેઃ-એક સ્થળમાં-એક કાળમાં વિરૂદ્ધ નાના ગુણોનો અભેદનો સંભવ નથી, કેમ કે-ધર્મીનો ભેદ છે. સ્વરૂપથી અભેદનો સંભવ નથી, કેમ કે-દરેક ગુણમાં સ્વરૂપનો ભેદ છે. અર્થથી પણ અભેદનો સંભવ નથી, કેમ કે-પોતાના આધારનો પણ ભેદ છે. સંબંધથી અભેદનો સંભવ નથી, કેમ કે-સંબંધીના ભેદથી સંબંધનો ભેદ છે. ઉપકારથી પણ અભેદનો સંભવ નથી, કેમ કે-તે તે ગુણજન્ય જ્ઞાનોનો ભેદ છે. ગુણિદેશથી અભેદનો સંભવ નથી, કેમ કે-તે ગુણિદેશ ગુણે ગુણે અનેક છે. સંસર્ગથી પણ અભેદનો સંભવ નથી, કેમ કે-સંસર્ગીઓના ભેદથી સંસર્ગનો ભેદ છે. શબ્દથી અભેદનો સંબંધ નથી. કેમ કે-અર્થભેદથી શબ્દનો ભેદ છે. તેથી અભેદનો ઉપચાર કરી તે અસ્તિત્વરૂપ ધર્મથી અભિન્ન

---

१. यदनेकगुणाश्रयं तदनेकमिति व्याप्तेः। अन्यथा सकलगुणाश्रयस्यैकाधारत्वं प्रसज्येतेति तु परमार्थः॥

સકલધર્માત્મક વસ્તુબોધજનકત્વ વાક્યોનું છે.”

**વિવેચન**-(૧) કાળની અપેક્ષાએ અભેદવૃત્તિનો અસંભવ=એક અધિકરણમાં એક કાળની અપેક્ષાએ પરસ્પરવિરૂદ્ધ અનેક ગુણોનો મુખ્યપણે અભેદનો સંભવ નથી, તેથી ગૌણપણે અભેદનો સંભવ છતાં ક્ષતિ નથી.

જો એક ઠેકાણે એક કાળમાં વિરૂદ્ધ ગુણોની સત્તા માનવામાં આવે, તો ગુણભેદથી ગુણિભેદની આવશ્યકતા હોઈ ધર્મીની એકતા નહિ થશે, માટે પર્યાયનયમાં ગુણોના ભેદમાં વિભિન્ન ગુણનો આધાર ભિન્ન છે. જેટલા ગુણોનો આધાર છે, તેટલા ગુણોના આધારનો તેટલા પ્રકારથી ભેદ છે, કેમ કે-પર્યાયના ભેદથી પર્યાયવાળા-ધર્મીદ્રવ્યનો ભેદ આવશ્યક છે.

(૨) સ્વરૂપની અપેક્ષાએ અભેદનો અસંભવ=સ્વરૂપથી વિરૂદ્ધ નાના ગુણોના અભેદનો સંભવ નથી, કેમ કે-પ્રત્યેક ગુણનું પોતાનું સ્વરૂપ અલગ અલગ છે. 'ખરેખર, ઘટાદિ-ગુણત્વ સ્વરૂપશબ્દથી જે વિવક્ષિત છે, તે ઘટાદિમાં વર્ત્તમાન સઘળા ગુણોમાં સરખું જ છે, તો સ્વરૂપભેદ કેવી રીતે ?'-એવું નહીં બોલવું : કેમ કે-ગુણના ભેદથી ગુણિભેદની આવશ્યકતા હોઈ, ગુણદીઠ વસ્તુના ભેદથી તન્નિષ્ઠ ગુણત્વનો પણ ભેદ છે. (નાના ગુણ સંબંધી તદ્ગુણત્વરૂપ સ્વરૂપના અભેદમાં, ગુણોનું તદ્ગુણત્વનું સર્વત્ર અવિશિષ્ટ હોવાથી જો ભિન્નત્વ ન થાય, તો અનંતધર્મોના અભાવમાં અનંતધર્માત્મકપણું પણ વસ્તુનું કહી નહિ શકાય !)

**શંકા**-ગુણત્વ-ધર્મત્વ આદિ સ્વરૂપોનો અભેદ છે ને ?

**સમાધાન**-જો આ પ્રમાણે છે, તો તે ગુણત્વ આદિ રૂપથી જગતમાં વર્ત્તમાન ગુણોનો અને ધર્મોનો અભેદનો પ્રસંગ આવતો હોઈ પરસ્પર ભેદના અભાવનો પ્રસંગ છે.

(૩) અર્થની અપેક્ષાએ અભેદવૃત્તિનો અસંભવ=ભિન્ન ગુણોનો આધાર પણ વિભિન્ન જ માટે આધારરૂપ અર્થથી અભેદવૃત્તિ ઘટતી નથી. અન્યથા, અનેક ગુણાશ્રયમાં એકતાના વિરોધનો પ્રસંગ આવશે. (ગુણાધારની ભિન્નતાના અભાવમાં, 'એક આધારમાં એક જ ગુણ છે' આવો ત્યાં નિયમ હોવાથી, નાના ગુણાશ્રયત્વ ભેદ સિવાય ન થાય ! અથવા જે અનેક ગુણાધાર છે, તે અનેક છે. આવી વ્યાપ્તિ છે. અન્યથા, સકલ ગુણાશ્રયમાં એક આધારતાનો પ્રસંગ આવશે.)

(૪) સંબંધથી અભેદવૃત્તિનો અસંભવ=સંબંધીભેદ એટલે પ્રતિયોગિ (આધેય)-અનુયોગિ(આધાર)ના ભેદથી, સંબંધના ભેદથી અભેદવૃત્તિનો અસંભવ છે, કેમ કે-ઘટભૂતલના સંયોગ કરતાં પટભૂતલના સંયોગમાં ભેદ દેખાય છે. (અનેક ધર્મોની સાથે ઘટાદિ ધર્મી છતાં ઘટ આદિમાં એક સંબંધ નથી, પરંતુ તત્તદ્ધર્મપ્રતિયોગિક, ઘટાદિ અનુયોગિક ભિન્ન જ સંબંધ છે.

અસ્તિત્વ, નાસ્તિત્વ આદિ નાના ધર્મરૂપી સંબંધીઓની સાથે ઘટ આદિ આત્મક એકધર્મીમાં, ભેદવિશિષ્ટ અભેદાત્મક અવિષ્વગ્ ભાવસંબંધનો અસંભવ હોવાથી, સંબંધથી અભેદવૃત્તિનો અસંભવ છે.)

(૫) ઉપકારના ભેદથી અભેદવૃત્તિનો અસંભવ=તે તે ગુણજન્ય જ્ઞાનોના ભેદથી ઉપ-કારની અપેક્ષાએ અભેદનો અસંભવ છે. અહીં કેવળ જ્ઞાનરૂપ ઉપકાર નથી, પરંતુ તે તે ગુણવિષયવાળું જ્ઞાન, તથાચ વિષયના ભેદથી જ્ઞાનભેદની આવશ્યકતા હોઈ, તે તે ગુણવિષ-યક જ્ઞાનોના ભેદથી ગુણોનું એક ઉપકારકારકપણું નથી. અન્યથા, નાના ગુણજન્ય ઉપકારનું એકત્વ અવિરૂદ્ધ થઈ જાય !

(૬) ગુણિદેશથી અભેદવૃત્તિનો અસંભવ=પ્રતિગુણ-અસ્તિત્વ આદિ પ્રત્યેક ધર્મને આશ્રીને ગુણિદેશનો ભેદ હોઈ અભેદનો અસંભવ છે. અન્યથા, ગુણોનો ભેદ છતાં ગુણિદેશને જો એક માનવામાં આવે, તો ભિન્ન પદાર્થમાં વર્ત્તમાન ગુણોનો-ગુણિદેશોનો પણ અભેદનો પ્રસંગ આવશે ! કેમ કે-ગુણિદેશત્વનું સામ્ય છે, ઘટાત્મક ગુણિદેશોનો જ અભેદ છે. આમ માનવામાં વિનિગમના-એકતરપક્ષસાધિકા યુક્તિનો અભાવ છે. (જેમ ઘટનિષ્ઠ અસ્તિત્વ આદિ ગુણો ભિન્ન હોવા છતાં, ઘટાત્મક ગુણિનો ક્ષેત્રરૂપ પ્રદેશ જો અભિન્ન માનવામાં આવે, તો તે જ ઘટાત્મક ગુણિદેશ ભિન્ન પદાર્થગત અસ્તિત્વ આદિ ગુણોનો પણ અભિન્ન થઈ જશે ! )

(૭) સંસર્ગથી અભેદવૃત્તિનો અસંભવ=અભેદસહિષ્ણુ ભેદરૂપ સંસર્ગનો દરેક સંસર્ગી ધર્મોના ભેદથી ભેદ હોઈ સંસર્ગથી અભેદવૃત્તિનો અભાવ છે, કેમ કે-સંસર્ગના અભેદમાં સંસર્ગીના ભેદનો અભાવ છે.

(૮) શબ્દથી અભેદવૃત્તિનો અસંભવ=અર્થરૂપ વિષયના ભેદથી શબ્દનો ભેદ છે, માટે શબ્દથી અભેદવૃત્તિનો અસંભવ છે. અસ્તિત્વાદિ ગુણવાચક અસ્તિ આદિ શબ્દનો, અસ્તિત્વ આદિ ગુણરૂપ વાચ્યની-વિષયની અપેક્ષાએ, વાચ્યભેદે વાચકભેદ આવશ્યક હોઈ શબ્દથી અભેદ વૃત્તિનો અસંભવ છે. અન્યથા, સઘળા ગુણો જો એકશબ્દવાચ્ય માનવામાં આવે, તો તે એક શબ્દથી સર્વાર્થવાચ્યતાની આપત્તિથી બીજા બધા શબ્દોની નિષ્ફળતાની આપત્તિનો પ્રસંગ થઈ જશે.

० અહીં ઈતિ શબ્દ, કાળ આદિ આઠનું આલંબન લઈ અભેદના અસંભવના નિરૂ-પણની સમાપ્તિનો દ્યોતક છે.

० તથાચ આ પ્રમાણે પર્યાયાર્થિકનયરૂપી ચક્રવર્તીના સામ્રાજ્યથી અભેદવૃત્તિનો અસંભવ હોઈ, અભેદનો અધ્યારોપ કરીને અસ્તિત્વ ધર્મની અભિન્નતા અનેક સમસ્ત ધર્મોમાં કરવી. વળી તેથી જ તાદૃશ ધર્માત્મક વસ્તુ બોધજનક વાક્ય પણ સકલાદેશ છે, કેમ કે-પરિપૂર્ણ અર્થપ્રકાશક છે.

तदित्थं प्रकाशिताभ्यामभेदवृत्त्यभेदोपचाराभ्यामेकेनास्तिनास्त्यादिशब्देनैकधर्मप्रतिपादनमुखेन तद्भिन्नयावदनन्तधर्मात्मकवस्तुबोधस्सम्भवतीति निरूप्य सम्प्रति प्रत्येकं वाक्यानामर्थं निरूप-यितुमुपक्रमते—

**घटस्स्यादस्त्येवेति प्रथमं वाक्यमितरधर्माप्रतिषेधमुखेन विधिविषयकं बोधं जनयति ।**

**अत्र स्याच्छब्दोऽभेदप्राधान्येनाभेदोपचारेण वा सामान्यतोऽनन्तधर्मवन्तमाह, अस्तिशब्दोऽस्तित्वधर्मवन्तमाह, एवकारोऽयोगव्यवच्छेदमाह, तथा चाभेदप्राधान्येनाभेदोपचारेण वा सामान्यतोऽनन्तधर्मात्मको घटः प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिस्वद्रव्याद्यवच्छिन्नास्तित्ववानिति बोधः ॥ सूत्र-२३ ॥**

घट इति । इतरधर्माप्रतिषेधमुखेनेति, तथाबोधकशब्दाभावादिति भावः । विधिविषयकमिति, अस्तित्वस्य विधिरूपत्वादिति भावः, मुख्यतयेति शेषः, तेन नास्तित्वस्यात्र बोधेऽपि न क्षतिः, न च नास्तित्वस्यात्र कथं बोध इति वाच्यम्, अस्तित्वस्य प्रतिषेध्येन नास्तित्वेनाविनाभावित्वात्, प्रयोगश्चास्तित्वं नास्तित्वेनैकधर्मिण्यविनाभावि, अस्तित्वनास्तित्वोभयघटितधर्मिविशेषणत्वात्, यत्स्वस्वेतरयदुभयघटितयद्धर्मिविशेषणं तत्तत्र तेनाविनाभावि, यथान्वयव्यतिरेकव्याप्तिद्वयघटितव्याप्यविशेषणभूताऽन्वयव्याप्तिः व्यतिरेकव्याप्त्यविनाभाविनीति । उक्तप्राया अपि पदार्था वाक्यार्थबोधजननशक्तेर्वाक्यनिष्ठाया उद्बोधकविधया हेतवोऽतः वाक्यार्थनिरूपणप्रस्तावेऽस्मिन् पदार्थानुपस्थापयति कण्ठतोऽत्रेति, अस्मिन् वाक्य इत्यर्थः, अनन्तधर्मवन्तमिति, अनन्तधर्मात्मकमित्यर्थः, सामान्यत इत्युक्तत्वेनानन्तधर्मान्तर्गततयाऽस्तित्वस्यापि बोधात्तद्बोधकास्तिपदं निरर्थकमित्याशङ्का गता, तस्य तथा सामान्यतो बोधेऽपि प्रातिस्विकरूपेण तद्बोधनाय विशेषपदस्यावश्यकत्वात्, यथा सर्वेषां वृक्षाणां वृक्षत्वेन बोधेऽपि विशेषवृक्षबोधार्थं पनसादिपदप्रयोगः । एकान्तबुद्धिविलक्षणबुद्धिविशेषविषयतावच्छेदकत्वेनेति तदर्थः । कथमनन्तधर्माणामेकशब्देन बोध इत्यत्राहाभेदप्राधान्येनेति, द्रव्यार्थिकनयेनाभेदस्य प्राधान्येनेति भावः । प्राधान्यञ्च शब्देन विवक्षितत्वाच्छब्दाधीनं बोध्यं, अभेदोपचारेण वेति, पर्यायार्थिकनयस्य प्राधान्ये मुख्यतयाऽभेदासम्भवेन तदुपचारादिति भावः, शब्दानुपात्ततयार्थतो गम्यमानस्याप्रधानता बोध्या । स्यादित्यादिपदानां द्योतकत्ववाचकत्वयोरनेकान्तत्वेनानन्तधर्मात्मकस्य द्योतकं वाचकं वेत्यनुक्त्वाऽनन्तधर्मवन्तमाहेत्युक्तं द्योतकतया वाचकतया वा स्याच्छब्दोऽनन्तधर्मात्मकं वस्तु प्रकाशयतीति भावः, एवमग्रेऽपि । अस्तित्वधर्मवन्तमिति, असुधातोस्सत्त्वपर्यवसन्नमस्तित्वं, आख्यातस्याश्रयत्वमर्थ इति मत्वाऽस्तित्वधर्मवन्तमित्युक्तं. आहेति, द्योतकतयेति शेषः, वाक्यार्थे पदमात्रस्य द्योतकत्वादिति भावः । अस्तित्वञ्च स्वद्रव्यक्षेत्रकालभावापेक्षया विवक्षितं, स्यादमनुक्त्वाऽस्तिपदोपादानं विवक्षितस्वरूपावच्छिन्नसत्त्वावबोधायै नैयायिकादिमतसिद्धसामान्यात्मकसत्तस्य लोकाप्रतीतस्याविवक्षितत्वसूचनाय च । तथा च स्वद्रव्याद्यवच्छिन्नसत्त्वस्यैव प्रतीतिस्सर्वथा निरवच्छिन्नसत्त्वं अप्रामाणिकमेव. इदमपि सदर्पितानर्पित-

---

१ यस्मिन् काले यद्येन विनाभावित्वेन सिद्धत्वात्सिद्धसाधनवारणायैकधर्मिणीति, विशेषणत्वमात्रोक्तौ नीलोत्पलमित्यादौ विशेषणं नीलं चेतनो जीव इत्यादौ च जीवविशेषणं चैतन्यं व्याप्यव्याप्यभावाविनाभावित्वसामान्याविनाभावित्वस्य चासत्त्वात् परस्पराविनाभावित्वस्य सामान्यमत्वादस्तित्वनास्तित्वोभयघटितधर्मीति पदम् । तत्र सामान्यमुखी व्याप्तिं दर्शयति यदिति । एवञ्च साधर्म्यस्य वैधर्म्येणाविनाभावित्वेनैतदन्वये केवलान्वयी नास्त्येव ॥

दृष्ट्या सावच्छिन्नं निरवच्छिन्नमपीति बोध्यम् । अयोगव्यवच्छेदमिति, अयम्भावः, एवकारस्त्रिविधः, अयोगव्यवच्छेदबोधकोऽन्ययोगव्यवच्छेदबोधकोऽत्यन्तायोगव्यवच्छेदबोधकश्चेति, विशेषणान्वितैवकारोऽयोगव्यवच्छेदबोधकः, यथा शंखः पाण्डुर एवेति, विशेष्ये विशेषणस्य योऽयोगः सम्बन्धाभावस्तस्य यो व्यवच्छेदस्सोऽयोगव्यवच्छेदः उद्देश्यतावच्छेदकसमानाधिकरणाभावाप्रतियोगित्वमिति यावत्, शंखः पाण्डुर एवेत्यत्रोद्देश्यश्शंखो विधेयं पाण्डुरत्वं तथा चोद्देश्यतावच्छेदकं यच्छंखत्वं तद्वति वृत्तियोंऽभावो घटाद्यभाव एव न पाण्डुरत्वाभावस्तत्र पाण्डुरत्वस्य सत्त्वात् तथा च तदप्रतियोगित्वं पाण्डुरत्व इति शंखत्वसमानाधिकरणाभावाप्रतियोगिपाण्डुरत्ववानयं शंख इत्येवकारमहिम्ना तादृशवाक्याद्बोधो भवति, विशेष्यसङ्गतैवकारेणान्ययोगव्यवच्छेदस्य बोधो जायते, यथा पार्थ एव धनुर्धर इत्यादौ, अन्यस्मिन् विशेष्यभिन्ने योऽयं योगस्सम्बन्धो विशेषणस्य तस्य व्यवच्छेदः, उद्देश्यतावच्छेदकावच्छिन्नप्रतियोगिकभेदसमानाधिकरणाभावप्रतियोगित्वमिति यावत् पार्थत्वावच्छिन्नप्रतियोगिकभेदः पुरुषान्तरे तत्र धनुर्धरत्वाभावोऽस्ति, तस्मात्पार्थत्वावच्छिन्नप्रतियोगिकभेदसमानाधिकरणाभावप्रतियोगिधनुर्धरत्ववान् पार्थ इति बोधस्ततो जायते । क्रियासङ्गतादेवकाराच्चात्यन्तायोगव्यवच्छेदस्य बोध उदेति, यथा नीलं सरोजं भवत्येवेत्यादौ, उद्देश्ये विशेषणस्य योऽयमत्यन्तमयोगोऽसम्बन्धस्तस्य व्यवच्छेद इत्यर्थः, उद्देश्यतावच्छेदकव्यापकाभावाप्रतियोगित्वमिति यावत् । अत्रोद्देश्यं सरोजं तदवच्छेदकं सरोजत्वं तच्च यत्र यत्र तत्र सर्वत्र नीलवत्त्वाभावो न वर्त्तते, क्वचिन्नीलस्यापि सत्त्वात् तथा चोद्देश्यतावच्छेदकव्यापकोदासीनाभावाप्रतियोगित्वस्य नीलवत्त्वे सत्त्वेन सरोजत्वव्यापकाभावाप्रतियोगिनीलरूपवत्सरोजमिति बोधस्तादृशवाक्याद्भवति । स्यादस्त्येव घट इत्यत्रापि घटत्वसमानाधिकरणाभावाप्रतियोगित्वस्य स्वरूपाद्यवच्छिन्नसत्त्वे सत्त्वेनायोगव्यवच्छेदक एवकारः, न चात्रैवकारस्यास्तीति क्रियासङ्गतत्वेन तस्मादत्यन्तायोगव्यवच्छेदस्यैव बोधो भवेदिति कथमयोगव्यवच्छेदस्तदर्थः प्रकृत इति वाच्यम्, ज्ञानमर्थं गृह्णात्येवेत्यादौ ज्ञानत्वसमानाधिकरणाभावाप्रतियोगित्वस्यार्थग्राहकत्वे धात्वर्थे बोधात्क्रियासङ्गतस्याप्येवकारस्य क्वचिदयोगव्यवच्छेदबोधकत्वात्, न च तत्राप्यत्यन्तायोगव्यवच्छेदक एवैवकारो वाच्य इति वाच्यम्, तथा सत्येकस्मिन्नपि ज्ञाने रजतत्वग्राहकत्वसत्त्वेऽत्यन्तायोगव्यवच्छेदसम्भवेन ज्ञानं रजतं गृह्णात्येवेति प्रयोगप्रसङ्गात्, तस्मात्प्रकृते क्रियासङ्गतोऽप्येवकारोऽयोगव्यच्छेदबोधक इति न कापि क्षतिः, अस्तीति विभक्तिप्रतिरूपकाव्ययाश्रयणात् सत्त्वबोधेन विशेषणे सत्त्वे एवकारान्वयेनायोगव्यवच्छेदबोधाद्वा न कोऽपि दोषः । तदेवं पदशक्तिग्रहे जाते वाक्यशक्तेरुद्बुद्धतया वाक्यार्थं प्रदर्शयति तथा चेति, वाक्यादस्मात् प्रधानतयाऽस्तित्वधर्मात्मकत्वस्य गौणतया च तदितरसकलधर्मात्मकत्वस्य बोधेन द्रव्यार्थिकनयार्पणया घटेऽनु-

---

१. सामान्यतइत्यस्यार्थः । २ ननु सर्वं वाक्यं सावधारणमिति न्यायेनाप्रयुक्तोऽपि यथैवकारो लभ्यते तथा वस्तुनोऽनेकान्तस्वरूपत्वादेवाप्रयुक्तोऽपि स्याच्छब्दो लभ्यत एवेति व्यर्थस्तत्प्रयोग इति मैवम्, विशिष्टविशयत्वे तात्पर्यास्फोरणेऽवच्छेदकास्फुरणात्सर्वथैकान्तशङ्काया अव्यवच्छेदेनाधिकृताया अनेकान्तप्रतिपत्तेरयोगात् एवमेवशब्दाप्रयोगेऽपि विवक्षितार्थस्य सदाद्ययोगव्यवच्छेदादिरूपतयाप्रतिपत्तिर्बोध्या ॥

पचरितैकविशेष्यतायाः पर्यायार्थिकनयार्पणयोपचरितैकविशेष्यतायाः वा भानेन एव कारार्थभावाप्रतियोगित्वघटकाभावे विशेष्यतावच्छेदकसामानाधिकरण्यस्य विशेष्यवाचकपदसमभिव्याहारेण लाभाच्च प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिस्वद्रव्याद्यवच्छिन्नास्तित्वनिष्ठस्वेतरसकलधर्मात्मकत्वसम्बन्धावच्छिन्नप्रकारतानिरूपिताभेदप्राधान्याभेदोपचारप्रयुक्तैकविशेष्यताको घट इति बोधः फलित इति भावः । घटत्वसमानाधिकरणेऽभावे प्रतियोगिवैयधिकरण्यञ्चास्तित्वाभावरूपस्य नास्तित्वस्य घटे सत्त्वेनास्तित्वेऽप्रतियोगित्वरक्षायै । तथा चास्तित्वाभावो न प्रतियोग्यसमानाधिकरणस्तत्रास्तित्वस्यापि सत्त्वादिति । अयञ्च बोधः केवलं घटस्यैव विशेष्यत्वमङ्गीकृत्योक्तः, यदि स्यात्पदार्थोऽपि विशेष्यकोटौ प्रवेश्यते तदा प्रकृतेतरसकलधर्मात्मको घटो घटत्वसमानाधिकरणप्रतियोगिव्यधिकरणाभावाप्रतियोगिस्वद्रव्याद्यवच्छिन्नास्तित्वनिष्ठकथञ्चित्तादात्म्यसम्बन्धावच्छिन्नप्रकारतानिरूपितैकविशेष्यतावानिति बोधो भाव्य इति । अत्र च प्रधानभावेनास्तित्वधर्मात्मकत्वं गुणभावेन च तदितरसकलधर्मात्मकत्वं बोध्यते ततो गुणप्रधानभावापन्नं वाक्यं जातं तथा सति प्रधानभावेनाशेषधर्मात्मकवस्तुबोधकस्सकलादेश इति नियमो व्याहत इत्युच्यते तर्हि एतद्वाक्यबोधानन्तरमनन्तधर्मात्मकं सर्वमित्यौपादानिकबोधोऽङ्गीकार्यः । अत एवास्य सकलादेशरूपत्वमिति ॥

આ પ્રમાણે પ્રકાશિત અભેદવૃત્તિ–અભેદ ઉપચારથી એક અસ્તિ–નાસ્તિ આદિ શબ્દથી એક ધર્મપ્રતિપાદન મુખથી, તેનાથી ભિન્ન સમસ્ત અનંતધર્માત્મક વસ્તુનો બોધ સંભવે છે. આ પ્રમાણે નિરૂપણ કરીને હવે દરેક વાક્યના અર્થનિરૂપણનો પ્રારંભ કરાય છે.

## વિધિવિષયક બોધ. (૧)

**ભાવાર્થ**–"ઘટઃસ્યાદસ્ત્યેવ" આવું પહેલું વાક્ય ઇતર ધર્મના અપ્રતિષેધદ્વારા વિધિવિષયક બોધનું જનક છે. અહીં 'સ્યાત્' શબ્દ, અભેદ પ્રધાનતાથી કે અભેદ ઉપચારથી અનંત ધર્મવાળાને કહે છે. 'અસ્તિ' શબ્દ અસ્તિત્વ ધર્મવાળાને કહે છે; 'એવ'કાર અયોગ વ્યવચ્છેદને કહે છે. તથાચ અભેદ પ્રધાનતાથી કે અભેદ ઉપચારથી સામાન્યતઃ અનંતધર્માત્મક ઘટ, પ્રતિયોગિ અસમાનાધિકરણ ઘટત્વ સમાનાધિકરણ અત્યંતાભાવના અપ્રતિયોગિ સ્વદ્રવ્ય આદિથી અવચ્છિન્ન અસ્તિત્વવાન, એવો બોધ થાય છે."

**વિવેચન**–તથાબોધક શબ્દનો અભાવ હોવાથી 'ઇતર ધર્મના અપ્રતિષેધ મુખથી' –એમ કહેલ છે.

० મુખ્યતયા અસ્તિત્વ વિધિરૂપ છે, એમ 'વિધિવિષયક' એવા કથનથી સમજવાનું છે, જેથી અહીં નાસ્તિત્વના બોધમાં પણ ક્ષતિ નથી.

શંકા–અહીં નાસ્તિત્વનો બોધ કેવી રીતે?

---

१. ननु क्रियासङ्गतैवकारस्यात्यन्तायोगव्यवच्छेदकत्वं प्रयोगोऽयं भवत्येव, न ह्यत्यन्तायोगव्यवच्छेदो भासते येन सर्वेषां ज्ञानानां रजतं न विषय इति कृत्वोक्तप्रयोगो न संभवेत्, किन्तु ज्ञानं कदाचिदपि रजतं न गृह्णातीत्येवंविधात्यन्तायोगव्यवच्छेदस्य [illegible] ॥

**સમાધાન**-અસ્તિત્વનો પ્રતિષેધયોગ્ય નાસ્તિત્વની સાથે અવિનાભાવ છે. પ્રયોગ આ પ્રમાણે છેઃ-'અસ્તિત્વ-નાસ્તિત્વની સાથે એકધર્મીમાં અવિનાભાવી છે, કેમ કે-અસ્તિત્વ-નાસ્તિત્વ ઉભય ઘટિત ધર્મીનું વિશેષણ છે.

જે જે સ્વ-સ્વ ઇતર-જે ઉભય ઘટિત જે ધર્મીવિશેષણ છે, તે ત્યાં તેની સાથે અવિનાભાવી છે. જેમ કે-અન્વયવ્યતિરેક બે વ્યાપ્તિથી ઘટિત વ્યાપ્યવિશેષણભૂત અન્વયવ્યાપ્તિ વ્યતિરેકવ્યાપ્તિની અવિનાભાવિની છે.

(એક કાળમાં તે બન્ને અસ્તિત્વ-નાસ્તિત્વમાં અવિનાભાવસિદ્ધ હોઈ સિદ્ધસાધનના વારણ માટે 'એકધર્મીમાં' એમ કહેલ છે. વિશેષણત્વના માત્ર કથનમાં 'નીલોત્પલમ્' ઈત્યાદિમાં વિશેષણભૂત નીલમાં, અને 'ચેતનો જીવ' ઈત્યાદિમાં વિશેષણભૂત ચૈતન્યમાં લોકદૃષ્ટિએ અનીલના અવિનાભાવનું અને અચૈતન્ય અવિનાભાવનું અસત્ત્વ હોવાથી, અથવા પરરૂપથી અવિનાભાવ સાધ્યસમ હોવાથી, 'અસ્તિત્વ-નાસ્તિત્વોભય ઘટિત ધર્મી' એવું પદ કહેલ છે. ત્યાં સામાન્યમુખી વ્યાપ્તિને દર્શાવે છે કે-'યદ્' ઈતિ. વળી આ પ્રમાણે સાધર્મ્યનો વૈધર્મ્યની સાથે અવિનાભાવ હોઈ આ નયમાં કેવલાન્વયી નથી, અત્ર અનિદ્ધહેતુ-પક્ષાવૃત્તિહેતુ-અસિદ્ધહેતુ, જે હેતુ સિદ્ધ કરવાનો હોવાથી, સાધ્ય સાથે જો તેનો કોઈ અવિશેષ હોય નહિ, તો તે સાધ્યસમ કહેવાય છે. દ્રવ્ય, છાયા છે. ગતિમત્ હોવાથી અહીં ગતિમત્વહેતુ છે, પણ છાયા ગતિમતી છે કે નહિ, તે તો સિદ્ધ કરવાનું છે. માટે જે હેતુ પોતે અસિદ્ધ હોય અને તેથી સાધ્ય જેવો હોય, તે સાધ્યસમ હેત્વાભાસ કહેવાય છે. 'સાધ્યાવિશિષ્ટઃ સાધ્યત્વાત્ સાધ્યસમઃ' ગૌ. સૂ. ૧-૨-૮.

'અન્વય માત્ર વ્યાપ્તિ કે કેવલાન્વયિ' આ વાક્યમાં 'સ્યાત્ શબ્દ' સામાન્યથી અનંતધર્મવંતને કહે છે.

અહીં 'સામાન્ય'થી એમ કહેવાથી, અનંત ધર્માન્તર્ગત હોઈ અસ્તિત્વનો પણ બોધ હોવાથી, તે અસ્તિત્વબોધક અસ્તિપદ નિરર્થક છે ને? આવી શંકા નિરસ્ત થાય છે, કેમ કે-તે પ્રકારે સામાન્યથી તે અસ્તિત્વનો બોધ છતાં વ્યક્તિરૂપથી તે જણાવવા માટે વિશેષપદની આવશ્યકતા છે. જેમ સઘળા વૃક્ષોનો વૃક્ષત્વથી બોધ છતાં, વિશેષવૃક્ષના બોધ માટે પનસ આદિ વૃક્ષવિશેષનો પદપ્રયોગ આવશ્યક છે, તેમ અહીં પણ સમજવું.

**શંકા**-કેવી રીતે અનંતધર્મોનો એક શબ્દથી બોધ?

**સમાધાન**-દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ અભેદની પ્રધાનતાથી, અહીં પ્રધાનતા શબ્દથી વિવક્ષિત હોઈ શબ્દને આધીન સમજવાની છે. અથવા અભેદ ઉપચારથી અર્થાત્ પર્યાયનયની પ્રધાનતામાં મુખ્યત્વે અભેદનો અસંભવ હોઈ, અભેદના ઉપચારથી-શબ્દથી નહીં ગ્રહણ કરેલની અર્થથી ગમ્યમાનતાની અપેક્ષાએ ઉપચારથી ગૌણતાથી, એમ સમજવું.

'સ્યાદ્' ઈત્યાદિ પદોના દ્યોતકત્વવાચકપણામાં અનેકાન્તપણું હોઈ, અનંતધર્માત્મક

પદાર્થનું દ્યોતક કે વાચક એમ નહીં કહીને, 'સ્યાત્ શબ્દ અનંતધર્મવાળાને કહે છે'-એમ કહેલું છે.

'અસ્તિત્વ ધર્મવન્ત' અહીં અસ્ ધાતુનો અર્થ સત્ત્વપર્યવસિત અસ્તિત્વ છે. આખ્યાત ક્રિયાપદનો અર્થ આશ્રયત્વ અર્થ છે. આમ માનીને દ્યોતકપણાએ અસ્તિત્વધર્મવાળાને કહે છે. અહીં દ્યોતકપણું એટલા માટે કહ્યું છે કે-'વાક્યના અર્થમાં પદ માત્રનું દ્યોતકપણું છે' એવો નિયમ છે.

० 'અસ્તિત્વ' સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અપેક્ષાએ વિવક્ષિત છે. 'સત્' એવું પદ નહીં કહીને, અસ્તિત્વપદનું ઉપાદાન વિવક્ષિત સ્વરૂપથી અવચ્છિન્ન સત્ત્વ, આદિની અપેક્ષા માટે છે અને નૈયાયિક આદિ મતથી સિદ્ધસામાન્યરૂપ સત્ત્વ છે. જે લોકમાં અપ્રતીત છે, તેની અવિવક્ષાના સૂચન માટે છે.

० તથાચ સ્વદ્રવ્ય આદિ રૂપ સ્વરૂપથી અવચ્છિન્ન સત્ત્વની પ્રતીતિ હોવાથી સર્વથા નિરવચ્છિન્ન (નિરપેક્ષ) સત્ત્વ અપ્રમાણિક જ છે. આ પણ સત્ત્વ અર્પિત (સ્વરૂપની અપેક્ષાએ અપેક્ષિત) અને અનર્પિત(પરરૂપની અપેક્ષાએ અનપેક્ષિત)ની દૃષ્ટિથી સાવચ્છિન્ન-નિરવચ્છિન્ન પણ હોય છે, એમ સમજવું

० એવકાર, અયોગવ્યવચ્છેદને કહે છે. અહીં (૧) અયોગવ્યવચ્છેદબોધક, (૨) અનાયોગવ્યવચ્છેદબોધક અને (૩) અત્યંત અયોગવ્યવચ્છેદબોધક-એમ ત્રણ પ્રકારનો એવકાર છે.

(૧) વિશેષણસંગત એવકાર અયોગવ્યવચ્છેદબોધક છે. જેમ કે 'શંખ પાંડુર જ છે.' વિશેષ્યમાં વિશેષણનો જે અયોગ-સંબંધનો અભાવ, તેનો જે વ્યવચ્છેદ, તે અયોગવ્યવચ્છેદ કહેવાય છે. અર્થાત્ 'ઉદ્દેશ્યતાવચ્છેદકસમાનાધિકરણાભાવાપ્રતિયોગિત્વ'-'શંખ પાંડુર જ છે.' વિશેષ્યમાં વિશેષણનો જે અયોગ-સંબંધનો અભાવ, તેનો જે વ્યવચ્છેદ, તે અયોગવ્યવચ્છેદ કહેવાય છે. અર્થાત્ 'ઉદ્દેશ્યતાવચ્છેદકસમાનાધિકરણાભાવાપ્રતિયોગિત્વ'-'શંખ પાંડુર જ છે.' અહીં વાક્યમાં ઉદ્દેશ્ય (વિશેષ્ય) શંખ છે, વિધેય (વિશેષણ) પાંડુરત્વ છે. તથાચ ઉદ્દેશ્યતાવચ્છેદક જે શંખત્વ છે, તે શંખત્વવાળા શંખમાં વૃત્તિ જે અભાવ-ઘટ આદિનો અભાવ કે પીતત્વ આદિનો અભાવ જ, પરંતુ પાંડુરત્વનો અભાવ નહીં; કેમ કે-પાંડુરત્વની અહીં વિદ્યમાનતા છે. તથાચ તે અભાવનું પ્રતિયોગિત્વ પીતત્વ આદિમાં છે અને પ્રતિયોગિત્વ પાંડુરત્વમાં વર્તે છે: માટે જ 'શંખત્વસમાનાધિકરણાભાવાપ્રતિયોગિપાંડુરત્વવાળો' આ શંખ છે, આવો એવકારથી બોધ થાય છે.

(૨) વિશેષ્યસંગત એવકારથી અન્યયોગવ્યવચ્છેદનો બોધ થાય છે. જેમ કે-'પાર્થ જ ધનુર્ધર છે' ઇત્યાદિ. અહીં અન્યમાં એટલે વિશેષ્યથી ભિન્નમાં જે આ યોગ એટલે વિશેષણનો સંબંધ, તેનો વ્યવચ્છેદ, અર્થાત્ 'ઉદ્દેશ્યતાવચ્છેદકાવચ્છિન્નપ્રતિયોગિકભેદસમાનાધિકરણાભાવપ્રતિયોગિત્વ-પાર્થત્વાવચ્છિન્નપ્રતિયોગિક ભેદઃ' (પાર્થોન ભેવો ભેદ) વિશેષાવચ્છિન્ન-

પાર્થભિન્ન બીજા પુરુષમાં ધનુર્ધરપણાનો અભાવ છે. તેથી 'પાર્થત્વાવચ્છિન્નપ્રતિયોગિકભેદ-સમાનાધિકરણાભાવપ્રતિયોગિધનુર્ધરત્વવાળો-પાર્થ છે, આવો બોધ તેનાથી થાય છે.

(૩) ક્રિયાસંગત એવકારથી અત્યંત અયોગવ્યવચ્છેદનો બોધ થાય છે. જેમ કે-'નીલ-કમલ હોય છે જ' ઈત્યાદિ.

ઉદ્દેશ્યમાં વિશેષણનો જે આ અત્યંત અયોગ-અસંબંધ છે, તેનો વ્યવચ્છેદ એવો અર્થ છે. અર્થાત્ 'ઉદ્દેશ્યતાવચ્છેદકવ્યાપક અભાવ અપ્રતિયોગિત્વ' અહીં ઉદ્દેશ્ય, સરોજ છે. તેનું અવચ્છેદક સરોજત્વ છે. તે સરોજત્વ જ્યાં-જ્યાં છે, ત્યાં ત્યાં નીલવત્તાનો અભાવ વર્તતો નથી. ક્વચિત્ નીલનું પણ સત્ત્વ છે. તથાચ-'ઉદ્દેશ્યતાવચ્છેદવ્યાપકઉદાસીન અભાવ અપ્રતિ-યોગિત્વ' નીલવત્વમાં હોવાથી 'સરોજત્વવ્યાપક અભાવાપ્રતિયોગિનીલરૂપવાળું' સરોજ છે.

(નીલ સરોજ હોય છે જ. અહીં ઉદ્દેશ્યતાવચ્છેદક સરોજત્વ છે. તેનો વ્યાપક અત્યંત અભાવ, નીલાભેદાભાવ નહીં લઈ શકાય પરંતુ પટાભેદાભાવ લઈ શકાય છે. તેનું પ્રતિયો-ગિત્વ પેટાભેદમાં છે. અપ્રતિયોગિત્વ નીલાભેદમાં વર્તે છે. ઈતિ લક્ષણસમન્વય.)

'સ્યાદ્ અસ્તિ એવ ઘટઃ' આ વાક્યમાં પણ ઘટત્વસમાનાધિકરણાભાવાપ્રતિયોગિત્વનું, સ્વરૂપ આદિ અવચ્છિન્ન સત્ત્વમાં વિદ્યમાનપણું હોઈ અયોગવ્યવછેદક એવકાર છે.

શંકા-અહીં એવકાર, 'અસ્તિ' એવી ક્રિયાની સાથે સંગત હોઈ તેથી અત્યંત અયોગ-વ્યવચ્છેદનો બોધ થશે જ, તો કેવી રીતે અસ્તિસંગત એવકારનો અર્થ અયોગવ્યવચ્છેદ-રૂપે રજૂ કરેલ છે?

**સમાધાન**-'ज्ञानं अर्थं गृह्णाति एव' ઈત્યાદિ સ્થળમાં જ્ઞાનત્વસમાનાધિકરણ અભાવા-પ્રતિયોગિત્વનો, અર્થગ્રાહકત્વરૂપ ધાત્વર્થમાં બોધ હોવાથી ક્રિયાસંગત પણ એવકારમાં ક્વચિત્ અયોગવ્યવચ્છેદબોધકપણુ છે. એ પ્રમાણે 'स्याद् अस्ति एव घटः' ઈત્યાદિ સ્થળમાં પણ અયોગવ્યવચ્છેદક જ એવકાર જાણવો.

શંકા-ज्ञानं अर्थं गृह्णाति एव' અહીં પણ અત્યંતાયોગવ્યવચ્છેદક જ એવકાર માનો તો શો વાંધો?

**સમાધાન**-જો આમ માનવામાં આવે, તો એક પણ જ્ઞાનમાં રજતત્વગ્રાહકત્વની સત્તામાં અત્યંત અયોગવ્યવચ્છેદના સંભવથી 'ज्ञानं रजतं गृह्णाति एव' આ પ્રમાણેના પ્રયોગનો પ્રસંગ આવશે!

(આમ માનવામાં વિવક્ષિત અર્થની અસિદ્ધિ છે. કોઈ એક ઘટમાં અસ્તિત્વના અભાવમાં પણ 'स्याद् अस्ति एव घट' ઈતિ આકારવાળા પ્રયોગનો પ્રસંગ આવશે! જેમ કે-કોઈ એક સરોજમાં નીલના અભાવમાં પણ 'नीलं सरोजं भवति एव' એવા આકારવાળો પ્રસંગ.)

તેથી પ્રકૃતમાં ક્રિયાસંગત પણ એવકાર અયોગવ્યવચ્છેદબોધક છે, માટે કોઈ હાનિ નથી.

અથવા (ક્રિયાસંગત એવકારના અત્યંત અયોગવ્યવચ્છેદકપણામાં ज्ञानं अर्थ गृह्णाति एव' આવો પ્રયોગ થાય છે જ. ખરેખર, અહીં અયોગવ્યવચ્છેદ ભાસતો નથી, જેથી સર્વજ્ઞાનોનો વિષય રજત ન થાય. એમ કરીને કથિતપ્રયોગ 'ज्ञान रजतं गृह्णाति एव' ન થાય ! કેમ કે-જ્ઞાન કદાચિત્ પણ રજતને ગ્રહણ કરતું નથી. આવા પ્રકારના અત્યંત અયોગનો જ અહીં વ્યવચ્છેદ ઇષ્ટ છે. આવા અસ્વરસથી કહે છે.)

'અસ્તિ' આવું વિભક્તિસમાન અવ્યયનો આશ્રય કરવાથી, સત્ત્વનો બોધ થવાથી, વિશેષણભૂત સત્ત્વમાં એવકારનો અન્વય થવાથી અયોગવ્યવચ્છેદનો બોધ થાય છે, માટે કોઈ પણ દોષ નથી.

તેથી આ પ્રમાણે પદની શક્તિનું જ્ઞાન થવાથી, વાક્યશક્તિનું સ્ફોરણ થવાથી વાક્યાર્થને બતાવે છે.

તથાચેતિ મહાવાક્યથી પ્રધાનપણે અસ્તિત્વધર્મ આત્મકનો અને ગૌણપણે અસ્તિત્વ ભિન્ન સકલ ધર્માત્મકપણાનો બોધ હોવાથી, દ્રવ્યાર્થિકનય અર્પણા(વિવક્ષા)થી ઘટમાં અનુપચરિત એકવિશેષ્યતાનું અથવા પર્યાયાર્થિકનયની અર્પણાથી ઉપચરિત એકવિશેષ્યતાનુ ભાન થવાથી, એવકારના અર્થમાં અભાવાપ્રતિયોગત્વઘટક અભાવમાં વિશેષ્યતાવચ્છેદક સામાનાધિકરણ્યનો વિશેષ્યવાચકપદના કથનથી લાભ થવાથી, પ્રતિયોગિના અસમાનાધિકરણઘટત્વ સમાનાધિકરણ અત્યંતાભાવ (ઉદાસીન અભાવ), તેના પ્રતિયોગિ સ્વદ્રવ્યાદિથી અવચ્છિન્ન અસ્તિત્વનિષ્ઠ, સ્વેતર સકલ ધર્મ આત્મકત્વ સંબંધથી અવચ્છિન્નપ્રકારતાનિરૂપિત અભેદપ્રાધાન્ય-અભેદ ઉપચારપ્રયુક્ત એકવિશેષ્યતાક ઘટ છે, એવો બોધ ફલિત થાય છે.

ઘટત્વના સમાનાધિકરણભૂત અભાવમાં પ્રતિયોગિની જે વ્યધિકરણતા છે, તે અસ્તિત્વાભાવરૂપ નાસ્તિત્વનું ઘટમાં સત્ત્વ હોઈ અસ્તિત્વમાં અપ્રતિયોગિત્વની રક્ષા માટે છે. તથાચ અસ્તિત્વનો અભાવ પ્રતિયોગિનો અસમાનાધિકરણ નથી, કેમ કે-ત્યાં અસ્તિત્વની પણ વિદ્યમાનતા છે.

૦ આ બોધ, કેવળ ઘટની જ વિશેષ્યતાનો સ્વીકાર કરીને કહેલ છે. જ્યારે સ્યાત્ પદાર્થ પણ વિશેષ્યની કોટિમાં પ્રવિષ્ટ કરાવાય, ત્યારે પ્રકૃતેતર સકલધર્માત્મક ઘટ, ઘટત્વ સમાનાધિકરણ, પ્રતિયોગિવ્યધિકરણ જે અભાવ (ઉદાસીન-પટાદિ અભાવ) છે, તેના અપ્રતિયોગિ સ્વદ્રવ્યાદિથી અવચ્છિન્ન અસ્તિત્વનિષ્ઠ કથંચિત્ તાદાત્મ્ય સંબંધથી અવચ્છિન્ન પ્રકારતાનિરૂપિત એકવિશેષ્યતાવાળો 'સ્યાદ્ ઘટઃ' એ વાક્યથી બોધ સમજવો. અહીં પ્રધાનભાવથી અસ્તિત્વ ધર્માત્મકત્વ અને ગુણભાવથી તેનાથી ભિન્ન સકલધર્માત્મકત્વ દર્શાવાય છે, તેથી ગુણપ્રધાનભાવપ્રાપ્ત વાક્ય થયુ

આ પ્રકારે થયે છતે, 'પ્રધાનભાવથી સમસ્તધર્માત્મક વસ્તુબોધક સકલાદેશ છે' આવો નિયમ હતપ્રહત થઈ જાય છે. એમ જો કહેવામાં આવે, તો આ વાક્યના બોધ પછી

'અનંતધર્મ આત્મક સર્વ છે' આવો ઔપાદાનિક (મૌલિક-સાર્વભૌમ) બોધ સ્વીકારવો જોઈએ. એથી જ આ વાક્યનું સકલ આદેશરૂપપણું છે.

अथ सत्त्वोपसर्जनासत्त्वप्रधानप्रतिपादकवाक्यार्थं विवेचयति—

**घटस्स्यान्नास्त्येवेति द्वितीयं वाक्यमन्यधर्माप्रतिषेधमुखेन निषेधविषयकं बोधं जनयति, अत्रापि तादृशो घटः प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिपरद्रव्याद्यवच्छिन्ननास्तित्ववानिति बोधः ॥ सूत्र-२४ ॥**

घट इति । अन्यधर्माप्रतिषेधमुखेनेति, धर्मान्तरप्रतिषेधे हि दुर्नयत्वं स्यात्तथा च धर्मान्तरप्रतिषेधाकरणात्स्यात्पदमहिम्नाऽनन्तधर्मविषयो गृहीतधर्मप्रतिपादको यो बोधविशेषस्तं जनयतीति भावः । पूर्ववदेवात्रापि शाब्दबोधो ज्ञेय इत्याशयेनाहात्रापीति, स्पष्टमन्यत् ॥

હવે સત્ત્વને ગૌણ કરીને અસત્ત્વની પ્રધાનતાનું પ્રતિપાદક બીજા વાક્યના અર્થનું વિવેચન કરે છે.

## નિષેધવિષયક બોધ. (૨)

**ભાવાર્થ**-"ઘટઃસ્યાદ્ નાસ્તિ એવ' આવું બીજું વાક્ય અન્ય ધર્મના અપ્રતિષેધપૂર્વક નિષેધવિષયવાળા બોધનું જનક છે. અહીં પણ તાદૃશ ઘટ, પ્રતિયોગિઅસમાનાધિકરણ, ઘટત્વસમાનાધિકરણ જે અત્યંત અભાવ (ઉદાસીન અભાવ), તેના અપ્રતિયોગિ પરદ્રવ્ય આદિથી અવચ્છિન્ન નાસ્તિત્વવાળો છે, આવો બોધ છે."

**વિવેચન**-'અન્ય ધર્મના અપ્રતિષેધપૂર્વક' ઈત્યાદિ કથનથી એ ફલિત થાય છે કે-ખરેખર, બીજા ધર્મના પ્રતિષેધમાં દુર્નયપણું થઈ જાય! તથાચ બીજા ધર્મનો પ્રતિષેધ નહિ કરવાથી, સ્યાત્પદના મહિમાથી અનંતધર્મવિષયવાળો ગ્રહણ કરેલ ધર્મનો પ્રતિપાદક જે વિશિષ્ટ બોધ છે, તેનું જનક આ વાક્ય છે. પૂર્વની માફક અહીં શાબ્દબોધ જાણવો.

तृतीयवाक्यार्थमाह—

**स्यादस्ति नास्ति च घट इति तृतीयं वाक्यं तादृशे घटे क्रमार्पितस्वपररूपाद्यवच्छिन्नास्तित्वनास्तित्वावच्छिन्नत्वं बोधयति, तथा च तादृशो घटः प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिक्रमार्पितस्वपररूपाद्यवच्छिन्नास्तित्वनास्तित्वोभयधर्मवानिति बोधः ॥ सूत्र-२५ ॥**

स्यादस्तीति । [illegible]पादानुपादानापेक्षयात्र शाब्दबोधे [illegible] । प्रथमद्वितीयचतुर्थवाक्यानां सकलादेशत्वं [illegible] सावयवद्रव्यविषयत्वाद्विकलादेशरूपत्वं

१ [illegible] वस्तुनो [illegible] । [illegible] वस्तुनो वैकल्यात् [illegible] गुणादिरूपं [illegible] कृत्वा-

देशभेदं विनैकत्र क्रमेणापि सदसत्त्वविवक्षायास्सम्प्रदायविरुद्धत्वादिति सम्मत्याद्यनुसारेण तु घटस्यैक देशः अस्तित्वेऽवच्छेदकतयाऽपरश्च देशो नास्तित्वस्यावच्छेदकत्वेन विवक्षितस्तदा देशभेदद्वारा घटोऽप्यस्ति नास्ति च भवति, अक्षिपाणिगतकाणत्वकुण्टत्वापेक्षया यथा देवदत्तः काणः कुण्टः । अन्यथा क्रमेणाप्येकत्र सदसत्त्वविवक्षाया अनुदयेन भङ्गविलोपः प्रसज्येत । देशोऽप्यवयवो धर्मो वा, अवयवावयविनोर्धर्मधर्मिणोश्च कथञ्चिदभेदेनावयवादिधर्मैरपि अवयव्यादीनां तथा व्यपदेशस्सुघट एव, उभयप्रधानावयवाभेदेनास्तित्वं नास्तित्वञ्चात्रार्प्यते, तथा चास्माद्वाक्यात्स्वाश्रयसमवायित्वरूपपरम्परासम्बन्धावच्छिन्नास्तित्वनास्तित्वरूपधर्मद्वयप्रकारतानिरूपितैकविशेष्यताशालिबोधो भवति । इदञ्चौपादानिकबोधापेक्षया, अन्यथा घटपदस्य देशपरस्त्वाऽऽवृत्त्या प्रकारताद्वयनिरूपितविशेष्यताद्वयशाल्येव बोधस्स्यात् । न च प्रकारभेदेन सप्तभङ्गीभेदश्शास्त्रसिद्धः प्रकारश्च विधेयधर्म उद्देश्यतावच्छेदकधर्मो वेत्यत्र न कश्चिद्विशेषः, अत एव शुद्धघटादिधर्मिकसप्तभङ्ग्यपेक्षया नीलघटादिधर्मिकसप्तभङ्ग्या अविगानेन भेदस्तथा च प्रकृते धर्मितावच्छेदकस्यावयवस्य धर्मान्तरस्य वा भेदात्सप्तभङ्गीभेदप्रसङ्ग एकधर्मावच्छिन्नत्वघटितत्वात्सप्तभङ्ग्या इति वाच्यम् , तत्तद्धर्मितावच्छेदकसमनियतधर्मावच्छिन्नविशेष्यतास्थले सप्तभङ्गीभेदाभावात्, अन्यथा कम्बुग्रीवादिमान् स्यादस्तीत्यादितोऽपि घटविशेष्यकसप्तभङ्गीभेदापत्तेरिति । तादृशो घट इति, प्रकृतेतरसकलधर्मात्मके घट इत्यर्थः । क्रमार्पितेति, क्रमिकशाब्दबोधद्वयेच्छाविषयेत्यर्थः । न च क्रमवशादुभयमुख्यविशेष्यताकबोधस्यार्थसिद्धत्वेनाद्यभङ्गद्वयानतिरेक इति वाच्यं क्रमगर्भोभयप्राधान्यबोधकत्वाभिप्रायेणोभयपदप्रयोगात्, तत्रैकत्र द्वयमिति विषयताशालिनो धर्मद्वयप्रकारतानिरूपितैकविशेष्यतानिरूपकस्य बोधान्तरस्यानुभविकत्वात्, वस्तुत इच्छाविशेषरूपस्य क्रमार्पितत्वस्य भङ्गप्रयोजकत्वान्न भङ्गे सत्त्वासत्त्वोभयनिष्ठविषयतावच्छेदकत्वं स्वपरद्रव्यादीनामेव तत्रावच्छेदकत्वात् तथा च चालनीन्यायेन स्वद्रव्यपरद्रव्यादिचतुष्टयावच्छिन्नं सत्त्वासत्त्वोभयमस्य भङ्गस्य विषय इत्याशयेन स्वपररूपाद्यवच्छिन्नेत्युक्तम् । वाक्यार्थं निगमयति, तथा चेति, तादृशो घट इति

---

ऽनेकान्तात्मकैकवस्तुव्यवस्थाया समुदायात्मकमात्मरूपमभ्युपगम्याभिधानम । अनेकधर्मस्वभावमेकं हि वस्तु, दृष्टश्चाभिन्नतायामप्यनन्तो भिन्नो गुणो भेदकः, यथा पटुर्भवान् पटुरासीत् पटुतमस्तु पटुतरोऽन्य एवाभिमतः इति अत्र हि पटुगतिस्तु सामान्यशब्दाद्गुणादन्यः, स च वस्तुनो भेदं करोति, प्रयोजनार्थिना तथाऽऽश्रितत्वात तस्मात्त गुणान्तरस्यारम्भकत्वात् भागा वस्त्वंशमनुभवन्ति, अनेकात्मकैकवस्तुप्रत्यायनार्थं तु पुनः पर्यायेण पाणादयः ते च क्रमेण श्रुताः, क्रमयौगपद्याभ्यां, तत्र तृतीयेऽस्मिन् भङ्गे क्रमेण श्रुताः द्रव्यार्थसामान्येन तद्विशेषेण वा पर्यायसामान्येन तद्विशेषेण वा वस्तूच्यते यथा आत्मा चैतन्य सामान्येनास्ति चैतन्यविशेषविवक्षया वा [illegible] पर्यायसामान्यात् अचैतन्येन नास्ति घटोपलक्षितेन वा पटोपलक्षितेन नास्ति, चैतन्येन तद्विशेषेण वर्तमान एव तदभावेन तद्विशेषाभावेन वा न वर्तत इत्युभयार्पितेन आत्मा तृतीयवाक्यवाच्यार्थः । एवञ्च [illegible] क्रमकालादेशाः [illegible] [illegible] तत्त्वार्थभाष्यटीकाकाराः ॥

प्रकृतेतरसकलधर्मात्मको घट इत्यर्थः, क्रमार्पितत्वस्योभयधर्मावच्छेदकत्वं यथाश्रुताभिप्रायेण, जिज्ञासाया भङ्गीयविषयतानवच्छेदकत्वाभिप्रायेण तु स्वपररूपादीति, शिष्टं पूर्ववद्भाव्यम् ॥

હવે ત્રીજા વાક્યનો અર્થ કરે છે.

## અવચ્છિન્નત્વનો બોધ. (૩)

**ભાવાર્થ**-"સ્યાત્ અસ્તિ નાસ્તિ ચ ઘટઃ' આવું ત્રીજું વાક્ય, તાદૃશ ઘટમાં ક્રમથી અર્પિત સ્વ-પરરૂપ આદિથી અવચ્છિન્ન અસ્તિત્વ-નાસ્તિત્વથી અવચ્છિન્નત્વ(વિશિષ્ટત્વ)નો બોધ કરાવે છે.

તથાચ તાદૃશ ઘટ, પ્રતિયોગિનો અસમાનાધિકરણ, ઘટત્વનો સમાનાધિકરણ જે અત્યંત અભાવ (ઉદાસીન અભાવ), તેના પ્રતિયોગિ ક્રમાર્પિત સ્વ-પરરૂપ આદિથી અવચ્છિન્ન અસ્તિત્વ-નાસ્તિત્વોભય ધર્મવાળો છે"-આવો બોધ થાય છે.

**વિવેચન**-પૂજ્યપાદ મલયગિરિસૂરીશ્વરજીના પક્ષની અપેક્ષાએ અહીં શાબ્દબોધ વ્યાખ્યાનની સાથે પૂર્વે કહેલો છે.

૦ પ્રથમ-દ્વિતીય-ચતુર્થ (સ્યાદ્ અસ્તિ-નાસ્તિ-અવક્તવ્યમ્) વાક્યોનું જ સકલ આદેશપણું છે, કેમ કે-નિરવયવ અત એવ સકલ (ટૂકડાને ભેગા કર્યા સિવાય) દ્રવ્યનો વિષય છે. બાકી ચારેયનું વિકલ આદેશરૂપપણું છે.

(અહીં દેશ એટલે બુદ્ધિવિશેષથી વિભાગવિષય અવયવ'દેશ' છે. દેશમાં આદેશ, દેશાદેશ-વિકલાદેશ કહેવાય છે. વિકલાદેશમાં રહેલ વસ્તુની વિકલતા એટલે સ્વતત્ત્વથી અભિન્નનું પણ ભિન્ન ગુણાદિ રૂપની સ્વરૂપની સાથે ઉપરંજકની અપેક્ષા કરીને પ્રતિકલ્પિત, અંશના ભેદને કરીને અનેકાન્ત આત્મક એકત્વની વ્યવસ્થામાં નરસિંહ, નરસિંહત્વની માફક સમુદાય આત્મક સ્વરૂપનો સ્વીકાર કરીને કથન, વિકલાદેશ છે. પરંતુ કેવલસિંહ, સિંહત્વની માફક એક આત્મક એકત્વનું ગ્રહણ નથી.

જેમ પ્રતિપાદન ઉપાયાર્થ પરિકલ્પિત અનેક નીલ-પીત્ત આદિ ભાગો, નિર્વિભાગ અનેક આત્મક એક ચિત્ર સામાન્યરૂપ તરીકે કહેવાય છે, તેમ વસ્તુ અનેક ધર્મસ્વભાવવાળી એક કહેવાય છે. વળી પ્રત્યક્ષ દૃષ્ટ છે કે-અભિન્ન પણ આત્મરૂપ અર્થનો ભિન્ન ગુણ ભેદક છે. ગઈ સાલમાં આપ પટુ હતા, ચાલુ સાલમાં પટુતર (વધારે પટુ) બીજો જ થયેલો છે. પટુત્વાતિશય ગુણ સામાન્ય પાટવરૂપ ગુણ કરતાં ભિન્ન છે. તે ગુણ વસ્તુના ભેદને કલ્પે છે-જણાવે છે, કેમ કે-ભિન્ન કાર્યના અર્થીએ તે પ્રકારે આશ્રય કરેલો છે. તેથી તે ગુણો વસ્તુભેદના આરંભક હોવાથી ભાગો, વસ્તુના અંશનો અનુભવ કરે છે, કેમ કે-આત્માદિ વસ્તુ અનેકાત્મક એકત્વથી યુક્ત છે. જેમ કે-પુરુષના હાથ-પગ વગેરે વસ્તુના અંશનો અનુભવ કરે છે. તે અંશો ક્રમથી કે ક્રમયૌગપદ્યથી રહેલા છે. ત્યાં ત્રીજા ભંગમાં (સ્યાત્ અસ્તિ નાસ્તિ ચ ઘટ. એ ભંગમાં) ક્રમથી રહેલા છે

० દ્રવ્યાર્થસામાન્યથી કે દ્રવ્યાર્થવિશેષથી, પર્યાયસામાન્યથી કે પર્યાયવિશેષથી વસ્તુ કહેવાય છે. જેમ કે–આત્મા ચૈતન્યસામાન્યથી છે અથવા ચૈતન્યવિશેષ વિવક્ષામાં આત્મા છે, કેમ કે–એક ઉપયોગ છે.

० પર્યાયસામાન્યથી અચૈતન્યથી આત્મા નથી, અથવા ઘટના ઉપયોગકાળમાં પટ આદિ ઉપયોગની અપેક્ષાએ આત્મા નથી. ચૈતન્યથી ચૈતન્યવિશેષથી વર્ત્તમાન જ આત્મા, ચૈતન્યના અભાવથી કે ચૈતન્યવિશેષના અભાવથી એટલે નાસ્તિત્વરૂપે વર્તે છે. અર્થાત્ દ્રવ્યાર્થપર્યાયથી અસ્તિત્વ–નાસ્તિત્વરૂપે ઉભયાધીન આત્મા છે.

० આ પ્રમાણે સંગ્રહવ્યવહારના અભિપ્રાયથી ત્રણ સકલાદેશો છે. ચાર તો ઋજુસૂત્ર–શબ્દ–સમભિરૂઢ–એવંભૂતનયના અભિપ્રાયથી છે. આ પ્રમાણે તત્ત્વાર્થભાષ્યટીકાકાર કહે છે.)

આ પ્રમાણે 'સમ્મતિ'ગ્રંથ આદિ અનુસારે તો ઘટનો એક દેશ અસ્તિત્વમાં સ્વરૂપાદિ અવચ્છેદકપણાએ છે અને બીજો દેશ નાસ્તિત્વનો પરરૂપ આદિ અવચ્છેદકપણાએ વિવક્ષિત છે. ત્યારે દેશના અભેદદ્વારા ઘટ પણ છે અને નથી. જેમ કે–આંખમાં રહેલ કાણત્વની અપેક્ષાએ દેવદત્ત કાણો અને હાથમાં રહેલ કુંટત્વની અપેક્ષાએ દેવદત્ત કુંટો.

० અન્યથા–ક્રમથી પણ એક ઠેકાણે સદ્ અસત્ત્વની વિવક્ષાના ઉદયના અભાવથી ભંગવિલોપનો પ્રસંગ આવશે જ!

० દેશ પણ અવયવ કે ધર્મ કહેવાય છે. અવયવ અવયવિનો અને ધર્મ–ધર્મીનો કથંચિત્ અભેદ હોવાથી, અવયવ આદિ ધર્મોની સાથે પણ અવયવી આદિનો તે પ્રકારનો વ્યપદેશ સુઘટ જ છે. અહીં પણ ઉભયપ્રધાન અવયવના અભેદથી અસ્તિત્વ અને નાસ્તિત્વ વિવક્ષિત કરાય છે.

० (સ્વપદથી ગ્રાહ્ય 'સ્યાદ્ અસ્તિ નાસ્તિ ચ ઘટઃ' ઇતિ વાક્યનો વિષયતાસંબંધથી આ વાક્યથી સ્વાશ્રય સમવાયિત્વરૂપ આશ્રય ઘટ છે. તેના અવયવભૂત અસ્તિત્વ–નાસ્તિત્વધર્મ સમવાયિ છે. તેમાં સમવાયિત્વ છે. લક્ષણાત્મક.)

પરંપરાસંબંધથી અવચ્છિન્ન અસ્તિત્વ–નાસ્તિત્વરૂપ ધર્મદ્વયમાં રહેલ પ્રકારતાથી નિરૂપિત એક વિશેષ્યતાશાળી બોધ થાય છે.

આ ઔપાદાનિક બોધની અપેક્ષાએ છે. અન્યથા–અવયવવાચક ઘટપદની આવૃત્તિદ્વારા બે પ્રકારતાથી નિરૂપિત બે વિશેષ્યતાશાળી બોધની આપત્તિ આવશે.

શંકા–પ્રકારના ભેદથી સાતભાંગીનો ભેદ શાસ્ત્રસિદ્ધ છે અને પ્રકાર એટલે વિધેયધર્મ કે ઉદ્દેશ્યતાવચ્છેદકધર્મ એમાં કોઈ વિશેષ નથી. એથી જ શુદ્ધ ઘટ આદિ ધર્મીવાળી સપ્તભંગીની અપેક્ષાએ નીલઘટ આદિ ધર્મીવાળી સપ્તભંગીના વિશેષ વગર ભેદ છે. પ્રકૃતમાં ધર્મિતાવચ્છેદક અવયવ કે ધર્માન્તરના ભેદ [illegible] સપ્તભંગીના ભેદનો પ્રસંગ આવશે જ, કેમ કે–સપ્તભંગી એક [illegible]ાવચ્છિન્નત્વથી ઘટિત છે ને?

**સમાધાન**–તે તે ધર્મિતાવચ્છેદકની સાથે સમનિયત (સમવ્યાપક) ધર્મથી અવચ્છિન્ન વિશેષ્યતાસ્થળમાં સપ્તભંગીના ભેદનો અભાવ છે. અન્યથા, એટલે તે તે ધર્મિતાવચ્છેદકની સાથે સમનિયત ધર્મથી અવચ્છિન્નવિશેષ્યતા જો ન માનવામાં આવે, તો 'કંબુગ્રીવાદિમાન્ સ્યાદ્ અસ્તિ' ઇત્યાદિ વાકયથી પણ ઘટવિશેષ્યક સપ્તભંગીના ભેદની આપત્તિ આવશે !

'તાદૃશો ઘટે' તાદૃશ ઘટ એટલે પ્રકૃત–અપ્રકૃત સકલધર્માત્મક ઘટમાં, 'ક્રમાર્પિત'–ક્રમિક શાબ્દબોધદ્વયની ઇચ્છાનો વિષય.

**શંકા**–ક્રમના બળથી ઉભય મુખ્ય વિશેષ્યતાક બોધ અર્થથી સિદ્ધ હોઈ, પહેલાના બે ભાંગા કરતાં ત્રીજાનો ભેદ કેવી રીતે ?

**સમાધાન**-ક્રમગર્ભિત ઉભયની પ્રધાનતાના બોધકત્વના અભિપ્રાયથી ઉભય પદનો પ્રયોગ છે. અહીં 'એકત્રદ્વય'' એવા નિયમથી વિષયતાવાળા, ધર્મદ્વયમાં રહેલ પ્રકારતા નિરૂપિત એકવિશેષ્યતાના નિરૂપક બીજા બોધનો અનુભવ સિદ્ધ છે. વસ્તુતઃ ઇચ્છાવિશેષરૂપ ક્રમાર્પિતત્વ (ક્રમથી અર્પણા) ભંગનો પ્રયોજક હોઈ ભંગમાં સત્ત્વાસત્ત્વ ઉભયનિષ્ઠ વિષયતાવચ્છેદપણું નથી, પરંતુ અહીં સ્વ–પરદ્રવ્ય આદિનું જ અવચ્છેદકપણું છે. તથાચ ચાલનીન્યાયથી સ્વદ્રવ્ય–પરદ્રવ્યાદિ ચતુષ્ટયથી અવચ્છિન્ન, સત્ત્વ–અસત્ત્વોભય આ ભંગનો વિષય છે. આવા આશયથી 'સ્વ–પરરૂપ આદિથી અવચ્છિન્ન' એવું કહેલું છે, અર્થાત્ પ્રકૃત–અપ્રકૃત સકલધર્માત્મક ઘટમાં ક્રમિક શાબ્દબોધદ્વયની ઇચ્છાના વિષય, અવચ્છેદકરૂપ સ્વદ્રવ્ય–પરદ્રવ્યાદિ ચતુષ્ટયથી અવચ્છિન્ન અસ્તિત્વ–નાસ્તિત્વના અવચ્છિન્નત્વનો બોધ, ત્રીજો ભંગ કરાવે છે. ઉપસંહાર–તથાચેતિ–'તાદૃશો ઘટઃ' એટલે પ્રકૃત–અપ્રકૃત ધર્માત્મક ઘટ. અહીં ક્રમાર્પિતપણાનું ઉભય ધર્માવચ્છેદપણું યથાશ્રુતના અભિપ્રાયથી છે. વળી જિજ્ઞાસામાં ભંગનિરૂપિત વિષયતાના અનવચ્છેદકપણાના અભિપ્રાયથી 'સ્વ–પરરૂપ આદિ' છે. બાકીનું બધું પૂર્વની માફક જાણવું.

चतुर्थभङ्गवाक्यार्थमाह—

**स्यादवक्तव्य एव घट इति चतुर्थं वाक्यं युगपत्स्वपररूपादीनामपेक्षणे वस्तु न केनापि शब्देन वाच्यमिति बोधयति, तथा च तादृशो घटः सत्त्वादिरूपेण वक्तव्य एव सन् युगपत्प्रधानभूतसत्त्वासत्त्वोभयरूपेण प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणाभावाप्रतियोग्यवक्तव्यत्ववानिति बोधः ॥ सूत्र–२६ ॥**

स्यादिति । निरवयवद्रव्यविषयकमिदम् । प्राधान्यतो गुणभावतो वा सत्त्वासत्त्वधर्मयोर्युगपत्प्रतिपादने कस्यापि वचस सामर्थ्याभावेन घटादिकं वस्तु ताभ्यामवक्तव्यं भवतीत्याशयेनाह युगपदिति । एकैकपदादुभयबोधो जायतामितीच्छाविषयत्वेनेत्यर्थः । स्वपररूपादीनामित्यनेन स्वरूपाद्यवच्छिन्नसत्त्वपररूपाद्यवच्छिन्नासत्त्वे विवक्षिते, समुदितन्यायेन स्वरूपपररूपादीनां सत्त्वासत्त्वनिष्ठविषयतावच्छेदकतया

विवक्षण इति वाऽपेक्षण इति पदान्तस्यार्थः, आदिना द्रव्यक्षेत्रकालानां ग्रहणम् । न केनापि शब्देन वाच्यमिति, कस्यापि पदस्य समस्तपदस्य वाक्यस्य वा तथाविधवाच्यवाचकभावाविषयीभूतत्वादिति भावः, एकं हि पदमेकया शक्त्याऽर्थमेकमेव बोधयति शब्दशक्तिस्वाभाव्यात् सदिति पदस्यासदविषयत्वादसदिति पदस्य सदविषयत्वात्, अन्यथा तदन्तरप्रयोगसंशयप्रसङ्गात्, नानार्थविषयस्यापि गवादिपदस्य वस्तुतोऽनेकत्वात् सादृश्योपचारादेव हि तस्यैकत्वेन व्यवहारः, इतरथा सर्वस्यैकशब्दवाच्यत्वं स्यात्, प्रत्येकमप्यनेकशब्दप्रयोगवैफल्यमपि प्रसज्येत, तथा च यथा शब्दभेदेनार्थभेदो ध्रुवस्तथाऽर्थभेदादपि शब्दभेदस्सिद्ध एव, अन्यथा वाच्यवाचकनियमव्यवहारो विलीयेत, एवं वाक्यमप्येकं न युगपदनेकार्थविषयं वेदितव्यम् । ननु शाब्दबोधस्य सङ्केताधीनत्वेन कस्यचिच्छब्दस्य सदसत्त्वयोस्सकेतकरणेन व्याकरणे सदिति संज्ञाशब्देन संकेतबलात् .शतृशानचोर्बोधादिव सह सदसत्त्वयोः कथं ततो न बोधो भवेदिति चेन्न तत्रापि प्रत्ययद्वयस्य क्रमेणैवोत्पत्तिर्वाच्यवाचकभेदेन वाचकतारूपशक्तेरपि भेदादनेकार्थशब्दस्थल इव बोध्यभेदे शब्दभेदकल्पनात्, उपचारेण चैकत्वाभिमानात् । सेनादिशब्दानामपि करितुरगपदातिप्रत्यासत्तिविशेषरूपैकार्थस्यैव बोधकत्वं, एवमेव वनयूथपङ्क्तिमालादिशब्दा अपि । न च वृक्षाविति पदं वृक्षद्वयस्य वृक्षा इति पदञ्च बहूनां वृक्षाणां कथं बोधकमिति वाच्यं द्वन्द्वापवादैकशेषसमासाभ्युपगन्तृमतेन द्वाभ्यां वृक्षपदाभ्यां वृक्षद्वयस्य बहुभिश्च बहूनां वृक्षाणां बोधात् न तु सकृदेकेन, शिष्टलुप्तशब्दयोस्सारूप्याद्वाच्यसादृश्याच्चैकत्वोपचारेणैकशब्दप्रयोगोपपत्तेः । तत्रैकशेषसमासानभ्युपगन्तृमतेन तु द्विबहुवचनान्तो वृक्षशब्दस्स्वभावत एव स्वाभिधेयमर्थं द्वित्वबहुत्वविशिष्टमाचष्टे तथासामर्थ्यात्, अन्यथा शब्दव्यवहारानुपपत्तेः अनेकनयमयेऽस्मन्मते तु वृक्षौ वृक्षा इत्यतः प्रत्ययवत्या प्रकृत्या वृक्षत्वतदाश्रयलिङ्गसंख्यादिविषयकक्रमिकोपस्थितिपरिणत एव लिङ्गसंख्यादिप्रकारको वृक्षविशेष्यकश्शाब्दबोधो जायते तत्र विशेष्यतया वृक्षस्य प्राधान्यं द्वित्वबहुत्वसंख्यादीनान्तु विशेषणतया गौणत्वमिति प्राधान्येनैकार्थवाचकत्वमेवैकपदस्याभिमतम् । न च पुष्पदन्तादिपदवदत्रापि केनचित्पदेन सदसतोरपि प्राधान्येनोपस्थितिः स्यादितिवाच्यम्, एकयोक्त्या पुष्पदन्तौ दिवाकरनिशाकरा विति कोशस्वरसादेकोच्चारणान्तर्भावेण गृहीतनानाशक्तिकपुष्पदन्तादिपदे व्युत्पत्तिवैचित्र्यात्, अत्र पुष्पदन्तपदं चन्द्रे सूर्ये च शक्तमित्याकारशक्तिग्रहः तत्कार्यतावच्छेदकञ्च चन्द्रत्वप्रकारकत्वे सति सूर्यत्वप्रकारकस्मृतिजननद्वारा तादृशशाब्दत्वम्, चन्द्रत्वसूर्यत्वोभयस्मिन् व्यासज्यवृत्तिरूपमेकं शक्यतावच्छेदकत्वं, एकत्र चान्यताग्रहे न शक्त्या बोधोऽपि तु लक्षणयेति नैयायिकाः । तथाविधस्यात्र सहार्पितसत्त्वासत्त्वोभयाश्रयबोधकस्य कस्यापि पदस्याभावादवक्तव्यत्वमेव साधु, तथा जिज्ञासाया बाधितत्वज्ञाने च तथा

१. द्वन्द्वस्य प्रवृत्तिरस्त्येकपदप्रतिपाद्यत्वसामानाधिकरण्येनापरपदप्रतिपाद्यत्वावच्छिन्नभेदे, एकपदजन्यप्रतिपत्तिविषयितात्वसामानाधिकरण्येनापरपदजन्यप्रतिपत्तिविषयितात्वावच्छिन्नभेदे वा भवति, घटावित्यादावेकपदप्रतिपाद्यः परपदप्रतिपाद्यत्वावच्छिन्नभेदाद्विशेष्यताभेदेन विषयिताभेदाद्वा तदुपपत्तिः ॥ २ सकृदुच्चरितशब्दस्सकृदेव प्रधानतयाऽर्थं बोधयतीत्येव नियमात् ।

ज्ञानस्य विपरीतस्वरूपतया ज्ञायमानस्याप्यनिष्टत्वप्रतिसन्धानान्न तदर्थं कश्चित्प्रामाणिकः पदप्रयोग इति तदाऽवक्तव्यत्वेन ज्ञानस्यैवेष्टत्वात्. अत एवैकक्षणे बोधद्वयं जायतामित्यादिस्थलेऽप्यवक्तव्यत्वाभिधान साम्राज्यं, वाचितेच्छाविषयत्वावच्छेदेनावक्तव्यत्वव्यवस्थापनादिति ।

सत्त्वादिरूपेणेति, आदिनाऽसत्त्वस्य ग्रहः. अवक्तव्य एव घट इत्युक्तौ घटस्य सर्वथाऽवाच्यत्व प्राप्नोति तथा चास्तित्वादिगुणेनापि घटस्याभिधानं न स्यादेवञ्च प्रथमद्वितीयादिभङ्गभङ्गप्रसङ्ग इति स्यात्पदप्रयोगः क्रियते. तेन च सत्त्वाद्येकैकधर्ममुखेन वाच्यमेव सर्वं वस्तु, युगपत्प्रधानभूतसत्त्वासत्त्वो भयधर्मावच्छिन्नत्वेनावाच्यत्वमित्याशयेन सत्त्वादिरूपेण वक्तव्य एव सन्नित्युक्तम् ॥

હવે ચોથા વાક્યનો અર્થ કરે છે.

## ચોથા ભંગનો વાક્યાર્થ.

ભાવાર્થ–"સ્યાદ્ અવક્તવ્ય એવ ઘટઃ' આવું ચોથું વાક્ય, એકીસાથે સ્વ–પરરૂપ આદિની અપેક્ષામાં, વસ્તુ, કોઈ પણ શબ્દથી વાચ્ય નથી, એવો બોધ કરે છે. તથાચ તાદૃશ ઘટ, સત્ત્વાદિ રૂપથી વક્તવ્ય જ હોતા, એકીસાથે પ્રધાનભૂત સત્ત્વ–અસત્ત્વ ઉભય રૂપથી પ્રતિયોગિનો અસમાનાધિકરણ, ઘટત્વસમાનાધિકરણ અભાવના અપ્રતિયોગિ અવક્તવ્ય-ત્વવાળો છે, એવો શાબ્દબોધ છે."

**વિવેચન**–આ ચોથો ભંગ નિરંશદ્રવ્યના વિષયવાળો છે. પ્રધાનતાથી કે ગુણભાવથી સત્ત્વ-અસત્ત્વ ધર્મના એકીસાથેના પ્રતિપાદનમાં કોઈ પણ વચનની શક્તિનો અભાવ હોવાથી ઘટ વગેરે વસ્તુ તે સત્ત્વ–અસત્ત્વથી અવક્તવ્ય થાય છે. એવા આશયથી કહે છે કે–'યુગપદ્' ઇતિ.

યુગપત્ એટલે એક કાળમાં એક પદથી ઉભયનો બોધ થાઓ! આવી ઇચ્છાના વિષય-રૂપે, એવો અર્થ છે.

૦ 'સ્વપરરૂપાદીનાં' આ પદથી સ્વરૂપ આદિથી અવચ્છિન્ન સત્ત્વ અને પરરૂપ આદિથી અવચ્છિન્ન અસત્ત્વ વિવક્ષિત છે. સમુદિતન્યાયથી સ્વરૂપ–પરરૂપ આદિની સત્ત્વ–અસત્ત્વનિષ્ઠ વિષયતાના અવચ્છેદપણાએ વિવક્ષામાં કે અપેક્ષામાં, એવો અર્થ છે. અહીં આદિપદથી દ્રવ્ય–ક્ષેત્ર–કાળોનું ગ્રહણ છે.

૦ 'ન કેનાપિ શબ્દેન વાચ્યમ્'=કોઈ પણ પદ, સમાસવાળું પદ કે વાક્ય તથાવિધ વાચ્યવાચકના ભાવથી અવિષય છે. ઇતિ.

૦ ખરેખર, એક પદ, એક શક્તિથી એક જ અર્થને જણાવે છે, કેમ કે–શબ્દની શક્તિનો સ્વભાવ છે. 'સદ્' એવા પદમાં અસદ્નો વિષય નથી. 'અસદ્' એવા પદમાં સદ્નો વિષય નથી. અન્યથા, એક પદ, એક શક્તિથી એક જ અર્થનું બોધક છે. એમ જો ન માનવામાં આવે, તો તે સદ્ કે અસત્ એમાંથી કોઈ એક પ્રયોગના સંશયનો પ્રસંગ આવશે.

૦ અનેક અર્થના વિષયવાળું પણ ગો આદિ પદ વસ્તુતઃ અનેક છે. ખરેખર, સાદૃશ્યના

ઉપચારથી જ તે ગો આદિ પદનો એકપણાએ વ્યવહાર છે. અન્યથા, એમ જો ન માનવામાં આવે, તો સર્વ, એક શબ્દથી વાચ્ય બની જાય! પ્રત્યેક અર્થને માટે પણ પ્રયુક્ત અનેક શબ્દના પ્રયોગની નિષ્ફળતાનો પ્રસંગ આવશે! તથાચ જેમ શબ્દના ભેદથી અર્થનો ભેદ ધ્રુવ છે, તેમ અર્થના ભેદથી પણ શબ્દભેદ સિદ્ધ જ છે. અન્યથા, એમ જો ન માનો, તો વાચ્યવાચકના નિયમનો વ્યવહાર વિલીન થઈ જાય! આ પ્રમાણે એક પણ વાક્ય એકીસાથે અનેક અર્થના વિષયવાળું નથી એમ જાણો!

**શંકા**–શાબ્દબોધ સંકેતને આધીન હોવાથી, કોઈ એક શબ્દમાં સદ્ અસત્‌નો સંકેત કરવાથી, જેમ વ્યાકરણમાં 'શતૃશાનચૌ સત્' એવા સંજ્ઞાશબ્દથી સંકેતના બળથી અર્થાત્ શતૃશાન ચ્ પ્રત્યયોમાં સંકેતિત 'સત્'પદથી શતૃશાન ચ્‌ની પ્રતીતિ થાય છે, તેમ વિધિ-નિષેધ ઉભય સંકેતિત એક પદથી તે વિધિનિષેધની પ્રતીતિ કેમ ન થાય?

**સમાધાન**–ત્યાં સંકેતિતપદમાં બેનો બોધ ક્રમથી ઉત્પન્ન થાય છે, કેમ કે–વાચ્ય-વાચકના ભેદથી વાચકતારૂપ શક્તિનો પણ ભેદ છે. (જો કે તદૂભય સંકેતિત 'સત્'પદ છે, તો પણ તે પદથી તે બન્નેનો બોધ ક્રમથી જ છે પરંતુ એકીસાથે નથી.) તેવી રીતે વિધિનિષેધ ઉભયમાં સંકેતિત એકપદવિશેષથી પણ ક્રમિક તદ્ ઉભયનો બોધ જ થાય. એવી જ રીતે વિધિનિષેધ અન્યતરત્વ રૂપથી તદ્ ઉભય સંકેતિતપદથી એકીસાથે તદુભયનો બોધ નથી, કેમ કે–પ્રત્યેક અસાધારણ અસ્તિત્વ–નાસ્તિત્વ આદિ રૂપથી યુગપત્ પ્રધાનતાથી વિધિનિષેધ વિવક્ષિત છે. (અહીં સમાસનું વચન પ્રધાનતાથી યુગપત્ તદુભયનું પ્રતિપાદક સંભવતું નથી. સમાસોમાં બહુવ્રીહિમાં અન્ય પદાર્થની પ્રધાનતા છે. અહીં તો ઉભયની પ્રધાનતાની વિવક્ષા છે. અવ્યયીભાવ તો આવા અર્થમાં પ્રવર્તતો નથી. દ્વંદ્વ તો દ્રવ્ય-વૃત્તિ હોઈ અહીં ઉપયોગી નથી. કદાચ ગુણવૃત્તિ પણ દ્રવ્યાશ્રિત ગુણપ્રતિપાદક હોઈ પ્રધા-નતાથી ગુણપ્રતિપાદનમાં નિપુણ નથી. ઉત્તર પદાર્થપ્રધાન તત્પુરુષનો પણ અહીં અવકાશ નથી. સંખ્યાવાચી પૂર્વપદવાળા દ્વિગુ તો આ અર્થવિષય જ નથી. કર્મધારય પણ ગુણાધાર દ્રવ્યવિષયવાળો અહીં આક્રમણ કરી શકતો નથી. બીજો સમાસ તો નથી જ. વૃત્તિથી અમિશ્રિત અર્થવાળા કોઈ પણ વાક્યનું તથાભૂત બે ધર્મનું પ્રતિપાદકપણું નથી.)

અનેક અર્થવાળા શબ્દના સ્થળની માફક વાચ્યના ભેદમાં શબ્દભેદની માન્યતા છે. વળી ઉપચારથી એકતાનું અભિમાન છે.

૦ સેના વગેરે શબ્દો પણ હાથી–ઘોડા–પાયદળની પ્રત્યાસત્તિવિશેષરૂપ એક અર્થના બોધક છે. આ પ્રમાણે જ યૂથ–પંક્તિ–માલા આદિ શબ્દો પણ સમજવા.

**શંકા**–'વૃક્ષૌ' આ પદ બે વૃક્ષનું અને 'વૃક્ષાઃ' આ પદ ઘણા વૃક્ષોનું બોધક કેવી રીતે?

**સમાધાન**–દ્વંદ્વસમાસના અપવાદભૂત એક શેષસમાસના સ્વીકાર કરનારના મનથી 'વૃક્ષશ્ચ વૃક્ષશ્ચ વૃક્ષૌ' આવા બે વૃક્ષપદથી બે વૃક્ષનો અને 'વૃક્ષશ્ચ વૃક્ષશ્ચ વૃક્ષશ્ચ વૃક્ષાઃ' આવા ઘણા વૃક્ષ-

પદથી ઘણા વૃક્ષોનો બોધ થાય છે, પરંતુ એક વાર એક પદથી નહિ. ('सकृदुच्चरितः शब्दः सकृदेव प्रधानतया अर्थं बोधयति' આવા નિયમથી એક વાર બોલાયેલો શબ્દ એક વાર પ્રધાનતાથી એક અર્થને જણાવે છે.) અવશિષ્ટ લુપ્ત શબ્દોનું સદૃશપણું હોવાથી અને અર્થનું સદૃશપણું હોવાથી, એકત્વના ઉપચારથી એક શબ્દના પ્રયોગની ઉપપત્તિ છે.

અહીં એક શેષસમાસને નહીં સ્વીકારનારના મતે તો, દ્વિવચન-બહુવચન અંતવાળો વૃક્ષ શબ્દ, સ્વભાવથી જ પોતાના વાચ્ય અર્થને એટલે કે-દ્વિત્વવિશિષ્ટ-બહુત્વવિશિષ્ટ અર્થને કહે છે. કેમ કે-તથાસામર્થ્ય છે. અન્યથા, જો તથાસામર્થ્ય ન માનવામાં આવે, તો શબ્દના વ્યવહારની ઉપપત્તિનો અભાવ છે.

० અનેક નયમય, અમારા જૈનમતમાં તો 'વૃક્ષૌ' બે 'વૃક્ષ'-'વૃક્ષાઃ' ઘણા વૃક્ષો આવા વિભક્તિ અંતવાળા પદથી, પ્રત્યયવાળી પ્રકૃતિથી વૃક્ષત્વ-વૃક્ષત્વાશ્રય-લિંગસંખ્યા આદિ વિષયવાળી ક્રમિક ઉપસ્થિતિમાં પરિણત જ લિંગસંખ્યા આદિ પ્રકારવાળો, વૃક્ષવિશેષ્યવાળો શાબ્દબોધ થાય છે. અહીં વિશેષ્યપણાએ વૃક્ષનું પ્રધાનપણું છે.

દ્વિત્વ-બહુત્વ-સંખ્યા આદિનું વિશેષપણું હોવાથી ગૌણત્વ છે, માટે પ્રધાનતાએ એક પદનું એક અર્થવાચકપણું અભિમત છે.

શંકા-પુષ્પદંત આદિ પદની માફક અહીં પણ કોઈ એક પદથી સદ્-અસત્‌ની પણ પ્રધાનતયા ઉપસ્થિતિ થશે જ ને?

**સમાધાન**-એક વાર બોલાયેલો શબ્દ પ્રધાનતયા એક અર્થ જણાવે છે. એવો નિયમ હોઈ 'એક ઉક્તિથી પુષ્પદંત સૂર્ય-ચંદ્રને કહે છે.' આવા શબ્દકોશના સ્વરસથી એક ઉચ્ચારણમાં અંતર્ભાવ કરી, ગ્રહણ કરેલ નાના શક્તિવાળા પુષ્પદંત આદિ પદમાં વ્યુત્પત્તિનું વૈચિત્ર્ય છે. અહીં 'પુષ્પદંત'પદ ચંદ્ર અને સૂર્યમાં શક્તિવાળુ છે. આવા આકારવાળો શક્તિગ્રહ છે. અને તે શક્તિગ્રહનો કાર્યતાવચ્છેદક ચંદ્રપ્રકારકપણું હોયે છતે, સૂર્યત્વપ્રકારક સ્મૃતિજનન દ્વારા તાદૃશ શાબ્દબોધત્વ છે. ચંદ્રત્વ-સૂર્યત્વરૂપ ઉભયમાં વ્યાસજ્યવૃત્તિરૂપ એક (સૂર્યત્વ-ચંદ્રત્વરૂપ ઉભય) શક્યતાવચ્છેદક છે. તેમાં શક્યતાવચ્છેદકપણું છે.

० એકમાં અન્યતાના જ્ઞાનમાં શક્તિથી બોધ નથી પરંતુ લક્ષણા છે. (શક્ય સંબંધ લક્ષણા કહેવાય છે. તે જહત્-અજહત્-જહત્‌અજહત્‌ના ભેદથી ત્રણ પ્રકારની છે. 'ગંગામાં ઘોષ છે.' અહીં ગંગાપદ શક્ય પ્રવાહસંબંધ તીરમાં છે. લક્ષણાનું બીજ તાત્પર્યની અનુપપત્તિ છે. એથી જ પ્રવાહમાં ઘોષતાત્પર્યની અનુપપત્તિ છે. એથી જ પ્રવાહમાં ઘોષતાત્પર્યની અનુપપત્તિથી તીરમાં લક્ષણા સિદ્ધ થશે. લક્ષ્યાવચ્છેકરૂપથી લક્ષ્યશક્ય ઉભયના બોધમાં પ્રયોજિકાલક્ષણા, એ 'અજહત્‌લક્ષણા.' જેમ કે-'કાગડાઓથી દહીંની રક્ષા કરો.' અહીં કાકપદની દધિઉપઘાતકમાં લક્ષણા લક્ષ્યતાવચ્છેદક દધિઉપઘાતકપણું છે. તે રૂપે દધિઉપઘાતક, કાક-બિલાડ-કુક્કુટ-કુતરા આદિ સર્વ શક્ય લક્ષ્યોનો સંગ્રહ છે. જહદ્‌અજહત્-

લક્ષણા, 'તે આ ઘોડો છે' ઇત્યાદિમાં વર્તે છે.) તેથી બોધ થાય છે, એમ નૈયાયિકોનું કથન છે.

૦ અહીં તથાવિધ સહ અર્પિત સત્ત્વ-અસત્ત્વ ઉભય આશ્રયબોધક કોઈ પણ પદનો અભાવ હોવાથી, તથાવિધ સહાર્પિત સત્ત્વાસત્ત્વ ઉભયનું અવક્તવ્યપણું સુંદર છે.

૦ એકીસાથે એક પદથી સત્ત્વાસત્ત્વનો બોધ થાઓ ! આવી જિજ્ઞાસા બાધિત છે. આમ જિજ્ઞાસામાં, બાધિતપણાના જ્ઞાનમાં અને વિપરીત વ્યુત્પત્તિથી પેદા થતા તથાજ્ઞાનમાં પણ અનિષ્ટપણાનું અનુસંધાન હોવાથી, તેના માટે કોઈ પ્રામાણિક પદપ્રયોગ નથી. જો આ પ્રમાણે છે, તો અવક્તવ્યપણાએ જ્ઞાનનું ઇષ્ટપણું છે. એથી જ એક ક્ષણમાં બે જ્ઞાન થાઓ ! ઇત્યાદિ સ્થળમાં પણ અવક્તવ્યત્વના કથનનું સામ્રાજ્ય છે, કેમ કે-બાધિત ઇચ્છાના વિષયત્વની અપેક્ષાએ અવક્તવ્યપણાનું વ્યવસ્થાપન છે.

૦ 'સત્ત્વાદિરૂપેણ' અહીં આદિપદથી અસત્ત્વનું ગ્રહણ છે.

'અવક્તવ્ય એવ ઘટઃ' આવા એકલા કથનમાં ઘટનું સર્વથા અવાચ્યપણું પ્રાપ્ત થાય છે. તથાચ અસ્તિત્વ આદિ મુખથી પણ ઘટનું કથન ન થાય ! અને આ પ્રમાણે પ્રથમ-દ્વિતીય આદિ ભંગના વિનાશનો પ્રસંગ આવી જાય છે, માટે 'સ્યાદ્'પદનો પ્રયોગ કરાય છે. તેથી જ સત્ત્વ આદિ એક એક ધર્મદ્વારા વાચ્ય જ સર્વ વસ્તુ, એકીસાથે પ્રધાનભૂત સત્ત્વ-અસત્ત્વ ઉભય ધર્મથી અવચ્છિન્નપણાએ અવાચ્ય છે. આવા આશયથી કહે છે કે-'સત્ત્વ આદિ રૂપથી વક્તવ્ય જ હો તો' ઇત્યાદિ.

अथ पञ्चमभङ्गवाक्यार्थमाह—

**स्यादस्ति चावक्तव्यश्च घट इति पञ्चमवाक्येन स्वद्रव्याद्यपेक्षयाऽस्तित्वविशिष्टो युगपत्स्वपरद्रव्याद्यपेक्षयाऽवक्तव्यत्वविशिष्टो घटो बोध्यते, तथा चाभेदप्राधान्येनाभेदोपचारेण वा सामान्यतोऽनन्तधर्मात्मको घटः प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिस्वद्रव्याद्यवच्छिन्नास्तित्वविशिष्टयुगपत्स्वपरद्रव्याद्यवच्छिन्नसत्त्वासत्त्वोभयविषयकावक्तव्यत्ववानिति बोधः ॥ सूत्र-२७ ॥**

**स्यादस्ति चेति,** विध्यात्मना मुख्यविषयतावच्छिन्ना योभयात्मना युगपदवक्तव्यत्वमुख्यविषयता तद्वतो बोधोऽस्य भङ्गस्य फलमित्याशयेनाह—स्वद्रव्याद्यपेक्षयेति, मतान्तरेण तु एको देशो घटस्य धर्मिणोऽस्तित्वे आदिष्टोऽपरश्च देशोऽस्तित्वनास्तित्वप्रकाराभ्यामेकदैव विवक्षितः, तदा स घटोऽस्ति चावक्तव्यश्च भवति, उक्तोभयधर्माक्रान्तदेशद्वारेण धर्मिणो विवक्षितत्वात् । अत एव प्रथमचतुर्थभङ्ग-

१ अनेकद्रव्यपर्यायात्मकत्वाद्घटस्य ततः कश्चिद् द्रव्यार्थविशेषमाश्रित्यास्तीति घटस्य व्यपदेशः, तस्यैवान्यघटद्रव्यसामान्यं तद्विशेषं द्वयं वाङ्गीकृत्य युगपद्विवक्षायामवक्तव्यता, घटत्वेन घटविशेषेण कथञ्चिद्वर्त्तमानो घटः घटत्वाघटत्वादिना तदेकविशेषापरविशेषादिना वा युगपद्विवक्षाया स्यादस्ति चावक्तव्यश्च घट इति पञ्चमवाक्यबोधः ॥

संयोगेनान्यथासिद्धिव्युदासः, तत्र हि केवलं धर्मविवक्षा, सा च देशाविशेषितद्रव्य एव सम्भवति, अत्र तु देशद्वारा द्रव्य उभयधर्मविवक्षा, एवमग्रेऽपि भाव्यम् । फलितार्थमाह तथा चेति, स्पष्टमन्यत् ॥

## પાંચમા ભંગનો વાક્યાર્થ.

**ભાવાર્થ**–"'સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્યશ્ચ ઘટઃ' આ પંચમવાક્યથી સ્વદ્રવ્ય આદિની અપેક્ષાએ અસ્તિત્વવિશિષ્ટ, એકીસાથે સ્વ–પરદ્રવ્ય આદિની અપેક્ષાએ અવક્તવ્યત્વથી વિશિષ્ટ ઘટ જણાવાય છે. તથાચ અભેદની પ્રધાનતાથી કે અભેદ ઉપચારથી સામાન્યથી અનંતધર્માત્મક ઘટ, પ્રતિયોગીનો અસમાનાધિકરણ, ઘટત્વ સમાનાધિકરણ જે અત્યંત અભાવ(ઉદાસીન અભાવ)ના અપ્રતિયોગી સ્વદ્રવ્ય આદિથી અવચ્છિન્ન અસ્તિત્વવિશિષ્ટ, એકીસાથે સ્વ–પરદ્રવ્યાદિથી અવચ્છિન્ન સત્ત્વ–અસત્ત્વ ઉભય વિષયવાળા અવ્યક્તવ્યવાળો છે, એવો બોધ છે."

**વિવેચન**–વિધિરૂપે મુખ્યવિષયતાથી અવચ્છિન્ન, જે ઉભયરૂપે એકીસાથે અવક્તવ્યત્વ મુખ્યવિષયતા, તે વિષયતાવાન્ ઘટનો બોધ, આ ભંગનું ફળ છે. એવા આશયથી કહે છે કે–'સ્વદ્રવ્યાદિ અપેક્ષયા' ઈત્યાદિ.

० મતાન્તરથી એકદેશ ઘટરૂપ ધર્મીનો અસ્તિત્વમાં વિવક્ષિત છે અને બીજો દેશ અસ્તિત્વ–નાસ્તિત્વરૂપ બે પ્રકારથી એક કાળમાં જ વિવક્ષિત છે.

ત્યારે તે ઘટ 'અસ્તિ ચ અવક્તવ્યશ્ચ' થાય છે. કથિત ઉભય ધર્મથી સહિત દેશદ્વારા ધર્મીની વિવક્ષા છે.

[અનેક દ્રવ્ય, પર્યાયાત્મક હોવાથી વિદ્યમાન ઘટના કોઈ એક દ્રવ્યાર્થવિશેષને આશ્રિ 'અસ્તિ' આ પ્રમાણે ઘટનો વ્યપદેશ છે, તેનું જ અન્ય ઘટ દ્રવ્ય સામાન્ય, તેના વિશેષને અથવા બંનેનો સ્વીકાર કરી એકીસાથેની વિવક્ષામાં અવક્તવ્યતા, ઘટત્વથી ઘટવિશેષથી કથંચિત્ વર્તમાન ઘટ, ઘટત્વ–અઘટત્વ આદિથી અથવા તેના એકવિશેષ–અપરવિશેષ આદિથી એકીસાથેની વિવક્ષામાં 'સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્યશ્ચ ઘટઃ' આવા પંચમવાક્યનો બોધ છે.]

એથી જ પ્રથમ–ચતુર્થ ભંગના સંયોગથી અન્યથા સિદ્ધિનું ખંડન છે. ખરેખર, ત્યાં કેવળ ધર્મવિવક્ષા છે. વળી તે ધર્મવિવક્ષા દેશથી અવિશેષિત દ્રવ્યમાં જ સંભવે છે. અહીં તો દેશદ્વારા દ્રવ્યમાં ઉભયધર્મની વિવક્ષા છે. આ પ્રમાણે આગળ ઉપર પણ સમજવું.

ફલિત અર્થને કહે છે કે–'તથાચે'તિ બીજું સ્પષ્ટ છે.

षष्ठभङ्गवाक्यार्थमाह—

स्यान्नास्ति चावक्तव्यश्चेति षष्ठं वाक्यं परद्रव्याद्यपेक्षया नास्तित्वविशिष्टं युगपत्प्राधान्येन स्वपरद्रव्याद्यपेक्षयाऽवक्तव्यत्वशिशिष्टं घटं प्रतिपादयति । तथा च तादृशो घटः प्रति-

વિશેષ્યથી ભિન્નત્વના અવિશેષથી અન્ય વિશેષકનો અભાવ હોવાથી વિલક્ષણતાનો અસંભવ છે, માટે 'તદ્ભિ-નાભિન્નસ્ય તદ્ અભિન્નત્વં' આવા નિયમથી વિશેષણથી અભિન્ન વિશિષ્ટ સ્વરૂપથી અભિન્ન વિશેષ્યમાં વિશેષણાભિન્નત્વ થાય છે, માટે સંબંધ માત્ર વ્યાપક કથંચિત્ તાદાત્મ્ય છે.

તથાચ પાટલિપુત્ર ગ્રામસ્થિત ઘટ આદિમાં આધાર-આધેયભાવરૂપ સંબંધના બળથી કથંચિત્ અભેદ વ્યવસ્થિત થયે છતે ક્ષેત્રથી પાટલિપુત્ર આદિ રૂપે ઘટાદિનું અસ્તિત્વ છે. એવી રીતે તે તે ગ્રામ-દેશ આદિમાં રહેલનું તે તે ગ્રામ-દેશ આદિરૂપે અસ્તિત્વ છે, પોતાના અનાધાર ક્ષેત્રકાન્યકુબ્જ આદિ રૂપે અસ્તિત્વ સંભવતું નથી. તે રૂપથી પણ અસ્તિત્વ માનતાં સર્વ ઘટાદિનું સર્વદેશવ્યાપિપણાનો પ્રસંગ આવશે, માટે પ્રતિનિયત ક્ષેત્ર આધારતાનો ભંગ થશે.

જે કાળમાં જે થાય છે, તેનો તે કાળની સાથે જન્યજનકભાવરૂપ સંબંધ વિશેષના બળથી, કે જે વિશિષ્ટ બુદ્ધિના કરણમાં સમર્થ છે. તેથી કથંચિત્ તાદાત્મ્ય છે માટે શિશિર-ઋતુમાં જન્ય ઘટાદિનુ શૈશિર આદિ રૂપે અસ્તિત્વ છે, પરંતુ વસંતજન્ય-વાસન્તિક આદિ રૂપે નહિ. તે રૂપેથી પણ અસ્તિત્વ માનતાં, ઘટાદિ સર્વમાં સર્વકાળરૂપે થવાથી સદા-તનપણાનો પ્રસંગ આવશે, પ્રતિનિયત કાલત્વના કારણજન્ય કાદાચિત્કપણાનો ભંગ થઈ જશે!

શ્યામ આદિ ભાવને પામનારો પદાર્થ, તે કાળમાં તેનો શ્યામ આદિ ભાવની સાથે સંબંધવિશેષના બળથી કથંચિત્ તાદાત્મ્ય છે, માટે શ્યામ આદિ રૂપે ઘટ આદિનું અસ્તિત્વ છે, પરંતુ રક્તત્વાદિ રૂપે નહીં. તે રૂપથી પણ અસ્તિત્વ માનતાં, ઘટ આદિ સર્વમાં સર્વ-સ્વભાવતાની આપત્તિ આવે છે. માટે પ્રતિનિયત સ્વભાવતાના ભંગથી પ્રતિનિયત સ્વભાવરૂપ નિમિત્તજન્ય ભિન્ન ભિન્ન પ્રતિનિયત સ્વભાવવ્યવહારનો ભંગ થાય છે. ]

તેથી આ પ્રમાણે સ્વસિદ્ધાન્તના સર્વસ્વરૂપ સપ્તભંગીનું સંક્ષેપથી નિરૂપણ સમાપ્ત થાય છે.

इत्थमागमं निरूप्य तदाभासमाह—

**अनाप्तपुरुषप्रणीतवचनसम्भूतमयथार्थशाब्दज्ञानमागमाभासः, तद्वचनमप्यागमाभासः । समाप्तमागमनिरूपणम् ॥ सूत्र-३५ ॥**

**अनाप्तेति** । अयथार्थवक्तृवचनेन समुद्भूतं यदयथार्थं शाब्दज्ञानं स आगमाभास इत्यर्थः । निजविनोदार्थं क्रीडापरवशो रागाक्रान्तः पुरुषः किञ्चन वस्त्वन्तरमलभमानो बालैस्साकं क्रीडाभिला-षेण सोमोद्भवाया रोधसि तालहिन्तालयोर्मूले सुलभाः पिण्डखर्जूरास्सन्ति त्वरितं गच्छत गच्छत शावका' ? इति वाक्यमुच्चारयति, तज्जन्यं च यच्छाब्दज्ञानं तद्विसंवादित्वादागमाभासरूपमिति भावः । तादृगज्ञानजनकवाक्यमपि कारणे कार्योपचारादागमाभासात्मकमेवेत्याह तद्वचनमपीति । तदेवं परोक्षप्रमाणस्य पञ्चमभेद आगमस्सप्रहेण निरूपित इत्याशयेन निगमयति समाप्तमिति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकार श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिनविन्यस्त-भक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायामागमनिरूपणं नाम षष्ठः किरणः ॥

## આગમાભાસનું નિરૂપણ.

**ભાવાર્થ**–"અનાપ્તપુરુષે રચેલ વચનથી જન્ય અયથાર્થ શાબ્દજ્ઞાન, એ 'આગમાભાસ' છે. તેનું વચન પણ આગમાભાસ છે. આગમનું નિરૂપણ સમાપ્ત થાય છે."

**વિવેચન**–અયથાર્થ વક્તાના વચનથી પેદા થયેલું જે અયથાર્થ શાબ્દજ્ઞાન, તે આગમાભાસ છે. 'પોતાના વિનોદ આદિ માટે ક્રીડાપરાયણ, રાગથી આક્રાન્ત પુરુષ,' કોઈ એક બીજી વસ્તુને નહીં મેળવનારો, બાળકોની સાથે ક્રીડાની અભિલાષાથી, 'નર્મદા નદીના કિનારે તાલ અને હિતાલ વૃક્ષની નીચે એકઠા થયેલા, ખજૂર સુલભ છે, માટે હે બાળકો ! જલ્દી જાઓ જાઓ'–આવું વાક્યનું ઉચ્ચારણ કરે છે. તે વાક્યજન્ય જે શાબ્દબોધ છે, તે વિસંવાદી હોવાથી આગમાભાસરૂપ છે. તાદશ જ્ઞાનજનક વાક્ય પણ કારણમાં કાર્યોપચારથી આગમાભાસરૂપ જ છે. તેથી આ પ્રમાણે પરોક્ષ પ્રમાણના પાંચમા ભેદરૂપ આગમપ્રમાણ સંક્ષેપથી નિરૂપિત કરેલ છે, જે સમાપ્ત થાય છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલ-સૂરીશ્વરચરણકમલમાં વિન્યસ્તભક્તિભરવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ વિનિર્મિત તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યામાં આગમનિરૂપણ નામનું છઠ્ઠું કિરણ સમાપ્ત.



## ॥ अथ सप्तमः किरणः ॥

एवं प्रमाणे निरूपिते तस्य प्रामाण्ये वादिनां विप्रतिपत्तेस्तद्विवेचयितुमाह—

**ज्ञानस्य प्रामाण्यं प्रमेयाव्यभिचारित्वमेव । स्वातिरिक्तग्राह्यापेक्षया प्रमेयव्यभिचारित्वं ज्ञानस्याप्रामाण्यम्, सर्वन्तु स्वापेक्षया प्रमाणमेव बाह्यार्थापेक्षया तु किञ्चित्प्रमाणं किञ्चिच्चाप्रमाणम् ॥ सूत्र-१ ॥**

ज्ञानस्येति । प्रमेयेति, प्रमीयमाणो योऽर्थस्तदव्यभिचरणशीलत्वं ज्ञाननिष्ठं प्रामाण्यमित्यर्थः । अप्रामाण्यपदार्थमाह स्वातिरिक्तेति, सर्वसंवित्तेरस्वसंवेदनस्य कथञ्चित्प्रमाणत्वोपपत्तेर्बहिःपदार्थापेक्षयैव किञ्चिज्ज्ञानं प्रमाणं किञ्चिच्च प्रमाणाभासमित्यभिप्रायेणाह सर्वन्त्विति, न चैवं विरोधः प्रसज्यत इति वाच्यम्, जीवस्यैकस्यावरणविगमविशेषात्सत्येतरसंवेदनपरिणामसिद्धेः श्वेतघटे पीतघटज्ञानवत् । तथा च सर्वत्र ज्ञाने स्वरूपे प्रामाण्यमनावृतमेव, बहिरर्थे त्वनियतस्तत्क्षयोपशम इति स्वभावकल्पनान्न विरोध इति भावः । एतेन ज्ञानमात्रं स्वापेक्षया प्रत्यक्षप्रमाणम, न चैवमनुमितित्वादिना प्रत्यक्षत्वस्य साङ्कर्यमिति वाच्यम्, क्वचित्संकीर्णजातेरप्यदुष्टत्वोपगमात्, एवञ्च ज्ञानस्यार्थोन्मुखतयेव स्वोन्मुखतयापि प्रतिभासनं भवतीति सूचितम् । न च यस्यानुभाव्यत्वं तस्याननुभूतित्वं दृष्टं यथा घटादिः, ज्ञानस्यानुभाव्यत्वेऽननुभूतित्वप्रसङ्ग इति वाच्यमनुभूतित्वेनैव ज्ञानस्यानुभवात्, न पुनरनुभाव्यत्वेन, ज्ञातुर्ज्ञातृत्वेनानुभववत्, नापि ज्ञानस्यानुभाव्यत्वं दोषः पदार्थापेक्षयाऽनुभूतित्वात्, स्वापेक्षया त्वनुभाव्यत्वात् । न च विरोधः, अपेक्षाभेदात्, एकस्य पितृत्वपुत्रत्वत् । न च स्वात्मनि क्रियाविरोधः, अनुभवसिद्धेऽर्थे विरोधासिद्धेः । किञ्च का नाम क्रियाऽऽत्मनि विरुद्धा, न तावत्परिस्पन्दरवरूपा, तस्या द्रव्यवृत्तित्वेनाद्रव्ये ज्ञानेऽसम्भवात् । न धात्वर्थात्मिका, सापि न तावदकर्मिका, वृक्षस्तिष्टतीत्यादौ तस्या वृक्षादिरूपे स्वात्मन्येव प्रतीत्याऽप्यविरोधवत् ज्ञानं प्रकाशत इत्यादावपि अकर्मकक्रियाया ज्ञानस्वरूपत्वेऽविरोधात्, प्रतीतेरुभयत्रापि तुल्यत्वात् । अथ ज्ञानमात्मानं जानातीति सकर्मिका क्रिया स्वात्मनि विरुद्धा स्वरूपादपरत्रैव कर्मत्वप्रतीतेरित्युच्यते तदपि न चारु, आत्माऽऽत्मानं हन्ति प्रदीपस्स्वात्मानं प्रकाशयतीत्यादिकायाः क्रियाया अपि विरोधापत्तेः । न च नात्र पारमार्थिकं कर्मत्वं किन्त्वात्मादौ कर्त्तर्युपचरितमेवेति वाच्यम्, कर्त्तरि ज्ञानेऽपि स्वरूपस्यैव ज्ञानक्रियानिरूपितकर्मत्वेनोपचारात्, न च ज्ञाने कर्मत्वं तात्त्विकं प्रमेयत्वादिति वाच्यम्, सर्वथा कर्मत्वस्य कर्त्तुर्ज्ञानादभिन्नत्वे स्याद्विरोधः यदि कर्तृ कथं कर्म यदि कर्म कथं कर्त्रिति, अथ सर्वथा भिन्नं कर्मत्वं, तर्हि कथं तत्र ज्ञानस्य जानातीति क्रिया स्वात्मनि स्याद्येन विरुध्येत, तथात्वे कथं घटं करोतीति क्रियाऽपि घटकारस्य स्वात्मनि न स्याद्यदि न विरुध्यते । कर्त्तुः कर्मत्वं कथञ्चिद्भिन्नमित्येतस्मिंस्तु दर्शने ज्ञानस्यात्मनो वा सर्वथा स्वात्मनि क्रिया दूरोत्सारितैवेति न विरुद्धतामधिवसतीति । न च ज्ञानक्रियायाः कर्त्तृसमवायिन्याः कर्मतया स्वात्मनि विरोधस्ततोऽन्यत्रैव कर्मत्वदर्शनादिति

वाच्यम्, तर्हि करणत्वमपि तत्र न स्यात् दृश्यते हि ज्ञानेनार्थमहं जानामीति करणत्वम् न चै ज्ञानेनेत्यनेन विशेषणज्ञानं करणत्वेन विवक्षितमर्थं जानामीत्यनेन विशेष्यज्ञानं कर्मत्वेन विवक्षितं तस्मात्करणमन्यत् कर्मान्यदिति वाच्यम्, कस्यापि विशेषणज्ञानेन विशेष्यं जानामीति प्रतीते-रनुदयात्। किन्तु विशेषणज्ञानेन विशेषणं विशेष्यज्ञानेन च विशेष्यं जानामीत्यनुभवात्। न चादौ दण्डाग्रहे दण्डिनमहं वेद्मीति कथं न दण्डविशिष्टपुरुषबुद्धिरन्यथा दण्डरहितेऽपि पुरुषे तथा प्रत्ययप्रस-ङ्गादिति वाच्यम्, दण्डविशिष्टे पुरुषे प्रवर्त्तमानया बुद्ध्या सकृदेव दण्डविशिष्टपुरुषग्रहणात् दण्डरहिते च तद्वैशिष्ट्याभावादेव तथा प्रतीत्यनुदयात्। ततो विशेष्यज्ञानं सकृदेव विशेषणविशेष्योभयालम्बनमेव न तु विशेषणज्ञानेन जन्यत्वात्केवलं विशेष्यविषयम्। विशेषणज्ञानस्य करणत्वे विशेष्यज्ञानस्य च ज्ञान-कार्य्यत्वे विशेषणज्ञान प्रत्यपि करणान्तरापत्तिश्च स्यात् तत्रापि दण्डत्वादिजातिज्ञानस्य करणत्वाभ्युपगमे तत्राप्यन्यस्य वक्तव्यत्वापत्तेः, तस्माद्विशेषणविशेष्यज्ञानयोर्न करणत्वक्रियात्वे अपि तु ते एकज्ञानस्वरूपे अत एव च तयोर्यथा न विरोधस्तथा कर्मत्वेनापि, तस्मात् प्रमातुरात्मनो वस्तुपरिच्छित्तौ साधक-तमत्वेन व्यापृतं रूपं करणं निर्व्यापारं तु क्रिया स्वातंत्र्येण पुनर्व्याप्रियमाणः कर्त्ता आत्मेति ज्ञानात्मक एवात्मा ज्ञानात्मनार्थं जानातीति कर्तृकरणक्रियाविकल्पेन प्रतीतिसिद्धः, एवं कर्मव्यवहारोऽपि ज्ञाना-त्माऽऽत्मनाऽऽत्मानं जानातीति घटते सर्वथा कर्तृकरणकर्मक्रियाणामभेदानभ्युपगमात् तासां कर्तृत्वा-दिशक्तिनिमित्तत्वात्कथञ्चिद्भेदसिद्धेः। ततश्च ज्ञानं स्वप्रकाशमेवेति सङ्क्षेपः॥

ननु तत्प्रामाण्यनिश्चयस्स्वतो वा परतो वा स्यात् न स्वतः, स्वसंविदितत्वेऽपि ज्ञानत्वेनैव ज्ञानस्य ग्रहणात् न तु तन्निष्ठप्रामाण्येन, ज्ञानत्वस्य त्वाभाससाधारणत्वात् प्रामाण्यस्यापि ग्रहे सर्वेषां विप्रति-पत्त्यभावप्रसङ्गाच्च स्वस्वज्ञानस्य हि प्रामाण्यग्रहे सर्वे प्रवादास्सत्याः स्युः। ज्ञानेन स्वतः प्रामाण्यग्रहे प्रामाण्यनिश्चयात्संशयोच्छेदप्रसङ्गश्च यदि हि ज्ञानं न गृहीतं तदा धर्मिज्ञानाभावादेव तत्संशयः, समानधर्मवत्तया धर्मिज्ञानस्य संशयहेतुत्वात् गृहीते च ज्ञाने तत्प्रामाण्यमपि गृहीतमेवेति तदापि संशयो

---

१. ज्ञानक्रियायाः करणज्ञानस्य च भिन्नत्वान्नास्ति विरोध इति चेत्कि करणज्ञानं का वा ज्ञान-क्रियेत्यत्राह न चेति॥ २. दण्डाग्रहेऽपि दण्डविशिष्टपुरुषबुद्ध्यभ्युपगम इत्यर्थः॥ ३. तुल्यदेशावस्था-यिनि तुल्येन्द्रियग्राह्येऽर्थे घटपटादौ एकस्यापि ज्ञानस्य व्यापारेऽविरोधः, न च तत्रापि विषयभेदेन ज्ञानभेदो भाव्यः, ज्ञानानां युगपद्भावानभ्युपगमात् नापि क्रमेण, तथाऽप्रतीतेः, युगपद्भावे च कार्यकारणभावोऽपि न स्यादेव सव्येतरगोविषाणवत् तस्माद्विशेष्यज्ञानं विशेषणविशेष्योभयावलम्बनमेवेत्याशयेनाह ततो विशेष्यज्ञान-मिति॥ ४. ननु चक्षुरादिकं हि करणं ज्ञानक्रियातो भिन्नमेव न च ज्ञानेनार्थं जानामीति प्रतीत्या ज्ञानस्यापि करणत्वमिति वाच्यम्, तत्र ज्ञायतेऽनेनेति व्युत्पत्त्या ज्ञानपदस्य चक्षुषो बोधकत्वादिति चेन्न तस्य साधकतमत्वासम्भवात् व्यवधानात् ज्ञानस्यैव साधकतमत्वात् न च यदेव ज्ञानं पदार्थस्य ज्ञान-क्रियायाः करणं तदेव ज्ञानक्रियेति कथं तत्र क्रियाकरणव्यवहारः प्रातीतिकः स्याद्विरोधादिति वाच्यम् कथञ्चिद्भेदादित्याशयेनाह तस्मात्प्रमातुरिति॥

न स्यादिति। नापि परतः, परो हि ज्ञानान्तरं वा अर्थक्रियानिर्भासो वा, तद्गोचरनान्तरीयकार्थदर्शनं वा तच्च सर्वं स्वतोऽगृहीतप्रामाण्यमव्यवस्थितं कथं पूर्वप्रवर्त्तकज्ञानं व्यवस्थापयेत् स्वतो वाऽस्य प्रामाण्ये प्रवर्त्तकज्ञानमपि तथैव स्यात् परस्याप्यन्यतः प्रामाण्ये त्वनवस्था प्रसज्येतेत्याशङ्कायामाह—

## પ્રમાણનિરૂપણ નામક સપ્તમ કિરણ.

પ્રમાણનું નિરૂપણ કર્યા બાદ, તે પ્રમાણના પ્રામાણ્યમાં વાદીઓનો વિવાદ હોવાથી તેનું વિવેચન કહે છે.

**ભાવાર્થ**–"જ્ઞાનનું પ્રામાણ્ય એટલે પ્રમેયનું અવ્યભિચારિપણું જ છે. સ્વભિન્નગ્રાહ્યની અપેક્ષાએ પ્રમેયનું વ્યભિચારિપણું જ્ઞાનનું અપ્રમાણ્ય, સર્વજ્ઞાન સ્વની અપેક્ષાએ પ્રમાણ જ છે. બાહ્ય અર્થની અપેક્ષાએ તો કિંચિત્ પ્રમાણ છે–કિંચિત્ અપ્રમાણ છે."

**વિવેચન**–પ્રામાણ્યપદનો અર્થ=પ્રમિતિ વિષયભૂત જે અર્થ છે, તેની સાથે અવ્યભિચરણશીલત્વ જ્ઞાનનિષ્ઠ પ્રામાણ્ય છે.

[જેવો અર્થ પ્રત્યક્ષ આદિ જ્ઞાનથી જાણ્યો, તેવો જ અર્થ જ્ઞાનમાં જ્યારે પ્રાપ્ત કરાય, ત્યારે તે જ્ઞાન પ્રમાણ છે. જેમ કે–સત્ય રજતનું જ્ઞાન.]

અપ્રામાણપદનો અર્થ=પ્રમેયાવિનાભાવિથી ભિન્ન પ્રમેયવ્યભિચારિત્વ 'અપ્રામાણ્ય' છે. જેવો અર્થ જ્ઞાનવિષયતામાં આવ્યો, તેવો જ અર્થ જો જ્ઞાનમાં ન પ્રાપ્ત થાય, તો તે જ્ઞાન અપ્રમાણ છે. જેમ કે–'છીપમાં આ ચાંદી' એવું જ્ઞાન.

० સર્વ જ્ઞાનોનું સ્વસંવેદન કથંચિત્ પ્રમાણ છે–એવી ઉપપત્તિ હોઈ, બાહ્ય પદાર્થની અપેક્ષાએ કોઈ એક જ્ઞાન પ્રમાણભૂત છે અને કોઈ એક જ્ઞાન પ્રમાણાભાસ છે.

**શંકા**–એ પ્રમાણેના કથનથી શું વિરોધનો પ્રસંગ નહિ આવે?

**સમાધાન**–એક જીવના આવરણના વિગમવિશેષથી સત્યેતર (અસત્ય) સંવેદનના પરિણામની સિદ્ધિ છે. જેમ કે–શ્વેતઘટમાં પીતઘટજ્ઞાન. તથાચ સર્વત્ર જ્ઞાનસ્વરૂપમાં પ્રામાણ્ય આવરણશૂન્ય છે. બાહ્ય પદાર્થમાં તો તે આવરણનો ક્ષયોપશમ અનિયત છે, માટે સ્વભાવની કલ્પનાથી વિરોધ નથી. આ કથનથી જ્ઞાન માત્ર સ્વ અપેક્ષાથી પ્રત્યક્ષ–પ્રમાણ છે.

**શંકા**–અનુમિતિત્વ આદિની સાથે પ્રત્યક્ષત્વનું શું સાંકર્ય નહીં થાય ને?

**સમાધાન**–ક્વચિત્ સંકીર્ણજાતિમાં પણ અદુષ્ટપણાનો સ્વીકાર છે. આ પ્રમાણે જ્ઞાન, પદાર્થસંવેદકની માફક સ્વસંવેદકપણાએ પણ ભાસિત થાય છે.

**શંકા**–જે અનુભાવ્ય (વિષય–જ્ઞેય) છે, તે અનુભૂતિ(જ્ઞાન)રૂપ નથી એમ જોયેલ છે. જેમ કે–ઘટ વગેરે. જેમ ઘટ વિષય છે પણ અનુભૂતિ(જ્ઞાન)રૂપ નથી. જો જ્ઞાનને અનુભાવ્ય–વિષય તરીકે માનવામાં આવે, તો ઘટ–પટ આદિ વિષયની માફક જ્ઞાન પણ અજ્ઞાનરૂપ થઈ જાય! એવી આપત્તિ આવે ને?

**સમાધાન**-જેમ જ્ઞાતાનો જ્ઞાતારૂપથી અનુભવ થાય છે, તેમ અનુભૂતિનો પણ અનુભૂતિરૂપથી અનુભવ થાય છે, પરંતુ અનુભાવ્યરૂપથી નહીં. વળી જ્ઞાનને અનુભાવ્ય માનવામાં દોષ નથી, કેમ કે-પદાર્થની અપેક્ષાએ જ્ઞાન અનુભૂતિરૂપ છે, પરંતુ સ્વજ્ઞાનની અપેક્ષાએ જ્ઞાન અનુભાવ્ય છે. વળી અપેક્ષાના ભેદથી વિરોધ નથી. જેમ કે-એક જ પુરુષમાં પોતાના પિતાની અપેક્ષાએ પુત્રત્વ અને પોતાના પુત્રોની અપેક્ષાએ પિતાપણું છે. તેવી રીતે એક જ અનુભૂતિ ભિન્ન ભિન્ન અપેક્ષાઓથી અનુભૂતિ અને અનુભાવ્ય કહેવાય છે, માટે કોઈ દોષ નથી. વળી 'સ્વ આત્મામાં (જ્ઞાનસ્વરૂપમાં) ક્રિયાનો વિરોધ છે' એમ નથી, કેમ કે-અનુભવથી સિદ્ધ અર્થમાં વિરોધનો અભાવ છે.

હવે એ પ્રશ્ન થાય છે કે-એવી કયી ક્રિયા છે, કે જે આત્મામાં (જ્ઞાનમાં) વિરૂદ્ધ છે? જૂઓ, પરિસ્પંદસ્વરૂપાક્રિયા જ્ઞાનમાં નથી, કેમ કે-તે પરિસ્પંદરૂપ ક્રિયા દ્રવ્યવૃત્તિ હોઈ અદ્રવ્યભૂત જ્ઞાનમાં સંભવિત નથી. ધાતુના અર્થરૂપ ક્રિયા, જ્ઞાનમાં અકર્મિકા નથી એમ નહીં પણ છે. 'વૃક્ષ ઉભું છે.' અહીં સ્થિતિરૂપ અકર્મિકાક્રિયાની વૃક્ષાદિ રૂપમાં સ્વાત્મામાં જ પ્રતીતિથી પણ અવિરોધની માફક 'જ્ઞાન સ્વયં પ્રકાશે છે' ઈત્યાદિમાં પણ અકર્મકક્રિયાનો જ્ઞાનસ્વરૂપપણામાં અવિરોધ છે, કેમ કે-બંને ઠેકાણે પણ પ્રતીતિની તુલ્યતા છે.

**શંકા**-હવે 'જ્ઞાન પોતાને જાણે છે' આવી સકર્મકક્રિયા સ્વાત્મામાં (જ્ઞાનસ્વરૂપમાં) વિરૂદ્ધ છે, કેમ કે-સ્વરૂપથી બીજે ઠેકાણે જ કર્મપણાની પ્રતીતિ છે ને?

**સમાધાન**-જો સકર્મકક્રિયા સ્વાત્મામાં ન માનવામાં આવે, તો 'આત્મા આત્માને હણે છે'-'પ્રદીપ આત્માને પ્રકાશે છે' ઈત્યાદિ ક્રિયામાં વિરોધની આપત્તિ આવે છે. ઈષ્ટાપત્તિ પણ નથી. માટે 'હું ઘટને જાણું છું' ઈત્યાદિ વાકયમાં જેમ કર્ત્તા અને કર્મનું જ્ઞાન થાય છે, તેમ હું જ્ઞાનને જાણું છું" ઈત્યાદિ પ્રયોગમાં કર્ત્તા અને કર્મનું જ્ઞાન થાય છે.

**શંકા**-અહીં પારમાર્થિક કર્મત્વ નથી, પરંતુ આત્માદિરૂપ કર્ત્તામાં ઉપચરિત જ છે ને?

**સમાધાન**-કર્ત્તારૂપ જ્ઞાનમાં પણ સ્વરૂપમાં જ જ્ઞાનક્રિયાનિરૂપિત કર્મપણાએ ઉપચાર છે.

**શંકા**-જ્ઞાનમાં કર્મત્વ તાત્ત્વિક છે, કેમ કે-પ્રમેય તો છે ને?

**સમાધાન**-સર્વથા કર્મત્વના કર્ત્તારૂપ જ્ઞાનથી અભિન્નપણામાં વિરોધ સંભવી શકે! જેમ કે-જો કર્ત્તા છે, તો કર્મ કેવી રીતે? જો કર્મ છે, તો કર્ત્તા કેવી રીતે?

○ જો કર્ત્તાથી વિરુદ્ધ કર્મત્વ છે, તો કેવી રીતે ત્યાં જ્ઞાનની 'जानाति' એવી ક્રિયા સ્વાત્મામાં થઈ શકે? જો સર્વથા ભિન્ન કર્મત્વ માનવામાં આવે, તો કેવી રીતે 'ઘટને તે કરે છે' એવી ક્રિયા પણ ઘટકારના સ્વાત્મામાં ન થઈ શકે? જો વિરૂદ્ધ ન થાય તો!

○ કર્ત્તાથી કર્મત્વ કથંચિત્ ભિન્ન છે. આવી માન્યતામાં આ દર્શનમાં જ્ઞાનની અથવા આત્માની સર્વથા સ્વાત્મામાં ક્રિયા દૂરથી ફેંકી દીધી જ છે, માટે વિરૂદ્ધતાને સ્પર્શતી નથી.

**શંકા**-કર્ત્તામાં સમવાયસંબંધથી રહેનારી જ્ઞાનક્રિયામાં કર્મપણાએ સ્વાત્મામાં વિરોધ છે, તેથી બીજે ઠેકાણે જ કર્મત્વનું દર્શન છે ને?

**સમાધાન**-તો તે જ્ઞાનક્રિયામાં કરણપણું પણ ન સંભવી શકે ને? ખરેખર, દેખાય છે કે-'જ્ઞાનથી હું અર્થને જાણું છું' આવું કરણપણું સિદ્ધ છે. (જ્ઞાનક્રિયા અને કરણનું જ્ઞાન ભિન્ન હોવાથી વિરોધ નથી, તો કરણજ્ઞાન શું? અથવા જ્ઞાનક્રિયા શું? માટે અહીં કહે છે કે-'ન ચ' ઈતિ.)

**શંકા**-'ज्ञानेन' આ વાક્યથી વિશેષણજ્ઞાન કરણપણાએ વિવક્ષિત છે. '**अर्थं जानामि**' આ વાક્યથી વિશેષ્યજ્ઞાન કર્મપણાએ વિવક્ષિત છે. તેથી કરણ અલગ છે અને કર્મ અલગ છે ને?

**સમાધાન**-આ કથન બરાબર નથી, કેમ કે-કોઈમાં પણ 'વિશેષણજ્ઞાનથી હું વિશેષ્યને જાણું છું' એવી પ્રતીતિનો ઉદય નથી, પરંતુ વિશેષણના જ્ઞાનથી વિશેષણને અને વિશેષ્યના જ્ઞાનથી વિશેષ્યને હું જાણું છું એવો અનુભવ છે.

**શંકા**-આદિમાં દંડના અગ્રહણમાં 'દંડીને હું જાણું છું' આવી દંડવિશિષ્ટ પુરુષબુદ્ધિ કેમ નથી થતી? અન્યથા, દંડરહિત પુરુષમાં પણ દંડવિશિષ્ટ પુરુષની પ્રતીતિનો પ્રસંગ આવશે ને?

**સમાધાન**-દંડવિશિષ્ટ પુરુષમાં પ્રવર્ત્તતી બુદ્ધિથી એક વાર જ દંડવિશિષ્ટ પુરુષના ગ્રહણથી અને દંડરહિતમાં તે દંડવૈશિષ્ટ્ય(વિશેષણ)ના અભાવથી જ, દંડવિશિષ્ટ પુરુષની પ્રતીતિનો અનુદય છે, માટે તથાપ્રસંગ નહીં આવે.

(તુલ્ય દેશમાં અવસ્થાયી, સમાન ઈન્દ્રિયગ્રાહ્ય અર્થમાં-ઘટ-પટાદિમાં એક પણ જ્ઞાનના વ્યાપારમાં અવિરોધ છે. ત્યાં પણ વિષયના ભેદથી જ્ઞાનભેદ સમજવાનો નથી, કેમ કે-જ્ઞાનોમાં યુગપદ્ભાવનો સ્વીકાર નથી, ક્રમથી પણ નથી; કેમ કે-તેવી પ્રતીતિ થતી નથી. વળી યુગપદ્ભાવમાં સવ્યેતર ગાયના શૃંગની માફક કાર્ય-કારણભાવ પણ થઈ શકે નહિ! તેથી વિશેષ્યજ્ઞાન વિશેષણ-વિશેષ્ય ઉભયના અવલંબનવાળું જ છે.) તેથી વિશેષ્યજ્ઞાન એક વાર જ વિશેષણ-વિશેષ્ય ઉભય અવલંબનવાળું જ હોય છે, પરંતુ વિશેષણજ્ઞાનથી જન્ય હોવાથી કેવળ વિશેષ્ય વિષયવાળું નથી.

○ વિશેષણજ્ઞાનના કરણપણામાં અને વિશેષ્યજ્ઞાનના જ્ઞાનકાર્યપણામાં વિશેષણજ્ઞાન પ્રત્યે પણ બીજા કરણની આપત્તિ થશે! ત્યાં પણ દંડત્વ આદિ જાતિજ્ઞાનના કરણપણાના સ્વીકારમાં ત્યાં પણ બીજા કરણની વક્તવ્યતાની આપત્તિ આવશે!

તેથી વિશેષણજ્ઞાન અને વિશેષ્યજ્ઞાનમાં કરણપણું અને ક્રિયાપણું નથી, પરંતુ તે વિશેષણજ્ઞાન અને વિશેષ્યજ્ઞાન બંને એક જ્ઞાનના સ્વરૂપવાળા છે. એથી જ તે બંનેમાં જેમ વિરોધ ન થાય, તેમ કર્મપણાએ પણ સમજવું.

(ખરેખર, ચક્ષુ આદિ કરણ જ્ઞાનક્રિયાથી ભિન્ન જ છે. એમ નહીં કહેવું કે-'જ્ઞાનવડે અર્થને હું જાણું છું.' આવી પ્રતીતિથી જ્ઞાનનું પણ કરણપણું છે, કેમ કે-ત્યાં જેનાવડે

જણાય છે, તે જ્ઞાન આવી વ્યુત્પત્તિથી જ્ઞાનપદ ચક્ષુનો બોધક છે ને? આવી શંકાનું સમાધાન એ છે કે-ચક્ષુમાં સાધકતમપણાનો અસંભવ હોઈ, વ્યાવધાનરૂપ હોઈ જ્ઞાનમાં જ સાધકતમપણું છે.

વળી 'જે જ્ઞાન જ છે, તે પદાર્થની જ્ઞાનક્રિયામાં કરણ છે અને તે જ જ્ઞાનક્રિયા છે; માટે ત્યાં-જ્ઞાનમાં ક્રિયાકરણવ્યવહાર કેવી રીતે પ્રતીતિસિદ્ધ થાય? કેમ કે-વિરોધ છે.' આવું નહીં બોલવું, કેમ કે-કથંચિદ્ ભેદ છે.)

તેથી પ્રમાતારૂપ આત્માનું વસ્તુના પરિચ્છેદમાં સાધકતમપણાએ વ્યાપારવાળું રૂપ (સ્વરૂપ) કરણ છે. જેમ વ્યાપાર વગરનું સ્વરૂપ-ક્રિયા. વળી સ્વતંત્રપણાએ વ્યાપારવાળો કર્તા આત્મા, 'જ્ઞાન આત્મક જ આત્મા જ્ઞાનરૂપે અર્થને જાણે છે.' આ કર્તા-કરણ-ક્રિયાના વિકલ્પથી પ્રતીતિસિદ્ધ છે. આ પ્રમાણે કર્મનો વ્યવહાર પણ છે. જેમ કે-'જ્ઞાન આત્મા, આત્માવડે આત્માને તે જાણે છે' આવી પ્રતીતિથી ઘટી શકે છે. સર્વથા કર્તા-કરણ-કર્મ-ક્રિયાઓના અભેદના અસ્વીકારથી તે કર્તા-કરણ-કર્મ-ક્રિયાઓ, કર્તૃત્વ આદિ શક્તિ નિમિત્તજન્ય હોવાથી કથંચિદ્ ભેદની સિદ્ધિ છે અને તેથી 'ज्ञानं स्वप्रकाशरुपज छे' એવો સાર છે.

**આશંકા**-જ્ઞાનમાં રહેલ પ્રામાણ્યનો નિશ્ચય સ્વથી કે પરથી થઈ શકે! પરંતુ સ્વથી પ્રામાણ્ય સંભવી શકતું નથી, કેમ કે-સ્વસંવિદિત હોવા છતાં જ્ઞાનરૂપે જ જ્ઞાનનું ગ્રહણ છે પરંતુ જ્ઞાનનિષ્ઠ પ્રામાણ્યથી ગ્રહણ નથી, કેમ કે-જ્ઞાનત્વ આભાસ સાધારણ (વ્યાપક) છે. જ્ઞાનવિષયક જ્ઞાનથી પ્રામાણ્યના પણ ગ્રહણમાં સર્વ વાદિઓની વિપ્રતિપત્તિના અભાવનો પ્રસંગ થાય! અને ખરેખર, સ્વસ્વ જ્ઞાનના સ્વતઃ પ્રામાણ્યના ગ્રહણમાં સઘળા પ્રવાદો (મતો) સાચા થઈ જાય!

૦ જ્ઞાનદ્વારા સ્વતઃ પ્રામાણ્યના ગ્રહણમાં પ્રામાણ્યનો નિશ્ચય હોવાથી, પ્રામાણ્યના સંશયના ઉચ્છેદનો પ્રસંગ આવી જશે! અથવા જો જ્ઞાનનું પ્રામાણ્ય સ્વતઃ ગ્રાહ્ય માનો, તો અનભ્યાસદશાપન્ન જ્ઞાનમાં પ્રામાણ્યનો સંશય ન થાય! ખરેખર, જો જ્ઞાન ગ્રહણ કરેલું નથી, તો ધર્મીના (વિષયના) જ્ઞાનના અભાવથી જ તે પ્રામાણ્યનો સંશય નથી, કારણ કે-સમાનધર્મદ્વારા ધર્મીનું જ્ઞાન સંશયનો હેતુ છે: અને જો જ્ઞાન ગ્રહણ કરેલું છે, તો તે જ્ઞાનનું પ્રામાણ્ય નિશ્ચિત જ છે, માટે ત્યારે પણ સંશય ન થાય! વાસ્તે સ્વતઃ પ્રામાણ્ય સિદ્ધ થતું નથી. તેથી જ્ઞાનમાં પ્રામાણ્ય અનુમેય છે. વળી પરતઃ પ્રામાણ્ય પણ સંભવતું નથી.

ખરેખર, પર એટલે-(૧) બીજું જ્ઞાન, (૨) અર્થક્રિયાનિર્ભાસ (જ્ઞાન), (૩) તદ્ (જ્ઞાન) વિષયનાન્તરિયક અર્થદર્શન-એમ પરના ત્રણ અર્થો થાય છે. આ ત્રણેય અર્થો સ્વતઃ અગૃહીત પ્રામાણ્યવાળા હોઈ અવ્યવસ્થિત છે. તે અવ્યવસ્થિતોને પૂર્વ પ્રવર્ત્તકજ્ઞાન કેવી રીતે વ્યવસ્થિત બનાવી શકે? અથવા આના સ્વતઃ પ્રામાણ્યમાં પ્રવર્ત્તકજ્ઞાન પણ તથૈવ-સ્વતઃ પ્રમાણવાળું જ થશે! પરન્તુ બીજાથી પ્રામાણ્યમાં તો અનવસ્થાનો પ્રસંગ આવશે જ. આવી આશંકામાં કહે છે કે-

प्रामाण्याप्रामाण्ये च स्वकारणवृत्तिगुणदोषापेक्षयोत्पत्तौ परत एव ॥ सूत्र-२ ॥

प्रामाण्याप्रामाण्ये चेति। स्वकारणेति, स्वस्य ज्ञानस्य यत्कारणं चक्षुरादिकारणकलापः तन्निष्ठौ यौ गुणदोषौ तावपेक्ष्य प्रामाण्याप्रामाण्ये भवत इति परमपेक्ष्योत्पद्यमानत्वादुत्पत्तिविषये ते परत एव भवत इति भावः, तेनार्थतथाभावप्रकाशकत्वरूपस्य प्रामाण्यस्य स्वज्ञानकारणातिरिक्तगुणानपेक्षत्वात्स्वत एवोत्पत्तिः, तथाहि कारणगता न ते गुणा उपलभ्यन्ते चक्षुरादीनां ज्ञानकरणानामतीन्द्रियत्वेन तद्गुणानां प्रत्यक्षतः प्रतिपत्त्यसम्भवात् नाप्यनुमानेन, इन्द्रियनिष्ठगुणैस्साकं कस्यापि लिङ्गस्य प्रत्यक्षतः प्रतिबन्धाग्रहेण प्रत्यक्षतो गृहीतव्याप्तिकलिङ्गाभावात्। अनवस्थाप्रसरेणानुमानतो गृहीतव्याप्तिकलिङ्गाभावाच्च, लिङ्गनिष्ठव्याप्तिग्राहकानुमानस्याप्यनुमानान्तरतो गृहीतव्याप्तिकत्वात् अनुमानान्तरस्यापि तथात्वादिति। किञ्चार्थतथात्वपरिच्छेदकशक्तिरूपं हि प्रामाण्यं, शक्तयश्च सर्वास्स्वत एव भवन्ति, नोत्पादककारणकलापाधीना', यथाहि मृत्पिण्डे वर्त्तमाना रूपादयो मृत्पिण्डादुपजायमाने घटेऽपि कार्ये तत एवोत्पद्यन्ते, न तु कारणेष्वविद्यमानाः कार्यधर्माः कारणेभ्यः कार्ये उदयमासादयन्ति किन्तु स्वत एव, घटस्यैवोदकाहरणशक्तिवत्, तथा ज्ञानेऽप्यर्थतथात्वपरिच्छेदशक्तिश्चक्षुरादिष्वविद्यमाना न तस्मादुपजायते किन्तु स्वत एवेति मतमपास्तम्, अर्थतथाभावप्रकाशकत्वरूपप्रामाण्यस्य स्वत एवोत्पत्तौ निर्हेतुकत्वेन देशकालस्वभावप्रतिनियमानुपपत्तेः गुणवच्चक्षुरादिसत्त्वे यथावस्थितार्थप्रतिपत्तेस्तदभावे च तदभावस्य दृष्टत्वेन तद्धेतुकत्वव्यवस्थापनात्, कार्यकारणभावस्यान्वयव्यतिरेकनिबन्धनत्वात्, अन्यथा दोषवच्चक्षुराद्यन्वयव्यतिरेकसत्त्वेऽप्यप्रमाणत्वस्यापि स्वत एवोत्पत्तिः प्रसज्येत, न चेष्टापत्तिरपसिद्धान्तताप्रसङ्गात्। प्रत्यक्षादितोऽनुपलभ्यमानानामपि स्वकारणचक्षुरादिगतदोषाणामप्रामाण्योत्पत्तौ कारणत्वमिव गुणानामपि चक्षुरादिनिष्ठानां प्रामाण्योत्पत्तिकारणत्वे बाधकाभावाच्च, शक्तिरूपप्रामाण्यमपि न स्वत उत्पत्तुमर्हति, तथा सत्यप्रामाण्यस्यापि अयथार्थपरिच्छेदकशक्तिरूपस्य केनचित्कर्तुमशक्तेस्तत्स्वत एव स्यात् तत्कारणेषु तिमिरादिदोषवत्सु चक्षुरादिषु तस्या अविद्यमानत्वात्। इन्द्रियादीनां स्वेष्वविद्यमानाया अपि ज्ञानरूपताया इव तादृशशक्तेरप्याविर्भावकत्वे बाधकाभावात् ज्ञानविशेषाणां स्वतोऽनुत्पत्त्या तन्निष्ठशक्तीनां स्वत एवोत्पत्त्यसम्भवाच्च, न च शक्तयो ज्ञानव्यतिरिक्ताः। स्वाधाराभिमतभावकारणेभ्यो भावस्योत्पत्तावपि स्वाश्रयैस्ततोऽभवन्तीनां सम्बन्धासम्भवात्। भिन्नानां कार्यकारणभावातिरिक्तसम्बन्धासम्भवात् आश्रयाश्रयिभावस्यापि जन्यजनकभावनियतत्वात्, नापि धर्मधर्मिभावस्सम्बन्धः शक्तेरपारतन्त्र्ये धर्मत्वासम्भवात्, न चार्थतथाभावप्रकाशनरूपप्रामाण्यस्य स्वसामग्रीतो ज्ञानोत्पत्तावप्यनभ्युपगमे तद्विज्ञानस्य किं स्वरूपं? नहि तद्व्यतिरेकेण विज्ञानस्वरूपं भवन्मते सम्भवति, किञ्च तदुत्पत्तावपि तन्नोत्पद्यते पश्चाच्च तद्व्यतिरिक्तसामग्रीत उत्पद्यत इत्यभ्युपगमे विरुद्धधर्माध्यासात्कारणभेदाच्च भेदः स्यात्, तयोरेव भेदहेतुत्वेनाभ्युपगमादिति वाच्यम्, विज्ञानस्य चक्षुरादिसामग्रीजन्यत्वेऽपि नैर्मल्यादिसामग्र्यन्तरात्प्रामाण्यस्य पश्चादुत्पत्तेरनभ्युपगमात्, किन्तु गुणवच्चक्षुरादिसामग्रीत आगृहीतप्रामाण्यस्वरूपस्यैव विज्ञानस्योत्पत्त्यभ्युपगमात्, तस्मादेव च ज्ञानमिव तदव्यतिरिक्तस्वभावं

प्रामाण्यमपि परत उच्यते, तथा च प्रामाण्यं स्वोत्पत्तौ ज्ञानोत्पादककारणव्यतिरिक्तकारणान्तरापेक्षं तदन्वयव्यतिरेकानुविधायित्वात्, यच्चक्षुरादिव्यतिरिक्तस्यान्वयव्यतिरेकानुविधायि तत्तत्सापेक्षम्, यथाऽप्रामाण्यमिति प्रयोगेणोत्पत्तौ तस्य परापेक्षत्वं सिद्धम्। ननु भवतु प्रामाण्यमुत्पत्तौ परतः परश्च दोषाभाव एव स्यान्न गुणः, दोषसत्त्वे प्रामाण्यानुदयेन तदुदये तदभावस्यैव हेतुत्वौचित्यात्, तथा च ज्ञानहेत्वतिरिक्तभावानपेक्षत्वेनोत्पत्तौ तत्स्वत इत्युच्यत इत्याशंकायामुक्तं स्वकारणवृत्तिगुणदोषेति, ज्ञानकारणातिरिक्तगुणदोषापेक्षयेति तदर्थः, तथा प्रामाण्ये गुणोऽप्रामाण्ये दोषो हेतु', न तु प्रामाण्ये दोषाभावोऽन्यथा गुणसत्त्वेऽप्रामाण्यानुदयेन तदुदये गुणाभावस्यैव हेतुत्वौचित्यात्तस्यैव स्वतस्त्वापत्तिः स्यात्, न चाप्रामाण्यं प्रति दोषाणामन्वयव्यतिरेकौ स्त इति वाच्यम्, गुणानामप्यन्वयव्यतिरेकसम्भवात्। न च प्रामाण्ये गुणा दोषोत्सारणमात्रप्रयुक्तसन्निधिका न तु प्रामाण्ये निमित्ता इति वाच्यम्, दोषा गुणोत्सारणमात्रप्रयुक्तसन्निधिका नत्वप्रामाण्ये निमित्ता इत्यपि तुल्यत्वात् दोषाभावस्य तुच्छस्य गुणनिष्पाद्यत्वासम्भवाच्च, सस्वभावत्वे वा व्यतिरिक्तत्वे कारकव्यापारस्यासम्भवः स्यादपसिद्धान्तश्च प्रसज्येत, तथा च पर्युदासवृत्त्या गुणात्मक एव दोषाभावोऽभ्युपगन्तव्यः तथा गुणाभावोऽपि दोषात्मकः, इति युक्तं गुणदोषाभ्यां प्रामाण्याप्रामाण्ये इति भावः ॥

ननु प्रमाणं प्रामाण्यनिश्चये नान्यापेक्षं यदि ह्यपेक्षेत तत्तदा किं गुणान् संवादं वाऽपेक्षेत, नाद्यः, स्वकारणगुणानां प्रत्यक्षादिप्रमाणाग्राह्यत्वात् यदि यो यः कार्यविशेषः स गुणवत्कारणपूर्वको यथा प्रासादादिविशेषः, कार्यविशेषश्च यथावस्थितपरिच्छेद इति स्वभावहेतुना गुणवत्कारणपूर्वकत्वं सिद्ध्यतीत्युच्यते तदपि न युक्तम्, परिच्छेदे यथावस्थितार्थपरिच्छेदत्वासिद्धेः, तथा हि शुद्धकारकजन्यत्वेन संवादित्वेन बाधारहितत्वेनार्थतथात्वेन वा तत्सिद्धिर्वाच्या, तच्च न सम्भवति, परिच्छेदस्य यथावस्थितार्थपरिच्छेदत्वे गुणवत्कारणजन्यत्वस्य गुणवत्कारणजन्यत्वे च यथावस्थितार्थपरिच्छेदत्वस्यापेक्षितत्वेन प्रथमेऽन्योऽन्याश्रयात् संवादार्थिनां विज्ञाने यथावस्थितार्थपरिच्छेदत्वसिद्धिमन्तरेण तत्पूर्वकप्रवृत्तेः प्रवृत्तिमन्तराऽऽर्थक्रियासंवादस्य तं विना यथावस्थितार्थपरिच्छेदत्वसिद्धेश्चासम्भवेन द्वितीये चक्रकापत्तेः, न तृतीय', तुच्छस्वभावस्य बाधाविरहस्य सत्त्वेन ज्ञापकत्वेन वाऽनङ्गीकारात् पर्युदासवृत्त्या तदन्यज्ञानलक्षणस्य विज्ञानपरिच्छेदविशेषाविषयत्वेन तद्व्यवस्थापकत्वानुप पत्तेश्च। नापि चतुर्थः, अन्योन्याश्रयात्, अर्थतथाभावे सिद्धे तद्विज्ञानस्यार्थतथाभावपरिच्छेदत्वसिद्धिः, तत्सिद्धेश्चार्थतथाभावसिद्धि-

---

१. ननु नैर्मल्यादयो गुणाः प्रामाण्येऽनुपयोगिनः किन्तु तेभ्यो दोषाणामभावः समुन्मिषतीत्यत्राह दोषाभावस्येति, तस्य तुच्छस्वभावतया कार्यत्वधर्माधारत्वं न भवेदिति भावः, अवश्यमनुभूयते दोषाभावस्य कार्यत्वाधारत्वम्, अञ्जनादेश्चक्षुरादौ क्रियमाणस्य प्रतीतेः, तथा च दोषाभावस्य दोषप्रतियोगिगुणस्वरूपत्वं वाच्यं, व्यतिरिक्तत्वेऽनुभवबाधापत्तेः, अनुभूयते च पुरा चक्षुषी सदोषे समभूतामधुना लब्धसम्पन्ने इति। यदि दोषाभावो निःस्वभावः स्यात्तर्हि भावान्तरविनिर्मुक्तस्य भावस्यैवाभावत्वप्रतिपादकस्वसिद्धान्तविरोध इत्याशयेनाह सस्वभावत्वे वेति ॥

रिति। नापि संवादापेक्षया तज्ज्ञप्तिसिद्धिः, संवादकं समानजातीयं भिन्नजातीयं वा, यदि समानजातीयं तर्हि एकसन्तानप्रभवं भिन्नसन्तानप्रभवं वा, तत्र भिन्नसन्तानप्रभवस्य समानजातीयस्य संवादकत्वे देवदत्तघटविज्ञानं प्रति यज्ञदत्तघटान्तरविज्ञानस्यापि संवादकत्वं स्यात्, समानसन्तानप्रभवसमानजातीयज्ञानान्तरस्य संवादकत्वे च तस्यैकार्थविषयकत्वे संवाद्यसंवादकयोरविशेषः, एकविषयत्वेऽपि यथा प्राक्तनं विज्ञानं स्वसमानजातीयस्यैकसन्तानप्रभवस्योत्तरकालभाविनो विज्ञानस्य न संवादकं तथोत्तरमपि पूर्वस्येति, किञ्चोत्तरज्ञानं प्रमाणमिति कुतस्सिद्धं येन प्रथमस्य प्रामाण्यनिश्चायकं भवेत्, न चान्यस्मात्तथाविधात्, अनवस्थापत्तेः। न चोत्तरज्ञानस्य कारणशुद्धिपरिज्ञानानन्तरभावित्वेन विशेषात्सम्भवति संवादकत्वमिति वाच्यम्, कारणशुद्धिपरिज्ञानस्यार्थक्रियापरिज्ञानं विनाऽसम्भवेन तत्र चक्रकदोषस्य दुर्वारत्वात् सम्भवे वा तस्यैव निश्चायकत्वेनोत्तरकालभाविनः कारणशुद्धिज्ञानसमन्वितस्य प्रामाण्यहेतुत्ववर्णनं व्यर्थं स्यात्। अथ भिन्नजातीयज्ञानान्तरस्य संवादकत्वे घटज्ञानस्यापि पटज्ञानप्रामाण्यनिश्चायकत्वापत्तिः स्यात्, स्वस्मिंश्च प्रामाण्यनिश्चयाभावे प्रवृत्त्यभावेन तन्निश्चयस्यावश्यकत्वे चक्रकप्रसङ्गेनार्थक्रियाकारिरूपं भिन्नजातीयमपि न तन्निश्चायकम्, न च प्रामाण्यसंशयादपि प्रवृत्तिसम्भवेनार्थक्रियाज्ञानसम्भव इति वाच्यम, प्रामाण्यनिश्चयस्य निष्फलत्वापत्तेस्तदन्तरेणैव प्रवृत्तेः। प्रामाण्यनिश्चयमन्तरेण प्रवृत्तो विसंवादभाङ् मा भूवमिति ह्यर्थक्रियार्थी प्रामाण्यनिश्चयाय कुरुते प्रवृत्तिं सा च तदन्तरेणापि संजातेति, अर्थक्रियाज्ञाने च प्रामाण्यायान्यस्यापेक्षयामनवस्था भवेदित्याशंकायामाह—

## પ્રામાણ્ય અને અપ્રામાણ્યની ઉત્પત્તિ.

**ભાવાર્થ**–"પ્રામાણ્ય અને અપ્રામાણ્ય, સ્વ(જ્ઞાન)ના કારણમાં વર્ત્તમાન ગુણ અને દોષની અપેક્ષાએ ઉત્પત્તિમાં પરતઃ જ છે."

**વિવેચન**–સ્વ એટલે જ્ઞાનનું જે કારણ, ચક્ષુ આદિ કારણ સમુદાય છે, તેમાં રહેલા જે ગુણ અને દોષ છે, તે બંનેની અપેક્ષાએ પ્રામાણ્ય અને અપ્રામાણ્ય થાય છે; માટે પરની (જ્ઞાનભિન્નની) અપેક્ષા રાખીને ઉત્પન્ન થતા હોવાથી ઉત્પત્તિના વિષયમાં તે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય પરથી જ થાય છે.

**પૂર્વપક્ષ**–તેથી અર્થતથાભાવપ્રકાશકત્વરૂપ પ્રામાણ્ય, સ્વજ્ઞાનરૂપ કારણથી ભિન્ન ગુણની અપેક્ષા નહીં હોવાથી સ્વતઃ જ ઉત્પત્તિ છે. તે આ પ્રમાણેઃ–કારણમાં રહેલા તે ગુણો ઉપલબ્ધ–પ્રત્યક્ષ થતા નથી, કેમ કે–જ્ઞાનના કારણભૂત ચક્ષુ આદિ અતીન્દ્રિય હોઈ ચક્ષુ આદિગત ગુણોની પ્રત્યક્ષથી પ્રતિપત્તિનો અસંભવ છે.

વળી કારણગત ગુણો અનુમાનથી પણ અનુમેય થતા નથી, કેમ કે–ઈન્દ્રિયમાં રહેલા ગુણોની સાથે કોઈ પણ હેતુની પ્રત્યક્ષથી વ્યાપ્તિનું ગ્રહણ નહીં હોવાથી પ્રત્યક્ષથી વ્યાપ્તિ ગ્રાહકહેતુનો અભાવ છે. અનવસ્થાના પ્રસરણ થવાથી અનુમાનથી વ્યાપ્તિના ગ્રહણવાળા લિંગનો

અભાવ છે. જેમ કે-હેતુનિષ્ઠ વ્યાપ્તિગ્રાહક અનુમાનમાં પણ બીજા અનુમાનથી ગૃહીત વ્યાપ્તિકત્વ છે અને બીજા અનુમાનમાં ત્રીજા અનુમાનથી ગૃહીત વ્યાપ્તિકત્વ છે. આવી રીતે અનવસ્થાનું પ્રસરણ હોઈ અનુમાનથી કારણગત ગુણો જણાતાં નથી.

૦ વળી ખરેખર, અર્થતથાત્વપરિચ્છેદક શક્તિરૂપ પ્રામાણ્ય છે અને સઘળી શક્તિઓ સ્વતઃ જ થાય છે, પરંતુ ઉત્પાદક કારણકલાપને આધીન નથી. તે આ પ્રમાણેઃ-માટીના પિંડમાં વર્ત્તમાન રૂપ આદિ, માટીના પિંડથી ઉત્પન્ન થતા ઘટકાર્યમાં પણ રૂપ આદિ, તે માટીના પિંડમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ કારણોમાં અવિદ્યમાન એવા કાર્ય ધર્મો (ગુણો) કારણોથી કાર્યમાં ઉદયમાં આવતા નથી પણ સ્વતઃ એવ ઉદયને પામે છે. જેમ કે-ઘટની જ પાણી લાવવાની શક્તિ. તેવી રીતે જ્ઞાનમાં પણ અર્થતથાત્વપરિચ્છેદ શક્તિ, ચક્ષુ આદિ કારણોમાં અવિદ્યમાન, ચક્ષુ આદિ કારણકલાપથી ઉત્પન્ન થતી નથી પરંતુ સ્વતઃ એવ ઉત્પન્ન થાય છે.

**ઉત્તરપક્ષ**-અર્થતથાભાવપ્રકાશકત્વરૂપ પ્રામાણ્યની સ્વતઃ એવ ઉત્પત્તિમાં હેતુજન્ય નહીં હોવાથી દેશ-કાળ-સ્વભાવના પ્રતિનિયમની અનુપપત્તિ છે. તે આ પ્રમાણેઃ-ગુણવાળા ચક્ષુ આદિ કારણ હોયે છતે યથાવસ્થિત અર્થની પ્રતિપત્તિ અને ગુણવાળા ચક્ષુ આદિ કારણનો અભાવ હોયે છતે યથાવસ્થિત અર્થની પ્રતિપત્તિનો અભાવ છે. આવું દર્શન હોવાથી તે હેતુથી જન્યત્વની વ્યવસ્થા બરોબર છે, કેમ કે-કાર્ય-કારણભાવ અન્વયવ્યતિરેકના નિબંધનવાળો છે. જો આમ ન માનવામાં આવે, તો દોષવાળા ચક્ષુ આદિના અન્વયવ્યતિરેકની સત્તામાં પણ અપ્રમાણપણાની પણ સ્વતઃ એવ ઉત્પત્તિનો પ્રસંગ આવશે! વળી ઇષ્ટાપત્તિ પણ ન થઈ શકે, કેમ કે-અપસિદ્ધાન્તતાનો પ્રસંગ આવે!

૦ પ્રત્યક્ષ આદિથી નહીં ઉપલબ્ધ થતા પણ સ્વકારણ ચક્ષુ આદિ ગત દોષોમાં અપ્રામાણ્યની ઉત્પત્તિમાં, કારણતાની માફક ચક્ષુ આદિમાં રહેલ ગુણોમાં પણ પ્રામાણ્યની ઉત્પત્તિમાં કારણતામાં બાધકનો અભાવ હોવાથી શક્તિરૂપ પ્રામાણ્ય પણ સ્વતઃ એવ ઉત્પન્ન થવાને યોગ્ય નથી.

જો સ્વતઃ એવ ઉત્પત્તિ માનવામાં આવે, તો અયથાર્થપરિચ્છેદક શક્તિરૂપ અપ્રામાણ્યની કોઈનાથી પણ કરવાની તાકાત નહીં હોવાથી, તે અપ્રામાણ્ય સ્વતઃ એવ ઉત્પન્ન થઈ જશે! કેમ કે-તે અપ્રામાણ્યના કારણભૂત તિમિરાદિ દોષવાળા ચક્ષુ આદિમાં તે શક્તિનું અવિદ્યમાનપણું છે.

૦ ઇન્દ્રિય આદિના પોતાનામાં અવિદ્યમાન પણ જ્ઞાનરૂપતાની માફક તાદૃશ શક્તિના આવિર્ભાવકપણામાં બાધકનો અભાવ હોઈ જ્ઞાનવિશેષોની સ્વતઃ ઉત્પત્તિ નહીં હોવાથી, તે જ્ઞાનવિશેષનિષ્ઠ શક્તિઓની સ્વતઃ એવ ઉત્પત્તિનો અસંભવ છે.

૦ વળી શક્તિઓ જ્ઞાનથી અલગ નથી, કેમ કે-સ્વ(શક્તિ)ના આધારરૂપે અભિમત ભાવરૂપ કારણોથી ભાવની ઉત્પત્તિમાં પણ સ્વનો આશ્રય (ભાવજ્ઞાન) એક છે. તેથી ભાવજ્ઞાનથી નહિ થતી (સ્વતઃ એવ થતી) શક્તિઓના સંબંધનો અસંભવ છે.

० જ્ઞાનથી ભિન્ન શક્તિઓમાં કાર્ય-કારણભાવથી ભિન્ન સંબંધનો અસંભવ છે, કેમ કે-આધાર-આધેયભાવમાં પણ કાર્ય-કારણભાવનો નિયમ છે.

० ધર્મ-ધર્મીભાવ સંબંધ પણ નથી, કેમ કે-શક્તિમાં અપારતંત્રણામાં ધર્મપણાનો અસંભવ છે.

**શંકા**-અર્થતથાભાવપ્રકાશનરૂપ પ્રામાણ્યના સ્વસામગ્રીથી જ્ઞાનોત્પત્તિમાં પણ અસ્વીકારમાં તે વિજ્ઞાનનું શું સ્વરૂપ છે? સ્વસામગ્રીથી જ્ઞાનોત્પત્તિ સિવાય વિજ્ઞાનનું સ્વરૂપ આપના મતે સંભવતું નથી. વળી સ્વસામગ્રીથી જ્ઞાનોત્પત્તિ થયે છતે પણ વિજ્ઞાનસ્વરૂપ પેદા થતું નથી અને પછીથી તેનાથી ભિન્ન સામગ્રીથી ઉત્પન્ન થાય છે. આવી માન્યતામાં વિરૂદ્ધ ધર્મના અધ્યાસથી અને કારણના ભેદથી ભેદ થઈ જાય! કેમ કે-તે વિરૂદ્ધ ધર્માધ્યાસ અને કારણભેદમાં ભેદના હેતુપણાનો સ્વીકાર છે ને?

**સમાધાન**-વિજ્ઞાન, ચક્ષુ આદિ સામગ્રીથી જન્ય હોવા છતાં નિર્મળતા આદિ રૂપ બીજી સામગ્રીથી વિજ્ઞાનનિષ્ઠ પ્રામાણ્યની પછીથી ઉત્પત્તિનો અસ્વીકાર છે.

० પરંતુ ગુણવાળા ચક્ષુ આદિ સામગ્રીથી ગ્રહણ કરેલા પ્રામાણ્યના સ્વરૂપવાળા જ વિજ્ઞાનની ઉત્પત્તિનો સ્વીકાર છે. તેથી જ જ્ઞાનની માફક તે જ્ઞાનથી અભિન્ન સ્વભાવવાળું પ્રામાણ્ય પણ પરતઃ કહેવાય છે. તથાચ પ્રામાણ્ય, સ્વની ઉત્પત્તિમાં જ્ઞાનના ઉત્પાદક કારણથી ભિન્ન-બીજા કારણોની અપેક્ષાવાળું છે, કેમ કે-તે કારણોની સાથે અન્વયવ્યતિરેકને અનુસરનારું પ્રામાણ્ય છે. જે ચક્ષુ આદિથી ભિન્ન કારણના અન્વયવ્યતિરેકનો અનુવિધાયી (પ્રામાણ્ય) છે, તે સાપેક્ષ છે. જેમ અપ્રામાણ્ય. આ પ્રમાણે અનુમાનપ્રયોગદ્વારા ઉત્પત્તિમાં પ્રામાણ્ય પરની અપેક્ષાવાળું છે, એમ સિદ્ધ છે.

**શંકા**-ભલે, ઉત્પત્તિમાં પ્રામાણ્ય પરતઃ હો! પરંતુ પર એટલે દોષનો અભાવ જ થશે પણ ગુણ નહીં, કેમ કે-દોષની હાજરીમાં પ્રામાણ્યના ઉદયનો અભાવ હોઈ, તે પ્રામાણ્યના ઉદયમાં તે દોષનો અભાવ જ હેતુપણાએ ઉચિત છે. તથાચ જ્ઞાનના હેતુથી ભિન્ન ભાવની અપેક્ષા વગર ઉત્પત્તિમાં તે પ્રામાણ્ય સ્વતઃ છે, એમ કહેવાય છે ને? માટે આવી આશંકા થયે છતે કહ્યું છે કે-જ્ઞાનકારણથી ભિન્ન ગુણ-દોષની અપેક્ષાથી પ્રામાણ્યમાં ગુણહેતુ છે, અપ્રામાણ્યમાં દોષહેતુ છે, પરંતુ પ્રામાણ્યમાં દોષનો અભાવહેતુ નથી.

[ જ્ઞાનના સાધનભૂત ઈન્દ્રિય વગેરે જો નિર્મળતા આદિ ગુણવિશિષ્ટ છે, તો તે પ્રમાણભૂત જ્ઞાન પેદા કરે છે. જો તે જ ઈન્દ્રિય આદિ કાચ-કમલ આદિ દોષવિશિષ્ટ છે, તો અપ્રમાણભૂત જ્ઞાનને પેદા કરે છે. ત્યાં જ્ઞાનની ઉત્પત્તિ પ્રત્યે ઈન્દ્રિયોનું કારણત્વ છે. જ્ઞાનગત પ્રામાણ્ય-અપ્રામાણ્યના ઉત્પાદકપણામાં ગુણ અને દોષનું કારણત્વ છે, આવો વિવેક છે.]

જો પ્રામાણ્યમાં દોષાભાવને હેતુ માનવામાં આવે, તો ગુણની હાજરીમાં અપ્રામાણ્યના અનુદયથી તે અપ્રામાણ્યના ઉદયમાં ગુણાભાવનું જ હેતુપણું ઉચિત હોઈ તે અપ્રામાણ્યમાં સ્વતઃપણાની આપત્તિ આવી જાય!

**શંકા**-અપ્રામાણ્ય પ્રત્યે દોષોનો અન્વયવ્યતિરેક છેજ ને? તો પૂર્વોક્ત આપત્તિ કેવી રીતે?

**સમાધાન**-તો પછી ગુણોનો પણ અન્વયવ્યતિરેક છે જ, માટે પ્રામાણ્ય પ્રત્યે ગુણો કારણ છે, દોષાભાવ નહીં.

**શંકા**-પ્રામાણ્યમાં ગુણોનું સાન્નિધ્ય દોષોને દૂર કરવાના માત્ર પ્રયોજનવાળું છે, પરંતુ પ્રામાણ્યમાં કારણરૂપે કેવી રીતે?

**સમાધાન**-તો દોષોનું સાન્નિધ્ય ગુણોને દૂર કરવાના માત્ર પ્રયોજનવાળું જ છે, પરંતુ અપ્રામાણ્યમાં કારણરૂપે નથી. એમ પણ તુલ્યપણું છે અને તુચ્છભૂત દોષાભાવમાં ગુણજન્યપણાનો અસંભવ છે.

[ નિર્મળતા આદિ ગુણો પ્રામાણ્યમાં અનુપયોગિ છે, પરંતુ તે ગુણોથી દોષોનો અભાવ વિકસે છે. તે દોષાભાવ તુચ્છ સ્વભાવાળો હોઈ કાર્યત્વધર્મનો આધારભૂત ન થઈ શકે! અવશ્ય અનુભવાય છે કે-'દોષનો અભાવ કાર્યત્વનો આધાર છે, કેમ કે-ચક્ષુ આદિમાં કરાતા અંજન આદિની પ્રતીતિ છે.' તથાચ દોષાભાવ દોષપ્રતિયોગિ ગુણસ્વરૂપવાળો કહેવો જોઈએ. અન્યથા, અનુભવની બાધાની આપત્તિ આવે છે. વળી અનુભવાય છે કે-'પહેલાં બે આંખો દોષવાળી હતી, હમણાં તે શક્તિશાળી થઈ છે.' જો દોષાભાવ સ્વભાવ વગરનો હોય, તો અન્ય ભાવથી રહિત ભાવમાં જ અભાવત્વ પ્રતિપાદકત્વના સિદ્ધાન્તનો વિરોધ છે. આવા આશયથી કહે છે કે-'सस्वभावत्वेवा' ઇતિ. ]

દોષાભાવના સ્વભાવસહિતપણામાં કે અભાવમાં કારકવ્યાપારનો અસંભવ થઈ જાય! અને અપસિદ્ધાન્તનો પ્રસંગ આવી જાય!

તથાચ પર્યુદાસ(સદૃશગ્રાહક નઞ્)વૃત્તિથી ગુણ આત્મક જ દોષાભાવ સ્વીકારવો જોઈએ, તેવી રીતે ગુણાભાવ પણ દોષાત્મક સ્વીકારવો જોઈએ. માટે ખરેખર વ્યાજબી છે કે-'ગુણ અને દોષથી પ્રામાણ્ય અને અપ્રામાણ્ય છે.'

**પૂર્વપક્ષ**-પ્રમાણ, પ્રામાણ્યના નિશ્ચયમાં અન્યની અપેક્ષા વગરનું છે. જો ખરેખર, અપેક્ષા રાખે છે એમ કહો, તો શું ગુણોની કે સંવાદની અપેક્ષા રાખે છે?

(૧) ગુણોની અપેક્ષા રાખે છે-એવો પહેલો પક્ષ પણ ઠીક નથી, કેમ કે-સ્વ(જ્ઞાન)ના કારણભૂત ગુણો પ્રત્યક્ષ આદિ પ્રમાણથી અગ્રાહ્ય છે. જો જે જે કાર્યવિશેષ છે, તો તે તે ગુણવાળા કારણપૂર્વક (જન્ય) છે. જેમ કે-પ્રાસાદ આદિ કાર્યવિશેષ. વળી કાર્યવિશેષ યથાર્થ પરિચ્છેદ છે. આ પ્રમાણે સ્વભાવહેતુવડે ગુણવાળા કારણપૂર્વકપણું (જન્યત્વ) સિદ્ધ થાય છે.

**ઉત્તરપક્ષ**-આપનું ઉપરોક્ત કથન વ્યાજબી નથી, કેમ કે-પરિચ્છેદમાં યથાવસ્થિત પરિચ્છેદપણાની અસિદ્ધિ છે. તે આ પ્રમાણે.-(૧) શુદ્ધકારક (ણ) જન્યત્વથી, (૨) સંવાદિપણાથી, (૩) બાધારહિતપણાથી અને (૪) અર્થના તથાત્વથી યથાવસ્તિતાર્થ પરિચ્છેદત્વની સિદ્ધિ કહેવી જોઈએ તે સંભવતું નથી.

(૧) પરિચ્છેદના યથાવસ્થિત અર્થના પરિચ્છેદપણામાં ગુણવાળા કારણજન્યત્વની અપેક્ષા છે અને ગુણવાળા કારણજન્યત્વમાં યથાવસ્થિત અર્થપરિચ્છેદપણાની અપેક્ષા હોઈ પ્રથમ પક્ષમાં અન્યોન્યાશ્રયદોષ છે.

(૨) સંવાદના અર્થીઓના વિજ્ઞાનમાં યથાવસ્થિત અર્થપરિચ્છેદત્વની સિદ્ધિ સિવાય યથાવસ્થિત અર્થપરિચ્છેદત્વપૂર્વક પ્રવૃત્તિનો અસંભવ છે. પ્રવૃત્તિ સિવાય અર્થક્રિયા સંવાદનો અસંભવ છે, તે અર્થક્રિયા સંવાદ સિવાય યથાવસ્થિત અર્થપરિચ્છેદત્વ સિદ્ધિનો અસંભવ છે. તેથી બીજામાં (સંવાદિપણામાં) ચક્રકદોષની આપત્તિ છે. [ तदपेक्षापेक्ष्यपेक्षितत्वनिबन्धनोऽनिष्टप्रसङ्गरूपश्चक्रकदोषः । ]

(૩) તુચ્છ સ્વભાવવાળા બાધાના અભાવનો સત્ત્વરૂપે કે જ્ઞાપકરૂપે અસ્વીકાર હોવાથી, પર્યુદાસવૃત્તિથી યથાર્થપરિચ્છેદત્વથી અન્ય જ્ઞાનરૂપ બાધાવિરહમાં વિજ્ઞાનપરિચ્છેદ વિશેષનું અવિષયપણું હોઈ, તે યથાર્થપરિચ્છેદત્વ વ્યવસ્થાપકપણાની અનુપપત્તિ છે.

(૪) પરિચ્છેદમાં યથાર્થપરિચ્છેદત્વની સિદ્ધિમાં ચોથો અર્થતથાત્વ સાધક નથી, કેમ કે-અન્યોન્યાશ્રયદોષ છે. જેમ કે-અર્થતથાભાવ સિદ્ધ થયે છતે તે અર્થવિજ્ઞાનમાં અર્થતથાભાવ પરિચ્છેદપણાની સિદ્ધિ છે અને અર્થતથાભાવ પરિચ્છેદપણાની સિદ્ધિથી અર્થતથાભાવની સિદ્ધિ છે.

સંવાદની અપેક્ષાએ તે પ્રામાણ્યની જ્ઞપ્તિની સિદ્ધિ સંભવતી નથી. સંવાદક (કારણગુણજ્ઞાન અને બાધકાભાવજ્ઞાનમાં સંવાદકજ્ઞાન રૂપત્વ છે. જેવો અર્થ પૂર્વજ્ઞાનમાં પ્રથાપથમાં અવતીર્ણ છે, તેવો જ આ અર્થ જે વિજ્ઞાનથી વ્યવસ્થાપિત કરાય છે, તે વિજ્ઞાન સંવાદક છે.) વિજ્ઞાન સમાનજાતીય છે કે ભિન્નજાતીય છે? જો સમાનજાતીય છે, તો તે એક સંતાનજન્ય છે કે ભિન્ન સંતાનજન્ય છે? ત્યાં જો ભિન્ન સંતાનજન્ય-સમાનજાતીય વિજ્ઞાનને સંવાદક માનવામાં આવે, તો દેવદત્ત ઘટના વિજ્ઞાન પ્રત્યે યજ્ઞદત્તના બીજા ઘટના વિજ્ઞાનમાં સંપાદકપણું થઈ જાય! અને જો સમાનજન્ય-સમાનજાતીય જ્ઞાનાન્તરમાં સંવાદકપણું માનવામાં આવે, તો તે જ્ઞાનનું એક અર્થના વિષયકપણામાં સંવાદ્ય (સંવાદવિષય) અને સંવાદકમાં વિશેષનો અભાવ થાય છે.

૦ એકવિષયતામાં પણ જેમ પૂર્વનું વિજ્ઞાન સ્વસમાનજાતીય-એકસંતાનજન્ય ઉત્તરકાળમાં થનાર વિજ્ઞાનનું સંવાદક નથી, તેમ ઉત્તર પણ પૂર્વનું સંવાદક નથી.

વળી 'ઉત્તરજ્ઞાન પ્રમાણ છે' આવું ક્યાંથી સિદ્ધ થાય? કે જેથી પ્રથમનું પ્રામાણ્ય નિશ્ચાયક થઈ શકે!

વળી બીજા તથાપ્રકારના જ્ઞાનથી પ્રામાણ્યનિશ્ચાયક થશે! એમ ન કહો, કેમ કે-અનવસ્થાની આપત્તિ આવશે.

શંકા-કારણશુદ્ધિના પરિજ્ઞાન પછી થનાર હોઈ વિશેષથી ઉત્તરજ્ઞાન સંવાદક થશે જ ને?

**સમાધાન**-અર્થક્રિયાના પરિજ્ઞાન સિવાય કારણશુદ્ધિના પરિજ્ઞાનનો અસંભવ હોઈ ત્યાં ચક્રકદોષનું નિવારણ અશક્ય બની જાય છે, અથવા કારણશુદ્ધિના પરિજ્ઞાનના સંભવમાં તે કારણશુદ્ધિનું પરિજ્ઞાનનું નિશ્ચાયકપણું હોઈ, ઉત્તરકાળભાવિ કારણશુદ્ધિજ્ઞાન સમન્વિતજ્ઞાન(ઉત્તરજ્ઞાન)ના પ્રામાણ્યહેતુપણાનું વર્ણન નિરર્થક થઈ જાય !

હવે ભિન્નજાતિય જ્ઞાનાન્તરનું સંવાદકપણું માનવામાં ઘટના જ્ઞાનમાં પણ પટના જ્ઞાનના પ્રામાણ્યનિશ્ચાયકપણાની આપત્તિ થાય ! અને સ્વમાં (જ્ઞાનમાં) પ્રામાણ્યના નિશ્ચયના અભાવમાં પ્રવૃત્તિનો અભાવ હોઈ, તે પ્રામાણ્યનિશ્ચયના આવશ્યકપણામાં ચક્રકદોષના પ્રસંગથી અર્થક્રિયાકારીરૂપ ભિન્નજાતીય પણ પ્રામાણ્યનો નિશ્ચાયક નથી.

**શંકા**-પ્રામાણ્યના સંશયથી પણ પ્રવૃત્તિનો સંભવ હોઈ અર્થક્રિયાજ્ઞાનનો સંભવ છે જ ને ?

**સમાધાન**-જો આમ છે, તો પ્રામાણ્યના નિશ્ચયની નિષ્ફળતાની આપત્તિ છે, કેમ કે-તે પ્રામાણ્યના નિશ્ચય સિવાય પ્રવૃત્તિ છે. ખરેખર, પ્રામાણ્યના નિશ્ચય સિવાય પ્રવૃત્તિવાળો, 'વિસંવાદવાળો હું ન થાઉં' માટે અર્થક્રિયાનો અર્થી પ્રામાણ્યના નિશ્ચય માટે પ્રવૃત્તિ કરે છે અને તે પ્રવૃત્તિ પ્રામાણ્યના નિશ્ચય સિવાય પણ થયેલી છે. અર્થક્રિયાના જ્ઞાનમાં પ્રામાણ્ય માટે બીજા જ્ઞાનની અપેક્ષામાં અનવસ્થા થાય ! આવી આશંકામાં કહે છે કે-

**ज्ञप्तौ त्वनभ्यासदशापन्ने परतोऽभ्यासदशापन्ने च स्वत एवेति ॥ सूत्र-३ ॥**

ज्ञप्ताविति । तुशब्दः पूर्वस्माद्वैलक्षण्यप्रकाशकः, तदेवाहानभ्यासेति, ज्ञप्ताविति विषयसप्तमी, ज्ञप्तिविषये तावदभ्यासदशापन्ने स्वमपेक्ष्य, अनभ्यासदशापन्ने च ज्ञाने परमपेक्ष्य प्रामाण्याप्रामाण्ये भवत इत्यर्थः, एवशब्देनोभयस्यापेक्षाविशेषेण स्वापेक्षत्वं परापेक्षत्वञ्च व्यावर्त्तितम् । तथा च प्रमाण्याप्रामाण्ये अभ्यासदशापन्नज्ञाने स्वाश्रयग्राह्ये, अनभ्यासदशापन्ने तु परतो ग्राह्ये, अभ्यासानभ्यासौ ज्ञानावरणक्षयोपशमविशेषप्रयोज्यौ जातिविशेषावेव ज्ञानगतौ, विषयगतत्वन्तु तयोरुपचारात्, आत्मनः परिणामित्वेनोभयस्वभावात्, तेन सर्वथा क्षणिकस्य नित्यस्य वाऽऽत्मनोऽभ्यासानभ्यासस्वभावत्वं कथमिति शङ्का परास्ता । द्रव्यत्वस्य परिणामित्वव्याप्यत्वात् । प्रामाण्यग्राहकञ्च परं स्वाश्रयातिरिक्तं संवादज्ञानमेव, कारणगुणबाधकाभावज्ञानयोरप्येतन्मुखापेक्षित्वात् । कारणगुणानां संवादप्रत्ययमन्तरेण ज्ञातुमशक्यत्वात् संवादप्रत्ययतः कारणगुणपरिज्ञानाभ्युपगमे च तत एव प्रमाण्यनिश्चयस्यापि । सिद्ध-

१. अनभ्यासदशायामपि स्वगतं प्रामाण्यं यदि स्वयमेव ज्ञायेत यथार्थपरिच्छेदकमहमस्मीति तदेदं ज्ञानं प्रमाणं नवेति प्रामाण्यसंशयो न स्यादेव, ज्ञानत्वे संशयाभाववत्, न च निश्चितेऽपि प्रामाण्ये प्रमाणाप्रमाणसाधारणज्ञानत्वधर्मदर्शनेन विशेषादर्शनेन च संशयो भवतीति वाच्यम्, साधकबाधकप्रमाणतिरस्कारण साधारणधर्मदर्शनस्य संशयं प्रत्यकारणत्वादन्यथा संशयानुच्छेदप्रसङ्गः स्यात् प्रकृते च स्वतः प्रामाण्यज्ञप्तिरूपस्य प्रामाण्यसाधकस्याप्रामाण्यबाधकस्य सत्त्वात् तस्मात्संशयानुरोधेन तत्र न स्वतो ग्राह्यं प्रामाण्यमिति भावः ।

२. संवादकज्ञानञ्च यादृशोयमर्थः पूर्वस्मिन् विज्ञानेऽवगतस्स तादृश एवेति येन विज्ञानेन व्यवस्थाप्यते तत्, अत्र पक्षे कारणगुणज्ञानस्य बाधकाभावज्ञानस्य च संवादकज्ञानत्वेन प्रामाण्यनिश्चायकत्वे न क्षतिः ॥

त्वेन कारणगुणपरिकल्पनानर्थक्यात् । न चैकदा संवादप्रत्ययेन निश्चित्य कारणगुणानन्यदा तन्निश्चयादेव तज्जन्यज्ञानस्य निश्चयो न तत्र पुनस्संवादापेक्षेति वाच्यम्, अतीन्द्रियेषु चक्षुरादिषु कालान्तरेऽपि संवादकज्ञानमन्तरा गुणानुवृत्तेर्निश्चेतुमशक्यत्वात्, न च संवादप्रत्ययात्प्रामाण्याभ्युपगमे संवादप्रत्ययस्याप्यपरसंवादप्रत्ययात्प्रामाण्यावगमेनानवस्थेति वाच्यम्, संवादप्रत्ययस्य संवादरूपत्वेनापरसंवादापेक्षाभावादनवस्थानवतारात् न च प्रथमस्यापि संवादापेक्षा मा भूदिति वाच्यम्, संवादजनकत्वस्यैव प्रामाण्यत्वेन तदभावे प्रामाण्यासम्भवात् अर्थक्रियाज्ञानरूपं संवादज्ञानन्तु साक्षादविसंवाद, अर्थक्रियालम्बनत्वात्, तस्य स्वविषयसंवेदनमेव प्रामाण्यं, तच्च स्वतस्सिद्धमिति नान्यापेक्षा । न चार्थक्रियाज्ञानस्याप्यवस्तुवृत्तिशङ्कायामन्यप्रमाणापेक्षयाऽनवस्था स्यादिति वाच्यम्, अर्थक्रियाज्ञानस्यार्थक्रियानुभवस्वभावत्वेनार्थक्रियामात्रार्थिनां भिन्नाभर्थक्रियात एतज्ज्ञानमुत्पन्नं कि वा तद्व्यतिरेकेणेत्येवंभूतायाश्चिन्ताया निष्प्रयोजनत्वात् निष्पन्नत्वाद्वाञ्छितफलस्य । एवञ्च संवादकज्ञानस्य परत्वे समानजातीयभिन्नजातीयैकसन्तानभिन्नसन्तानविकल्पकृतदोषाणां नोपनिपातः, उभयस्वीकारात्, देवदत्तघटज्ञाने समानजातीययज्ञदत्तघटज्ञानस्य, प्रथमप्रवृत्तजलज्ञाने भिन्नजातीयस्योत्तरकालभाविस्नानपानावगाहनाद्यर्थक्रियाज्ञानस्य, एकसन्तानगतेऽन्धकारकलुषितालोकप्रभवकुम्भज्ञाने निस्तिमिरालोकप्रभवकुम्भज्ञानस्य, भिन्नसन्ताने च समानजातीयकुम्भज्ञानस्योक्तस्य संवादकत्वस्वीकारात्, एकसन्तानेऽभिन्नविषये संवाद्यसंवादकभावाविशेषस्य मन्दप्रबलसामग्रीसमुत्पाद्यतयैव निरासात् । तथा न संवादकज्ञानाप्रामाण्यनिश्चये चक्रको दोषः, संवादज्ञानेन प्रथमं प्रामाण्यं निश्चित्यैव प्रवर्त्तत इत्यनभ्युपगमात्, वह्निस्वरूपदर्शनेऽसत्येकदा शीतपीडितोऽन्यकार्यार्थं वह्निमद्देशमुपसर्पंस्तत्स्पर्शमनुभवति, कृपालुना वा केनचित्तद्देशं वह्नेरानयने तत्स्पर्शमनुभवति, तदाऽसौ वह्निस्वरूपदर्शनस्पर्शनज्ञानयोस्संबन्धमवगच्छति 'एवम्भूतो भाव एवम्भूतप्रयोजननिर्वर्त्तक' इति, एवमवगतसम्बन्धोऽन्यदाऽनभ्यासदशायामनुमानात् 'ममाऽयं स्वरूपप्रतिभासोऽभिमतार्थक्रियासाधनः, एवंरूपप्रतिभासत्वात्पूर्वोत्पन्नैवंरूपप्रतिभासवदि' त्येवंरूपात्पूर्वदर्शनस्य प्रामाण्यं निश्चित्य प्रवर्त्तत इति चक्रकाभावात् । न च संशयात्प्रवृत्तौ तत्रार्थक्रियाज्ञानाप्रामाण्यनिश्चयो विफल इति वाच्यम्, तत्रार्थक्रियाज्ञानजन्यप्रामाण्यनिश्चयस्य संशयापनयनफलत्वात् । संशयापगमस्य त्वभ्यास' प्रयोजनम् । एकदाऽर्थक्रियाज्ञानात् प्रामाण्यनिश्चयेऽन्यदा प्रतिपत्तॄणां सुखेनैवाभ्यासात् स्वत' प्रामाण्यनिश्चयपूर्वकप्रवृत्तिसम्भवात् । न च संशयात्प्रवर्त्तमानस्य कथं प्रेक्षावत्त्वमिति वाच्यम्, अप्रेक्षावत्त्वस्यैवेष्टत्वात्, नहि कश्चिज्जात्या प्रेक्षावान् तदन्यो वा, प्रेक्षावरणक्षयोपशमविशेषस्य सर्वत्र सर्वदा सर्वेषामसम्भवात्, प्रक्षीणाशेषावरणादशेषवेदिनोऽन्यत्र क्वचित्कदाचित्कस्यचिदेव प्रेक्षावत्त्वादित्यलं पल्लवितेन ॥

**ભાવાર્થ**–"જ્ઞપ્તિમાં તો અભ્યાસદશાપન્નમાં પરતઃ પ્રામાણ્ય છે અને અભ્યાસદશાપન્નમાં સ્વતઃ એવ પ્રમાણ્ય છે."

**વિવેચન**–પહેલાં જ્ઞાનની ઉત્પત્તિના વિષયમાં પ્રામાણ્ય અને અપ્રામાણ્ય બંને પરતઃ

કહેલ છે. 'તુ' શબ્દ અહીં પહેલાંના કરતાં વિલક્ષણતાનો બોધક હોઈ, જ્ઞાનની જ્ઞપ્તિ(જ્ઞાન –અનુવ્યવસાય)ના વિષયમાં અભ્યાસદશાપન્ન જ્ઞાનમાં સ્વની અપેક્ષાએ જ્ઞાનગત પ્રામાણ્યનો અને અપ્રામાણ્યનો નિશ્ચય થાય છે. અનભ્યાસદશાપન્ન જ્ઞાનમાં પરતઃ પ્રામાણ્યનો અને અપ્રામાણ્યનો નિશ્ચય થાય છે. એવ શબ્દથી ઉભયમાં અનભ્યાસદશાપન્ન જ્ઞાનની અપેક્ષાએ પરતઃ કહેવાથી સ્વાપેક્ષાનો વ્યવચ્છેદ છે. અભ્યાસદશાપન્ન જ્ઞાન અપેક્ષાએ સ્વત એવ કહેવાથી પરાપેક્ષાનો વ્યવચ્છેદ સમજવો.

[ જ્ઞાનની અભ્યાસદશામાં પ્રામાણ્ય અને અપ્રામાણ્યનો નિશ્ચય, સંવાદક, બાધકજ્ઞાનની અપેક્ષા વગર પ્રગટ થતો સ્વતઃ થાય છે અને અનભ્યાસદશામાં સંવાદક, બાધકજ્ઞાનની અપેક્ષા રાખીને થતો નિશ્ચય હોઈ 'પરત.' એમ કહેવાય છે. ]

તથાચ પ્રામાણ્ય અને અપ્રામાણ્ય, અભ્યાસદશાપન્ન જ્ઞાનમાં સ્વના (પ્રામાણ્ય–અપ્રામાણ્યના) આશ્રયભૂત જ્ઞાનથી ગ્રાહ્ય છે, પરંતુ અનભ્યાસદશાપન્ન જ્ઞાનમાં પ્રામાણ્ય અને અપ્રામાણ્ય પરતઃ ગ્રાહ્ય છે. [અનભ્યાસદશામાં પણ સ્વ(જ્ઞાન)ગત પ્રામાણ્ય, જ્યારે સ્વયમેવ 'હું છુ' આવું યથાર્થ પરિચ્છેદક જણાય, ત્યારે આ જ્ઞાન પ્રમાણભૂત છે કે નથી ? આવો પ્રામાણ્યનો સંશય થઈ શકે જ નહિ. જેમ કે–જ્ઞાનત્વમાં સંશયનો અભાવ. વળી 'નિશ્ચિત પણ પ્રામાણ્યમાં પ્રમાણ–અપ્રમાણ સાધારણ જ્ઞાનત્વરૂપ ધર્મના દર્શનથી અને વિશેષના અદર્શનથી સંશય થાય છે.' એમ પણ ન કહેવું, કેમ કે–સાધક–બાધક પ્રમાણના તિરસ્કારપૂર્વક સાધારણ ધર્મનું દર્શન સંશય પ્રત્યે અકારણ છે. અન્યથા, સંશયના અનુચ્છેદનો પ્રસંગ થઈ જાય! વળી પ્રકૃતમાં પ્રામાણ્યસાધક–અપ્રામાણ્યબાધક પ્રામાણ્યજ્ઞપ્તિરૂપની સત્તા હોઈ, તેથી સંશયના અનુરોધથી ત્યાં સ્વતો ગ્રાહ્ય પ્રામાણ્ય નથી.]

અભ્યાસ અને અનભ્યાસ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમરૂપ વિશેષરૂપ પ્રયોજકથી પ્રયોજ્ય (જન્ય) હોઈ, જ્ઞાનગત જાતિવિશેષ જ સમજવાના છે.

તે અભ્યાસ અને અનભ્યાસમાં વિષયગતપણું તો ઉપચારથી સમજવાનું છે, કેમ કે–આત્મા પરિણામી હોઈ અભ્યાસસ્વભાવી અને અનભ્યાસસ્વભાવી છે. તેથી આ નિરૂપણથી સર્વથા ક્ષણિક કે નિત્ય આત્મામાં અભ્યાસ–અનભ્યાસસ્વભાવપણું કેવી રીતે ? આવી શંકાનું ખંડન થઈ જાય છે, કેમ કે–દ્રવ્યત્વ પરિણામીત્વ વ્યાપ્ય છે, પરિણામિત્વ વ્યાપક છે અને દ્રવ્યત્વ વ્યાપ્ય છે. જે જે પરિણામી છે, તે તે દ્રવ્ય છે. વળી પ્રામાણ્યગ્રાહક, સ્વ(પ્રામાણ્ય)ના આશ્રયજ્ઞાનથી ભિન્ન સંવાદકજ્ઞાન છે, કારણ કે–ગુણજ્ઞાન અને બાધકાભાવજ્ઞાન સંવાદકજ્ઞાનની અપેક્ષાવાળું છે અર્થાત્ સંવાદકજ્ઞાનરૂપ છે.

૦ કારણગુણો સંવાદકજ્ઞાન સિવાય જાણી શકાતાં નથી. સંવાદ(સંવાદજ્ઞાન એટલે જેવો અર્થ પૂર્વવિજ્ઞાનમાં જાણ્યો હતો, તે તેવો જ છે, આમ જે વિજ્ઞાનથી વ્યવસ્થાપિત કરાય છે. આ પક્ષમાં કારણગુણજ્ઞાન અને બાધકાભાવજ્ઞાન સંવાદજ્ઞાનપણાએ પ્રામાણ્ય નિશ્ચાયક

છે, એમ માનવામાં કોઈ ક્ષતિ નથી.)ના જ્ઞાનથી કારણગુણ પરિજ્ઞાનના સ્વીકારમાં તે સંવાદજ્ઞાનથી પ્રામાણ્યનો નિશ્ચય પણ સિદ્ધ હોઈ કારણગુણની પરિકલ્પના નિરર્થક છે.

**શંકા**-એક કાળમાં સંવાદના જ્ઞાનથી કારણગુણોનો નિશ્ચય કરીને, બીજા કાળમાં તે કારણગુણોના નિશ્ચયથી જ તે કારણગુણજન્ય જ્ઞાનનો નિશ્ચય થાય છે. ત્યાં ફરીથી સંવાદની અપેક્ષા નથી જ ને?

**સમાધાન**-અતીન્દ્રિય ચક્ષુ આદિમાં કાલાન્તરમાં પણ સંવાદકજ્ઞાન સિવાય ગુણોની અનુવૃત્તિનો નિશ્ચય કરી શકાતો નથી.

**શંકા**-સંવાદજ્ઞાનથી પ્રામાણ્યના સ્વીકારમાં એક સંવાદપ્રત્યયના પણ બીજા સંવાદપ્રત્યયથી પ્રામાણ્યના સ્વીકારથી અનવસ્થા ઉભી જ છે ને?

**સમાધાન**-સંવાદપ્રત્યયનું સંવાદરૂપપણું હોઈ, અપરસંવાદની અપેક્ષાનો અભાવ હોવાથી અનવસ્થાનું અવતરણ નથી.

**શંકા**-પ્રથમ સંવાદપ્રત્યયને પણ સંવાદની અપેક્ષા ન હો! પરંતુ બીજાને તો અપેક્ષા ખરી ને?

**સમાધાન**-સંવાદજનકતાને જ પ્રામાણ્ય તરીકે માનવામાં આવે છે, કેમ કે-સંવાદજનકતાના અભાવમાં પ્રામાણ્યનો અસંભ છે. અર્થક્રિયાજ્ઞાનરૂપ સંવાદજ્ઞાનનો સાક્ષાત્ અવિસંવાદી છે, કેમ કે-તે અર્થક્રિયાના આલંબનવાળું છે. તે અર્થક્રિયાજ્ઞાનરૂપ સંવાદજ્ઞાનનું સ્વવિષયસંવેદન જ પ્રામાણ્ય છે અને તે સ્વતઃ સિદ્ધ છે, માટે અન્યની અપેક્ષા નથી.

**શંકા**-અર્થક્રિયાજ્ઞાનમાં પણ અવસ્તુવૃત્તિશંકા થયે છતે અન્ય પ્રમાણની અપેક્ષાથી અનવસ્થા થશે જ ને?

**સમાધાન**-અર્થક્રિયાજ્ઞાન, અર્થક્રિયાના અનુભવના સ્વભાવપણાએ અર્થક્રિયા માત્રના અર્થિઓને 'ભિન્ન અર્થક્રિયાથી આ જ્ઞાન ઉત્પન્ન થયું છે કે શું તેના સિવાય ઉત્પન્ન થયું છે?' આવી ચિંતા પ્રયોજન વગરની છે, કેમ કે-વાંછિત ફળ સિદ્ધ થઈ ગયું છે.

० આ પ્રમાણે સંવાદકજ્ઞાનના પરત્વમાં સમાનજાતીય-ભિન્નજાતીય-એકસંતાન-ભિન્નસંતાનના વિકલ્પથી કરેલ દોષોનો ઉપનિપાત નથી, કેમ કે-ઉભયનો સ્વીકાર છે: કેમ કે-દેવદત્તના ઘટજ્ઞાનમાં સમાનજાતીય યજ્ઞદત્ત ઘટજ્ઞાનના સંવાદકત્વનો, પ્રથમ પ્રવૃત્ત જલજ્ઞાનમાં ભિન્નજાતીય ઉત્તરકાળભાવી સ્નાનપાન-અવગાહન આદિ અર્થક્રિયાજ્ઞાનના સંવાદકત્વનો, એક સંતાનગત અંધકારથી મલિન આલોકજન્ય કુંભજ્ઞાનમાં તિમિર વગરના આલોકજન્ય કુંભજ્ઞાનના સંવાદકત્વનો અને ભિન્નસંતાન સમાનજાતીય કુંભજ્ઞાનના કથિત સંવાદકત્વનો સ્વીકાર છે. અભિન્ન વિષયવાળા એકસંતાનમાં સંવાદ્ય-સંવાદકભાવના અવિશેષનો મંદ-પ્રબળ સામગ્રીજન્યપણાએ જ નિરાસ છે. તેવી રીતે સંવાદકજ્ઞાનથી પ્રામાણ્યના નિશ્ચયમાં ચક્રકદોષ નથી, કેમ કે-સંવાદજ્ઞાનથી પ્રથમ પ્રામાણ્ય નિશ્ચય કરીને જ પ્રવૃત્તિ કરે છે, એવો સ્વીકાર

કરેલો નથી.' અગ્નિના સ્વરૂપનું દર્શન નહિ હોયે છતે, એક વખત ઠંડીથી પીડિત થયેલો અને બીજા કાર્ય માટે વહ્નિવાળા પ્રદેશની નજીક જનારો માનવ વહ્નિના સ્પર્શનો અનુભવ કરે છે. અથવા કોઈ કૃપાળુએ તે દેશમાં આણેલ અગ્નિ હોયે છતે, તે અગ્નિના સ્પર્શનો જ્યારે અનુભવ કરે છે, ત્યારે આ માનવ વહ્નિસ્વરૂપના દર્શન-સ્પર્શનના જ્ઞાનના સંબંધને જાણે છે. જેમ કે-'આવો ભાવ (પદાર્થ) આવા કાર્યનો સર્જક છે.' આ પ્રમાણે સંબંધના જ્ઞાનવાળો, બીજી વખતે અનભ્યાસદશામાં અનુમાનથી 'મારૂં આ સ્વરૂપનું જ્ઞાન ઇષ્ટ અર્થની ક્રિયાનું સાધનવાળું છે, કેમ કે-એવંરૂપ જ્ઞાન છે'-એમ માને છે. જેમ કે-પૂર્વમાં ઉત્પન્ન તથારૂપ પ્રતિભાસ. આવા અનુમાનથી પૂર્વદર્શનનું પ્રામાણ્ય નિશ્ચિત કરીને તે પ્રવૃત્તિ કરે છે, માટે ચક્રકદોષનો અભાવ છે.

શંકા-જો સંશયથી પ્રવૃત્તિ માનવામાં આવે છે, તો ત્યાં અર્થક્રિયાજ્ઞાનથી પ્રામાણ્યનો નિશ્ચય નિષ્ફળ થશે ને?

**સમાધાન**-ત્યાં અર્થક્રિયાજ્ઞાનજન્ય પ્રામાણ્યનો નિશ્ચય સંશયને દૂર કરવાના ફળવાળો છે, કેમ કે-અભ્યાસ સંશયના અપગમનું ફળ છે.

○ એક વખત અર્થક્રિયાના જ્ઞાનથી પ્રામાણ્યનો નિશ્ચય થયે છતે, બીજી વખતે પ્રમાતાઓને સુખપૂર્વક અભ્યાસ થવાથી, સ્વતઃ પ્રામાણ્યના નિશ્ચયપૂર્વકની પ્રવૃત્તિનો સંભવ છે.

શંકા-સંશયથી પ્રવૃત્તિ કરનારમાં કેવી રીતે પેક્ષાવત્ત્વ (જ્ઞાન) માની શકાય?

**સમાધાન**-ત્યાં અપ્રેક્ષાવત્ત્વ (અજ્ઞાન) જ ઇષ્ટ છે. ખરેખર, કોઈ જન્મથી બુદ્ધિશાળી કે અજ્ઞાની હોઈ શકતો નથી. જ્ઞાનાવરણ ક્ષયોપશમવિશેષનો સઘળે ઠેકાણે, સર્વકાળે, સઘળા જીવોમાં અસંભવ છે. સમસ્ત આવરણના (ઘાતિકર્મના) ક્ષયથી સર્વજ્ઞભગવંતને છોડીને, કોઈ ઠેકાણે, કોઈ કાળમાં, કોઈ જીવમાં પ્રેક્ષાવત્ત્વ (વિશેષજ્ઞાન) હોય છે, માટે આ ચર્ચા વિસ્તારથી સરો!

तदेवं मत्यादिपञ्चविधं प्रत्यक्षपरोक्षरूपं सलक्षणं सभेदञ्च संक्षेपत आख्याय प्रमाणविषयफलप्रमातृरूपेषु चतुर्विधेषु तत्त्वस्य परिसमाप्तेस्तद्विषयमभिधातुकाम आह—

**परिच्छेद्यमस्य प्रमाणस्य सामान्यविशेषाद्यनेकान्तात्मकं वस्तु ॥ सूत्र-४ ॥**

**परिच्छेद्यमिति** । परिच्छेत्तुं योग्यो विषय इत्यर्थः, परिच्छेद्यमस्यानेकान्तात्मकं वस्त्विति योजना,

---

१. तथा च प्रयोगो जीवादिधर्मी अनन्तधर्मात्मकः प्रमेयत्वान्यथानुपपत्तेरिति, न च धर्मे व्यभिचारः, तस्याप्यनन्तधर्मात्मकत्वे धर्मित्वप्रसक्तेः इष्टापत्तौ न धर्मी स्यात्कोऽपि, धर्माभावादिति वाच्यम्, सर्वथा धर्मस्यैव कस्यचिदसम्भवात्, विवक्षितधर्म्यपेक्षया हि सत्त्वादिर्धर्मः, स स्वधर्मान्तरापेक्षया धर्म्यपि, न चानवस्था, अनाद्यनन्तत्वाद्धर्मधर्मिस्वभावभेदव्यवहारस्य । न च साधनस्य प्रमेयत्वस्यानन्तधर्मशून्यत्वे तेनैवानेकान्तः, तस्यानन्तधर्मात्मकत्वे धर्मित्वेन पक्षान्तर्गतत्वान्न हेतुत्वमिति वाच्यम्, धर्मिणो जीवादेरुपोद्धियमाणस्य प्रमेयत्वादेर्धर्मस्य नयविषयस्य, नयत्वेनाप्रमेयत्वाद्व्यभिचाराभावात् व्यभिचारलक्षणे साध्याभावतद्वद्वृत्तित्वयोरेकावच्छेदेन प्रवेशादिति बोध्यम् ॥

अनेकान्तः कीदृश इत्यत्राह सामान्यविशेषादीति, सामान्यञ्च विशेषश्च सामान्यविशेषौ वक्ष्यमाणस्वरूपौ तावादिर्यस्य सः, सचासावनेकान्तश्च, स एवात्मा स्वरूपं यस्य तदिति विग्रहः, वस्तुपदेन बाह्योऽभ्यन्तरश्च भावराशिर्ग्राह्यः, नित्यानित्यभेदाभेदाभिलाप्यानभिलाप्यादीनामादिना ग्रहणम् । ननु सत्त्वासत्त्वाद्यनेकान्तात्मकमिति कुतो नोक्तमितरेषां तदधीनत्वादिति चेन्न, सत्त्वासत्त्वात्मकत्वस्य सप्तभङ्गीनिरूपणेनावगतप्रायत्वात् , सामान्यशब्देन द्रव्यबोधकेन नित्यत्वस्य पर्यायवाचिविशेषशब्देनोत्पादव्ययोश्च लाभेनोत्पादव्ययध्रौव्यात्मकत्वस्यापि वस्तुनि लाभाच्च तथोपन्यासः । ननु कथं सामान्यविशेषात्मकत्वं वस्तुनस्सम्भवति, सामान्यं ह्येकं, अनेके विशेषाः, नित्यं सामान्यं, अनित्या विशेषाः, निरवयवं सामान्यं, सावयवा विशेषाः, अक्रियं सामान्यं, सक्रिया विशेषाः, सर्वगतं सामान्यं, असर्वगता विशेषाः, तथा च वस्तु यदि सामान्यरूपं कथं विशेषरूपम् , अथ विशेषरूपं कथं सामान्यरूपम् , तदुभयरूपत्वे च वस्तुनस्सकललोकप्रसिद्धव्यवहारनियमोच्छेदप्रसङ्गः, तथाहि विषमोदकक्षीरादिव्यक्त्यभिन्नमेकं सामान्यं यदि वर्त्तते तर्हि विषं विषमेव, मोदको मोदक एवेति न स्यात्, मोदकाभिन्नसामान्याभिन्नत्वात् विषस्य, विषाभिन्नसामान्याभेदात् मोदकस्य, अपि तूभयमुभयरूपं स्यात् ततश्च विषे मोदके च विषार्थी प्रवर्त्तेत, मोदके विषे च मोदकार्थी, लोके च विषार्थी विष एव प्रवर्त्तते, मोदकार्थी मोदक एवेत्यस्य नियमस्योच्छेदः, तथा विषे भक्षिते मोदकोऽपि भक्षितस्स्यात् मोदके भक्षिते विषमपि, तथा च सति प्रतीतिविरोध इति चेन्मैवम् , सामान्यविशेषात्मकवस्तुनोऽनुभवसिद्धत्वात् , घटेषु घटो घट इत्यनुवृत्तप्रत्ययस्य ताम्रो मार्त्तिकस्सौवर्णइत्येवं व्यावृत्तप्रत्ययस्याबाध्यमानस्य प्रतिप्राणि प्रतीतत्वात् न चायं भ्रान्तः प्रत्ययः, अर्थसामर्थ्यजन्यत्वात् , अर्थविज्ञानसद्भावाद्धि तन्निश्चयो नार्थसद्भावमात्रात् सर्वार्थानामपि सद्भावस्याविशेषेण सर्वेषां सर्वज्ञत्वप्रसङ्गात् , उपजायते च ज्ञानं सामान्यविशेषाकारमेव, एकादिस्वभावं सामान्यमनेकादिस्वरूपो विशेष इति तु युक्तिविरहान्नाभ्युपगम्यते, एकादिस्वभावं हि सामान्यं किमनेकेषु विशेषेषु सर्वात्मना देशेन वा वर्त्तेत, न तावत्सर्वात्मना, आनन्त्यप्रसङ्गात् विशेषाणामनन्तत्वात् एकत्रैव सर्वात्मना वृत्तौ तद्भिन्नविशेषाणां सामान्यशून्यत्वापत्तेः, अनन्तत्वे चैकत्वविरोधात् नापि देशेन, सदेशत्वप्रसङ्गात् , नापि गगनवद्व्यापित्वाद्वर्त्तेत इति साम्प्रतं कार्त्स्न्यदेशव्यतिरेकेण वृत्त्यदर्शनात् नभसस्सप्रदेशत्वेन न तद्वृत्तिरुभयव्यतिरिक्ता, अनेकत्र वृत्तेरनेकत्वं व्यापकं

१. अनुभवसिद्धत्वमेव विशदयति अर्थविज्ञानसद्भावाद्धीति ॥ २. नार्थसद्भावोऽर्थसद्भावादेव कारणान्निश्चीयत इति भावः ॥ ३. आकाशस्य निष्प्रदेशत्वेऽयं दोषः तथाहि येन देशेन तद्विन्ध्येन सयुक्तं तेनैव देशेन हिमवदादिभिस्संयोगे विन्ध्यहिमवदादीनामेकत्रैवावस्थानं स्यात् अन्यथा निष्प्रदेशैकाकाशसंयोग एव न स्यात् । अन्येन देशेन संयोगे तु सप्रदेशत्वमेव । किञ्च यत्र विन्ध्यस्य सत्त्वं यत्र वा तस्याभावस्तयोराकाशभागयोस्सर्वथाऽनन्यत्वे यत्र विन्ध्यस्य भावस्तत्राप्यभावः स्यात् विन्ध्यवन्नभोभागस्य विन्ध्याभाववन्नभोभागानतिरिक्तत्वात् कथञ्चिद्भेदेऽनेकान्तवादप्रवेशः सर्वथा भेदेऽन्यतरस्यान्नभोभागत्वप्रसङ्गः। अथ कथञ्चित्तर्हि स्वदर्शनपरित्यागो दोष इति ॥

**સમાધાન**-અભિન્નતાના ગ્રહણ પ્રત્યે અતીત આદિ અવસ્થાઓ અંગભૂત નથી. જ્યાં જ આત્માના અજ્ઞાન પર્યાયરૂપ પ્રતિબંધકનો અભાવ છે, ત્યાં જ અધ્યવસાય(નિશ્ચય)નો નિયમ છે. ખરેખર, આત્મા, પ્રત્યક્ષના સહાયવાળો, અનંતર અતીત–અનાગત પર્યાયમાં એકત્વને સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનની સહાયવાળો, વ્યવહિત (અતીત–અનાગત) પર્યાયમાં એકત્વને જાણે છે, માટે કોઈ પણ અનુપપત્તિ નથી.

अधुना विशेषं विभजते—

**विशेषोऽपि द्विविधो गुणः पर्यायश्चेति । सहभावी गुणः, यथाऽऽत्मन उपयोगादयः, पुद्गलस्य ग्रहणगुणः, धर्मास्तिकायादीनाञ्च गतिहेतुत्वादयः ॥ सूत्र–७ ॥**

विशेष इति । यथा सामान्यं द्विविधं तथा विशेषोऽपीत्यर्थः कथं द्वैविध्यमित्यत्राह गुण इति, यद्यपि पर्यायशब्दो विशेषमात्रवाचकस्तथापि सहवर्त्तिविशेषवाचिगुणशब्दसन्निधानेन क्रमवर्त्तिविशेषवाचक एवेति बोध्यम् । तत्र गुणं लक्षयति सहेति, अभिन्नकालवर्त्तिविशेषो गुण इति भावः, दृष्टान्तमाह यथेति उपयुज्यते वस्तुपरिच्छेदं प्रति व्यापार्यते जीवोऽनेनेत्युपयोगः, सचेतनेऽचेतने वा वस्तुनि जीवो यदोपयुञ्जानस्सपर्यायं सामान्यतया वा वस्तु परिच्छिनत्ति तदा तादृशपरिणाम उपयोग उच्यते, स च परस्परसव्यपेक्षसामान्यविशेषग्रहणप्रवृत्तदर्शनज्ञानस्वरूपद्वयात्मको यदा तदा प्रमाणमन्यथाऽप्रमाणं निरपेक्षनिरस्तेतराकारत्वात् । सर्वजीववर्त्तित्वादस्य सहभावित्वेन गुणत्वं बोध्यम् । आदिना सुखपरिस्पन्दयौवनादयश्च गृह्यन्ते, अजीवस्य तान्वक्तुमाह पुद्गलस्येति, ग्रहणगुण इति, ग्रहणरूपो गुणः, औदारिकशरीरादितया ग्रहणरूपो वर्णादित्वाद्ग्राह्यतारूपः परस्परसम्बन्धरूपो वा धर्म[1] ग्रहणगुण उच्यते । गतिहेतुत्वादय इति, जीवपुद्गलयोर्देशान्तरगतिपरिणतयोरुपकारकत्वं धर्मास्तिकायस्य गुण इत्यर्थः, आदिना स्थितिहेतुत्वावकाशदातृत्वादयोऽधर्माकाशादीनां गुणा ग्राह्याः । एते हि यदैव द्रव्यमुत्पद्यते तदैव समवेतास्तेन द्रव्येण गुणा उत्पद्यन्ते पौर्वापर्यभाव एव नास्ति, गुणगुणिनोः समानसामग्रीकत्वात् सव्येतरविषाणवत्, अनादिनिधनानां द्रव्यगुणानामुत्पत्तिदर्शनं व्यवहारतः कृष्णादिघटवत् । अत्रेदं बोध्यं जीवस्यास्तित्ववस्तुत्वद्रव्यत्वप्रमेयत्वागुरुलघुत्वस्वाश्रयक्षेत्रावधित्वचेतनत्वामूर्त्तत्वानि अष्टौ गुणाः, अजीवे चेतनत्वामूर्त्तत्वहीना अचेतनत्वमूर्त्तत्वयुताः पुद्गलस्याष्टौ, इतरेषां मूर्त्तत्वहीना मूर्त्तत्वयुतास्त एवाष्टौ गुणाः, ज्ञानदर्शनसुखवीर्याणि जीवस्य, स्पर्शगन्धरसवर्णाः पुद्गलस्य, गतिस्थित्यवगाहनावर्त्तनाहेतुत्वानि धर्मादीनां क्रमेण विशेषगुणाः, अविकृतद्रव्येऽविशिष्टतया स्थितत्वात् विकृतस्वरूपास्तु पर्याये गच्छन्ति । चेतनत्वाचेतनत्वमूर्त्तत्वामूर्त्तत्वानि चत्वारि सामान्यगुणा विशेषगुणाश्च, स्वजात्य-

१. उपचारवर्जिताः स्वीयस्वभावा एव गुणाः, गुणा हि सहभाविनोऽतोऽनुपचारिताः, यश्चोपचरितः स पर्यायः, अत एव द्रव्याश्रिता गुणाः, उभयाश्रिताः पर्यायाः, तदुक्तं 'गुणाणमासओ दव्वं एगदव्वस्सिया गुणा लक्खणं पज्जवाणं तु उभओ अस्सिया भवे' इति ॥

पेक्षयाऽनुगतव्यवहारकारित्वात्, परजात्यपेक्षया चेतनत्वादीनां स्वाश्रयव्यावृत्तिकरत्वात्। अत एवैते परापरसामान्यवत् सामान्यविशेषगुणा इति षोडश विशेषगुणा विज्ञेया इति ॥

## વિશેષનો વિભાગ.

**ભાવાર્થ**–"વિશેષ પણ ગુણ અને પર્યાયના ભેદે બે પ્રકારવાળો છે. સહભાવી ગુણ છે. જેમ કે–આત્માના ઉપયોગ વગેરે પુદ્‌ગલનો ગ્રહણરૂપ ગુણ અને ધર્માસ્તિકાય આદિના ગતિહેતુત્વ વગેરે છે."

**વિવેચન**–જેમ સામાન્ય બે પ્રકારનું છે, તેમ વિશેષ પણ બે પ્રકારનો છે. ગુણ અને પર્યાયરૂપી બે ભેદવાળો વિશેષ છે. જો કે પર્યાય શબ્દ સર્વ વિશેષનો વાચક હોવા છતાં પણ, સહવર્તી વિશેષવાચક એવા ગુણ શબ્દના સંનિધાનથી, '**प्रसिद्धपदसान्निध्यादपिशक्तिग्रहः गोबलिवर्दे**' એ ન્યાયથી અર્થાત્ ગો શબ્દ સ્ત્રી અને પુલિંગવાચી છે, પરંતુ બલીવર્દના સંનિધાનથી (ગાય અને બળદ એ અર્થ છે તેમ અહીં સમજવું.) ક્રમવર્તી વિશેષવાચક જ એમ જાણવું.

**ગુણલક્ષણ**–અભિન્નકાળવર્તી વિશેષ 'ગુણ' કહેવાય છે. જેમ આત્માના ઉપયોગ વગેરે. જેનાવડે વસ્તુના પરિચ્છેદ પ્રત્યે વ્યાપારવાળો જીવ કરાવાય છે, તે ઉપયોગ કહેવાય છે. અથવા સચેતન કે અચેતન વસ્તુમાં જીવ, જ્યારે ઉપયોગવાળો થતો પર્યાયની સાથે કે સામાન્યપણાએ વસ્તુનો પરિચ્છેદ કરે છે, ત્યારે તેવો પરિણામ ઉપયોગ કહેવાય છે. વળી તે ઉપયોગ પરસ્પર સાપેક્ષ સામાન્ય–વિશેષના ગ્રહણમાં પ્રવૃત્ત દર્શન–જ્ઞાનરૂપ દ્વય આત્મક જ્યારે છે, ત્યારે પ્રમાણ છે, અન્યથા અપ્રમાણ છે; કેમ કે–નિરપેક્ષ છે. તેથી જ નિરસ્ત ઇતર આકારવાળો છે.

૦ સર્વ જીવોમાં વર્તમાન હોઈ, આ ઉપયોગનું સહભાવિત્વની અપેક્ષાએ ગુણપણું છે. અહીં આદિપદથી સુખ, પરિસ્પન્દ, યૌવન વગેરે ગૃહીત કરાય છે. [ઉપચાર વગરના પોતાના સ્વભાવો જ ગુણો છે. ખરેખર, ગુણો સહભાવી છે એથી અનુપચરિત છે. જે ઉપચરિત છે, તે પર્યાય છે. એથી જ દ્રવ્યને આશ્રિત ગુણો છે અને દ્રવ્ય–ગુણ ઉભયને આશ્રિત પર્યાયો છે. કહ્યું છે કે–'ગુણોનો આશ્રય દ્રવ્ય છે. એક દ્રવ્યાશ્રિત ગુણો છે. પર્યાયોનું લક્ષણ તો ઉભય આશ્રિતપણું છે.'] [જેમ આત્મામાં વિજ્ઞાનવ્યક્તિ એટલે જે કોઈ એક તે કાળમાં વિદ્યમાન વિશેષજ્ઞાન અને વિજ્ઞાનશક્તિ એટલે ઉત્તરજ્ઞાનના આકારપરિણામની યોગ્યતા વગેરે સમકાળભાવી ધર્મો ગુણ શબ્દથી વાચ્ય બને છે.]

**અજીવગુણવર્ણન**–પુદ્‌ગલનો ગ્રહણરૂપ ગુણ હોય છે. ઔદારિક શરીર આદિપણાએ ગ્રહણરૂપ વર્ણ આદિપણાની અપેક્ષાએ ગ્રાહ્યતારૂપ છે, અથવા પરસ્પર સંબંધરૂપ ધર્મ ગ્રહણ-ગુણ કહેવાય છે. ધર્માસ્તિકાય આદિના ગુણનું વર્ણનઃ–દેશાન્તરપ્રાપ્તિરૂપ ગતિમાં પરિણત એવા જીવપુદ્‌ગલોની ગતિ હેતુત્વરૂપ ગુણ ધર્માસ્તિકાયનો છે. આદિપદથી સ્થિતિહેતુત્વ–અવકાશદાતૃત્વ આદિ અને અધર્માસ્તિકાય–આકાશાસ્તિકાય આદિના ગુણો ગ્રહણ કરવા. ખરેખર,

આ ગુણો જ્યારે જ દ્રવ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે જ તે દ્રવ્યની સાથે સમેવત જ ઉત્પન્ન થાય છે. પૂર્વ-અપરભાવ જ નથી, કેમ કે-ગુણ અને ગુણી સમાન સામગ્રીથી જન્ય હોઈ ડાબા-જમણા શીંગડાની માફક પૌર્વાપર્ય ભાવવાળા નથી. દ્રવ્યગુણોની ઉત્પત્તિનું દર્શન, વ્યવહારથી કૃષ્ણ આદિ ઘટની માફક સમજવાનું છે.

૦ અહીં આ વિશેષ સમજવાનું છે કે-જીવના ૧-અસ્તિત્વ, ૨-વસ્તુત્વ, ૩-દ્રવ્યત્વ, ૪-પ્રમેયત્વ, ૫-અગુરૂલઘુત્વ, ૬-સ્વાશ્રય ક્ષેત્રાવધિત્વ, ૭-ચેતનત્વ ૮-અમૂર્ત્તત્વ, એમ આઠ ગુણો છે. અજીવમાં, ચેતનત્વ અમૂર્ત્તત્વહીન-અચેતનત્વ મૂર્ત્તત્વયુત પુદ્ગલના પૂર્વોક્ત આઠ ગુણો, બીજા દ્રવ્યોમાં મૂર્ત્તત્વહીન અમૂર્ત્તત્વયુત તે જ આઠ ગુણો છે.

૦ જીવના જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય, એ વિશેષગુણો છે.

૦ પુદ્ગલના સ્પર્શ-રસ-ગંધ-વર્ણ, એ વિશેષગુણો છે.

૦ ગતિહેતુત્વ-સ્થિતિહેતુત્વ-અવગાહનાહેતુત્વ-વર્ત્તનાહેતુત્વ, ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાયકાળના ક્રમથી વિશેષગુણો જાણવાં.

૦ અવિકૃત દ્રવ્યમાં વિશેષગુણો અવિશિષ્ટપણાએ રહેલા હોય છે. વિકૃત સ્વરૂપવાળા તો વિશેષગુણો પર્યાય ગણાય છે.

૦ ચેતનત્વ-અચેતનત્વ-મૂર્ત્તત્વ-અમૂર્ત્તત્વ, એ ચાર સામાન્યગુણો અને વિશેષગુણો છે, કેમ કે-પોતાની જાતિની અપેક્ષાએ અનુગત વ્યવહારકારી છે. પરજાતિની અપેક્ષાએ ચેતનત્વ આદિ સ્વાશ્રય પરજાત્યાશ્રય અચેતન આદિની વ્યાવૃત્તિને કરનાર છે. એથી જ આ પર-અપરસામાન્યની માફક સામાન્ય-વિશેષગુણો છે. એમ સોળ વિશેષગુણો જાણવાં.

अथ पर्यायं निरूपयति—

**क्रमभावी पर्यायः, यथा सुखदुःखहर्षविषादादयः । अभिन्नकालवर्त्तिनो गुणाः, विभिन्नकालवर्त्तिनस्तु पर्यायाः ॥ सूत्र-८ ॥**

**क्रमभावीति ।** क्रमवर्त्तिनः परिणामा नवपुराणादयः पर्याया इति भावः । सामान्येन पर्यायो द्विविधो व्यञ्जनपर्यायोऽर्थपर्यायश्चेति, त्रिकालस्पर्शिनः व्यञ्जनपर्यायाः यथा घटादीनां मृदादिपर्यायः, घटस्य कालत्रयेऽपि मृदादिपर्यायत्वव्यञ्जनात् । सूक्ष्मवर्त्तमानकालवर्त्ती अर्थपर्यायः, यथा घटादेस्तत्तत्क्षणवर्त्ती पर्यायः, यस्मिन् काले वर्त्तमानतया स्थितस्तत्कालापेक्षया कृतविद्यमानत्वेनार्थपर्याय उच्यते । प्रत्येकं द्विभेदो द्रव्यतो गुणतश्च तत्रापि पुनः प्रत्येकं द्विविधश्शुद्धाशुद्धभेदात् , तत्र शुद्धद्रव्यव्यञ्जनपर्यायो यथा चेतनद्रव्यस्य सिद्धत्वपर्यायः । अशुद्धद्रव्यव्यञ्जनपर्यायो नरदेवनारकतिर्यग्रूपः, शुद्धगुणव्यञ्जनपर्यायः केवलज्ञानादिरूपः अशुद्धगुणव्यञ्जनपर्यायो मतिश्रुतावधिमनःपर्यवरूपः । ऋजुसूत्रमतेन क्षणपरिणतोऽर्थपर्यायः शुद्धः, यो यस्मादल्पकालवर्त्ती स तस्मादल्पत्वविवक्षयाऽशुद्धार्थपर्यायः, यथा नरत्वं व्यञ्जनपर्यायस्तथा बालत्वादिकमर्थपर्यायः इति । शुद्धगुणव्यञ्जनपर्यायस्य केवलस्यापि प्रतिक्षणं भेदात्

तत्पर्यायश्शुद्धगुणस्यार्थपर्यायः। शुद्धद्रव्यव्यञ्जनपरमाणुश्शुद्धपुद्गलपर्यायस्तस्याविनाशित्वात्, संयोगजनिता द्व्यणुकादिका अशुद्धद्रव्यव्यञ्जनपर्यायाः। परमाणुगुणश्शुद्धगुणव्यव्यञ्जनपर्यायः, द्विदेशादिका गुणा अशुद्धगुणव्यञ्जनपर्यायाः। एवं धर्मादिष्वपि भाव्यम्। ननु य एव गुणाः क्रमेण सह वा भवन्ति त एव च पर्याया इति कथं तेषां भेद उक्त इत्यत्राहाभिन्नेति, सदैव सहवर्त्तित्वाद्वर्णगन्धरसादयस्सामान्येन गुणा उच्यन्ते नहि मूर्त्ते वस्तुनि वर्णादिकं कदाचिदपि व्यवच्छिद्यते, वर्णविशेषाणां कृष्णनीलादीनामपि प्रायः प्रभूतकालं सहवृत्तित्वाद्गुणत्वमेवं जीवधर्मादीनां भाव्यम्। विभिन्नेति। एकगुणकालकत्वादयो विभिन्नाः पर्याया द्रव्यस्यावस्थान्तरप्राप्तिरूपाः पर्याया इत्यर्थः। त्रैलोक्यगतस्य सर्वस्यापि कालस्यासत्कल्पनया यो गुणोंऽशस्सर्वजघन्यः तेन कालकः परमाण्वादिरेकगुणकालक उच्यते, एवं द्व्यादिगुणकालकादयो भाव्याः। वस्तुतस्तु नास्ति गुणस्य पर्यायस्य च कश्चन भेदः, द्रव्यपर्यायनयद्वयातिरिक्तनयस्य भगवद्भिरनुपदेशात्। पर्यायभिन्ने गुणविशेषे ग्राह्ये सति हि तद्ग्राहकगुणास्तिकनयोऽपि स्यादेव, अन्यथा नयानामव्यापकता स्यान्न चायमादिष्टो भगवद्भिः ततोऽसौ न भिन्नः, गुणानाञ्च पर्यायत्वे गुणपर्यायवद्द्रव्यमित्यादिवचनं युगपदयुगपद्भाविपर्यायविशेषप्रतिपादकमेव, अत एव य एव पर्यायस्स एव गुण इत्याद्यागमोऽपि सङ्गच्छते, एतेन गुणविकारः पर्याय इति व्युदस्तम्, गुणस्यैव पर्यायोपादानकारणत्वे द्रव्यप्रयोजनस्य गुणेनैव सिद्धत्वाद्गुणपर्याययोरेव पदार्थत्वप्रसङ्गेन द्रव्यस्यानर्थकत्वापत्तेः, न च द्रव्यपर्यायगुणपर्यायरूपकार्यभेदेन द्रव्यगुणरूपकारणभेदान्न द्रव्यं निष्फलमिति वाच्यम्, अन्योऽन्याश्रयात्, कारणभेदे सति कार्यभेदः कार्यभेदे च कारणभेदस्सिद्ध्यतीति। तदेवं द्रव्यपर्यायात्मानौ सामान्यविशेषावेकं वस्तु, प्रतिभासभेदेऽप्यव्यतिरिक्तत्वात् यत्प्रतिभासभेदेऽप्यव्यतिरिक्तं तदेकं यथा मेचकज्ञानम् तथा च द्रव्यपर्यायौ न व्यतिरिच्येते तस्मादेकं वस्त्विति, न चायमसिद्धो हेतुः केवलद्रव्यस्य केवलपर्यायस्य वस्तुत्वे हि स्यादसिद्धिः, तदेव नास्ति क्रमयौगपद्यविरोधेनार्थक्रियाऽसम्भवात्, न च क्रमयौगपद्यविरोधस्तत्रासिद्ध इति साम्प्रतम्, द्रव्यस्य पर्यायस्य वा सर्वथैकस्वभावस्य क्रमयौगपद्यादर्शनात् अनेकपर्यायात्मन एव द्रव्यस्य तदुपलम्भात्। न च द्रव्यपर्याययोर्वास्तवत्वेऽप्यभेदोऽसिद्धः घटादिद्रव्याद्रूपादिपर्यायाणां ज्ञानप्रतिभासभेदात्, घटपटादिवदिति वाच्यम्, तस्यैकत्वाविरोधित्वात्, उपयोगविशेषाद्धि रूपादिज्ञानप्रतिभासभेदो न स्वविषयैकत्वं निराकरोति, सामग्रीभेदेऽयुगपदेकार्थोपनिबद्धविशदेतरज्ञानवत्। नापि विशेषणविरुद्धो हेतुः, विशेषणस्य प्रतिभासभेदस्याव्यतिरिक्तत्वहेतुना विरोधासिद्धेः। नन्वव्यतिरिक्तत्वमैक्यमेव, तथा च साध्याविशिष्टो हेतुरिति चेन्न कथञ्चिदप्यशक्य विवेचनत्वस्याव्यतिरिक्तत्वस्य हेतुत्वेन प्रयोगात्। न चाशक्यविवेचनत्वमप्यसिद्धमिति वाच्यम्, विवक्षितद्रव्यपर्यायाणा द्रव्यान्तरं नेतुमशक्यत्वस्य सुप्रतीतत्वात्, वेद्यवेदकाकारज्ञानवत् तदाकारयोर्ज्ञा-

---

१. न चैवमपि मतुब्योगाद्द्रव्यभिन्नगुणपर्यायसिद्धिरिति वाच्यम्, नित्ययोगे मतुब्विधानात् द्रव्यपर्याययोस्तादात्म्यात् सदा निर्विभागवर्त्तित्वात् अन्यथा प्रमाणबाधापत्तेः। संज्ञासंख्यास्वलक्षणार्थक्रियाभेदाद्वा कथञ्चित्तयोरभेदेऽपि भेदसिद्धेर्न मतुबनुपपत्तिरिति ॥

नान्तरं नेतुमशक्यत्वस्यैव तस्याभिमतत्वात् । न च द्रव्यपर्याययोरयुतसिद्धत्वादशक्यविवेचनत्वमिति वाच्यं यतः किमिदमयुतसिद्धत्वं, न तावद्देशाभेदः पवनातपयोस्तत्प्रसङ्गात् नापि कालाभेदस्तत एव । स्वभावाभेद इत्यपि न, सर्वथा तथात्वे विरोधात् कथञ्चिच्चेत्तदेवाशक्यविवेचनत्वम् । स एवाविष्वग्भावः समवाय इति परमतप्रसिद्धः, अन्यथा तस्याघटनात् । न च धर्मिग्राहकप्रमाणेन बाधनाद्बाध इति वाच्यम्, तेन धर्मिणोः कथञ्चिद्भिन्नयोरेव ग्रहणात् । सर्वथा भिन्नयोर्द्रव्यपर्यायत्वासम्भवात् न च द्रव्यपर्याययोर्भिन्नयोः कथमभेदो विरोधादिति वाच्यम्, तथोपलम्भात् मेचकज्ञानवत् नहि तत्र विरोधवैयधिकरण्यसंशयव्यतिकरसङ्करानवस्थाऽप्रतिपत्त्यभावाः प्रसज्यन्ते, तेषां तथाप्रतीत्या दूरोत्सारितत्वोक्तत्वात् । तस्मात्सिद्धं द्रव्यपर्याययोः कथञ्चिदैक्यमिति ॥

## પર્યાયોનું નિરૂપણ.

**ભાવાર્થ**–"ક્રમભાવી ધર્મ (વિશેષ) 'પર્યાય' છે. જેમ કે–આત્મામાં સુખ–દુઃખ, હર્ષ–વિષાદ વગેરે. અભિન્નકાળ–સમકાળમાં વર્ત્તમાન ધર્મો ગુણો છે, ભિન્નકાળમાં–સમકાળમાં નહિ. વર્ત્તમાન ધર્મો 'પર્યાયો' છે."

**વિવેચન**–ક્રમવર્તી પરિણામો નવા–જૂના વગેરે પર્યાયો ગણાય છે. સામાન્યથી વ્યંજનપર્યાય અને અર્થપર્યાયના ભેદથી પર્યાય બે પ્રકારના છે. ત્રિકાલસ્પર્શી પર્યાયો વ્યંજનપર્યાયો છે. જેમ કે–ઘટ આદિના માટી આદિ પર્યાય: કેમ કે–ઘટના ત્રણેય કાળમાં માટી આદિ પર્યાયનું વ્યંજન (પ્રકટીકરણ) છે.

○ સૂક્ષ્મ–વર્ત્તમાનકાળવર્તી પર્યાય 'અર્થપર્યાય' છે. જેમ કે–ઘટાદિનો તે તે ક્ષણવર્તીપર્યાય. જે કાળમાં વર્ત્તમાનપણાએ રહેલ છે, તે કાળની અપેક્ષાએ કરેલ વિદ્યમાનતાની અપેક્ષાએ અર્થપર્યાય કહેવાય છે. દરેક–વ્યંજન અને અર્થપર્યાય દ્રવ્ય અને ગુણથી બે પ્રકારના છે. વળી ત્યાં પણ શુદ્ધ અને અશુદ્ધના ભેદથી બે પ્રકારો છે.

○ ત્યાં ૧–શુદ્ધદ્રવ્યવ્યંજનપર્યાય. જેમ કે–ચેતનદ્રવ્યનો સિદ્ધત્વપર્યાય. ૨–અશુદ્ધદ્રવ્યવ્યંજનપર્યાય. જેમ કે–નર–દેવ–નારક–તિર્યગ્રૂપ પર્યાય. ૩–શુદ્ધગુણવ્યંજનપર્યાય કેવલ-

१. पृथगाश्रयानाश्रयित्वं पृथग्गतिमत्त्वरूपमप्ययुतसिद्धत्वं नाशक्यविवेचनत्वादन्यदित्यपि बोध्यम् ॥
२. एवं द्रव्यपर्याययोरेकत्वे भेदः कथं सिद्ध्यतीति चेत्परस्परविविक्तस्वभावपरिणामसंज्ञासंख्याप्रयोजनादिभ्य इत्यवेहि, द्रव्यं हि अनाद्यनन्तैकस्वभाववैस्रसिकपरिणामं, पर्यायश्च साद्यन्तानेकस्वभावपरिणामः, द्रव्यस्य द्रव्यमिति पर्यायस्य पर्याय इत्यन्वर्थसंज्ञाभेदः, एकं द्रव्यमित्येकत्वसंख्या द्रव्ये, पर्याया बहव इति पर्याये बहुत्वसंख्येति संख्याभेदः, द्रव्यस्यैकत्वान्वयज्ञानादिकं पर्यायस्यानेकत्वव्यावृत्तिज्ञानादिकं प्रयोजनमिति प्रयोजनभेदः, द्रव्यं त्रिकालगोचरं पर्यायो वर्त्तमानकाल इति काल भेदः इति । एवञ्च द्रव्यपर्यायात्मकं वस्तु स्यान्नानैव स्वलक्षणभेदात्, स्यादेकमेवाशक्यविवेचनत्वात् स्यादुभयमेव क्रमार्पितद्वयात्, स्यादवक्तव्यमेव, सहार्पितद्वयाद्वक्तुमशक्यत्वात्, स्यान्नानाऽवक्तव्यमेव, विरुद्धधर्माध्यासमहार्पितद्वयात् । स्यादेकमवक्तव्यमेव, अशक्यविवेचनसहार्पितद्वयात् स्यादुभयावक्तव्यमेव, क्रमाक्रमार्पितद्वयादिति सप्तभङ्गी भाव्येति भावः ॥

જ્ઞાન આદિરૂપ છે. ૪–અશુદ્ધગુણવ્યંજનપર્યાય મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન-મનઃપર્યાય જ્ઞાનરૂપ છે.

૦ ઋજુસૂત્રનયની અપેક્ષાએ ક્ષણમાં પરિણત અર્થપર્યાય શુદ્ધ છે. જે જેનાંથી અલ્પ-કાળવર્તી છે, તે તેનાથી અલ્પત્વની વિવક્ષાથી અશુદ્ધ અર્થપર્યાય. જેમ નરત્વ વ્યંજન-પર્યાય છે, તેમ બાલત્વ વગેરે અર્થપર્યાય છે. ઈતિ.

૦ શુદ્ધગુણવ્યંજનપર્યાયરૂપ કેવલજ્ઞાનનો પણ પ્રતિક્ષણભેદ હોવાથી, તેનો પર્યાય શુદ્ધ ગુણનો અર્થપર્યાય છે.

૦ શુદ્ધદ્રવ્યવ્યંજનરૂપ પરમાણુ શુદ્ધ પુદ્ગલનો પર્યાય છે, કેમ કે-તે પરમાણુ અવિનાશી છે. સંયોગથી જનિત દ્વયણુક વગેરે ગુણો અશુદ્ધ ગુણવ્યંજનપર્યાયરૂપ છે. પરમાણુગુણ શુદ્ધગુણવ્યજનપર્યાય છે. આ પ્રમાણે ધર્માસ્તિકાય આદિમાં વિચારવું.

શંકા–જે ગુણો જ ક્રમથી કે સાથે (સમકાળ) હોય છે અને તે જ પર્યાયો થાય છે, તો કેવી રીતે તે ગુણ, પર્યાયનો ભેદ કહેવાય છે?

**સમાધાન**–અભિન્નકાળવર્તી ગુણો છે. કાળની સાથે અભેદવાળા ગુણો છે. હંમેશાં જ સહવર્તી હોવાથી વર્ણ-ગંધ-રસ વગેરે સામાન્યથી ગુણો કહેવાય છે, કેમ કે-મૂર્ત્ત (રૂપી) વસ્તુમાં કદાચિત્ પણ વર્ણ વગેરે વ્યવચ્છિન્ન હોતા નથી. વર્ણવિશેષરૂપ કૃષ્ણ-નીલ વગેરેમાં પણ પ્રાયઃ ઘણા કાળ સુધી સાથે રહેનાર હોવાથી ગુણપણું છે. આ પ્રમાણે જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય આદિનું જાણવું.

વિભિન્નકાળવર્તી કાળભેદવાળા પર્યાયો છે. એકગુણકાલત્વ આદિ વિભિન્ન પર્યાયો, દ્રવ્યની અવસ્થાન્તર પ્રાપ્તિરૂપ પર્યાયો છે.

૦ ત્રણ લોકમાં રહેલ સર્વ પણ કાળની અસત્કલ્પનાથી જે ગુણરૂપ અંશ સર્વજઘન્ય છે, તેની સાથે કાલક પરમાણુ આદિ 'એકગુણકાલક' કહેવાય છે. આ પ્રમાણે દ્વિ (બે) આદિ ગુણકાલક 'આદિ જાણવા.

૦ વાસ્તવિક રીતે ગુણનો અને પર્યાયનો કોઈ ભેદ નથી, કેમ કે-દ્રવ્યનય અને પર્યાયનયરૂપી બે નયથી ભિન્ન નયનો ઉપદેશ ભગવંતોએ કરેલો નથી.

૦ પર્યાયથી ભિન્ન ગુણવિશેષ ગ્રાહ્ય હોયે છતે, ખરેખર, તે ગુણવિશેષના ગ્રાહક ગુણાસ્તિકનય પણ થાય જ! અન્યથા, નયોની અવ્યાપકતા થાય! અને ભગવંતોએ આનો આદેશ કરેલો નથી. તેથી આ ગુણાસ્તિકનય ભિન્ન નથી. વળી ગુણોના પર્યાયપણામાં 'गुण-पर्यायवद्द्रव्यं' [ આ પ્રમાણે પણ 'મતુપ્ પ્રત્યયના યોગથી દ્રવ્યભિન્ન ગુણપર્યાયની સિદ્ધિ છે' એમ નહીં કહેવું, કેમ કે-નિત્યયોગમાં મતુપ્ પ્રત્યયનું વિધાન હોઈ દ્રવ્ય અને પર્યાયનું તાદાત્મ્ય છે. હંમેશાં નિર્વિભાગવર્તી છે. અન્યથા, પ્રમાણની બાધાની આપત્તિ છે અથવા

સંજ્ઞા-સંખ્યા-સ્વલક્ષણ-અર્થક્રિયાના ભેદથી કથંચિદ્ તે બંનેનો અભેદ હોવા છતાં, ભેદની સિદ્ધિ હોવાથી મતુપ્ પ્રત્યયની અનુપપત્તિ નથી.] 'ગુણપર્યાયવાળું દ્રવ્ય છે' ઇત્યાદિ વચન, એકીસાથે કે ક્રમથી (રહેનાર) થનાર પર્યાયવિશેષનું પ્રતિપાદક (વાચક) છે. એથી જ જે પર્યાય જ છે, તે જ ગુણ છે ઇત્યાદિ આગમ પણ સંગત થાય છે. આ કથનથી 'ગુણનો વિકાર પર્યાય છે'-આવી માન્યતાનું ખંડન થયેલું છે, કેમ કે-ગુણમાં જ પર્યાયનું ઉપાદાન-કારણપણું માનવામાં દ્રવ્યનું કાર્ય ગુણથી જ સિદ્ધ થવાથી, ગુણપર્યાયમાં જ પદાર્થપણાનો પ્રસંગ થવાથી દ્રવ્યની નિરર્થકતાની આપત્તિ છે.

**શંકા**-દ્રવ્યનો પર્યાય-ગુણનો પર્યાય, એ રૂપ કાર્યના ભેદથી દ્રવ્ય અને ગુણરૂપ કારણના ભેદથી દ્રવ્ય નિરર્થક કેવી રીતે ?

**સમાધાન**-અન્યોઽન્યાશ્રય દોષ આવે છે. જેમ કે-કારણનો ભેદ થયે છતે કાર્ય-ભેદ છે અને કાર્યનો ભેદ હોયે છતે કારણનો ભેદ સિદ્ધ થાય છે. ઇતિ. તેથી જ આ પ્રમાણે દ્રવ્યપર્યાયરૂપ સામાન્યવિશેષ એક વસ્તુ છે, કેમ કે-પ્રતિભાસનો ભેદ હોવા છતાંય અભિન્ન છે. જે પ્રતિભાસના ભેદમાં પણ અભિન્ન છે, તે એક છે. જેમ મેચકનું જ્ઞાન.

૦ તથાચ દ્રવ્યપર્યાય ભિન્ન નથી તેથી એક વસ્તુ છે.

૦ આ અસિદ્ધહેતુ નથી, કેમ કે-કેવળ દ્રવ્ય-કેવળ પર્યાય વસ્તુરૂપે જ્યારે કહેવાય, ત્યારે જ અસિદ્ધિ થાય ! પણ તે જ નથી, કેમ કે-ક્રમયૌગપદ્યથી વિરોધ હોઈ અર્થક્રિયાનો અસંભવ છે. વળી 'જ્યાં ક્રમયૌગપદ્યથી વિરોધ, ત્યાં અસિદ્ધ છે' એમ કહેવું વ્યાજબી નથી, કેમ કે-સર્વથા એકસ્વભાવવાળા દ્રવ્યમાં કે પર્યાયમાં ક્રમયૌગપદ્યનું અદર્શન છે. અનેક પર્યાયસ્વરૂપવાળા જ દ્રવ્યમાં જ તે ક્રમયૌગપદ્યનો અનુભવ છે.

**શંકા**-દ્રવ્યપર્યાય વાસ્તવિક છતાં તેમ અભેદ અસિદ્ધ છે, કેમ કે-ઘટ આદિ દ્રવ્ય કરતાં રૂપાદિ પર્યાયોમાં જ્ઞાનપ્રતિભાસનો ભેદ છે. જેમ કે-ઘટ-પટ આદિ. કેમ ખરોબર છે ને ?

**સમાધાન**-તે જ્ઞાનપ્રતિભાસ એકત્વનો વિરોધ નથી, માટે દ્રવ્યપર્યાયમાં અભેદ સિદ્ધ છે. ખરેખર, ઉપયોગવિશેષથી રૂપાદિજ્ઞાનપ્રતિભાસ ભેદ સ્વવિષયની એકતાનું નિરા-કરણ કરતો નથી. જેમ કે-સામગ્રીના ભેદમાં ક્રમથી એક અર્થથી ઉપનિબદ્ધ વિશદથી ઇતર (પરોક્ષ) જ્ઞાન.

૦ વિશેષણથી વિરૂદ્ધ હેતુ નથી, કેમ કે-વિશેષણભૂત પ્રતિભાસભેદનો અવ્યતિરિક્ત-ત્વ(અભેદ)રૂપ હેતુની સાથે વિરોધની અસિદ્ધિ છે.

**શંકા**-અવ્યતિરિક્તત્વ એટલે એકતા જ. તથાચ સાધ્યથી અવિશિષ્ટ હેતુ થશે ને ?

**સમાધાન**-કથંચિત્ પણ અશક્ય વિવેચનત્વવાળા અવ્યતિરિક્તત્વને હેતુપણાએ પ્રયોગ છે.

**શંકા**-અશક્ય વિવેચનપણું પણ અસિદ્ધ છે ને ?

**સમાધાન**-વિવક્ષિત દ્રવ્યપર્યાયોને દ્રવ્યાન્તરમાં લઈ જવાનું અશક્યત્વ સારી રીતે

પ્રતીત છે. જેમ કે-વેદ્યવેદક આકારજ્ઞાન: કેમ કે-વેદ્યવેદક આકારનું જ્ઞાનાન્તરમાં લઈ જવાનું અશક્યત્વ જ તે અશક્ય વિવેચનત્વ અભિમત છે.

**શંકા**-દ્રવ્યપર્યાય અયુતસિદ્ધ [જેને છોડીને જે ન રહી શકે, બંને અયુતસિદ્ધ છે. જે બંનેમાં એક પદાર્થ જ્યાં સુધી તે નષ્ટ ન થઈ જાય, ત્યાં સુધી પરસ્પર એકબીજા સિવાય રહી ન શકે તે જ બંને અયુતસિદ્ધ છે.] હોવાથી અશક્ય વિવેચનત્વ છે જ ને?

**સમાધાન**-બોલો, આ અયુતસિદ્ધત્વ શું છે? દેશથી અભેદરૂપ અયુતસિદ્ધત્વ નથી, કેમ કે-પવન અને આતપમાં તે અયુતસિદ્ધત્વનો પ્રસંગ આવશે. કાળથી અભેદરૂપ અયુતસિદ્ધત્વ નથી, કેમ કે-પવન અને આતપમાં તે અયુતસિદ્ધત્વનો પ્રસંગ આવશે! સ્વભાવથી અભેદરૂપ અયુતસિદ્ધત્વ નથી, કેમ કે-સર્વથા અભેદ માનવામાં વિરોધ આવે છે. જો તે કથંચિત્ છે, તો તે જ અશક્ય વિવેચનત્વ છે. [પૃથગ્ આશ્રયના અનાશ્રિયિત્વરૂપ, પૃથક્ અગતિમત્વરૂપ અયુતસિદ્ધત્વ અશક્ય વિવેચનપણું કોઈ જુદું નથી, એમ પણ જાણવું.] તે જ અવિષ્વગ્ભાવ-સમવાય (અયુતસિદ્ધવૃત્તિ) છે, એમ પરમતપ્રસિદ્ધ છે. અન્યથા, તે અશક્ય વિવેચનપણું ઘટતું નથી.

**શંકા**-ધર્મિગ્રાહકપ્રમાણથી બાધ ન હોવાથી બાધદોષ છે ને?

**સમાધાન**-તે કારણથી કથંચિદ્ ભિન્ન જ બે ધર્મીનું ગ્રહણ છે.

० સર્વથા ભિન્ન દ્રવ્યપર્યાયમાં દ્રવ્યપર્યાયિત્વનો અસંભવ છે.

**શંકા**-ભિન્ન દ્રવ્ય અને પર્યાયમાં કેવી રીતે અભેદ થઈ શકે? કેમ કે-વિરોધ છે. કથંચિદ્ ભેદાભેદનો અનુભવ હોવાથી, મેચકજ્ઞાનની માફક, ત્યાં વિરોધ-વૈયધિકરણ્ય-સંશય-વ્યતિકર-સંકર-અનવસ્થા-અપ્રતિપત્તિ-અભાવરૂપ આઠ દોષ આવતા નથી, કેમ કે-તે દોષોનું તથાપ્રતીતિના બળથી પહેલાં ખંડન કરેલું છે. તેથી [આ પ્રમાણે દ્રવ્ય અને પર્યાયના એકત્વમાં ભેદ કેવી રીતે સિદ્ધ થાય છે? એમ જો કહો છો, તો પરસ્પર-ભિન્ન સ્વભાવ-પરિણામ-સંજ્ઞા-સંખ્યા-પ્રયોજન આદિથી દ્રવ્ય-પર્યાયનો ભેદ છે, એમ સમજો. ખરેખર, દ્રવ્ય અનાદિઅનંત એક સ્વભાવ સ્વાભાવિક પરિણામવાળું છે અને પર્યાય સાદિસાન્ત અનેક સ્વભાવ પરિણામવાળો છે. દ્રવ્યને દ્રવ્ય અને પર્યાયને પર્યાય એમ અન્વર્થ (અર્થ પ્રમાણે) સંજ્ઞાભેદ છે. 'એક દ્રવ્ય છે' એમ એકત્વસંખ્યા દ્રવ્યમાં 'પર્યાયો ઘણા છે.' પર્યાયમાં બહુત્વ-સંખ્યા છે. આ પ્રમાણે સંખ્યાભેદ છે. દ્રવ્યનું એકત્વના અન્વયના, જ્ઞાન આદિ પર્યાયનું અનેકત્વના વ્યાવૃત્તિના જ્ઞાનાદિ પ્રયોજન છે, એવો પ્રયોજનનો ભેદ છે. દ્રવ્ય ત્રિકાળ વિષયવાળું છે, પર્યાય વર્ત્તમાનકાળ વિષયવાળો છે, એવો કાલકૃતભેદ છે. વળી આ પ્રમાણે દ્રવ્યપર્યાયાત્મક વસ્તુ 'स्याद् अनेकं' કેમ કે-સ્વલક્ષણનો ભેદ છે. 'स्यात् एकमेव' કેમ કે-અશક્ય વિવેચન છે. 'स्याद् उभयमेव' કેમ કે-ક્રમથી અર્પિત દ્વય છે. 'स्याद् अवक्तव्यमेव' કેમ કે-સહ અર્પિત દ્વયથી કહેવાને અશક્ય છે. 'स्याद् अनेकं अवक्तव्यमेव' કેમ કે-વિરુદ્ધ

ધર્માધ્યાસ સહ અર્પિત દ્રવ્ય છે. 'स्याद् एकं अवक्तव्यमेव' કેમ કે-અશક્ય વિવેચન સહ અર્પિત દ્રવ્ય છે. 'स्याद् उभयं अवक्तव्यमेव' કેમ કે-ક્રમથી-અક્રમથી અર્પિત દ્રવ્ય છે. આવી સપ્તભંગી, વિચારવી.] દ્રવ્ય અને પર્યાયનો કથંચિદ્ અભેદ સિદ્ધ થયેલ છે. ઈતિ.

ननु सुखज्ञानादीनां गुणत्वं सुखदुःखादीनां पर्यायत्वमिति कथं? पर्यायगुणयोरभेदादित्यत्राह—

**अत्र य एव सुखादयो गुणास्त एव पर्याया इति कथं भेद इति नो वाच्यम्, कालभेदेन भेदस्यानुभवात् ॥ सूत्र–९ ॥**

**अत्रेति ।** कालभेदस्यानुभूयमानत्वेन तदपेक्षयैव भेदो न सर्वथेति भावः ॥

## ગુણપર્યાયના ભેદ.

**શંકા**-સુખ-જ્ઞાન આદિનું ગુણત્વ, સુખ-દુઃખ આદિનું પર્યાયપણું, એમ કેવી રીતે? કેમ કે-પર્યાય અને ગુણનો અભેદ છે ને?

**સમાધાન**-આના જવાબમાં કહે છે કે-

**ભાવાર્થ**-"અહીં જે સુખ આદિ ગુણો જ છે અને તે જ પર્યાયો છે, તો ભેદ કેવી રીતે?" એવું નહીં બોલવું, કેમ કે-કાળના ભેદથી ગુણપર્યાયના ભેદનો અનુભવ છે.

**વિવેચન**-કાળનો ભેદ અનુભવાતો હોઈ તે કાળભેદની અપેક્ષાએ જ ગુણપર્યાયમાં ભેદ છે, સર્વથા ભેદ નથી.

तदेवं प्रमाणस्य परिच्छेद्ये समासत आदर्शिते किमीदृशस्य प्रमाणस्य फलमिति जिज्ञासायामाह—

**प्रमाणजन्यं फलं द्विविधमनन्तरं परम्परमिति । अज्ञाननिवृत्तिरनन्तरफलम्, केवलिनामपि प्रतिक्षणमशेषार्थविषयाज्ञाननिवृत्तिरूपपरिणतिरस्त्येव, अन्यथा द्वितीयादिसमये तदनभ्युपगमेऽज्ञत्वप्रसङ्गः ॥ सूत्र–१० ॥**

**प्रमाणजन्यमिति ।** अनन्तरमिति, अन्तररहितमव्यवहितं फलमित्यर्थः । परम्परमिति, व्यवहितं फलमित्यर्थः, अनन्तरं फलं प्रमाणानां दर्शयति अज्ञाननिवृत्तिरिति, प्रमाणप्रवृत्तिपूर्वकालीनं प्रमातृविवक्षितविषयकं यदज्ञानं तस्य निवृत्तिरव्यवहितं फलं अज्ञानमुद्दलयतामेव प्रमाणानां प्रवृत्तिरज्ञानस्य सर्वानर्थमूलतया प्रमात्रपकारित्वात्तन्निवर्त्तनस्य प्रयोजनता युक्तैव, एतच्चाव्यवहितं फलं सर्वज्ञानानामेकरूपत्वात् सामान्येनोक्तमिति भावः, एतदुपलक्षकमर्थप्रकाशस्य, तस्याप्यव्यवहितफलत्वात् प्रमातॄणां सर्वेषामर्थार्थित्वादर्थप्रकाशस्य फलत्वौचित्यात् । ननु प्रमाणस्याप्यर्थसंवेदनरूपत्वेन तस्यैव प्रमाणस्य फलत्वेनोक्तिः पर्यवसिता, किमतः? प्रमाणफलयोरभेदः स्यात्, ततोऽपि किं? असतः कारणत्वस्य सतश्च फलत्वस्य प्रसङ्गः स्यादिति चेन्मैवम्, जन्मन्येवास्य दोषत्वाद व्यवस्थायामदोषात्, कर्मोन्मुखज्ञानव्यापारस्य फलत्वात् कर्तृव्यापारोल्लेखिबोधस्य प्रमाणत्वात् कर्तृस्थायां प्रमाणरूपायां क्रियायां सत्यामर्थप्रकाशसिद्धेः । एकज्ञानगतत्वेन प्रमाणफलयोरभेदो व्यवस्थाप्यव्यवस्थापकभावाच्च भेद इति भेदाभेदरूपः

प्रमाणफलभावोऽबाधितं स्याद्वादमनुगच्छति, करणस्य क्रियायाश्च कथञ्चिदेकत्वात्प्रदीपतमोविगमवत्, नानात्वं च परश्वधादिवत् । न च यथा देवदत्तः काष्ठं परशुना च्छिनत्तीति करणस्य परशोर्देवदत्त-निष्ठत्वेन छिदायाः काष्ठस्थत्वेन च नानात्वं यथैव च प्रदीपस्तमो नाशयत्युद्योतेनेत्यत्रापि करणस्योद्योतस्य तमोनाशात्मकक्रियायाश्च नानात्वं प्रतीयते तथैव करणस्य प्रमाणस्य क्रियायाश्च फलज्ञानरूपाया नानात्वेनैव भवितव्यमभेदे दृष्टान्ताभावादिति वाच्यम्, प्रदीपस्स्वात्मनाऽऽत्मानं प्रकाशयतीति प्रतीतेः प्रदीपात्मनः कर्त्तुरनन्यस्य कथञ्चित्करणस्य प्रकाशनक्रियायाश्च प्रदीपात्मिकायाः कथञ्चिदभेदसिद्धेः, तद्वत्प्रमाणफलयोरपि कथञ्चिदभेदसिद्धिरुदाहरणसद्भावात्, तथा सर्वथा तादात्म्येन प्रमाणफलयोर्व्यवस्था च भवितुमर्हतीति भाव' । ननु केवलिनां सदा सर्वप्रमेयस्य प्रत्यक्षत्वादज्ञाननिवृत्ति' कथं फलमित्यत्राह केवलिनामपीति, ननु प्रथमसमय एव केवलस्याशेषार्थसंवेदनरूपेण परिणतौ प्रदीपप्रकाशयोरिवाज्ञानध्वंससम्भवेऽपि द्वितीयादिक्षणे कथमज्ञाननिवृत्तिपरिणतिरित्यत्राहान्यथेति, तदनभ्युपगमेऽज्ञाननिवृत्तिपरिणामानभ्युपगमे, अज्ञत्वप्रसङ्ग इति, अज्ञाननिवृत्तेरभावादिति भावः, तथा च प्रथमसमयेऽज्ञाननिवृत्तिः प्रथमसमयविशिष्टतयाऽऽसीत् द्वितीयादिसमये तु द्वितीयादिसमयविशिष्टतया भवतीति न फलाभावलक्षणो दोष इति भावः ॥

## પ્રમાણજન્યનું ફળવર્ણન.

આ પ્રમાણે પ્રમાણનો વિષય સંક્ષેપથી બતાવ્યા બાદ આવા પ્રમાણનું શું ફળ છે? આવી જિજ્ઞાસામાં કહે છે કે–

**ભાવાર્થ**–'પ્રમાણજન્ય ફળ બે પ્રકારનું છે. એક અનંતરફળ અને બીજું પરંપરફળ છે. અજ્ઞાનની નિવૃત્તિ અનંતરફળ છે. કેવલીઓમાં પણ પ્રતિક્ષણ સમસ્ત અર્થના વિષયની અજ્ઞાનની નિવૃત્તિરૂપ પરિણતિ છે જ. અન્યથા, દ્વિતીય આદિ સમયમાં તેના અસ્વીકારમાં અજ્ઞતાનો પ્રસંગ છે."

**વિવેચન**–અનંતર એટલે અંતર વગરનું અવ્યવહિત ફળ. પરંપર એટલે પરંપરાનું ફળ–વ્યવહિત ફળ સર્વ પ્રમાણોનું અનંતર ફળ બતાવે છે. 'अज्ञान निवृत्ति'रिति । અજ્ઞાનનું ઉન્મૂલ કરતા જ પ્રમાણોની પ્રવૃત્તિ છે. વળી અજ્ઞાન સર્વ અનર્થોનું મૂળ હોઈ, પ્રમાતાનું અપકારી હોઈ તે અજ્ઞાનની નિવૃત્તિ પ્રધ્વંસની પ્રયોજનતા છે. આ અવ્યવહિત ફળ સર્વ જ્ઞાનોનું એકરૂપ હોઈ સામાન્યથી કહેલું છે. [સર્વ પ્રમાણોનું અવ્યવહિત ફળ અજ્ઞાનની નિવૃત્તિ છે અને તે સ્વ–પર વ્યવસાયીરૂપ છે. જેમ ઘટનો ધ્વંસ કપાલના સમુદાયરૂપ છે, તેમ અજ્ઞાનનો ધ્વંસ પણ સ્વ–પર નિશ્ચયાત્મક છે.] આ કથન અર્થપ્રકાશનું ઉપલક્ષક છે. તે અર્થપ્રકાશ અવ્યવહિત ફળ છે, કેમ કે–સર્વ પ્રમાતાઓ અર્થના અર્થી હોઈ અર્થપ્રકાશમાં ફળપણાની ઉચિતતા છે.

**શંકા**–પ્રમાણ પણ અર્થસંવેદનરૂપ હોઈ અંતતો ગત્વા તે પ્રમાણમાં જ ફળપણાનું કથન છે, માટે શું પ્રમાણ અને ફળમાં અભેદ થશે ને? વળી કહેશો કે–એથી શું થયું?

તો અમે કહીએ છીએ કે–અસત્કારણપણાનો અને સત્ફળપણાનો પ્રસંગ આવશે જ ને?

**સમાધાન**–અસત્ એવા કારણતાનો સત્ એવા ફલત્વના પ્રસંગરૂપ દોષ પ્રમાણ-ફળની ઉત્પત્તિમાં છે પરંતુ પ્રમાણફળની વ્યવસ્થામાં દોષ નથી, કેમ કે–કર્મ(વિષય)સન્મુખ જ્ઞાનવ્યાપારમાં ફળપણું છે, કર્ત્તાના વ્યાપારના ઉલ્લેખવાળા બોધમાં પ્રમાણપણું છે. એથી કર્તામાં રહેલ પ્રમાણરૂપ ક્રિયા હોયે છતે અર્થપ્રકાશની સિદ્ધિ છે.

૦ એક જ્ઞાનમાં રહેલ હોવાથી પ્રમાણફળમાં અભેદ છે અને વ્યવસ્થાપ્ય વ્યવસ્થાપક ભાવથી ભેદ છે. આમ ભેદાભેદરૂપ પ્રમાણફળભાવ અબાધિત સ્યાદ્વાદને અનુસરે છે.

૦ વળી ક્રિયા અને કરણનું કથંચિદ્ એકત્વ છે. જેમ પ્રદીપ અને તમોવિનાશ છે, તેમ અહીં સમજવું અને પરશુ આદિની માફક કથંચિત્ અનેકત્વ જાણવું.

**શંકા**–'જેમ દેવદત્ત કૂહાડાથી લાકડાને છેદે છે. આવા સ્થળમાં કરણભૂત પરશુ દેવદત્તમાં રહેલ હોઈ અને છેદનરૂપ ક્રિયા કાષ્ઠમાં રહેલ હોઈ અનેકત્વ (ભેદ) છે. જેમ 'દીપક અંધકારને દૂર કરે છે પ્રકાશવડે.' આવા સ્થળમાં કરણરૂપ ઉદ્યોતનું અને તમોવિનાશરૂપ ક્રિયાનું અનેકત્વ (ભેદ) પ્રતીયમાન થાય છે. તેવી રીતે કરણભૂત પ્રમાણનું ફળજ્ઞાનરૂપ ક્રિયાનું અનેકત્વ (ભેદ) માનવું પડે છે, કેમ કે–અભેદમાં દૃષ્ટાન્તનો અભાવ છે ને?

**સમાધાન**–'પ્રદીપ પોતાને સ્વપ્રકાશવડે પ્રકાશિત કરે છે.' આવી પ્રતીતિથી પ્રદીપરૂપ કર્ત્તાથી અભિન્ન એવા કથંચિત્ કરણના અને પ્રદીપ આત્મક પ્રકાશનક્રિયાના કથંચિદ્ અભેદની સિદ્ધિ છે. તેની માફક પ્રમાણફળમાં પણ કથંચિદ્ અભેદની સિદ્ધિ છે, કેમ કે–દૃષ્ટાન્તનો સદ્ભાવ છે. તથાચ સર્વથા તાદાત્મ્યથી પ્રમાણફળની વ્યવસ્થા થવાને યોગ્ય છે.

**શંકા**–કેવલીઓમાં સદા સર્વ પ્રમેયનું પ્રત્યક્ષપણું હોવાથી અજ્ઞાનનિવૃત્તિરૂપ ફળ કેવી રીતે?

**સમાધાન**–કેવલીઓમાં પ્રતિસમય સમસ્ત અર્થના વિષયની અજ્ઞાનનિવૃત્તિરૂપ ફળ છે જ.

**શંકા**–પ્રથમ સમયમાં જ કેવલજ્ઞાનની અર્થસંવેદનરૂપે પરિણતિ હોયે છતે, પ્રદીપ-પ્રકાશની માફક અજ્ઞાનધ્વંસનો સંભવ છતાં દ્વિતીય આદિ ક્ષણમાં કેવી રીતે અજ્ઞાનનિવૃત્તિ-રૂપ પરિણુત્તિ?

**સમાધાન**–અન્યથા, દ્વિતીય આદિ સમયમાં અજ્ઞાનનિવૃત્તિરૂપ ફળના અસ્વીકારમાં અજ્ઞતાનો પ્રસંગ છે, કેમ કે–અજ્ઞાનનિવૃત્તિનો અભાવ છે. તથાચ પ્રથમ સમયમાં અજ્ઞાનનિવૃત્તિ પ્રથમ સમય વિશિષ્ટપણાએ હતી, દ્વિતીય આદિ સમયમાં તો દ્વિતીય આદિ સમય વિશિષ્ટપણાએ અજ્ઞાનનિવૃત્તિરૂપ ફળ હોય છે; માટે ફળના અભાવરૂપ દોષ નથી.

अथ किं तस्य व्यवहितं फलमित्यत्राह—

**केवलज्ञानस्य परम्परफलं माध्यस्थ्यं हानोपादानेच्छाया अभावात्, तीर्थंकरत्वनामोदयात्तु हितोपदेशप्रवृत्तिः, सुखन्तु न केवलज्ञानस्य फलं, अशेषकर्मक्षयस्य फलत्वात् ॥ सूत्र-११ ॥**

केवलज्ञानस्येति । माध्यस्थ्यमिति, मध्यस्थवृत्तितेत्यर्थः, उपेक्षेति भावः । हेतुमाह हानेति, संसारतत्कारणस्य हेयस्य हानात् मोक्षतत्कारणस्योपादेयस्योपात्तत्वाच्च सिद्धप्रयोजनत्वादिति भावः । ननु करुणावतः परदुःखजिहासोः कथमुपेक्षा, तदभावे च कथमाप्त इति चेन्न निष्पन्नयोगस्य मैत्र्यादिवर्जितसद्बोधमात्रचित्तस्य मोहविलासरूपकरुणाया असम्भवात्, अन्यदुःखनिराचिकीर्षायां स्वदुःखनिवर्त्तनवदकरुणयापि वृत्तेः, ननु यः स्वस्मित् दुःखनिवर्त्तकस्स स्वात्मनि करुणावान् यथाऽस्मदादिः तथा च योगी स्वदुःखनिवर्त्तक इति प्रयोगेण दयालोरेवात्मदुःखनिवर्त्तकत्वं इति चेन्न स्वभावतोऽपि स्वपरदुःखनिवर्त्तकत्वोपपत्तेः प्रदीपवत् । नहि प्रदीपः कृपालुतयाऽऽत्मानं परं वा तमसो दुःखहेतोर्निवर्त्तयति किन्तु स्वभावादेव,, ततो निश्शेषान्तरायक्षयादभयदानं प्रक्षीणावरणस्यात्मनः स्वरूपमेव परमा दया, सैव च मोहाभावाद्रागद्वेषयोरप्रणिधानान्माध्यस्थ्यमिति भावः । नन्वेवं कथं तस्य हितोपदेशे प्रवृत्तिरिष्टसाधनताज्ञानस्य तद्धेतुत्वाद्योगिन इष्टाभावादित्यत्राह तीर्थकरत्वेति, हितोपदेशप्रवृत्तिरिति, तया परदुःखनिराकरणसिद्धिरिति भावः । ननु केवलज्ञानस्य सुखमपि फलमन्यथा 'केवलस्य सुखोपेक्षे' इति पूर्वाचार्यवचनविरोधो दुष्परिहर इति चेत्सत्यं, किन्तु न सद्वेदयक्षोदक्षमोऽयं केवलज्ञानस्य सुखफलत्वपक्ष इत्युपेक्षितः । सुखस्य हि संसारिणि सद्वेद्यकर्मोदयफलत्वं मुक्ते तु समस्तकर्मक्षयफलत्वं प्रमाणोपपन्नं न पुनर्ज्ञानफलत्वं, तस्मात्पारंपर्येण केवलज्ञानस्य फलमौदासीन्यमित्यभिप्रायेणाह सुखन्त्विति, तर्हि कस्य फलं सुखमित्यत्राहाशेषेति ॥

## પ્રમાણના વ્યવહિત ફળનું વર્ણન.

**ભાવાર્થ**–"કેવલજ્ઞાનનું પરંપરાનું ફળ માધ્યસ્થ્ય છે, કેમ કે–હાનની ઇચ્છા અને ઉપાદાનની ઇચ્છાનો અભાવ છે. તીર્થંકરનામકર્મના ઉદયથી તો હિતોપદેશ પ્રવૃત્તિ છે. સુખ તો કેવલજ્ઞાનનું ફળ નથી પરંતુ સકલ કર્મક્ષયનું ફળ છે."

**વિવેચન**–માધ્યસ્થ્ય એટલે મધ્યસ્થવૃત્તિતા–ઉદાસીનતા–ઉપેક્ષા છે, કારણ કે–સંસાર અને તેના કારણભૂત હેયનું હાન (ત્યાગ) છે. મોક્ષ અને મોક્ષના કારણભૂત ઉપાદેયનું ગ્રહણ કરેલું હોવાથી સિદ્ધપ્રયોજન–કૃતકૃત્ય કેવલીઓ હોય છે.

**શંકા**–પરદુઃખના વિનાશની ઇચ્છાવાળા કરૂણાવંતને ઉપેક્ષા કેવી? કરૂણાના અભાવમાં કેમ આપ્ત કહેવાય?

**સમાધાન**–મૈત્રી આદિ વર્જિત સમ્યગ્જ્ઞાનરૂપ ચિત્તવાળા કેવલીમાં મોહના વિલાસરૂપ કરૂણાનો અસંભવ છે, કેમ કે–સ્વદુઃખની નિવૃત્તિની માફક અન્ય દુઃખના નિરાકરણમાં કરૂણા વગર પણ પ્રવૃત્તિ છે.

**શંકા**–જે પોતાના વિષે દુઃખનો નિવર્ત્તક છે, તે સ્વાત્માના વિષે કરૂણાવાળો છે. જેમ કે–અસ્મદ્ આદિ. તથાચ યોગી સ્વદુઃખનિવર્ત્તક છે. આવા અનુમાનના પ્રયોગથી દયાળુમાં જ આત્મદુઃખ–નિવર્ત્તકપણું છે ને?

**સમાધાન**-પ્રદીપની માફક સ્વભાવથી પણ સ્વદુઃખ-પરદુઃખના નિવર્ત્તકત્વની ઉપપત્તિ છે. પ્રદીપ કૃપાળુપણાએ સ્વના કે પરના દુઃખના હેતુભૂત અંધકારનું નિવારણ કરતો નથી પરંતુ સ્વભાવથી જ તમોહર છે. તે સ્વભાવથી સમસ્ત અંતરાય(કર્મ)ના ક્ષયથી અભયદાન, પ્રક્ષીણ આવરણવાળા આત્માનું સ્વરૂપ જ પરમ દયા છે. તે પરમ દયા જ મોહના અભાવથી, રાગ-દ્વેષના અસંનિધાનથી મધ્યસ્થતા સમજવાની છે.

**શંકા**-આ પ્રમાણે જો છે, તો કેવી રીતે તે કેવલીની હિતોપદેશમાં પ્રવૃત્તિ? કેમ કે-પ્રવૃત્તિમાં હેતુ ઇષ્ટસાધનતાનું જ્ઞાન છે અને કેવલીમાં ઇષ્ટ(તા)નો અભાવ છે ને?

**સમાધાન**-તીર્થંકરત્વનામકર્મના ઉદયથી જો હિતોપદેશમાં પ્રવૃત્તિ છે, તો હિતોપદેશ પ્રવૃત્તિદ્વારા પરદુઃખનિરાકરણની સ્વભાવથી સિદ્ધિ છે.

**શંકા**-કેવલજ્ઞાનનું સુખ પણ ફળ છે. અન્યથા, 'केवलस्य सुखोपेक्षे' કેવલજ્ઞાનનું ફળ સુખ અને ઉપેક્ષા છે. પૂર્વાચાર્યના આવા વચનની સાથે આવતા વિરોધનો પરિહાર કેવી રીતે?

**સમાધાન**-જો કે તમારૂં કહેવું ઠીક છે, પરંતુ સહૃદયના વિચારમાં આ કેવલજ્ઞાનનો સુખફળપણાનો પક્ષ નથી માટે ઉપેક્ષિત કરેલ છે. ખરેખર, સંસારી જીવમાં, સુખમાં શાતા-વેદનીયકર્મના ઉદયજન્યફળપણું છે. સિદ્ધાત્મામાં તો સકલ કર્મના ક્ષયજન્યફળપણું સુખમાં છે. આ વસ્તુ પ્રમાણથી યુક્તિયુક્ત છે. પરંતુ જ્ઞાનજન્યફળપણું મુક્તમાં નથી, તેથી પરંપરાએ કેવલજ્ઞાનનું ફળ ઔદાસીન્ય છે.

मतिश्रुतादीनाञ्चतुर्णान्तु व्यवहितं तदाह—

**तद्भिन्नप्रमाणानान्तु हानोपादानोपेक्षाबुद्धयः फलम् ॥ सूत्र-१२ ॥**

**तद्भिन्नेति** । केवलज्ञानभिन्नेत्यर्थः । व्यवधानेन जिहासाजनिका उपादित्साजनिका वहिः-प्रवृत्तिनिवृत्तिविषयान्तरसञ्चारशून्यनिभृतज्ञानरूपा वा बुद्धयः फलमित्यर्थः । जिहासाजनकोपादित्सा-जनकबुद्धिद्वारेण च हेयहानोपादेयोपादानात्मिका विरतिरपि फलम् । स्मृत्यजनकज्ञानरूपोपेक्षायास्तु न कथमपि मत्यादिप्रमाणफलत्वं, अवग्रहादिधारणापर्यन्तत्वान्मत्युपयोगस्येति केचित् ॥

## મતિ-શ્રુત આદિ પ્રમાણોનું ફળવર્ણન.

**ભાવાર્થ**-"તે કેવલજ્ઞાનથી ભિન્ન પ્રમાણોનું હાન-ઉપાદાન-ઉપેક્ષાબુદ્ધિઓ પરંપરા ફળ છે."

**વિવેચન**-વ્યવધાનદ્વારા (પરંપરાએ) હાનની ઇચ્છાજનક, ગ્રહણની ઇચ્છાજનક, અથવા બાહ્ય પ્રવૃત્તિથી નિવૃત્તિ, વિષયાન્તર સંચારશૂન્ય નિભૃત (નિશ્ચળ-શાન્ત) જ્ઞાનરૂપ બુદ્ધિઓ ફળ છે. ત્યાગેચ્છાજનક-ગ્રહણેચ્છાજનક બુદ્ધિદ્વારા ત્યાજ્યના ત્યાગરૂપ-ગ્રાહ્યના ગ્રહણરૂપ વિરતિ પણ ફળ છે. સ્મૃતિના અજનકજ્ઞાનરૂપ ઉપેક્ષામાં તો કોઈ પણ રીતે મતિ આદિ પ્રમાણફળપણું નથી, કેમ કે-અવગ્રહથી માંડી ધારણા સુધી મતિનો ઉપયોગ છે, એમ

કેટલાકોની માન્યતા છે. [કેવલજ્ઞાનથી ભિન્ન પ્રત્યક્ષ-પરોક્ષરૂપ પ્રમાણો ઉપાદેયભૂત કુંકુમ-ચંદનાદિમાં ઉપાદાનબુદ્ધિ-ગ્રહણબુદ્ધિ, હેયભૂત વિષ-અંગાર આદિમાં હાનબુદ્ધિ, ત્યાગબુદ્ધિ અને ઉપેક્ષણીયભૂત ઘાસ-ઢેફાં આદિમાં ઉપેક્ષાબુદ્ધિ પરંપરાએ ફળ છે.]

प्रमाणानां फलं प्रमाणाद्भिन्नमेवेति केचित्, परे चाभिन्नमेवेति, तत्र तत्त्वजिज्ञासायां श्रोतुस्समुदितायां तदपनोदनायाह—

**फलञ्च प्रमाणाद्भिन्नाभिन्नं, प्रमाणतया परिणतस्यैवाऽऽत्मनः फलत्वेन परिणमनात्तयोः कथञ्चिदभेदः, कार्यकारणभावेन प्रतीयमानत्वाच्च कथञ्चिद्भेदः ॥ इति समाप्तं प्रमाणनिरूपणम् ॥ सूत्र-१३ ॥**

**फलञ्चेति** । प्रमाणफलञ्चेत्यर्थः चोऽनुक्तसमुच्चयार्थः । अनेन धर्मिनिर्देशः कृतः, प्रमाणाद्भिन्नाभिन्नमिति, साध्यधर्मनिर्देशः, प्रमाणफलत्वान्यथानुपपत्तेरिति हेतुः पूरणीयः । एकान्ततस्तयोर्भेदे प्रमाणफले इमे स्वकीये इमे च परकीये इति नैयत्यं न स्यात्, तस्मादेकप्रमातृतादात्म्येन तयोः कथञ्चिदभेदो वाच्य इत्याशयेनाह प्रमाणतयेति, यो ह्यात्मा प्रमाणाकारेण परिणमते स एव फलरूपतया परिणमते नान्यः, तथादर्शनात्, अन्यथा प्रमाणफलनियमो न भवेदेवेति भावः । अस्तु तर्हि तयोरभेद एवेत्यत्राह कार्यकारणभावेनेति, कुठारच्छेदनयोरिव प्रमाणफलयोर्हेतुहेतुमद्भावेन प्रतीयमानत्वात्कथञ्चिद्भेदोऽपि स्यादर्थप्रकाशनादौ हि प्रमाणं साधकतमं कारणमर्थप्रकाशस्तत्साध्यं फलमिति प्रतीयते, सर्वथाऽभेदे हि नेयं व्यवस्था भवेदिति भावः । चशब्देनानुक्तस्यात्मनः प्रमातुस्संग्रहः । तेन प्रमाणफलयोर्यत् परिणामिकारणं स प्रमाता, यदि प्रमाता न भवेन्न भवेदेव तदा प्रमाणफलयोर्भेदाभेदः, प्रमाणाभिन्नात्माभिन्नत्वाद्धि प्रमाणफलयोरभेदो वाच्यो गत्यन्तराभावात्, तथा चात्मनोऽभावे सर्वथा क्षणिकत्वे सर्वथा नित्यत्वे च तदभेदासम्भवेन प्रमाणफलव्यवस्थाविच्छेदापत्त्या प्रणाणफलाभ्यां भिन्नाभिन्न उत्पादव्ययध्रौव्यात्मकः प्रमाताऽभ्युपेय इति दर्शितः । तदेवं प्रमाणविषयफलप्रमातॄणां निरूपितत्वादवसितं प्रमाणनिरूपणमित्याहेतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकार श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां प्रमाणनिरूपणं नाम सप्तमः किरणः ॥

## પ્રમાણોનું ફળ પ્રમાણથી ભિન્નાભિન્ન.

પ્રમાણોનું ફળ પ્રમાણથી ભિન્ન છે, એમ કેટલાક (નૈયાયિકો) કહે છે. કેટલાક (બૌદ્ધો) અભિન્ન જ છે એમ માને છે. આ વિષયના તત્ત્વને જાણવાની ઇચ્છા જ્યારે શ્રોતાને ઉપસ્થિત થાય છે, ત્યારે આ જિજ્ઞાસાને શાન્ત કરવા માટે કહે છે કે-

ભાવાર્થ-"ફળ, પ્રમાણથી ભિન્નાભિન્ન છે. પ્રમાણપણાએ પરિણત જ આત્મા ફળરૂપે પરિણત થતો હોવાથી તે પ્રમાણફળનો કથંચિત્ અભેદ છે. કાર્ય-કારણભાવથી પ્રતીયમાન થતા હોવાથી તે પ્રમાણફળમાં કથંચિદ્ ભેદ છે." આ પ્રમાણે પ્રમાણનિરૂપણ સમાપ્ત થાય છે.

**વિવેચન**-અહીં 'ચ' અકથિતના સમુચ્ચયનો ઘોતક હોઈ, ફળ એટલે પ્રમાણફળ (આ પદ ધર્મીપક્ષવાચક હોઈ આ પદથી ધર્મીનિર્દેશ કરેલો છે.) પ્રમાણથી ભિન્નાભિન્ન છે, (સાધ્યધર્મ વાચકપદ હોઈ આ પદથી ભેદાભેદરૂપ સાધ્યધર્મનો નિર્દેશ કરેલો છે.) કેમ કે-પ્રમાણફલત્વાન્યથાનુપપત્તિ' છે. (આ રૂપ હેતુ અધ્યાહારરૂપે પૂરવાનો છે.)

૦ એકાન્તથી પ્રમાણ અને ફળનો ભેદ જો માનવામાં આવે, તો આ પ્રમાણ અને ફળ પોતાના છે તથા આ પ્રમાણ અને ફળ પારકા છે, આવો નિયમ ન થઈ શકે; માટે 'एकप्रमातृ-तादात्म्य'થી તે પ્રમાણફળનો કથંચિત્ અભેદ વાચ્ય છે.

ખરેખર, જે આત્મા પ્રમાણના આકારે પરિણત થાય છે, તે આત્મા ફળરૂપપણે પરિણમે છે, બીજો નહીં; કેમ કે-તે પ્રકારે જ દર્શન છે.

[જે પ્રમાતા પ્રમાણથી વસ્તુનો નિશ્ચય કરે છે, તે પ્રમાતા તે વસ્તુનું ગ્રહણ કરે છે, ત્યાજ્યનો ત્યાગ કરે છે અને ઉપેક્ષણીયની ઉપેક્ષા કરે છે, એમ સર્વ લોકોથી અનુભવાય છે. પરંતુ અન્ય પ્રમાતાનો પ્રમાણપણે પરિણામ અને અન્ય કોઈને પણ ઉપાદાનબુદ્ધિ આદિ રૂપ ફળપણાએ પ્રતીતિ થતી નથી.]

અન્યથા, જો એક જ પ્રમાતાનું પ્રમાણફળનું તાદાત્મ્ય ન સ્વીકારાય, તો આ પ્રમાણફળ સ્વકીય છે અને આ પ્રમાણફળ પરકીય છે, આવો વ્યવસ્થાનો નિયમ ન થાય !

**શંકા**-જો આમ છે, તો પ્રમાણ અને ફળનો અભેદ જ રહે ! ખરોખર છે ને ?

**સમાધાન**-કુઠાર (કરણ) અને છેદનક્રિયા(સાધ્ય)ની માફક પ્રમાણ અને ફળમાં 'कार्यकारणभावेन' (સાધ્ય-સાધનભાવથી) પ્રતીતિ હોવાથી પ્રમાણફળનો કથંચિદ્ ભેદ પણ થાય છે. ખરેખર, સર્વથા અભેદમાં આ વ્યવસ્થા ન થઈ શકે !

'ચ' શબ્દથી અકથિત આત્મારૂપ પ્રમાતાનો સંગ્રહ છે, તેથી પ્રમાણ અને ફળનું પરિણામીકારણ છે. તે પ્રમાતા છે. જો પ્રમાતા ન હોય, તો પ્રમાણ અને ફળનો ભેદાભેદ ન થઈ શકે. પ્રમાણથી અભિન્ન આત્મા અને આત્માથી અભિન્ન ફળ હોઈ પ્રમાણફળનો અભેદ વાચ્ય છે, કેમ કે-ગત્યંતરનો અભાવ છે. તથાચ આત્માના અભાવમાં અથવા સર્વથા ક્ષણિકપણામાં કે સર્વથા નિત્યપણામાં પ્રમાણફળનો અભેદનો અસંભવ હોઈ, પ્રમાણફળની વ્યવસ્થાના વિચ્છેદની આપત્તિ આવવાથી, પ્રમાણફળથી ભિન્નાભિન્ન, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યાત્મક પ્રમાતા સ્વીકારવો જોઈએ. તે આ પ્રમાણે:-પ્રમાણ-વિષયફળ પ્રમાતાઓનું નિરૂપણ થઈ ચૂકેલું હોવાથી પ્રમાણ નિરૂપણ સમજી લીધું છે. આ પ્રમાણે પ્રમાણનિરૂપણ સમાપ્ત થાય છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરચરણકમલમાં વિન્યસ્તભક્તિભરવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીદ્વારા વિનિર્મિત તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યામાં પ્રમાણનિરૂપણ નામનું સાતમું કિરણ સમાપ્ત.

## ॥ अथाष्टमः किरणः ॥

ननु यथार्थज्ञानस्य प्रमाणत्वमनुक्त्वा यथार्थनिर्णयस्य तत्त्वं कुतः प्रोक्तमित्यत्राह—

**प्रमाणञ्च निश्चयात्मकमेव, आरोपविरोधित्वात् ॥ सूत्र-१ ॥**

**प्रमाणञ्चेति** । निश्चयात्मकमेवेति, एवकारेण निराकारदर्शनस्य प्रमाणत्वव्यवच्छेदः कृतः, आरोपो हि संशयादिरूपो न वस्तुतथाभावग्राहकः, वस्तुतथाभावग्राहकञ्च निश्चयात्मकमेव ज्ञानं भवितुमर्हति, एवञ्च निश्चयात्मकत्वं व्यापकं व्याप्यञ्च वस्तुतथाभावग्राहकत्वं, वस्तुतथाभावग्राहकं ज्ञानं प्रमाणमुच्यतेऽतस्तेन निश्चयात्मकेन भवितव्यम्, दर्शनञ्च न वस्तुतथाभावग्राहकं निराकारत्वादतो न तत्प्रमाणं निश्चयात्मकञ्चेति भावः । निश्चयात्मकत्वे हेतुमाह आरोपेति, वक्ष्यमाणस्वरूपस्यारोपस्य विरोधित्वादित्यर्थः, आरोपो ह्ययथावस्थितवस्तुग्राहकः प्रमाणञ्च यथावस्थितवस्तुग्राहकमतस्तद्विरोधित्वं प्रमाणस्य, तथा च प्रमाणं निश्चयात्मकमेव, आरोपविरोधित्वात् यत्पुनर्न निश्चयात्मकं न तदारोपविरोधि, यथा घटः, आरोपविरोधि च प्रमाणमतस्तन्निश्चयात्मकमेव । न च पक्षैकदेशे प्रथमाक्षसन्निपातसमुद्भूतसंवेदनस्वरूपे निर्विकल्पकप्रत्यक्षेबाधस्तस्य कल्पनाशून्यत्वेन[1] निश्चयात्मकत्वासम्भवादिति वाच्यम्, सर्वैरेव सर्वदा सर्वत्र नीलमहं संवेद्मीत्युल्लेखशेखरस्य निश्चयात्मकस्यैव प्रत्यक्षतोऽनुभूयमानत्वात्, न च शब्दरहितनीलादिपदार्थसामर्थ्येनोत्पत्त्या तद्रूपप्रतिभासित्वमेव तस्योचितं नत्वभिलापप्रतिभासित्वमपीति वाच्यम्, असत्यभिलापप्रतिभासित्वे निश्चयस्वभावत्वासम्भवात्, निःशब्दकार्थजनितत्वमात्रेण शब्दं विना कृत्यस्याभिधानासम्भवाच्च, न च नीलादिपदार्थे सत्युपयोगेऽपि यदीन्द्रियजं ज्ञानमर्थं न परिच्छिन्द्यात् किन्तु स्मृतिसामर्थ्यजन्यतदर्थप्रतिपादकशब्दसघटनं यावत्प्रतीक्षेत तदार्थग्रहणाय दत्ताञ्जलिस्स्यात्, नीलादिकं ह्यर्थमनीक्षमाणो न तत्र गृहीतसङ्केतं शब्दं स्मरत्युपयोगाभावात्, अननुस्मरन्न तं पुरोवर्त्तिनि पदार्थे घटयति स्मरणमन्तरेण सघटनासम्भवात् असघटयंश्च त्वद्दृष्ट्या न निरीक्ष्यत[2] एवार्थइमिति सुषुप्तप्रायं जगद्भवेदिति वाच्यम्, भवत्पक्षेऽप्यस्य दोषस्य तुल्यत्वात्, उत्पन्नेऽपि हि निर्विकल्पके प्रत्यक्षे विधिनिषेधद्वारा विकल्पद्वयं यावन्न भवेत् तावदिदं नीलं नेदं पीतमितीदन्तयाऽनि-

---

१. नामजातियोजनाशून्यत्वेनेत्यर्थः । अत्र बौद्धाः स्वलक्षणरूपविषयसामर्थ्यबलेनोत्पन्नत्वान्निर्विकल्पदर्शने प्रतिभासमाने स्वलक्षणरूपोऽर्थः प्रतिभासते न नामादयः, न ह्यर्थे शब्दाः सन्ति तदात्मानो वाऽर्थाः, येन तस्मिन् प्रतिभासमाने तेऽपि प्रतिभासेरन्निति वदन्ति तन्न, स्वलक्षणस्य ज्ञानविषयत्वासम्भवात् ज्ञानजनकत्वेन ज्ञानभास्यत्वे मानाभावात्, अन्यथा इन्द्रियनिष्ठज्ञानजननशक्तेरपि प्रतिभासप्रसङ्गात् न च नीलाद्यध्यवसायहेतुत्वेन दर्शनस्य नीलादिविषयत्वमिति वाच्यम्, नीलाध्यवसायहेतुत्वेन दर्शनस्य नीलविषयत्वं, तत्त्वेन च नीलाध्यवसायहेतुत्वमित्यन्योन्याश्रयात् । तस्याभिलापशून्यत्वेनाध्यवसायहेतुत्वासम्भवाच्च नास्ति तादृशं निर्विकल्पकमित्याशयेनाह सर्वैरेवेति ॥ २. इदमस्य नामेति गृहीतसङ्केतमित्यर्थः, तदस्मरणे च इदमेतत्पदवाच्यमिति तेन नाम्ना तद्वाच्यं न योजयितुमीष्टे इत्याहाननुस्मरन्निति, न निरीक्ष्यत इति, तदेतदितिशब्देन नाभिलपितुं शक्नोतीत्यर्थः ॥

दन्तया नियतार्थव्यवस्था न स्यात् 'यत्रैव जनयेदेनां तत्रैवास्य प्रमाणते'ति त्वद्वचनात् । तद्व्यवस्था-पकञ्च विकल्पयुगलमेव तच्च शब्दयोजनासहितमिति त्वदुक्तरीत्या जगत्सुषुप्तप्रायं स्यादिति । प्रत्यक्षस्य सविकल्पकत्वे शब्दसंपृक्तमेव स्यात्तथा च शब्दाद्वैतमतप्रवेशइति न च वाच्यम्, स्वत एव तस्य व्यवसायात्मकत्वात् न पुनः शब्दसंपर्कापेक्षया, तदपेक्षायां वर्णपदव्यवसायासम्भवात् तद्व्यवसाये परस्य शब्दस्यावश्यकतायामनवस्थापत्तेरिति ॥

## આરોપનિરૂપણ નામક અષ્ટમ કિરણ.

શંકા–યથાર્થ જ્ઞાનને પ્રમાણનું લક્ષણ નહિ કહીને, યથાર્થ નિર્ણયને પ્રમાણનું લક્ષણ કેમ કહ્યું ?

**સમાધાન**–'પ્રમાણ નિશ્ચયાત્મક જ છે, કેમ કે–આરોપ(સંશયાદિ)નો વિરોધી છે.

**વિવેચન**–નિશ્ચયાત્મક જ પ્રમાણ છે. અહીં નિશ્ચય આત્મકમાં જકારદ્વારા નિરાકારરૂપ દર્શનમાં પ્રમાણપણાનો વ્યવચ્છેદ કરેલો છે. ખરેખર, આરોપ સંશયાદિરૂપ હોઈ વસ્તુના તથાભાવનો ગ્રાહક નથી અને વસ્તુતથાભાવનું ગ્રાહક નિશ્ચય આત્મક જ જ્ઞાન થવાને યોગ્ય છે. આ પ્રમાણે નિશ્ચય આત્મકત્વ વ્યાપક છે (સાધ્ય છે) અને વસ્તુતથાભાવ ગ્રાહકત્વ વ્યાપ્ય છે (હેતુ છે). વસ્તુતથાભાવ ગ્રાહકજ્ઞાન પ્રમાણપક્ષ કહેવાય છે. એથી તે પ્રમાણને નિશ્ચયાત્મક થવું જોઈએ. વળી દર્શન વસ્તુતથાભાવ ગ્રાહક નથી, કેમ કે–નિરાકાર છે. એથી તે દર્શન નિશ્ચયાત્મક પ્રમાણરૂપ નથી. નિશ્ચય આત્મકપણામાં જેનું સ્વરૂપ આગળ કહેવાતું છે, એવા આરોપનો વિરોધી હોવાથી એમ હેતુ સમજવો. ખરેખર, આરોપ અયથાવસ્થિત વસ્તુગ્રાહક છે અને પ્રમાણ યથાવસ્થિત વસ્તુગ્રાહક છે. એથી પ્રમાણનું આરોપ વિરોધીત્વ છે. તથાચ પ્રમાણ નિશ્ચય આત્મક જ છે, કેમ કે–આરોપનો વિરોધી છે. વળી જે નિશ્ચયાત્મક નથી, તે આરોપનો વિરોધી નથી. જેમ કે–ઘટ. વળી આરોપનો વિરોધી પ્રમાણ છે એથી તે નિશ્ચય આત્મક જ છે.

શંકા–પક્ષના એકદેશભૂત પ્રથમતઃ ઇન્દ્રિય અને પદાર્થના સંબંધજન્ય સંવેદનસ્વરૂપી નિર્વિકલ્પક પ્રત્યક્ષમાં બાધદોષ છે, કેમ કે–તે નિર્વિકલ્પક પ્રત્યક્ષ કલ્પનાથી શૂન્ય હોઈ [નામ–જાતિરૂપ યોજનાથી શૂન્ય હોઈ એવો અર્થ છે. અહીં બૌદ્ધો કહે છે કે–'સ્વલક્ષણરૂપ વિષય સામર્થ્યના બળથી ઉત્પન્ન થવાથી, નિર્વિકલ્પકના દર્શન પ્રતિભાસમાન થયે છતે સ્વલક્ષણરૂપ અર્થ પ્રતિભાસે છે, નામ વગેરે નહિ. ખરેખર, અર્થમાં શબ્દો નથી અથવા

१. क्षणिकवादिमते नामजात्यादियोजनं विकल्पे कथमपि नोपपद्यते, दीर्घकालिकत्वात्तदुपयोगस्येत्यपि-बोध्यम् ॥ २. अन्यथा दृश्यस्य दर्शनेन पूर्वानुभूतनीलादिज्ञाननामविशेषयोः सह स्मरणेन प्रकृते नाम-योजनासमवस्य वक्तव्यतया सह स्मृतिद्वयस्वीकारापत्तिः स्यात् अत एव वर्णपदाना क्रमिकाणा क्रमेणैवा-ध्यवसायेन युगपदध्यवसानासमवः, कथञ्चिदध्यवसाये वा नाम्नो नामान्तरेण विना स्मृत्यसंभवेन तदा-वश्यकताया भवत्यनवस्थेति भावः ॥

શબ્દાત્મક અર્થો નથી, કે જેથી તે અર્થ પ્રતિભાસમાન થયે છતે તે શબ્દો પણ પ્રતિભાસમાન થઈ શકે! બૌદ્ધોનું આ કથન બરોબર નથી. સ્વલક્ષણમાં જ્ઞાનવિષયપણાનો અસંભવ છે, કેમ કે-જ્ઞાનજનક હોઈ જ્ઞાનથી ભાસ્ય(પ્રતિભાસવિષય)પણામાં પ્રમાણનો અભાવ છે. જો જ્ઞાનજનકને જ્ઞાનથી ભાસ્ય માનવામાં આવે, તો ઈન્દ્રિયમાં રહેલ જ્ઞાનની જનનશક્તિમાં પણ પ્રતિભાસનો પ્રસંગ આવશે. એમ પણ નહિ કહેવું કે-'નીલ આદિના અધ્યવસાયના હેતુપણાએ દર્શનનું નીલ આદિનું વિષયપણું છે,' કેમ કે-નીલ અધ્યવસાય હેતુપણાએ દર્શનનું વિષયપણું અને નીલવિષયપણાએ નીલ અધ્યવસાય હેતુપણું, આવો અન્યોડન્યાશ્રય નામક દોષ છે. તે દર્શનમાં અભિલાપ (શબ્દ) શૂન્યપણું હોઈ અધ્યવસાય હેતુત્વનો અસંભવ છે અને તાદશ નિર્વિકલ્પ નથી.] નિશ્ચય આત્મકપણાનો અસંભવ છે ને?

**સમાધાન**-સર્વ જીવોવડે જ સર્વ કાળ સર્વ ઠેકાણે 'હું નીલનું સંવેદન કરૂં છુ' આવા ઉલ્લેખરૂપ નિશ્ચય આત્મકનો જ પ્રત્યક્ષથી અનુભવ થતો છે.

**શંકા**-શબ્દથી રહિત નીલ આદિ પદાર્થના સમર્થ્યથી ઉત્પત્તિ હોઈ, શબ્દરહિત નીલાદિ પદાર્થનો પ્રતિભાસ જ ઉલ્લેખમાં ઉચિત છે, પરંતુ અભિલાપનું પ્રતિભાસપણું પણ નથી ને?

**સમાધાન**-અભિલાપનો પ્રતિભાસ અવિદ્યમાન હોયે છતે, નિશ્ચય સ્વભાવપણાનો અસંભવ છે અને શબ્દ વગર કાર્યજનિતપણા માત્રથી શબ્દ સિવાય કૃત્યના કથનનો અસંભવ છે.

**શંકા**-નીલ આદિ પદાર્થમાં ઉપયોગ હોયે છતે પણ, જો ઈન્દ્રિયજનિત જ્ઞાન અર્થનો પરિચ્છેદ ન કરે પરંતુ સ્મૃતિના સામર્થ્યથી જન્ય નીલ આદિ પદાર્થપ્રતિપાદક શબ્દના સંબંધ સુધી રાહ જૂએ, તો અર્થના ગ્રહણ માટે અંજલિ આપેલી થાય! ખરેખર, નીલ આદિ પદાર્થને નહિ જોતો ત્યાં ગ્રહણ કરેલ સંકેતવાળા શબ્દનું સ્મરણ કરતો નથી, કેમ કે-ઉપયોગનો અભાવ છે. (આનું આ નામ છે, આવા ગ્રહણ કરેલ સંકેતવાળા એવો અર્થ છે અને ગ્રહણ કરેલ સંકેતવાળા શબ્દના અસ્મરણમાં આ, આ પદનો અર્થ છે. આવી રીતે તે નામ સાથે તે વાચ્યની યોજના કરવા માટે સમર્થ થતો નથી, માટે કહે છે કે-'अननुस्मरन्' इति। નહીં સ્મરણ કરતો, આગળ વર્ત્તમાન પદાર્થમાં તે શબ્દની યોજના કરતો નથી, કેમ કે-સ્મરણ વગર સંઘટનનો અસંભવ છે: અને નહિ સંઘટન કરતો, તારી દષ્ટિથી 'તે આ' આવા શબ્દથી અભિલાપ કરવા માટે સમર્થ થતો નથી, માટે આખું જગત્ સુષુપ્તપ્રાય થશે જ ને?

**સમાધાન**-આપના પક્ષમાં પણ આ દોષની તુલ્યતા છે. ખરેખર, ઉત્પન્ન હોવા છતાંય નિર્વિકલ્પક પ્રત્યક્ષમાં વિધિ અને નિષેધદ્વારા બે વિકલ્પ જ્યાં સુધી ન થાય, ત્યાં સુધી 'આ નીલ છે-આ પીળું નથી' આવા ઇદંપણાએ-અનિદંપણાએ નિયતાર્થવ્યવસ્થા ન થાય! કેમ કે-ઇદંતાથી કે અનિદંતયાથી આ નિયતાર્થવ્યવસ્થાને જ્યાં પેદા કરે છે, ત્યાં

જ આની પ્રમાણતા છે' આવું તમારૂં વચન છે. વળી તેની વ્યવસ્થા કરનાર એ વિકલ્પ જ છે અને તે એ વિકલ્પ શબ્દની યોજના સહિત હોય છે. (ક્ષણિક વાદીના મતમાં નામ-જાતિ આદિનું યોજન કોઈ પણ રીતે ઘટતું નથી, કેમ કે-તેનો ઉપયોગ દીર્ઘકાલિક છે એમ પણ જાણવું.) આવી રીતે તમારી કહેલ રીતિથી આખું જગત્ સુષુપ્તપ્રાય થશે જ.

० પ્રત્યક્ષના સવિકલ્પપણામાં શબ્દથી સંબંધવાળું જ પ્રત્યક્ષ થશે! તથાચ શબ્દાદ્વૈત મતમાં પ્રવેશ થશે! આવું નહિ બોલવું, કેમ કે-સ્વત એવ તે પ્રત્યક્ષ વ્યવસાય આત્મક છે. (અન્યથા, પ્રત્યક્ષને જો વ્યવસાય આત્મક ન માનો, તો દૃશ્યના દર્શનથી પૂર્વે અનુભવેલ નીલ આદિ જ્ઞાન-નામવિશેષના એકીસાથે સ્મરણ થવાથી, પ્રકૃતમાં નામના યોજનના અસંભવની વક્તવ્યતાની સાથે એ સ્મૃતિની આપત્તિ થશે! એથી જ ક્રમિક વર્ણ-પદોના ક્રમથી જ અધ્યવસાયથી (નિશ્ચયથી) એકીસાથે અધ્યવસાનનો અસંભવ છે, અથવા કથંચિત્ અધ્યવસાયમાં નામની બીજા નામ વગર સ્મૃતિનો અસંભવ હોવાથી તે નામાન્તરની આવશ્યકતામાં અનવસ્થા થાય છે, એવો ભાવ છે.) પરંતુ શબ્દસંબંધની અપેક્ષાથી નહીં, કેમ કે-તે શબ્દસંબંધની અપેક્ષામાં વર્ણ-પદના વ્યવસાયનો અસંભવ છે: અને તે વર્ણ-પદના વ્યવસાયમાં બીજા વર્ણપદરૂપ શબ્દની આવશ્યકતામાં અનવસ્થાની આપત્તિ છે. ઈતિ.

कोऽयमारोपो यद्विरोधित्वं प्रमाणस्य स्यादित्यत्राह—

**अतत्प्रकारके वस्तुनि तत्प्रकारकत्वज्ञानमारोपः, स त्रिधा विपर्ययसंशयानध्यवसायभेदात् । अन्यथास्थितवस्त्वेककोटिमात्रप्रकारकनिश्चयो विपर्ययः, यथा शुक्ताविदं रजतमिति ज्ञानम् ॥ सूत्र-२ ॥**

अतत्प्रकारक इति । यत्प्रकारकं ज्ञानं क्रियते तत्प्रकाराभाववति वस्तुनीत्यर्थः । तं विभजते स इति । अथ विपर्ययलक्षणमाहान्यथेति, अनदाकारे वस्तुनि तन्मात्राप्रकारकनिश्चय इत्यर्थः, अत्र निश्चयत्वं संशयभिन्नज्ञानत्वमेव, अनध्यवसायस्य संशयभिन्नत्वेऽपि एककोटिमात्रप्रकारकनिश्चयत्वाभावान्नातिव्याप्तिः विशिष्टविशेषास्पर्शित्वात्तस्य । दृष्टान्तमाह यथेति, अरजताकारायां शुक्तिकायां रजताकारतया रजतमिदमिति ज्ञानं विपर्यासरूपत्वाद्विपर्ययरूपं विपरीतख्यातिरिति भावः ॥ अत्रेदमवधेयम्, मीमांसका भ्रमस्थले विवेकाख्यातिमाहुः, तथाहि नन्विदं रजतमित्यादिभ्रान्तत्वेनाभिमतप्रत्ययजनने को हेतुः न तावदिन्द्रियम्, तस्य पुरोवर्त्तिशुक्त्यादावेव सम्बद्धत्वेनासन्निकृष्टरजतादिज्ञानजनने सामर्थ्याभावात्, सम्बद्धस्य वर्त्तमानस्यैव तद्ग्राह्यत्वात्, न च दोषसहकृतेनासन्निकृष्टेनापि तेन रजतज्ञानजनने प्रभुणा भवितव्यमिति वाच्यम्, स्वाभाविककार्यजननसामर्थ्यविहननेन प्रतिहतशक्तिकस्य दोषस्य विपरीतकार्योत्पत्तौ तत्सहकारित्वासम्भवात् । नहि कलुषितं गोधूमबीजादिकं व्रीह्यङ्कुरादिजननसमर्थं दृश्यते । नेतरत्किञ्चित्कारणमस्ति विनिवृत्तेन्द्रियव्यापारस्यापि तथाविधबोधोत्पत्तिप्रसक्तेरतस्मादिदं रजतमिति प्रत्यक्षस्मरणरूपं ज्ञानद्वयमेव, इदमंशे प्रत्यक्षहेतोरिन्द्रियसन्निकर्षस्य रजतांशे च साधारणरूपादिदर्शने-

नोद्बुद्धसंस्कारस्य पूर्वानुभवजन्यस्य स्मरणहेतोस्सत्त्वात् । तत्रेदमिति ज्ञानं पुरोवर्त्तिशुक्तिकाविषयकं, रजतमिति ज्ञानञ्च परोक्ष[1]रजतावगाहि न रजतज्ञानस्य शुक्तिकाशकलं विषयोऽन्याकारस्याति[2]प्रसङ्गेनान्यविषयकत्वासम्भवात् । न च तत्तानवभासनेन रजतज्ञानं न स्मरणमिति वाच्यम्, तत्तारहितानामपि बहूनां स्मरणस्योपलम्भात्, न च तर्हि कथमिदं रजतमित्येकज्ञानतया भानम्, न तु द्वित्वेन, रजते चातीतताया नावभास इति वाच्यम्, दोषमहिम्नेदमिति ज्ञानस्य शुक्तिकात्वेन शुक्तिकाया विषयीकरणेऽसामर्थ्येन उभयसाधारणधर्मदर्शनाच्च रजतशुक्त्योस्तज्ज्ञानयोश्च भेदाग्रहेण द्वित्वस्यातीततायाश्चाप्रतिभासनात् । न च सर्वेषामेव यथार्थज्ञानत्वे नेदं रजतमित्यादिबाधकप्रत्ययाः कस्य बाधका भवेयुरिति वाच्यम् । तेषामिदमन्यद्रजतमन्यदिति विवेकस्य प्रकाशकत्वेनैव बाधकज्ञानत्वात्, न तु रजतज्ञानस्यासत्यत्वप्रकाशकत्वेन । स्वप्नज्ञानस्यै[3]कत्वेऽपि तस्य स्मृतित्वेनाग्रह एव विवेकाग्रहः । न च सदृशदर्शनमन्तरेण तस्य कथं स्मृतित्वमिति वाच्यम्, निद्रोपद्रुतस्य मनस एव तत्र निमित्तत्वात् । एवं चन्द्रद्वयज्ञाने द्विधाकृतया नयनवृत्त्या चन्द्रैकत्वाग्रहणं दोषा[4]त् तिक्ता शर्करेत्यादौ च पित्तद्रव्यगततिक्तग्रहशर्कराग्रहयोर्भेदाग्रहाद्विवेकाख्यातिः । सर्वत्रैव सम्यग्ग्रहणस्यैवं तदर्थत्वम्, न तु शुक्तौ रजतप्रतीतिः, ज्ञानान्तरेऽपि मिथ्यात्वसम्भावनया सर्वत्रानाश्वासेन प्रवृत्त्यादिव्यवहारोच्छेदप्रसङ्गः स्यादिति चेन्मैवम् शुक्ताविदं रजतमिति प्रत्ययस्य स्वाकारसंवरणरजतरूपापत्तिपरिणामविशेषवत्याशुक्तेरेवालम्बनत्वात्, दुष्टेन्द्रियादीनामेव तादृशज्ञानहेतुत्वात् । कार्यप्रतीतौ हि न कारणाभावशङ्का युक्तिमती, प्रतीयते चात्रैकज्ञानात्मकमिदं रजतमिति कार्यं, तदनुरोधेन च कारणस्य कल्पना उचिता दावानलदग्धवेत्रबीजात्कदलीप्रकाण्डोत्पत्तिदर्शनाच्च दुष्टकारणस्य स्वकार्यानुत्पादकत्वे सति विपरीतकार्यस्याप्युत्पादकत्वात् । न च दावानलो वेत्राङ्कुरे दोषरूपोऽपि कदल्यङ्कुरं प्रत्यनुकूल इति वाच्यम्, अत्रापि दोषस्य सम्यग्ज्ञाने दोषरूपत्वेऽपि मिथ्याज्ञानं प्रत्यनुकूलत्वस्य न्याय्यत्वात्, इदं रजतमिति ज्ञानं न विशिष्टज्ञानं किन्तु ग्रहणस्मरणरूपं ज्ञानद्वयमित्यपि न सम्यक्, रजतार्थिप्रवृत्तिसामान्ये रजतत्वप्रकारकज्ञानस्य संवादिप्रवृत्तिस्थले समानविशेष्य[5]ताप्रत्यासत्त्या हेतुत्वेन विसंवादिप्रवृत्तिहेतोरपि मिथ्याज्ञानस्यै-

---

१. परोक्षेति पदेन रजते इन्द्रियसन्निकर्षाभावस्सूचितः, रजतस्यातिविप्रकृष्टत्वात् लिङ्गाद्यनुपलम्भेन चानुमानादिविषयत्वासम्भवाद्रजतज्ञानं स्मृतिरूपमेवावसेयम् ॥ २. तत्तज्ज्ञाने सकलविषयप्रतिभासप्रसङ्गेन सर्वज्ञानाना समस्तविषयकत्वं, सर्वेषाञ्च सर्वज्ञत्वं स्यादित्यतिप्रसङ्गः तथाऽन्याकारज्ञानस्यान्यविषयकत्वे स्वविषयव्यभिचारित्वेन सर्वज्ञानेषु विश्वासासम्भवात् कुत्रापि कस्यापि प्रवृत्तिर्निवृत्तिर्न स्यादित्यप्यतिप्रसङ्ग इति भावः ॥ ३. एकत्वेऽपि स्मृतिरूपत्वेऽपि, न स्वप्नं प्रत्यक्षं, इन्द्रियव्यापाराभावात् ॥ ४. तिमिरादिदोषादित्यर्थः ॥ ५. विशेष्यतासम्बन्धेन रजतप्रवृत्तित्वावच्छिन्नं प्रति विशेष्यतासम्बन्धेन रजतत्वप्रकारकज्ञानं कारणम् अत्र कार्यं कारणञ्च रजतेऽस्तीति समानविशेष्यताप्रत्यासत्त्या कार्यकारणभावः, कारणतावच्छेदकाक्रान्तं रजतत्वविशिष्टरजतप्रमाज्ञानं रजतत्वप्रकारकयत्किञ्चिद्विशेष्यकज्ञानञ्च भवति, तस्मादेकेनैव कार्यकारणभावेनोभयत्र निर्वाह इति भ्रमात्मकैकज्ञानस्वीकारे लाघवमिति भावः ॥

પણે પૃથક્ત્વનામક પર્યાયમાં અંતર્ભાવ હોઈ તે વિશેષ અલગ નયરૂપે કહેલો નથી. હવે નિગમન (ઉપસંહાર) કરતાં કહે છે કે-'अतः' इति । (તથાચ પરસ્પર ભિન્ન સામાન્ય અને વિશેષના વિષયવાળા હોઈ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકરૂપ બે જ નયો છે અને ત્રીજો પ્રકાર નથી, કેમ કે-વિષય જો ભિન્ન હોય, તો તે બે નયોથી ભિન્ન નય સંભવે! તે બેના ભેદરૂપે જ નૈગમાદિ સાત નયો છે.

**શંકા**-દ્રવ્યપર્યાયના સંબંધરૂપ બીજો વિષય છે, તેથી તે સંબંધરૂપ વિષયવાળો કોઈ એક નવો નય માનવો જોઈએ ને?

**સમાધાન**-ભેદ અને અભેદથી રહિત બીજા સંબંધનો અભાવ છે. જો ભેદાભેદ સિવાયનો સંબંધ માનો, તો તે શું દ્રવ્યરૂપ છે કે પર્યાયરૂપ છે? આવા વિકલ્પોનું અતિક્રમણ તે નહિ કરી શકે! અને દ્રવ્યપર્યાયરૂપ સ્વભાવનું જો અતિક્રમણ કરે છે એમ માનો, તો આકાશકુસુમની સદૃશતાનો પ્રસંગ છે: કેમ કે-તે દ્રવ્યપર્યાયથી સર્વથા અર્થાન્તરભૂત સંબંધના પ્રતિપાદનના ઉપાયનો અસંભવ છે. વળી જો સંબંધ તે દ્રવ્યપર્યાયની સાથે અસંબંધવાળો છે-એમ માનવામાં આવે, તો તે દ્રવ્ય અને પર્યાયનો આ સંબંધ છે-આવા વ્યવહારનો અસંભવ થાય છે. તે સંબંધાન્તરની કલ્પનામાં અનવસ્થાની આપત્તિ છે, તો કોઈ પણ સંબંધ સિદ્ધ થતો નથી; માટે કોઈ પણ આ દ્રવ્ય અને પર્યાયરૂપ બે નયોથી બાહ્યભાવી (થનારો કે રહેનારો) વિષય સિદ્ધ થતો નથી.

○ અહીં દ્રવ્યાર્થિક નયના ત્રણ પ્રકારોનું કથન, વાદી સિદ્ધસેન-દેવસૂરિમતના અનુસારીઓના અભિપ્રાયથી છે. તાર્કિકોનો મત છે.

○ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના વચનના અનુસારીઓના અભિપ્રાયથી તો આદિના ચાર નયો દ્રવ્યાર્થિક નયો છે, એમ સમજવું. સૈદ્ધાન્તિકોનો મત કહેવાય છે. ત્યાં જો દ્રવ્યને ઋજુસૂત્રનય ન સ્વીકારે, તો "उजुसुयस्स एगे अणुवउत्ते एगं दव्वा-वस्सयं पुहुत्तं णेच्छइ ।" ઋજુસૂત્રનય, એક અનુપયુક્ત જે છે, તે એક દ્રવ્યાવશ્યક છે એમ ઇચ્છે છે, પૃથક્પણાને ઇચ્છતો નથી. (ऋजुसूत्र', एको देवदत्तादिः अनुपयुक्तः अस्यमते आगमतएकं द्रव्यावश्यकमस्ति, अतीतानागतभेदतः परकीयभेदतः पार्थक्यं नेच्छति । (અનુ. સૂ. ૧૪) ઋજુસૂત્ર, દ્રવ્યને માને છે, ઘણા અનુપયોગી વક્તાઓમાં પણ જુદાપણું ઇચ્છતો નથી.) આ પ્રમાણેના સૂત્રની સાથે વિરોધ આવે! આવો ક્ષમાશ્રમણના અનુયાયીઓનો અભિપ્રાય છે. તાર્કિકોના અનુસારીઓ તો 'અતીત-અનાગત-પરકીય-ભેદ-પૃથક્ત્વના પરિત્યાગથી ઋજુસૂત્રનયે, સ્વકાર્યનું સાધક હોઈ સ્વકીય વર્ત્તમાન વસ્તુનો જ સ્વીકાર કરેલો છે, પરંતુ આ વસ્તુના તુલ્ય અંશ-ધ્રૌવ્ય અંશ લક્ષણવાળા દ્રવ્યનો સ્વીકાર કરેલો નથી. એથી જ આ દ્રવ્યરૂપ વસ્તુના અસદ્ઘટિતભૂત-ભાવિ પર્યાયના કારણત્વરૂપ દ્રવ્યત્વનો સ્વીકાર પણ નથી. અધ્રુવ ધર્મના આધાર અંશરૂપ દ્રવ્ય આ ઋજુસૂત્રનો વિષય નથી, કેમ કે-શબ્દનયોમાં અતિપ્રસંગ આવે છે. પૂર્વકથિત સૂત્રનું તો અનુપયોગ અંશને લઈને, વર્ત્તમાન આવશ્યક પર્યાયમાં દ્રવ્યપદનો ઉપચાર

કરીને સમાધાન કરવું, કેમ કે-પર્યાયાર્થિકનય, મુખ્ય દ્રવ્યપદાર્થનો જ પ્રતિક્ષેપ કરે છે' એમ બોલે છે.

૦ અહીં દ્રવ્યાસ્તિકનય શુદ્ધ અને અશુદ્ધના ભેદથી બે પ્રકારવાળો છે. (૧) સંગ્રહ-નયને અભિમત વિષયનો પ્રરૂપક 'શુદ્ધ દ્રવ્યાર્થિક' કહેવાય છે, કેમ કે-સંગ્રહનયના અભિ-પ્રાયથી પ્રરૂપણાનો વિષય સઘળે ઠેકાણે ભાવ માત્ર હોય છે. ભેદનો પ્રતિભાસ તો, ભેદના પ્રતિપાદક આગમથી ઉપહત અંતઃકરણવાળા, તિમિરરોગથી ઉપપ્લુત નયનવાળાના એક સસલાના ચિહ્નવાળા ચંદ્રમંડળમાં અનેકપણાના અવભાસની માફક અસત્ જ છે, એમ જાણવું.

૦ (૨) વ્યવહારનયમતાવલંબી 'અશુદ્ધ દ્રવ્યાર્થિક' કહેવાય છે. ખરેખર, હેય-ઉપાદેય-ઉપેક્ષણીય વસ્તુવિષયભૂત નિવૃત્તિ-પ્રવૃત્તિ-ઉપેક્ષા લક્ષણવાળા વ્યવહારો છે. ત્યાં પરસ્પર વિભિન્ન સ્વભાવવાળા ભાવો સદ્રૂપપણાએ સમુલ્લસિત થાય છે, અસદ્રૂપપણામાં તેવા વ્યવહારો જ ન થાય. એકાન્તથી સન્માત્રથી અવિશિષ્ટ, સંગ્રહથી અભિમતોમાં પૃથક્ સ્વરૂપપણાએ પરિચ્છેદ બાધિતરૂપ વ્યવહાર નિબંધનવાળો સંભવતો નથી. આથી વ્યવહાર નાના રૂપપણાએ સત્તાનો વ્યવસ્થાપક થાય છે, માટે અશુદ્ધ દ્રવ્યાર્થિક પ્રકૃતિ છે.

૦ નૈગમનયનો અભિપ્રાય તો શુદ્ધ-અશુદ્ધરૂપ રાશિઅંતર(વિભાગાન્તર)થી કહેવો નહિ, કેમ કે-ક્યાંય પણ તેવા પ્રકારનું કથન નથી. સબબ કે-સામાન્યગ્રાહક નૈગમનો સંગ્રહમાં અને વિશેષગ્રાહક નૈગમનો વ્યવહારમાં અંતર્ભાવ થયેલો છે. પર્યાયની પ્રથમ પ્રકૃતિરૂપ ઋજુ-સૂત્ર નિત્ય અશુદ્ધ છે-શબ્દ શુદ્ધ છે: સમભિરૂઢ શુદ્ધતર છે-એવંભૂત શુદ્ધતમ છે.

सम्प्रति नैगमस्वरूपमाह—

**तत्र गौणमुख्यभावेन धर्मद्वयधर्मिद्वयधर्मधर्म्युभयान्यतमविषयकं विवक्षणं नैगमनयः। यथा पर्वते पर्वतीयवह्निरिति। अत्र वह्न्यात्मको धर्मः प्रधानं विशेष्यत्वात्, पर्वतीयत्वरूपव्य-ञ्जनपर्यायो गौणो वह्निविशेषणत्वात्, एवमनित्यज्ञानमात्मनः, घटे नीलं रूपमित्यादयो धर्मद्वयविषयकदृष्टान्ता भाव्याः ॥ सूत्र-५ ॥**

तत्रेति। सप्तसु नयेषु मध्य इत्यर्थः। निगम्यन्ते परिच्छिद्यन्तेऽर्था इति निगमा', तत्र भवो योऽ-भिप्रायो नियतपरिच्छेदरूपस्स नैगमः, अर्थाश्रयेणोत्पत्तिमत्त्वमिति भावः। अर्थश्च लोकप्रसिद्धः, व्यव-हाराश्च सामान्याश्रया अन्यथाऽनुगतबुद्ध्यभावः स्यात् विशेषाश्रयाः, तदभावे व्यावृत्तिबुद्ध्यभावप्रसङ्गा-दित्येवंविधा', तथा च तल्लक्षणमाह गौणेति, मुख्यामुख्यतया धर्मद्वयस्य पर्याययोः, धर्मिद्वयस्य द्रव्य-योर्धर्मधर्म्युभयस्य पर्यायद्रव्ययोश्च विवक्षणमित्यर्थ', ननु स्वतंत्रतया सामान्यविशेषोपगमे दुर्नयत्वं काणा-दवत्स्यात्। शबलतया तदभ्युपगमे च प्रमाणत्वमेव यथास्थानं प्रत्येकं गौणमुख्यभावेन मूलोक्तरीत्याऽ-भ्युपगमे च सङ्ग्रहव्यवहारान्यतरप्रवेशः स्यादिति चेन्न, तृतीयपक्षाश्रयणे दोषाभावात् क्वचित्सङ्ग्रह-व्यवहारविषयत्वेऽपि क्वचिदेकस्य सत उभयग्रहणोपयोगस्यावृत्तत्वेन तदतिरेकात्, अत एव नयद्वय-

संयोगेन नान्यथासिद्धिः प्रत्येकविषयताद्वयातिरिक्तस्वतन्त्रविषयताकत्वादस्य, तथा च गौणमुख्यभावेन सामान्यविशेषोभयस्वीकर्तृजातीयैकदेशबोधत्वं नैगमस्य लक्षणम् । अयञ्च नयः सत्तालक्षणं महासामान्यं द्रव्यत्वाद्यन्यवान्तरसामान्यानि तथाऽन्त्यान् विशेषान् सकलासाधारणरूपलक्षणानवान्तरविशेषा-नपेक्षया पररूपव्यावर्त्तनक्षमान् सामान्यादत्यन्तविनिर्लुठितस्वरूपानभिप्रैति । क्रमेणामुमुदाहरति यथेति, व्यञ्जनपर्याययोर्मुख्यामुख्यतया विवक्षणे उदाहरणमिदम्, तदेव लक्षणयति अत्रेति, उदाहरणेऽस्मिन्नित्यर्थः, दृष्टान्तान्तराण्याहैवमिति, अत्र ज्ञानं प्रधानं विशेष्यत्वात्, अनित्यत्वमप्रधानं विशेषणत्वात् । रूपं प्रधानं विशेष्यत्वात् नैल्यमप्रधानं विशेषणत्वादिति क्रमेण मुख्यामुख्यभावो विज्ञेयः ॥

## નૈગમનયના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**-"ત્યાં ગૌણ-મુખ્યભાવથી ધર્મદ્વય, ધર્મીદ્વય કે ધર્મ-ધર્મી ઉભયના વિષયવાળી વિવક્ષા 'નૈગમનય' છે. જેમ કે-પર્વતમાં પર્વતીયવહ્નિ. અહીં વહ્નિ આત્મક ધર્મ પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. પર્વતીયત્વરૂપ વ્યંજનપર્યાયન ગૌણ છે, કેમ કે-વહ્નિનું વિશેષણ છે. એ પ્રમાણે અનિત્યજ્ઞાન. આત્માનું, ઘટમાં નીલરૂપ, ઇત્યાદિ ધર્મદ્વયવિષયક દૃષ્ટાન્તો વિચારવા."

**વિવેચન**-ત્યાં એટલે સાત નયો પૈકી જ્ઞાનવિષય પદાર્થો નિગમો કહેવાય છે. તે પદાર્થજન્ય અભિપ્રાય જે નિયત પરિચ્છેદરૂપ છે, તે નૈગમ. અર્થાત્ અર્થના આશ્રયે ઉત્પત્તિમત્વ નૈગમનું લક્ષણ છે. વળી અર્થ લોકપ્રસિદ્ધ છે અને વ્યવહારો સામાન્યના આશ્રયવાળા છે. જો એમ ન માનવામાં આવે, તો અનુગતબુદ્ધિનો અભાવ થઈ જાય ! વિશેષના આશ્રયવાળા વ્યવહારો છે-એમ જો ન માનો, તો વ્યાવૃત્તિ (વ્યતિરેક) બુદ્ધિના અભાવનો પ્રસંગ આવે. માટે વ્યવહારો સામાન્ય આશ્રયવાળા છે અને વિશેષ આશ્રયવાળા છે. તથાચ નૈગમનું લક્ષણ કહે છે કે-'તત્રે'તિ। ગૌણ-મુખ્યભાવથી ધર્મદ્વયની એટલે બે પર્યાયોની, ધર્મીદ્વય એટલે બે દ્રવ્યોની, ધર્મ-ધર્મી ઉભય એટલે પર્યાય અને દ્રવ્યની વિવક્ષા નૈગમનય કહેવાય છે.

**શંકા**-(૧) સ્વતંત્રપણે સામાન્ય-વિશેષના સ્વીકારમાં કણાદ(વૈશેષિકમતાનુયાયી)ની માફક દુર્નયપણું થાય ! (૨) મિશ્રપણાએ તે બંનેના સ્વીકારમાં પ્રમાણપણું જ છે. (૩) સ્થાન પ્રમાણે દરેકના ગૌણ-મુખ્યભાવથી મૂળમાં કહેલ રીતિથી સ્વીકારમાં સંગ્રહ કે વ્યવહારમાં પ્રવેશ થશે ને ?

**સમાધાન**-ત્રીજા પક્ષના સ્વીકારમાં દોષનો અભાવ છે. કવચિત્ સંગ્રહ-વ્યવહાર વિષયપણું હોવા છતાં, કવચિત્ વિદ્યમાન એકમાં ઉભયગ્રહણના ઉપયોગના અભાવથી તે ઉભયનો અભાવ છે. એથી જ બે નયના સંયોગથી અન્યથાસિદ્ધિ નથી, કેમ કે-પ્રત્યેક વિષયતાદ્વયથી ભિન્ન સ્વતંત્ર વિષયતાક આ નયકદમ્બ યોગ છે. તથાચ ગૌણ-મુખ્યભાવથી સામાન્ય-વિશેષ ઉભયના સ્વીકાર કરનાર (પ્રકાર) જાતિના એકદેશવિષયક બોધપણું નૈગમનું લક્ષણ છે.

० વળી આ નૈગમનય, સત્તાલક્ષણવાળા મહાસામાન્યને, (પરસામાન્યને) દ્રવ્યત્વ વગેરે અવાન્તરસામાન્યને, (અપરસામાન્યને) સકળ અસાધારણરૂપ લક્ષણવાળા અન્ત્ય(અંતિમ)-વિશેષોને, અપેક્ષાથી પરરૂપથી વ્યાવૃત્તિમાં સમર્થ, સામાન્યથી અત્યંત તિરસ્કૃત સ્વરૂપવાળા અવાન્તરવિશેષોને માને છે. (સત્તારૂપ સામાન્ય, ગોત્વ આદિ સામાન્ય-વિશેષ ઉભયસ્વરૂપી અવાન્તરસામાન્ય, નિત્ય દ્રવ્યવૃત્તિ અંત્યસ્વરૂપવાળા, વ્યાવૃત્તિ આકારબુદ્ધિના કારણરૂપ વિશેષો (કે જે પણ અપેક્ષાનુસાર સામાન્ય છે), તેને ગ્રહણ કરનારા અનેક જ્ઞાનોવડે જે વસ્તુને સ્વીકારે છે, તે નૈગમનય છે.)

० ક્રમથી આનું ઉદાહરણ. વ્યંજન-પર્યાયરૂપ બંનેની ગૌણ-મુખ્યભાવથી વિવક્ષામાં આ ઉદાહરણ છે. જેમ પર્વતમાં પર્વતીયવહ્નિ. બીજા ઉદાહરણોને કહે છે કે-'एव'मिति । અહીં જ્ઞાન પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. અનિત્યત્વ અપ્રધાન છે, કેમ કે-વિશેષણ છે. રૂપ પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. નીલતા અપ્રધાન છે, કેમ કે-વિશેષણ છે. આવી રીતે ક્રમથી ગૌણ-મુખ્યભાવ જાણવો.

धर्मिद्वयविषयकमुदाहरति—

**काठिन्यवद्द्रव्यं पृथिवीत्यादौ पृथिवीरूपधर्मिणो विशेष्यत्वान्मुख्यत्वं काठिन्यवद्द्रव्यस्य विशेषणत्वाद्गौणत्वम् यद्वा काठिन्यवद्द्रव्यस्य विशेष्यत्वान्मुख्यता, पृथिव्या विशेषणत्वाद्गौणता । एवं रूपद्द्रव्यं मूर्त्तं, पर्यायवद्द्रव्यं वस्त्वित्यादीनि धर्मिद्वयविषयकविवक्षणे उदाहरणानि ॥ सूत्र-६ ॥**

**काठिन्यवदिति ।** द्रव्ययोर्मुख्यामुख्यभावेन विवक्षणे उदाहरणमिदम्, तत्सङ्गमयति, पृथिवीति, विशेष्यविशेषणभावे विनिगमनाविरहेण काठिन्यवद्द्रव्यं पृथिव्यास्त इति विवक्षायां गौणमुख्यभावः प्रतिपादितः, यदा तु पृथिवी काठिन्यवद्द्रव्यं वर्त्तत इति विवक्ष्यते तदाह यद्वेति, अपरमुदाहरणमाहैवमिति, रूपवद्द्रव्यं मूर्त्तं वर्त्तत इति विवक्षणे मूर्त्तं प्रधानं विशेष्यत्वात् रूपवद्द्रव्यं गौणः विशेषणत्वात् मूर्त्तं रूपवद्द्रव्यं वर्त्तत इति विवक्षायान्तु रूपवद्द्रव्यं विशेष्यत्वात्प्रधानं, मूर्त्तमप्रधानं विशेषणत्वादिति, पर्यायवद्द्रव्यं वस्त्विति विवक्षायां वस्तुनो विशेष्यत्वान्मुख्यता, पर्यायवद्द्रव्यस्य विशेषणत्वाद्गौणता, वस्तु पर्यायवद्द्रव्यमित्यत्र तु वस्तुनो विशेषणत्वाद्गौणता, पर्यायवद्द्रव्यस्य च विशेष्यत्वात्प्रधानता बोध्येति भावः ॥

## ધર્મીદ્વયવિષયક ઉદાહરણો.

ભાવાર્થ[1]-"કાઠિન્યવાળું દ્રવ્ય પૃથિવી છે. ઇત્યાદિમાં પૃથિવીરૂપ ધર્મીનું વિશેષ્યપણું

१. नयेऽत्र हि प्रधानोपसर्जनभावस्य विशेष्यविशेषणभावप्रयुक्तत्वं न तु कल्पनाप्रयुक्तत्वं, न चैतावता प्रामाण्यप्रसङ्गः, धर्मधर्मिणोः प्राधान्येनाबोधकत्वात्, नैगमो हि तयोरन्यतरस्यैव प्रधानत्वमभ्युपैति । प्रधानतया तु तदुभयात्मकं वस्त्वनुभवद्विज्ञानं प्रमाणमेव, न चात्र नये विशेषणं कल्पितमेवेति वाच्यम्, पर्यायार्थिक एव द्रव्यस्य कल्पितस्य विशेषणत्वात् द्रव्यार्थिके तु पर्यायस्याकल्पितस्यापि विशेषणत्वात्, उभयविषयकेण नैगमेनोभयविषयस्य सत्यताया एवाभिमानादिति ॥

હોઈ મુખ્યત્વ છે. કાઠિન્યવાળા દ્રવ્યનું વિશેષણપણું હોઈ ગૌણત્વ છે અથવા કાઠિન્યવાળા દ્રવ્યનું વિશેષ્યપણું હોઈ મુખ્યત્વ છે. પૃથિવીનું વિશેષણ હોઈ ગૌણત્વ છે. એ પ્રમાણે 'રૂપવાળું દ્રવ્ય મૂર્ત્ત છે'-'પર્યાયવાળું દ્રવ્ય વસ્તુ છે.' ઈત્યાદિ બે ધર્મીના-દ્રવ્યોના વિષયવાળાની વિવક્ષામાં ઉદાહરણો છે."

**વિવેચન**-બે દ્રવ્યોનું ગૌણ-મુખ્યભાવથી વિવક્ષણમાં આ ઉદાહરણ છે. (ખરેખર, આ નૈગમનયમાં ગૌણ-મુખ્યભાવ વિશેષ્ય-વિશેષણભાવથી જન્ય છે પરંતુ કલ્પનાજન્ય નથી. એટલા માત્રથી પ્રામાણ્યનો પ્રસંગ નથી, કેમ કે-ધર્મ અને ધર્મીનો પ્રધાનપણાએ બોધક નથી. ખરેખર, નૈગમનય તે બંનેમાંથી કોઈ એકનું જ પ્રધાનપણું સ્વીકારે છે, પરંતુ પ્રધાનપણાએ તે ધર્મ-ધર્મીઆત્મક-ઉભયાત્મક વસ્તુ અનુભવાતું વિજ્ઞાન પ્રમાણ જ છે. 'આ નયમાં વિશેષણ કલ્પિત જ છે' એમ નહિ કહેવું, કેમ કે-પર્યાયાર્થિકમાં જ કલ્પિત દ્રવ્યનું વિશેષણપણું છે. દ્રવ્યાર્થિકમાં તો અકલ્પિત પણ પર્યાયનું વિશેષણપણું છે ઉભય વિષયવાળા નૈગમે ઉભય વિષયની સત્યતા જ માનેલ છે.)

૦ તેને ઘટાવે છે કે-'पृथिवी'ति। વિશેષ્ય-વિશેષણભાવમાં, વિનિગમના=એકતરપક્ષસાધિકા યુક્તિના અભાવથી 'કાઠિન્યવાળું દ્રવ્ય પૃથિવી છે.' આવી વિવક્ષામાં ગૌણ-મુખ્યભાવ પ્રતિપાદિત કર્યો છે. જ્યારે 'પૃથિવી કાઠિન્યવાળું દ્રવ્ય છે' આવી વિવક્ષા જ્યારે કરાય છે, ત્યારે કહે છે કે-'यद्वे'ति।

બીજા ઉદાહરણો. 'રૂપવાળું દ્રવ્ય મૂર્ત્ત છે' આવી વિવક્ષામાં મૂર્ત્ત પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. રૂપવાળું દ્રવ્ય ગૌણ છે, કેમ કે-વિશેષણ છે. 'મૂર્ત્ત રૂપવાળું દ્રવ્ય છે' એવી વિવક્ષામાં તો રૂપવાળું દ્રવ્ય પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. મૂર્ત્ત અપ્રધાન છે, કેમ કે-વિશેષણ છે.

૦ 'પર્યાયવાળું દ્રવ્ય વસ્તુ છે' આવી વિવક્ષામાં વસ્તુ પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. પર્યાયવાળું દ્રવ્ય ગૌણ છે, કેમ કે-વિશેષણ છે. 'વસ્તુ પર્યાયવાળું દ્રવ્ય છે' આવી વિવક્ષામાં વસ્તુ ગૌણ છે, કેમ કે-વિશેષણ છે. પર્યાયવાળું દ્રવ્ય પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. એ રીતે જાણવું.

धर्मधर्म्युभयविषयकविवक्षणे दृष्टान्तयति —

**रूपवान् घट इत्यत्र तु घटस्य धर्मिणो विशेष्यत्वात्प्रधानता, रूपस्य धर्मस्य तद्विशेषणत्वाद्गौणता। इत्थं ज्ञानवानात्मा, नित्यसुखी मुक्तः क्षणिकसुखी विषयासक्तजीव इत्यादीनि धर्मधर्म्युभयविषयकविवक्षणे निदर्शनानि॥ सूत्र-७॥**

रूपवानिति। सङ्गमयति घटस्येति। दृष्टान्तान्तराण्याहेत्थमिति, आत्मनो धर्मिणो विशेष्यत्वात् ज्ञानस्य धर्मस्य विशेषणत्वात् मुक्तस्य धर्मिणो विशेष्यत्वान्नित्यसुखस्य धर्मस्य विशेषणत्वात् धर्मिणो विषयासक्तजीवस्य विशेष्यत्वाद्धर्मस्य क्षणिकसुखस्य विशेषणत्वात्प्रधानत्वं गौणत्वञ्च भाव्यम्। न चास्य

तृतीयप्रकारस्य प्रमाणत्वं शङ्क्यम्, धर्मधर्मिणोः प्राधान्येनात्र ज्ञप्तेरभावात् तयोरन्यतर एव हि नैगमनयेन प्रधानतयाऽनुभूयते प्राधान्येन तदुभयावगाहिन एव ज्ञानस्य प्रमाणत्वात् । स पुनर्नैगमोऽनेकधा व्यवस्थितः प्रतिपत्त्रभिप्रायवशान्नयव्यवस्थानात्, यथा पुरुष एवेदं सर्वमिति, पुरुषोऽप्येकत्वनानात्वभेदात्कैश्चिदभ्युपगतो द्वेधा, नानात्वेऽपि तस्य कर्तृत्वाकर्तृत्वभेदो परैराश्रितः, कर्तृत्वेऽपि सर्वगतेतरभेदः, असर्वगतत्वेऽपि शरीरव्याप्यव्यापिभ्यां भेदः अव्यापित्वेऽपि मूर्त्तेतरभेदः, अपरैस्तु प्रधानकारणिकं जगदभ्युपगतम् तत्रापि सेश्वरनिरीश्वरभेदोऽभ्युपगतः, अन्यैस्तु परमाणुप्रभवत्वमभ्युपगतं जगतः, तत्रापि सेश्वरनिरीश्वरभेदोऽभ्युपगतः, सेश्वरपक्षेऽपि कर्मसापेक्षत्वानपेक्षत्वाभ्यां भेदाभ्युपगमः, कैश्चित्स्वभावकालयादृच्छिकवादाः समाश्रिताः, तेष्वपि सापेक्षत्वानपेक्षत्वाभ्युपगमाद्भेदव्यवस्थाऽभ्युपगतैव । तथा कारणं नित्यं कार्यमनित्यमित्यपि द्वैतं कैश्चिदभ्युपगतं तत्रापि कार्यं स्वरूपं नियमेन त्यजति नवेत्ययमपि भेदाभ्युपगमः, एवम्मूर्तैरेव मूर्त्तमारभ्यते, मूर्त्तैरमूर्त्तं अमूर्त्तैर्मूर्त्तमित्याद्यनेकधा प्रतिपत्त्रभिप्रायतोऽनेकधा निगमनान्नैगमोऽनेकभेद इति ॥

## ધર્મ-ધર્મી ઉભયવિષયકની વિવક્ષામાં દૃષ્ટાન્તો.

**ભાવાર્થ**–"રૂપવાળો ઘડો છે.' અહીં તો ઘટરૂપ ધર્મી પ્રધાન છે, કેમ કે-વિશેષ્ય છે. રૂપરૂપી ધર્મ ગૌણ છે, કેમકે-તે ઘટનું વિશેષણ છે. આ પ્રમાણે 'જ્ઞાનવાળો આત્મા છે'-'નિત્ય સુખી મુક્ત છે'-'ક્ષણિક સુખી વિષયાસક્ત જીવ છે,' ઈત્યાદિ ધર્મ-ધર્મી ઉભયવિષયકની વિવક્ષામાં ઉદાહરણો છે."

**વિવેચન**–પહેલાં દૃષ્ટાન્તને ઘટાવે છે કે-'घटस्ये'ति । બીજા દૃષ્ટાન્તોને કહે છે કે-'इत्थं' इति । આત્મારૂપી ધર્મીની વિશેષ્યતા હોવાથી, જ્ઞાનરૂપી ધર્મની વિશેષણતા હોવાથી; મુક્તરૂપી ધર્મીની વિશેષ્યતા હોવાથી, નિત્ય સુખરૂપી ધર્મની વિશેષણતા હોવાથી, ધર્મી વિષયાસક્ત જીવની વિશેષ્યતા હોવાથી અને ક્ષણિક સુખરૂપી ધર્મની વિશેષણતા હોવાથી પ્રધાનતા અને ગૌણતા વિચારવી.

**શંકા**–આ ત્રીજા પ્રકારનું પ્રમાણપણું કેવી રીતે ?

**સમાધાન**–ધર્મ-ધર્મીની પ્રધાનતાથી અહીં જ્ઞાનનો અભાવ હોવાથી, એમાંથી કોઈ એક જ, ખરેખર, નૈગમનયથી પ્રધાનતાથી અનુભવાતો છે. નૈગમવિશેષથી પ્રધાનતાએ તે ધર્મ-ધર્મી ઉભયના અવગાહી જ જ્ઞાનનું પ્રમાણપણું છે.

० વળી તે નૈગમ અનેક પ્રકારે વ્યવસ્થિત છે, કેમ કે-પ્રતિપત્તા-પ્રમાતાના અભિપ્રાયના વશે નયની વ્યવસ્થા છે. જેમ કે-'આ બધું પુરુષ જ છે.' પુરુષ પણ એકત્વ-નાનાત્વના ભેદથી કેટલાકોએ બે પ્રકારે સ્વીકારેલો છે. નાનાપણામાં પણ કર્ત્તા અને અકર્ત્તાનો ભેદ બીજાઓએ માનેલો છે. કર્ત્તાપણામાં પણ સર્વગત (વ્યાપક) અને અસર્વગત ભેદ છે. અસર્વગતપણામાં પણ શરીરવ્યાપક અને અવ્યાપકથી ભેદ છે. અવ્યાપીપણામાં પણ

મૂર્ત અને અમૂર્તનો ભેદ છે. બીજા વાદીઓએ પ્રધાનકારણજન્ય રૂપે જગત માનેલ છે. ત્યાં પણ સેશ્વર-અનીશ્વરનો ભેદ માનેલો છે. કેટલાકોએ તો જગતનું પરમાણુથી જન્યત્વ માનેલું છે. ત્યાં પણ સેશ્વર અને અનીશ્વરનો ભેદ માનેલો છે. સેશ્વરપક્ષમાં પણ કર્મસાપેક્ષત્વ-અનપેક્ષપણાથી ભેદનો સ્વીકાર છે. કેટલાકોએ સ્વભાવ-કાળ-યાદચ્છિક વાદો માનેલા છે. તેઓમાં પણ સાપેક્ષત્વ-અનપેક્ષત્વના સ્વીકારથી ભેદની વ્યવસ્થા સ્વીકારેલી જ છે તથા કારણ નિત્ય છે-કાર્ય અનિત્ય છે, એમ બે વસ્તુ કેટલાકોએ માનેલ છે. ત્યાં પણ 'કાર્ય સ્વરૂપને નિયમા છોડે છે અથવા નથી છોડતુ' આવા ભેદનો સ્વીકાર છે. એ પ્રમાણે મૂર્તોથી જ મૂર્ત આરંભાય છે. મૂર્તોથી અમૂર્ત, અમૂર્તોથી મૂર્ત, ઈત્યાદિ અનેક પ્રકારે પ્રતિપત્તાના અભિપ્રાયથી અનેક પ્રકારે નિગમન હોવાથી નૈગમ અનેક ભેદવાળો છે.

अथ सङ्ग्रहं लक्षयति ।—

**स्वव्याप्ययावद्विशेषेष्वौदासीन्यपूर्वकं सामान्यविषयकाभिप्रायविशेषस्सङ्ग्रहः । स द्विविधः परापरभेदात् । परसामान्यमवलम्ब्य विधायौदासीन्यं तद्विशेषेषु अर्थानामेकतया ग्रहणाभिप्रायः परसङ्ग्रहः । यथा विश्वमेकं सदविशेषादिति । अनेन ह्यभिप्रायेण सत्त्वरूपसामान्येन विश्वस्यैकत्वं गृह्यते, एवं शब्दानामप्रयोगाच्च विशेषेषूदासीनता प्रतीयते । अपरसामान्यमवलम्ब्य तथाभिप्रायोऽपरसङ्ग्रहः । यथा धर्माधर्माकाशपुद्गलजीवानामैक्यं, द्रव्यत्वाविशेषादिति अनेनाप्यभिप्राय विशेषेण द्रव्यत्वरूपापरसामान्येन धर्मादीनामेकत्वं तद्विशेषेषूदासीनत्वञ्च गृह्यते ॥सूत्र-८॥**

**स्वव्याप्येति** । स्वं महासामान्यं सत्त्वं तद्व्याप्था यावन्तो विशेषाः द्रव्यत्वादयः तेष्वौदासीन्यपूर्वकं परस्परंताननिराकुर्वन् सत्तारूपसामान्यविषयको द्रव्यत्वादिरूपसामान्यविषयको वाऽभिप्रायविशेषस्स सङ्ग्रह इत्यर्थः । सामान्यमात्राभ्युपगमप्रवणैकदेशबोधत्वं लक्षणम् । परापरसामान्योभयग्राहित्वन्तु न लक्षणं प्रत्येकग्राहिण्यव्याप्तेः प्रत्येकग्राहित्वमपि न लक्षणमननुगमात्, अयं हि सङ्ग्रहो मन्यते ननु भावलक्षणसामान्याद्व्यतिरिच्यमानमूर्तयो विशेषा अव्यतिरिच्यमाना वा, नाद्यः पक्षो निःस्वभावतापत्तेः, भावव्यतिरिक्तत्वात्, गगनारविन्दवत् । न द्वितीयो भावमात्रत्वापत्तेः, तथा हि भावमात्रं विशेषास्तदभिन्नत्वात् यद्यतोऽभिन्नं तत्तदेव, यथा भावस्यैव स्वरूपम्, अभिन्नाश्च विशेषा अतस्तद्रूपा एव । ननु च यदि भावमात्रमेव तत्त्वं तदा तस्य सर्वत्राविशेषाद्य एते प्रतिप्राणि प्रसिद्धा स्तम्भकुम्भाम्भोरुहादिविशिष्टवस्तुसाध्यव्यवहारास्ते सर्वेऽपि प्रलयमापद्येरन् अतो विशेषा अपि विविक्तव्यवहारहेतवोऽभ्युपगन्तव्याः मैवम्, व्यवहारस्याप्यनाद्यविद्याबलप्रवर्त्तितत्वात् तेन पारमार्थिकप्रमाणप्रतिष्ठिततत्त्वप्रतिबन्धाभावात् किञ्च विशेषाग्रहो विशेषेण त्याज्यः, विशेषव्यवस्थापकप्रमाणाभावात् तथाहि भेदरूपा

१. सङ्ग्रहमनेनाशेषविशेषनिरोधानप्रकारमादर्शयति नन्विति । २. भिन्नत्वं भावलक्षणतो विशेषाणां म तस्यैवेत्यत्र नियमकाभावेन भावत्वभावशून्यत्वान्निःस्वभावत्वं स्यादित्याशयेनाह भावव्यतिरिक्तत्वादिति ३. ननु सामान्यमेव प्रमाणप्रतिष्ठं न विशेषा इति न युक्तं विनिगमनाविरहेण वैपरीत्यस्यापि वक्तुं शक्यत्वादित्याशङ्काया दोषान्तरमाह किञ्चेति ॥

विशेषाः, न च किञ्चित्प्रमाणं भेदमवगाहते, प्रत्यक्षं हि तावद्भावसम्पादितसत्ताक तमेव साक्षात्कर्तुं युक्तम् नाभावम्, तस्य सकलशक्तिविरहरूपतया तदुत्पादने व्यापाराभावात्, अनुत्पादकस्य साक्षात्कारकरणे सर्वसाक्षात्करणप्रसङ्गात् तथा च विशेषाभावात्सर्वो द्रष्टा सर्वदर्शी स्यात् अनिष्टञ्चैतत् तस्माद्भावग्राहकमेव तदिष्टम्, स च भावस्सर्वत्राविशिष्ट इति तथैव तेन ग्राह्यः, तदुत्तरकालभाविविकल्पो घटोऽयं पटादिर्न भवतीत्येवमाकारं रचयन्नविद्यामूलत्वान्न प्रमाणं तन्न प्रत्यक्षाद्विशेषावगतिः, नाप्यनुमानादिभ्यः, प्रत्यक्षमूलकत्वाच्छेषप्रमाणवर्गस्य, तस्मात्सामान्यमेव परमार्थो न विशेषा इति सङ्ग्रहः । तं विभजते स इति, परसङ्ग्रहमाह परसामान्यमिति सन्मात्रमित्यर्थः, तद्विशेषेष्विति सत्त्वावान्तरप्रभेदेष्वित्यर्थः, उदाहरति यथेति, एवमुक्ते हि सदिति ज्ञानाभिधानानुवृत्तिलिङ्गानुमितसत्ताकत्वेनैकत्वमशेषार्थानां सङ्गृह्यत इत्यभिप्रायमाहानेनेति, सन्ति विशेषा इत्यनुक्तत्वाद्विशेषेषूदासीनता व्यज्यत इत्याहैवं शब्दानामिति, उदासीनतेति, प्रत्यनीकधर्मेषूपेक्षेत्यर्थः, धर्मान्तरादानोपेक्षाहानिलक्षणत्वात्प्रमाणनयदुर्नयानां, प्रमाणात्तदतत्स्वभावप्रतिपत्तेर्नयात्तत्प्रतिपत्तेर्दुर्नयादन्यनिराकृतेश्चेति भावः । अथ द्वितीयभेदमाहापरेति, द्रव्यत्वादीन्यपरसामान्यानीति भावः, सत्तापेक्षया कतिपयव्यक्तिनिष्ठत्वाद्द्रव्यत्वस्यापरसामान्यत्वं बोध्यम्, तथाभिप्राय इति, स्वव्याप्यावान्तरविषयकोपेक्षासहकृततदर्थैकत्वग्रहणाभिप्राय इत्यर्थः, अवान्तरविषयप्रतिक्षेपाभिप्रायत्वे दुर्नयत्वप्रसक्तेः । दृष्टान्तमस्याह यथेति, द्रव्यं द्रव्यमित्यभिन्नज्ञानाभिधानलक्षणलिङ्गानुमितद्रव्यत्वात्मकत्वेन धर्मादीनां षण्णामैक्यं सङ्गृह्यत इत्यभिप्रायेणाहानेनेति, गौणव्यवहारास्तत्तद्व्यावृत्तिरूपविशेषाश्च नैगमव्यवहारयोरिष्टाः, एतदुभयापेक्षया स्वविषयोत्कर्षाभिमानिना सङ्ग्रहेण तु ते नेष्यन्ते तथा च नैगमव्यवहारसम्मतोपचारविशेषानवलम्बित्वादस्य शुद्धत्वं, स्वसमयोचितोपचारविशेषयोः क्वचिदवलम्बनेनापि तन्नापोद्यत इति ध्येयम् ॥

१. भावेन सहैव योग्यत्वादिन्द्रियस्य सम्बन्धादिति भावः । भेदस्याभावात्मकस्यायोग्यत्वेन विषयमुद्रया कारणत्वासम्भवेनानुत्पादकत्वं तथापि तस्येन्द्रियेण प्रत्यक्षत्वाभ्युपगमे सर्वेषामपीन्द्रियेण ग्रहणं स्यात्, यद्वा वस्तुतोऽभावग्रहणेऽयोग्यतयाऽनुत्पादकेनेन्द्रियेण तज्ज्ञानं जायत इत्यभ्युपगमे सर्वेषामपि तेन ग्रहणं स्यादित्याशयेनाहानुत्पादकस्येति ॥

## સંગ્રહનું લક્ષણ.

**ભાવાર્થ**-"સ્વથી વ્યાપ્ય જેટલા વિશેષો છે, તેટલા વિશેષોમાં ઉદાસીનતાપૂર્વક સામાન્યવિષયવાળો વિશિષ્ટ અભિપ્રાય, એ 'સંગ્રહ' કહેવાય છે. તે પર-અપરના ભેદથી બે પ્રકારવાળો છે. પરસામાન્યનું અવલંબન લઈ તેના વિશેષોમાં ઔદાસીન્ય કરીને અર્થોના એકપણાએ ગ્રહણનો અભિપ્રાય, એ 'પરસંગ્રહ' કહેવાય છે. જેમ જગત્ એક છે, કેમ કે-સત્‌થી અવિશેષ છે. ઈતિ. આ વક્તાના અભિપ્રાયથી સત્તારૂપ સામાન્યથી વિશ્વનું એકપણું ગ્રહણ કરાય છે અને એ પ્રમાણે શબ્દોના અપ્રયોગથી વિશેષોમાં ઉદાસીનતા પ્રતીત થાય છે. અપરસામાન્યનું આલંબન લઈ તથા અભિપ્રાય 'અપરસંગ્રહ' કહેવાય છે. જેમ ધર્મ-અધર્મ-આકાશ-પુદ્ગલ-જીવોનું ઐક્ય છે, કેમ કે-દ્રવ્યત્વનો અવિશેષ છે આ વિશિષ્ટ

અભિપ્રાયથી દ્રવ્યત્વરૂપ અપરસામાન્યથી ધર્મ આદિનું એકત્વ છે. તેના વિશેષોમાં ઉદાસીનતાનું ગ્રહણ કરાય છે.”

**વિવેચન**–સ્વ એટલે મહાસામાન્ય સત્ત્વ છે. તેનાથી વ્યાપ્ય જેટલા વિશેષો દ્રવ્યત્વ વગેરે છે, તેઓમાં ઉદાસીનતાપૂર્વક પરસ્પર તેઓના નિરાકરણને નહિ કરનારો, સત્તારૂપ મહાસામાન્ય વિષયવાળો કે દ્રવ્યત્વ આદિ રૂપ અપરસામાન્ય વિષયવાળો વિશિષ્ટ અભિપ્રાય, તે 'સંગ્રહનય' કહેવાય છે. સામાન્ય માત્રના સ્વીકારમાં પરાયણ એકદેશબોધપણું સંગ્રહનયનું લક્ષણ છે, પરંતુ પરસ્પર સામાન્યરૂપ ઉભય ગ્રાહકપણું લક્ષણ નથી, કેમ કે–પ્રત્યેકના ગ્રાહકમાં અવ્યાપ્તિ છે. પ્રત્યેક ગ્રાહકપણું પણ લક્ષણ નથી, કેમ કે–અનુગમ(વ્યાપકતા)નો અભાવ છે.

૦ ખરેખર, આ સંગ્રહનય માને છે કે–(સંગ્રહમતથી અશેષ–વિશેષના તિરોધાનના પ્રકારને દર્શાવે છે કે–'ननु' इति । પ્રશ્ન એ થાય છે કે–ભાવલક્ષણ સામાન્યથી (૧) ભિન્ન સ્વરૂપવાળા વિશેષો છે કે (૨)અભિન્ન સ્વરૂપવાળા વિશેષો છે ?

પહેલો પક્ષ બરાબર નથી, કેમ કે–નિઃસ્વભાવતાની આપત્તિ છે. (ભિન્નપણાની માન્યતામાં ભાવલક્ષણથી વિશેષોના 'તે વિશેષ તેનો છે' આવા સ્થળમાં નિયામકનો અભાવ હોવાથી, ભાવસ્વભાવની શૂન્યતા હોવાથી નિઃસ્વભાવત્વ થાય ! એવા આશયથી કહે છે કે–'भावव्यतिरेकित्वादि'ति । કેમ કે–ભાવથી ભિન્ન છે. ગગનકુસુમની માફક શૂન્ય–અસત્ છે.)

બીજો પક્ષ બરાબર નથી, કેમ કે–ભાવ માત્રતાની આપત્તિ છે. તે આ પ્રમાણેઃ–ભાવ માત્ર વિશેષો છે, કેમ કે–તે સામાન્યથી–ભાવ માત્રથી અભિન્ન છે. જે જેનાથી અભિન્ન છે, તે તે જ કહેવાય છે. જેમ ભાવનું જ સ્વરૂપ : અને અભિન્ન વિશેષો છે, એથી તે ભાવરૂપ તે સામાન્યરૂપ જ છે.

**શંકા**–જો ભાવ માત્ર જ તત્ત્વ છે, તો તે ભાવનો સર્વત્ર અવિશેષ છે. જે આ પ્રત્યેક પ્રાણીમાં પ્રસિદ્ધ, સ્તંભ–કુંભ–કમલ વગેરેરૂપ વિશિષ્ટ વસ્તુ સાધ્યવ્યવહારો છે, તે તમામ વ્યવહારો પણ વિનાશને પામે ! એથી વિશેષો પણ ભિન્ન વ્યવહારના હેતુરૂપે સ્વીકારવા જ પડશે ને ?

**સમાધાન**–વ્યવહાર પણ અનાદિની અવિદ્યાથી પ્રવર્ત્તિત છે, તેથી પારમાર્થિક પ્રમાણરૂપે પ્રતિષ્ઠિત તત્ત્વના પ્રતિબંધ(વ્યાપ્તિ)નો અભાવ છે.

(પ્રશ્ન એ થાય છે કે–પ્રમાણની પ્રતિષ્ઠાવાળું સામાન્ય જ છે, વિશેષો નથી. આવું કથન વ્યાજબી નથી, કેમ કે–વિનિગમનના વિરહથી વિપરીત પણ કહી શકાય છે. આવી આશંકામાં બીજા દોષને કહે છે કે–'किञ्चे'ति ।)

૦ વળી વિશેષનો આગ્રહ વિશેષથી છોડવો જોઈએ, કેમ કે–વિશેષવ્યવસ્થાપક પ્રમાણનો અભાવ છે. તે આ પ્રમાણેઃ–ભેદરૂપ વિશેષો છે અને કોઈ પ્રમાણ ભેદને અવગાહન

કરતું નથી. ખરેખર, પ્રત્યક્ષ પ્રમાણ તો ભાવથી સંપાદિત સત્તાવાળું છે. તે ભાવનો જ સાક્ષાત્કાર કરવા માટે યુક્ત છે, અભાવનો નહિ. તે પ્રત્યક્ષનો સકલ શક્તિ(યોગ્યતા)ના વિરહ-રૂપ હોઈ, તે અભાવના સાક્ષાત્કારના ઉત્પાદનમાં વ્યાપારનો અભાવ છે. (ભાવની સાથે જ યોગ્યતા હોવાથી-ઈન્દ્રિયનો સંબંધ હોવાથી વ્યાપારનો અભાવ છે, એવો ભાવ છે. અભાવ આત્મક ભેદમાં અયોગ્યતા હોવાથી વિષયમુદ્રાથી કારણપણાનો અસંભવ હોઈ અનુત્પાદકપણું છે, તો પણ તે ભેદનું ઈન્દ્રિયથી પ્રત્યક્ષપણાના સ્વીકારમાં તમામનું ઈન્દ્રિયથી ગ્રહણ થશે! વસ્તુતઃ અભાવના ગ્રહણમાં અયોગ્યતા હોવાથી અનુત્પાદક ઈન્દ્રિયથી તે અભાવનું જ્ઞાન થાય છે. એવા સ્વીકારમાં તમામનું પણ તેથી જ્ઞાનરૂપ ગ્રહણ થશે! આવા આશયથી કહે છે કે-'अनुत्पादकस्ये'ति ।) અનુત્પાદકના સાક્ષાત્કાર કરવામાં સર્વના સાક્ષાત્કારનો પ્રસંગ આવે છે. તથાચ સર્વ દેખનારો સર્વદર્શી થઈ જશે! આ બાબત અનિષ્ટ છે, તેથી ભાવ-ગ્રાહક જ તે પ્રત્યક્ષ પ્રમાણ ઈષ્ટ છે. વળી તે ભાવ સઘળે ઠેકાણે અવિશિષ્ટ છે, માટે તે પ્રત્યક્ષથી તે પ્રકારે જ ભાવ ગ્રાહ્ય છે. તે પ્રત્યક્ષના ઉત્તરકાળમાં થનારો વિકલ્પ, 'આ ઘડો છે-પટ આદિ નથી' એવા આકારને રચનારો અવિદ્યારૂપ મૂળથી જન્ય હોવાથી પ્રમાણ નથી. તે પ્રમાણ પ્રત્યક્ષથી વિશેષના જ્ઞાનરૂપ નથી. અનુમાન આદિ પ્રમાણોથી વિશેષનું જ્ઞાન નથી, કેમ કે-શેષ પ્રમાણવર્ગ પ્રત્યક્ષરૂપ મૂળથી જન્ય છે. તેથી 'સામાન્ય જ પરમાર્થ છે, વિશેષો નહિ'-એમ સંગ્રહનય માને છે. તે સંગ્રહનો વિભાગ કરે છે. સત્ માત્ર જ પરસામાન્ય કહેવાય છે. સત્ત્વના અવાન્તર પ્રભેદોમાં ઉદાસીનતા પરસંગ્રહની હોય છે. ઉદાહરણ-'વિશ્વ એક છે-સત્ અવિશેષ હોવાથી. 'ખરેખર, આ પ્રમાણે કહ્યે છતે, 'સત્' આ પ્રમાણેના જ્ઞાન-શબ્દની અનુવૃત્તિરૂપ હેતુથી અનુમિત સત્તાવાળા હોઈ સમસ્ત પદાર્થોનું એકત્વ સંગૃહીત કરાય છે. 'વિશેષો છે' એમ નહિ કહેલું હોવાથી વિશેષોમાં ઉદાસીનતા વ્યક્ત થાય છે. 'उदासीनत्वे'ति ।=પ્રત્યનિક ધર્મોમાં ઉપેક્ષા એવો અર્થ જાણવો, કેમ કે-ધર્માન્તર ગ્રહણ-લક્ષણવાળું પ્રમાણ, ધર્માન્તર ઉપેક્ષાલક્ષણવાળો નય, ધર્માન્તર હાનિલક્ષણવાળો દુર્નય હોય છે: કેમ કે-પ્રમાણથી તદ્-અતત્ સ્વભાવની પ્રતિપત્તિ છે, નયથી તત્ પ્રતિપત્તિ છે, દુર્નયથી અન્યનું નિરાકરણ છે, એવો ભાવ છે. હવે બીજા ભેદને કહે છે કે-દ્રવ્યત્વ વગેરે અપરસા-માન્ય છે, એવો ભાવ છે. સત્તાની અપેક્ષાએ કતિપય (કેટલાક) વ્યક્તિમાં રહેલ હોવાથી દ્રવ્યત્વ અપરસામાન્ય જાણવું. 'तथाभिप्राय' इति । સ્વ(દ્રવ્યત્વ)વ્યાપ્ય અવાન્તરવિષયક ઉપેક્ષા સહકૃત તે દ્રવ્યભૂત અર્થની એકતાના ગ્રહણનો અભિપ્રાય. એવો અર્થ છે. અવાન્તર-વિષયના પ્રતિક્ષેપના અભિપ્રાયપણામાં દુર્નયપણાનો પ્રસંગ આવે છે. આના દૃષ્ટાન્તને કહે છે કે-'यथे'ति-'द्रव्य-द्रव्य' । એવા અભિન્ન જ્ઞાનશબ્દરૂપ લિંગથી અનુમિત (અનુમાન-વિષય) દ્રવ્યત્વ આત્મકપણાની અપેક્ષાએ ધર્મ આદિ છ દ્રવ્યોનું ઐક્ય સંગૃહીત કરાય છે.

० ગૌણભૂત વ્યવહારો અને તે તે વ્યાવૃત્તિરૂપ વિશેષો નૈગમ અને વ્યવહારનયને ઈષ્ટ છે. આ નૈગમ-વ્યવહારરૂપ ઉભય નયની અપેક્ષાએ સ્વવિષયના ઉત્કર્ષના અભિમાનવાળા સંગ્રહથી તો તે વ્યવહારો અને વિશેષો ઈષ્ટ નથી. તથાચ નૈગમ અને વ્યવહારનયને સંમત ઉપચાર

અને વિશેષના અવલંબન વગરના હોવાથી આ સંગ્રહનયનું શુદ્ધપણું છે. સ્વસમય (સિદ્ધાન્ત)માં ઉચિત ઉપચાર(વ્યવહાર) અને વિશેષનું ક્વચિત્ અવલંબનની અપેક્ષાએ પણ તે સંગ્રહનયનુ શુદ્ધપણું ખંડિત થતું નથી, એમ વિચારવું.

श्रीवादिदेवसूरिसूत्रावलम्बनेन व्यवहारनयस्य लक्षणमाह—

**प्रतिषेधपरिहारेण सङ्ग्रहविषयीभूतार्थविषयकविभागप्रयोजकाभिप्रायो व्यवहारनयः। यथा सत्त्वधर्मेणैकतया सङ्गृहीतस्य सतो द्रव्यपर्यायाभ्यां विभागकरणाभिप्रायो यत्सत्त्-द्विधा, द्रव्यं पर्यायश्चेति। एवं द्रव्यत्वेन सङ्गृहीतस्य द्रव्यस्य धर्मादिरूपेण षोढा विभाग-करणाभिप्रायो यद्द्रव्यं तद्धर्मादिरूपेण षोढेति ॥सूत्र–९॥**

**प्रतिषेधपरिहारेणेति,** सुनयीकरणायैतत्। सङ्ग्रहगृहीतान् सत्त्वाद्यर्थानुपेक्ष्य तद्विभजनाविषयो योऽभिप्रायस्स व्यवहारनय इत्यर्थः, परसामान्यमवलम्ब्य तद्विभागाभिप्रायं निदर्शयति यथेति, अपरसा-मान्यमवलम्ब्य तमाहैवमिति। "वच्चइ विणिच्छिअत्थं ववहारो सव्वदव्वेसु"ति निर्युक्तिप्रतीकानुसाराद्वि-निश्चितार्थप्रापकत्वं व्यवहारस्य लक्षणं लभ्यते, विशेषेणावह्रियते निराक्रियते सामान्यमनेनेति निरुक्त्य-नुसारात्। विनिश्चितार्थप्राप्तिश्चास्य सामान्यानभ्युपगमे सति विशेषाभ्युपगमात् जलाहरणाद्युपयोगि गो घटादिविशेषानेवायमङ्गीकरोति ननु सामान्यत्, गां बधानेत्याद्युक्ते गोत्वबन्धनाद्यध्यवसायस्य कस्याप्यनु-दयात्। न च कथं गोष्वनुगतव्यवहार इति वाच्यमन्यापोहादिनापि तदुपपत्तेः शब्दानुगमादेवानुगतव्यव-हारोपपत्तेश्च। "लौकिकसम उपचारप्रायो विस्तृतार्थो व्यवहार" इति तत्त्वार्थभाष्यानुरोधात्तु शब्दतदुप-जीविप्रमाणातिरिक्तप्रमाणपक्षपाती गौणीवृत्त्याऽतिशयेन व्यवहारकरः नानाव्यक्तिकशब्दसङ्केतग्रहणप्रवणो यो बोधस्स व्यवहार इति तदर्थः, उपचारबहुलाध्यवसायवृत्तिनयत्वव्याप्यजातिमत्त्वन्तु लक्षणम्। उपचाराधिक्यं यथा गिरिर्दह्यते, अध्वा याति, कुण्डिका स्रवति, इत्यादौ प्रथमे गिरिपदस्य गिरिस्थतृणादौ लक्षणा, अतिशयदग्धत्वप्रतीतिः फलं द्वितीये मार्गगन्तृपुरुषसमुदाये लक्षणा नैरन्तर्यप्रतीतिः फलं, तृतीये कुण्डिकास्थोदके लक्षणाऽनिविडत्वप्रतीतिः प्रयोजनमित्येवं भाव्यम्। लब्धार्थे मुख्यार्थप्रतीतिश्चाभेदा-ध्यवसायात्। विशेषप्राधान्यादेवायं विस्तृतार्थः, प्रधानता च व्यक्तिष्वेवोपयुक्ततया सङ्केताद्याश्रयणात्।

१. यथा सत्यपि पञ्चवर्णादौ भ्रमरे कृष्णवर्ण एव लोकस्य निश्चयो भवति तस्माद्विनिश्चितार्थप्रापको व्यवहारनयः तस्यैव गमकत्वात्प्ररूपकत्वाच्च, स एव हि लोकव्यवहारानुकूलतया स्पष्टतमः, तस्माच्छेषवर्णा-दीनयं नयो मुञ्चतीति विनिश्चितार्थप्रापकत्वमस्य बोध्यम्॥ २. उपचारबहुलाध्यवसायत्वमात्रस्य लक्षणत्वे-ऽनुपचरितव्यवहारेऽव्याप्तिरिति नयत्वव्याप्यजातिमत्त्वमुक्तं, तावन्मात्रस्य नैगमसङ्ग्रहादावपि सत्त्वाद्बहुत्यन्तम्, अत एव नयत्वव्यत्वमुपेक्ष्य नयत्वव्याप्यजातिमत्त्वमुक्तं, क्वाचित्कोपचाराध्यवसायमादाय नैगमाद्यतिव्याप्ति-वारणाय बहुलेति॥ ३ ननु गिरिस्थतृणादिमार्गगन्तृपुरुषसमुदायकुण्डिकास्थजलादौ गिरिमार्गकुण्डिकादिमु-ख्यार्थप्रतीतिः कथमित्यत्राह लब्धार्थ इति॥ ४ एवमग्रेऽनेन सामान्यस्य सङ्केतजप्रतीत्यविषयत्वं सूचितम्

वस्तुतः पञ्चवर्णद्विगन्धपञ्चरसाष्टस्पर्शशरीरवतो भ्रमरादेश्श्यामत्वादिनैव निश्चयनादसौ लौकिकः, लोकैः कृष्णवर्णत्वेनैवास्याङ्गीकारात्, उद्भूतवर्णविवक्षयैवाभिलापादिव्यवहारप्रवृत्तेः कृष्णो भ्रमर इत्यादेरनुद्भूतत्वेनेतरवर्णाविवक्षणान्न भ्रान्तत्वम्, तात्पर्यञ्च प्रति प्रामाण्याल्लोकव्यवहारानुकूलविवक्षाप्रयुक्तत्वच्चास्य भावसत्यत्वं, पीतो भ्रमर इत्यादीनान्तु न तथा, लोकव्यवहाराननुकूलत्वात्, नापि निश्चयतोऽस्य भावसत्यत्वं पञ्चवर्णपर्याप्तिमति पञ्चवर्णप्रकारकत्वाभावेनावधारणाक्षमत्वात् । ननु पञ्चवर्णो भ्रमर इत्यादिवाक्यानां कथं न व्यवहारनयानुरोधित्वं तस्यापि व्यवहारानुगुण्यात्, आगमप्रतिपादितार्थेऽपि व्युत्पन्नानां व्यवहारोपलब्धेः, न च लोकेनास्य वाक्यस्य बाधितार्थविषयकत्वेन न व्यवहारानुरोधित्वमिति वाच्यम् आत्मा न रूपवानित्यादिवाक्यस्यापि अव्यवहारकत्वापत्तेः, आत्मगौरत्वादिबोधकलोकप्रमाण बाधितार्थबोधकत्वात्, अभ्रान्तलोकस्य विवक्षणे चोभयत्र साम्यमेवेति चेन्न पञ्चवर्णो भ्रमर इत्यादौ कृष्णेतरवर्णांशे व्यावहारिकविषयताया अभावात्, तत्तन्नयाभिप्रायप्रयुक्तो हि शब्द[1], तत्र तन्नयीयविषयतैव शाब्दबोधिका, ततो नोक्तव्यवहार इति ॥

### શ્રી વાદિદેવસૂરિસૂત્રના અવલંબને વ્યવહારનયનું લક્ષણ.

**ભાવાર્થ**–"પ્રતિષેધના પરિહારપૂર્વક સંગ્રહના વિષયીભૂત અર્થના વિષયવાળા વિભાગનો પ્રયોજક અભિપ્રાય, એ 'વ્યવહારનય' છે. જેમ કે–સત્ત્વધર્મ દ્વારા એકપણાએ સંગૃહીત સત્‌નો દ્રવ્ય અને પર્યાયથી વિભાગ કરનારો અભિપ્રાય જે સત્ છે, તે દ્રવ્ય અને પર્યાયરૂપ બે પ્રકારે છે. આ પ્રમાણે દ્રવ્યપણાએ સંગૃહીત દ્રવ્યનો ધર્મ આદિ રૂપે છ પ્રકારના વિભાગ કરનારો અભિપ્રાય જે દ્રવ્ય છે, તે ધર્માદિરૂપે છ પ્રકારનું છે. ઇતિ.

**વિવેચન**–'प्रतिषेधपरिहारेणे'ति । આ પદ સુનયીકરણ માટે છે. સંગ્રહથી ગૃહીત સત્ત્વ આદિ અર્થોની ઉપેક્ષા કરી, તે સંબંધી વિભાગના વિષયવાળો જે અભિપ્રાય, તે વ્યવહારનય છે. પરસામાન્યનું આલંબન લઈ તેના વિભાગના અભિપ્રાયને દર્શાવે છે કે–'यथे'ति । અપરસામાન્યનું આલંબન લઈ તેના વિભાગને કહે છે કે–'एव'मिति ।–'वच्चइ विणिच्छिअत्थं ववहारो सव्वदव्वेसु'इति । નિર્યુક્તિના પ્રતીક અનુસારે વિનિશ્ચિતાર્થ પ્રાપકત્વ, એ વ્યવહારનું લક્ષણ લબ્ધ થાય છે. (જેમ પંચવર્ણ આદિ હોવા છતાં ભ્રમરમાં કાળો વર્ણ જ લોકમાં નિશ્ચિત પ્રસિદ્ધ થાય છે. તેથી વિનિશ્ચિત અર્થપ્રાપક વ્યવહારનય છે, કેમ કે–તે વ્યવહારનય નિશ્ચિત અર્થનો ગમકને પ્રરૂપક છે. ખરેખર, તે જ લોકવ્યવહારને અનુકૂળ હોઈ સ્પષ્ટતમ છે. તેથી શેષ વર્ણ આદિને આ નય મૂકી દે છે. આ

---

शब्दाना हि सामान्ये सकेतोऽनुपयुक्तः, घटमानयेत्यादिवाक्यात् शाब्दबोधानुत्पत्तिप्रसङ्गात् नहि घटत्वस्यानयनं सम्भवति, अमूर्त्तत्वादिति भावः ॥

१. तत्तन्नयाभिप्रायप्रयुक्तो हि शब्दः, तथा च पञ्चवर्णो भ्रमर इति शब्दाभिलापो निश्चयनयेन, अतः प्रोक्ताभिलापजन्यशाब्दबोधे कृष्णेतरत्वांशे न व्यावहारिकी विषयताऽस्ति लोकव्यवहाराननुगुणत्वात् किन्तु तत्र नैश्चयिकी विषयतैव कृष्णांशे तूभयविषयतेति भावः ॥

પ્રમાણે વિનિશ્ચતાર્થ પ્રાપકપણું જાણવું.)

० નિરૂક્તિ અનુસારે વિશેષથી સામાન્યનું નિરાકરણ જેનાવડે કરાય, તે વ્યવહાર છે. આ વ્યવહારની વિનિશ્ચિત અર્થની પ્રાપ્તિ, સામાન્યનો અસ્વીકાર હોયે છતે વિશેષના સ્વીકારથી છે. જલ આહરણ આદિમાં ઉપયોગી ઘટ આદિ વિશેષોને જ આ વ્યવહારનય સ્વીકારે છે, પરંતુ સામાન્યને નહિ; કેમ કે-'ગાયને તું બાંધી લે' ઈત્યાદિ વચન કહ્યે છતે, ગોત્વનું બંધન આદિ અધ્યવસાય કોઈને પણ ઉદયમાં આવતો નથી.

**શંકા**-તો પછી ગો માત્રમાં અનુગત (વ્યાપક) વ્યવહાર કેવી રીતે ?

**સમાધાન**-અન્ય અપોહ (ગોભિન્નના અપોહ) આદિથી પણ તે અનુગત વ્યવહારની ઉપપત્તિ છે અને શબ્દના અનુગમથી જ અનુગત વ્યવહારની ઉપપત્તિ છે. (જેમ લૌકિક પુરુષો વિશેષ જ ઘટ આદિથી વ્યવહાર કરે છે, તેમ આ નય પણ કરે છે, માટે લૌકિકસમ કહેવાય છે. ઉપચારપ્રાય-ઉપચાર એટલે અન્યત્ર સિદ્ધ અર્થનો અન્યત્ર અધ્યારોપ જે છે તે. અર્થાત્ ઉપચારબહુલ, જેનો વિસ્તીર્ણ-અનેક અર્થ જ્ઞેય છે, તે વિસ્તૃતાર્થ અધ્યવસાયવિશેષ વ્યવહાર કહેવાય છે.)

० "લૌકિકસમ ઉપચારપ્રાય વિસ્તૃત અર્થવાળો વ્યવહાર છે. આવી રીતે તત્ત્વાર્થભાષ્યના અનુરોધથી તો શબ્દ અને તે શબ્દોપજીવી પ્રમાણથી ભિન્ન પ્રમાણ પક્ષપાતી, ગૌણીવૃત્તિદ્વારા અતિશે વ્યવહાર કરનારો, અનેક વ્યક્તિવાળા શબ્દના સંકેતના ગ્રહણમાં પરાયણ જે બોધ, તે વ્યવહારનય.

० ઉપચારબહુલ અધ્યવસાયવૃત્તિ નયત્વવ્યાપ્ય જાતિમત્વ, એ વ્યવહારનયનું લક્ષણ છે. (ઉપચારબહુલ અધ્યવસાયત્વ માત્રને જો લક્ષણ કરવામાં આવે, તો અનુપચરિત વ્યવહારમાં અવ્યાપ્તિ આવે છે, માટે નયત્વવ્યાપ્ય જાતિમત્વનો નિવેશ છે. નયત્વવ્યાપ્ય જાતિમત્વ, એવું વ્યવહારનયનું જો લક્ષણ માનવામાં આવે, તો નૈગમ-સંગ્રહ આદિમાં પણ સત્વ હોઈ અતિવ્યાપ્તિના વારણ માટે 'उपचारबहुलाध्यवसायवृत्ति'। એમ કહેલ છે. એથી જ નયત્વવત્વની ઉપેક્ષા કરીને નયત્વવ્યાપ્ય જાતિમત્વ કહેલ છે. કવાચિત્કે (કોઈ જગ્યાએ રહેલ) ઉપચારના અધ્યવસાયનું ગ્રહણ કરી નૈગમ આદિમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'बहुले'ति। કહેલ છે.) ઉપચારનું આધિક્ય (બહુલતા) જેમ 'પહાડ જળે છે'-'માર્ગ જાય છે'-'કુંડી ઝરે છે,' ઈત્યાદિમાં પ્રથમમાં ગિરિપદની ગિરિસ્થ તૃણ આદિમાં લક્ષણા, અતિશય દાહની પ્રતીતિરૂપ ફળ છે. બીજામાં માર્ગમાં ચાલનાર પુરુષના સમુદાયમાં લક્ષણા, નિરંતરતાની પ્રતીતિરૂપ ફળ છે. ત્રીજામાં કુંડીમાં રહેલ પાણીમાં લક્ષણા, અનિબિડતાની પ્રતીતિ એ ફળ છે, એમ વિચારવું.

० (પ્રશ્ન એ થાય છે કે-ગિરિસ્થ તૃણ આદિ, માર્ગે ચાલનાર પુરુષનો સમુદાય, કુંડીમાં રહેલ પાણી આદિમાં ગિરિ-માર્ગ-કુંડિકાના મુખ્ય અર્થની પ્રતીતિ કેવી રીતે?

આવી શંકાના સમાધાનમાં કહે છે કે–'लक्ष्यार्थे' इति।') લક્ષ્ય અર્થમાં જે મુખ્ય અર્થની પ્રતીતિ છે, તે અભેદના અધ્યવસાયથી છે.

૦ વિશેષની પ્રધાનતાથી જ આ વિસ્તૃતાર્થ છે અને પ્રધાનતા વ્યક્તિઓમાં જ (એવ શબ્દથી સામાન્ય, સંકેતજન્ય પ્રતીતિનો વિષય નથી એમ સૂચિત થાય છે. ખરેખર, સામાન્યમાં શબ્દોનો સંકેત અનુપયોગી છે. 'ઘડો લાવ' ઈત્યાદિ વાક્યથી શાબ્દબોધની અનુત્પત્તિનો પ્રસંગ છે, કેમ કે–ઘટત્વરૂપ સામાન્યનું લાવવું સંભવતું નથી. તે સામાન્ય અરૂપી છે.) ઉપયોગ હોવાથી સંકેત આદિનો આધાર છે. વસ્તુતઃ પંચવર્ણી, દ્વિગંધી, પંચરસી અને આઠસ્પર્શી શરીરવાળા ભ્રમર આદિનો શ્યામપણા આદિથી જ નિશ્ચય થવાથી આ લૌકિક છે. 'ભ્રમર કાળો છે' એ વાક્ય લૌકિક છે, કેમ કે–લોકોથી કૃષ્ણવર્ણના બહુલપણાએ આ ભ્રમરનો કૃષ્ણરૂપે સ્વીકાર કરેલ છે: કેમ કે–ઉદ્‌ભૂત (પ્રકટિત) વર્ણની વિવક્ષાથી જ શબ્દ આદિ વ્યવહારની પ્રવૃત્તિ છે. 'ભમરો કાળો છે' ઈત્યાદિમાં અનુદ્‌ભૂતપણાએ (અપ્રાદુર્ભાવથી) બીજા વર્ણોની અવિવક્ષાથી ભ્રાન્તપણું (ભ્રાન્તિ) નથી.

૦ તાત્પર્યના જાણકાર પ્રત્યે પ્રમાણપણું હોવાથી અને લોકવ્યવહારને અનુકૂળ વિવક્ષાજન્ય હોવાથી, આનું 'ભમરો કાળો છે' આવા વાક્યજન્ય શાબ્દબોધનું ભાવસત્યપણું છે. 'પીળો ભ્રમર' ઈત્યાદિમાં તો તે પ્રકારે નથી, કેમ કે–લોકવ્યવહારને અનુકૂળ નથી. વળી નિશ્ચયથી આનું ભાવસત્યપણું નથી, કેમ કે–પંચવર્ણની પર્યાપ્તિવાળામાં પંચવર્ણના પ્રકારકપણાનો અભાવ હોવાથી નિશ્ચયમાં અસમર્થ છે.

પૂર્વપક્ષ–'પંચવર્ણી ભમરો' ઈત્યાદિ વાક્યોનું વ્યવહારનયનું અનુસરણ કેમ નહિ? કેમ કે–તે વાક્યનું પણ વ્યવહારને અનુરૂપપણું છે. આગમથી પ્રતિપાદિત અર્થમાં પણ વ્યુત્પન્ન (પંડિત પુરુષો) જનોને વ્યવહારની ઉપલબ્ધિ છે. 'લોકથી આ વાક્યનું બાધિત અર્થનું વિષયકપણું હોવાથી વ્યવહારનું અનુસારિપણું નથી' એવું નહીં કહેવું, કેમ કે–'આત્મા રૂપી નથી' ઈત્યાદિ વાક્યમાં પણ અવ્યવહારકપણાની આપત્તિ થશે! કેમ કે–આત્માના ગૌરપણા આદિ બોધક લોકપ્રમાણથી બાધિત અર્થનો બોધક છે અને અભ્રાન્ત લોકની વિવક્ષામાં બંને ઠેકાણે સમપણું છે જ ને?

**ઉત્તરપક્ષ**–'પંચવર્ણી ભમરો' ઈત્યાદિમાં (તે તે નયના અભિપ્રાયથી જન્ય ખરેખર શબ્દ છે. તથાચ 'પંચવર્ણી ભમરો' આ પ્રમાણેનો શબ્દરૂપ અભિલાપ નિશ્ચયનયથી છે. એથી કથિત શબ્દજન્ય શાબ્દબોધમાં કૃષ્ણ અને બીજા વર્ણના અંશમાં વ્યાવહારિક વિષયતા નથી, કેમ કે–લોકવ્યવહારને અનુરૂપ નથી, પરંતુ ત્યાં નૈશ્ચયિક વિષયતા જ છે. કૃષ્ણના અંશમાં તો નિશ્ચય–વ્યવહાર ઉભયની વિષયતા છે.) કૃષ્ણ અને બીજા વર્ણના અંશમાં વ્યાવહારિક વિષયતાનો અભાવ છે. ખરેખર, તે તે નયના અભિપ્રાયથી જન્ય શબ્દ છે. ત્યાં તે નય સંબંધી (નયનિરૂપિત) વિષયતા જ શાબ્દબોધજનિકા છે, તેથી કથિત વ્યવહાર નથી,

अथर्जुसूत्रं स्वरूपयति—

**द्रव्यं गौणीकृत्य प्राधान्यतया वर्त्तमानक्षणवृत्तिपर्यायमात्रप्रदर्शनाभिप्रायविशेष ऋजुसूत्रः । यथा सम्प्रति सुखपर्यायोऽस्ति दुःखपर्यायोऽस्ति द्वेषपर्यायो वास्तीत्यभिप्रायाः । अत्र हि सदप्यात्मद्रव्यं नार्प्यते सुखादिपर्यायास्तु प्रधानेन प्रकाश्यन्ते ॥सूत्र-१०॥**

द्रव्यमिति, ऋजु-अवक्रं सूत्रयति गमयत्यभ्युपगच्छतीति ऋजुसूत्रः अतीतानागतयोः पर्याययोर्विनाशानुत्पत्तिभ्यामभावेन तदभ्युपगमे कुटिलत्वं ततस्तत्परिहारेण परोपकारप्रवणवार्त्तमानिकपर्यायप्ररूपणमेवाकुटिलं प्ररूपणमिति ऋजुसूत्रशब्दभावः, तदेवाह द्रव्यं गौणीकृत्येति नयत्वरक्षार्थं विशेषणमिदम्, अस्य मते भावत्वं वर्त्तमानत्वव्याप्यम्, तथाहि विनष्टत्वादतीतस्यानागतस्यालब्धात्मलाभत्वात् अविशिष्यमाणतया च सकलशक्तिविकलरूपत्वात् अर्थक्रियानिर्वर्त्तनाक्षमत्वेनावस्तुत्वाच्च, वर्त्तमानक्षणालिङ्गितस्यैव सकलार्थक्रियासु व्याप्रियमाणत्वेन तदेव पारमार्थिकं वस्त्विति, तथा च शब्दाद्यभिमतविशेषापक्षपातिवर्त्तमानत्वमात्रव्यासभावविषयकाभिप्रायः ऋजुसूत्र इति भावार्थः । शब्दादिनयेषु व्यभिचारवारणाय शब्दाद्यभिमतविशेषापक्षपातीति पदम् । अत्र द्रव्यस्य गौणत्वं वर्त्तमानपर्यायस्य प्राधान्यञ्च, तत्रैव संकेतार्थक्रियादिसंभवात्, एकावस्थापन्ने द्रव्ये भिन्नावस्थासम्बन्धासम्भवात् विभिन्नकालिकपर्यायद्वयाधारपदार्थाभावाच्च, सिद्धावस्थासाध्यावस्थयोरेकत्र विरोधात्, यथा पलालं न दहति वह्निः, घटो न भिद्यते, असंयतो न प्रव्रजति, असिद्धो भव्यो न सिद्ध्यतीत्यादौ दहनादिक्रियाकाल एव तन्निष्ठाकालः, अतस्तदवस्थाविलक्षणपलालाद्यवस्थावता समं दहनादिक्रियान्वयो न युज्यते दह्यमानादेर्दग्धत्वाद्यव्यभिचारात् । अत एवैते निषेधात्मका व्यवहारा उपपद्यन्ते, विधिरूपास्तु अपलालं दह्यते, अघटो भिद्यते, संयतः प्रव्रजति, सिद्धस्सिद्ध्यतीत्येवंरूपाः । न चात्र नये कृतकरणापरिसमाप्तिदोषः स्यात् सिद्धस्यापि साध्यमानत्वेन करणव्यापारानुपरमादिति वाच्यम्, उत्पाद्य कार्यं क्रियोपरमेण तत्समाप्तेः। न च यादृशव्यापारावच्छिन्नदण्डादेर्घटोत्पत्त्यव्यवहितपूर्ववृत्तित्वं तादृशव्यापारावच्छिन्नस्य तस्य तदुत्पत्त्यनन्तरमपि सत्त्वे तदुत्पत्तिप्रसङ्ग इति वाच्यम्, तदानीं सूक्ष्मक्रियाविरहकल्पनात्, न च घटोत्पत्तेः पूर्वं तत्क्रियायाः[1] सत्त्वे तदापि तदुत्पत्तिप्रसङ्गः असत्त्वे च कार्याव्यवहितपूर्ववृत्तित्वाभावेन कारणत्वाभावप्रसङ्ग इति वाच्यम्, कार्यव्याप्यतावच्छेदकपरिणामविशेषरूपायाः कारणतायाः कार्यसहवृत्तितानियमात्, ननु यदि क्रियमाणः कृत एव चक्रभ्रम्याद्युपलक्षितदीर्घक्रियाकाले कुतो न घटो दृश्यत इति चेन्न, घटानुकूलव्यापारलक्षणक्रियाया दीर्घकालत्वासिद्धेः चरमसमय एव तदभ्युपगमात्, घटविषयको-

---

१. यथा हि व्यवहारनयो व्यवहाराननुकूलत्वान्न सहते सामान्यं तथा ऋजुसूत्रनयोऽपि अतीतमनागतश्च पर्यायं परकीयत्वान्न सहते, अभिधानमपि तथाविधार्थवाचकं ज्ञानमपि तथाविधार्थविषयं न सहते स्वदेशकालयोरेव सत्ताविश्रामात् तथा च यद्वर्त्तमानकालीनं वस्तु यच्च तस्यात्मीयं रूपं तदेतद्गम्यमत्रास्य नयस्याभिमतमिति भावः ॥ २. घटोत्पत्त्यनुकूलसूक्ष्मक्रियाविरहकल्पनादित्यर्थः ॥

त्कृष्टाभिलाषेणैव मृन्मर्दनाद्यान्तरालिककार्यकरणवेलायां घटं करोमीति व्यवहारात्, कृतस्यैव करणे न क्रियावैफल्यमपि, क्रिययैव निष्ठां जनयित्वा कार्यस्य कृतत्वोपपादनात्। न चान्योऽन्याश्रयः, कृतस्यैव क्रियाजन्यत्वात् कृतमेव च क्रियां जनयति नाकृतमसत्त्वादिति वाच्यम्, घटत्वादिनैव क्रियायाः कार्यकारणभावात्, अर्थादेव तस्य कृतत्वोपपत्तेः। क्रियमाणस्य कृतत्वाभावे च क्रियासमये कार्याभावे ततः पूर्वं पश्चाच्च तन्न स्यादेव, कारणाभावात्। सामग्र्याः स्वसणये कार्यव्याप्यत्वाभावेऽपि अव्यवहितोत्तरसमयावच्छेदेन तद्व्याप्यत्वोपगमान्न दोष इति चेन्नाव्यवहितोत्तरत्वप्रवेशे गौरवेणोत्तरत्वमात्रप्रवेशे व्यवहितोत्तरकालावच्छेदेन कार्योत्पत्तिप्रसङ्गेन च स्वसमयावच्छेदेनैव सामग्र्याः कार्यव्याप्यत्वोपगमस्योचितत्वात्। कारणाभावस्य कार्याभावव्याप्यत्वेन कारणोत्तरकाले कार्यासिद्धेश्चेति दिक्। सङ्ग्रहसम्मतं सामान्यमनुपयोगादनुपलम्भाच्च व्यवहारनयेन यथा नेष्यते तथैव स्वप्रयोजनासाधकत्वेन परधनवन्निष्फलमतीतमनागतं वस्तु ऋजुसूत्रेण नेष्यते किन्तु साम्प्रतकालीनमेव लिङ्गवचनभिन्नमपि वस्तु स्वीक्रियते तत्रैकमपि त्रिलिङ्गं यथा तटस्तटी तटमित्यादि। तथैकमप्येकवचनबहुवचनवाच्यं यथा गुरुर्गुरवः, आपो जलं, दाराः कलत्रमित्यादि, एवमिन्द्रादेर्नामस्थापनाद्रव्यभावरूपचतुर्भेदमपीष्यते, सोऽयं नयो द्विभेदस्सूक्ष्मस्थूलभेदात् सूक्ष्मस्तु क्षणिकपर्यायं मनुते पर्यायाणां स्ववर्त्तमानतायां क्षणावस्थायित्वस्यैवोचितत्वात् परतोऽवस्थान्तरभेदादिति, स्थूलस्तु मनुष्यादिपर्यायं वर्त्तमानं मनुते, न त्वतीतानागतादिनारकादिपर्यायम्। व्यवहारेण तत्स्वीकारादेतदपेक्षया स्थूलत्वमिति। अथर्जुसूत्रस्य दृष्टान्तमाह यथेति, वाक्येन ह्यनेन क्षणस्थायिसुखाख्यं पर्यायमात्रं प्राधान्येन प्रदर्श्यते तदधिकरणभूतमात्मद्रव्यन्तु गौणतया नार्प्यत इत्याशयगाहात्र हीति आदिना दुःखादिपरिग्रहः॥

## ઋજુસૂત્રનયના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**–"દ્રવ્યને ગૌણ કરી પ્રાધાન્યરૂપે વર્ત્તમાન ક્ષણવૃત્તિ પર્યાય માત્રના પ્રદર્શનનો વિશિષ્ટ અભિપ્રાય, એ 'ઋજુસૂત્રનય' કહેવાય છે. જેમ હમણાં સુખપર્યાય છે, દુઃખપર્યાય છે અથવા દ્વેષપર્યાય છે. ઈતિ. અભિપ્રાયે ગૌણપણે=ખરેખર, અહીં વિદ્યમાન પણ આત્મદ્રવ્ય પ્રધાનતયા વિવક્ષિત કરાતું નથી, ગૌણપણે અનર્પિત થાય છે, પરંતુ સુખ આદિ પર્યાયો પ્રધાનથી પ્રકાશિત થાય છે."

**વિવેચન**–ઋજુ એટલે સરળ અને સૂત્ર એટલે કરે છે–જણાવે છે–સ્વીકારે છે. આ પ્રમાણે ઋજુસૂત્રની વ્યુત્પત્તિ છે. અતીત અને અનાગતપર્યાયનો વિનાશ અને અનુત્પત્તિથી, અભાવથી, તે અતીત–અનાગતપર્યાયના સ્વીકારમાં કુટિલતા છે, તેથી તે કુટિલતાના પરિહારથી

---

१. घटं प्रति क्रिया कारणं नतु कृतघटं प्रति, येनान्योऽन्याश्रयः स्यात् तथा च कार्यतावच्छेदके कृतत्वं न प्रवेश्यते, तत्र कृतत्वस्य लाभश्च कारणसमाजाधीनः, यथा नीलघटत्वं न कपालादिकार्यतावच्छेदकं किन्तु नैल्यसामग्र्याः घटसामग्र्याश्च समाजात् नीलघटो भवति तथेति भावः॥

પરોપકારપરાયણ વર્ત્તમાનકાલીન પર્યાયનું પ્રરૂપણ જ અકુટિલ પ્રરૂપણ છે. આવો ઋજુ-સૂત્ર શબ્દનો ભાવ છે. તે જ વસ્તુને કહે છે કે-'द्रव्यं गौणीकुर्वन्'ति । આ વિશેષણ નયપણાની રક્ષા માટે છે. આ ઋજુસૂત્રના મતમાં ભાવત્વ, વર્ત્તમાનત્વ વ્યાપ્ય છે. તે આ પ્રમાણેઃ-અતીત વિનષ્ટ હોવાથી, અનાગત અલબ્ધ આત્મલાભવાળો હોવાથી, ખરવિષાણ આદિ અસત્‌થી વિશિષ્ટ નહિ હોવાથી, સકળ શક્તિથી વિકલરૂપ હોઈ, અર્થક્રિયા કરવામાં અસમર્થ હોઈ અતીત-અનાગતપર્યાય અવસ્તુ છે. વર્ત્તમાન ક્ષણકાલીન પર્યાયનું સકળ અર્થક્રિયામાં ઉપયોગીપણું હોઈ તે વર્ત્તમાન પર્યાય જ પારમાર્થિક (સત્) વસ્તુ છે. (ખરે-ખર, જેમ વ્યવહારનય વ્યવહારને અનુકૂળ નહિ હોવાથી સામાન્યને સહન કરતો નથી, તેમ ઋજુસૂત્રનય પણ અતીત અને અનાગતપર્યાયને પરકીય હોવાથી સહન કરતો નથી. તથાવિધ અર્થવાચક શબ્દને તથાવિધ અર્થવિષયક જ્ઞાનને સહન કરતો નથી. સ્વદેશ-કાળમાં જ સત્તાનો વિશ્રામ છે. તથાચ વર્ત્તમાનકાલીન વસ્તુ અને તે વસ્તુનું આત્મીયરૂપ જે છે, તે બંને જ ઋજુસૂત્રનયને અભિમત છે.) તથાચ શબ્દ આદિથી અભિમત વિશેષના અપક્ષ-પાતી વર્ત્તમાનત્વ માત્ર વ્યાપ્ત ભાવવિષયક અભિપ્રાય ઋજુસૂત્ર કહેવાય છે, એવો ભાવાર્થ છે. શબ્દ આદિ નયોમાં વ્યભિચાર અતિવ્યાપ્તિના વારણ માટે 'શબ્દ આદિ અભિગત વિશેષા પક્ષપાતિ' આવું પદ છે. આ ઋજુસૂત્રનયમાં દ્રવ્યનું ગૌણપણું અને વર્ત્તમાન પર્યાયનું પ્રધાનપણું છે. વર્ત્તમાન પર્યાયમાં જ સંકેત, અર્થક્રિયા આદિનો સંભવ છે.

० એક અવસ્થાવાળા દ્રવ્યમાં ભિન્ન અવસ્થાના સંબંધનો અભાવ છે, કેમ કે-ભિન્ન કાળવર્તી બે પર્યાયોના આધારભૂત પદાર્થનો અભાવ છે: કેમ કે-સિદ્ધ અવસ્થા અને સાધ્ય અવસ્થાનો એક આધારમાં વિરોધ છે. (અભાવ છે.) જેમ 'ઘાસને અગ્નિ બાળતો નથી'-ઘડો ભેદાતો નથી'-અસંયત સાધુ બનતો નથી'-'અસિદ્ધ ભવ્ય સિદ્ધ થતો નથી,' ઇત્યાદિમાં દહન આદિ ક્રિયાના કાળમાં જ દહન આદિનો સમાપ્તિકાળ છે. એથી તે વહ્નિઅવસ્થાથી વિલક્ષણ એવી પલાલ આદિ અવસ્થાવાળાની સાથે દહન આદિ ક્રિયાનો અન્વય (સંબંધ) યુક્ત નથી: કેમ કે-દહ્યમાન (બળતા) આદિમાં દગ્ધ(બળવા)પણા આદિનો અવ્યભિચાર છે. એથી જ આ નિષેધ આત્મક વ્યવહારો ઉપપત્તિવાળા થાય છે. વિધિરૂપ વ્યવહારો તો 'પલાલ વગરનો બળે છે'-'ઘટથી જુદો ભેદાય છે'-'સંયત સાધુ બને છે'-'સિદ્ધ સિદ્ધ થાય છે,' એવા પ્રકારના વિધિરૂપ વ્યવહારો છે.

શંકા-આ ઋજુસૂત્રનયમાં કરેલાને કરવાની અસમાપ્તિ નામક દોષ લાગશે જ ને? કેમ કે-સિદ્ધમાં પણ સાધ્યમાનપણાના સ્વીકારમાં કરવાના વ્યાપારના વિરામનો અભાવ છે ને?

**સમાધાન**-કાર્યનું ઉત્પાદન કરી ક્રિયાના વિરામથી તે કૃતકરણની સમાપ્તિ છે.

શંકા-જેવા વ્યાપારથી વિશિષ્ટ દંડ આદિનું ઘટની ઉત્પત્તિથી અવ્યવહિત પૂર્વવૃત્તિત્વ છે, તેવા વ્યાપારથી વિશિષ્ટ તેનું ઉત્પત્તિ પછી પણ સત્ત્વ હોયે છતે તે ઘટની ઉત્પત્તિનો પ્રસંગ આવશે ને?

**સમાધાન**-તે વખતે-ઘટોત્પત્તિના કાળમાં ઘટોત્પત્તિને અનુકૂળ સૂક્ષ્મ ક્રિયાના અભાવની કલ્પનાથી ઘટોત્પત્તિના પ્રસંગનું નિવારણ છે.

**શંકા**-ઘટની ઉત્પત્તિ પહેલાં તે સૂક્ષ્મ ક્રિયાનું સત્ત્વ હોયે છતે, તે વખતે પણ તે ઘટોત્પત્તિનો પ્રસંગ આવશે ને ? અને જો અસત્ત્વ હોય, તો કાર્યના અવ્યવહિત પૂર્વ-વૃત્તિત્વના અભાવથી કારણતાના અભાવનો પ્રસંગ આવશે ને ?

**સમાધાન**-કાર્યના વ્યાપ્યતાવચ્છેદક પરિણામવિશેષરૂપ કારણતામાં કાર્યસહવૃત્તિત્વનો નિયમ છે.

**શંકા**-જો કરાતો ઘટ કરાયેલો જ છે, તો ચક્રભ્રમણ આદિથી ઉપલક્ષિત દીર્ઘ ક્રિયા-કાળમાં શાથી ઘડો દેખાતો નથી ?

**સમાધાન**-ઘટના અનુકૂળ વ્યાપારરૂપ ક્રિયામાં દીર્ઘકાળપણાનો અભાવ હોઈ ચરમ સમયમાં જ ઘટના અનુકૂળ વ્યાપારરૂપ ક્રિયાનો સ્વીકાર છે.

० પરંતુ ઘટના વિષયવાળી ઉત્કૃષ્ટ અભિલાષાથી જ માટીના મર્દન આદિ રૂપ આંતરા-લિક (વચ્ચે થનાર) કાર્યના કરણના સમયમાં 'હું ઘટને કરું છું' આવો વ્યવહાર છે.

० કરેલાને જ કરવામાં ક્રિયાની નિષ્ફળતા પણ નથી, કેમ કે-ક્રિયાદ્વારા જ સમાપ્તિ પેદા કરીને કાર્યમાં કૃતત્વની ઉપપત્તિ છે.

**શંકા**-જો એમ છે, તો અન્યોઽન્યાશ્રયદોષ છે, કરેલાનું ક્રિયાજન્યપણું છે અને કૃત જ ક્રિયાને પેદા કરે છે પરંતુ અકૃત નહિ, કેમ કે-અસત્ છે ને ?

**સમાધાન**-ઘટત્વ આદિ દ્વારા જ ક્રિયામાં કાર્ય-કારણભાવ છે. (ઘટ પ્રત્યે ક્રિયા કારણ છે પરંતુ કૃતઘટ પ્રત્યે નહિ, કે જેથી અન્યોઽન્યાશ્રયદોષ થાય ! તથાચ કાર્યતા-વચ્છેદકમાં કૃતત્વનો પ્રવેશ કરાતો નથી અને ત્યાં કૃતત્વનો લાભ-કારણ સમાજ(સમુદાય)ને આધીન છે. જેમ નીલ ઘટત્વ, કપાલ આદિ કાર્યતાવચ્છેદક નથી પરંતુ નીલતાની સામગ્રીના અને ઘટસામગ્રીના સમાજથી નીલ ઘડો થાય છે. તેમ અહીં પ્રકૃતમાં સમજવું.) અર્થાદેવ તે ઘટમાં કૃતત્વની ઉપપત્તિ છે.

० વળી જો કરાતામાં કૃતપણાનો અભાવ માનવામાં આવે અને ક્રિયાના સમયમાં કાર્યનો અભાવ માનવામાં આવે, તો તેનાથી પહેલાં અને પછીથી તે (કાર્ય) થઈ શકે નહિ, કેમ કે-કારણનો અભાવ છે.

**શંકા**-સામગ્રીમાં સ્વ(ક્રિયા)ના સમયમાં કાર્યવ્યાપ્યત્વનો અભાવ હોવા છતાં, અવ્ય-વહિત ઉત્તર સમયાવચ્છેદથી (અપેક્ષાથી) તે કાર્યવ્યાપ્યત્વના સ્વીકારથી દોષ નથી ને ?

**સમાધાન**-અવ્યવહિત ઉત્તરત્વના પ્રવેશમાં ગૌરવ હોવાથી, ઉત્તરત્વ માત્રના પ્રવેશમાં વ્યવહિત ઉત્તરકાલાવચ્છેદથી કાર્યોત્પત્તિનો પ્રસંગ આવવાથી સ્વ(ક્રિયા-કાર્ય)સમયના અવ-

ચ્છેદથી સામગ્રીમાં કાર્યવ્યાપ્યત્વ(વ્યાપ્તિ)નો સ્વીકાર ઉચિત છે. કારણાભાવમાં કાર્યાભાવનું વ્યાપ્યત્વ (વ્યાપ્તિ) હોવાથી કારણના ઉત્તરકાળમાં (માત્ર ઉત્તરકાળમાં) કાર્યનો અભાવ છે.

० સંગ્રહનયને સંમત સામાન્ય, ઉપયોગ નહિ હોવાથી અને અનુભવ નહિ હોવાથી, જેમ વ્યવહારનય તે સામાન્યને માનતો નથી, તેમ સ્વપ્રયોજન(કાર્ય)નો અસાધક હોવાથી પારકા ધનની માફક નિષ્ફળ એવી ભૂતકાળની અને ભવિષ્યકાળની વસ્તુને ઋજુસૂત્રનય માનતો નથી, પરંતુ વર્ત્તમાનકાળમાં વર્તી જ લિંગ-વચનના ભેદવાળી પણ વસ્તુ સ્વીકારે છે. ત્યાં એક પણ ત્રણ લિંગવાળી વસ્તુ, જેમ કે-'તટઃ, તટી, તટ' લિંગનો ભેદ હોવા છતાં વસ્તુનો ભેદ નથી. ત્યાં એક વસ્તુ પણ એકવચન-બહુવચનથી વાચ્ય થાય છે. જેમ કે-'गुरुर्गुरुवः'। અહીં વચનનો ભેદ હોવા છતાં ગુરુરૂપ વસ્તુમાં ભેદ નથી. 'आपो जलं'-'दाराः कलत्रं' ઈત્યાદિમાં વચનભેદમાં પણ વસ્તુનો ભેદ નથી.

० આ પ્રમાણે ઈન્દ્ર આદિમાં નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવરૂપ ચાર નિક્ષેપાઓનો સ્વીકાર કરે છે.

० તે આ નય, સૂક્ષ્મ અને સ્થૂલના ભેદથી બે પ્રકારવાળો છે. સૂક્ષ્મ તો ક્ષણિક પર્યાયને માને છે, કેમ કે-પર્યાયોની સ્વવર્ત્તમાનતામાં ક્ષણપર્યન્ત અવસ્થાયીપણું જ ઉચિત છે, ક્ષણ પછીથી બીજી અવસ્થાનો ભેદ છે. ઈતિ.

० સ્થૂલ ઋજુસૂત્રનય તો વર્ત્તમાન મનુષ્ય આદિ પર્યાયને માને છે, પરંતુ અતીત-અનાગત આદિ નારક આદિ પર્યાયને માનતો નથી. વ્યવહારે તેનો સ્વીકાર કરેલો હોવાથી એની અપેક્ષાએ સ્થૂલપણું સમજવું. હવે ઋજુસૂત્રના દૃષ્ટાન્તને કહે છે કે-'यथेति।' ખરેખર, આ વાક્યથી ક્ષણસ્થાયી સુખ નામક પર્યાય માત્ર પ્રધાનતાથી દેખાડાય છે. પર્યાય માત્રના પ્રદર્શનમાં તો ઋજુસૂત્રનયાભાસમાં પણ પર્યાય માત્રનું પ્રદર્શન છે, માટે 'પ્રધાન-તાથી પર્યાય માત્ર' એમ કહેલ છે. પ્રધાનતાથી પર્યાય માત્રનું પ્રદર્શન ત્યારે જ થાય, કે જ્યારે તે પર્યાયના આધારભૂત આત્મદ્રવ્યનું ગૌણપણાએ અવગાહનરૂપ અનર્પિતત્વ હોય. માટે કહે છે કે-તે ક્ષણસ્થાયી સુખપર્યાયના આધારભૂત દ્રવ્ય તો ગૌણપણાએ અવગાહનરૂપ અનર્પિતત્વ વિશિષ્ટ છે. (પરિભાષા=પ્રધાનપણાએ અવગાહન-વિવક્ષા 'અર્પણા-અર્પિતત્વ' કહેવાય છે, ગૌણપણાએ અવગાહન-વિવક્ષા 'અનર્પણા-અનર્પિતત્વ' કહેવાય છે.) એવા આશયને કહે છે કે-'अत्र ही'त्ति। આદિ પદથી દુઃખ આદિનું ગ્રહણ છે.

अथ शब्दनयमुपदर्शयन्नाह —

**कालकारकलिङ्गसंख्यापुरुषोपसर्गाणां भेदेन सन्तमप्यभेदमुपेक्ष्यार्थभेदस्य शब्दप्राधान्यात्प्रदर्शकाभिप्रायविशेषश्शब्दनयः ॥सूत्र-११॥**

कालेति। कालादीनां भेदेन द्रव्यरूपतया विद्यमानमप्यभेदमुपेक्ष्य गौणीकृत्य शब्दभेदप्राधान्यप्रयुक्तार्थभेदप्रज्ञापकाभिप्रायविशेषश्शब्दनय इत्यर्थः। अयमत्र भावः, ऋजुसूत्रापेक्षयायं विशेषिततरः

अयं हि पृथुबुध्नोदराद्याकारविशिष्टं मृन्मयं जलाहरणादिक्रियासमर्थं प्रसिद्धं भावघटमेवेच्छति न शेषान्नामस्थापनद्रव्यरूपांस्त्रीन् घटान् नवा विभिन्नकालकारकादिविशिष्टशब्दवाच्यानामेकत्वम् , शब्दप्रधानो ह्येष नयः, चेष्टालक्षणश्च घटशब्दार्थः घटत इति घटो घटचेष्टायामिति धातुना व्युत्पन्नत्वात् । ततश्च य एव जलाहरणादिक्रियार्थं प्रसिद्धो घटस्तमेव भावरूपं घटमिच्छत्यसौ तत्रैव शब्दार्थोपपत्तेः, न तु नामादिघटान् घटशब्दोऽभिधत्ते शब्दार्थानुपपत्तेः, तथा घटं घटेनेत्यादीनामपि भिन्नार्थत्वं द्वितीयाविशिष्टघटशब्दस्य तृतीयादिविशिष्टघटशब्दस्यान्यत्वात् तथा च नामस्थापनाद्रव्यरूपा घटा न भवन्ति, जलाहरणादितत्कार्याकरणात् पटादिवत् , तथा प्रत्यक्षविरोधात् घटलिङ्गादर्शनाच्च, अघटरूपास्ते प्रत्यक्षेणैव दृश्यन्ते इति प्रत्यक्षविरोधः, जलाहरणादिकं घटलिङ्गञ्च तेषु न दृश्यत इत्यनुमानविरोधोऽपि, न च कथं ते नामादिघटव्यपदेशभाज इति वाच्यम्, अनिष्टत्वात् यथाहि ऋजुसूत्रस्यातीतानागताः कुम्भा नेष्टाः प्रयोजनाभावात्तथानामादयोऽपि तुल्यत्वादिति ॥

## શબ્દનયનું ઉપદર્શન.

**ભાવાર્થ**-"કાલ-કારક-લિંગ-સંખ્યા-પુરુષ-ઉપસર્ગોના ભેદથી વિદ્યમાન પણ અભેદની ઉપેક્ષા કરીને, શબ્દની પ્રધાનતાથી અર્થભેદનો પ્રદર્શક વિશિષ્ટ અભિપ્રાય, એ 'શબ્દનય' કહેવાય છે."

**વિવેચન**-કાલ આદિના ભેદથી દ્રવ્યરૂપપણાએ વિદ્યમાન પણ અભેદને ગૌણ કરીને શબ્દભેદની પ્રધાનતાજન્ય અર્થભેદનો પ્રજ્ઞાપક વિશિષ્ટ અભિપ્રાય, એ 'શબ્દનય' છે. આ અહીં ભાવ છે કે-ઋજુસૂત્રની અપેક્ષાએ આ શબ્દનય વિશેષિતતર છે. ખરેખર, આ પ્રસ્તુત નય પૃથુબુધ્નોદર આદિ આકારવિશિષ્ટ, જલ આહરણ આદિ ક્રિયામાં સમર્થ, મૃન્મય તરીકે પ્રસિદ્ધ ભાવઘટને જ માને છે; બાકીના નામ-સ્થાપના-દ્રવ્યરૂપ ત્રણ ઘટોને માનતો નથી, અથવા વિભિન્ન કાલ-કારક આદિ વિશિષ્ટ શબ્દવાચ્ય ઘટોના એકત્વને માનતો નથી.

ખરેખર, આ શબ્દપ્રધાનતાવાળો નય છે: અને ઘટ શબ્દનો અર્થ ચેષ્ટારૂપ છે, કેમ કે-'घटत इति घटः'-'घटचेष्टायां ।' આ ધાતુથી ઘટ શબ્દ સિદ્ધ થયેલો છે. વળી તેથી જલ આહરણ આદિ ક્રિયા માટે પ્રસિદ્ધ ઘટ છે. તે ભાવરૂપ ઘટને આ નય માને છે, કેમ કે-ત્યાં જ શબ્દના અર્થની ઉપપત્તિ છે. પરંતુ નામાદિ ઘટોને ઘટ શબ્દ કહેતો નથી, કેમ કે-ત્યાં શબ્દના અર્થની અનુપપત્તિ છે. તેમ જ 'ઘટને ઘટવડે' ઇત્યાદિ ભિન્ન વિભક્તિ વિશિષ્ટ ઘટોનો અર્થભેદ છે, કેમ કે-દ્વિતીયા વિભક્તિ વિશિષ્ટ શબ્દ, તૃતીયા આદિ વિભક્તિ વિશિષ્ટ શબ્દથી અલગ છે. તથાચ નામ-સ્થાપના-દ્રવ્યરૂપ ઘટો વાસ્તવિક ઘટો નથી, કેમ કે-જલ આહરણ આદિ રૂપ તે ઘટના કાર્યો કરતાં નથી. જેમ કે-પટ વગેરે. તેમ જ પ્રત્યક્ષ વિરોધ છે: અને ઘટના લિંગો(ચિહ્નો)નું અદર્શન છે. અઘટરૂપે તે નામાદિ ઘટો પ્રત્યક્ષથી દેખાય છે, માટે પ્રત્યક્ષનો વિરોધ છે. જલ આહરણ આદિ રૂપ ઘટનું લિંગ તે નામાદિ ઘટોમાં દેખાતું નથી, માટે અનુમાનનો વિરોધ (અભાવ) પણ છે. 'તે નામાદિ

ઘટો નામાદિ ઘટના વ્યવહારવાળા કેવી રીતે થાય છે ?' આમ ન કહેવું, કેમ કે-અનિષ્ટ છે. જેમ ઋજુસૂત્રને 'અતીત-અનાગત ઘડાઓ' અનિષ્ટ છે, કેમ કે-પ્રયોજન નથી; તેમ નામાદિ ઘટો પણ આ શબ્દનયને અનિષ્ટ છે, કેમ કે-અનિષ્ટત્વથી સમાનતા છે; અથવા પ્રયોજનના અભાવના કારણે અનિષ્ટતાની સમાનતા છે.

अथ क्रमेण कालादीनां दृष्टान्तानुपदर्शयति—

**यथा बभूव भवति भविष्यति सुमेरुरिति कालभेदेन सुमेरुभेदं, करोति कुम्भः क्रियते कुम्भ इत्यादौ कर्तृत्वकर्मत्वरूपकारकभेदात्कुम्भभेदं, पुष्यस्तारका इत्यादौ लिङ्गभेदेनार्थभेदं, आपोऽम्भ इत्यादौ संख्याभेदेन जलस्य भेदं, एहि मन्ये रथेन यास्यसि नहि यास्यसि यातस्ते पितेत्यादौ मध्यमोत्तमरूपपुरुषभेदेनार्थभेदं, सन्तिष्ठतेऽवतिष्ठत इत्यादावुपसर्गभेदेन चार्थभेदं प्रतिपादयति शब्दनयः, कालादिप्राधान्यात्, अभेदं पुनर्न तिरस्करोति, अपि तु गौणीकरोति । पर्यायभेदे तु नार्थभेदमभ्युपैति नयोऽयम् ॥सूत्र-१२॥**

यथेति । सुमेरुभेदमिति, प्रतिपादयतीत्यग्रेतनेन सम्बद्ध्यते एवमग्रेऽपि । भूतभविष्यद्वर्त्तमानरूपकालत्रयभेदेन सुमेरोर्भेदं शब्दनयः प्रतिपद्यते, कालभेदादप्यर्थस्याभेदप्रतिज्ञाने रावणशंखचक्रवर्त्तिनोरप्यतीतानागतकालयोरेकत्वापत्तेरिति भावः । कारकभेदप्रयुक्तार्थभेदस्य दृष्टान्तमाह करोतीति, अत्र कारकयोः कर्तृकर्मणोर्भेदाद् घटस्य भेदः, जलाहरणाद्यर्थक्रियानिरूपितकर्तृत्वस्य कुम्भकारनिरूपितकर्मत्वस्य च भानात् । न च यः कर्त्ता स एव कर्मेतिप्रसङ्गात् तस्मात्कर्तृकर्मस्वभावौ घटस्य भिन्नावभ्युपगमनीयाविति भावः । लिङ्गभेदप्रयुक्तार्थभेदमुदाहरति पुष्यस्तारका इति, पुंस्त्रीलिङ्गयोर्भेदेनार्थभेदः, अन्यलिङ्गवृत्तेश्शब्दस्यान्यलिङ्गभेदलक्षणेन वैधर्म्येणार्थभेदस्य कान्तः कान्तेत्यादिषु स्पष्टमनुभवादिति भावः । सख्याभेदप्रयुक्तार्थभेदं निदर्शयति आपोऽम्भ इति अत्र बहुत्वैकत्वसंख्ययोर्भेदेन जलस्य भेदं शब्दनयः प्रतिजानीतेऽन्यथा पटस्तन्तव इत्येत्राप्येकत्वप्रतीत्यापत्तेः सख्याभेदाविशेषात् । पुरुषभेदनिबन्धनार्थभेदनिदर्शनमादर्शयति एहि मन्य इति, अत्र युष्मदस्मदाख्ययोः पुरुषयोर्भेदादर्थस्य भेदं शब्दनयः स्वीकुरुते अन्यथाऽहं पचामि त्वं पचसीत्यादावपि पुरुषभेदेऽपि एकार्थत्वप्रसङ्गात् । उपसर्गभेदनिदानार्थभेददृष्टान्तमाविष्करोति सन्तिष्ठत इति, अत्राप्युपसर्गभेदादर्थभेदं मनुते शब्दनयो विहरत्याहरतीत्यादाविव । अन्यथा तिष्ठति प्रतिष्ठत इत्यादावपि स्थितिगतिक्रिययोरभेदप्रसङ्गः स्यादिति भावः । अयं तत्र तत्र तेषां प्राधान्यमेव कालादिकमाश्रित्य स्वीकरोति न तु द्रव्यरूपतयाऽनुगामिनमभेदं न्यक्कुरुते, अन्यथा दुर्नयत्वापत्तेरित्याह कालादिप्राधान्यादिति । लिङ्गादिभेदेनार्थभेदाभ्युपगमादेवर्जुसूत्रादस्य विशेषता दर्शिता तथापि समभिरूढाद्विशेषं योजयितुमाह पर्यायभेदे त्विति, घटकुम्भादिपर्यायशब्दभेदे तु नार्थभेदोऽस्य सम्मत', समभिरूढस्य तु स इष्ट इत्यनयोर्वैलक्षण्यमिति भावः ॥

१. स्टया हि यावन्तश्शब्दाः कस्मिंश्चिदर्थे प्रवर्त्तन्ते तेषां सर्वेषामपि शब्दानामयं नय एकमर्थमभिप्रैति, यथा घटकुटकलशकुम्भादयः, एभिर्हि एक एवार्थः प्रतीयते, यथा शब्दाव्यतिरेकोऽर्थस्य तथैव

## ક્રમથી કાળ આદિના દૃષ્ટાન્તોનું ઉપદર્શન.

**ભાવાર્થ**-"જેમ સુમેરૂપર્વત હતો, છે અને હશે. આવી રીતે કાળના ભેદથી સુમેરૂના ભેદને શબ્દનય માને છે. કુંભ, જલ આહરણ આદિ ચેષ્ટાને કરે છે, કુંભારવડે કુંભ કરાય છે, ઈત્યાદિમાં કર્ત્તા-કર્મરૂપ કારકના ભેદથી કુંભના ભેદને આ નય માને છે. 'पुष्यः-तारकाः' ઈત્યાદિમાં લિંગના ભેદથી અર્થભેદને આ નય માને છે. 'आपः-अंमः' ઈત્યાદિમાં સંખ્યાના ભેદથી જળરૂપ અર્થના ભેદને આ નય માને છે. 'તું આવ'-'હું માનું છું'-'રથવડે તું જઈશ'-'તું જઈશ નહીં'-'તારો પિતા ગયેલો છે,' ઈત્યાદિમાં 'તું' મધ્યમ પુરુષ 'હું' ઉત્તમ પુરુષના ભેદથી અર્થના ભેદને આ નય માને છે. 'संतिष्ठते'-'अवतिष्ठते' ઈત્યાદિમાં 'સં'-'અવ' આદિ રૂપ ઉપસર્ગના ભેદથી અર્થભેદને શબ્દનય માને છે, કેમ કે-કાળ આદિની પ્રધાનતા છે. વળી અભેદનો આ તિરસ્કાર કરતો નથી પરંતુ ગૌણ કરીને સ્વીકાર કરે છે. પર્યાયવાચક શબ્દના ભેદમાં તો અર્થના ભેદને આ નય માનતો નથી."

**વિવેચન**-ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્ત્તમાનકાળ રૂપ ત્રણ કાળના ભેદથી સુમેરૂના ભેદને શબ્દનય માને છે. જો કાળના ભેદથી પણ અર્થનો અભેદ માનવામાં આવે, તો 'રાવણ થયો'-'શંખ ચક્રવતી થશે.' એમાં પણ અતીત-અનાગતકાળની એકતાની આપત્તિ આવશે.

૦ કારકભેદજન્ય અર્થભેદના દૃષ્ટાન્તને કહે છે કે-'करोती'त्ति । અહીં કારકભૂત કર્ત્તા અને કર્મના ભેદથી ઘટનો ભેદ છે, કેમ કે-જલ આહરણ આદિ યથર્ક્રિયાનિરૂપિત કર્ત્તૃપણાનું અને કુંભકારનિરૂપિત કર્મપણાનું ભાન છે. વળી જે કર્ત્તા છે; તે જ કર્મ છે એમ નથી. જો જે કર્ત્તા છે, તે જ કર્મ છે એમ માનવામાં આવે, તો અતિપ્રસંગનો દોષ આવે છે. માટે કર્ત્તૃસ્વભાવ અને કર્મસ્વભાવ ઘટના ભિન્ન છે એમ માનવું જોઈએ, એવો ભાવ છે.

૦ લિંગભેદજન્ય અર્થભેદનું દૃષ્ટાન્ત આપે છે કે-'पुष्प-तारका ।' અહીં પુંલિંગ અને સ્રીલિંગના ભેદથી અર્થનો છે, ('तटः-तटी-तट' એમ પણ ઉદાહરણ છે.) કેમ કે-અન્ય લિગમાં વર્ત્તમાન શબ્દના અન્ય લિંગભેદરૂપ વૈધર્મ્યથી અર્થના ભેદનો 'कान्तः-कान्ता' ઈત્યાદિમાં સ્પષ્ટ અનુભવ છે.

૦ સંખ્યાભેદજન્ય અર્થભેદનું નિદર્શન='आपः'-'अम्भः' ('दारा, कलमं' એવું પણ ઉદાહરણ છે.) અહીં બહુત્વવાચક બહુવચન, એકત્વવાચક એકવચનના અથવા બહુત્વ-એકત્વ સંખ્યાના ભેદથી જળના ભેદને શબ્દનય માને છે. જો એમ ન માનવામાં આવે, તો 'वटः'-'तन्तवः' એવી જગ્યામાં પણ એકત્વની પ્રતીતિની આપત્તિ આવે!

૦ પુરુષભેદ જેમાં કારણ છે, એવા અર્થભેદનું નિદર્શન 'તું આવ'-'હું માનું છું.' અહીં 'युष्मद्' (તું આદિ વાચકશબ્દ), અસ્મદ (હું આદિ વાચકશબ્દ), 'હું' પહેલો

---

तस्यैकत्वं वा शब्द नैकत्वं वा प्रतिपादनीयं, न च घटकुटकलशादयः पर्यायशब्दा विभिन्नार्थवाचितया कदाचन प्रतीयन्ते, तेभ्यस्सर्वदा एकाकारपरामर्शोत्पत्तेः, अस्खलद्वृत्तितया तथैव व्यवहारदर्शनात् । तस्मादेक एव पर्यायशब्दानामर्थ इति भावः ॥

(ઉત્તમ પુરુષ), 'તુ' બીજો (મધ્યમ પુરુષ), 'તે' ત્રીજો (અન્ય પુરુષ), નામવાળા પુરુષના ભેદથી અર્થના ભેદને શબ્દનય સ્વીકારે છે. (તું આવ, હું માનું છું, રથવડે તું જઈશ, તું નહિ જઈ શકીશ, તારો પિતા ગયેલો છે. અહીં પુરુષના ભેદથી અંતર છે કે ભવિષ્ય-કાળમાં પ્રયાણ કરનાર એકમાં પણ અર્થના ભેદની પ્રતિપત્તિ છે. 'प्रहासे च मन्योपपदे मन्यतेरुत्तम एकवच्च' એ સૂત્રથી જો પ્રહાસમાં અને મન્ય ઉપપદમાં હોય, તો 'मन्ये' એમ ઉત્તમ પુરુષ એકવચનમાં પ્રયુક્ત થાય છે. પુરુષવ્યવસ્થાસૂચક આ સૂત્ર છે. જો પુરુષના ભેદથી અર્થનો ભેદ ન માનવામાં આવે, તો 'હું પકાવું છું'–'તું પકાવે છે,' ઈત્યાદિમાં પણ એક અર્થપણાનો પ્રસંગ આવશે.

૦ ઉપસર્ગભેદ જેમાં કારણ છે, એવા અર્થભેદનો આવિષ્કાર કરે છે. 'सन्तिष्ठते' इति। જેમ વિહરતિ (વિહાર કરે છે)–આહરતિ (આહાર કરે છે), તેમ અહીં સંતિષ્ઠતે (સારી રીતે સ્થિતિ કરે છે)–અવતિષ્ઠતે (અવસ્થામાં રહે છે) પણ શબ્દનય ઉપસર્ગના ભેદથી અર્થભેદને માને છે. જો એમ ન માનવામાં આવે, તો તિષ્ઠતિ (ઉભો રહે છે)–પ્રતિષ્ઠતે (પ્રસ્થાન કરે છે), ઈત્યાદિમાં પણ સ્થિતિ અને ગતિક્રિયાનો અભેદનો પ્રસંગ થઈ જાય ! આ નય, ત્યાં ત્યાં તેઓના પ્રાધાન્યને જ કાળ આદિની અપેક્ષા રાખીને સ્વીકારે છે, પરંતુ દ્રવ્યરૂપપણાએ અનુગામી અભેદનો તિરસ્કાર કરતો નથી. અન્યથા, દુર્નયતાની આપત્તિ આવે છે.

૦ લિંગ આદિના ભેદથી અર્થના ભેદના સ્વીકારથી જ ઋજુસૂત્રનય કરતાં આ શબ્દનયની વિશેષતા જણાવેલી છે. તો પણ સમભિરૂઢનય કરતાં વિશેષના ઘોતન માટે, ઘટ–કુંભ આદિ પર્યાયવાચક શબ્દના ભેદમાં તો અર્થનો ભેદ આ શબ્દનયને સંમત નથી. (ખરેખર, રૂઢિથી જેટલા શબ્દો કોઈ એક અર્થમાં પ્રવર્ત્તે છે, તે તમામ શબ્દોના એક અર્થને આ શબ્દનય માને છે. જેમ ઘટ–કુટ–કલશ–કુંભ વગેરે. ખરેખર, આ પર્યાયશબ્દોથી એક જ અર્થ-પ્રતીતિનો વિષય થાય છે. જેમ શબ્દની સાથે અર્થનો અભેદ છે એમ પ્રતિપાદન કરાય છે, તેમ તે શબ્દનું એકત્વ છે. ઘટ–કુટ–કલશ વગેરે પર્યાયશબ્દો વિભિન્ન અર્થના વાચીપણાએ-કદાચ પ્રતીત થતા નથી, કેમ કે–તે પર્યાયશબ્દોથી હંમેશાં એક આકારના પરામર્શની ઉત્પત્તિ છે: કેમ કે–અસ્ખલિત વૃત્તિપણાએ તે પ્રકારે જ વ્યવહારનું દર્શન છે. તેથી એક જ પર્યાયશબ્દનો અર્થ છે, એવો ભાવ છે.) સમભિરૂઢનયને તો પર્યાયવાચક શબ્દોના ભેદમાં અર્થનો ભેદ ઇષ્ટ છે. આ પ્રમાણે આ બંનેમાં વિલક્ષણતા છે.

अथ समभिरूढस्वभावमाविर्भावयति—

निर्वचनभेदेन पर्यायशब्दानां विभिन्नार्थताभ्युपगमाभिप्रायः समभिरूढः। यथेन्दनादिन्द्रः, शकनाच्छक्रः, पूर्दारणात्पुरन्दर इत्यादयः। अत्र हि परमैश्वर्यवत्त्वसमर्थत्वासुरपुरविभेदकत्वरूपप्रवृत्तिनिमित्तमाश्रित्यैषां शब्दानां विभिन्नार्थत्वाभ्युपगमोऽस्य नयस्य विषयः। अत्राप्यभेदस्य न निरासः॥सूत्र–१३॥

निर्वचनेति । वाचकं वाचकं प्रति वाच्यभेदं समभिरोहत्याश्रयति यः स समभिरूढः । निरुक्ति-भेदेन पर्यायशब्दानामिन्द्रशक्रपुरन्दरादिशब्दानामर्थगताभेदोपेक्षया भिन्नार्थत्वाभ्युपगमाभिप्राय इत्यर्थः। तथा चैवंभूतभिन्नत्वे सति संज्ञाभेदनियतार्थभेदाभ्युपगन्तृत्वं समभिरूढस्य लक्षणम् । अत्रे व्याप्तेर्विव-क्षणाद् घटपटसंज्ञाभेदेनार्थभेदाभ्युपगन्तरि नैगमादौ नातिव्याप्तिः । कालादिभिर्भिन्नानामर्थानां भवति भविष्यतीत्यादिध्वनिभेदाच्छब्दनयस्य भेदोऽभिमतस्तर्हि घटकुम्भादिशब्दवाच्यानामपि कथं भेदो नेष्टो ध्वनिभेदस्यात्रापि तुल्यत्वात्, विभिन्नलिङ्गवचनादिशब्दवाच्यत्वस्यार्थभेदप्रयोजकत्वापेक्षया तत्र विभिन्न-शब्दवाच्यत्वस्य प्रयोजकत्वे लाघवाच्च, नहि शब्दान्तरवाच्यं वस्तु शब्दान्तरवाच्यार्थरूपतामेति, अन्यथा घटादौ पटाद्यर्थसंक्रमे किमयं घटः पटादिर्वा इति संशयो विपर्ययो वा भवेत् घटादावपि पटा-दिनिश्चयात् पटादौ वा घटाध्यवसायादेकत्वं घटपटाद्यर्थानां प्राप्नुयात् मेचकमणिवत्सङ्कीर्णरूपता वा घटपटाद्यर्थानां भवेत्, तथा च घटकुम्भकलशादिशब्दवाच्यानामर्थानां परस्परं भेद उचितः, वाचक-ध्वनिभेदात्, घटपटस्तम्भादिशब्दवाच्यार्थवदिति प्रयोगः । न च नानार्थैकशब्दवाच्यानामार्थानां भेद इव भिन्नशब्दवाच्यानापि भेदो न भवेदिति वाच्यम्, भिन्नशब्दवाच्यत्वस्यार्थभेदव्याप्यत्वात्, नहि व्याप्यास्याभावात्क्वचिदपि व्यापकस्याभाव इष्टः, तस्मान्नार्थस्थले शब्दभेदादर्थभेदाभावेऽपि लक्षण-स्वरूपादिभेदाद्भेदो भविष्यति, न ह्यर्थभेदे प्रतिनियतमेकमेवं प्रयोजकं, भिन्नशब्दवाच्यतया तु भिन्न-कालवृत्तितयेवार्थभेदो ध्रुव एव । यदि भिन्नशब्दवाच्यत्वमर्थभेदव्यापकं भवेत्तदा व्यापकाभावाद्व्या-प्याभावो भवदुक्तरसङ्गच्छेत तदेव नेष्टमिति । न चास्य मते शब्दभेदादेव यद्यर्थभेदस्तदा व्युत्पत्तिनि-मित्तमेव प्रवृत्तिनिमित्तमित्यायातं तथा च डित्थडवित्थादिपारिभाषिकसंज्ञा न भवेयुः, तेषामिच्छामात्र-निमित्तत्वेन यथास्थितव्युत्पत्तिनिमित्ताभावादिति वाच्यम्, इष्टापत्तेः, शब्दार्थस्य स्वाभाविकधर्मनिबन्ध-नत्वात् तत्रेच्छाया अनिबन्धनत्वात् तस्मादिच्छाविशिष्टशक्त्यभावात्तेषामबोधकत्वमेवेति, एवं घटादेः कुम्भकलशादिकमेतन्मते पर्यायवचनं नास्त्येव, एकस्मिन्नर्थेऽनेकशब्दप्रवृत्त्यनभ्युपगमादिति । अथ सम-भिरूढनयं दृष्टान्तयति यथेति, तथा च परमैश्वर्यशालित्वमिन्द्रशब्दस्य, सामर्थ्यं शक्रशब्दस्य, असुरपुर-विभेदनं पुरन्दरशब्दस्य प्रवृत्तौ निमित्तं स्फुटमिति निरुक्तिभेदतः पर्यायवाचिशब्दानां भिन्नार्थत्वम्, प्रयोगश्च पर्यायशब्दा विभिन्नार्थाः प्रविभक्तव्युत्पत्तिनिमित्तकत्वात्, इह ये ये प्रविभक्तव्युत्पत्तिनिमित्तकाः नैतेऽभिन्नार्था यथा इन्द्रघटपुरुषादिशब्दाः विभिन्नव्युत्पत्तिनिमित्तकाश्च पर्यायशब्दा अपि, अतो भिन्नार्था इति । यत् पुनरविचारितप्रतीतिबलादेकार्थाभिधायकत्वं तत्त्वतिप्रसङ्गेन न युक्तम्, युक्तिरिक्तप्रतीतिशर-णीकरणे हि मन्दप्रकाशे दवीयसि देशे सन्निविष्टविभिन्नशरीराणामपि निम्बकदम्बाश्वत्थकपित्थादीनामे-

१. यत्र यत्र सञ्ज्ञाभेदस्तत्र तत्रार्थभेद इति नियमः, अयञ्च नियम एवम्भूतेऽप्यस्तीति तद्भिन्नत्वे सतीत्युक्त, तथा च यथा घटः घटान्यपटशब्दावाच्यः तथैव घटान्यकुटादिशब्दावाच्योऽपि, एव कुटः कुटान्यघटशब्दावाच्य इत्येवं शब्दभेदार्थभेद इति भावः ॥ २. न ह्यर्थभेदे शब्दभेद एक एव प्रयोजको येन नानार्थस्थले शब्दभेदाभावादर्थाभेद आपद्येतेति भावः ।

कतर्वाकारतया प्रतीयमानानामेकत्वाभ्युपगमप्रसङ्गः स्यादिति पर्यायशब्दानां भिन्नार्थत्वमेवेत्याशयेनाहात्र हीति । तेभ्यः सर्वदैवैकाकारपरामर्शोत्पत्त्याऽस्खलद्वृत्तितया तथैव व्यवहाराच्च पर्यायशब्दार्थानामभेदं गौणीकरोति नयोऽयमित्याशयेनाहात्रापीति ॥

## સમભિરૂઢનયના સ્વભાવનો આવિર્ભાવ.

**ભાવાર્થ**-"વ્યુત્પત્તિના ભેદથી પર્યાયવાચક શબ્દોના અર્થના ભેદના સ્વીકારનો અભિપ્રાય, એ 'સમભિરૂઢ' કહેવાય છે. જેમ 'ઇન્દનથી ઇન્દ્ર, શકનથી શક્ર, પૂર્દારણથી પુરંદર' ઇત્યાદિ. ખરેખર, અહીં પરમ ઐશ્વર્યવત્વ, સમર્થત્વ, અસુરપુર વિભેદકત્વરૂપ પ્રવૃત્તિનિમિત્તનો આશ્રય કરી આ શબ્દોના અર્થના ભેદનો સ્વીકાર, આ નયનો વિષય છે. અહીં પણ અભેદનું ખંડન નથી."

**વિવેચન**-પ્રત્યેક શબ્દ પ્રત્યે અર્થભેદને જે ગ્રહણ કરે છે, તે 'સમભિરૂઢ' કહેવાય છે. વ્યુત્પત્તિના ભેદથી પર્યાયવાચક શબ્દરૂપ ઇન્દ્ર-શક્ર-પુરંદર આદિ શબ્દોના અર્થગત અભેદની ઉપેક્ષાપૂર્વક અર્થભેદના સ્વીકારનો અભિપ્રાય, એ 'સમભિરૂઢનય' કહેવાય છે. તથાચ એવંભૂતનયથી ભિન્ન હોયે છતે સંજ્ઞા(શબ્દ)ભેદની સાથે વ્યાપક અર્થભેદનો અભ્યુપગમ, એ સમભિરૂઢનયનું લક્ષણ છે. અહીં વ્યાપ્તિની વિવક્ષાથી ('જ્યાં જ્યાં સંજ્ઞાભેદ છે, ત્યાં ત્યાં અર્થભેદ છે' એવો નિયમ છે. વળી આ નિયમ એવંભૂતમાં પણ છે, માટે 'એવંભૂતથી ભિન્ન હોયે છતે' એમ કહેલું છે. તથાચ જેમ ઘટ, ઘટથી ભિન્ન પટશબ્દથી અવાચ્ય છે, તેમ ઘટથી ભિન્ન કુટ આદિ શબ્દથી અવાચ્ય પણ છે. એ પ્રમાણે કુટ, કુટથી ભિન્ન ઘટશબ્દથી અવાચ્ય છે. આ પ્રમાણે શબ્દભેદથી જન્ય અર્થભેદ છે એવો ભાવ છે.) ઘટ-પટરૂપ સંજ્ઞાભેદથી અર્થભેદને સ્વીકારનાર નૈગમ આદિમાં અતિવ્યાપ્તિ નથી.

૦ કાળ આદિથી ભિન્ન અર્થોનો 'भवन्ति'-'भविष्यन्ति' ઇત્યાદિ શબ્દોના ભેદથી શબ્દનયને ભેદ ઇષ્ટ છે, તો ઘટ-કુંભ આદિ શબ્દવાચ્યોનો પણ કેમ ભેદ ઇષ્ટ નથી ? કેમ કે-શબ્દભેદની અહીં પણ તુલ્યતા છે: અને વિભિન્ન લિંગ-વચન આદિથી શબ્દવાચ્યત્વના અર્થભેદ પ્રયોજકત્વની અપેક્ષાએ ત્યાં વિભિન્ન શબ્દવાચ્યત્વના પ્રયોજકપણાં લાઘવ છે. શબ્દાન્તરથી વાચ્ય વસ્તુ શબ્દાન્તરવાચ્ય અર્થરૂપતાને પામતી નથી. (ઘટશબ્દથી વાચ્ય વસ્તુ પટરૂપ શબ્દાન્તરવાચ્ય અર્થરૂપતાને ભજતી નથી.) અન્યથા, જો એમ ન માનો, તો ઘટ આદિમાં પટ આદિ અર્થના સંક્રમણમાં 'શું આ ઘટ છે કે પટ વગેરે છે ?' આવો સંશય કે ઘટને પટ માનવારૂપ વિપર્યય થઈ જાય ! ઘટ આદિમાં પટ આદિના નિશ્ચયથી અથવા પટ આદિમાં ઘટના નિશ્ચયથી ઘટ-પટ આદિ પદાર્થોની એકતા(અભેદ) પ્રાપ્ત થઈ જાય ! અથવા મેચક(વર્ણાન્તરથી મિશ્રિત)મણિની માફક સંકીર્ણરૂપતા ઘટ-પટ આદિ પદાર્થોની થઈ જાય !

૦ તથાચ ઘટ-કુંભ-કલશ આદિ શબ્દવાચ્યભૂત અર્થોનો પરસ્પર ભેદ છે, કેમ કે-વાચકશબ્દનો ભેદ છે. જેમ કે-ઘટ-પટ-સ્તંભ આદિ શબ્દવાચ્ય અર્થ. આનો અનુમાન-પ્રયોગ સમજવો. ('घटते-चेष्टते इति घटः ।' જે જલ આહરણ આદિ ક્રિયા કરે છે, તે 'ઘટ'

'कुटतिकौटिल्यं अनुभवति इति कुटः ।' જે કુટિલતાનો અનુભવ કરે છે, તે 'કુટ.' 'कुः-पृथिवी, तां भासयतीति कुम्भः ।' જે પૃથ્વીને ભાસિત કરે છે, તે 'કુંભ.' 'कंजलं लसति यत्र स कलसः ।' જે પાણી શોભે છે, તે 'કલસ.' આવી વ્યુત્પિત્તિના ભેદથી અર્થભેદ શબ્દમાં છે.)

**શંકા**-અનેક અર્થવાચક એક શબ્દથી વાચ્યભૂત અર્થોના ભેદની માફક શબ્દભેદ નથી પરંતુ અર્થભેદ છે. તો પછી શબ્દોના ભેદથી અર્થોનો ભેદ તો નહિ જ થાય ને? કેમ કે-અર્થભેદ પ્રયોજક શબ્દભેદ નથી.

**સમાધાન**-ભિન્ન શબ્દોનું વાચ્યત્વ અર્થભેદની સાથે વ્યાપ્ય છે. (જ્યાં જ્યાં ભિન્ન શબ્દ છે, ત્યાં ત્યાં અર્થભેદ છે; જ્યાં જ્યાં અર્થભેદ છે, ત્યાં ત્યાં ભિન્ન શબ્દ છે એમ નહિ સમજવું.)

० વ્યાપ્યના અભાવથી (એક શબ્દથી) ક્વચિત્ પણ વ્યાપકનો અભાવ (એક અર્થ) ઇષ્ટ નથી. તેથી અનેક અર્થવાળા શબ્દના સ્થળમાં અનેક અર્થ છે અને એક શબ્દ છે. શબ્દભેદથી અર્થભેદના અભાવમાં પણ લક્ષણસ્વરૂપ આદિના ભેદથી ભેદ થશે.

० અર્થના ભેદમાં પ્રતિનિયત એક જ (શબ્દભેદ) પ્રયોજક નથી. (ખરેખર, અર્થના ભેદમાં શબ્દભેદ એક પ્રયોજક નથી, કે જેથી નાનાર્થ સ્થળમાં શબ્દભેદના અભાવથી અર્થના અભેદની આપત્તિ આવે.) ભિન્ન શબ્દવાચ્યપણાએ તો ભિન્ન કાળવૃત્તિપણાની માફક અર્થભેદ ધ્રુવ છે.

० જો ભિન્ન શબ્દવાચ્યત્વ અર્થભેદવ્યાપક હોય, તો વ્યાપકના અભાવથી વ્યાપ્યનો અભાવ આપ લોકોએ કહેલ સંગત થાય! તે જ ઇષ્ટ નથી.

**શંકા**-જો આ નયના મતમાં શબ્દના ભેદથી જ અર્થભેદ છે, તો વ્યુત્પત્તિનું નિમિત્ત જ પ્રવૃત્તિનું નિમિત્ત છે, એમ આવેલું જાણવું. તથાચ 'डित्थडवित्थ' આદિ પારિભાષિક સંજ્ઞાઓ નહિ થશે! કેમ કે-તે પારિભાષિક શબ્દોમાં ઇચ્છાનું જ માત્ર નિમિત્ત હોઈ યથાસ્થિત વ્યુત્પત્તિના નિમિત્તનો અભાવ છે ને?

**સમાધાન**-ઇષ્ટ આપત્તિ છે, કેમ કે-શબ્દનો અર્થ સ્વાભાવિક ધર્મરૂપ કારણજન્ય છે. ત્યાં ઇચ્છારૂપ કારણ જન્યપણું નથી. તેથી ઇચ્છાવિશિષ્ટ શક્તિના અભાવથી તે 'डित्थ' આદિ પારિભાષિક શબ્દો અબોધક જ છે. (સંજ્ઞા બે પ્રકારની છે. ૧-પારિભાષિકી અને ૨-નૈમિત્તિકી છે. ત્યાં પારિભાષિકી અર્થતત્ત્વને કહેતી નથી, કેમ કે-યદૃચ્છા માત્રથી પ્રવૃત્ત છે. નૈમિત્તિકી સંજ્ઞા સઘળી સંજ્ઞાયુક્ત છે. આ પ્રમાણે સર્વ ક્રિયાનિમિત્તજન્ય શબ્દો ધાતુથી જન્ય હોવાથી નિમિત્તભેદથી અર્થભેદ જોયેલો છે.)

० આ પ્રમાણે ઘટ આદિના કુંભ-કલસ વગેરે આ મતમાં પર્યાયવાચક નથી જ, કેમ કે-એક અર્થમાં અનેક શબ્દોની પ્રવૃત્તિનો અસ્વીકાર છે. ઇતિ. સમભિરૂઢનયનું દૃષ્ટાન્ત આપે છે કે-તથાચ ઇન્દ્ર શબ્દનું પરમ ઐશ્વર્ય શાલિત્વ, શક્રશબ્દનું સામર્થ્ય અને પુરં-

દરશબ્દનું અસુરપુરનું ભેદન પ્રવૃત્તિનું નિમિત્ત સ્પષ્ટ છે. એમ વ્યુત્પત્તિના ભેદથી પર્યાયવાચક શબ્દોનો અર્થભેદ છે. અનુમાનનો પ્રયોગ=પર્યાયશબ્દો ભિન્ન અર્થવાળાઓ છે, કેમ કે–ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિના નિમિત્તવાળાઓ છે. અહીં જે જે ભિન્ન વ્યુત્પત્તિનિમિત્તવાળાઓ છે, તે તે અભિન્ન (એક) અર્થવાળા નથી. જેમ કે–ઇન્દ્ર–ઘટ–પુરુષ આદિ શબ્દો અને ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિનિમિત્તવાળા પર્યાયશબ્દો પણ ભિન્ન વ્યુત્પત્તિ હોવાના કારણે ભિન્ન અર્થવાળાઓ છે.

૦ વળી જે અવિચારિત પ્રતીતિના બળથી એક અર્થવાચકપણું છે, તે તો અતિપ્રસંગ થવાથી યુક્ત નથી; કેમ કે–ખરેખર, યુક્તિશૂન્ય પ્રતીતિના શરણકરણમાં મંદ પ્રકાશવાળા અતિ દૂર દેશમાં સંનિવિષ્ટ–વિભિન્ન શરીરવાળાઓના પણ, એક વૃક્ષના આકારપણાએ પ્રતીયમાન લીંબડો–કદમ્બ–પીપળો–કોંઠી વગેરેના એકત્વના સ્વીકારનો પ્રસંગ થાય ! માટે પર્યાયશબ્દોનું ભિન્નાર્થપણું જ છે. તે ઘટ–કુટ–કલસ આદિ પર્યાયશબ્દોથી સર્વદા એક આકારના પરામર્શની ઉત્પત્તિ હોઈ અને અસ્ખલિત વૃત્તિપણાએ તે પ્રકારે જ વ્યવહારથી પર્યાયશબ્દાર્થોના અભેદને આ નય ગૌણ કરે છે.

अथैवम्भूतनयमुपपादयितुमाह—

**तत्तत्क्रियाविधुरस्यार्थस्य तत्तच्छब्दवाच्यत्वमप्रतिक्षिपन् स्वस्वप्रवृत्तिनिमित्तक्रियाविशिष्टार्थाभिधायित्वाभ्युपगमः एवम्भूतनयः । यथा परमैश्वर्यप्रवृत्तिविशिष्ट इन्द्रशब्दवाच्यः, सामर्थ्यक्रियाविशिष्टश्शक्रपदबोध्यः, असुरपुरभेदनक्रियाविशिष्टः पुरन्दरशब्दवाच्य इत्येवंरूपाभिप्रायाः ॥सूत्र–१४॥**

**तत्तत्क्रियेति ।** जलाहरणादिक्रियाविधुरस्यार्थस्य घटादेस्तत्तच्छब्दवाच्यत्वं घटादिशब्दवाच्यत्वमप्रतिक्षिपन् द्वेषबुद्ध्याऽनिराकुर्वन् जलाहरणादिक्रियाविशिष्टमेव घटादिकं घटादिशब्दो वक्तीत्येवंरूपोऽभिप्राय एवम्भूतनय इति भावः । तथा च पदानां व्युत्पत्त्यर्थान्वयनियतार्थबोधकत्वाभ्युपगन्तृत्वमिति निष्कर्षः । नियमश्च देशतः कालतश्चातो न समभिरूढादावतिव्याप्तिः । या क्रिया विशिष्टशब्देनोच्यते तामेव क्रियां कुर्वद्वस्तु एवंभूतशब्देनोच्यते तत्प्रतिपादको नयोऽप्युपचारादेवम्भूतः, अयं व्यञ्जनार्थोभयं स्थापयति, शब्दं अर्थेनार्थञ्च शब्देनेति, यथा घटचेष्टायां घटते योषिन्मस्तकारूढपथेऽस्त इति घट इत्यत्र तदैवासौ घटो यदा तादृशचेष्टावान् नान्यदा, घटशब्दोऽपि तादृशचेष्टाकारिण एव वाचको नान्यदेत्येवं चेष्टावस्थातोऽन्यत्र घटस्य घटत्वं घटशब्देन निवर्त्यते घटशब्दस्यापि तदवस्थातोऽन्यत्र

१ योऽर्थो यदैव यत्काले व्युत्पत्त्यर्थेन सम्बद्धः सोऽर्थस्तत्र तदानीं तच्छब्दवाच्यः, तथा चायं नयो यस्मिन्नर्थे शब्दो व्युत्पाद्यते स व्युत्पत्तिनिमित्तभूतोऽर्थो यदैव वर्त्तते तदैव तं शब्दं प्रवर्त्तमानमभिप्रैति, नातीतां भाविनीं वा चेष्टामधिकृत्य सामान्येनैवोच्यते शब्दः, तयोर्विनष्टानुत्पन्नत्वेन कूर्मरोमकल्पत्वात्, यद्यतीतभाविचेष्टापेक्षया घटादिशब्दोऽचेष्टावत्यपि प्रयुज्येत तर्हि कपालमृत्पिण्डादावपि प्रयुज्येत विशेषाभावात्तस्मादत्र क्षणे व्युत्पत्तिनिमित्तमविकलमस्ति तदैव सोऽर्थस्तच्छब्देन वाच्य इति निर्गलितार्थः ॥

घटेन स्ववाचकत्वं निवर्त्त्यते, तथा च प्रयोगो यथाऽभिधायकश्शब्दस्तथैवाभिधेयं प्रतिपत्तव्यं, तथाभूतार्थस्यैव प्रत्ययसम्भूतेः प्रदीपवत्कुम्भवद्वा, प्रदीपशब्देन हि प्रकाशवानेवार्थोऽभिधीयते, अन्यथा संशयादयः प्रसज्येरन् तथाहि यदि दीपनक्रियाविकलोऽपि दीपस्तर्हि दीपशब्दे समुच्चरिते किमनेन प्रदीपेन प्रकाशवानर्थोऽभिहितः किंवाऽप्रकाशकोऽप्यन्धोपलादिरिति संशयः, अन्धोपलादिरेवानेनाभिहितो न दीप इति विपर्ययः, तथा दीप इत्युक्तेऽन्धोपलादौ चोक्ते दीपे प्रत्ययात्पदार्थानामेकत्वं साङ्कर्यं वा स्यात्तस्माच्छब्दवशादेवाभिधेयमभिधेयवशाच्च शब्द इति । एवञ्च संज्ञाभेदाद्वस्तुभेदवत् क्रियाभेदादपि, सा च क्रिया तद्भेत्री यदैव तामाविशति तदैतन्निमित्तं तत्तद्व्यपदेशमासादयति नान्यदाऽतिप्रसङ्गात् । यदा घटते तदैवासौ घटो न पुनर्घटितवान् घटिष्यते वा घट इति व्यपदेष्टुं युक्तः, सर्ववस्तुनां घटतापत्तिप्रसङ्गात् किञ्च चेष्टासमये एव वस्तु चक्षुरादिव्यापारसमुद्भूतशब्दानुविद्धप्रत्ययमास्कन्दति, चेष्टावन्तः पदार्था इति, यथावस्थितार्थप्रतिभास एव च वस्तूनां व्यवस्थापको नान्यथाभूतोऽन्यथा चेष्टावत्तया शब्दानुविद्धाध्यक्षप्रत्यये प्रतिभासस्याभ्युपगमे तत्प्रत्ययस्य निर्विषयतया भ्रान्तस्यापि वस्तुव्यवस्थापकत्वे सर्वः प्रत्ययः सर्वस्यार्थस्य व्यवस्थापकः स्यादित्यतिप्रसङ्गः, तन्न घटनसमयात्प्राक् पश्चाद्वा घटस्तद्व्यपदेशमासादयतीत्येवम्भूतनयमतम् । नन्वेतन्मते व्युत्पत्तिनिमित्तस्यैव प्रवृत्तिनिमित्तत्वेन केनचिद्रूपेणास्यानतिप्रसक्तत्वं वाच्यम्, इतरथा गच्छतीति गौरिति व्युत्पत्त्या गच्छन्नश्वादिरपि गौः स्यात्, मैवम् प्रसिद्धार्थपुरस्कारेण प्रवृत्तस्यैवंभूतनयस्य स्वार्थातिप्रसङ्गो न दूषणं किन्तु तन्निवारकनयान्तरोपायकत्वेन भूषणमेव, एतदुपजीवी व्यवहारस्तु यथावृत्ति, एतेन राजन्शब्दस्य छत्रचामरादिशोभाविरहकाले राजपदव्युत्पत्तिनिमित्ताभावेऽपि इतरातिशयपुण्यादिप्रयुक्तराजनस्यानतिप्रसक्तस्य सत्त्वेन राजा वाच्य एवेति व्युदस्तम् । एवम्भूतनयस्योदाहरणमाह यथेति, समभिरूढो हि सत्यामसत्याञ्चेन्दनक्रियायां वासवादेरर्थस्येन्द्रादिव्यपदेशमभिप्रैति क्रियोपलक्षितसामान्यस्यैव प्रवृत्तिनिमित्तत्वात्, पशुविशेषस्य गमनक्रियायां सत्यामसत्याञ्च गोव्यपदेशवत् तथारूढेस्सद्भावात् । एवम्भूतः पुनरिन्दनादिक्रियापरिणतमर्थं तत्तत्क्रियाकाले इन्द्रादिव्यपदेशभाजमभिमन्यते, नहि कश्चिदक्रियाशब्दोऽस्यास्ति, गौरश्व इत्यादिजातिशब्दाभिमतानामपि क्रियाशब्दत्वात् गच्छतीति गौराशुगामित्वादश्व इति, शुक्लो नील इत्यादिगुणशब्दाभिमता अपि क्रियाशब्दा एव, शुचीभवनाच्छुक्लो नीलनान्नील इति, देवदत्तो यज्ञदत्त इत्यादियादृच्छिकशब्दाभिमता अपि क्रियाशब्दा एव देव एनं देयाद्यज्ञ एनं देयादिति । सयोगिद्रव्यवाचकशब्दास्समवायिद्रव्यवाचकशब्दा अपि क्रियाशब्दा एव दण्डोऽस्यास्तीति दण्डी, विषाणमस्यास्तीति विषाणीत्यादिक्रियाप्रधानत्वादिति । एवमेतन्मते सत्त्वादियोगात्सदादिसंज्ञ्यपि तत्तत्पर्यायभाक्त्वेनात्मादिसंज्ञाधार्यपि सिद्धो न जीवः, जीवप्राणधारण इति धात्वर्थानन्वयात् । एतेन सिद्धो निश्चयतो जीव इति मतमपास्तम्, शुद्धनिश्चयो ह्येवम्भूतनय एव, तन्मतेन तु सिद्धोऽजीव इत्येव प्रसिद्धिः, औदयिकं भावं व्युत्पत्तिनिमि-

१. औदयिकक्षायिकक्षायोपशमिकपारिणामिकलक्षणैः पञ्चभिर्भावैः पञ्चस्वपि गतिषु जीव इष्टः, व्युत्पत्तिनिमित्तजीवनलक्षणौदयिकभावोपलक्षितात्मत्वरूपपारिणामिकभावविशिष्टस्य जीवस्य भावपञ्चकात्मनो जीवपदार्थत्वात् प्रसिद्धनैगम ईदृशपारिणामिकभावमेव जीवपदप्रवृत्तिनिमित्तमभ्युपगच्छति, एवम्भूतस्तु व्युत्पत्तिनिमित्तमेव प्रवृत्तिनिमित्तं गृह्णाति इति भावः ॥

त्तमेव प्रवृत्तिनिमित्ततया गृह्णता संसारिण एव जीवशब्दव्यपदेश्यत्वप्रतिपादनात् सिद्धस्य पुद्गलादि-द्रव्यस्य वाऽजीवपदार्थत्वस्येष्यमाणत्वादिति ॥

## એવંભૂતનયનું ઉપપાદન.

**ભાવાર્થ**–"તે તે ક્રિયાથી રહિત અર્થનું તે તે શબ્દથી વાચ્યપણાના તિરસ્કારને નહિ કરનારો, પોતપોતાની પ્રવૃત્તિમાં નિમિત્તભૂત ક્રિયાવિશિષ્ટ અર્થના અભિધાયિત્વ-(કથન)નો સ્વીકાર, એ 'એવંભૂતનય' કહેવાય છે. જેમ પરમ ઐશ્વર્યપ્રવૃત્તિવિશિષ્ટ ઇન્દ્ર શબ્દથી વાચ્ય છે, સામર્થ્યક્રિયાવિશિષ્ટ શક્રપદવાચ્ય છે અને અસુરપુરભેદનક્રિયાવિશિષ્ટ પુરંદરશબ્દવાચ્ય છે. એવા રૂપવાળા અભિપ્રાયો."

**વિવેચન**–જલ આહરણ આદિ ક્રિયાથી રહિત, ઘટ આદિ પદાર્થનું તે તે શબ્દથી વાચ્યત્વ એટલે ઘટ આદિ શબ્દથી વાચ્યત્વનો દ્વેષબુદ્ધિપૂર્વક તિરસ્કાર નહિ કરનારો, જલ આહરણ આદિ ક્રિયાવિશિષ્ટ જ ઘટ આદિને ઘટ આદિ શબ્દ કહે છે. આવા પ્રકારના રૂપવાળો અભિપ્રાય 'એવંભૂતનય' કહેવાય છે. તથાચ પદોની વ્યુત્પત્તિના અર્થના અન્વયની સાથે નિયત અર્થના બોધકપણાનો સ્વીકાર 'એવંભૂતનય' છે, આવો નિષ્કર્ષ છે. (જે અર્થ જે દેશમાં, જે કાળમાં વ્યુત્પત્તિના અર્થની સાથે સંબંધવાળો છે, તે અર્થ ત્યાં, તે વખતે તે શબ્દથી વાચ્ય છે. તથાચ આ નય જે અર્થમાં શબ્દવ્યુત્પત્તિનો વિષય થાય છે, તે વ્યુત્પત્તિના નિમિત્તભૂત અર્થ જ્યારે વર્તે છે, ત્યારે જ પ્રવર્ત્તમાન તે શબ્દને માને છે. અતીત કે ભાવિની ચેષ્ટાનો અધિકાર કરીને સામાન્યથી જ શબ્દ કહેવાતો નથી, કેમ કે–તે અતીત વિનષ્ટ હોવાથી અને અનાગત અનુત્પન્ન હોવાથી કાચબાના રોમની સમાન અસત્ છે. જો અતીત કે ભાવિ ચેષ્ટાની અપેક્ષાથી ઘટ આદિ શબ્દ અચેષ્ટાવાળામાં પણ પ્રયોગવાળો બને, તો કપાલ–માટીના પિંડ આદિમાં પણ ઘટાદિ શબ્દનો પ્રયોગ થાય ! કેમ કે–વિશેષનો અભાવ છે. તેથી જે ક્ષણમાં વ્યુત્પત્તિનું નિમિત્ત સંપૂર્ણ છે, ત્યારે જ તે અર્થ તે શબ્દથી વાચ્ય છે.) વળી નિયમ દેશથી અને કાળથી છે, જેથી સમભિરૂઢ આદિમાં અતિવ્યાપ્તિ નથી.

० જે ક્રિયા વિશિષ્ટ શબ્દથી કહેવાય છે, તે જ ક્રિયાને કરતી વસ્તુ એવંભૂત શબ્દથી કહેવાય છે. તેનું પ્રતિપાદન કરનારો નય પણ ઉપચારથી 'એવંભૂત' કહેવાય છે. આ નય, શબ્દ અને અર્થરૂપ ઉભયને સ્થાપિત કરે છે–શબ્દને અર્થની સાથે અને અર્થને શબ્દની સાથે સ્થાપિત કરે છે. જેમ 'घटचेष्टायां।' આવા ધાતુથી 'घटते।' સ્ત્રીના મસ્તક આદિમાં રહેલો ચેષ્ટા કરે છે, માટે ઘટ આવા સ્થળમાં, તે વખતે જ આ 'ઘટ' છે કે જ્યારે તેવી ચેષ્ટાવાળો છે, બીજે વખતે નહિ. ઘટશબ્દ પણ તેવી ચેષ્ટા કરનારાનો જ વાચક છે, બીજે વખતે નહિ. આમ આ પ્રમાણે ચેષ્ટારૂપ અવસ્થા કરતાં બીજી અવસ્થામાં ઘટનું ઘટત્વ ઘટશબ્દથી નિવૃત્ત થાય છે. તથાચ પ્રયોગ (અનુમાનપ્રયોગ) છે કે–જેમ વાચકશબ્દ છે, તેમ અભિધેય (વાચ્યભૂત

૦ પૂર્વોક્ત આ કથનથી પ્રમાણુ 'राजन' શબ્દનાં છત્ર, ચામર વગેરેની શોભાના અભાવ-કાળમાં રાજપદની વ્યુત્પત્તિના નિમિત્તનો અભાવ હોવા છતાં, બીજા કરતાં અતિશય પુણ્ય આદિથી જન્ય 'राजन्' શબ્દ જે અનતિપ્રસક્ત છે, તેની સત્તાથી 'राजन्' શબ્દને રાજા તરીકે કહેવો જોઈએ જ. આવું કથન ખંડિત થાય છે.

૦ એવંભૂતનયના ઉદાહરણને કહે છે કે-'यथे'ति । (ઈન્દન આદિ ક્રિયાના અભાવ-કાળમાં વ્યુત્પત્તિમાં નિમિત્તભૂત ઈન્દન આદિ ક્રિયાના અભાવથી કેવી રીતે ત્યાં ઈન્દ્ર આદિ શબ્દની પ્રવૃત્તિ ? આવી આશંકામાં કહે છે કે-'समभिरुढ नयमतम् ।' ખરેખર, સમભિરૂઢ-નય ઈન્દનક્રિયાની વિદ્યમાનતામાં અને અવિદ્યમાનતામાં વાસવ આદિ અર્થમાં ઈન્દ્ર આદિના વ્યવહારને ઈચ્છે છે, (જ્યારે વાસવ વગેરે ઐશ્વર્ય આદિનો અનુભવ કરે છે અને જ્યારે અનુભવ નથી કરતા, એમ ઉભયકાળમાં પણ ત્યાં ઈન્દ્રાદિ શબ્દવ્યપદેશનું યોગ્યપણું સમભિ-રૂઢનય સ્વીકારે છે.) કારણ કે-'વ્યુત્પત્તિનિમિત્ત ક્રિયાની અભાવદશામાં પણ તે ક્રિયાના સમાનાધિકરણ સામાન્ય-વિશેષરૂપ પ્રવૃત્તિનિમિત્તના બળથી ત્યાં તે વાસવાદિ શબ્દવ્યપદેશ્ય-પણું છે.' આવો નિયમ હોઈ કહે છે કે-'ક્રિયાથી ઉપલક્ષિત સામાન્ય જ પ્રવૃત્તિમાં નિમિત્ત છે.' અર્થાત્ જ્યારે કદાચિત્ ઈન્દન આદિ ક્રિયાના અધિકરણમાં વર્ત્તમાન, જે વાસવત્વ આદિ રૂપ સામાન્ય છે, તે સામાન્યનું જ ઈન્દ્ર આદિ શબ્દોની પ્રવૃત્તિમાં નિમિત્તપણું હોઈ, તે સામાન્યનું ઈન્દન આદિ ક્રિયાથી શૂન્યકાળમાં પણ વાસવ આદિમાં સત્ત્વ હોઈ તેના બળથી આદિના વ્યવહારનો સંભવ છે.

૦ જેમ ગોરૂપ પશુવિશેષની ગમનક્રિયા ચાલુ હોય કે ન હોય તો પણ ગોશબ્દનો વ્યવહાર છે, તેમ અહીં સમજવું; કેમ કે-તથારૂઢિ છે. ગોશબ્દની ગોત્વથી અવચ્છિન્ન-(વિશિષ્ટ)માં શક્તિ જ 'રૂઢિ' છે, કેમ કે-અવયવમાં શક્તિ તે 'યોગ' કહેવાય છે. સમુદા-યની શક્તિ 'રૂઢ' કહેવાય છે. તે પ્રકારની રૂઢિનો સદ્ભાવ છે. 'एवंभूतनयमतम् ।' એવં-ભૂતનય તો ઈન્દન આદિ ક્રિયામાં પરિણત અર્થને, તે તે ક્રિયાના કાળમાં-ઐશ્વર્ય આદિના અનુભવના કાળમાં જ ઈન્દ્ર આદિના વ્યવહારને ભજનાર તરીકે માને છે. અર્થાત્ જ્યારે જે નામની વ્યુત્પત્તિમાં નિમિત્તક્રિયા જ્યાં વર્તે છે, ત્યારે જ ત્યાં તે નામવડે વ્યપદેશ છે, બીજા વખતે નહિ. આ પ્રમાણે એવંભૂતનય સ્વીકાર કરે છે.

**શંકા**-જો આ પ્રમાણે વ્યુત્પત્તિમાં નિમિત્તક્રિયાનો જ પ્રવૃત્તિનિમિત્તપણાના સ્વીકારમાં જાતિશબ્દ-ગુણશબ્દ-ક્રિયાશબ્દ-યાદચ્છિકશબ્દ-દ્રવ્યશબ્દ, આ પ્રમાણે પાંચ પ્રકારોના નામોનો ભંગ થઈ જાય ! કેમ કે-સર્વ શબ્દોમાં ક્રિયાવાચક શબ્દપણાની પ્રાપ્તિ છે.

**સમાધાન**-આ વિષયમાં અમારા માટે તો ઈષ્ટાપત્તિ જ છે. એ વાતને કહે છે કે-'કોઈ પણ શબ્દ, ક્રિયા ભિન્ન શબ્દ નથી. આ વિષય આ એવંભૂયનયના મતમાં છે.

૦ તે એવંભૂતનયના મતમાં ગોત્વ-અશ્વત્વ આદિ રૂપ જાતિપ્રવૃત્તિનિમિત્તકપણાએ જાતિશબ્દરૂપે અભિમત ગો આદિ શબ્દોમાં ક્રિયાપ્રવૃત્તિનિમિત્તકપણાએ ક્રિયાવાચક શબ્દ-

ણુનો નિશ્ચય કરાવે છે કે-ગાય (બળદ), ઘોડો વગેરે જાતિશબ્દરૂપે અભિમત ગો આદિ શબ્દોમાં પણ ક્રિયાશબ્દપણું હોવાથી, 'गच्छती'ति (ગમન કર્યે છતે) ગાય આશુ(જલ્દી)-ગામી હોવાથી અશ્વ એમ વ્યુત્પત્તિ કરાય છે.

૦ ગુણપ્રવૃત્તિનિમિત્તકપણાએ, અભિમત શુક્લ આદિ શબ્દોમાં ક્રિયાપ્રવૃત્તિનિમિત્તકપણાના ઉપદર્શનમાં ક્રિયાશબ્દપણું દર્શાવે છે કે-શુક્લ-નીલ વગેરે ગુણશબ્દરૂપે અભિમત પણ ક્રિયાવાચક શબ્દો જ છે. શુચીભવન(પહેલાં પવિત્ર ન હોય અને પછીથી પવિત્ર થનારપણું હોવાથી)થી શુક્લ છે. નીલનથી (રંગવાથી) નીલ આ પ્રમાણે વ્યુત્પત્તિ છે.

૦ પ્રતિનિયત તે તે શબ્દવાચ્યતારૂપ ઉપાધિવિશિષ્ટ વાચકપણું હોઈ, પુરુષવિશેષથી સંકેતિત હોઈ વાચ્યતા શબ્દથી દેવદત્ત આદિ શબ્દવિશિષ્ટમાં દેવદત્ત આદિ શબ્દોની શક્તિ છે. આમ તે તે શબ્દરૂપ ઉપાધિ પ્રવૃત્તિનિમિત્તકપણાએ યદૃચ્છાશબ્દપણાએ અભિમત દેવદત્ત આદિ શબ્દોમાં વ્યુત્પત્તિનિમિત્ત ક્રિયા પ્રવૃત્તિનિમિત્તકપણાના ઉપદર્શનદ્વારા ક્રિયા-શબ્દપણું ઘટાવે છે. 'દેવદત્ત, યજ્ઞદત્ત વગેરે રૂપ યાદૃચ્છિક શબ્દરૂપે અભિમત શબ્દો પણ ક્રિયાશબ્દો છે.' જેમ કે-'દેવ (જેને) એને આપે'-'યજ્ઞ જેને આપે!'

૦ સંયોગસંબંધથી દ્રવ્યવિશેષ વિશિષ્ટ વાચકપણાએ અભિમત, સંયોગિ દ્રવ્યશબ્દ સમવાયસંબંધથી દ્રવ્યવિશેષ વિશિષ્ટ વાચકપણાએ અભિમત, સમવાયિ દ્રવ્યશબ્દ. આ પ્રમાણે બંને પ્રકારના પણ દ્રવ્યશબ્દમાં ક્રિયાવિશેષ પ્રવૃત્તિનિમિત્તકપણાએ ક્રિયાશબ્દપણું સિદ્ધ કરે છે કે-સંયોગિ દ્રવ્યવાચક શબ્દો, સમવાયિ દ્રવ્યવાચક શબ્દો પણ ક્રિયાશબ્દો જ. જેમ કે-સંયોગિ દ્રવ્યશબ્દ=દંડિનશબ્દ સંયોગિ દ્રવ્યશબ્દ છે, કેમ કે-દંડપુરુષરૂપ બે દ્રવ્યોમાં સંયોગસંબંધ છે. 'विषाणिन्' શબ્દ સમવાયિ દ્રવ્યશબ્દ છે, કેમ કે-વિષાણનું અવયવપણું હોઈ, ગાય આદિનું અવયવીપણું હોઈ અવયવ અને અવયવીનો સમવાયસંબંધ છે. જો કે અવયવી અવયવીમાં વર્તે છે, પરંતુ અવયવ અવયવીમાં નહિ: અને આ પ્રમાણે વિષાણમાં સમવાયથી ગાય આદિનું સત્ત્વ છે, પરંતુ ગાય આદિમાં વિષાણનું સત્ત્વ નહિ; તો પણ સમવાયથી આધેયપણું પણ સમવાયમાં જ છે, આવો અભિપ્રાય છે. જાતિશબ્દ આદિ ભેદથી શબ્દમાં પંચવિધપણાની માન્યતા વ્યવહારનયની અપેક્ષાએ છે અને તેથી કલ્પિત જ છે, પરંતુ વાસ્તવિક મતથી આદરણીય નથી.

૦ આ પ્રમાણે આ એવંભૂતનયના મતમાં સત્ત્વ આદિના યોગથી સત્ આદિ સંજ્ઞાવાળો પણ તે તે પર્યાયને ભજનારો હોઈ, આત્મા આદિ સંજ્ઞાધારી પણ સિદ્ધ જીવ નથી, કેમ કે-જીવધાતુ પ્રાણોના ધારણરૂપ અર્થમાં છે અને તે ધાતુના અર્થનો અન્વય સિદ્ધમાં નથી. આ કથનથી 'નિશ્ચયનયથી સિદ્ધ જીવ છે' આવા મતનું ખંડન થાય છે.

૦ ખરેખર, શુદ્ધ નિશ્ચય એવંભૂતનય જ છે. આ એવંભૂતનયના મતે તો 'સિદ્ધ અજીવ છે.' આવી જ પ્રસિદ્ધિ છે, કેમ કે-વ્યુત્પત્તિના નિમિત્તભૂત જ ઔદયિકભાવને

(ઔદયિક-ક્ષાયિક-ક્ષાયોપશમિક-ઔપશમિક-પારિણામિકરૂપ પાંચ ભાવોથી પાંચ પણ ગતિઓમાં જીવ માનેલ છે. વ્યુત્પત્તિના નિમિત્તભૂત જીવનરૂપી ભાવથી ઉપલક્ષિત, આત્મત્વ (જીવત્વ)રૂપ પારિણામિક ભાવથી વિશિષ્ટ જીવમાં ભાવપંચક સ્વરૂપવાળા જીવમાં જીવપદાર્થપણું હોવાથી, પ્રસિદ્ધ નૈગમ, આવા પારિણામિકભાવને જ જીવપદના પ્રવૃત્તિના નિમિત્તરૂપે સ્વીકાર કરે છે. એવંભૂતનય તો વ્યુત્પત્તિનિમિત્તને પ્રવૃત્તિનિમિત્તરૂપે માને છે.) પ્રવૃત્તિના નિમિત્તપણાએ સ્વીકાર કરનારે, એવંભૂતનયે સંસારીમાં જ જીવશબ્દથી વ્યપદેશયોગ્ય પણાનું પ્રતિપાદન કરેલું હોવાથી, સિદ્ધ અજીવ (ઔદયિકભાવરૂપ જીવનવિશિષ્ટ જીવપદથી ભિન્ન અજીવશબ્દથી વ્યપદેશ્યપણું હોઈ) પદાર્થ છે, એમ માનેલ છે. (ભાવપ્રાણવત્વરૂપ ક્ષાયિકભાવવિશિષ્ટ સિદ્ધમાં વ્યાવહારિક જીવપણું નહિ હોવા છતાં, પારમાર્થિક-શાશ્વતિક ભાવજીવપણાની અપેક્ષાએ ભાવજીવ છે, એમ કહેવામાં કોઈ ક્ષતિ નથી.)

नयानाममीषां सप्तविधानां मध्ये के पुनरर्थप्रधानाः के च शब्दप्राधाना इत्याशङ्कायामाह—

**तत्राद्याश्चत्वारो नया अर्थनया अर्थप्रधानत्वात् । अन्त्यास्तु शब्दनयाः शब्दवाच्यार्थविषयत्वात् ॥सूत्र-१५॥**

**तत्राद्याश्चत्वार इति ।** अर्थतंत्रत्वान्नैगमसंग्रहव्यवहारर्जुसूत्रा अर्थनया उच्यन्ते, ऋजुसूत्रान्ता हि नया प्रधानभूतमर्थं शब्दञ्चाप्रधानं ब्रुवते । अन्त्यास्त्रयस्त्विति, शब्दसमभिरूढैवम्भूतास्त्रयस्त्वित्यर्थः, अर्थोपसर्जनाश्शब्दप्रधानाः अतश्शब्दनया उच्यन्त इति भावः । अत्रैवमर्थनयतात्पर्यमवसेयम्—यद्यपि प्रमाणप्रमेययोर्निबन्धनं सामान्यतश्शब्दार्थौ भवतः तथापि साक्षात्परम्परया वा प्रमाणस्य कारणमेव स्वाकारार्पको विषयः, न शब्दः 'नाननुकृतान्वयव्यतिरेकं कारणं नाकारणं विषय' इत्यादिवचनात्, तदाकारानुविधायनी तदध्यवसायेन च तत्राविसंवादात् संवित्प्रमाणत्वेन गीयते, अध्यक्षधीश्चाशब्दमर्थमात्मन्याधत्ते, अन्यथाऽर्थदर्शनप्रच्युतिप्रङ्गात्, न ह्यध्यक्षगोचरेऽर्थे शब्दास्सन्ति, तदात्मानो वा, येन तस्मिन् प्रतिभासमानेऽपि नियमेन ते प्रतिभासेरन् इति कथं शब्दसंस्पृष्टाऽक्षधीर्भवेत् किञ्च वस्तुसन्निधानेऽपि तन्नामानुस्मृतिं विना तदर्थस्यानुपलब्धाविष्यमाणायामर्थसन्निधिरक्षदृग्जननं प्रत्यसमर्थ इत्यभिधानस्मृतावुपक्षीणशक्तिकत्वान्न कदाचनापीन्द्रियबुद्धिं जनयेत् सन्निधानाविशेषात्, यदि चायं भवतां निर्बन्धस्स्वाभिधानविशेषणापेक्षमेव चक्षुरादिस्स्वार्थमवगमयतीति तदाऽस्तङ्गतेयमिन्द्रियप्रभवाऽर्थाधिगतिः, तन्नामस्मृत्यादेरसंभवात्, तथाहि यत्रार्थे प्राक् शब्दप्रतिपत्तिरभूत् पुनस्तदर्थवीक्षणे तत्सङ्केतितशब्दस्मृतिर्भवेदिति युक्तियुक्तमन्यथाऽतिप्रसङ्गः स्यात्, न चेदनभिलापमर्थं प्रतिपत्ता पश्यति तदा तत्र दृष्टमभिलापमपि न स्मरेत्, अस्मरंश्च शब्दविशेषं न तत्र योजयेत्, अयोजयंश्च न तेन विशिष्टमर्थं प्रत्येतीत्यायातमान्ध्यमशेषस्य जगतः । ततः स्वाभिधानरहितस्य विषयस्य विषयिणं चक्षुरादिप्रत्ययं प्रति स्वत एवोपयोगित्वं सिद्धम्, न तु तदभिधानानां तदर्थसम्बन्धरहितानां, पारम्पर्येणापि सामर्थ्यासम्भवादिति । शब्दनयस्तु मनुते कारणस्यापि विषयस्य प्रतिपत्तिं प्रति नैव प्रमेयत्वं युक्तम् यावदध्य-

वसायो न भवेत्, सोऽप्यध्यवसायो विकल्पश्चेत् तदभिधानस्मृतिं विना नोत्पत्तुं युक्त इति सर्वव्यवहारेषु शब्दसम्बन्धः प्रधानं निबन्धनम्। प्रत्यक्षस्यापि तत्कृताध्यवसायलक्षणविकलस्य बहिरन्तर्वा प्रतिक्षणपरिणामप्रति पत्ताविव प्रमाणतानुपपत्तेः अविसंवादलक्षणत्वात्प्रमाणानाम्। प्रतिक्षणपरिणामग्रहणेऽपि तस्य प्रामाण्याभ्युपगमे प्रमाणान्तरप्रवृत्तौ यत्नः क्रियमाणोऽपार्थकः स्यात्। ततः प्रमाणव्यवस्थानिबन्धनं तन्नामस्मृतिव्यवसाययोजनमर्थप्राधान्यमपहस्तयतीति शब्द एव सर्वत्र प्रमाणादिव्यवहारे प्रधानं कारणमिति। ननु नैगमादिनयसप्तकस्यैव प्ररूपणमयुक्तं तदतिरिक्तयोरर्पितानर्पितयोर्निश्चयव्यवहारयोर्ज्ञानक्रिययोश्च सत्त्वादिति चेन्नैवम्, अर्पितनयस्य विशेषग्राहित्वेनानर्पितनयस्य च सामान्यग्राहित्वेनोक्तेष्वेवान्तर्भावात्, तत्रानर्पितनयमते तुल्यमेव रूपं सर्वेषां सिद्धानाम्। अर्पितनयमते त्वेकद्वित्र्यादिसमयसिद्धाः स्वसमानकालसिद्धैरेव तुल्या इति। तथा लोकप्रसिद्धार्थानुवादपरस्य व्यवहारनयस्य तात्त्विकार्थाभ्युपगमपरस्य निश्चयनयस्यापि उक्तेष्वेवान्तर्भावः। यथा पञ्चस्वपि वर्णेषु भ्रमरे सत्सु श्यामो भ्रमर इति व्यवहारः, पञ्चवर्णो भ्रमर इति निश्चयः, तच्छरीरस्य बादरस्कन्धत्वेन पञ्चवर्णपुद्गलैर्निष्पन्नत्वात्, शुक्लादीनाञ्च न्यग्भूतत्वेनानुपलक्षणात्। अथवैकनयमतार्थग्राही व्यवहारः सर्वनयमतार्थग्राही च निश्चयः। न चैवं निश्चयस्य प्रमाणत्वेन नयत्वव्याघातः, सर्वनयमतस्यापि स्वार्थस्य तेन प्राधान्याभ्युपगमात्। तथा ज्ञानमात्रप्राधान्याभ्युपगमपरा ज्ञाननयाः, क्रियामात्रप्राधान्याभ्युपगमपराः क्रियानयाः, तत्रर्जुसूत्रादयश्चत्वारो नयाश्चारित्रलक्षणायाः क्रियाया एव प्राधान्यमभ्युपगच्छन्ति, तस्या एव मोक्षं प्रत्यव्यवहितकारणत्वात्। नैगमसङ्ग्रहव्यवहारास्तु यद्यपि चारित्रश्रुतसम्यक्त्वानां त्रयाणामपि मोक्षकारणत्वमिच्छन्ति तथापि व्यस्तानामेव नतु समस्तानाम्, एतन्मते ज्ञानादित्रयादेव मोक्ष इत्यनियमात्, अन्यथा नयत्वहानिप्रसङ्गात् समुदायवादस्य स्थितपक्षत्वादिति द्रष्टव्यम्॥

આ સાત પ્રકારવાળા નયોમાં કોણુ કોણુ અર્થપ્રધાન નયો છે અને કોણુ કોણુ શબ્દપ્રધાન નયો છે ? આવી આશંકામાં કહે છે કે-

## અર્થપ્રધાન અને શબ્દપ્રધાન નયોનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"તે સાત નયોમાં પહેલાંના ચાર નયો અર્થનયો છે, કેમ કે-અર્થની પ્રધાનતાવાળા છે. છેલ્લાના ત્રણુ નયો શબ્દનયો છે, કેમ કે-શબ્દથી વાચ્ય અર્થના વિષયવાળા છે."

**વિવેચન**-અર્થને તંત્ર (આધીન) હોવાથી નૈગમ-સંગ્રહ-વ્યવહાર-ઋજુસૂત્રરૂપ ચાર નયો 'અર્થનયો' કહેવાય છે.

○ ખરેખર, ઋજુસૂત્ર સુધીના નયો પ્રધાનરૂપે અર્થને અને શબ્દને ગૌણુરૂપે માને છે. છેલ્લા એટલે શબ્દ-સમભિરૂઢ-એવંભૂતરૂપ ત્રણુ નયો અર્થને ગૌણુરૂપે અને શબ્દને મુખ્યરૂપે માનનારા હોવાથી 'શબ્દનય' કહેવાય છે.

○ અહીં આ પ્રમાણે અર્થનયનું તાત્પર્ય સમજવાનું છે કે-જો કે પ્રમાણુ અને

પ્રમેયનું (જ્ઞાન અને જ્ઞેયનું) મૂળ કારણ સામાન્ય નથી, શબ્દ અને અર્થ હોય છે. તો પણ સાક્ષાત્ (અવ્યવહિત) કે પરંપરાથી (વ્યવહિતરૂપે) પ્રમાણનું કારણ જ પોતાના આકારનુ અર્પણ કરનારો વિષય (જ્ઞેય) છે, શબ્દ નથી. કહ્યું છે કે-'અનુકૃત અન્વય અને વ્યતિરેક વગરનું કારણ નથી, અકારણ વિષય નથી.' તે આકારના અનુસંધાનવાળી અને તે આકારના નિશ્ચયદ્વારા ત્યાં અવિસંવાદ હોવાથી સંવિત્ (જ્ઞાન) પ્રમાણપણાએ કહેવાય છે.

૦ અને પ્રત્યક્ષજ્ઞાન શબ્દ વગરના અર્થને આત્મામાં ધારણ કરે છે (જાણે છે), કેમ કે-અન્યથા, અર્થદર્શન(પ્રત્યક્ષ)ની પ્રચ્યુતિ(ભંગ)નો પ્રસંગ આવે છે.

૦ ખરેખર, પ્રત્યક્ષના વિષયભૂત અર્થમાં શબ્દો નથી. અથવા તે શબ્દ આત્મક અર્થો નથી, કે જેથી તે અર્થ પ્રતિભા સમાન થયે છતે તે શબ્દો પ્રતિભા સમાન થાય ! માટે કેવી રીતે શબ્દસંસ્પર્શી પ્રત્યક્ષજ્ઞાન થઈ શકે ?

૦ વળી વસ્તુનું સંનિધાન હોવા છતાં, તેના નામના (શબ્દના) સ્મરણ વગર તેના અર્થની અનુપલબ્ધિ માન્યે છતે, 'અર્થનું સંનિધાન ઈન્દ્રિય પ્રત્યક્ષની ઉત્પત્તિ પ્રત્યે અસમર્થ છે.' આ પ્રમાણે અભિધાન(શબ્દ)ની સ્મૃતિમાં ક્ષીણ શક્તિવાળું હોવાથી કદાચિત્ પણ ઈન્દ્રિયજન્ય બુદ્ધિને પેદા કરી શકતું નથી, કેમ કે-સન્નિધાનમાં વિશેષ નથી. જો આપનો આ આગ્રહ છે કે-પોતાના શબ્દના વિશેષણની અપેક્ષા રાખીને જ ચક્ષુ વગેરે પોતાના અર્થને જણાવે છે, તો આ ઈન્દ્રિયજન્ય અર્થજ્ઞાન અસ્તને પામે છે, કેમ કે-તેના નામસ્મરણ આદિનો અસંભવ છે. તે આ પ્રમાણે.-જે અર્થમાં પહેલાં શબ્દજ્ઞાન હતું. ફરીથી તે અર્થના દર્શનમાં તેમાં સંકેતિત શબ્દનું સ્મરણ થાય! આ પ્રમાણે યુક્તિયુક્ત છે. અન્યથા, અતિપ્રસંગ થાય !

૦ જો શબ્દ વગરના અર્થને પ્રમાતા જોતો નથી, તો ત્યાં જોયેલાને, શબ્દને પણ યાદ ન કરે! અને શબ્દવિશેષનું સ્મરણ નહિ કરતો, ત્યાં શબ્દવિશેષનું યોજન કરે નહિ અને ત્યાં શબ્દવિશેષનું યોજન નહિ કરતો, તેથી વિશિષ્ટ અર્થની પ્રતીતિ કરી શકતો નથી. માટે આખા જગતનું અંધપણું આવેલુ જાણવું.

૦ તેથી સ્વના અભિધાન શબ્દ)થી રહિત વિષયનું વિષયીભૂત ચક્ષુ આદિ પ્રત્યય પ્રત્યે સ્વતએવ (વિષયરૂપે જ) ઉપયોગીપણું સિદ્ધ છે, પરંતુ તેના અર્થના સંબંધથી રહિત તે વિષયના શબ્દોનું ઉપયોગીપણું નથી, કેમ કે-પરંપરાએ પણ સામર્થ્યનો અસંભવ છે.

૦ શબ્દનય તો માને છે કે-કારણભૂત પણ વિષયનું પ્રતિપત્તિ પ્રત્યે પ્રમેયપણું યુક્ત નથી જ, કે જ્યાં સુધી અધ્યવસાય ન થાય ત્યાં સુધી. તે પણ અધ્યવસાય જો વિકલ્પરૂપ છે, તો તે વિકલ્પ તેના નામની સ્મૃતિ સિવાય ઉત્પન્ન થઈ શકતો નથી. આમ સર્વ વ્યવહારોમાં શબ્દનો સંબંધ પ્રધાન કારણ છે.

૦ તે શબ્દ સંબંધકૃત અધ્યવસાયરૂપ લક્ષણથી રહિત પ્રત્યક્ષમાં પણ બાહ્ય કે અંદર

પ્રતિક્ષણ પરિણામની પ્રતિપત્તિમાં જેમ પ્રમાણતાની અનુપપત્તિ છે, કેમ કે-પ્રમાણો અવિસંવાદરૂપ લક્ષણવાળા છે. પ્રતિક્ષણ પરિણામના ગ્રહણમાં પણ તેના (પ્રતિક્ષણ પરિણામ પ્રતિપત્તિના) પ્રામાણ્યના સ્વીકારમાં બીજા પ્રમાણની પ્રવૃત્તિમાં કરાતો પ્રયત્ન નિરર્થક થાય!

૦ તેથી પ્રમાણની વ્યવસ્થાનું કારણ તેના નામના સ્મરણના વ્યવસાય(નિશ્ચય)ના યોજનવાળા અર્થના પ્રાધાન્યનું ખંડન થાય છે, માટે શબ્દ જ સઘળા પ્રમાણ આદિના વ્યવહારમાં પ્રધાન કારણ છે.

શંકા-નૈગમ આદિ સાત નયોનું પ્રરૂપણ યુક્ત નથી, કેમ કે-તે સાય નયોથી અધિક અર્પિતનય અને અનર્પિતનય, નિશ્ચયનય અને વ્યવહારનય તેમજ જ્ઞાનનય અને ક્રિયાનયની વિદ્યમાનતા છે ને?

**સમાધાન**-અર્પિકતનય વિશેષગ્રાહી છે. (અર્પિત એટલે વિશેષ અને તેને ગ્રહણ કરનારા, સામાન્ય-વિશેષ આત્મક વસ્તુમાં કહેલા નયોમાં જે વિશેષગ્રાહી છે, તે અર્પિતનયો કહેવાય છે.) અર્થાત્ વિશેષના ગ્રહણની અપેક્ષાએ અર્પિતનય છે. અનર્પિતનય સામાન્યગ્રાહી છે. અનર્પિત વિશેષિત સામાન્યને ગ્રહણ કરનારા, જેઓ સામાન્યને જ પ્રધાનપણે ગ્રહણ કરે છે, તે નયો 'અનર્પિતનયો' તરીકે કહેવાય છે, અર્થાત્ સામાન્યના ગ્રહણની અપેક્ષાએ 'અનર્પિતનય' કહેવાય છે. આ બંને નયોનો અંતર્ભાવ કહેલા સાત નયોમાં થાય છે. (આ કથનથી સામાન્ય માત્ર ગ્રાહી સંગ્રહનય 'અનર્પિતનય' છે અને નૈગમનય, સામાન્ય અંશને ગ્રહણ કરનારો 'અનર્પિતનય' વિશેષને અવગાહતો 'અર્પિતનય' છે. વ્યવહાર વગેરે તો વિશેષ માત્ર ગ્રાહી હોઈ 'અર્પિતનય' જ છે. અર્પિતનય અને અનર્પિતનય સમય (સિદ્ધાન્ત) પ્રસિદ્ધ જ સમજવાનાં છે, એમ વિવેક કરવો.) અર્પિત-અનર્પિતનયના વિભાગનું ફળ દર્શાવે છે કે-

'ત્યાં અનર્પિતનયમતમાં સર્વ સિદ્ધભગવંતોનું તુલ્ય જ રૂપ છે.' (આમ તેમાં સિદ્ધત્વ સાધારણ ધર્મ છે. તે સઘળાય સિદ્ધોમાં અવિશિષ્ટ છે, માટે સર્વ સિદ્ધોનું તુલ્ય રૂપપણું છે.)

૦ અર્પિતનયમતમાં તો એક-બે-ત્રણ આદિ સમયસિદ્ધો પોતાના સમાનકાલીન સિદ્ધોની સાથે તુલ્ય છે. (વિશેષગ્રાહી અર્પિતનયમાં તો જેટલા એક સમય સિદ્ધભગવંતો છે, તેઓનું એક સમય સિદ્ધત્વ જો કે સામાન્યમાં છે, તો પણ તે સામાન્ય દ્વિસમય સિદ્ધોમાં, ત્રિસમય આદિ સિદ્ધોમાં વર્તતું નથી, માટે વિશેષ થાય છે. તે એક સમય સિદ્ધત્વની અપેક્ષાએ તુલ્યતા એક સમય સિદ્ધભગવંતોની જ, પરંતુ એક સમય સિદ્ધત્વના અભાવથી જ દ્વિસમય આદિ સિદ્ધોની સાથે તુલ્યતા નથી. જેટલા દ્વિસમય સિદ્ધભગવંતો છે, તેઓની એક સમય આદિ સિદ્ધ-વ્યાવૃત્ત-દ્વિસમય સિદ્ધત્વરૂપ ધર્મથી તુલ્યતા છે, પરંતુ સ્વથી અસમાન સમયવાળા સિદ્ધોની સાથે તુલ્યતા નથી. આ પ્રમાણે ત્રિસમય આદિ સિદ્ધોમાં પણ સમજવું.)

**વ્યવહારનય-નિશ્ચયનય**=લોકપ્રસિદ્ધ અર્થના અનુવાદમાં પરાયણ વ્યવહારનયનો અને તાત્ત્વિકી શાસ્ત્રમાં સિદ્ધાન્તિત જ અર્થ તાત્ત્વિક હોય છે. અર્થના સ્વીકારમાં પરાયણ

નિશ્ચયનયનો પણ પૂર્વોક્ત સાત નયોમાં જ અંતર્ભાવ થાય છે. જેમ ભ્રમરમાં પાંચેય વર્ણો હોવા છતાં 'ભ્રમર કાળો છે' એમ વ્યવહારનય માને છે. (જેમ ભ્રમરમાં પાંચેય વર્ણો શાસ્ત્રમાં પ્રતિપાદિત કરે છે, તો પણ લોકો ભ્રમરને શ્યામ તરીકે કહે છે. તે અનુસારે લોકવ્યવહારપરાયણ વ્યવહારનયથી પણ 'ભ્રમર કાળો છે' એમ કહેવાય છે.) 'પંચવર્ણી ભ્રમર છે' એમ નિશ્ચયનય કહે છે, કેમ કે-શાસ્ત્રપ્રતિપાદિત તાત્ત્વિક અર્થરૂપ પંચવર્ણને સ્વીકાર કરનાર છે.

**શંકા**–જો પંચવર્ણી ભ્રમર છે, તો શુક્લ રૂપ વગેરે પણ શ્યામ રૂપની માફક ભ્રમરના શરીરમાં ઉપલબ્ધ થવા જોઈએ! જો ઉપલબ્ધ થતાં નથી, તો શ્યામ જ વર્ણ કેમ ન માનવો જોઈએ?

**સમાધાન**–ત્યાં શુક્લ આદિ રૂપો છે જ, પરંતુ શ્યામ રૂપથી તિરોભૂત થયેલા શુક્લ આદિ રૂપો છે તેથી પ્રત્યક્ષથી દેખાતાં નથી. અનુપલબ્ધિ માત્રથી (નહિ દેખાતાં હોવા માત્રથી) તે શુક્લ આદિ રૂપોનું અવિદ્યમાનપણું નથી, કેમ કે-બાદર સ્કંધપણું હોવાથી તે ભ્રમરના શરીરમાં તે શુક્લ આદિ રૂપોનો (પંચવર્ણોનો) સદ્ભાવ (વિદ્યમાનપણું) પ્રમાણથી સિદ્ધ છે. જો તિરોભાવના પ્રભાવથી અનુપલબ્ધિ માત્રથી પણ તે શુક્લ આદિ રૂપોનું અસત્ત્વ માનવામાં આવે, તો દિવસમાં સૂર્યના કિરણોના સંબંધથી અભિભૂત થયેલા હોવાથી નક્ષત્ર, ગ્રહ આદિનું પણ અસત્ત્વ માનવું પડશે! એવી આપત્તિ આવશે.

૦ તિરોભાવ અવિદ્યમાનતા પ્રત્યે કારણ નથી. પ્રત્યુત, પ્રચ્છન્ન વિદ્યમાન તત્ત્વનું સૂચક બને છે.

૦ અથવા વિશેષ આવશ્યક ઉપદર્શિત વ્યવહારનય અને નિશ્ચયનયના વિભાગને કરે છે. એક નયમતના અર્થને ગ્રહણ કરનાર વ્યવહારનય છે. (અથવા જે કોઈ પણ દરેક નયનો મત છે, તેને વ્યવહાર સ્વીકારે છે; બીજા કોઈને સ્વીકારતો નથી. શાથી? કે જે કારણથી સઘળાય પ્રકારોથી વિશિષ્ટ સર્વનયમત સમૂહમય વસ્તુને આ સ્વીકારી શકતો નથી, કેમ કે-સ્થૂલદર્શી છે.) (સર્વનયમતના અર્થને ગ્રહણ કરનારો નિશ્ચયનય હોય છે. નિશ્ચયનય તો જે યથાભૂત, પરમાર્થથી જે વસ્તુ છે, તે વસ્તુને તે પ્રકારે જ સ્વીકારે છે.) નિશ્ચયનય સર્વમતના અર્થના ગ્રહણની અપેક્ષાએ પ્રમાણરૂપ હોવાથી નયપણાના વ્યાઘાતને નહિ પામે, કેમ કે-સર્વનયમત હોવા છતાં સ્વાર્થનો પ્રાધાન્યરૂપે નિશ્ચયનયે સ્વીકાર કરેલો છે. (જે સ્વ અભિમત જ પણ છે, તેને પ્રાધાન્યથી આ સ્વીકારે છે અને જે આ નયનો સ્વાર્થ નથી, તે સર્વનયમત પણ આ નયના સ્વીકારનો વિષય નથી. માટે આ નયનું પ્રમાણપણું નથી, કેમ કે-આ નયે સર્વનયમત પણ સ્વાર્થનો પ્રાધાન્યથી સ્વીકાર કરેલો છે.)

૦ તેમજ જ્ઞાન માત્રના પ્રાધાન્યના સ્વીકારમાં પરાયણ જ્ઞાનનયો છે. (મુક્તિ પ્રત્યે પ્રધાનતાથી જ્ઞાન જ કારણ છે. આવા સ્વીકારમાં પરાયણ, વિશિષ્ટ અભિપ્રાયરૂપ જ્ઞાનનયો છે. જ્ઞાનનયપણાએ અભિમત નૈગમ-સંગ્રહ-વ્યવહાર એમ ત્રણ જ્ઞાનનયો છે.) ક્રિયા માત્રના પ્રાધાન્યના સ્વીકારમાં પરાયણ ક્રિયાનયો છે. (મુક્તિ પ્રત્યે પ્રધાનપણાએ ક્રિયાનું જ કારણ-

પણું છે. આવા સ્વીકારમાં પરાયણ અભિપ્રાયવિશેષો ક્રિયાનયો છે. અહીં પણ ક્રિયાનય-પણાએ અભિમત ઋજુસૂત્ર-શબ્દ-સમભિરૂઢ-એવંભૂતરૂપ ચાર નયો ક્રિયાનયો છે. જે નયો જ્ઞાનનયપણાએ અભિમત છે, તેઓના મતમાં ક્રિયાના કારણપણાનો સ્વીકાર છે જ. તો પણ પ્રધાનતાએ જ્ઞાનનો જ સ્વીકાર છે, કેમ કે-'જ્ઞાન સિવાય મુક્તિ નથી' આવા વાક્યનું પ્રધાનતાથી અવલંબન છે. એક ચક્રવાળો રથ ખરેખર ચાલતો નથી, માટે સહકારિપણાએ વિશુદ્ધ ક્રિયાના આચરણથી મનની વિશુદ્ધિ છે અને તેથી સમ્યગ્જ્ઞાનનો ઉદય છે. આ હિસાબે ક્રિયાનું પૃથગ્ભાવથી કારણપણું છે. 'અજ્ઞાનથી બંધ છે,' માટે અજ્ઞાન નિવૃત્તિરૂપ મુક્તિ છે. જેઓ ક્રિયાવાદીઓ છે, તેઓ પણ મુક્તિ પ્રત્યે જ્ઞાન કારણ છે એમ માને છે, પરંતુ પ્રધાન કારણ ક્રિયા જ છે: કેમ કે-અમુક ઔષધથી અમુક વ્યાધિની ઉપશાન્તિ થાય છે-એમ જાણનાર રોગી, જો વિધિસર ઔષધનું સેવન ન કરે, તો રોગની નિવૃત્તિને પામતો નથી, માટે ક્રિયાની જ પ્રધાનતા છે એમ કહે છે.) ત્યાં ઋજુસૂત્ર આદિ ચાર નયો ચારિત્ર-લક્ષણવાળી ક્રિયાના પ્રધાનપણાને માને છે, કેમ કે-તે ક્રિયાનું જ મોક્ષપ્રતિ અવ્યવહિત (સાક્ષાત્) કારણપણું છે.

૦ નૈગમ-સંગ્રહ-વ્યવહારરૂપ જ્ઞાનનયો તો, જો કે ચારિત્ર (ચારિત્રરૂપ ક્રિયા), શ્રુત (જ્ઞાન) અને સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન)-એમ ત્રણેયમાં મોક્ષનું કારણપણું માને છે.

**શંકા**-જો આ જ્ઞાનનયો ચારિત્ર આદિ ત્રણેયનું પ્રમાણપણું માને છે, તો તેઓનું જ્ઞાનનયત્વ ક્યાંથી રહે ?

**સમાધાન**-તો પણ ચારિત્ર આદિ કારણોને વ્યસ્તરૂપે માને છે. સમસ્ત-સમુદિતરૂપે જ્ઞાનનયો માનતાં નથી. (મોક્ષત્વથી અવચ્છિન્ન કાર્યતા નિરૂપિત કારણતાવચ્છેદ વિભિન્ન ધર્મથી વિશિષ્ટ એટલે વ્યસ્તભૂત ચારિત્રાદિની જ કારણતા છે. આ પ્રમાણે હોયે છતે જ્ઞાનનું પ્રધાન તથા કારણપણું છે. તેનાથી ભિન્ન ચારિત્ર અને જ્ઞાનનું ગૌણરૂપે કારણપણું સ્વીકારે છે. જો સમુદિત ચારિત્ર આદિનું કારણપણું માને, તો તમામ ચારિત્ર આદિનું પ્રધાન કારણપણું થાય, માટે કહે છે કે-સમસ્તોનું કારણપણું જ્ઞાનનયો માનતાં નથી. સમુદિત કારણપણાનો સ્વીકાર હોયે છતે જ તેઓનું પ્રમાણપણું થાય ! તે તો તેઓમાં નથી, માટે પ્રમાણપણું નથી.)

**શંકા**-નૈગમ આદિ નયો શાથી સમસ્તોનું કારણપણું માનતાં નથી ?

**સમાધાન**-આ નૈગમાદિ જ્ઞાનનયોના મતમાં જ્ઞાન આદિ ત્રણથી જ (એવકારથી) એક એક જ્ઞાનાદિનો વ્યવચ્છેદ સમજવો. મોક્ષ છે, એવા નિયમ(વ્યવસ્થા)નો અભાવ છે. અન્યથા, જો 'જ્ઞાનાદિ ત્રણથી જ મોક્ષ છે' આવા નિયમનો સ્વીકાર કરવામાં આવે, તો નયપણાની હાનિનો પ્રસંગ છે (નયરૂપે તે ટકી શકતાં નથી), જેથી નયો છે માટે વ્યસ્તરૂપે માને છે એમ જોવું.

૦ બીજો સબળ હેતુ એવો છે કે-સમુદિત જ્ઞાન આદિ ત્રણથી જ મોક્ષ છે, પરંતુ વ્યસ્ત પ્રત્યેક જ્ઞાનાદિથી મોક્ષ નથી. આવો સમુદાયવાદ સ્થિતપક્ષ હોવાથી પ્રમાણુવાદરૂપ છે. (સમ્યગ્જ્ઞાન-સમ્યગ્દર્શન-સમ્યક્ચારિત્રરૂપ રત્નત્રયીથી જ મોક્ષ છે, આવા જૈનીય સિદ્ધાન્તપક્ષમાં સમુદિત પૂર્વોક્ત રત્નત્રયીનું જ મોક્ષ પ્રત્યે એક હેતુત્વ પર્યાપ્ત છે.)

नन्वेषु नयेषु सर्वेषां समानविषयत्वमुत न्यूनाधिकविषयत्वं वेत्यत्र शुद्धाशुद्धत्वाभिप्रायत आह—

**नैगमो भावाभावविषयकः सङ्ग्रहस्सर्वभावविषयकः, व्यवहारः कालत्रयवृत्तिकतिपयभावप्रकारप्रख्यापकः, वर्त्तमानक्षणमात्रस्थायिपदार्थविषय ऋजुसूत्रः, कालादिभेदेन भिन्नार्थविषयश्शब्दनयः, व्युत्पत्तिभेदेन पर्यायशब्दानां भिन्नार्थतासमर्थनपरस्समभिरूढः, क्रियाभेदेन विभिन्नार्थतानिरूपणपर एवम्भूतनय इत्युत्तरोत्तरनयापेक्षया पूर्वपूर्वनयस्य महाविषयत्वं बोध्यम् ।।सूत्र-१६।।**

**नैगम इति ।** भावाभावभूमिकत्वत्सङ्ग्रहापेक्षया नैगमो बहुविषय इति भावः, सद्विशेषप्रकाशकव्यवहारापेक्षया समस्तसत्समूहोपदर्शकस्य सङ्ग्रहस्य बहुविषयत्वमित्याह सङ्ग्रह इति । वर्त्तमानविषयावलम्बिन ऋजुसूत्रात्कालत्रयवर्त्यर्थजातावलम्बिनो व्यवहारस्य बहुविषयत्वमित्याह व्यवहार इति, कालादिभेदेन भिन्नार्थोपदेशकशब्दापेक्षया तद्विपरीतवेदकः ऋजुसूत्रो भूमविषय इत्यत्राह वर्त्तमानेति, न केवलं कालादिभेदेनैवर्जुसूत्रादल्पार्थता शब्दस्य, किन्तु नामादितोऽपि, शब्दो हि नामस्थापनाद्रव्यभावरूपचतुर्विधनिक्षेपेषु भावघटमेव व्यवहर्त्तव्यं मन्यते शब्दार्थप्रधानतया तस्यैव जलाहरणादिक्रियाक्षमत्वात्, यद्वा सप्तधर्मार्पणादस्य विशेषः, ऋजुसूत्रस्य हि प्रत्युत्पन्नोऽविशेषित एव घटोऽभिप्रेतः, शब्दनयस्तु सद्भावासद्भावादिभिरर्पितस्यै स्याद्घटः स्यादघटः, स्यादवक्तव्यः स्यात् संश्चासंश्चोभयं, स्यात्सन्न वक्तव्यः, स्यादसन्नवक्तव्यः, स्यात्सन्नसन्नवक्तव्य इति स्याद्वाददृष्टभेदं घटादिकमर्थं यथाविवक्षितमेकेन केनापि भङ्गेन विशेपिततरं प्रतिपद्यते नयत्वादिति विशेषः । प्रतिपर्यायशब्दमर्थभेदमभीप्सतस्समभिरूढाच्छब्दो बहुविषय इत्याह कालादीति, आदिना कारकलिङ्गादीनां परिग्रहः । प्रतिक्रियं विभिन्नमर्थं प्रतिजानानादेवम्भूतात्समभिरूढस्तदन्यथार्थस्थापकत्वाद्बहुविषय इत्याह व्युत्पत्तिभेदेनेति, एवम्भूतविषयं दर्शयन्निगमयति क्रियाभेदेनेति ।।

શું આ નયોમાં સઘળા નયો સમાન વિષયવાળા છે કે ન્યૂન કે અધિક વિષયવાળા છે ? આવી શંકાના સમાધાનમાં શુદ્ધત્વ અને અશુદ્ધત્વના અભિપ્રાયથી કહે છે કે-

## ભાવાભાવ વિષયક નયો.

**ભાવાર્થ**-"નૈગમનય ભાવ અને અભાવના વિષયવાળો છે, સંગ્રહનય સર્વભાવવિષયવાળો છે, વ્યવહારનય ત્રણ કાળમાં વર્ત્તમાન કેટલાક ભાવપ્રકારને જણાવનારો છે, ઋજુસૂત્રનય વર્ત્તમાન ક્ષણ માત્રમાં રહેનાર પદાર્થના વિષયવાળો છે, શબ્દનય કાળ આદિના ભેદથી

१. ऊर्ध्वग्रीवकपालकुक्षिबुध्नादिभिः स्वपर्यायैरसद्भावेनार्पितश्चेत् स्याद्घटः, पटादिगतैः परपर्यायैरसद्भावेनार्पितः स्यादघटो भवति । स्वपरोभयपर्यायैः सदसद्भावाभ्यामर्पितो युगपद्वक्तुमिष्टश्चेदवक्तव्यो भवतीत्येवं बोध्यः ।।

ભિન્ન અર્થના વિષયવાળો છે, સમભિરૂઢનય વ્યુત્પત્તિના ભેદથી પર્યાયશબ્દોના અર્થભેદના સમર્થનમાં પરાયણ છે, એવંભૂતનય ક્રિયાના ભેદથી અર્થભેદના નિરૂપણમાં પરાયણ છે. એમ ઉત્તર ઉત્તરનયની અપેક્ષાએ પૂર્વપૂર્વ નયનું મહા (બહુ) વિષયપણું જાણવું."

**વિવેચન**–નૈગમનય ભાવ અને અભાવના વિષયવાળો હોઈ સંગ્રહનયની અપેક્ષાએ બહુવિષયવાળો છે.

૦ સદ્‌વિશેષનો (કેટલાક સત્ પ્રકારોનો) પ્રકાશ કરનાર વ્યવહારનયની અપેક્ષાએ સમસ્ત સત્‌ના સમૂહના ઉપદર્શક સંગ્રહનું બહુવિષયપણું છે. માટે કહે છે કે–'सङ्ग्रहं' इति। અર્થાત્ સંગ્રહ સર્વભાવના વિષયવાળો છે.

૦ વર્ત્તમાન વિષયના અવલંબી ઋજુસૂત્ર કરતાં ત્રણ કાળમાં વર્ત્તમાન પદાર્થના સમૂહનો અવલંબી વ્યવહારનય બહુવિષયવાળો છે. માટે કહે છે કે–'व्यवहार' इति। અર્થાત્ વ્યવહારનય ત્રણ કાળવર્તી કેટલાક ભાવપ્રકારોનો પ્રકાશક છે.

૦ કાળ આદિના ભેદથી અર્થભેદના ઉપદેશક શબ્દનયની અપેક્ષાએ તદ્ વિપરીત વેદક (કાળ આદિના ભેદથી અભિન્ન અર્થનો બોધક) ઋજુસૂત્રનય બહુવિષયવાળો છે. માટે કહે છે કે–'वर्तमान' इति। અર્થાત્ વર્ત્તમાન ક્ષણ માત્ર સ્થાયી પદાર્થના વિષયવાળો ઋજુસૂત્રનય છે.

૦ કેવળ કાળ આદિના ભેદથી જ ઋજુસૂત્રનય કરતાં શબ્દનયની અલ્પવિષયતા નથી, પરંતુ નામ આદિથી પણ અલ્પવિષયતા છે.

ખરેખર, શબ્દનય, નામ–સ્થાપના–દ્રવ્ય–ભાવરૂપ ચાર પ્રકારના નિક્ષેપાઓમાં માત્ર ભાવઘટને જ વ્યવહારના વિષય તરીકે માને છે, કેમ કે–શબ્દાર્થ પ્રધાનપણાએ તે ભાવ-ઘટ જ જલ આહરણ આદિ ક્રિયામાં સમર્થ છે. અથવા વિશેષાવશ્યક કથનની અપેક્ષાએ સપ્તધર્મરૂપ સપ્તભંગીના અર્પણથી (માન્યતાથી) આ શબ્દનયમાં વિશેષ છે. ખરેખર, ઋજુસૂત્રનય વર્ત્તમાનકાલીન અવિશેષિત ઘટને જ માને છે. પરંતુ શબ્દનય તો સદ્‌ભાવ–અસદ્‌ભાવ આદિથી અર્પિત–વિવક્ષિત ભાવઘટ, (ઉર્ધ્વગ્રીવા–કપાલ–કુક્ષિ–બુધ્ન આદિ રૂપ સ્વપર્યાયોથી–સદ્‌ભાવથી વિશેષિત–વિવક્ષિત જો છે, તો સ્યાદ્ ઘટ–પટ આદિગત પરપર્યાયોથી –અસદ્‌ભાવથી સ્યાદ્ અઘટ થાય છે. સ્વ–પર ઉભય પર્યાયોથી, સદ્–અસદ્‌ભાવથી અર્પિત એકીસાથે કહેવાને ઇષ્ટ જો છે, તો અવક્તવ્ય થાય છે એમ જાણવું.) સ્વપર્યાયોથી–સદ્-ભાવથી, પરપર્યાયોથી–અસદ્‌ભાવથી, ઉભય પર્યાયોથી–ઉભયથી, અર્પિત–વિશેષિત ઘટ, સ્યાદ્-ઘટઃ, સ્યાદ્ અઘટ, સ્યાદ્ ઘટાઘટાવક્તવ્ય, સ્યાદ્ સત્‌ઘટઃ–અસત્‌ઘટઃ (ઘટાઘટોભય), સ્યાદ્-સનઘટઃ અવક્તવ્ય, સ્યાદ્ અસન્‌ઘટઃ અવક્તવ્ય, સ્યાદ્ સન્–અસન્ ઘટાઘટોભયં અવ્યક્તવ્ય ઈત્યાદિ રૂપ સપ્તભંગીને સ્વીકારે છે. તેથી આ પ્રમાણે સ્યાદ્‌વાદથી દૃષ્ટ (પ્રત્યક્ષભૂત) સાત ભેદવાળા ઘટ આદિ પદાર્થોને વિવક્ષા અનુસારે કોઈ એક પણ ભંગથી વિશેષિતતર ઘટા-દિરૂપ પદાર્થને આ શબ્દનય સ્વીકારે છે, કેમ કે–આ નય છે, માટે વિશેષ છે. અર્થાત્

ઋજુસૂત્રનય કરતાં વિશેષિતતર વસ્તુગ્રાહી હોવાથી વિશેષ છે. સ્યાદ્વાદીઓ તો સંપૂર્ણ સપ્તભંગીઆત્મક પણ પદાર્થને સ્વીકારે છે.

**શંકા**–સપ્તભંગીના સ્વીકારમાં ઋજુસૂત્રનું સ્યાદ્વાદિપણું જ થાય! નયપણું ન થાય! કેમ કે–સંપૂર્ણ અર્થનો ઉપદર્શક હોઈ તેના એકદેશ માત્રના ઉપદર્શકપણાનો અભાવ છે ને?

**સમાધાન**–જો કે આવા સંપૂર્ણ સપ્તભંગીથી પરિકરિત વસ્તુને સ્યાદ્વાદીઓ જ સ્વીકારે છે, તો પણ ઋજુસૂત્રે કરેલ આ ઘટાદિના સ્વીકારની અપેક્ષાએ અન્યતર (કોઈ એક) ભંગથી વિશેષિતતર ઘટાદિ પદાર્થનો સ્વીકાર (પ્રતીતિ) આ શબ્દનયમાં અદુષ્ટ છે, માટે કોઈ દોષ નથી. આ પ્રમાણે વિશેષાવશ્યકકાર આદિ બોલે છે.

૦ પ્રત્યેક પર્યાયશબ્દના અર્થભેદને માનનાર સમભિરૂઢનય કરતાં શબ્દનય બહુવિષયવાળો છે. માટે કહે છે કે–'कालादी'ति। અર્થાત્ કાળ આદિના (અહીં આદિ પદથી કારક-લિંગ આદિનું ગ્રહણ છે.) ભેદથી અર્થભેદના વિષયવાળો શબ્દનય છે.

૦ ક્રિયાએ ક્રિયાએ અર્થભેદને માનનારા એવંભૂતનય કરતાં સમભિરૂઢનય તેનાથી અન્યથા અર્થ(તે ક્રિયાના ભેદથી પણ અભિન્ન ભાવ–અર્થ)નો સ્થાપક હોવાથી બહુવિષયવાળો છે. માટે કહે છે કે–'व्युत्पत्तिभेदेने'ति। અર્થાત્ વ્યુત્પત્તિના ભેદથી પર્યાયશબ્દોના અર્થભેદનો સમર્થક સમભિરૂઢનય છે. એવંભૂતનયના વિષયને દર્શાવતાં ઉપસંહાર કરે છે કે–'क्रियाभेदेने'ति। અર્થાત્ ક્રિયાના ભેદથી અર્થભેદના નિરૂપણમાં પરાયણ એવંભૂતનય છે.

एवं नयस्वरूपे निरूपितेऽर्थतस्स्फुटमपि सुलभतया दुर्नयस्वरूपं बुबोधयिषया नयाभासान् क्रमेणाह–

**धर्मद्वयधर्मिद्वयधर्मधर्मिद्वयानां सर्वथा पार्थक्याभिप्रायो नैगमाभासः, यथा वह्निपर्वतवृत्तित्वयोरनित्यज्ञानयो रूपनैल्ययोरात्मवृत्तिसत्त्वचैतन्ययोः काठिन्यवद्द्रव्यपृथिव्यो रूपवद्द्रव्यमूर्त्तयोः पर्यायवद्द्रव्यवस्त्वोर्ज्ञानात्मनोर्नित्यसुखमुक्तयोः क्षणिकसुखविषयासक्तजीवयोश्च सर्वथा भेदाभिप्रायः। वैशेषिकनैयायिकयोर्दर्शनमेतदाभास एव ॥सूत्र–१७॥**

धर्मद्वयेति । पूर्वोक्तैतद्दृष्टान्तेष्वैकान्तिकपार्थक्याभिसन्धिश्चेन्नैगमाभासस्स्यादित्याशयेन तमेव दर्शयति यथेति, वह्निपर्वतवृत्तित्वयोरिति सर्वथा भेदाभिप्राय इत्यग्रेतनेन सम्बध्यते, एवमग्रेऽपि । पर्वते पर्वतीयवह्निरित्यत्र तयोस्सर्वथा भेदाभिप्रायश्चेत्तदा धर्मद्वयविषयको नैगमाभास इति भावः । अनित्यज्ञानमात्मन इत्यत्रानित्यज्ञानयोस्सर्वथा पार्थक्याभिसन्धौ धर्मद्वयविषयकनैगमाभास इत्याहानित्येति । घटे नीलं रूपमित्यादौ नैल्यरूपयोरेकान्तभेदाभिप्राये धर्मद्वयविषयकनैगमाभास इत्याह रूपेति । सच्चैतन्यमात्मनीत्यादौ प्रधानोपसर्जनभावेन चैतन्याख्यसत्त्वाख्यव्यञ्जनपर्याययोर्धर्मद्वयगोर्विवक्षगे नैगमत्वेऽपि तयोरेकान्तभेदेनोक्तिर्नयाभासरूपा स्यादित्याह–आत्मवृत्तीति । काठिन्यवद्द्रव्यं पृथिवीत्यादौ धर्मिद्वययोः काठिन्यवद्द्रव्यपृथिव्योस्सर्वथा पार्थक्येन कथने नैगमाभास इत्याह काठिन्येति । रूपवद्द्रव्यं मूर्तमित्यादौ

धर्मिद्वययो रूपद्द्रव्यमूर्त्तयोस्सर्वथा भेदाभिप्राये तथेत्याह रूपवदिति । पर्यायवद्द्रव्यमित्यत्रापि तथेत्याह पर्यायवदिति । ज्ञानवानात्मा, नित्यसुखी मुक्तः, क्षणिकसुखी विषयासक्तजीव इत्यादि धर्मधर्म्युभयविषयके सर्वथा भेदाभिप्राये नैगमाभासत्वं स्यादित्याह ज्ञानेति । कस्य दर्शनमेतन्नयाभासरूपमित्यत्राह वैशेषिकेति ॥

આ પ્રમાણે નયના સ્વરૂપનું નિરૂપણ થયે છતે, અર્થથી સ્પષ્ટ છતાં સુલભપણાએ દુર્નયના સ્વરૂપને જણાવવાની ઇચ્છાથી નયાભાસોને ક્રમથી કહે છે કે–

## નયાભાસ.

**ભાવાર્થ**–"બે ધર્મોનો, બે ધર્મીનો અને બે ધર્મ–ધર્મીનો સર્વથા પૃથક્પણાનો અભિપ્રાય, એ 'નૈગમાભાસ' કહેવાય છે. જેમ વહ્નિ અને પર્વતવૃત્તિત્વનો, અનિત્યજ્ઞાનનો, રૂપ અને નીલતાનો, આત્મવૃત્તિ સત્ત્વ અને ચૈતન્યનો, કાઠિન્યવદ્ દ્રવ્ય અને પૃથિવીનો, રૂપવદ્ દ્રવ્ય અને મૂર્ત્તનો, પર્યાયવદ્ દ્રવ્ય અને વસ્તુનો, જ્ઞાન અને આત્માનો, નિત્ય સુખ અને મુક્તનો, તેમજ ક્ષણિક સુખ અને વિષયાસક્ત જીવનો સર્વથા ભેદનો અભિપ્રાય. વૈશેષિક અને નૈયાયિકનું દર્શન આ નૈગમાભાસરૂપ જ છે."

**વિવેચન**–પૂર્વકથિત આ દૃષ્ટાન્તોમાં જ ઐકાન્તિક પૃથક્પણાનો અભિપ્રાય જો છે, તો નૈગમાભાસ થાય. એવા આશયથી તેને જ દર્શાવે છે કે–'यथे'ति–'वह्निपर्वतवृत्तित्वयो' इति । 'सर्वथा भेदाभिप्राय'–આવા આગળના વાક્યની સાથે સંબંધીત કરાય છે. એ પ્રમાણે આગળ ઉપર પણ સમજવું.

○ 'પર્વતમાં પર્વતીય વહ્નિ'–આ સ્થળમાં તે બંનેનો સર્વથા ભેદનો અભિપ્રાય જ્યારે છે, ત્યારે ધર્મદ્વયના વિષયવાળો નૈગમાભાસ છે એમ જાણવું.

○ 'અનિત્યજ્ઞાન આત્માનું છે'–આ સ્થળમાં અનિત્ય અને જ્ઞાનનો સર્વથા ભેદના અભિપ્રાયમાં બે ધર્મના વિષયવાળો નૈગમાભાસ છે. માટે કહે છે કે–'अनित्ये'ति ।

○ 'ઘટમાં નીલ રૂપ છે,' ઇત્યાદિ સ્થળમાં નીલતા અને રૂપમાં એકાન્તે ભેદનો અભિપ્રાય હોયે છતે બે ધર્મના વિષયવાળો નૈગમાભાસ છે. માટે કહે છે કે–'रूपे'ति ।

○ 'સત્ અને ચૈતન્ય આત્મામાં છે,' ઇત્યાદિ સ્થળમાં ગૌણ–મુખ્યભાવથી ચૈતન્યનામક અને સત્ત્વનામક વ્યંજન–પર્યાયરૂપ બે ધર્મોની વિવક્ષામાં નૈગમપણું હોવા છતાં, તે બંનેનું એકાન્તે ભેદથી કથન નયાભાસરૂપ થાય. માટે કહે છે કે–'आत्मवृत्ति'ति ।

○ 'કાઠિન્યવાળું દ્રવ્ય પૃથિવી છે,' ઇત્યાદિ સ્થળમાં કાઠિન્યવાળું દ્રવ્ય અને પૃથિવીરૂપ બંને ધર્મીના સર્વથા પૃથક્પણાના કથનમાં નૈગમાભાસ છે. માટે કહે છે કે–'काठिन्ये'ति ।

○ 'રૂપવાળું દ્રવ્ય મૂર્ત્ત છે,' ઇત્યાદિ સ્થળમાં રૂપવાળું દ્રવ્ય અને મૂર્ત્તરૂપ બંને ધર્મીના સર્વથા ભેદના અભિપ્રાયમાં નૈગમાભાસ છે. માટે કહે છે કે–'रूपवदि'ति ।

○ 'પર્યાયવાળું દ્રવ્ય વસ્તુ છે'–આવા સ્થળમાં તે પ્રમાણે–પૂર્વની માફક સમજવું. માટે કહે છે કે–'पर्यायवदि'ति ।

૦ 'જ્ઞાનવાળો આત્મા છે'–'નિત્ય સુખી મુક્ત છે'–'ક્ષણિક સુખી વિષયાસક્ત જીવ છે,' ઇત્યાદિ ધર્મ અને ધર્મીના ઉભય વિષયવાળા સ્થળમાં સર્વથા ભેદના અભિપ્રાયમાં નૈગમાભાસપણું છે. માટે કહે છે કે–'ज्ञाने'ति ।

૦ કોનું દર્શન આ નયાભાસરૂપ છે? આના જવાબમાં કહે છે કે–'वैशेपिके'ति ।

सङ्ग्रहाभासमाचष्टे—

**परसामान्यमपरसामान्यं वाभ्युपगम्य तद्विशेपनिराकरणाभिप्रायस्सङ्ग्रहनयाभासः । यथा जगदिदं सदेव तद्व्याप्यधर्मानुपलम्भादिति । अद्वैतसांख्यदर्शने एतदाभासरूपे । एवं द्रव्यमेव तत्त्वं तद्विशेपाणामदर्शनादित्याद्योऽभिप्रायविशेपाः ॥सूत्र-१८॥**

**परसामान्यमिति** । स्पष्टम्, दृष्टान्तमाह यथेति, तद्व्याप्येति, ततः पृथग्भूतानां तद्व्याप्यानां विशेपधर्माणामदर्शनादिति हेतुना विशेपधर्मनिराकरणाभिप्रायस्य व्यक्ततया परसङ्ग्रहाभासत्वमिति भावः, अखिलान्यद्वैतदर्शनानि सांख्यदर्शनश्चात्रान्तर्भवन्तीत्याहाद्वैतेति । अपरसङ्ग्रहाभासमाहैवमिति ॥

**સંગ્રહાભાસ.**

**ભાવાર્થ**–"પરસામાન્ય કે અપરસામાન્યને સ્વીકારી તેના વિશેષના નિરાકરણનો અભિપ્રાય, એ 'સંગ્રહનયાભાસ' કહેવાય છે. જેમ આ જગત્ સત્ જ છે, કેમ કે–તેના વ્યાપ્યભૂત ધર્મોનું અદર્શન છે. અદ્વૈતદર્શન અને સાંખ્યદર્શન અપરસંગ્રહાભાસરૂપ છે. આ પ્રમાણે દ્રવ્યત્વ જ તત્ત્વ છે, કેમ કે–તેના વિશેષભૂત ધર્મ આદિ દ્રવ્યોનું અદર્શન છે. ઇત્યાદિ અપરસંગ્રહાભાસ આદિ અભિપ્રાયવિશેષ છે."

**વિવેચન**–સ્પષ્ટ છે. દૃષ્ટાન્તને કહે છે કે–'यथे'ति, 'तद्व्याप्ये'ति । તે સત્તાત્મક તત્ત્વથી પૃથગ્ભૂત તેના વ્યાપ્યભૂત વિશેષોનું અદર્શન છે. એવા હેતુથી વિશેષધર્મનિરાકરણના અભિપ્રાયનું વ્યક્તરૂપે પરસંગ્રહાભાસપણું છે એવો ભાવ છે. આ પરસંગ્રહાભાસમાં સમસ્ત અદ્વૈતદર્શનો અને સાંખ્યદર્શન અંતર્ભૂત થાય છે. માટે કહે છે કે–'अद्वैते'ति । અપરસંગ્રહાભાસને કહે છે કે–'एवमि'ति ।

व्यवहाराभासमाचष्टे—

**काल्पनिकद्रव्यपर्यायाभिमन्ता व्यवहाराभासः । यथा चार्वाकदर्शनम्, तत्र हि काल्पनिकभूतचतुष्टयविभागो दृश्यते, प्रमाणसम्पन्नजीव द्रव्यपर्यायादिविभागस्तिरस्क्रियते ॥सूत्र-१९॥**

**काल्पनिकेति** । अपारमार्थिकद्रव्यपर्यायविभागाभिप्राय इत्यर्थः । उदाहरति यथेति, चार्वाको हि प्रमाणप्रतिपन्नं जीवद्रव्यपर्यायादिप्रविभागं कल्पनारोपितत्वेनापह्नुत्याविचारितरमणीयं भूतचतुष्टयप्रविभागमात्रं स्थूललोकव्यवहारानुयायितया समर्थयतीत्याशयमाह तत्र हीति चार्वाकदर्शने हीत्यर्थः ॥

**વ્યવહારાભાસ.**

**ભાવાર્થ**–"કાલ્પનિક દ્રવ્ય અને પર્યાયને માનનારો 'વ્યવહારાભાસ' કહેવાય છે. જેમ

કે-ચાર્વાકદર્શન. ખરેખર, તે ચાર્વાકદર્શનમાં કાલ્પનિક ચાર ભૂતોનો વિભાગ દેખાય છે. પ્રમાણુસંપન્ન જીવના દ્રવ્યપર્યાયાદિના વિભાગનો તિરસ્કાર કરાય છે."

**વિવેચન**-અપારમાર્થિક (અપ્રમાણિક) દ્રવ્યપર્યાયના વિભાગના અભિપ્રાયવાળો 'વ્યવહાર-નયાભાસ' કહેવાય છે. ઉ. ત. ખરેખર, ચાર્વાક, પ્રમાણપ્રતિપન્ના (પ્રામાણિક) જીવના દ્રવ્ય-પર્યાય આદિ વિભાગનો કલ્પનાથી આરોપિત હોઈ અપહ્નવ કરી નથી વિચાર્યું. ત્યાં સુધી રમણીયભાસતા ચાર ભૂતોના પ્રવિભાગ માત્રને સ્થૂલ લોકવ્યવહારનો અનુયાયી હોઈ સમર્થન કરે છે. આવા આશયથી કહે છે કે-'तत्रही'ति । ખરેખર, તે ચાર્વાકદર્શનમાં ઈત્યાદિ.

ऋजुसूत्रनयाभासमाह—

**कालत्रयस्थायिपदार्थव्युदसनपूर्वकं वर्त्तमानक्षणमात्रवृत्तिपर्यायावलम्बनाभिप्राय ऋजुसूत्रनयाभासः। यथा बौद्धदर्शनम्, बुद्धो हि क्षणमात्रस्थायिनमेव पदार्थं प्रमाणतया स्वीकरोति, तदनुगामिप्रत्यभिज्ञाप्रमाणसिद्धमेकं स्थिरभूतं द्रव्यं नाभ्युपैति ॥सूत्र-२०॥**

कालत्रयेति । उदाहरति यथेति, तथागतो हि प्रतिक्षणविनश्वरपर्यायानेव पारमार्थिकतया समर्थयते तदनुगामि तु प्रत्यभिज्ञादिप्रमाणसिद्धं नित्यं द्रव्यं तिरस्कुरुतेऽतस्तन्मतमृजुसूत्राभास इत्याह बुद्धो हीति ॥

### ઋજુસૂત્રનયાભાસ.

**ભાવાર્થ**-"ત્રણેય કાળમાં રહેનાર દ્રવ્યરૂપ પદાર્થના ખંડનપૂર્વક, વર્ત્તમાન ક્ષણ માત્ર વૃત્તિ પર્યાયના અવલંબનના અભિપ્રાયવાળો 'ઋજુસૂત્રનયાભાસ' કહેવાય છે. જેમ કે-બૌદ્ધ-દર્શન. ખરેખર, બુદ્ધ ક્ષણ માત્ર સ્થાયી જ પદાર્થને પ્રમાણરૂપે સ્વીકારે છે. તેને અનુસરનાર પ્રત્યભિજ્ઞાનરૂપ પ્રમાણથી સિદ્ધ એક સ્થિરભૂત દ્રવ્યને સ્વીકારતો નથી."

**વિવેચન**-ઋજુસૂત્રનયાભાસનું ઉદાહરણ આપે છે કે-'यथे'ति । ખરેખર, બુદ્ધ ક્ષણે ક્ષણે વિનાશી પર્યાયોને જ પારમાર્થિકરૂપે માને છે. તે પર્યાયાનુગામી (તે પર્યાયોના આધાર-ભૂત) પ્રત્યભિજ્ઞાન આદિ પ્રમાણથી પ્રસિદ્ધ નિત્ય (ત્રિકાળસ્થાયી) દ્રવ્યનો તિરસ્કાર કરે છે, માટે આ મત ઋજુસૂત્રનયાભાસરૂપ છે. એટલે કહે છે કે-'बुद्धोही'ति ।

शब्दानयभासमाह—

**कालादिभेदेन शब्दस्य भिन्नार्थवाचित्वमेवेत्यभेदव्युदसनाभिप्रायः शब्दनयाभासः। यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादौ भूतवर्त्तमानभविष्यत्कालीनान् भिन्नभिन्नानेव प्रमाणविरुद्धान् रत्नसानूनभिदधति तत्तच्छब्दा इत्याद्यभिप्रायः ॥सूत्र-२१॥**

कालादिभेदेनेति । दृष्टान्तमाह यथेति, भिन्नकालशब्दात्वात्तादृक्सिद्धान्यशब्दवद्बभूव भवति भविष्यति सुमेरुरित्यादयः शब्दा भिन्नार्थमेवाभिदधति इत्येवं प्रमाणविरुद्धाभिप्रायत्वाच्छब्दाभास इति भावः ॥

## શબ્દનયાભાસ.

**ભાવાર્થ**–"કાળ આદિના ભેદથી શબ્દોનો અર્થભેદ જ છે, એમ અભેદના ખંડનનો અભિપ્રાય, એ 'શબ્દનયાભાસ' કહેવાય છે. જેમ કે–સમેરૂ થયો, છે અને થશે. ઈત્યાદિમાં ભૂત–ભવિષ્ય–વર્ત્તમાનકાળવતીં અલગ અલગ પ્રમાણુથી વિરૂદ્ધ તે તે શબ્દો મેરૂપર્વતને કહે છે. ઈત્યાદિ અભિપ્રાય."

**વિવેચન**–દૃષ્ટાન્તને કહે છે કે–'યથે'તિ। ભિન્ન કાળવાળો શબ્દ હોઈ, તેવા સિદ્ધ શબ્દની માફક 'થયો, છે, હશે મેરૂ' ઈત્યાદિ શબ્દો અર્થના ભેદને કહે છે. માટે આ પ્રમાણે પ્રમાણુથી વિરૂદ્ધ અભિપ્રાય હોવાથી 'શબ્દાભાસ' કહેવાય છે.

समभिरूढनयाभासमाह—

**पर्यायशब्दानां निरुक्तिभेदेन भिन्नार्थत्वमेव न त्वर्थगतोऽभेदोऽपीति योऽभिप्रायः स समभिरूढनयाभासः। यथा शक्रपुरन्दरेन्द्रशब्दानां भिन्नाभिधेयत्वमेव भिन्नशब्दत्वादित्यभिप्रायः ॥सूत्र–२२॥**

**पर्यायशब्दानामिति।** दृष्टान्तमाह यथेति, करिकुरङ्गशब्दवद्भिन्नशब्दत्वाच्छक्रादिशब्दानां भिन्नार्थत्वमेव न त्वेकार्थतेत्यभिप्रायः समभिरूढनयाभास इति भावः॥

## સમભિરૂઢનયાભાસ.

**ભાવાર્થ**—"પર્યાયવાચક શબ્દોનો વ્યુત્પત્તિના ભેદથી અર્થનો ભેદ જ છે, અર્થગત અભેદ પણ નથી. આવો જે અભિપ્રાય, તે 'સમભિરૂઢનયાભાસ' છે. જેમ શક્ર–પુરન્દર–ઈન્દ્ર આદિ શબ્દોનો અર્થભેદ જ, કેમ કે–ભિન્ન શબ્દ છે. એવો એવો અભિપ્રાય."

**વિવેચન**–દૃષ્ટાન્તને કહે છે કે–'યથે'તિ કરી–કુરંગ–તુરંગ શબ્દની માફક ભિન્ન શબ્દ હોવાથી શક્ર આદિ પર્યાયશબ્દોનો અર્થભેદ જ છે, પરંતુ એક અર્થ નહિ. આવો અભિપ્રાય, એ 'સમભિરૂઢનયાભાસ' કહેવાય છે.

एवम्भूतनयाभासमाह—

**प्रवृत्तिनिमित्तक्रियाविरहितमर्थं शब्दवाच्यतया सर्वथाऽनभ्युपगच्छन्नभिप्रायविशेष एवम्भूतनयाभासः। यथा घटनक्रियाविरहितघटादेर्घटादिशब्दवाच्यत्वव्युदासाभिप्राय इति ॥सूत्र–२३॥**

**प्रवृत्तिनिमित्तेति।** स्वव्युपत्तिनिमित्तक्रियाविशिष्टं वस्तु ध्वनिवाच्यतया प्रतिजानानोऽपि यः परामर्शस्तदनाविष्टं तदवाच्यतया प्रतिक्षिपति न तूपेक्षते स एवम्भूतनयाभास इति भावः, व्युत्पत्तिनिमित्तस्यैव प्रवृत्तिनिमित्तत्वमस्य मतमिति द्योतयितुं प्रवृत्तिनिमित्तेत्युक्तम्। निदर्शनमस्याह यथेति, एवमेव द्रव्यमात्रग्राही पर्यायप्रतिक्षेपी द्रव्यार्थिकाभासः, पर्यायमात्रग्राही द्रव्यप्रतिक्षेपी पर्यायार्थिकाभासः, अर्थाभिधायी शब्दप्रतिक्षेपी अर्थनयाभासः, शब्दाभिधाय्यर्थप्रतिक्षेपी शब्दनयाभासः, अर्पितमभिदधा-

नोऽनर्पितं प्रतिक्षिपन्नर्पितनयाभासः, अनर्पितमभिप्रयन्नर्पितं प्रतिक्षिपन्ननर्पितनयाभासः, एवमेव निश्चय-नयाभासादिकं भाव्यम् ॥

ननु यद्येकैकधर्मसमर्थनपरायणाश्शेषधर्मतिरस्कारकारिणोऽभिप्राया दुर्नयतां प्रतिपद्यन्ते तदा वचनमप्येकधर्मकथनद्वारेण प्रवर्त्तमानं सावधारणत्वाच्छेषधर्मप्रतिक्षेपकार्य्यलीकमापद्यते, ततश्चानन्तधर्माध्यासितवस्तुसन्दर्शकमेव वचनं यथावस्थितार्थप्रतिपादकत्वात्सत्यम् न चैवं वचनप्रवृत्तिः, घटोऽयं शुक्लो मूर्त इत्याद्येकैकधर्मप्रतिपादननिष्ठतया व्यवहारे शब्दप्रयोगदर्शनात्, सर्वधर्माणां यौगपद्येन वक्तुमशक्यत्वात्, तदभिधायकानामप्यानन्त्यात् । न चैकैकधर्मसन्दर्शकत्वेऽप्यमूनि वचनान्यलीकानि वक्तुं पार्यन्ते, समस्तशब्दव्यवहारोच्छेदप्रसङ्गात् । तदलीकत्वे ततः प्रवृत्त्यसिद्धेश्चेति चेदत्रोच्यते, द्विविधा वस्तुप्रतिपादकाः लौकिकास्तत्त्वचिन्तकाश्चेति, अर्थित्वेन प्रत्यक्षादिप्रसिद्धमर्थं लौकिकास्तावन्मध्यस्थभावेन व्यवहारकाले व्यपदिशन्ति, नीलमुत्पलं सुगन्धि कोमलमिति, न तु तद्धर्मिगतधर्मान्तरग्रहणनिराकरणयोराद्रियन्ते, अनर्थित्वात्, तावतैव विवक्षितव्यवहारपरिसमाप्तेः । न च तद्वचनानामलीकता, शेषधर्मान्तरानिराकरणात् तथात्व एवालीकत्वात् । न च सर्वं वचनं सावधारणमिति न्यायेन तेषामपि वचनानामितरधर्मतिरस्कारत्वसिद्धेरलीकत्वमेव स्यादिति वाच्यम्, अवधारणस्य तदसंभवमात्रव्यवच्छेदे व्यापारात्, अनेकपुरुषसम्पूर्णे सदसि द्वारादौ स्थितस्य किमत्र देवदत्तस्समस्ति नास्तीति वा दोलायमानबुद्धेः केनचिदभिधीयते यथा देवदत्तोऽस्तीति । अत्र यद्यप्युपन्यस्ततत्पदद्वयस्य सावधारणता गम्यते, अन्यथा तदुच्चारणवैयर्थ्यप्रसङ्गात्, तथाप्यवधारणं तदसंभवमात्रं व्यवच्छिनत्ति न शेषपुरुषान्तरान् । नापि पररूपेण नास्तित्वं, तद्व्यवच्छेदाभिप्रायेण प्रस्तुतवाक्याप्रयोगात्, प्रयोक्तुरभिप्रायादिसापेक्षतयैव शब्दस्य स्वार्थप्रतिपादनसामर्थ्यात् । न च वाच्यवाचकभावसम्बन्धानर्थक्यम्, तदभावे प्रयोक्त्रभिप्रायादिमात्रेण नियोक्तुमशक्यत्वात् । न च समस्तधर्मयुक्तमेव वस्तु प्रतिपादयद्वचनं सत्यमभिदध्महे, येनैकैकधर्मालिङ्गितवस्तुसन्दर्शकानामलीकता स्यात्, किन्तु सम्भवदर्थप्रतिपादकं सत्यमिति, सम्भवन्ति च शेषधर्माप्रतिक्षेपे वचनगोचरापन्ना धर्माः, तस्मात्तत्प्रतिपादकं सत्यमेव । यदा तु दुर्नयमताभिनिविष्टबुद्धिभिस्तीर्थान्तरीयैस्तद्धर्मिगतधर्मान्तरनिराकरणाभिप्रायेणैव सावधारणं तत्प्रयुज्यते यथा नित्यमेव वस्तु अनित्यमेव वेत्यादि, तदा निरालम्बनत्वादलीकतां प्राप्नुवत्केन वार्येत । तत्त्वचिन्तकाः पुनः प्रत्यक्षादिप्रमाणसिद्धमनेकान्तात्मकं वस्तु दर्शयन्तो द्वेधा दर्शयेयुः सकलादेशेन विकलादेशेन वा, तत्र विकलादेशो नयाधीनः, सकलादेशः प्रमाणाधीनः । मध्यस्थभावेन ह्यर्थित्ववशात्कञ्चिद्धर्मं प्रतिपिपादयिषवश्शेषधर्मस्वीकारनिराकरणविमुखया धिया वाचं प्रयुञ्जते तदा तत्त्वचिन्तका अपि लौकिकवत्समुग्धाकारतयाऽऽचक्षते जीवोऽस्ति कर्त्ता भोक्ता प्रमातेत्यादि । अतस्सम्पूर्णवस्तुप्रतिपादनाभावाद्विकलादेशोऽभिधीयते । यदा तु प्रमाणव्यापारमविकलं परामृश्य प्रतिपादयितुमभिप्रयन्ति तदाऽङ्गीकृतगुणप्रधानभावा अशेषधर्मसूचक-

१. तादृशपदार्थाप्रसिद्ध्या निरालम्बनत्वादिति भावः ॥ २. सर्वं वाक्यं सावधारणमिति न्यायादिति ॥

कथञ्चित्पर्यायस्याच्छब्दभूषितया सावधारणया वाचा दर्शयन्ति स्यादस्त्येव जीव इत्यादिकया। अतोऽयं स्याच्छब्दसंसूचिताभ्यन्तरीभूतानन्तधर्मकस्य साक्षादुपन्यस्तजीवशब्दक्रियाभ्यां प्रधानीकृतात्मभावस्यावधारणव्यवच्छिन्नतदसम्भवस्य वस्तुनस्सन्दर्शकत्वात्सकलादेश उच्यते। तस्मान्नयप्रमाणाभिज्ञः स्याद्वादी सकलादेशविकलादेशावधिकृत्य यद्यद् ब्रूते तत्तत्सत्यं दुर्नयमतावलम्बिनो यद्यदाचक्षते तत्तदलीकमिति ॥

## એવંભૂતનયાભાસ.

**ભાવાર્થ**–"પ્રવૃત્તિના નિમિત્તભૂત ક્રિયાથી વિરહિત અર્થને શબ્દવાચ્યરૂપે સર્વથા નહિ સ્વીકાર કરનાર, વિશિષ્ટ અભિપ્રાય 'એવંભૂતનયાભાસ' કહે છે. જેમ ઘટનરૂપ ક્રિયાથી વિરહિત ઘટ આદિમાં ઘટ આદિ શબ્દવાચ્યત્વના ખંડનનો અભિપ્રાય."

**વિવેચન**–સ્વ(શબ્દ)ની વ્યુત્પત્તિમાં નિમિત્તભૂત ક્રિયાથી વિશિષ્ટ વસ્તુ, શબ્દથી વાચ્યરૂપે માનનારો પણ પરામર્શ, તેનાથી વિરહિત તે વસ્તુને અવાચ્યરૂપે તિરસ્કાર કરે છે પરંતુ ઉપેક્ષા કરતો નથી. તે 'એવંભૂતનયાભાસ' છે.

○ વ્યુત્પત્તિનિમિત્તમાં જ પ્રવૃત્તિનિમિત્તપણું છે, આવો આ નયનો મત છે. એમ બતાવવા માટે 'પ્રવૃત્તિનિમિત્ત' એમ કહેલ છે. દૃષ્ટાન્તને કહે છે કે–'યથે'ति।

○ એ પ્રમાણે દ્રવ્ય માત્રનું ગ્રહણ કરનારો, પર્યાયનો તિરસ્કાર કરનારો 'દ્રવ્યાર્થિકનયાભાસ.'

○ પર્યાય માત્રને ગ્રહણ કરનારો, દ્રવ્યનો તિરસ્કાર કરનારો 'પર્યાયાર્થિકાભાસ.'
○ અર્થને કહેનારો, શબ્દનો તિરસ્કર્તા 'અર્થનયાભાસ.'
○ શબ્દને કહેનારો, અર્થનો તિરસ્કર્તા 'શબ્દનયાભાસ.'
○ અર્પિતને કહેનારો, અનર્પિતનો તિરસ્કર્તા 'અર્પિતનયાભાસ.'
○ અનર્પિતને કહેનારો, અર્પિતનો તિરસ્કર્તા 'અનર્પિતનયાભાસ.'
○ લોકવ્યવહારને સ્વીકારનારો, તત્ત્વનો તિરસ્કર્તા 'વ્યવહારાભાસ.'
○ તત્ત્વને સ્વીકારનારો, વ્યવહારનો તિરસ્કર્તા 'નિશ્ચયાભાસ.'
○ જ્ઞાનને સ્વીકારનારો, ક્રિયાનો તિરસ્કર્તા 'જ્ઞાનનયાભાસ.'
○ ક્રિયાને સ્વીકારનારો, જ્ઞાનનો તિરસ્કર્તા 'ક્રિયાનયાભાસ.'

**પૂર્વપક્ષ**–જ્યારે એક એક ધર્મના સમર્થનમાં પરાયણ, બાકીના ધર્મનો તિરસ્કાર કરનારા અભિપ્રાયો દુર્નયતાને (નયાભાસપણાને) પામે છે, ત્યારે વચન પણ એક ધર્મના કથનદ્વારા પ્રવર્તતું સાવધારણ (સઘળું વાક્ય સાવધારણ–જકાર આત્મક છે, એવો ન્યાય હોવાથી નિશ્ચય આત્મક છે.) હોઈ શેષ ધર્મનો તિરસ્કારકારી અસત્ય થાય છે અને તેથી અનન્ત ધર્મોથી વિશિષ્ટ વસ્તુ સંદર્શકાજ વચન યથાવસ્થિત અર્થનું પ્રતિપાદક હોઈ સત્ય છે. પરંતુ આવી રીતે વચનની પ્રવૃત્તિ નથી, કેમ કે–આ ઘટ શુક્લ છે, મૂર્ત છે, ઈત્યાદિ એક એક ધર્મના પ્રતિપાદનમાં પરાયણ હોઈ વ્યવહારમાં શબ્દના

પ્રયોગનું દર્શન છે. સર્વ ધર્મોનું એકીસાથે કથન અશક્ય છે. તે સર્વ ધર્મોના વાચકશબ્દો અનન્ત છે. વળી એક ધર્મનું સંદર્શકપણું હોવા છતાં આ વચનો અસત્યરૂપે કહેવા માટે પાર પામી શકાશે નહિ, કેમ કે-સમસ્ત શાબ્દિક વ્યવહારના ઉચ્છેદનો પ્રસંગ છે અને શાબ્દિક વ્યવહારનુ અસત્યપણું થતાં પ્રવૃત્તિની અસિદ્ધિ છે.

**ઉત્તરપક્ષ**-વસ્તુના પ્રતિપાદકો-(૧) લૌકિક અને (૨) તત્ત્વચિંતકરૂપે બે પ્રકારના છે.

(૧) લૌકિક-અર્થિપણાની અપેક્ષાએ પ્રત્યક્ષ આદિથી પ્રસિદ્ધ અર્થને લૌકિકો મધ્યસ્થ-ભાવથી વ્યવહારકાળમાં વ્યવહારવિષય કરે છે. જેમ કે-ઉત્પલ, નીલ છે. સુગંધવાળું કોમળ છે. ઇતિ. પરંતુ તે ઉત્પલ આદિ ધર્મીમાં રહેલ બીજા ધર્મોનું ગ્રહણ અને નિરાકરણમાં આદર-વાળા થતાં નથી, કેમ કે-તેના અર્થી નથી. તેટલા માત્રથી વિવક્ષિત વ્યવહારની પૂર્ણતા છે.

૦ તેના વચનોની અસત્યના નથી, કેમ કે-શેષ ધર્માન્તરોનું નિરાકરણ નથી. તથા-પણામાં જ શેષ ધર્માન્તરોના નિરાકરણમાં જ અસત્યપણું છે.

**શંકા**-સઘળાંય વચનો જકારરૂપ છે. આવો ન્યાય હોવાથી તે વચનમાં પણ ઇતર ધર્મોનું તિરસ્કારપણાની સિદ્ધિથી અલીકપણું જ થશે ને ?

**સમાધાન**-અવધારણનો (જકારનો) તેના અસંભવ માત્રના વ્યવચ્છેદમાં વ્યાપાર (ઉપ યોગ) છે. જેમ અનેક પુરુષોથી ભરાયેલી સભામાં બારણા આદિમાં ઉભેલાને કોઈ પૂછે છે કે-'દેવદત્ત છે કે નથી?' આવી ડોલાયમાન બુદ્ધિવાળાને કોઈએ કહ્યું કે-'દેવદત્ત છે.' જો કે અહીં ઉપન્યસ્ત પ્રશ્ન અને ઉત્તરરૂપ બે પદમાં સાવધારણતા ગમ્યમાન છે. અન્યથા, તેના ઉચ્ચારણની નિરર્થકતાના પ્રસંગ છે. તો પણ અવધારણ તેના અસંભવ માત્રનો વ્યવચ્છેદ કરે છે, પરતુ ત્યાં રહેલા બીજા પુરુષોનો વ્યવચ્છેદ કરતો નથી.

૦ અહીં એવકાર 'પરરૂપથી નાસ્તિત્વ છે'-એમ જણાવતો નથી, કેમ કે-તેના વ્ય-વચ્છેદના અભિપ્રાયથી પ્રસ્તુત વાક્યનો પ્રયોગ નથી. પ્રયોગ કરનારની અભિપ્રાય આદિની અપેક્ષાથી જ શબ્દમાં સ્વાર્થપ્રતિપાદનનું સામર્થ્ય છે.

૦ વળી વાચ્યવાચકભાવના સબંધનું નિરર્થકપણું નથી, કેમ કે-તે વાચ્યવાચકભાવ સંબંધના અભાવમાં પ્રયોક્તાના અભિપ્રાય આદિ માત્રથી નિયોગ (પ્રયોગ) કરી શકાતો નથી.

૦ સમસ્ત ધર્મયુક્ત જ વસ્તુને પ્રતિપાદન કરતો વચનને અમે સત્ય કહેતા નથી, કે જેથી એક ધર્મવિશિષ્ટ વસ્તુના સંદર્શક વચનોની અસત્યતા થાય ! પરંતુ સંભવત્ (વિદ્ય-માન) અર્થનું પ્રતિપાદક વચન સત્ય છે. ઇતિ.

૦ વળી શેષ ધર્મોના તિરસ્કાર વગર વચનના વિષયમાં આવેલા ધર્મો હોય છે, તેથી વિદ્યમાન અર્થનું પ્રતિપાદક વચન સત્ય જ છે, જ્યારે દુર્નયમતમાં આગ્રહી બુદ્ધિવાળા જૈનેતરોવડે તે તે ધર્મીમાં રહેલ ધર્માન્તરના ખંડનના અભિપ્રાયથી જ સાવધારણ (જકાર-વાળું) તે વચન પ્રયોગવાળું કરાય છે. જેમ કે-'નિત્ય જ વસ્તુ' અથવા 'અનિત્ય જ વસ્તુ'

ઈત્યાદિ. ત્યારે તેવા પદાર્થની અપ્રસિદ્ધિ હોવાથી નિરાધાર હોઈ અસત્યતાને પ્રાપ્ત થતું 'તે એકાન્ત વચન કોણ વારી શકે એમ છે ?

(૨) તત્ત્વચિંતક-વળી તત્ત્વચિંતકો તો, પ્રત્યક્ષ આદિ પ્રમાણથી સિદ્ધ અનેકાન્ત આત્મક વસ્તુને દર્શાવતાં, સકલ આદેશથી કે વિકલ આદેશથી-એમ બે પ્રકારે દર્શાવી શકે છે. ત્યાં વિકલ આદેશ નયને આધીન છે, સકલ આદેશ પ્રમાણને આધીન છે. ખરેખર, મધ્યસ્થ-ભાવથી અર્થિપણાની અપેક્ષાએ જ્યારે કોઈ એક ધર્મને પ્રતિપાદન કરવાની ઈચ્છાવાળાઓ શેષ ધર્મના સ્વીકાર અને નિરાકરણથી વિમુખ બુદ્ધિથી વાણીનો પ્રયોગ કરે છે, ત્યારે તત્ત્વચિંતકો પણ લૌકિકની માફક સંમુગ્ધ આકારપણાએ કહે છે કે-'જીવ છે, કર્તા છે, ભોક્તા છે અને પ્રમાતા છે.' ઈત્યાદિ. એથી સંપૂર્ણ વસ્તુના પ્રતિપાદનનો અભાવ હોવાથી વિકલા-દેશ કહેવાય છે. જ્યારે સંપૂર્ણ (અવિકલ) પ્રમાણના વ્યાપારનો પરામર્શ કરી પ્રતિપાદન કરવાનો અભિપ્રાય કરે છે, ત્યારે ગુણપ્રધાનભાવનો અંગીકાર કરનારી, સમસ્ત ધર્મસૂચક કથંચિત્ એવા બીજા પર્યાયવાળા 'स्यात्' શબ્દથી ભૂષિત સાવધારણ (જકારવાળી) 'स्यात् अस्त्येवः जीवः' ઈત્યાદિ આકારવાળી વાણીવડે દર્શાવે છે.

૦ એથી આ સ્યાત્ શબ્દથી સસૂચિત, અભ્યંતરીભૂત (અંદરમાં રહેલ) અનંતધર્મ-વાળી, સાક્ષાત્ ઉપન્યસ્ત (ઉલ્લેખિત) જીવ શબ્દ અને ક્રિયાથી પ્રધાનરૂપે કરેલ આત્મ-ભાવવાળી તથા તેના અસંભવનો અવધારણથી (જકારથી) વ્યવચ્છેદ કરનારી વસ્તુનો સંદર્શક હોવાથી 'સકલાદેશ' કહેવાય છે.

૦ તેથી નય અને પ્રમાણનો જાણકાર સ્યાદ્વાદી સકલ આદેશ અને વિકલ આદેશને ઉદ્દેશીને જે જે બોલે છે, તે તે સત્ય છે. દુર્નયમતના અવલંબીઓ જે જે બોલે છે, તે તે અસત્ય છે એમ જાણવું.

तदेवं नयस्य लक्षणान्यभिधायाधुना तस्य फलं स्फुटयति—

**नयस्येदृशस्य वस्त्वेकदेशस्याज्ञाननिवृत्तिरनन्तरफलम् । परम्परफलन्तु वस्त्वेकदेशविषयकहानोपादानोपेक्षाबुद्धयः । उभयविधमपि फलं नयात्कथञ्चिद्भिन्नाभिन्नं विज्ञेयम् । इति नयनिरूपणम् ।।सूत्र-२४।।**

**नयस्येदृशस्येति** । प्रोक्तस्वरूपनयस्येत्यर्थः । नयस्य प्रमाणैकदेशत्वाद्वस्त्वंशग्राहित्वाच्च वस्त्वंशस्य यदज्ञानं तन्निवृत्तिरव्यवहितं फलमिति भावः । पारम्पर्यं फलमादर्शयति परम्परेति, यथा प्रमाणस्य सर्ववस्तुविषयकहानोपादानोपेक्षाबुद्धय परम्परं फलं तथा नयस्यापि वस्त्वंशविषयकहानोपादानोपेक्षा बुद्धयः परम्परफलत्वेनावधारणीया इति भावः । तदिदं नयस्य द्विविधमपि फलं ततः कथञ्चिद्भिन्नमभिन्नञ्च नयफलत्वान्यथानुपपत्तेरित्याहोभयविधमपि फलमिति, साक्षात्परम्परं फलञ्चेत्यर्थः । नयदिवाग्विशेषफलन्तु यो निक्षेपनयप्रमाणतोऽर्थं सूक्ष्मेक्षिकया न परिभावयति तस्याविचारितरमणीयतयाऽयुक्तं

युक्तं युक्तं वाऽयुक्तं प्रतिभात्यतस्तदपनोदनाय तद्विचारः कर्त्तव्यः, तथा सर्वथाऽनित्यत्वादिप्रतिपादक-बौद्धादिपरसमयस्य ऋजुसूत्रनयविधिज्ञेन तत्प्रतिपक्षभूतनित्यत्वादिप्रतिपादकद्रव्यास्तिकनयतो निराकरणाय स्वसमये वाऽज्ञानद्वेषादिदोषकलुषितेन परेण दोषबुद्ध्या किमपि जीवादिकं वस्तु परिगृहीतं तदपि नयविधिज्ञेन नयोक्तिभिर्गुणरूपतया स्थापनाय नयविचारः कर्त्तव्य', तथा दृष्टिवादे सर्वार्थप्ररूपणा सूत्रार्थवर्णना च सर्वनयैः क्रियत इति ॥

पदार्थानां प्रतिविशिष्टज्ञानोत्पत्त्यर्थं शास्त्रे निक्षेपा नामादिनयरूपा उक्तास्तान् सप्तनयेष्वन्तर्भावयितुं संक्षेपेण ते निरूप्यन्ते । निक्षिप्यते शास्त्रमध्ययनोद्देशादिकञ्च नामस्थापनाद्रव्यादिभेदैर्व्यवस्थाप्यतेऽनेनास्मिन्नस्माद्वेति निक्षेपः, प्रकरणादिवशेनाप्रतिपत्त्यादिव्यवच्छेदकयथास्थानविनियोगाय शब्दार्थरचनाविशेषो निक्षेपः । मङ्गलादिपदार्थनिक्षेपान्नाममङ्गलादिविनियोगोपपत्तेश्च निक्षेपाणां फलवत्त्वम्, अप्रस्तुतार्थापाकरणात्प्रस्तुतार्थव्याकरणाच्च निक्षेपः फलवानित्यभियुक्तोक्तेः । स जघन्यतोऽपि चतुर्विधः नामस्थापनाद्रव्यभावभेदात् । अन्यार्थे स्थितोऽपि स्वार्थनिरपेक्षस्समानार्थकशब्दानभिधेयो विवक्षितार्थसङ्केतवान् नामनिक्षेपः । यथा सङ्केतितमात्रेणान्यार्थस्थितेनेन्द्रादिशब्देन गोपालदारकोऽभिधीयते, स च गोपालदारको नेन्द्रसमानार्थकशक्रादिपर्यायशब्दाभिधेयोऽतो गोपालदारकादौ इन्द्राद्यभिधानं यत् क्रियते तन्नाम भण्यते । यद्यपि समानार्थकशब्दानभिधेयत्वं गोपालदारकगतधर्म एव तथापि नाम्न्युपचरितोऽवसेयः ॥ अन्यत्रावर्त्तमानपि यदृच्छयैवमेव गोपालदारकादेर्डित्थोडवित्थ इत्याद्यभिधानं क्रियते तदपि नामेति सूचयितुमन्यार्थे स्थितोऽपीत्यत्रापिशब्द' । तदिदं नाम द्विविधं यावद्द्रव्यभाव्ययावद्द्रव्यभावि चेति, मेरुद्वीपसमुद्रादिनाम यावद्द्रव्यभावि यावत्तच्छब्दवाच्यद्रव्यावस्थानं तावत्ततत्तन्नाम्नो वृत्तेः । देवदत्तादिनाम तु न यावत्तद्वाच्यद्रव्यावस्थानमवतिष्ठते, अपरापरनामपरावर्त्तस्य लोके दर्शनात्, ततस्तन्नामायावद्द्रव्यभाव्युच्यते । अपिशब्दोऽन्यस्यापि समुच्चायकस्तेन पुस्तकपत्रचित्रादिलिखितस्य वस्त्वभिधानभूतेन्द्रादिवर्णावलीमात्रस्य सङ्ग्रहः ॥ सद्भूतार्थाध्यवसायेन सद्भूतार्थशून्यं सदभूतार्थसमा-

---

१. निक्षेपणं शास्त्रादेर्नामस्थापनादिभेदैर्न्यसनं स्थापनमिति वा निक्षेपः, सोऽयं जघन्यतोऽपि चतुर्विधो दर्शनीयः, यत्र तावन्नामस्थापनाद्रव्यक्षेत्रकालभवभावादिलक्षणा भेदा ज्ञायन्ते तत्र तैस्सर्वैरपि वस्तु निक्षिप्यते, यत्र तु सर्वे भेदा न ज्ञायन्ते तत्रापि नामादिचतुष्टयेन वस्तु चिन्तनीयमेव, सर्वव्यापकत्वात्तस्य, नहि किमपि तादृशं वस्त्वस्ति यन्नामादिचतुष्टयं व्यभिचरतीति भावः ॥ २ ननु गङ्गायां घोष इत्यादौ गङ्गादिपदेन गङ्गातीराद्यभिधीयते, तत्र किं नामनिक्षेपस्य प्रवृत्तिर्निक्षेपान्तरस्य वा, नाद्यः, जाह्नव्यादिपर्यायशब्दाभिधेयत्वेन नामनिक्षेपाप्रवृत्तेः, न द्वितीयः प्रसिद्धनिक्षेपान्तराविरहेऽप्रसिद्धनिक्षेपकल्पने तदियत्ताक्षतिप्रसङ्गादिति चेन्न, यथापरिज्ञानं निक्षेपान्तरकल्पनाया अप्यनुमतत्वेन दोषाभावात् । आभिप्रायिक्यास्स्थापनाया वैज्ञानिकस्य भावनिक्षेपस्य च स्वीकारे दोषाभावात् । गङ्गापदेन तीरे गङ्गाभेदाभिव्यक्तिं विना गङ्गागतशैत्यपावनत्वादिधर्मयोगस्याभिव्यञ्जयितुमशक्यत्वात् । भावनिक्षेपविषयाभेदव्यवहारोपाधिकल्परहितत्वविशेषणेनातिव्याप्तिविरहादिति ॥

नाकारं निराकारं वाऽल्पकालीनं यावत्कथिकं वा यद्वस्तु स्थाप्यते सा स्थापना। यथा सद्भूतेन्द्रसमानाकारं चित्रलेप्यकाष्ठपाषाणादिषु, अक्षादिषु निराकारमिन्द्रस्थापनम्, एतच्चेत्वरकालम्। नन्दीश्वरचैत्यप्रतिमादि तु यावत्कथिकम्। अत्र केचित्स्थापनामत्यन्तानुपयोगिनी मन्वते तदतीव तुच्छम्। नामादिवत्स्थापनाया अप्युपकारित्वात्। यदि भगवदादीनां स्थापनाऽनुपकारिणी स्यान्नामस्मरणमप्यनुपकारि स्यात्, नाम्नः पुद्गलात्मकत्वेनात्मानुपकारित्वात्। न च नाम्नः स्मरणेन नामिस्मरणे तद्गुणसमापत्त्याऽस्ति फलमिति वाच्यम्, भगवत्प्रतिमादर्शनादपि सकलातिशायिभगवद्गुणध्यानस्य सुतरां सम्भवात्। सिद्ध एव च बहूनां प्रतिमादर्शनाद्बोध्युदयोऽपि। न च नाम्नो नामिना सह वाच्यवाचकभावसम्बन्धोऽस्ति न स्थापनाया इति विशेष इति वाच्यम्, इतरनिक्षेपानिरूपकेण भावनिक्षेपेण सह नामस्थापनयोरसम्बन्धाविशेषात्। वाच्यवाचकभावसम्बन्ध एव ग्राह्यो न स्थाप्यस्थापकभाव इत्यत्र विनिगमकाभावात्, तस्मात्त्वया नामस्थापनाद्वयमेव भगवदध्यात्मोपनायकत्वाविशेषेण वन्द्यं स्यात् द्वयमेव वा त्याज्यं स्यात्, अन्तरङ्गप्रत्यासत्त्यभावस्य तुल्यत्वात्, न चैतदिष्टम्, परेणापि नाम्नोऽङ्गीकारात्। तथा च स्थापना यद्यवन्द्या स्यात्तदा नामाप्यवन्द्यं स्यादिति विपर्ययपर्यवसायकस्तर्कः, भावनिक्षेपो यद्यवन्द्यस्थापनानिक्षेपप्रतियोगी स्यादवन्द्यनामनिक्षेपप्रतियोग्यपि स्यादित्यनिष्टप्रसञ्जकस्तर्को बोध्यः। तथा च निक्षेप्यमाणभावार्हतोऽभेदबुद्धेर्नामादित्रयमेव कारणमागमप्रामाण्यात्स्वानुभावाच्च। एतेन भावनिक्षेपाध्यात्मोपनायकत्वेन नामादिनिक्षेपत्रयस्यार्हत्प्रतिमास्थापनानिक्षेपस्वरूपत्वेनानादृतवतां भावनिक्षेपं पुरस्कुर्वतां मतं व्युदस्तम्। निक्षेपत्रयानादरे भावोल्लासस्यैव कर्त्तुमशक्यत्वात्, शास्त्र इव नामादित्रये हृदयस्थिते सति भगवान् पुर इव परिस्फुरति, हृदयमिवानुप्रविशति, तन्मयीभावमिवापद्यते, तेन सर्वकल्याणसिद्धिस्तस्माद्भावोल्लासस्तदधीनो नहि नैसर्गिक एव भावोल्लास इत्यस्ति जैनमत एकान्तः, सर्वव्यवहारविच्छेदप्रसङ्गात्। न च भावार्हद्दर्शनं भव्यानां यथा स्वगतफलं प्रत्यव्यभिचारि न तथा निक्षेपत्रयप्रतिपत्तिरिति तदनादर इति वाच्यम्, स्वगतफल स्वव्यतिरिक्तभावनिक्षेपस्याप्यव्यभिचारित्वाभावात्, नहि भावार्हन्तं दृष्ट्वा भव्या अभव्या वा प्रतिबुद्ध्यन्त इति। स्वगतभावोल्लासनिमित्तत्वन्तु समानं निक्षेपचतुष्टयेऽपि। एतेन स्वगताध्यात्मोपनायकतागुणेन वन्द्यत्वमपि चतुष्टयाविशिष्टमेव। शिरश्चरणसंयोगरूपवन्दनस्य भावभगवतोऽपि शरीर एव सम्भवात्, न स्वरूपे भावभगवति, आकाश इव तदसम्भवात्। भावसम्बन्धाच्छरीरसम्बद्धं वन्दन भावस्यैवाऽऽयातीति तु नामादिष्वपि तुल्यमेव। न च महानिशीथे भावाचार्यस्य तीर्थकृत्तुल्यत्वमुक्तमतो निक्षेपत्रयस्याकिञ्चित्करत्वमिति भावनिक्षेपं पुरस्कुर्वतां कोऽपराध इति वाच्यम्, तद्वचनस्य परमशुद्धभावग्राहिनिश्चयनयविषयत्वात्, यन्मते ह्येकस्यापि गुणस्य त्यागे मिथ्यादृष्टित्वमिष्यते तन्मते निक्षेपान्तरानादरेऽपि नैगमादिनयवृन्देन नामादिनिक्षेपाणां प्रामाण्याभ्युपगमात्क इव व्यामोहो भवतः, सर्वनयसम्मततयैव शास्त्रार्थत्वात्, अन्यथा सम्यक्त्वचारित्रैक्य-

१. स्थापनाबुद्धेः स्थाप्यस्मृतिद्वारा स्थाप्यगतगुणप्रणिधानोद्रेकस्य तज्जन्यनिर्जरातिशयस्य वा फलत्वम्। स्थापनाविषये उत्कटदोषे प्रतिसन्धीयमाने तु न सा फलवतीति बोध्यम् ॥

ग्राहिणा निश्चयनयेनाप्रमत्तसंयत एव सम्यक्त्वस्वाम्युक्तो न प्रमत्तान्त इति श्रेणिकादीनां बहूनां प्रसिद्ध सम्यक्त्वं न स्वीकरणीयं स्यात् । एवञ्च 'जो जिणदिट्ठे भावे चउव्विहे सद्दहाइ सयमेव । सयमेव न णिहत्ति य स निओगरुईत्ति णायव्वो' इत्युत्तराध्ययनवचनाच्चतुर्विधशब्दस्य नामस्थापना-द्रव्यभावभेदभिन्नत्वेन व्याख्यानिक्षेपचतुष्टयस्यापि यथौचित्येनाराध्यत्वमविरुद्धमिति ॥ अनुभूतस्यानु-भविष्यमाणस्य वा पर्यायस्य योग्यं यन्निक्षिप्यते स द्रव्यनिक्षेपः । यथाऽनुभूतेन्द्रपर्यायोऽनुभविष्यमाणे-न्द्रपर्यायो वेन्द्रः, अनुभूतघृताधारत्वपर्यायेऽनुभविष्यमाणघृताधारत्वपर्याये वा घृतघटव्यपदेशवत्तत्रेन्द्रशब्द-व्यपदेशोपपत्तेः । क्वचिदप्राधान्येऽपि द्रव्यनिक्षेपःप्रवर्त्तते यथाङ्गारमर्दको द्रव्याचार्यः, आचार्यगुण-रहितत्वादप्रधानाचार्य इत्यर्थः । क्वचिदनुपयोगेऽपि, यथाऽनाभोगेनेहपरलोकाद्याशंसालक्षणेनाविधिना च भक्त्यापि क्रियमाणा जिनपूजादिका द्रव्यक्रिया एव, अनुपयुक्तक्रियायास्साक्षान्मोक्षाङ्गत्वाभावात् । भक्त्याऽविधिनापि सा क्रियमाणा पारम्पर्येण मोक्षाङ्गत्वापेक्षया द्रव्यतामश्नुते भक्तिगुणेनाविधिदोषस्य निरनुबन्धीकृतत्वात् ॥ वक्तृविवक्षितक्रियानुभवयुक्तो भावो यो निक्षिप्यते स भावनिक्षेपः, यथेन्दनक्रिया-परिणतो भावेन्द्र इति । ननु भावभिन्ननामादिषु त्रिषु नाम्नो भावार्थशून्यत्वेन स्थापनाया द्रव्यस्य चाविशेषेण वृत्तेर्विरुद्धधर्माध्यासाभावाच्च न कोऽपि भेद इति चेन्न, रूपान्तरेण विरुद्धधर्माध्याससम्भवेन भेदोपपत्तेः । स्थापनायां परिदृश्यमानानामाकाराभिप्रायबुद्धिक्रियाफलानां नाम्नि द्रव्ये चाभावात्, तथाहि स्थापनेन्द्रे लोचनसहस्रकुण्डलकिरीटशचीसन्निधानकरकुलिशधारणसिंहासनाध्यासनादिजनि-तातिशयो देहसौन्दर्यादिराकारो दृश्यते, स्थापनाकर्तुश्च सद्भूतेन्द्राभिप्रायो विलोक्यते, द्रष्टुश्च तदाका-रदर्शनादिन्द्रबुद्धिरुपजायते, एनमुपसेवमानानां तद्भक्तिपरिणतबुद्धीनां नमस्करणादिक्रिया संवीक्ष्यते। प्रायेण पुत्रोत्पत्त्यादिकं फलञ्चोपलभ्यते, न च तथा नामेन्द्रे द्रव्येन्द्रे वा, तस्मात्ताभ्यां स्थापनाभेदः । द्रव्यमपि भावस्य कारणत्वात्ताभ्यां भिन्नम्, यथाऽनुपयुक्तो वक्ता द्रव्यं कदाचिदुपयुक्तत्वकाले भावस्यो-पयोगलक्षणस्य भवति कारणम्, सोऽपि वोपयोगलक्षणो भावस्तस्यानुपयुक्तवक्तृरूपस्य द्रव्यस्य पर्यायो

---

१. लक्षणे योग्यता चैकभविकबद्धायुष्काभिमुखनामगोत्रभेदेन त्रिविधा, अतीतानागतौ च वर्त्तमान-भवभावेन क्वचिदन्तररहितौ ग्राह्यौ, अन्यथाऽतीतानागतानन्तभवेष्वपि द्रव्यपदव्यपदेश्यप्रसङ्गस्स्यात्, वर्त्तमान-भवस्थितो हि पुरस्कृतभवं पश्चात्कृतभवञ्चायुष्कर्म सद्रव्यतया स्पृशति, यथा प्रत्यूषसन्ध्यायामादित्यः पूर्वविदेहं भरतञ्च प्रदोषसन्ध्यायान्तु भरतमपरविदेहञ्चावभासयति । तीर्थङ्करनामकर्मघटितयोग्यतया तु नानाभवव्यव-धानेनापि भवति, मरीचेर्द्रव्यतीर्थंकरत्वप्रतिपादनात् । सुदूरव्यवहितानामपि द्रव्यतीर्थंकृता वन्द्यत्वप्रतिपाद-नस्य नानाभवसम्बन्धघटितयोग्यता विनाऽनुपपत्तेश्चेति ॥ २. सूत्रबोधितबलवदनिष्टाननुबन्धीष्टसाधनताक-तद्गतगुणस्मृतिजनकसंस्कारोद्बोधकाभिप्रायाकारान्यतरसम्बन्धवत्त्वं तत्स्थापनात्वम् । एवञ्च सादृश्यसम्बन्धस्य न स्थापनानिक्षेपनियामकत्वम्, असद्भावस्थापनोच्छेदप्रसङ्गात् । नामिप्रायसम्बन्धस्यापि, नाम्न्यपि तस्य सुवचत्वेनातिप्रसङ्गादिति । अत एव द्रव्यलिङ्गिनि स्थापनाया न भावसाधुबुद्धिः, उत्कटदोषवत्त्वेन प्रतिसन्धी-यमानस्य सादृश्याद्गुणवदनुस्मृतेः सूत्रबोधितबलवदनिष्टानुबन्धिनीत्वात् ॥

भवति, यथा वा साधुजीवो द्रव्येन्द्रस्सन् भावेन्द्ररूपायाः परिणतेः कारणं भवति न तथा नामस्थापने। नामापि च स्थापनाद्रव्याभ्यां प्रोक्तवैधर्म्यादेव भिद्यते। यद्यपि पूर्वोदितप्रकारेणैषामभेदस्तथापि निरुक्तप्रकारेण भेदोऽपि सिद्ध एव। नहि दुग्धतक्रादीनां श्वेतत्वादिनाऽभेदेऽपि माधुर्यादिनापि न भेदोऽनन्तधर्माध्यासितत्वाद्वस्तुन इति। ननु नामादिविचारे प्रक्रान्ते भाव एव वस्तु विवक्षितार्थक्रियासाधकत्वादुभयसम्मतवस्तुवत्, नहि भावेन्द्रवद्विवक्षितार्थसाधनसमर्था गोपालदारकाद्या नामेन्द्रादयोऽतः किमत्र भावार्थशून्यैर्नामादिभिरिति चेन्न, नामादीनामपि वस्तुपर्यायत्वेन सामान्यतो भावत्वानतिक्रमात्ततः सिद्धसाधनम्। अविशिष्ट इन्द्रादिवस्तुन्युच्चरिते नामादिकं भेदचतुष्टयमपि प्रतीयत एव, किमनेन नामेन्द्रो विवक्षित आहोस्वित्स्थापनेन्द्र उत द्रव्येन्द्रो भावेन्द्रो वेति। अतस्सामान्येनेन्द्रवस्तुनश्चत्वारोऽप्यमी पर्याया भावविशेषा एव। अथ विशिष्टार्थक्रियासाधकं भावेन्द्रादिकं भावमाश्रित्य वस्तुत्वसाधनेऽपि न काचित्क्षतिः, भावेन्द्रादेर्भावस्य विशिष्टक्रियानिर्वर्त्तकत्वे नामेन्द्रादिपर्यायाणामपि तद्रूष्टव्यमेव। द्रव्यरूपतया पर्यायाणां परस्परमभेदात्। भावपरिणामनिमित्तभावाद्वा नामस्थापनाद्रव्याणां भावाङ्गतयोपयोगः, जिननामजिनस्थानामुक्तिगतमुनिदेहदर्शनाद्भावोल्लासात्। केनचिदुच्चरितं हि जिननाम श्रुत्वा जिनप्रतिमास्वस्तिकादीनि प्रेक्ष्य परिनिर्वृतमुनिदेहं भविष्यद्यतिपर्यायं जिनं वाऽवलोक्य च प्रायशस्सम्यग्दर्शनादिभावपरिणामो दृश्यते। अयन्त्वत्र विशेषो नामादित्रयमनैकान्तिकं समीहितसाधने निश्चयाभावादनात्यन्तिकञ्च कारणमात्यन्तिकप्रकर्षप्राप्ततथाविधविशिष्टफलसाधकत्वाभावात्। भावस्त्वैकान्तिकः, आत्यन्तिककारणश्चातोऽभ्यर्हिततम इति। अयञ्च नामादीनां प्रधानेतरभावो भिन्नवस्तुगतापेक्षया, अभिन्नवस्तुगतानान्तु नामादीनां भावाविनाभूतत्वादेव वस्तुत्वम्। सर्वस्य हि वस्तुनस्स्वाभिधायकं नामरूपम्, यथाऽऽतानवितानीभूततन्तुसन्तानः पट इति, ऊर्ध्वकुण्डलोष्ठायतवृत्तग्रीवो घट इत्यादि। स्वाकारः स्थापनारूपः, यथा सर्ववस्तुनः स्वस्वाकारः। अतीतानागतभावकारणं द्रव्यम्, कार्यापन्नञ्च स्वं भावरूपम्, यथा मृत्पिण्डादिवस्तुनो जन्यत्वापन्नं घटादिकम्। इत्थं सर्वं वस्तु चतूरूपाविनाभूतं दृष्टमेवमेव सम्यग्दर्शनव्यवस्थानाज्जिनमतस्य सर्वनयसमूहात्मकत्वात्। न ह्येकस्मिन्नेव वस्तुन्येककालं विद्यमानानां पर्यायाणां मध्य इदं वस्त्ववपरन्त्ववस्त्विति वक्तुं शक्यते, द्रव्यरूपतया सर्वेषामपि तेषामेक-

---

१. अनेन यद्यद्वस्तु तत्तन्निक्षेपचतुष्टयवदिति व्याप्तिर्लभ्यते 'जत्थ य जं जाणिज्जा णिक्खेवं णिक्खेवे णिरवसेसं। जत्थवि य ण जाणिज्जा चउक्कयं णिक्खेवे तत्थ' इत्यनुयोगद्वारसूत्राच्च। तथापि प्रायिकीयं व्याप्तिरप्रज्ञाप्ये वस्तुनि नाम्नोऽप्रयोगात्, जीवत्वेन द्रव्यत्वेन च भूतभविष्यत्पर्यायभावेन तत्कारणत्वाभावाज्जीवे द्रव्यनिक्षेपस्यायोगाच्च। उक्तं तत्त्वार्थटीकाकृता 'यद्येकस्मिन्न सम्भवति नैतावता भवत्यव्यापिते' ति। अप्रज्ञाप्यजीवद्रव्यभिन्नं यद्यद्वस्तु तत्तन्निक्षेपचतुष्टयवदिति व्याप्तेर्वा विवक्षणादिति ॥ २. भिन्नवस्तुनि भिन्नकाले विद्यमानाना पर्यायाणा तथा वक्तुं शक्यत्वादेकस्मिन्नेव वस्तुन्येककालमिति। शक्यत इति, विनिगमनाविरहात्सर्वस्यैव वस्तुत्वं सर्वस्यैवावस्तुत्वं वा भवेदिति भावः। चतूरूपाविनाभूतत्वे च विनिगमक्रमाह द्रव्यरूपतयेति। ननु वस्तुधर्मत्वमेव तेषां न सम्भवति कुतो द्रव्यरूपतयैकरूपत्वमित्यत्राह तथेति ॥

त्वात् । तथा वस्तुप्रत्ययहेतुत्वान्नाम वस्तुधर्मः, यद्यस्य प्रत्ययहेतुस्तत्तस्य धर्मो यथा घटस्य स्वधर्मा रूपादयः, यच्च यस्य धर्मो न भवति न तत्तस्य प्रत्ययहेतुर्यथा घटस्य धर्माः पटस्य, भवति च घटाभिधानाद्घटस्य सम्प्रत्ययः । सर्वेषां वस्तूनाञ्च नामरूपत्वाव्यभिचारान्नानैकान्तिकत्वम् । यद्व्यभिधानरहितं तद्वस्त्वेव न भवति, यथाऽभिधानरहितत्वेनावाच्यत्वप्रभूतलक्षणो भावः । अवस्तुत्वे तु कुतस्तत्प्रत्ययहेतुत्वस्य हेतोर्वृत्तिः स्यात्, तत्र तद्वृत्तौ वा तस्यापि वस्तुत्वमेव भवेत्, स्वप्रत्ययजनकत्वाद्घटादिवदिति । न च नद्यास्तीरे पञ्च फलानि सन्तीति शब्दश्रवणसमनन्तरं प्रवृत्तस्य कस्यचिद्वस्त्वप्राप्तेरवस्तुधर्मता तस्येति वाच्यम्, प्रत्यक्षादिप्रमाणानामपि तत्प्रसङ्गात्, तेभ्योऽपि प्रवृत्तस्य कदाचिद्वस्त्वप्राप्तेः । नचाबाधितप्रमाणेभ्यः प्रवृत्तावस्त्येवार्थप्राप्तिरिति वाच्यम् । सुविवेचितादाप्तशब्दादपि वस्तुप्राप्तेरवश्यम्भावादिति । एवं यदस्ति तत्सर्वमाकारमयमेव, यथा मतिशब्दवस्तुक्रियाफलाभिधानानि । यत्त्वनाकारं तन्नास्त्येव, यथा वन्ध्यापुत्रादिः, मतिर्हि ज्ञेयाकारग्रहणपरिणतत्वादाकारवती, अन्यथा नीलस्येदं संवेदनं न पीतस्येति नैयत्यं न स्यात्, नियामकाभावात् । नीलाद्याकारो हि नियामको यदा स नेष्यते तदा नीलग्राहिणी मतिर्न पीतग्राहिणीति कथं व्यवस्थाप्येताविशेषात् । शब्दोऽपि पौद्गलिकत्वादाकारवानेव । क्रियाऽप्युत्क्षेपणादिरूपा क्रियावतोऽनन्यत्वादाकारवत्येव, फलमपि कुलालादिक्रियासाध्यं घटादिकं मृत्पिंडादिवस्तुपर्यायरूपत्वादाकारवदेव; अभिधानमपि शब्दस्तस्याकारवत्त्वमुक्तमेव । तथा द्रव्यात्मकञ्च सर्वमुत्फणविफणकुण्डलिताकारसमन्वितसर्पवद्विकाररहितस्याविर्भावमात्रपरिणामस्य द्रव्यस्यैव सर्वत्र सर्वदाऽनुभवात्, न ह्यपूर्वं किञ्चिदुत्पद्यते, छन्नरूपतया विद्यमानस्यैवाविर्भावात्, नाप्याविर्भूतं सद्विनश्यति, छन्नरूपतया तिरोभावस्यैवाऽऽसादनात् । तथा चाविर्भावतिरोभावरूपपरिणाम एव कार्योपचाराद्द्रव्यस्य चोपचरितकारणत्वेनोत्पादव्ययरहितं निर्विकारं । द्रव्यमुच्यते । न च द्रव्यस्यैकस्वभावत्वे निर्विकारत्वे चानन्तकालभाविनामनन्ताविर्भावतिरोभावानामेकहेलयैव कारणत्वं स्यादिति वाच्यम्, अचिन्त्यस्वभावत्वाद्द्रव्यस्य, सर्पादिद्रव्येष्वेकस्वभावेष्वपि उत्फणविफणादिपर्यायाणां क्रमप्रवृत्तेरनुभवसिद्धत्वात् । न चोत्फणविफणादिबहुरूपत्वात्पूर्वावस्थापरित्यागेनोत्तरावस्थाधिष्ठानादनित्यता द्रव्यस्य स्यादिति वाच्यम्, वेषान्तरापन्ननटवद्बहुरूपस्यापि द्रव्यस्य नित्यत्वात् । यथाहि नायकविदूषककपि राक्षसादिपात्रावसरेषु वेषान्तराण्यापन्नो नटो बहुरूप एवमुत्फणविफणादिभिर्भावैर्द्रव्यमपिबहुरूपं तथापि नित्यमेव, स्वयमविकारित्वादाकाशवत् । तथा सर्वं भावात्मकम्, परापरकार्यक्षणसन्तानात्मकस्यैव तस्यानुभवात्, प्रतिक्षणं भवनमेव ह्यनुभूयते, पूर्वक्षणस्य निवृत्तिरपरस्योत्पत्तिरिति । न चोत्प-

१. यदि नाम वस्तुधर्मो न स्यात्तदा घटशब्दे प्रोक्ते श्रोतुः किमयमाहेति संशय एव स्यान्न तु घटप्रतिपत्तिः पटप्रतिपत्तिरूपो वा विपर्ययः स्यात, न जाने किमप्यनेनोक्तमितिचित्तव्यामोहेन वस्त्वप्रतिपत्तिरूपो वाऽनध्यवसायो भवेत्, कदाचिद्घटस्य कदाचित्पटस्य कदाचिच्च स्तम्भादेर्वा बोधः स्यादित्यपि बोध्यम् ॥

२. एवञ्चोत्पादव्ययध्रौव्ययुक्तं सत्, गुणपर्यायवद्द्रव्यमित्यनयोर्न पौनरुक्त्यम् । अत एव चात्र न विरोधोऽन्यथा द्रव्यस्योत्पादव्ययात्मकत्वे तद्रहितत्वोक्तिर्विरुद्धयेतेति ॥

त्तिनिवृत्ती कारणापेक्षिण्यौ, यच्च कारणं तदेव द्रव्यमिति वाच्यम्, निरपेक्षस्यैवोत्पादात्। अपेक्षा हि विद्यमानस्यैव, न च मृत्पिण्डादिकारणकाले घटादिकार्यमस्ति, अविद्यमानस्य चापेक्षायां खरविषाणस्यापि तथाभावप्रसङ्गात्। यदि चोत्पत्तिक्षणात्प्रागपि घटादिस्स्यात्तदा किं मृत्पिण्डापेक्षया, स्वत एव तस्य विद्यमानत्वात्। न चोत्पन्नस्सन् घटादिर्मृत्पिण्डादिकमपेक्षत इति वाच्यम्। मुण्डितशिरसो दिनशुद्धिपर्यालोचनवदपेक्षावैयर्थ्यात्। ननूत्पद्यमानतावस्थायाममावपेक्षत इति चेन्न, विचारासहत्वात्, उत्पद्यमानता हि किमनिष्पन्नावयवता, उत निष्पन्नावयवता, आहोस्विदर्धनिष्पन्नावयवता स्यात्। नाद्योऽनुत्पन्नस्यापेक्षाऽयोगाद्गगनारविन्दवत्। न द्वितीयो निष्पन्नस्य परापेक्षावैयर्थ्यात्, नान्त्यो वस्तुनस्सांशताप्रसङ्गात्। सांशतायामप्यनिष्पन्नांशः किं कारणमपेक्षते निष्पन्नो वोभयं वा, नाद्यौ निष्पन्नानिष्पन्नयोरपेक्षाऽसम्भवस्योक्तत्वात्, नान्त्य उभयपक्षोदीरितदोपसङ्क्रमात्। तस्मान्मृत्पिण्डाद्युत्तरकालं भवनमेव घटादेस्तदपेक्ष, कार्यत्वाभिमतघटादिप्राग्भावित्वमेव मृत्पिडादेः कारणत्वं, न पुनस्तत्र व्याप्रियमाणत्वात्, व्यापारस्य व्यापारवद्भिन्नत्वे तस्य निर्व्यापारत्वप्रसङ्गात्, अभिन्नत्वे व्यापाराभावप्रसङ्गात्। कारणव्यापारजन्याया अप्युत्पत्तेरुत्पत्तिमतो भेदे उत्पत्तिगतोऽजन्मप्रसङ्गः, तस्मात्पूर्वोत्तरकालभावित्वमात्रेणैवायं कार्यकारणभावो वस्तूनां लोके प्रसिद्धो न पुनः किञ्चित्केनचिन्निर्वर्त्तितमिति न कस्यचिद्भावस्य सम्बन्ध्यपेक्षा, ततो हेत्वन्तरनिरपेक्ष एव सर्वो भावस्समुत्पद्यत इति स्थितम्, एवं विनाशोऽप्यहेतुक एव। न च मुद्गरादिसव्यपेक्षा एव घटादयो विनाशमाविशन्तो दृश्यन्ते न निर्हेतुका इति वाच्यम्, विनाशहेतोरयोगात्, विनाशकाले मुद्गरादिना किं घटादिरेव क्रियते कपालादयो वा तुच्छरूपाभावो वा, नाद्यः कुलालादिसामग्रीत एव तस्योत्पत्तेः। न द्वितीयो घटादीनां तादवस्थ्यप्रसङ्गात्। न तृतीयो नीरूपस्य तस्य खरशृङ्गस्येव कर्त्तुमशक्यत्वात्। न च तेन घटादिसम्बद्धेनाभावो विहितस्तेन घटादेर्निवृत्तिरिति वाच्यम्, सम्बन्धानुपपत्तेः, किं पूर्वं घटः पश्चादभावो वैपरीत्यं वा, उत समकालं वा घटाभावौ, नाद्यौ द्विनिष्ठसम्बन्धस्य भिन्नकालयोरसम्भवात्। अन्त्ये घटाभावयोर्यदि क्षणमात्रमपि सहावस्थितिरभ्युपगम्यते तर्ह्यासंसारमसौ स्याद्विशेषाभावात्, तथा च सति घटतादवस्थ्यप्रसङ्गः। न च घटोपमर्देनाभावो जायतेऽतो घटादिनिवृत्तिरिति वाच्यम्, उपमर्दस्य घटादिरूपत्वे तस्य स्वहेतुत एवोत्पत्तेः, कपालादिरूपत्वे तद्भावेऽपि घटतादवस्थ्यप्रसङ्गात्। तुच्छाभावरूपत्वे च घटाद्यभावेन घटाद्यभावो जायत इत्युक्तं स्यात्तथा च सत्यात्मनैवात्मभवनानुपपत्तिस्स्यात्। तस्मान्मुद्गरादिसहकारिकारणवैसादृश्याद्विसदृशः कपालादिक्षण उत्पद्यते घटादिस्तु क्षणिकत्वेन निर्हेतुकस्स्वरसत एव निवर्त्तत इत्येतावन्मात्रमेव शोभनमतो हेतुव्यापारनिरपेक्षा एव समुत्पन्ना भावाः क्षणिकत्वेन स्वरसत एव विनश्यन्ति न हेतुव्यापारादिति स्थितम्। तस्माज्जन्मविनाशयोर्न किञ्चित्केनचिदपेक्ष्यते, अपेक्षणीयाभावाच्च न किञ्चित्कस्यचित्कारणं तथा च सति न किञ्चिद्द्रव्यं, किन्तु पूर्वापरीभूतापरापरक्षणरूपाः पर्याया एव सन्तीति। एते हि स्वतन्त्रा नामादिनया मिथ्यादृष्टयोऽसम्पूर्णार्थग्राहित्वाद्गजगात्रभिन्नदेशसंस्पर्शनेन बहुविधविवादमुखरजात्यन्धवृन्दवत्। अनुभवप्रत्यक्षसिद्धन्तु जैनाभ्युपगमरूपं

निःशेषसमूहाभ्युपगमनिर्वृत्तमनवद्यं, नामादिनयपरस्परोद्भावितावियमाननिःशेषदोषत्वेन सम्पूर्णार्थग्राहित्वात्, चक्षुष्मतां समन्तात्समस्तहस्तिदर्शनजोल्लापवत्। तथा च यत्र शब्दोल्लापबुद्धिपरिणामसद्भावस्तत्सर्वं नामादिचतुष्पर्यायम्, चतुष्पर्यायत्वाभावे शशशृङ्गादौ शब्दादिपरिणामाभावदर्शनात्, तस्माच्छब्दादिपरिणामसद्भावे सर्वत्र चतुष्पर्यायत्वं निश्चितमेवातोऽन्यसंवलितनामादिचतुष्टयात्मन्येव वस्तुनि घटादिशब्दस्य तदभिधायकत्वेन पृथुबुध्नोदराद्याकारस्य नामादिचतुष्टयात्मकतया बुद्धेस्तदाकारग्रहणरूपतया परिणतिस्तदात्मन्येव वस्तुनि समुपलब्धा। न चेदं दर्शनं भ्रान्तं बाधकाभावात्। नाप्यदृष्टाशंकयाऽनिष्टकल्पनाऽतिप्रसङ्गात्। नहि दिनकरास्तमयोदयोपलब्धरात्रिदिवादिवस्तूनां बाधकसम्भावनयाऽन्यथात्वकल्पना सङ्गतिमङ्गति। तस्मादेकत्वपरिणत्यापन्ननामादिभेदेष्वेव शब्दादिपरिणतिदर्शनात्सर्वं चतुष्पर्यायं वस्त्विति स्थितम्। भिन्नस्वरूपतया च नामादयः स्वाश्रयभूतवस्तुनः कथञ्चिद्भेदकारिणः, एकस्मिन्नपि वस्तुनि चतुर्णां प्रतीयमानत्वात्कथञ्चिदभेदकारिणश्च। यथाहि केनचिदिन्द्र इत्युच्चरितेऽन्यः प्राह किमनेन नामेन्द्रो विवक्षितस्स्थापनेन्द्रो द्रव्येन्द्रो भावेन्द्रो वा, नामेन्द्रोऽपि द्रव्यतः किं गोपालदारको हालिकदारकः क्षत्रियदारको वैश्यदारको ब्राह्मणदारकश्शूद्रदारको वा, क्षेत्रतोऽपि नामेन्द्रः किं भारत ऐरावतो महाविदेहजो वा, कालतोऽपि किमतीतकालसम्भवी वार्त्तमानिको भविष्यन् वा, अतीतकालसम्भव्यपि किमितोऽनन्तसमयभावी, असंख्याततमसमयभावी, सख्याततमसमयभावी वेति। भावतोऽपि किं कृष्णवर्णो गौरवर्णो दीर्घोमन्थरो वेत्यादि। तदेवमेकोऽपि नामेन्द्रस्याश्रयभूतोऽर्थस्तावद्द्रव्यक्षेत्रकालभावाधिष्ठितोऽनन्तभेदत्वं प्रतिपद्यते। तथा स्थापनाद्रव्यभावाश्रयस्याप्युक्तानुसारेण प्रत्येकमनन्तभेदत्वमनुसरणीयम्। एते च नामादयो भेदकारिणः। एवमेकस्मिन्नपि शचीपत्यादाविन्द्र इति नाम्नस्तदाकारस्थापनाया उत्तरावस्थाकारणरूपद्रव्यस्य दिव्यरूपसम्पत्तिकुलिशधारणपारमैश्वर्यादिसम्पन्नत्वलक्षणभावस्य च प्रतीयमानत्वान्नामादिचतुष्टयस्याभेदकारित्वमपि। अत एते नामादयो धर्मा उत्पादव्ययध्रौव्यत्रिकवत्प्रतिवस्तु परस्पराविनाभाविन इत्यलं चर्चया। अथ नामादिनिक्षेपाणां नयैस्सह योजने शब्दनयैर्भावनिक्षेप एवेष्टः परैरर्थनयैर्नामादयश्चत्वारोऽपीष्टाः। यद्यपि नामादिचतुष्टयस्याप्यभ्युपगमे नैगमादीनां द्रव्यार्थिकत्वक्षतिः द्रव्यार्थिकेन द्रव्यस्यैवाभ्युपगमात् पर्यायस्य प्रतिक्षेपाच्च। द्रव्यपर्याययोर्गुणप्रधानभावेन तेनाभ्युपगमाद्भावनिक्षेपसह एवेति चेत्तदा शब्दनयानामपि द्रव्यनिक्षेपसहत्वं स्यात्तथापि नैगमभेदानामविशुद्धाना नामाद्यभ्युपगमप्रवणत्वेऽपि विशुद्धनैगमभेदस्य द्रव्यविशेषणतया। पर्यायाभ्युपगन्तृत्वान्न भावनिक्षेपानुपपत्तिर्न चैतावता तस्य पर्यायार्थिकत्वप्रसक्तिरितराविशेषणत्वरूपप्राधान्येन पर्यायानभ्युपगमात्। शब्दादीनां पर्यायार्थिकानान्तु नैगमवदविशुद्धयभावान्न नामाद्यभ्युपगन्तृत्वमिति। सङ्ग्रहर्जुसूत्रयोरपि विषयविशेषे शुद्धपर्यायविशिष्टद्रव्यविषयीकरणात् भावनिक्षेपसहत्वम्।

१ पाश्चात्यनयाद्विशेषोपयोगेन विशेषमनुभवताऽन्त्यनैगमेन शुद्धपर्यायविशिष्टं द्रव्य विषयीक्रियत इति भावः। न तु स्वविषयविशुद्धिकृतपर्यायविषयतागालित्वाद्भावनिक्षेपसहत्वमेषाम्, सङ्ग्रहर्जुसूत्रयोरव्याप्तेः, तज्जातीयेऽविशुद्धयभावेनोपसर्जनीकृतपर्यायविषयतया तच्छोधनस्य दुस्साध्यत्वादिति ॥

ऋजुसूत्रो नामभावनिक्षेपावेवेच्छतीत्यन्ये, तन्न, तेन द्रव्याभ्युपगमस्य सूत्राभिहितत्वात् । पृथक्त्वाभ्युपगमस्यैव निषेधात् । सङ्ग्रहव्यवहारौ स्थापनावर्जान्सर्वान्निक्षेपानिच्छत इति केचित्तदपि न, नैगमो हि सङ्ग्रहाभिमतसामान्यवादी व्यवहाराभिमतविशेषवादी, तदुभयवादी, च, तथा च सङ्ग्रहस्य स्थापना स्वीकर्त्तृनैगमसमानत्वेन कथं स्थापनानभ्युपगन्तृत्वम् । न च व्यवहाराभिमतस्वीकर्त्तृनैगम एव स्थापनाभ्युपगन्ता न सामान्यवादी नैगमोऽतस्सङ्ग्रहो न स्थापनामिच्छतीति वाच्यम्, तथा सति व्यवहारस्य स्थापनाभ्युपगन्तृत्वं स्यात् । अथोभयविषयक एव नैगमस्स्थापनाविषयको नातस्सङ्ग्रहव्यवहारयोस्स्थापनाविषयकत्वमिति चेत्सुतरां तत्प्राप्तिरेव, एकतरनिक्षेपयोस्सङ्ग्रहव्यवहारयोः प्रत्येकं स्थापनानभ्युपगमेऽपि समुदितयोर्नैगमरूपत्वेन तेन तदभ्युपगमे तयोरप्यभ्युपगमस्य दुर्वारत्वात् । स्थापनासामान्यं सङ्ग्रह इच्छति, स्थापनाविशेषांस्तु व्यवहार इत्येतदेव युक्तम्, अनिच्छा तु सर्वथा नैव युक्तेति। न च सङ्ग्रहनये स्थापना नेष्टा, नामनिक्षेपेणैव स्थापनायास्सङ्ग्रहात्, व्यापकं हि नाम व्याप्यभूतां स्थापनां सङ्गृह्णात्येव, इन्द्रचित्रस्येन्द्रनामकपिण्डवन्नामेन्द्रत्वं स्यादविशेषात् पदप्रतिकृतिभ्यां नाम्नो द्वैविध्यादिति वाच्यम्, द्रव्यनिक्षेपस्यापि नाम्ना सङ्ग्रहप्रसक्तेः । न च भावप्रवृत्तिप्रयोजकसम्बन्धभेदेन तयोर्भेदः, द्रव्यं हि परिणामितया भावे सम्बद्धं नाम च वाचकत्वेनेति वाच्यम्, गोपालदारके नामेन्द्रे नियामकस्य दुर्वचत्वाद्भावावाचकत्वादिति । ततश्च सिद्धमृजुसूत्रान्तास्सर्वे नयाश्चतुरो निक्षेपानभिलषन्तीति सिद्धान्तवादिनः । सङ्ग्रहव्यवहारौ नामादित्रयं ऋजुसूत्रादयश्चत्वारो भावमिच्छन्ति, नैगमस्तु सङ्ग्रहे व्यवहारेऽन्तर्गत इति सिद्धसेनदिवाकरसूरयः ॥ अवसितं नयनिरूपणमित्याहेतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकार श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां नयनिरूपणं नाम नवमः किरणः ॥

## નયનું ફળ.

ઉપર મુજબ નયના લક્ષણો કહીને હવે તે નયના ફળને કહે છે.

**ભાવાર્થ**-"નયનું વસ્તુના એકદેશ સંબંધી અજ્ઞાનની નિવૃત્તિ, એ અનંતરફળ છે. 'પરંપરફળ તો વસ્તુના એકદેશવિષયક હાન-ઉપાદાન-ઉપેક્ષા-બુદ્ધિઓ છે. બને પ્રકારનું પણ ફળ નયથી કથંચિદ્ ભિન્ન-અભિન્ન જાણવું. આ પ્રમાણે નયનું નિરૂપણ સમાપ્ત થાય છે."

**વિવેચન**-પૂર્વકથિત સ્વરૂપવાળા નયનું નય, પ્રમાણના એકદેશરૂપ છે અને વસ્તુના અંશનો ગ્રાહી છે, માટે વસ્તુના અંશનું જે અજ્ઞાન છે તેની નિવૃત્તિ એ અવ્યવહિતફળ છે. પરંપરાગતફળને દર્શાવે છે કે-જેમ પ્રમાણનું ફળ સર્વવસ્તુવિષયક, હેયહાન, ઉપાદેય, ઉપાદાન, ઉપેક્ષણીય ઉપેક્ષાબુદ્ધિઓ પરંપરફળ છે, તેમ નયનું પણ વસ્તુના એકઅંશવિષયક-હેયહાન-ઉપાદેય-ઉપાદાન-ઉપેક્ષણીય ઉપેક્ષાબુદ્ધિઓ પરંપરફળરૂપે અવધારવી જોઈએ.

० તે આ, નયનું બે પ્રકારનું પણ ફળ તે નયથી કથંચિદ્ ભિન્ન અને અભિન્ન છે, કેમ કે-નયફળપણાની અન્યથા અનુપપત્તિ છે. માટે કહે છે કે-સાક્ષાત્ ફળ અને પરંપર ફળ છે.

० નયવિચારનું વિશેષ ફળ તો, નિક્ષેપ-નયપ્રમાણથી જે વ્યક્તિ અર્થને સૂક્ષ્મેક્ષિકાથી વિચારતો નથી, તે વ્યક્તિને અવિચારિત રમણિયતાના કારણે અયુક્ત-યુક્તરૂપે ભાસે છે અથવા યુક્ત-અયુક્તરૂપે ભાસે છે. તે અનર્થને દૂર કરવા માટે નિક્ષેપ-નયપ્રમાણનો, પદાર્થનો વિચાર કરવો જોઈએ.

० તેમજ સર્વથા અનિત્યપણા આદિના પ્રતિપાદક બૌદ્ધ આદિ પરદર્શનના ઋજુસૂત્ર-નયની વિધિના જાણકારે, તે ઋજુસૂત્રના પ્રતિપક્ષભૂત નિત્યત્વ આદિ પ્રતિપાદક દ્રવ્યાસ્તિક નયથી નિરાકરણ કરવા માટે, અથવા સ્વશાસ્ત્રમાં અજ્ઞાન-દ્વેષ આદિ દોષથી કલુષિત એવા-પરે, દોષબુદ્ધિથી કોઈ પણ જીવ આદિ વસ્તુ ગ્રહણ કરેલી છે, તેને પણ નયની વિધિના જાણકારે નયના વચનોદ્વારા, ગુણરૂપે સ્થાપન કરવા માટે નયનો વિચાર કરવો જોઈએ. તથા દૃષ્ટિવાદમાં સર્વ અર્થની પ્રરૂપણા સૂત્ર અને તેના અર્થનું વર્ણન સર્વ નયોથી કરાય છે.

० **નિક્ષેપનિરૂપણ**-પદાર્થોને વિશિષ્ટ જ્ઞાનની ઉત્પત્તિ માટે શાસ્ત્રમાં નામ આદિ નયરૂપ નિક્ષેપાઓ કહેલા છે. તે નિક્ષેપાઓને સાત નયોમાં શમાવવા માટે સંક્ષેપથી તે નિક્ષેપાઓનું નિરૂપણ કરાય છે.

० જેના વડે, જેમાં, કે જેનાથી શાસ્ત્ર અને અધ્યયન-ઉદ્દેશ આદિ, નામ-સ્થાપના-દ્રવ્ય આદિ ભેદોથી વ્યવસ્થિત કરાય છે, તે 'નિક્ષેપ' કહેવાય છે. નિક્ષેપલક્ષણ=અનુયોગદ્વાર-રૂપ હોઈ શબ્દાર્થરચના વિશેષ જ નિક્ષેપનું લક્ષણ છે.

(જેમ સૈન્ધવપદની શક્તિ લવણમાં અને ઘોડામાં વ્યુત્પાદિત છે. ત્યાં 'સૈન્ધવ લાવો' આવા વાક્યના કથનમાં ભોજનપ્રકરણના સહકારથી લવણરૂપ અર્થનું જ્ઞાન થાય છે. યાત્રા-પ્રકરણના સહકારથી ઘોડારૂપ અર્થનું જ્ઞાન થાય છે. કોશદ્વારા વિશેષ કરી બે અર્થમાં સૈન્ધવપદની શક્તિ વ્યુત્પાદિત હોયે છતે, ત્યાં પ્રકરણ આદિથી અપ્રતિપત્તિ આદિનો નિરાસ કરી અર્થવિશેષનું જ્ઞાન થાય છે. તેમ પ્રકૃતમાં પણ નામ આદિ નિક્ષેપાઓ હોયે છતે, પ્રકરણ આદિના વશે કરી, અપ્રતિપત્તિ આદિનો નિરાસ કરી, નામમંગલના ઉપયોગમાં મંગલપદથી નામમંગલનો, એ પ્રમાણે સ્થાપનામંગલ આદિના ઉપયોગમાં સ્થાપનામંગલ આદિની પ્રતિપત્તિ છે. એમ તે રૂપ, યથાસ્થાન વિનિયોગરૂપ ફળવડે ફળવાળા નિક્ષેપાઓ છે. એવા આશયથી કહે છે.) પ્રકરણ આદિના વશે કરી અપ્રતિપત્તિ આદિના વ્યવચ્છેદક, યથા-સ્થાન વિનિયોગ માટે શબ્દાર્થરચના વિશેષ નિક્ષેપ કહેવાય છે. વળી મંગલ આદિ પદાર્થના નિક્ષેપથી નામમંગલ આદિ વિનિયોગની ઉપપત્તિ થવાથી નિક્ષેપાઓ ફળવંતા થાય છે.

० અપ્રસ્તુત અર્થના નિરાકરણથી અને પ્રસ્તુત અર્થના પ્રકાશનથી નિક્ષેપ ફળવાળો છે, એમ ગીતાર્થપુરુષોનું વચન છે.

[અપ્રસ્તુત અર્થના નિરાકરણમાં-પ્રસ્તુત અર્થના પ્રકાશનમાં નિક્ષેપાને પ્રકરણ આદિ સહકારી થાય છે એમ જાણવું. જો કે 'સત્સંખ્યા વગેરે પણ 'અનુયોગનું અંગ છે, તો પણ વિશેષણ વિશેષ્યભાવથી વિશિષ્ટ અર્થના જ્ઞાનમાં તે કારણ છે. નિક્ષેપાઓ તો અખંડ વિશેષ્યસ્વરૂપ વિશેષના જ જ્ઞાનમાં કારણ છે, જેથી નામઘટ એટલે નામવિશિષ્ટ ઘટ નહિ પરંતુ જે કોઈ પદાર્થની 'ઘટ' એવું નામ (સંજ્ઞા) કરાય છે, તે વિશિષ્ટ વસ્તુ અખંડ જ નામઘટ છે. એમ પ્રમાણે સ્થાપનાઘટ વગેરે પણ જાણવાં. વળી અહીં શબ્દાર્થની રચના કર્મધારયના સમાસલક્ષણવાળી જ છે. બીજે ઠેકાણે કર્મધારયનું વિશેષ્યપદાર્થમાં વિશેષણ-પદાર્થનું અભેદ બોધકપણું છે. પ્રકૃત કર્મધારયનું તો વિશેષણ-વિશેષ્ય બે પદો ભેગા થઈને વિશેષ્યસ્વરૂપ વિશેષનું બોધકપણું છે. તેવી રીતે અહીં વિશેષણવાચકપદ કેવલ.બ્ધિયિતા ધર્માનવચ્છેદક પ્રવૃત્તિનિમિત્તક જ છે. એથી 'જ્ઞેયઘટ' ઈત્યાદિમાં નિક્ષેપપણું નથી. તેથી અખંડની વિશેષ્યરૂપ વિશેષની પ્રતીતિ નથી. તેથી જ્ઞેયત્વવિશિષ્ટ ઘટાદિમાં જ વિશેષણ વિશે-ષ્યભાવથી પ્રતીતિ છે. એથી જ મૃદ્ઘટ-સુવર્ણઘટ ઈત્યાદિમાં જ નિક્ષેપપણું નથી એમ પણ જાણવું.] તે નિક્ષેપ જઘન્યથી પણ નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવના ભેદથી ચાર પ્રકારવાળો છે. (શાસ્ત્ર આદિનું નામ-સ્થાપના આદિ ભેદોથી નિક્ષેપણ, ન્યસન કે સ્થાપન 'નિક્ષેપ' કહેવાય છે. તે, આ નિક્ષેપ જઘન્યથી પણ (સંક્ષેપથી) ચાર પ્રકારનો દર્શાવવો. જ્યાં નામ-સ્થાપના-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભવ-ભાવ આદિ લક્ષણવાળા ભેદો જણાય છે, ત્યાં સર્વ ભેદોથી પણ વસ્તુ નિક્ષેપનો વિષય બનાવવી. જ્યાં સર્વ ભેદો જણાતાં નથી, ત્યાં પણ નામ આદિ ચારથી વસ્તુ વિચારવી જ, કેમ કે-ચાર નિક્ષેપાઓ સર્વવ્યાપક છે. ખરેખર, તેવી કોઈ પણ વસ્તુ નથી, કે જે ચાર નિક્ષેપાઓથી વેગળી પડે.]

**નામનિક્ષેપનું નિરૂપણ**-નામનિક્ષેપનું લક્ષણ અન્ય અર્થમાં રહેલ પણ (અનાદિ તાત્પર્યથી ગ્રહણ કરેલ સંકેતબળથી ગોપાલદારકથી ભિન્ન વાસવ-ઈન્દ્રરૂપ અર્થ રહેલ પણ) સ્વ અર્થ (ઈન્દ્રશબ્દનો પ્રકૃત અર્થ સ્વર્ગના આધિપત્ય આદિ ગુણવિશિષ્ટ-સહસ્રાક્ષ-શચી-પતિ, કે જે વાસવ છે તેની અપેક્ષા નહિ કરનાર) સમાન અર્થવાળા શબ્દો (વાસવની માફક શક્ર આદિ શબ્દોથી) અકથનીય, વિવક્ષિત અર્થમાં (ગોપાલદારકરૂપ અર્થમાં-નામાર્થમાં) સંકેતવાળો નામનિક્ષેપ (ગોપાલદારકનુ ઈન્દ્ર એવું નામ) કરાય છે, અર્થાત્ 'નામેન્દ્ર' કહેવાય છે.

**પદકૃત્ય**-જેમ સંકેતિત માત્રથી (આધુનિક પિતા આદિથી સંકેતિતત્વ માત્રથી અહીં માત્ર પદથી વૃદ્ધપરંપરાગત સંકેતિતત્વનો વ્યવચ્છેદ થાય છે. 'सर्वेसर्वार्थवाचकः' આવા ન્યાયથી ઈન્દ્રપદનો ગોપાલદારકની પણ સાથે વાચ્યવાચકભાવસંબંધ છે જ.) અન્ય અર્થમાં રહેલ (ગોપાલદારકથી ભિન્ન અર્થમાં રહેલ) ઈન્દ્ર આદિ શબ્દથી ગોપાલદારક વાચ્ય બને છે અને ગોપાલદારક ઈન્દ્રસમાન અર્થવાળા શક્ર આદિ રૂપ પર્યાયશબ્દોથી વાચ્ય નથી. એથી ગોપાલદારક આદિમાં ઈન્દ્ર આદિનું જે કથન કરાય છે, તે નામ (ઈન્દ્ર) કહેવાય છે.

० જો કે સમાન અર્થવાળા શબ્દોથી અવાચ્યત્વ એટલે ગોપાલદારક ગતધર્મ જ (તે આત્માની કાર્યપરિણતિ જ) નામ-નામવાનનો અભેદ ઉપચાર હોવાથી નામેન્દ્ર છે, તો પણ તેનો વાચક હોઈ તેના નામમાં પણ તે ધર્મ (પરિણતિ) ઉપચારથી જાણવો. માટે વિવક્ષિતાર્થ સંકેતરૂપ શબ્દાર્થાન્યતર પરિણતિ નામનિક્ષેપ કહેવાય છે.

० અન્યત્ર અવર્ત્તમાન (ગોપાલદારક ભિન્ન અર્થમાં સંકેતસંબંધથી અવર્ત્તમાન) પણ યદૃચ્છાપૂર્વક (અભિનવ સંકેતકર્તા પુરુષની ઇચ્છાપૂર્વક) ગોપાલદારક આદિમાં ડિત્થ, ડવિત્થ ઈત્યાદિ અભિધાન કરાય છે તે પણ નામ (નામડિત્થ, નામડવિત્થ) છે. આમ સૂચન કરવા માટે 'अन्यार्थेस्थितोऽपि' ઈતિ. આ સ્થળમાં અપિ શબ્દ મૂકેલ છે. તેથી આ નામ યાવદ્ દ્રવ્યભાવી અને અયાવદ્ દ્રવ્યભાવીના ભેદથી બે પ્રકારવાળું છે.

(૧) મેરૂ-દ્વીપ-સમુદ્ર આદિ નામો યાવદ્ દ્રવ્યભાવી છે, કેમ કે-જ્યાં સુધી તે શબ્દથી વાચ્યદ્રવ્યનું અવસ્થાન છે, ત્યાં સુધી તે નામની વૃત્તિ (વિદ્યમાન) છે.

(૨) દેવદત્ત આદિ નામો તો અયાવદ્ દ્રવ્યભાવી છે, કેમ કે-તે દેવદત્ત આદિ નામવાચ્ય વિદ્યમાન પણ દ્રવ્યોના બીજા બીજા નામના પરાવર્ત્તનું લોકમાં દર્શન છે. અર્થાત્ જ્યાં સુધી તે નામવાચ્ય દ્રવ્યનું અવસ્થાન છે, ત્યાં સુધી નહિ રહેનારૂં નામ 'અયાવદ્ દ્રવ્યભાવી છે.

० અપિ શબ્દ બીજા પ્રકારનો સંગ્રાહક છે. તેથી પુસ્તક-પત્ર-ચિત્ર આદિમાં લખેલ, વસ્તુના નામભૂત ઈન્દ્ર આદિમાં વર્ણાવેલી અક્ષરરૂપ નામનો સંગ્રહ છે.

० (૧) વિવક્ષિતાર્થ સંકેતથી નામનિક્ષેપ. જેમ કે-ઈન્દ્રાદિ. (૨) યદૃચ્છાથી સંકેતથી નામનિક્ષેપ. જેમ કે-ડિત્થાદિ. (૩) યાવદ્ દ્રવ્ય ભાવિરૂપે નામનિક્ષેપ. જેમ કે-સમુદ્રાદિ. (૪) અયાવદ્ દ્રવ્ય ભાવિરૂપે નામનિક્ષેપ. જેમ કે-દેવદત્તાદિ. (૫) લખેલ નામના વર્ણોથી નામનક્ષેપ. જેમ કે-પત્રસ્થેન્દ્રાદિ. એમ પાંચ પ્રકારોથી નામનિક્ષેપ થાય છે.

(ગંગામાં ઘોષ છે. ઈત્યાદિમાં ગંગા આદિ પદથી ગંગા તીર આદિ કહેવાય છે. ત્યાં શું નામનિક્ષેપાની પ્રવૃત્તિ છે કે નિક્ષેપાન્તરની પ્રવૃત્તિ છે? (૧) પહેલો પક્ષ નથી, કેમ કે-જાહ્નવી આદિ પર્યાયશબ્દથી વાચ્ય હોઈ નામનિક્ષેપાની પ્રવૃત્તિ નથી. (૨) બીજો પક્ષ નથી, કેમ કે-પ્રસિદ્ધ નિક્ષેપાન્તરોના અવિષયમાં અપ્રસિદ્ધ નિક્ષેપાની કલ્પનામાં નિક્ષેપાની સંખ્યાની ક્ષતિનો પ્રસંગ આવશે ને? આવી શંકાના સમાધાનમાં કહે છે કે-પરિજ્ઞાન પ્રમાણે નિક્ષેપાન્તરની કલ્પના પણ અનુમત હોઈ દોષનો આભાવ છે, કેમ કે-આભિપ્રાયિકી સ્થાપના અને વૈજ્ઞાનિક ભાવનિક્ષેપના સ્વીકારમાં દોષ નથી.)

**સ્થાપનાનિક્ષેપનિરૂપણ**-સદ્ભૂત અર્થના અધ્યવસાય(અભિપ્રાય)થી સદ્ભૂત અર્થથી રહિત, સદ્ભૂત અર્થના સમાન આકારવાળી અથવા આકાર વગરની, અલ્પકાળવાળી કે યાવત્કથિક જે વસ્તુ સ્થાપનાવિષય કરાય છે, તે 'સ્થાપનાનિક્ષેપ' કહેવાય છે. [જેમ કે-જિનપ્રતિમા, જિનશબ્દવાચ્ય રાગ-દ્વેષ આદિ રહિત કેવલજ્ઞાન આદિ ગુણોથી અલંકૃત

પુરુષોત્તમરૂપ અર્થરૂપ જે સ્થાપનાજિન નથી, પરન્તુ તથાવિધ પુરુષોત્તમ બોધકપણાની ઇચ્છાથી (અભિપ્રાય કે અધ્યવસાયથી) 'આ જિન છે'–એમ નિક્ષેપ કરાય છે, તે જિન-પ્રતિમાદિ વસ્તુ 'સ્થાપનાજિન'રૂપ સ્થાપનાનિક્ષેપ કહેવાય છે.] જેમ કે–સદ્ભૂત સમાન આકારવાળી વસ્તુ. સત્ય ઇન્દ્રના સમાન આકારની રચનારૂપ સ્થાપના, ચિત્ર, લેપ્ય (માટી વગેરેની બનાવટો) કાષ્ઠ–પાષાણ વગેરેમાં જે છે, તે 'સદ્ભૂત સ્થાપનાનિક્ષેપ.' [ ભીંત વગેરેમાં રહેલ રેખા–ઉપરેખા આદિ વિરચનાથી થયેલ જિનશરીર આદિ આકારનિમિત્ત વિશેષ આદિ રૂપ ચિત્ર આદિમાં, તાદૃશ આકાર–વસ્તુભૂત જિનશરીરની આકૃતિ સમાન આકૃતિવાળી તેના અર્થથી રહિત, તેની બુદ્ધિથી સ્થાપનાવિષયક જિનપ્રતિમાદિ કરાય છે, તે 'સદ્ભૂત સ્થાપનાનિક્ષેપ.' ]

૦ એ પ્રમાણે અક્ષ વગેરેમાં તાદૃશ આકારનો અભાવ હોવા છતાં, તેના અર્થનો અભાવ હોવા છતાં તેની (જિન ઇન્દ્ર આદિની) બુદ્ધિથી સ્થાપના કરાય છે, તે 'અસદ્ભૂત સ્થાપના' કહેવાય છે. આ સ્થાપનાનિક્ષેપ ચિત્ર આદિની અપેક્ષાએ ઇત્વર–કેટલાક કાળ પછી અપગમન સ્વભાવવાળી છે.

૦ નંદીશ્વર ચૈત્યપ્રતિમા આદિની અપેક્ષાએ સદ્ભૂત–યાવત્કથિન સ્થાપનાનિક્ષેપ છે. (યાવત્કથિક–જ્યાં સુધી પૂજ્ય–પૂજક આદિ વ્યવહારકાળ અનુગામી–અનંતકાલિક.) (સદ્ભાવ સદ્ભૂત) સાકાર સ્થાપનાનિક્ષેપ. (અસદ્ભાવ અસદ્ભૂત) નિરાકાર સ્થાપનાનિક્ષેપ. (અલ્પકાલિક) ઇત્વર સાકાર–નિરાકાર સ્થાપનાનિક્ષેપ. (સદ્ભાવ સાકાર) યાવત્કથિક અનંત-કાલિક સ્થાપનાનિક્ષેપ. (અહીં અક્ષ આદિમાં નિરાકાર સ્થાપનાનો અર્થ સર્વથા આકારનો અભાવ એમ નહિ પરંતુ જે અપેક્ષાએ આકાર છે, તે આવી રીતે છે. 'જો કે બાહ્યરૂપે અક્ષના નિક્ષેપમાં આ આકાર નથી, તો પણ બુદ્ધિદ્વારા તે આકારને તે રચનારો ત્યાં રચે છે. આકાર માત્ર જે છે ત્યાં, તે સ્થાપના વિવક્ષિત છે.')

અહીં કેટલાક, સ્થાપનાને અત્યંત અનુપયોગી માને છે તે અત્યંત અયુક્ત છે, કારણ કે–નામ આદિની માફક સ્થાપના પણ ઉપકારી છે. (સ્થાપનાબુદ્ધિથી સ્થાપનાવિષયની સ્મૃતિ-દ્વારા સ્થાપ્યગત ગુણોના પ્રણિધાનનો ઉદ્રેક–આવિર્ભાવનું અથવા સ્થાપ્યગત ગુણપ્રતિધાન-જન્ય નિર્જરાના અતિશયનું ફળપણું છે. પરંતુ સ્થાપનાવિષયમાં જો ઉત્કટ દોષનું પ્રતિસંધાન કરવામાં આવે, તો તે સ્થાપના ફળવતી (ફળદાયી) થતી નથી એમ જાણવું.)

જો ભગવંત આદિની સ્થાપના અનુપકારી થાય, તો નામનું સ્મરણ પણ અનુપકારી થશે ને ? કેમ કે–નામ પુદ્ગલ આત્મક હોઈ અનુપકારી છે.

શંકા–નામના સ્મરણથી નામી(નામવાળા)નું સ્મરણ થતાં, તે નામીના ગુણોની સમાપત્તિદ્વારા ફળ છે ને ?

**સમાધાન**-ભગવંતની પ્રતિમાના દર્શનથી પણ અતિશયવંત પરમાત્માના સકળ ગુણોના ધ્યાનનો બિલકુલ સંભવ હોવાથી મહાફળ છે. વળી આ વાત સિદ્ધ છે કે–ઘણા જીવોમાં જિનપ્રતિમાના દર્શનથી બોધિરૂપ સમ્યગ્દર્શનનો ઉદય થયેલો છે,

શંકા-નામીની સાથે નામનો વાચ્યવાચક ભાવસંબંધ છે, સ્થાપનાનો નહિ. કેમ બરોબર છે ને ?

**સમાધાન**-બીજા નિક્ષેપાઓના અનિરૂપક ભાવનિક્ષેપની સાથે નામ અને સ્થાપનાના સંબંધમાં વિશેષ નહિ હોવાથી, એ અપેક્ષાએ નામ અને સ્થાપના સમાન છે. વળી વાચ્યવાચક ભાવસંબંધ લેવો, સ્થાપ્યસ્થાપક ભાવસંબંધ નહિ લેવો. એમાં વિનિગમક-(એકતર પક્ષસાધક યુક્તિવાળા)નો અભાવ છે. તેથી તમારે નામ અને સ્થાપના એમ બંનેય, ભગવંતના અધ્યાત્મના (આત્માના ગુણસ્વરૂપ ઐશ્વર્ય આદિના) ઉપનાયક(સંસ્કાર-સહાયક-ઉપસ્થિતિકારક)પણાના અવિશેષથી વંદ્ય થાય, કાં તો બંને ત્યાજ્ય થાય ! કેમ કે-અંતરંગની પ્રત્યાસત્તિ(સંબંધ માત્ર)ના અભાવની તુલ્યતા છે. વળી આ ઇષ્ટ નથી, કેમ કે-પરે-પણ નામનો સ્વીકાર કરેલ છે.

० તથાચ જો સ્થાપના અવંદ્ય હોય, તો નામ પણ અવંદ્ય થાય ! આવો વિપર્યય પર્યવસાયક (વિપર્યયમાં તાત્પર્યના અંતવાળો) તર્ક સમજવો.

० જો ભાવનિક્ષેપ અવંદ્ય સ્થાપનાનિક્ષેપનો પ્રતિયોગી (વિરોધી) હોય, તો અવંદ્ય નામનિક્ષેપનો પ્રતિયોગી પણ થાય. આવો અનિષ્ટ પ્રસંજક (પ્રસંગવાળો) તર્ક જાણવો.

० તથાચ નિક્ષેપના વિષયભૂત થતા ભાવ અરિહંતની અભેદબુદ્ધિ પ્રત્યે નામ આદિ ત્રણ આગમના પ્રામાણ્યથી અને સ્વાનુભવથી કારણ છે.

० નામ આદિ નિક્ષેપરૂપ ત્રણ નિક્ષેપાઓ, આ ભાવનિક્ષેપ સંબંધી અધ્યાત્મના ઉપનાયક હોવાથી, અરિહંતપ્રતિમારૂપ સ્થાપનાનિક્ષેપ સ્વરૂપરૂપે અનાદર કરનારા, ભાવનિક્ષેપને જ માત્ર અગ્રેસર કરનારાઓનો મત ખંડિત થાય છે, કેમ કે-નામ આદિ ત્રણ નિક્ષેપાઓના અનાદરમાં ભાવોલ્લાસ જ કરવો અશક્ય થાય છે.

० શાસ્ત્રની માફક નામ આદિ ત્રણ નિક્ષેપાઓ હૃદયમાં વિરાજમાન હોયે છતે, ભગવાન આગળ જ સ્ફુરાયમાન થાય છે-હૃદયમાં જ જાણે પ્રવિષ્ટ કરેલ છે એમ થાય છે. તન્મયી ભાવની માફક ભગવાનમાં તન્મય જીવ બને છે, તેથી સર્વકલ્યાણની સિદ્ધિ છે. ભાવોલ્લાસ તે નામાદિ ત્રણ નિક્ષેપાઓને આધીન છે. 'સ્વાભાવિક જ ભાવોલ્લાસ છે.' આ પ્રમાણે જૈન મતમાં એકાન્ત નથી, કેમ કે-સર્વ વ્યવહારોના વિચ્છેદનો પ્રસંગ થાય છે.

શંકા-ભાવ અરિહંતનું દર્શન, ભવ્યોને જેમ સ્વગત ફળ પ્રત્યે અવ્યભિચારી (વિરૂદ્ધ નથી) છે, તેમ ત્રણ નિક્ષેપાઓની પ્રતિપત્તિ (સ્વીકાર) નથી. માટે નામાદિ ત્રણ નિક્ષેપાઓ પ્રત્યે આદર કેવી રીતે થાય ?

**સમાધાન**-સ્વગત ફળમાં, સ્વથી ભિન્ન ભાવનિક્ષેપમાં પણ વ્યભિચારનો અભાવ નથી એમ નથી પરંતુ વ્યભિચાર જ છે, કેમ કે-ભાવ અરિહંતને જોઈ ભવ્ય માત્ર કે અભવ્યો પ્રતિબોધને પામતાં નથી. ઈતિ,

૦ સ્વગત ભાવોલ્લાગનું નિમિત્તપણું તો ચારેય નિક્ષેપાઓમાં પણ સમાન છે. આ કથનથી સ્વગત અધ્યાત્મના ઉપનાયકતા ગુણથી વંદ્યપણું પણ ચાર નિક્ષેપાઓમાં અવિશિષ્ટ છે.

૦ મસ્તક-ચરણ-સંયોગરૂપ વંદન ભાવભગવંતના પણ શરીરમાં જ સંભવ છે, અરૂપી એવા ભાવભગવંતમાં તો નહિ; કેમ કે-આકાશમાં જેમ, તો વંદનનો અસંભવ છે.

ભાવ અરિહંતના સંબંધથી શરીરની સાથે સંબંધવાળું વંદન ભાવ અરિહંતમાં જ આવે છે. આ પ્રમાણે તો નામ આદિમાં પણ સમાન જ છે. (જેનો ભાવનિક્ષેપ પૂજ્ય છે, તેના નામાદિ ત્રણ નિક્ષેપાઓ યથાયોગ્ય પૂજ્ય જ છે.)

**શંકા**-મહાનિશીથસૂત્રમાં ભાવાચાર્યને તીર્થંકરભગવાન તુલ્ય કહેલ છે. એથી નામ આદિ ત્રણ નિક્ષેપાઓનું અકિંચિત્કરપણું છે, માટે ભાવનિક્ષેપ માત્રને આગળ કરનારાઓનો કયો અપરાધ છે ?

**સમાધાન**-મહાનિશીથસૂત્રમાં ભાવાચાર્યમાં તીર્થંકરની તુલ્યતાને જણાવનારૂં વચન, પરમ શુદ્ધ ભાવગ્રાહી નિશ્ચિયનયના વિષયભૂત છે.

૦ ખરેખર, જે મતમાં એક પણ ગુણના ત્યાગમાં મિથ્યાદૃષ્ટિપણું મનાય છે, તે મતમાં બીજા નિક્ષેપાઓનો અનાદર હોવા છતાં, નૈગમ આદિ નયોના સમુદાયે નામ આદિ નિક્ષેપાઓનું પ્રામાણ્ય સ્વીકૃત કરેલ હોવાથી આપને કયો વ્યામોહ હોઈ શકે? કેમ કે-સર્વનયસંમત જ શાસ્ત્રના અર્થરૂપ છે. અન્યથા, જો સર્વનયસમંતને ન માનો, તો સમ્યક્ત્વ અને ચારિત્રને એક માનનાર નિશ્ચયનયે, અપ્રમત્ત સંયત(સાધુ)ને જ સમ્યક્ત્વના સ્વામી તરીકે કહેલ છે, પ્રમત્તગુણસ્થાનક સુધીનાને સમ્યક્ત્વસ્વામી તરીકે કહેલ નથી. તો શ્રેણિક આદિ ઘણા જીવોમાં પ્રસિદ્ધ સમ્યક્ત્વ અસ્વીકરણીય થશે ને ?

૦ આવી રીતે 'जो जिणदिट्ठे भावे चउव्विहे सद्दहाइ सयमेव ।' ઈત્યાદિ ઉત્તરાધ્યયનસૂત્રના વચનથી ચતુર્વિધ શબ્દ, નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવના ભેદથી યુક્ત હોવાથી, વ્યાખ્યાના ચાર નિક્ષેપાઓનું ઔચિત્ય મુજબ આરાધ્યપણું અવિરૂદ્ધ છે. ઈતિ.

**દ્રવ્યનિક્ષેપનિરૂપણ**-અનુભૂત (ભૂતકાલીન) અનુભવિષ્યમાણ (ભવિષ્યત્કાલીન) પર્યાયને યોગ્ય (લક્ષણમાં યોગ્યતા, એક ભવિકબદ્ધ આયુષ્ક અભિમુખ નામગોત્રના ભેદથી ત્રણ પ્રકારની છે: અને અતીત-અનાગત-વર્ત્તમાન ભવભાવની સાથે ક્વચિત્ અંતર વગરના લેવા. અન્યથા, અતીત-અનાગત અનત ભવોમાં પણ દ્રવ્યપદ વ્યપદેશનો પ્રસંગ થાય ! ખરેખર, વર્ત્તમાન ભવમાં રહેલો પુરસ્કૃત ભાવીય-પશ્ચાત્કૃત ભાવીય આયુષ્યકર્મને અર્હદ્દ્રવ્યપણાએ સ્પર્શ કરે છે. જેમ સવારની સંધ્યામાં સૂર્ય, પૂર્વવિદેહ અને ભરતને તથા પ્રદોષસંધ્યામાં તો ભરતને અને પશ્ચિમવિદેહને પ્રકાશિત કરે છે. તીર્થંકરનામકર્મ ઘટિત યોગ્યતાવડે તો નાના ભવના વ્યવધાનવડે પણ હોય છે, કેમ કે-મરીચિમાં દ્રવ્યતીર્થંકરપણાનું પ્રતિપાદન છે. સુદૂર વ્યવહિત પણ દ્રવ્યતીર્થંકરોનું વંદ્યત્વનું પ્રતિપાદન, નાના ભવ-

સંબંધ ઘટિત યોગ્યતા સિવાય અનુપપન્ન થાય છે.) (કારણ) જે નિક્ષેપવિષય થાય છે, તે 'દ્રવ્યનિક્ષેપ' કહેવાય છે. જેમ અનુભૂત ઈન્દ્રપર્યાયવાળો (જે જીવદ્રવ્ય પહેલાં ઈન્દ્રરૂપે હતું) કે અનુભવિષ્યમાણ ઈન્દ્રપર્યાયવાળો (ઉત્તરકાળમાં ઈન્દ્ર થશે)–બંને ઈન્દ્ર કહેવાય છે, અર્થાત્ તે જીવ દ્રવ્યનિક્ષેપે દ્રવ્યેન્દ્ર કહેવાય છે. (ખરેખર, જે વિશિષ્ટ જીવ દેવેન્દ્ર થઈને તેના યોગજનક કર્મની પરિસમાપ્તિ થતાં, તે શરીરને છોડીને મનુષ્ય આદિ યોનિમાં ઉત્પન્ન થયો. તે વખતે મનુષ્ય પણ હોવા છતાં, પૂર્વે પ્રાપ્ત કરેલ ઈન્દ્રપર્યાયવાળો હોવાથી 'આ ઈન્દ્ર છે' આવો વ્યવહાર કરાય છે (થાય છે). અથવા જે હમણાં મનુષ્યગતિમાં વર્તતો જીવ, ઉત્તરકાળમાં મનુષ્ય ઉપભોગ્ય સમસ્ત કર્મની પરિસમાપ્તિ થતાં, મનુષ્યનું શરીર છોડીને દેવેન્દ્રત્વપદ ઉપભોગ્ય કર્મોદયકાળમાં દેવગતિમાં દેવેન્દ્ર ભવિષ્યકાળમાં થશે. તે જીવ, અનુભવિષ્યમાણ ઈન્દ્રપર્યાયવાળો 'આ ઈન્દ્ર છે' આવો વ્યવહાર થાય છે. તે બંને દ્રવ્યેન્દ્ર છે.) આ બંનેમાં ઈન્દ્રપર્યાયના અભાવકાળમાં ઈન્દ્રપદનો વ્યવહાર કેવી રીતે ? આવી શંકામાં દૃષ્ટાન્તનો આધાર લઈને તેની વ્યવસ્થા કરે છે કે–

० અનુભૂત ઘૃતના આધારતાના પર્યાયવાળા અથવા અનુભવિષ્યમાણ ઘૃતના આધારપણાના પર્યાયવાળા ઘડાઓમાં (જે ઘડાએ પૂર્વકાળમાં ઘીનું ધારણ કરેલું છે તે ઘડામાં અને જે ઘડો ઉત્તરકાળમાં ઘીનું ધારણ કરશે, તે બંને ઘડાઓમાં) ઘીના ઘડાના વ્યવહારની માફક (લોકમાં આ ઘીનો ઘડો છે–એમ વ્યવહાર થાય છે તેમ) ત્યાં અનુભૂત ઈન્દ્રપર્યાયવાળા અને અનુભવિષ્યમાણ ઈન્દ્રપર્યાયવાળા જીવમાં ઈન્દ્રશબ્દના વ્યપદેશની ઉપપત્તિ છે. (આ ઈન્દ્ર છે, આ પ્રમાણે ઈન્દ્રશબ્દનો પ્રયોગ યુક્તિયુક્ત છે.)

० હવે બીજા પ્રકારથી દ્રવ્યનિક્ષેપને કહે છે કે–ક્વચિત્ કોઈ એક સ્થળમાં અપ્રધાનપણામાં પણ દ્રવ્યનિક્ષેપ પ્રવર્તે છે. જેમ અંગારમર્દક સંજ્ઞાવાળા આચાર્યના ગુણોથી રહિત હોવાથી અપ્રધાન આચાર્ય 'દ્રવ્યાચાર્ય' કહેવાય છે.

વળી ક્વચિત્ અનુપયોગમાં દ્રવ્યનિક્ષેપ પણ પ્રવર્તે છે. જેમ કે–અનાભોગથી–અન્યમાં રહેલ ચિત્તપણા વગેરેથી યથાર્થ ઉપયોગના અભાવથી, અથવા આલોક અને પરલોક આદિની આશંસાલક્ષણવાળા (જો પૂજાવિધાયક આગમ અર્થનો ઉપયોગ હોય, તો ત્યાં ઈહલોક આદિ આશંસા પ્રતિષિદ્ધ છે. આમ 'તેની આશંસાથી પૂજા કરવી નહિ.' આવી રીતે તેની આશંસાલક્ષણ આગમ અર્થના અનુપયોગથી) અનાભોગથી અને અવિધિપૂર્વક, ભક્તિપૂર્વક પણ કરાતી જિનપૂજા આદિ દ્રવ્યક્રિયા જ કહેવાય છે, કેમ કે ઉપયોગ વગરની ક્રિયામાં સાક્ષાત્ (ઉપાદાનથી) મોક્ષના અંગ(સાધન)પણાનો અભાવ છે. (પરંપરાથી મોક્ષનું અંગપણું અનુપયુક્ત ક્રિયાનું પણ છે, એમ લભ્ય જ છે. તેની સ્પષ્ટ પ્રતિપત્તિ માટે કહે છે કે–)

० તે જિનપૂજા આદિ રૂપ ક્રિયા, ભક્તિથી અને અવિધિથી પણ કરાતી, પરંપરાએ મોક્ષના અંગપણાની અપેક્ષાએ દ્રવ્યપણાએ પામે છે. (વિધિનો અભાવ છતાં પરંપરાથી તે દ્રવ્યક્રિયાથી કેવી રીતે મોક્ષફળ મળે ? માટે આગળ કહે છે કે–) ભક્તિનામક ગુણથી 'અવિધિ-

નામક દોષને અનુબંધ વગરનો કરેલ હોઈ, પરંપરાએ દ્રવ્યક્રિયા મોક્ષફળ આવી રીતે આપે છે. (ભક્તિના અભાવથી વિશિષ્ટ અવિધિ જ મોક્ષાદિ કાર્યપ્રતિબંધક છે. તેના અભાવમાં કારણ છે એવો અભિપ્રાય છે, કેમ કે-નિરનુબંધ કરેલ હોઈ, અંગના અભાવથી જન્ય જિનપૂજાગત સ્વસ્વ કાર્યના અનર્જકપણાની આપત્તિરૂપ કાર્યના સંમુખપણાનો અભાવ, અર્થાત્ અંગના સદ્ભાવથી જન્ય જિનપૂજાગત સ્વસ્વ કાર્યના અર્જકપણાની પ્રાપ્તિકાર્યના સંમુખપણાનો સદ્ભાવ થાય છે.)

ભૂતકાલીન પર્યાયની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપ જેમ દ્રવ્યેન્દ્રને ઇન્દ્ર, ભવિષ્યકાલીન કારણની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપ જેમ દ્રવ્યેન્દ્રને ઇન્દ્ર, અપ્રધાનતાની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપ દ્રવ્યાચાર્ય અને અનુપયોગની અપેક્ષાએ દ્રવ્યનિક્ષેપ દ્રવ્યક્રિયા. અવિધિથી પણ ભક્તિથી કરાતી ક્રિયા દ્રવ્યક્રિયા. આલોક-પરલોક આદિ આશંસાથી કરાતી ક્રિયા દ્રવ્યક્રિયા. (અહીં ઉપયોગનો અર્થ જ્ઞાન કે વિધિનો ઉપયોગ-વ્યાપાર છે.)

**ભાવનિક્ષેપનું નિરૂપણ-લક્ષણ**-વક્તાની વિવક્ષિત જે ઇન્દન આદિ રૂપ ક્રિયા છે, તેના અનુભવથી વિશિષ્ટ જે સ્વતત્ત્વરૂપ ભાવ છે, તે 'ભાવનિક્ષેપ' કહેવાય છે. (ઇન્દ્ર આદિ શબ્દથી સ્વર્ગના આધિપત્ય આદિ રૂપ ઐશ્વર્ય આદિના કથનથી તે ત્યાં ઘટતો હોવાથી, તે જ ઇન્દ્ર આદિ શબ્દનું વાચ્યતત્ત્વ પારમાર્થિક પદાર્થ છે. એવંભૂત જે નિક્ષેપનો વિષય થાય છે. જેમ કે-'આ ઇન્દ્ર છે' આવા રૂપે ઇન્દ્ર આદિ શબ્દ વાચ્યરૂપે સ્થાપિત કરાય છે. તે ઇન્દ્ર આદિ ભાવનિક્ષેપ અર્થાત્ ભાવેન્દ્ર કહેવાય છે.)

જેમ ઇન્દન ક્રિયાપરિણત ભાવેન્દ્ર 'ભાવનિક્ષેપ'રૂપ ઇન્દ્ર કહેવાય છે.

**શંકા**-ભાવથી વર્જિત નામ-સ્થાપના-દ્રવ્યરૂપ ત્રણ નિક્ષેપાઓમાં, ભાવરૂપ અર્થની શૂન્યતાની અપેક્ષાએ નામમાં-સ્થાપનામાં અને દ્રવ્યમાં વૃત્તિનો (સંકેતવિશેષણવૃત્તિના પ્રવર્ત્તનનો) વિશેષ નહિ હોવાથી (સાધારણપણું હોવાથી) અને વિરૂદ્ધ ધર્મના અધ્યાસનો અભાવ હોવાથી કોઈ પણ જાતનો ભેદ નથી, માટે નિક્ષેપાઓના ચાર પ્રકારો કેવી રીતે વ્યાજબી છે?

(નામ, નામવાળા પદાર્થમાં-સ્થાપનામાં અને દ્રવ્યમાં સાધારણરૂપ વર્તે છે, સ્થાપનારૂપ પણ ભાવાર્થ શૂન્યત્વ, નામાદિ ત્રણમાં પણ સમાન છે, કેમ કે-નામાદિ ત્રણેયમાં, પણ ભાવનો અભાવ છે. દ્રવ્ય પણ નામ-સ્થાપના-દ્રવ્યોમાં વર્તે છે જ, કેમ કે-દ્રવ્યમાં જ નામ-સ્થાપના કરવાની હોય છે: અને દ્રવ્યમાં અત્યંત સારી રીતે વર્તવું છે, માટે વિરૂદ્ધ ધર્મના અધ્યાસનો અભાવ હોવાથી આ ત્રણેયનાં ભેદ કેવી રીતે વ્યાજબી છે?)

**સમાધાન**-પૂર્વોક્ત અપેક્ષાથી વિરૂદ્ધ ધર્મના અધ્યાસનો અભાવ હોવા છતાં રૂપાન્તરથી (બીજી બીજી અપેક્ષાથી) તે નામાદિ ત્રણમાં પરસ્પર ભેદની ઉપપત્તિ છે. તે આ પ્રમાણે:-નામ અને દ્રવ્યથી સ્થાપના, આકાર-અભિપ્રાય-બુદ્ધિ-ક્રિયા-ફળના દર્શનથી જુદી પડે છે. જેમ કે-સ્થાપનભૂત ઇન્દ્રમાં હજાર લોચન, કુંડલ, મુકુટ, શચી(ઇન્દ્રાણી)નું સન્નિધાન,

હાથમાં વજ્રનું ધારણ, સિંહાસનમાં અધ્યાસન આદિ જનિત અતિશયવાળો, દેહના સૌન્દર્ય આદિરૂપ રૂપ આકાર દેખાય છે.

(૧) સ્થાપના કરનારમાં સદ્ભૂત (સત્ય) ઈન્દ્રનો અભિપ્રાય જણાય છે.

(૨) સ્થાપનાના દર્શન કરનારમાં તે ઈન્દ્ર આદિના આકારને જોવાથી ઈન્દ્રબુદ્ધિ પેદા થાય છે.

(૩) આ સ્થાપનાભૂત ઈન્દ્રની સેવા કરનારાઓમાં અને તેની ભક્તિમાં પરિણત બુદ્ધિવાળાઓમાં નમસ્કાર આદિ ક્રિયા દેખાય છે. અને-

(૪) તે નમસ્કાર આદિ ક્રિયાનું ફળ પુત્ર ઉત્પત્તિ આદિ દેખાય છે.

(જિનપ્રતિમાના નમસ્કારરૂપ ક્રિયાનું ફળ અને જિનપ્રતિબિમ્બપૂજનફળ તો, 'અરિહંતોની અભ્યર્ચનાથી મનની પ્રસન્નતા, તેથી સમાધિ અને તેથી નિઃશ્રેયસ, ખરેખર, એથી જ જિનપૂજન યુક્તિયુક્ત છે'—એમ તત્ત્વાર્થાધિગમ ભાષ્યકારિકામાં પરંપરાથી મુક્તિફળ ઉપદિષ્ટ છે.) આકાર આદિ નામેન્દ્રમાં અને દ્રવ્યેન્દ્રમાં દેખાતાં નથી, તેથી તે નામ—દ્રવ્યથી સ્થાપનાનો ભેદ છે. (સૂત્રબોધિત બળવાન અનિષ્ટના અનનુબંધી ઈષ્ટ સાધનતાવાળા, તેમાં રહેલ ગુણના સ્મરણના જનક સંસ્કારના ઉદ્બોધકારક અભિપ્રાય કે આકારનું સંબંધવત્ત્વ, તે સ્થાપનાનું લક્ષણ છે : અને આ પ્રમાણે સાદૃશ્યસબંધ સ્થાપનાનિક્ષેપ નિયામક નથી, કેમ કે—અસદ્ભાવ સ્થાપનાના ઉચ્છેદનો પ્રસંગ છે. અભિપ્રાયસંબંધ પણ સ્થાપનાનિક્ષેપ નિયામક નથી, કેમ કે—નામમાં પણ તે અભિપ્રાયસંબંધ સારી રીતે કહી શકાતો હોઈ અતિપ્રસંગ છે. અતએવ દ્રવ્યલિંગમાં સ્થાપનાથી ભાવસાધુની બુદ્ધિ નથી, કેમ કે—ઉત્કટ દોષવાળો હોઈ પ્રતિસંધાનવિષયના સાદૃશપણાથી ગુણવંતના અનુસ્મરણથી સૂત્રબોધિત બળવાન અનિષ્ટના અનુબંધી દ્રવ્યલિંગી થાય છે.)

દ્રવ્ય, નામ અને સ્થાપનાથી ભિન્ન છે, કેમ કે—ભાવનુ પરિણામી(ઉપાદાન)કારણ છે. આમ અનુમાનપ્રયોગ પણ અહીં સ્પષ્ટ ભાસે છે. કથિત હેતુની સત્તા દ્રવ્યમાં છે, નામ—સ્થાપનામાં અસત્તા છે. એથી નામ—સ્થાપનાથી દ્રવ્ય નિયમા ભિન્ન છે.

૦ જેમ ખરેખર, અનુપયુક્ત વક્તા દ્રવ્ય ઉપયુક્તપણાના કાળમાં ઉપયોગલક્ષણવાળા ભાવનું કારણ થાય છે. [પહેલાં અનુપયુક્ત વક્તા તે જ ઉત્તરકાળમાં ઉપયોગરૂપે પરિણત થાય છે, માટે ઉપયોગપરિણામરૂપ ભાવનું કારણ હોઈ તે દ્રવ્ય છે.] અથવા તે ઉપયોગલક્ષણવાળો ભાવ, તે અનુપયુક્ત વક્તારૂપ દ્રવ્યનો પર્યાય થાય છે. અથવા સાધુ જીવરૂપ દ્રવ્યેન્દ્ર હોતો ભાવેન્દ્રરૂપ પરિણતિનું કારણ થાય છે. (જે હમણાં જીવ સાધુપર્યાયનો અનુભવ કરે છે, તે પરલોકમાં દેવેન્દ્ર થશે. તેથી સદ્ભાવ દેવેન્દ્ર પરિણતિરૂપ ઉત્તરકાલીન ભાવેન્દ્રનું કારણ હોવાથી દ્રવ્યેન્દ્ર કહેવાય છે.) તે નામેન્દ્ર અને સ્થાપનેન્દ્ર નથી. તે બંનેમાં ભાવપરિણતિનું કારણપણું નથી. આ પ્રમાણે વૈધર્મ્યથી દ્રવ્ય, નામ—સ્થાપનાથી ભિન્ન છે.

૦ નામ પણ સ્થાપના અને દ્રવ્યથી કથિત વૈધર્મ્યથી જ (આકાર આદિ ભાવપરિણામી કારણત્વથી) ભિન્ન થાય છે.

જો કે પૂર્વોદિત શંકાવિભાગમાં કહેલ પ્રકારથી આ નામાદિનો અભેદ છે, તો પણ સમાધાનવિભાગમાં કહેલ પ્રકારથી નામ આદિનો પરસ્પર ભેદ સિદ્ધ જ છે. (તથાચ અહીં પણ સ્યાદ્વાદ, સ્થાન બરોબર જમાવે છે.) દૃષ્ટાંતનું આલંબન લઈને નામ–સ્થાપના–દ્રવ્યોનો ભેદ અને અભેદ દર્શાવે છે કે–

૦ દૂધ–તક્ર દહીં વગેરે ગોરસનો શ્વેતત્વ આદિ રૂપથી પરસ્પર અભેદ હોવા છતાં, મધુરતા આદિ સ્વાદરૂપે ભેદ નથી એમ નહિ પરંતુ ભેદ છે જ, કેમ કે–વસ્તુ અનંતધર્મોથી અધ્યાસિત છે. તેવી રીતે નામાદિમાં કોઈ અપેક્ષાએ અભેદ હોવા છતાં, બીજી અપેક્ષાએ ભેદ છે જ એમ જાણવું.

**શંકા**–નામ આદિ વિચાર, આરબ્ધ કર્યે છતે ભાવ એ જ વસ્તુ છે, કેમ કે–વિવક્ષિત અર્થક્રિયાસાધક છે. જેમ કે–ઉભયસંમત વસ્તુ ભાવેન્દ્રની માફક વિવક્ષિત અર્થસાધનમાં સમર્થ, ગોપાલદારક વગેરે નામેન્દ્ર આદિ નથી, તો ભાવ અર્થશૂન્ય નામ આદિથી સર્યું ને?

(ભાવેન્દ્રનું સ્વર્ગપાલન આદિ જે કાર્ય છે, તે ગોપાલદારક આદિ રૂપ નામેન્દ્ર, ઈન્દ્ર-પ્રતિમાદિરૂપ સ્થાપેન્દ્ર, દ્રવ્યેન્દ્ર, અથવા સાધુ જીવ આદિ રૂપ દ્રવ્યેન્દ્ર કરવા માટે સમર્થ નથી. આથી પ્રતિનિયત અર્થક્રિયાકારી હોવાથી ભાવેન્દ્ર જ વસ્તુ છે, નામેન્દ્ર આદિ નથી, તો તે ભાવાર્થશૂન્ય એવા નામાદિનું શું પ્રયોજન છે?)

**સમાધાન**–નામ આદિ પણ વસ્તુના પર્યાય હોઈ, સામાન્યથી ભાવત્વનું ઉલ્લંઘન કરતા નથી તેથી સિદ્ધસાધન છે. (ખરેખર, ઈન્દ્રશબ્દનો અર્થ, ઈન્દ્રની માફક નામ અને તેનો આકાર તેના કારણરૂપ ચતુષ્ટયાત્મક વસ્તુ જ છે, માટે ભાવેન્દ્રની માફક નામાદિમાં વસ્તુપર્યાયત્વ અવિશિષ્ટ જ છે. કથિત ચતુષ્ટયમાંથી કોઈ એકનું જે કાર્ય છે, તે ઈન્દ્રશબ્દાર્થનું કાર્ય હોય છે જ. સામાન્યથી ઈન્દ્ર–કાર્ય–કારિત્વ સર્વેનું અવિશિષ્ટ જ છે. જેમ અનંતધર્માત્મક વસ્તુમાં પ્રત્યેક ધર્મનું જે કાર્ય છે, તે પણ વસ્તુ કાર્ય હોય છે જ. અન્યથા, અનંત-ધર્માત્મકપણું વસ્તુનું સંભવે નહિ જ.)

૦ અવિશિષ્ટ (સામાન્યથી) ઈન્દ્ર આદિ વસ્તુનું ઉચ્ચારણ કર્યે છતે, નામ આદિ રૂપ ચાર ભેદો પ્રતીત થાય છે જ. 'ઈન્દ્ર છે' આવી રીતે નામ આદિ રહિત કેવળ ઈન્દ્રશબ્દનું ઉચ્ચારણ થયે છતે, વિશેષ વગર નામેન્દ્ર આદિ ચારેયનું પણ જ્ઞાન થાય છે.

શું આણે નામેન્દ્ર વિવક્ષિત કરેલ છે કે સ્થાપનેન્દ્ર કે દ્રવ્યેન્દ્ર કે ભાવેન્દ્ર?–એમ વિશેષ કથન નહિ હોવાથી સામાન્યથી ચારેયનું કથન છે. એથી સામાન્યથી ઈન્દ્રવસ્તુના ચાર પણ આ પર્યાયો ભાવવિશેષ જ છે.

૦ હવે વિશિષ્ટ અર્થક્રિયાસાધક, ભાવેન્દ્ર આદિ રૂપ ભાવની અપેક્ષા કરીને વસ્તુત્વના

સાધનમાં કોઈ પણ ક્ષતિ નથી. ભાવેન્દ્ર આદિના ભાવમાં વિશિષ્ટ ક્રિયાકારકપણામાં, નામેન્દ્ર આદિ પર્યાયોનાં પણ તે વિશિષ્ટ ક્રિયાસાધકપણું જોવું જોઈએ, કેમ કે-દ્રવ્યરૂપે પર્યાયોનો પરસ્પર અભેદ છે. વસ્તુના પર્યાયપણાની અપેક્ષાએ જેમ ભાવ છે, તેમ નામ આદિ ત્રણ છે એમ અત્યાર સુધી સાબીત કર્યું.

હવે પ્રકારાન્તરથી નામાદિના ભાવાંગપણાએ ઉપયોગને કહે છે. અથવા ભાવપરિણામના નિમિત્તભાવની અપેક્ષાએ નામ-સ્થાપના-દ્રવ્યોનો ભાવના અંગપણાએ ઉપયોગ (સફળતા) છે. ભાવાંગપણું જ એકલું કેવી રીતે? આવી શંકામાં કહે છે કે-

(૧) કોઈ એક પુરુષ આદિમાં સંકેતિત 'જિનનામ' સાંભળીને પણ રાગ-દ્વેષ આદિ આંતર્-સંપૂર્ણ શત્રુશૂન્ય ભાવજિન સ્મૃતિમાં આરૂઢ થયે છતે, શ્રોતામાં રહેલા ભાવના ઉલ્લાસનો અનુભવ થવાથી ભાવાંગ છે.

(૨) એ પ્રમાણે સર્વથા રાગ-દ્વેષ આદિના રહિતપણાના અનુમાપક લિંગવિશેષથી વિભૂષિત જિનપ્રતિમાને (સ્વસ્તિક આદિને) આગળ સાક્ષાત્ જોનાર ભવ્યને ઇચ્છા થાય છે કે-'આવો વીતરાગ હું ક્યારે થઈશ?' આની ઇચ્છા-લક્ષણ તેઓના ગુણોમાં એકતાનતા-સ્વભાવ આત્મક ભાવોલ્લાસનો આવિર્ભાવ અનુભવાતો છે માટે ભાવાંગ છે.

(૩) નિર્વાણને પામેલા કે કાળધર્મને પામેલા, તેમજ બે-ત્રણ આદિ ભવોમાં જ જિન આદિ ભાવને ભવિષ્યમાં પામનાર (દ્રવ્યમુનિ કે) દ્રવ્યજિનરૂપ સમ્યક્ચારિત્રવાળા મુનિના દેહના દર્શનથી દેખનાર ભવ્ય જીવમાં સમ્યગ્દર્શનાદિ ભાવવિશેષનો ઉલ્લાસ અનુભવાતો છે, માટે નામ આદિ ત્રણનો ભાવના અંગપણાએ ઉપયોગ જ છે, નિરૂપયોગપણું નથી.

(મુક્તિગત મુનિ કે જિનના દેહને, અથવા ભવિષ્યમાં મુનિ કે જિનના ભાવને પામનાર મુનિ કે જિનના દેહને દેખી, અર્થાત્ દ્રવ્યમુનિ દ્રવ્યજિનને દેખી ભાવોલ્લાસ ભવ્ય જીવને પેદા થાય છે.) અહીં આ વિશેષ છે કે-ભાવોલ્લાસરૂપી સમીહિત સાધન કાર્ય પ્રત્યે કેવળ નામ-સ્થાપના-દ્રવ્યરૂપ ત્રણ અનૈકાન્તિક કારણ છે, કેમ કે-નિશ્ચયનો અભાવ છે. અનાત્યન્તિક કારણ છે, કેમ કે-આત્યન્તિક પ્રકર્ષ પ્રાપ્ત તથાવિધ ફળસાધકપણાનો અભાવ છે. (એકાન્ત એટલે નિયમ. તે જ ઐકાન્તિક-ન ઐકાન્તિક-અનૈકાન્તિક. નામ આદિ ત્રણમાંથી કોઈ એક હોયે છતે કદાચિત્ ભાવોલ્લાસ થાય છે, કદાચિત્ થતો પણ નથી, માટે વ્યભિચારી છે. અનાત્યન્તિક=અત્યંત-અતિશયથી-અતિ પ્રકૃષ્ટ-અત્યાતિશાયી કાર્ય કરે છે, તે આત્યન્તિક. તે પ્રકારે જે નથી, તે અનાત્યન્તિક. ભાવિ જિનથી જેવો પ્રકૃષ્ટતમ ભાવોલ્લાસ થાય છે, તેવો ભાવોલ્લાસ જિનનામાદિથી થતો નથી, માટે નામાદિ ભાવોલ્લાસ પ્રત્યે અનૈકાન્તિક-અનાત્યન્તિક કારણ છે.) ભાવ તો (ભાવજિન તો) ઐકાન્તિક-આત્યન્તિક કારણ છે. (ભાવોલ્લાસ સમીહિત સાધન પ્રત્યે ભાવજિન ઐકાન્તિક (અવ્યભિચારી) આત્યન્તિક કારણ છે. માટે તે નામ આદિ ત્રણ કરતાં ભાવ અભ્યર્હિતતમ છે, આવો વિશેષ છે. આ પ્રમાણે ભાવથી ભિન્નમાં રહેલ નામ આદિ ત્રણનો પૂર્વોક્ત રીતે ઉપયોગ છે, કેમ કે-વસ્તુના પર્યાયો છે અને ભાવના અંગો છે.

० અર્થાત્ (પ્રધાનેતરભાવનું કથન) નામ આદિનું કથન ભિન્ન વસ્તુગતની અપેક્ષાએ છે.

० અભિન્ન વસ્તુગત નામ આદિનું તો ભાવની સાથે અવિનાભૂત (વ્યાપ્ત) હોવાથી જ વસ્તુપણું છે. ખરેખર, સર્વ વસ્તુનું પોતાને કહેનાર નામરૂપ સ્વરૂપ છે.

० જેમ કે-આતાન (લાંબો વિસ્તાર) વિતાનીભૂત (વિસ્તાર-ફેલાવભૂત) તંતુના સંતાનવાળો પટ કહેવાય છે. ઉર્ધ્વ કુંડલોમાં (ઉંચા વર્તુલવાળાઓમાં) લાંબો-ગોળ-ગ્રીવા-વાળો ઘટ કહેવાય છે. ઇત્યાદિ.

० પોતાનો આકાર સ્થાપનારૂપ છે. જેમ સર્વ વસ્તુનો પોતપોતાનો આકાર.

० અતીત-અનાગતભાવનું કારણ દ્રવ્ય છે અને કાર્યાપન્ન સ્વ(પોતે) ભાવરૂપ છે. જેમ મૃતપિંડ આદિ વસ્તુનું જન્યત્વ(કાર્યત્વ)ને પ્રાપ્ત થયેલ ઘટ આદિ.

(જો ઘટનું નામ ઘટનો ધર્મ ન હોય, તો તે ઘટ નામથી તે ઘટનું જ્ઞાન ન થાય! કેમ કે-ઘટ નામથી ઘટજ્ઞાનનું ઘટ નામ ઘટરૂપ અર્થથી અભિન્ન વાચ્યવાચકભાવરૂપ સંબંધથી જન્યપણું છે, માટે સર્વ વસ્તુ નામાત્મક છે. વળી સર્વ વસ્તુ સાકાર છે. ખરેખર, મતિ, આ ઘટ છે, આ પટ છે, ઇત્યાદિ રૂપથી જ વ્યવહારમાર્ગમાં અવતરે છે, માટે તે મતિનું ઘટ આદિ આકારવત્વ છે: અને ઘટ આદિ શબ્દ, ઘકાર પછી ટકાર અને ટકાર પછી અત્વરૂપ આનુપૂર્વીસ્વરૂપ આકારયુક્ત જ ભાસે છે, માટે સાકાર છે. ઘટ વગેરે પણ પૃથુબુધ્નોદર આદિ આકારવાળા જ અનુભવ થાય છે, માટે સાકાર છે. આ પ્રમાણે સર્વ વસ્તુનું સાકારપણું જાણવું. અર્થાત્ મતિમાં નીલ આકાર, પીત આકાર છે. એ પ્રમાણે આકારની અનુભૂતિ છે. શબ્દમાં તે તે વર્ણથી અવ્યવહિત ઉત્તર તે તે વર્ણત્વરૂપ આનુપૂર્વી-સ્વરૂપ આકારની અનુભૂતિ છે અને ઘટાદિમાં કંબુગ્રીવા આદિ અવયવ સંનિવેશરૂપ સંસ્થાન-વિશેષરૂપ આકારની અનુભૂતિ છે. સર્વત્ર અનુભવાતા આકારનો અપલાપ અશક્ય છે. સર્વ વસ્તુ દ્રવ્યાત્મક છે. અનેક અવસ્થાઓમાં અનુગામિત્વ-દ્રવ્યત્વ છે. અનુગામિત્વરૂપ દ્રવ્ય આત્મક સર્વ વસ્તુ છે. જેમ કે-ઉત્ફણ પણ સાપ જ છે. એ પ્રમાણે વિફણ કુંડલિત આકારવાળો સાપ જ છે. આમ અવસ્થાઓના ભેદમાં પણ જેમ એક જ સાપ સર્વદા અનુગત છે, તેમ દ્રવ્ય પણ. જેમ તત્વથી ઉત્ફણ-વિફણ આદિ અવસ્થાઓ સાપથી જુદું તત્ત્વ નથી, તેમ પર્યાયો પણ દ્રવ્ય જ છે. તે તે પર્યાયરૂપે આવિર્ભૂત સ્વભાવવાળું તે તે પરિણામ આત્મક હોતું, તે તે રૂપે વ્યવહારવિષય થાય છે. તે તે પર્યાયરૂપ તિરોભાવમાં સ્વસ્વરૂપ વ્યવસ્થિત દ્રવ્ય છે એમ કહેવાય છે. વિકાર નામથી બીજું તત્ત્વ નથી.)

સર્વ વસ્તુ ભાવાત્મક છે, કેમ કે-અન્યોઽન્ય કાર્ય-ક્ષણ સંતાન આત્મક તે ભાવનો અનુભવ છે. આ પ્રમાણે સર્વ વસ્તુ નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવરૂપ ચાર રૂપોથી અવિનાભૂત છે. (આ કથનથી જે જે વસ્તુ છે, તે તે ચાર નિક્ષેપાવાળી છે. આવી વ્યાપ્તિ પ્રાપ્ત થાય છે, કેમ કે-અનુયોગદ્વારસૂત્રનું પ્રમાણ છે. તો પણ આ વ્યાપ્તિ પ્રાયિક (સાપેક્ષ) છે, કેમ કે-અપ્રજ્ઞાપનીય વસ્તુમાં નામનો પ્રયોગ નથી. વળી જીવત્વેન દ્રવ્યત્વેન ભૂત-ભવિ-

ષ્યત્ પર્યાયભાવથી તે જીવદ્રવ્યના કારણુપણાનો અભાવ હોવાથી જીવમાં દ્રવ્યનિક્ષેપનો અભાવ છે. વળી તત્ત્વાર્થટીકાકારે કહ્યું છે કે-'જો એકમાં અસંભવ છે, એટલા માત્રથી અવ્યાપકતા નથી,' માટે અપ્રજ્ઞાપનીય અને જીવદ્રવ્યભિન્ન જે જે વસ્તુ છે, તે તે ચાર નિક્ષેપાવાળી છે. આવી વ્યાપ્તિની વિવક્ષા છે.) આ પ્રમાણે જ દેખેલું છે, કેમ કે-સમ્યગ્દર્શનની વ્યવસ્થા છે. જિનમત સર્વ નયોના સમૂહ આત્મક છે. ખરેખર, એક જ વસ્તુમાં વિદ્યમાન પર્યાયોના મધ્યમાં આ વસ્તુ છે. બીજી તો અવસ્તુ છે, એમ કહી શકાતું નથી. (ભિન્ન વસ્તુમાં ભિન્ન કાળમાં વિદ્યમાન પર્યાયોને તે પ્રકારે કહી શકાય છે. માટે કહ્યું છે કે-'એક જ વસ્તુમાં એકીસાથે' 'शक्यत' इति । વિનિગમનાના વિરહથી સર્વનું વસ્તુત્વ અથવા સર્વનું અવસ્તુત્વ થાય ! એવો ભાવ છે. ચાર રૂપોના અવિનાભૂતપણામાં વિનિગમકને છે કે-'द्रव्यरूपतये'ति । કેમ કે-દ્રવ્યરૂપપણાએ તે સર્વેનું એકપણું છે. તથા વસ્તુના પ્રત્યય(જ્ઞાન)નો હેતુ હોવાથી 'નામ' વસ્તુનો ધર્મ છે. જે જેના પ્રત્યયમાં હેતુ છે, તે તેનો ધર્મ છે. જેમ ઘટના સ્વધર્મો રૂપ આદિ છે. જે જેનો ધર્મ નથી, તે તેનો પ્રત્યયનો હેતુ નથી. જેમ ઘટના ધર્મો પટના હોતા નથી. ઘટના નામથી ઘટનું જ્ઞાન થાય છે અને સર્વ વસ્તુઓના નામરૂપપણાની સાથે વ્યભિચારનો અભાવ હોવાથી અનૈકાન્તિકપણું નથી. ખરેખર, જે નામરહિત છે, તે વસ્તુ જ નથી. યથા નામથી રહિત હોઈ અવાચ્ય છટ્ઠા ભૂતરૂપ ભાવ અવસ્તુપણામાં તો ક્યાંથી તેના પ્રત્યયના હેતુત્વરૂપ હેતુની વૃત્તિ થાય ? અથવા ત્યાં તેની વૃત્તિમાં તેનું પણ વસ્તુત્વ જ થાય ! કેમ કે-ઘટાદિની માફક સ્વપ્રત્યયજનકપણું છે.

**શંકા**-'નદીના કાંઠે પાંચ ફળો છે' આવા શબ્દને સાંભળ્યા પછી, પ્રવૃત્તિવાળા કોઈ એકને વસ્તુની પ્રાપ્તિનો અભાવ હોવાથી અવસ્તુધર્મતા તેની કેમ નહિ ?

**સમાધાન**-પ્રત્યક્ષ આદિ પ્રમાણોમાં પણ તેનો પ્રસંગ છે, કેમ કે-તે પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી પ્રવૃત્તિ કરનારમાં કદાચિત્ વસ્તુની અપ્રાપ્તિ છે.

**શંકા**-અબાધિત પ્રમાણોથી પ્રવૃત્તિમાં અર્થની પ્રાપ્તિ છે ને ?

**સમાધાન**-સુવિવેચિત આપ્ત શબ્દથી પણ વસ્તુની પ્રાપ્તિ અવશ્ય થાય છે. (જો (નામ, વસ્તુનો ધર્મ ન થાય, તો ઘટ શબ્દ કહ્યે છતે, શ્રોતાને 'શું આ કહે છે ?' આમ સંશય જ થાય! પરંતુ ઘટ પ્રતિપત્તિ ન થાય! અથવા પટપ્રતિપત્તિરૂપ વિપર્યય થાય! અથવા આણે કાંઈ પણ જે કહ્યું, તે હું જાણતો નથી. આવા ચિત્તના વ્યામોહથી વસ્તુની અપ્રતિપત્તિરૂપ અનધ્યવસાય થાય ! કદાચિત્ ઘટનો, કદાચિત્ પટનો, અથવા કદાચિત્ સ્તંભ આદિનો બોધ થાય ! એમ પણ જાણવું.)

० આ પ્રમાણે જે છે, તે સઘળું આકારમય જ છે. યથા મતિ-શબ્દ-વસ્તુ-ક્રિયા-ફળ-અભિધાનો. જે આકારવાળી નથી, તે વસ્તુ નથી. જેમ કે-વંધ્યાપુત્ર આદિ.

(૧) ખરેખર, મતિ જ્ઞેયના આકારના ગ્રહણમાં પરિણત હોવાથી આકારવાળી છે. અન્યથા, 'નીલનું આ સંવેદન છે, પીતનું નહિ.' આવો નિયમ ન થાય ! કેમ કે-નિયામકનો અભાવ

છે. ખરેખર, નીલ આદિ આકાર નિયામકરૂપે જ્યારે ન મનાય, ત્યારે 'નીલગ્રાહી મતિ છે, પીતગ્રાહી નથી.' આમ કેવી રીતે વ્યવસ્થા કરી શકાય? કેમ કે-વિશેષનો અભાવ છે.

(૨) શબ્દ પણ, પૌદ્‌ગલિક હોવાથી આકારવાળો જ છે.

(૩) ઉત્ક્ષેપણ આદિ રૂપ ક્રિયા પણ ક્રિયાવાનથી અભિન્ન હોવાથી આકારવાળી છે.

(૪) ફળ પણ, કુંભાર આદિની ક્રિયાથી સાધ્ય ઘટ આદિ, મૃતપિંડ આદિ વસ્તુના પર્યાયરૂપ હોવાથી આકારવાળું છે.

(૫) અભિધાન પણ, શબ્દરૂપ નામ પણ આકારવાળું કહેલું છે.

૦ સર્વ દ્રવ્ય આત્મક છે. જેમ ઉત્ફણ (પ્રસારિત ફણાવાળો), વિફણ (સંકુચિત ફણાવાળો), કુંડલિત આકાર(કુંડલસ્વરૂપતા-ગોલકતાને પ્રાપ્ત આકારવાળો)વાળો સાપ: કેમ કે-દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ વિકાર વગરના આવિર્ભાવ માત્ર પરિણામવાળા દ્રવ્યનો જ સઘળે ઠેકાણે સર્વદા અનુભવ છે.

૦ ખરેખર, અપૂર્વ કાંઈ પણ ઉત્પન્ન થતું નથી, કેમ કે-પ્રચ્છન્નરૂપે વિદ્યમાનનો જ આવિર્ભાવ થાય છે.

૦ આવિર્ભૂત હોતું વિનષ્ટ થતું નથી (આવિર્ભાવરૂપે વિદ્યમાનનો વિનાશ થતો નથી), કેમ કે-પ્રચ્છન્નતારૂપ તિરોભાવનો જ વિનાશ છે.

૦ તથાચ આવિર્ભાવ-તિરોભાવ પરિણામમાં જ કાર્યના ઉપચારથી અને દ્રવ્યનું ઉપચરિત કારણપણું હોઈ, ઉત્પાદ-વ્યયરહિત (આ પ્રમાણે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુક્ત સત્ ગુણ-પર્યાયવદ્ દ્રવ્ય આ બંનેમાં પુનઃ ઉક્તિ નથી. એથી જ અહીં વિરોધ નથી. અન્યથા, દ્રવ્યના ઉત્પાદ-વ્યય આત્મકપણામાં તેનાથી રહિતપણાનું વચન વિરુદ્ધ થાય.) વિકાર વગરનું દ્રવ્ય કહેવાય છે.

**શંકા**-દ્રવ્યની એકસ્વભાવતામાં અને નિર્વિકારતામાં અનંતકાળમાં થનારા-અનંત 'આવિર્ભાવ-તિરોભાવનું' એ કહેલાથી જ કેવી રીતે કારણપણું સંભવે?

**સમાધાન**-દ્રવ્ય અચિંત્ય સ્વભાવવાળું છે, કેમ કે-એકસ્વભાવવાળા સર્પ આદિ દ્રવ્યોમાં પણ ઉત્ફણ-વિફણ આદિ પર્યાયોની ક્રમથી પ્રવૃત્તિ અનુભવસિદ્ધ છે.

**શંકા**-ઉત્ફણ-વિફણ આદિ બહુરૂપવાળું હોઈ, પૂર્વદશાના ત્યાગપૂર્વક ઉત્તર અવસ્થામાં સ્થિતિ હોવાથી દ્રવ્યની અનિત્યતા કેમ નહિ?

**સમાધાન**-બીજા બીજા વેષને પામનાર નટની માફક બહુરૂપવાળા પણ દ્રવ્યની નિત્યતા છે? જેમ નાયક-વિદૂષક-વાંદરો-રાક્ષસ આદિ ભૂમિકારૂપ પાત્રોના આવસરોમાં બીજા બીજા વેષોને ભજવનારો નટ બહુરૂપી છે, તેમ ઉત્ફણ-વિફણ આદિ ભાવરૂપ અવસ્થાઓથી દ્રવ્ય પણ બહુરૂપવાળું છતાં નિત્ય જ છે, કેમ કે-સ્વયં (દ્રવ્ય) અવિકારી છે. જેમ આકાશ.

० तथा सर्व भावात्मक છે, કારણ કે-અન્યાઽન્ય પર્યાયરૂપ કાર્યક્ષણના સંતાન આત્મક જ તે ભાવનો અનુભવ છે. ખરેખર, ક્ષણે ક્ષણે પર્યાયોનું ભવન જ અનુભવાય છે, કેમ કે-પૂર્વપર્યાયરૂપ ક્ષણની નિવૃત્તિ અને ઉત્તરપર્યાયરૂપ ક્ષણની ઉત્પત્તિ છે.

શંકા-ઉત્પત્તિ અને નિવૃત્તિ કારણની અપેક્ષાવાળી છે અને જે કારણ છે, તે જ દ્રવ્ય છે ને?

**સમાધાન**-નિરપેક્ષની જ ઉત્પત્તિ છે. ખરેખર, અપેક્ષા વિદ્યમાનની જ છે.

મૃતપિંડ આદિ કારણના કાળમાં ઘટ આદિ કાર્ય નથી, કેમ કે-અવિદ્યમાનની અપેક્ષામાં તો ગધેડાના શીંગડાની પણ તથાભાવ(અપેક્ષા)નો પ્રસંગ છે. વળી જો ઉત્પત્તિના ક્ષણની પહેલાં પણ ઘટ આદિ હોય, તો મૃતપિંડની અપેક્ષાથી સર્યું, કેમ કે-સ્વતએવ તે ઘટાદિ વિદ્યમાન છે.

શંકા-ઉત્પન્ન થયા બાદ ઘટ આદિ મૃતપિંડ આદિની અપેક્ષા રાખે છે ને?

**સમાધાન**-માથું મુંડાયા પછી દિનશુદ્ધિના વિચારની માફક અપેક્ષાની નિરર્થકતા છે.

શંકા-ઉત્પદ્યમાનતાની અવસ્થામાં આ ઘટાદિ અપેક્ષા રાખે છે ને?

**સમાધાન**-આ તમારી વાત વિચારને સહી શકતી નથી. ખરેખર, ઉત્પદ્યમાનતા શું અનિષ્પન્ન અવયવવાળી છે કે નિષ્પન્ન અવયવવાળી છે? અથવા શું અર્ધનિષ્પન્ન અવયવવાળી છે?

(૧) પહેલો પક્ષ બરોબર નથી, કેમ કે-અનુત્પન્નને અપેક્ષાનો અભાવ છે. જેમ આકાશકમલ.

(૨) બીજો પક્ષ ઠીક નથી, કેમ કે-નિષ્પન્નને પરની અપેક્ષાની નિરર્થકતા છે.

(૩) છેલ્લો ત્રીજો પક્ષ વ્યાજબી નથી, કેમ કે-વસ્તુમાં અંશસહિતતાનો પ્રસંગ છે.

અંશસહિતતામાં પણ અનિષ્પન્ન અંશ શું કારણની અપેક્ષા રાખે છે?

(૧-૨) પહેલા બે પક્ષો વ્યાજબી નથી, કેમ કે-નિષ્પન્ન અને અનિષ્પન્નમાં અપેક્ષાનો અસંભવ કહેલ છે.

(૩) છેલ્લો પક્ષ બરાબર નથી, કેમ કે-ઉભય પક્ષમાં કહેલ દોષોનું સંક્રમણ છે. તેથી મૃતપિંડ આદિથી ઉત્તરકાળમાં પર્યાયરૂપે ભવન (થવુ) જ ઘટાદિને તે મૃતપિંડ આદિની અપેક્ષા છે. કાર્યત્વથી અભિમત ઘટ આદિનો પ્રાગ્ભાવ જ મૃતપિંડ આદિ નિષ્ઠ કારણપણું છે, પરંતુ ત્યાં વ્યાપારવિષયભૂત મૃતપિંડ આદિમાં કારણતા નથી: કેમ કે-વ્યાપાર વ્યાપારવાનથી ભિન્ન હોયે છતે તે મૃતપિંડ આદિમાં નિર્વ્યાપારતાનો પ્રસંગ છે, અભિન્નપણામાં વ્યાપારના અભાવનો પ્રસંગ છે. કારણના વ્યાપારથી જન્ય પણ ઉત્પત્તિના, ઉત્પત્તિમાનથી ભેદમાં ઉત્પત્તિમાનમાં ઉત્પત્તિના અભાવનો પ્રસંગ થાય છે. તેથી પૂર્વ-ઉત્તરકાળ ભાવિત્વ માત્રથી જ આ કાર્ય-કારણભાવ વસ્તુઓ લોકમાં પ્રસિદ્ધ છે. પરંતુ કોઈએ કાંઈ કરેલું નથી, માટે કોઈ એક ભાવને સંબંધીની આકાંક્ષા નથી. તેથી બીજા હેતુની અપેક્ષા વગરનો જ સઘળો ભાવ ઉત્પન્ન થાય છે. આમ સ્થિર થયું.

० આ પ્રમાણે (ઉત્પત્તિની માફક) વિનાશ પણ હેતુ વગરનો જ છે.

**શંકા**–મુદ્ગર વગેરેની અપેક્ષાવાળા જ ઘટ આદિ વિનાશને પામતાં દેખાય છે, તો નિર્હેતુક કેવી રીતે?

**સમાધાન**–વિનાશના હેતુનો અભાવ હોવાથી નિર્હેતુક છે. શું વિનાશના કાળમાં મુદ્ગર આદિથી ઘટ આદિ જ કરાય છે?, કપાલ આદિ કરાય છે? કે તુચ્છરૂપ અભાવ છે?

(૧) પહેલો પક્ષ ઠીક નથી, કેમ કે–કુંભાર આદિ સામગ્રીથી જ તે ઘટ આદિની ઉત્પત્તિ છે.

(૨) બીજો પક્ષ વ્યાજબી નથી, કેમ કે–તે જ અવસ્થાનો પ્રસંગ છે.

(૩) ત્રીજો પક્ષ પણ વ્યાજબી નથી, કેમ કે–અરૂપી તે અભાવનો ગધેડાના શીંગડાની માફક કરી શકતો નથી.

**શંકા**–ઘટ આદિની સાથે સંબંધવાળા તે મુદ્ગર આદિએ અભાવ કરેલો છે, તેથી ઘટાદિની નિવૃત્તિ કહેવાય છે ને?

**સમાધાન**–સંબંધની અનુપપત્તિ હોવાથી તમારૂં કથન ઠીક નથી. શું પહેલાં ઘટ, પછીથી અભાવ કે વૈપરીત્ય કે સમાનકાળમાં ઘટ અને અભાવ છે?

(૧–૨) પહેલાંના બે પક્ષ ઠીક નથી, કેમ કે–બેમાં રહેનાર સંબંધનો ભિન્ન કાળવાળામાં અસંભવ છે.

(૩) છેલ્લા પક્ષમાં ઘટ અને અભાવમાં જો ક્ષણ માત્ર પણ સાથેની અવસ્થિતિ સ્વીકારાય, તો સંસાર પર્યન્ત આ થાય! કેમ કે–વિશેષનો અભાવ છે. વળી તે પ્રકારે છતે ઘટની તે અવસ્થાનો પ્રસંગ છે.

**શંકા**–ઘટના ઉપમર્દથી (પૂર્વધર્મીનો નાશ કરી બીજો ધર્મી ઉત્પન્ન કરવાથી–મર્દન કરવાથી) અભાવ થાય છે. એથી ઘટ આદિની નિવૃત્તિ છે ને?

**સમાધાન**–ઉપમર્દના, ઘટ આદિ રૂપપણામાં તે ઘટાદિની પોતાના હેતુથી જ ઉત્પત્તિ છે. કપાલ આદિ રૂપપણામાં, તેના ભાવમાં પણ (ઉપમર્દભાવમાં પણ) ઘટની તે અવસ્થાનો પ્રસંગ છે. વળી તુચ્છ અભાવરૂપપણામાં 'ઘટ આદિના અભાવથી ઘટ આદિનો અભાવ થાય છે' એવું કહેલું થાય! આમ થયે છતે પોતે જ પોતાના થવાની અનુપપત્તિ થાય! તેથી મુદ્ગર આદિ સહકારી કારણની વિસદૃશતાથી વિસદૃશ કપાલ આદિ ક્ષણ ઉત્પન્ન થાય છે. ઘટ આદિ તો ક્ષણિક હોઈ નિર્હેતુક છે. સ્વરસથી જ નિવૃત્ત થાય છે. એટલું જ માત્ર શોભન (સારૂ) છે. એથી હેતુવ્યાપારની અપેક્ષા વગર જ ઉત્પન્ન ભાવો ક્ષણિક હોઈ સ્વરસથી જ વિનાશ પામે છે, હેતુના વ્યાપારથી નહિ. આવું સ્થિર થયું. તેથી ઉત્પત્તિ અને વિનાશમાં કાંઈ કોઈથી અપેક્ષિત થતું નથી અને અપેક્ષણીયનો અભાવ હોવાથી કોઈ કોઈનું કારણ નથી. તેમ થયે છતે દ્રવ્ય જેવું કાંઈ નથી. (પર્યાયાર્થિકનયની અપેક્ષાએ) પરંતુ પૂર્વ અપરીભૂત પદ–અપર ક્ષણરૂપ પર્યાયો જ છે.

० ખરેખર, આ સ્વતંત્ર નામ આદિ નયો મિથ્યાદૃષ્ટિરૂપ છે, કેમ કે-અસંપૂર્ણ અર્થના ગ્રાહી હોવાથી હાથીના શરીરના ભિન્ન ભિન્ન અવયવોના સંસ્પર્શથી ઘણા પ્રકારના વિવાદમાં વાચાળ બનેલા જાતિથી અંધોના સમુદાયની માફક છે.

० અનુભવ-પ્રત્યક્ષ-સિદ્ધ તો જૈનમતરૂપ સમસ્ત સમૂહના સ્વીકારથી બનેલ નિરવદ્ય છે, કેમ કે-નામ આદિ નયોએ પરસ્પર પ્રગટ કરેલ સમસ્ત દોષોનો અભાવ હોવાથી સંપૂર્ણ અર્થનો ગ્રાહક છે. જેમ ચક્ષુવાળાઓના ચારેય બાજુ સમસ્ત હાથીના દર્શનથી જન્ય વચન. તથાચ જ્યાં શબ્દ-ઉચ્ચારણ બુદ્ધિપરિણામનો સદ્ભાવ છે, ત્યાં સઘળુંય નામ આદિ ચાર પર્યાયવાળું છે એમ નિશ્ચિત છે; કેમ કે-ચતુષ્પર્યાયત્વના અભાવ હોયે છતે સસલાના શીંગડા આદિમાં શબ્દ આદિ પરિણામના અભાવનું દર્શન છે. તેથી શબ્દ આદિ પરિણામના સદ્ભાવમાં સઘળે ઠેકાણે ચાર પર્યાયો નિશ્ચિત જ છે. એથી અન્યોથી સંવલિત (મળેલ) નામ આદિ ચતુષ્ટય આત્મક જ વસ્તુમાં ઘટ આદિ શબ્દની અને ઘટાદિની વાચક હોઈ, પૃથુબુધ્નોદર આદિ આકારની નામ આદિ ચતુષ્ટય આત્મક હોઈ, બુદ્ધિની તેના આકારના ગ્રહણરૂપ હોઈ, પરિણતિ, તે નામ આદિ ચતુષ્ટય આત્મક જ વસ્તુમાં સારી રીતે ઉપલબ્ધ છે.

० વળી આ દર્શન ભ્રાન્ત નથી, કેમ કે-બાધકનો અભાવ છે. અદૃષ્ટની આ શંકાથી અનિષ્ટ કલ્પના પણ નથી, કેમ કે-અતિપ્રસંગ છે.

० સૂર્યના અસ્તભાવ અને ઉદયભાવથી ઉપલબ્ધ રાત્રિ-દિવસ આદિ વસ્તુઓમાં બાધકની સંભાવનાથી અન્યથાપણાની કલ્પના સંગત નથી. તેથી એકત્વપરિણતિને પામેલ નામ આદિ ભેદોમાં જ શબ્દ આદિની પરિણતિના દર્શનથી સઘળી વસ્તુ, નામાદિ ચાર પર્યાયોવાળી છે એમ સ્થિર થયું.

० વળી નામ આદિ ચાર પર્યાયો ભિન્ન સ્વરૂપની અપેક્ષાએ પોતાના આધારભૂત વસ્તુથી કથંચિદ્ ભેદકારી છે અને એક પણ વસ્તુમાં નામ આદિ ચાર પર્યાયોની પ્રતીતિ થતી હોવાથી કથંચિદ્ અભેદકારી છે. તે આ પ્રમાણેઃ-કોઈએ 'ઇન્દ્ર છે' આવા શબ્દનો ઉચ્ચાર કર્યે છતે, બીજો પૂછે છે કે-શું આને નામેન્દ્ર વિવક્ષિત છે કે સ્થાપનેન્દ્ર, દ્રવ્યેન્દ્ર કે ભાવેન્દ્ર છે ? નામેન્દ્ર પણ દ્રવ્યથી શું ગોપાલપુત્ર કે ખેડુતનો પુત્ર છે કે ક્ષત્રિયપુત્ર, વૈશ્યપુત્ર, બ્રાહ્મણપુત્ર કે શુદ્રપુત્ર છે ? ક્ષેત્રથી પણ નામેન્દ્ર, ભારતનો, ઐરવતનો કે મહાવિદેહનો છે ? તેમજ કાળથી પણ શું અતીતકાળનો, વર્ત્તમાનકાળનો કે ભવિષ્યકાળનો છે ? અતીતકાળનો પણ શું, અતીતકાળમાંથી શું અનંત સમયભાવી કે અસંખ્યાત સમયભાવી કે સંખ્યાત સમયભાવી ? ભાવથી પણ કૃષ્ણવર્ણવાળો, ગૌરવર્ણવાળો દીર્ઘ, કે મંથર(ચંદ્ર) ? તેથી આ પ્રમાણે એક પણ નામેન્દ્રના આશ્રયભૂત પદાર્થ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી અધિષ્ઠિત (અપેક્ષિત) અનંતભેદપણાને પામે છે. તેવી રીતે સ્થાપના-દ્રવ્ય-ભાવના આશ્રયભૂત પદાર્થનું પણ કથિતના અનુસાર દરેકનું અનંતભેદપણું જાણવું. વળી આ નામ આદિ ભેદકારી છે.

એ પ્રમાણે એક પણ શચીપતિ આદિમાં 'ઇન્દ્ર' એવા નામનું, તેના આકારરૂપ સ્થાપનાનું, ઉત્તર અવસ્થાના કારણરૂપ દ્રવ્યનું, દિવ્ય રૂપ-સંપત્તિ-વજ્રનું ધારણ-પારમૈશ્વર્ય આદિ સંપન્નત્વ લક્ષણવાળા ભાવનું પ્રતીયમાનપણું હોવાથી નામ આદિ ચારેયનું અભેદકારિપણું પણ જાણવું. એથી આ નામ આદિ ધર્મો ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યત્રયીની માફક પ્રત્યેક વસ્તુમાં પરસ્પર અવિનાભાવરૂપે રહેલા છે. આવી ચર્ચાથી સર્યું.

૦ હવે નામ આદિ નિક્ષેપાઓને નયોની સાથે જોડવામાં શબ્દનયોએ (પર્યાયાસ્તિક નયોએ) ભાવનિક્ષેપો જ માનેલો છે. બીજા અર્થનયોએ (દ્રવ્યાસ્તિક નયોએ નામ આદિ ચાર (ત્રણ) પણ માનેલા છે. જો કે નામ આદિ ચાર નિક્ષેપાઓના પણ સ્વીકારમાં નૈગમ આદિ નયોમાં દ્રવ્યાર્થિકપણાની ક્ષતિ છે, કેમ કે-દ્રવ્યાર્થિકનયે દ્રવ્યનો જ સ્વીકાર કરેલો છે અને પર્યાયનો તિરસ્કાર છે. જો દ્રવ્ય-પર્યાયનો ગુણપ્રધાનભાવથી તે દ્રવ્યર્થિકનયે સ્વીકાર કરેલો હોઈ ભાવનિક્ષેપને સહન કરનાર (માનનાર) છે, તો શબ્દનયોમાં પણ તે રીતે દ્રવ્ય-નિક્ષેપસહપણું થાય! તો પણ અવિશુદ્ધ નૈગમભેદોનું નામ આદિના સ્વીકારમાં પરાયણપણું હોવા છતાં વિશુદ્ધ નૈગમભેદ, (પાશ્ચાત્યનય કરતાં વિશેષ ઉપયોગથી વિશેષનો અનુભવ કરનાર અંત્ય નૈગમથી શુદ્ધ પર્યાયથી વિશિષ્ટ દ્રવ્યનો વિષય કરાય છે.) દ્રવ્યના વિશેષણરૂપે પર્યાયનો સ્વીકારનાર હોઈ ભાવનિક્ષેપની અનુપપત્તિ નથી. એટલા માત્રથી તે અંત્ય નૈગમ-ભેદમાં પર્યાયાર્થિકપણાનો પ્રસંગ નથી, કેમ કે-દ્રવ્યના અવિશેષપણારૂપ પ્રધાનતાની અપેક્ષાએ પર્યાયનો સ્વીકાર નથી.

૦ શબ્દ આદિ પર્યાયાર્થિકો તો નૈગમની માફક અવિશુદ્ધિના અભાવથી નામાદિના સ્વીકારનારા નથી.

૦ સંગ્રહ અને ઋજુસૂત્રનયો, વિષયવિશેષમાં શુદ્ધ પર્યાયવિશિષ્ટ દ્રવ્યનો વિષય કરવાની અપેક્ષાએ ભાવનિક્ષેપગ્રાહ છે.

'ઋજુસૂત્ર, નામ અને ભાવનિક્ષેપને જ માને છે' એમ સૂત્રાનુયાયિ-ભિન્ન કેટલાક બીજાઓનું માનવુ છે. આ મત ઇષ્ટ નથી, કેમ કે-અનુયોગદ્વારસૂત્રકથનના અનુસારે આ ઋજુસૂત્રે દ્રવ્યનો સ્વીકાર કરેલો છે, ફક્ત પૃથક્ત્વ(અનેકત્વ)ના સ્વીકારનો નિષેધ કરેલ છે. (આ ઋજુસૂત્રનય વર્તમાન જ વસ્તુને માને છે, અતીત-અનાગત કે પરકીયને માનતો નથી પરંતુ સ્વગતને જ માને છે. અતીત-અનાગતભેદની અપેક્ષાએ અને પરકીયભેદની અપેક્ષાએ પાર્થક્યના સ્વીકારનો કેવળ નિષેધ માનેલ છે, તેવું જ સૂત્રમાં પ્રતિપાદન છે.)

૦ સંગ્રહનય અને વ્યવહારનય સ્થાપનાને છોડી નામ-દ્રવ્ય-ભાવરૂપ ત્રણ નિક્ષેપાઓને માને છે.' આવી કેટલાકોની માન્યતા છે તે વાસ્તવિક નથી, કેમ કે-ખરેખર, નૈગમ, સંગ્રહ મતાવલંબી સામાન્ય માત્ર ગ્રાહી (સંગ્રાહિક), વ્યવહાર અભિમત વિશેષ માત્ર ગ્રાહી (અસંગ્રાહિક) અને સામાન્ય-વિશેષરૂપ ઉભયગ્રાહી (સર્વ-અનર્પિતભેદ-પરિપૂર્ણ)-એમ ત્રણ પ્રકારનો નૈગમ છે. તથાચ સંગ્રહ, સ્થાપનાના સ્વીકારનાર નૈગમસમાન હોઈ કેવી રીતે

સ્થાપનાનો સ્વીકારનાર નથી? (નૈગમ સ્થાપનાને માને છે, એ આપને સંમત છે. સંગ્રહ-વ્યવહારમાં જ સ્થાપનાનું વર્જન આપે કહેલ છે એમ છે. જો સામાન્ય માત્ર ગ્રાહી નૈગમ સ્થાપનાને માને છે, તો સામાન્ય માત્ર ગ્રહણની અપેક્ષાએ સમાન (અવિશિષ્ટ) સંગ્રહ કેમ સ્થાપનાને સ્વીકારે નહિ? એ પ્રમાણે વિશેષ માત્ર ગ્રાહી નૈગમ જો સ્થાપનાને સ્વીકારે છે, તો વિશેષ માત્ર ગ્રહણની અપેક્ષાએ અવિશિષ્ટ વ્યવહાર કેમ સ્થાપનાને સ્વીકારે નહિ? તેવી રીતે સામાન્ય-વિશેષ ઉભયગ્રાહી નૈગમ જો સ્થાપનાને માને છે, તો પરસ્પર સાપેક્ષ-સમુદિતરૂપ-સંગ્રહ-વ્યવહારમાં પરિપૂર્ણ નૈગમરૂપત્વના સંભવથી સ્થાપનાનો સ્વીકાર હોય જ.)

હવે ઉભય (સામાન્ય-વિશેષરૂપ ઉભય) વિષયવાળો જ નૈગમ સ્થાપનાવિષયવાળો છે. એથી સંગ્રહ-વ્યવહારમાં સ્થાપનાવિષયકપણું નથી. એમ જો છે, તો સુતરાં તે સ્થાપના-વિષયકપણાની પ્રાપ્તિ છે; કેમ કે-કોઈ એક નિક્ષેપવાળા સંગ્રહ-વ્યવહારમાં પ્રત્યેકમાં સ્થાપનાનો અસ્વીકાર હોવા છતાં, સમુદિત સંગ્રહ-વ્યવહારમાં પરિપૂર્ણ નૈગમરૂપપણું હોઈ, તે પરિપૂર્ણ નૈગમે તે સ્થાપનાનો સ્વીકાર કર્યે છતે તે સંગ્રહ-વ્યવહારમાં પણ સ્થાપનાનો સ્વીકાર દુર્નિવાર છે.

० સ્થાપનાસામાન્યને સંગ્રહનય ઇચ્છે છે, સ્થાપનાવિશેષોને તો વ્યવહારનય ઇચ્છે છે. આમ આ જ યુક્ત છે. ઇચ્છાનો અભાવ તો સર્વથા યુક્ત નથી જ.

**શંકા**-સંગ્રહનયમાં સ્થાપના ઇચ્છેલ નથી, કેમ કે-નામનિક્ષેપથી જ સ્થાપનાનો સંગ્રહ કરેલ છે. ખરેખર, વ્યાપક એવું નામ વ્યાપ્યભૂત સ્થાપનાનો સંગ્રહ કરે છે જ. ઇન્દ્રચિત્રમાં ઇન્દ્રનામક પિંડની માફક નામેન્દ્રપણું થાય (હોય), કેમ કે-વિશેષનો અભાવ છે. પદ અને પ્રતિકૃતિ(શબ્દ અને આકાર)થી નામના બે પ્રકારો છે ને?

**સમાધાન**-આમ જો છે, તો નામથી દ્રવ્યનિક્ષેપના પણ સંગ્રહનો પ્રસંગ છે.

**શંકા**-ભાવપ્રવૃત્તિપ્રયોજક સંબંધના ભેદથી તે નામ અને દ્રવ્યનો ભેદ છે. ખરેખર, દ્રવ્ય પરિણામીરૂપે ભાવમાં સંબંધવાળું છે, તો નામ વાચકપણાએ સંબંધવાળું છે ને?

**સમાધાન**-ગોપાલદારકરૂપ નામેન્દ્રમાં નિયામક દુર્વચ છે, ભાવનો વાચક નથી. વળી તેથી સિદ્ધ થયું કે-ઋજુસૂત્રનય સુધીના સઘળા નયો (ચાર નયો) નામ આદિ ચાર નિક્ષેપાઓને ઇચ્છે છે. આમ સિદ્ધાન્તવાદીઓ (સૂત્રાનુયાયીઓ) માને છે.

० સંગ્રહ અને વ્યવહારરૂપ બે નયો નામ આદિ ત્રણ નિક્ષેપાઓને ઇચ્છે છે અને ઋજુસૂત્ર આદિ ચાર નયો ભાવને ઇચ્છે છે. નૈગમ તો સંગ્રહમાં-વ્યવહારમાં અંતર્ગત છે, એમ સિદ્ધસેનદિવાકરસૂરિજી (તાર્કિક પક્ષવાળા) માને છે. આમ નયનિરૂપણ સમાપ્ત થાય છે.

ઇતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર-ચરણકમલમાં વિન્યસ્તભક્તિના સમૂહવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ રચેલા તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યામાં નયનિરૂપણ નામનું નવમું કિરણ સમાપ્ત.



॥ अथ दशमः किरणः ॥

ननु व्यवस्थापितं प्रमाणनयतत्त्वं, परन्त्वनयोः प्रयोगः क्व कार्य इत्याशङ्कायां वस्तुनिर्णयायोपक्रान्ते वाद एवेति विभावयन् वादस्वरूपमाविष्करोति—

**स्वपरपक्षसाधनदूषणविषयं तत्त्वनिर्णयविजयान्यतरप्रयोजनं वचनं वादः ॥सूत्र-१॥**

**स्वपरेति** । वादिनः प्रतिवादिनो वा स्वपक्षसिद्धये यत्साधनं परपक्षविषयकञ्च यद्दूषणं तद्विषयकं वचनं वादिप्रतिवादिनोर्वाद उच्यते । तस्य किं प्रयोजनमित्यत्राह तत्त्वनिर्णयविजयान्यतरप्रयोजनमिति । साधुजनहृदयपयोजविराजविराजमानतत्त्वानां निश्चयस्तद्द्वारा विजयो वा प्रयोजनं यस्य तादृशमित्यर्थः । वादिना प्रतिवादिनो वा स्वपक्षस्य सिद्धिर्जयः, तदसिद्धिश्च पराजयः । विज्ञातप्रमाणतदाभासस्वरूपेण वादिनः सम्यक्प्रमाणे स्वपक्षसाधनायोपन्यस्तेऽविज्ञाततत्स्वरूपेण वा वादिना प्रमाणाभासे उपन्यस्ते प्रतिवादिनाऽनिश्चिततत्स्वरूपेण दुष्टतया सम्यक्प्रमाणेऽपि तदाभासतायां निश्चिततत्स्वरूपेण वा प्रमाणाभासे तदाभासतायामुद्भावितायां वादिनः प्रतिवादिनो वा प्रमाणतदाभासौ परिज्ञातापरिज्ञातदोषौ साधनदूषणे भवतः, ते च जयेतरव्यवस्थाया निबन्धनं स्यातामिति जयपराजयावधि वादस्य फलं । तथा स्वपक्षं साधनमब्रुवन्नपि प्रतिवादी वादिसाधनस्याभासतामुद्भावयन् वादिनो जयति । आभासतोद्भावनयैव स्वपक्षे साधनस्योक्तत्वात्, पराजयोऽपि सम्यक्साधनं परोक्तदूषणानुद्धरणादपि भवतीति भावः ॥

## વાદનિરૂપણ નામક દશમું કિરણ.

ખરેખર, પ્રમાણ અને નયનું તત્ત્વ વ્યવસ્થાપિત કરી દીધું, પરંતુ આ પ્રમાણ અને નયનો પ્રયોગ ક્યાં કરવો ? આવી આશંકામાં વસ્તુના નિર્ણય માટે પ્રારંભેલ વાદમાં જ પ્રયોગ છે, એમ વિચારતાં વાદસ્વરૂપને પ્રગટ કરે છે.

**ભાવાર્થ**–"સ્વપક્ષસાધન–પરપક્ષદૂષણરૂપ વિષયવાળું તત્ત્વનિર્ણય કે વિજયરૂપ પ્રયોજનવાળું વચન, એ 'વાદ' કહેવાય છે."

**વિવેચન**–વાદીનું કે પ્રતિવાદીનું પોતાના પક્ષની સિદ્ધિ માટે જે સાધન છે અને જે પરપક્ષવિષયક દૂષણ છે, તેના વિષયવાળું વચન વાદી અને પ્રતિવાદીનો 'વાદ' કહેવાય છે. તે વાદનું શું પ્રયોજન છે ? માટે અહીં કહે છે કે–'તત્ત્વનિર્ણય કે વિજયરૂપ પ્રયોજનવાળું વચન છે.' ઇતિ.

० સાધુજનના હૃદયકમળમાં વિરાજમાન તત્ત્વોનો નિશ્ચયરૂપ અથવા તે નિશ્ચયદ્વારા વિજયરૂપ પ્રયોજનવાળું વચન.

० વાદી કે પ્રતિવાદીને સ્વપક્ષની સિદ્ધિ 'જય,' તે સ્વપક્ષની અસિદ્ધિ 'પરાજય' કહેવાય છે.

० (૧) જાણેલ પ્રમાણ અને પ્રમાણાભાસના સ્વરૂપવાળા વાદીએ સ્વપક્ષના સાધન માટે સમ્યક્ પ્રમાણ ઉપન્યસ્ત કર્યે છતે, (૨) પ્રમાણ અને પ્રમાણાભાસના સ્વરૂપને નહિ

જાણનાર વાદીએ પ્રમાણાભાસ ઉપન્યસ્ત કર્યે છતે, (૩) અનિશ્ચિત પ્રમાણ અને પ્રમાણાભાસના સ્વરૂપવાળા પ્રતિવાદીએ દુષ્ટપણાએ સમ્યક્ પ્રમાણમાં પણ તે પ્રમાણાભાસતા ઉદ્ભાવિત (પ્રકટિત) કર્યે છતે, અને (૪) નિશ્ચિત પ્રમાણ-પ્રમાણાભાસ સ્વરૂપવાળા પ્રતિવાદીએ પ્રમાણાભાસતા ઉદ્ભાવિત કર્યે છતે, વાદી કે પ્રતિવાદીના પ્રમાણ અને પ્રમાણાભાસ, પરિહૃત દોષવાળા સાધન, અપરિહૃત દોષવાળા દૂષણ થાય છે. તે સાધન અને દૂષણ જય-પરાજયની વ્યવસ્થાના મૂળ કારણ થાય! માટે જય અને પરાજય પણ વાદના બે ફળો છે. તથા સ્વપક્ષમાં સાધનને નહિ કહેનાર પ્રતિવાદી, વાદીના સાધનમાં આભાસતાનું ઉદ્ભાવન કરતાં વાદીને જીતે છે, કેમ કે-આભાસતાની ઉદ્ભાવનાથી જ સ્વપક્ષમાં સાધનનું કથન છે. પરાજય પણ સમ્યક્ સાધનમાં પરે કહેલ દૂષણના અનુદ્ધારથી થાય છે. ઈતિ ભાવ.

साधनदूषणात्मकं वचनं कीदृक् स्यादित्यत्राह—

**साधनात्मकं दूषणात्मकञ्च वचनं स्वस्वाभिप्रेतप्रमाणरूपमेव स्यात् । तदन्यस्य प्रमाणाभासत्वान्निर्णायकत्वानुपपत्तेः ॥सूत्र-२॥**

साधनात्मकमिति । स्वपक्षविषयसाधनपरपक्षविषयदूषणवचने प्रमाणरूपे एव स्यातामिति भावः । अन्यथात्वे दोषमाह तदन्यस्येति, प्रमाणान्यस्य वचनस्येत्यर्थः । निर्णायकत्वानुपपत्तेरिति, प्रमाणस्यैव वस्तुनिर्णायकत्वादिति भावः । ननु यस्मिन्नेव धर्मिण्येकतरधर्मनिरासेन तदन्यधर्मव्यवस्थापनाय वादिनस्साधनवचनं भवति तत्रैव प्रतिवादिनस्तद्विपरीतं कथं दूषणवचनं स्याद्व्याघातादित्याशङ्कायामुक्तं स्वस्वाभिप्रेतेति विशेषणं प्रमाणस्य, तथा च स्वस्वाभिप्रायानुसारेण प्ररूपिते साधनदूषणवचने विरोधाभावः । वादी हि पूर्वं स्वाभिप्रायेण साधनं वक्ति ततः प्रतिवाद्यपि स्वाभिप्रायेण दूषणमुद्भावयति, न खल्वत्र साधनं दूषणञ्चैकत्र धर्मिणि तात्त्विकमस्तीति विवक्षितमपि तु निजाभिप्रायानुसारेण वादिप्रतिवादिनौ प्रयुञ्जाते इति भावः ॥

### સાધનદૂષણ આત્મક વચન કેવું હોય છે?

**ભાવાર્થ**-"સાધનરૂપ અને દૂષણ રૂપ વચન પોતપોતાના અભિપ્રેત પ્રમાણરૂપ જ થાય! કેમ કે-અન્યથા, તેનાથી ભિન્ન પ્રમાણાભાસ હોઈ નિર્ણયકારપણાની અનુપપત્તિ છે."

**વિવેચન**-સ્વપક્ષવિષયવાળા સાધન-પરપક્ષવિષયવાળા દૂષણ વચનો પ્રમાણરૂપ હોવા જોઈએ. જો એમ ન માનવામાં આવે, તો દોષને કહે છે. પ્રમાણથી અન્ય વચન પ્રમાણાભાસ હોઈ નિર્ણયકારપણાની અનુપપત્તિ છે, કેમ કે-પ્રમાણ જ વસ્તુનિર્ણાયક હોય છે.

**શંકા**-જે ધર્મીમાં જ કોઈ એક ધર્મના નિરાસથી તેનાથી અન્ય ધર્મની વ્યવસ્થાપના માટે વાદીનું સાધન વચન થાય છે, ત્યાં જ પ્રતિવાદીનું તેનાથી વિપરીત દૂષણ વચન કેવી રીતે ઉચિત થાય? કેમ કે-વ્યાઘાત છે ને?

**સમાધાન**-તથાચ પોતપોતાના અભિપ્રાય અનુસારે પ્રરૂપિત સાધન-દૂષણ વચનમાં વિરોધનો અભાવ છે.

૦ ખરેખર, વાદી પહેલાં સ્વના અભિપ્રાયથી સાધનને કહે છે, ત્યાર બાદ પ્રતિવાદી પણ પોતાના અભિપ્રાયથી દૂષણને પ્રગટ કરે છે. ચોક્કસ, અહીં સાધન અને દૂષણ એક-ધર્મીમાં તાત્ત્વિક છે એમ વિવક્ષિત નથી, પરંતુ પોતપોતાના અભિપ્રાય અનુસારે તે બંનેનો તે પ્રકારે વાદી-પ્રતિવાદીઓ પ્રયોગ કરે છે.

ननु दर्शनान्तरे वादजल्पवितण्डारूपेण कथायास्त्रैविध्योक्तेः कथं वाद एक एवोक्त इत्यत्राह—

**जल्पवितण्डयोस्तु न कथान्तरत्वं वादेनैव चरितार्थत्वात् ॥सूत्र-३॥**

**जल्पेति** । दर्शनान्तरे हि प्रमाणतर्कसाधनोपालम्भस्सिद्धान्ताविरुद्धः पञ्चावयवोपपन्नः पक्षप्रतिपक्षपरिग्रहो वादः, यथोक्तोपपन्नच्छलजातिनिग्रहस्थानसाधनोपालम्भो जल्पः, स प्रतिपक्षस्थापनाहीनो वितण्डेति तल्लक्षणान्यभिहितानि । तत्र जल्पस्य न कथान्तरत्वं वादेनैव चरितार्थत्वात् । न च जल्पे छलजातिप्रयोगस्यानुज्ञानात् वादे चासदुत्तरत्वेन तस्याभावान्न तेन चरितार्थत्वं जल्पस्येति वाच्यम् । असदुत्तरैः परप्रतिक्षेपस्य कर्त्तुमशक्यत्वात्, नह्यन्यायेन जयं यशोधनं वा महात्मानस्समीहन्ते । अथ प्रबलप्रतिवादिदर्शनात्तज्जये धर्मध्वंससम्भावनातः प्रतिभाक्षयेण सम्यगुत्तरस्याप्रतिभासादरादुत्तराण्यप्यवाकिरन्नेकान्तपराजयाद्वरं सन्देह इति धिया न दोषमावहतीति चेन्न, अस्यापवादिकस्य जात्याद्युत्तरप्रयोगस्य कथान्तरसमर्थसामर्थ्याभावाद्वादतोऽविशेषात् । द्रव्यक्षेत्रकालभावानुसारेण हि यद्यसदुत्तरं कथञ्चन प्रयुञ्जीत किमेतावता कथान्तरं प्रसज्येत । न च निग्रहस्थानानामप्यत्र प्रयोगाद्विशेष इति वाच्यम् । वादेऽपि तदभ्युपगमात्, वादलक्षणे हि सिद्धान्ताविरुद्ध इत्यनेनापसिद्धान्तस्य पञ्चावयवोपपन्न इत्यनेन न्यूनाधिकत्वयोर्हेत्वाभासपञ्चकस्य निग्रहस्थानाष्टकस्य तदुपलक्षणेनापरनिग्रहस्थानानाञ्च परेण स्वीकारात् । प्रतिपक्षस्थापनाहीनाया वितण्डायास्तु कथात्वमयुक्तमेव । वैतण्डिको हि स्वपक्षमभ्युपगम्यास्थापयन् यत्किञ्चिद्वादेन परपक्षमेव दूषयन् कथमवधेयवचनो भवेदिति । तस्माज्जल्पवितण्डानिराकरणेन वाद एवैककथात्वं लभत इति स्थितम् ॥

પ્રશ્ન એ થાય છે કે-બીજા દર્શનમાં વાદ જલ્પ-વિતંડારૂપે કથાના ત્રણ પ્રકારો કહેલા છે, તો કેવી રીતે એકલો વાદ જ કહેલો છે? આના જવાબમાં કહે છે કે-

**વાદની ચરિતાર્થતા.**

**ભાવાર્થ**-"જલ્પ અને વિતંડામાં તો કથાન્તરપણું નથી, કેમ કે-વાદથી જ ચરિતાર્થતા છે."

**વિવેચન**-ખરેખર, દર્શનાન્તરમાં પ્રમાણ-તર્ક-સાધન-ઉપાલંભ-સિદ્ધાન્તાવિરૂદ્ધ પંચ અવયવોથી ઉપપન્ન પક્ષ અને પ્રતિપક્ષનો પરિગ્રહ, એ 'વાદ' કહેવાય છે. પૂર્વોક્ત અવયવોથી ઉપપન્ન છલ-જાતિ-નિગ્રહસ્થાન-સાધનોપાલંભ-જલ્પ (પારકા મતનું ખંડન કરી પોતાના મતને સ્થાપવારૂપ વિજીગીષુની વાતચીત) કહેવાય છે. તે (જલ્પ કે વાદ) પ્રતિપક્ષની સ્થાપનાથી હીન (બીજા પક્ષની સ્થાપના વગર પોતાના પક્ષનું મંડન અથવા પોતાના પક્ષનું

મંડન કર્યા વગર બીજાના પક્ષનું ખંડન જેમાં કરાય છે.) 'વિતંડા' કહેવાય છે. આવા તે લક્ષણો કહેલા છે. ત્યાં જલ્પનું કથાન્તરપણું નથી, કેમ કે-વાદથી જ ચરિતાર્થતા છે.

શંકા-જલ્પમાં છલ-જાતિ-નિગ્રહસ્થાન આદિની અનુજ્ઞા હોવાથી અને વાદમાં અસત્ ઉત્તરવાળા હોઈ, તે છલ આદિનો અભાવ હોવાથી વાદથી કેવી રીતે જલ્પની ચરિતાર્થતા સંભવે ?

**સમાધાન**-અસત્ય ઉત્તરોથી પરપક્ષનું ખંડન કરવું અશક્ય છે. ખરેખર, અન્યાયથી જયને યશરૂપી ધનને મહાત્માઓ ઇચ્છતા નથી.

શંકા-હવે પ્રબળ પ્રતિવાદીના દર્શનથી, તેના જયમાં ધર્મધ્વંસની સંભાવનાથી, પ્રતિભાના ક્ષયથી અને સમ્યગ્ ઉત્તર નહિ ભાસવાથી અસત્ય ઉત્તરોને પણ ફેંકનારો, 'એકાન્ત પરાજય કરતાં ઉત્તમ સંદેહ છે' આવી બુદ્ધિ હોવાથી દોષવાળો નથી બનતો, એમ માનવામાં શો વાંધો ?

**સમાધાન**-આ જાતિ આદિ રૂપ ઉત્તરપ્રયોગ આપવાદિક (અપવાદજનિત) હોઈ, કથાન્તરના સમર્થનના સામર્થ્યનો અભાવ હોવાથી વાદથી વિશેષ નથી.

० દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના અનુસારે, ખરેખર, જો અસત્ય ઉત્તરનો કોઈ પણ રીતે પ્રયોગ કર્યો હોય (કે કરવો હોય), તો એટલા માત્રથી શું કથાન્તરનો પ્રસંગ હોઈ શકે?

શંકા-નિગ્રહસ્થાનોનો પણ જલ્પમાં પ્રયોગ હોવાથી વિશેષ છે ને ?

**સમાધાન**-વાદમાં પણ તે નિગ્રહસ્થાનોનો સ્વીકાર હોવાથી અલગ કથારૂપે જલ્પની જરૂરત નથી. ખરેખર, વાદના લક્ષણમાં 'सिद्धान्ताविरुद्ध' આવા પદથી અપસિદ્ધાન્તનો, 'पंचावयवोपपन्न' આવા પદથી ન્યૂનત્વ-અધિકત્વનો, હેત્વાભાસ પંચકનો અને નિગ્રહસ્થાનોનો પરદર્શનવાળાએ સ્વીકાર કરેલો છે.

० પ્રતિપક્ષ સ્થાપનાહીન વિતંડાનું તો કથાપણું અયુક્ત જ છે. ખરેખર, વૈતંડિક, સ્વપક્ષને સ્વીકારી મંડન નહિ કરનારો અને જે યદ્વાતદ્વા વાદથી પરપક્ષનું જ ખંડન કરનારો, તે કેવી રીતે અવધાનયોગ્ય વચનવાળો થાય ! તેથી જલ્પ-વિતંડાના નિરાકરણથી વાદ જ એક કથાપણાને પામે છે. આમ સ્થિર થયું.

अङ्गनियमभेदप्रदर्शनार्थं वादे प्रारम्भकविशेषमाह—

कथारम्भकस्तु जिगीषुस्तत्त्वनिर्णिनीषुश्च ॥सूत्र-४॥

कथारम्भकस्त्विति । क्वचिज्जिगीषु: प्रथमं वादमारभते, क्वचिच्च तत्त्वनिर्णिनीषुः । तथा प्रतिवादिन्येकस्मिन्नपि प्रौढे बहवोऽपि सम्भूय विवदेरन् जिगीषवः, पर्यनुयुञ्जीरंश्च तत्त्वनिर्णिनीषवः । स च

१. वक्त्राऽभिप्रायेण प्रयुक्तस्य शब्दस्याभिप्रायान्तरकल्पनया तन्निषेधनं छलम् । यथा नवकम्बलोऽयमिति नूतनकम्बलाभिप्रायेणोक्ते परः कुतोऽस्य नव कम्बलाः, दृश्यते ह्येक एवेति प्रत्यक्षविरोधमुद्भावयति,

प्रौढतयैव तान् तावतोऽप्यभ्युपैति प्रत्याख्याति तत्त्वञ्चाचष्टे । क्वचिदेकमपि तत्त्वनिर्णिनीषुं बहवोऽपि प्रतिबोधयेयुः । अत एव तत्त्वनिश्चयसंरक्षणं जल्पवितण्डयोरेव फलं, वादस्य तु तत्त्वनिर्णय एव, तत्र जिगीषोरनधिकारादिति प्रत्युक्तम् । वादस्याविजिगीषुविषयत्वासिद्धेः, वादो नाविजिगीषुविषयो निग्रहस्थानवत्त्वात् जल्पवितण्डावदित्यनुमानाच्च । न च वादे सतामप्येषां निग्रहबुद्ध्याऽनुद्भावनान्न विजिगीषाऽस्ति, किन्तु तत्र निवारणबुद्ध्यैवोद्भावनमिति वाच्यम् जल्पवितण्डयोरपि तथोद्भावननियमप्रसङ्गात् । तत्त्वाध्यवसायसंरक्षणस्य छलजातिनिग्रहस्थानैर्वस्तुतः कर्तुमशक्यत्वाच्चेति ॥

અંગના નિયમના ભેદ દર્શાવવા માટે વાદમાં પ્રારંભકના બે ભેદને કહે છે.

## વાદમાં પ્રારંભકપણું.

**ભાવાર્થ**-"કથાનો આરંભક તો જિગીષુ અને તત્ત્વનિર્ણિનીષુ છે."

**વિવેચન**-ક્વચિત્ જિગીષુ પહેલાં વાદનો આરંભ કરે છે અને ક્વચિત્ તત્ત્વનિર્ણિનીષુ પહેલાં વાદનો આરંભ કરે છે, માટે આ બંને પ્રારંભક થાય છે.

० તથા એક પણ પ્રૌઢ પ્રતિવાદી હોયે છતે, ઘણા પણ જિગીષુઓ ભેગા થઈને વિવાદ કરી શકે છે અને તત્ત્વનિર્ણિનીષુઓ પ્રશ્ન કરી શકે છે, તેમજ તે (પ્રૌઢ પ્રતિવાદી) પ્રૌઢપણાથી જ તેટલા તેઓને સ્વીકારે છે, ખંડન કરે છે અને તત્ત્વનું ધ્યાન કરે છે.

० ક્વચિત્ એક પણ તત્ત્વનિર્ણિનીષુને ઘણા પણ તથાપ્રકારના પ્રતિબોધ આપી શકે છે. (આમ અનેક વાદિકૃત અને સ્વીકૃત વાદારંભનો સંગ્રહ થાય છે.)

० એથી જ 'તત્ત્વનિશ્ચયનું સંરક્ષણ જલ્પ અને વિતંડાનું જ ફળ છે.' વાદનું ફળ તો તત્ત્વનિર્ણય જ છે, કેમ કે-ત્યાં 'જિગીષુનો અધિકાર નથી' એવું ખંડિત થાય છે: કેમ કે-વાદમાં અવિજિગીષુ વિષયત્વની અસિદ્ધિ છે-વિજિગીષુ વિષયતાની સિદ્ધિ છે. વાદ વિજિગીષુનો વિષય નથી એમ નહિ પરંતુ વિષય છે જ, કેમ કે-વાદ નિગ્રહસ્થાનવાળો છે. જેમ જલ્પ અને વિતંડા. આવા અનુમાનથી વાદ વિજિગીષુવિષય છે.

**શંકા**-વાદમાં સંતોમાં નિગ્રહબુદ્ધિથી ઉદ્ભાવનનો અભાવ હોવાથી વિજિગીષુ નથી, પરંતુ ત્યાં નિવારણબુદ્ધિથી જ ઉદ્ભાવન છે ને?

---

एवमेवान्यत्रापि भाव्यम् । वादिना सम्यग्घेतौ हेत्वाभासे वा प्रयुक्ते झटिति तद्दोषतत्त्वाप्रतिभासे हेतुप्रतिबिम्बनप्रायं साधर्म्यतो वैधर्म्यतो वा यदि प्रयुक्ते किमपि स जातिः, यथाऽनित्यश्शब्दः कृतकत्वाद्घटवदिति प्रयोगे कृते साधर्म्येणैव प्रत्यवस्थानं यथा नित्यश्शब्दो निरवयवत्वादाकाशवदिति, न चास्ति विशेषहेतुर्घटसाधर्म्यात्कृतकत्वादनित्यश्शब्दो न पुनराकाशसाधर्म्यान्निरवयवत्वात्स नित्य इति । तत्रैव वैधर्म्येण प्रत्यवस्थानं यथा तत्रैव प्रतिहेतुर्वैधर्म्येण प्रयुज्यते अनित्यं हि सावयवं दृष्टं यथा घटादीनि, न चास्ति विशेषहेतुर्घटसाधर्म्यात् कृतकत्वादनित्यश्शब्दो न पुनस्तद्वैधर्म्यान्निरवयवत्वान्नित्यमिनीति । वादकाले वादी प्रतिवादी वा येन निगृह्यते तन्निग्रहस्थानं, हेत्वाभासादिबहुविधं, गौरवात्तन्नात्र प्रदर्श्यते, अन्यत्र विलोकनीयमिति ॥

સમાધાન-જો આમ માનો છો, તો જલ્પ અને વિતંડામાં પણ ઉદ્ભાવનના નિયમનો પ્રસંગ છે.

० તત્ત્વનિર્ણયનું સંરક્ષણ છલ-જાતિ-નિગ્રહસ્થાનોથી વસ્તુતઃ કરી શકાતું નથી. (વક્તાએ પોતાના અભિપ્રાયથી પ્રયોગ કરેલ શબ્દનો, બીજા અભિપ્રાયની કલ્પના કરીને, તે અભિપ્રાયનો નિષધ કરવો, એ 'છલ' કહેવાય છે. જેમ કે-'આ નવ કંબલવાળો છે.' આ પ્રમાણે નવીન કંબલના અભિપ્રાયથી પ્રયોગ કર્યે છતે, પરવાદી કહે છે કે-'આની પાસે નવ સંખ્યાવાળી કંબલો ક્યાંથી?' એક જ કંબલ આની પાસે દેખાય છે. આવી રીતે પ્રત્યક્ષથી વિરોધનું ઉદ્ભાવન કરે છે. આ પ્રમાણે બીજી જગ્યાએ પણ વિચારવું. વાદીએ સમ્યક્ હેતુ કે હેત્વાભાસનો પ્રયોગ કર્યે છતે, જલ્દીથી હેતુની સદોષતાની પરીક્ષા કર્યા વગર અને હેતુસમાન માલુમ હોય તેવી રીતે સાધર્મ્યથી કે વૈધર્મ્યથી કાંઈ પણ જો પ્રયોગ કરે છે, તો તે 'જાતિ' કહેવાય છે. જેમ કે-'શબ્દ અનિત્ય છે, કેમ કે-કૃતક છે. જેમ કે-ઘટ. આમ પ્રયોગ કર્યે છતે સાધર્મ્યથી જ પ્રત્યવસ્થાન (પ્રતિવાદી કથન) છે કે-જેમ કૃતકત્વરૂપ ધર્મથી શબ્દ અને ઘડામાં સમાનતા છે, તેમ શબ્દ નિત્ય છે, કેમ કે-નિરવયવ છે. જેમ કે-'આકાશ.' નિરવયવત્વરૂપ ધર્મથી શબ્દ અને આકાશમાં સમાનતા છે, માટે શબ્દ આકાશની માફક નિત્ય હોવો જોઈએ. વળી વિશેષ હેતુ નથી, કે જેથી ઘટસાધર્મ્યથી કૃતકત્વ હેતુથી અનિત્ય શબ્દ સિદ્ધ થાય. વળી આકાશના સાધર્મ્યથી નિરવયત્વ હેતુથી તે શબ્દ નિત્ય સિદ્ધ થાય! ત્યાં જ વૈધર્મ્યથી પ્રત્યવસ્થાનની જેમ-ત્યાં જ પ્રતિહેતુ વૈધર્મ્યથી પ્રયુક્ત કરાય છે. ખરેખર, અનિત્ય સાવયવ દેખેલ છે. જેમ ઘટ આદિ વિશેષ હેતુ નથી, કે જેથી ઘટ-સાધર્મ્યથી કૃતકત્વથી અનિત્ય શબ્દ સિદ્ધ થાય! વળી તેના વૈધર્મ્યથી નિરવયવત્વથી નિત્ય શબ્દ સિદ્ધ નથી. વાદકાળમાં વાદી કે પ્રતિવાદી નિગ્રહયોગ્ય થાય છે તે નિગ્રહસ્થાન છે. તે હેત્વાભાસ આદિ બહુ પ્રકારનું છે. ગૌરવથી તે અહીં દેખાડાતું નથી, બીજે ઠેકાણે જોવું.)

अथ कोऽसौ जिगीषुस्तत्त्वनिर्णिनीषुश्चेत्यत्राह—

**अङ्गीकृतधर्मसाधनाय साधनदूषणवचनैर्विजयमिच्छुर्जिगीषुः। स्वीकृतधर्मस्थापनाय साधनदूषणवचनैस्तत्त्वसंस्थापनेच्छुस्तत्त्वनिर्णिनीषुः ॥सूत्र-५॥**

अङ्गीकृतेति। अङ्गीकृतो यो धर्मः कथञ्चिन्नित्यत्वादिस्तस्य साधनाय व्यवस्थापयितुं तत्साधनं कर्तुं परपक्षं दूषयितुञ्च प्रवृत्तः स्वविजयं परपराजयञ्चेच्छुर्जिगीषुरित्यर्थः। परपराजयमन्तरेण स्वविजयासम्भवादिति भावः। तत्त्वनिर्णिनीषुमाह स्वीकृतेति, शास्त्रेणेति शेषः, परस्मिन् स्वस्मिन् वा कथञ्चिन्नित्यत्वादिव्यवस्थापनार्थं साधनदूषणवचननिचयैः कथञ्चिन्नित्यत्वादिलक्षणतत्त्वप्रतिष्ठाकाम इत्यर्थः ॥

## જિગીષુનું અને તત્ત્વનિર્ણિનીષુનું સ્વરૂપ.

ભાવાર્થ-"અંગીકૃત ધર્મની વ્યવસ્થા કરવા માટે સાધન-દૂષણ વચનોથી વિજયની

ઇચ્છાવાળો 'જિગીષુ' કહેવાય છે. સ્વીકૃત ધર્મની સ્થાપના માટે સાધન-દૂષણ વચનોથી તત્ત્વના સંસ્થાપનની ઇચ્છાવાળો 'તત્ત્વનિર્ણિનીષુ' કહેવાય છે."

**વિવેચન**-સ્વીકારેલો જે કથંચિત્ નિત્યત્વ આદિ ધર્મ છે તેની વ્યવસ્થાપના માટે, તે અંગીકૃત ધર્મની સિદ્ધિ માટે અને પરપક્ષને દૂષિત કરવા માટે પ્રવૃત્તિવાળો સ્વવિજય અને પરના પરાજયની ઇચ્છાવાળો 'જિગીષુ' છે; કેમ કે-પરના પરાજય સિવાય સ્વવિજયનો અસંભવ છે.

૦ શાસ્ત્રદ્વારા, સ્વમાં કે પરમાં કથંચિત્ નિત્યત્વ આદિ ધર્મની વ્યવસ્થાપના માટે સાધન-દૂષણના વચનોના સમુદાયથી કથંચિત્ નિત્યત્વ આદિરૂપ તત્ત્વપ્રતિષ્ઠાની કામનાવાળો 'તત્ત્વનિર્ણિનીષુ' છે.

अस्य प्रकारान् प्रकाशयति—

**अयं स्वस्य सन्देहादिसम्भवे स्वात्मनि तत्त्वनिर्णयं यदेच्छति तदा स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्भवति । परानुग्रहार्थं परस्मिन् तत्त्वनिर्णयं यदेच्छति तदा परात्मनि तत्त्वनिर्णिनीषुर्भवति ॥सूत्र-६॥**

**अयमिति ।** तत्त्वनिर्णिनीषुरित्यर्थः, तत्त्वनिर्णयः स्वस्य परस्य च भवति, यदा स्वस्य सन्देहादिसम्भवस्तत्परिहारेच्छा च भवति तदा स स्वात्मनि तत्त्वनिर्णयाभिलाषुकत्वात्स्वात्मनि तत्त्वनिर्णिनीषुरित्युच्यते । यस्तु परानुग्रहैकप्रवणः परस्य तत्त्वं ग्राहयितुमिच्छति तदासौ परात्मनि तत्त्वनिर्णिनीषुरित्युच्यते इत्याशयेनाह स्वस्येत्यादिना, स्पष्टमन्यत् । ननु परत्र तत्त्वनिर्णिनीषुणा परस्मिन् निर्णय उत्पादिते सभ्यैस्तस्य जयघोषस्य क्रियमाणत्वात्तस्य जिगीषुता प्राप्तेति जिगीषोरस्य कथं भेद इति चेन्न, तदनिच्छातस्तस्य परोद्घोषमात्रेण तदभिलाषुकत्वासम्भवात् । न च तर्ह्यसौ नाश्नुते जयमिति वाच्यम्, जयिनोऽपि तदभिलाषाभावात् । अनिष्टानामप्यनुकूलप्रतिकूलदैवोपकल्पितानां फलानां जनैरुपभुज्यमानतयाऽवलोकनात् । तथा च परत्र तत्त्वनिर्णिनीषोः परस्य तत्त्वावबोधनं मुख्यं फलमानुषङ्गिकन्तु जय इति ॥

## તત્ત્વનિર્ણિનીષુના પ્રકારોનો પ્રકાશ.

**ભાવાર્થ**-"આ તત્ત્વનિર્ણિનીષુ, પોતાને સંદેહ આદિ થયે છતે, સ્વ આત્મામાં તત્ત્વનિર્ણયની જ્યારે ઇચ્છા કરે છે, ત્યારે 'સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' થાય છે. પરોપકાર માટે પરમાં તત્ત્વનિર્ણયની જ્યારે ઇચ્છા કરે છે, ત્યારે 'પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' થાય છે."

**વિવેચન**-તત્ત્વનો નિર્ણય પોતાને અને પરને થાય છે. જ્યારે પોતાને સંદેહ આદિનો સંભવ અને તે સદેહ આદિના પરિહારની ઇચ્છા થાય છે, ત્યારે તે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયનો અભિલાષી હોવાથી 'સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' એમ કહેવાય છે.

૦ વળી જે પરના ઉપર અનુગ્રહ કરવામાં પરાયણ બીજો, જ્યારે તત્ત્વ સમજાવવા ઇચ્છે છે, ત્યારે આ 'પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' એમ કહેવાય છે.

શંકા-'પરત્ર તત્ત્વનિર્ણિનીષુ' એ બીજામાં નિર્ણય ઉત્પાદિત કર્યે છતે, સભ્યોએ તેનો જયઘોષ કરેલો હોવાથી, તેને જો જિગીષુતા પ્રાપ્ત થઈ, તો જિગીષુ અને આ તત્ત્વનિર્ણિનીષુમાં કેવી રીતે ભેદ છે ?

**સમાધાન**-તેની ઇચ્છાના અભાવથી, પરે કરેલ જયઘોષ માત્રથી તેમાં તેની જયાભિલાષાનો અસંભવ છે.

શંકા-તો આ જયને શું મેળવતો નથી ?

**સમાધાન**-બરાબર જયને મેળવે છે પણ તેને ઇચ્છતો નથી. અર્થાત્ જયવાળો છે પણ જયનો અભિલાષી નથી. કર્મે આપેલા ઇષ્ટ નહિ એવા સેંકડો ફળો જનતાથી ભોગવાય છે. સારાંશ એ છે કે-પરોપકારપરાયણ કોઈ એક 'પરત્ર તત્ત્વનિર્ણિનીષુ' વાદીવર્યને આનુષંગિક ફળ જય છે. મુખ્ય ફળ તો પરને તત્ત્વ આપવું તે છે. જિગીષુને એનાથી વિપરીત છે.

**स्वात्मनि तत्त्वनिर्णिनीषुश्शिष्यसब्रह्मचारिसुहृदादयः । परस्मिन् तत्त्वनिर्णिनीषुश्च गुर्वादिः । अयं ज्ञानावरणीयकर्मणः क्षयोपशमात्समुत्पन्नमत्यादिज्ञानवान् केवलज्ञानवान् वा भवति । स्वात्मनि तत्त्वनिर्णिनीषुस्तु क्षायोपशमिकज्ञानवानेव, जिगीषुरप्येवमेव ॥सूत्र-७॥**

स्वात्मनीति । शिष्यः शिक्षणायोपाध्यायस्योपासको ग्रहणधारणपटुः, सदाऽऽज्ञाविधायी सम्यग्विनयपरिपालकः । सब्रह्मचारी सतीर्थ्यः, सुहृन्मित्रम् । परस्मिन् तत्त्वनिर्णिनीषुमाह परस्मिन्निति, गुर्वादिरिति, सम्यग्ज्ञानक्रियायुक्तस्सम्यग्धर्मशास्त्रार्थदेशकः 'धर्मज्ञो धर्मकर्त्ता च सदा धर्मपरायणः । सत्त्वेभ्यो धर्मशास्त्रार्थदेशको गुरुरुच्यते' इतिलक्षणलक्षितः, आदिना सब्रह्मचारिसुहृदादीनां ग्रहणम्, यथाक्रमेण वादिप्रतिवादिनावत्रावसेयौ । परत्र तत्त्वनिर्णिनीषोर्भेदमाहायमिति, परत्र तत्त्वनिर्णिनीषुरित्यर्थः । ज्ञानावरणीयेति, ज्ञानावरणीयकर्मविशेषप्रतियोगिकक्षयोपशमाविर्भूतव्यस्तसमस्तान्यतरमतिश्रुतावधिमनःपर्यवरूपज्ञानवानेकः, ज्ञानावरणकर्मसामान्यप्रतियोगिकक्षयाविर्भूतकेवलज्ञानवानपर इति द्विभेदो भाव्यः । समस्तपदार्थतत्त्वज्ञानशालिनः केवलिनस्स्वात्मनि तत्त्वनिर्णयेच्छाया जयेच्छाया वा सुतरामसम्भवेन परिशेषात् स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्विजिगीषुश्च क्षायोपशमिकज्ञानवानेव भवतीत्याशयेनाह स्वात्मनीति, एवमेव क्षायोपशमिकज्ञानवानेव, वीतरागत्वेन केवलिनो जयेच्छाया अभावादिति भावः ॥

## ઉદાહરણો.

**ભાવાર્થ**-"સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' શિષ્ય-સબ્રહ્મચારી-મિત્ર વગેરે અને 'પરત્ર તત્ત્વનિર્ણિનીષુ' ગુરુ આદિ છે. આ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી સમુત્પન્ન મતિ આદિ જ્ઞાનવાળો અથવા કેવલજ્ઞાનવાળો થાય છે. 'સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ' તો ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જ હોય છે. જિગીષુ પણ આ પ્રમાણે જ."

**વિવેચન**-શિક્ષણ માટે ઉપાધ્યાયનો ઉપાસક, ગ્રહણ અને ધારણામાં પટુ, હંમેશાં આજ્ઞાકારી અને સમ્યગ્ વિનયનો પરિપાલક 'શિષ્ય' કહેવાય છે. સબ્રહ્મચારી એટલે સતીર્થ્ય

(એક ગુરુવાળા કે સમાન વ્રત-આચારવાળા સાધર્મિક) અને સુહૃત એટલે મિત્ર વગેરે. પરત્ર તત્ત્વનિર્ણિનીષુને કહે છે કે-'परस्मिन्नि'ति, 'गुर्वादिरि'ति, સમ્યગ્જ્ઞાનક્રિયાયુક્ત, ધર્મશાસ્ત્રાર્થદેશક, ધર્મના જાણકાર, ધર્મના આચરનાર, હંમેશાં ધર્મપરાયણ અને પ્રાણિઓને ધર્મશાસ્ત્રાર્થદેશક 'ગુરુ' કહેવાય છે. આવા લક્ષણસંપન્ન ગુરુ આદિ પદથી સબ્રહ્મચારી-મિત્ર આદિનું ગ્રહણ છે. યથાક્રમ વાદી અને પ્રતિવાદી અહીં જાણવાં.

પરત્ર તત્ત્વનિર્ણિનીષુના ભેદને કહે છે કે-

૦ આ તત્ત્વનિર્ણિનીષુ જ્ઞાનાવરણીયકર્મવિશેષરૂપ પ્રતિયોગિવાળા (જેનો અભાવ, તે પ્રતિયોગિ કહેવાય છે.) ક્ષયોપશમથી પ્રગટ થયેલ વ્યસ્ત (પ્રત્યેક) કે સમસ્ત(સમુદિત)માંથી કોઈ એક મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યાયરૂપ જ્ઞાનવાળો એક 'તત્ત્વનિર્ણિનીષુ-'

૦ જ્ઞાનાવરણકર્મ સામાન્ય(સકળ જ્ઞાનાવરણીય)રૂપ પ્રતિયોગિવાળા ક્ષયથી પ્રગટ થયેલ કેવલજ્ઞાનવાળો બીજો 'તત્ત્વનિર્ણિનીષુ,' એમ બે ભેદવાળો તત્ત્વનિર્ણિનીષુ વિચારવો.

૦ સમસ્ત પદાર્થ તત્ત્વજ્ઞાનશાળી કેવલી, સ્વાત્મનિ તત્ત્વનિર્ણયેચ્છાનો અથવા જયેચ્છાનો સર્વથા અસંભવ હોવાથી, પરિશેષ (પારિશેષ્યથી) સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ અને વિજિગીષુ ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જ હોય છે. એવા આશયથી કહે છે કે-स्वात्मनी'ति, एवमेव । આ પ્રમાણે જ એટલે ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જ, કેમ કે-વીતરાગપણું હોઈ કેવલીને જયની ઇચ્છાનો અભાવ છે.

नन्वेवं सत्यारम्भकः कतिविधसम्पन्न इत्यत्राह—

**तथा चारम्भको जिगीषुः, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानवान् केवली चेति चतुर्विधस्सम्पन्नः । एवं प्रत्यारम्भकोऽपि ॥सूत्र-८॥**

तथा चेति । क्षायोपशमिकज्ञानवानित्यनेन परत्र तत्त्वनिर्णिनीषुः केवलिभिन्नो ग्राह्यः, स्पष्टमन्यत् । आरम्भकप्रत्यारम्भकयोर्हस्तिप्रतिहस्तिन्यायेन प्रसिद्धेर्यावन्त आरम्भकास्तावन्त एव प्रत्यारम्भका इत्याशयेनाहैवमिति, आरम्भकवदेवेत्यर्थः, तथा चायमपि चतुर्विध इति भावः ॥

### આરંભકના પ્રકારો.

**ભાવાર્થ**-"આરંભક-(૧) જિગીષુ, (૨) સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ, (૩) ક્ષાયોપશમિક જ્ઞાનવાળો, અને (૪) કેવલી, એમ ચાર પ્રકારનો આરંભક સમજવો. આ પ્રમાણે પ્રત્યારંભક પણ જાણવો.'

**વિવેચન**-અહીં ક્ષાયોપશમિક જ્ઞાનવાળો-એ પદથી 'પરત્ર તત્ત્વનિર્ણિનીષુ' કેવલિથી ભિન્ન જાણવો. બીજું સ્પષ્ટ છે. આરંભક અને પ્રત્યારંભકની હસ્તિ-પ્રતિહસ્તિના ન્યાયથી પ્રસિદ્ધિ હોવાથી જેટલા આરંભકો છે, તેટલા જ પ્રત્યારંભકો હોય છે. આવા આશયથી કહે છે કે-આરંભકની માફક આ પ્રત્યારંભક પણ ચાર પ્રકારનો છે-એમ જાણવું.

वादोऽयं चतुरङ्गोऽपि भवति, तत्रैकस्याप्यङ्गस्य वैधुर्ये कथात्वानुपपत्तेः वादिप्रतिवाद्यपेक्षयाऽङ्ग-नैयत्यात्, न हि वर्णाश्रमपालनक्षमं न्यायान्यायव्यवस्थापकं पक्षप्रतिपक्षरहितत्वेन समदृष्टिं सभापतिं वक्ष्यमाणलक्षणान् प्राश्निकांश्च विना वादिप्रतिवादिनौ स्वाभिमतसाधनदूषणसरणिमाराधयितुं क्षमौ, नापि दुःशिक्षितकुतर्कलेशवाचालिशजनविप्लावितो गतानुगतिको जनस्सन्मार्गं प्रतिपद्येत, तस्मात्कयोः कयोर्वादे वादिप्रतिवादिसभ्यसभापतिरूपेषु वक्ष्यमाणलक्षणेषु चतुरङ्गेषु कत्यङ्गान्यवश्यमपेक्षितानीत्येतद्दर्शयति—

**यदोभावपि जिगीषू, जिगीषुक्षायोपशमिकज्ञानिनौ, जिगीषुकेवलिनौ वा वादिप्रतिवादिनौ भवतस्तदा वादिप्रतिवादिसभ्यसभापतिरूपाणि चत्वार्यङ्गान्यपेक्षितानि ॥सूत्र-९॥**

**यदेति** । उभावपीति, आरम्भकप्रत्यारम्भकावुभावपीत्यर्थः, जिगीषू इति, वादिप्रतिवादिनौ भवत इत्यग्रेतनेन सम्बद्ध्यते । जिगीषुक्षायोपशमिकेति, क्षायोपशमिकज्ञानी हि जिगीषुः, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः, परत्र तत्त्वनिर्णिनीषुश्च । तत्र जिगीषोः प्रत्यारम्भकतया यदोभावपि जिगीषू इत्यनेनोक्तत्वात्, जिगीषोः स्वात्मनि तत्त्वनिर्णिनीषोश्च वादिप्रतिवादित्वासम्भवेन च परत्र तत्त्वनिर्णिनीषुरेवात्र क्षायोपशमिकज्ञानिपदेन विवक्षितः । चत्वार्यङ्गान्यपेक्षितानीति, वादिप्रतिवाद्यभावे हि वाद एवानुत्थानोपहतो जयपराजयौ तु दूर इति ताववश्यं सिद्धावेव, उभावपि यदि जिगीषू स्यातां तदा परस्परं जयपराजयव्यवस्थाविलोपकारिशाठ्यकलहादिसम्भवात्पराङ्गद्वयं विवक्षितमेव, क्षायोपशमिकज्ञानी केवली वा यदा प्रत्यारम्भकस्तदापि जिगीषोर्वादिनश्शाठ्यकलहाद्यपोहनाय लाभादिहेतवे तदपेक्ष्यत एवेति भावः ॥

આ વાદ ચાર અંગવાળો પણ થાય છે. ત્યાં એક પણ અંગના અભાવમાં કથાપણાની અનુપપત્તિ છે. વાદી-પ્રતિવાદીની અપેક્ષાએ અંગોનો નિયમ છે. વર્ણાશ્રમના પાલનમાં સમર્થ, ન્યાય-અન્યાયની વ્યવસ્થાને કરનાર અને પક્ષ-પ્રતિપક્ષથી રહિત હોઈ, સમદૃષ્ટિવાળા સભાપતિ વગર અને પ્રશ્નિકો (प्रश्नाय तदुत्तरदा-नायसाधुरु) એટલે સભ્યો વગર વાદી અને પ્રતિવાદી સ્વ અભિમત સાધન-દૂષણ પદ્ધતિને સાધી શકતા નથી. અને બીજું, દુઃશિક્ષિત-કુતર્કલેશવાળા બાલિશ જ નથી. વિપ્લાવિત, ગતાનુગતિક લોક સન્માર્ગને સ્વીકારી શકતા નથી. તેથી કયા કયા, બંનેના વાદમાં, વાદિ-પ્રતિવાદી-સભ્ય-સભાપતિરૂપ, જેના લક્ષણો આગળ ઉપર કહેવાતા છે, એવા ચાર અંગો પૈકી કેટલાં અવશ્ય અપેક્ષિત છે. માટે એ વસ્તુને દર્શાવે છે કે-

## ચાર અંગો.

ભાવાર્થ-"જ્યારે બને પણ જિગીષુ અને જિગીષુ ક્ષાયોપશમિક જ્ઞાની-એમ બંને, અથવા જિગીષુ અને કેવલી-એમ બને વાદી અને પ્રતિવાદી થાય છે, ત્યારે વાદી-પ્રતિવાદી-સભ્ય-સભાપતિરૂપ ચાર અંગો અપેક્ષિત છે."

**વિવેચન**-બંને પણ એટલે આરંભક અને પ્રત્યારંભક, વાદી અને પ્રતિવાદી જ્યારે જિગીષુ હોય છે. (ખરેખર, ક્ષાયોપશમિક જ્ઞાની જિગીષુ, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ, પરત્ર

તત્ત્વનિર્ણિનીષુ ત્યાં જિગીષુ પ્રત્યારંભક હોય. જ્યારે ત્યારે બંને પણ જિગીષુ. આ પ્રમાણે આ વાક્યે કહેલ છે.) જિગીષુ અને સ્વાત્મનિ તત્વનિર્ણિનીષુમાં પરસ્પર બંનેમાં વાદી-પ્રતિવાદીપણાનો અસંભવ હોઈ 'પરત્ર તત્ત્વનિર્ણિનીષુ' જ અહીં ક્ષાયોપશમિક જ્ઞાની પદથી વિવક્ષિત છે. 'चत्वार्यङ्गान्यपेक्षितानीति' ચાર અંગો અપેક્ષિત છે. ખરેખર, વાદી અને પ્રતિવાદીરૂપ બે અંગોના અભાવમાં વાદ જ અનુત્થાન ઉપહત-હણાયેલ છે. જય અને પરાજય તો દૂર જ, માટે તે વાદી અને પ્રતિવાદી અવશ્ય સિદ્ધ જ છે. જો બંને પણ જિગીષુ હોય, તો જય-પરાજયની વ્યવસ્થાનો વિલોપકારી, શઠતા, કજિયા વગેરેનો સંભવ હોવાથી બીજા બે અંગો વિવક્ષિત છે.

० ક્ષાયોપશમિક જ્ઞાની અથવા કેવલી જ્યારે પ્રત્યારંભક છે, ત્યારે પણ જિગીષુ-વાદીના શઠતા-કજિયા આદિને દૂર કરવા માટે, લાભાદિ હેતુ માટે તે બે અંગોની અપેક્ષા રહે છે જ.

स्वात्मनि तत्त्वनिर्णिनीषुरारम्भकः क्षायोपशमिकज्ञानी तृतीयः प्रत्यारम्भकस्तदा तत्राङ्गनियममाह-

**यदा स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्वादी प्रतिवादी च परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानवान् तदा समर्थश्चेत्प्रतिवादी वादिप्रतिवादिरूपाङ्गद्वयमेवापेक्षितम् । असमर्थश्चेत्सभ्येन सहाङ्गत्रयमपेक्षितम्, केवली चेत्प्रतिवादी तदाङ्गद्वयमेव ॥सूत्र-१०॥**

**यदेति** । समर्थश्चेदिति, जयपराजयनिरपेक्षो वादिनो विवक्षिततत्त्वावबोधनपटुश्चेदित्यर्थः । अङ्गद्वयमेवेति, अनुपयोगेन सभ्यसभापत्यात्मकाङ्गद्वयाऽनावश्यकत्वात् न ह्यनयोस्स्वपरोपकारायैव प्रवृत्तयोश्शाठ्यलाभादिकामनासम्भव इति भावः । यदा पुनरुत्ताभ्यतापि प्रतिवादिना कथञ्चिदपि तत्त्वनिर्णयं कर्त्तुं न पार्यते तदा तन्निर्णयार्थमुभाभ्यामपि सभ्यानामपेक्षितत्वेन कलहलाभाद्यनभिप्रायेण च सभापतेरनपेक्षणीयत्वात्तदाऽङ्गत्रयमेवापेक्षितमित्याहासमर्थश्चेदिति । केवली चेत्प्रतिवादी तदा कथमङ्गनियम इत्यत्राह केवली चेदिति । प्रतिवादिनस्तत्त्वनिर्णयासामर्थ्यासम्भवेन तदर्थं सभ्यानपेक्षणात्, उभयोः कलहाद्यभिप्रायाभावेन च सभापतेरप्यनपेक्षणादिति भावः ॥

સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ આરંભક છે. ક્ષાયોપશમિક જ્ઞાની ત્રીજા નંબરનો પ્રત્યારંભક છે. ત્યારે ત્યાં અંગના નિયમને કહે છે કે-

## અંગોનો નિયમ.

**ભાવાર્થ**-"જ્યારે સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ વાદી છે અને પરત્ર તત્ત્વનિર્ણિનીષુ, પ્રતિવાદી, ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જો સમર્થ પ્રતિવાદી છે, તો વાદી અને પ્રતિવાદીરૂપ બે અંગો જ અપેક્ષિત છે. જો અસમર્થ છે, તો સભ્યની સાથે ત્રણ અંગો અપેક્ષિત છે. જો કેવલી પ્રતિવાદી છે, તો બે અંગો જ પર્યાપ્ત છે."

**વિવેચન**-જય-પરાજયની અપેક્ષા વગરનો, વાદીને વિવક્ષિત તત્ત્વને જણાવવામાં પટુ-સમર્થ છે. 'अङ्गद्वयमेवेति ।' સભ્ય અને સભાપતિરૂપ બે અંગોની આવશ્યકતા નહિ હોવાથી,

ખરેખર, આ વાદી-પ્રતિવાદીમાં સ્વ-પરના ઉપકાર માટે પ્રવૃત્ત હોવાથી શઠતા-લાભ આદિ કામનાનો સંભવ નથી. માટે અહીં બે અંગો જ અપેક્ષિત છે.

૦ વળી જ્યારે અત્યંત સંતાપ પામનાર પ્રતિવાદી કથંચિત્ તત્ત્વનિર્ણય કરવા પાર પામતો નથી, ત્યારે તેના નિર્ણય માટે વાદી-પ્રતિવાદીરૂપ બંનેથી પણ સભ્યોની અપેક્ષા રાખેલ હોઈ અને કલહ-લાભ આદિનો અભિપ્રાય નહિ હોવાથી, સભાપતિરૂપ અંગની અપેક્ષા નહિ હોવાથી તે વખતે ત્રણ અંગોની અપેક્ષા છે. માટે કહે છે કે-

૦ જો કેવલી પ્રતિવાદી છે, તો કેવી રીતે અંગનો નિયમ છે? આ પ્રશ્નના જવાબમાં કહે છે કે-પ્રતિવાદીમાં તત્ત્વનિર્ણયના અસામર્થ્યના અસંભવ-સામર્થ્યનો સંભવ હોઈ તે તત્ત્વનિર્ણય માટે સભ્યની અપેક્ષા નથી. વાદી અને પ્રતિવાદીમાં તથા કલહ આદિના અભિપ્રાયનો અભાવ હોઈ સભાપતિની અપેક્ષા નથી. માટે બે અંગો જ બસ છે.

ननु वादी क्षायोपशमिकज्ञानी परत्र तत्त्वनिर्णिनीषुः प्रतिवादी च जिगीषुरन्ये वा प्रतिवादिनस्तदाङ्गनियमनाय प्राह—

**यदा क्षायोपशमिकज्ञानवान् परत्र तत्त्वनिर्णिनीषुर्वादी प्रतिवादी च जिगीषुस्तदा चत्वार्यङ्गानि, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानवान् परत्र तत्त्वनिर्णिनीषुर्वा प्रतिवादी तदाऽसामर्थ्येऽङ्गत्रयं समर्थत्वे चाङ्गद्वयम् । केवली चेत्प्रतिवादी तदाऽङ्गद्वयमपेक्षितम् । यदा तु केवली वादी जिगीषुश्च प्रतिवादी तदा चत्वार्यङ्गानि, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानवान् वा प्रतिवादी तदाऽङ्गद्वयमेवापेक्षितम् ॥सूत्र-११॥**

यदेति । चत्वार्यङ्गानीति, कलहादिसम्भवात् लाभेच्छासम्भवाच्च सभासदस्सभापतिश्चापेक्षित इति भावः । यदा प्रतिवादी स्वात्मनि तत्त्वनिर्णिनीषुः परत्र तत्त्वनिर्णिनीषुर्वा तदाङ्गनियमं सामर्थ्यासामर्थ्यप्रयुक्तमाह स्वात्मनीति । प्रतिवादी केवली चेत्तदाह केवलीति । ननु परत्र तत्त्वनिर्णिनीषोर्वादिनः केवलिना कथं वाद' परस्य केवलिनस्समग्रपदार्थपरमार्थदर्शित्वादिति चेत्सत्यम्, असीममहिममोहहतत्वाद्वादिन आत्मानं निर्णीततत्त्वमिव मन्यमानस्य केवलिन्यपि तत्त्वनिर्णयोपजननार्थं प्रवृत्तेः, परमकृपापीयूषपरिपूरितान्तःकरणत्वेन केवलिनस्तस्यापि बोधकत्वात् । केवलिनो वादित्वे जिगीषोः स्वात्मनि तत्त्वनिर्णिनीषोः परत्र तत्त्वनिर्णिनीषोर्वा प्रतिवादित्वेऽङ्गनियममाह यदा त्विति, केवलिनो वादित्वं परोपकारैकप्रवणत्वाद्विज्ञेयम् । शेषं मूलमुत्तानार्थम् ॥

વાદી, ક્ષાયોપશમિક જ્ઞાની-પરત્ર તત્ત્વનિર્ણિનીષુ અને પ્રતિવાદી જિગીષુ અથવા બીજા પ્રતિવાદીઓ હોય, ત્યારે અંગોના નિયમન માટે કહે છે કે-

## અંગોનું નિયમન.

**ભાવાર્થ**-"જ્યારે ક્ષાયોપશમિક જ્ઞાનવાળો પરત્ર તત્ત્વનિર્ણિનીષુ વાદી અને પ્રતિવાદી જિગીષુ હોય, ત્યારે ચાર અંગો જરૂરી છે. અથવા જ્યારે પ્રતિવાદી, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ, ક્ષાયોપશમિક જ્ઞાનવાળો કે પરત્ર તત્ત્વનિર્ણિનીષુ હોય, ત્યારે અસમર્થપણામાં ત્રણ અંગો

અને સમર્થપણામાં બે અંગો હોય છે. જો કેવલી પ્રતિવાદી હોય, તો બે અંગો જ અપેક્ષિત છે. વળી જ્યારે કેવલી, વાદી અને પ્રતિવાદી જિગીષુ હોય, ત્યારે ચાર અંગો અપેક્ષિત છે. અથવા જ્યારે પ્રતિવાદી ક્ષાયોપશમિક જ્ઞાનવાળો-સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય, ત્યારે બે અંગો જ અપેક્ષિત છે."

**વિવેચન**-ચાર અંગો હોય છે. અર્થાત્ કલહ આદિનો સંભવ હોવાથી અને લાભેચ્છાનો સંભવ હોવાથી સભ્યો અને સભાપતિ અપેક્ષિત છે. જ્યારે પ્રતિવાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ કે પરત્ર તત્ત્વનિર્ણિનીષુ હોય, ત્યારે સામર્થ્યમાં બે અંગો-અસામર્થ્યમાં ત્રણ અંગો અને જો કેવલી પ્રતિવાદી હોય, તો બે અંગો હોય છે.

**શંકા**-પરત્ર તત્ત્વનિર્ણિનીષુ વાદીનો કેવલીની સાથે કેવી રીતે વાદ હોઈ શકે ? પ્રતિવાદી કેવલી સમસ્ત પદાર્થના પરમાર્થદર્શી છે ને ?

**સમાધાન**-અસીમ માહાત્મ્યવાળા મોહમહીપતિથી હણાયેલ હોઈ, નિર્ણીત તત્ત્વવાળાની જેમ પોતાને માનનાર વાદીની, કેવલીની પાસે તત્ત્વનિર્ણયની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ છે. પરમ કૃપારૂપી અમૃતના પૂરથી પરિપૂરિત અંતઃકરણવાળા હોઈ કેવલીભગવાન તેવા વાદીને બોધ કરનાર હોય છે.

૦ જ્યારે કેવલી વાદી હોય, જિગીષુ કે સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ કે પરત્ર તત્ત્વનિર્ણિનીષુ પ્રતિવાદી હોય, ત્યારે ચાર અંગો હોય છે. કેવલીનું વાદીપણું પરોપકાર-એકપરાયણતાથી સમજવું. બાકીનું મૂળ સ્પષ્ટ અર્થવાળું છે.

वादः केषां न भवतीत्यत्राह—

**जिगीषुस्वात्मतत्त्वनिर्णिनीष्वोः, स्वात्मतत्त्वनिर्णिनीषुजिगीष्वोः, स्वात्मतत्त्वनिर्णिनीष्वोरुभयोरुभयोश्च केवलिनोर्वादिप्रतिवादिभावासम्भवान्न वादः प्रवर्तते ॥सूत्र-१२॥**

जिगीष्विति । उभयोरिति, स्वात्मनि तत्त्वनिर्णिनीष्वोः स्वस्मिन् तत्त्वनिर्णयाभावेन परावबोधार्थं प्रवृत्तेरसम्भवान्न वादित्वं प्रतिवादित्वं वाऽनुत इति भावः । उभयोश्चेति, परोपकारिणः केवलिनः परत्र तत्त्वनिर्णिनीषायास्सम्भवेऽपि केवलकलावलोकितसकलवस्तुतया कृतकृत्ये केवलिनि विषये न सा समुदेतीति तयोर्न वादिप्रतिवादित्वमिति भावः ॥

૦ વાદ કોની સાથે કોનો થતો નથી ? આ બાબતને દર્શાવે છે કે-

**ભાવાર્થ**-"જિગીષુ-વાદી અને પ્રતિવાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનો, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ-વાદી અને જિગીષુ-પ્રતિવાદીનો, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ વાદી-પ્રતિવાદી ઉભયનો, કેવલી ઉભયનો અને વાદી-પ્રતિવાદીભાવનો અસંભવ હોઈ વાદ પ્રવર્તતો નથી."

**વિવેચન**-'उभयोरि'ति, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ બંને, પોતાનામાં તત્ત્વનિર્ણયનો અભાવ હોવાથી, પરને સમજાવવા માટે પ્રવૃત્તિનો અસંભવ હોવાથી વાદીપણું કે પ્રતિવાદીપણું પામતાં નથી. 'उभयोश्चेति ।' પરોપકારી કેવલીને પરત્ર તત્ત્વનિર્ણિનીષાનો સંભવ છતાં, કેવલ-

જ્ઞાનથી અવલોકિત સકળ વસ્તુવાળા હોઈ, કૃતકૃત્ય કેવલીભગવંતરૂપ વિષયમાં તે ઉદય પામતી નથી. માટે તે બે કેવલીમાં વાદી-પ્રતિવાદીત્વ નથી.

अथ प्रत्येकमङ्गानि निरूपयितुमारभते—

**प्रथमं वादारम्भको वादी, तदनु तद्विरुद्धारम्भकः प्रतिवादी, एतौ स्वपरपक्षस्थापनप्रतिषेधौ प्रमाणतः कुर्वीयाताम् ॥सूत्र-१३॥**

**प्रथममिति।** चतुरङ्गेण त्र्यङ्गेण द्वयङ्गेन वा समलङ्कृतायां परिषदि येनादौ वाद आरभ्यते स वादीत्यर्थः। तदन्विति, यश्च तत्पश्चाद्वादिनो वादमनुवदन्ननुवदवन् तदुक्तपक्षे तद्विरुद्धं प्रमाणप्रतिपन्नं दूषणं समुद्भावयति स प्रतिवादी प्रत्यारम्भक इत्यर्थः। उभयोः कृत्यमाहैताविति, वादिप्रतिवादिनावित्यर्थः, वादिना हि निजपक्षस्थापनं परपक्षनिषेधनञ्च तत्त्वनिर्णयान्यथानुपपत्त्या विधेयं तदपि स्वाभिमतात्प्रमाणादेव, एवं प्रतिवादिनापि कार्यम्। क्वचिदेकप्रयत्नेनापि स्वपक्षस्थापनपरपक्षप्रतिक्षेपौ भवत इति सूचनाय समासनिर्देशः। यदा हि वादिनिरूपणेऽवसिते प्रतिवादी वदति तदा वाद्यभिधानं प्रमाणोपक्रान्तत्वात् स्वपक्षस्थापनरूपमेव परपक्षप्रतिक्षेपः, यदा तु वादिप्रतिवचने विरुद्धत्वादिकमुद्भावयेत्तदा परपक्षप्रतिक्षेप एव स्वपक्षसिद्धिरित्येवं प्रतिवाद्यभिधानेऽपि भाव्यम् ॥

## દરેક અંગનું નિરૂપણ.

**ભાવાર્થ**-"પહેલો વાદનો આરંભક વાદી, તેમજ ત્યાર બાદ તેનાથી વિરૂદ્ધનો આરંભક પ્રતિવાદી, આ બંને વાદી અને પ્રતિવાદી સ્વપક્ષનું સ્થાપન અને પરપક્ષનું પ્રતિષેધ પ્રમાણથી કરે!"

**વિવેચન**-ચાર અંગથી, ત્રણ અંગથી કે બે અંગથી વિભૂષિત સભામાં જે પહેલાં વાદનો આરંભ કરે છે, તે વાદી-(૧) અંગ, ત્યાર બાદ જે તે વાદીના પછી વાદીના વાદનો અનુવાદ કરતો કે અનુવાદ નહિ કરતો, તેના કહેલા પક્ષમાં તેનાથી વિરૂદ્ધ, પ્રમાણ સહિત અને દૂષણનું ઉદ્ભાવન કરનારો, તે પ્રત્યારંભક પ્રતિવાદી. (૨) બીજું અંગ છે, જે બંનેના કર્ત્તવ્યને કહે છે. ખરેખર, વાદીએ નિજપક્ષનું મંડન અને પરપક્ષનું ખંડન 'તત્ત્વનિર્ણયની અન્યથાનુપપત્તિની અપેક્ષાએ' કરવુ જોઈએ અને તે પણ સ્વ અભિમત પ્રમાણથી જ કરવું. એ પ્રમાણે પ્રતિવાદીએ પણ કરવાનું છે.

○ ક્વચિત્ એક પ્રયત્નથી પણ સ્વપક્ષમંડન અને પરપક્ષખંડન થાય છે. એવા સૂચન માટે 'स्वपरपक्षस्थापनप्रतिषेधौ' એમ સમાસપૂર્વક નિર્દેશ કરેલ છે.

○ ખરેખર, જ્યારે વાદીનું નિરૂપણ જાણ્યે છતે પ્રતિવાદી બોલે છે, ત્યારે વાદીનું કથન પ્રમાણપૂર્વક ઉપક્રાન્ત(પ્રારબ્ધ) હોવાથી સ્વપક્ષસ્થાપનરૂપ જ પરપક્ષનું ખંડન. વળી જ્યારે વાદીના પ્રત્યુત્તરમાં વિરૂદ્ધપણા આદિનું ઉદ્ભાવન કરે, ત્યારે પરપક્ષનું ખંડન જ સ્વપક્ષની સિદ્ધિ છે. આ પ્રમાણે પ્રતિવાદીના કથનમાં પણ વિચારવું.

अथ सभ्यलक्षणमाचष्टे—

**उभयसिद्धान्तपरिज्ञाता धारणावान् बहुश्रुतः स्फूर्त्तिमान् क्षमी मध्यस्थः सभ्यः। वादोऽयं त्रिभिस्सभ्यैरन्यूनो भवेत् ॥सूत्र-१४॥**

**उभयसिद्धान्तपरिज्ञातेति** । वादिप्रतिवादिसिद्धान्ततत्त्वकुशल इत्यर्थः, न चैतद्बहुश्रुतत्वे सत्यवश्यम्भावि, तस्यान्यथापि भावात् । सभ्यानामुभयसिद्धान्तपरिज्ञातृत्वाभावे च वादिप्रतिवादिप्रतिपादित साधनदूषणेषु सिद्धान्तसिद्धत्वादिगुणानामवधारयितुमशक्यता स्यादिति भावः । धारणावानिति, उभयसिद्धान्तवेत्तृत्वेऽपि विना धारणां स्वावसरे न गुणदोषावबोधकत्वमतस्साप्यपेक्षितेति भावः । क्वचिद्वादिप्रतिवादिभ्यां स्वप्रौढिमप्रकटनायात्मसिद्धान्तानभिहितयोरपि व्याकरणादिप्रसिद्धयोः प्रसङ्गतः प्रयुक्तोद्भावितयोर्गुणदोषयोःपरिज्ञानार्थं बहुश्रुत इति । स्फूर्त्तिमानिति, ताभ्यामेव स्वप्रतिभयोत्प्रेक्षितयोस्तत्तद्गुणदोषयोर्निर्णयार्थं स्फूर्त्तेरपेक्षणमिति भावः । वादिप्रतिवाद्यन्तरस्मिन् सभ्यैर्दोषे निर्णीते कदाचिदन्यतरेण परुषेऽभिहितेऽपि तैर्निष्कोपैर्भवितव्यमन्यथा तत्त्वावगमव्याघातप्रसङ्गस्स्यादत उक्तं क्षमीति । तत्त्ववेदिनोऽपि पक्षपातेन गुणदोषौ विपरीतावपि प्रतिपादयेयुरिति मध्यस्थ इति । वादे प्रायिकं सभ्यसंख्यानियममाह वादोऽयमिति, उपलक्षणमिदम्, तेन त्रिचतुरादीनामेषामलाभ एकोऽपि सभ्यो भवितुमर्हतीति सूचितम् ॥

## સભ્યનું લક્ષણ.

**ભાવાર્થ**-"ઉભયના સિદ્ધાન્તના જ્ઞાતા, ધારણાવાળો, બહુશ્રુતજ્ઞાનવાળો, સ્ફૂર્તિવાળો અને ક્ષમાવાળો મધ્યસ્થ 'સભ્ય' કહેવાય છે. આ વાદ ત્રણ સભ્યોથી પૂર્ણ થાય!

**વિવેચન**-વાદી અને પ્રતિવાદીના સિદ્ધાન્તતત્ત્વમાં કુશળ, આ વિશેષણ બહુશ્રુતપણું હોયે છતે અવશ્યભાવી નથી. તે બહુશ્રુતમાં અન્યથાપણું પણ હોઈ શકે છે.

૦ સભ્યોમાં ઉભયના સિદ્ધાન્તના પરિજ્ઞાનના અભાવમાં, વાદી અને પ્રતિવાદીએ પ્રતિપાદિત કરેલ સાધન-દૂષણોમાં સિદ્ધાન્ત, સિદ્ધત્વ આદિ ગુણોની અને તદ્બાધિતત્ત્વ આદિ દોષોની અવધારણાની અશક્યતા છે. ઉભયના સિદ્ધાન્તનું જ્ઞાન હોવા છતાં, ધારણા સિવાય પોતાના અવસરમાં ગુણ અને દોષનું અવબોધકપણું નથી, માટે તે 'ધારણા' પણ અપેક્ષિત છે.

૦ ક્વચિત્ વાદીએ અને પ્રતિવાદીએ પોતાની પ્રૌઢતા પ્રગટ કરવા માટે પોતપોતાના સિદ્ધાન્તમાં અકથિત પણ વ્યાકરણ આદિમાં પ્રસિદ્ધ, પ્રસંગથી પ્રયુક્ત અને ઉદ્ભાવિત ગુણ અને દોષને જાણવા માટે 'બહુશ્રુત' એવું વિશેષણ આપ્યું છે.

૦ સ્ફૂર્ત્તિમાનિ'તિ। તે વાદીએ અને પ્રતિવાદીએ પોતાની પ્રતિભાથી ઉત્પ્રેક્ષિત તે તે ગુણ-દોષોના નિર્ણય માટે સ્ફૂર્તિની અપેક્ષા છે.

૦ વાદી કે પ્રતિવાદીમાં સભ્યોએ દોષનો નિર્ણય કર્યે છતે, કદાચિત્ વાદી કે પ્રતિવાદી કર્કશ બોલે, તો તે સભ્યોએ નિષ્કોપ રહેવું જોઈએ. અન્યથા, સભ્યો જો કોપવાળા

અને, તો તત્ત્વજ્ઞાનના વ્યાઘાતનો પ્રસંગ થાય! એથી કહ્યું છે કે-ક્ષમાવંત બનવું જોઈએ.

० તત્ત્વવેદીઓ પણ પક્ષપાતથી ગુણ અને દોષને વિપરીત પણ પ્રતિપાદન કરી શકે છે, માટે 'મધ્યસ્થ' એવું વિશેષણ આપેલું છે.

० વાદમાં પ્રાયિક (ભાગે) સભ્યસંખ્યા ત્રણની છે. 'વાદોऽयमिति। આ ઉપલક્ષણ છે. તેથી ત્રણ-ચાર આદિ આ સભ્યોનો અલાભ હોયે છતે એક પણ સભ્ય થવાને યોગ્ય છે, એમ સૂચિત કરેલ છે.

विधेयमेषामादर्शयति—

**सभ्यैरेतैर्यथायोगं वादिप्रतिवादिनोः प्रतिनियतवादस्थाननियमनं कथाविशेषनियमनं पूर्वोत्तरवादनिर्देशस्तद्वचनगुणदोषावधारणं तत्त्वप्रकाशनेन यथासमयं वादविरामः जयपराजयप्रकाशनञ्च कार्यम् ॥सूत्र-१५॥**

**सभ्यैरेतैरिति ।** निरुक्तलक्षणैस्सभासद्भिरित्यर्थः । यथायोगमिति, वादिप्रतिवादिनौ यदा स्वीकृतप्रतिनियतवादस्थानकतयोपस्थितौ भवतस्तदा तयोः प्रतिनियतवादस्थाननियमनकरणमित्यर्थः । कथाविशेषस्यनियमनमिति, सर्वानुवादेन दूष्यानुवादेन वर्गपरिहारेण वा वक्तव्यमित्यादिरूपेण कथाविशेषस्य नियमननिति भावः । पूर्वोत्तरेति, अस्य प्राथमिको वाद', अस्योत्तरवाद इत्येवं वादनिर्देश इति भावः । तद्वचनेति, वादिप्रतिवादिभ्यामभिहितयोः साधकबाधकयोर्गुणस्य दोषस्य च निश्चयीकरणमिति भावः । तत्त्वप्रकाशनेनेति, यदैकतरेण प्रतिपादितमपि तत्त्वं मोहादभिनिवेशाद्वाऽन्यतरोऽनङ्गीकुर्वाणः कथायां न विरमति, यदा वा द्वावपि तत्त्वपराङ्मुखमुदीरयन्तौ न विरमतस्तदा तयोस्तत्त्वप्रकाशनेन कथातो बहिष्करणमिति भावः । जयपराजयेति, कथाफलस्य यथायोगं जयपराजयरूपस्योद्घोषणमित्यर्थः ॥

## સભ્યોનાં કાર્યો.

**ભાવાર્થ**-"આ સભ્યોએ વાદી અને પ્રતિવાદીના પ્રતિનિયત સ્થાનનો નિશ્ચય કરવો જોઈએ. કથાવિશેષનો નિયમ, પૂર્વવાદ અને ઉત્તરવાદનો નિર્દેશ, વાદી-પ્રતિવાદીના વચનના ગુણ-દોષનું અવધારણ, તત્ત્વના પ્રકાશનદ્વારા સમયસર વાદનો વિરામ તથા જય અને પરાજયની જાહેરાત કરવી, એ કાર્ય છે."

**વિવેચન**-જ્યારે અસ્વીકૃત પ્રતિનિયત વાદસ્થાનવાળા વાદી અને પ્રતિવાદી ઉપસ્થિત થાય છે, ત્યારે પ્રતિનિયત વાદસ્થાનનું નિયમન કરવું. સભ્યોનું (૧) કાર્ય છે.

(૨) વાદીએ કે પ્રતિવાદીએ કહેલા સર્વનો પરસ્પર અનુવાદ કરી, દૂષ્ય(દૂષણયોગ્ય)ના અંશ માત્રનો અનુવાદ કરી. કવર્ગ આદિનો પરિહાર કરી બોલવું, એમ કથાવિશેષનો અંગીકાર કરાવવો, એ સભ્યોનું બીજું કાર્ય છે.

---

१. वादिना प्रतिवादिना वा प्रोक्तं सर्वं परस्परमनूद्य दूष्यांशमात्रं वाऽनूद्य कवर्गादीन् परिहृत्य वा वक्तव्यमित्यादिरूपतो वादनियमनमित्यर्थः ॥

(૩) આને પ્રાથમિક વાદ (પૂર્વપક્ષ), આને ઉત્તરવાદ (ઉત્તરપક્ષ), આવી રીતે નિર્દેશ કરવો, એ સભ્યોનું ત્રીજું કાર્ય છે.

(૪) વાદીએ અને પ્રતિવાદીએ કહેલ સાધક અને બાધકના ગુણ અને દોષનું અવધારણ, એ સભ્યોનું ચોથું કાર્ય છે.

(૫) જ્યારે એકે પ્રતિપાદિત કરેલ પણ તત્ત્વને મોહથી કે અભિનિવેશથી બીજો નહિ સ્વીકાર કરતો કથામાં અટકતો નથી, અથવા જ્યારે બંને જણા તત્ત્વથી વિમુખ બોલતાં અટકતાં નથી, ત્યારે તે બંનેને તત્ત્વપ્રકાશનદ્વારા વાદવિરામ, એ સભ્યોનું પાંચમું કાર્ય છે.

(૬) કથાના ફળરૂપ જય-પરાજય આદિની ઉદ્‌ઘોષણા કરાવવી, એ સભ્યોનું છટ્ઠું કર્તવ્ય છે.

अथ सभापतिस्वरूपं दर्शयति—

**प्रज्ञाऽऽज्ञासम्पत्तिसमताक्षमालङ्कृतः सभापतिः ॥सूत्र-१६॥**

प्रज्ञेति । सभापतेरप्राज्ञत्वे क्वचिद्वादिना प्रतिवादिना वा जिगीषुणा शाठ्यात्सभ्यान् प्रत्यपि विप्रतिपत्तौ विधीयमानायां तत्समयोचितकार्यकर्तृत्वं न स्यादिति तेन प्रज्ञालङ्कृतेन भाव्यमिति भावः । स्वाधिष्ठितवसुन्धरायामस्फुरिताज्ञैश्वर्यो विवादं न व्यपोहितुमुत्सहत इति आज्ञासम्पत्त्यलङ्कृत इत्युक्तम् । कृतपक्षपाते च सभापतौ सभ्या अपि भीतभीता इवैकतः किल कलङ्कः, अन्यतश्चावलम्बितपक्षपातः प्रतापाधिपतिस्सभापतिरितीतस्तटमितो व्याघ्र इति न्यायेन कामपि कष्टां दशामाविशेयुर्न पुनः परमार्थं प्रथयितुं प्रभवेयुरतस्समतालङ्कृत इत्युक्तत् । उत्पन्नक्रोधाः पार्थिवा यदि तत्फलं नोपदर्शयेयुस्तदा निदर्शनमकिञ्चित्कराणां स्युरिति तेषां कोपे सफले वादोपमर्द एव भवेदिति क्षमालङ्कृत इत्युक्तम् ॥

**સભાપતિ સ્વરૂપનું દર્શન.**

**ભાવાર્થ**-"પ્રજ્ઞા-આજ્ઞા-સંપત્તિ-સમતા-ક્ષમાથી અલંકૃત 'સભાપતિ' કહેવાય છે."

**વિવેચન**-જો સભાપતિ પ્રાજ્ઞ ન હોય, તો ક્વચિત્ વાદીએ કે પ્રતિવાદીએ, જિગીષુએ શઠતાથી સભ્યો પ્રત્યે પણ વિપ્રતિપત્તિ (વિરોધ) કર્યે છતે, તે સમયને ઉચિત કાર્યનું કરવું ન થાય, માટે પ્રજ્ઞાભૂષિત સભાપતિ હોવો જોઈએ.

(૧) સ્વથી અધિષ્ઠિત વસુંધરામાં, અસ્ફુરિત આજ્ઞાઐશ્વર્યવાળો વિવાદને તોડવા માટે ઉત્સાહિત થઈ શકતો નથી, માટે સભાપતિ આજ્ઞાસંપત્તિથી વિભૂષિત હોવો જોઈએ.

(૨) પક્ષપાત કરનાર સભાપતિ હોયે છતે, સભ્યો પણ અત્યંત ભયભીત બનેલાની માફક હોવાથી એક બાજુથી ખરેખર કલંક છે. બીજી બાજુ પક્ષપાતનું અવલંબનકારી પ્રતાપનો અધિપતિ સભાપતિ હોઈ, એક બાજુ કિનારો અને બીજી બાજુ વાઘ-એવા ન્યાયથી અપૂર્વ કષ્ટરૂપ દશામાં સભ્યો પ્રવેશ કરે છે, પરંતુ પરમાર્થને જાહેર કરવા સમર્થ થઈ શકતા નથી. તેથી સભાપતિ મધ્યસ્થ-સમતાલંકૃત-નિષ્પક્ષ હોવો જોઈએ,

(૪) ઉત્પન્ન, ક્રોધવાળા રાજાઓ જો તે વાદના ફળને ન દર્શાવી શકે, તો અકિંચિત્કારોનો દાખલો બેસે, માટે તેઓનો કોપ સફળ થયે છતે વાદનો નિકાલ થઈ શકે, માટે સભાપતિ ક્ષમાથી અલંકૃત હોવો જોઈએ.

अस्य कर्त्तव्यमाह—

**अनेन च वादिप्रतिवादिभ्यां सभ्यैश्च प्रतिपादितस्यार्थस्यावधारणं तयोः कलहनिराकरणं तयोश्शपथानुगुणं पराजितस्य शिष्यत्वादिनियमनं पारितोषिकादिवितरणञ्च कर्त्तव्यम् ॥सूत्र-१७॥**

**अनेन चेति**, सभापतिना चेत्यर्थः । तयोरिति, वादिप्रतिवादिनोरित्यर्थः, सर्वमन्यत्प्रकाशम् । तथा च वादस्य क्वचिज्जिगीषुविषयत्वेन चतुरङ्गत्वं, नतु वादत्वात्, स्वाभिप्रेतार्थव्यवस्थापनफलत्वाद्वा द्व्यङ्गत्र्यङ्गवादानामपि तथात्वापत्तेः, अपि तु विजिगीषुवाद एव तथा, तत्रैकस्याङ्गस्यापि वैकल्ये प्रस्तुतार्थापरिसमाप्तेः । मर्यादोल्लंघनेन हि प्रवर्त्तमानानामहङ्कारग्रहग्रस्तानां वादिप्रतिवादिनां प्रभुत्वादिशक्तित्रयसम्पन्नमाध्यस्थ्यादिगुणोपेतसभापतिमन्तरेण लक्षितलक्षणालङ्कृतसभास्तारांश्च विना को नाम नियामकः स्यात् । प्रमाणतदाभासपरिज्ञानसामर्थ्योपेतवादिप्रतिवादिभ्याञ्च विना कथं वादः प्रवर्त्तेत । न चेदृशस्य वादस्य चतुरङ्गत्वेऽपि वचनविकल्पोपपत्तितो वचनविघातलक्षणेन छलेन, साधर्म्यवैधर्म्यान्यतरप्रयुक्तदूषणात्मकजात्या, विप्रतिपत्त्यप्रतिपत्तिरूपनिग्रहस्थानेन च जयेतरव्यवस्था, न तु प्रमाणतदाभासयोर्दुष्टतयोद्भावितयोः परिहृतापरिहृतदोषमात्रेण सेति वाच्यम्, छलजात्योरसदुत्तररूपत्वेन स्वपरपक्षयोस्साधनदूषणत्वासम्भवतो जयेतरव्यवस्थानिबन्धनत्वायोगात् । स्वपक्षासिद्धिरूपपराजयस्यैव निग्रहहेतुत्वेन निग्रहत्वात्, विप्रतिपत्त्यप्रतिपत्त्योश्च निग्रहस्थानत्वस्यैवायोगादिति, अधिकमन्यतोऽवसेयम् । तदेवं प्रमाणप्रयोगभूमिभूतो वादो निरूपित इत्याहेतीति ॥

### સભાપતિનું કર્તવ્ય.

**ભાવાર્થ**-"આ સભાપતિએ, વાદી-પ્રતિવાદીએ અને સભ્યોએ પ્રતિપાદિત કરેલ અર્થનું અવધારણ કરવું, તે બંનેના કલહનું નિરાકરણ કરવું, તે બંનેમાંથી સોગંદ દેવાપૂર્વક હારેલાનું શિષ્યત્વ આદિનું નિયમન કરવું અને પારિતોષિક આદિનું દાન કરવું."

**વિવેચન**-તથાચ ક્વચિત્ વાદનું-જિગીષુનું વિષયપણું હોઈ ચતુરંગપણું છે, પરંતુ વાદપણાની અપેક્ષાએ નહિ; કેમ કે-સ્વના અભિપ્રેત અર્થના વ્યવસ્થાપન ફળપણું છે. બે અંગ-ત્રણ અંગી વાદોમાં પણ ચતુરંગપણાની આપત્તિ છે, પરંતુ વિજિગીષુવાદમાં જ ચતુરંગપણું છે, કેમ કે-ત્યાં એક અંગની વિકલતામાં પ્રસ્તુત અર્થની પરિસમાપ્તિ નથી.

० ખરેખર, મર્યાદાના ઉલ્લંઘનથી પ્રવર્તતા, અહંકારના ગ્રહથી ગ્રસ્ત વાદી અને પ્રતિવાદીઓનો પ્રભુત્વ આદિ ત્રણ શક્તિઓથી સંપન્ન, માધ્યસ્થ્ય આદિ ગુણોથી ઉપેત સભાપતિ સિવાય, કથિત લક્ષણોથી અલંકૃત સભ્યો સિવાય કોણ નિયામક થઈ શકે?

૦ પ્રમાણ–પ્રમાણાભાસનું પરિજ્ઞાન અને સામર્થ્યથી સંપન્ન વાદી અને પ્રતિવાદી સિવાય વાદ કેવી રીતે પ્રવર્તે ?

**શંકા**–આવા વાદનું ચતુરંગપણું હોવા છતાં વચનવિકલ્પની ઉપપત્તિથી, વચનના વિઘાતરૂપ છળથી, સાધર્મ્ય કે વૈધર્મ્યથી, જન્ય દૂષણરૂપ જાતિથી તથા વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિરૂપ નિગ્રહસ્થાનથી જય અને પરાજયની વ્યવસ્થા છે. પરંતુ દુષ્ટપણાએ ઉદ્ભાવિત પ્રમાણ અને પ્રમાણાભાસમાં પરિહૃત અને અપરિહૃત દોષથી તે જય અને પરાજયની વ્યવસ્થા માનીએ તો શો વાંધો ?

**સમાધાન**–છલ અને જાતિ અસત્ય ઉત્તરરૂપ હોઈ, સ્વ–પરપક્ષમાં સાધન–દૂષણપણાના અસંભવથી જય અને પરાજયથી વ્યવસ્થાના કારણ બની શકતા નથી.

૦ સ્વપક્ષની અસિદ્ધિરૂપ પરાજય જ નિગ્રહહેતુ હોઈ નિગ્રહરૂપ છે.

૦ વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિમાં નિગ્રહસ્થાનપણાનો જ અભાવ છે.

અધિક બીજા ગ્રંથથી જાણવું.

આ પ્રમાણે પ્રમાણના પ્રયોગના ભૂમિભૂત વાદનું નિરૂપણ સમાપ્ત થાય છે.

इत्थं सम्यग्ज्ञानं प्रमाणविषयफलप्रमातृरूपेण चतुर्विधव्याख्याप्रकारेण तदङ्गतया नयं प्रमाणप्रयोगभूमिञ्चाभिधाय निरूपणस्यास्य प्रामाणिकतामाविष्करोति—

**पूर्वागमान् पुरस्कृत्य भेदलक्षणतो दिशा ।**
**बालसंवित्प्रकाशाय सम्यक्संवित्प्रकाशिता ॥सूत्र–१८॥**

**पूर्वागमानिति ।** अस्मदवधिकपूर्वत्वविशिष्टानाचार्यसिद्धसेनजिनभद्रगणिहेमचन्द्रवादिदेवसूरियशोविजयवाचकप्रभृतिसन्दब्धान् ग्रन्थरत्नानित्यर्थः । पुरस्कृत्येति, अक्षिलक्षीकृत्य विचार्य वेत्यर्थः, तेन निजग्रन्थस्य पूर्वागमसंमतार्थप्रकाशकत्वेन प्रामाण्यं प्रकाशितम्, पूर्वागमपदेन भगवदर्हदागमस्य मङ्गलभूतस्य स्मरणात् सम्यग्ज्ञाननिरूपणान्ते मङ्गलस्य प्रकाशनञ्च कृतं भवति । सम्यक्सविदः प्रकाशनं कथं कृतमित्यत्राह भेदलक्षणतो दिशेति, अवान्तरभेदैस्तल्लक्षणैश्च संक्षेपेण पूर्वाचार्यग्रन्थप्रवेशानुकूलतयेत्यर्थः । तेन स्वग्रन्थस्य पूर्वाचार्यप्रकाशितार्थप्रकाशकत्वेन पिष्टपेषणकल्पत्वमपाकृतम् । ननु परिकर्मितचेतसामनायासेनैव तेभ्यो बोधो भविष्यत्येवेति संक्षेपकरणं निष्फलमेवेत्याशंकायामाह बालसंवित्प्रकाशायेति, भवत्येव निस्संशयं तेभ्यः परिकर्मितमतीनां बोधो गम्भीरार्थग्रहणसामर्थ्यात्, तादृशसामर्थ्यविकलानां तत्प्रवेष्टॄणां बालानान्तु दुरवगाहत्वात्तत्र प्रवेशस्य दुष्करत्वेन तत्प्रवेशसम्पादनायैव सुगमतया संक्षेपेण सम्यक्संविदो निरूपणमारचितमिति सफलमेवेति न पिष्टपेषणकल्पताऽस्येति भावः । प्रकाशितेति भूतकृदन्तेन सम्यक्संविन्निरूपणं पूर्णमिति सूचितमिति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टालंकार श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां वादनिरूपणं नाम दशमः किरणः ॥

આ પ્રમાણે ચાર વ્યાખ્યાપ્રકારરૂપ પ્રમાણ–વિષય–ફળ–પ્રમાતારૂપે સમ્યગ્જ્ઞાનને, તેના અંગરૂપ નયને અને પ્રમાણપ્રયોગ ભૂમિભૂત વાદને કહીને, આ નિરૂપણની પ્રામાણિકતાનો આવિષ્કાર કરે છે.

## સમ્યગ્જ્ઞાનનું પ્રકરણ.

ભાવાર્થ–"પૂર્વ આગમોને આગળ કરી, ભેદ અને લક્ષણની દિશાથી બાલજીવોને પ્રકાશ મળે તેટલા માટે 'સમ્યગ્જ્ઞાન'નું પ્રકરણ પ્રકાશિત કરેલ છે."

અમારા પૂર્વકાલીન–પ્રાચીન આચાર્યવર્ય સિદ્ધસેનસૂરીશ્વર, જિનભદ્રગણિક્ષમાશ્રમણ, શ્રી હેમચંદ્રસૂરિ, વાદિદેવસૂરિ અને મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી વાચક વગેરેએ રચેલા ગ્રંથરત્નોને વિચારી, આ કથનથી નિજગ્રંથનું પૂર્વના આગમથી સંમત અર્થના પ્રકાશકપણાની અપેક્ષાએ પ્રમાણપણું પ્રકાશિત કરેલ છે અને પૂર્વાગમ પદથી, મંગલભૂત ભગવંત અરિહંતના આગમના સ્મરણથી સમ્યગ્જ્ઞાનનિરૂપણના અંતમાં મંગલનું પ્રકાશન કરેલું છે. સમ્યગ્જ્ઞાનનું કેવી રીતે પ્રકાશન કરેલું છે? આના જવાબમાં કહે છે કે–'भेदलक्षणतोदिशा' इति । અવાન્તર(પેટા)ભેદોથી અને તેના લક્ષણોથી સંક્ષેપથી પૂર્વાચાર્યપ્રણીત ગ્રંથમાં પ્રવેશની અનુકૂળતા પડે, એ દૃષ્ટિથી પ્રકાશન કરેલું છે. આ કથનથી પોતાના ગ્રંથનું પૂર્વાચાર્ય-પ્રકાશિત અર્થનું પ્રકાશકપણું હોઈ પિષ્ટપેષણ સમાનપણું દૂર કર્યું છે.

પ્રશ્ન એ થાય છે કે–પરિકર્મિત (સુસંસ્કારિત) મન–બુદ્ધિવાળાઓને અનાયાસે જ તે પૂર્વાચાર્યના ગ્રન્થરત્નોથી બોધ થશે જ, તો સંક્ષેપ કરવો નિષ્ફળ જ છે ને? આવી શંકાના નિરાસ માટે કહે છે કે–'बालसंवित्प्रकाशाये'ति । તે પૂર્વગ્રંથોથી ભલે પરિકર્મિત મતિવાળાઓને નિઃસંશય બોધ થાય! કેમ કે–ગંભીર અર્થના ગ્રહણનું સામર્થ્ય છે. તેવા સામર્થ્યથી રહિત, પૂર્વાચાર્યના ગ્રંથમાં પ્રવેશક બાલજીવોને દુઃખે કરી અવગાહન શક્ય હોઈ, ત્યાં પ્રવેશ દુષ્કર હોઈ, તેઓના તેઓમાં પ્રવેશના સંપાદન માટે જ સુગમરૂપે સંક્ષેપથી સમ્યગ્જ્ઞાનનું નિરૂપણ આ પ્રમાણે કરેલું સફળ જ છે. માટે પિષ્ટપેષણતુલ્યતા આની નથી, આવો ભાવ છે. 'प्रकाशिते'ति । આવા ભૂતકૃદંતથી સમ્યક્ સંવિત(જ્ઞાન)નું નિરૂપણ પૂર્ણ થયેલ છે, આવું સૂચિત કરેલ છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર-ચરણકમલમાં વિન્યસ્તભક્તિના સમૂદાયવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ રચેલ તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામક વ્યાખ્યામાં વાદનિરૂપણ નામનું દશમું કિરણ સમાપ્ત.



# अथ तृतीयो भागः



## ॥ प्रथमः किरणः ॥

तदेवं मोक्षसाधनावयवभूते सम्यक्श्रद्धासंविदौ निरूपिते तथा निरूपितमेव च संवरनिरूपणे-सम्यक्चरणं तदङ्गत्वेन संक्षेपतः, अत्र तु कर्माष्टकशून्यताप्रयोजकानुष्ठानलक्षणचारित्रस्य नित्यानुष्ठान-प्राप्तप्रयोजनानुष्ठानतो द्वैविध्यात्तद्बुबोधयिषया एककार्यकारित्वप्रयोज्यत्वावसरसङ्गतिभिर्ज्ञाननिरूपणा-नन्तरं चरणं निरूपयति—

**चरणकरणभेदेन द्विविधं चरणम् ॥सूत्र–१॥**

चरणेति । चर्यते मुमुक्षुभिस्सदाऽऽसेव्यत इति चरणम्, चर्यते गम्यते प्राप्यते भवोदधेः परं कूलमनेनेति चरणं व्रतश्रमणधर्मादिमूलगुणरूपम् । क्रियतेऽनुष्ठीयते सति प्रयोजने यत्तत्करणं पिण्ड-विशुद्ध्यादिकं तदेतद्विविधरूपेण सम्यक्चरणं द्विभेदमित्यर्थः । नित्यानुष्ठानरूपं चरणं, प्रयोजने प्राप्ते क्रियमाणं करणम् । व्रतादयो हि सर्वकालमेव साधुभिश्चर्यन्तेऽन्यथा स्वरूपहान्यापत्तेः, न तु व्रतशून्य-स्तेषां कश्चित्कालोऽस्ति, पिण्डविशुद्ध्यादिकन्तु प्राप्ते प्रयोजन एव विधीयत इति तदुभयात्मकं चारित्र-मिति भावः । तत्र चरणगुणस्थितस्य साधोर्विशुद्धिरतो ज्ञानाच्चरणं प्रधानं तत्फलत्वात् । ननु चरणं संवरणरूपा क्रिया सा च ज्ञानाभावे हता, तदुक्तं 'हया अन्नाणतो किरिया' इति, तस्माज्ज्ञानक्रिययोस्स-मुदितयोर्मोक्षसाधनत्वेनोभयोस्समानत्वमेव न चरणस्य प्रधानत्वमिति चेत्सत्यम्, सम्यक्श्रद्धासंविच्च-रणाणानि मुक्त्युपाया इति यद्यपि त्रयाणामपि समानकारणत्वमुक्तं तथापि गुणप्रधानभावोऽस्ति, ज्ञानं प्रकाशकमेव, चरणन्त्वभिनवकर्मादाननिरोधफलं निर्जराफलञ्च, ततो यद्यपि ज्ञानमपि प्रकाशकतयोप-करोति सदर्शनज्ञानचरणद्विकाधीनो मोक्षस्तथापि प्रकाशकतयैव व्याप्रियते ज्ञानं कर्ममलशोधकतया तु चरणमिति प्रधानगुणभावाच्चरणं ज्ञानसारः । उक्तञ्च 'नाणं पयासयं वी गुत्तिविसुद्धिफलं च जं चरणं । मोक्खो य दुगाहीणो चरणं नाणस्स तो सारो' इति । एवं सम्यक्श्रद्धाया अपि सारश्चरणं तस्मात्त्रितयस्यैव समुदितस्य निर्वाणहेतुत्वं तत्रोभयोश्चरणद्वारा चरणस्य च साक्षाद्धेतुत्वमिति विशेषः, ततो न केवलं ज्ञानं मोक्षहेतुः, केवलज्ञानसद्भावेऽपि शैलेश्यवस्थाभाविसर्वसंवररूपचारित्रमन्तरेण निर्वाणाभावादतरस-म्यग्ज्ञानस्यैव मोक्षसाधनत्वेन शास्त्रार्थपर्याप्तेश्चरणनिरूपणं निष्फलमित्यपास्तम् । ज्ञानमेव नेप्सितार्थ-प्रापकं, सक्रियाविरहात्; स्वदेशप्राप्त्यभिलषितगमनक्रियाशून्यमार्गज्ञानवदित्यनुमानेनासाधकत्वाच्चेति ॥

---

१. इदमित्थमासेवनीयं नत्वित्थमिति ज्ञानादेवावगम्यतेऽतो ज्ञानमेव प्रमाणं न तु बाह्यं कारणं पिण्ड-विशुद्ध्यादि चारित्रं वा, तज्ज्ञानाभावे तस्याप्यभावात्, सति च तस्मिन् चरणस्यापि भावात्, ज्ञान एव च तीर्थस्य स्थितत्वात्, दर्शनस्यापि अधिगमजन्यस्य जीवादिपदार्थपरिच्छेदतस्सिद्धेर्जातिस्मरणजन्यनैसर्गि-कस्याप्यागमरहितत्वाभावात् । यतस्स्वयम्भूरमणमत्स्यादीनामपि जिनप्रतिमाद्याकारमत्स्यदर्शनाज्जातिमनुस्मृत्य

## ચરણનિરૂપણ નામક પ્રથમ કિરણ.

મોક્ષસાધનના અવયવભૂત સમ્યગ્શ્રદ્ધાન અને સમ્યક્સંવિત્ (જ્ઞાન) નિરૂપિત થયેલ છે અને સંવરના નિરૂપણમાં તેના અંગરૂપે સંક્ષેપથી સમ્યક્ચરણ(ચારિત્ર)નું નિરૂપણ કરેલ છે. અહીં તો આઠેય કર્મોની શૂન્યતાના પ્રયોજક અનુષ્ઠાનરૂપ ચારિત્રના, નિત્ય અનુષ્ઠાન અને પ્રયોજન પ્રાપ્ત થયે, થતા અનુષ્ઠાનના ભેદથી બે પ્રકારો હોઈ તેને જણાવવાની ઈચ્છાથી, એક કાર્ય-કારિત્વરૂપ, પ્રયોજ્યત્વરૂપ, અવસરરૂપ સંગતિઓદ્વારા જ્ઞાનના નિરૂપણ પછી ચરણનું નિરૂપણ કરે છે.

**ભાવાર્થ**-"ચરણ અને કરણના ભેદથી બે પ્રકારનું ચારિત્ર છે."

**વિવેચન**-ચરણનો વ્યુત્પત્તિજન્ય અર્થ=હંમેશાં મુનિઓદ્વારા આસેવનનો વિષય, તે 'ચરણ' કહેવાય છે. અથવા જે ચરણથી સંસારસાગરનો પાર-કિનારો પમાય છે, તે 'ચરણ' કહેવાય છે. કરણનો વ્યુત્પત્તિલભ્ય અર્થ=પ્રયોજન ઉપસ્થિત થયે છતે જે કરાય, તે પિંડ-વિશુદ્ધિ આદિ 'કરણ' કહેવાય છે. આ સમ્યક્ચરણ બે ભેદવાળું છે.

० નિત્ય અનુષ્ઠાન તે ચરણ અને પ્રયોજન પ્રાપ્ત કરાતું અનુષ્ઠાન કરણ. ખરેખર, વ્રત વગેરે સાધુઓથી સર્વ કાળે જ આચરાતાં છે, નહિ તો સાધુતારૂપ સ્વરૂપની હાનિરૂપ આપત્તિ છે, પરંતુ તે સાધુઓનો વ્રતથી શૂન્ય કોઈ કાળ નથી. પિંડવિશુદ્ધિ આદિ તો પ્રયોજન પ્રાપ્ત થયે છતે જ કરાય છે, માટે ચરણ-કરણ ઉભય આત્મક ચારિત્ર છે.

० ચારિત્રગુણમાં સ્થિર રહેલ સાધુને વિશુદ્ધિ છે. એથી જ્ઞાન કરતાં ચારિત્ર પ્રધાન છે, કેમ કે-જ્ઞાનનું ફળ ચારિત્ર (વિરતિ) છે.

**શંકા**-ચરણ એટલે સંવરરૂપ ક્રિયા અને તે જ્ઞાનના અભાવમાં હણાયેલ છે, કેમ કે-'અજ્ઞાનથી ક્રિયા હણાયેલ છે' તેથી સમુદિત જ્ઞાન અને ક્રિયામાં મોક્ષસાધનપણું હોઈ ઉભયની સમાનતા જ છે. ચરણની પ્રધાનતા નથી ને? છે તો કેવી રીતે?

**સમાધાન**-જો કે તમારૂં કહેવું ઠીક છે, કેમ કે-'सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपाया' इति કથનથી સમ્યક્શ્રદ્ધા, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એમ સમુદિત ત્રણેયનું સમાન

---

भूतार्थालोकनपराणामेव नैसर्गिकसम्यक्त्वमुपजायते, भूतार्थालोकनञ्च ज्ञानमिति ज्ञानं प्रधानमिति ज्ञाननयः। क्रियानयस्तु क्रियैव प्रधानमैहिकामुष्मिकफलप्राप्तिकारणं युक्तियुक्तत्वात्, ज्ञानन्तु [illegible], प्रयत्नादिक्रियाविरहेण हि ज्ञानवतोऽप्यभिलषितार्थसम्प्राप्तिर्न दृश्यते, आगमेऽपि च तीर्थंकरगणधरैः क्रिया-विकलाना ज्ञानं निष्फलमेवोक्तम्, [illegible] प्रमाणा यदि हानोपादा-नरूपा प्रवृत्तिं न कुर्वन्ति तदा नहि फलमेव, [illegible]। [illegible] प्रधानम्। न केवलं [illegible], किन्तु [illegible], [illegible] [illegible] इति ॥

કારણપણું કહેલું છે, તો પણ ગૌણ-મુખ્યભાવ છે. જ્ઞાન પ્રકાશક જ છે. ચરણ તો નવા કર્મોના ગ્રહણના નિરોધરૂપી ફળવાળું છે અને નિર્જરારૂપી ફળવાળું છે. તેથી જો કે જ્ઞાન પણ પ્રકાશકરૂપે ઉપકાર કરે છે. દર્શન સહિત જ્ઞાન અને ચારિત્ર-એમ બંનેને આધીન મોક્ષ છે, તો પણ પ્રકાશકપણાએ જ જ્ઞાન વ્યાપાર કરે છે. કર્મમળની શુદ્ધિકારકપણાએ જ ચરણ વ્યાપાર કરે છે, માટે પ્રધાન ગુણભાવની અપેક્ષાએ ચરણ જ્ઞાનનો સાર છે. કહ્યું છે કે-'જ્ઞાન પ્રકાશક છે અને ગુપ્તિ વિશુદ્ધિ ફળવાળું ચારિત્ર છે. જ્ઞાન ચારિત્રને આધીન મોક્ષ છે. ચારિત્ર જ્ઞાનનો સાર છે.' આ પ્રમાણે સમ્યક્શ્રદ્ધાનો પણ સાર ચરણ છે, તેથી સમુદિત ત્રણનું જ નિર્વાણ-હેતુપણું છે. ત્યાં દર્શન-જ્ઞાનનું ચારિત્રદ્વારા મોક્ષ હેતુત્વ છે અને ચારિત્રનું મોક્ષ હેતુત્વ-સાક્ષાત્ હેતુત્વ (અવ્યહિત હેતુત્વ) છે. આમ વિશેષ છે. તેથી કેવલજ્ઞાન મોક્ષનો હેતુ નથી, કેમ કે-કેવલજ્ઞાનનો સદ્ભાવ છતાં શૈલેશી અવસ્થામાં થનાર સર્વ સંવરરૂપ ચારિત્ર સિવાય નિર્વાણનો અભાવ છે. એથી 'સમ્યગ્જ્ઞાનનું જ મોક્ષસાધનપણું હોઈ, શાસ્ત્રના અર્થની પર્યાપ્તિ (પૂર્ણતા) થવાથી ચરણનું નિરૂપણ નિષ્ફળ છે.' આ બાબત ખંડિત થાય છે, કેમ કે-જ્ઞાન જ (આ, આ પ્રમાણે આચરવું, આ, આ પ્રમાણે અકર્તવ્ય છે, આવું બધું જ્ઞાનથી ખબર પડે છે. એથી જ્ઞાન જ પ્રમાણ છે, પરંતુ પિંડવિશુદ્ધ આદિ કરણ કે ચરણ નહિ, કેમ કે-તેના જ્ઞાનના અભાવમાં તેનો પણ અભાવ છે અને જો તે જ્ઞાન હોય, તો જ ચરણની પણ સત્તા છે. વળી જ્ઞાનમા જ તીર્થની સ્થિતિ છે. અધિગમજન્ય સમ્યગ્દર્શનની પણ જીવ આદિ પદાર્થના પરિચ્છેદ-વિવેકથી સિદ્ધિ છે. જાતિસ્મરણથી જન્ય નૈસર્ગિક પણ સમ્યગ્દર્શનમાં પણ આગમ(જ્ઞાન)રહિતપણાનો અભાવ છે, કારણ કે-સ્વયંભૂરમણ સમુદ્રના મત્સ્ય આદિમાં પણ જિનપ્રતિમા આદિના આકારવાળા મત્સ્યના દર્શનથી જાતિસ્મરણદ્વારા, ભૂતાર્થ આલોકનપરાયણ (સત્ય પદાર્થવિષયક વિચાર ચતુર) મત્સ્ય આદિને જ નૈસર્ગિક સમ્યક્ત્વ પેદા થાય છે અને ભૂતાર્થ આલોકન એ જ્ઞાન છે. માટે જ્ઞાન પ્રધાન છે, એમ જ્ઞાનનયની માન્યતા છે.

० ક્રિયાનય તો ક્રિયા જ યુક્તિયુક્ત હોઈ, ઐહિક-આમુષ્મિક ફળની પ્રાપ્તિનું પ્રધાન કારણ છે. જ્ઞાન તો ક્રિયાનું ઉપકરણ હોવાથી ગૌણ છે. ખરેખર, પ્રયત્ન આદિ ક્રિયાના અભાવથી જ્ઞાનવાનને પણ ઇષ્ટ અર્થની પ્રાપ્તિ દેખાતી નથી અને આગમમાં પણ તીર્થંકર-ગણધરોએ ક્રિયારહિતોને જ્ઞાન નિષ્ફળ જ કહેલ છે. જ્ઞાનદ્વારા અર્થક્રિયા સમર્થ અર્થનું પ્રદર્શન છતાં, પ્રેક્ષાપૂર્વકારી પ્રમાતા જો હાન-ઉપાદાનરૂપ પ્રવૃત્તિને ન કરે, તો તે જ્ઞાન નિષ્ફળ છે, કેમ કે-તે જ તેનો અર્થ છે. જ્ઞાનથી વિષયનું વ્યવસ્થાપન પણ અર્થક્રિયારૂપ હોવાથી ક્રિયા જ પ્રધાન છે. કેવળ આ પ્રમાણે ક્ષાયોપશમિક ચરણક્રિયાની અપેક્ષા રાખીને જ તે ક્રિયાનું પ્રાધાન્ય નથી, પરંતુ ક્ષાયિક ક્રિયાની પણ અપેક્ષા રાખીને પ્રાધાન્ય છે. સમુત્પન્ન કેવલજ્ઞાનવાળા ભગવંતને પણ જ્યાં સુધી શૈલેશીઅવસ્થામાં સર્વ સંવરરૂપ ચારિત્ર-

ક્રિયા નથી થતી, ત્યાં સુધી મુક્તિની પ્રાપ્તિ નથી. જે જેના પછી અવ્યવહિત ભાવી છે, તે તેનું કારણુ છે. આવી વ્યાપ્તિ હોવાથી ક્રિયા જ કારણુ છે, એમ ક્રિયાનય વદે છે.) ઇષ્ટ અર્થ પ્રાપક નથી, કેમ કે-સત્ક્રિયાનો અભાવ છે. જેમ કે-સ્વદેશ પ્રાપ્તિરૂપ ઇષ્ટ પ્રત્યે ગમનની ક્રિયા શૂન્ય માર્ગનું જ્ઞાન. આવા અનુમાનથી અસાધકપણું છે.

अथ चरणभेदमाह—

**व्रतश्रमणधर्मसंयमवैयावृत्त्यब्रह्मचर्यगुप्तिज्ञानादितपःक्रोधनिग्रहरूपेणाष्टविधमप्यवान्तर भेद तस्सप्ततिविधं चरणम् ॥सूत्र-२॥**

**व्रतेति** । प्राणातिपातविरमणादि व्रतं पञ्चविधम्, श्रमणधर्मस्साधुधर्मः क्षान्त्यादिदशविधः, संयम उपरमस्सप्तदशविधः, वैयावृत्त्यमाचार्याद्युद्देशेन यत्कर्त्तव्यं तत्र व्यग्रतारूपं दशविधम्, ब्रह्मचर्यस्य गुप्तयो वसत्यादिका नव, ज्ञानमाभिनिवोधिकादि तदादि येषां तानि ज्ञानादीनि ज्ञानदर्शन-चारित्ररूपाणि त्रीणि, तपो द्वादशविधम्, क्रोधनिग्रहः क्रोधादीनां निग्रहश्चतुर्विध इति मूलतोऽष्टविध-मपि स्वस्वावान्तरभेदविवक्षया सप्ततिविधं चरणमित्यर्थः । ननु गुप्तीनां व्रतेषु श्रमणधर्मान्तर्गतचारित्रस्य व्रतात्मकत्वेन व्रतेषु संयमतपसोः श्रमणधर्मेषु तपोग्रहणे तत्र वैयावृत्त्यस्य क्षान्त्यादिश्रमणधर्मग्रहणे तत्र क्रोधादिनिग्रहस्य चान्तर्गतत्वेन तेषां पृथग्ग्रहणं व्यर्थमिति चेदुच्यते, गुप्तेर्निरपवादत्वप्रदर्शनाय पूर्व-पश्चिमतीर्थकरतीर्थयोर्विशेषेणैतद्भवति महाव्रतमिति प्रकाशनाय, व्रतचारित्रस्यैकांशत्वेन छेदोपस्थापनीयादि-चतुर्विधचारित्रग्रहणाय अपूर्वकर्माश्रवसंवरहेतुभूतसंयमस्य पूर्वगृहीतकर्मक्षयहेतुभूततपसश्च ब्राह्मणा आयाता वसिष्ठोऽप्यायात इति न्यायेन मोक्षाङ्गं प्रति प्राधान्यख्यापनाया वैयावृत्त्यस्य स्वपरोपकार-कत्वेनानशनादिभ्योऽतिशयतासूचनाय उदयोदीरणावलिकागतत्वेन क्रोधादीनां क्षान्त्यादिभिरुदय एव न कर्त्तव्य इति ख्यापयितुं क्षान्त्यादयो ग्राह्याः क्रोधादयो हेया इति वोपदर्शनाय तदुपन्यास इति न कोऽपि दोष इति भावः ॥

## ચરણુના ભેદનું નિરૂપણ.

**ભાવાર્થ**-"વ્રત-શ્રમણુધર્મ-સંયમ-વૈયાવૃત્ત્ય-બ્રહ્મચર્યગુપ્તિ-જ્ઞાનાદિ-તપ-ક્રોધ આદિ નિગ્રહરૂપે આઠ પ્રકારનું પણુ આવાન્તર(પેટા)ભેદથી સીત્તેર પ્રકારનું ચારિત્ર છે."

**વિવેચન**-પ્રાણુાતિપાતવિરમણુ આદિ વ્રત પાંચ પ્રકારનું છે. શ્રમણુધર્મ એટલે સાધુનો ધર્મ. તે ક્ષાન્તિ વગેરે દશ પ્રકારનો છે. સંયમ એટલે ઉપશમ, તે સત્તર પ્રકારનો છે. વૈયાવૃત્ત્ય એટલે આચાર્ય આદિને ઉદ્દેશીને જે કર્ત્તવ્ય છે, તેમાં પરાયણુતારૂપ દશ પ્રકારનું છે. બ્રહ્મચર્યની ગુપ્તિ (વાડો), વસતિ વગેરે નવ છે. જ્ઞાનાદિ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ત્રણુ છે. તપ બાર પ્રકારનો છે. ક્રોધ આદિનો નિગ્રહ ચાર પ્રકારનો છે. આમ મૂળથી આઠ પ્રકારનું પણુ પોતપોતાના અવાન્તરભેદની વિવિક્ષાથી સીત્તેર પ્રકારનું ચરણુ છે.

શંકા-ગુપ્તિ(વાડો)ઓનો વ્રતોમાં, શ્રમણુધર્મમાં અંતર્ગત ચારિત્ર વ્રતરૂપ હોઈ તેનો

વ્રતોમાં, સંયમ અને તપનો શ્રમણધર્મોમાં, તપનું ગ્રહણ થયે છતે તપમાં વૈયાવૃત્ત્યનો અને ક્ષાન્તિ આદિ શ્રમણધર્મનું ગ્રહણ કર્યે છતાં ત્યાં ક્રોધ આદિના ગ્રહણનો અંતર્ભાવ થતો હોવાથી, ગુપ્તિ-ચારિત્રવ્રત-સંયમ-તપ-વૈયાવૃત્ત્ય-ક્રોધાદિ નિગ્રહનું અલગરૂપે ગ્રહણ નિરર્થક જ છે ને?

**સમાધાન**-બ્રહ્મચર્યની ગુપ્તિમાં અપવાદરહિતપણાના પ્રદર્શન માટે ગુપ્તિનું તથા પહેલા અને છેલ્લા તીર્થંકરના બંને તીર્થમાં વિશેષતઃ આ મહાવ્રત છે. એમ પ્રકાશન માટે વ્રતનું, એકઅંશપણું હોઈ છેદોપસ્થાપનીય આદિ ચાર પ્રકારના ચારિત્રના ગ્રહણ માટે ચારિત્રનું, અપૂર્વકર્મના આશ્રવના-સંવરના હેતુભૂત સંયમનું અને પૂર્વે ગ્રહણ કરેલ કર્મના ક્ષયના હેતુભૂત તપનું, મોક્ષના અંગ પ્રત્યે (બ્રાહ્મણો આવ્યા, વસિષ્ઠ પણ આવેલો છે-આ ન્યાયથી) પ્રધાનપણું બતાવવા માટે, સ્વ અને પરનું ઉપકારક હોઈ અનશન આદિ તપ કરતાં મહાન્ છે. એમ સૂચન કરવા માટે વૈયાવૃત્ત્યનું અલગરૂપે ગ્રહણ કરેલ છે. અને ઉદયાવલિકા-ઉદીરણાવલિગત હોઈ, ક્રોધ આદિનો ક્ષમા આદિ દ્વારા ઉદય જ ન કરવો એમ જણાવવા માટે; અથવા ક્ષમા વગેરે ગુણો ગ્રહણ કરવા જોઈએ, ક્રોધ વગેરે દોષો છોડવા જોઈએ. એમ દર્શાવવા માટે ક્રોધાદિ નિગ્રહનો ઉપન્યાસ કરેલ છે, માટે કોઈ પણ દોષ નથી.

अथ व्रतस्वरूपनिर्णयार्थमाह--

**हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरमणरूपाणि पञ्च व्रतानि ।।सूत्र-३।।**

**हिंसेति ।** परिग्रहान्ताः कृतद्वन्द्वा हिंसादयः पञ्चम्यन्ताः, 'जुगुप्साविरामप्रमादार्थानामुपसंख्यान' मिति पञ्चमी । ननु ध्रुवत्वेन प्रसिद्धस्यार्थस्य 'ध्रुवमपायेऽपादान'-मित्यपादानत्वेन ग्रामादागच्छतीत्यादाविव प्रकृते हिंसादिपरिणामानां ध्रुवत्वाभावात्कथमपादानत्वम्, न च द्रव्यार्थादेशाद्धिंसादिपरिणत आत्मैव हिंसादिव्यपदेशभागिति ध्रुवत्वमिति वाच्यम्, तथा सति तस्य नित्यत्वेन विरमणानुपपत्तेरिति चेन्न बुद्ध्या ध्रुवत्वविवक्षयाऽपादानत्वोपपत्तेः, प्रेक्षाकारी हि मनुष्यो य एते हिंसादयः परिणामाः पापहेतवः पापकर्माणि च तत्र प्रवर्त्तमानमिहैव राजानो दण्डयन्ति परत्र च बहुविधं दुःखमवाप्नोतीति बुद्ध्या ध्रुवत्वं सम्प्राप्य निवर्त्तेत इति तेषां ध्रुवत्वं काल्पनिकं सम्पादनीयम् । वस्तुतस्तु ध्रुवत्वाभावेऽप्यपादानसंज्ञाकरणाय जुगुप्सेत्यादिप्रवृत्तेर्न दोषोऽन्यथा ध्रुवत्वं परिकल्प्यापादाने पञ्चमीत्यनेनैव पञ्चमीसिद्धौ तद्वचनवैयर्थ्यापत्तेरिति ध्येयम् । सर्वेषु व्रतेष्वहिंसायाः प्रधानत्वात्तत्प्रतियोगिन्या हिंसाया आदावुपादानम् । यद्यपीदमेवेत्थमेव वा कर्त्तव्यमिति बुद्धिपूर्वकपरिणामविशेषेण कृताऽन्यनिर्वृत्तिर्व्रतशब्दवाच्या, तथा च निवृत्तौ प्रवृत्तौ च व्रतशब्दो वर्त्तते, यथा पयो व्रतयतीत्यादौ व्रतशब्दः, पयोऽभ्यवहार एव प्रवर्त्तते नान्यत्रेति तदर्थः । एवं हिंसादिभ्यो निवृत्तश्शास्त्रचोदितकर्मानुष्ठान एवं प्रवर्त्तते, ज्ञानक्रियाभ्यां मोक्षश्रुतेश्शास्त्रविहितनिवृत्तिप्रवृत्तिक्रियासाध्यकर्मक्षपणस्यैव मोक्षावाप्तिसाधनात्तथापि निवृत्तेः प्राधान्यात्साक्षात्सैव दर्शिता । सम्बन्धिशब्दत्वाच्चैकतरोपादानेऽन्यतरस्यापि प्रतीत्या हस्तिपकदर्शनाद्धस्ति-

बोधवत् तत्पूर्वकप्रवृत्तेरपि गम्यत्वात् । अन्यथा निवृत्तिमात्रस्य निष्फलत्वापत्तिः स्यात् संवराविशेषप्रसङ्गश्च स्यात् । तदिदं व्रतं देशसर्वभेदेन द्विविधमपि संवरहेतुभूतमगार्यनगारिसाधारणम् । अत्र चानगारिसम्बन्ध्येव ग्राह्यं सम्यक्चरणाङ्गत्वात् । एवमेवान्यत्र तत्तदङ्गतयोक्तानामपि पुनरत्र तन्निर्देशस्तथा बोध्यः ॥

## વ્રતના સ્વરૂપનો નિર્ણય.

**ભાવાર્થ**-"હિંસા-અનૃત-સ્તેય-અબ્રહ્મ-પરિગ્રહોથી વિરમણરૂપ પાંચ વ્રતો છે."

**વિવેચન**-પરિગ્રહ સુધીના, દ્વન્દ્વ સમાસવાળા, હિંસા વગેરે પંચમી વિભક્તિ અંતવાળા છે, કેમ કે-'જે જુગુપ્સા-વિરામ-પ્રમાદ અર્થવાળા હોય, તો પંચમી વિભક્તિ થાય છે,' માટે પરિગ્રહથી પંચમી વિભક્તિ છે. હિસાથી-અનૃતથી-ચોરીથી-અબ્રહ્મથી-પરિગ્રહથી વિરમણ, તે વ્રત કહેવાય છે.

**શંકા**-ધ્રુવપણાએ પ્રસિદ્ધ અર્થનું 'ધ્રુવ અપાયમાં અપાદાન છે.' આ સૂત્રથી અપાદાનપણું હોઈ, 'ગામથી આવે છે' ઈત્યાદિની માફક પ્રકૃતમાં હિંસાદિ પરિણામોમાં ધ્રુવપણાનો અભાવ હોવાથી કેવી રીતે અપાદાનપણું છે? વળી 'દ્રવ્ય અર્થની અપેક્ષાએ હિંસાદિ પરિણત આત્મા જ હિસાદિ વ્યવહારવાળો થાય છે.' આમ ધ્રુવત્વ છે એવું નહીં બોલવું, કેમ કે-તે પ્રકારે હોયે છતે તેનું નિત્યપણું હોઈ વિરમણની ઉપપત્તિ થતી નથી ને ?

**સમાધાન**-બુદ્ધિદ્વારા ધ્રુવત્વની વિવક્ષા કરવાથી અપાદાનત્વની ઉપપત્તિ છે. ખરેખર, જે પ્રેક્ષાકારી મનુષ્ય, જે આ હિંસા આદિ પરિણામો પાપહેતુભૂત છે અને પાપકર્મો છે, ત્યાં પ્રવૃત્તિ કરનારને અહીં જ રાજાઓ દંડે છે અને પરલોકમાં બહુવિધ દુઃખને પામે છે. આવી બુદ્ધિથી ધ્રુવપણું સંપ્રાપ્ત કરીને અટકે છે. આમ તેઓનું ધ્રુવપણું કાલ્પનિક બનાવવું. વસ્તુતઃ ધ્રુવપણાનો અભાવ છતાં અપાદાનસંજ્ઞા કરવા માટે જુગુપ્સા ઈત્યાદિ પ્રવૃત્તિથી દોષ નથી. અન્યથા, ધ્રુવત્વની કલ્પના કરી 'અપાદાનમાં પંચમી' આ સૂત્રથી જ પંચમીની સિદ્ધિ થયે છતે તે વચનની નિરર્થકતાની આપત્તિ થાય !

○ સઘળા વ્રતોમાં અહિંસાનું પ્રધાનપણું હોવાથી તે અહિસાની પ્રતિયોગિની-શત્રુભૂત હિંસાનું આદિમાં ગ્રહણ કરેલું છે.

○ જો કે આ જ અથવા આ પ્રમાણે જ કરવું જોઈએ, આવા બુદ્ધિપૂર્વકના પરિણામવિશેષથી કરાયેલી અન્યથી નિવૃત્તિ 'વ્રત' શબ્દથી વાચ્ય છે. તથાચ નિવૃત્તિમાં અને પ્રવૃત્તિમાં વ્રત શબ્દ વર્તે છે. જેમ કે-'वृपलान्नं व्रतयति' શુદ્રના અન્નનો પરિહાર કરે છે. 'पयोव्रतयति' દૂધના ભોજનમાં જ પ્રવૃત્તિ કરે છે, બીજે નહિ. એવી રીતે હિંસાથી નિવૃત્તિ, એ વ્રત છે. અર્થાત્ હિંસા આદિથી નિવૃત્તિવાળો શાસ્ત્રવિહિત કર્માનુષ્ઠાનમાં જ પ્રવૃત્તિ કરે છે.

○ 'ज्ञानक्रियाभ्यां मोक्षः ।' જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ છે, એમ સાંભળવાથી શાસ્ત્રવિહિત નિવૃત્તિ અને પ્રવૃત્તિરૂપ ક્રિયાથી સાધ્યકર્મનો ક્ષય જ મોક્ષની પ્રાપ્તિનું સાધન છે, તો પણ

નિવૃત્તિની પ્રધાનતા હોવાથી તે નિવૃત્તિ જ સાક્ષાત્ (સ્પષ્ટ શબ્દોલ્લેખરૂપે) દર્શાવેલ છે. વળી સંબંધી-શબ્દ હોવાથી, બેમાંથી એકના ઉપાદાનમાં બીજાના ઉપાદાનની પણ હસ્તિપક-(મહાવત)ના દર્શનથી હસ્તિના બોધની માફક પ્રતીતિ થતી હોવાથી, તે હિંસાદિ નિવૃત્તિપૂર્વક (સાપેક્ષ) શાસ્ત્રવિહિત ક્રિયાડનુષ્ઠાનગત પ્રવૃત્તિ પણ ગમ્યમાન છે. અન્યથા, નિવૃત્તિ માત્રમાં નિષ્ફળપણાની આપત્તિ થાય! નિવૃત્તિ કારણ છે અને પ્રવૃત્તિ કાર્ય છે. વળી સંવરના વિશેષના અભાવનો પ્રસંગ થાય!

૦ તે આ વ્રત, દેશ અને સર્વના ભેદથી બે પ્રકારનું પણ સંવરના હેતુભૂત, અગારી અને અનગારી સાધારણ છે: અને અહીં અનગારી (સાધુ) સંબંધી જ વ્રત ગ્રહણયોગ્ય છે, કેમ કે-સમ્યક્ચરણનું અંગ છે: આ પ્રમાણે જ બીજે ઠેકાણે તે તે(સમ્યક્ચરણ)ના અંગ-પણાએ કહેલાઓનો પણ જેમ અહીં અનગારી સંબંધી નિર્દેશ છે, તેમ તે નિર્દેશ જાણવો.

अथ हिंसादिस्वरूपनिरूपणपूर्वकं तद्विरमणरूपं व्रतं वर्णयति—

**प्रमादसहकारेण कायादिव्यापारजन्यद्रव्यभावात्मकप्राणव्यपरोपणं हिंसा तस्मात्सम्यग्ज्ञानश्रद्धानपूर्विका निवृत्तिः प्रथमं व्रतम् ॥सूत्र-४॥**

**प्रमादेति** । प्रमाद्यत इति प्रमादोऽयत्नोऽनुपयोगो वा, प्रबलकर्मदावानलप्रभूतकायिकमानसिकानेकदुःखज्वालामालाकलापपरीतनिखिललोकावलोकनोऽपि तन्मध्यवर्त्यपि ततो बहिर्भवननिदानानन्यसाधारणवीतरागप्रणीतधर्मचिन्तामणिं यज्जन्यपरिणामविशेषान्न पश्यति पश्यन् वा नाचरति जीवः स प्रमादो मद्यादयः, अज्ञानसंशयविपर्ययरागद्वेषस्मृतिभ्रंशयोगदुष्प्रणिधानधर्मानादरभेदेनाष्टविधो वा, तत्सहकारेण तन्निमित्तकात्मपरिणामविशेषेण वा कायमनोवाग्व्यापारेण जन्यं यद्द्रव्यात्मकानां भावात्मकानामुभयात्मकानां वा पञ्चेन्द्रियादिप्राणानां व्यपरोपणं वियोगीकरणं जीवात्पृथक्करणं सा हिंसेत्यर्थः, तस्माद्व्यपरोपणान्निवृत्तिर्विरतिः प्रथमं महाव्रतम्, सा देशतोऽपि स्यादित्यत्राह सम्यगिति, सर्वप्रकारेण भङ्गत्रयेण तादृशी निवृत्तिर्ज्ञानश्रद्धानमन्तरेण न सम्भवतीति सूचनाय मिथ्यादृशां तथाविरतेरज्ञानाश्रद्धानपूर्वकत्वसूचनाय च ज्ञानश्रद्धानपूर्विकेत्युक्तम् । यतो हि मिथ्यादृशां सम्यक्त्वाभावेन ज्ञानं श्रद्धा च वस्तुतोऽज्ञानरूपमश्रद्धारूपा चेति भावः । इत्वरकालतादृशविरतिवारणाय सम्यगित्यनेन यावज्जीवमपि विवक्षणीयम् । तथा च हिंसाया ज्ञानश्रद्धानपूर्वकं भङ्गत्रयेण यावज्जीवं निवृत्तिरिति भावार्थः । एकद्वित्रिचतुःपञ्चेन्द्रियाख्यान् प्राणिनः सम्यक् शास्त्रतो ज्ञात्वा तदनुसारेण च श्रद्धयोपरमः सर्वेषु व्रतेषु प्रधानत्वात्सूत्रक्रमप्रामाण्याच्च प्रथमं व्रतमिति यावत् । भङ्गत्रयं च द्रव्यभावतदुभयरूपम् ॥

---

१. पीडाकर्तृत्वयोगेन शरीरविनाशापेक्षया प्राणिनमेनं मारयामीत्येवंरूपसङ्क्लेशात्प्राणव्यपरोपणं हिंसा इयं सनिमित्ता, परिणामवादे हि पीडकस्य पीडनीयस्य परिणामित्वात्पीडाकर्तृत्वमुपपद्यते, एकान्तवादे त्वेकान्ततो नित्यत्वे कस्यापि कार्यस्य करणेऽक्षमत्वात् सर्वथा भेदे च शरीरकृतकर्मणो भवान्तरेऽनुभवानुपपत्तः । सर्वथाऽनित्यत्वेऽभेदे च परलोकहान्यापत्तेः शरीरनाशे जीवनाशात् हिंसादीनामसम्भव एव । नित्यानित्ये त्वात्मनि सर्वं घटत एव, मूर्तामूर्तत्वाभ्याञ्च देहात्मनोः कथञ्चिद्भेदः देहस्पर्शने च जीवस्य वेदनोत्पत्तेः

હવે હિંસાદિસ્વરૂપના નિરૂપણપૂર્વક તે હિંસાદિથી વિરતિરૂપ વ્રતનું વર્ણન જણાવાય છે.

## વ્રતનું વર્ણન.

**ભાવાર્થ**–"પ્રમાદના સહકારથી અને કાય આદિ વ્યાપારથી જન્ય દ્રવ્ય-ભાવ આત્મક પ્રાણોથી વિયોગ કરવાની ક્રિયા, એ હિંસા કહેવાય છે. તેનાથી સમ્યગ્જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વકની નિવૃત્તિ, એ પહેલું વ્રત કહેવાય છે."

**વિવેચન**–પ્રમાદ એટલે પ્રયત્નનો અભાવ કે ઉપયોગનો અભાવ. જે પ્રમાદથી જન્ય પરિણામવિશેષથી જીવ, જોરદાર કર્મરૂપી દાવાનળથી પુષ્કળ કાયિક-માનસિક અનેક દુઃખ-રૂપી જ્વાળાઓની માળાઓના સમુદાય ભરચક સંપૂર્ણ લોકનું અવલોકનવાળો છતાં, તે લોકના મધ્યમાં રહેનાર છતાં, તે લોકમાંથી બહાર નીકળવાના સાધનભૂત અનન્ય સાધારણ-વીતરાગપ્રણીત ધર્મરૂપી ચિંતામણિને જોતો નથી, અથવા જોવા છતાં જીવ ધર્મનું આચરણ કરતો નથી, તે પ્રમાદ મદ્ય-કષાય-વિષય-નિદ્રા-વિકથારૂપ પાંચ પ્રકારનો, અથવા અજ્ઞાન-સંશય-વિપર્યય-રાગ-દ્વેષ-સ્મૃતિધ્વંસ-યોગદુષ્પ્રણિધાન અને ધર્મનો અનાદરના ભેદથી આઠ પ્રકારનો છે. તે પ્રમાદના સહકારથી કે તે પ્રમાદજન્ય આત્માના પરિણામવિશેષથી, મન-વચન-કાયાના વ્યાપારથી જન્ય જે દ્રવ્યરૂપ, ભાવરૂપ કે દ્રવ્ય-ભાવરૂપ પંચેન્દ્રિય આદિ પ્રાણોનું વ્યપરોપણ-વિયોગીકરણ-જીવથી પૃથક્કરણ, તે હિંસા કહેવાય છે. (પીઠાના દાનના યોગથી શરીરના વિનાશની અપેક્ષાએ 'આ પ્રાણીને હું મારૂં' આવા સંક્લેશરૂપ પરિણામથી પ્રાણોના વ્યપરોપણરૂપ હિંસા. આ હિંસા નિમિત્ત સહિત છે.

૦ ખરેખર, પરિણામવાદમાં પીડા કરનાર અને પીડા પામનાર પરિણામી હોવાથી પીડાકર્તૃપણું ઉપપન્ન થાય છે. એકાન્તવાદમાં એકાન્તથી નિત્યત્વની માન્યતામાં કોઈ પણ કાર્યને કરવામાં અસમર્થતા હોઈ અને સર્વથા ભેદમાં શરીરે કરેલ કર્મના ભવાન્તરમાં અનુ-ભવની અનુપપત્તિ છે. સર્વથા અનિત્યત્વની માન્યતામાં અને અભેદમાં પરલોકની હાનિની આપત્તિ છે. શરીરના નાશમાં જીવનો નાશ થવાથી હિંસા આદિનો અસંભવ જ. વળી નિત્યાનિત્ય આત્માની માન્યતામાં સઘળું ઘટે છે. મૂર્ત્ત અને અમૂર્ત્તપણાની અપેક્ષાએ શરીર અને આત્માનો કથંચિદ્ ભેદ છે અને દેહના સ્પર્શમાં જીવને વેદનાની ઉત્પત્તિ થતી હોવાથી કથંચિદ્ અભેદ છે.

શંકા-જો નાશના હેતુથી દેહથી ભિન્નમાં નાશ કરાતો માનવામાં આવે, તો પૂર્વવત્

---

कथञ्चिदभेदश्च, न च नाशहेतुना देहाद्भिन्ने नाशे क्रियमाणे देहतादवस्थ्यं, अभिन्ने च क्रियमाणे देह एव कृतः स्यादिति वाच्यम्, अभिन्नानाशकरणे देहस्य नाशितत्वेन कृतत्वाभावात् । न च स्वकृतकर्मवशाद्धिंसाया भावे हिंसकस्याहिंसकत्वं वैयावृत्त्यकरस्येव कर्मनिर्जराहेतुत्वेन गुणत्वमेव स्यात्, कर्माभावे च निर्विशेषात्सर्वं हिंसनीयं भवेदिति वाच्यम् कर्मोदयस्य प्राधान्येन हेतुत्वेऽपि हिंसकस्यापि तत्र निमित्तत्वात् । न च तत्र तस्य निमित्तत्वे वैद्यादीनामपि हिंसाप्रसङ्ग इति वाच्यम्, दुष्टाभिसन्धित्वस्यापि निमित्तत्वादिति ॥

દેહની સ્થિતિ કાયમ છે અને જો અભિન્ન નાશ કરાતો માનવામાં આવે, તો દેહે જ નાશ કરેલો થાય ને ?

**સમાધાન**-અભિન્ન નાશકરણમાં દેહમાં નાશવિષયપણું હોઈ, દેહકર્તૃકનાશ નહિ હોવાથી કૃતપણાનો અભાવ છે.

**શંકા**-પોતે કરેલ કર્મના વશે હિંસાની વિદ્યમાનતા માનવામાં, હિંસકનું અહિંસક-પણું જેમ વૈયાવૃત્ત્ય કરનારમાં કર્મનિર્જરાહેતુ હોઈ ગુણપણું થાય, તેમ કર્મના અભાવમાં વિશેષ વગર સઘળું હિંસાયોગ્ય થાય ને ?

**સમાધાન**-કર્મના ઉદયનું પ્રધાનપણાએ હેતુપણું છતાં હિંસકનું પણ ત્યાં નિમિત્તપણું છે.

**શંકા**-ત્યાં તેનું નિમિત્તપણું માનતાં વૈદ્ય આદિમાં હિંસાનો પ્રસંગ આવશે ને ?

**સમાધાન**-દુષ્ટ અભિસંધિ(આશય)પણાનું પણ નિમિત્તપણું છે.)

તે હિંસારૂપ વ્યપરોપણથી નિવૃત્તિ (વિરતિ) પ્રથમ મહાવ્રત કહેવાય છે. તે હિંસા દેશથી પણ થાય. માટે કહે છે કે-'सम्यगि'ति । સર્વ પ્રકારે ત્રણ ભંગથી તેવી વિરતિ જ્ઞાન-શ્રદ્ધા વગર સંભવિત નથી, એવું સૂચન કરવા માટે અને મિથ્યાદૃષ્ટિઓમાં વિરતિ અજ્ઞાન-અશ્રદ્ધાનપૂર્વકપણાના સૂચન માટે 'ज्ञानश्रद्धापूर्विका' ઇતિ કહેલું છે, કારણ કે-ખરેખર, મિથ્યાદૃષ્ટિઓમાં સમ્યક્ત્વના અભાવથી જ્ઞાન અને શ્રદ્ધા વસ્તુતઃ અજ્ઞાનરૂપ અને અશ્રદ્ધારૂપ છે.

० અલ્પકાળની, તેથી વિરતિના વારણ માટે 'सम्यगि'ति જાવજ્જીવની પણ નિવૃત્તિ જાણવી. તથાચ હિંસાથી જ્ઞાન-શ્રદ્ધાનપૂર્વક ત્રણ ભંગથી જાવજ્જીવ સુધીની નિવૃત્તિ, અહિંસા-નામક વ્રત કહેવાય છે.

० એકેન્દ્રિય-દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિય-પંચેન્દ્રિયનામક પ્રાણીઓને શાસ્ત્રથી સારી રીતે જાણીને તથા તેના અનુસારે શ્રદ્ધાપૂર્વક હિંસાથી વિરામ, સઘળા વ્રતોમાં પ્રધાનપણું હોવાથી અને સૂત્રના ક્રમના પ્રમાણપણાથી પ્રથમ વ્રત સમજવું.

० વળી ત્રણ ભંગો, દ્રવ્ય-ભાવ-દ્રવ્યભાવરૂપ જાણવાં.

अथ तत्परिपालनार्थानि व्रतानीतराण्याह—

**अतद्वति तत्प्रकारकमप्रियमपथ्यं वचनमनृतं तस्मात्तथा विरतिर्द्वितीयं व्रतम् । असत्यं चतुर्विधं भूतनिह्नवाभूतोद्भावनार्थान्तरगर्हाभेदात् । आद्यमात्मा पुण्यं पापं वा नास्तित्यादिकम् । आत्मा सर्वगत इति द्वितीयम् । गव्यश्वत्ववचनं तृतीयम् । क्षेत्रं कृप, काणं प्रति काण इत्यादि वचन तुर्यम् ।।सूत्र-५।।**

अतद्वतीति । अचौरं चौर इत्याक्रोशनमलीकमित्यर्थः अप्रियमपथ्यञ्च व्यवहारनयमपि अ्री-तिकारित्वादायतावहितकारित्वात्परमार्थतोऽसत्यम्, एवंविधाद्वचनात्सर्वथा ज्ञानश्रद्धानपूर्वकं विरमणं

सत्यव्रतं द्वितीयमित्यर्थः । ननु ऋतशब्दस्सत्यार्थे वर्त्तते सत्सु साधुरेसत्यं प्रत्यवायकारणानिष्पादकत्वात्, न ऋतमनृतमसत्यमित्यर्थः, तथा च मिथ्यावचनमसत्यमित्येवोच्यतां लाघवादित्याशङ्कायामाहासत्यमिति, अयं भावो मिथ्याशब्दो विपरीतार्थे वर्त्तते तेन भूतनिह्नवाभूतोद्भावनार्थान्तराणामेवासत्यत्वं स्यात् यथा नास्त्यात्मा सर्वगत आत्मेत्यादिवचनानि, यत्तु विद्यमानार्थविषयं व्यवहारतस्सत्यमपि प्राणिपीडाकरं परमार्थतोऽसत्यरूपं गर्ह्यात्मकवचनमसत्यं न भवेदिति न तथोपन्यासः साधुरिति, उदाहरणान्याहाद्य-मिति, भूतनिह्नवात्मकमलीकमित्यर्थः, केचिदात्मनः कर्त्तुर्विद्यमानस्यानुभववेद्यस्य शुभाशुभकर्माधारस्यानु-भवस्मरणाद्याधारस्य मोहान्नास्तित्वं प्रतिजानते, तेषामभिधानं भूतनिह्नवरूपमिति भावः । अभूतोद्भाव-नस्य दृष्टान्तमाहात्मेति, केचित्स्वरुच्या यथावस्थितमसंख्येयप्रदेशपरिमाणमाश्रयवशात्संकोचविकास-धर्माणमरूपरसगन्धस्पर्शमनेकप्रकारक्रियमात्मानमवधूयाज्ञानबलेन सर्वगतं निष्क्रियमङ्गुष्ठपर्वमादित्यवर्णं प्रमाणशून्यं समुद्भावयन्ति तदेतेषामभिधानमभूतोद्भावनात्मकमनृतमिति भावः । अर्थान्तरं निदर्शयति गवीति, यो गां तुरङ्गमं ब्रवीति तुरङ्गमञ्च गामिति मौढ्याच्छाठ्याद्वा वैपरीत्येन तद्वचनमर्थान्तररूपमसत्य-मित्यर्थः शास्त्रप्रतिषिद्धं कुत्सितं वागनुष्ठानं गर्हा, तामुदाहरति क्षेत्रमिति, हिंसानिवृत्तिप्रतिबन्धकत्वादस्य वचनस्यासत्यत्वम्, हिंसानिवृत्तिपरिरक्षणार्थं मृषावादादिनिवृत्तेरुपदिष्टत्वात् । काणं प्रति काणं इतीति, निष्ठुरवचनमेतत्, तदपि परपीडोत्पादहेतुत्वात्सत्यमपि गर्हितम्, एवं छलदम्भकटुकादिवचसामनृतत्वं भाव्यम् । अत्र च व्रते चतस्रो भाषा द्वाचत्वारिंशद्भेदभिन्नाः सम्यगवबोध्याः, तत्र व्यवहारनयेन सत्या, मृषा, सत्यामृषा, असत्यामृषा चेति चतुर्विधा भाषा । निश्चयनयेन तु सत्यासत्यभेदाद्द्विधा, आरा-धकत्वविराधकत्वरूपभेदानुगुण्यात् । शुद्धनयेन देशसर्वभेदेनाराधाकत्वविराधकत्वभेदाभावात्, एकदा योगदोषद्वयस्य चानभ्युपगमात्, अन्यथा शबलकर्मबन्धप्रसङ्गात् । तत्र सत्यं जनपदसम्मतस्थापना-नामरूपप्रतीत्यव्यवहारभावयोगौपम्यसत्यभेदेन दशविधम् । जनपदसत्यञ्च नानादेशभाषारूपम्, एकत्र देशे यदर्थवाचकत्वेन रूढं यद्वचनं तदन्यत्र तदवाचकत्वेन त्यज्यमानमपि व्यवहारप्रवृत्तिहेतुत्वात्सत्यम् । यथा कोङ्कणादिषु पयः पिज्जमित्युच्यत इत्यादि । सम्मतसत्यं सकललोकसम्मत्या सत्यत्वेन प्रसिद्धं यथा पङ्कजन्यत्वस्य कुमुदकुवलयादौ तुल्यत्वेऽपि अरविन्दमेव पङ्कजमित्याबालगोपालप्रसिद्धमितरत्र त्वसम्म-तत्वादसत्यम् । स्थापनासत्यं यथाऽक्षरविन्यासादावयं माषकः कार्षापणो वा शतमिदं सहस्रमिद-मित्यादि । नामसत्यं यथा कुलं धनं वाऽवर्धयन्नपि कुलवर्द्धनोऽसौ धनवर्द्धनोऽसाविति वचनम् । रूप-

१. पुण्यं पापमपि न बुद्ध्यादिवदात्मगुणः कर्मण आत्मगुणत्वे तस्य पारतन्त्र्ये निमित्तं न भवेत् । न हि यो यस्य गुणः स तस्य पारतंत्र्यनिमित्तं भवति यथा पृथिव्यादे रूपादिः । अभ्युपगम्यते च परैः कर्मात्मगुणमिति । न चात्मनः पारतंत्र्यमसिद्धम् हीनस्थानपरिग्रहवत्त्वात्तत्सिद्धेः । मद्योद्रेकपारतंत्र्येण पुरु-षेणाशुचिस्थानपरिग्रहवत् । शरीर हि हीनस्थानमात्मनो दुःखहेतुत्वात् । न च गुणत्वेऽपि क्रोधादीनां पारतंत्र्यनिमित्तत्वं दृष्टमिति वाच्यम् तेषा पौद्गलिकत्वेन गुणत्वानुपपत्तेः, भावक्रोधादीनान्तु न पारतंत्र्य-निमित्तत्वमिति पुण्यपापे द्रव्यरूपे एवेति ॥

सत्यं यथाऽतद्गुणस्य तथारूपधारणं दम्भेन गृहीतयतिवेषस्य यतिरयमिति । प्रतीत्यसत्यं वस्त्वन्तरमाश्रित्य वस्त्वन्तरे दीर्घत्वह्रस्वत्वादिभणनं यथा कनिष्ठाङ्गुल्यपेक्षयाऽनामिका दीर्घा मध्यमापेक्षया ह्रस्वेति, अनन्तपरिणामस्य तादृशतादृशसहकारिसन्निधाने तत्तद्रूपाभिव्यक्ते स्सत्यत्वम् । व्यवहारसत्यं यथा गिरिगततृणादिदाहे गिरिर्दहतीत्यादिकम् । भावसत्यं यथा पञ्चवर्णसम्भवे सत्यपि शुक्ला बलाकेत्यादिकम् । योगसत्यं यथा छत्रयोगाद्दण्डयोगाद्वा कदाचित्तयोरभावेऽपि छत्री दण्डीत्यादिवचनम् । औपम्यसत्यं यथा समुद्रवत्तडाग इति । अथ मृषा अपि दशभेदाः क्रोधमानमायालोभप्रेमद्वेषहास्यभयाख्यायिकोपघातनिस्सृतभेदात्, क्रोधनिस्सृतं वचनं यथा क्रुद्धः पिता पुत्रं प्रत्याह न मे त्वं पुत्र इत्यादि । माननिःसृतं मानात्कश्चिदल्पधनोऽपि वक्ति महाधनोऽहमित्यादि । मायानिस्सृतं यथा मायाकारप्रभृतय आहुर्नष्टो गोलक इत्यादि । लोभनिस्सृतं यथा वणिक्प्रभृतयोऽन्यथाक्रीतमेवेत्थं क्रीतमित्यादि । प्रेमनिःसृतं यथाऽतिरिक्तानां वचनं स्त्र्यादिकं प्रत्यहं तव दास इत्यादि । द्वेषनिःसृतं यथा गुणवत्यपि निर्गुणोऽयमित्यादि । हास्यनिस्सृतं यथा गृहे स्थितमपि हास्यान्नात्र मे पितेत्यादि । भयनिःसृतं यथा तस्करादिभयेऽसमञ्जसाभिधानम् । आख्यायिकानिस्सृतं यथा काल्पनिककथाद्यभिधानम् । उपघातनिःसृतं यथाऽचौरे चौरस्त्वमित्यसभ्याख्यानम् । सत्यामृषारूपञ्च वचनं उत्पन्नविगतमिश्रकजीवाजीवजीवाजीवानन्तप्रत्येकाद्धाद्धाद्धामिश्रितभेदाद्दशविधम् । उत्पन्नमिश्रितं यथा दशन्यूनाधिकभावेन दारकाणां क्वचिद्ग्राम उत्पादेऽद्य तत्र दश दारका उत्पन्ना इत्यादि, तथा श्वस्ते शतं दास्यामीत्युक्त्वा पञ्चाशद्दानम्, अत्र लोके मृषात्वादर्शनादनुत्पन्नांशे मृषात्वव्यवहाराच्च । विगतमिश्रितं यथा तथैव मरणकथनम् । मिश्रकमिश्रितं यथा तथैवाद्य नगरे दश दारका जाता दश वृद्धा विगताश्चेति । जीवमिश्रितं यथा जीवन्मृतकृमिराशौ जीवराशिरिति । अजीवमिश्रितं यथा प्रभूतमृतकृमिराशौ स्तोकेषु जीवत्सु अजीवराशिरसाविति । जीवाजीवमिश्रितं यथा तत्रैव राशावेतावन्तो जीवन्त्येतावन्तश्च मृता इति । अनन्तमिश्रितं यथा मूलकन्दादौ परीतपत्रादिमत्यनन्तकायस्सर्वोऽप्येष इत्यभिधानम् । प्रत्येकमिश्रितं यथा प्रत्येकमनन्तेन सह दृष्ट्वा सर्वोऽपि प्रत्येक इति कथनम् । अद्धामिश्रितं यथा कश्चित्त्वरयन् कञ्चन दिवसेऽपि रात्रिर्जातेति वदति परिणतप्राये वासरे । अद्धाद्धामिश्रितं अद्धाद्धा नाम दिवसस्य रात्रेर्वा एकदेशः, यथा प्रथमपौरुष्यामेव त्वरयमाणः कञ्चन वक्ति शीघ्रो भव मध्याह्नो जात इति । असत्यमृषारूपं वचनन्तु आमंत्रणाज्ञापनयाचनप्रच्छनप्रज्ञापनप्रत्याख्यानेच्छानुलोमानभिगृहीताभिगृहीतसंशयकरणव्याकृताव्याकृतभेदाद्द्वादशविधम् । तत्रामंत्रणं यथा हे देवदत्त इत्यादि वचनमिदं पूर्वोदितसत्यादिभेदत्रयविलक्षणत्वान्न सत्यादिरूपमपि तु व्यवहारप्रवृत्तिहेतुत्वादसत्यामृषारूपम् । आज्ञापनं यथा इदं कुर्वित्यादि, इदमपि तस्य करणाकरणभावतः परमार्थेनैकत्राप्यनियमात्तथाप्रतीतेरदुष्टविवक्षाप्रसूतत्वादसत्यामृषारूपमेवमन्यत्रापि भाव्यम् । याचनं यथा भिक्षां प्रयच्छेति । प्रच्छनं यथा अविज्ञातस्य सन्दिग्धस्य वाऽर्थस्य परिज्ञानाय तद्विदः कथमेतदिति प्रच्छनम् । प्रज्ञापनं यथा हिंसाप्रवृत्तो दुःखितादिर्भवतीति । प्रत्याख्यानं याचमानस्य प्रतिषेधवचनम् । इच्छानुलोमं यथा केनचित्कश्चिदुक्तस्साधुस-

काशं गच्छाम इति स आह शोभनमिति तादृग्वचनम् । अनभिगृहीतं प्रतिनियतार्थानवधारणानुकूलं वचः; यथा बहुपु कार्येषूपस्थितेषु यत्ते प्रतिभासते तत्कुर्विति वचनम् । अभिगृहीतं यथा तत्रैवेदमिदानीं कर्त्तव्यमिति वचनम् । यद्वा यदर्थमनभिगृह्य डित्थादिवद्वचनमनगृहीतं घटादिवद्वचनमभिगृहीतम् । संशयकरणं यथा नानार्थसाधारणं सैन्धवमानयेत्यादिवचनम् । व्याकृतं प्रकटार्थं यथा देवदत्तस्यैष भ्रातेत्यादिरूपम् । अव्याकृतमप्रकटार्थं बालकादीनां थपनिकेत्यादिवचनम् । एवं चतुर्विधेषु वचनेषु सम्यगवगतेषु प्रथमचतुर्थौ भेदौ वाच्यौ न द्वितीयतृतीयाविति ॥

અહિંસાના પાલનરૂપ પ્રયોજનવાળા બીજા વ્રતોને કહે છે.

## બીજા વ્રતોનું વર્ણન.

**ભાવાર્થ**–"તે પ્રકાર વગરનામાં તે પ્રકારવાળું, અપ્રિય–અહિત વચન, એ 'અનૃત' અસત્ય છે. તેથી તે પ્રકારની વિરતિ 'બીજું વ્રત' કહેવાય છે. ભૂતનિહ્નવ–અભૂતોદ્ભાવન–અર્થાન્તર–ગર્હાના ભેદથી અસત્ય ચાર પ્રકારનું છે. ૧–આત્મા, પુણ્ય કે પાપ નથી વગેરે, ૨–આત્મા સર્વવ્યાપી છે, ૩–ગાયને ઘોડો કહેવો, અને ૪–ખેતર, ખેડ, કાણાને કાણો કહેવો, ઈત્યાદિ વચન."

**વિવેચન**–ચોર નહિ હોવા છતાં તે અચૌરને ચોરરૂપે કહેવો, તે અસત્ય છે. વ્યવહારથી સાચું હોવા છતાં અપ્રીતિકારી કે ભવિષ્યમાં અહિતકારી વચન પરમાર્થથી અસત્ય છે. એવા અસત્ય વચનથી સર્વથા જ્ઞાન–શ્રદ્ધાપૂર્વક અટકી જવું, તે બીજું 'સત્યવ્રત' કહેવાય છે. અનૃતની વ્યાખ્યા=ઋતશબ્દ સત્ય અર્થમાં વર્તે છે. 'सत्सु साधुस्सत्यं' સત્પદાર્થમાં સારૂં તે સત્ય છે, કેમ કે–પ્રત્યવાય(અહિત–હાનિ)નું સાધક નથી. 'न ऋतंम् अनृतं ।' સાચું–સારૂં નહિ તે અનૃત છે.

શંકા–તથાચ જો મિથ્યાવચનને જ લાઘવથી અસત્ય કહો, તે શો વાંધો ?

**સમાધાન**–આ આશંકાના સમાધાન માટે કહે છે કે–'असत्य'मिति । આ ભાવ છે કે–મિથ્યાશબ્દ વિપરીત અર્થમાં વર્તે છે, તેથી ભૂતનિહ્નવ–અભૂતનું ઉદ્ભાવન–અર્થાન્તરોનું અસત્યપણું થાય! જેમ કે–'આત્મા નથી'–'આત્મા સર્વવ્યાપી' છે, ઈત્યાદિ વચનો. વળી જે વિદ્યમાન અર્થના વિષયવાળું, વ્યવહારથી સત્ય પણ, પ્રાણીને પીડા કરનારૂં, પરમાર્થથી અસત્યરૂપ–ગર્હારૂપ વચન અસત્ય ન ઠરે, માટે અસત્ય ચાર પ્રકારનું છે.

ઉદાહરણોને કહે છે કે–(૧) ભૂત–વિદ્યમાન(સત્પદાર્થ)ના અપલાપ આત્મક અસત્ય 'ભૂતનિહ્નવ' કહેવાય છે. કેટલાક, કર્ત્તા–વિદ્યમાન–અનુભવગમ્ય, શુભ–અશુભ કર્મના આધારભૂત (પુણ્ય–પાપ પણ બુદ્ધિ આદિની માફક આત્માનો ગુણ નથી, કેમ કે–જો કર્મનું આત્મગુણપણું માનવામાં આવે, તો તેના (આત્માના) પરતંત્રપણામાં નિમિત્ત ન થઈ શકે! ખરેખર, જે જેનો ગુણ હોય, તે તેનો ગુણ તેના પરતંત્રપણામાં નિમિત્ત થતો નથી. જેમ પૃથ્વી આદિના રૂપ આદિ ગુણ. વળી પરવાદીઓએ કર્મ આત્મગુણ છે, એમ સ્વીકારેલ છે.

વળી આત્માનું પરતંત્રપણું અસિદ્ધ નથી. હીનસ્થાન પરિગ્રહવત્વરૂપ હેતુથી તેની સિદ્ધિ છે. જેમ કે–મદ્યના આવિર્ભાવની પરતંત્રતાથી પુરુષને અશુચિસ્થાનનો પરિગ્રહ. ખરેખર, શરીર આત્માનું હીનસ્થાન છે, કેમ કે–દુઃખનો હેતુ છે.

**શંકા**–ગુણપણું હોવા છતાં ક્રોધ આદિમાં પરતંત્રતાનું નિમિત્તપણું દેખેલું છે ને?

**સમાધાન**–તે ક્રોધ આદિ પૌદ્ગલિક (મોહનીયકર્મરૂપ પુદ્ગલજનિત) હોઈ ગુણરૂપ યુક્તિયુક્ત નથી. ભાવક્રોધ આદિનું તો પરતંત્રતાનું નિમિત્તપણું નથી, માટે પુણ્ય-પાપ દ્રવ્યરૂપ જ છે.) અનુભવ–સ્મરણ આદિના આધારભૂત આત્માનું મોહથી નાસ્તિપણું માને છે. તેઓનું કથન ભૂતનિહ્નવરૂપ છે.

(૨) અભૂતના ઉદ્ભાવનના દૃષ્ટાન્તને કહે છે કે–કેટલાક, સ્વરૂચિથી યથા અવસ્થિત–અસંખ્યેય પ્રદેશપરિમાણવાળા, આશ્રયના વશે સંકોચ–વિકાસરૂપ સ્વભાવવાળા, રૂપ–રસ–ગંધ–સ્પર્શ વગરના, અનેક પ્રકારની ક્રિયાવાળા આત્માની અવગણના કરી અજ્ઞાનના બળે સર્વવ્યાપક, નિષ્ક્રિય, અંગુષ્ઠના પર્વના જેવડો, આદિત્ય જેવા ભાસ્વરસ્વરૂપવાળો આત્મા છે. એમ પ્રમાણશૂન્ય આત્માનું ઉદ્ભાવન કરે છે, તેથી એ લોકોનું અભૂતનું ઉદ્ભાવન અસત્ય છે. અર્થાન્તરનું દૃષ્ટાન્ત–જે ગાયને ઘોડો કહે છે અને ઘોડાને ગાય કહે છે, એમ મૂઢતાથી કે શઠતાથી વિપરીતરૂપે તે વચન અર્થાન્તરરૂપ અસત્ય છે. શાસ્ત્રપ્રતિષિદ્ધ, કુત્સિત વચનરૂપ ક્રિયા 'ગર્હા.'

૦ તેનું ઉદાહરણ–ખેતરને ખેડો ! હિંસાની નિવૃત્તિનું પ્રતિબંધક (હિંસાકારક) હોવાથી આ વચનનું અસત્યપણું છે, હિંસાનિવૃત્તિ(અહિંસા)ના પરિરક્ષણ માટે મૃષાવાદ આદિ નિવૃત્તિનો ઉપદેશ છે.

૦ કાણાને કાણો કહેવો, આવું વચન નિષ્ઠુર વચન છે. તે પણ પરની પીડાના ઉત્પાદમાં હેતુ હોવાથી સાચું પણ નિંદાપાત્ર છે. આ પ્રમાણે છળવાળું, દંભવાળું, કટુક વગેરે વચનોનું અસત્યપણું વિચારવું.

૦ આ વ્રતમાં બેંતાલીશ ભેદવાળી ચાર ભાષાઓ સારી રીતે જાણવી જોઈએ. ત્યાં વ્યવહારનયની અપેક્ષાએ સત્યા–મૃષા–સત્યામૃષા–અસત્યામૃષા, એમ ચાર પ્રકારની ભાષા છે. નિશ્ચયનયની અપેક્ષાએ તો સત્ય અને અસત્યના ભેદથી ભાષા, આરાધકત્વ અને વિરાધકત્વ-રૂપ ભેદના આનુગણ્યથી બે પ્રકારની છે. શુદ્ધનયથી દેશ અને સર્વભેદથી બે પ્રકારની ભાષા છે, કેમ કે–આરાધકત્વ–વિરાધકત્વના ભેદનો અભાવ છે: અને એક કાળમાં બે ઉપયોગનો અસ્વીકાર છે. અન્યથા, શબલકર્મના બંધનો પ્રસંગ આવે છે.

૦ ત્યાં સત્ય, જનપદ–સંમત–સ્થાપના–નામ–રૂપ–પ્રતીત્ય–વ્યવહાર–ભાવ–યોગ–ઔપમ્ય-રૂપ સત્યના ભેદથી દશ પ્રકારવાળું છે.

(૧) જનપદસત્ય–નાના–વિવિધ દેશની ભાષારૂપ છે. એક દેશમાં જે અર્થના વાચક-

પણાએ રૂઢ જે વચન છે, તે બીજા દેશમાં તેના અવાચકપણાએ છોડાતું પણ વ્યવહારની પ્રવૃત્તિનો હેતુ હોઈ સત્ય છે. જેમ કોંકણ આદિ દેશોમાં પય(દૂધને) 'પિચ્ચ' તરીકે કહેવાય છે. ઈત્યાદિ.

(૨) સમ્મતસત્ય-સકળ લોકની સંમતિથી સત્યપણાએ પ્રસિદ્ધ. જેમ પંકથી જન્યત્વ કુમુદ-કુવલય આદિમાં તુલ્ય હોવા છતાં અરવિન્દને જ પંકજ તરીકે જે કહેવાય છે, તે આબાલગોપાલ પ્રસિદ્ધ છે માટે સત્ય છે. બીજે ઠેકાણે તો અસંમત હોવાથી અસત્ય છે.

(૩) સ્થાપનાસત્ય-જેમ અક્ષરવિન્યાસ (રચના) આદિમાં આ માસો છે, આ કાર્ષાપણ (સોળ માસાપ્રમાણ એક માપ, એંશી રતિભારનું એક વજન) આ સો છે, આ હજાર છે. ઈત્યાદિ.

(૪) નામસત્ય-કુળને કે ધનને નહિ વધારનારો પણ આ કુળવર્ધન છે, આ ધનવર્ધન છે, આવું વચન.

(૫) રૂપસત્ય-જેમ તેના ગુણરહિતનું તથા રૂપ(વેષ)નું ધારણ. દંભથી યતિના વેષને ગ્રહણ કરનારને, આ યતિ છે-એમ કહેવું.

(૬) પ્રતીત્યસત્ય-બીજી વસ્તુનો આશ્રય કરી બીજી વસ્તુમાં દીર્ઘપણું-હૃસ્વપણું વગેરે કહેવું. જેમ કનિષ્ઠા નામની અંગુલિની અપેક્ષાએ અનામિકા દીર્ઘ છે, મધ્યમાની અપેક્ષાએ હૃસ્વા કહેવાય છે. અનંતપરિણામવાળી વસ્તુના તાદૃશ તાદૃશ (તેવા તેવા) સહકારિના સંનિધાનમાં તે તે રૂપ(પરિણામ)ની અભિવ્યક્તિનું સત્યત્વ છે.

(૭) વ્યવહારસત્ય-ગિરિમાં રહેલ ઘાસ વગેરે બળતા હોવા છતાં 'ગિરિ બળે છે,' ઈત્યાદિ વચન.

(૮) ભાવસત્ય-જેમ પાંચ વર્ણોના સંભવ છતાં પણ ધોળી બગલી. ઈત્યાદિ.

(૯) યોગસત્ય-જેમ છત્રના યોગથી કે દંડના યોગથી કદાચિત્ છત્ર-દંડનો અભાવ છતાં છત્રી, દંડી, ઈત્યાદિ વચન.

(૧૦) ઔપમ્યસત્ય-જેમ સમુદ્ર જેવું તળાવ છે.

० અસત્ય પણ, ક્રોધ-માન-માયા-લોભ-પ્રેમ-દ્વેષ-હાસ્ય-ભય-આખ્યાયિકા-ઉપઘાતથી નિઃસૃત, દશ પ્રકારનું છે.

(૧) ક્રોધનિઃસૃત-જેમ ક્રોધવાળો બાપ પુત્ર પ્રત્યે કહે છે કે-'તું મારો છોકરો નથી,' ઈત્યાદિ વચન.

(૨) માનનિઃસૃત-અભિમાનથી કોઈ એક થોડા ધનવાળો પણ કહે છે કે-'હું મહાધની છું,' ઈત્યાદિ વચન.

(૩) માયાનિઃસૃત-જેમ માયાકાર (જાદુગર) વગેરે બોલે છે કે-'ગોળો નાઠો' ઈત્યાદિ.

(૪) લોભનિઃસૃત-જેમ વણિક વગેરે, 'અન્ય પ્રકારે ખરીદ કરેલી વસ્તુને આ પ્રકારે

ખરીદ કરેલ છે' એવું વચન બોલે.

(૫) પ્રેમનિઃસૃત–જેમ અતિરિક્તોનું (પ્રેમથી અધિકોનું) સ્ત્રી આદિ પ્રત્યે બોલવું થાય છે કે–'હું તારો દાસ છું.'

(૬) દ્વેષનિઃસૃત–જેમ ગુણવાળામાં પણ 'આ ગુણ વગરનો છે,' ઈત્યાદિ કથન.

(૭) હાસ્યનિઃસૃત–જેમ ઘરમાં રહેલા પિતા હોવા છતાં હાસ્યથી બોલે કે–'મારો બાપ અહીં નથી.' ઈત્યાદિ.

(૮) ભયઃનિઃસૃત–જેમ ચોર આદિના ભયમાં અસમંજસ કથન.

(૯) આખ્યાયિકાનિઃસૃત–જેમ કાલ્પનિક કથા આદિનું કથન.

(૧૦) ઉપઘાતનિઃસૃત–જે ચોર નથી, તેને 'તું ચોર છે' એવું અસત્ય વચન.

૦ ઉત્પન્નમિશ્રિત–વિગતમિશ્રિત–મિશ્રકમિશ્રિત–જીવમિશ્રિત–અજીવમિશ્રિત–જીવાજીવ-મિશ્રિત–અનંતમિશ્રિત–પ્રત્યેકમિશ્રિત–અદ્ધામિશ્રિત અને અદ્ધાદ્ધામિશ્રિતના ભેદથી સત્યામૃષા-રૂપ વચન દશ પ્રકારનું છે.

(૧) ઉત્પન્નમિશ્રિત–જેમ દશથી ઓછા કે વધારે છોકરાઓનો જન્મ કોઈ એક ગામમાં થયે છતે, 'આજે આ ગામમાં દશ છોકરાઓ જન્મ્યા છે' આવું વચન. તેમજ 'આવતી કાલે તેને સો આપીશ' આમ કહીને પચાસનું દાન. આ લોકમાં મૃષાપણાના અદર્શનથી અને અનુત્પન્ન અંશમાં મૃષાપણાના વ્યવહારથી સત્યામૃષા વચન છે.

(૨) વિગતમિશ્રિત–જેમ તે પ્રકારે જ પૂર્વવત્ મરણનું કથન.

(૩) મિશ્રકમિશ્રિત–જેમ આજે નગરમાં દશ છોકરાઓ જન્મ્યા અને દશ વૃદ્ધો મર્યા, એવું વચન.

(૪) જીવમિશ્રિત–જેમ જીવતા અને મરેલા કરમિયાઓની રાશિમાં જીવરાશિ.

(૫) અજીવમિશ્રિત–જેમ ઘણા મરેલા કૃમિની રાશિમાં થોડા જીવતાઓ હોયે છતે આ 'અજીવરાશિ' છે, એવું વચન.

(૬) જીવાજીવમિશ્રિત–જેમ તે જ રાશિમાં આટલા જીવે છે અને આટલા મરેલા છે, એવું વચન.

(૭) અનંતમિશ્રિત–જેમ પરીતપત્ર આદિવાળા મૂલ–કંદ આદિમાં સઘળો પણ આ અનંતકાય છે, એવું કથન.

(૮) પ્રત્યેકમિશ્રિત–અનંતની સાથે પ્રત્યેકને જોઈ સઘળો પણ પ્રત્યેક છે, એવું કથન.

(૯) અદ્ધામિશ્રિત–જેમ કોઈ એક, કોઈ એકને જલ્દી ચલાવતો દિવસમાં પણ પૂર્ણ-પ્રાય દિવસ થયે છતે 'રાત્રિ થઈ ગઈ,' એમ બોલે છે.

(૧૦) અદ્ધાદ્ધામિશ્રિત–અદ્ધાદ્ધા એટલે દિવસનો અને રાત્રિનો એક ભાગ. જેમ પહેલી

પોરસીમાં (પ્રહરમાં) જ ઉતાવળ કરતો કોઈને કહે છે કે-'જલ્દી તૈયાર થાઓ-અપોરં થઈ ગયો છે.'

૦ અસત્યામૃષારૂપ વચન તો આમંત્રણ-આજ્ઞાપન-યાચન-પ્રચ્છન-પ્રજ્ઞાપન-પ્રત્યાખ્યાન-ઇચ્છાનુલોમ-અનભિગૃહિત-અભિગૃહીત-સંશયકરણ-વ્યાકૃત-અવ્યાકૃતના ભેદથી બાર પ્રકારનું છે.

(૧) આમંત્રણ-જેમ હે દેવદત્ત! ઈત્યાદિ વચન. આ પૂર્વકથિત સત્ય આદિ ત્રણ ભેદોથી વિલક્ષણ હોવાથી સત્યાદિરૂપ નથી, પરંતુ વ્યવહારપ્રવૃત્તિમાં હેતુ હોઈ અસત્યામૃષારૂપ છે.

(૨) આજ્ઞાપન-જેમ 'આ કરો!' ઈત્યાદિ. આ પણ વચન તેના કરણ-અકરણભાવથી પરમાર્થથી એક ઠેકાણે પણ અનિયમ હોઈ તથા પ્રતીતિથી-અદુષ્ટ વિવક્ષાથી જન્ય હોઈ અસત્યામૃષારૂપ જ છે. એ પ્રમાણે બીજે ઠેકાણે પણ વિચારવું.

(૩) યાચન-જેમ 'ભિક્ષાને તમે આપો!'

(૪) પ્રચ્છન-નહિ જાણેલા કે જાણેલા કે સંદેહવિષયભૂત અર્થને જાણવા માટે 'તેના જાણકારને કેવી રીતે આ છે?' એમ પૂછવું.

(૫) પ્રજ્ઞાપન-જેમ 'હિંસામાં પ્રવૃત્તિ કરનારો દુ:ખી આદિ થાય છે' એવું કથન.

(૬) પ્રત્યાખ્યાન-જેમ 'યાચના કરનારને નિષેધ કરવો' એવું કથન.

(૭) ઇચ્છાનુલોમ-કોઈએ કોઈને કહ્યું કે-'અમે સાધુની પાસે જઈએ છીએ, ત્યારે તે બોલ્યો કે-'સારૂં' છે એવું વચન.

(૮) અનભિગૃહીત-ચોક્કસ અર્થના અનિશ્ચયને અનુકૂળ વચન. જેમ ઘણા કાર્યો ઉપસ્થિત થયે છતે, 'જે કાર્ય તને પ્રતિભાસે છે; તે કાર્ય તું કર!' એવું વચન.

(૯) અભિગૃહીત-જેમ ત્યાં જ 'આ હમણાં જ કરવું જોઈએ' એવું વચન. અથવા જે અર્થના ગ્રહણ વગરનું હિત્થ આદિ વચન અનભિગૃહીત, ઘટ આદિની માફક વચન અભિગૃહીત.

(૧૦) સંશયકરણ-જેમ અનેક અર્થમાં સાધારણ 'સૈન્ધવમાનય' સૈન્ધવ લાવો! ઈત્યાદિ વચન.

(૧૧) વ્યાકૃત-પ્રકટ અર્થવાળું વચન. જેમ 'દેવદત્તનો આ ભાઈ છે' ઈત્યાદિ રૂપ.

(૧૨) અવ્યાકૃત-અપ્રકટ અર્થવાળું બાળક આદિની થપનિકા ઈત્યાદિ વચન. આ પ્રમાણે ચાર પ્રકારના વચનો સારી રીતે જાણ્યે છતે, પહેલો અને ચોથો સત્ય અને અસત્યામૃષારૂપ બે ભેદ વાણીના વિષય કરવા જોઈએ, બીજા અને ત્રીજા એમ બે ભેદ અવાચ્ય છે.

क्रमप्राप्तं तृतीयं व्रतमाख्याति—

**स्वाम्याद्यदत्तवस्तुपरिग्रहणं स्तेयं तस्मात्तथा विरतिस्तृतीयं व्रतम् ॥सूत्र-६॥**

**स्वाम्यादीति ।** स्वामिजीवतीर्थंकरगुरुभिरदत्तस्य वस्तुन आदानं प्रमत्तयोगात्स्तेयमुच्यते, सर्वप्रकारेण यावज्जीवं तस्माद्विनिवृत्तिस्तृतीयमस्तेयव्रतमित्यर्थः । तृणोपलकाष्ठादिकं तत्स्वामिनाऽदत्तं, यत्स्वामिना दत्तमपि जीवेनादत्तं यथा प्रव्रज्यापरिणामविकलो मातापितृभ्यां पुत्रादिर्गुरुभ्यो दीयते । यत्तीर्थंकरैः प्रतिषिद्धमाधाकर्मादि गृह्यते तत्तीर्थंकरादत्तम् । आधाकर्मादिदोषरहितं स्वामिना दत्तं गुरूननुज्ञाप्य गृहीतं तद्गुर्वदत्तमिति तदेतत्सर्वं स्तेयमुच्यते तदेतच्चतुर्विधस्य ग्रहणपरिणामाभावोऽस्तेयमिति भावः । अत्राष्टविधकर्मादानस्य स्तेयत्वव्युदासाय स्वाम्यादीत्युक्तम् । न च शब्दादिविषयरथ्याद्वारादीन्याददानस्य साधोस्स्तेयत्वप्रसङ्ग इति वाच्यम् प्रमत्तयोगादिति पूरणात्, यत्नवतो ह्यप्रमत्तस्य ज्ञानिनश्शास्त्रदृष्ट्याशब्दादीनामादानेऽपि विरतस्यास्तेयत्वप्रसिद्धेः, सामान्यतस्तेषां मुक्तत्वेन दत्तमेव वा सर्वं न ह्यसौ पिहितादिद्वारादीन् प्रविशतीति भावः ॥

### ક્રમપ્રાપ્ત ત્રીજા વ્રતનું વર્ણન.

**ભાવાર્થ**-"સ્વામી આદિએ નહિ આપેલ વસ્તુનું પરિગ્રહણ સ્તેય (ચોરી) છે તેથી તથા વિરતિ 'ત્રીજું વ્રત' કહેવાય છે."

**વિવેચન**-સ્વામીએ, જીવે, તીર્થંકરે, ગુરુએ (આજ્ઞાદ્વારા) નહિ આપેલ વસ્તુનું પ્રમત્તયોગથી ગ્રહણ, એ ચોરી કહેવાય છે. સર્વ પ્રકારથી જાવજીવ સુધી તે સ્તેયથી વિનિવૃત્તિ, એ ત્રીજું 'અસ્તેયવ્રત' કહેવાય છે.

૦ સ્વામીઅદત્ત-તૃણ-પત્થર-કાષ્ઠ વગેરે, તે સ્વામીએ નહિ આપેલ, તે સ્વામીઅદત્ત.

૦ જે સ્વામીએ આપેલ છતાં જીવે નહિ આપેલ. જેમ દીક્ષાના ભાવ વગરના પુત્ર વગેરે મા-બાપથી ગુરુઓને અપાય છે, તે જીવાદત્ત.

૦ જે તીર્થંકરભગવંતોએ નિષેધ કરેલ આધાકર્મ-અનંતકાય-અભક્ષ્યાદિ ગ્રહણ કરાય છે, તે તીર્થંકરાદત્ત કહેવાય છે.

૦ આધાકર્મ આદિ દોષોથી રહિત, સ્વામીએ આપેલ પણ ગુરુની આજ્ઞા પ્રાપ્ત થયા વગર જે ગ્રહણ કરેલું, તે ગુરુઅદત્ત છે. આ સઘળું ચોરી તરીકે કહેવાય છે. તેથી આ ચાર પ્રકારના અદત્તના ગ્રહણના પરિણામનો અભાવ 'અસ્તેય' છે, એવો ભાવ છે.

૦ અહીં આઠ પ્રકારના કર્મના ગ્રહણમાં સ્તેયત્વના ખંડન માટે 'સ્વામ્યાદિ'તિ કહેલ છે.

**શંકા**-શબ્દ આદિ વિષયોને અને રથ્યા(શેરી-મહોલ્લા)ના દ્વાર વગેરેને ગ્રહણ કરનાર સાધુમાં સ્તેયત્વનો પ્રસંગ લાગે ખરો?

**સમાધાન**-પ્રમત્તયોગપૂર્વક, એમ કહેવાથી દોષ નહિ આવે, કેમ કે-ખરેખર,

જયણા(ઉપયોગ)વંત અપ્રમાદી જ્ઞાનીને શાસ્ત્રની દૃષ્ટિથી શબ્દ વગેરેના ગ્રહણમાં પણ વિરતમાં અસ્તેયપણાની પ્રસિદ્ધિ છે. અથવા સામાન્યથી તે શબ્દ આદિ વિષય આદિનું મુક્તપણું હોવાથી સઘળું આપેલું જ છે. ખરેખર, આ વિરત આત્મા, વિહિત આદિમાં-બંધ આદિ દ્વારા આદિમાં પ્રવેશ કરતો નથી.

अथ चतुर्थं व्रतमभिदधाति—

**औदारिकवैक्रियशरीरविलक्षणसंयोगादिजन्यविषयानुभवनब्रह्म तस्मात्तथा विरतिस्तुर्यं व्रतम् ॥सूत्र-७॥**

**औदारिकेति ।** तिर्यङ्मनुष्याणां देवानां यच्छरीरद्वयं तस्य योऽयं विलक्षणसंयोगः स्त्रीपुंसंसर्गविशेषस्सम्पर्कः, आदिना संकल्पनामग्रहणदर्शनादीनां ग्रहणम्, तज्जन्यं यद्विषयानुभवनं तदब्रह्म, पञ्चशरीरेषु औदारिकवैक्रियशरीरवच्छेदेनैवाब्रह्मसम्भवो नान्यशरीरावच्छेदेनेति सूचनाय तदुक्तिः । तदिदमब्रह्म द्रव्यादितो निर्जीवप्रतिमादिद्रव्येषु सजीवपुरुषाङ्गनाशरीरेषूर्ध्वाधस्तिर्यग्लोकेषु दिवा वा रात्रौ वा क्रोधमानमायालोभेभ्यः सम्भवति, न च चेतनस्याचेतनेन सह विलक्षणसयोगो न मुख्यतया मैथुनसुखानुभवनहेतुरपि तूपचारत इति वाच्यम्, मुख्यफलाभावप्रसङ्गात्, मुख्यसिंहगतक्रौर्यशौर्यादिर्माणवकेऽप्रवृत्तिवत्, दृश्यते च तत्र मुख्यं फलमतो नोपचारः । आसन्नदेशस्थितभ्रातृभगिन्योः शरीरसंयोगस्याब्रह्मानुकूलत्वाभावेन तद्व्यावृत्त्यै विलक्षणसंयोगेत्युक्तम्, तथा च वेदोदयप्रयुक्तविलक्षणसंयोगश्चित्तपरिणामविशेषद्वारको येन विषयसुखमनुभूयते तदब्रह्मेति फलितार्थः । ईदृशाब्रह्मणोऽब्रह्मचर्यं रौद्रं प्रमादोऽनन्तसंसारो लोकानादरोऽधर्म इहपरलोकापायो दर्शनचारित्रमोहनीयबन्धोऽनन्तप्राणिघातश्च फलम् । तथा चैवंविधादब्रह्मणो योगकरणत्रयेणाष्टादशधा ज्ञानश्रद्धानपूर्वकं विरमणं चतुर्थं व्रतमित्यर्थः । औदारिकापेक्षया स्वयं न करोति मनसा वाचा कायेन वा, नान्येन कारयति मनसा वाचा कायेन वा कुर्वन्तं वा नानुमोदते मनसा वाचा कायेन वेति नवविधः, एवं वैक्रियापेक्षयापीति ॥

## ચતુર્થવ્રતનું વર્ણન.

**ભાવાર્થ**-"ઔદારિક-વૈક્રિયશરીરના વિલક્ષણ સંયોગ આદિ જન્ય વિષયનો અનુભવ, એ 'અબ્રહ્મ' કહેવાય છે. તેથી તથાવિરતિ, એ 'ચતુર્થવ્રત' કહેવાય છે."

**વિવેચન**-તિર્યંચોના, મનુષ્યોના અને દેવોના બે શરીર, તેનો વિલક્ષણ સંયોગ=

---

१. मूलतोऽब्रह्म द्विविधमौदारिकं दिव्यञ्च, आद्यं तिर्यङ्मनुष्याणामपर भवनवास्यादीनाम् । तद्द्विविधमपि मनोवाक्कायैः करणकारणानुमोदनैश्च यथायथमष्टादशविधं विज्ञेयम् । तच्च देवमनुजासुरैरभिलषणीयं कलङ्कनिमित्तत्वेन दुर्मोचनत्वेन च पङ्कपनकपाशजालसन्निभं स्त्रीपुंनपुंसकवेदचिह्नं तपस्संयमब्रह्मचर्यविघ्नकर बहुप्रमादमूलं कुपुरुषैरासेव्यं जन्मजरामरणशोकहेतुकं दर्शनचारित्रमोहस्य निमित्तमवसेयम् । ब्रह्मचर्यन्तु उत्तमतपोनियमज्ञानदर्शनचारित्रसम्यक्त्वविनयमूलं यमनियमगुणप्रधानयुक्तं व्रतेषु प्रभाववत् प्रशस्तगम्भीरस्थिरान्तःकरणं सुखहेतुः सिद्धगतिनिलयं मुनिवरप्रतिपालितं पञ्चमहाव्रतमध्ये सुष्ठु रक्षितं प्रधानमिति ॥

સ્ત્રી-પુરુષનો વિશિષ્ટ સંયોગ આદિથી સંકલ્પ અને નામનું ગ્રહણ, દર્શનનું ગ્રહણ. તેનાથી જન્ય જે વિષયનો અનુભવ, તે 'અબ્રહ્મ' કહેવાય છે. પાંચેય શરીરોમાં ઔદારિક-વૈક્રિય-શરીરના આલંબને અબ્રહ્મનો સંભવ છે, બીજા શરીરોના નિમિત્તે નહિ, એમ સૂચન કરવા માટે 'ઔદારિક' ઇત્યાદિનું કથન છે.

○ તે આ અબ્રહ્મ, દ્રવ્ય આદિની અપેક્ષાએ નિર્જીવ પ્રતિમાદિ દ્રવ્યોમાં, સજીવ પુરુષ-સ્ત્રીના શરીરોમાં, ઊર્ધ્વ-અધો-તિર્છાલોકોમાં, દિવસમાં કે રાત્રિમાં, ક્રોધ-માન-માયા-લોભોથી થાય છે.

**શંકા**-ચેતનનો અચેતનની સાથે વિલક્ષણ સંયોગ મુખ્યપણાએ મૈથુનસુખના અનુભવનના હેતુરૂપ નથી, પરંતુ ઉપચારથી છે ને ?

**સમાધાન**-મુખ્ય ફળના અભાવના પ્રસંગથી મુખ્ય સિંહગત ક્રૂરતા, શૂરતા આદિની માણવકમાં અપ્રવૃત્તિની માફક અહીં અપ્રવૃત્તિ નથી. અહીં મુખ્ય ફળ દેખાય છે, માટે ઉપચાર નથી.

○ નજીકના દેશમાં રહેલ ભાઈ-બ્હેનના શરીરના સંબંધમાં અબ્રહ્મની અનુકૂળતાનો અભાવ હોવાથી, તેના વ્યવચ્છેદ માટે 'विलक्षणसंयोगः' એમ કહેલ છે. તથાચ વેદના ઉદયથી જન્ય વિલક્ષણ સંયોગ ચિત્તના વિશિષ્ટ પરિણામ દ્વારવાળો છે, કે જેનાથી વિષય-સુખનો અનુભવ થાય છે. તે અબ્રહ્મ કહેવાય છે, એમ ફલિતાર્થ છે.

○ આવા અબ્રહ્મનું રૂઅદ્રતા, પ્રમાદ, અનંત સંસાર, લોકનો અનાદર, અધર્મ, ઈહલોક અને પરલોકનો અપાય (હાનિ), દર્શનમોહનીય-ચારિત્રમોહનીયકર્મનો બંધ અને અનંત પ્રાણીઓની હિંસા, એ ફળ છે.

○ તથાચ આવા પ્રકારના અબ્રહ્મથી ત્રણ યોગ અને ત્રણ કરણથી અઢાર પ્રકારે જ્ઞાન-શ્રદ્ધાનપૂર્વક વિરમણ, એ 'ચતુર્થવ્રત' કહેવાય છે.

○ ઔદારિકશરીરની અપેક્ષાએ (મૂળથી અબ્રહ્મ ઔદારિક અને દિવ્યના ભેદથી બે પ્રકારનું છે. પહેલું અબ્રહ્મ તિર્યંચ અને મનુષ્યોને હોય છે. બીજું અબ્રહ્મ ભવનવાસી આદિ દેવોને હોય છે. તે બે પ્રકારનું અબ્રહ્મ પણ મન-વચન-કાયારૂપ ત્રણ યોગોથી તથા કરવું-કરાવવું અને અનુમોદવું એ રૂપ ત્રણ કરણોથી, તેમ અઢાર પ્રકારનું જાણવું. વળી તે અબ્રહ્મ, દેવ-મનુષ્ય-અસુરોથી અભિલાષાનો વિષય, કલંકનું નિમિત્ત હોઈ, દુઃખે કરી છોડી શકાય એવું હોઈ, પંકપનકપાશ જાલસમાન, સ્ત્રી-પુરુષ-નપુંસકવેદરૂપ ચિહ્નવાળું, તપ-સંયમ અને બ્રહ્મચર્યમાં વિઘ્ન કરનારૂં, બહુ પ્રમાદનું મૂળ, કુત્સિત પુરુષોથી આસેવનયોગ્ય અને જન્મ-જરા-મરણ-શોકના હેતુરૂપ દર્શનમોહ-ચારિત્રમોહનું નિમિત્ત જાણવું. બ્રહ્મચર્ય તો ઉત્તમ તપ, નિયમ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, સમ્યક્ત્વ અને વિનયનું મૂળ છે. યમ, નિયમ, ગુણપ્રધાનથી યુક્ત વ્રતોમાં પ્રભાવવાળું, પ્રશસ્ત-ગંભીર-સ્થિર અંતઃકરણ કરનારૂં,

સુખનો હેતુ, સિદ્ધિગતિનું સ્થાન, મુનિવરોથી પ્રતિપાલિત અને પાંચ મહાવ્રતોમાં પ્રધાન છે.) પોતે મનથી-વચનથી કે કાયાથી કરતો નથી, બીજા પાસે મનથી-વચનથી કે કાયાથી કરાવતો નથી, કરનાર બીજાને મનથી-વચનથી કે કાયાથી અનુમોદતો નથી. આમ નવ પ્રકારનું બ્રહ્મચર્ય છે. આવી રીતે વૈક્રિયની અપેક્ષાએ નવ પ્રકારનું, એમ અઢાર પ્રકારનું છે.

अथ पञ्चमं व्रतमाचष्टे—

**सचित्ताचित्तमिश्रेषु द्रव्येषु मूर्च्छा परिग्रहस्ततश्च तथा विरतिः पञ्चमं व्रतम् ॥सूत्र-८॥**

सचित्तेति । मूर्च्छा लोभपरिणतिभेदः, ययाऽऽत्मा मोहमुपनीयते विवेकात्प्रच्याव्यते च, प्रच्युतविवेकश्च प्रतिविशिष्टलोभकषायोपरागादयुक्तप्रवृत्तिर्न किञ्चित्कार्यमकार्यं वा जानाति, मूर्च्छेयं सर्वदोषप्रसूः, ममेदमिति सति संकल्पे हि रक्षणादयस्तस्य संजायन्ते, तत्र च हिंसाऽवश्यंभाविनी तदर्थमनृतं जल्पति चौर्यञ्चाचरति क्वचिन्मैथुने कर्मण्यपि प्रवर्त्तते तत्प्रभवाश्च नरकादिषु दुःखप्रकारा अनुभवाः, सा च मूर्च्छा एकद्वित्रिचतुःपञ्चेन्द्रियेषु चेतनावत्सु, आभ्यन्तरेषु क्रोधमानमायालोभमिथ्यादर्शनहास्यरत्यरतिभयशोकजुगुप्सावेदाख्येषु, बाह्येषु वास्तुक्षेत्रधनधान्यशय्यासनयानकुप्यद्विचतुष्पाद्भाण्डाख्येषु द्रव्येषु भवति क्रोधादिषु परिग्रहहेतुत्वात्तत्प्रयुक्तस्वगौरवरक्षणाय तत्रानुरागाद्वा परेषु च ममेदमित्यज्ञानविषयत्वान्मूर्च्छा भवति । तथा च सचित्ता योषिदादयोऽचित्ता आहारादयो मिश्रा भूषणविभूषितभामिनीप्रभृतयः, एवम्भूतेषु द्रव्येषु या मूर्च्छा परिणामविशेषः स परिग्रहः । यद्यपि वातपित्तश्लेष्मणामन्यतमस्य दोषस्य प्रकोपादुपजायमानपरिणामविशेषोऽपि मूर्च्छा तथाप्यत्र सचित्तादिविषयिणी परिणतिर्ग्राह्या । प्रमादसहकारेणेत्यस्यानुवृत्त्या च रागद्वेषमोहमूला हिंसावन्मूर्च्छेति लभ्यते, तेन तद्रहितस्याप्रमत्तकायमनोवाग्व्यापारस्य संयमोपकरणादिषूपधिशय्याहारशरीरेष्वागमानुज्ञातेषु न मूर्च्छेति विज्ञेयम्, अन्यथा शरीराहारशिष्यादिपरिग्रहस्यापि मूर्च्छात्वापत्तेः धर्मोपष्टम्भकत्वस्य त्वत्रापि समानत्वात् । न च यथाऽऽध्यात्मिकेऽपि रागादावात्मपरिणामे सङ्गो मूर्च्छा तथा ज्ञानदर्शनचारित्रेषु सङ्गो मूर्च्छा स्यादिति वाच्यम्, आत्मस्वभावानतिवृत्तेः, रागादयो हि कर्मोदयतंत्रा इत्यनात्मस्वभावा न ज्ञानादयस्तथा, आत्मस्वभावभूतत्वात् । ततश्चेति, निरुक्तपरिग्रहादित्यर्थः, तथा विरतिरिति, सर्वप्रकारेण यावज्जीवं ज्ञानश्रद्धानपूर्विका विरतिरित्यर्थः । पञ्चविधस्यास्य महाव्रतस्य दार्ढ्यापादनार्थमेकैकस्य पञ्च पञ्च भावना भवन्ति, भावनाभिर्ह्यनभ्यस्यमानानि महाव्रतान्यनभ्यस्यमानविद्यावन्मलीमसानि भवन्ति । तत्राहिंसायास्तावदीर्यासमितिर्मनस्समितिर्वचनसमितिरादानसमितिरालोकितपानभोजनमिति पञ्च भावनाः । स्वपरबाधापरिहारफलिका पुरतो युगमात्रनिरीक्षणपूर्विका सोपयोगिनो गमनविषयिणी प्रवृत्तिरीर्यासमितिः । गमनक्रियायामसमितो हि प्राणिनः पादेन ताडयेत्, अन्यत्र पातयेत्तथा परितापयेत् । तस्मादीर्यासमितेनावश्यंभवितव्यम् । आर्त्तरौद्रध्यानपरिहारेण धर्मध्यान उपयोगो मनस्समितिः, वधेन बन्धेन परितापेन

१. ईर्यायामकृतेऽवधाने प्राणिनोऽभिहन्यात् पादेन ताडयेदन्यत्र प्राणिनः पातयेत् पीडामुत्पादयेज्जीविताद्व्यपरोपयेत् तथा च कर्मोपादानत्वात्तत्र समितेन भाव्यम्, तथा चेर्यासमित्या भावितान्तरात्मा

नृशंसं न किञ्चन कर्म कदापि मनसाऽल्पमपि ध्यातव्यमनेन प्रकारेण मनस्समितिनियोगेन जीवश्चित्त-सत्प्रवृत्तिलक्षणव्यापारेण वासितो भवति । एवं वचसापि प्राणिनां परितापादिकारिणा न भणितव्यम् । किन्तु साधुना तत्र समितेन भवितव्यम् । उपधिप्रभृतीनामागमानुसारेण निरीक्षणप्रमार्जनरूपाऽऽदान-समितिः । संयतेन हि सदा प्रत्युपेक्षणप्रस्फोटनाभ्यां प्रमार्जनया च भाजनवस्त्रादिकं निक्षेप्तव्यं ग्रही-तव्यञ्च । सनियममाहारादीना प्रत्यवेक्षणरूपा पञ्चमी भावना, एभिः पञ्चभिर्भावनाविशेषैरहिंसापालन-हेतुभिस्सदा स्वस्थचित्तेनासेवितमहिंसालक्षणं व्रतमनाश्रवस्योपायः । द्वितीयव्रतस्य क्रोधलोभभीरुत्व-हास्यप्रत्याख्यानानि आलोच्यभाषणमिति पञ्च भावनाः । क्रुद्धः क्रोधतरलितमनस्कतया मिथ्या ब्रूयात्, लोभपरवशश्चार्थाकांक्षया, भयार्त्तः प्राणादिरक्षणेच्छया, हसन् कौतुकेनेति तत्प्रत्याख्यानानि चतस्रो भावनाः, सम्यग्ज्ञानपूर्वकं पर्यालोच्य मिथ्या मा भूदिति मोहतिरस्कारद्वारेण भाषणं पञ्चमी भावना । तृतीयव्रतस्य विचिन्त्यावग्रहयाचना, पुनः पुनरवग्रहयाचना, अवग्रहधारणम्, साधर्मिकेभ्यो-ऽवग्रहयाचनमनुज्ञापितपानान्नग्रहणमिति पञ्च भावनाः, तत्र देवेन्द्रराजगृहपतिशय्यातरसाधर्मिकभेद-भिन्नावग्रहेषु पूर्वः पूर्वो बाध्य उत्तर उत्तरो बाधक इति सञ्चिन्त्य यः स्वामी स एव याच्योऽस्वामि-याचने तु दोषबाहुल्यमुक्तमित्येवं विचिन्त्यावग्रहयाचनं प्रथमा । सकृद्दत्तेऽप्यवग्रहे स्वामिना भूयोऽव-ग्रहयाचनं कार्यं, पूर्वलब्धेऽवग्रहे ग्लानाद्यवस्थासु मूत्रपुरीषोत्सर्गपात्रकरचरणप्रक्षालनस्थानानि दातृचित्त-पीडापरिहारार्थं याचनीयानि, एवं याञ्चामाचरन्नादत्तादानजनितेनागसा स्पृश्यत इति द्वितीया । एता-वन्मात्रपरिमाणमेव क्षेत्रादि ममोपयोगि नाधिकमित्यवग्रहस्य धारणमिति तृतीया । एवमवग्रहधारणे हि तदभ्यन्तरवर्त्तिनीमूर्ध्वस्थानादिक्रियामासेवमानो न दातुरुपरोधकारी भवति, याञ्चाकाल एवावग्रहानव-धारणे विपरिणतिरपि दातुश्चेतसि स्यात्, आत्मनोऽपि चादत्तपरिभोगजनितः कर्मबन्धः स्यादिति । साधुभ्यः पूर्वपरिगृहीतक्षेत्रेभ्योऽवग्रहो मासादिकालमानेन पञ्चक्रोशादिक्षेत्ररूपो याच्यः, तदनुज्ञानाद्धि तत्रासितव्यम्, तदनुज्ञातं हि तत्रोपाश्रयादि समस्तं गृह्णीयात्, अन्यथा स्तेयं स्यादिति चतुर्थी । अनुज्ञया स्वीकृतान्नपानयोरभ्यवहारः, सूत्रोक्तप्रकारेण प्रासुकमेषणीयं कल्पनीयञ्च पानान्नमानीयालो-चनापूर्वं गुरवे निवेद्यानुज्ञातो गुरुणा मण्डल्यामेकको वाऽश्नीयात्, उपलक्षणमेतत्, यत्किञ्चिदौघिकौ-पग्रहिकभेदभिन्नमुपकरणं धर्मसाधनं तत्सर्वं गुरुणाऽनुज्ञातं परिभोक्तव्यम् । एवं विदधानो नातिक्राम-त्यस्तेयव्रतमिति पञ्चमी । चतुर्थव्रतस्य स्त्रीपण्डपशुमद्वेश्मासनकुड्यान्तरोज्झनं, सरागस्त्रीकथात्यागः

---

जीवो मालिन्यमात्ररहितत्वात् विशुद्ध्यमानपरिणामत्वादक्षतचारित्रत्वान्मृषावादादुपरमान्मोक्षसाधको भवती-त्येवं सर्वत्र भावनीयम् ॥

१. मृषावादविरतिलक्षणस्य व्रतस्य गुरुसमीपे प्रयोजनमाकर्ण्य हेयोपादेयवचनैदम्पर्यं सम्यग्ज्ञात्वा विकल्पव्याकुलतारहितो वचनचापल्यं विहायार्थतः कटु शब्दतः परुषं साहसमतर्कितं परस्य जन्तोः पीडा-करं सावद्यं वचनं न भाषेत । किन्तु सद्भूतार्थं पथ्यं परिमिताक्षरं प्रतिपाद्यविवक्षितार्थप्रतीतिजनकं वचनदोष-रहितं उपपत्तिभिरबाधितं पूर्वं बुद्ध्या पर्यालोचितमवसरे भाषेत । एवं सति संयतकरचरणनयनवदन-शूरः सत्यार्जवसम्पन्नो भवति ॥

प्राग्रतस्मृतिवर्जनम्, स्त्रीणां मनोहराङ्गावलोकनस्वाङ्गसंस्कारपरिवर्जनं, प्रणीतात्यशनत्याग इति पञ्च भावनाः। देवमानुषभेदास्सचित्ताः स्त्रियः प्रस्तरलेप्यचित्रकर्मादिनिमित्ताश्चाचित्ताः नपुंसकवेदवर्त्तिनो महामोहकर्माणः पुंस्त्रीसेवनाभिरताः षण्डाः पशवः प्रसिद्धास्तत्ससक्तवसत्यासने, अन्तरस्थेऽपि कुड्यादौ यत्र मोहनादिशब्दः श्रूयते तादृशं स्थानञ्च ब्रह्मचर्यभङ्गभयेन त्याज्यमिति प्रथमा। मोहोदयानुकूलवनिताकथात्यागः, तादृशी हि रागानुबन्धिनी शृङ्गारानुविद्धा कथा चित्तविक्षेपकारिणीति तामवश्यं त्यजेदिति द्वितीया। प्रव्रज्याग्रहणात्पूर्वं गृहस्थावस्थानुभूतकामिनीनिधुवनस्मरणस्य कामाग्निसन्दीपकत्वात्तद्वर्जनं तृतीया। अपूर्वविस्मयरसनिर्भरतयाऽऽपातरमणीयानि स्त्रियो मुखनयनस्तनजघनादीनि सप्रेम विलोकयतो निजाङ्गसंस्कारानुष्ठानपरायणस्य च ब्रह्मचर्यविघातोऽवश्यम्भावीति तत्परित्यजनं चतुर्थी। स्निग्धमधुरादिरसवत्पदार्थान् रूक्षभैक्ष्यानप्याकण्ठमभ्यवहरतो ब्रह्मक्षतिः शरीरपीडा च भवतीति तद्वर्जनं पञ्चमी पञ्चमव्रतस्य तु पञ्चानामिन्द्रियार्थानां मनोज्ञानां स्पर्शरसगन्धवर्णशब्दानां प्राप्तौ स्नेहवर्जनं, अमनोज्ञानां प्राप्तौ च द्वेषवर्जनमिति पञ्च भावनाः। अभिष्वङ्गी हिं मनोज्ञानभिलषेदमनोज्ञांश्च विद्विष्यात्। मध्यस्थस्तु मूर्च्छारहितत्वान्न क्वचित्प्रीतिमप्रीतिं वा करोति। एतान्येव महव्रतानि शेषधर्माणां मूलभूतत्वात् मूलगुणाभिधेयानि, चरणसप्ततेरपि मूलगुणभूतानि, रात्रिभोजनविरमणन्तु[1] व्रतं न तु महाव्रतमिति न तस्यात्र निरूपणमिति ॥

## પંચમવ્રતનું વર્ણન.

**ભાવાર્થ**–"સચિત્ત–અચિત્ત–મિશ્રદ્રવ્યોમાં મૂર્ચ્છા, એ 'પરિગ્રહ' કહેવાય છે. અને તે પરિગ્રહથી તથા વિરતિ 'પંચમવ્રત' કહેવાય છે."

**વિવેચન**—મૂર્ચ્છા વિશિષ્ટ લોભની પરિણુતિ છે. જે પરિણુતિથી આત્મા મોહારૂઢ કરાય છે અને વિવેકથી ભ્રષ્ટ કરાવાય છે. ભ્રષ્ટ વિવેકવાળો પ્રતિવિશિષ્ટ લોભનામક કષાયના ગ્રહણુથી અયુક્ત પ્રવૃત્તિવાળો કાર્ય કે અકાર્ય કાંઈ જાણુતો નથી. આ મૂર્ચ્છા સઘળા દોષોની

१. चतुर्विधस्याशनपानखादिमस्वादिमभेदभिन्नस्याहारस्य सर्वथा परिवर्जनं रात्राविति रात्रिभोजनविरमणम्। स मूलगुणः सयतस्यैव देशविरतस्य तूत्तरगुणस्तपोवदाहारविरमणरूपत्वात्, तप एव वा तत्, चतुर्थादिवदाहारत्यागरूपत्वात्, समित्यादिवन्महाव्रतसरक्षणात्मकत्वादुत्तरगुणः। न चैवं व्रतधारिणोऽपि न तन्मूलगुणरूपं भवतीति वाच्यम्। समस्तव्रतसरक्षणेनात्यन्तोपकारित्वेन व्रतिनो मूलगुणत्वात्, अन्यथा हि मूलगुणा महाव्रतादयो न परिपूरिमितामासादयन्ति, रात्रौ भिक्षार्थमचक्षुर्विषये पर्यटनप्रसङ्गेन वह्निप्रदीपादिमस्पर्शनात्, दुग्धाहारग्रहणादेश्च प्राणातिपातप्रसङ्गात्, अन्धकारवशेन च पतितहिरण्यादिद्रविणग्रहणादिप्रसङ्गात्, योषित्परिभोगसम्भवाच्च। न चैवं तपःप्रभृतीनामपि मूलगुणत्वप्रसङ्गो मूलगुणोपकारित्वाविशेषादिति वाच्यम् रात्रिभोजनविरमणवदस्यात्यन्तोपकारित्वाभावात्। यथाहि प्राणातिपातादीना पञ्चानामेकतराभावे शेषाणामभावान्मूलगुणत्वं तथा रात्रिभोजनविरमणस्याप्यभावे सर्वव्रताभावादत्यन्तोपकारित्वान्मूलगुणत्वम्। देशविरतस्य तु उत्तरगुणत्वमारम्भजप्राणातिपातादस्यानिवृत्तत्वादिति भाव्यम् ॥

જનની છે. ખરેખર, આ મારૂં છે-એમ સંકલ્પ થયે છતે, તે ધન આદિના રક્ષણ વગેરે થાય છે અને તે રક્ષણાદિમાં હિંસા અવશ્યભાવિ છે. તેના માટે અસત્ય બોલે છે અને ચોરી કરે છે. ક્વચિત્ મૈથુનકાર્યમાં પણ પ્રવર્તે છે અને તેનાથી જન્ય નરક આદિમાં દુઃખપ્રકારવાળા અનુભવો થાય છે.

૦ એકેન્દ્રિય-દ્વિન્દ્રિય-ત્રિન્દ્રિય-ચતુરિન્દ્રીય-પંચેન્દ્રિયરૂપ ચેતનવાળા દ્રવ્યોમાં, અચેતન વાસ્તુ આદિમાં, સચેતન-અચેતનરૂપ વાસ્તુ-ક્ષેત્ર-ધન-ધાન્ય-શય્યા-આસન-યાન-ઘટિતાઘટિત સ્વર્ણ-રૂપું વગેરે દ્વિપદ-ચતુષ્પદ-ભાંઠ વગેરે બાહ્ય દ્રવ્યોમાં, આભ્યંતરરૂપ ક્રોધ-માન-માયા-લોભ-મિથ્યાદર્શન-હાસ્ય-રતિ-અરતિ-ભય-શોક-જુગુપ્સા-વેદનામક ઔદયિકભાવોમાં, પુદ્ગલદ્રવ્યમાં, પરિગ્રહનું હેતુપણું હોવાથી તે પરિગ્રહપ્રયુક્ત પોતાનું ગૌરવનું રક્ષણ કરવા માટે ત્યાં અનુરાગ થવાથી, પરદ્રવ્યોમાં મારૂં આ છે-આવા અજ્ઞાનનો વિષય હોવાથી મૂર્ચ્છા થાય છે. તથાચ સચિત્ત-સ્ત્રી વગેરે, અચિત્ત આહાર વગેરે, મિશ્રભૂષણોથી ભૂષિત સ્ત્રી વગેરે, આવા દ્રવ્યોમાં જે મૂર્ચ્છા પરિણામવિશેષ છે, તે 'પરિગ્રહ' કહેવાય છે. જો કે વાત-પિત્ત-કફપ્રકૃતિઓમાંથી કોઈ એક પ્રકૃતિના પ્રકોપથી પેદા થતી પરિસ્થિતિ પણ મૂર્ચ્છા (બેભાન દશા) કહેવાય છે. તો પણ સચિત્ત આદિ દ્રવ્યવિષયવાળી આસક્તિ મૂર્ચ્છા શબ્દથી લેવાની છે. 'પ્રમાદના સહકારપૂર્વક' આ વિશેષણની અનુવૃત્તિ કરવાથી રાગ-દ્વેષ-મોહરૂપી મૂળવાળી હિંસાની માફક મૂર્ચ્છા એમ પ્રાપ્ત થાય છે. તેથી પ્રમાદરહિત અર્થાત્ અપ્રમત્ત કાય-મન-વચનના વ્યાપારવાળાને આગમથી અનુજ્ઞાત, સંયમના ઉપકરણ આદિભૂત ઉપધિ-શય્યા-આહાર-શરીર આદિમાં મૂર્ચ્છા-આસક્તિ નથી, એમ જાણવું. અન્યથા, શરીર-આહાર-પુસ્તક-શિષ્ય આદિ પરિગ્રહમાં પણ મૂર્ચ્છાપણાની આપત્તિ આવશે, કેમ કે-ધર્મના ઉપષ્ટંભક(આલંબન)પણાનું અહીં પણ સમાનપણું છે.

**શંકા**-આધ્યાત્મિકમાં પણ એટલે રાગ આદિ રૂપ આત્માના પરિણામમાં સંગ, મૂર્ચ્છા જેમ છે, તેમ જ્ઞાન-દર્શન-ચારિત્રમાં સંગ, મૂર્ચ્છા કેમ નહિ?

**સમાધાન**-આત્મસ્વભાવની અતિવૃત્તિ (ઉલ્લંઘન) નથી, માટે જ્ઞાનાદિ સ્વસ્વભાવ છે. રાગાદિ એ વિભાવ-પરભાવરૂપ છે. ખરેખર, રાગ આદિ કર્મના ઉદયને આધીન હોઈ અનાત્મ(પરપુદ્ગલ)સ્વભાવવાળા છે. જ્ઞાનાદિ કર્મના ઉદયથી જન્ય નહિ હોવાથી, ક્ષયોપશમ ક્ષયથી જન્ય હોવાથી, પરસ્વભાવી નથી પરંતુ આત્મસ્વભાવભૂત છે. માટે રાગાદિમાં સંગ મૂર્ચ્છા છે અને જ્ઞાનાદિમાં સંગ, તેના સાધનોમાં સંગ મૂર્ચ્છા નથી, નિષ્પરિગ્રહતા છે.

૦ પૂર્વકથિત પરિગ્રહથી, સર્વ પ્રકારથી જાવજીવ સુધી જ્ઞાન, શ્રદ્ધાનપૂર્વક વિરતિ, એ 'પંચમ મહાવ્રત' કહેવાય છે.

૦ આ પાંચ પ્રકારના મહાવ્રતની દૃઢતા સંપાદન કાજે પ્રત્યેક મહાવ્રતની પાંચ પાંચ ભાવનાઓ છે. ખરેખર, ભાવનાઓદ્વારા અભ્યાસના અવિષયભૂત મહાવ્રતો, અભ્યાસના અવિષયભૂત વિદ્યાની માફક મલિન થાય છે. ત્યાં અહિંસાનામક મહાવ્રતની, (૧) ઈર્યાસમિતિ,

(૨) મનઃસમિતિ, (૩) વચનસમિતિ, (૪) આદાનસમિતિ, અને (૫) આલોકિત પાન-ભોજન, એમ પાંચ ભાવનાઓ છે.

(૧) ઈર્યાસમિતિ=સ્વ-પર જીવની બાધાના પરિહારરૂપ ફળવાળી, આગળ યુગ માત્ર (ગાડી કે રથની ધોંસરીપ્રમાણ) નિરીક્ષણપૂર્વક, ઉપયોગવાળાની, ગમનના વિષયવાળી પ્રવૃત્તિ, એ 'ઈર્યાસમિતિ.' ખરેખર, ગમનક્રિયામાં અનુપયોગી, જીવોને પગથી મારે, બીજે ઠેકાણે પાડે, તેમજ પરિતાપ પેદા કરે ! તેથી ઈર્યામાં ઉપયોગી અવશ્ય થવું જોઈએ. (ઈર્યામાં ઉપયોગ નહિ રાખવાથી જીવોને હણે, પગથી મારે, બીજે સ્થાને પાડે, પીડા ઉપજાવે ! જીવનથી રહિત બનાવે ! તથાચ કર્મનું ગ્રહણ હોવાથી તે ઈર્યામાં ઉપયોગી થવું જોઈએ. એવંચ ઈર્યાસમિતિદ્વારા ભાવિત અંતરાત્મા જીવ, મલિનતા માત્રથી રહિત થવાથી, વિશુદ્ધ થતા પરિણામી થવાથી, અખંડચારિત્રી બનવાથી અને મૃષાવાદ આદિથી વિરતિ થવાથી મોક્ષસાધક થાય છે, એમ સર્વત્ર ભાવવું.)

(૨) મનોગુપ્તિ-આર્ત્તધ્યાન-રૌદ્રધ્યાનના પરિહારપૂર્વક ધર્મધ્યાનમાં ઉપયોગ, એ 'મનઃ-સમિતિ.' (મનનું રક્ષણ) વધ-બંધન-પરિતાપદ્વારા કોઈ પણ જાતનું ક્રૂર કર્મ કદાચિત્ પણ મનથી થોડુંક પણ વિચારવું નહિ. આ પ્રકારે મનોગુપ્તિયોગથી જીવ ચિત્તની સત્-પ્રવૃત્તિરૂપ વ્યાપારથી ભાવિત થાય છે.

(૩) વચનસમિતિ-એવી રીતે પરિતાપ આદિકારી વચન પણ નહિ બોલવું, પરંતુ વચનસમિતિયુક્ત સાધુએ રહેવું જોઈએ.

(૪) આદાનસમિતિ-આગમના અનુસારે ઉપધિ વગેરેનું નિરીક્ષણ-પ્રમાર્જનરૂપ આદાન-સમિતિ. ખરેખર, સાધુએ હંમેશાં પ્રતિલેખન, પટફોડા અને પ્રમાર્જના કરી પાત્રાં, વસ્ત્ર વગેરે લેવાં અને મૂકવાં.

(૫) આલોકિત પાનભોજન-નિયમપૂર્વક યથાયોગ્ય વહોરતાં, વાપરતાં સર્વત્ર આહાર-પાણી વગેરેને ઉપયોગપૂર્વક જોવારૂપ પાંચમી ભાવના છે. આ અહિંસાપાલનમાં હેતુભૂત વિશિષ્ટ પાંચ ભાવનાઓથી હંમેશાં સ્વસ્થ ચિત્તથી આરાધેલ અહિંસારૂપ વ્રત અનાશ્રવ-(સંવર)નો ઉપાય છે.

૦ બીજા મહાવ્રતની ક્રોધપ્રત્યાખ્યાન-લોભપ્રત્યાખ્યાન-ભીરૂત્વપ્રત્યાખ્યાન(અભીરૂત્વ)-હાસ્યપ્રત્યાખ્યાન અને આલોચ્યભાષણ, એમ પાંચ ભાવનાઓ છે.

(૧) ક્રોધવાળો ક્રોધથી અસ્થિર મનવાળો હોઈ અસત્ય બોલે, માટે ક્રોધની નિવૃત્તિ.

(૨) લોભને પરતંત્ર બનેલો અર્થની ઈચ્છાથી અસત્ય બોલે, માટે લોભનો ત્યાગ.

(૩) ભયભીત બનેલો પ્રાણાદિની રક્ષણની ઈચ્છાથી અસત્ય બોલે, માટે ભયપ્રત્યાખ્યાન.

(૪) હસતો કુતૂહલથી અસત્ય બોલે, માટે હાસ્યપ્રત્યાખ્યાન. સમ્યગ્જ્ઞાનપૂર્વક વિચારીને, (મૃષાવાદવિરતિરૂપ સંવરનું ગુરુની પાસે પ્રયોજન સાંભળીને, હેય-ઉપાદેયવચનના તાત્પર્યને

જાણી, વિકલ્પથી વ્યાકુળતા વગરનો, વચનની ચપળતાને છોડી, અર્થથી કઠવું, શબ્દથી કઠોર, સાહસ-વિચાર વગરનું અને પરજંતુને પીડા કરનારૂં સાવદ્ય વચન બોલે નહિ, કિન્તુ સત્ય અર્થવાળું, હિતકારી, પરિમિત અક્ષરવાળું, પ્રતિપાદનયોગ્ય વિવક્ષિત અર્થની પ્રતીતિ-જનક, વચનના દોષ વગરનું, ઉપપત્તિઓથી અબાધિત અને પહેલાં બુદ્ધિથી વિચારેલું અવસરમાં બોલે ! આમ હોયે છતે, સંયતકર-ચરણ-નયનવદનવાળો શૂરવીર, સત્ય-સરળતાસંપન્ન થાય છે.) અસત્ય મા થાઓ !, આવા મોહના તિરસ્કારદ્વારા બોલવું, એ પાંચમી ભાવના છે.

૦ ત્રીજા મહાવ્રતની, આલોચના કરીને અવગ્રહ(જગ્યા)ની યાચના, ફરી ફરી અવગ્રહની યાચના, અવગ્રહનું અવધારણ, સાધર્મિકો પાસેથી અવગ્રહની યાચના અને અનુજ્ઞાપિત પાન-ભોજનગ્રહણ, એમ પાંચ ભાવનાઓ છે.

(૧) આલોચ્ય અવગ્રહયાચના-અહીં દેવેન્દ્ર-રાજા-ગૃહપતિ-શય્યાતર-સાધર્મિકભેદવાળા અવગ્રહોમાં પૂર્વ પૂર્વ બાધ્યા (પ્રતિબધ્ય) છે, ઉત્તર ઉત્તર બાધક (પ્રતિબંધક) છે-એમ વિચારી, જે સ્વામી છે, તેની પાસે જ યાચના કરવી જોઈએ. જે સ્વામી નથી, તેની પાસે યાચના કરવામાં ઘણો દોષ કહેલ છે. આ પ્રમાણે સારી રીતે વિચારીને અવગ્રહની યાચના પ્રથમ છે.

(૨) અભીક્ષ્ણ-અવગ્રહની યાચના=એક વાર પણ સ્વામીએ અવગ્રહ આપ્યા છતાં નિત્ય ફરી ફરી અવગ્રહનું યાચન કરવું જોઈએ. પહેલાં મેળવેલા (મળેલ) અવગ્રહ છતાં, ગ્લાન (બીમાર) આદિ અવસ્થાઓમાં મૂત્ર-પુરીષોત્સર્ગના ભાજનો, હાથ-પગ ધોવાના સ્થાનોની દાતાના ચિત્તની પીડાના પરિહાર માટે યાચના કરવી જોઈએ. આ પ્રમાણે યાચનાને કરનારો અદત્તાદાનથી જનિત અપરાધથી લેપાતો નથી.

(૩) 'આટલો જ'-આમ અવગ્રહનો નિર્ણય=આટલા પરિમાણવાળું ચારેય બાજુનું ક્ષેત્ર અવગ્રહનો વિષય છે. અર્થાત્ આટલા પરિમાણવાળું ક્ષેત્ર મારે ઉપયોગી છે-વધારે નહિ, આવા અવગ્રહનો નિર્ધાર કરવો, એવી ત્રીજી ભાવના છે. આ પ્રમાણે અવગ્રહના ધારણમાં તેના અંદર રહેનારી ઉર્ધ્વસ્થાન (ઉભા રહેવું) વગેરે ક્રિયાને કરતો, દાતાને ઉપરોધકારી થતો નથી. યાચનાના કાળમાં જ અવગ્રહના અનવધારણમાં ચિત્તમાં વિપરીત પરિણતિ પણ દાતાને થાય! પોતાને પણ અદત્તના પરિભોગથી થયેલ કર્મબંધ થાય !

(૪) સાધર્મિકો પાસેથી અવગ્રહયાચન-પૂર્વે ગ્રહણ કરેલ ક્ષેત્રવાળા સાધુઓ પાસે, માસાદિ કાળના માનપૂર્વક પાંચ કોશ આદિ ક્ષેત્રરૂપ અવગ્રહ માગવો જોઈએ. તેઓની રજાથી ત્યાં બેસે ! ખરેખર, ત્યાં તેઓની અનુજ્ઞાવિષયભૂત ઉપાશ્રય આદિ સઘળું ગ્રહણ કરે ! અન્યથા, સ્તેય (ચોરી) લાગે ! આમ ચોથી ભાવના.

(૫) અનુજ્ઞાપિત પાન-ભોજન-અનુજ્ઞાથી સ્વીકાર કરેલ પાન-ભોજન કરે ! અર્થાત્ સૂત્રે કહેલ પ્રકારથી પ્રાસુક-એષણીય અને કલ્પનીય પાન-ભોજન લાવી, આલોચનાપૂર્વક ગુરુને

જણાવી, ગુરુની અનુજ્ઞાથી મંડલીમાં કે એકલો ભોજન કરે! આ ઉપલક્ષણ છે કે-જે કાંઈ ઔધિક-ઔપગ્રહિક ભેદવાળા ઉપકરણ-ધર્મસાધન છે, તે ગુરુની અનુજ્ઞા બાદ વાપરવું. આ પ્રમાણે કરનારો ત્રીજા વ્રતનું બરાબર પાલન કરે છે.

० ચતુર્થવ્રતની, સ્ત્રી-નપુંસક-પશુવાળા વેશ્મ-આસન-કુડ્યાન્તરત્યાગ, સરાગ સ્ત્રી-કથાત્યાગ, પૂર્વના સ્મરણનું વર્જન, સ્ત્રીઓના મનોહર અંગનું અવલોકન અને સ્વ અંગના સંસ્કારવર્જન, પ્રણીત અતિ આહારત્યાગ, એમ પાંચ ભાવનાઓ છે.

(૧) સ્ત્રી-પશુ-પંડક-સંસક્તશયન-આસનવર્જન-દેવ અને મનુષ્યના ભેદવાળી સચિત્ત સ્ત્રીઓ, પ્રસ્તરલેપ્ય ચિત્રકર્મ આદિ નિમિત્તવાળી અચિત્ત સ્ત્રીઓ, નપુંસક વેદવાળા, મહા-મોહકર્મવાળા અને પુરુષ-સ્ત્રીના સેવનમાં પરાયણ નપુંસકો-પશુઓ તો પ્રસિદ્ધ છે. તે સ્ત્રી-પશુ-પંડકોથી આકુલ ઘર-આસન-શયનનો ત્યાગ કરવો જોઈએ: અને ભીંત આદિના અંતરમાં રહેલ દંપતીના મોહની ક્રીડા આદિના શબ્દ સંભળાય છે, માટે તેવા કુડ્યાન્તરના સ્થાનનો ત્યાગ બ્રહ્મચર્યભંગના ભયથી કરવો જોઈએ.

(૨) સરાગ સ્ત્રીકથાત્યાગ-મોહના ઉદયને અનુકૂળ સ્ત્રીની કથાનો ત્યાગ. ખરેખર, તેવી સ્ત્રીકથા રાગની પરંપરાની જનક, શૃંગારરસથી ભરચક કથા ચિત્તમાં વિક્ષેપ કરનારી થાય છે, માટે તે કથાને અવશ્ય છોડી દેવી જોઈએ. એમ બીજી ભાવના.

(૩) દીક્ષાગ્રહણ પહેલાં ગૃહસ્થાવસ્થામાં અનુભવેલ સ્ત્રીસેવનનું સ્મરણ કામના અગ્નિનો સંદીપક હોઈ, તેના સ્મરણનું વર્જન. એમ ત્રીજી ભાવના.

(૪) અપૂર્વ વિસ્મય રસનિર્ભરરૂપે આપાતરમણીય સ્ત્રીના વદન-નયન-સ્તન-જઘન વગેરેને સપ્રેમ જોનારને અને પોતાના અંગના સંસ્કારના અનુષ્ઠાનમાં પરાયણને બ્રહ્મચર્યનો વિઘાત અવશ્યભાવી છે, માટે તેનો પરિત્યાગ કરવો. એમ ચોથી ભાવના.

(૫) સ્નિગ્ધ-મધુર આદિ રસવાળા પદાર્થોનાં આહાર કરનારને, લુખા આહારને આકંઠ કરનારને બ્રહ્મચર્યની ક્ષતિ અને શરીરની પીડા થાય છે, માટે તેનું વર્જન, એ પાંચમી ભાવના છે.

० પંચમવ્રતની તો, પાંચ ઈન્દ્રિયોના વિષયભૂત મનોહર સ્પર્શ-રસ-ગંધ-વર્ણ-શબ્દોની પ્રાપ્તિમાં સ્નેહનું વર્જન અને અમનોહર સ્પર્શ આદિની પ્રાપ્તિમાં દ્વેષનું વર્જન, એમ પાંચ ભાવનાઓ છે. ખરેખર, વિષયાસક્ત જીવ મનોહર વિષયોને ઈચ્છે અને અમનો-હર વિષયોનો દ્વેષ કરે! મધ્યસ્થ તો, મૂર્ચ્છારહિત હોવાથી ક્વચિત્ પ્રીતિને કે અપ્રીતિને કરતો નથી. આ જ મહાવ્રતો, બાકીના ધર્મોના મૂળભૂત હોવાથી મૂળગુણના અર્થવાળા છે અને ચરણસિત્તરીના પણ મૂળગુણભૂત છે. રાત્રિભોજનવિરમણ તો વ્રત છે, મહાવ્રત નથી, માટે તેનું અહીં નિરૂપણ નથી.

अथ संवरापादनसामर्थ्यनिमित्तमुत्तमगुणप्रकर्षमनगाराणां धर्ममाह—

**क्षमामार्दवार्जवशौचसत्यसंयमतपस्त्यागाऽऽकिञ्चन्यब्रह्मचर्याणि श्रमणधर्माः ॥सूत्र-९॥**

क्षमेति । अनगारा हि सर्वावस्थां क्षमन्ते सकलमदस्थाननिग्रहिणः शाठ्यरहितास्सन्तोषामृततृप्तास्सत्यवादिनस्संयमिनस्तपस्विनो यथावत्त्यागिनः कनकादिकिञ्चनरहितास्सर्वप्रकारं ब्रह्म बिभ्रति न गृहिणोऽत एते क्षमादयः श्रमणधर्माः कथ्यन्ते । यो हि सर्पसमः परकृताश्रयनिवासात् । गिरिसमः परीषहोपसर्गनिष्प्रकम्पत्वात्, ज्वलनसमस्तपस्तेजोमयत्वात्, सागरसमो गम्भीरत्वात्, ज्ञानादिरत्नाकरत्वात्स्वमर्यादानतिक्रमाच्च, नभस्तलसमः सर्वत्र निरालम्बनत्वात्, तरुगणसमः सुखदुःखयोरदर्शितविकारत्वात्, भ्रमरसमोऽनियतवृत्तित्वात्, मृगसमस्संसारभयोद्विग्नत्वात्, धरणिसमः सर्वखेदसहिष्णुत्वात्, जलरुहसमः कामभोगोद्भवत्वेऽपि पङ्कजलाभ्यामिव तदूर्ध्वं वृत्तेः, रविसमः धर्मास्तिकायादिलोकमधिकृत्याविशेषेण प्रकाशकत्वात् पवनसमश्च सर्वत्राप्रतिबद्धत्वात्, एवंभूतस्य श्रमणस्यैते धर्मा इति भावः ॥

હવે સંવર કરવામાં સામર્થ્યના નિમિત્ત, ઉત્તમ ગુણમાં ઉત્કૃષ્ટ અનગારોના ધર્મને કહે છે.

**ભાવાર્થ**-"ક્ષમા-માર્દવ-આર્જવ-શૌચ-સત્ય-સંયમ-તપ-ત્યાગ-આકિંચન્ય-બ્રહ્મચર્ય, એ શ્રમણોના ધર્મો છે."

**વિવેચન**-ખરેખર, અનગારો સર્વ અવસ્થાને સહન કરે છે. સકળ મદોના સ્થાનને નિગ્રહ કરનારા, શઠતાથી રહિત, સંતોષના અમૃતથી સંતુષ્ટ, સત્યવાદીઓ, સંયમીઓ, તપસ્વીઓ, યથાર્થ ત્યાગીઓ, કનક આદિ રૂપ કિંચનથી રહિત અને સર્વ પ્રકારના બ્રહ્મને ધારણ કરનારા ગૃહસ્થો બની શકતા નથી. એથી આ ક્ષમા વગેરે શ્રમણોના ધર્મો કહેવાય છે.

૦ ખરેખર, જે સાપની માફક બીજાએ કરેલ આશ્રયમાં નિવાસ હોવાથી, પર્વતની માફક પરીષહો અને ઉપસર્ગોથી અકંપ હોવાથી, અગ્નિની માફક તપતેજરૂપ હોવાથી, સાગરની માફક ગંભીર હોવાથી, જ્ઞાન આદિના રત્નાકર હોવાથી, પોતાની મર્યાદાનું ઉલ્લંઘન નહિ હોવાથી, આકાશતળની માફક સઘળે ઠેકાણે આલંબનરહિત હોવાથી, વૃક્ષોના સમૂહની માફક સુખ-દુઃખમાં અદર્શિત વિકારવાળા હોવાથી, ભ્રમરની માફક અનિયત વૃત્તિવાળા હોવાથી, હરણની માફક સંસારના ભયથી ઉદ્વેગવાળા હોવાથી, પૃથ્વીની માફક સર્વ ખેદ-કષ્ટને સહનાર હોવાથી, કમળની માફક કામ-ભોગ પેદા થયેલ છતાં પંકજલથી જેમ, કામભોગથી પરવૃત્તિ હોવાથી, સૂર્યની માફક ધર્માસ્તિકાય આદિ લોકનો અધિકાર (અપેક્ષા) કરી સામાન્યથી પ્રકાશક હોવાથી અને હવાની માફક સર્વત્ર પ્રતિબદ્ધ (વ્યાપ્ત) નહિ હોવાથી સાચા સાધુઓ કહેવાય છે. અર્થાત્ આ વિશેષણોથી વિશિષ્ટ શ્રમણના આ ક્ષમાદિ ધર્મો કહેવાય છે.

तत्र क्षमास्वरूपमाह—

**सति सामर्थ्ये सहनशीलता क्षमा । सापराधिन्यप्युपकारबुद्धिरवश्यम्भावित्वमतिरपायेषु, क्रोधादिषु दुष्टफलकत्वज्ञानमात्मनिन्दाश्रवणेऽप्यविकृतमनस्कत्वं क्षमैवात्मधर्म इति बुद्धिश्च क्षमायामुपकारिका ॥ सूत्र-१० ॥**

सतीति । प्रतीकारानुष्ठानेऽशक्तस्य दुर्मेधसो या सहिष्णुता तद्व्यावर्त्तनाय सति सामर्थ्ये इति, सहनशीलतेति, क्रोधोत्पत्तिनिमित्तानां सन्निधाने कालुष्याभावः उदितस्य वा क्रोधस्य नैष्फल्यापादनं विवेकादिभिः सा क्षमेति भावः । तथा च प्रतीकारानुष्ठाने शक्तस्यापि सहनपरिणामविशेषः क्षमेति भावः । तस्या उत्तेजकानाह सापराधिनीति, आत्मनि परप्रयुक्तं क्रोधनिमित्तं पश्यन्नपि निर्विवेकोऽयमेष एवास्य स्वभावो मूढत्वाद्यदेवं प्रयुङ्क्ते प्रत्यक्षं परोक्षं वाऽऽक्रोशवचनादिकम्, यद्वाऽयं मयि क्रोधनिमित्तं नोद्भावयेत्तदा मे कथं सहनशीलताजनितकर्मक्षयात्मको लाभः स्यादतोऽत्रायं महानुपकारीत्येवं विचिन्तयता क्षमितव्यमेवेति भावः । निरपराधिन्युपकारबुद्धिर्न क्षमाया महत्त्वापादिका किन्तु सापराधिनीति सूचयितुमपि शब्दः । अवश्यम्भावित्वेति, अपायेषु परप्रयुक्तप्रत्यक्षपरोक्षाक्रोशताडनमारणधर्मादिषु अवश्यम्भावित्वमतिः जन्मान्तरोपात्तस्य कर्मणो विपाकोऽयमवश्यम्भावी, यदाक्रोशताडनादिकं विदधाति केवलं निमित्तमात्रमेव परः कर्मोदयस्य । आख्यातो हि भगवता द्रव्यक्षेत्रकालभवभावापेक्षः कर्मणामुदयः स्वकृतञ्च कर्मानुभवितव्यमवश्यन्तया निकाचितं तपसा वा क्षपणीयमिति भावः। क्रोधादिष्विति, कषायपरिणतो विद्वेषी कर्मबध्नाति परं वा निहन्ति, अतः प्राणातिपातनिवृत्त्यात्मकव्रतभङ्गः स्यात्, तथा गुरूनधिक्षिपेत्, अतो ज्ञानादिनिर्वाणसाधनप्रहाणमवश्यम्भावि, क्रुद्धो वा प्रभ्रष्टस्मृतिर्मृषाऽपि भाषेत विस्मृत प्रव्रज्याप्रतिपत्तिः परेणादत्तमप्याददीत, द्वेषात्परपाखण्डिनीषु ब्रह्मव्रतभङ्गमप्यासेवेत, तथा प्रद्विष्टस्सहायबुद्ध्या गृहस्थेष्वविरतेषु मूर्च्छामपि कुर्यात् उत्तरगुणभङ्गमप्याचरेदिति भावः । आत्मनिन्देति, आत्मनो निजस्य या निन्दा परप्रयुक्ता क्रोधादिनिमित्ता तस्याः श्रवणेऽपि स्वस्मिन् सदसत्त्वचिन्तयाऽविकृतमनस्कत्वं क्रोधादीनामुदयनिरोध उदितस्य वा विवेकबलेन नैष्फल्यापादनं क्षमोपकारीत्यर्थः । क्रोधादिनिमित्तानां स्वस्मिन् भावे हि किमत्रासौ मिथ्या ब्रवीति ? विद्यन्त एव मय्येते दोषा इति क्षमितव्यम्, अभावे च न सन्त्येव मयि दोषा अज्ञात्वैवैतान् दोषानयमुपक्षिपति एवञ्चात्मानं निरपराधिनमवेत्य सुतरां क्षमितव्यमिति भावः । क्षमैवेति, आत्मनः क्षमैव मूलोत्तरगुणप्रवर्धकोऽसाधारणो धर्म इति बुद्ध्या प्राप्तेऽपि क्रोधादिनिमित्ते क्षमितव्यमिति भावः । ईदृशीनां भावनानां सत्त्वेऽवश्यम्भाविनी क्षमेत्याह क्षमायामुपकारिकेति, उपकारेण क्षान्तिरपकारेण क्षान्तिर्विपाकक्षान्तिर्वचनात्क्षान्तिर्धर्मात्क्षान्तिरिति पञ्चधा क्षान्तिर्भाव्या ॥

## ક્ષમાધર્મનું નિરૂપણ.

**ભાવાર્થ**–"શક્તિ હોવા છતાં સહવાનો સ્વભાવ, એ 'ક્ષમા' કહેવાય છે. અપરાધી પ્રત્યે ઉપકારબુદ્ધિ, અપાયો પ્રત્યે અવશ્ય ભાવીપણાની બુદ્ધિ, ક્રોધ આદિ પ્રત્યે દુષ્ટ ફળદાયિપણાનું જ્ઞાન, પોતાની નિંદાના શ્રવણ પ્રત્યે મનના વિકારનો અભાવ અને ક્ષમા એ જ આત્માનો ધર્મ છે, એવી બુદ્ધિ ક્ષમાધર્મમાં ઉપકાર કરનારી છે."

**વિવેચન**–પ્રતીકાર કરવામાં અસમર્થ, દુષ્ટ બુદ્ધિવાળાની જે સહનશીલતા છે, તેના વ્યવચ્છેદ માટે ઈતિ સામર્થ્યે હોયે છતે એમ કહ્યું છે. ક્રોધની ઉત્પત્તિમાં નિમિત્તોના સંનિ-

ધાનમાં કલુષિતતાનો અભાવ, અથવા ઉદય પામેલ ક્રોધની નિષ્ફળતા વિવેક આદિ દ્વારા કરવી, તે 'ક્ષમા' કહેવાય છે. અર્થાત્ પ્રતીકાર કરવાને સમર્થનો પણ સહનનો વિશિષ્ટ પરિણામ, એ 'ક્ષમા' છે. તે ક્ષમાના ઉત્તેજકોને કહે છે કે-

(૧) અપરાધી પ્રત્યે ઉપકારબુદ્ધિ-આત્મા ઉપર બીજાએ કરેલ ક્રોધના નિમિત્તને જોતો છતાં, 'આ વિવેક વગરનો છે'-'આનો આ સ્વભાવ છે'-'અજ્ઞાનતાના કારણે પ્રત્યક્ષ કે પરોક્ષ આક્રોશભર્યાં વચન આદિનો આ પ્રમાણે આ પ્રયોગ કરે છે,' અથવા 'જો આ મારા ઉપર ક્રોધનું નિમિત્ત પ્રગટ ન કરતે, તો મારી સહનશીલતાથી જન્ય કર્મક્ષયરૂપ લાભ મને પ્રાપ્ત ન થાય.' એથી અહીં આ મોટો ઉપકારી છે, એમ વિચારીને ક્ષમા ધારણ કરવી જોઈએ. અપરાધ વગરના ઉપર ઉપકારબુદ્ધિ ક્ષમાના મહત્ત્વને કરનારી નથી, પરંતુ 'અપરાધી પ્રત્યે' એમ સૂચવવા માટે 'अपि' શબ્દ છે. 'अवश्यम्भावित्वेति' અપાયોમાં (વિઘ્ન-ઉપસર્ગ આદિમાં) પરજન્ય પ્રત્યક્ષ કે પરોક્ષ આક્રોશ-તાડન-મારણ વગેરેમાં અવશ્ય થનાર છે, એવી બુદ્ધિ: કેમ કે-જન્માન્તરમાં ઉપાર્જિત કર્મનો આ વિપાક છે, જે આક્રોશ-તાડન વગેરે કરે છે. કેવળ નિમિત્ત માત્ર જ બીજો છે. કર્મનો ઉદય મુખ્ય છે. ખરેખર, ભગવંતે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભવ-ભાવની અપેક્ષાવાળો કર્મોનો ઉદય કહેલો છે. પોતે કરેલું કર્મ અવશ્યમેવ ભોગવવું જોઈએ, નિકાચિત ભોગવવું જોઈએ કે તપદ્વારા ક્ષીણ કરવું જોઈએ. 'क्रोधादिष्विति'। કષાયમાં પરિણમેલો દ્વેષી કર્મ બાંધે છે કે બીજાને હણે છે. એથી પ્રાણાતિપાતવિરમણ આત્મક વ્રતનો ભંગ થાય! તેમજ ગુરુજનનો તિરસ્કાર કરે! એથી જ્ઞાનાદિ રૂપ મોક્ષના સાધનનો વિનાશ અવશ્યભાવી છે. અથવા ક્રોધવાળો-ભ્રષ્ટ સ્મરણવાળો અસત્ય પણ બોલે! પ્રવ્રજ્યાના સ્વીકારના વિસ્મરણવાળો, બીજાએ નહીં આપેલું પણ ગ્રહણ કરે! દ્વેષથી પરપાખંડિનીઓમાં બ્રહ્મચર્યનો ભંગ પણ કરે! તેમજ પ્રદ્વેષી, સહાયક બુદ્ધિથી અવિરત ગૃહસ્થોમાં મૂર્ચ્છા પણ કરે! ઉત્તરગુણનો ભંગ પણ કરે!

'आत्मनिन्देति।'-ક્રોધ આદિના નિમિત્તવાળી, બીજાએ કરેલ પોતાની નિંદાનું શ્રવણ છતાં પોતાનામાં સદ્-અસદ્‌ની ચિંતાથી મનના વિકારનો અભાવ, ક્રોધ વગેરેના ઉદયનો નિરોધ અથવા ઉદય પામેલ ક્રોધની વિવેકના બળથી નિષ્ફળતા કરવી, એ ક્ષમામાં ઉપકારી છે.

० ખરેખર, પોતાનામાં ક્રોધ આદિ નિમિત્તો ઉભાં થયે છતે, 'શું અહીં આ અસત્ય બોલે છે?' આ દોષો જો મારામાં વિદ્યમાન જ છે, તો ક્ષમા રાખવી જોઈએ. જો દોષો મારામાં વિદ્યમાન જ નથી, તો અજ્ઞાનદશામાં આ દોષોને આ મૂકે છે. આ પ્રમાણે આત્માને નિરપરાધી જાણીને બીલકુલ ક્ષમા રાખવી જોઈએ.

० 'क्षमैवेति।'-આત્માની ક્ષમા જ મૂલ-ઉત્તરગુણનો વર્ધક અસાધારણ ધર્મ છે. આવી બુદ્ધિથી ક્રોધ આદિનું નિમિત્ત પ્રાપ્ત હોવા છતાં ક્ષમા રાખવી જોઈએ.

० આવી ભાવનાઓની સત્તામાં અવશ્યંભાવી ક્ષમા છે. માટે કહે છે કે-

'क्षमायामुपकारिकेति।'

० ઉપકારથી ક્ષમા, અપકારથી ક્ષમા, વિપાકથી ક્ષમા, વચનથી ક્ષમા અને ધર્મથી ક્ષમા, એમ પાંચ પ્રકારની ક્ષમા ભાવવી.

अथ मार्दवं स्वरूपयति—

**गर्वपराङ्मुखस्य श्रेष्ठेष्वभ्युत्थानादिभिर्विनयाचरणं मार्दवम् । जातिरूपैश्वर्यकुलतपःश्रुतलाभवीर्येष्वहम्भावो मार्दवविरोधी अतस्ततो निवर्त्तेत ॥ सूत्र-११ ॥**

गर्वेति । चित्तपरिणामविशेषो गर्वस्तस्मात्पराङ्मुखस्य तद्विधुरस्य श्रेष्ठेष्वाचार्यादिषु यथायोग्यमभ्युत्थानासनादिभिर्विनयाचरणं नीचैर्वर्त्तनं मार्दवं मदनिग्रह इत्यर्थः । मदो हि जात्यादिप्रयुक्तोऽहम्भावो यद्विजृम्भणादेते जात्यादिमदाः प्रादुर्भवन्ति यस्य निग्रह उदयनिरोध उदितस्य वा निष्फलत्वापादनम्, तद्घाते चावश्यम्भावी मदविनाश इति भावः । मार्दवे सति हि जीवोऽनहङ्कारित्वं प्राप्नोति तेन सकलभव्यजनमनस्सन्तोषहेतुत्वात्कोमलो द्रव्यतो भावतश्च सरलो भवति तादृशस्सन्नष्टौ मदस्थानानि क्षपयतीति, तत्र मार्दवविरोधिभूतान्यष्टौ मदस्थानान्याह जातीति, पितुरन्वयो जातिस्ततो विख्याततमवंशतया गर्वमुद्वहति जन्तुः, विशिष्टजात्युद्भवोऽहमिति । विदितकर्मपरिणामस्तु जातिमदं स्वकृतकर्मफलभाक्त्वाज्जीव उच्चावचनानाजातीः प्राप्नोतीत्यश्रेयस्करतया निरुणद्धि । लावण्ययुक्तःकायावयवानां विशिष्टसन्निवेशो रूपम्, कश्चित्तेनापि माद्यति, कारणादिपर्यालोचनया च तेनापि मदो न कार्यः । ऐश्वर्यं धनधान्यादिकम्, तेनापि कर्मानुभावादप्राप्तेन प्राप्तेन वा सरक्ष्यमाणेन क्लेशकारिणाऽकाण्डभङ्गुरेणाऽऽयतावायासबहुलेन को मद इत्येवं प्रत्याचक्षीत । मातुरन्वयः कुलम्, तेनापि जातिमदवन्न कार्यः । तपो बाह्यान्तरभेदभिन्नम्, तेन चाहमेव तपस्वीति मन्यमानः परान् परिभवति, तस्माच्चाशुभं कर्म बन्धमेति यदनेकभवपरम्परासु परिनिष्ठास्यतीति सापायमवगम्य तन्मदं प्रत्याचक्षीत । श्रुतमाप्तप्रणीत आगमः, तद्विज्ञानेनाहमेवैको विज्ञो नापर इति माद्यति तस्माच्चान्यं बालिशमेव मन्यते तच्च निजिघृक्षुरेवं विचिन्तयेत्, क्षयोपशमो हि प्रकर्षाप्रकर्षरूपो मत्तोऽन्येऽपि बहुश्रुताः सन्त्येव, अहं कदाचिदन्येभ्योऽल्पश्रुतः, आगमानामतिगहनार्थत्वात्, अधिगतश्रुतोऽपि दुरधिगततदर्थः स्यामिति श्रुतमदत्यागः श्रेयान् । लाभः प्राप्तिः, विज्ञानतपोऽभिजनशौर्याद्याधिक्यान्नृपतिसन्मित्रभृत्यस्वजनेभ्यो विशिष्टफलं सत्कारसन्मानादिकमहमेव लभेयं नापरः प्रयत्नवानपि, इति स्वलाभेन माद्यन्ति सकलजनवल्लभतां प्राप्तोऽहमयमपरो न कस्मैचिद्रोचते वचनमप्यस्य नाद्रियन्तेइति सर्वोऽप्ययं लाभमदो निग्रहीतव्य एव, लाभान्तरायकर्मोदयादलाभस्तत्क्षयोपशमाच्च सत्कारादिलाभः, संसारे परिभ्रमतो जीवस्य कादाचित्को न शाश्वतः कर्मतन्त्रत्वात्संसारानुबन्ध्येवेति लाभमदत्यागः श्रेयस्करः । वीर्यं पराक्रमः, तन्मदोऽपि विचारात्त्याज्यः, वीर्यान्तरायक्षयोपशमाद्वीर्यस्य प्रादुर्भावः, संसारानुबन्धिनस्तस्य

१. वीर्यं द्विविधं औदयिकभावनिष्पन्नस्य कर्म, औदयिकोऽपि भावः कर्मोदयनिष्पन्न एव बालवीर्यम् वीर्यान्तरायक्षयजनितं जीवस्य सहज वीर्यं, चारित्रमोहनीयोपशमक्षयोपशमजनितञ्च पण्डितवीर्यमिति । आम्या . नानाविधक्रियासु प्रवर्त्तमानमुत्साहबलसम्पन्नपुरुषं दृष्ट्वा वीर्यवानयमिति व्यपदिश्यते तथा तदावारककर्मणः क्षयादनन्तबलयुक्तोऽयमिति च व्यपदिश्यत इति ॥

कषायरूपत्वेनाशाश्वतत्वान्न तन्मदः कार्यः, बलिनोऽपि हि पुरुषा नैर्बल्यमुपयन्तो दृश्यन्ते निर्बलाश्च बलवन्तस्तथा व्याधिजराप्रभृतिप्रदुर्भूतबलेषु चक्रवर्त्तिहरिसीरिणोऽपि सीदन्ति ससुरासुराः किमुतान्ये जना इति वीर्यमदाद्युपरमः श्रेयानिति । अहम्भाव इति, मद इत्यर्थः । मार्दवविरोधीति, मदस्थानैरेभिरष्टभिर्मत्तः परात्मनिन्दाप्रशंसाभिरतस्तीव्रतराहङ्कारोपहतमना इहामुत्राशुभफलं कर्मोपचिनोति, उपदिश्यमानमपि च श्रेयो न प्रतिपद्यते तस्मादेते श्रमणधर्मस्य मार्दवस्य विघातका इति भावः । अत इति, यत एते मार्दवविरोधिनोऽत एवेत्यर्थः, ततो निवर्त्तेतेति, एषां मदस्थानानां निग्रहो विधेय इत्यर्थः ॥

## માર્દવના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**–"ગર્વથી રહિતનું, શ્રેષ્ઠો પ્રત્યે અભ્યુત્થાન આદિ દ્વારા વિનયનું આચરણ, એ 'માર્દવ' કહેવાય છે. જાતિ–રૂપ–ઐશ્વર્ય–કુલ–તપ–શ્રુત–લાભ–બળવિષયોમાં અહંકાર માર્દવવિરોધી છે. એથી તેનાથી અટકવું જોઈએ."

**વિવેચન**–ચિત્તનો વિશિષ્ટ પરિણામ ગર્વ કહેવાય છે. તે ગર્વથી રહિતનું, આચાર્ય આદિ શ્રેષ્ઠો પ્રત્યે યથાયોગ્ય અભ્યુત્થાન–આસન આદિથી શિસ્તનું પાલન, એ 'માર્દવ' મદનો નિગ્રહ (નમ્રતા) કહેવાય છે. ખરેખર, મદ, જાતિ આદિ જન્ય અહંકાર કહેવાય છે. જે અહંકારના આવિર્ભાવથી આ જાતિ આદિ મદો પ્રગટ થાય છે અને જે મદનો નિગ્રહ એટલે મદના ઉદયનો નિરોધ અથવા ઉદય પામેલ મદનું નિષ્ફળપણું કરવું છે, તે મદના ઉદયના ઘાતમાં મદનો વિનાશ અવશ્યંભાવી છે.

૦ ખરેખર, માર્દવ હોયે છતે જીવ અહંકારના અભાવને પામે છે. તેથી સકળ ભવ્ય જનના મનના સંતોષનો હેતુ હોવાથી કોમળ અર્થાત્ દ્રવ્યથી અને ભાવથી સરળ થાય છે. તેવો હોતો આઠ મદના સ્થાનોને ખપાવે છે. માર્દવના વિરોધિભૂત આઠ મદના સ્થાનોને કહે છે. 'जातीति।' પિતાનો અન્વય (વંશ) જાતિ, તેથી પ્રખ્યાતતમ વંશપણું હોઈ જીવ ગર્વને કરે છે કે–'હું વિશિષ્ટ જાતિમાં જન્મવાળો છું.'

૦ કર્મના પરિણામને જાણનારો, જાતિમદને 'પોતે કરેલ કર્મના ફળનો ભોક્તા હોઈ, જીવ ઊંચ–નીચ વિવિધ જાતિઓને પામે છે.' આમ અશ્રેયસ્કરપણાનો વિચાર કરી શકે છે.

૦ લાવણ્યના યોગવાળો, શરીરના અવયવોની વિશિષ્ટ રચના 'રૂપ' કહેવાય છે. કોઈ તે રૂપથી પણ મત્ત બને છે. કારણ આદિની પર્યાલોચનાથી તે રૂપથી પણ મદ કરવો જોઈએ નહિ.

૦ ધન–ધાન્ય વગેરે પરિગ્રહ 'ઐશ્વર્ય' કહેવાય છે. કર્મના પ્રભાવથી પ્રાપ્ત કે અપ્રાપ્ત, સંરક્ષણ કરાતા, ક્લેશકારી, અકાળમાં વિનાશી અને ભવિષ્યમાં આયાસ (શ્રમ) બહુલવાળા તે ઐશ્વર્યથી શો મદ ? આમ વિચારી ઐશ્વર્યના મદનો ત્યાગ કરવો.

૦ માતાનો અન્વય (વંશ) કુળ કહેવાય છે. તે કુળથી પણ જાતિના મદની માફક મદ કરવો નહિ.

० तप, બાહ્ય અને અભ્યંતરના ભેદથી બાર પ્રકારનો છે. તે તપથી 'હું જ તપસ્વી છું'-આમ માનતો, બીજાઓનો તિરસ્કાર કરે છે. તે તપના મદથી અશુભ કર્મનો બંધ થાય છે. તે પાપકર્મ અનેક ભવોની પરંપરાઓમાં વર્તશે. આમ અપાયવાળો તપમદ છે, એમ જાણીને તપમદનો ત્યાગ કરવો જોઈએ.

० શ્રુતમદ-શ્રુત એટલે આપ્તપુરુષે રચેલ આગમ કહેવાય છે. તે શ્રુતના વિજ્ઞાનથી 'હું જ એકલો જ્ઞાની છું, બીજો નહિ'-આમ મદનિષ્ઠ બને છે, તેથી બીજાને મૂર્ખ જ માને છે. તે શ્રુતમદનો નિગ્રહ કરવાને ઇચ્છુક આ પ્રમાણે વિચારે કે-'ખરેખર, ક્ષયોપશમ ચઢતો-ઉતરતો હોય છે. મારાથી બીજાઓ પણ ગીતાર્થો-બહુશ્રુતો છે જ. હું કદાચિત્ બીજાઓ કરતાં અલ્પ શ્રુતવાળો હોઈ શકું, કેમ કે-આગમો અતિ ગહન અર્થવાળા હોય છે. શ્રુતને પામનારો છતાં તેનો અર્થ-વિશિષ્ટ અર્થ ન મેળવી શકનારો થઈ શક્યો હોઉં' -એમ વિચારી શ્રુતમદનો ત્યાગ શ્રેયસ્કર છે.

० લાભ-પ્રાપ્તિ, અધિક વિજ્ઞાની-અધિક જાતિમાન-અધિક શૌર્યશાળી આદિએ કરેલ, રાજા-સન્મિત્ર-ભૃત્ય-સ્વજનો કરતાં સત્કાર-સન્માન આદિ રૂપ વિશિષ્ટ ફળને હું જ પામું છું ! બીજો પ્રયત્નવાળો પણ ન મેળવી શક્યો ! આ પ્રમાણે પોતાને લાભ થવાથી મદિષ્ઠ થાય છે. સકળ જનની વલ્લભતાને પામેલો હું છું, આ બીજો કોઈને ગમતો નથી અને આના વચનનો પણ કોઈ આદર કરતો નથી. આવી સઘળો પણ આ લાભમદ, નિગ્રહનો વિષય કરવો જ જોઈએ. લાભાન્તરાયકર્મના ઉદયથી અલાભ અને તે લાભાન્તરાયકર્મના ક્ષયોપશમથી સત્કાર આદિનો લાભ, સંસારમાં ભટકતા જીવને કદાચિત્ થનારો હોઈ ક્ષણિક લાભ છે, શાશ્વત નથી, કેમ કે-કર્મને આધીન હોઈ સંસારનો અનુબંધી જ છે. માટે લાભના મદનો ત્યાગ શ્રેયસ્કર છે.

० વીર્ય એટલે પરાક્રમ. તે બળનો મદ પણ વિચાર કરીને ત્યાગ કરવાયોગ્ય છે. વીર્યાન્તરાયના ક્ષયોપશમથી વીર્યનો પ્રાદુર્ભાવ છે. (વીર્ય બે પ્રકારનું છે. ઔદયિકભાવથી નિષ્પન્નની ક્રિયા કર્મના ઉદયથી નિષ્પન્ન જ 'બાલવીર્ય' કહેવાય છે. વીર્યાન્તરાયના ક્ષયથી જનિત જીવનું સહજ વીર્ય છે. ચારિત્રમોહનીયના ઉપશમ કે ક્ષયોપશમથી જનિત વીર્ય 'પંડિતવીર્ય' કહેવાય છે. આ બાલપંડિત વીર્યથી નાના પ્રકારની ક્રિયાઓમાં પ્રવર્ત્તતા, ઉત્સાહ-બળસંપન્ન પુરુષને જોઈ, 'આ વીર્યવાન છે' એમ વ્યવહાર કરાય છે અને તે વીર્યના આવારક કર્મના ક્ષયથી 'અનંત બળવાળો આ છે' એમ વ્યવહાર કરાય છે.) સંસારના અનુબંધી તે વીર્ય કષાયરૂપ હોઈ અશાશ્વત હોવાથી તે વીર્યનો મદ નહિ કરવો. ખરેખર, બળવંત પુરુષો પણ નિર્બળતાને પામતા દેખાય છે અને નિર્બળો બળવંતો દેખાય છે. તેમજ વ્યાધિ-જરા વગેરેમાં ઉત્પન્ન બળવાળા દેવ-દાનવવાળા, ચક્રવર્તી-વાસુદેવ-બળદેવો પણ સીદાતા હોય છે, તો બીજા જનોની તો વાત શી કરવી? માટે વીર્યના મદથી વિરામ કરવો શ્રેયસ્કર છે. માર્દવવિરોધી અહંભાવ છે. આ આઠ મદના સ્થાનોથી મત્ત

બંનેલો, પરની નિંદા અને પોતાની પ્રશંસામાં પરાયણ થયેલો તથા તીવ્રતર અહંકારથી ઘાયલ મનવાળો આલોકમાં અને પરલોકમાં અશુભ ફળદાતા કર્મને ભેગું કરે છે, ઉપદેશાતી શ્રેયસ્કર બાબતને સ્વીકારતો નથી. તેથી આ મદસ્થાનો શ્રમણધર્મરૂપ માર્દવના વિઘાતકો છે. તે કારણથી આ મદસ્થાનો માર્દવવિરોધી છે. એથી જ તે મદસ્થાનોનો નિગ્રહ કરવો જોઈએ.

अथ मायाप्रतिपक्षिभूतमार्जवमाह—

**कायवाङ्मनसां शाठ्यराहित्यमार्जवम् । भावदोषयुक्तो हि इहामुत्र चाकुशलाशुभफलं कर्मोपचिनोति ॥ सूत्र–१२ ॥**

**कायेति ।** अन्यनिमित्तं कुब्जादिवेषभ्रूविकारादीनामकरणादुपहासादिहेतोरन्यदेशादिभाषया भाषण-परित्यागात् परविप्रतारणाद्यचिन्तनाच्च जीवो धर्मस्याराधको भवति, विशुद्धाध्यवसायत्वेन जन्मान्तरेऽपि तदवाप्तेः, तस्मान्मायावक्रतापरित्याग आर्जवमिति भावः । मायावी हि सर्वाभिसन्धानपरतया सर्वाभिशङ्कनीयः कपटपटप्रच्छादितकायादिक्रियस्सुहृदेऽपि द्रुह्यति । शाठ्यकृत्यमाह अकुशलेति, अकुशलं पापं तदपि बद्धं कदाचित्कुशलफलतया परिणमत इत्यशुभफलमित्युक्तम् ॥

## માયાના પ્રતિપક્ષીભૂત આર્જવનું નિરૂપણ.

**ભાવાર્થ**–"કાય–વચન–મનની શઠતાથી રહિતપણું, એ 'આર્જવ' કહેવાય છે. ખરેખર, ભાવદોષથી સહિત આલોકમાં અને પરલોકમાં અશુભ ફળજનક કર્મ સંચિત કરે છે."

**વિવેચન**–અન્યના નિમિત્તે કુબડા આદિના વેષ, ભવાંના વિકાર આદિ નહિ કરવાથી, તેમજ ઉપહાસ આદિના હેતુથી બીજા દેશ વગેરેની ભાષાથી, ભાષણના પરિત્યાગથી અને બીજાને ઠગવા આદિના ચિંતનના અભાવથી જીવ ધર્મનો આરાધક થાય છે; કેમ કે–વિશુદ્ધ અધ્યવસાયથી જન્માન્તરમાં પણ તે ધર્મની પ્રાપ્તિ થાય છે. તેથી માયાવક્રતાનો પરિત્યાગ આર્જવ છે.

૦ ખરેખર, સઘળી ઠગબાજીમાં પરાયણ હોઈ, સર્વની શંકાના પાત્ર અને કપટરૂપી પટથી આચ્છાદિત કાય આદિની ક્રિયાવાળો મિત્રદ્રોહી બને છે. શઠતાના કૃત્યથી અકુશલ પાપ-છે. તે બંધાયેલું કરણદ્વારા કુશળ ફળપણાએ નથી પરિણમતું, તેવા અશુભ ફળવાળા કર્મને ભેગું કરે છે–એમ કહેલું છે.

अथ लोभप्रतिद्वन्द्वि शौचं स्वरूपयति—

**कालुष्यविरहः शौचम् । तद् द्रव्यभावभेदाद् द्विधा, शास्त्रीयविधिना यतिजनशरीरगतमहाव्रणादिक्षालनमाद्यम् । रजोहरणादिष्वपि ममताविरहो द्वितीयम् । ममत्वमत्र मनःकालुष्यम् ॥ सूत्र–१३ ॥**

**कालुष्येति ।** कालुष्यमशुचिर्लोभरूपा, सचित्ताचित्तमिश्रवस्तुविषयाभिष्वङ्गलक्षणलोभाद्धि क्रोध-

मानमायाहिंसानृतस्तेयाब्रह्मपरिग्रहार्जनमलजालेनोपचीयमान आत्मा भवत्यशुचिः, ततस्तद्विरहः शौचमित्यर्थः । तद्विभजते तदिति, शौचमित्यर्थः । शास्त्रीयविधिनेति, प्रासुकैषणीयेन जलादिनेति भावः । क्षालनमिति, निर्लेपनिर्गन्धतापादनमित्यर्थः । द्वितीयं भेदमाह रजोहरणादिष्वपीति, आदिना मुखवस्त्रिकाचोलपट्टकपात्रादयो ग्राह्याः, अत्र कल्मषरूपममत्वस्य लोभरूपतया मनोविषयत्वादाह ममत्वमिति, ननु मनोगुप्तौ शौचस्यान्तर्भावात्पृथग्ग्रहणमनर्थकमिति चेन्न मनोगुप्तौ मानसपरिस्पन्दप्रतिषेधादत्र तु परकीयेषु वस्तुष्वनिष्टप्रणिधानोपरमस्य विधानात् । न चाकिञ्चन्येऽन्तर्भाव इति वाच्यम्, तस्य निर्ममत्वप्रधानत्वात्, स्वशरीरादिषु संस्काराद्यपोहार्थमाकिञ्चन्यमिष्यते तेन द्रव्यशौचासङ्ग्रहोऽपि स्यादिति ॥

## લોભના પ્રતિપક્ષી શૌચના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**–"કલુષિતતાનો અભાવ 'શૌચ' કહેવાય છે. તે શૌચ દ્રવ્ય અને ભાવના ભેદથી બે પ્રકારનું છે. શાસ્ત્રીય વિધિથી સાધુજનના શરીરગત મહાવ્રણ આદિનું ધોવું દ્રવ્યશૌચ છે, રજોહરણ આદિમાં પણ મમતાનો અભાવ ભાવશૌચ છે. અહીં મમત્વ એટલે મનની મલિનતા."

**વિવેચન**–કલુષિતતા–અશુચિ અહીં લોભરૂપ છે. અર્થાત્ સચિત્ત–અચિત્ત–મિશ્રવસ્તુ-વિષયક આસક્તિરૂપ લોભથી ખરેખર, ક્રોધ–માન–માયા–હિંસા–અસત્ય–ચોરી–અબ્રહ્મ–પરિગ્રહનું અર્જનરૂપ મળની જાળથી વધતો (પુષ્ટ થતો) આત્મા અપવિત્ર બને છે. તેથી તે કાલુષ્યનો અભાવ 'શૌચ' છે. પ્રાસુક–એષણીય જળ આદિ દ્વારા વ્રણાદિનું લેપ-ગંધરહિત-પણું કરવું. બીજા ભેદને કહે છે કે–'रजोहरणादिष्वपीति ।' અહીં આદિ પદથી મુહપત્તિ–ચોળપટ્ટો–પટ્ટક–પાત્રા વગેરે સંયમના ઉપકરણો ઉપર કલ્મષરૂપ મમતા લોભરૂપ હોઈ, મનનો વિષય હોવાથી મમત્વનો–મનની કલુષિતતાનો ત્યાગ, એ ભાવશૌચ છે.

**શંકા**–મનની ગુપ્તિમાં શૌચનો અંતર્ભાવ થતો હોઈ જુદું ગ્રહણ નિરર્થક છે ને?

**સમાધાન**–મનોગુપ્તિમાં તો માનસિક પરિસ્પંદ(કંપન)નો પ્રતિષેધ છે. અહીં તો પારકી વસ્તુઓમાં અનિષ્ટ પ્રણિધાન(મનની એકાગ્રતા)ના વિરામનું વિધાન છે.

**શંકા**–તો આકિંચન્યમાં અંતર્ભાવ માનો તો શો વાંધો?

**સમાધાન**–તે આકિંચન્યમાં નિર્મમતાની પ્રધાનતા છે. પોતાના શરીર આદિમાં સંસ્કાર આદિના નિષેધ માટે આકિંચન્ય મનાય છે. દ્રવ્યશૌચનો અસંગ્રહ પણ થાય! માટે આકિંચન્યમાં શૌચનો અંતર્ભાવ ન થઈ શકે.

अथ सत्यं निरूपयति—

**यथावस्थितार्थप्रतिपत्तिकरं स्वपरहितं वचः सत्यम् ॥ सूत्र–१४ ॥**

यथावस्थितेति । यथावस्थितस्यानन्तधर्मात्मकस्यार्थजातस्य तथैव प्रतिपत्तिकर बोधकं स्वस्मै परस्मै च हितं वचनं सत्यमित्यर्थः । अनेकपर्यायकलापभाजामर्थानां हि यथावस्थितविवक्षितपर्यायप्रति-

पादनं सत्यम्, एतदेव जीवाजीवेभ्यो हितं यद्यथार्थप्रतिपादनमिति भावः । तच्च भूतनिह्ववाभूतोद्भावनविपरीतकटुकसावद्यादिपूर्वोदितस्वरूपभिन्नं न परपीडाकारि, सत्यासत्यदोपाख्यानप्रीतिविच्छेदकारिवचनभिन्नत्वात् । सभासु यन्न विगर्हितं नानालोचितवचनं प्रसन्नवचनं, श्रोतुरनादरवाक्यप्रयोगाच्छ्रवणवैरस्यकारिभापणभिन्नमव्यक्तवर्णपदलोपत्वादप्रत्ययकारित्वरितवचनभिन्नं प्रसन्नपदघटितं श्रुतिसुखं विनय सहितं निराकांक्षं निश्चितार्थमनौद्धत्यप्रदीपकमुदारार्थं विद्वज्जनमनोरमं मायालोभाभ्यां क्रोधमानाभ्याञ्चायुक्तं वचनं सूत्रमार्गानुसारि, अर्थिजनचित्तग्रहणसमर्थमात्मपरानुग्राहकं देशकालोपपन्नं प्रश्नव्याकरणमिति सत्यात्मको धर्मः । ननु भाषासमितावस्यान्तर्भाव इति चेन्न भापासमितौ साध्वसाधुभापाव्यवहारे हितमितार्थत्वात्, संयतो हि साध्वसाधुषु च भापाव्यवहारं कुर्वन् हितं मितञ्च ब्रूयात्, अन्यथा रागानर्थदण्डादिदोषानुषङ्गः स्यादिति समितिलक्षणमुक्तम्, अत्र तु सन्तः प्रव्रजितास्तद्भक्ता वा तेषु साधु सत्यं ज्ञानचारित्रशिक्षणादिषु धर्मोपबृंहणार्थं बह्वपि वक्तव्यमित्यनुज्ञायत इति विशेषः ॥

## સત્યનું નિરૂપણ.

**ભાવાર્થ**–"યથાવસ્થિત અર્થનું બોધક સ્વ-પરહિતકારી વચન 'સત્ય' કહેવાય છે."

**વિવેચન**–યથાવસ્થિત–અનંત ધર્મ આત્મક અર્થ સમુદાયનું જે પ્રકારે રહેવું છે, તે પ્રકારે પ્રતિપત્તિકર એટલે બોધક, સ્વને અને પરને હિતકારી વચન 'સત્ય' કહેવાય છે.

૦ ખરેખર, અનેક પર્યાયોના સમુદાયને ભજનારા પદાર્થોનું યથાવસ્થિત–વિવક્ષિત પર્યાયોનું પ્રતિપાદન 'સત્ય' છે. આ જ જે યથાર્થ પ્રતિપાદન જીવ અને અજીવો પ્રત્યે હિતકારી છે. વળી તે ભૂતનિહ્નવ–અભૂતોદ્ભાવન, વિપરીત, કટુક, સાવદ્ય આદિ પૂર્વકથિત સ્વરૂપના ભેદવાળું અને પરને પીડાકારી નથી; કેમ કે–સત્યાસત્ય દોષના કથનથી પ્રીતિવિચ્છેદકારી વચનથી ભિન્ન છે, સભાઓમાં જે નિંદિત નથી. વિવિધ આલોચિત વચન, પ્રસન્ન (પ્રસાદકારી) વચન શ્રોતાને અનાદર(તિરસ્કાર)ના વાક્ય બોલવાથી શ્રવણને વિરસતા કરે છે. માટે તેવા ભાષણથી રહિત, અસ્પષ્ટ વર્ણપદનો લોપ હોવાથી અવિશ્વાસકારિત્વરિત વચન છે. તેનાથી ભિન્ન પ્રસન્નપદથી ઘટિત, શ્રવણને સુખકારી, વિનયથી સહિત, આકાંક્ષા વિચ્છેદકારી, નિશ્ચિત અર્થવાળું (સ્ફુટ) ઉદાર અર્થવાળું, વિદ્વાન જનના મનનું રંજનકારી, માયા–લોભ–ક્રોધ અને માનથી રહિત વચન, સૂત્રમાર્ગને અનુસારી, અર્થી (શુશ્રૂષુ) જનના ચિત્તને ખેંચવામાં સમર્થ, સ્વ અને પરના અનુગ્રહમાં સમર્થ, દેશમાં ઉપપન્ન (અવિરૂદ્ધ) કાળમાં ઉપપન્ન (પ્રસ્તાવની અપેક્ષાવાળુ) અને પ્રશ્નવ્યાકરણ(પ્રશ્નના પ્રત્યુત્તરરૂપ) રૂપ, આવો સત્ય આત્મક ધર્મ છે.

**શંકા**–ભાષાસમિતિમાં આ સત્ય વચનનો અંતર્ભાવ કેમ નહિ ?

**સમાધાન**–ભાષાસમિતિમાં સાધુ (પ્રશસ્ત)–અસાધુ (અપ્રશસ્ત) ભાષાના વ્યવહારમાં હિત અને મિત અર્થ છે. ખરેખર, સંયમી પ્રશસ્ત–અપ્રશસ્તમાં ભાષાનો વ્યવહાર કરતો

હિતકારી-મિતને બોલે ! અન્યથા, રાગ અને અનર્થદંડ આદિનો સંબંધ થાય! આ પ્રમાણે સમિતિનું લક્ષણ કહેલું છે. અહીં તો સંત એટલે દીક્ષિત થયેલા અથવા તે સંતના ભક્તો. તેઓમાં પ્રશસ્ત એટલે સત્ય-જ્ઞાન-ચારિત્રના શિક્ષણ આદિમાં ધર્મના ઉપબૃંહણ (વૃદ્ધિ-ઉત્તેજન) માટે ઘણું પણ કહેવું જોઈએ, એવી અનુજ્ઞા કરાય છે એવો વિશેષ છે.

ચરણમાં ભિન્ન કહેલ પણ સંયમમાં શ્રમણોનું અસાધારણ ધર્મપણું જણાવવા માટે ચરણના અંગપણાએ તે સંયમને કહે છે.

चरणे पृथगुक्तस्यापि संयमस्य श्रमणानामसाधारणधर्मत्वप्रज्ञापनाय तदङ्गतया तद्व्याख्याति—

**इन्द्रियदमनं संयमः । तपस्तु पूर्वमेवोक्तम् ॥ सूत्र-१५ ॥**

इन्द्रियेति । इन्द्रियानिन्द्रियनियम इत्यर्थः । पञ्चेन्द्रियाणां स्वस्वविषयेषु स्पर्शादिषु लाम्पट्यपरिहारेण वर्त्तनं, प्राणातिपातमृषावादादत्तादानमैथुनपरिग्रहात्मकपञ्चाभिनवकर्मबन्धहेतुभ्यो विनिर्त्तनं क्रोधमानमायालोभानां जयो मनोवाक्कायानामशुभप्रवृत्तिनिरोध इति सप्तदशविधानां संयमानामत्र ग्रहणार्थं वोपलक्षणतयेन्द्रियमनमित्युक्तम् इन्द्रियाणां पञ्चानां दमनं स्वस्वविषयेभ्यो लोलुपत्वाभावापादनं संयम इत्यर्थः । उपलक्षकमिदमुपर्युक्तानां सर्वेषाम् । अत एव भाषादिनिवृत्तिर्विशिष्टा कायादिप्रवृत्तिरात्यन्तिकत्रसस्थावरवधप्रतिषेध इति लक्षणान्युक्तानि, प्रथमस्य निवृत्तिप्रधानायां गुप्तौ द्वितीयस्य च समितावन्तर्भावापत्तेः, अन्त्यस्य च यथाख्यातविशुद्धचारित्रान्तर्भावापत्तेः पृथक्संयमग्रहणानर्थक्यं स्यात् । किन्त्वीर्यासमित्यादिषु वर्त्तमानस्य मुनेस्तत्पालनार्थमिन्द्रियादिनिवृत्तिरेव संयम इति भावः । रसादिधातूनां कर्मणां वा सन्तपनहेतुस्तपो निर्जराव्याख्यायां व्याख्यातमेवेति नात्र पुनररुच्यत इत्याह तपस्त्विति, चरणमध्ये पठितमपि श्रमणधर्मत्वप्रख्यापनायात्र पुनरुक्तमपि न पौनरुक्त्व भाक् । पूर्वमेवेति, निर्जरानिरूपणावसर एवेत्यर्थः ॥

## સંયમનું નિરૂપણ.

**ભાવાર્થ**-"ઇન્દ્રિયનું દમન સંયમ કહેવાય છે. તપ તો પહેલાં જ કહેલો છે."

**વિવેચન**-ઇન્દ્રિય-અનિન્દ્રિયનિયમ સંયમ કહેવાય છે. અર્થાત્ પાંચેય ઇન્દ્રિયોનું પોતપોતાના વિષયભૂત સ્પર્શ આદિમાં લંપટતાના પરિહારથી વર્તવું, પ્રાણાતિપાત-મૃષાવાદ-અદત્તાદાન-મૈથુન-પરિગ્રહરૂપ પાંચ નવીન કર્મના બંધના હેતુઓથી પાછા વળવું, ક્રોધ-માન-માયા-લોભોનો જય, મન-વચન-કાયાની અશુભ પ્રવૃત્તિનો નિરોધ,-આવી રીતે સત્તર પ્રકારના સંયમોનું અહીં ગ્રહણ કરવા માટે 'ઇન્દ્રિયદમન,' એ ઉપલક્ષણપણાએ કહેલ છે. ઇન્દ્રિયોનું પાંચેયનું દમન એટલે પોતપોતાના વિષયોથી લોલુપપણાના અભાવનું કરવું, એ 'સંયમ' છે. આ પદ, ઉપર કહેલા સર્વેનું ઉપલક્ષક છે. એથી જ 'ભાષાદિનિવૃત્તિ'-'વિશિષ્ટ કાયાદિ પ્રવૃત્તિ'-'આત્યંતિક ત્રસ-સ્થાવરવધનો પ્રતિષેધ' એવા લક્ષણો કહેલાં છે. પ્રથમ લક્ષણનો નિવૃત્તિ પ્રધાનવાળી ગુપ્તિમાં બીજા, લક્ષણનો સમિતિમાં અંતર્ભાવથી આપત્તિ

થવાથી અને અંતિમ લક્ષણુનો યથાખ્યાત વિશુદ્ધ ચારિત્રમાં અંતર્ભાવની આપત્તિ થવાથી પૃથક્ સંયમના ગ્રહણુનું નિરર્થકપણું થાય! કિન્તુ ઈર્યાસમિતિ આદિમાં વર્ત્તમાન મુનિના તેના પાલન માટે ઈન્દ્રિય આદિ નિવૃત્તિ જ 'સંયમ' કહેવાય છે. રસ આદિ ધાતુઓના કે કર્મોના સંતાપનો હેતુ તપ, નિર્જરાની વ્યાખ્યામાં કહેલ જ છે. ફરીથી અહીં કહેવાતું નથી, માટે કહે છે કે-'तपस्त्विति।' ચરણુના મધ્યમાં કહેલું હોવા છતાં પણુપુનરુક્તિદોષને ભજનારૂં નથી. 'पूर्वमेवति' નિર્જરાનિરૂપણુના અવસરમાં જ કહેલ છે.

अथ मुक्त्यपरपर्यायं त्यागमभिदधाति—

**बाह्याभ्यन्तरोपधिशरीरान्नपानादिविषयकभावदोषपरित्यजनं त्यागः ॥ सूत्र-१६ ॥**

बाह्येति । भावदोषो मूर्च्छा तृष्णा स्नेहो वा तत्परित्यजनं परिहारस्त्याग इत्यर्थः, तत्र विषयनियममाह बाह्येति, बाह्यो रजोहरणपात्रादिः स्थविरजिनकल्पयोग्य उपधिः, आभ्यन्तरः क्रोधादिरतिदुस्त्यजः, शरीरमाभ्यन्तरमन्नपानादि बाह्यमेतद्विषया ये बाह्यदोषास्तत्परित्यजनं त्याग इत्यर्थः, रजोहरणादीनि धर्मसाधनानीत्येवं बुद्ध्या धारयेन्न तु रागादिप्रयुक्तः शोभाद्यर्थम् । तथाचायं त्यागो बाह्याभ्यन्तरवस्तुविषय आस्रवद्वाराणि संवृणोति, अतस्सर्वात्मना त्यागिना भवितव्यमित्येष श्रमणधर्मः । ननु तपोऽन्तर्गतेऽनेषणीयस्य संसक्तस्य वाऽन्नादेः कायकषायाणाञ्च परित्यजनरूप उत्सर्गे त्यागस्यास्य ग्रहणादत्र तदुपादानमनर्थकमिति चेन्न तस्य नियतकालं सर्वोत्सर्गरूपत्वात् अस्य तु यथाशक्त्यनियतकालत्वेन विशेषात् । न च शौचेऽन्तर्भावसम्भव इति वाच्यमसन्निहिते कर्मोदयवशादुदितस्य गार्द्ध्यस्य निवृत्त्यात्मकत्वाच्छौचस्य, त्यागस्य तु सन्निहितेऽपि तन्निवृत्तिरूपत्वात्, संयतस्य स्वयोग्यज्ञानादिदानस्य वा त्यागरूपत्वादिति ॥

જેનું બીજું નામ મુક્તિ છે, એવા ત્યાગધર્મને કહે છે.

## ત્યાગધર્મનું નિરૂપણ.

ભાવાર્થ-"બાહ્ય અને અભ્યંતર ઉપધિરૂપ શરીર-અન્ન-પાન આદિ વિષયક ભાવદોષરૂપ તૃષ્ણાનો પરિત્યાગ, એ 'ત્યાગધર્મ' કહેવાય છે."

**વિવેચન**-ભાવદોષ એટલે મૂર્ચ્છા, તૃષ્ણા કે સ્નેહ કહેવાય છે. તેનું પરિત્યજન એટલે ત્યાગ. એ વિષયના નિયમને કહે છે કે-'बाह्ये'ति। બાહ્ય એટલે રજોહરણુ-પાત્રાં વગેરે સ્થવિરકલ્પ કે જિનકલ્પને યોગ્ય ઉપધિ, આભ્યંતર એટલે અત્યંત દુઃખે છોડી શકાય એવા ક્રોધ વગેરે. શરીર આભ્યંતર છે, તો અન્ન-પાન આદિ બાહ્ય છે. આના વિષયવાળા જે બાહ્ય દોષો છે, તેનું પરિત્યજન, એ 'ત્યાગ' છે. તથાચ આ બાહ્ય-આભ્યંતર વિષયવાળો ત્યાગ આશ્રવદ્વારોનો સંવર કરે છે. એથી સર્વથા ત્યાગી બનવું જોઈએ. આવો આ શ્રમણુધર્મ છે.

શંકા-તપમાં અંતર્ગત, અનેષણીય કે સંસક્ત અન્ન આદિના અને કાયકષાયોના પરિત્યજનરૂપ ઉત્સર્ગમાં આ ત્યાગનું ગ્રહણ હોવાથી અહીં તેનું ઉપાદાન નિરર્થક છે ને?

**સમાધાન**-તપમાં અંતર્ગત ઉત્સર્ગનું નિયત કાળ સુધી સર્વ ઉત્સર્ગરૂપપણું હોઈ, આ ઉત્સર્ગનું યથાશક્તિ અનિયતકાળપણું હોઈ વિશેષ છે.

**શંકા**-શૌચમાં અંતર્ભાવનો સંભવ ખરો કે નહિ ?

**સમાધાન**-શૌચ, અસંનિહિતમાં કર્મના ઉદયના વશે ઉદય પામેલ આસક્તિની નિવૃત્તિ આત્મક છે. ત્યાગ તો સંનિહિત વસ્તુમાં પણ તે આસક્તિની નિવૃત્તિરૂપ છે. અથવા સંયતને તો સ્વયોગ્ય જ્ઞાન આદિનું દાન ત્યાગરૂપ છે.

अथ त्यागोत्तरकालभाविनमाकिञ्चन्यमाह—

**शरीरधर्मोपकरणादिषु मूर्च्छाराहित्यमाकिञ्चन्यम् ॥ सूत्र-१७ ॥**

शरीरेति । नास्ति किञ्चन द्रव्यमस्येत्यकिञ्चनस्तस्य भाव आकिञ्चन्यमुपलक्षणत्वाच्छरीरधर्मोपकरणादिष्वपि निर्ममत्वमित्यर्थः । मूर्च्छा हि ममेदमित्यभिसन्धिस्तत्सत्त्वे च शरीरादीनवयवसन्निवेशशोभार्थं परिपालयेत्, ततश्चास्रवे पतेत्, अतो नश्वरा एते शरीरादयोऽशुचित्वङ्मांसादिपरिपूर्णा धर्मसाधनार्थमेवाहारादिनोपग्राह्या इति मूर्च्छातो निवर्त्तेत, तथा चोपात्तेस्वपि शरीरधर्मोपकरणादिषु ममेदमित्यभिसन्धिनिवृत्तिराकिञ्चन्यमिति भावः ॥

હવે ત્યાગના ઉત્તરકાળમાં થનાર આકિંચન્યને કહે છે.

## આકિંચન્યનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"શરીર અને ધર્મના ઉપકરણ આદિમાં મૂર્છાના રહિતપણાને 'આકિંચન્ય' કહે છે."

**વિવેચન**-જેની પાસે કાંઈ દ્રવ્ય નથી, તે અકિંચન' કહેવાય છે. તેનો ભાવ 'આકિંચન્ય' ઉપલક્ષણ હોવાથી શરીર અને ધર્મના ઉપકરણ આદિમાં પણ નિર્મમત્વ એવો અર્થ છે. ખરેખર, મૂર્છા એટલે 'આ મારૂં છે'-આવો વિચાર, અને મૂર્છાની હાજરીમાં અવયવોની રચનાની શોભા માટે શરીર આદિનું પાલન કરે! ત્યાર બાદ આશ્રવમાં પડે! આથી આ અપવિત્ર ચામડી-માંસ આદિથી ભરપૂર-ક્ષણભંગુર શરીર આદિ છે. તે ધર્મના સાધન માટે જ આહાર આદિથી ઉપગ્રહ(સહાય-ઉપકાર-પોષણ)થી યોગ્ય છે, માટે મૂર્છાથી નિવૃત્તિ કરવી જોઈએ. તથાચ ગ્રહણ કરેલા પણ શરીર-ધર્મોપકરણ આદિમાં 'આ મારૂં છે'-આવા વિચારથી નિવૃત્તિ, એ 'આકિંચન્ય' કહેવાય છે.

अथाऽऽकिञ्चन्येऽवस्थितस्य ब्रह्मचर्यपरिपालनमावश्यकमिति तत्स्वरूपमाविष्करोति—

**व्रतपरिपालनाय ज्ञानाभिवृद्धये कषायपरिपाकाय च गुरुकुलवासो ब्रह्मचर्यम् ॥ सूत्र-१८ ॥**

व्रतेति । व्रतमब्रह्मनिवृत्तिरूपं मैथुनवर्जनं तत्परिपालनाय गुरुकुले वासो ब्रह्मचर्यमुच्यते, एतेन स्वातंत्र्येणावस्थानं प्रतिक्षिप्तम्, सदा गुर्वधीनेन गुरुनिर्देशावस्थायिना च भवितव्यम् । गुरुकुल-

वासात्मकब्रह्मचर्यस्य फलान्तरमप्याह–ज्ञानाभिवृद्धये कषायपरिपाकाय चेति, तत्र वासे ज्ञानवृद्धिर्भवति दर्शने चारित्रे च स्थैर्यं भवति तथा क्रोधादीनां परिणतेरुपशमः क्षयोपशमः वा भवति। गुरुरहितस्य हि परिणामवैचित्र्याद्विकथादिदोषादसञ्जनमम्पर्कादसत्क्रियासङ्गादनुयोगानोगामित्वदोषात्सद्य एव मोक्षमार्गाद्भ्रंशः स्यात्। तस्मादाप्राणिनाद्गुरुकुलवासः श्रेयानिति भावः। गुरुकुले वसतां ह्याप्तोपदेशपालनाद्यथाशक्ति ज्ञानाभिवृद्धिद्वारा चरणं परिपूर्णं सम्पद्यते। ननु गुरुकुले वसतोऽपि कदाचित्तदविकलं न दृश्यत इति चेन्न ग्लानाद्यवस्थासु प्रत्युपेक्षणादिबाह्यसदनुष्ठानासद्भावेऽपि सद्गुरूपदेशश्रवणसञ्जनितसंवेगेन तद्भावात्। ननु श्रमणधर्मे प्रक्रान्ते क्षमादीनामेवोत्कर्षणं युक्तं तद्रूपत्वात्तस्य, किं गुरुकुलवासोत्कर्षणेन, आश्रयमात्रत्वात्तस्येति चेन्न गुरुकुल एव सम्यग्विनीततया स्थितानां यतीनां साधुधर्मतया सम्मतानां क्षमादीनां प्रकर्षतो निष्पत्तेः, तद्वासत्यागे चैतेषां सुष्ठु विशुद्धिर्न भवेदेव, इतरेतरस्नेहरोषविषादादीनां भापादेषणाद्याश्च बाधसम्भवादपरिशुद्धिरेव स्यात्, तथा न केवलं क्षमादीनामविशुद्धिरपि तु गुरुकुलवासत्यागिनो नियमेन क्षान्त्याद्यभाव एव, कषायोदयात्। ततो ब्रह्मचर्यं न भवति तत्त्यागे तद्गुप्तिरपि न भवति, यतिजनसहायतायामेव ब्रह्मचर्यगुप्तित्वात्, ततः शेषाण्यपि नेति समस्तव्रतभङ्ग स्यात्। अत एवैकाकित्वे बहुतमदोषाः शास्त्रे श्रूयन्ते 'एगस्स कओ धम्मो' इत्यादि। गुरुविषयकवैयावृत्त्येन जिनप्रवचनार्थप्रकाशनगच्छपालनादौ सहायकरणतः कर्मक्षयलक्षणं महाफलं गुरुकुलवासिनो भवति, अन्यथा सर्वदा वैयावृत्त्यतपोज्ञानचारित्रविशुद्ध्यादीनां गुरुसंसर्गसाध्यगुणानां व्याघातादिप्राप्तेः। शोभनगुणान्तरायान्महान् दोषोऽपि स्यात्, तथा च तत्र वसन् गुर्वादेशं प्रतीक्षमाणस्समीपवर्त्येव स्यात्। इत्थंभूत एव ज्ञानदर्शनचरणेषु स्थिरतरो भवति यतोऽष्टादशशीलाङ्गमहत्स्वरूपनिखिलगुणमूलभूतो गुरुकुलवासः, अतश्चरणकामी गुरुकुलेऽवश्यं वसेत्। नन्वागमे यतेराहारशुद्धिरेव मुख्यतश्चारित्रशुद्धिहेतुरुक्ता, पिण्डविशुद्धिश्च बहूनां मध्ये वसतां दुष्करैव प्रतिभासते, इत्येकाकिनापि भूत्वा सैव विधेया, किं ज्ञानादिलाभेन, मूलभूतस्य चारित्रस्यैव मुख्यतया पालनीयत्वादिति चेन्न तस्य गुरुपारतंत्र्यस्यावर्जितत्वात्, द्वितीयसाध्वपेक्षाभावे लोभस्यातिदुर्जयत्वात्, प्रतिक्षणं परिवर्त्तमानपरिणामेनैकाकिना पिण्डविशुद्धेरपि पालयितुमशक्यत्वात्, अत एव गुरुवासपरित्यागाच्छुद्धोञ्छ्युद्धोपाश्रयवस्त्रपात्रादिपरिग्रहस्याप्यशोभनत्वमागमे प्रोक्तमिति। क्षमया क्रोधं निहन्यात्, निहतक्रोधो मार्दवं धारयेत्, परित्यक्तमदस्थान आर्जवं भावयेत्, भावदोषवर्जनेन निगूढदोषां मायामार्जवेन दूरीकृत्यालोभसंश्रयेण शौचमाचरेत्, लोभाशौचमलोभशौचेन संशोध्य विशुद्धात्मा सत्यं ब्रूयात्, सत्यभाषी सप्तदशविधं संयममनुतिष्ठेत्, संयतात्मा शेषाशयविशोधनार्थं तपश्चरेत् ततः कायवाङ्मानसेषु धर्मोपकरणेषु च

१. यदि तु गच्छो गुरुश्च सर्वथा निजगुणविकलो भवेत्तदाऽऽगमोक्तेन विधिना त्यजनीयः, पर काला-[illegible]पेक्षया योऽन्यो विशिष्टतरस्तस्योपसम्पद् ग्राह्या न पुनः स्वतंत्रः स्थातव्यम्, तस्माद्यावज्जीव गुरोरन्तिके सन्मार्गानुष्ठानमिच्छेत्। स एव हि परमार्थतो मनुष्यो यो यथाप्रतिज्ञातं निर्वाहयति तच्च सदा गुरोरन्तिके व्यवस्थितेन सदनुष्ठानरूप ममाधिमनुपालयता निर्वाह्यते तस्मात्सदा गुरुकुलवासोऽनुमन्तव्य इति भावः॥

निःस्पृहत्वान्निर्ममत्वाख्यमाकिञ्चन्यं भावयेत्, सत्याकिञ्चन्ये परिपूर्ण ब्रह्मचर्यं भवतीति पूर्वपूर्वस्य कारणत्वमुत्तरोत्तरस्य कार्यत्वं भाव्यम् ॥

હવે આકિંચન્યમાં રહેલને બ્રહ્મચર્યનું પાલન આવશ્યક છે, માટે તે અંગે જણાવે છે.

**બ્રહ્મચર્યના સ્વરૂપનું વર્ણન.**

ભાવાર્થ-"વ્રતના પરિપાલન માટે, જ્ઞાનની અભિવૃદ્ધિ માટે અને કષાયના પરિપાક માટે ગુરુકુલવાસ, એ 'બ્રહ્મચર્ય' કહેવાય છે."

**વિવેચન**-અબ્રહ્મની નિવૃત્તિરૂપ મૈથુનનું વર્જન, એ 'વ્રત' છે. તે વ્રતના પરિપાલન માટે ગુરુકુલમાં વાસ, એ 'બ્રહ્મચર્ય' કહેવાય છે. આ કથનથી સ્વતંત્રપણાએ રહેવું એ વાત ખંડિત થાય છે. હંમેશાં ગુરુની આજ્ઞામાં રહેનારે ગુરુને આધીન બનવું જોઈએ. ગુરુકુલવાસરૂપ બ્રહ્મચર્યના બીજા ફળોને પણ કહે છે. 'ज्ञानाभिवृद्धये कषायपरिपाकायेति ।' તે ગુરુકુલવાસમાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે, દર્શનમાં અને ચારિત્રમાં સ્થિરતા થાય છે તથા ક્રોધ આદિની પરિણતિનો ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષય થાય છે. ખરેખર. ગુરુરહિતને પરિણામની વિચિત્રતા હોવાથી વિકથા આદિના દોષથી, અસજ્જનના સંબંધથી, અસત્ક્રિયાના સંગથી, અનુસ્રોતોગામિપણાના દોષથી તત્કાળ જ મોક્ષના માર્ગથી ધ્વંસ થાય! તેથી જીવનપર્યંત ગુરુકુલવાસ શ્રેયસ્કર છે. સાચે જ ગુરુકુલમાં વસનારા આપ્તના ઉપદેશના પાલનથી યથાશક્તિ જ્ઞાનની અભિવૃદ્ધિ દ્વારા ચારિત્ર પરિપૂર્ણ-સંપન્ન થાય છે.

શંકા-ગુરુકુલમાં વસનારને પણ કદાચ તે પરિપૂર્ણ નથી દેખાતું તેનું શું?

**સમાધાન**-ગ્લાન (બીમાર) આદિની અવસ્થાઓમાં પડિલેહણ આદિ બાહ્ય સદ્ અનુષ્ઠાનનો અસદ્ભાવ છતાં, સદ્ગુરુના ઉપદેશના શ્રવણથી સારી રીતે પેદા થયેલ સંવેગથી તે ચારિત્રની પૂર્ણતાનો સદ્ભાવ છે.

શંકા-શ્રમણધર્મના પ્રકરણમાં ક્ષમા આદિની જ અભિવૃદ્ધિ વ્યાજબી છે, કેમ કે-તે ક્ષમા આદિમાં જ શ્રમણધર્મરૂપપણું છે. ગુરુકુલવાસની મહત્તાથી સર્યું, કેમ કે-તે ગુરુકુલવાસ આશ્રય માત્ર છે ને?

**સમાધાન**-ગુરુકુલમા જ સારી રીતે વિનીતપણાએ રહેલ સાધુઓમાં સાધુધર્મપણાએ સંમત ક્ષમા આદિની પ્રકર્ષથી સિદ્ધિ છે. તે ગુરુકુલવાસના ત્યાગમાં સારી રીતે વિશુદ્ધિ થાય જ નહિ. પરસ્પર સ્નેહ-રાગ-મોહ આદિના સદ્ભાવ થવાથી, અપરાધના બાધનો સંભવ હોવાથી અશુદ્ધિ જ થાય! તથા કેવળ ક્ષમા આદિની અશુદ્ધિ માત્ર નથી, પરંતુ ગુરુકુલવાસના ત્યાગીમાં નિયમા ક્ષમા આદિનો અભાવ જ છે, કેમ કે-કષાયનો ઉદય છે. તેથી તે ગુરુકુલવાસના ત્યાગમાં બ્રહ્મચર્ય રહેતું નથી અને બ્રહ્મચર્યની ગુપ્તિ (વાડ) પણ રહેતી નથી, કેમ કે-સાધુજનની સહાયતાથી જ બ્રહ્મચર્યની ગુપ્તિ છે. તેથી શેષ ધર્મો પણ નથી.

એમ સઘળા વ્રતોનો ભંગ થાય! એથી જ એકાકીપણામાં ઘણા ઘણા દોષો શાસ્ત્રમાં સંભળાય છે. જેમ કે-'એકલામાં ક્યાંથી ધર્મ?' ઈત્યાદિ.

૦ ગુરુના વિષયવાળી વૈયાવચ્ચથી, જિનપ્રવચનના અર્થના પ્રકાશન, ગચ્છપાલન આદિમાં સહાય કરવાથી કર્મના ક્ષયરૂપ મહાન્ ફળ ગુરૂકુલવાસીને થાય છે. અન્યથા, (નહિ તો) સર્વદા વૈયાવચ્ચ, તપ, જ્ઞાન, ચારિત્રવિશુદ્ધિ આદિ, કે જે ગુરુના સંસર્ગથી સાધ્ય ગુણો છે, તે આમાં વ્યાઘાત આદિની પ્રાપ્તિ થાય છે. શોભનગુણમાં અંતરાય થવાથી મોટો દોષ પણ થાય! તથાચ તે ગુરુકુલમાં વસનારો, ગુરુના આદેશની પ્રતીક્ષા કરનારો અને ગુરુના સમીપમાં જ વર્તનારો થાય! આવો ગુરુકુલવાસી જ જ્ઞાન-દર્શન-ચારિત્રમાં અત્યંત સ્થિર થાય છે. તેથી અઢાર હજારથી શીલના અંગરૂપ સમસ્ત ગુણોનો મૂળભૂત ગુરુકુલવાસ છે. એથી ચારિત્રકામી ગુરુકુલમાં અવશ્ય વસે!

**શંકા**-આગમમાં સાધુને આહારશુદ્ધિ જ મુખ્યપણે ચારિત્રશુદ્ધિનો હેતુ કહેલો છે: અને પિંડવિશુદ્ધિ ઘણાઓની વચ્ચે વસનારાઓને દુષ્કર (દુર્લભ) જ પ્રતિભાસે છે, માટે એકલા થઈને પણ તે આહારશુદ્ધિ જ કરવી જોઈએ! જ્ઞાનાદિના લાભથી શું? મૂળભૂત ચારિત્રનું જ મુખ્યપણે પાલન કરવું જોઈએ ને?

**સમાધાન**-તે ચારિત્રનું પાલન ગુરુપરતંત્રતાની અપેક્ષાવાળું છે. બીજા સાધુની અપેક્ષાના અભાવમાં લોભ અતિ દુર્જય થાય છે. ક્ષણે ક્ષણે પરિવર્તન પામતા પરિણામવાળા એકલાથી પિંડવિશુદ્ધિ પણ પાળવી અશક્ય બની જાય છે. એથી જ ગુરૂકુલવાસના પરિત્યાગથી શુદ્ધ આહાર, શુદ્ધ ઉપાશ્રય-વસ્ત્ર-પાત્ર આદિ પરિગ્રહનું અશોભનપણું આગમમાં કહેલું છે. (જ્યારે ગચ્છ અને ગુરુ સર્વથા પોતાના ગુણથી રહિત થાય, ત્યારે આગમમાં કહેલ વિધિથી ત્યાગ કરવાયોગ્ય બને છે. પરંતુ કાળની અપેક્ષાએ જે બીજો વિશિષ્ટતર છે, તેની ઉપસંપદા લેવી, પરંતુ સ્વતંત્ર બની રહેવું નહિ. તેથી જાવજીવ સુધી ગુરુની પાસે સન્માર્ગનું અનુષ્ઠાન ઈચ્છે! ખરેખર, તે જ પરમાર્થથી મનુષ્ય છે, કે જે પ્રતિજ્ઞાત પ્રમાણે નિર્વાહ કરે છે (કરાવે છે) અને તે હંમેશાં ગુરુની પાસે વ્યવસ્થિત (રહેલા) સદ્ અનુષ્ઠાનરૂપ સમાધિનું પાલન કરનારવડે નિર્વાહ યોગ્ય બને છે. તેથી હંમેશાં ગુરુકુલવાસ અનુસરવો.)

૦ ક્ષમાથી ક્રોધને હણો! ક્રોધને હણનારો માર્દવને ધારણ કરે! મદના સ્થાનનો ત્યાગ કરનારો આર્જવની ભાવના કરે! ભાવદોષ(લોભ)ના વર્જનથી નિગૂઢ દોષવાળી માયાને આર્જવથી દૂર કરી લોભાભાવ(સંતોષ)ના આશ્રયથી શૌચનું આચરણ કરે! લોભરૂપી અશૌચને અલોભરૂપી શૌચથી સાફ કરી વિશુદ્ધ આત્મા સત્યનું કથન કરે! સત્યવાદી સત્તર પ્રકારના સંયમને આચરે! સંયત આત્મા બાકીની મનની શુદ્ધિ માટે તપ કરે! તેથી મન-વચન-કાયામાં અને ધર્મના ઉપકરણોમાં સ્પૃહાનો અભાવ હોવાથી નિર્મમતા નામક આકિંચન્યની ભાવના કરે! સાચું આકિંચન્ય હોયે છતે પરિપૂર્ણ બ્રહ્મચર્ય થાય છે, આ પ્રમાણે પૂર્વ પૂર્વનું કારણપણું છે અને ઉત્તર ઉત્તરનું કાર્યપણું ભાવવું.

अथ चरणमूलभेदं तृतीयं संयममाह —

**सनियमं शरीरवाङ्मनोनिग्रहः संयमः । स च सप्तदशविधः, पृथिव्यप्तेजोवायुवनस्पतिकायद्वित्रिचतुःपञ्चेन्द्रियप्रेक्ष्योपेक्ष्यापहृत्यप्रमृज्यकायवाङ्मनउपकरणसंयमभेदात् ॥सूत्र-१९॥**

**सनियममिति ।** क्रियाविशेषणमिदम्, शरीरवाङ्मनसां प्रवचनोक्तेन एवमेवगन्तव्यं स्थातव्यं चिन्तयितव्यं भाषितव्यमिति नियमानुगुणं निग्रहः स्वाभाविकप्रवृत्तिनिरोधः संयम इत्यर्थः । तस्य प्रभेदमाह स चेति, संयमश्चेत्यर्थः, सप्तदशविधत्वं दर्शयति पृथिवीति, वनस्पत्यन्तं द्वन्द्वं विधाय कायपदेन बहुव्रीहिः, तथा द्व्यादिपञ्चान्तं द्वन्द्वं विधायेन्द्रियपदेन बहुव्रीहिस्ततः सर्वेषामुपकरणान्तानां द्वन्द्वं कृत्वा संयमपदेन तत्पुरुषः, तथा च पृथिवीकायसंयमोऽप्कायसंयम इत्यादिरर्थो लभ्यते, ये जीवाः पृथिव्यादिकायाः द्वीन्द्रियादयश्च तेषां सयम इत्यर्थः ॥

હવે ચરણના મૂલભેદરૂપ ત્રીજા સંયમને કહે છે.

**સંયમનું સ્વરૂપ.**

**ભાવાર્થ**-"નિયમપૂર્વક મન-વચન-કાયાનો નિગ્રહ, એ 'સંયમ' કહેવાય છે: અને તે સંયમ, પૃથિવીકાયસંયમ, અપ્કાયસંયમ, તેજસ્કાયસંયમ, વાયુકાયસંયમ, વનસ્પતિકાયસંયમ, દ્વીન્દ્રિયસંયમ, ત્રીન્દ્રિયસંયમ, ચતુરિન્દ્રિયસંયમ, પંચેન્દ્રિયસંયમ, પ્રેક્ષ્યસંયમ, ઉપેક્ષ્યસંયમ, અપહૃત્યસંયમ, પ્રમૃજ્યસંયમ, કાયસંયમ, વચનસંયમ, મનઃસંયમ અને ઉપકરણસંયમના ભેદથી સત્તર પ્રકારનો છે."

**વિવેચન**-'सनियममिति' આ ક્રિયાવિશેષણ છે. મન-વચન-કાયાનો શાસ્ત્રકથિત વિધિદ્વારા અર્થાત્ આ પ્રમાણે જ ચાલવું, બોલવું, ઉભા રહેવું, વિચારવું વગેરે નિયમને અનુકૂળ નિગ્રહ એટલે સ્વાભાવિક પ્રવૃત્તિના નિરોધરૂપ સંયમ એવો અર્થ છે. તેના પ્રભેદને કહે છે કે-'सचेति ।' તે સંયમ ઉપરોક્ત સત્તર પ્રકારનો સમજવો.

तान् दर्शयति —

**तत्र पृथिवीकायिकादारभ्य पञ्चेन्द्रियं यावद्ये नवविधा जीवास्तेषां करणत्रयैः कृतकारितानुमतिभिः संघट्टपरितापव्यापत्तिपरिहारः पृथिवीकायिकादिसंयमो नवविधो ज्ञेयः ॥सूत्र-२०॥**

**तत्रेति ।** सप्तदशविधसयमेषु मध्य इत्यर्थः, पृथिवीकायिकादारभ्येति, ये जीवाः पृथिव्यादिशरीरा द्वीन्द्रियादयश्च नवविधानां तेषामित्यर्थः, करणत्रयैरिति, कायवाङ्मनोभिरित्यर्थः, कृतकारितानुमतिभिरिति, करणकारणानुज्ञानैरित्यर्थः । सघट्टपरितापव्यापत्तिपरिहार इति, संघट्टः संरम्भः प्राणातिपातकरणसङ्कल्पः, प्राणिवधानुकूलान्योऽन्यगात्रसहतीकरणं वा पाराञ्चिकादिप्रायश्चित्तयोग्यम् । परितापस्समारम्भो मानसिकवाचिककायिकभेदः, तत्राद्य परपीडाकरोच्चाटनादिनिबन्धनमंत्रादिध्यानरूपः, द्वितीयः परपरितापकरक्षुद्रविद्यादि परावर्त्तनासंकल्पसूचकध्वनिरूपः, तृतीयोऽभिघाताय यष्टिमुष्ट्यादि-

करणं तद्वर्जनमितिभावः, व्यापत्तिर्विनाशः प्राणवियोग इति यावत् तस्या अपि वर्जनमित्यर्थः । एतेन नवविधस्संयम उक्त इत्याह नवविध इति ॥

## નવ પ્રકારના જીવોનું સંયમ.

**ભાવાર્થ**–"ત્યાં પૃથિવીકાય જીવથી માંડી પંચેન્દ્રિય જીવ સુધીના જેઓ નવ પ્રકારના જીવો છે, તેઓના મન–વચન–કાયારૂપ ત્રણુ કરણોદ્વારા કરવા–કરાવવા–અનુમોદવાથી સંઘટ્ટો, પરિતાપ અને વ્યાપાદનના પરિહારરૂપ પૃથિવીકાયિક આદિનો સંયમ નવ પ્રકારનો જાણવો."

**વિવેચન**–સત્તર પ્રકારના સંયમોમાં 'पृथिवीकायिकादारभ्येति ।' જે જીવો પૃથિવ્યાદિ શરીરવાળાઓ અને દ્વીન્દ્રિયાદિ છે, તે નવ પ્રકારના જીવોનો 'करणत्रये'रिति । મન–વચન–કાયરૂપ ત્રણુ કરણોથી, 'कृतकारितानुमतिभिरिति ।' કરવા–કરાવવા–અનુજ્ઞાદ્વારા સંઘટ્ટ, પરિતાપ અને વ્યાપત્તિનો પરિહાર.

(૧) સંઘટ્ટ એટલે સરંભ–હિંસા કરવાનો સંકલ્પ કે પ્રાણીહિંસાને અનુકૂળ પર સ્પરના શરીરોને ભેગાં કરવાં, કે જેથી પારાંચિક આદિ પ્રાયશ્ચિત્તયોગ્ય થાય છે. (૨) પરિતાપ એટલે સમારંભ, કે જે માનસિક–વાચિક–કાયિક ભેદવાળો છે. (૧) પરને પીડા કરનાર ઉચ્ચાટન આદિના કારણુ, મંત્ર આદિના ધ્યાનરૂપ, (૨) પરને પરિતાપ કરનાર ક્ષુદ્ર વિદ્યા આદિના પરાવર્ત્તનના સંકલ્પસૂચક ધ્વનિરૂપ, (૩) અભિઘાત માટે યષ્ટિમુષ્ટિ આદિનું કરણુ, તેનું વર્જન, એવો ભાવ છે. (૪) વ્યાપત્તિ એટલે વિનાશ, પ્રાણોનો વિયોગ અર્થાત્ તેનું પણુ વર્જન. આ કથનવડે નવ પ્રકારનો સંયમ કહેલો છે.

प्रेक्ष्योपेक्ष्यसंयमे आह—

**स्थानादीन् विलोक्य क्रियाचरणं प्रेक्ष्यसंयमः । साधुप्रभृतीन् प्रवचनोदितक्रियासु व्यापारयतः स्वस्वक्रियासु व्यापारवतो वा गृहस्थादीनुपेक्षमाणस्य संयम उपेक्ष्यसंयमः ॥सूत्र–२१॥**

**स्थानादीनिति** । स्थानं शयनासनचङ्क्रमणयोग्यं, आदिना स्थण्डिलादेः परिग्रहः, विलोक्य चक्षुषा सम्यक्तया दृष्ट्वा यथा बीजहरितजन्तुससक्तादिरहितं भवेदित्यर्थः । क्रियाचरणं शयनादिविधानं प्रेक्ष्यसंयमः प्रेक्षासंयम इत्यर्थः । उपेक्ष्यसंयममाह साधुप्रभृतीनिति, उपेक्षाशब्दोऽत्र चित्तव्यापारविशेषेऽव्यापारे च वर्त्तते व्याख्यानात्, तत्र क्व व्यापारः क्व वाऽव्यापार इत्यत्राह प्रवचनेति, तथा च संयमं प्रति सीदतां साधूनां प्रवचनविहितानुष्ठानेषु प्रेरणं, पापव्यापारमाचरतो गृहस्थस्याप्रेरणमिदं ग्रामचिन्तनादिकं सोपयोगं कुर्वित्यादिरूपेणाशासनञ्च कुर्वत उपेक्ष्यसंयमः उपेक्षासंयमापरनामा भवतीति भावः ॥

१. द्विविधो ह्युपेक्षासंयमः, यतिव्यापारोपेक्षा गृहस्थव्यापारोपेक्षा चेति, उभौ यथाक्रमं चोदनाचोदनविषयौ, विषीदन्तं साधुं दृष्ट्वा संयमव्यापारेषु चोदयतः संयमव्यापारोपेक्षा प्रथमः, गृहस्थमपि स्वव्यापारेषु प्रवृत्तं दृष्ट्वा तत्र प्रवृत्तमचोदयतो गृहस्थव्यापारोपेक्षाख्यो द्वितीय इति तात्पर्यार्थः ॥

## પ્રેક્ષ્ય અને ઉપેક્ષ્યસંયમનું વર્ણન.

**ભાવાર્થ**-"સ્થાન આદિને જોઈ ક્રિયાનું આચરણ, એ પ્રેક્ષ્યસંયમ' કહેવાય છે. પ્રવચનમાં કહેલ ક્રિયાઓમાં સાધુ વગેરેને વ્યાપાર કરાવનારને અથવા પોતપોતાની ક્રિયાઓમાં વ્યાપારવાળા ગૃહસ્થાદિની ઉપેક્ષા-પ્રેરણા નહિ કરનારને ઉપેક્ષ્યસંયમ' કહેવાય છે."

**વિવેચન**-સ્થાન એટલે શયન-આસન-ગમનને યોગ્ય સ્થાન, આદિ પદથી સ્થંડિલ (ભૂમિ) વગેરેનું ગ્રહણ છે. વિલોકય એટલે આંખથી બરાબર જોઈને. જેમ કે-બીજ-લીલી વનસ્પતિ-જંતુથી સંસક્ત આદિથી રહિત સ્થાન હોવું જોઈએ. ક્રિયાનું આચરણ એટલે શયન આદિ ક્રિયાનું કરવું પ્રેક્ષ્યસંયમ (પ્રેક્ષાસંયમ), એવો અર્થ છે. ઉપેક્ષ્યસંયમને કહે છે કે-साधुप्रभृतीनिति।' અહીં ઉપેક્ષા શબ્દ ચિન્તના વ્યાપારવિશેષમાં અને અવ્યાપારમાં વર્તે છે, કેમ કે-તેવું વ્યાખ્યાન છે. ત્યાં કયાં વ્યાપાર અથવા કયાં અવ્યાપાર ? એના જવાબમાં કહે છે કે-'प्रवचनेति।' તથાચ સંયમ પ્રત્યે સીદાતા સાધુઓને પ્રવચનમાં વિહિત અનુષ્ઠાનોમાં પ્રેરણા કરવી. પાપના વ્યાપારને આચરનાર ગૃહસ્થને, 'આ ગ્રામચિંતન આદિ ઉપયોગપૂર્વક કરો !' ઈત્યાદિ રૂપે પ્રેરણાનો અભાવ, અને ભોજન કરનાર ગૃહસ્થાદિ વિષયક ઉપેક્ષ્યસંયમ. ઉપેક્ષાસંયમ જેનું બીજું નામ છે. (ખરેખર, યતિવ્યાપારની-ઉપેક્ષા-ગૃહસ્થવ્યાપારની ઉપેક્ષાના ભેદથી ઉપેક્ષાસયમ બે પ્રકારનો છે. બને ક્રમસર પ્રેરણા અને અપ્રેરણાવિષયવાળા છે. સીદાતા સાધુને જોઈ સંયમના વ્યાપારોમાં પ્રેરણા કરનારને 'સંયમવ્યાપારોપેક્ષા' પ્રથમ, અધિકરણ આત્મક વ્યાપારોમાં પ્રવૃત્તિવાળા ગૃહસ્થને જોઈ ત્યાં પ્રવૃત્તને નહિ પ્રેરણા કરનારને 'ગૃહસ્થવ્યાપારોપેક્ષા'રૂપ બીજો છે, એમ તાત્પર્યાર્થ છે.)

अपहृत्यादिसंयमं वक्ति—

**चरणानुपकारकवस्तुनिग्रहो त्रिधिना च प्राणिसंसक्तभक्तपानादिपरित्यजनमपहृत्यसंयमः। दृष्टिदृष्टस्थण्डिलवस्त्रादीनां विशिष्टप्रदेशगमने रजोऽवगुण्ठितपादादीनाञ्च रजोहरणादिना प्रमार्जनं प्रमृज्यसंयमः ॥ सूत्र-२२ ॥**

चरणेति। अपहृत्यापुनर्ग्रहणतया त्यक्त्वा संयमं लभने, तत्र त्यागः सयमानुपयोगिनां वस्त्रपात्राद्यतिरिक्तानाम्, तदुपयोगिनां प्राणिसंसक्तानामन्नपानादीनां जन्तुरहिते स्थाने समयभणितेन विधिना परिष्ठापनं, तथाकुर्वतश्च परिष्ठापनासंयमापरपर्यायोऽपहृत्यसंयमो भवतीत्याशयेनाह चरणेति। वक्त्यथ प्रमृज्यसंयमं दृष्टीति, प्रमार्जनं कुर्वतः सयमो भवति तच्च द्विविधं यथा प्रेक्षितेऽपि स्थण्डिले वस्त्रपात्रादौ च रजोहरणादिना प्रमार्जनमेकम्, अपरञ्च कृष्णभूप्रदेशात्पथि पाण्डुभूप्रदेशं गच्छतः स्थण्डिलादस्थण्डिलाद्वा स्थण्डिलं संक्रामत सचित्ताचित्तमिश्ररजोऽवगुण्ठितपादादीनां सागारिकाद्यनिरीक्षणे सति रजोहरणादिना प्रमार्जनं सागारिकादिनिरीक्षणे त्वप्रमार्जनमप्यन्तर्गर्भितं वोध्यम्। एवं विदधतः प्रमार्जनासंयमो भवतीत्याशयेनाह दृष्टिदृष्टेत्यादिना ॥

## અપહૃત્ય આદિ સંયમનું વર્ણન.

**ભાવાર્થ**-'ચારિત્રમાં નહિ ઉપકારક વસ્તુનો નિગ્રહ અને વિધિપૂર્વક જીવસંસક્ત ભક્ત-પાન આદિનો પરિત્યાગ, એ 'અપહૃત્યસંયમ' કહેવાય છે. નજરથી જોયેલ ભૂમિ-વસ્ત્ર આદિનું, વિશિષ્ટ પ્રદેશના ગમનમાં રજથી ખરડાયેલ પાદ આદિનું રજોહરણ આદિથી પ્રમાર્જવું, એ 'પ્રમૃજ્યસંયમ' કહેવાય છે."

**વિવેચન**-ફરીથી ગ્રહણ કરવું ન પડે એવી રીતે ત્યાગ કરવાપૂર્વક સંયમને મેળવે છે. ત્યાં સંયમને અનુપયોગી, જે વસ્ત્ર-પાત્ર આદિ (ભિન્ન) અધિક હોય, તેનો ત્યાગ. તે સંયમને ઉપયોગી જીવસંસક્ત અન્ન-પાન આદિનું જંતુ વગરના સ્થાનમાં શાસ્ત્રકથિત વિધિથી પરિઠવવું અને તે પ્રમાણે કરનારને પરિષ્ઠાપના, સંયમરૂપ બીજા નામવાળો અપહૃત્ય-સંયમ થાય છે. એવા આશયથી કહે છે કે-'चरणे'ति ।' હવે પ્રમૃજ્યસંયમને કહે છે કે-'दृष्टी'ति । પ્રમાર્જન કરનારને સંયમ થાય છે અને તે પ્રમાર્જન બે પ્રકારનું છે. જેમ જોયેલ પણ સ્થંડિલમાં અને વસ્ત્ર-પાત્ર આદિમાં રજોહરણ આદિથી પ્રમાર્જન, એ એક છે. કૃષ્ણ (કાળી) ભૂપ્રદેશમાંથી માર્ગમાં-પાંડુભૂપ્રદેશમાં જનારને, સ્થંડિલ કે અસ્થંડિલમાંથી સ્થંડિલમાં સંક્રમણ કરનારને, સચિત્ત-અચિત્ત-મિશ્ર રજથી ખરડાયેલ પગ વગેરેનું શ્રાવક વગેરેના અદર્શન હોયે છતે રજોહરણ આદિથી પ્રમાર્જવું, એ બીજું છે. જૈન શ્રાવક આદિનું દર્શન થયે છતે તો અપ્રમાર્જન પણ અંતર્ગર્ભિત જાણવું. આ પ્રમાણે કરનારને પ્રમાર્જનાસંયમ થાય છે. એવા આશયથી કહે છે કે-'दृष्टिदृष्टे'त्यादि ।

अथ कायादिसंयममाख्याति—

**धावनादिदुष्टक्रियानिवृत्तिशुभक्रियाप्रवृत्त्युभयरूपः कायसंयमः । हिंस्रपरुषादिनिवृत्तिशुभवाक्प्रवृत्त्युभयरूपो वाक्संयमः । अभिद्रोहादिनिवृत्तिपूर्वकधर्मध्यानादिप्रवृत्तिर्मनस्संयमः । पुस्तकाद्यजीवकायसंयम उपकरणसंयमः ॥ सूत्र-२३ ॥**

धावनादीति । सयमोऽयं न केवलं शरीरस्य सर्वात्मनोपरमरूपोऽशक्यत्वादपि तु यथागमं प्रवृत्तिनिवृत्तिरूपः, केभ्य' कायस्य निवृत्तिरित्यत्राह धावनेति, आदिना वल्गनप्लवनादीनां परिग्रहः । गमनागमनादिष्ववश्यकरणीयेषु धर्मसाधनभूतेषु च सोपयोगं कायव्यापारः प्रवृत्तिरूप इत्याशयेनोक्तं शुभक्रियाप्रवृत्तीति । वाक्संयममाचष्टे हिंस्रेति, प्राणव्यपरोपणे जातशक्तिर्हिंस्रः परुषं रूक्षं स्नेहरहितं परोद्वेगकारि, आदिना पिशुनासभ्यादीनामुपग्रह', ईदृशवचसो निवृत्तिः, शुभवचसि सूत्रमार्गानुसारप्रवृत्तार्थे निजपरार्थानुग्राहकेऽरागद्वेषयुक्ते प्रवृत्तिश्च वाक्संयम इत्यर्थः । तथा च पृथिवीकायिकारम्भादिप्रेरणरहिता परुषनिष्ठुरादिपरपीडाकरप्रयोगनिरुत्सुका व्रतशीलदेशनादिप्रधानफला हितमितमधुरमनोहरा संयतस्य योग्या वाक्, तदधिष्ठानाश्च सर्वसम्पद इति भावः । मनस्संयममाचष्टेऽभिद्रोहेति, स्पष्टम् । उपकरणसंयममाह पुस्तकादीति, अजीवरूपाण्यपि पुस्तकादीनि दुष्षमादिदोषात्तथाविधप्रज्ञाऽऽयुष्क-

श्रद्धासंवेगोद्यमबलादिहीनाद्यकालीनविनेयजनानुग्रहाय प्रतिलेखनाप्रमार्जनापूर्वं यतनया धारयतोऽजीवसंयमापरपर्याय उपकरणसंयम इति भावः ॥

### કાય આદિ સંયમનું સ્વરૂપ.

ભાવાર્થ–"ધાવન (દોડવું) આદિ દુષ્ટ ક્રિયાથી નિવૃત્તિ અને શુભ ક્રિયાપ્રવૃત્તિ ઉભયરૂપ 'કાયસંયમ' કહેવાય છે. હિંસનશીલ પરુષ આદિથી નિવૃત્તિ અને શુભ વચનમાં પ્રવૃત્તિ ઉભયરૂપ 'વચનસંયમ' કહેવાય છે. અભિદ્રોહ આદિથી નિવૃત્તિપૂર્વક ધર્મધ્યાન આદિમાં પ્રવૃત્તિ 'મનઃસંય' કહેવાય છે. પુસ્તક આદિ અજીવસંયમ 'ઉપકરણસંયમ' કહેવાય છે."

વિવેચન–આ સંયમ કેવળ શરીરના સર્વથા ઉપરમરૂપ નથી, કેમ કે–અશક્ય છે. પરંતુ શાસ્ત્ર પ્રમાણે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ છે. કાયની નિવૃત્તિ કયી ક્રિયાઓથી છે? આના જવાબમાં કહે છે કે–'धावने'ति। આદિ પદથી વળગવું, કૂદવું વગેરે ક્રિયાઓનો સંગ્રહ થાય છે. ગમન–આગમન આદિમાં અને અવશ્ય કરણીય ધર્મના સાધનોમાં ઉપયોગપૂર્વકનો કાયાનો વ્યાપાર પ્રવૃતિરૂપ છે. એવા આશયથી કહેલું છે કે–'शुभक्रियाप्रवृत्ति'ति। વચનસંયમને કહે છે કે–'हिंसे'ति। હિંસામાં ઉત્પન્ન શક્તિવાળો હિંસ્ર, પરુષ એટલે કર્કશ, રૂક્ષ–સ્નેહશૂન્ય પરને ઉદ્વેગ કરનાર, આદિથી પિશુન–અસભ્ય આદિનો સંગ્રહ છે. આવા વચનથી નિવૃત્તિ અને સૂત્રમાર્ગના અનુસારે પ્રવૃત્ત અર્થવાળા, સ્વ અને પરાર્થના ઉપકારક રાગ–દ્વેષથી રહિત શુભ વચનમાં પ્રવૃત્તિ 'વચનસંયમ' કહેવાય છે. તથાચ પૃથિવીકાયિક આરંભ આદિ પ્રેરણારહિત, પરુષ–નિષ્ઠુર આદિ પરપીડાકર પ્રયોગમાં ઉત્સુકતા વગરના, વ્રત–શીલ–દેશના આદિ પ્રધાન ફળવાળી, હિત–મિત–મધુર–મનોહર, સંયતને યોગ્ય વાણી છે. તેના આધારે સર્વ સંપદાઓ છે.

० મનના સંયમને કહે છે કે–'अभिद्रोहेति।' સઘળું સ્પષ્ટ છે.

० ઉપકરણસંયમને કહે છે કે–'पुस्तकादीति।' અજીવરૂપ પણ પુસ્તક વગેરેને, દુઃષમા આદિ કાળના દોષથી, તથાવિધ, બુદ્ધિ–આયુષ્ય–શ્રદ્ધા–સંવેગ–ઉદ્યમ–બળ આદિથી હીન એવા આધુનિક શિષ્યજન ઉપર ઉપકાર માટે, પડિલેહણ–પ્રમાર્જનપૂર્વક–જયણાથી ધારણ કરનારને અજીવસંયમરૂપી બીજા નામવાળો ઉપકરણસંયમ થાય છે.

अथ वैयावृत्त्यमाख्याति—

**शास्त्रोदितविधिना गौरवजनकक्रियानुष्ठानप्रवृत्तिर्वैयावृत्त्यम् । तच्चाचार्योपाध्यायतपस्विशैक्षकग्लानगणकुलसङ्घसाधुसमनोज्ञसम्बन्धित्वाद्दशविधम् ॥ सूत्र–२४ ॥**

शास्त्रोदितविधिनेति । आगमोक्तप्रकारेण न तु यथालोकमिति भावः, सामायिकादिक्रियानुष्ठानप्रवृत्तेर्वैयावृत्त्यरूपत्वाभावादाह गौरवजनकेति, भावतीर्थकरनामकर्मबन्धजनकक्रियानुष्ठानप्रवृत्तिरित्यर्थः, आहारादिसाहाय्येन वैयावृत्त्येन हि तीर्थकरनामगोत्रं कर्म बध्नाति, ताश्च क्रियाः क्षेत्रवमतिप्रत्यवेक्षणं शुश्रूषणं भेषजक्रियाः कान्तारविषमदुर्गोपसर्गेषु अन्नपानादिभिः परिरक्षणमित्यादि-

रूपाः, तदनुष्ठाने प्रवृत्तिः परिणामविशेषः परितः सर्वतो भावेन वृत्तिः प्रवृत्तिरिति व्युत्पत्त्या तल्लाभात्, न ह्यपरिणतः सर्वतो भावेन वर्तितुं शक्यः । शास्त्रोदितविधिनेत्युक्तत्वात्प्रवचनवात्सल्यमपि वैयावृत्त्यस्य फलम्, तथा च महानिर्जरासनाथत्वप्रवचनवात्सल्यविचिकित्साऽभावतीर्थंकरनामकर्मबन्धादयोऽस्य फलमिति सिद्धम् । आचार्यादीनां दशानां भक्तपानशय्यासनक्षेत्रोपधिप्रत्युपेक्षणभेषजदानाध्वोपग्रहशरीरोपधिस्तेनसंरक्षणदण्डग्रहग्लानशुश्रूषणमूत्रिकत्रिकढौकनरूपत्रयोदशभिः पदैर्वैयावृत्त्यं कर्त्तव्यम्, तत्राचार्यादीनाह तच्चेति, वैयावृत्त्यञ्चेत्यर्थः, दशस्वामिकत्वाद्दशविधत्वं वैयावृत्त्यस्येति भावः । अत्राचार्यपदेन तीर्थंकरोऽपि गृहीतस्तेन तीर्थंकरवैयावृत्त्याकथनप्रयुक्ता न न्यूनता, न च तीर्थंकरस्त्रिलोकाधिपतिराचार्यस्तु सामान्य इति कथमाचार्यग्रहणेन स गृहीत इति वाच्यम्, पञ्चविधाचारोपदेशकत्वे सति स्वयमप्यनुष्ठातृत्वस्यैवाचार्यपदप्रवृत्तिनिमित्तत्वेन तस्य तीर्थंकरसाधारण्यात् । तीर्थंकरस्य धर्माचार्यत्वप्रसिद्धेश्च । एतेषां दशानां प्रत्येकं त्रयोदशभिः पदैर्वैयावृत्त्यं कर्त्तव्यमिति भावः ॥

## વૈયાવૃત્યનું વર્ણન.

**ભાવાર્થ**-"શાસ્ત્રકથિત વિધિપૂર્વક, ગૌરવજનક ક્રિયાનુષ્ઠાનમાં પ્રવૃત્તિ, એ 'વૈયાવૃત્ય' કહેવાય છે: અને તે આચાર્ય-ઉપાધ્યાય-તપસ્વી-શૈક્ષક-ગ્લાન-ગણ-કુલ-સંઘ-સાધુ-સમનોજ્ઞ સંબંધી હોવાથી દશ પ્રકારનું છે."

**વિવેચન**-આગમમાં કહેલ પ્રકારથી પરંતુ લોક પ્રમાણે નહીં, એવો ભાવ છે. સામાયિક આદિ ક્રિયારૂપ અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ, વૈયાવૃત્યરૂપ નથી, માટે કહે છે કે-'गौरवजनकेति, ભાવ(વિ)તીર્થંકરનામકર્મ બંધજનક ક્રિયારૂપ અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ, એવો અર્થ છે. ખરેખર. આહાર આદિની સહાય જેમાં છે, એવા વૈયાવૃત્યથી તીર્થંકરનામક નામકર્મ જીવ બાંધે છે: અને તે ક્રિયાઓ ક્ષેત્ર-વસતિનું નિરીક્ષણ, શુશ્રૂષા, ઔષધ ક્રિયાઓ, વિષમ જંગલ અને ભયંકર ઉપસર્ગોમાં અન્ન-પાન આદિથી રક્ષા કરવી ઇત્યાદિ રૂપ ક્રિયાઓ, તે ક્રિયાઓને કરવામાં પ્રવૃત્તિ એટલે વિશિષ્ટ પરિણામ, ચારેય બાજુથી ભાવથી વૃત્તિ(વર્તવું) પ્રવૃત્તિ, એમ વ્યુત્પત્તિથી એ અર્થનો લાભ થાય છે. ખરેખર, અપરિણત ચારેય બાજુથી ભાવથી વર્તી શકતો નથી. 'शास्त्रोक्तविधिना' એમ કહેલું હોવાથી પ્રવચનનું વાત્સલ્ય પણ વૈયાવૃત્યનું ફળ છે. તથાચ મહા નિર્જરાસનાથત્વ, (સહિતત્વ) પ્રવચનવાત્સલ્ય, સંશયનો અભાવ, તીર્થંકરનામકર્મનો બંધ વગેરે, આ વૈયાવૃત્યનું ફળ છે એમ સિદ્ધ છે.

૦ આચાર્ય આદિ દશ સંબંધીઓનું, ભક્ત, પાન, શય્યા, આસન, ક્ષેત્ર, ઉપધિનું પડિલેહણ, ઔષધનું દાન, માર્ગમાં ઉપકાર, શરીર ઉપધિ અને ચોરથી રક્ષા કરવી, દંડનું ગ્રહણ, શુશ્રૂષા, મૂત્રિકત્રિક(પીઠ-ફલક-મૂત્રભાજન આદિ)નું મૂકવું, એ રૂપ તેર સ્થાનોથી વૈયાવૃત્ય કરવું જોઈએ. ત્યાં આચાર્ય આદિને કહે છે કે-तच्चेति।' વળી તે વૈયાવૃત્ય દશ સ્વામીવાળું હોવાથી દશ પ્રકારનું છે.

૦ અહીં આચાર્યપદથી તીર્થંકરનું ગ્રહણ કરેલું છે. તેથી તીર્થંકરવૈયાવૃત્યના

અકથનથી જન્ય ન્યૂનતા નથી.

શંકા-તીર્થંકર ત્રૈલોક્યના અધિપતિ છે. આચાર્ય તો સામાન્ય છે. તો આચાર્ય-પદના ગ્રહણથી તે તીર્થંકરનું ગ્રહણ કેવી રીતે વ્યાજબી ગણાય?

**સમાધાન**-પાંચ પ્રકારના આચારનું ઉપદેશકત્વ હોયે છતે પોતે પણ અનુષ્ઠાતા હોઈ પોતાના અનુષ્ઠાતૃત્વમાં, આચાર્યપદની પ્રવૃત્તિમાં નિમિત્તપણું હોઈ તેનું તીર્થંકરની સાથે સાધારણપણું છે અને તીર્થંકરની પરમાચાર્યરૂપે પ્રસિદ્ધિ છે. આ સેવ્ય દશેયની-દરેકની તેર સ્થાનોથી વૈયાવૃત્ય કરવી જોઈએ.

तत्राचार्यं स्वरूपयति—

**ज्ञानाद्याचारे प्रधान आचार्यः । स पञ्चविधः प्रव्राजको दिगाचार्यः श्रुतोद्देष्टा श्रुतसमुद्देष्टाऽऽम्नायार्थवाचकश्चेति ॥ सूत्र-२५ ॥**

**ज्ञानाद्याचार इति ।** आदिना दर्शनचारित्रतपोवीर्याणां ग्रहणम् । तत्र प्रधानः स्वयं करणात् प्रभाषणात् प्रदर्शनाच्च । अयमाचार्यः सूत्रार्थतदुभयोपेतो ज्ञानदर्शनचारित्रेषु कृतोपयोगो गच्छचिन्ताविप्रमुक्तः शुभलक्षणोपेतश्च भवति, तद्गुणाश्च षट्त्रिंशत्, तत्र पञ्च गुणा ज्ञानादय उक्ता एव, इतरे गुणाश्च देशकुलजातिरूपसंहननधृतियुक्तताकांक्षाबहुभाषामायावैधुर्यसूत्राद्यनुप्रयोगपरिपाटीदाढर्योपादेयवचनपर्षज्जयाल्पनिद्रत्वमाध्यस्थ्यदेशकालभावज्ञत्वप्रतिभादिविधदेशभाषाज्ञानसूत्रार्थतदुभयविधिज्ञत्वदृष्टान्तहेतूपनयनयनैपुण्यप्रतिपादनशक्तिस्वपरसमयवेत्तृत्वगाम्भीर्यदीप्तिकल्याणकारित्वशान्तदृष्टित्वरूपा विज्ञेयाः । सम्यग्ज्ञानादिगुणाधाराच्चरणादाहृत्य व्रतानि स्वर्गापवर्गसुखामृतबीजानि भव्या हितार्थमाचरन्ति स आचार्यः । अथवा ज्ञानादीत्यादिना दर्शनचारित्रतपसां ग्रहः, ज्ञानादीनामाचारे प्रधानः सः, तद्गुणसमन्वितत्वात् । तथाहि ज्ञानाचारस्य कालविनयादयोऽष्टौ गुणाः, दर्शनाचारस्य निःशङ्कितत्वादयोऽष्टौ, चारित्राचारस्येर्यासमित्यादयोऽष्टौ, बाह्याभ्यन्तरभेदभिन्नस्य तपसोऽनशनादयो द्वादशभेदास्तथा च ज्ञानाद्याचारविषयकषट्त्रिंशद्गुणयुक्त आचार्य इति फलितार्थः, अयञ्चार्थमेव केवलं भाषते नतु सूत्रमपि वाचयति । ननु कुतोऽयं सूत्रं न वाचयति, उच्यते, अर्थचिन्तायां ह्यस्यैकाग्रताऽर्थव्याख्यानार्थम्, यदि पुनस्सूत्रमपि वाचयेत्तदा बहुव्यग्रत्वादर्थचिन्तायामेकाग्रता न स्यात्, एकाग्रतया ह्यर्थं चिन्तयतः सूत्रेषु सूक्ष्मार्थोन्मीलनात्सूत्रार्थस्य वृद्धिरुपजायते, तीर्थकरानुकारित्वाच्चाचार्यस्य, तीर्थकृतो हि केवलमर्थमेव भाषन्ते नतु सूत्रं नवा गणचिन्तां कुर्वन्ति तथाऽऽचार्या अपि, सूत्रवाचनां तु

१. चतुर्विधः सामान्येनाचार्यः, इहलोके हितो न परलोके, परलोके हितो नेहलोके, इहलोके हितोऽपि परलोके हितः नेहलोके हितो नापि परलोके हित इति । तत्र यो भक्तवस्त्रपात्रपानादिकं समस्तमपि साधूना पूरयति न पुनस्संयमे सीदतस्सारयति स इहलोके हितोऽपि साररहितो न परलोकहितः । यश्च संयमयोगेषु प्रमाद्यता सारणां करोति नच वस्त्रादिकं प्रयच्छति स द्वितीयः । एवमेव तृतीयचतुर्थौ भाव्यौ ॥

प्रयच्छतामाचार्याणां लाघवमप्युपजायते तस्या उपाध्यायादिभि· क्रियमाणत्वात् । तस्य किञ्चिद्गुण· प्राधान्यौपाधिकं प्रभेदमाह स इति आचार्य इत्यर्थः ॥

## આચાર્યના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**-"જ્ઞાન આદિના આચારમાં પ્રધાન, એ 'આચાર્ય' કહેવાય છે. તે આચાર્ય, પ્રવ્રાજકદિગાચાર્ય શ્રુતોદ્દેષ્ટા-શ્રુત-સમુદ્દેષ્ટા-આમ્નાયાર્થ-વાચકના ભેદથી પાંચ પ્રકારનો છે."

**વિવેચન**-આદિ પદથી દર્શન-ચારિત્ર-તપ-વીર્યોનું ગ્રહણ થાય છે. ત્યાં પ્રધાન એટલે પંચાચારને પોતે કરનાર, કહેનાર, દર્શાવનાર હોઈ પ્રધાન છે.

૦ આ આચાર્ય (સામાન્યથી ચાર પ્રકારનો આચાર્ય હોય છે. (૧) આલોકમાં હિતકારી, પરલોકમાં નહિ. (૨) પરલોકમાં હિતકારી, આલોકમાં હિતકારી નહિ. (૩) આલોકમાં હિતકારી છતાં પરલોકમાં હિતકારી. (૪) આલોકમાં હિતકારી નહિ પરંતુ પરલોકમાં હિતકારી નહિ. ત્યાં જે ભોજન-વસ્ત્ર-પાત્ર-પાન વગેરે સઘળુંય પણ સાધુઓને પૂરે છે પરંતુ સંયમમાં સીદાતા સાધુઓની સારસંભાળ કરતો નથી, તે આલોકમાં હિતકારી છતાં પરલોકહિતકારી નથી તે પહેલો, સંયમના યોગોમાં પ્રમાદી બનતા સાધુઓની સારણા (ચિંતા) કરે છે પરંતુ વસ્ત્ર આદિ આપતો નથી તે બીજો, એ પ્રમાણે ત્રીજો-ચોથો વિચારવો.) સૂત્ર અને અર્થ તથા સૂત્રાર્થરૂપ ઉભયથી સંપન્ન, જ્ઞાન-દર્શન-ચારિત્રોમાં ઉપયોગ કરનાર, ગચ્છની ચિંતાથી રહિત અને શુભ લક્ષણોથી સંપન્ન હોય છતે આચાર્યના ગુણો છત્રીશ છે. ત્યાં પાંચ જ્ઞાન આદિ ગુણો કહેલ જ છે: અને બીજા ગુણો દેશ-કુળ-જાતિ-રૂપ-સંઘયણ-ધૈર્યયુક્તતા-કાંક્ષા-ઋજુભાષા-માયારહિતતા-સૂત્ર આદિના અનુયોગની પરિપાટીમાં દઢતા-ઉપાદેયવચનતા-સભાજય-અલ્પનિદ્રતા-મધ્યસ્થતા-દેશકાળભાવજ્ઞતા-પ્રતિભા-વિવિધ દેશભાષા· જ્ઞાન, સૂત્ર-અર્થ અને સૂત્રાર્થોભય વિધિજ્ઞતા-દૃષ્ટાન્તહેતુ ઉપનયનયમાં નિપુણતા-પ્રતિપાદનશક્તિ-સ્વ-પર સમય(શાસ્ત્ર)વેત્તૃતા-ગંભીરતા-દીપ્તિ-કલ્યાણકારિતા અને શાન્તદૃષ્ટિતા· રૂપ ગુણો જાણવા. જે સમ્યગ્જ્ઞાન આદિ ગુણોના આધાર આચાર્યની નિશ્રામાં સ્વર્ગ-અપવર્ગના સુખરૂપ અમૃતના બીજરૂપ વ્રતોને ભવ્યો હિત માટે આચરે છે, તે આચાર્ય કહેવાય છે. અથવા જ્ઞાન આદિમાં આદિ પદથી દર્શન-ચારિત્ર-તપનું ગ્રહણ થાય છે. જ્ઞાન આદિના આચારમાં પ્રધાન, તે આચાર્ય છે, કેમ કે-તે આચાર્યના ગુણોથી સમન્વિત છે. તે આ પ્રમાણે:-જ્ઞાન આચારના કાળ-વિનય વગેરે આઠ ગુણો છે. દર્શનાચારના નિઃશંકિતત્વ આદિ આઠ ગુણો છે. ચારિત્રાચારના ઈર્યાસમિતિ આદિ આઠ ગુણો છે. બાહ્ય-અભ્યંતર· ભેદથી યુક્ત તપના અનશન આદિ બાર ભેદો છે. તથાચ જ્ઞાનાદિ આચારવિષયક છત્રીશ ગુણોથી આચાર્ય હોય છે, એવો ફલિતાર્થ છે. વળી આ આચાર્ય અર્થની જ માત્ર વાચના આપે છે પરંતુ સૂત્રની વાચના આપતાં નથી.

**શંકા**-આ આચાર્ય સૂત્રની વાચન શાથી આપતાં નથી?

**સમાધાન**-ખરેખર, અર્થના ચિંતનમાં આ આચાર્યને અર્થના વ્યાખ્યાન માટે એકાગ્રતા જોઈએ. ખરેખર, એકાગ્રતાથી અર્થના ચિંતન કરનારને સૂત્રોમાં સૂક્ષ્મ અર્થના ઉન્મીલન(વિકાસ)થી સૂત્રાર્થની વૃદ્ધિ થાય છે, કેમ કે-આચાર્ય તીર્થંકરનું અનુકરણ કરનાર હોય છે. ખરેખર, તીર્થંકરો કેવળ અર્થને જ કહે છે પરંતુ સૂત્રને કહેતાં નથી, ગણની ચિંતાને કરતાં નથી. તેવી રીતે આચાર્યો પણ જાણવાં. વળી સૂત્રની વાચનાને આપનારા આચાર્યોની લઘુતા પણ થાય છે, કેમ કે-તે સૂત્રની વાચના ઉપાધ્યાય આદિથી કરાતી છે.

तत्र प्रव्राजकादीनां स्वरूपाण्याह—

**सामायिकादिव्रतारोपयिता प्रव्राजकः । सचित्ताचित्तमिश्रवस्त्वनुज्ञायी दिगाचार्यः । प्रथमत आगमोपदेष्टा श्रुतोद्देष्टा । उद्दिष्टगुर्वाद्यभावे स्थिरपरिचितकारयितृत्वेन सम्यग्धारणानुप्रवचनेन च तस्यैवागमस्य समुद्देष्टा अनुज्ञाता वा श्रुतसमुद्देष्टा । आम्नायस्योत्सर्गापवादात्मकार्थप्रवक्ता आम्नायार्थवाचकः ॥ सूत्र-२६ ॥**

**सामायिकेति** । आत्मार्थं परार्थं वा सामायिकादेर्व्रतस्य केवलमारोपयिता प्रव्राजकाचार्य इत्यर्थः । दिगाचार्यस्वरूपमाह सचित्तेति, स्पष्टम् गुर्वादिष्टदिग्वर्त्तिसाधूनां सारणादिकर्त्तारोऽपि दिगाचार्याः । श्रुतोद्देष्टारमाह प्रथमत इति, विशदं मूलम् । श्रुतसमुद्देष्टारमाचष्टे—उद्दिष्टेति, पूर्वोद्दिष्टगुर्वाद्यभाव इत्यर्थः, उद्दिष्टं स्थिरपरिचितं कुरु, सम्यग्धारय, अन्यांश्च प्रवेदयेति समकालं भिन्नकालं वा समुद्देशकोऽनुज्ञापको वा श्रुतसमुद्देष्टेति भावः । आम्नायार्थवाचकमभिधत्ते—आम्नायस्येति, आम्नायस्यागमस्य, उत्सर्गः सामान्येनोक्तो विधिर्यथा त्रिविधं त्रिविधेन प्राणातिपातविरतिः, अपवादः, विशेषेणोक्तो विधिः, यथा 'पुढवाइसु आसेवा उप्पण्णे कारणम्मि जयणाए । मिगरहियस्स ठियस्स अववाओ होइ नायव्वो' इति । तदेवं उत्सर्गमपवादमुत्सर्गापवादञ्च यथावत्परिज्ञाय सूत्रार्थानामुपदेशक इत्यर्थः ॥

તે આચાર્યના કિંચિદ્ ગુણના પ્રાધાન્યની ઉપાધિકૃત પ્રભેદને કહે છે.

### પ્રવ્રાજક આદિના સ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**-"સામાયિક આદિ વ્રતનું આરોપણ કરનાર 'પ્રવ્રાજક' કહેવાય છે. સચિત્ત-અચિત્ત-મિશ્ર વસ્તુની અનુજ્ઞાકારક 'દિગાચાર્ય' કહેવાય છે. પ્રથમથી આગમના ઉપદેશક શ્રુતોદ્દેષ્ટા' કહેવાય છે. ઉદ્દિષ્ટ ગુરુ આદિના અભાવમાં સ્થિર પરિચિત કરાવનાર હોઈ સમ્યગ્ ધારણના અનુપ્રવચનદ્વારા તે જ આગમના સમુદ્દેષ્ટા અથવા અનુજ્ઞા કરનાર 'શ્રુત-સમુદ્દેષ્ટા' કહેવાય છે. આગમરૂપ આમ્નાયના ઉત્સર્ગ-અપવાદ આત્મક અર્થના પ્રવક્તા 'આમ્નાર્થવાચક' કહેવાય છે."

**વિવેચન**-પોતાના માટે કે બીજાના માટે સામાયિક આદિ વ્રતના કેવળ આરોપણ કરાવનાર 'પ્રવ્રાજક આચાર્ય' કહેવાય છે. દિગાચાર્ય સ્વરૂપને કહે છે કે-'सचित्त' ति સ્પષ્ટ છે. ગુરુના આદેશ પામેલ દિશામાં રહેનાર સાધુઓની સારણા આદિ કરનારાઓ પણ 'દિગાચાર્ય' કહેવાય છે. શ્રુતના ઉદ્દેષ્ટાને કહે છે કે-'प्रथमत' इति । મૂળ સ્પષ્ટ છે. શ્રુતના

સમુદ્દેષ્ટાને કહે છે કે-'उद्दिष्टे' ति । પૂર્વે ઉદ્દિષ્ટ ગુરુ આદિના અભાવમાં એવો અર્થ છે. 'ઉદ્દિષ્ટને સ્થિર પરિચિત કરો'-'સારી રીતે ધારણ કરો' અને 'બીજાઓને પ્રવેદન કરો.' આમ સમકાળમાં કે ભિન્નકાળમાં સમુદ્દેશ કરનાર કે અનુજ્ઞા આપનાર 'શ્રુતસમુદ્દેષ્ટા' કહેવાય છે. આમ્નાયાર્થ વાચકને કહે છે કે-'आम्नायस्येति ।' આમ્નાય-આગમનો ઉત્સર્ગ એટલે સામાન્યથી કહેલો વિધિ. જેમ કે-ત્રિવિધ ત્રિવિધથી પ્રાણાતિપાતથી વિરતિ. અપવાદ એટલે વિશેષથી કહેલો વિધિ. જેમ 'पुढवाइसु आसेवा उप्पण्णे कारणम्मि जयणाए । मिगरहियस्स ठियस्स अववाओ होइ नायव्वो ।' (કારણ ઉત્પન્ન થયે છતે, જયણાપૂર્વક પૃથિવી આદિ વિષયક આસેવન, મૃગ ગયો છતાં મૃગ નથી ગયો, એમ કહી સ્થિર રહેલાને અપવાદ (અસત્યવાદ) થાય છે, એમ જાણવું.) તેથી આ પ્રમાણે ઉત્સર્ગને, અપવાદને અને ઉત્સર્ગ-અપવાદને યથાર્થ જાણીને સૂત્ર-અર્થોનો ઉપદેશક.

अथोपाध्यायं परिचाययति—

**आचारविषयविनयस्य स्वाध्यायस्य वाऽऽचार्यानुज्ञया साधूनामुपदेशक उपाध्यायः॥सूत्र-२७॥**

**आचारेति,** आचारः ज्ञानदर्शनचारित्रतपोवीर्यात्मना पञ्चविधः, तद्विषयकविनयस्य स्वाध्यायस्य वाचना प्रच्छनापरावर्तनानुप्रेक्षाधर्मोपदेशात्मना पञ्चविधस्याचार्यानुज्ञया साधूनामुपदेशकः, उप, समीपमागत्याधीयते, आधिक्येन गम्यते स्मर्यते सूत्रतो जिनप्रवचनं येनेत्युपाध्यायः, यो द्वादशाङ्गः स्वाध्यायः प्रथमतो जिनैरागतस्ततो गणधरादिभिः कथितः तं स्वाध्याय सूत्रतश्शिष्यानुपदिशति स उपाध्यायः, स हि सूत्रवाचनां शिष्येभ्यो यच्छन् स्वयमर्थमपि परिभावयति, तस्य तदर्थे स्थिरत्वमुपजायते, ऋणस्यापि सूत्रलक्षणस्य वाचनाप्रदानेन मोक्षः कृतो भवति, उत्तरकाले वाचार्यपदाध्यासेऽत्यन्ताभ्यस्ततया स्वरूपस्य सूत्रस्यानुवर्त्तनं भवति, येऽन्यतो गच्छान्तरादागत्य साधवस्सूत्रोपसम्पदं गृह्णते ते प्रतीच्छका उच्यन्ते ते च सूत्रवाचनाप्रदानेनागृहीता भवन्ति, मोहस्य जयोऽपि कृतो भवति, सूत्रवाचनादानव्यग्रस्य प्रायश्चित्तविश्रोतसिकाया अभावात् । अतः उपाध्यायस्सूत्रं वाचयेदिति ॥

## ઉપાધ્યાયનો પરિચય.

**ભાવાર્થ**-"આચારરૂપ વિષયવાળા વિનયનો કે સ્વાધ્યાયનો આચાર્યની આજ્ઞાથી સાધુઓને ઉપદેશ કરનાર 'ઉપાધ્યાય' કહેવાય છે."

**વિવેચન**-ઉપ-સમીપમાં આવીને ભણે છે, અધિકપણાએ સૂત્રથી જિનપ્રવચનનું સ્મરણ જેનાથી કરાય છે, આવી રીતે ઉપાધ્યાયની વ્યુત્પત્તિ છે. જે દ્વાદશાંગીરૂપ સ્વાધ્યાય પ્રથમથી જિનોથી આવેલ, ત્યાર બાદ ગણધર આદિથી કહેલો છે, તે સ્વાધ્યાયને સૂત્રથી શિષ્યોને ઉપદેશ કરે છે, તે 'ઉપાધ્યાય' કહેવાય છે. ખરેખર, તે ઉપાધ્યાય શિષ્યોને સૂત્રવાચના આપતાં પોતે અર્થનું ચિંતન કરે છે. આથી તે ઉપાધ્યાયનું તે સૂત્રના અર્થમાં સ્થિરપણું થાય છે, સૂત્રરૂપી ઋણથી પણ વાચનાના પ્રદાનથી છૂટકારો કરેલો થાય છે. વળી ઉત્તરકાળમાં આચાર્યપદની પ્રાપ્તિમાં અત્યંત અભ્યાસ હોવાથી યથાર્થ-

પણે સ્વરૂપસૂત્રનું અનુવર્ત્તન (અનુવૃત્તિ) થાય છે. જેઓ બીજા ગચ્છમાંથી આવીને સાધુઓ સૂત્રની ઉપસંપદાને ગ્રહણ કરે છે, તેઓ 'પ્રતીચ્છક' (ગ્રાહક) કહેવાય છે. વળી તેઓ સૂત્ર-વાચનાના દાનથી ઉપકૃત થાય છે, મોહનો જય પણ કરેલો થાય છે, કેમ કે-સૂત્રવાચનાદાનમાં પરાયણમાં પ્રાયશ્ચિત્ત-દોષ-અપરાધનો અભાવ છે. એથી ઉપાધ્યાય સૂત્રની વાચના આપે છે.

तपस्विनं शैक्षकश्चाह—

**किञ्चिदूनषण्मासान्तोग्रतपोऽनुष्ठाता तपस्वी । अनारोपितविविक्तव्रतशिक्षायोग्य-श्शैक्षकः ॥ सूत्र-२८ ॥**

**किञ्चिदिति** । दशमादिकिञ्चिन्न्यूनषण्मासान्तमुग्रस्य भावविशुद्धस्य अनिश्रितस्याल्पसत्त्वभयानकस्य वा तपसोऽनुष्ठातेत्यर्थः । अनिश्रितं तपो नाम शुभयोगसंग्रहाय परसाहाय्यानपेक्षं भावतपः । अथ शैक्षकमाह अनारोपितेति, अनारोपितं विविक्तं दोषरहितं व्रतं यस्य तादृशः, शिक्षायोग्यश्च शैक्षकः, अभिनवप्रव्रजितो ग्रहणासेवनाशिक्षायोग्यः तत्र शैक्षको द्विविधः, आज्ञया परिणामको दृष्टान्तेन परिणाकश्चेति, तदेव सत्यं यज्जिनैः प्रवेदितमित्येवं यो निस्संशयं श्रद्धधाति न च कारणमपेक्षते स आज्ञापरिणामक उच्यते, यस्तु लिङ्गेन गम्यमर्थं प्रत्यक्षप्रसिद्धदृष्टान्तेनात्मबुद्धावारोपयन् वर्त्तते स दृष्टान्तपरिणामक उच्यते । सप्तरात्रिन्दिवचतुर्मासषण्मासैर्जघन्यमध्यमोत्कृष्टरूपैरुपस्थाप्यतेऽयम् ॥

## તપસ્વી અને શૈક્ષકનું વર્ણન.

**ભાવાર્થ**-"કાંઈક ન્યૂન છ મહિના સુધીના ઉગ્ર તપને કરનાર 'તપસ્વી' કહેવાય છે અને અનારોપિત વિવિક્ત વ્રતવાળો અને શિક્ષાયોગ્ય 'શૈક્ષિક' છે."

**વિવેચન**-દશમ (૪ ઉ.) આદિથી માંડી કાંઈક ન્યૂન છ માસ સુધીના ઉગ્ર, ભાવ-વિશુદ્ધ, અનિશ્રિત કે અલ્પ સત્ત્વવાળાને ભયંકર એવા તપના કરનાર 'તપસ્વી' કહેવાય છે. શૈક્ષકના બે પ્રકારો:-(૧) તે જ સાચું છે, કે જે જિનેશ્વરોએ દર્શાવેલ છે; આવી રીતે નિઃસંદેહ શ્રદ્ધા જે કરે છે અને કારણની અપેક્ષા કરતો નથી, તે 'આજ્ઞાપરિણામક' કહેવાય છે. વળી (૨) જે હેતુથી ગમ્ય અર્થને પ્રત્યક્ષ પ્રસિદ્ધ દૃષ્ટાન્તથી આત્મબુદ્ધિમાં આરોપણ કરતો વર્તે છે, તે 'દૃષ્ટાન્તપરિણામક' કહેવાય છે. જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટરૂપ સાત રાત્રિ-દિન, ચાર માસ અને છ માસમાં શૈક્ષક, ઉપસ્થાપના(વડી દીક્ષા)નો વિષય બને છે.

अथ ग्लानमाह—

**अपटुर्व्याध्याक्रान्तो मुनिर्ग्लानः ॥ सूत्र-२९ ॥**

**अपटुरिति** । भिक्षादिकं कर्त्तुमसमर्थः ज्वरादिव्याध्याक्रान्त इत्यर्थः । अस्य वैयावृत्त्यं कार्यमन्यथा प्रायश्चित्तभाक् स्यात्, तस्माद्भगवदाज्ञामनुवर्त्तमानेन कर्मनिर्जरालाभलिप्सया ग्लाने समुत्पन्ने मायाविप्रमुक्तेन यत्र कुत्रापि स्थितेन त्वरितमागन्तव्यमेवं कुर्वता साधर्मिकवात्सल्यं कृतं भवति, आत्मा च निर्जराद्वारे नियोजितो भवति, तत्रागन्तृत्वमप्रशस्यभापाऽपमानं लुब्धत्वमुद्भाव्य प्रतिवन्धयतः प्रायश्चित्तं स्यादिति ॥

## ગ્લાનનું વર્ણન.

**ભાવાર્થ**-"અસમર્થ, વ્યાધિથી ઘેરાયેલો મુનિ 'ગ્લાન' કહેવાય છે."

**વિવેચન**-ભિક્ષા આદિ કરવામાં અસમર્થ, જ્વર આદિ વ્યાધિથી ઘેરાયેલો મુનિ 'ગ્લાન' કહેવાય છે. આ ગ્લાન મુનિની વૈયાવૃત્ય કરવી જોઈએ. અન્યથા, પ્રાયશ્ચિત્તનો ભાગી થાય છે. તેથી ભગવંતની આજ્ઞાને અનુસરનારે, કર્મનિર્જરાના લાભની મહેચ્છાથી, ગ્લાન હોયે છતે માયાથી મુક્ત બનેલા અને ગમે ત્યાં રહેલા સાધુએ જલ્દીથી આવવું જોઈએ. આ પ્રમાણે કરનાર સાધુએ સાધર્મિકનું વાત્સલ્ય કરેલું થાય છે અને આત્માને નિર્જરાના દ્વારમાં જોડેલો બને છે. તે વિષયમાં અશક્તપણાનું, અપ્રશસ્ત ભાષાદ્વારા અપમાનનું અને લુબ્ધપણાનું ઉદ્ભાવન કરીને પ્રતિબંધ (અટકાયત) કરનારને પ્રાયશ્ચિત્ત થાય!

गणं कुलञ्चाह—

**श्रुतस्थविरपरम्परानुयायी गणः । एकजातीयानेकगच्छसमूहः कुलम् ॥ सूत्र-३० ॥**

**श्रुतेति ।** श्रुतेनागमेन स्थविरो वृद्धः श्रुतस्थविरस्तृतीयचतुर्थाङ्गधरस्साधुस्तत्परंपरानुगमनशीलो गण इत्यर्थः, श्रुतेति विशेषणेन वयसा पर्यायेण वा वृद्धस्य न ग्रहणम् । वयस्स्थविरस्सप्तत्यादिवर्षजीवितः, पर्यायस्थविरः यस्य दीक्षितस्य विंशत्यादीनि वर्षाणि गतानि सः, पदेन स्थविरस्तु प्रवर्तितव्यापारान् संयमयोगेषु सीदतस्साधून् ज्ञानादिष्वैहिकाऽऽमुष्मिकापायदर्शनतः स्थिरीकर्त्ता, कुलसमुदायो वा गणो भाव्यो यथा कौटिकादिः, कुलमाह एकजातीयेति, बहूनां गच्छानामेकजातीयानां समूहः कुलमित्यर्थो यथा चान्द्रादि । गच्छस्सुविहितमुनिवृन्दरूप एकाचार्यप्रणीतो जघन्यतस्त्रिपुरुषप्रमाणः साधुसमुदायरूपत्वात् चतुःपञ्चप्रभृतिपुरुषसङ्ख्याका मध्यमा गच्छाः, द्वात्रिंशत्सहस्राण्येकस्मिन् गच्छे साधूनामुत्कृष्टा संख्या यथा श्रीऋषभस्वामिप्रथमगणधरस्य भगवतो ऋषभसेनस्य । अशुभफलप्रदत्वादसदाचारगच्छसंवासपरिहारपूर्वकं परमशुभफलदत्वादिहपरलोकहितार्थं सदाचारगच्छसंवासः कार्यः । तत्र वसतां हि महती निर्जरा भवति, सारणावारणाचोदनादिभिर्दोषावाप्तेरभावात् विस्मृते क्वचित्कर्तव्ये भवतेदं न कृतमिति सारणा, अकर्त्तव्यानां निषेधो वारणा, संयमयोगेषु स्खलितस्याऽयुक्तमेतद्भवादृशामित्यादिस्वरमधुरवचनैः प्रेरणं चोदना । षड्विधानां जीवानां बाधा मरणान्तेऽपि यत्र करणत्रयैर्न क्रियते मुनिभिस्स गच्छ इति ॥

## ગણનું અને કુલનું વર્ણન.

**ભાવાર્થ**-"શ્રુતસ્થવિરની પરંપરાનો અનુયાયી 'ગણ' કહેવાય છે. એક જાતિના અનેક ગચ્છોનો સમુદાય 'કુલ' કહેવાય છે."

**વિવેચન**-શ્રુત એટલે આગમથી સ્થવિર-વૃદ્ધ-શ્રુતસ્થવિર, ત્રીજા અને ચોથા અંગને ધારણ કરનાર સાધુ. તેની પરંપરાનો અનુગામી 'ગણ' કહેવાય છે. 'શ્રુત' એવા વિશેષણથી વયથી કે પર્યાયથી વૃદ્ધનું ગ્રહણ નથી. સીત્તેર આદિ વર્ષના આયુષ્યવાળો 'વયસ્થવિર' કહેવાય છે. જે દીક્ષિતના વીસ આદિ વર્ષો ગયેલા છે, તે 'પર્યાયસ્થવિર' કહેવાય છે. પદની

અંગ્લાને શાંતિ આ પ્રવર્તિત વ્યાપારવાળા સંયમયોગોમાં સીદાતા સાધુઓને જ્ઞાન આદિમાં પરલોકના આરાધક, ધર્મના દર્શનથી સ્થિર કરનાર, અથવા કુલનો સમુદાય તે ગણ. જેમ કે-કોટિક આદિ. કુલને કહે છે કે-એક સંતતિવાળા ઘણા ગચ્છોનો સમૂહ. એ 'કુલ.' જેમ કે-ચાંદ્રકુલ આદિ.

૦ મુનિપતિ મુનિવૃંદસ્વરૂપ એક આચાર્યની સંતતિ ગચ્છ કહેવાય છે. જઘન્યથી ત્રણ સાધુઓના સમુદાયરૂપ છે. ચાર પાંચ આદિ સાધુઓની સંખ્યાવાળો મધ્યમ ગચ્છ કહેવાય છે. એક ગચ્છમાં બત્રીશ હજાર સાધુઓની ઉત્કૃષ્ટ સંખ્યા. જેમ શ્રી ઋષભદેવસ્વામિના પ્રથમ ગણધર ભગવાન શ્રી ઋષભસેનની બત્રીશ હજાર સાધુઓની સંખ્યા ઉત્કૃષ્ટ જાણવી.

૦ અનુકૂળ કુળને આપનાર કોઈ, અસદ્ આચારવાળા ગચ્છમાં સંવાસના પરિહારપૂર્વક પરમ શુભ કુળને આપનાર કોઈ આલોક-પરલોકના હિત માટે સદ્ આચરણવાળા ગચ્છમાં સંવાસ કરવો જોઈએ. ખરેખર, શોભનગચ્છમાં વસનારાઓને મોટી કર્મનિર્જરા થાય છે. સારણા-વારણા-પ્રેરણા આદિથી દોષની પ્રાપ્તિનો અભાવ થવાથી. ભૂલાઈ ગયેલા ક્વચિત્ કર્ત્તવ્યમાં 'આપે આ કર્યું નથી.'-આ પ્રમાણેની 'સા(સ્મા)રણા' કહેવાય છે. અકર્ત્તવ્યોનો નિષેધ 'વારણા' કહેવાય છે. સંયમના યોગોમાં સ્ખલના પામેલાને આ આપ જેવાઓને અયુક્ત છે. ઈત્યાદિ સ્વરૂપવાળા મધુર વચનોથી પ્રેરણા કરવી, એ 'નોદના' કહેવાય છે. છ જીવનિકાયોની બાધા, મરણાન્તમાં પણ જે ગચ્છમાં કરવા-કરાવવા-અનુમોદવારૂપ ત્રણ કરણોથી મુનિઓથી કરાતી નથી, તે શોભનગચ્છ 'ગચ્છ' કહેવાય છે.

अथ सङ्घमाह--

ज्ञानदर्शनचरणगुणवान् श्रमणादिः सङ्घः ॥ सूत्र-३१ ॥

ज्ञानदर्शनेति । गुणरत्नपात्रभूतसत्त्वसमूहः सङ्घः कोऽयं समूहः तादृश इत्यत्राह श्रमणादिरिति, आदिना श्रमणीश्रावकश्राविकाणां ग्रहणम् । श्राम्यन्ति तपस्यन्तीति श्रमणाः । शृण्वन्ति जिनवचनमिति श्रावकाः । तीर्थं प्रवर्त्तयन्तं सङ्घं ज्ञानादिगुणरूपं न तिरस्कुर्यात् सङ्घाद्बहिष्करणभयेन श्रुतकेवलिनापि सङ्घो मानितः तस्मात्सङ्घः पूज्य इति ॥

## સંઘનું સ્વરૂપ.

ભાવાર્થ-"જ્ઞાન-દર્શન-ચારિત્રગુણવાળો શ્રમણાદિ 'સઙ્ઘ' કહેવાય છે."

---

१. श्रावकत्वं न श्रवणमात्रनिबन्धनं, तथा च सति श्रोत्रेन्द्रियलब्धिमतां सर्वेषां श्रावकत्वं स्यादित्युक्तं जिनवचनमिति, जिनवचनमाप्तागमो न पुनरनाप्तागमः तस्याप्रमाणत्वेन परलोकहितत्वासम्भवाच्छ्रवणवैयर्थ्यापत्तेः, तत्रापि साक्षात्परलोकहितं ग्राह्यं, तेन ज्योतिषसामुद्रिकादेरभिप्रायविशेषेण परलोकहितत्वेऽपि न क्षतिः, श्रवणमपि न प्रत्यनीकादिभावेन, तेन तथा शृण्वता न श्रावकत्वप्रसङ्गः । उपयोगपूर्वकमित्यपि विवक्षणीयम्, तेनानुपयोगेन शृण्वतो व्यवच्छेदः । इदञ्च श्रावकत्वमप्युत्कटज्ञानावरणमिथ्यात्वादिविनाशाल्लभ्यत इति ॥

**विवेचन**-ગુણરૂપી રત્નોના પાત્રભૂત પ્રાણિસમૂહ સંઘ છે, તો તેવો આ સમૂહ કયો છે ? આના જવાબમાં કહે છે કે-'श्रमणादि।' આદિપદથી સાધ્વી-શ્રાવક-શ્રાવિકાઓનું ગ્રહણ છે. તપસ્વીઓ શ્રમણ કહેવાય છે. જિનવચનને શ્રવણ કરનારા શ્રાવકો કહેવાય છે. (શ્રાવકપણું શ્રવણ માત્ર કારણથી જન્ય નથી. આમ હોયે છતે, જો શ્રવણ કરનાર માત્ર શ્રાવક કહેવાય, તો શ્રોત્રેન્દ્રિય લબ્ધિવાળા સઘળા જીવોમાં શ્રાવકપણાનો પ્રસંગ થઈ જાય ! માટે અહીં કહેલું છે. જિનવાણીને શ્રવણ કરનાર 'શ્રાવક' કહેવાય. જિનવચન એટલે આપ્ત આગમ, પરંતુ અનાપ્ત આગમ નહિ; કેમ કે-અનાપ્તાગમનું અપ્રમાણપણું હોઈ પરલોકહિતકારીપણાનો અસંભવ હોવાથી શ્રવણની વ્યર્થતાની આપત્તિ છે. ત્યાં પણ સાક્ષાત્ પરલોકહિતકારી લેવું. તેથી જ્યોતિષ-પ્રાભૃતિક આદિમાં અભિપ્રાયવિશેષથી પરલોકહિતપણું છતાં ક્ષતિ નથી. શ્રવણ પણ પ્રત્યનીક આદિ ભાવથી નહિ, તેથી તે પ્રકારે સાંભળનારાઓને શ્રાવકપણાનો પ્રસંગ નથી. ઉપયોગપૂર્વકની વિવક્ષા કરવી, તેથી અનુપયોગથી સાંભળનારનો વ્યવચ્છેદ છે: અને આ શ્રાવકપણું અતિ ઉત્કટ જ્ઞાનાવરણ, મિથ્યાત્વ આદિના વિનાશથી પ્રાપ્ત થાય છે.) તીર્થંકરથી વંદનીય, જ્ઞાનાદિ ગુણરૂપ સંઘનો તિરસ્કાર નહિ કરવો જોઈએ. સંઘથી બહિષ્કારના ભયથી શ્રુતકેવલીએ પણ સંઘ માનેલો છે, તેથી શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ પૂજ્ય જ છે.

अथ साधुस्वरूपमाचष्टे—

**ज्ञानादिपौरुषेयशक्तिभिर्मोक्षसाधकः साधुः ॥ सूत्र-३२ ॥**

**ज्ञानादीति ।** ज्ञानदर्शनचारित्रक्रियोपेतो मोक्षमार्गेऽव्यवस्थितस्साधुरित्यर्थः, शास्त्रोक्तगुणी साधुर्न शेषास्तद्गुणरहितत्वात् व्यतिरेकतस्सुवर्णवत् सुवर्णं हि विषघाति रसायनं वयस्तम्भनं मङ्गलप्रयोजकं कटकादियोग्यतया प्रदक्षिणावर्त्तमग्नितप्तं प्रकृत्या गुरु सारतयाऽदाह्यं सारतयैवाकुथनीयमित्यसाधारणाष्टगुणविशिष्टं तथैव साधुरपि मोहविषघातकः केषांचिद् वैद्योपदेशाद्रसायनं भवति, अत एव परिणतान्मुख्यं गुणतश्च मङ्गलार्थं करोति प्रकृत्या विनीतः सर्वत्र मार्गानुसारिप्रदक्षिणावर्त्ततया गम्भीरस्थतसा गुरुः क्रोधाग्निनाऽदाह्यस्सदोचितेन शीलभावेनाकुथनीयश्च भवति तथा च यथा निखिलगुणयुक्तमेव सुवर्णं तात्त्विकं, न तु नामरूपमात्रेण गुणेन युक्तं, तथैव शास्त्रोदितमूलगुणैरेव साधुर्भवति, न पुनर्गुणरहितस्सन् यो भिक्षामटति स इति ॥

## સાધુસ્વરૂપનું વર્ણન.

**ભાવાર્થ**-"જ્ઞાન આદિ પૌરુષેય (આત્મીય) શક્તિઓથી મોક્ષસાધક 'સાધુ' કહેવાય છે."

**વિવેચન**-જ્ઞાન-દર્શન-ચારિત્રક્રિયાથી સંયુક્ત, મોક્ષમાર્ગમાં વ્યવસ્થિત 'સાધુ', શાસ્ત્રકથિત ગુણવાળો સાધુ કહેવાય છે. વ્યતિરેકની અપેક્ષાએ તે ગુણોથી રહિત કોઈ સાધુ નથી. જેમ કે-સુવર્ણ. ખરેખર, વિષઘાતી, રસાયન, વય(જુવાની)નું સ્તંભન, મંગલનું સાધન, કટક (કંકણ) આદિ યોગ્યતાથી પ્રદક્ષિણાવર્ત્ત અગ્નિમાં તપાવેલ, પ્રકૃતિથી ગુરુ (ભારે) સારરૂપે અદાહ્ય (ન બાળી શકાય એવું) અને સારરૂપ હોઈ અકુથનીય (ખરાબ ગંધ નહિ

આવે એવું), આવા અસાધારણ આઠ ગુણોથી વિશિષ્ટ સુવર્ણ છે. તેવી રીતે સાધુ પણ મોહના વિષનો ઘાતી હોય છે. વૈદ્યના ઉપદેશથી ધાતુવાદીઓથી કેટલીક ધાતુઓનું સુવર્ણ, અથવા સુવર્ણનું રસાયન બને છે. એવી જ પરિણત થવાથી મુખ્ય અને ગુણથી મંગલ કાર્ય કરે છે. પ્રકૃતિથી વિનીત, સઘળે ઠેકાણે માર્ગાનુસારી, અતિ સરળ આવર્ત્તતા(વર્તન)થી ગંભીર, મનથી મોટો, ક્રોધાગ્નિથી અદાહ્ય અને સદા ઉચિત શીલભાવથી સુગંધીદાર થાય છે. તથાચ જેમ સકળ ગુણથી યુક્ત જ સુવર્ણ તાત્ત્વિક કહેવાય છે, પરંતુ નામ માત્રથી સુવર્ણ સત્ય કહેવાય નહિ. તેવી રીતે જ શાસ્ત્રકથિત મૂલગુણોથી જ સાધુ હોય છે, પરંતુ ગુણ વગરનો હોતો જે માત્ર ભિક્ષા માટે ફરે છે, તે સાધુ કહેવાતો નથી.

इदानीं समनोज्ञमाह—

**एकसामाचारीसमाचरणपरस्साधुः समनोज्ञः ॥ सूत्र-३३ ॥**

एकेति । समाचरणं समाचारः, शिष्टाचरितक्रियाकलापः, तद्भावष्यञन्तेन स्त्रीत्वविवक्षायां ङीपि सामाचारीति पदसिद्धिः, सा च त्रिधा ओघसामाचारी दशविधसामाचारी पदविभागसमाचारी चेति । संक्षेपतः क्रियाकलापः ओघसामाचारी, इच्छाकारादिलक्षणा दशविधसामाचारी, पदविभागसामाचारी छेदसूत्राणीति तत्रैकस्यां सामाचार्यां वर्त्तमानस्साधुः समनोज्ञ इत्यर्थः ॥

## સમનોજ્ઞનું સ્વરૂપ.

**ભાવાર્થ**–"એક સામાચારીના આચરણમાં પરાયણ સાધુ 'સમનોજ્ઞ' કહેવાય છે."

**વિવેચન**–સમ આચાર સમાચાર કહેવાય છે. અર્થાત્ શિષ્ટોએ આચરેલ ક્રિયાકલાપ, તેનો ભાવ, તે 'સમાચારી' કહેવાય છે. ઓઘસામાચારી, દશવિધસામાચારી અને પદવિભાગસામાચારીરૂપે તે સામાચારી ત્રણ પ્રકારની છે. સંક્ષેપથી ક્રિયાકલાપ 'ઓઘસામાચારી' કહેવાય છે. (ત્યાં ઓઘસામાચારી, નવમા પૂર્વના આચારનામક તૃતીય વસ્તુના પણ વીસમા પ્રાભૃતના પણ ઓઘપ્રાભૃત નિર્વ્યૂઢ (સિદ્ધ–તૈયાર થયેલ) છે. આધુનિક દીક્ષિત–શ્રુતપરિજ્ઞાન-શક્તિથી રહિત દીક્ષિતોના આયુષ્ય આદિના હ્રાસની અપેક્ષા રાખીને, અત્યંત સમીપમાં કરેલ સંક્ષેપથી ક્રિયાકલાપ 'ઓઘસામાચારી' કહેવાય છે. દશવિધસામાચારી તો છવીશમા ઉત્તરાધ્યયનથી સ્વલ્પતર કાળપ્રવ્રજિતના પરિજ્ઞાન માટે તૈયાર કરેલ છે. પદવિભાગ-સામાચારી પણ છેદસૂત્રરૂપ નવમા પૂર્વમાંથી જ તૈયાર કરેલ છે.) ઇચ્છાકાર આદિ લક્ષણવાળી 'દશવિધસામાચારી' કહેવાય છે. પદવિભાગસામાચારી એટલે છેદસૂત્રો કહેવાય છે. આવી

१. तत्रौघसामाचारी नवमात्पूर्वात् तृतीयाद्वस्तुन आचारनामधेयात्तत्रापि विंशतितमात्प्राभृतात् तत्राप्योघप्राभृतात् निर्व्यूढेति. एतदुक्तं भवति साम्प्रतकालप्रव्रजितानां तावच्छ्रुतपरिज्ञानशक्तिविकलानामायुष्कादिह्रासमपेक्ष्य प्रत्यासन्नीकृतेति । दशविधसामाचारी पुनः षड्विंशतितमादुत्तराध्ययनात्स्वल्पतरकालप्रव्रजितपरिज्ञानार्थं निर्व्यूढेति । पदविभागसामाचार्यपि छेदसूत्ररूपान्नवमपूर्वादेव निर्व्यूढेति ॥

રીતે ત્યાં એક સામાચારીમાં વર્તમાન સાધુ 'સમનોજ્ઞ' કહેવાય છે.

अथ ब्रह्मचर्यगुप्तिमाह—

**वसतिकथानिषद्येन्द्रियकुड्यान्तरपूर्वक्रीडितप्रणीतातिमात्राऽऽहारभूषणगुप्तिभेदेन ब्रह्मचर्यगुप्तिर्नवधा ॥ सूत्र-३४ ॥**

वसतीति । भूषणान्तं द्वन्द्वस्ततो गुप्त्या तत्पुरुषः । ब्रह्मचर्यगुप्तिर्मैथुनविरतिव्रतस्य रक्षाप्रकारः. नवविधगुप्तिसेवनाद्धि सर्वकालं प्रमादरहितस्सन्नप्रतिबद्धविहारितया गुप्तब्रह्मचारी चरेदिति ॥

### બ્રહ્મચર્યની ગુપ્તિ (વાડ)નું વર્ણન.

ભાવાર્થ-"વસતિગુપ્તિ-કથાગુપ્તિ-નિષદ્યાગુપ્તિ-ઇન્દ્રિયગુપ્તિ-કુડ્યાન્તરગુપ્તિ-પૂર્વક્રીડિતગુપ્તિ-પ્રણીતગુપ્તિ-આહારગુપ્તિ અને ભૂષણગુપ્તિના ભેદથી બ્રહ્મચર્યની ગુપ્તિ નવ પ્રકારની છે."

**વિવેચન**-મૈથુનવિરતિના વ્રતનો, બ્રહ્મચર્યગુપ્તિએ રક્ષાના પ્રકાર છે. ખરેખર, નવ પ્રકારની ગુપ્તિના સેવનથી સર્વકાળ પ્રમાદ વગરનો હોતો, અપ્રતિબદ્ધ વિહારી બની, બ્રહ્મચારી ગુપ્તિઓનું પાલન કરે.

अथ वसतिगुप्तिमाह—

**स्त्रीषण्ढादिवासस्थानवर्जनं वसतिगुप्तिः ॥ सूत्र-३५ ॥**

स्त्रीति । स्त्रियो दिव्या मानुष्यो वा षण्डो महामोहकर्मा स्त्रीपुंससेवनाभिरतः आदिना पशवो ग्राह्याः तदाकीर्णवसतौ शयनासनादीन्युपभुञ्जानस्य ब्रह्मचारिणोऽपि सतो ब्रह्मचर्ये तस्य किमेतान्सेवे उत नेति परेषां वा किमसावेवंविधशयनासनादिसेवी ब्रह्मचर्यच्युत नेति संशयस्समुपजायते, स्त्र्यादिभिरपहृतचित्तत्वाच्च विस्मृततत्त्वज्ञानोपदेशस्य 'अभिन्नसारं संसारं सारवल्लोचनं' त्यादिकुविकल्पात्, विकल्पयतो मिथ्यात्वोदयतः कदाचिदेतत्परिहार एव तीर्थकृद्भिर्नोक्तः, एतदासेवने वा यो दोष उक्तस्स दोष एव न भवतीत्येवंरूपा विचिकित्सा स्यात्, यतं ग्रस्यापि क्लिश्नतः कष्टानुष्ठानस्य फलं भविष्यति न वेति संशयः स्यात्. ततश्च केवलिप्रज्ञप्ताद्धर्माच्छ्रुतचारित्ररूपात् समन्ताद्भ्रश्येत् तस्मात्स्त्रीपण्डाद्याकीर्णतारहितानि शयनासनस्थानादीनि य. सेवते स एव निर्ग्रन्थो द्रव्यभावग्रन्थातिक्रान्तत्वादतः तादृशशयनासनस्थानादिपरिवर्जनं वसतिगुप्तिरिति भावः ॥

### વસતિનામક ગુપ્તિનું કથન.

ભાવાર્થ-"સ્ત્રી-નપુંસક આદિ નિવાસના સ્થાનનું વર્જન, એ 'વસતિગુપ્તિ' કહેવાય છે."

**વિવેચન**-દેવ સંબંધી કે મનુષ્ય સંબંધી સ્ત્રીઓ, પણ્ડ એટલે મહા મોહકર્મવાળો, સ્ત્રી-પુરુષના સેવનમાં અભિરત નપુંસક, આદિથી પશુઓ લેવા, સ્ત્રી-પણ્ડકથી આકીર્ણ

વસતિમાં શયન-આસન આદિના ઉપભોગને કરનાર બ્રહ્મચારી હોવા છતાંય, બ્રહ્મચર્યમાં પોતાને 'શું આ વસતિ આદિને હું સેવું કે નહિ?-આવો સંશય, અથવા બીજાઓને શું આ આવા પ્રકાર શયન-આસન આદિ સેવી બ્રહ્મચારી છે કે નહિ?-આવો સંશય થાય છે. વળી સ્ત્રી આદિથી અત્યંત અપહૃત ચિત્તવાળો હોઈ, સકળ આપ્તપુરુષના ઉપદેશનું વિસ્મરણ કરનારો, 'આ અસાર સંસારમાં સારભૂત સારંગ લોચના છે, ઈત્યાદિ કુવિકલ્પોના શીલ્પીને મિથ્યાત્વનો ઉદય થવાથી, 'કદાચિત્ બ્રહ્મચર્યનો પરિહાર જ તીર્થંકરોએ કહેલો નથી, અથવા આ સ્ત્રી આદિના સેવનમાં જ દોષ કહેલો છે, તે દોષ જ નથી'-આવા પ્રકારની વિચિકિત્સા (સંશયવૃત્તિ) થાય. ધર્મ પ્રત્યે પણ શું આટલા બધા કાષ્ટાનુષ્ઠાનનું ફળ મળશે કે નહિ?-આવો સંશય થાય! વળી તે કેવલીએ કહેલ સમસ્ત શ્રુતચારિત્રરૂપ ધર્મથી ભ્રષ્ટ થાય! તેથી સ્ત્રીષણ્ડ આદિથી આકીર્ણતાથી રહિત શયન-આસન-સ્થાનોનું જે સેવન કરે છે, તે જ નિર્ગ્રન્થ છે, કેમ કે-દ્રવ્ય-ભાવ ગ્રથિ(ગાંઠ)થી નીકળેલો છે. એથી તાદૃશ શયન-આસન-સ્થાન આદિનું પરિવર્જન, એ 'વસતિગુપ્તિ' કહેવાય છે.

कथागुप्तिमाह—

रागानुबन्धिस्त्रीसंलापचरित्रवर्णनपरित्यागः कथागुप्तिः ॥ सूत्र-३६ ॥

रागेति । एकाकिनीनां स्त्रीणां रागानुबन्धिनस्सँल्लापाः, 'कर्णाटी सुरतोपचारचतुरा लाटी विदग्धप्रिये' त्यादिरूपाः कथाश्च ब्रह्मचर्यगुप्तिकामेन सर्वथा परित्याज्या[1], अन्यथा पूर्वोदितरीत्या संशयादयो भवेयुः, देशजातिकुलनेपथ्यभाषागतिविभ्रमगीतहास्यलीलाकटाक्षप्रणयकलहशृङ्गाररसानुविद्धाः कामिनीनां कथा हि रागानुबन्धिन्यः, ता अवश्यमिह मुनीनामपि मनोविक्रियां नयन्तीति तासामपि परित्यागः कार्य इति भावः ॥

## કથાગુપ્તિનું કથન.

ભાવાર્થ-"રાગના અનુબંધી, સ્ત્રીઓના સંલાપો અને કથાઓના વર્ણનનો પરિત્યાગ, એ 'કથાગુપ્તિ' કહેવાય છે."

વિવેચન-એકલી સ્ત્રીઓના રાગના અનુબંધીસંલાપો. જેમ કે-'કર્ણાટકની નારી સુરતના ઉપચારમાં ચતુર હોય છે, લાટદેશની નારી વિદગ્ધ પ્રિય હોય છે,' ઈત્યાદિરૂપ સંલાપો અને કથાઓનો બ્રહ્મચર્યગુપ્તિના ઈચ્છુકે સર્વથા પરિત્યાગ કરવો જોઈએ. અન્યથા, પૂર્વકથિત રીતિથી સંશય વગેરે થાય. દેશ-જાતિ-કુળ-વેષ-ભાષા-ગતિ-વિભ્રમ (વિલાસ)-ગીત-

१. यस्संयतः कषायादिप्रमादेन रागद्वेषवशं गतो न तु मध्यस्थः परिकथयति किञ्चित्सा विकथा, सा च न कथनीया, तथाविधपरिणामविशेषकारणत्वाद्वक्तृश्रोत्रो', शृङ्गाररसेन मन्मथदीपिकया सद्योत्तेजितचारित्रमोहनीयकर्मोदयप्रयुक्तात्मपरिणामरूपो मोहो जायते तस्मात्स्वपरात्मनोरुभयोर्वा पापोपादानभूता कथा न कुर्यादिति तथा च तपस्संयमगुणधारिणश्चरणरता' ता कथा कथयेयुर्या सर्वजीवहितकरा निर्जराख्यफलसाधना कर्तृणा श्रोतॄणामपि चेतः कुशलपरिणामनिबन्धनेति ॥

હાસ્ય-લીલા-કટાક્ષ-પ્રણય-કલહ અને શૃંગારરસથી અનુવિદ્ધ કામિનીઓની કથાઓ ખરેખર રાગપરંપરાજનક છે. તે કથાઓ અવશ્ય અહીં મુનિઓના મનને પણ વિકારમાં લઈ જાય છે, માટે તે કથાઓનો પણ પરિત્યાગ કરવો. (જે સાધુ કષાય વગેરેના પ્રમાદથી રાગ-દ્વેષને વશ થયેલો, મધ્યસ્થતા વિનાનો વિકથાને કહે છે, તે વિકથા કહેવાયોગ્ય નથી; કેમ કે-તથાવિધ પરિણામવિશેષ વક્તા અને શ્રોતામાં કારણ થાય છે. શૃંગારરસથી કામદેવની દીપિકા તે વિકથાથી ઉત્તેજિત, ચારિત્રમોહનીયકર્મના ઉદયથી જન્ય આત્માનો વિશિષ્ટ પરિણામરૂપ મોહ થાય છે. તેથી સ્વ-પર આત્મક ઉભયના પાપના ઉપાદાનભૂત કથા ન કરવી જોઈએ. તથાચ તપ-સંયમ-ગુણધારીઓ, ચારિત્રપરાયણો તેવી કથા કહે, કે જે સર્વ જીવ હિત કરનારી, નિર્જરાનામક ફળના સાધનભૂત, તેમજ કર્તા અને શ્રોતાઓના પણ ચિત્તના કુશળ પરિણામના મૂળ કારણભૂત થાય!)

निषद्यागुप्तिमाह—

**स्त्र्यासनपरिवर्जनं निषद्यागुप्तिः ॥ सूत्र-३७ ॥**

**स्त्रीति ।** स्त्रीणां यदासनं यत्र ताभिस्सह नोपविशेदुत्थितास्वपि मुहूर्त्तं तत्र नोपवेष्टव्यमिति सम्प्रदायः यश्चैवंविधस्स निर्ग्रन्थः, अन्यथोक्तदोषप्रसङ्गः स्यादतस्तदासनं सर्वथा परिहरणीयमिति भावः ॥

## નિષદ્યાગુપ્તિનું વર્ણન.

**ભાવાર્થ**-"સ્ત્રીના આસનનું પરિવર્જન, એ 'નિષદ્યાગુપ્તિ' કહેવાય છે."

**વિવેચન**-સ્ત્રીઓનું જે આસન છે, ત્યાં તે સ્ત્રીઓની સાથે બેસવું ન જોઈએ. તે સ્ત્રીઓના ઉઠ્યા બાદ પણ બે ઘડી સુધી (મુહૂર્ત પર્યન્ત) ત્યાં બેસવું ન જોઈએ. આવો સંપ્રદાય છે. જે આવા પ્રકારનો છે, તે નિર્ગ્રંથ કહેવાય છે. અન્યથા, કહેલા દોષનો પ્રસંગ થાય! એથી તે આસન સર્વથા છોડવા જેવું છે.

इन्द्रियगुप्तिं कुड्यान्तरगुप्तिञ्चाह—

**रागप्रयुक्तस्त्र्यङ्गोपाङ्गविलोकनत्यजनमिन्द्रियगुप्तिः । एककुड्यान्तरितमैथुनशब्दश्रवणस्थानपरित्यागः कुड्यान्तरगुप्तिः ॥ सूत्र-३८ ॥**

**रागेति ।** अनुरागेण वनितानामङ्गोपाङ्गानां निरीक्षणत्यागः कार्यः, तासां नयननासिकादीनि निरीक्षितमात्राण्यपि चेतो हरन्ति तथा दर्शनानन्तरं विभाव्यमानानि चेतो दूषयन्ति, ततस्तेषां सम्यग्दर्शनं ततश्चाहो ! सलवणत्वं लोचनयोः, ऋजुत्वं नासावंशस्येत्येवं विचिन्तनञ्च ब्रह्मचर्यभङ्गप्रसङ्गेन नैव कार्यमिति भाव । कुड्यान्तरगुप्तिमाह एकेति, कुड्यं कटादिरचितं पक्वेष्टकादिनिर्मिता वा भित्तिः तयाऽन्तरितेऽपि स्थाने यत्र विविधविहगादिभाषया अव्यक्तशब्दः सुरतसमयभावी रुदितशब्दः रतिकलहादिरूपः मानिनीकृतः गीतशब्दो वा पञ्चमादिहुंकृतिरूपो हसितशब्दो वा श्रूयते तादृशस्थानपरित्यागः कार्य इति भावः ॥

## ઈન્દ્રિય અને કુડયાન્તરગુપ્તિનું કથન.

ભાવાર્થ–"રાગપૂર્વક સ્ત્રીના અંગ-ઉપાંગના દર્શનનો ત્યાગ, એ 'ઈન્દ્રિયગુપ્તિ' કહેવાય છે. એક ભીંતના અંતરમાં રહેલના મૈથુન શબ્દના શ્રવણના સ્થાનનો પરિત્યાગ, એ 'કુડયાન્તરગુપ્તિ' કહેવાય છે."

વિવેચન–"અનુરાગપૂર્વક સ્ત્રીઓના અંગ–ઉપાંગોના નિરીક્ષણનો ત્યાગ કરવો જોઈએ. તે સ્ત્રીઓના નયન–નાસિક આદિ દર્શન માત્રથી પણ ચિત્તનું હરણ કરે છે, તેમજ દર્શન બાદ સ્મરણપટમાં આવતાવેંત ચિત્તને દૂષિત કરે છે. તેથી તે નયન આદિનું સારી પેઠે દર્શન, ત્યાર બાદ અહો! એ નયનોનું લાવણ્ય, નાસિકારૂપી વંશનું સરળપણું, આ પ્રમાણેનું વિચિંતન બ્રહ્મચર્યના ભંગનો પ્રસંગ આવવાથી નહિ કરવું જોઈએ. કુડયાન્તરગુપ્તિને કહે છે કે–કુડય એટલે ચટાઈ વગેરેથી બનાવેલ અથવા પાકી ઈંટોથી બનાવેલ ભીંત, તે ભીંતથી અંતરિત એવા પણ સ્થાનમાં જ્યાં વિવિધ પંખી આદિની ભાષાથી અવ્યક્ત શબ્દ, સુરત સમયમાં થનાર રૂદનનો શબ્દ, રતિ–કલહ આદિ રૂપ માનિનીએ કરેલો ગીત શબ્દ, પંચમાદિ સ્વરરૂપ 'હું' કારરૂપ હસવાનો શબ્દ સંભળાય, તેવા સ્થાનનો પરિત્યાગ કરવો જોઈએ.

पूर्वक्रीडितप्रणीतगुप्ति प्राह—

प्राक्तनक्रीडास्मरणवैधुर्यं पूर्वक्रीडितगुप्तिः । अतिस्निग्धमधुराद्याहारपरिहारः प्रणीतगुप्तिः ॥ सूत्र–३९ ॥

प्राक्तनेति । पूर्वं गृहस्थावस्थाकाले स्त्र्यादिभिस्सह विषयानुभवस्य कृतस्य दुरोदरादिरमणस्य चानुचिन्तना न विधेया तथाच सति ब्रह्मचर्यरक्षणं भवेदिति भावः । अथ प्रणीतगुप्तिमाह अतिस्निग्धेति, गलत्स्नेहरसमत्यन्तधातूद्रेककारिणमाहारं पानभोजनादिकं वर्जयेदित्यर्थः ॥

## પૂર્વક્રિડીત અને પ્રણીતગુપ્તિનું વર્ણન.

ભાવાર્થ–"પૂર્વકૃત ક્રીડાના સ્મરણનો અભાવ, એ 'પૂર્વક્રીડિતગુપ્તિ' કહેવાય છે. અતિ સ્નિગ્ધ–મીઠા વગેરે આહારનો પરિહાર, એ 'પ્રણીતગુપ્તિ' કહેવાય છે."

વિવેચન–પૂર્વે ગૃહસ્થ અવસ્થાના કાળમાં સ્ત્રી આદિની સાથે કરેલ વિષયના અનુભવનો અને સ્ત્રી આદિની સાથે કરેલ જુગટું (જુગાર) આદિના રમણનો વિચાર નહિ કરવો જોઈએ. તેથી બ્રહ્મચર્યનું રક્ષણ થાય છે. હવે પ્રણીતગુપ્તિને કહે છે કે–'अतिस्निग्धेति।' ગળતા, ચીકણા રસવાળા, અત્યંત ધાતુની વૃદ્ધિ કરનાર અને પાન–ભોજનાદિરૂપ આહારનું વર્જન કરવું જોઈએ.

आहारगुप्तिं भूषणगुप्तिञ्चाह—

मानाधिकाऽऽहारपरिवर्जनमतिमात्राहारगुप्तिः । स्नानविलेपनादिशरीरशुश्रूषावर्जनं भूषणगुप्तिः ॥ सूत्र–४० ॥

मानाधिकेति । पुरुषस्य कवलपरिमाणं द्वात्रिंशत्कवला: स्त्रिया: पुनरष्टाविंशति:, ततोऽप्यधिकतया पानभोजनादिसंसेवनं ब्रह्मक्षतिकारित्वाच्छरीरपीडाकरत्वाच्चावश्यं त्याज्यं, केवलं संयमनिर्वाहार्थं चित्त-स्वास्थ्योपेतो भुञ्जीत न तु रागद्वेषवशग: सर्वकालमतिमात्राहारस्य दुष्टत्वात्, कदाचित्तु कारणतोऽति-मात्राहारो न दुष्ट इति । भूषणगुप्तिमाह स्नानेति, शरीरोपकरणादीनां विभूषार्थं युवतिजनमनस्तोषार्थं संस्कारो न विधेय:, अन्यथा स्त्रीजनाभिलषणीयत्वात्तस्य ब्रह्मचर्ये शंका स्यात्, उज्जवलवेषपुरुषदर्शनेन युवतीनां कामोद्रेकात्, किमेतास्तावदित्थं प्रार्थयमाना उपभुञ्जे, आयतौ तु यद्भावि तद्भवतु उतश्चित् कष्टानि शाल्मलीश्लेषादयो नरक एनद्विपाका इति परिहरामि वेत्येवं रूपो वितर्क: स्यात्तस्माद्भिक्षुर्धर्मा-रामो धृतिमान् दान्तश्शङ्कास्थानभूतानेतान् आज्ञाभंगऽनवस्थामिथ्यात्वविराधनादोषान्विचिन्तयन् ब्रह्म-चर्ये समाहितो भवेत्, तथाविधश्च तं देवदानवगन्धर्वयक्षरक्ष:किन्नरादयोऽपि नमस्यन्ति, अयञ्चाष्टा-दशविधो ब्रह्मचर्यधर्म: परप्रवादिभिरप्रकम्प्यतया ध्रुव:, अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावत्वान्नित्यो द्रव्यार्थ-तया, शश्वदन्यान्यरूपतयोत्पादात्पर्यायार्थतयापि शाश्वत: जिनै: प्रतिपादित:, अनेन ब्रह्मचर्येण पुरा अनन्तासूत्सर्पिण्यवसर्पिणीषु महाविदेहे तत्कालापेक्षया इहापि वा सिद्धा: सिद्ध्यन्ति अनागताद्धायाञ्च सेत्स्यन्तीति सर्वोत्तमोऽयमिति ॥

## આહાર અને ભૂષણગુપ્તિનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"પરિમાણથી અધિક આહારનું પરિવર્જન, એ 'અતિમાત્રાહારગુપ્તિ' કહેવાય છે. સ્નાન-વિલેપન આદિ શરીરશુશ્રૂષાનું વર્જન, એ 'ભૂષણગુપ્તિ' કહેવાય છે."

**વિવેચન**-પુરુષના કવલ(કોળિયા)નું પરિમાણ બત્રીશ કોળિયા છે અને સ્ત્રીના કોળિયાનું પરિમાણ અટ્ઠાવીશ કોળિયા છે. તેનાથી અધિકપણાએ પાન-ભોજન આદિનું સંસેવન બ્રહ્મચર્યની ક્ષતિ કરનાર હોઈ અને શરીરની પીડા કરનાર હોઈ તેનો અવશ્ય ત્યાગ કરવો યોગ્ય છે. ફક્ત સંયમના નિર્વાહ માટે ચિત્તની સ્વસ્થતા સહિત ભોજન કરવું જોઈએ પરંતુ રાગ-દ્વેષને વશ બની નહિ ખાવું જોઈએ, કેમ કે-સર્વકાળમાં અતિમાત્ર આહાર દુષ્ટ છે, જ્યારે કદાચિત્ કારણવશાત્ અતિમાત્ર આહાર દુષ્ટ નથી. ભૂષણગુપ્તિને કહે છે કે-'स्नाने'ति। શરીર-ઉપકરણ આદિની શોભા માટે યુવતિજનના મનના સંતોષ માટે સંસ્કાર કરવો જોઈએ નહિ. અન્યથા, સ્ત્રીજનના અભિલાષાનો વિષય થવાથી તેના બ્રહ્મચર્યમાં શંકા થાય! ઉજ્જવળ વેષવાળા પુરુષના દર્શનથી યુવતિઓને કામનો આવિર્ભાવ થાય! આ પ્રમાણે પ્રાર્થના કરતી આ સ્ત્રીઓને શું હું ભોગવું? ભવિષ્યમાં જે થવાનું હોય તે થાવ!

१. 'दिव्यात्कामरतिसुखात्त्रिविधं त्रिविधेन विरतिरिति नवकम् । औदारिकादपि तथा तदब्रह्माष्टादश-विकल्पमि' त्यष्टादशविधं ब्रह्मचर्यम् तदेतत्सर्वस्त्रीणा मनोवाक्कायैस्सर्वथा सगत्यागस्सर्वतो ब्रह्मचर्यम्, संय-मिना, एष्वेव देशतस्स्वदारसंतोषरूपं देशतो देशविरतानाम् । व्रतेषु प्रधानं, उक्तञ्च व्रताना ब्रह्मचर्यं हि निर्दिष्टं गुरुकं व्रतं । तज्जन्यपुण्यसम्भारसंयोगाद्गुरुरुच्यते इति । तीर्थान्तरीयैरप्युक्तं, 'एकतश्चतुरो वेदा ब्रह्म-चर्यञ्च एकत: । एकतस्सर्वपापानि, मद्यं मासञ्च एकत:' इति ॥

અથવા કૂટો-શાલ્મલીવૃક્ષના આશ્લેષ આદિરૂપ નરકમાં આ વિપાકો ભોગવવા પડશે, તો સ્ત્રીસંબંધને પરિહરૂં, આવા પ્રકારનો વિતર્ક થાય! તેથી ધર્મરૂપ આરામવાળો, ધૈર્યવાળો, દમનવાળો અને શંકાના સ્થાનભૂત આ, આજ્ઞાભંગ-અનવસ્થા-મિથ્યાત્વ-વિરાધના વગેરે દોષોનું ચિંતન કરનારો ભિક્ષુ બ્રહ્મચર્યમાં સમાધિવાળો થાય! વળી તથાપ્રકારના તે ભિક્ષુને દેવ-દાનવ-ગંધર્વ-યક્ષ-રાક્ષસ-કિંનર આદિ પણ નમસ્કાર કરે છે. આ અઢાર પ્રકારનો બ્રહ્મચર્યધર્મ પરપ્રવાદિઓથી અપ્રકમ્પ્ય હોઈ ધ્રુવ છે. (દિવ્ય કામ-રતિસુખથી ત્રિવિધ ત્રિવિધે વિરતિ. આ પ્રમાણે નવક(નવનો સમુદાય) ઔદારિકથી પણ તથા બ્રહ્મ, નવક-એમ અઢાર ભેદવાળું બ્રહ્મચર્ય છે-આવા અઢાર પ્રકારનું બ્રહ્મચર્ય છે. અર્થાત્ સઘળી સ્ત્રીઓનો મન-વચન-કાયાથી સર્વથા સંગનો ત્યાગ 'સર્વતો બ્રહ્મચર્ય' કહેવાય છે. આ 'સર્વતો બ્રહ્મચર્ય' સંયમીઓને હોય છે. આ અઢાર પ્રકારોમાં દેશથી સ્વસ્ત્રીસંતોષરૂપ બ્રહ્મચર્ય દેશથી દેશ-વિરતોને હોય છે. વ્રતોમાં પ્રધાન, ખરેખર, વ્રતોમાં બ્રહ્મચર્ય ગુરુ તરીકે નિર્દેશલ છે. તે શુદ્ધ બ્રહ્મચર્યજન્ય પુણ્યસમુદાયના સંયોગથી 'ગુરુ' કહેવાય છે. જૈનેતરોએ પણ કહ્યું છે કે-'એક બાજુ બ્રહ્મચર્ય અને એક બાજુ ચાર વેદો સમાન છે, તેમજ એક બાજુ સર્વ પાપો તથા એક બાજુ મદ્ય અને માંસ સમાન છે.' અપ્રચ્યુત-અનુત્પન્ન-સ્થિરૈક-સ્વભાવ હોવાથી દ્રવ્યાર્થની અપેક્ષાએ નિત્ય-હંમેશાં પરસ્પરરૂપપણાએ ઉત્પત્તિ હોવાથી, પર્યાયાર્થ-પણાએ (ગુણ-ગુણી બ્રહ્મચર્ય-આત્મામાં દ્રવ્યપર્યાયથી) પણ શાશ્વત બ્રહ્મચર્યધર્મ જિનોએ કહેલો છે. આ બ્રહ્મચર્યથી પહેલાંના કાળમાં અનંત ઉત્સર્પિણી-અવસર્પિણીઓમાં મહાવિદેહમાં વર્તમાનકાળની અપેક્ષાએ, અથવા અહીં પણ 'परत्रैककारणं' એ સૂત્રથી ભૂતકાળમાં સિદ્ધ થયા છે, વર્તમાનમાં સિદ્ધ થાય છે અને ભવિષ્યકાળમાં સિદ્ધ થશે, માટે આ બ્રહ્મચર્યધર્મ સર્વશ્રેષ્ઠ છે.

अथ ज्ञानादि निरूपयति—

**ज्ञानदर्शनचरणभेदतो ज्ञानादि [1]त्रिविधम्। कर्मक्षयोपशमसमुत्थावबोधतद्धेतु द्वादशाङ्गाद्यन्यतरत् ज्ञानम्। तत्त्वश्रद्धानं दर्शनम्। पापव्यापारेभ्यो ज्ञानश्रद्धानपूर्वकविरतिश्चरणम्॥सूत्र-४१॥**

ज्ञानेति। स्पष्टम्, तत्र ज्ञानमाह कर्मेति, तत्तज्ज्ञानावरणभूतकर्मेत्यर्थः, तथा च तत्तज्ज्ञानावरणक्षयोपशमरूपोपाधिसम्पादितसत्ताक आभिनिबोधिकरूपप्रकाशविशेषः, तन्निदानभूतं द्वादशाङ्गरूपं श्रुतञ्च ज्ञानमित्यर्थः। दर्शनमाह तत्त्वेति, दर्शनमोहनीयक्षयाद्याविर्भूततत्त्वश्रद्धानरूप आत्मपरिणामविशेषो दर्शनमित्यर्थः। तत्त्वञ्च सकलपर्यायोपेतसकलवस्तुस्वरूपम् तस्य सर्वविदुपदिष्टतया पारमार्थिकस्य

१. तथापुरुषस्य द्वादशाङ्गानि तद्वच्छ्रुतात्मकपरमपुरुषस्यापि द्वादशाङ्गानि, तानि च 'आयारो सुयगडो ठाणं, समवाओ विवाहपन्नत्ती नायाधम्मकहाओ उवासगदसाओ अंतगडदसाओ अनुत्तरोववाइयदसाओ पण्हावागरणाइं विवागसुयं दिट्ठिवाओ य' इति॥ यद्यपि गणधराः प्रथमं पूर्वाण्येवोपनिबध्नन्ति तथापि दुर्मेधसां तदवधारणाद्ययोग्यानां स्त्रीणाञ्चानुग्रहार्थं शेषश्रुतस्य विरचना विज्ञेया॥

जीवादेः पदार्थस्यैतदेवमेवेति प्रत्ययविशेषः श्रद्धानं, तत्त्वेन वा भावतोऽर्थानां श्रद्धानं तत्त्वश्रद्धानमिति भावः । चरणमाह—पापेति, स्पष्टम् ॥

## જ્ઞાનાદિ ત્રિકનું નિરૂપણ.

ભાવાર્થ-"જ્ઞાન-દર્શન-ચારિત્રના ભેદથી જ્ઞાનાદિ ત્રણ પ્રકારનાં છે. કર્મક્ષયોપશમજનિત અવબોધ અને તેનો હેતુ બાર અંગો.માંથી કોઈ એક, તે 'જ્ઞાન' કહેવાય છે. તત્ત્વનું શ્રદ્ધાન 'દર્શન' છે. પાપવ્યાપારોથી જ્ઞાનશ્રદ્ધાનપૂર્વક વિરતિ, એ 'ચરણ' કહેવાય છે."

વિવેચન-તથાચ તે તે જ્ઞાનાવરણના ક્ષયોપશમરૂપ ઉપાધિ(નિમિત્ત)થી સંપાદિત સત્તાવાળો મતિજ્ઞાનરૂપ પ્રકાશવિશેષ, તેનાથી જન્ય બાર અંગરૂપ શ્રુતરૂપી જ્ઞાન. યથા પુરુષના બાર અંગો હોય છે, તેની માફક શ્રુત આત્મક પરમપુરુષના પણ બાર અંગો છે. તે અંગો આ પ્રમાણે છે:-(૧) આચારાંગ, (૨) સૂત્રકૃતાંગ, (૩) સ્થાનાંગ, (૪) સમવાયાંગ, (૫) વિવાહપ્રજ્ઞપ્તિ, (૬) જ્ઞાતાધર્મકથાંગ, (૭) ઉપાસકદશાંગ, (૮) અંતકૃતદશાંગ, (૯) અનુત્તરૌપપાતિકદશાંગ, (૧૦)પ્રશ્નવ્યાકરણાંગ, (૧૧)વિપાકશ્રુતાંગ, (૧૨)દૃષ્ટિવાદાંગ. જો કે ગણધરો પહેલાં પૂર્વોને જ રચે છે, તો પણ અલ્પ બુદ્ધિવાળા, તેના અવધારણ આદિને અયોગ્ય અને સ્ત્રીઓ ઉપર ઉપકાર માટે શેષ શ્રુતની રચના જાણવી. દર્શનને કહે છે કે-'तत्त्वे'ति । દર્શનમોહનીય ક્ષય આદિથી આવિર્ભૂત તત્ત્વશ્રદ્ધાનરૂપ આત્મપરિણામવિશેષ, એ 'દર્શન' કહેવાય છે અને તત્ત્વ સકળ પર્યાયથી યુક્ત સકળ વસ્તુસ્વરૂપ છે. તે સર્વજ્ઞભગવંતથી ઉપદિષ્ટ હોઈ, પારમાર્થિક જીવાદિ પદાર્થમાં 'આ આ પ્રમાણે જ છે' આવું વિશિષ્ટ વિજ્ઞાન 'શ્રદ્ધાન' કહેવાય છે. અથવા તત્ત્વથી-ભાવથી પદાર્થોનું શ્રદ્ધાન, એ 'તત્ત્વશ્રદ્ધાન' કહેવાય છે.

अथ तपोनिरूपणायाह—

**बाह्याभ्यन्तरभेदेन द्वादशविधानि तपांसि पूर्वमेवोक्तानि ॥ सूत्र-४२ ॥**

बाह्येति । पूर्वमेवेति, निर्जरानिरूपण इत्यर्थ ॥

## તપનું વર્ણન.

ભાવાર્થ-"બાહ્ય અને અભ્યંતરના ભેદથી બાર પ્રકારનાં તપો પહેલાં જ કહેલાં છે."

વિવેચન-પહેલાં એટલે નિર્જરાનિરૂપણમાં કહેલાં છે.

क्रोधनिग्रहमाचष्टे—

**उदीर्णक्रोधादिचतुष्टयनिग्रहः क्रोधनिग्रहः । इति चरणनिरूपणम् ॥ सूत्र-४३ ॥**

उदीर्णेति । क्रोधादिमोहनीयकर्मविपाकादुदयमागतन्यर्थः, आदिना मानमायालोभानां ग्रहणम्

१. क्रोधमानमायालोभाना चतुर्णां विजयो यस्मात्तपः तच्चैकाशनं निर्विकृतिकमाचाम्लमुपवासमित्येका लता, प्रतिकषायमेकैका लता क्रियते, एतत्कषायविजयं तपः, अस्मिश्च तपसि चतस्रो लता षोडशदिवसानि भवन्ति ॥

तेषां निग्रहस्तितिक्षा, क्रोधनिग्रहेण हि जीवः क्षान्ति जनयति, क्रोधवेदनीयं कर्म पुनर्न बध्नाति, पूर्वबद्धञ्च कर्म निर्जरयति ततश्च जीवविशिष्टवीर्योल्लासो भवति, एवं मानादावपि भाव्यम् । तदेवं व्रतपञ्चकस्य श्रमणधर्मदशकस्य संयमसप्तदशकस्य वैयावृत्त्यदशकस्य ब्रह्मचर्यगुप्तिनवकस्य ज्ञानादित्रिकस्य तपोद्वादशकस्य क्रोधनिग्रहचतुष्टयस्य च मेलनेन सम्भूतं सप्ततिविधं चरण निरूपितमित्याह इतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टधर—श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्याया चरणनिरूपणनामा प्रथमः किरणः ॥

## ક્રોધનિગ્રહનું નિરૂપણ.

**ભાવાર્થ**-'ઉદય પામેલ ક્રોધ આદિ ચારનો નિગ્રહ, એ 'ક્રોધનિગ્રહ' કહેવાય છે. આ પ્રમાણે ચરણનિરૂપણ સમાપ્ત થાય છે."

**વિવેચન**-ક્રોધ આદિ (ક્રોધ-માન-માયા-લોભરૂપ ચાર કષાયોનો વિજય જે તપથી થાય છે, તે એકાશન-નીવી-આયંબીલ-ઉપવાસ, એમ એક લતા, દરેક કષાયની એક એક લતા કરાય છે. આ કષાયના વિજયવાળો તપ, વળી આ તપમાં ચાર લતા સોળ દિવસ સુધી હોય છે.) મોહનીયકર્મના વિપાકથી ઉદયમાં આવેલ, એવો અર્થ છે. આદિ પદથી માન-માયા-લોભોનું ગ્રહણ છે. તેઓનો નિગ્રહ 'તિતિક્ષા.' ખરેખર, ક્રોધનિગ્રહથી જીવ ક્ષમાને પેદા કરે છે, ક્રોધ મોહનીયકર્મને ફરીથી બાંધતો નથી અને પૂર્વે બંધાયેલું કર્મ નિર્જીર્ણ થાય છે. ત્યાર બાદ જીવને વિશિષ્ટ વીર્યનો ઉલ્લાસ થાય છે. એ પ્રમાણે માન આદિમાં સમજવું. આ પ્રમાણે વ્રતો, પાંચ શ્રમણના ધર્મો દશ, સંયમના ભેદો, સતર, વૈયાવૃત્યના ભેદો દશ, બ્રહ્મચર્યની ગુપ્તિના ભેદો નવ, જ્ઞાનાદિના ભેદો ત્રણ, તપના ભેદો બાર અને ક્રોધ આદિ નિગ્રહના ભેદો ચારને મેળવવાથી કુલ સીત્તેર પ્રકારનું નિરૂપિત કરેલું છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર-ચરણકમલમાં વિન્યસ્તભક્તિના સમૂદાયવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ વિનિર્મિત તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામની ટીકામાં ચરણનિરૂપણ નામનું પ્રથમ કિરણ સમાપ્ત.



## ॥ अथ द्वितीयः किरणः ॥

मूलगुणसद्भाव एक मोक्षार्थिभिस्साधुभिर्यन्निष्पाद्यते तत्करणं सप्ततिविधमित्याह—

**पिण्डविशुद्धिसमितिभावनाप्रतिमेन्द्रियनिरोधप्रतिलेखनागुप्त्यभिग्रहभेदेनाष्टविधमपि करणमवान्तरभेदात्सप्ततिविधम् ॥ सूत्र-१ ॥**

**पिण्डविशुद्धीति** । सप्ततिविधमिदमुत्तरगुणरूपं बोध्यम् ॥

### કરણસપ્તતિ નામક બીજું કિરણ.

મૂલગુણના સદ્ભાવમાં જ મોક્ષાર્થી સાધુઓથી જે કરાય છે, તે કરણ સીત્તેર પ્રકારનું છે. તેને કહે છે કે-

**ભાવાર્થ**-"પિંડવિશુદ્ધિ-સમિતિ-ભાવના-પ્રતિમા-ઈન્દ્રિયનિરોધ-પ્રતિલેખન-ગુપ્તિ અને અભિગ્રહના ભેદથી આઠ પ્રકારનું કરણ, તેમજ અવાન્તરભેદથી સીત્તેર પ્રકારનું કરણ છે."

**વિવેચન**-ઉત્તરગુણરૂપ સપ્તતિપ્રકારનું કરણ જાણવું. હવે પ્રભેદ સહિત સીત્તેર ભેદોને કહેવાની ઇચ્છાવાળા પહેલાં પિંડવિશુદ્ધિને કહે છે.

अथैतान् सप्रभेदान् व्याख्यातुकामः प्रथमं पिण्डविशुद्धिमाह—

**सर्वदोपरहिताऽऽहारोपाश्रयवस्त्रपात्रपरिग्रहात्मिकाश्चतस्रः पिण्डविशुद्धयः ॥ सूत्र-२ ॥**

**सर्वेति** । पिण्डनं पिण्डः, बहूनां सजातीयानां विजातीयानां कठिनद्रव्याणां एकत्र समुदाय इत्यर्थः, तत्र च समुदायसमुदायिनोरभेदेन त एव बहवः पदार्था एकत्र सश्लिष्टाः पिण्डशब्देनोच्यन्ते, तस्य विविधमनेकैराधाकर्मादिपरिहारप्रकारैश्शुद्धिर्निर्दोषता पिण्डविशुद्धिः, तथा चात्र पिण्डशब्देन भावपिण्डोपष्टम्भकमचित्तद्रव्यरूपमाहारशय्यावस्त्रपात्ररूपवस्तुचतुष्टयं गृह्यते तस्मात्पिण्डविशुद्धेश्चतुर्विधत्वमित्याशयेनाह सर्वदोपरहितेत्यादि । तथाऽऽहारशय्यावस्त्रपात्राणां सर्वदोपरहितानां ग्रहणं पिण्डविशुद्धिरित्यर्थः, तत्र दोषाश्चाहारविषया षोडशोद्गमदोषाः षोडशोपार्जनादोपाः दशैषणादोपाः पञ्च संयोजनादोषा इत्येवं मिलितास्सप्तचत्वारिंशदेपणाया दोपा एवोच्यन्ते, एतेषां विशोधनेन पिण्डस्य विशुद्ध्या चारित्रशुद्धिद्वारा मोक्षावाप्तिः । तत्रोद्गमदोपे आधाकर्म तावत् साधुप्रणिधानेन यत्सचेतनमचेतनं क्रियते अचेतनं पच्यते गृहादिकं वा सङ्गृह्यते वयते वा वस्त्रादिकं कारयति वा पात्रादिकममुकस्मै साधवे देयमिति, तादृशपाकादिक्रिया तद्योगाद्भक्ताद्यपि आधाकर्मोच्यते, तच्चाधोगतिकारणम्, प्राणातिपाताद्याश्रवप्रवृत्तेः, तथा तत्प्रतिसेवनप्रतिश्रवणतद्भोक्त्रादिसंवासा अप्याधाकर्मात्मकाः भवंति । औद्देशिकं तावत्–दुर्भिक्षापगमे वाचा साध्वादीनुदिश्य यद्भिक्षावितरणं तदुद्दिष्टौद्देशिकं, यदुद्धरितमोदनादि व्यञ्जनादिना मिश्रयित्वा तस्य वितरणं तत्कृतौद्देशिकं, यच्च तप्त्वा गुडादिना मोदकचूरीबन्धवितरणं तत्कर्मौद्देशिकमिति । पूतीकर्म–पवित्रस्यापवित्रकरणं, यथा शुचिः पयोघटोऽपि मद्यबिन्दुनैकेनाशुचिः

स्यात्तथा विशुद्धाहारोऽप्याधाकर्मादियोगात्पूतिकः स्यात् उद्गमादिदोषरहितं भक्तं सदपि तादृशं भुज्यमानं निरतिचारमपि चरणं पूर्ति करोतीत्ययं दोषः। मिश्रजातं–गृहिसंयतोभयप्रणिधानेन पाकादिभावमुपगतं–सामान्यतो भिक्षाचरस्वकुटुम्बनिमित्तं मिलित्वा पाचितं, पाखण्डिस्वकुटुम्बनिमित्तं मिलित्वा पाचितं, केवलसाधुस्वकुटुम्बनिमित्तं सम्मील्य पाचितञ्च तद्भवति। स्थापना–साधुभ्यो देयमिदमिति चुल्लीस्थाल्यादौ स्वस्थाने सुस्थितछज्जकादौ परस्थाने चिरकालमल्पकालञ्च घृतादीनां क्षीरादीनां स्थापनम्। प्राभृतिका–कालान्तरभाविनां विवाहादीनामन्तर एव साधुसमागमे तेषामप्युपयोगो विवाहादिसम्भवमोदकादीनां भवत्विति बुद्धया इदानीमेव करणं सन्निकृष्टस्य वा विवाहादेः कालान्तरे साधुसमागमं विभाव्य तदानीमेव करणं तद्योगात्तादृशभक्तादिकमपि। प्रादुष्करणम्–वह्निप्रदीपमण्यादिना भित्त्यपनयनेन वा बहिर्निष्काश्य द्रव्यधारणेन वा प्रकटकरणम्। तद्द्विधा प्रकटकरणं प्रकाशकरणञ्चेति, अन्धकारादपसार्य बहिः प्रकाशे स्थापनं प्रकटकरणं, स्थानस्थितस्यैव भित्तिरन्ध्रकरणादिना प्रकटीकरणं प्रकाशकरणम्। रत्नेन पद्मरागादिना प्रदीपेन ज्योतिषा ज्वलता वैश्वानरेण तत्रैवं प्रकाशना सुविहितानां न कल्पते, प्रकाशकरणेन प्रकटकरणेन च यद्दीयते भक्तादि तत्संयमिनां न कल्पते, ज्योतिःप्रदीपाभ्यान्तु प्रकाशितमात्मार्थे कृतमपि न कल्पते, तेजस्कायदीप्तिसस्पर्शादिति। क्रीतम्–साध्वादीनिमित्तं क्रयेण निष्पादितम् तदपि आत्मद्रव्यक्रीतमात्मभावक्रीतं परद्रव्यक्रीतं परभावक्रीतञ्चेति चतुर्विधम्, स्वयमेवोज्जयन्तभगवत्प्रतिमाशेषादिरूपेण द्रव्येण परमावर्ज्य यत्ततो भक्तादि गृह्यते तदात्मद्रव्यक्रीतम्, यत्पुनरात्मना भक्ताद्यर्थं धर्मकथादिना परमावर्ज्य भक्तकादि ततो गृह्यते तदात्मभावक्रीतम्, तथा यत् परेण साधुनिमित्तं द्रव्येण क्रीतं तत्परद्रव्यक्रीतं यत्पुनः परेण साध्वर्थं निजविज्ञानप्रदानेन परमावर्ज्य ततो गृहीतं तत्परभावक्रीतम्। प्रामित्यं–साध्वर्थमन्नादि वस्त्रमुच्छिन्नमानीयते तत्प्रामित्यं, अपमित्य–भूयोऽपि तव दास्यामीत्येवमभिधाय यत्साधुनिमित्तमुच्छिन्नं गृह्यते तत्तथा, तच्च लौकिकलोकोत्तरभेदतो द्विविधम्, साधुविषयं भगिन्यादिभिः क्रियमाणद्रव्यमाद्यम्, द्वितीयन्तु परस्परं साधूनामेव वस्त्रादिविषयम्। परिवर्त्तितम्–साधुनिमित्तं कृतपरावर्त्तरूपं तदपि लौकिकलोकोत्तरभेदाभ्यां द्विविधम्–कुथितं घृतं दत्वा साधुनिमित्तं सुगन्धिघृतग्रहणं, कोद्रवकूर समर्पयित्वा साधुनिमित्तं शाल्योदनग्रहणञ्चाद्यम्, द्वितीयञ्च यत्साधुस्साधुना सह वस्त्रादिपरिवर्त्तनकरणरूपम्। अभ्याहृतं–साधुदानाय स्वग्रामात्परग्रामाद्वा समानीतम्–आचीर्णमनाचीर्णमिति तद्द्विविधम्, निशीथाभ्याहृतनोनिशीथाभ्याहृतभेदेनानाचीर्णं द्विविधम्, यदर्धरात्रावानीतं प्रच्छन्नं साधूनामपि यदभ्याहृतमित्यविदितं तदाद्यं, नोनिशीथाभ्याहृतं तु तद्विपरीतं यत्साधूनामभ्याहृतमिति विदितम्, देशे देशदेशे चाचीर्णं, हस्तशतप्रमितक्षेत्रं देशः तावन्माने आचीर्णं उपयोगपूर्वकाणि यदि त्रीणि गृहाणि भवन्ति तदा कल्पते, हस्तशतमध्ये तु देशदेशः, एतन्मध्यवर्ति मध्यमम्। यदोर्ध्वोपविष्टा कथमपि स्वयोगेन मुष्टिगृहीतेन मण्डकादिना यदि वा स्वापत्यादिपरिवेषणार्थमोदनभृतया करोटिकयोत्पाटिता, अत्रान्तरे च कथमपि साधुरागच्छति भिक्षार्थं तस्मै च यदि करस्थं ददाति तदा करपरिवर्त-

नमात्रं जघन्यमभ्याहृतमाचीर्णम्, हस्तशतादभ्याहृतमुत्कृष्टम्। उद्भिन्नम्—साधुभ्यो घृतादिदाननिमित्तं कुतुपादेर्मुखस्य गोमयादिस्थगितोद्घाटनम्, इदञ्च पिहितोद्भिन्नमुच्यते, यत्तु पिहितं कपाटमुद्घाट्य साधुभ्यो दीयते तत्कपाटोद्भिन्नम्, मालापहृतम्—उच्चस्थानात्साध्वर्थमुत्तार्याऽऽहारादीनां दानम्, द्विविधं जघन्यमुत्कृष्टञ्चेति तत्, भूविन्यस्ताभ्यां पादयोरग्रभागाभ्या फलकसंज्ञाभ्यां पार्ष्णिभ्यां चोत्पाटिताभ्यामूर्ध्वविगलितोच्चसिक्काकादिस्थितं दात्र्या दृष्टेरगोचरं यद्दीयते तज्जघन्यं मालापहृतम् बृहन्निःश्रेण्यादिकमारुह्य प्रासादोपरितलादानीय यद्दीयते तदुत्कृष्टमुभयमप्यकल्प्यम्। आच्छेद्यम्—आच्छिद्य पहृत्य यद्भक्तादिकं प्रभुः भृत्यादीनां कर्मकरादीनां सत्कं ददाति तत्। त्रिप्रकारं तत् प्रभ्वाश्रितं, स्वामिविषयं, स्तेनकविषयञ्च। एतत्रिविधमप्याच्छेद्यं तीर्थकरगणधरैः निराकृतमतः श्रमणानां तद्ग्रहीतुं न कल्पते। अनिसृष्टम्यदा द्वित्राणां पुरुषाणां साधारणे आहार एकोऽन्याननापृच्छय साधवे ददाति तादृशमनिसृष्टम्—अननुज्ञातं तीर्थकरगणधरैरिति यावत्, अनुज्ञातं पुनः कल्पते सुविहितानाम् तच्चानिसृष्टमनेकधा मोदकविषयं चुल्लकविभोजनविषयम् विवाहादिविषयं दुग्धविषयं आपणादिविषयमित्यादि। अध्यवपूरकम्—अधि आधिक्येनावपूरणं स्वार्थदत्ताधिश्रयणादेस्साध्वागमनमवगम्य तद्योग्यभक्तसिद्धयर्थं प्राचुर्येण भरणमध्यवपूरः, स एवाध्यवपूरकस्तद्योगाद्भक्ताद्यप्यध्यवपूरकम्, तदपि स्वगृहयावदर्थिकमिश्रं स्वगृहसाधुमिश्रं स्वगृहपाषण्डिमिश्रञ्चेति स्पष्टस्वरूपं त्रिविधम्, प्रथमतः पाकारम्भकाले स्वनिमित्तं पाके निष्पाद्यमानेऽत्रान्तर एव यथासम्भवमुपस्थितयावदर्थिजननिमित्तं पुनरवतार्य विशेषेण तण्डुलादीन् प्रक्षिप्य पचति सोऽध्यवपूरक इत्युद्गमदोषाः। धात्रीपिण्डः बालस्य क्षीरमज्जनमण्डनक्रीडनालङ्काराऽऽरोपणकर्मकारिण्यः पञ्च धात्र्य, एतासां कर्मधात्रीत्वं तेन लब्धः पिण्डो धात्रीपिण्डः, रुदन्तं बालकमुद्वीक्ष्य भिक्षार्थं प्रविष्टस्साधुः प्रथमं भिक्षां दत्त्वा स्तन्यं पायय, पश्चाद्वा भिक्षां देहि, नो चेदहमस्मै क्षीरं दास्याम्यन्यस्या वा स्तन्यं पाययामीत्यादिरूपेण वदन् यं पिण्डं लभते स धात्रीपिण्डः। परस्परसन्दिष्टार्थकथिका दूती सा द्विधा स्वग्रामे परग्रामे च यस्मिन् ग्रामे साधुर्वसति तस्मिन्नेव ग्रामे यदि सन्देशकथिका तर्हि स्वग्रामदूती, या तु परग्रामे गत्वा सन्देशं कथयति सा परग्रामदूती, तन्निमित्तं पिण्डः दूतीपिण्डः। निमित्तपिण्डः—अतीतानागतवर्त्तमानकालेषु लाभादिकथनं भिक्षार्थं कुर्वतोत्पादनादोषसंपर्केण गृहीतपिण्डः, लाभालाभसुखदुःखजीवितमरणरूपविषयभेदात्स षड्विधः। आजीवनपिण्डः—जातिकुलगणकर्मशिल्परूपाजीवनेनोत्पादिताऽऽहारशय्यादिकम्, मातृसमुत्था जातिर्ब्राह्मणादिर्वा, पितृसमुत्थं कुलमुग्रादि वा, गणो मल्लादिवृन्दं, कर्म कृष्यादि, शिल्पं तृणादितूण्डनसीवनप्रभृति, जात्या जीवनं पृष्टोऽपृष्टो वाऽऽहारार्थं स्वजातिं प्रकटयति यथाऽहं ब्राह्मण इत्यादि तदा स जात्या जीवनपिण्ड एवमन्येष्वपि भावनीयम्। वनीपकः—दायकाभिमतेषु श्रमणादिष्वात्मानं भक्तं दर्शयित्वा याच

१. ज्ञानदर्शनविशुद्धाविवोद्गमादिदोषपरिशुद्धाहारे गृहीते चारित्रशुद्धिर्भवति तथा च ज्ञानावरणादिकर्मणोऽपगमो भवति, तदपगमे आत्मनो यथावस्थितस्वरूपलाभात्मको मोक्षस्ततो मोक्षार्थिना चरणशुद्धयर्थं नियमेनोद्गमादिदोषपरिशुद्ध आहारो ग्राह्य इति॥

नथा लब्धः पिण्डः । भोजनप्रदाने क्रियमाणे सति कोऽप्याहारलम्पटः साधुराहारादिलुब्धतया तत्तद्भक्तगृहिणः पुरतश्शाक्यादिभक्तमात्मानं दर्शयति, निर्ग्रन्थशाक्यतापसगेरुकाऽऽजीवकरूपेण पञ्चधा श्रमणाः । चिकित्सापिण्डः—वमनविरेचनबस्तिकर्मादि कारयतो भैषज्यादि सूचयतो वा भिक्षार्थे यः पिण्डः स चिकित्सापिण्डः, सूक्ष्मः औषधविधिवैद्यज्ञापनेन, बादरः स्वयं चिकित्साकरणेन । अन्यस्मात्कारणाच्च भिक्षार्थं गृहे प्रविष्टेन साधुना निजव्याधिप्रतीकारोपाये पृष्टे ममाप्येकदैवं सञ्जातोऽमुकेनौषधेन चोपशमं गत इत्येवं वदता रोगिणो भैषज्यकरणाभिप्रायोत्पादनादौषधसूचनं कृतं भवतीति सूक्ष्मो बादरः प्रसिद्ध एव । क्रोधपिण्डः—विद्यातपःप्रभावज्ञापनं राजपूजादिख्यापनं क्रोधफल दर्शनं वा भिक्षार्थं कुर्वतोऽयं दोषः । मानपिण्डः—साधूनां समक्षं पणं कृत्वा तदाऽहं लब्धिमान् यदा भवतां सरसमाहारममुकगृहादानीय ददामीत्युक्त्वा गृहस्थं विडम्ब्य गृह्णाति तदाऽयं दोषः । मायापिंडः—वेषपरावर्त्तादिना मायया प्रतारणेन दापयत्यात्मने भक्तादिदानाय च परं प्रयोजयति तदा तदाऽयं दोषः । लोभपिण्डः—अद्याहममुकं सिंहकेसरादिकं ग्रहीष्यामीति बुद्ध्याऽन्यद्वल्लचनकादिकं लभ्यमानमपि यन्न गृह्णाति किन्तु तदेवेप्सितं स लोभपिण्डः । अथवा पूर्वं तथाविधबुद्ध्यभावेऽपि यथाभावं लभ्यमानं प्रचुरं लपनकश्रीप्रभृतिकं भद्रकरणमिति कृत्वा यद्गृह्णाति स लोभपिण्डः । संस्तवपिण्डः—पूर्वं जननीजनकादिद्वारेण पश्चाच्च श्वश्रूश्वशुरादिद्वारेणात्मपरिचयानुरूपं सम्बन्धं भिक्षार्थं घटयता ग्राह्यः पिण्डः, सम्बन्धिसंस्तवो वचनसंस्तवश्चेति स द्विविधः मातृश्वश्र्वादिरूपतया संस्तवस्सम्बन्धिसंस्तवः । श्लाघारूपतया संस्तवो वचनसंस्तवस्तथाकरणेन लब्धः पिण्डो दूषितः । विद्यापिण्डः—यया विद्यया सुरं साधयित्वाऽऽहारं गृह्णाति तदा विद्यापिण्डः अथवा विद्यां पाठयित्वा भोजनादिकं गृहस्थाद्गृह्णाति तदा विद्यापिण्डः । मन्त्रपिण्डः—मंत्रेणावाप्तः पिण्डः, पादलिप्तसूरयो मुरुण्डराजानं प्रति मंत्रं प्रयुक्तवन्तः परं तत्र न कोऽपि दोषस्तेषां तं प्रत्युपकारित्वादेवं संघादिप्रयोजनेन मंत्रे प्रयुज्यमाने न दोषः किन्तु केवलं भिक्षार्थमेव मंत्रप्रयोगे क्रियमाणे दोषः । चूर्णपिण्डः—वशीकरणाद्यर्थं अञ्जनादिचूर्णप्रयोगादवाप्तः पिण्डो दुष्टः । योगपिण्डः यदा मुग्धलोकान् सौभाग्यादिविलेपनराजवशीकरणादितिलकेन जलस्थलमार्गोल्लंघनसुभगदुर्भगविधिमुपदिश्याऽऽहारं गृह्णाति तदा योगपिण्डदोषः । मूलकर्मपिण्डः—पुत्रादिजन्मदूषणनिवारणार्थं मघाज्येष्ठाऽऽश्लेषामूलादिनक्षत्रशान्त्यर्थं मूलैर्वनस्पत्यवयवैस्स्नानमुपदिश्याहारादिकं गृह्णाति तदायं दोषः । इत्युपार्जनादोषाः । शङ्कितदोषः, भक्तपानादौ या शङ्का कल्पनीयाकल्पनीयधर्मविषया, न विद्मः किमिदमुद्गमादिदोषयुक्तं किं वा नेत्याशंकास्पदीभूतं असति कल्पनीयनिश्चये ददतीं प्रत्याचक्षीत न मम कल्पते एतादृगमिति । म्रक्षितदोषः—सचित्तपृथिव्यादिना गुण्ठितं, तद्द्विविधं सचित्तेन पृथिव्यप्कायवनस्पतिकायेनावगुण्ठितं, अचित्तम्रक्षितञ्चेति, अचित्तपदेन वसादि पूतादिश्च गृह्यते । निक्षिप्तदोषः—सचित्ताद्युपरिस्थापितपिण्डादिः । पिहितदोषः—उदकुंभेन पेषण्या पीठकेन शिलापुत्रकेण मृल्लेपादिना केनचिज्जतुमिश्रादिना वा स्थगितं लिप्तं वा सदुद्दिश्य दायकश्श्रमणार्थं यदि दद्यात्तदा तद्ग्रहणेऽयं दोषः । संहृतदोषः—दानानुचितं सचित्तेषु पृथिव्यादिष्वचित्तेषु वा केषुचित्पात्रेषु निक्षिप्य तेन रिक्तीकृत-

पात्रकेणैव भक्तं यदा दीयते तदायं दोषः। दायकदोषः-बालवृद्धमत्तोन्मत्तग्रहगृहीतवेपमानज्वरितान्ध-प्रगलितारूढपादुकादीनां चत्वारिंशतां दायकानां हस्ताद्भिक्षादीनां ग्रहणम्। उन्मिश्रदोषः, अशन-पानखाद्यस्वाद्यादिकं जातिपाटलादिभिः पुष्पैर्बीजहरितादिभिर्वा मिश्रं संयतानामकल्पिकं ददतो न मम कल्पत इति प्रत्याचक्षीतान्यथा दोषस्स्यात्। अपरिणतदोषः, रूपान्तरानापन्नमपरिणतं यथा दुग्धं दुग्धभाव एव स्थितं दधिभावमनापन्नम्, भावोनस्तूभयोः पुरुषयोराहारो वर्त्तते तन्मध्ये एकस्य साधवे दातुं मनोऽस्ति एकस्य च नास्ति तदाहारोऽपरिणतदोषयुक्तः स्यात्। लिप्तदोषः-सर्वतः पिच्छिलीकृतं, मृत्तिकया सर्वतः खरण्टितं, गर्हितद्रव्यादिना लिप्तम्। छर्दितदोषः-दीयमानस्यान्नादेः पृथ्वीकायादि-संसक्तत्वादि छर्दितम्, छर्दितमुज्झितं त्यक्तमिति पर्यायाः, तदपि कदाचिच्छर्द्यते सचित्तमध्ये, कदा-चिदचित्ते कदाचिन्मिश्रे, ततश्छर्दितानां सचित्ताचित्तमिश्रद्रव्याणामाधारभूतानामाधेयभूतानाञ्च संयोग-तश्चतुर्भङ्गी भवति, एतत्सम्बन्धिसर्वेषु भङ्गेषु भक्तादिग्रहणं प्रतिषिद्धमिति दशैषणादोषाः। संयोज-नादोषाः पञ्च, संयोजनं नाम भक्तादेर्गुणान्तरोत्पादनीयद्रव्यान्तरमीलनम्, ते च संयोजनातिबहुकाङ्गा-रधूमनिष्कारणरूपाः पञ्चविधाः तत्र लोभाद्द्रव्यस्य मण्डकादेर्द्रव्यान्तरेण खण्डघृतादिना रसविशेषोत्पा-दनाय वसतेर्बहिरन्तर्वा योजनं संयोजना। धृतिबलसंयमयोगा यावता न सीदन्ति तावदाहारप्रमाणं, अधिकाहारस्तु वमनाय मृत्यवे व्याधये वेति अतिबहुको दोषः॥ स्वाद्वन्नं तद्दातारं वा प्रशंसयन् यद्भुङ्क्ते स रागाग्निना चारित्रेन्धनस्याङ्गारीकरणादङ्गारदोषः। निन्दन् पुनः चारित्रेन्धनं दहन् धूम-करणाद्धूमदोषः. षड्भोजनकारणाभावे भुञ्जानस्य कारणाभावो दोषः। क्षुद्वेदनाऽसहनं, क्षामवैया-वृत्त्याकरणं, ईर्यासमित्यविशुद्धिः, प्रत्युपेक्षणाप्रमार्जनादिसंयमापालनं क्षुधातुरस्य प्रबलारत्युदयात्प्राण-प्रहारशङ्का, आर्त्तरौद्रपरिहारेण धर्मध्यानस्थिरीकरणमिति षड् भोजनकारणानि, तदेवं नामग्राहं संक्षेपेण वर्णिता एते दोषाः, विस्तरतस्तु पिण्डविशुद्ध्यादिग्रन्थेभ्योऽवगन्तव्या एवं वसत्यादिनिमित्तदोषा अपि॥

## પિંડવિશુદ્ધિ.

**ભાવાર્થ**-"સર્વ દોષોથી રહિત આહાર-ઉપાશ્રય-વસ્ત્ર-પાત્રના પરિગ્રહરૂપ ચાર 'પિંડવિશુદ્ધિ કહેવાય છે.

**વિવેચન**-ભેગું કરવું 'પિંડ, અર્થાત્ ઘણા સજાતીય-વિજાતીય કઠિન દ્રવ્યોનો એક ઠેકાણે સમુદાય એવો અર્થ છે. વળી ત્યાં સમુદાય-સમુદાયીના અભેદથી તે જ ઘણા

---

१. अपरिणतं द्विविधं द्रव्ये भावे च पुत्येकमपि दातृग्रहीतृसम्बन्धाद्द्विधा, दुग्धत्वात्परिभ्रष्टं दधि-त्वमापन्न परिणतमुच्यते, दुग्धभावे वाऽवस्थितेऽपरिणतं, भावविषयन्तु उभयोः पुरुषयोरिति टीकोक्तं वेदि-तव्यम्॥ २. संयोजना द्विविधा द्रव्यविषया भावविषया च, द्रव्यसंयोजना च बहिरन्तश्च, यदा भिक्षार्थं हिण्डमानस्सन् क्षीरादिकं खण्डादिभिस्सह रसगृद्ध्या संयोजयति तदा बाह्या संयोजना, यदा तु वसता-वागत्य भोजनवेलायां पात्रे कवले वदने वा संयोजयति तदाऽभ्यन्तरा। एवं कुर्वन् आत्मनि ज्ञानावरणा-दिकं संयोजयति, दीर्घतरभवाच्च दुःखं संयोजयति॥

પદાર્થો એક ઠેકાણે ભેગા થયેલા પિંડ શબ્દથી કહેવાય છે. તે પિંડના વિવિધ-અનેક-આધાકર્મ આદિના પરિહારપ્રકારોથી શુદ્ધિ-નિર્દોષતા 'પિંડવિશુદ્ધિ' કહેવાય છે. તથાચ અહીં પિંડ શબ્દથી ભાવપિંડમાં સહાયક અચિત્ત દ્રવ્યરૂપ આહાર-શય્યા-વસ્ત્ર-પાત્રરૂપ ચારે વસ્તુઓ ગ્રહણ કરાય છે. તેથી પિંડવિશુદ્ધિનું ચતુર્વિધપણું છે. એવા આશયથી કહે છે કે-સર્વદોષરહિત આહાર-શય્યા-વસ્ત્ર-પાત્રોનું ગ્રહણ કરવું. 'પિંડવિશુદ્ધિ'દોષો, આહાર-વિષયના સોળ ઉદ્ગમદોષો, સોળ ઉપાર્જનાદોષો, દશ એષણાદોષો, પાંચ સંયોજનાદોષો; આવી રીતે કુલ ૪૭ એષણાના દોષો જ કહેવાય છે. આ દોષોના વિશોધનથી પિંડની વિશુદ્ધિથી ચારિત્રશુદ્ધિદ્વારા મોક્ષની પ્રાપ્તિ. ત્યાં ઉદ્ગમદોષમાં આધાકર્મ એટલે સાધુના આશયે જે સચિત્ત અચિત્ત કરાય છે, અચિત્ત રંધાય છે, અથવા ઘર વગેરેનો સંગ્રહ કરાય છે, વસ્ત્ર આદિ વણે છે અગર બનાવડાવે છે, પાત્ર વગેરે અમુક સાધુને આપવા, તેવા આહાર બનાવવા આદિની ક્રિયા આધાકર્મ છતાં તેના યોગથી ભોજન આદિ પણ 'આધાકર્મ' કહેવાય છે અને તે નરક આદિ અધોગતિનું કારણ છે, કેમ કે-પ્રાણાતિપાત આદિ આશ્રવની પ્રવૃત્તિ છે. તથા તે આધાકર્મી આહારના ભક્ષણ કરવારૂપ પ્રતિસેવન, આધાકર્મી આહારના નિમંત્રણના સ્વીકારરૂપ પ્રતિશ્રવણ, આધાકર્મી આહારના ભોક્તાની સાથે રહેવારૂપ સંવાસ (આદિ પદથી આધાકર્મી આહારભોક્તાની પ્રશંસારૂપ અનુમોદના) આદિ પણ આધાકર્મ આત્મક સમજવા.

० ઔદ્દેશિક એટલે દુકાળની સમાપ્તિ થયે છતે વચનદ્વારા સાધુ આદિને ઉદ્દેશીને જે ભિક્ષાદાન, તે 'ઉદ્દિષ્ટ ઔદ્દેશિક' કહેવાય છે. વધેલા ભાત વગેરે સામગ્રીને વ્યંજન આદિ દહીં, છાશ આદિમાં રાખી મૂકીને તેનું દાન, એ 'કૃત ઔદ્દેશિક કહેવાય છે. વધેલા લાડવા કે પકવાન્નના ભુક્કાને અગ્નિથી તપાવેલ ઘીમાં નાંખી ફરીથી લાડવા વગેરે બનાવીને દાન કરવું, તે 'કર્મ ઔદ્દેશિક' કહેવાય છે.

० પૂતીકર્મ-પવિત્રને અપવિત્ર કરવું તે. જેમ પવિત્ર પયનો (જળ કે દૂધનો) ઘડો પણ દારૂના એક બિંદુથી અપવિત્ર થાય છે, તેમ વિશુદ્ધ આહાર પણ આધાકર્મ આદિના યોગથી પૂતિક થાય. ઉદ્ગમ આદિ દોષરહિત ભોજન સારૂ છતાં તેવું (દોષિત સાથે) ખવાતું નિરતિચાર પણ ચારિત્રને પૂતી (અપવિત્ર) કરે છે, માટે આ દોષ છે.

० મિશ્રજાત-ગૃહસ્થ અને સાધુના આશયે રસોઈ બનાવવી. સામાન્યથી ભિક્ષાચર અને પોતાના કુટુંબ નિમિત્તે મળીને પકાવેલ આહાર. પાખંડી (સામાન્ય દર્શનીઓ) અને સ્વકુટુંબ નિમિત્તે મળીને પકાવેલું માત્ર જૈનમુનિ અને સ્વકુટુંબ નિમિત્તે (મિશ્ર) ભળીને પકાવેલું.

० સ્થાપના-સાધુઓને આપવાનું છે-એમ માની, ચૂલો વગેરે રૂપ સ્વસ્થાન ઉપર અશનાદિ રાખી મૂકવા. છાજલી-શીકું આદિ રૂપ પરસ્થાન ઉપર ચિરકાળ અને અલ્પકાળ સુધી ઘી વગેરે, ક્ષીર આદિનો સ્થાપના કરવી.

० પ્રાભૃતિકા-કાળાન્તરમાં થનાર વિવાહ આદિ અંતરમાં જ સાધુઓનો સમાગમ થયે

છતે, તેઓનો, પણ લાભ વિવાહ આદિમાં થનાર મોદક આદિ દ્વારા થાઓ !-આવી બુદ્ધિથી હમણાં કરવાં, અથવા નજીકમાં થનાર વિવાહ આદિ, કાળાન્તરમાં સાધુનો સમાગમ જાણી તે વખતે કરવાં, કેમ કે-તે સાધુના યોગથી તેવા ભોજન આદિનો પણ લાભ મળશે.

○ પ્રાદુષ્કરણ-વહ્નિ-દીપક-મણિ આદિથી, અથવા ભીંતને હટાવીને બહાર કાઢીને, અથવા દ્રવ્યધારણથી પ્રકટ કરવુ. તે પ્રકટકરણ બે પ્રકારનું છે. અંધકારવાળા સ્થાનમાં અશનાદિ તૈયાર કરીને સાધુને વહોરવવા માટે પ્રકાશમાં લાવે, અથવા છૂટો ચૂલો-સગડી વગેરેને પ્રકાશમાં લાવે, અથવા પ્રકાશવાળા સ્થાનમાં નવો ચૂલો-સગડી આદિ બનાવી તૈયાર કરે, એ પ્રગટકરણ છે.

○ પ્રકાશકરણ-અંધારામાં સાધુ ભિક્ષા ન લઈ શકે, માટે ત્યાં દીવો કે મણિ રાખે, અથવા ભીંતમાં જાળી આદિ મૂકાવે, અથવા છિદ્ર પાડી પ્રકાશ કરે. આ બે દોષવાળા આહારાદિ સાધુને કલ્પે નહિ. અંધકારવાળા સ્થાનમાં ગૃહસ્થે જો પોતાને માટે દીવો કર્યો હોય, તો તેજસ્કાયના સંઘટ્ટારૂપ વિરાધના હોવાથી ગોચરી લેવી કલ્પે નહિ. ગૃહસ્થ જો પોતાને માટે જાળી મૂકાવે, પ્રકાશમાં ચૂલો બનાવે કે મણિ વગેરે મૂકે, તો સાધુને કલ્પી શકે.

○ ક્રીત-સાધુ આદિ નિમિત્તે ખરીદી કરી મેળવેલો આહાર. તે પણ-(૧) આત્મદ્રવ્યક્રીત, (૨) આત્મભાવક્રીત, (૩) પરદ્રવ્યક્રીત, અને (૪) પરભાવક્રીત-એમ ચાર પ્રકારનો છે. (૧) પોતે જ સાધુ, ઉજ્જયંત ભગવંતની પ્રતિમા-ઔષધ-વાસક્ષેપ આદિ દ્રવ્યો આપી બીજાને આકર્ષી-ભક્ત બનાવી તેની પાસેથી ભોજનાદિ મેળવે, તે આત્મદ્રવ્યક્રીત કહેવાય છે. (૨) આત્મભાવક્રીત-વળી સાધુ પોતે સુંદર ધર્મકથાઓ કહીને, લાંબી તપશ્ચર્યા કરી, તેમજ આતાપના આદિથી ગૃહસ્થને ભક્ત બનાવી આહાર પ્રાપ્ત કરે તે. (૩) પરદ્રવ્યક્રીત-સાધુને વહોરાવવા માટે ગૃહસ્થ અશનાદિ દ્રવ્ય પૈસાથી ખરીદે. (૪) પરભાવક્રીત-પોતાના નૃત્યકળાદિ વિજ્ઞાનથી બીજાઓને ખૂશ કરી, સાધુને વહોરાવવા માટે લાવેલ અશનાદિ મેળવે.

○ પ્રામિત્ય-સાધુ માટે અન્ન આદિ, વસ્ત્ર ઉછીનું (ઉધાર) લવાય તે, ફરીથી પણ પાછી આપવાની કબૂલાતથી વસ્તુ જે સાધુ માટે ઉછીનું (ઉધાર) લવાય. તે લૌકિક અને લોકોત્તરના ભેદથી બે પ્રકારનું છે. (૧) સાધુના વિષયવાળું બ્હેન આદિથી કરાતું દ્રવ્ય, એ લૌકિક પ્રામિત્ય.' (૨) સાધુઓમાં જ પરસ્પર વસ્ત્રાદિ વિષયક લેવડ-દેવડ, એ 'અલૌકિક પ્રામિત્ય.'

○ પરિવર્તિત-સાધુ નિમિત્તે કરેલ પરિવર્તનરૂપ. તે પણ લૌકિક-લોકોત્તરના ભેદથી બે પ્રકારનું છે. (૧) ખરાબ ઘી વગેરે આપીને સાધુ માટે સુગંધીદાર ઘીનું ગ્રહણ, કોદરાનું ભોજન આપીને શાલિના ભોજનનું ગ્રહણ. (૨) સાધુએ સાધુની સાથે વસ્ત્ર આદિનું પરિવર્તન કરવું.

○ અભ્યાહૃત-સાધુને વહોરાવવા માટે પોતાના ગામથી કે બીજા ગામથી લાવેલું. તે આચીર્ણ-અનાચીર્ણના ભેદથી બે પ્રકારનું છે. અનાચીર્ણ, નિશીથ અભ્યાહૃત, નોનિશીથ અભ્યાહૃતના ભેદથી બે પ્રકારનું છે. (૧) જે અર્ધરાત્રે આણેલું ગુપ્ત, સાધુઓને પણ જે અભ્યાહૃત છે એમ અવિદિત, તે પહેલું છે. નોનિશીથાભ્યાહૃત તો તેનાથી વિપરીત છે, જે સાધુઓને અભ્યાહૃત હોઈ વિદિત છે, એ બીજું છે.

० આચીર્ણ-દેશમાં અને દેશ દેશમાં આચીર્ણ છે. દેશ-ક્ષેત્ર આચીર્ણ-જે દેશમાં જમનારાઓની જે પંગત બેઠી હોય અને બીજી બાજુ સો હાથની અંદર ભોજનની સામગ્રી પડી હોય, તો તે કલ્પ્ય છે. સ્ત્રીસંઘટ્ટાદિના ભયથી સાધુ ત્યાં જતાં નથી. દેશ દેશ ગૃહાચીર્ણ-ગોચરી ગયેલા સંઘાટકમાથી જો એક સાધુ ભિક્ષા લઈ રહ્યો હોય, બીજો સાધુ પાસેના બે ઘરોમાં દાતારની સાધુને ભિક્ષા આપવા માટે થઈ રહેલી તૈયારી ઉપર ધ્યાન રાખી રહ્યો હોય, તો એ ત્રણ ઘરવાળી અભ્યાહૃત ભિક્ષા સાધુને કલ્પી શકે છે. સો હાથના મધ્યમાં તો દેશ દેશ કહેવાય છે. આના મધ્યમાં રહેનાર મધ્યમ કહેવાય છે.

० ઉદ્ભિન્ન-સાધુઓને ઘી વગેરે આપવા માટે ઘી-તેલ આદિ રાખવાનું નાનુ ચર્મપાત્ર-નાનો કુપો-નાની કુહલીરૂપ કુતુપ આદિનું છાણ વગેરેથી ઢાંકેલ મુખનું ઉઘાડવું, એ પિહિતોદ્ભિન્ન કહેવાય છે. વળી જે કમાટ-કમાડ ખોલીને સાધુઓને અપાય છે, તે કપાટોદ્ભિન્ન કહેવાય છે.

० માલાપહૃતદોષ-ઉંચા સ્થાન ઉપરથી સાધુ માટે ઉતારીને આહાર આદિનું દાન. તે જઘન્ય અને ઉત્કૃષ્ટભેદે બે પ્રકારનું છે. જમીન ઉપર ઉભા ઉભા પગની એડી ઉંચી કરીને શીકા-છાજલી વગેરેમાં રહેલ દાતારને દૃષ્ટિમાં નહિ આવતી વસ્તુ જે અપાય, તે જઘન્ય માલાપહૃતદોષ. મોટી નિસરણી ઉપર ચઢીને પ્રાસાદના ઉપરના ભાગથી લાવીને જે અપાય, તે ઉત્કૃષ્ટ માલાપહૃતદોષ કહેવાય છે.

० આચ્છેદ્યદોષ-જે અશન આદિ બીજા પાસેથી બળાત્કારે છીનવી લઈને સાધુને આપવામાં આવે, તે આચ્છેદ્યદોષ કહેવાય છે. પ્રભુઆશ્રિત સ્વામીવિષય અને સ્તેનકવિષયના ભેદથી તે ત્રણ પ્રકારનો છે. (૧) કોઈ દાનપ્રિય ઘરનો માલિક, પોતાના પુત્ર-પુત્રી-પત્ની કે દાસ-દાસીની માલિકીના અશન આદિ એની ઈચ્છા વગર બળાત્કારથી લઈને સાધુને આપે, તે પ્રભુઆશ્રિત. (૨) સાધુનો ભક્ત રાજા અથવા ગામનો મુખી વગેરે પોતાના આશ્રિતની માલિકીના અશન આદિ સાધુને આપવા માટે, સભાની ઈચ્છા ન હોવા છતાં બળાત્કારથી લઈને આપે, તે સ્વામીવિષય. (૩) સાધુનો ભક્ત કોઈ ચોર, કોઈ સાર્થવાહ વગેરેને લૂંટીને લાવેલા આહાર આદિ સાધુને આપે, તે સ્તેનકવિષય કહેવાય છે. આ ત્રણ પ્રકારનું આચ્છેદ્ય તીર્થંકર-ગણધરોએ નિષેધેલ છે, માટે સાધુઓને અકલ્પ્ય છે.

० અનિસૃષ્ટ દોષ-જ્યારે બે-ત્રણ પુરુષોના સાધારણ આહારમાં બે-ત્રણ માલિક પુરુષોમાંથી એક પુરુષ બીજાઓની રજા વગર સાધુને આપે છે. તેવું સાધારણ અનિસૃષ્ટ જે તીર્થંકર-ગણધરોવડે અનુજ્ઞાત નથી માટે કલ્પતું નથી. જે અનુજ્ઞાત હોય, તે સુવિહિતોને કલ્પે છે: અને તે અનિસૃષ્ટ મોદકના વિષયવાળું, ચુલ્લક વિભોજન વિષયવાળું (ખેતર આદિમાં કામ કરનારા મજુરોને માટે માલિકે મોકલેલું ભોજન, એ મજુરોની અને માલિકની રજા વગર સાધુને આપવું.), વિવાહ આદિ વિષયવાળું, દૂધ વિષયવાળું, આ પણ (દુકાન) આદિ વિષયવાળું, એમ અનેક પ્રકારવાળું છે.

૦ અધ્યવપૂરકદોષ—અધિ એટલે અધિકપણાએ, અવપૂરણ એટલે ગૃહસ્થે પોતાના માટે રસોઈ બનાવવાની શરૂઆત કર્યા બાદ, ગામમાં સાધુને આવ્યા જાણીને, તે સાધુને યોગ્ય ભોજનની સિદ્ધિ માટે ભાત–દાળ વગેરે રસોઈમાં વધારે.–ઉમેરો કરવો, તે અધ્યવપૂરકના દોષના યોગથી ભોજન આદિ પણ અધ્યવપૂરક કહેવાય છે. તે પણ અધ્યવપૂરક, સ્વગૃહ–યાવદ્‌–આર્થિક મિશ્ર, સ્વગૃહ સાધુમિશ્ર, સ્વગૃહ પાષપિંડમિશ્ર, એમ સ્પષ્ટ સ્વરૂપવાળો ત્રણ પ્રકારનો છે. પહેલેથી પાકના આરંભકાળમાં પોતાના પાક બનાવતી વખતે જ, સંભવ પ્રમાણે ઉપસ્થિત સમસ્ત અર્થિજન માટે ફરીથી વિશેષ રીતે ભાત વગેરે નાંખીને પકાવે, તે અધ્યવપૂરક કહેવાય છે. આ પ્રમાણે ઉદ્‌ગમદોષોનું કથન સમાપ્ત થાય છે. (જેમ જ્ઞાન-દર્શનની શુદ્ધિ હોયે છતે ચારિત્રશુદ્ધિ થાય છે, તેમ ઉદ્‌ગમ આદિ દોષોથી પરિશુદ્ધ આહારનું ગ્રહણ કરવાથી ચારિત્રશુદ્ધિ થાય છે. તથાચ જ્ઞાનાવરણ આદિ કર્મનો વિનાશ થાય છે. તેના વિનાશમાં આત્માના યથાર્થ સ્વરૂપ લાભરૂપી મોક્ષ થાય છે. તેથી મોક્ષના અર્થીએ ચારિત્રની શુદ્ધિ માટે નિયમથી ઉદ્‌ગમ આદિ દોષોથી પરિશુદ્ધ આહાર લેવો.)

## ઉત્પાદના દોષોનું વર્ણન.

૦ ધાત્રીદોષ—બાળકની દૂધ પીવડાવનારી, સ્નાન કરાવનારી, વસ્ત્ર–અલંકાર પહેરાવનારી ફેરવીને રમાડનારી અને ખોળામાં બેસાડી રમાડનારી, આ પાંચ ધાવમાતામાંથી કોઈ પણ પ્રકારનું કર્મ–વર્તન ગૃહસ્થના બાળક પ્રત્યે કરીને આહાર મેળવવો, રડતા બાળકને જોઈને ભિક્ષા માટે પ્રવિષ્ટ સાધુ, 'પહેલાં ભિક્ષા આપીને દૂધ પીવડાવ અથવા પછી તું ભિક્ષા આપજે; જો આમ તું નહિ કરીશ, તો હું આ બાળકને દૂધ પીવડાવીશ અથવા બીજી બાઈની પાસે દૂધ પીવડાવીશ,' ઈત્યાદિ રૂપથી બોલનારો જે આહારને મેળવે છે, તે ધાત્રી-પિંડ કહેવાય છે.

૦ દૂતીદોષ—પરસ્પરના સંદેશાને લઈ જનાર કે લાવી દેનારી દૂતી કહેવાય છે. તેના બે પ્રકારો એ રીતે છે કે–જે ગામમાં સાધુ રહે છે, તે ગામમાં ગૃહસ્થનો સંદેશો લઈ જાય કે લાવે, તે સ્વગ્રામદૂતી અને બીજા ગામમાં સંદેશો પહોંચાડે, તે પરગ્રામદૂતી. તે નિમિત્તે અશન આદિ મેળવે, તે પિંડદૂતીપિંડ છે.

૦ નિમિત્તપિંડ—ભૂત–ભવિષ્ય–વર્તમાનકાળ સંબંધી લાભ આદિના કથનને ભિક્ષા કાજે કરનારે, ઉત્પાદના દોષના સંબંધથી ગ્રહણ કરેલો અશન આ૦ પિંડ નિમિત્તપિંડ કહેવાય છે. તે ઈષ્ટ વસ્તુનો લાભ–અલાભ–જીવન–મરણ–સુખ–દુ:ખના ભેદથી છ પ્રકારનો છે.

૦ આજીવનપિંડ—જાતિ–કુળ–ગણ–કર્મ–શિલ્પરૂપ આજીવન(આજીવિકાના ઉપાય)થી પ્રાપ્ત કરેલ આહાર–શય્યા આદિ આજીવનપિંડ કહેવાય છે. જાતિ–માતૃપક્ષ સંબંધી જાતિ અથવા બ્રાહ્મણ આદિ જાતિ. કુળ પિતૃપક્ષ સંબંધી કુળ અથવા ઉગ્ર આદિ કુળ. ગણ–મલ્લ આદિનો સમુદાય. કર્મ–ખેતી આદિ. (અનાચાર્યોપદિષ્ટ) શિલ્પ–તૃણાદિના દોરડાં બનાવવાં, તૃણવું, સીવવું, ચિત્રકામ, મૂર્તિનિર્માણાદિ (આચાર્યોપદિષ્ટ) જાતિદ્વારા જીવવું. પૂછાયેલો

કે નહિ પૂછાયેલો, આહાર માટે પોતાની જાતિને પ્રકટ કરે છે. જેમ કે-'હું બ્રાહ્મણ છું' ઈત્યાદિ. ત્યારે તે જાતિથી જીવનપિંડ કહેવાય છે. એ પ્રમાણે બીજા વિભાગોમાં પણ ભાવવું.

० વનીપકપિંડ-દાતારનો ઈષ્ટ શ્રમણ આદિ પ્રત્યે પોતાને ભક્ત તરીકે દર્શાવીને યાચનાથી મેળવેલ પિંડ વનીપકપિંડ કહેવાય છે. ભોજનના પ્રદાનની ક્રિયા ચાલુ ન થયે, કોઈ પણ આહારલંપટ સાધુ, આહાર આદિના લોભથી તે તે શ્રમણ આદિના ભક્તગૃહસ્થની આગળ તે તે શાક્ય આદિના ભક્ત તરીકે પોતાને ઓળખાવે છે. નિર્ગ્રન્થ, શાક્ય, (બૌદ્ધ) તાપસ, ગેરૂક (પરિવ્રાજક) અને આજીવક(ગોશાળાના મતના અનુયાયી)ના રૂપથી પાંચ પ્રકારના શ્રમણો છે.

० ચિકિત્સાપિંડ-ઉલટી કરાવવી-ઝાડા કરાવવા, વસ્તિકર્મ-ગુદાદ્વારા પીચકારી મારવી, વગેરે કરાવનાર, અથવા ઔષધ આદિનું સૂચન કરનારને ભિક્ષા અર્થે જે પિંઢ, તે 'ચિકિત્સાપિંડ.' ઔષધની વિધિ તથા વૈદ્યને જણાવવારૂપે સૂક્ષ્મ અને સ્વયં-પોતે ચિકિત્સા કરવારૂપે બાદર ચિકિત્સાપિંડ કહેવાય છે. વળી બીજા કોઈ કારણથી ભિક્ષા માટે ગૃહમાં પ્રવિષ્ટ થયા બાદ, પોતાના વ્યાધિના પ્રતિકારનો ઉપાય પૂછાયે છતે' 'મને પણ એક વખત આવો રોગ થયો હતો, જે અમુક ઔષધથી શમી ગયો હતો.' આ પ્રમાણે બોલનાર સાધુદ્વારા ઔષધ કરવાના અભિપ્રાયનું ઉત્પાદન હોવાથી ઔષધનું સૂચન કરેલું થાય છે. માટે સૂક્ષ્મ અને બાદર તો પ્રસિદ્ધ જ છે.

० ક્રોધપિંડ-વિદ્યા અને તપના પ્રભાવને જણાવી, રાજાની પૂજા વગેરે જણાવી અને ક્રોધનું ફળ શાપ આદિ જણાવી ભિક્ષાને મેળવનારને આ દોષ લાગે છે.

० માનપિંડ-સાધુઓની સમક્ષ પ્રતિજ્ઞા કરે કે-'ત્યારે જ હું લબ્ધિવાળો, કે જ્યારે તમોને સરસ આહાર અમુક ઘરેથી લાવીને આપું.'-આમ કહીને ગૃહસ્થને જ્યારે વિડંબનામાં મૂકીને ગ્રહણ કરે છે, ત્યારે આ દોષ લાગે છે.

० માયાપિંડ-વેષપરિવર્તન આદિ કરીને ગૃહસ્થને ઠગવાપૂર્વક મેળવેલો આહાર, એ 'માયાપિંડ' કહેવાય છે.

० લોભપિંડ-આજે 'હું સિંહકેસરિયા લાડુ, ઘેબર વગેરેને ગ્રહણ કરીશ.'-આવી બુદ્ધિથી બીજું જે વાલ-ચણા આદિને મળતું છે. તેને ગ્રહણ કરતો નથી પરંતુ તે જ ઈષ્ટને મેળવે છે, તે 'લોભપિંડ' કહેવાય છે. અથવા પહેલાં તથાપ્રકારની બુદ્ધિ નહિ હોવા છતાં ભાવતું મળતું ઘણું લાપસી આદિ કલ્યાણકારી છે, એમ કરીને જે ગ્રહણ કરે છે, તે 'લોભપિંડ' કહેવાય છે.

० સંસ્તવપિંડ-પૂર્વસંબંધી સંસ્તવ (પરિચય)-માતા-પિતા-ભાઈ-બ્હેન આદિનો સંબંધ બતાવવો. પશ્ચાત્સંબંધી સંસ્તવ-પાછળથી બંધાયેલાં સાસુ-સસરા-પુત્ર-પત્ની આદિનો સંબંધ દર્શાવવો, દાતાર સ્ત્રી અને પુરુષની ઉંમર જોઈ, એને અનુરૂપ માતા-પિતા, સાસુ-સસરા, પુત્ર-પત્ની આદિનો સંબંધ બતાવીને, જેમ કે-તમારા જેવી મારી માતા

હતી-તમારા જેવી મારી સાસુ હતી-એમ સંબંધ બતાવીને વાત કરે અને આહાર મેળવે. દાતારની પ્રશંસા કરીને સારા આહાર-પાણી મેળવવા તે વચનસંસ્તવથી પ્રાપ્તપિંડ, એ 'સંસ્તવપિંડ' છે.

○ વિદ્યાપિંડ-વિદ્યાવડે દેવની સાધના કરીને જ્યારે આહારનું ગ્રહણ કરે છે, ત્યારે 'વિદ્યાપિંડ': અથવા વિદ્યા ભણાવીને ભોજન આદિ ગૃહસ્થ પાસેથી જ્યારે ગ્રહણ કરે છે, ત્યારે 'વિદ્યાપિંડ' કહેવાય છે.

○ મંત્રપિંડ-મંત્રવડે પ્રાપ્ત કરેલ પિંડ, એ 'મંત્રપિંડ' કહેવાય છે. જો કે પાદલિપ્ત-સૂરિ મહારાજ મુરૂંડ રાજા પ્રત્યે મંત્રપ્રયોગના કરનારા થયા હતા, પરંતુ ત્યાં કોઈ પણ દોષ નથી, કારણ કે-તે આચાર્યમહારાજ તે રાજા પ્રત્યે ઉપકારી હતા. આ પ્રમાણે સંઘ આદિના પ્રયોજનથી મંત્રપ્રયોગ કરવામાં દોષ નથી, પરંતુ ફક્ત ભિક્ષા માટે જ મંત્રપ્રયોગ કરવામાં દોષ છે.

○ ચૂર્ણપિંડ-વશીકરણ આદિ માટે અંજન આદિના ચૂર્ણના પ્રયોગથી પ્રાપ્ત કરેલ પિંડ, એ 'ચૂર્ણપિંડ' દુષ્ટ છે.

○ યોગપિંડ-જ્યારે મુગ્ધ લોકોની આગળ સૌભાગ્ય આદિ કારક વિલેપનપૂર્વક, રાજાને વશીકરણ આદિ નિમિત્તે તિલકદ્વારા જલ-સ્થળમાર્ગનું ઉલ્લંઘન સુભગ-દુર્ભગની વિધિનો ઉપદેશ કરીને આહારનું ગ્રહણ કરે છે, ત્યારે 'યોગપિંડદોષ' કહેવાય છે.

○ મૂળકર્મપિંડ-પુત્ર આદિના જન્મદોષના નિવારણ માટે અને મઘા-જ્યેષ્ઠા-અશ્લેષા-મૂળ આદિ નક્ષત્રની શાન્તિ માટે, મૂળ એટલે વનસ્પતિના અવયવભૂત મૂળિયાઓથી સ્નાનનો ઉપદેશ કરીને આહાર આદિ ગ્રહણ કરે છે, ત્યારે આ દોષ લાગે છે. આ પ્રમાણે ઉપાર્જના-ઉત્પાદના દોષો વર્ણિત થયા.

## ગ્રહણૈષણાનાં દશ દોષો.

○ શંકિતદોષ-ભોજન-પાન આદિમાં જે કલ્પનીય-અકલ્પનીય ધર્મવિષયવાળી શંકા. જેમ કે-અમે જાણી શકતા નથી કે-'આ શું ઉદ્‌ગમ આદિ દોષથી યુક્ત છે કે નહિ?' આવા આશંકાના સ્થાનભૂત કલ્પનીયના નિશ્ચય નહિ થયે, આપનારીને નિષેધ કરે કે-'મને આવું કલ્પતુ નથી.'

○ મ્રક્ષિતદોષ-સચિત્ત પૃથિવી ખરડાયેલ મ્રક્ષિત કહેવાય છે. તે પૃથિવી-પાણી-વનસ્પતિકાયથી ખરડાયેલ અને અચિત્તથી ખરડાયેલના ભેદથી બે પ્રકારનું છે. અચિત્તપદથી ચરબી આદિ અને દુર્ગંધવાળી વસ્તુ ગ્રહણ કરાય છે.

○ નિક્ષિપ્તદોષ-સચિત્ત ઉપર સ્થાપન કરેલા અન્ન આદિ.

○ પિહિતદોષ-પાણીના ઘડાથી, પેષણી(ઘંટી-ખરલ-દળવાનું કોઈ પણ સાધન)થી, પીઠક (પાટિયા વગેરેથી), શિલાપુત્રક(વાટવાનો નાનો પત્થર)થી, માટીના લેપ આદિથી,

અથવા કોઈ એક લાખ-મીણુ આદિથી ઢાંકેલ કે લીંપેલ હોતું ઉઘાડીને, દાતા, શ્રમણુ માટે જ્યારે આપે, ત્યારે તેના ગ્રહણુમાં આ દોષ લાગે છે.

૦ સંહૃતદોષ-સચિત્ત અથવા અચિત્ત વસ્તુરૂપ ભાજન હોય તેમાંથી બીજા સચિત્ત વસ્તુવાળા ભાજનમાં નાંખી, સાધુને ખપી શકે એવા અશનાદિ આપે, તે તદાનાનુચિત હોઈ 'સંહૃતદોષ' લાગે.

૦ દાયકદોષ-બાળ (આઠ વર્ષની અંદરની ઉંમરવાળો બાળ), વૃદ્ધ (૬૦ કે ૭૦ વર્ષની ઉંમરવાળો વૃદ્ધ), મત્ત (દારૂ પીધેલો), ઉન્મત્ત (ભૂત આદિના વળગાડથી ઉન્મત્ત અથવા સંગ્રામના વિજયથી અભિમાની), ગ્રહગૃહીત (શનૈશ્ચરાદિ ગ્રહથી પકડાયેલો), વેપમાન (જેનું શરીર ધ્રુજતુ હોય તે), જ્વરિત (તાવવાળો), અંધ (આંધળો), પ્રગલિત (જેને ગળતો કોઢ વગેરે ચામડીનો રોગ થયો હોય તે), આરૂઢપાદુકા (જેણે પગમાં પાદુકા-જોડાં પહેર્યાં હોય તે), વગેરે ચાલીશ પ્રકારના દાતારોના હાથથી ભિક્ષા આદિનું ગ્રહણ, એ 'દાયકદોષ' કહેવાય છે.

૦ ઉન્મિશ્રદોષ-અશન, પાન, ખાદિમ, સ્વાદિમ આદિ આહાર; જાઈ, ગુલાબ આદિ પુષ્પોથી અથવા બીજ-લીલી વનસ્પતિ આદિથી મિશ્રિત, સાધુઓને અકલ્પનિક આહારને આપનારને, 'મને કલ્પતું નથી'-એમ સાધુએ કહેવું જોઈએ, જો ન કહે તો આ દોષ લાગે છે.

૦ અપરિણુતદોષ-રૂપાન્તરને નહિ પામેલ (અચિત્ત ન થયેલું કે ગ્રહણુયોગ્ય ન થયેલું અપરિણુત બે પ્રકારનું છે. દ્રવ્ય અને ભાવમાં પ્રત્યેક દાતા અને ગ્રાહકના સંબંધથી બે પ્રકારો છે. દૂધપણામાંથી પરિભ્રષ્ટ, દધિપણાને પામેલ પરિણુત કહેવાય છે; અથવા દૂધ પણામાં અવસ્થિત અપરિણુત કહેવાય છે. ભાવવિષયવાળુ તો બંને પુરુષોને હોય છે, એમ ટીકામાં કથિત જાણો.) જેમ દૂધ દૂધપણામાં જ રહેલ, દધિપણાને નહિ પામેલ. અશનાદિ વસ્તુ બેથી અધિક માલિકની હોય, તેમાંથી એક સાધુને આપવાની ઈચ્છાવાળો હોય પણ બીજાની ઈચ્છા જો ન હોય, તો તે ગ્રહસ્થદાતા ભાવ અપરિણુત કહેવાય. અશનાદિ વહોરતી વખતે સંઘાટક સાધુમાંથી એક સાધુને વસ્તુ અચિત્ત-કલ્પ્ય લાગે છે, બીજા સાધુને વસ્તુ અચિત્ત-અકલ્પ્ય લાગે છે. તે સાધુ ગ્રાહકભાવ અપરિણુત કહેવાય.

૦ લિપ્તદોષ-જે અશનાદિથી હાથ, પાત્રું ખરડાય તે. દહીં, દૂધ આદિ લિપ્તદ્રવ્ય કહેવાય. (ખરડાયેલું ભાજન, ખરડાયેલો હાથ, સાવશેષ દ્રવ્ય) ચારેય બાજુથી ચીકણી માટીથી ખરડાયેલ, નિંદિત દ્રવ્ય આદિથી ખરડાયેલ લિપ્ત કહેવાય છે, કે જેથી સાધુને દોષ લાગે છે.

૦ છર્દિતદોષ-અપાતા અન્ન આદિનું પૃથ્વીકાય આદિમાં પડવું, તે છર્દિત કહેવાય છે. સાધુને વહોરાવતી વખતે જો દાતારના હાથમાંથી જમીન ઉપર છાંટા પડે અથવા વહોરાવાની ચીજ ઢળે, તો છર્દિતદોષ લાગે. પડેલું તે દ્રવ્ય કદાચ સચિત્તમાં પડે, કદાચ અચિત્તમાં કે મિશ્રમાં પડે, તેથી પડેલા સચિત્ત-અચિત્ત-મિશ્રદ્રવ્યો, કે જે આધારરૂપ અને આધેયરૂપ હોય છે, તેના સંયોગથી ચાર ભાંગાઓ થાય છે. આ સંબંધી સઘળા ભાંગાઓમાં ભોજન આદિનું ગ્રહણુ પ્રતિષિદ્ધ છે. એમ એષણાનાં દશ દોષો સમાપ્ત થાય છે.

## સંયોજનાનાં પાંચ દોષો.

સંયોજના એટલે ભોજન આદિનું ગુણાન્તરનું ઉત્પાદક દ્રવ્યાન્તરની સાથે ભળવું. તે સંયોજના, અતિબહુક, અંગાર, ધૂમ અને નિષ્કારણરૂપે પાંચ પ્રકારનાં છે. (સંયોજના બે પ્રકારની છે. ૧-દ્રવ્યવિષયવાળી અને ૨-ભાવવિષયવાળી. દ્રવ્યસંયોજના બાહ્ય અને આંતરિક છે. જ્યારે ભિક્ષા માટે જતો, દૂધ આદિને ખાંડ વગેરેની સાથે રસની આસક્તિથી સંયુક્ત કરે છે, ત્યારે બાહ્યસંયોજના : જ્યારે ઉપાશ્રયમાં આવીને ભોજનવેળાએ પાત્રમાં, કોળિયામાં કે મુખમાં સંયુક્ત કરે છે, ત્યારે અભ્યંતરસંયોજના. આ પ્રમાણે થતાં આત્મામાં જ્ઞાનાવરણીય આદિ કર્મ સંયુક્ત કરાવે છે, દીર્ઘતર સંસારથી દુઃખનો સંયોગ કરાવે છે.)

૦ સંયોજના-લોભથી મંડક (રોટલી આદિ) આદિનું બીજા દ્રવ્યરૂપ ખાંડ-ઘી આદિની સાથે રસવિશેષના ઉત્પાદન માટે વસતિની બહાર કે અંદર જોઠાણ કરે, તે સંયોજના.

૦ અતિબહુકદોષ-જેટલા પ્રમાણથી ધૈર્ય, શરીરાદિ બળ અને સંયમના યોગો સીદાતા ન થાય, તેટલા આહારનું પ્રમાણ જાણવું. તેનાથી અધિક આહાર તો ઉલ્ટી માટે, મૃત્યુ-માટે કે વ્યાધિ માટે થાય. તે 'અતિબહુકદોષ' જાણવો.

૦ અંગારદોષ-સ્વાદિષ્ટ અન્નની કે તેના દાતારની પ્રશંસા કરતો જે આરોગે છે, તે રાગરૂપી આગથી ચારિત્રરૂપી ઇંધન(લાકડાં વગેરે)ને અંગારકારી હોઈ 'અંગારદોષ' કહેવાય છે.

૦ ધૂમદોષ-તે આહાર કે દાતાની નિંદા કરતો ચારિત્રરૂપી ઇંધનને બાળતો ધૂમકારી હોઈ 'ધૂમદોષ' છે.

૦ કારણાભાવદોષ-ભોજનના છ કારણોના અભાવમાં ખાનારને કારણાભાવદોષ લાગે છે.

## ભોજનનાં છ કારણો.

(૧) વેદના-ક્ષુધાવેદનીયના ઉદયથી જો ભૂખ સહન ન થાય, તો સાધુ આહાર કરી શકે.

(૨) વૈયાવૃત્ય-શરીરમાં અશક્તિના કારણે આચાર્યાદિનુ જો વૈયાવૃત્ય-ભક્તિ ન થઈ શકતી હોય, તો તે ભક્તિ માટે આહાર કરે.

(૩) ઈર્યાસમિતિ-આંખોનું તેજ જો મંદ પડ્યું હોય અને તેથી ઈર્યાસમિતિનું પાલન ન થઈ શકતું હોય, તો તે માટે આહાર કરે.

(૪) સંયમ-શરીરસામર્થ્યના અભાવે જો પડિલેહણા-પ્રમાર્જના આદિ ચારિત્રની ક્રિયાઓ સારી રીતે કરી શકાતી ન હોય, તો તે સંયમની ક્રિયાઓ માટે આહાર કરે.

(૫) પ્રાણરક્ષણ-આહારના અભાવે જો પ્રાણ જવાનો સંભવ લાગે, તો પ્રાણોની રક્ષા માટે આહાર કરે.

(૬) ધર્મધ્યાન-આર્ત્ત-રૌદ્રધ્યાનના પરિહારપૂર્વક જો ધર્મધ્યાન કરવા માટે આહારનો ટેકાની જરૂર લાગે, તો આહાર કરે, આવી રીતે ભોજનનાં છ કારણો છે. તેથી આ

પ્રમાણે નામ લઈને સક્ષેપથી આ દોષોનું વર્ણન કરેલ છે, પરંતુ વિસ્તારથી તો પિંડ-વિશુદ્ધિ આદિ ગ્રંથોથી જાણવું. આ પ્રમાણે વસતિ આદિના નિમિત્તજન્ય દોષો પણ જાણવાં.

अथ समितिमाह—

**साध्वाचरणे शास्त्रोदितविधिना सम्यक्प्रवृत्तिस्समितिः, सा चेर्यादिरूपा पञ्चविधा पूर्वमेवोक्ता वेदितव्या ॥ सूत्र-३ ॥**

**साध्वाचरण इति ।** साधुयोग्य आचरणेऽर्हत्प्रवचनानुसारेण प्रशस्ता प्रवृत्तिस्समितिः । गमने सम्यक् सत्त्वपरिहारतः प्रवृत्तिरीर्यासमितिः, निरवद्यवचनप्रवृत्तिर्भाषासमितिः, द्विचत्वारिंशद्दोषवर्जनेन भक्तादिग्रहणे प्रवृत्तिरेषणासमितिः, आसनसंस्तारकपीठफलकवस्त्रपात्रदण्डादिकं चक्षुषा निरीक्ष्य प्रतिलिख्य सम्यगुपयोगपूर्वं रजोहरणादिना यद्गृह्णीयात् यच्च निरीक्षितप्रतिलेखितभूमौ निक्षिपेत्साऽऽदाननिक्षेपणासमितिः, पुरीषप्रस्रवणनिष्ठीवनश्लेष्मशरीरमलानुपकारिवसनान्नपानादीनां जन्तुरहितस्थण्डिले उपयोगपूर्वकं परित्यजनं परिष्ठापनासमितिरिति पञ्च समितयः पूर्वमेव संवरनिरूपणे प्रदर्शिता इत्याशयेनोक्तं पूर्वमेवोक्ता इति ॥

## સમિતિનું વર્ણન.

**ભાવાર્થ**—"સાધુના આચારમાં શાસ્ત્રકથિત વિધિથી સારી પ્રવૃત્તિ, એ 'સમિતિ' કહેવાય છે: અને તે સમિતિ ઈર્યા આદિ રૂપ પાંચ પ્રકારની પહેલાં જ કહેલી જાણવી."

**વિવેચન**—સાધુને યોગ્ય આચરણમાં જિનેન્દ્રપ્રવચનના અનુસારે પ્રશસ્ત પ્રવૃત્તિ, એ 'સમિતિ,' ગમનમાં સમ્યગ્ એટલે જીવોના પરિહારપૂર્વક પ્રવૃત્તિ, એ ઈર્યાસમિતિ,' નિરવદ્ય વચનમાં પ્રવૃત્તિ, એ 'ભાષાસમિતિ' અને બેંતાલીશ દોષોના વર્જનપૂર્વક ભોજન આદિના ગ્રહણમાં પ્રવૃત્તિ, એ 'એષણાસમિતિ.' આસન-સંથારો-પાટ-પાટલા-પાટિયા-વસ્ત્ર-પાત્ર-દંડ આદિને આંખથી જોઈને, પડિલેહણ કરી, સમ્યગ્ એટલે ઉપયોગપૂર્વક રજોહરણ આદિથી પૂંજીને જે ગ્રહણ કરે અને જોયેલી અને પૂંજેલી જમીન ઉપર મૂકે, તે 'આદાનનિક્ષેપણાસમિતિ.' વડીશંકા, લઘુશંકા, થુંક, કફ, શરીરનો મલ, અનુપકારી (અનુપયોગી-અકલ્પ્ય) વસ્ત્ર-અન્ન-પાન આદિનો જંતુ વગરની જગ્યામાં ઉપયોગપૂર્વકનો પરિત્યાગ, એ 'પરિષ્ઠાપનિકાસમિતિ.' એમ પાંચ સમિતિઓ પહેલાં જ સંવરના નિરૂપણમાં પ્રદર્શિત કરેલ છે.

अथ भावनामाख्याति—

**धर्मार्थचित्तस्थिरीकरणहेतुर्विचारो भावना । द्वादशविधा सा चेत्थम् ॥ सूत्र-४ ॥**

**धर्मार्थमिति ।** भाव्यतेऽनयेति भावना, अभ्यासक्रिया, सा चाव्यवच्छिन्नपूर्वपूर्वतरसंस्कारस्य

१. मुख्यतया भावना पञ्चविधा दर्शनज्ञानचारित्रतपोवैराग्यभेदात् तत्र तीर्थकृता प्रवनस्य प्रावच-

पुनस्तदनुष्ठानरूपा, आत्मगुणः ज्ञानजा ज्ञानहेतुश्च दृष्टानुभूतश्रुतेष्वर्थेषु स्मृतिप्रत्यभिज्ञानकार्योन्नीयमाना च, धारणात्मकमतिविशेषरूपैवेयं यदा धर्मार्थं चित्तस्थिरतायां कारणं भवति तदा सा भावनोच्यत इत्याशयेनोक्तं धर्मार्थं चित्तस्थिरीकरणहेतुरिति, तथाच ज्ञानदर्शनचारित्रतपोवैराग्यादिषु चित्तस्थैर्याय यो विचारस्सा भावनेत्यर्थः । तस्या भेदा अनित्यादिरूपा द्वादशविधाः पूर्वमेव संवरे प्रोक्ताः परन्तु प्रत्येकं स्वरूपाणि न दर्शितानीति तत्स्वरूपाणि दर्शयितुं प्रतिजानीते द्वादशविधेति ॥

## ભાવનાનું કથન.

**ભાવાર્થ**-"ધર્મપુરુષાર્થ માટે ચિત્તના સ્થિરીકરણમાં હેતુભૂત વિચાર, એ 'ભાવના': અને તે બાર પ્રકારની ભાવના આ પ્રકારે છે."

**વિવેચન**-જેનાવડે ભાવિત થાય, તે 'ભાવના.' (મુખ્યત્વે ભાવના દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વૈરાગ્યના ભેદથી પાંચ પ્રકારની છે. ત્યાં તીર્થંકરોના, પ્રવચનના, પ્રાવચનિકો-આચાર્ય આદિના, અતિશયવંત, કેવલી, મનઃપર્યવવાળા-અવધિવાળા, ચૌદપૂર્વવેત્તાઓના સામે જવું-નમવું, દર્શન, ગુણકીર્ત્તન, સંપૂજન, સ્તવન વગેરે ક્રિયાઓદ્વારા દર્શનભાવના. ભવાતી આ ભાવનાથી દર્શનશુદ્ધિ થાય છે. (૧) જૈનેન્દ્રજ્ઞાન, પ્રવચન (શ્રુત) યથાર્થ સકલ પદાર્થોનું પ્રકાશક છે, જેથી આ જ જિનશાસનમાં સારી રીતે સંપૂર્ણ-સત્ય જાણવાયોગ્ય જીવ-અજીવ આદિ નવ તત્ત્વોનું પરિજ્ઞાન જોયેલું છે, તેમજ પરમાર્થરૂપ મોક્ષનામક કાર્ય છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રો કરણ છે. સમ્યગ્દર્શન આદિનો અનુષ્ઠાતા સાધુ કારક છે. મોક્ષની પ્રાપ્તિરૂપ ક્રિયાસિદ્ધિ જોયેલી છે, બીજા શાસનમાં નહિ. આવી ભાવના ભાવનારને 'જ્ઞાન-ભાવના.' આ ભાવનાથી નિત્ય ગુરુકુલવાસ થાય છે. ચારિત્રભાવના પહેલાં જ ટીકાકારે પ્રદર્શિત કરેલ છે.

૦ કયા નીવી આદિ તપવડે મારો દિવસ ધન્ય બને? કયો તપ હું કરવા સમર્થ છું? કયો તપ દ્રવ્ય આદિ હોયે છતે નિર્વાહયોગ્ય થઈ શકે? આમ વિચારવું, તે 'તપો-ભાવના.' વૈરાગ્યભાવના બાર પ્રકારની છે. તે ગ્રંથકાર હમણાં દર્શાવી રહ્યા છે.) ભાવના એટલે અભ્યાસક્રિયા: અને તે અભ્યાસક્રિયા, અવિચ્છિન્ન (સતત્) પૂર્વપૂર્વતર સંસ્કારવાળાની

---

निकानामाचार्यादीनामतिशायिना केवलिमनःपर्ययावधिमच्चतुर्दशपूर्वविदा अभिगमननमनदर्शनकीर्त्तनसम्पूजनस्तवनादिभिर्दर्शनभावना, भाव्यमानयानया दर्शनशुद्धिर्भवति । मौनीन्द्रं ज्ञानं प्रवचनं यथावस्थिताशेषपदार्थाविर्भावकं यत इहैव प्रवचने सम्यग् ज्ञातव्यजीवाजीवादिनवतत्त्वपरिज्ञानं दृष्टं तथा परमार्थरूपं मोक्षाख्यं कार्यम्, करणं सम्यग्दर्शनज्ञानचारित्राणि, कारकः सम्यग्दर्शनाद्यनुष्ठाता साधुः, क्रिया सिद्धिश्च मोक्षावाप्तिलक्षणा दृष्टा नान्यत्रैवं भावयतो ज्ञानभावना, अनया नित्यं गुरुकुलवासो भवति चारित्रभावना पूर्वमेव टीकाकृता प्रदर्शिता । केन निर्विकृत्यादिना तपसा मम दिवसोऽवन्ध्यो भवेत् कतरद्वा तपोऽहं विधातुं प्रभुः, कतरच्च तपः कस्मिन् द्रव्यादौ मम निर्वहति इति भावनीयं, इत्यादिरूपेण तपसि भावना । वैराग्यभावना च द्वादशविधा ग्रन्थकृता सम्प्रति प्रदर्श्यत इति ॥

ફરીથી તે અભ્યાસના અનુષ્ઠાનરૂપ, આત્માના ગુણભૂત, જ્ઞાનજન્ય (અપાયનામક જ્ઞાનના કાર્યરૂપ) અને જ્ઞાનનો હેતુ. (શ્રુતજ્ઞાનનું કારણ) જોયેલા, અનુભવેલા, સાંભળેલા પદાર્થોમાં સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનરૂપ (સંસ્કારની જાગૃતિ થવાથી ઉત્પન્ન થતું અનુભવ કરેલા પદાર્થરૂપ વિષયવાળું: અને 'તે' એવા આકારવાળું જ્ઞાન, તે સ્મરણ અનુભવ: અને સ્મરણરૂપ બે કારણોદ્વારા ઉત્પન્ન થયેલું ભૂત અને વર્ત્તમાનકાળની એકતાની સંકલના કરનારૂં 'તે આ' આકારવાળું જ્ઞાન, તે 'પ્રત્યભિજ્ઞાન,' તે રૂપ) કાર્યોથી વિચારાતી, ધારણારૂપ જાતિવિશેષરૂપ જ, આ ધારણા જ્યારે ધર્મ માટે ચિત્તની સ્થિરતામાં કારણ થાય છે, ત્યારે તે ભાવના કહેવાય છે. આવા આશયથી કહ્યું છે કે-'धर्मार्थचित्तस्थिरीकरणहेतुः' ઈતિ. તથાચ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વૈરાગ્ય વગેરેમાં ચિત્તની સ્થિરતા માટે જે વિચાર, તે 'ભાવના,' એવું રહસ્ય છે. તે ભાવનાના અનિત્યત્વ આદિ રૂપ બાર પ્રકારના ભેદો પહેલાં સંવર પ્રકરણમાં કહેલા છે. પરંતુ તે દરેકના સ્વરૂપો દર્શાવ્યા ન હતા, માટે તેના સ્વરૂપો દર્શાવવા માટે પ્રતિજ્ઞા કરે છે કે-'તે ભાવના બાર પ્રકારની આ પ્રમાણે છે.'

तत्रादावनित्यभावनामाह—

बाह्याभ्यन्तरनिखिलपदार्थेष्वनित्यत्वचिन्तनमनित्यभावना । अनया चैषां संयोग आसक्तिर्विप्रयोगे च दुःखमपि पुरुषस्य न स्यात् ॥ सूत्र-५ ॥

बाह्येति । बाह्येषु शय्याऽऽसनवस्त्रौघोपधिषु प्रतिदिवसमिमे रजसा विपरिणम्यमानास्सर्वप्रकारेण स्वां सन्निवेशावस्थां विहाय विशरारुतां प्रतिपद्यन्ते, आभ्यन्तरं शरीरद्रव्यं जीवप्रदेशैर्व्याप्तत्वात्, इदमपि जन्मनः प्रभृति पूर्वपूर्वावस्थां जहदुत्तरोत्तरावस्थामास्कन्दत्प्रतिक्षणमन्यान्यरूपेण न भवज्जराजर्जिताशेषावयवं पुद्गलजालविरचनमात्रं पर्यन्ते परित्यक्तसन्निवेशविशेषं विशीर्यते, निरीक्ष्यते हि भवे यत्प्रातरस्ति न तन्मध्याह्ने यच्च मध्याह्ने न तन्निशीथिन्यामत एव वृद्धास्सर्वं चेतनमचेतनमप्यशेषमुत्पत्त्युपादानित्यधर्मकमिति विचारोऽनित्यभावनेत्यर्थः, ईदृग्भावनाफलमाविष्करोति अनयेति-अनित्यभावनेत्यर्थः, एषामिति, प्राणप्रियाणामपि शरीरशय्यासनवस्त्रादीनां संयोगे आत्मना सम्बन्धे सति आसक्तिरभिष्वङ्गः, विप्रयोगे-वियोगे सति दुःखमपि शारीरं मानसं वा पुरुषस्य न स्यात्, भवेदेव तृष्णाविनाशेन निर्ममत्वादिति भावः ॥

## અનિત્યભાવનાનું વર્ણન.

ભાવાર્થ—"બાહ્ય-આભ્યંતર સમસ્ત પદાર્થોમાં અનિત્યત્વનું ચિંતન, એ 'અનિત્યભાવના.' આ ભાવનાથી, આ પદાર્થોના સંયોગમાં આસક્તિ અને વિયોગમાં દુઃખ પણ પુરુષને ન થાય."

વિવેચન—બાહ્ય એટલે શય્યા, આસન, વસ્ત્ર ઔઘિક (જે સર્વદા ધારણ કરવામાં આવે તે ઉપધિ) ઔપગ્રહિક (જે કારણપ્રસંગે સંયમના નિર્વાહ માટે ગ્રહણ કરાય તે ઉપધિ)

વગેરેમાં હંમેશાં રજ (ધૂળ-મેલ) આદિથી વિપરિણામ થવાથી, આ પદાર્થો સર્વ પ્રકારે પોતાની આકારરૂપ અવસ્થાને છોડી વિનશ્વરતાને પામે છે. આભ્યંતર, એ શરીરરૂપી દ્રવ્ય છે, કેમ કે-જીવના પ્રદેશોથી વ્યાપ્ત છે. આ શરીર પણ જન્મથી માંડી જુની જુની અવસ્થાને પ્રાપ્ત થતું, ક્ષણે ક્ષણે જુદા જુદા રૂપે થતું, જરાથી જર્જરિત સઘળા અવયવવાળું, પુદ્ગલજાલ માત્ર રચનાવાળું અને રચનાવિશેષને છોડનારૂં વિશીર્ણ થાય છે. ખરેખર, દેખાય છે કે-સંસારમાં જે સવારમાં હોય છે, તે બપોરના હોતું નથી અને જે બપોરના હોય છે, તે રાત્રિમાં નથી દેખાતું. એથી જ વૃદ્ધપુરુષો 'સચેતન-અચેતન પણ સમસ્ત વસ્તુને ઉત્પત્તિ-વિનાશધર્મવાળી માને છે.' આવો વિચાર, એ 'અનિત્યભાવના'-એમ રહસ્ય છે. આવી ભાવનાનું ફળ પ્રગટ કરે છે કે-આ અનિત્યભાવનાથી આ પ્રાણપ્યારા પણ શરીર-શય્યા-વસ્ત્ર આદિના સંયોગમાં આત્માની સાથે સંબંધ થવા છતાં, આસક્તિ (લીનભાવ) તથા વિયોગ હોયે છતે શારીરિક કે માનસિક દુઃખ પણ ભાવનાવાળા પુરુષને ન જ થાય! કેમ કે-તૃષ્ણાનો વિનાશ થવાથી મમત્વનો અભાવ થાય છે.

अशरणभावनामाह—

**जन्मजरामरणादिजन्यदुःखपरिवेष्टितस्य जन्तोस्संसारे क्वापि अर्हच्छासनातिरिक्तं किमपि शरणं न विद्यते इति भावनाऽशरणभावना। एवं भावयतस्सांसारिकेषु भावेषु वैराग्यं समुत्पद्येत ॥ सूत्र-६ ॥**

जन्मेति। पितृमातृभ्रातृदयितातनयादिपरिवेष्टितस्यापरिवेष्टितस्य वा त्रैलोक्यविध्वंसनपटिष्ठसामर्थ्यस्यासामर्थ्यस्य वा मंत्रतंत्रादिक्रियासुदृढस्यानिदृढस्या वा नानाशास्त्रकृतपरिश्रमस्यापरिश्रमस्य वा जन्तुमात्रस्य जन्मजरामरणादिजन्यदुःखपरिवेष्टितत्वेन दुःखदावाग्निज्वलज्ज्वालाकारालकरम्बितेऽस्मिन् संसारे शरणं भयापहारिस्थानमर्हच्छासनातिरिक्तं किमपि न विद्यत इत्येवं पर्यालोचनमशरणभावनेत्यर्थः, तथा चिन्तयतो लाभमाह एवं भावयत इति, अशरणभयात्सांसारिकपदार्थजातेषु प्रीत्यभावेन वैराग्यं जायते, जन्मजरामरणभयाक्रान्तानामार्हच्छासनोक्तविधेरेव प्रकृष्टशरणत्वाज्ज्ञानदर्शनचरणलक्षणे तद्विधौ प्रवर्त्तेत इति भावः ॥

## અશરણ ભાવનાનું વર્ણન.

**ભાવાર્થ**-"જન્મ-જરા-મરણ વગેરેથી જન્ય દુઃખોથી વીંટાયેલા પ્રાણિને સંસારમાં ક્યાંય પણ જૈનશાસન સિવાય કોઈ પણ શરણ વિદ્યમાન નથી. આવી ભાવના, એ 'અશરણભાવના.' આવી ભાવના ભાવનારને સાંસારિક ભાવોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય!"

**વિવેચન**-પિતા-માતા-ભાઈ-પુત્રી-પુત્ર આદિ પરિવારથી વીંટાયેલ કે નહિ વીંટાયેલ, ત્રૈલોક્યના વિનાશમાં પટિષ્ઠ સામર્થ્યવાળો કે અસામર્થ્યવાળો હોય, મંત્ર-તંત્ર આદિ ક્રિયામાં સુદૃઢ કે અસુદૃઢ હોય, અનેક શાસ્ત્રવિષયક પરિશ્રમવાળો હોય કે પરિશ્રમવાળો ન હોય, જંતુ માત્રને જન્મ-જરા-મરણ આદિ જન્ય દુઃખોથી વીંટાયેલ હોઈ દુઃખોરૂપી દાવાનળની

જળતી જ્વાળાઓથી વિકરાળ આ સંસારમાં શરણુ એટલે ભયનું અપહરણુ કરનારૂં સ્થાન, જૈનશાસન સિવાય બીજું કોઈ વિદ્યમાન નથી. આવી પર્યાલોચના, એ 'અશરણુભાવના' કહેવાય છે. અશરણુભાવનાના ચિંતકને, 'હું હંમેશાં અશરણુ છું'–આવા હંમેશના ભયથી સાંસારિક પદાર્થોના સમુદાયમાં પ્રીતિનો અભાવ થવાથી વૈરાગ્ય થાય છે. જન્મ–જરા–મરણુના ભયથી ઘેરાયેલાઓને જૈનશાસનવિહિત વિધિનું જ ઉત્કૃષ્ટ શરણુ હોઈ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ તે શાસનરૂપ વિધિમાં ભાવના ભાવનાર પ્રવર્ત્તે છે.

संसारभावनामाह—

**संसारे बम्भ्रम्यमाणानां जनानां सर्व एव स्वजनाः परजनाश्चेति विचारस्संसारभावना । एवं विचारयतः क्वचपि ममत्वाभावान्निर्विण्णस्य संसारपरिहाराय यत्न उदीयात् ॥सूत्र–७॥**

**संसार इति ।** इतश्चेतश्च परिभ्रमणं संसारः, तत्र जीवपुद्गलानां यथायोगं भ्रमणं द्रव्यसंसारः, क्षेत्रसंसारो येषु चतुर्दशरज्ज्वात्मकेषु द्रव्याणां संसरणं सः, नारकतिर्यङ्नरामरगतिचतुर्विधानुपूर्व्युदयाद्भवान्तरसंक्रमणं भवसंसारः, दिवसपक्षमासर्त्वयनसंवत्सरादिलक्षणस्य चक्रन्यायेन भ्रमणं कालसंसारः, भावसंसारस्तु संसृतिस्वभाव औदयिकादिभावपरिणतिरूपः, तत्र च प्रकृतिस्थित्यनुभागानां प्रदेशविपाकानुभवनम्, तथा च कर्मसबन्धात्संसारी जन्मजरामरणरोगशोकादिग्रस्तत्वेन दुःखस्वभावे जन्मान्तरे नरकादिदुःखस्वभावादुःखफले "पुनःपुनर्दुःखसन्तानसन्धानाद्दुःखानुबन्धिनि सुरनरनैरयिकतिर्यक्सुभगदुर्भगादिविचित्ररूपे सुखलेशाभावादसरे चक्रवत्पौनःपुन्येन भ्राम्यतां जनिजुषामेकद्वित्रिचतुःपञ्चेन्द्रियास्सर्व एव यदा जनकतासम्बन्धेन स्वाम्यादिसम्बधेन वा सम्बन्धिनस्तदा स्वजना उच्यन्ते यदा च न तेन सम्बन्धेन सम्बन्धिनस्तदा परजना न पुनः सर्वथा स्वजनत्वं परजनत्वं वा नियतं, रागद्वेषमोहाभिभूतत्वेन जन्तूनां नानायोनौ पृथक् पृथक् परिभ्रमणात्, अत एव प्रकृष्टानि दुःखान्यनुभवन्ति इत्येवं विधो विचारः संसारभावनेत्यर्थः, फलमाह एवमिति, प्रचुरदुःखफलनानायोनिभ्रमणभयेन क्वापि ममत्वाभावात् सांसारिकसुखेषु तडित्कल्पेषु विषमिश्रपयोनिभेषु जिहासितो भवति, ततश्च संसारपरित्यागाय प्रयत्नवान् भवतीति भावः ॥

## સંસારભાવનાનું વર્ણન.

**ભાવાર્થ**–"સંસારમાં વારંવાર ભમનારા જીવોને સઘળાય સ્વજનો અને પરજનો છે. આવો વિચાર, એ 'સંસારભાવના' કહેવાય છે. આ પ્રમાણે વિચાર કરનારાને કોઈ પણ જીવ ઉપર મમતા નહિ થવાથી નિર્વેદવાળો, સંસાર(સુખ)ના પરિત્યાગ માટે પ્રયત્નવાળો થાય !"

**વિવેચન**–સંસાર એટલે આમ–તેમ ઉંચ–નીચગતિમાં ફરવું. ત્યાં જીવપુદ્ગલોનું યોગ પ્રમાણે ભ્રમણ, એ 'દ્રવ્યસંસાર.' ચૌદ રાજલોકમાં દ્રવ્યોનું અહીં–તહીં ફરવું, એ 'ક્ષેત્ર-સંસાર.' નારક–તિર્યંચ–મનુષ્ય–દેવગતિ અને ચાર પ્રકારની આનુપૂર્વીના ઉદયથી ભવાન્તરમાં સંક્રમણ, એ 'ભવસંસાર.' દિવસ–પક્ષ–માસ–ઋતુ–અયન–સંવત્સર આદિ લક્ષણુવાળા કાળનું

ચક્રના ન્યાયે ભ્રમણ, એ 'કાળસંસાર.' 'ભાવસંસાર' તો સંસરણ સ્વભાવવાળો, ઔદયિક આદિ ભાવમાં પરિણતિરૂપ છે અને તે ભાવસંસારમાં પ્રકૃતિ-સ્થિતિ-રસોના પ્રદેશ અને વિપાકનો અનુભવ હોય છે. તથાચ કર્મસંબંધથી સંસારી, જન્મ-જરા-મરણ-શોક આદિથી ગ્રસ્ત હોવાથી, દુઃખસ્વભાવવાળા જન્માન્તરમાં નરક આદિમાં દુ:ખ હોવાથી, દુઃખરૂપી ફળવાળા, વારંવાર દુઃખપરંપરાના અનુસંધાનથી દુઃખના અનુબંધવાળા, સુર-નર-તિર્યંચ-નારકી-સુભગ-દુર્ભગ આદિ વિચિત્ર રૂપવાળા, સુખના અંશ માત્રના અભાવથી નિસર્ગતઃ અસાર સંસારમાં ચક્રની માફક વારંવાર ભમતા પ્રાણિઓના એકેન્દ્રિય-દ્વિન્દ્રીય-ત્રિન્દ્રીય-ચૌરેન્દ્રિય-પંચેન્દ્રિયરૂપ સઘળાય જીવો, જનકતાના સંબંધથી કે સ્વામી આદિના સંબંધથી સંબંધીઓ જ્યારે હોય, ત્યારે 'સ્વજનો' કહેવાય છે. તે સંબંધથી જ્યારે સંબંધી નથી હોતા, ત્યારે 'પરજનો' કહેવાય છે. અર્થાત્ સ્વજનપણું કે પરજનપણું સર્વથા નિયત નથી, કેમ કે-રાગ-દ્વેષ-મોહથી પરાજિત જંતુઓનું વિવિધ જીવાયોનિમાં જુદી જુદી રીતે પરિભ્રમણ છે. એથી જ ઉત્કૃષ્ટ દુઃખોને અનુભવે છે. એમ આવા પ્રકારની 'સંસારભાવના' કહેવાય છે. સંસારભાવનાના ફળને કહે છે કે-પુષ્કળ દુઃખરૂપી ફળવાળા અનેક જીવાયોનિના ભ્રમણના ભયથી ક્યાંય પણ ભમતા નહિ થવાથી વિજળીના જેવા, વિષથી મિશ્રિત દૂધ સરખા સાંસારિક સુખોને હેયબુદ્ધિથી છોડવાની ઇચ્છાવાળો થાય છે અને તેથી સંસારના પરિત્યાગ માટે પ્રયત્નવંત થાય છે.

एकत्वभावनामाचष्टे—

**एक एवाहं जाये म्रिये न मे कश्चिदात्मीयः परो वा नवा कश्चिन्मदीयं दुःखाद्यपहर्तुं प्रभवतीत्येवं विचिन्तनमेकत्वभावना । अनया च निस्सङ्गतां यायात् ॥ सूत्र-८ ॥**

**एक एवेति ।** एव शब्देन कदाचिदपि जननमरणानुभवो नेतरसहायो भवतीति सूचितम्, यमलकयोरपि क्रमेणैव निस्सरणान्मरणाच्च । ससारे हि जन्तुरेकक एवोत्पद्यते विपद्यतेऽप्येकक एव, दुःखी सन्नेकक एव कर्माज्र्जयति फलमपि तस्यैकक एवासेवते, बहुविधैः क्लेशैरर्जितं धनन्तु कलत्रमित्रादिभिस्सम्भूय भुज्यते परन्तु दुःखं स्वकर्मकृतमेकक एव सहते यदर्थमपि जीवः प्रत्यहं भ्रमति क्लिश्यते समालम्बते दैन्यं भ्रश्यति धर्माद् वञ्चयत्यहितानपक्रामति च न्यायात्सोऽपि देहः परभवप्रयाणे पदमेकमपि नानुवर्त्तते, तथा च सर्वेषां स्वार्थैकनिष्ठत्वेन धर्मादृते नापरः कश्चन सहायो दुःखाद्यपहरणे दक्ष इत्येवंभावनैकत्वभावनेत्यर्थ । ननु गृहावासकालीनममतायाः कलत्रादिविषयिण्याः प्रव्रज्याकाले साधुभिस्त्यागः कृतः परन्तु साम्प्रतकालीनमाचार्यादिविषयं ममत्वं कथं परिहार्य्यं भवेदिति चेदुच्यते बाह्यप्रेमणि पूर्वं तनूकृते एकत्वभावनादिदार्ढ्यात् आचार्यादिविषयेऽपि ममत्वानुदयेन पश्चादाहारे उपधौ देहे न सज्जति छिन्नममत्वश्च सर्वेऽपि जीवा असकृदनन्तशो वा सर्वजन्तूनां स्वजनभावेन परजनभावेन च संजाताः, अतः कोऽत्र स्वजनः परजनो वा इति भावनया त्रुटितप्रेमबन्धो भवतीति भावः । एवं सति यद्भवति तदाह अनया चेति । निस्सङ्गतामिति, स्वजनसङ्गेषु स्वीयत्वेन प्रसिद्धे शरीरे च स्नेहानुराग-

वृर्युर्यमित्यर्थः, यायादिति, प्राप्नुयादित्यर्थः, ततो मोक्षायैव चेष्टत इति भावः ॥

## એકત્વભાવના.

**ભાવાર્થ**-"એકલો જ હું જન્મું છું-મરૂં છું, મારે કોઈ પોતાનો કે પારકો નથી અને કોઈ મારા દુ:ખ આદિના અપહાર માટે સમર્થ થતો નથી; આવો વિચાર, એ 'એકત્વ-ભાવના' કહેવાય છે. વળી આ ભાવનાથી નિ:સંગતાને પામે !"

**વિવેચન**-'એકલો જ' અહીં જકારથી કદાચિત્ પણ જન્મ-મરણનો અનુભવ, કોઈ બીજાની સાથે કે સહાયથી થતો નથી કે યુગલનું પણ ક્રમથી નીકળવું અને મરવું છે. ખરેખર, સંસારમાં પ્રાણી એકલો જ જન્મે છે-મરે છે, એકલો જ દુ:ખી થઈને કર્મ બાંધે છે અને એકલો જ કર્મફળને ભોગવે છે. નાના પ્રકારના ક્લેશો વેઠીને ભેગું કરેલું ધન તો, સ્ત્રી-પુત્ર-મિત્રાદિ ભેગાં થઈને ભોગવે છે પરંતુ સ્વકર્મકૃત દુ:ખને એકલો જ સહે છે. જેના ખાતર જીવ હંમેશાં ભમે છે, દુ:ખી થાય છે, દીનતા કરે છે, ધર્મથી ભ્રષ્ટ થાય છે, ઠગે છે, શત્રુઓને મારે છે અને અન્યાયથી વર્તે છે, તે શરીર પરભવના પ્રસ્થાનમાં વોળા-વવા પણ આવતું નથી. તથાચ સઘળા જીવો એક સ્વાર્થની નિષ્ઠાવાળા હોઈ ધર્મ સિવાય બીજો કોઈ સહાયક સાથે આવનાર નથી, તેમજ દુ:ખ આદિના અપહારમાં સમર્થ નથી. આવી ભાવના 'એકત્વભાવના' કહેવાય છે.

**શંકા**-ગૃહસ્થ અવસ્થાના કાળમાં સ્ત્રી આદિ વિષયવાળી મમતાને દીક્ષાના કાળમાં સાધુઓએ ત્યાગ કરેલો છે. પરંતુ હમણાં આચાર્ય આદિ વિષયવાળું મમત્વ કેમ છોડાય ?

**સમાધાન**-પહેલાં બાહ્ય વિષયનો પ્રેમ પતળો (મંદ) કર્યા પછી, એકત્વભાવના આદિની દ્રઢતાથી આચાર્ય આદિ વિષયમાં પણ મમતાનો ઉદય નહિ થવાથી, પછીથી આહારમાં-ઉપધિમાં-દેહમાં આસક્ત થતો નથી : અને મમતાના છેદવાળો, 'સઘળાય જીવો અનેક વાર કે અનંત વાર સઘળાય જીવોના સ્વજનભાવે કે પરજનભાવે થયેલા છે. એથી અહીં કોણ સ્વજન કે પરજન છે ?' આવી ભાવનાથી પ્રેમબંધન તૂટેલું થાય છે. આવું થતાં જે પરિણામ આવે છે, તે કહે છે. આ ભાવનાથી સ્વજનની સંજ્ઞાવાળાઓમાં પોતાના શરીરમાં સ્નેહરાગના અભાવરૂપ નિ:સંગતાને પામે ! ત્યાર બાદ મોક્ષ માટે જ પ્રયત્ન કરે છે.

अन्यत्वभावनामाह—

**वैधर्म्येण शरीरभिन्नतयाऽऽत्मानुचिन्तनमन्यत्वभावना । अनया च देहात्माभिमाननिवृत्तिर्जायेत ॥ सूत्र-९ ॥**

वैधर्म्येणेति । यस्माज्जीवः कायमपि व्यपास्य लोकान्तरं यात्यतोऽयं वपुषो भिन्नः सहगमनरूपसाधर्म्याभावात् । तथा सेन्द्रियं शरीरमतीन्द्रियोऽहं, अनित्यं तन्नित्योऽहं, आद्यन्तवच्छरीरमनाद्यनन्तश्चाहं, संसारे भ्रमतो मे बहूनि शरीराणि प्राप्तानि परं स एवाहमन्यस्तेभ्य इत्यादिविरु-

द्वधर्मैरन्यत्वचिन्तनमन्यत्वभावनेत्यर्थः, तत्फलमाहानया चेति । देहात्माभिमाननिवृत्तिरिति, शरीरमेवात्मेति बुद्धेः शरीरममताया वा विच्छेद इत्यर्थः, तथाचैवं भावयतस्सर्वस्वनाशेऽपि शोकांशोपि न जायत इति भावः ॥

### અન્યત્વભાવના.

**ભાવાર્થ**-"વૈધર્મ્ય'થી શરીરથી ભિન્નપણાએ આત્માનો વિચાર, એ 'અન્યત્વભાવના.' આ ભાવનાથી દેહમાં આત્માના અભિમાનની નિવૃત્તિ થાય છે."

**વિવેચન**-જે કારણે જીવ કાયાને પણ છોડી બીજા લોકમાં જાય છે. તેથી આ શરીરથી જુદો છે, કેમ કે-શરીરમાં આત્માની સાથે જવારૂપ સમાનધર્મનો અભાવ છે.

० તે આવી રીતે છે કે-શરીર ઇન્દ્રિયગ્રાહ્ય છે, આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય નથી (અતીન્દ્રિય છે). (આત્મા જ્ઞાતા છે, જ્યારે શરીર અજ્ઞ છે.)

० આ શરીર અનિત્ય છે, જ્યારે આત્મા નિત્ય છે. શરીર આદિવાળું અને અંતવાળું છે, જ્યારે આત્મા અનાદિ અને અનંત છે. સંસારમાં ભમતા મને અનંતા શરીરો મળેલાં છે. પરંતુ તે જ હું આત્મા, તે શરીરોથી ભિન્ન-જુદો છું, ઇત્યાદિ વિરૂદ્ધ ધર્મોથી અન્યત્વનું ચિંતન, એ અન્યત્વભાવના કહેવાય છે. આ અન્યત્વભાવનાથી 'શરીર જ આત્મા છે'-આવી બુદ્ધિનો અથવા શરીરની મમતાનો વિચ્છેદરૂપ ફળ મળે છે. તથાચ આવી ભાવનાને સર્વસ્વનો નાશ થવા છતાં શોકનો અંશ પણ થતો નથી.

अशुचिभावनामाह—

**अशुचिमयः कायोऽशुचिहेतुकोऽशुचिस्यन्दी चेति विचारोऽशुचिभावना । एतया च शरीरविषये निर्ममत्वं स्यात् ॥ सूत्र-१० ॥**

**अशुचिमय इति ।** अशुचिप्रचुर इत्यर्थः तत्कथमित्यत्राहाशुचिहेतुक इति यतो गर्भे शुक्रशोणितमेलनप्रभवो जरायुवेष्टितो मात्रभ्यवहृतान्नपानरसवर्द्धितः क्लिन्नधातुसमाकुलोऽतोऽशुचिमय इत्यर्थः, उत्पन्नादपि तस्मात्सदाऽशुचीन्येव मलमूत्रश्लेष्मपित्तस्वेदादीनि निर्यान्तीत्यतोऽप्यशुचिमय इत्याहाशुचिस्यन्दीति, भावनाया अस्याः प्रयोजनमाह एतया चेति, निर्ममत्वमिति, शरीरपोषणशृङ्गारादावौदासीन्यमुदेतीति भावः ॥

### અશુચિભાવનાનું વર્ણન.

**ભાવાર્થ**-"અશુચિમય કાયા અશુચિથી જન્ય છે, અશુચિને ઝરાવનાર છે, આવો વિચાર, એ 'અશુચિભાવના.' વળી આ ભાવનાથી શરીરના વિષયમાં મમતાનો અભાવ થાય!"

**વિવેચન**-અશુચિની પ્રચુરતાવાળો દેહ કેવી રીતે અશુચિમય છે? તો કહે છે કે-'અશુચિથી જન્ય' છે, કારણ કે-ગર્ભમાં શુક્ર અને શોણિતના સંબંધથી થયેલું, જરાયુ(ઓળ)થી વીંટાયેલ અને માતાએ ખાધેલ અન્ન-પાનના રસથી વધેલ ભીના થતા ધાતુઓથી

વ્યાકુળ છે, માટે 'અશુચિમય' શરીર છે. ઉત્પન્ન પણ તે શરીરમાંથી હંમેશાં મળ-મૂત્ર-કફ-પિત્ત-પરસેવો વગેરે નીકળે છે, માટે કાયા 'અશુચિસ્યન્દી' કહેવાય છે. આ ભાવનાથી શરીરપોષણ-શરીરશૃંગાર આદિ પ્રત્યે ઉદાસીનતાનો ઉદય થાય છે.

आश्रवभावनामाह—

**इन्द्रियाद्याश्रवद्वारा कर्मागमनचिन्तनमाश्रवभावना। अनया चाश्रवनिरोधाय यतेत ॥सूत्र-११॥**

इन्द्रियादीति । बहुतरविद्याबलादियुता अपि तत्तदिन्द्रियविषयप्रसक्तचित्ता इहामुत्र च विनाशं प्राप्नुवन्ति अत एते चक्षुरादयो निजप्रवाहपतितमात्मानं सन्मार्गाद्भ्रंशयन्ति नदीप्रवाहो स्वस्मिन् पतितानां तृणकाष्ठादीनामिव । अत इन्द्रियादयश्शुभाशुभकर्मागमद्वारभूता जीवस्यापकारिण इति चिन्तनमाश्रवभावनेति भावः । लाभमाहानयाचेति, अनया भावनया इन्द्रियविषयेषु मनोऽव्यावृत्त्या अनर्थपरम्परैकजनकादाश्रवौघात्परावर्त्तेत इति भावः ॥

## આશ્રવભાવના.

**ભાવાર્થ**-"ઈન્દ્રિય આદિ આશ્રવદ્વારા કર્મનાં આગમનનો વિચાર, એ આશ્રવભાવના.' આ આશ્રવભાવનાથી આશ્રવના નિરોધ માટે પ્રયત્ન કરે."

**વિવેચન**-વિવિધ-વિશિષ્ટ વિદ્યાબળ આદિ સંપન્ન હોવા છતાં, તે તે ઈન્દ્રિયોના વિષયોમાં આસક્ત ચિત્તવાળાઓ આલોકમાં અને પરલોકમાં વિનાશને પામે છે. એથી જ આ ચક્ષુ આદિ ઈન્દ્રિયો પોતાના પ્રવાહમાં પડેલા આત્માને સન્માર્ગથી ભ્રષ્ટ બનાવે છે. જેમ કે-નદીનો પ્રવાહ પોતામાં પડેલા ઘાસ-કાષ્ઠ વગેરેનું અપહરણ કરે છે. એથી ઈન્દ્રિય આદિ આશ્રવો શુભ-અશુભકર્મના આગમનના દ્વારભૂત જીવ પ્રત્યે અપકારીઓ છે. આવું ચિંતન, એ 'આશ્રવભાવના.' આ ભાવનાથી ઈન્દ્રિયોના વિષયોમાં મનની વ્યાવૃત્તિ(આગમન)થી અનર્થની પરંપરાના એક જનક આશ્રવના પ્રવાહ(સમુદાય)થી નિવૃત્તિ થાય છે.

संवरभावनामाविष्करोति—

**आश्रवदोषास्सर्वे पापोपार्जननिरोधपटिष्ठसंवरवतो नैव स्पृशन्तीति विलोकनं संवरभावना । अनया च संवराय घटते ॥ सूत्र-१२ ॥**

आश्रवदोषा इति । मनोवचःकायकर्मप्रभवास्रवास्सर्वे पापसम्पादननिरोधसमर्थप्राणातिपातनिवृत्त्यादिपरिरक्षकगुप्त्यादिधारणतो नैव भवन्तीत्येवं चिन्तनमित्यर्थः, फलमाहानयेति, तदेवं विचारयतोऽवश्यं मिथ्यात्वकषायादिनिरोधाय तत्परिपन्थिभूतेषूपायेषु प्रवृत्तिर्भवति तथा च सद्दर्शनेन मिथ्यात्वं क्षमया क्रोधं मार्दवेन मानमार्जवेन मायामनीहया लोभं संयमेन विषयान्विषतुल्यान् गुप्तित्रयेण योगमप्रमादेन प्रमादं सावद्ययोगहानेनचाविरतिं शुभस्थैर्यचेतसाऽऽर्त्तरौद्रात्मकं ध्यानं च निरुंध्यादिति भावः ॥

## સંવરભાવનાનો આવિષ્કાર.

**ભાવાર્થ**-"સઘળા આશ્રવના દોષો પાપના ઉપાર્જનના નિરોધમાં પટિષ્ઠ સંવરવાળાને

સ્પર્શ કરતાં નથી. આવું ચિંતન, એ 'સંવરભાવના.' વળી આ ભાવનાથી સંવર માટે પ્રયત્ન કરે છે."

**વિવેચન**–મન–વચન–કાયાની ક્રિયાથી જન્ય સઘળા આશ્રવો, પાપના ઉપાર્જનના નિરોધમાં સમર્થ, પ્રાણાતિપાતનિવૃત્તિ આદિના પરિરક્ષક અને ગુપ્તિ આદિના ધારણથી સંવરવાળાને થતા નથી. આવું ચિંતન, એ 'સંવરભાવના.' આ પ્રમાણે સંવરભાવનાને ભાવનારને અવશ્ય મિથ્યાત્વ–કષાય આદિના નિરોધ માટે તેના વિરોધીરૂપ સમ્યગ્દર્શનાદિ રૂપ ઉપાયોમાં પ્રવૃત્તિ થાય છે. તથાચ સમ્યગ્દર્શનથી મિથ્યાત્વને રોકે, ક્ષમાથી ક્રોધને રોકે, મૃદુતાથી માનને રોકે, ઋજુતાથી માયાને રોકે, સંતોષથી રોકે, લોભને સંયમથી વિષસમાન વિષયોને રોકે, ત્રણ ગુપ્તિથી યોગને રોકે, અપ્રમાદથી પ્રમાદને રોકે, સપાપયોગના ત્યાગથી અવિરતિને રોકે અને શુભમાં સ્થિર મનથી આર્ત્ત–રૌદ્રરૂપ ધ્યાનને રોકે!

निर्जराभावनामाह—

**नरकादिषु कर्मफलविपाकोदयोऽबुद्धिपूर्वकस्तपःपरीषहादिकृतश्च कुशलमूल इति विभावनं निर्जराभावना । अनया च कर्मपरिक्षयाय यतेत ॥ सूत्र–१३ ॥**

**नरकादिष्विति ।** नरकादिषु कर्मफलविपाकोदयस्याबुद्धिपूर्वकत्वेन संसारानुबन्धित्वात्पापरूपत्वं तपसा परिषहजयेन वा कृतस्य बुद्धिपूर्वकत्वेन शुभानुबन्धित्वान्निरनुबन्धित्वाद्वा उपकारकमित्येवं विचिन्तयतो निर्जराभावना प्रोच्यत इति भावः, फलमाहानया चेति कर्मपरिक्षयाय तपःप्रभृतिभिर्वर्धमाननिर्जरया ममत्वादिरूपकर्मणां परिशाटनायेत्यर्थः ॥

## નિર્જરાભાવનાનું નિરૂપણ.

**ભાવાર્થ**–"જ્યારે નરક આદિમાં કર્મના ફળનો વિપાકરૂપ ઉદય બુદ્ધિ વગરનો છે અને તપ–પરીષહજય આદિથી કર્મના ફળનો વિપાકોદય બુદ્ધિપૂર્વકનો હોઈ કુશલના મૂલવાળો છે. આવો વિચાર, એ 'નિર્જરાભાના.' આ ભાવનાથી કર્મના ક્ષય માટે પ્રયત્ન કરો!"

**વિવેચન**–જ્યારે નરક આદિમાં કર્મના ફળનો વિપાકોદય અબુદ્ધિપૂર્વકનો હોઈ સંસારનો અનુબંધી હોવાથી પાપરૂપ છે. તપથી કે પરીષહના જયથી કરેલો વિપાકોદય બુદ્ધિપૂર્વકનો હોઈ શુભ પુણ્યનો અનુબંધી હોવાથી કે અનુબંધ વગરનો હોવાથી ઉપકાર કારક છે. આ પ્રમાણે ચિંતન કરનારને 'નિર્જરાભાવના' કહેવાય છે.

આ ભાવનાથી કર્મના પરિક્ષય માટે એટલે તપ વગેરેવડે વર્ધમાન નિર્જરાથી મમત્વ આદિ જન્ય કર્મોના વિનાશ માટે પ્રયત્ન કરે!

लोकभावनामाचष्टे—

**पञ्चास्तिकायरूपानेकपरिणाम्युत्पादव्ययध्रौव्यात्मको लोको विचित्रस्वभाव इति विचा-**

रणा लोकभावना । एतया च निर्ममत्वमुदीयात् ॥ सूत्र-१४ ॥

**पञ्चास्तिकायेति** । लोक्यते दृश्यते केवलज्ञानभास्वतेति लोकः, स च धर्मास्तिकायेनाधर्मास्तिकायेन वाऽवच्छिन्नो निखिलद्रव्याधारो विशिष्टसंस्थानो गगनभागः क्षेत्ररूपः, द्रव्यरूपस्तु जीवाजीवरूपः, एतदभिप्रायेणैव पञ्चास्तिकायरूपेत्युक्तम्, यत ईदृशो लोकोऽत एवानेकपरिणामी, नानाविधपरिणामवान् प्रतिक्षणवर्त्तिनीं कालान्तरवर्त्तिनीं द्विविधामुत्पत्तिं बिभर्ति, भावा हि प्रतिक्षणमुत्पद्यन्तेऽन्यान्यरूपेण, कालान्तरवर्तिनी चोत्पत्तिः पिण्डाद्याकारेण मृदादिद्रव्यमपहाय तस्य घटादिरूपेण परिणमनम्, एवं विनाशभृदपि, विनाशो हि द्विविधो क्षणिकः कालान्तरवर्ती च विवक्षितक्षणाद्वितीयक्षणे हि विनाशोऽवश्यम्भावी, सोऽप्यवस्थान्तरापत्तिरेव न तु निरन्वयः । स्थित्युपत्ती अर्थक्रियाकारित्वेन सत्त्वानामनुग्रहकारिण्यौ, घटो हि समुत्पन्नस्तिष्ठंश्च जलाहरणधारणादिरूपेणानुगृह्णाति, विनाशोऽपि कालान्तरभावी कुण्डलार्थिनः कटकविनाशवद्भवत्यनुग्राहकः तथावस्थानमपि बिभर्त्ति, अस्तिकायरूपेण भावानां सर्वदा सद्भावात् धर्मास्तिकायादिव्यपदेशमजहतो हि ते वचनार्थपर्यायैस्सर्वदा व्यवतिष्ठन्ते इत्यादिरूपेण जीवाजीवाधारस्य लोकस्य विचित्रस्वभावतया विभावनमिति भावः, विभाविते चैव किं स्यादित्यत्राहेतया चेति, क्वचिदपीदृशे लोके शाश्वतस्थानाभावेन प्रीत्यसम्भवान्निर्ममत्वं भवेत् तथा तत्त्वज्ञानविशुद्धिश्च ततोऽवश्यं मोक्षाय चेतोवृत्तिः स्यादिति भावः ॥

## લોકભાવનાનું વર્ણન.

**ભાવાર્થ**-"પાંચ અસ્તિકાયરૂપ, અનેક પરિણામવાળો અને ઉત્પાદ-વ્યય-ધ્રુવતાસ્વરૂપી લોક વિચિત્ર સ્વભાવવાળો છે. આવો વિચાર, એ 'લોકભાવના.' આ ભાવનાથી મમતાના અભાવનો ઉદય થાય છે."

**વિવેચન**-કેવલજ્ઞાનરૂપી સૂર્યથી દેખાય છે, માટે લોક' કહેવાય છે. (આ વ્યુત્પત્તિજન્ય અર્થ છે.) તે લોક, ધર્માસ્તિકાયથી કે અધર્માસ્તિકાયથી અવચ્છિન્ન (વિશિષ્ટ-વ્યાપ્ત) સમસ્ત દ્રવ્યના આધારભૂત, વિશિષ્ટ સંસ્થાનવાળો, આકાશભાગ ક્ષેત્રરૂપ કહેવાય છે. જીવ-અજીવરૂપ 'લોક' દ્રવ્યરૂપ કહેવાય છે. આ અભિપ્રાયથી જ 'પંચ' અસ્તિકાયરૂપ એમ કહેલ છે. (આ કથનથી લોકના નિક્ષેપ સૂચિત કરેલ છે. તે આ પ્રમાણેઃ-

(૧) રૂપી-અરૂપી આત્મક, સપ્રદેશ-અપ્રદેશરૂપ, જીવ-અજીવસમુદાય, નિત્ય-અનિત્ય આત્મક 'દ્રવ્યલોક' કહેવાય છે.

१. अनेन निक्षेपस्सूचितः तथाहि रूप्यरूप्यात्मकः सप्रदेशाप्रदेशरूपः जीवाजीवसमुदायो द्रव्यलोको नित्यानित्यात्मकः, आकाशस्य प्रदेशा ऊर्ध्वाधस्तिर्यक्षु क्षेत्रलोकः, अलोकाकाशप्रदेशापेक्षया चानन्तः, समयावलिकामुहूर्त्तदिवसाहोरात्रपक्षमाससंवत्सरयुगपल्योपमसागरोपमोत्सर्पिणीकालचक्रपुद्गलपरावर्त्तरूपः काललोकः, चतुर्गतिषु वर्त्तमाना जीवास्तत्र तत्र भवे यदनुभावमनुभवन्ति स भवलोकः, औदायिकौपशमिकक्षायिकक्षायोपशमिकपारिणामिकसान्निपातिकरूपो भावलोक इति ॥

(૨) ઉંચે–નીચે–તીર્ચ્છાસ્થાનમાં આકાશના પ્રદેશો 'ક્ષેત્રલોક' કહેવાય છે. અલોકના આકાશપ્રદેશોની અપેક્ષાએ અનંત છે.

(૩) સમય–આવલિકા–મુહૂર્ત્ત–દિવસ–અહોરાત્ર–પક્ષ–માસ–સંવત્સર–યુગ–પલ્યોપમ–સાગરોપમ–ઉત્સર્પિણી–અવસર્પિણી–કાલચક્ર–પુદ્ગલપરાવર્ત્તરૂપ 'કાલલોક' કહેવાય છે.

(૪) ચાર ગતિઓમાં વર્તતા જીવો તે તે ભવમાં જે અનુભાવ(પ્રભાવ–ફળ)નો અનુભવ કરે છે, તે 'ભવલોક' કહેવાય છે.

(૫) ઔદયિક-ઔપશમિક-ક્ષાયિક-ક્ષાયોપશમિક-પારિણામિક-સાન્નિપાતિકરૂપ 'ભાવલોક, કહેવાય છે.), જેથી આવો લોક છે. એથી જ અનેક પરિણામી–નાના પ્રકારના પરિણામવાળો, ક્ષણે ક્ષણે વર્તનારી અને કાલાન્તર વર્તનારી–એમ બે પ્રકારની ઉત્પત્તિને ધારણ કરે છે.

૦ ખરેખર, ભાવો (પદાર્થો) ક્ષણે ક્ષણે બીજા બીજારૂપે ઉત્પન્ન થાય છે–પરિણત થાય છે.

૦ વળી કાલાન્તર વર્તનારી ઉત્પત્તિ, મૃદ્ (માટી) વગેરે દ્રવ્ય, પિંડ આદિ આકારથી મૃદ્ભાવને (પ્રક્ષીણ માટીપણાને) છોડી ઘટ આદિ રૂપે પરિણમન છે. આ પ્રમાણે વિનાશને ધારણ કરનાર પણ છે.

૦ ખરેખર, વિનાશ બે પ્રકારનો છે. (૧) ક્ષણિક વિનાશ અને (૨) કાલાન્તરવર્તી વિનાશ.

૦ વિવક્ષિત ક્ષણથી બીજા ક્ષણમાં વિનાશ અવશ્યંભાવી છે. તે પણ બીજી અવસ્થાની પ્રાપ્તિ જ સમજવી. પરંતુ નિરન્વય (સર્વથા) વિનાશ ક્વચિત્ પણ નથી.

૦ સ્થિતિ અને ઉત્પત્તિ અર્થક્રિયાકારિપણાની અપેક્ષાએ જીવો પ્રત્યે અનુગ્રહ(લાભ)કારી છે. ખરેખર, ઘટ ઉત્પન્ન અને સ્થિતિવાળો હોતો જળને લાવવું, ધારવું વગેરે ક્રિયાકારિપણારૂપે ઉપકાર કરે છે.

૦ વિનાશ પણ કાલાન્તરભાવી. જેમ કુંડલના અર્થી ઉપર કટક(કંકણ)નો વિનાશ ઉપકારી થાય છે.

૦ અસ્તિકાયરૂપે ભાવોનો સર્વદા (સર્વકાળ) સદ્ભાવ (સ્થિતિ) હોવાથી ધર્માસ્તિકાય આદિ વ્યવહારને નહિ ત્યાગ કરનારા, ખરેખર, તે ભાવો વચન (શબ્દ) અને અર્થપર્યાયોથી સર્વદા વ્યવસ્થિત હોય છે. ઇત્યાદિ (ઉત્પત્તિ–સ્થિતિ–વિનાશ) રૂપે જીવ–અજીવના આધારભૂત લોકનો વિચિત્ર સ્વભાવરૂપે સુખ-દુઃખના પ્રકર્ષ–અપ્રકર્ષરૂપ હોઈ નાના પ્રકારના સ્વરૂપરૂપે, કર્મપરિણતિની વિચિત્રતારૂપે વિચાર, એ 'લોકભાવના' કહેવાય છે.

૦ આવી વિશિષ્ટ લોકભાવનાથી ક્વચિદ્ પણ આવા લોકમાં શાશ્વત સ્થાનનો અભાવ હોવાથી, રાગનો અભાવ થવાથી મમતાનો અભાવ થાય! તેમજ તત્ત્વજ્ઞાનની વિશુદ્ધિ (જીવ–અજીવ આદિ તત્ત્વભૂત પદાર્થોમાં વિશુદ્ધ શંકા આદિ દોષથી રહિત નિર્મળ જ્ઞાન) થાય છે. તેથી અવશ્ય પરલોકનિરપેક્ષ આત્માની ચિત્તની વૃત્તિ મોક્ષ માટે અનુકૂળ થાય!

तत्त्वज्ञानविशुद्ध्यर्थं लोकस्वरूपं विस्तरेणादर्शयितु तत्स्वरूपसंस्थानादीन् वक्तुमुपक्रमते—

**तत्रालोकभिन्नः केवलिनाऽवलोक्यमानो लोकः, स च पञ्चास्तिकायात्मकः कटिन्यस्तहस्तयुग्मवैशाखसंस्थानसंस्थितपादनराकृतिरुत्पत्तिस्थितिव्ययात्मकश्चतुर्दशरज्जुपरिमाण ऊर्ध्वाधस्तिर्यग्भेदभिन्नः ॥ सूत्र-१५ ॥**

तत्रेति । लोकभावनायामित्यर्थः, अस्मदादिभिरवलोक्यमानत्वं न सर्वत्रास्तीति केवलिनेत्युक्तम्, केवलिनाऽवलोक्यमानत्वमलोकस्यापीति तद्भिन्नत्वमुक्तं तावन्मात्रं शशशृङ्गादावपीति विशेष्यम्, यद्देशावस्थितेनः केवलिना विलोक्यते स देशो लोक इति तु न लोकमात्रव्यापकं परिच्छिन्नदेशवृत्तित्वात्तस्य, लोके स्थित्वा विलोक्यत इति तु परस्पराश्रयमिति । कोऽसावित्यात्राह पञ्चास्तिकायात्मक इति जीवाजीवरूप इत्यर्थः । तस्य संस्थानमाह कटिन्यस्तेति, कट्यां न्यस्तं विन्यस्तं करयुग्मं यस्य तादृशस्य, वैशाखस्य, यत्संस्थानं पूर्वापरायतकोटिरूपं तदिव संस्थितौ न्यस्तौ पादौ यस्य तादृशस्य च नरस्य पुरुषस्याकृतिरिवाकृतिर्यस्य तथाभूत इत्यर्थः, उत्पत्तिस्थितिव्ययस्वभावपदार्थपरिपूर्णत्वात्सोऽपि तथेत्याहोत्पादेति । तत्परिमाणं सूचयति, चतुर्दशरज्जुपरिमाण इति, अधस्ताद्देशोनसप्तरज्जुविस्तारः, तिर्यग्लोकमध्य एकरज्जुविस्तारः ब्रह्मलोकमध्ये पञ्चरज्जुविस्तीर्णः, उपरि तु लोकान्त एकरज्जुविस्तारः, शेषस्थानेषु कोऽपि कियानस्य विस्तार इति उच्छ्रायतस्तु चतुर्दशरज्जवोऽस्य प्रमाणमिति भावः । तस्य विभागमाहोर्ध्वाधस्तिर्यग्भेदभिन्न इति, ऊर्ध्वलोकोऽधोलोकस्तिर्यग्लोकश्चेति भागत्रयवानित्यर्थः ॥

તત્ત્વજ્ઞાનની વિશુદ્ધિ માટે લોકના સ્વરૂપને વિસ્તારથી દર્શાવવા માટે તે લોકના સ્વરૂપ-સંસ્થાન આદિને કહે છે.

## લોકનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"તે લોકની ભાવનામાં અલોકથી ભિન્ન, કેવલીવડે દેખાતો હોઈ 'લોક' કહેવાય છે. તે લોક, પંચ અસ્તિકાય આત્મક, કેડ ઉપર સ્થાપિત બે હાથવાળા અને વૈશાખસંસ્થાનથી સંસ્થિત પગવાળા મનુષ્યના આકારવાળો, ઉત્પત્તિ-સ્થિતિ-વ્યય આત્મક, ચૌદ રજ્જુપરિમાણવાળો, ઊર્ધ્વ-અધઃ-તિર્યક્રૂપ ભેદથી વિશિષ્ટ લોક છે."

**વિવેચન**-તે લોકની ભાવનામાં, અમારાવડે સઘળે ઠેકાણે અવલોકયમાનપણું નથી હોતું, માટે કેવલીવડે' એમ કહેલું છે.

૦ કેવલીવડે અવલોકયમાનપણું અલોકમાં પણ છે, માટે 'અલોકથી ભિન્ન' એમ કહેલું છે.

૦ તેટલું તો (અલોકથી ભિન્નત્વ માત્ર તો) શશશૃંગ આદિમાં પણ છે. માટે 'લોક' એવું વિશેષ્ય કહેલું છે, કેમ કે-જે દેશમાં રહેલા કેવલીવડે દેખાય છે, તે દેશ 'લોક' એવું કથન તો લોક માત્રમાં વ્યાપક થતું નથી, કેમ કે-તે લોક પરિમિત દેશવૃત્તિ છે.

લોકમાં રહીને જોવાય છે, એવું કથન અન્યોન્યાશ્રયવાળું છે. લોક શું છે? આના જવાબમાં કહે છે કે–

૦ પંચ અસ્તિકાય આત્મક અર્થાત્ જીવ–અજીવસ્વરૂપવાળો લોક છે.

૦ તે લોકના સંસ્થાનને કહે છે કે–કેડ ઉપર સ્થાપિત બે હાથવાળો, વૈશાખનું (ધનુષ્યધારીનું આસન, બંને પગ વચ્ચે વેંતનું અંતર રાખી ઉભા રહેવું તે.) જે સંસ્થાન પૂર્વ–અપર લંબાઈની કોટિરૂપ છે, તેની માફક સ્થાપિત બે પગવાળા પુરુષની આકૃતિ જેવી આકૃતિવાળો લોક છે.

૦ ઉત્પત્તિ–સ્થિતિ–વ્યયસ્વરૂપવાળો લોક છે, કેમ કે–લોકમાં ઉત્પત્તિ–સ્થિતિ–વ્યય-સ્વભાવવાળા પદાર્થોથી પરિપૂર્ણ છે.

૦ લોકના પરિમાણને કહે છે કે–ચૌદ રજ્જુપરિમાણવાળો લોક છે. (૧) નીચે દેશોન-સપ્ત રજ્જુવિસ્તારવાળો છે. (૨) તીર્છાલોકના મધ્યમાં એક રજ્જુવિસ્તારવાળો છે, (૩) બ્રહ્મલોકના મધ્યમાં પાંચ રજ્જુવિસ્તારવાળો છે. (૪) ઉપર તો લોકાન્તમાં એક રજ્જુવિસ્તાર-વાળો છે. ઉંચાઈની અપેક્ષાએ આલોકના ચૌદ રજ્જુઓ પરિમાણ છે અર્થાત્ ચૌદ રજ્જુ-પ્રમાણવાળો લોક છે.

૦ તે લોકના વિભાગને કહે છે કે–

(૧) ઊર્ધ્વલોક, (૨) અધોલોક અને (૩) તિર્યગ્લોક–એમ ત્રણ ભાગવાળો લોક છે.

रज्जोः प्रमाणमाह—

**असंख्येययोजनकोटाकोटिप्रमाणा रज्जुः ॥ सूत्र–१६ ॥**

**असंख्येयेति** । संख्यातुमयोग्यस्स्वसमयपरिभाषितोऽसंख्येयः कोटाकोटीति, कोटेः कोटिना गुणने लब्धायास्सङ्ख्यायाः कोटाकोटीति संज्ञा बोध्या । असंख्येयानां योजनानां या कोटाकोटिस्त-त्प्रमाणा रज्जुर्भवति, कृत्स्नद्वीपपयोधिपर्यन्तवर्त्तिनस्स्वयम्भूरमणाभिधानजलनिधेः परतटवर्त्तिपूर्ववेदिका-न्तादारभ्य यावत्तस्यैव तोयनिधेरपरवेदिकान्तमेतावत्प्रमाणारज्जुरिति ॥

**રજ્જુના પ્રમાણનું વર્ણન.**

**ભાવાર્થ**–"અસંખ્યાત કોટાકોટિ યોજનના પ્રમાણવાળી 'રજ્જુ' કહેવાય છે."

**વિવેચન**–ગણના માટે અયોગ્ય (સંખ્યાથી પર) સ્વશાસ્ત્રની પરિભાષાવાળો 'અસં-ખ્યાત' કહેવાય છે.

૦ એક ક્રોડને એક ક્રોડથી ગુણવાથી જે લબ્ધસંખ્યા આવે, તે 'કોટાકોટિ' સંજ્ઞાવાળી સંખ્યા જાણવી.

૦ અસંખ્યાત યોજનોની જે કોટાકોટિ છે, તેના પ્રમાણવાળી 'રજ્જુ' થાય છે.

० સમસ્ત દ્વીપ અને સમુદ્રોના અંતમાં વર્તનાર, સ્વયંભૂરમણ નામના સમુદ્રના પરતટવર્તિ (પૂર્વવેદિકાના અંતથી આરંભી, તે જ સમુદ્રના અપરવેદિકા પર્યંત અસંખ્યાત યોજનોની કોટાકોટિપ્રમાણ) હોઈ, તે એક 'રજ્જુ'પ્રમાણ કહેવાય છે.

तत्र प्रथममधस्तनलोकस्वरूपमभिधातुकामोऽधोभागमाविष्करोति—

**तत्र रुचकादधो नवशतयोजनान्युल्लंघ्य साधिकसप्तरज्जुप्रमाणो लोकान्तावधिरधोमुखमल्लकाकृतिर्भवनपतिनारकनिवासयोग्योऽधोलोकः ॥ सूत्र-१७ ॥**

तत्रेति । लोक इत्यर्थः, बहुसमभूमिभागे रत्नप्रभाभागे मेरुमध्ये वक्ष्यमाणस्वरूपो मध्यलोकस्य मध्यभूतो रुचको भवति, तस्मादधोभागे नवशतयोजनानि यावत्तिर्यग्लोको भवति तदुक्तं "योजनानां नवशतान्यतीत्य रुचकादितः । आलोकान्तमधोलोकस्तत्प्राकृतिरुदाहृत" इति । साधिकेति, तदुक्तं 'सातिरेकसप्तरज्जुमानोऽधोलोक इष्यत' इति, अधोमुखमल्लकाकृतिरिति, ऊर्ध्वमल्पोच्छ्रायत्वादधोऽधो महाविस्तारत्वाच्चाधोमुखशरावाकारसंस्थान इति, भावः । तत्र वासयोग्यानाह—भवनपतीति-विस्तरस्त्वग्रे वक्ष्यते अधोलोक इति, अधः-अशुभः परिणामो बाहुल्येन क्षेत्रानुभावाद्यत्र लोके द्रव्याणामसावधोलोक इत्यर्थः ॥

ત્યાં પહેલાં નીચેના લોકના સ્વરૂપને કહેવાની કામનાવાળા અધોભાગનું વર્ણન કરે છે.

## અધોલોકનું વર્ણન.

**ભાવાર્થ**—"લોકમાં રુચકથી નીચે નવ સો યોજનોનું ઉલ્લંઘન કરી, સાધિક સાત રજ્જુપ્રમાણવાળો, લોકાન્તની અવધિ સુધીનો, નીચા મુખવાળા શરાવળાની આકૃતિવાળો ભવનપતિ-નારકોના નિવાસને યોગ્ય 'અધોલોક' કહેવાય છે.

**વિવેચન**—ત્યાં લોકમાં, બહુ સમાન ભૂમિભાગમાં, રત્નપ્રભાના ભાગમાં, મેરુના મધ્યમાં, જેનું સ્વરૂપ કહેવાતું છે એવો મધ્યલોકમાં મધ્યભૂત 'રુચક' હોય છે. તે રુચક સમભૂતલા પૃથ્વીથી નવ સો યોજન નીચે અને નવ સો યોજન ઉપર એમ 'તિર્યગ્લોક' છે. કહ્યું છે કે— "રુચકથી નીચે નવ સો યોજન પછી લોકાન્ત સુધીનો ઉંધા વાળેલા કુંડા (ત્રાપા) જેવો અધોલોક કહેલો છે. સતિરેક સપ્ત રજ્જુમાનવાળો અધોલોક મનાય છે." એ વાક્યના પ્રમાણથી સાધિક સાત રજ્જુપ્રમાણવાળો અધોલોક છે.

० ઉંચે થોડી ઉંચાઈવાળો, નીચે નીચે મહા વિસ્તારવાળો હોઈ, ઉંધા વાળેલા કુંડા-શરાવળા શકોરા જેવી આકૃતિ(સંસ્થાન)વાળો અધોલોક છે. વાસયોગ્યોને કહે છે કે—

० ભવનપતિ દેવો અને નારકીઓને નિવાસયોગ્ય અધોલોક છે. વિસ્તારપૂર્વકનું વર્ણન આગળ ઉપર કહેવાશે.

---

१. अस्य लोकस्य मध्यन्तु चतुर्थ्याः पञ्चम्याश्च पृथिव्या यदवकाशान्तरं तस्य सातिरेकमर्धमतिवाह्य भवति ॥

અધોલોક એટલે બહુલતાએ ક્ષેત્રના પ્રભાવથી દ્રવ્યોનો અશુભ પરિણામ જ્યાં છે. માટે આલોક 'અધોલોક' કહેવાય છે. (આ અધોલોકના મધ્યમાં ચોથી અને પાંચમી નારકીનો જે અવકાશાન્તર છે, તેનો સાતિરેક અર્ધાનું ઉલ્લંઘન કરીને વિશેષ અશુભ પરિણામ હોય છે.)

कोऽसौ रुचक इत्यत्राह—

**रुचकस्तु रत्नप्रभापरनामघर्मापृथिव्युपरितनक्षुल्लकप्रतरद्विके मेरुधराधरमध्ये उपर्यधोभावेन स्थितश्चतुरस्राकृतिराकाशप्रदेशाष्टकः । अयञ्च मध्यलोकस्य मध्यं दिग्विदिग्व्यवहारमूलञ्च ॥ सूत्र-१८ ॥**

**रुचकस्त्विति ।** अष्टविधासु पृथिवीषु घर्मानाम्न्येका पृथिवी, यस्या रत्नप्रभा इति नामान्तरं, तत्र मध्ये मेरुर्वर्त्तते, तत्र चायामविष्कम्भाभ्यां प्रत्येकं रज्जुप्रमाणौ सर्वप्रतराणां क्षुल्लकौ द्वौ नभःप्रदेशप्रतरौ विद्येते उपर्यधोभावेन, तयोश्च मेरुमध्यप्रदेशे मध्यं लभ्यते, तत्र च मध्य उपरितनप्रतरस्य ये चत्वारो नभःप्रदेशास्तथाऽधस्तनप्रतरस्य ये चत्वारो व्योमप्रदेशास्तेषामष्टानामपि प्रदेशानां समये रुचक इति परिभाषा । अयञ्चाष्टप्रदेशको रुचकस्समस्ततिर्यग्लोकमध्यवर्त्ती गोस्तनाकारः क्षेत्रतः षण्णामपि दिशां चतसृणामपि विदिशां प्रभव इत्याशयेनाहायञ्चेति, चशब्दो भिन्नक्रम एवार्थे, तथा च तिर्यग्लोकस्यैव मध्यं, न तु लोकस्य, भगवत्यादौ रत्नप्रभाघनोदधिघनतनुवातान् गगनस्यासंख्येयभागञ्चातीत्य लोकमध्यव्यवस्थितेः, तस्मादेव चोर्ध्वमधश्च सम्पूर्णास्सप्तरज्जवो भवन्ति, तदुक्तं 'धर्माघनोदधिघनतनुवातान् विहायसः । असंख्यभागञ्चातीत्य मध्यं लोकस्य कीर्त्तितम् । अस्मादूर्ध्वमधश्चैव सम्पूर्णास्सप्तरज्जवः' इति भावः । दिग्विदिग्व्यवहारमूलमिति, अस्मादेव रुचनादिशो विदिशश्च प्रभवन्ति, विजयद्वारानुसारेण प्रथमा दिगैन्द्री, ततोऽवशिष्टाः प्रदक्षिणतो भवन्ति, ऊर्ध्वञ्च विमला तमा चाधः, रुचकादारम्भात्सर्वा दिशस्सावाः, बहिश्चालोकाऽऽकाशाश्रयणादपर्यवसिताः, दशापि दिशोऽनन्तप्रदेशात्मिकाः, तत्र रुचकाद्बहिश्चतसृष्वपि दिक्षु प्रत्येकमादौ द्वौ द्वौ नभःप्रदेशौ भवतः, तदग्रतश्चत्वारः, तत्पुरतष्षट् ततोऽप्यग्रतोऽष्टौ व्योमप्रदेशा इत्येवं द्व्यादिद्व्युत्तरश्रेण्या चतसृष्वपि दिक्षु पृथक्पृथक् नेतव्यम्, तत एता. शकटोर्ध्वीसंस्थानाः पूर्वादिका महादिशश्चतस्रो भवन्ति, एतासाञ्च चतसृणामपि दिशां चतुर्ष्वन्तरालकोणेष्वेकैकनभःप्रदेशनिष्पन्ना अनुत्तरा यथोत्तरं वृद्धिरहिताश्छिन्नमुक्तावलीसंस्थिताश्चतस्र एव विदिशो भवन्ति, ऊर्ध्वन्तु चतुरो नभःप्रदेशानादौ कृत्वा यथोत्तरं वृद्धिरहितत्वाच्चतुष्प्रदेशिकैव रुचकनिभा च चतुरस्रदण्डाकारैव भवति अधोऽप्येवं प्रकारा द्वितीयेति, निश्चयनयेन बोध्यम्, व्यवहारेण तु यत्र सवितोदेति सा प्राची, यत्रास्तं याति सा प्रतीची कर्कादिधनुरन्तान् राशीन् यत्र स्थि-

१. तिर्यग्लोकमध्यभागवर्त्तिनाविमौ, उपरितनक्षुल्लकमवधीकृत्योर्ध्वं प्रतरवृद्धिरधःक्षुल्लकमवधीकृत्याधः प्रतरवृद्धिः प्रवृत्ता, अतः शेषापेक्षयेमौ लघुतरौ रज्जुप्रमाणायामविष्कम्भौ वृद्धिहानिवर्जितौ लोकस्य बहुसमौ भागौ बोध्यौ ॥

ऽश्चरति सा दक्षिणा, मकरादीन् मिथुनान्तान् यत्र स्थितश्चरति सोत्तरेति सूर्यगतिकृतो नियमः, एवं विदिशोऽपि भाव्या इति ॥

## રુચકનું વર્ણન.

**ભાવાર્થ**-"રુચક તો, જેનું બીજું નામ રત્નપ્રભા છે, એવી ઘર્મા નામની પૃથિવીના ઉપરના ક્ષુલ્લક બે પ્રતરવાળા-મેરુપર્વતના મધ્યમાં ઉપર અને નીચેના ભાવથી રહેલ ચતુષ્કોણુ આકૃતિવાળા આઠ પ્રદેશોને 'રુચક' કહેવામાં આવે છે. આ આઠ પ્રદેશવાળો રુચક, મધ્યલોકનો મધ્ય છે અને દિશા-વિદિશાઓનું મૂળ છે."

**વિવેચન**-આઠ પ્રકારવાળી પૃથ્વીઓમાં ઘર્મા નામની એક પૃથ્વી છે, જેનું બીજું નામ રત્નપ્રભા છે. ત્યાં મધ્યમાં મેરુપર્વત છે અને ત્યાં લંબાઈ અને પહોળાઈથી દરેક રજ્જુપ્રમાણુવાળા સર્વ પ્રતરોમાં ક્ષુલ્લક (તીર્ચ્છાલોકનાં મધ્યભાગમાં વર્તનાર આ બંને છે. ઉપરના ક્ષુલ્લકની અવધિ કરી ઉંચે પ્રતરવૃદ્ધિ છે. નીચેના ક્ષુલ્લકની અવધિ કરી અધઃપ્રતરની વૃદ્ધિ પ્રવૃત્ત (પ્રવર્તેલ) છે. એથી શેષની અપેક્ષાએ આ બંને લઘુતર રજ્જુપ્રમાણુ આયામ-વિષ્કંભવાળા, વૃદ્ધિ-હાનિ વગરના લોકના બહુસમ-બે ભાગો સમજવા.) બે આકાશપ્રદેશના પ્રતરો ઉપર-નીચે ભાવથી છે. તે બંનેનું મેરુના મધ્યપ્રદેશમાં મધ્ય મેળવાય છે. તે મધ્યમાં ઉપરના પ્રતરના જે ચાર આકાશપ્રદેશો છે અને નીચેના પ્રતરના જે ચાર આકાશપ્રદેશો છે, તે આઠ પ્રદેશોની શાસ્ત્રમાં 'રુચક' એવી પરિભાષા છે. વળી આ આઠ પ્રદેશવાળો રુચક, સઘળા તિર્ચ્છાલોકના મધ્યમાં વર્તનાર, ગાયના સ્તનના આકારવાળો, ક્ષેત્રથી છ દિશાઓનું અને ચાર વિદિશાઓનું મૂળ છે.

० આ રુચક તીર્ચ્છાલોકનો મધ્ય કહેવાય છે, લોકનો મધ્ય નહિ, કેમ કે-ભગવતી આદિમાં રત્નપ્રભા-ઘનોદધિ-ઘનવાત-તનુવાતોને અને આકાશના અસંખ્યાત ભાગને ઉલ્લંઘીને લોકના મધ્યની વ્યવસ્થા છે. કહ્યું છે કે-'ઘર્મા-ઘનોદધિ-ઘનવાત-તનુવાતોને અને આકાશના અસંખ્ય ભાગને ઉલ્લંઘીને લોકનો મધ્ય કહેલો છે. આલોકના મધ્યથી ઉંચે અને નીચે સંપૂર્ણ સાત રજ્જુઓ હોય છે.

० આ જ રૂચકથી દિશાઓ અને વિદિશાઓ પેદા થાય છે. વિજયદ્વારના અનુસારે પહેલી દિશા 'પૂર્વ,' ત્યાર બાદ અવશિષ્ટ દિશાઓ પ્રદક્ષિણથી થાય છે. ઊર્ધ્વદિશાને વિમલા કહેવાય છે અને નીચેની દિશાને તમા કહેવાય છે. (પૂર્વ, પૂર્વ-દક્ષિણ (અગ્નિકોણુ), દક્ષિણ, દક્ષિણ-પશ્ચિમ (નૈઋત્યકોણુ), પશ્ચિમ, પશ્ચિમ-ઉત્તર (વાયવ્યકોણુ), ઉત્તર, ઉત્તર-પૂર્વ (ઈશાનકોણુ), ઊર્ધ્વ, અધોદિશા, એમ દિશાઓના દશ પ્રકારો છે. એ દશના ઐન્દ્રી-આગ્નેયી-યામ્યા-નૈરૂતી-વારૂણી-વાયવ્યા-સૌમ્યા-ઐશાની-વિમલા અને તમા, એ અનુક્રમે નામો આ સર્વ નામો ગુણુનિષ્પન્ન છે. જેમ કે-જે દિશાનો સ્વામી ઈન્દ્ર છે, તે 'ઐન્દ્રી'દિશા કહેવાય છે. એ પ્રમાણે અગ્નિ-યમ-નૈઋત-વરૂણુ-વાયુ-સોમ-ઈશાનદેવો જેના સ્વામી છે, તે 'આગ્નેયી' વગેરે કહેવાય છે. ઊર્ધ્વદિશા પ્રકાશથી યુક્ત હોવાથી એને 'વિમલા' કહે-

વામાં આવે છે અને અધોદિશા અંધકારથી યુક્ત હોવાથી એને 'તમા' કહેવામાં આવે છે. દિશાઓનો આકાર ગાડીની ઉધ જેવો છે, અર્થાત્ ગાડીનો ઉંટડો ઉંચો કરીને ગાડીને ઉંધી રાખવાથી જે આકાર જોવામાં આવે, તેવો આનો આકાર છે. જ્યારે વિદિશાઓનો આકાર મુક્તાવલી (મોતીની માળા) જેવો છે. ઊર્ધ્વદિશા અને અધોદિશાનો આકાર તો રુચક જેવો છે.)

૦ રુચકથી આરંભ હોવાથી સઘળી દિશાઓ સાદિ છે અને બાહ્ય, અલોકના આકાશની અપેક્ષાએ અનંત છે. એ અપેક્ષાએ દશ પણ દિશાઓ અનંતપ્રદેશ આત્મક છે.

૦ ત્યાં રૂચકથી બહાર ચારેય દિશાઓમાં (રુચકથી નીકળે છે. દરેકને આદિમાં બે બે આકાશપ્રદેશો હોય છે. તેની આગળ ચાર, તેની આગળ છ અને તેનાથી આગળ આઠ આકાશપ્રદેશો હોય છે. આ પ્રમાણે બે બે પ્રદેશની ઉત્તરોત્તર શ્રેણિની વૃદ્ધિ થાય છે. (લોકને આશ્રી અસંખ્યાત પ્રદેશવાળી છે.) ભિન્ન ભિન્ન સમજવું.

૦ તેથી આ પૂર્વ આદિ ચાર મહા દિશાઓ ગાડાના ઉધના આકારની છે. (લોકને આશ્રી મૃદંગના આકારની છે અને અલોકને આશ્રી ગાડાના ઉધના આકારની છે.)

૦ દિશાના ચાર અંતરાલકોણોમાં (વિદિશાઓમાં) એક એક આકાશપ્રદેશથી નિષ્પન્ન, ઉત્તરોત્તર વૃદ્ધિથી રહિત અને તૂટી ગયેલી મોતીની માળાના આકારની છે. આ ચાર વિદિશાઓ હોય છે. (આગ્નેયીદિશાની અપેક્ષાએ એની આદિમાં રુચક છે. એ રુચકથી નીકળે છે. એની આદિમાં એક પ્રદેશ છે. એ એક પ્રદેશના વિસ્તારવાળી છે. તે ઉત્તરોત્તર વૃદ્ધિથી રહિત છે. લોકને આશ્રી તે અસંખ્ય પ્રદેશવાળી છે, જ્યારે અલોકને આશ્રી એ આદિઅનંત પ્રદેશવાળી છે. લોકને આશ્રી તે આદિ-અંતથી યુક્ત છે, જ્યારે અલોકને આશ્રી સાદિઅનંત છે. એને તૂટી ગયેલી મોતીની માળાના આકારની કહેલી છે. નૈઋતી વગેરે વિદિશાઓ આગ્નેયીની માફક જાણવી.)

૦ ઊર્ધ્વદિશા તો, ચાર આકાશપ્રદેશોને આદિમાં કરીને, ઉત્તરોત્તર વૃદ્ધિરહિત હોવાથી ચાર પ્રદેશવાળી જ છે. રુચકસમાન અને ચતુષ્કોણ દંડ આકારવાની એક જ હોય છે. (વિમલાદિશાની આદિમાં રુચક છે. એ રુચકથી નીકળે છે. તેની આદિમાં ચાર પ્રદેશો છે. તે બે પ્રદેશની વિસ્તારવાળી છે. તે ઉત્તરોત્તર વૃદ્ધિથી રહિત છે. એ લોકને આશ્રી અસંખ્યાત પ્રદેશવાળી છે, જ્યારે અલોકને આશ્રી અનંતપ્રદેશ આત્મક છે. વળી લોકને આશ્રી સાદિ-સાંત છે, જ્યારે અલોકને આશ્રી સાદિઅનંત છે. એને રુચકને આકારે કહેલી છે.

૦ અધોદિશા પણ આવા પ્રકારવાળી (તમાદિશા પણ) વિમલાની માફક જાણવી. આ બધું નિશ્ચયનયની અપેક્ષાએ જાણવું.

૦ વ્યવહારનયની અપેક્ષાએ, જ્યાં સૂર્ય ઉગે છે, તે પૂર્વદિશા અને જ્યાં સૂર્ય આથમે છે, તે પશ્ચિમદિશા, કર્ક-સિંહ-કન્યા-તુલા-વૃશ્ચિક-ધન, એમ છ રાશિઓમાં જ્યાં રહેલો

સૂર્ય ફરે છે, તે દક્ષિણદિશા. મકર-કુંભ-મીન-મેષ-વૃષભ-મિથુનરૂપ છ રાશિઓમાં જ્યાં રહેલો સૂર્ય ફરે છે, તે ઉત્તરદિશા. આવો સૂર્યકૃત નિયમ છે. આવી રીતે વિદિશાઓ પણ જાણવી.

तत्राधोलोकस्वरूपं पृथिवीभेदेनोच्यते—

**रत्नशर्करावालुकापङ्कधूमतमोमहातमःप्रभापरपर्याया घर्मावंशाशैलाञ्जनारिष्टामघामाघवत्यभिधानास्सप्त पृथिव्योऽधोऽधः पृथुतराः ॥ सूत्र-१९ ॥**

**रत्नेति** । रत्नादीनां महातमःपर्यन्तानां द्वन्द्वः प्रभाशब्दस्य प्रत्येकमभिसम्बन्धः, तेन रत्नप्रमेत्यादिरर्थो विज्ञेयः, रत्नादीनां प्रभायोगाद्गोत्रेणोत्कीर्त्तनम्, अथवा प्रभाशब्दस्स्वभाववाची प्राचुर्येण रत्नस्वभावा रत्नमयी रत्नबहुला वेत्यर्थः एवं शर्कराप्रभादावपि । नाम तासामाह घर्मेति, तथा च प्रथमा पृथ्वी नाम्ना घर्मा गोत्रेण रत्नप्रभा द्वितीया नाम्ना वंशा गोत्रेण शर्कराप्रभेत्येवं भाव्यम्, पृथिव्य इति, पदमिदमधिकरणविशेषप्रतिपत्त्यर्थं, यथा च स्वर्गविमानपटलानि भूमिमनाश्रित्यावस्थितानि न तथा नारकावासाः, किन्तर्हि ? भूमिमाश्रित्य व्यवस्थिता इति भावः, सप्तग्रहणं न्यूनाधिकसंख्याव्यवच्छेदाय, अधोऽध इति, सप्तापि भूमयो नोर्ध्वतिर्यक्प्रचयेनावस्थिता अपि त्वधोऽध एवेति भावः । पृथुतरा इति, उपर्युपरितनपृथिव्यपेक्षयाऽधोऽधः पृथिवीनामायामविष्कम्भाभ्यां महत्तमत्वं, तथाहि विष्कम्भायामाभ्यां रत्नप्रभैकरज्जुप्रमाणा, शर्कराप्रभा रज्जुद्वयप्रमाणा, वालुकाप्रभा रज्जुत्रयप्रमाणेत्येवंरूपेण भाव्या, तथा रत्नप्रभावाहल्यं अशीतिसहस्राधिकैकलक्षयोजनमितम्, द्वितीयाया द्वात्रिंशत्सहस्रोत्तरलक्षप्रमाणं तृतीयाया अष्टाविंशतिसहस्रोत्तरलक्षप्रमाणं चतुर्थ्याः विंशतिसहस्रोत्तरलक्षप्रमाणम् पञ्चम्या अष्टादशसहस्रोत्तरलक्षप्रमाणं षष्ठ्याष्षोडशसहस्रोत्तरलक्षप्रमाणं सप्तम्यास्तु सहस्राष्टकोत्तरलक्षप्रमाणमिति ।

ત્યાં અધોલોકનું સ્વરૂપ પૃથિવીના ભેદથી કહેવાય છે.

## અધોલોકનું સ્વરૂપ.

**ભાવાર્થ**—"રત્નપ્રભા-શર્કરાપ્રભા-વાલુકાપ્રભા-પંકપ્રભા-ધૂમપ્રભા-તમઃપ્રભા અને મહાતમઃપ્રભારૂપ બીજા પર્યાયવાળી, ઘર્મા-વંશા-શૈલા-અંજના-અરિષ્ટા-મઘા અને માઘવતી નામવાળી સાત પૃથિવીઓ નીચે નીચે વિશાલતર-પહોળી પહોળી છે."

**વિવેચન**—રત્ન વગેરેના પ્રભાયોગથી, ગોત્રથી કથન છે. અથવા પ્રભા શબ્દ સ્વભાવવાચક છે. પ્રચુરતાથી રત્નસ્વભાવવાળી-રત્નમયી અથવા રત્નબહુલા 'રત્નપ્રભા' છે. આ

---

१. अस्याः पृथिव्याः काण्डत्रयं खरकाण्डपंकबहुलकाण्डजलबहुलकाण्डभेदात्, तत्क्रमेण च षोडशचतुरशीत्यशीतियोजनसहस्रवाहल्यविभागात्मकम्, खरकाण्डं षोडशविधरत्नात्मकत्वात् षोडशविधम्, तत्र यः प्रथमो भागो रत्नकाण्डं नाम- तद्दशयोजनशतानि वाहल्येन, एवमन्यान्यपि पञ्चदश भाव्यानि रत्नविशेषमयानि चेति ॥

પ્રમાણે શર્કરાપ્રભા આદિમાં પણ સમજવું. તથાચ પહેલી પૃથ્વી નામથી ઘર્માગોત્રથી રત્નપ્રભા અને બીજી પૃથ્વી નામથી વંશાગોત્રથી શર્કરાપ્રભા, એ પ્રમાણે સર્વત્ર વિચારવું.

૦ પૃથિવી એવું પદ અધિકરણવિશેષના પ્રતિપત્તિ માટે છે. જેમ સ્વર્ગના વિમાનના પટલો ભૂમિના આધાર વગર રહેલા છે, તેમ નારકાવાસો નથી, પરંતુ ભૂમિના આધારે વ્યવસ્થિત છે.

૦ પૃથિવીઓમાં સંખ્યાવાચક સાત પદનું ગ્રહણ ન્યૂન-અધિક સંખ્યાના વ્યવચ્છેદ માટે છે.

૦ સાત પણ પૃથિવીઓ ઊર્ધ્વ, તિર્યક્ પ્રચય(વિસ્તારવૃદ્ધિ)થી અવસ્થિત નથી, પરંતુ અધોઅધઃ-નીચે નીચે જ છે.

૦ ઉપર ઉપરની પૃથિવીઓની અપેક્ષાએ નીચે નીચેની પૃથિવીઓ આયામ (લંબાઈ) અને વિષ્કંભ(પહોળાઈ)થી મહત્તમ (ખૂબ મોટી) છે. તે આ પ્રમાણેઃ-વિષ્કંભ-આયામથી રત્નપ્રભા એક રજ્જુપ્રમાણવાળી, શર્કરાપ્રભા બે રજ્જુપ્રમાણવાળી અને વાલુકાપ્રભા ત્રણ રજ્જુપ્રમાણવાળી, આવી રીતે મહત્તમપણું વિચારવું. તેમજ રત્નપ્રભાની જાડાઈ એક લાખ એંશી હજાર જોજનની છે, બીજીની જાડાઈ એક લાખ બત્રીશ હજાર જોજનની છે, ત્રીજીની જાડાઈ એક લાખ અટ્ઠાવીશ હજાર જોજનની છે, ચોથીની જાડાઈ એક લાખ વીશ હજાર જોજનની છે, પાંચમીની જાડાઈ એક લાખ અઢાર હજાર જોજનની છે, છટ્ઠીની જાડાઈ એક લાખ સોળ હજાર જોજનની છે અને સાતમીની જાડાઈ એક લાખ આઠ હજાર જોજનની છે.

एतासां पृथिवीनां किं निरालम्बनत्वं सालम्बनत्वं वेत्यत्राह—

**ताश्च प्रत्येकमनुक्रमतो घनोदधिघनवाततनुवाताकाशैर्लब्धप्रतिष्ठा वलयिताश्च ॥ सूत्र-२० ॥**

**ताश्चेति ।** पृथिव्यः पुनरित्यर्थः, न ह्यव्यवधानेन रत्नप्रभादयश्शर्कराप्रभादिषु प्रतिष्ठिता नापि निरालम्बना अपि तु प्रत्येकं पृथिव्योऽनुक्रमं घनोदध्यादिषु प्रतिष्ठिता इति भावः, तथा च रत्नप्रभा घनोदधौ घनोदधिश्च घनवाते स च तनुवाते सोऽप्याकाशे ततोऽधश्शर्कराप्रभा सापि घनोदधावित्येवं पृथिवीनां प्रतिष्ठितत्वमाकाशन्तु स्वस्मिन्नेव प्रतिष्ठितं नत्वाधारान्तरसमासादितप्रतिष्ठं, सर्वद्रव्याधारतया तत्सिद्धेः, तस्यैवाधाराधेयरूपत्वाच्चेति तात्पर्यार्थः । घनोदधीति, घनः स्त्यानीभूतोदक एवोद-

१. ईषत्प्राग्भारा तु पृथिवी आकाशप्रतिष्ठितैव, तथा पृथिवीप्रतिष्ठितास्त्रसाः स्थावराः प्राणाः प्रायः, आकाशपर्वतविमानप्रतिष्ठा अपि ते, शरीरादिपुद्गला जीवप्रतिष्ठाः जीवेषु तेषां स्थितेः, जीवाः कर्मप्रतिष्ठाः अनुदयावस्थकर्मपुद्गलसमुदायरूपेषु कर्मसु संसारिजीवानामाश्रितत्वात् । नारकादिभावेन कर्मभिर्जीवाः प्रतिष्ठिता वा । अजीवा जीवसङ्गृहीताः मनोभाषादिपुद्गलाना जीवैस्संगृहीतत्वात् संग्राह्यसंग्राहकभावेनेदम् । पूर्वत्रत्वाधाराधेयभावेन । जीवा अपि कर्मसंगृहीताः संसारिजीवानामुदयप्राप्तकर्मवशवर्त्तित्वात् ये यद्वशगास्ते तत्र प्रतिष्ठिता एवेति ॥

धिर्घनोदधिः, अयं बाहल्येन विंशतियोजनसहस्रपरिमिते मध्यभागे, घनः पिण्डीभूतो वातो घनवातोऽसंख्येययोजनसहस्रपरिमितो बाहल्येन मध्यभागे, तनुश्चासौ वातश्च तनुवातोऽसंख्येययोजनसहस्रपरिमितो बाहल्येन मध्यभागे, आकाशोऽवकाशान्तरं असंख्येययोजनसहस्रपरिमितं बाहल्येन मध्यभागे, एते हि मध्यभागे यथोक्तप्रमाणबाहल्यास्ततः प्रदेशप्रदेशहान्या हीयमानाः स्वस्वपृथिवीपर्यन्तेपु तनुतरभूताः, तनुतरीभूत्वा च स्वस्वपृथिवीं वलयाकारेण वेष्टयित्वा स्थिताः, अत एवामूनि वलयान्युच्यन्ते तेषामुच्चैस्त्वं स्वस्वपृथिव्यनुसारेणेत्याशयेनाह वलयिताश्चेति, घनोदध्यादिभिर्वलयाकारेण वेष्टिता इत्यर्थः ॥

આ પૃથિવીઓ શું સાલંબન છે કે નિરાલંબન? આના જવાબમાં જણાવે છે કે-

## પૃથિવીઓનું વર્ણન.

**ભાવાર્થ**-"વળી તે પૃથિવીઓ દરેક, અનુક્રમથી ઘનોદધિ-ઘનવાત-તનુવાત-આકાશોથી પ્રાપ્ત પ્રતિષ્ઠાવાળીઓ અને વલયના આકારે વેષ્ટિત છે."

**વિવેચન**-વળી તે સાત પૃથિવીઓ, વ્યવધાન વગર, ખરેખર, રત્નપ્રભા વગેરે પૃથિવીઓ, શર્કરાપ્રભા આદિના આધારે પ્રતિષ્ઠિત નથી, આલંબન વગરની પણ નથી, પરંતુ પ્રત્યેક પૃથિવી ક્રમસર ઘનોદધિ આદિના આધારે પ્રતિષ્ઠિત (રહેલી) છે. તથાચ રત્નપ્રભા ઘનોદધિના આધારે છે, ઘનોદધિ ઘનવાતના આધારે છે, ઘનવાત તનુવાતના આધારે છે અને તનુવાત આકાશના આધારે છે. તેનાથી નીચે શર્કરાપ્રભા છે. તે શર્કરાપ્રભા પણ ઘનોદધિના આધારે છે. એમ પૂર્વકથિત ક્રમથી પૃથિવીઓનું પ્રતિષ્ઠિતપણું છે. (ઇષિત્પ્રાગ્ભારા નામક પૃથિવી તો આકાશના આધારે જ રહેલ છે. તેમજ પૃથિવીના આધારે રહેલ ત્રસ-સ્થાવર જીવો પ્રાયઃ છે. અર્થાત્ આકાશ-પર્વત-વિમાનના આધારે પણ રહેલ ત્રસ-સ્થાવર જીવો છે. શરીર આદિ પુદ્ગલો જીવના આધારે રહેલ છે, કેમ કે-જીવોમાં શરીર આદિ પુદ્ગલોની સ્થિતિ છે. જીવો કર્મના આધારે રહેલ છે, કેમ કે-ઉદયની અવસ્થા વગરના કર્મના સમુદાયરૂપ કર્મો સંસારી જીવોના આશ્રયરૂપ છે. અથવા નારક આદિ ભાવથી કર્મોથી જીવો પ્રતિષ્ઠિત છે.

० અજીવો જીવથી સંગૃહીત છે, કેમ કે-મનોભાષા વગેરે પુદ્ગલો જીવોથી સંગૃહીત છે. આ સંગ્રાહ્ય સંગ્રાહકભાવથી જાણવું. પૂર્વમાં તો આધારઆધેય ભાવથી જાણવું. જીવો પણ કર્મોથી સંગૃહીત છે, કેમ કે-સંસારી જીવો ઉદયમાં આવેલ કર્મના વશમાં વર્તે છે. જે જેને આધીન હોય, તે તેના આધારે રહેલ છે એમ જાણવું.) આકાશ તો પોતાના જ આધારે રહેલ છે, બીજાના આધારે રહેલ નથી, કેમ કે-સર્વ દ્રવ્યોના આધારપણાએ તે આકાશની સિદ્ધિ છે. તે જ આકાશ સ્વયં આધારઆધેયરૂપ છે, એમ તાત્પર્ય અર્થ છે.

० ઘનોદધિ એટલે ઘાટું થયેલું પાણી. એ જ સમુદ્ર 'ઘનોદધિ' કહેવાય છે. આ જાડાઈની અપેક્ષાએ વીશ હજાર જોજનપરિમાણવાળા મધ્યભાગમાં છે. ઘનવાત એટલે ઘાટો પવન, અસંખ્યાત હજાર જોજનપરિમાણવાળો આ જાડાઈની અપેક્ષાએ મધ્યભાગમાં છે.

તનુવાત એટલે પાતળો પવન, અસંખ્યાત હજાર જોજનપરિમાણુવાળો જાડાઈની અપેક્ષાએ મધ્યભાગમાં છે. આકાશ એટલે ત્રીજો અવકાશ, અસંખ્યાત હજાર જોજનપરિમાણુવાળો જાડાઈની અપેક્ષાએ મધ્યભાગમાં છે.

૦ ખરેખર, આ ઘનોદધિ આદિ મધ્યભાગમાં જાડાઈની અપેક્ષાએ પૂર્વકથિત પ્રમાણુ-વાળા છે. ત્યાર બાદ પ્રદેશ પ્રદેશની હાનિથી હીયમાન, પોતપોતાની પૃથિવીના પર્યન્તોમાં તનુતરભૂત થયેલા અને તનુતર થઈને વલયના આકારથી વીંટીને રહેલા છે. એથી જ આ વલયો કહેવાય છે. તેઓની ઊંચાઈ પોતપોતાની પૃથિવીના અનુસારે છે. આવા આશયથી કહે છે કે-'वलयिताश्च ।' વલયના આકારે ઘનોદધિ આદિથી આ સાત પૃથિવીઓ વેષ્ટિત છે.

व्यावर्णितस्वरूपेऽस्मिन् लोके रत्नप्रभादिपृथिवीषु प्रत्येकमूर्ध्वमधश्चैकैकं योजनसहस्रं विहाय मध्ये नरका भवन्ति महातमःप्रभायान्तु मध्ये त्रिषु सहस्रेष्वेव नरका भवन्ति तेषु कुत्र कियदायुष्काः कीदृशाश्च नारका वसन्तीति शङ्कायामाह—

**एतस्मिन् लोके रत्नप्रभादिक्रमेणोत्कर्षेण एकत्रिसप्तदशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्सागरोपमायुष्का जघन्यतो दशवर्षसहस्रैकत्रिसप्तदशसप्तदशद्वाविंशतिसागरोपमायुष्का । अनवरताशुभतरलेश्यापरिणामशरीरवेदनाविक्रिया अन्योन्योदीरितदुःखा नारका वसन्ति ॥सूत्र-२१॥**

**एतस्मिन् लोक इति ।** अधोलोके व्यावर्णितस्वरूप इत्यर्थः, रत्नप्रभादिक्रमेणेति, रत्नप्रभायामुत्कर्षेणैकसागरोपमायुष्काश्शर्कराप्रभायां त्रिसागरोपमायुष्कास्तृतीयायां सप्तसागरोपमायुष्कास्तुर्यायां दशसागरोपमायुष्काः पञ्चम्यां सप्तदशसागरोपमायुष्काः षष्ठ्यां द्वाविंशतिसागरोपमायुष्कास्सप्तम्यां त्रयस्त्रिंशत्सागरोपमायुष्का नारका निवसन्तीति भावः । किमेतन्न्यूनायुष्का न निवसन्तीत्यत्राहोत्कर्षेण इति, नन्वेवं कुत्र कियन्न्यूनायुष्का वासयोग्या इत्यत्राह जघन्यत इति, प्रथमायां दशवर्षसहस्राणि द्वितीयायामेकसागरोपमं तृतीयायां त्रीणि सागरोपमाणि तुर्यायां सप्तसागरोपमाणि पञ्चम्यां दशसागरोपमाणि षष्ठ्या सप्तदशसागरोपमाणि सप्तम्यां द्वाविंशतिसागरोपमाणि तेषां जघन्या स्थितिरिति

१. रत्नप्रभाया पृथिव्यामायामविष्कम्भाभ्यां नरका द्विविधाः सङ्ख्येयविस्तृता असङ्ख्येयविस्तृताश्चेति तत्र ये सङ्ख्येयविस्तृतास्ते सङ्ख्येयानि योजनसहस्राणि आयामविष्कम्भेण, सङ्ख्येयानि योजनसहस्राणि परिक्षेपेण प्रज्ञप्ताः येऽसङ्ख्येयविस्तृतास्ते असङ्ख्येयानि योजनसहस्राणि आयामविष्कम्भेण, असङ्ख्येयानि योजनसहस्राणि परिक्षेपेण, एवं षष्ठपृथिवी यावत् । सप्तमपृथिव्यां द्विविधाः सङ्ख्येयविस्तृत एकः, स चाप्रतिष्ठानाभिधानो नरकेन्द्रकोऽवसातव्यः । असङ्ख्येयविस्तृताश्चत्वारः, ये असङ्ख्येयविस्तृतास्तेऽसङ्ख्येयानि योजनशतसहस्राणि आयामविष्कम्भेण, असङ्ख्येयानि योजनसहस्राणि परिक्षेपेण । अप्रतिष्ठानाभिधानश्च एकं योजनशतसहस्रमायामविष्कम्भेण, त्रीणि योजनशतसहस्राणि षोडशसहस्राणि द्वे योजनशते सप्तविंशत्यधिके त्रयः क्रोशा अष्टाविंशं धनुश्शतं त्रयोदशाङ्गुलानि अर्धाङ्गुलञ्च किञ्चिद्विशेषाधिकं परिक्षेपेणेति ॥

भावः । नारकाणां लेश्यादिदुःखानाहानवरतेति, अनवरतं या अशुभतरा लेश्यापरिणामशरीरवेदनाविक्रियास्तास्सन्त्येषामिति तादृशाः, अर्शआदित्वान्मत्वर्थीयोऽच्प्रत्ययः। नरकगतिनरकपञ्चेन्द्रियजात्योर्नियमादशुभतरलेश्यादिभिस्सम्बन्धः, निमेषमात्रमपि कदाचिन्न शुभलेश्यादीनां सम्भव इति सूचयितुमनवरतेति लेश्यादीनां विवेषणम् । कापोतनीलकृष्णास्तिस्र एव तीव्रतातारतम्येन नारकाणां भवन्ति तथापि लेश्येति, सामान्यत उक्तिर्नारकाणां सम्यक्त्वप्रतिपत्तेष्षडपि लेश्याः सम्भवन्तीति च सूचयितुम् । तत्र प्रथमायां कापोता तीव्रा, द्वितीयायां सैव तीव्रतरा, तृतीयायां कापोता तीव्रतमा तीव्रा च नीला, तुर्यायां नीला तीव्रतरा, पञ्चम्यां तीव्रतमा नीला तीव्रा कृष्णा च, षष्ठ्यां तीव्रतरा कृष्णा, सप्तम्यां तीव्रतमा कृष्णैवेति । अशुभतराः पुद्गलपरिणामाः स्पर्शरसगन्धवर्णशब्दसंस्थानभेदगतिबन्धागुरुलघुनामानो दश तैर्यथायोगं सन्तप्ता वेदितव्याः । अशुभतरदेहा अशुभनामकर्मोदयात्सर्वाण्यङ्गोपाङ्गादीनि तद्देहेष्वशुभानि नियमेन हुण्डशरीराणि बीभत्सानि, तेषां हि द्विविधानि शरीराणि, भवधारकाणि उत्तरवैक्रियाणि च, जघन्ये नाङ्गुलासंख्येयभागप्रमाणं भवधारकं सर्वासु, उत्कर्षेण सप्त धनूंषि त्रयो हस्ताः षट् चाङ्गुलानि प्रथमायामुत्सेधाङ्गुलमधिकृत्येदम्, अधोऽधोऽन्यासु च द्विगुणवृद्ध्या विज्ञेयम् । उत्तरवैक्रियन्तु प्रथमायां जघन्येनाङ्गुलसंख्येयभागप्रमितमन्यासु च, उत्कर्षेण पञ्चदश धनूंष्यर्धतृतीयाश्च रत्नयः प्रथमायामेतदेव द्विगुणं द्वितीयस्यामेवं तावज्ज्ञेयं यावत्सप्तम्यां धनुस्सहस्रमिति । अशुभतराश्च वेदनाः, नरकेषु अधोऽधश्शीतोष्णादिप्रयुक्ता विचित्रा वेदितव्याः, अशुभतरा विक्रिया नारकाणां भवन्ति, शुभं करिष्याम इत्यशुभतरमेव विकुर्वते दुःखाभिहतमानसाश्च दुःखप्रतीकारं चिकीर्षवो गरीयस एव ते दुःखहेतून् विकुर्वते इति भावः । किमेषां शीतोष्णजनितमेव दुःखमुतान्यथापीत्यत्राहान्योऽन्योदीरितदुःखा इति, भवप्रत्ययविभङ्गज्ञानानुगतत्वान्मिथ्यादृष्टयो दूरादेव दुःखहेतूनवगत्योत्पन्नदुःखाः प्रत्यासत्तौ परस्परालोकनाच्च समुज्ज्वलितक्रोधकृशानवोऽभिघातादिभिरुदीरितदुःखा भवन्ति, सम्यग्दृष्टयस्तु संज्ञित्वादेवातीतजन्मन्यनाचारकारिणमात्मानं जानन्तः क्षेत्रस्वभावजानि दुःखानि सहमानाः परैरुदीरितवेदनास्स्वायुःक्षयमुदीक्षन्तेऽतिदुःखिताः न पुनर्वेदनास्समुदीरयन्त्यन्यनारकाणाम्, एषामवधिज्ञानं न विभङ्गज्ञानमिति भावः । नारका इति, नरको विद्यते एषान्ते नारका नरकेषु भवा इति वा, ननु चन्द्रसूर्यादयो देवाः प्रत्यक्षसिद्धा एव, ये चाप्रत्यक्षा अन्ये देवा मंत्रविद्योपयाचितकादिफलसिद्ध्याऽनुमानतो गम्यन्ते ये पुनर्नारकास्ते साक्षादनुमानतो वाऽनुपलभ्यमानत्वेन तिर्यङ्नरामरेभ्यो न सर्वथा भिन्नजातीयास्सन्ति खरविषाणवदिति चेन्नैवम्, सर्वज्ञप्रत्यक्षविषयत्वेन सर्वथाऽनुपलभ्यमानत्वस्यासिद्धित्वात् । अस्मत्प्रत्यक्षा-

१. शीतोष्णबुभुक्षापिपासाखर्जूपारतंत्र्यभयशोकजराव्याधिरूपा दशविधा वेदनाः । तिर्यङ्मनुष्यभवान्नरकेषूत्पन्नास्सत्त्वा अन्तर्मुहूर्त्तेन निर्लूनाण्डजसन्निभानि शरीराण्युत्पादयन्ति, पर्याप्तिभावमागताश्चातिभयानकान् शब्दान् परमाधार्मिकजनितान् शृण्वन्ति हत, छिन्द, भिन्तेत्येवं रूपान् । श्रुत्वा ते भयोद्भ्रान्तलोचना नष्टान्तःकरणा नष्टसंज्ञाश्च कां दिशं व्रजामः कुत्र वैतद्दुःखस्य त्राणं स्यादिति काङ्क्षन्ति, खदिराङ्गारसनिभा ज्वाला ज्योतिर्मयी भूमिमाक्रमन्तो दह्यमानाः करुणमाक्रन्दन्तीत्यादिरूपेण वेदना विज्ञेयाः ॥

विषयत्वान्न तत्सिद्धिरिति तु एकस्याप्रत्यक्षस्यापि अपरप्रत्यक्षविषयत्वे बाधकाभावेन व्युदसनीयम्, इन्द्रियप्रत्यक्षस्योपचारमात्रेणैव प्रत्यक्षत्वाच्च, सन्ति केचित्प्रकृष्टपापफलभोक्तारस्तस्य कर्मफलत्वात् जघन्यमध्यमफलभोगितिर्यङ्नरवत्, ये च प्रकृष्टपापफलभोगिनस्ते नारका इत्यनुमानादपि तत्सिद्धेः, न चात्यर्थं ये दुःखितास्तिर्यङ्मनुष्यास्त एव प्रकृष्टपापफलभोगित्वान्नारकव्यपदेशभाजो नादृष्टनारकाः केचिदिति वाच्यम्, नरतिरश्चामुत्कृष्टपापफलभोक्तृत्वाभावात्, येषामुत्कृष्टपापफलभोगस्तैश्च संभवद्भिस्सर्वैरपि दुःखप्रकारैर्युतैर्भवितव्यं, न चैवमतिदुःखितानामपि तिर्यगादीनां दृश्यते, आलोकतरुच्छायाशीतपवनसरित्सरःकूपजलादिसुखस्यातिदुःखितेष्वपि तेषु दर्शनात्, छेदनभेदनपाचनदहनदम्भनवज्रकण्टकशिलास्फालनादिभिश्च नरकप्रसिद्धैः प्रकारैर्दुःखस्यादर्शनादिति ॥

કથિત સ્વરૂપવાળા આલોકમાં રત્નપ્રભા વગેરે પૃથિવીઓમાં દરેકમાં ઉંચે અને નીચે એક એક હજાર જોજન છોડીને મધ્યમાં નરકો હોય છે. મહાતમઃપ્રભામાં તો મધ્યમાં ત્રણ હજાર જોજનમાં જ નરકો હોય છે. તેઓમાં ક્યાં, કેટલા આયુષ્યવાળા અને કેવા નારકીઓ રહે છે? આવી આશંકામાં કહે છે કે–

## નારકીઓનું નિરૂપણ.

**ભાવાર્થ**–"આલોકમાં રત્નપ્રભા આદિના ક્રમથી ઉત્કર્ષથી (૧) એક (૨) ત્રણ (૩) ૭ (૪) ૧૦ (૫) ૧૭ (૬) ૨૨ (૭) ૩૩ સાગરોપમના આયુષ્યવાળા, જઘન્યથી (૧) ૧૦ હજાર વર્ષના, (૨) ૧ (૩) ૩ (૪) ૭ (૫) ૧૦ (૬) ૧૭ (૭) ૨૨ સાગરોપમના આયુષ્યવાળા નારકીઓ હોય છે અને નિરંતર અશુભતર લેશ્યા–પરિણામ–શરીર–વેદના–વિક્રિયાવાળા, પરસ્પર ઉદીરિત દુઃખવાળા નારકીઓ હોય છે."

**વિવેચન**–આ કથિત સ્વરૂપવાળા અધોલોકમાં રત્નપ્રભા આદિ ક્રમથી એટલે રત્નપ્રભામાં (રત્નપ્રભા નામક પૃથિવીમાં આયામવિષ્કંભથી નરકો, (૧) સંખ્યાત વિસ્તારવાળા અને (૨) અસંખ્યાત વિસ્તારવાળા–એમ બે પ્રકારના છે. ત્યાં જે નરકો સંખ્યાત વિસ્તારવાળા છે, તેઓ આયામવિષ્કંભથી સંખ્યાત–હજાર યોજનવાળા છે. સંખ્યાતા હજાર જોજનો પરિક્ષેપ(પરિધિ)થી કહેલ છે. જે અસંખ્યાત વિસ્તારવાળા છે, તે નરકો અસંખ્યાત હજાર જોજનોવાળાઓ આયામવિષ્કંભથી છે. અસંખ્યયાત હજાર જોજનો પરિક્ષેપથી સમજવાં. આ પ્રમાણે છટ્ટી પૃથિવી સુધી જાણવું. સાતમી પૃથિવીમાં નરકો બે પ્રકારનાં છે. (૧) સંખ્યાત વિસ્તારવાળો એક છે અને તે અપ્રતિષ્ઠાન નામવાળો નરકેન્દ્રક જાણવો. (૨) અસંખ્યાત વિસ્તારવાળા ચાર નરકો છે, કે જે અસંખ્યાત વિસ્તારવાળા છે. તેઓ અસંખ્યાત લાખ (હજાર) જોજનવાળાઓ આયામવિષ્કંભથી છે. અસંખ્યાત હજાર જોજનો પરિક્ષેપથી છે. અપ્રતિષ્ઠાન નામવાળો છે તે એક લાખ જોજનવાળો આયામવિષ્કંભથી છે. ત્રણ લાખ જોજનો, સોળ હજાર બસોસત્તાવીશ જોજનો, ત્રણ કોશ એક સો અઠ્ઠાવીશ ધનુષ્ય–તેર અંગુલ અને અર્ધો અંગુલ કાંઈક વિશેષ અધિક પરિક્ષેપથી જાણવું.) ઉત્કૃષ્ટ-

ભાવથી પહેલી નારકીમાં એક સાગરોપમના આયુષ્યવાળાઓ, બીજી નારકી શર્કરાપ્રભામાં ત્રણ સાગરોપમના આયુષ્યવાળાઓ, ત્રીજી નારકીમાં સાત સાગરોપમના આયુષ્યવાળાઓ, ચોથી નારકીમાં દશ સાગરોપમના આયુષ્યવાળાઓ, પાંચમી નારકીમાં સત્તર સાગરોપમના આયુષ્યવાળાઓ, છઠ્ઠી નારકીમાં બાવીશ સાગરોપમના આયુષ્યવાળાઓ અને સાતમી નારકીમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળાઓ નારકના જીવો નિવાસ કરે છે. શું આનાથી ન્યૂન આયુષ્યવાળાઓ નિવાસ કરતાં નથી? આના જવાબમાં કહે છે કે-'उत्कर्षतः।' પૂર્વોક્ત સ્થિતિ ઉત્કર્ષથી સમજવી.

**શંકા**-આ પ્રમાણે ક્યાં, કેટલા ન્યૂન આયુષ્યવાળા નિવાસયોગ્ય છે? આના જવાબમાં કહે છે કે-જઘન્યથી પહેલી નારકીમાં દશ હજાર વર્ષો, બીજી નારકીમાં એક સાગરોપમ, ત્રીજી નારકીમાં ત્રણ સાગરોપમો, ચોથી નારકીમાં સાત સાગરોપમો, પાંચમી નારકીમાં દશ સાગરોપમો, છઠ્ઠી નારકીમાં સત્તર સાગરોપમો અને સાતમી નારકીમાં બાવીશ સાગરોપમો, એમ નારકી જીવોની જઘન્ય સ્થિતિ છે.

નારકી જીવોના લેશ્યા આદિ દુઃખોને કહે છે કે-અનવરત અશુભતર લેશ્યા-પરિણામ-શરીર-વેદના અને વિક્રિયાવાળા નારકી જીવો હોય છે.

૦ નરકગતિ નરકપંચેન્દ્રિય જાતિમાં નિયમથી અશુભતર લેશ્યા આદિની સાથે સંબંધ હોય છે. નિમેષ માત્ર પણ કદાચિત્ શુભ લેશ્યા આદિનો સંભવ હોતો નથી. એમ સૂચન માટે અનવરત એવું લેશ્યા આદિનું વિશેષણ છે.

૦ કાપોત-નીલ-કૃષ્ણ, એમ ત્રણ જ તીવ્રતાના તારતમ્યથી નારકી જીવોને હોય છે, તો પણ 'લેશ્યા' એવું સામાન્યથી વચન, નારકી જીવોને સમ્યક્ત્વની પ્રતિપત્તિ હોવાથી છ પણ લેશ્યાઓ સંભવે છે, એમ સૂચવવા માટે કહેલું છે.

૦ ત્યાં પહેલીમાં તીવ્ર કાપોતલેશ્યા હોય છે, બીજીમાં તીવ્રતર કાપોતલેશ્યા હોય છે, ત્રીજીમાં તીવ્રતમ કાપોતલેશ્યા અને તીવ્ર નીલલેશ્યા હોય છે, ચોથીમાં તીવ્રતર નીલલેશ્યા હોય છે, પાંચમીમાં તીવ્રતમ નીલલેશ્યા અને તીવ્ર કૃષ્ણલેશ્યા હોય છે, છઠ્ઠીમાં તીવ્રતર કૃષ્ણલેશ્યા હોય છે અને સાતમીમાં તીવ્રતમ કૃષ્ણલેશ્યા જ હોય છે.

૦ અશુભતર, સ્પર્શ-રસ-ગંધ-વર્ણ-શબ્દ-સંસ્થાન-ભેદ-ગતિ-બંધ-અગુરુલઘુ નામવાળા દશ પુદ્ગલના પરિણામો હોય છે. તે પુદ્ગલપરિણામોથી યોગ પ્રમાણે સંતપ્ત નારકી જીવો જાણવા.

૦ અશુભતર દેહવાળા તે નારકીના શરીરોમાં અશુભનામકર્મના ઉદયથી સઘળા અંગ-ઉપાંગ આદિ અશુભ હોય છે, માટે નિયમથી હુંડશરીરો બીભત્સ લાગે છે. ખરેખર, તે નારકીઓને ભવધારણીય અને ઉત્તરવૈક્રિય-એમ બે પ્રકારના શરીરો હોય છે. જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણનું ભવધારણીયા (ઉત્પત્તિની અપેક્ષાએ) સર્વ નારકોમાં

હોય છે. ઉત્કર્ષથી સાત ધનુષ્ય, ત્રણ હાથ અને છ આંગળનું શરીર પહેલી નારકીમાં છે. ઉત્સેધ અંગુલની અપેક્ષાએ આ માન જાણવુ અને નીચે નીચે બીજી પૃથિવીઓમાં દ્વિગુણ (બે ગુણી) વૃદ્ધિથી જાણવું. ઉત્તરવૈક્રિય તો પ્રથમ પૃથિવીમાં જઘન્યથી અંગુલના સંખ્યાતમા ભાગના પ્રમાણવાળું અને બીજી પૃથિવીઓમાં તેમજ જાણવું. ઉત્કર્ષથી પંદર ધનુષ્ય અને અઢી હાથ પ્રથમ પૃથિવીમાં, આનાથી દ્વિગુણ (ડબલ) બીજી પૃથિવીમાં. આવું ત્યાં સુધી જાણવું કે-સાતમી પૃથિવીમાં હજાર ધનુષ્ય.

० અશુભતર વેદનાઓ નરકોમાં નીચે નીચે શીત-ઉષ્ણ આદિ જન્ય (ઠંડી-ગરમી-ભૂખ-તરસ-ખાજ-પરતંત્રતા-ભય-શોક-જરા-વ્યાધિરૂપ દશ પ્રકારની વેદનાઓ છે. તિર્યંચ-મનુષ્ય-ભવમાંથી નરકોમાં ઉત્પન્ન થયેલા જીવો અંતર્મુહૂર્તમાં છિન્નપંખી સરખા શરીરો પેદા કરે છે. પર્યાપ્તિભાવને પામેલા, પરમાધામીઓએ કરેલા અતિ ભયાનક શબ્દોને સાંભળે છે. જેમ કે-'મારો ! છેદો ! ભેદો ! ઈત્યાદિ શબ્દો.' તેઓ ભયાનક શબ્દો સાંભળી ભયભ્રાન્ત લોચનવાળા, નષ્ટ અંતઃકરણવાળા અને નષ્ટ સંજ્ઞાવાળા 'કયી દિશામાં અમે જઈએ ?' અથવા 'ક્યાં આ દુઃખનું રક્ષણ થશે ?'-એમ ચાહે છે. ખેરના અંગારા સરખી, જ્વાળાની જ્યોતિમય ભૂમિમાં પ્રવેશ કરતાં વેંત જ બળતાં, કરુણ આક્રંદન કરે છે. ઈત્યાદિ રૂપથી વેદનાઓ જાણવી.) વિચિત્ર વેદનાઓ જાણવી.

० અશુભતર વિક્રિયાઓ નારકી જીવોને હોય છે. 'શુભ અમે કરીશું'-આમ વિચારી અશુભતર જ વિકુર્વે છે. વળી દુઃખોથી અભિહત મનવાળા અને દુઃખના પ્રતિકારને કરવાની ઈચ્છાવાળાઓ મોટા દુઃખના હેતુઓને જ વિકુર્વે છે. (અવળા પાસા પડે છે.)

० શું આ નારકીઓને શીત-ઉષ્ણજનિત જ દુઃખ છે કે બીજા પ્રકારે પણ દુઃખ છે ? આના જવાબમાં કહે છે કે-ભવરૂપી નિમિત્તથી જન્ય વિભંગજ્ઞાનવાળા હોવાથી મિથ્યાદૃષ્ટિઓ દૂરથી જ દુઃખના હેતુઓને જાણી ઉત્પન્ન દુ.ખવાળાઓ, અને નજીકમાં પરસ્પર જોવાથી ક્રોધરૂપી અગ્નિથી સળગતા અભિઘાત આદિથી પ્રેરિત-કૃત દુઃખવાળા થાય છે. સમ્યગ્દૃષ્ટિઓ તો જ્ઞાની હોવાથી ભૂતકાલીન જન્મમાં અનાચારકારી આત્માને જાણતાં, ક્ષેત્રના સ્વભાવથી થયેલા દુઃખો સહન કરનારા થાય છે. બીજાઓએ ઉદીરિત (પ્રેરિત-કૃત) વેદનાઓને દુઃખી થયેલા જોયા કરે છે પરંતુ બીજા નારકીઓને વેદનાઓ આપતાં નથી. આ સમ્યગ્દૃષ્ટિઓને અવધિજ્ઞાન હોય છે, વિભંગજ્ઞાન હોતું નથી.

० નારકો એટલે નરકવાળાઓ કે નરકોમાં પેદા થયેલા સમજવા.

શંકા-ચંદ્ર-સૂર્ય વગેરે દેવો પ્રત્યક્ષથી સિદ્ધ જ છે. જે બીજા દેવો અપ્રત્યક્ષ છે, તેઓ મંત્ર-વિદ્યા-ઉપયાચિતક(બાધા-માન્યતા વગેરે)થી ફળની સિદ્ધિ હોવાથી અનુમાનથી ગમ્ય છે. પરંતુ જે નારકી જીવો છે, તેઓ પ્રત્યક્ષથી કે અનુમાનથી ઉપલબ્ધિના વિષય નહિ થતાં હોવાથી તિર્યંચ-મનુષ્ય-દેવોથી સર્વથા ભિન્ન જાતિવાળા નથી. જેમ કે-ગધેડાને શીંગડાં. માટે નારકી જીવો અતિરિક્ત કેવી રીતે મનાય ?

**સમાધાન**-'અમારા પ્રત્યક્ષનો અવિષય હોવાથી નારકી જીવોની સિદ્ધિ નથી.' આવી માન્યતાનું 'એકને અપ્રત્યક્ષ હોવા છતાં બીજાને પ્રત્યક્ષના વિષયપણામાં બાધક નહિ હોવાથી' ખંડન કરવું જોઈએ. વળી ઈન્દ્રિયજન્ય પ્રત્યક્ષ વ્યવહાર માત્રથી પ્રત્યક્ષ કહેવાય છે. પરમ પારમાર્થિક-પ્રત્યક્ષરૂપ કેવલજ્ઞાનથી પ્રત્યક્ષ છે. તર્કથી સિદ્ધિ-કેટલાક ઉત્કૃષ્ટ પાપફળને ભોગવનારાઓ છે, કેમ કે-તે નારકી જીવ કર્મફળવાળો છે. જેમ કે-મધ્યમ, જઘન્ય પાપકર્મફળભોગી તિર્યંચ-મનુષ્ય. વળી જેઓ ઉત્કૃષ્ટ પાપફળને ભોગવનારાઓ છે, તે નારકી જીવો છે. આવા અનુમાનથી પણ તે નારક જીવની સિદ્ધિ છે.

**શંકા**-જેઓ અત્યંત દુઃખી તિર્યંચ-મનુષ્યો છે, તેઓ જ ઉત્કૃષ્ટ પાપના ફળના ભોગી હોવાથી નારકીના વ્યવહારને ભજનારા છે. અપ્રત્યક્ષ નારકો કોઈ નથી ને ?

**સમાધાન**-મનુષ્યોમાં અને તિર્યંચોમાં તથાવિધ શરીરનો અભાવ હોવાથી ઉત્કૃષ્ટ પાપના ફળના ભોગનો અભાવ છે. જેઓને ઉત્કૃષ્ટ પાપના ફળનો ભોગ છે, તેઓએ સંભવતા સઘળાય દુઃખના પ્રકારોથી સહિત હોવું જોઈએ. વળી એ પ્રમાણે અત્યંત દુઃખી તિર્યંચ આદિમાં દેખાતું નથી.

○ અત્યંત દુઃખી તિર્યંચ આદિમાં પ્રકાશ, વૃક્ષની છાયા, ઠંડો પવન, નદી, સરોવર, કૂપના જળ વગેરેનું સુખ દેખાય છે.

○ છેદન-ભેદન, પાચન, દહન, ડામ દેવો, વજ્રકંટક, શિલાની સાથે આસ્ફાલન વગેરે જે નરકમાં પ્રસિદ્ધ છે, તેવા દુઃખના પ્રકારોનું તિર્યંચ આદિમાં દર્શન થતું નથી.

ननु किमधोलोके सर्वत्र नारका एव वसन्ति नान्ये इत्याशंकायामाह—

**रत्नप्रभायाश्चाशीतिसहस्रोत्तरैकलक्षयोजनस्थूलाया योजनसहस्रमुपर्यधश्च विहायान्तर्जघन्यतो दशसहस्रवर्षायुष्काणामुत्कृष्टतः किञ्चिदधिकसागरोपमायुष्काणां भवनपतीनां भवनानि वर्त्तन्ते । तत्रैव भागान्तरे रत्नप्रभीया नारका वसन्ति ॥ सूत्र-२२ ॥**

रत्नप्रभायाश्चेति । तस्याः स्थौल्यमाहाशीतिसहस्रेति, तावत्स्थूलायां न सर्वत्र भवनपतीनां भवनानि किन्तु परिमिते भाग इत्याह योजनसहस्रमिति, एकं योजनसहस्रमुपर्यधश्चैकं योजनसहस्रं विहाय मध्येऽष्टसप्ततिसहस्राढ्ये लक्ष इत्यर्थः, तत्र केषां निवास इत्यत्राह भवनपतीनामिति, भवनानां गृहविशेषाणां पतयोऽसुरनागविद्युत्सुपर्णाग्निवातस्तनितोदधिद्वीपदिक्कुमारा दश देवविशेषास्तेषामित्यर्थः, भवनमायामापेक्षया किञ्चिन्न्यूनोच्छ्रायमानं, प्रासाद आयामद्विगुणोच्छ्रायः, बहिर्वृत्तान्यन्तरसमचतुरस्राणि अधःकर्णिकासस्थानानि भवनानि, आवासास्तु कायमानस्थानीया महामण्डपा विचित्रमणिरत्नप्रभाभासितसकलदिक्चक्रा इति विशेषोऽवसेयः । भवनानीति, असुरादीनां विचित्रसस्थानानि विमानानीत्यर्थः, अन्ये तु नवतियोजनसहस्राणामधस्ताद्भवनानि, अन्यत्र चोपरितनमधस्तनञ्च योजनसहस्रं मुक्त्वा सर्वत्रापि यथासम्भवमावासा इत्याहुः । तत्रासुरकुमारादीनां दक्षिणोत्तरदिग्भानिनां सर्वसंख्यया

भवनानि चतुष्षष्टिलक्षा भवन्ति, नागकुमाराणां चतुरशीतिलक्षाः, सुपर्णकुमाराणां द्विसप्ततिलक्षाः, वायुकुमाराणां षण्णवतिलक्षाः, द्वीपकुमारदिक्कुमारोदधिकुमारविद्युत्कुमारस्तनितकुमाराग्निकुमाराणां षण्णामपि दक्षिणोत्तरदिग्वर्तिश्लक्ष्णयुग्मरूपाणां प्रत्येकं षट्सप्ततिर्लक्षा भवन्ति । भवनपतीनां स्थितिं नियमयति जघन्यत इति, उत्कृष्टामाहोत्कृष्टत इति, एते भवनपतयः कुमारवदुद्धतभाषाऽऽभरणप्रहरणावरणयानवाहनत्वादुल्बणरागक्रीडनपरत्वाच्च कुमारा उच्यन्ते नन्वष्टसप्ततिसहस्राढये लक्षे रत्नप्रभायां यदि वासो भवनपतीनां नारकाणां तर्हि क्व वास इत्याशंकायामाहतत्रैवेति, तावन्मात्रायामेव रत्नप्रभायामित्यर्थः, ननु तर्हि तयोस्सांकर्यं स्यादित्यत्राह भागान्तर इति, भवनपतिवासानां दक्षिणोत्तरभेदतस्सत्त्वेनान्यत्र नारकाणां निवासा इति भावः, रत्नप्रभायां नारकाणां त्रयोदश प्रस्तराः । नारकावासाश्च त्रिंशल्लक्षाणि, द्रव्यार्थतया नित्या रत्नप्रभा प्रतिनियतसंस्थानादिरूपाकारस्य तादवस्थ्यात्, वर्णपर्यायैर्गन्धपर्यायै रसपर्यायैस्स्पर्शपर्यायैश्चाशाश्वताः वर्णादीनामन्यथाभवनादिति ॥

શું અધોલોકમાં સઘળે ઠેકાણે નારકીઓ જ રહે છે. બીજાઓ રહેતાં નથી? આના જવાબમાં કહે છે કે–

## નારકીઓના નિવાસો.

**ભાવાર્થ**–"એક લાખ એંશી હજાર જોજન સ્થૂલ એવી રત્નપ્રભાના ઉપર અને નીચે હજાર જોજનો છોડીને મધ્યમાં જઘન્યથી દશ હજાર વર્ષોના [1]આયુષ્યવાળા, ઉત્કૃષ્ટથી કાંઈક અધિક સાગરોપમના આયુષ્યવાળા ભવનપતિઓના ભવનો વર્તે છે. ત્યાં જ ભાગાન્તરમાં–બીજા ભાગમાં નારકીઓ રહે છે."

**વિવેચન**–સ્થૂલતાની અપેક્ષાએ એક લાખ એંશી હજાર જોજનની સ્થૂલતાવાળી રત્નપ્રભામાં સઘળે ઠેકાણે ભવનપતિઓના ભવનો નથી પરંતુ પરિમિત ભાગમાં છે. એને સ્પષ્ટ કરે છે કે–ઉપર અને નીચે એક હજાર જોજનને છોડી મધ્યમાં એક લાખ અઠયોતેર હજાર

१ नारकावासा द्विविधाः आवलिकाप्रविष्टाः प्रकीर्णकरूपाश्चेति, आवलिकाप्रविष्टा नाम अष्टासु दिक्षु समश्रेण्या व्यवस्थिताः, आवलिकासु श्रेणीषु प्रविष्टा व्यवस्थिता इति व्युत्पत्तेः, ते सस्थानमधिकृत्य त्रिविधाः, वृत्ताः त्र्यस्राः चतुरस्राः, आवलिकाबाह्याः प्रकीर्णकाः नानासंस्थानसंस्थिताः, सप्तमपृथिव्यान्तु नारका आवलिकाप्रविष्टा एव । तथा चोभयविधनारकवाससंख्येयं रत्नप्रभाया त्रिंशल्लक्षेति ॥ २. रत्नप्रभेयं द्रव्यार्थादेशेन शाश्वती आकारस्य सर्वदाभावात् पर्यायार्थादेशेनाशाश्वती, कृष्णसुरभितिक्तकठिनत्वादिपर्यायाणा प्रतिक्षणं कियत्कालादनन्तरं वाऽन्यथान्यथाभवनात् । अनादित्वान्न कदाचिन्नासीत् न कदाचिन्न भवति सदा भावात् न कदाचिन्न भविष्यति, अपर्यवसितत्वात् किन्तु अभूत् भवति भविष्यति च, एवं त्रिकालभावित्वाद्ध्रुवा, ध्रुवत्वान्नियतावस्थाना, धर्मास्तिकायादिवत्, नियतत्वादेव शाश्वती, शश्वद्भावे प्रलयाभावात् शाश्वतत्वादेव च सततं गंगासिन्धुप्रवाहप्रवृत्तावपि पौण्डरीकह्रद इवान्यतरपुद्गलविचटनेऽपि अन्यतरपुद्गलोपचयभावादक्षया, अक्षयत्वादेव चाव्यया मानुषोत्तरद्बहिस्समुद्रवत्, अव्ययत्वादेव स्वप्रमाणावस्थिता, सूर्यमण्डलादिवत्, एवं सदावस्थानेन चिन्त्यमाना नित्या जीवस्वरूपवदित्येवं सर्वासु पृथिवीषु बोध्यम् ॥

જોજનવાળા મધ્યમાં અસુરકુમાર-નાગકુમાર-વિદ્યુત્કુમાર-સુપર્ણકુમાર-અગ્નિકુમાર-વાતકુમાર-સ્તનિતકુમાર-ઉદધિકુમાર-દ્વીપકુમાર-દિક્કુમારરૂપ દશ ભવનપતિઓના ભવનો વર્તે છે.

૦ ભવન, આયામની અપેક્ષાએ કાંઈક ન્યૂન ઉંચાઈના માનવાળું હોય છે. પ્રાસાદ, આયામથી દ્વિગુણ ઉંચાઈવાળો, બહારથી ગોળ, અંદરથી સમચતુરસ્ર(ચતુષ્કોણ)વાળા અને નીચે કર્ણિકાના સંસ્થાનવાળા ભવનો હોય છે.

૦ આવાસો તો કાયમાન(ઘાસની ઝુંપડી)ના સ્થાનમાં મોટા મંડપો, વિચિત્ર મણિ-રત્નોની પ્રભાથી ભાસિત દિશાઓના ચક્રવાળા હોય છે. આમ ભવન અને આવાસમાં ભેદ સમજવો.

૦ ભવનો એટલે અસુર આદિના વિચિત્ર સંસ્થાનવાળા વિમાનો કહેવાય છે. કેટલાક 'નેવું હજારોની નીચે ભવનો હોય છે અને બીજી જગ્યાએ ઉપરના અને નીચેના હજાર જોજન છોડી સઘળે ઠેકાણે પણ સંભવ પ્રમાણે આવાસો હોય છે' એમ કહે છે. ત્યાં અસુર-કુમાર આદિ જેઓ દક્ષિણ-ઉત્તરમાં રહેનારા છે, તેઓના સર્વ સંખ્યાથી ચોસઠ લાખ ભવનો હોય છે. નાગકુમારોના ચોરાશી લાખ ભવનો હોય છે. સુપર્ણકુમારોના બ્હોંતર લાખ ભવનો હોય છે. વાયુકુમારોના છન્નુ લાખ ભવનો હોય છે. દ્વીપકુમાર-દિક્કુમાર-ઉદધિકુમાર-વિદ્યુત્કુમાર-સ્તનિતકુમાર-અગ્નિકુમારરૂપ છ, જેઓ દક્ષિણ-ઉત્તરદિશામાં રહેનાર મનોહર યુગલરૂપ છે, તે કુમારોના દરેકના છયોંતેર લાખ ભવનો છે.

૦ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી સ્થિતિ મૂલમાં કહેલી છે.

૦ આ ભવનપતિઓ, કુમારની માફક ઉદ્ધત ભાષા, આભરણ-શસ્ત્ર-વસ્ત્ર-ગતિ-વાહન-વાળા હોઈ ખૂબ પ્રેમાળ-રમતિયાળ હોઈ 'કુમાર' કહેવાય છે.

શંકા-એક લાખ ઇઠિયોતર હજારમાં રત્નપ્રભામાં જો ભવનપતિઓનો વાસ છે, તો નારકીઓનો ક્યાં વાસ છે? આવી શંકાના જવાબમાં કહે છે કે-તે તેટલા માનવાળી રત્ન-પ્રભામાં નારકીઓ છે.

શંકા-આમ છે, તો ભવનપતિ-નારકીઓનો ખીચડો જ સમજવો ને?

આ શંકાના જવાબમાં કહે છે કે-ભવનપતિવાસોની દક્ષિણ-ઉત્તરના ભેદથી વિદ્યમાનતા છે. દક્ષિણ-ઉત્તર બાજુ સિવાય બીજે ઠેકાણે પૂર્વ-પશ્ચિમ બાજુમાં નારકીઓના નિવાસો છે.

૦ રત્નપ્રભામાં નારકોના તેર પ્રસ્તરો છે. (પ્રતરો-થરો-નિવાસસ્થાનો છે.)

૦ વળી નારકાવાસો ત્રીસ લાખ છે. (નારકાવાસો આવલિકાપ્રવિષ્ટ અને પ્રકીર્ણક ભેદથી બે પ્રકારના છે. આવલિકાપ્રવિષ્ટ એટલે આઠ દિશાઓમાં સમશ્રેણીથી વ્યવસ્થિત અર્થાત્ આવલિકાઓમાં-શ્રેણીઓમાં પ્રવિષ્ટ-વ્યવસ્થિત તેઓ સંસ્થાનની અપેક્ષાએ ત્રણ પ્રકારના છે. (૧) ગોળ, (૨) ત્રણ ખૂણિયા અને (૩) ચાર ખૂણિયા. આવલિકાથી બહાર રહેલાં 'પ્રકીર્ણક' કહેવાય છે. તેઓ અનેક આકારમાં રહેલા હોય છે. સાતમી પૃથિવીમાં તો

આવલિકાપ્રવિષ્ટ જ નારકાવાસો હોય છે. તથાચ બે પ્રકારના નારકાવાસની ગણતરીએ રત્નપ્રભામાં ત્રીસ લાખ છે.) દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્યા છે. (આ રત્નપ્રભા, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ શાશ્વતી છે, કેમ કે-આકારની સર્વદા વિદ્યમાનતા છે. પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અશાશ્વતી છે કેમ કે-કૃષ્ણવર્ણ-સુરભિગંધ-તિક્તરસ-કઠિન સ્પર્શ આદિ પર્યાયોનું ક્ષણે ક્ષણે અથવા કેટલા કાળ બાદ બીજા બીજા રૂપે વર્તવું છે. અનાદિ હોવાથી કદાચિત્ નહોતું એમ નહિ, કદાચિત્ નથી એમ નહિ પરંતુ સદા વિદ્યમાન છે. કદાચ ભવિષ્યમાં નહિ હશે એમ નહિ, કેમ કે-અનંત છે. તથાચ હતું, છે અને હશે. આ પ્રમાણે ત્રણેય કાળમાં વર્તનાર હોવાથી ધ્રુવ છે. ધ્રુવ હોવાથી નિયત અવસ્થાનવાળી રત્નપ્રભા છે. જેમ કે-ધર્માસ્તિકાયાદિ નિયત હોવાથી શાશ્વત છે. શશ્વદ્ભાવ હોવાથી પ્રલયનો અભાવ છે. શાશ્વત હોવાથી જ નિરંતર ગંગા-સિંધુના પ્રવાહની પ્રવૃત્તિ છતાં, જેમ 'પૌંડરીકહ્રદ' કેટલાક પુદ્ગલોનું વિઘટન (ગમન) હોવા છતાં તે સ્થાનમાં બીજા કેટલાક પુદ્ગલોનો ઉપચય (આગમન) હોવાથી અક્ષય છે, તેમ રત્નપ્રભા અક્ષયા છે. અક્ષય હોવાથી જ અવ્યયા છે. જેમ કે-માનુષોત્તરથી બહાર રહેલ સમુદ્ર અવ્યય હોવાથી જ સ્વપ્રમાણ અવસ્થિત છે. જેમ કે-સૂર્યમંડલ આદિ. આ પ્રમાણે સદા અવસ્થાનથી વિચારાતી નિત્યા છે. જેમ કે-જીવસ્વરૂપ. આ પ્રમાણે સઘળી પૃથિવીઓમાં સમજવું.)

अवशिष्टानां पृथिवीनां स्थूलपरिमाणादिकं प्रकाशयति नारकप्रस्तावात्—

**द्वात्रिंशदष्टाविंशतिविंशत्यष्टादशषोडशाष्टसहस्राधिकलक्षयोजनबाहल्याश्शर्करादयः । अत्र तु नारका एव वसन्ति ॥ सूत्र-२३ ॥**

**द्वात्रिंशदिति ।** शर्करादीनां पृथिवीनां बाहल्यं द्वात्रिंशत्सहस्राधिकलक्षयोजनादिक्रमेण बोध्यमित्यर्थः, अत्र वासयोग्यानाहात्र त्विति, शर्करादिपृथिवीष्वित्यर्थः, एवशब्देनाऽऽद्यायामिवात्र भवनपतिनिवासो नास्तीति सूच्यते, तथा क्रमेण प्रस्तारा नरकाणां एकादशनवसप्तपञ्चत्र्येकाः, आवासाश्च द्वितीयायां पञ्चविंशतिर्लक्षाणि, तृतीयायां पञ्चदश लक्षाणि, चतुर्थ्यां दश लक्षाणि पञ्चम्यां त्रीणि लक्षाणि षष्ठ्यां नरकपञ्चोनैकलक्षाः सप्तम्यान्तु पञ्चैवेति ॥

નારકના પ્રસ્તાવથી બાકીની પૃથિવીઓના સ્થૂલ પરિમાણ આદિને કહે છે.

### નારકાવાસો.

**ભાવાર્થ**-"બત્રીશ, અઠ્ઠાવીશ, વીશ, અઢાર, સોળ, આઠ હજાર અધિક એક લાખ જોજનની જાડાઈવાળી શર્કરાપ્રભા આદિ પૃથિવીઓ છે. અહીં તો નારકી જીવો જ રહે છે."

**વિવેચન**-શર્કરાપ્રભા આદિ પૃથિવીઓની જાડાઈ એક લાખ બત્રીશ હજાર જોજન આદિના ક્રમથી જાણવી.

૦ અહીં શર્કરાપ્રભા આદિ પૃથિવીઓમાં નારકી જીવો જ રહે છે. એવકારથી પહેલી

રત્નપ્રભામાં જેમ ભવનપતિઓનો નિવાસ છે, તેમ અહીં ભવનપતિઓનો નિવાસ નથી પરંતુ નારકી જીવોનો જ નિવાસ છે.

૦ તેમજ ક્રમથી બીજીમાં નારકોના અગિયાર પ્રસ્તરો, ત્રીજીમાં નવ પ્રસ્તરો, ચોથીમાં સાત પ્રસ્તરો, પાંચમીમાં પાંચ પ્રસ્તરો, છઠ્ઠીમાં ત્રણ પ્રસ્તરો અને સાતમીમાં એક પ્રસ્તર છે.

૦ વળી બીજીમાં પચીશ લાખ આવાસો, ત્રીજીમાં પંદર લાખ આવાસો, ચોથીમાં દશ લાખ આવાસો, પાંચમીમાં ત્રણ લાખ આવાસો, છઠ્ઠીમાં પાંચ ન્યૂન એક લાખ આવાસો અને સાતમીમાં પાંચ જ નરકાવાસો છે.

रत्नप्रभापृथिव्यन्तर्निरूपणप्रसङ्गेन मध्यलोकवर्त्तिनामपि व्यन्तरवानमन्तराणां निवासस्थानमाह—

**उपरितनसहस्रयोजनस्योर्ध्वमधश्च योजनशतं मुक्त्वा मध्ये पिशाचाद्यष्टविधानां जघन्यतो दशसहस्रवर्षायुष्काणामुत्कृष्टत एकपल्योपमायुष्काणां व्यन्तराणां भवनानि सन्ति ।।सूत्र-२४।।**

**उपरितनेति** । रत्नप्रभाया हि काण्डत्रयं भवति तत्रोपरितनं षोडशसहस्रयोजनमितं खरकाण्डं ततश्चतुरशीतिसहस्रयोजनमितं पङ्कबहुलं काण्डं, ततश्चाशीतिसहस्रयोजनमितं जलबहुलं तत्र खरकाण्ड-स्योपरितनयोजनसहस्रस्योर्ध्वमधश्चैकैकं योजनशतं विहाय मध्येऽष्टशतयोजने व्यन्तराणां नगराणि बहिर्विभागे वृत्तानि चतुरस्राण्यन्तरेऽधोभागे चारुपुष्करकर्णिकानुकारीणि नगराण्यासत इति भावः, व्यन्तराणामिति, अन्तरमवकाशः तच्चाश्रयरूप, विविधं भवननगरावासरूपमन्तरं येषां ते व्यन्तराः, तत्रोपर्युक्तस्थाने भवनानि, नगराण्यपि तिर्यग्लोके यथा जम्बूद्वीपद्वाराधिपतेर्विजयदेवस्यान्यस्मिन् जम्बू-द्वीपे द्वादशयोजनसहस्रप्रमाणा नगरी, आवासास्त्रिष्वपि लोकेषु तत्रोर्ध्वलोके पण्डकवनादाविति । अथवा विगतमन्तरं मनुष्येभ्यो येषां ते व्यन्तराः, तथाहि मनुष्यानपि चक्रेवर्त्तिवासुदेवप्रभृतीन् भृत्य-वदुपचरन्ति केचिद्व्यन्तरा इति मनुष्येभ्यो विगतान्तराः, एते हि देवनिकायविशेषाः पूर्वोदिताष्टशतयो-जनेषूत्पन्नास्सन्तस्त्रिलोक्यामूर्ध्वमधस्तिर्यक्षु च स्वभवननगरावासेषु स्वभावानवस्थितेर्बालवत्स्वातंत्र्याद्देवे-न्द्राद्याज्ञया वा बाहुल्येनानियतगतिप्रचारा गिरिकन्दरान्तरारण्यविवरादिषु प्रतिवसन्तीति भावः । एते चाष्टविकल्पा इत्याह पिशाचाद्यष्टविधानामिति, पिशाचभूतराक्षसयक्षगन्धर्वमहोरगकिम्पुरुषकिन्नररूपेणा-ष्टविधानामित्यर्थः । देवगतिनामकर्मोत्तरप्रकृतिविशेषोदयादेते विशेषसंज्ञाः पिशाचनामकर्मोदयात्पिशाचाः भूतनामकर्मोदयाद्भूता इत्येवमादिरूपाः न तु पिशिताशनात्पिशाचा इति क्रियानिमित्ताः शुचि-वैक्रियदेहत्वादशुच्यौदारिकशरीरसम्पर्कासम्भवात्, न च मांसमदिरादिषु पिशाचादीनां प्रवृत्तिर्लोके दृष्टेति वाच्यम्, क्रीडासुखनिमित्तत्वान्मानसाहाररूपत्वाच्चेति । एषां जघन्योत्कृष्टस्थितिमाह जघन्यत

१. चक्रं रत्नभूतः प्रहरणविशेषः तेन विजयाधिपत्ये वर्त्तितुं शीलमस्येति चक्रवर्त्ती भरतक्षेत्रे भरतादयो द्वादश चक्रवर्तिनोऽस्यामवसर्पिण्यामभूवन्, त्रिखण्डभरताधिपो बलदेवलघुभ्राता वासुदेवः, अवसर्पिण्या ते नव उत्सर्पिण्या च नव भवन्ति ॥

इति, उत्कृष्टत इति, योजनविस्तीर्णं योजनोच्छ्रायं पल्यमेकरात्राद्युत्कृष्टसप्तरात्रजातानामङ्गलोमभिर्गाढं पूर्णं स्यात्, वर्षशताद्वर्षशतादेकैकस्मिन्नुद्ध्रियमाणे यावता कालेन तद्रिक्तं स्यात्तावान् कालः पल्योपमं बौद्धिकव्यवहारेणोच्यते व्यन्तराश्चैतादृशैकपल्योपमायुष्का भवन्तीति भावः ॥

રત્નપ્રભા પૃથિવીના મધ્ય નિરૂપણના પ્રસંગથી મધ્યલોકવર્તી પણ વ્યતંર-વાનમંતરોના નિવાસસ્થાનોને કહે છે.

## વ્યંતરોના ભવનો.

**ભાવાર્થ**–"ઉપરના હજાર જોજનોમાંથી ઉપરના અને નીચેના એક સો જોજનોને છોડી, મધ્યમાં પિશાચ આદિ આઠ પ્રકારના જઘન્યથી દશ હજાર વર્ષના આયુષ્યવાળા અને ઉત્કૃષ્ટથી એક પલ્યોપમના આયુષ્યવાળા વ્યંતરોના ભવનો છે."

**વિવેચન**–ખરેખર, રત્નપ્રભાના ત્રણ કાંડો હોય છે. ત્યાં ઉપરનો સોળ હજાર જોજનના પ્રમાણવાળો ખરકાંડ છે. ત્યાર બાદ ચોરાશી હજાર જોજનના પ્રમાણવાળો પંકબહુલ કાંડ છે. ત્યાર પછી એંશી હજાર જોજનના પ્રમાણવાળો જલબહુલ કાંડ છે. ત્યાં ખરકાંડના ઉપરના હજાર જોજન ઉંચે અને નીચે એકેક સો જોજનને છોડી આઠસો જોજનવાળા મધ્યમાં વ્યંતરોના, બહારના ભાગમાં ગોળ, મધ્યમાં ચતુષ્કોણવાળા, અધોભાગમાં મનોહર પુષ્કર(કમલ)ની કર્ણિકા સરખા નગરો હોય છે.

૦ વ્યંતર એટલે વિવિધ પ્રકારના ભવન-નગર-આવાસરૂપ આશ્રયરૂપ અંતરવાળા 'વ્યંતરો' કહેવાય છે.

૦ ત્યાં ઉપર કહેલ સ્થાનમાં ભવનો હોય છે. નગરો પણ તીર્ચ્છાલોકમાં હોય છે. જેમ કે-જંબૂદ્વીપના દ્વારના અધિપતિ વિજયદેવની આ જંબૂદ્વીપમાં બાર હજાર જોજન-પ્રમાણવાળી નગરી.

૦ આવાસો, ત્રણેય લોકમાં હોય છે. ત્યાં ઊર્ધ્વલોકમાં પંડકવન આદિમાં હોય છે. અથવા વ્યંતરો એટલે મનુષ્યોથી અંતર વગરના 'વ્યંતરો' કહેવાય છે. તે આ પ્રમાણેઃ-ચક્રવર્તી (ચક્ર એટલે રત્નભૂત પ્રહરણવિશેષ. તે ચક્રથી વર્તનાર ચક્રવર્તી કહેવાય છે. ભરતક્ષેત્રમાં ભરત આદિ બાર ચક્રવર્તીઓ આ અવસર્પિણીમાં થઈ ગયા છે. ત્રિખંડ ભરતનો અધિપતિ, બલદેવનો લઘુ ભાઈ વાસુદેવ, અવસર્પિણીમાં તે નવ વાસુદેવો થાય છે.) વાસુદેવ વગેરે મનુષ્યોના નોકરની માફક કેટલાક વ્યંતરો સેવા કરે છે, માટે મનુષ્યોથી અંતર વગરના વ્યંતરો હોય છે.

૦ ખરેખર, આ દેવનિકાય વિશેષરૂપ વ્યંતરો, પૂર્વકથિત આઠસો જોજનોમાં ઉત્પન્ન થયેલા હોતા, ત્રણ લોકમાં-ઊર્ધ્વમાં, તીર્ચ્છામાં અને અધોલોકમાં, પોતાના ભવન-નગર-આવાસોમાં સ્વભાવચંચળ હોવાથી બાળકની માફક સ્વતંત્રતાથી કે દેવેન્દ્ર આદિની આજ્ઞાથી

મોટા ભાગે અનિયત ગતિના પ્રચારવાળા ગિરિ-કંદરાઓના આંતરાઓમાં, અરણ્યના વિવર આદિમાં વસે છે.

○ પિશાચ-ભૂત-રાક્ષસ-યક્ષ-ગંધર્વ-મહોરગ-કિંપુરુષ-કિન્નરના ભેદ આઠ પ્રકારના વ્યંતરો હોય છે.

○ દેવગતિનામકર્મની ઉત્તરપ્રકૃતિવિશેષના ઉદયથી આ વિશેષ સંજ્ઞા(નામ)વાળાઓ પિશાચનામકર્મના ઉદયથી 'પિશાચો' કહેવાય છે અને ભૂતનામકર્મના ઉદયથી 'ભૂતો' કહેવાય છે. આ પ્રમાણે સ્વસ્વ નામકર્મના ઉદયથી તથાનામવાળા કહેવાય છે. પરંતુ પિશિત(માંસ)ના ખાવાથી પિશાચો, એમ ક્રિયા નિમિત્તજન્ય નથી, કેમ કે-પવિત્ર વૈક્રિયશરીરવાળા હોવાથી અપવિત્ર ઔદારિકશરીરના સંબંધનો અસંભવ છે.

**શંકા**-લોકમાં માંસ-મદિરા આદિમાં પિશાચ આદિની પ્રવૃત્તિ દેખાયેલી છે ને ?

**સમાધાન**-ક્રીડાજન્ય સુખમાં નિમિત્તવાળા હોઈ, તેઓનો આહાર માનસિક આહાર હોઈ પિશાચ આદિની માંસાદિમાં પ્રવૃત્તિ અસંભવિત છે. આ વ્યંતરોની જઘન્ય-ઉત્કૃષ્ટ સ્થિતિ મૂલમાં દર્શાવેલ છે.

**પલ્યોપમનો અર્થ**-એક યોજન વિસ્તારવાળો, એક યોજન ઉંચાઈવાળો પલ્ય (ખાડો) છે તે પલ્ય, એક રાત્રિમાં જનિતથી માંડી ઉત્કૃષ્ટ સાત રાત્રિમાં જનિત અંગના રોમોથી ગાઢ (ખીચોખીચ) ભરેલો થાય, એકેક સો વર્ષે એક એક વાલાગ્ર કાઢતાં, જેટલા કાળમાં તે પલ્ય ખાલી થાય, તેટલો કાળ 'પલ્યોપમ' ઔદ્ધિક વ્યવહારથી કહેવાય છે. વળી વ્યંતરો ઉત્કૃષ્ટથી આવા એક પલ્યોપમ(અસંખ્યાત વર્ષ)ના આયુષ્યવાળા હોય છે.

अथ वानमन्तरानाह—

**ऊर्ध्वशतयोजनेषु चोपर्यधश्च दशयोजनानि विहाय मध्ये वानमन्तरनिकाया निवसन्ति। एते च व्यन्तराणामवान्तरभेदाः ॥ सूत्र-२५ ॥**

ऊर्ध्वशतयोजनेष्विति । रत्नप्रभापृथिव्या व्यन्तरनगरोपरितनवर्जितशतयोजनेषु ऊर्ध्वमधश्च दश दश योजनानि मुक्त्वाऽशीतियोजनेषु अणपन्नियपणपन्नियप्रभृतीनां वानमन्तराणां देवानां निकायास्सन्तीति भावः, ननु देवानां भवनपतिव्यन्तरज्योतिष्कवैमानिकभेदतश्चतुर्निकायत्वमिति प्रज्ञापनातत्त्वार्थादावुक्तं तत्र ज्योतिष्कवैमानिकौ रुचकादूर्ध्वं वर्त्तेते इति वक्ष्यते भवनपतिव्यन्तरौ तूक्तौ, इमे च वानमन्तराः के, किं देवा मनुष्यास्तिर्यञ्चो नारका वेत्याशंकायामाहैते चेति वानमन्तराश्चेत्यर्थः, व्यन्तराणामवान्तरभेदत्वादेते देवविशेषा एवेति भावः ॥

હવે વાનમંતરોને કહે છે.

## વાનમંતરોના સ્થાનો.

ભાવાર્થ-"ઉંચેના એક સો યોજનોમાં ઉપર અને નીચે દશ યોજનોને છોડી વાનમંતરદેવો વસે છે, વળી આ વાનમંતરો વ્યંતરનિકાયના દેવોના અવાન્તર ભેદવાળાઓ છે."

**વિવેચન**-રત્નપ્રભા પૃથિવીના વ્યંતરનગરના ઉપરના વર્જિત એક સો યોજનોમાં ઉંચે અને નીચે દશ દશ યોજનોને છોડી, એંશી યોજનોમાં અણુપન્નીયપણુપન્નિય વગેરે વાનમંતરદેવોના નિકાયો-સ્થાનો છે.

**શંકા**-ભવનપતિ-વ્યંતર-જ્યોતિષ્ક-વૈમાનિક એમ ચાર નિકાયવાળા દેવો કહેવાય છે, એવું પ્રજ્ઞાપનાસૂત્ર-તત્ત્વાર્થસૂત્ર આદિમાં કહેલ છે. ત્યાં જ્યોતિષ્ક અને વૈમાનિકો રુચકથી ઉંચે વર્તે છે. આમ આગળ ઉપર કહેવાશે. ભવનપતિ અને વ્યંતર તો કહી દીધા છે. આ વાનમંતરો કોણ છે? શું દેવો છે કે મનુષ્યો? અથવા તિર્યંચો છે કે નારકીઓ?

**સમાધાન**-આ શંકાના સમાધાન માટે કહે છે કે-વાનમંતરોના પેટાભેદવાળા હોઈ વિશિષ્ટ દેવો જ છે.

अथ तिर्यग्लोकं व्यावर्णयितुमादौ तिर्यग्लोकं स्वरूपयति—

**रुचकादुपर्यधश्चाष्टादशशतयोजनमितो व्यन्तरनरज्योतिषादिनिवासयोग्यो झल्लर्या-कृतिस्तिर्यग्विशालश्शुभपरिणामी तिर्यग्लोकः ॥ सूत्र-२६ ॥**

**रुचकादिति ।** यस्मादूर्ध्वमधश्च लोकस्य वृद्धिस्तस्माद्रुचकादित्यर्थः, तदूर्ध्वं नवशतयोजनान्यधो नवशतयोजनानि मिलित्वा चाष्टादशशतयोजनानि भवन्ति तावत्परिमित इत्यर्थः, तत्र वासयोग्यानाह व्यन्तरेति, आकारमाह झल्लर्याकृतिरिति, सर्वत्र समतलस्तुल्यविष्कम्भायामो वादित्रविशेषो झल्लरी, तद्वत्तिर्यग्लोकसन्निवेशोऽल्पोच्छ्रायत्वात्तुल्यायामविष्कम्भरूपमहाविस्ताराच्चेत्यर्थ ऊर्ध्वाधोमानस्यातिसंकोचादाह तिर्यग्विशाल इति, विष्कम्भायामाभ्यामेकरज्जुप्रमाण इत्यर्थः । तिर्यग्लोक इति, यतः असंख्येयास्स्वयंभूरमणपर्यन्तास्तिर्यक्प्रचयविशेषेणावस्थिता द्वीपसमुद्रास्ततस्तिर्यग्लोकसंज्ञितः, अथवा तिर्यक्शब्दो मध्यमपर्यायः, तत्र क्षेत्रानुभावात्प्रायो मध्यमपरिणामवन्त्येव द्रव्याणि सम्भवन्ति, अतस्तद्योगादयं लोकोऽपि तिर्यग्लोक इत्यर्थः ॥

હવે તીર્છાલોકના વર્ણન માટે પહેલાં તીર્છાલોકનું સ્વરૂપ કહે છે.

## તિર્યગ્લોકનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"રુચકથી ઉપર અને નીચે અઢારસો જોજનપરિમાણવાળો વ્યંતર-નર-જ્યોતિષ આદિના નિવાસયોગ્ય ઝાલરની આકૃતિવાળો, તીર્છો, વિશાળ, શુભ પરિણામવાળો 'તિર્યગ્લોક' કહેવાય છે.

**વિવેચન**-જેનાથી ઉંચે અને નીચે લોકની વૃદ્ધિ છે, તે રુચકથી ઉંચે નવસો જોજન, નીચે નવસો જોજન મળીને અઢારસો જોજન થાય છે. તેટલા પરિમાણવાળો તીર્છાલોક છે. વ્યંતરાદિ નિવાસયોગ્ય તીર્છાલોક છે. ઝલ્લરી આકૃતિવાળો-સઘળે ઠેકાણે સમતલવાળો, તુલ્ય વિષ્કંભ અને આયામવાળો, વાદિત્રવિશેષ ઝલ્લરી કહેવાય છે. તેની સમાન તીર્છાલોકનો આકાર છે, કેમ કે-અલ્પ ઉંચાઈવાળો છે. તુલ્ય આયામ વિષ્કંભરૂપ મહા વિસ્તાર

છે. ઊર્ધ્વ અને અધોમાનનો અત્યંત સંકોચ હોવાથી કહે છે કે-'તિર્યગ્વિશાલ' તીરછો વિશાલ છે. એટલે વિષ્કંભ અને આયામથી એક રજ્જુપ્રમાણવાળો છે.

○ જે કારણથી તિર્યક્ પ્રચય(વિસ્તાર)વિશેષથી અવસ્થિત સ્વયંભૂરમણ પર્યંતના અસંખ્યાત દ્વીપસમુદ્રો છે, તે કારણે તિર્યગ્લોક સંજ્ઞાવાળો, અથવા તિર્યક્ શબ્દ મધ્યમ પર્યાયવાળો (વાચક) છે. ત્યાં ક્ષેત્રના પ્રભાવથી મધ્યમ પરિણામવાળા જ દ્રવ્યો સંભવે છે. એથી મધ્યમપરિણામી દ્રવ્યના યોગથી લોક પણ તિર્યગ્લોક' કહેવાય છે.

के पुनस्तत्रावस्थिता इत्यत्राह—

**मध्यलोकाभिधाने तिर्यग्लोके पूर्वपूर्वापेक्षया द्विगुणविस्तारा असंख्याता वलयाकृतयो जम्बूद्वीपादिस्वयम्भूरमणसमुद्रान्ता द्वीपसमुद्रास्सन्ति ॥ सूत्र-२७ ॥**

मध्यलोकाभिधान इति । तिर्यग्लोकस्यैव मध्यलोक इति नामान्तरम्, न तु लोकस्यास्य चतुर्दशरज्जुमानस्य मध्यत्वात्, ननु कथं तर्हि तिर्यग्लोकस्य मध्यलोक इति नामान्तरमिति चेन्न मध्यमपरिणामद्रव्यपूर्णत्वात्, ऊर्ध्वाधोलोकव्यवहारान्यथानुपपत्तेर्वा, यन्निरूपितं हि ऊर्ध्वत्वमधस्त्वञ्च तदेव मध्यं भवतीति भावः । जम्बूद्वीपादीति, द्विर्गता आपोऽत्रेति द्वीपाः, द्वाभ्यां प्रकाराभ्यां स्थानदातृत्वा-हाराद्युपष्टम्भहेतुलक्षणाभ्यां प्राणिनः पान्तीति वा द्वीपाः । जम्ब्वा सुदर्शनापरनाम्न्याऽनादृतदेवावास-भूतयोपलक्षितो द्वीपः प्रधानो वा द्वीपो जम्बूद्वीपो निखिलद्वीपसमुद्राणामभ्यन्तरीभूतः, अथवा प्रति-विशिष्टस्य जम्बूवृक्षस्यासाधारणाधिकरणत्वादयं जम्बूद्वीप उच्यते, न च केनायं संकेतितो जम्बूवृक्ष-सत्त्वाज्जम्बूद्वीप इति वाच्यम्, संज्ञासंज्ञिसम्बन्धस्यानादित्वात्, न च तथापि संज्ञाकर्तुरावश्यकत्व-मेकान्तानादित्वाभावादिति वाच्यम्, पुरुषप्रवाहस्याप्यनादितया प्रवाहानादित्वोपपत्तेर्जम्बूतरोश्च सर्वदा सत्त्वाल्लोकसन्निवेशस्य च न कदाचिदनीदृशत्वात्, तस्मादनादिप्रवाहरूपत्वेन शब्दार्थसम्बन्धस्य पुरुष-व्यवस्थाप्यत्वसम्भवात् । अनिष्टविनिवेशव्युदासाय पूर्वपूर्वापेक्षयेति, जम्बूद्वीपादयो लवणसमुद्रादयश्च येन क्रमेणाग्रे वक्ष्यन्ते तेनैव क्रमेण तत्तदपेक्षयेत्यर्थः, चतुरस्रादिनिवृत्त्यर्थमुक्तं वलयाकृतय इति, वृत्त-संस्थानसंस्थितत्वात्सर्वे एकस्वरूपा इत्यर्थः, विस्तारमधिकृत्याह—द्विगुणविस्तारा इति, तथाच जम्बू-द्वीपं एकं लक्षं लवणसमुद्रो द्वे लक्षे धातकीखण्डश्चत्वारि लक्षाणीत्येवं विस्तारमधिकृत्य नानारूपा इत्यर्थः । स्वयम्भूरमणसमुद्रान्ता इति. स्वयं भवन्तीति स्वयम्भुवो देवास्ते यत्रागत्य रमन्ते स स्वयम्भू-

१. जम्बूद्वीपः निखिलसमुद्राणामभ्यन्तरवर्ती शेषद्वीपसमुद्रेभ्यः क्षुल्लकः तैलापूपसंस्थानसंस्थितः अद्वितीय-वज्ररत्नात्मकजगत्या जम्बूद्वीपप्राकाररूपया द्वीपसमुद्रसीमाकारिण्या महानगरप्राकारकल्पया सर्वदिक्षु सम्परिक्षिप्तः चतुर्द्वारोपशोभितः भरतैरवतहैमवतहैरण्यवतहरिरम्यकमहाविदेहवर्षोपशोभिताश्च । तथाऽयं पृथिवीपरिणा-मोऽपि, पर्वतादिमत्त्वात् अप्परिणामोऽपि, नदीहृदादिमत्त्वात्, जीवपरिणामोऽपि, वृक्षवनादिषु वनस्पत्यादि-मत्त्वात् । पुद्गलपरिणामोऽपि मूर्त्तत्वस्य प्रत्यक्षसिद्धत्वात् । अत्र पृथग्जीवपरिणामस्याभिधानं पञ्चते पृथिवी-कल्पोः जीवत्वाव्यवहारात् ॥

रमणस्तादृशस्समुद्रः स्वयम्भूरमणसमुद्रः, अर्धरज्जुप्रमाणः प्रान्तसमुद्रः, अस्य महर्द्धिकौ देवौ स्वयम्भूवरस्वयंभूमहावरौ, स्वयम्भूरमणद्वीपस्य तु स्वयंभूभद्रस्वयंभूरमणमहाभद्रौ वेदितव्यौ । तथा च जम्बूद्वीपादयो द्वीपास्स्वयंभूरमणद्वीपपर्यवसाना लवणसमुद्रादयस्समुद्रास्स्वयंभूरमणसमुद्रपर्यवसानास्तिर्यग्लोकेऽसंख्येया द्वीपसमुद्रा भवन्तीति भावः ॥

તે તિર્યંગ્લોકમાં કોણ રહેલ છે? આના જવાબમાં કહે છે કે-

## દ્વીપસમુદ્રો.

**ભાવાર્થ**-"મધ્યલોક નામવાળા તિર્યંગ્લોકમાં પૂર્વપૂર્વની અપેક્ષાએ દ્વિગુણ (ડબલ) વિસ્તારવાળા, અસંખ્યાત, વલયની આકૃતિવાળા અને જંબૂદ્વીપથી માંડી સ્વયંભૂરમણ સુધીના દ્વીપસમુદ્રો વર્તે છે."

**વિવેચન**-જેનું બીજું નામ મધ્યલોક છે, એવો તિર્યંગ્લોક છે. પરંતુ ચૌદ રજ્જુપ્રમાણવાળા આ લોકનું મધ્યપણું હોવાથી મધ્યલોક કહેવાતો નથી.

**શંકા**-તો પછી તીર્ચ્છાલોકનું મધ્યલોક, એવું બીજું નામ કેવી રીતે?

**સમાધાન**-મધ્યમપરિણામી દ્રવ્યોથી ભરેલો હોવાથી, અથવા ઊર્ધ્વ-અધોલોકનો વ્યવહાર, અન્યથા અનુપપન્ન અને એટલા માટે મધ્યલોક, એવું બીજું નામ છે. ખરેખર, જેનાથી નિરૂપિત ઊર્ધ્વપણું અને અધઃપણું છે, તેનાથી મધ્ય થાય છે એવો નિયમ છે.

० જંબૂદ્વીપ આદિ (જંબૂદ્વીપ સમસ્ત સમુદ્રોની અભ્યંતરવર્તી છે, શેષદ્વીપ સમુદ્ર કરતાં નાનો છે અને તેલના પૂડાના સંસ્થાને રહેલો છે. અદ્વિતીય વજ્ર, રત્નની જગતી, કે જે જંબૂદ્વીપના કિલ્લા જેવી છે, દ્વીપસમદ્રની સીમા કરનારી છે અને મહાનગરના ગઢ જેવી છે. તે જગતીથી સર્વ દિશાઓમાં સંપરિક્ષિપ્ત (પરિધિવાળો) છે, ચાર દ્વારોથી ઉપશોભિત અને ભરત-ઐરવત-હૈમવત-હૈરણ્યવત-હરિ-રમ્યક અને મહાવિદેહ ક્ષેત્રોથી ઉપશોભિત છે. તેમજ આ પૃથિવીપરિણામવાળો પણ છે, કેમ કે-પર્વતાદિવાળો છે. પૃથિવીપરિણામ વગરનો પણ છે, કેમ કે-નદી, દ્રહ આદિવાળો છે. જીવપરિણામવાળો પણ છે, કેમ કે-મુખ(આરંભ)વન આદિમાં વનસપતિ આદિવાળો છે. પુદ્ગલપરિણામવાળો પણ છે, કેમ કે-મૂર્ત્તપણું પ્રત્યક્ષ સિદ્ધ છે. અહીં પૃથગ્રૂપે જીવપરિણામપણાનું કથન પરમતમાં પૃથિવી અને જળમાં જીવપણાનો વ્યવહાર નથી.)

० દ્વીપ એટલે બે બાજુ ગયેલ પાણી જ્યાં હોય તે દ્વીપ, અથવા સ્થાનદાન અને અહાર આદિ સહાયમાં હેતુરૂપ બે પ્રકારથી પ્રાણીઓની રક્ષા કરે છે, તે દ્વીપ કહેવાય છે.

० સુદર્શનરૂપી બીજા નામવાળા, અનાકૃતદેવના આવાસભૂત જંબૂથી ઉપલક્ષિત, અથવા જંબૂપ્રધાન દ્વીપ 'જંબૂદ્વીપ, સકલ દ્વીપસમુદ્રોના અભ્યંતરભૂત છે, અથવા વિશિષ્ટ જંબૂવૃક્ષનું અસાધારણ અધિકરણ હોવાથી આ જંબૂદ્વીપ કહેવાય છે.

શંકા-જંબૂવૃક્ષની સત્તા હોવાથી આ જંબૂદ્વીપ કોઈથી સંકેતિત (સંકેતવિષય) કરેલો ખરો કે નહિ ?

સમાધાન-સંજ્ઞા-સંજ્ઞીનો સંબંધ અનાદિ છે, માટે કોઈએ નામ પાડેલું નથી.

શંકા-તો પણ સંજ્ઞાકર્ત્તાનું આવશ્યકપણું હોઈ એકાન્ત અનાદિપણું નથી જ ને ?

સમાધાન-પુરુષપ્રવાહનું પણ અનાદિપણું હોઈ પ્રવાહના અનાદિપણાની ઉપપત્તિ છે, તેમજ જંબૂવૃક્ષની સર્વદા સત્તા છે અને લોકસંનિવેશનું કદાચિત્ અનીદૃશપણું થતું નથી. તેથી અનાદિ પ્રવાહરૂપે શબ્દાર્થના સંબંધમાં પુરુષથી વ્યવસ્થાપ્યપણાનો સંભવ છે.

૦ અનિષ્ટ વિનિવેશ(રચના)ના વ્યુદાસ માટે પૂર્વપૂર્વની અપેક્ષાથી-જંબૂદ્વીપ વગેરે દ્વીપો અને લવણસમુદ્ર વગેરે સમુદ્રો જે ક્રમથી આગળ ઉપર કહેવાશે, તે અપેક્ષાથી એમ સમજવું.

૦ ચતુષ્કોણ આદિની નિવૃત્તિ માટે કહ્યું છે કે-'वलयाकृतय ।' ગોળ સંસ્થાને સંસ્થિત હોવાથી સઘળા દ્વીપસમદ્રો એક સ્વરૂપવાળા છે.

૦ વિસ્તારના અધિકારે કહે છે કે-'द्विगुणविस्तारा ।' તથાચ જંબૂદ્વીપ એક લાખ, લવણસમુદ્ર બે લાખ અને ધાતકીખંડ ચાર લાખ, આમ વિસ્તારની અપેક્ષાએ નાના રૂપવાળા છે.

૦ સ્વયંભૂરમણ સમુદ્રાન્ત એટલે સ્વયં થાય છે. એમ સ્વયંભૂ એટલે દેવો કહેવાય છે. તે દેવો જ્યાં આવીને રમે છે, તે સ્વયંભૂરમણ કહેવાય છે. તેવો સમુદ્ર, સ્વયંભૂરમણ સમુદ્ર અર્ધા રજ્જુપ્રમાણવાળો પ્રાન્તનો સમુદ્ર છે. આ સ્વયંભૂરમણ સમુદ્રના મહર્દ્ધિક, સ્વયંભૂવર અને સ્વયંભૂમહાવર દેવો છે. સ્વયંભૂરમણદ્વીપના તો સ્વયંભૂભદ્ર, સ્વયંભૂમહાભદ્ર દેવો જાણવાં.

૦ તથાચ જંબૂદ્વીપ આદિ સ્વયંભૂરમણદ્વીપ સુધીના દ્વીપો, લવણસમુદ્ર આદિ સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના તિર્યગ્લોકમાં અસંખ્યાત દ્વીપસમુદ્રો હોય છે.

શંકા-જંબૂદ્વીપ પણ દ્વીપ હોવાથી તેમાં વલયની આકૃતિપણાનો પ્રસંગ આવશે ને ?

ननु जम्बूद्वीपस्यापि द्वीपत्वाद्वलयाकृतित्वप्रसङ्ग इत्यत्राह—

**मध्ये लक्षयोजनपरिमाणस्य जम्बूद्वीपस्य नाभिरिव भूतलं योजनसहस्रेणावगाहमानश्चत्वारिंशद्योजनचूलायुतो नवाधिकनवतिसहस्रयोजनसमुच्छायोऽधो दशयोजनसहस्रं विस्तृत ऊर्ध्वं च योजनसहस्रविस्तारो भद्रशालादिभिश्चतुर्भिर्वनैः परिवृतो मेरुभूधरः काञ्चनमयो वर्त्तुलाकारो विलसति ॥ सूत्र-२८ ॥**

मध्य इति । निश्चयतो मध्यभाग इत्यर्थः, तथा च जम्बूद्वीपस्य मध्यभागे भूतलमवगाह्य मेरोरित्थमवस्थोक्त्या वलयस्येव जम्बूद्वीपस्याकृतिर्नास्तीति सूचितम्, तथात्वे हि मध्ये विवरसद्भावप्रसङ्गेन

भूतलाभावात्, अवगाहमानत्वोक्ति-र्विरुध्येतातः कुलालचक्रस्येवायं प्रतरवृत्त इति भावः । वलयभूतानां समुद्रद्वीपादीनां पूर्वं सामान्येन द्विगुणविस्तारत्वोक्तेस्तद्विशेषतो विज्ञानाय परिवेष्टितस्यास्य प्रमाण उक्तेऽन्येषां परिमाणं सुवेदं भवेदित्याशयेनाह लक्षयोजनपरिमाणस्येति, इतरेषां जम्बूद्वीपानां व्यावर्तनायाह-नाभिरिव भूतलमिति, यथा च नाभिश्शरीरमध्यावस्थिता शरीरिणामवयवभूता तथा मेरुरपि जम्बूद्वीपस्य मध्येऽवस्थित इति भावः । ननु भूतलमवगाह्य किमस्ति इत्यत्राह मेरुभूधर इति, सकलतिर्यग्लोकमध्यभागस्य मर्यादाकारित्वान्मेरुदेवयोगाद्वा मेरुः, एवंभूतो भूधरो मेरुभूधरः, अयं हि जम्बूद्वीपस्य नाभिरिव कुलालचक्रस्य भ्रमिदण्ड इव तिर्यग्लोकपङ्कजस्याष्टदिग्दलवतः परागभरपिञ्जरोऽन्तस्स्थो बीजकोश इव पूर्वविदेहेभ्यः प्रत्यक् पश्चिमविदेहतः प्राक् देवकुरुभ्य उदक् उत्तरकुरुभ्योऽवाग् वर्तत इति भावः । भूतलावगाहनपरिमाणमाह योजनसहस्रेणेति, वसुधान्तर्योजनानां सहस्रेणावगाह्येत्यर्थः, पुनस्तं विशेषयति चत्वारिंशदिति, मेरोरस्य वैडूर्यप्रचुरा चूलिकाऽऽस्ते, सा चोद्गमप्रदेशे विष्कम्भायामाभ्यां द्वादशयोजनैर्मध्येऽष्टाभिरुपरि चतुर्भिर्योजनैरुच्छ्रायेण चत्वारिंशद्योजनैः परिवृतो वर्तते इति भावः, अधुना मेरोस्समुच्छ्रायमाह नवाधिकेति, अयञ्च दृश्योच्छ्रायो बोध्यः, भूमिमवगाह्य स्थितस्यास्यान्तर्विष्कम्भायाममाहाध इति, उपरि यत्र चूलोद्गमस्तत्र विष्कम्भायाममाहोर्ध्वञ्चेति, पुनस्तं विशिनष्टि भद्रशालादिभिरिति, आदिना नन्दनसौमनसपाण्डुकानां ग्रहणं तत्र मूले वलयपरिक्षेपिभद्रशालवनं तस्मात्पञ्चयोजनशतान्यारुह्योपरि प्रथममेखलायां पञ्चयोजनशतप्रमाणविस्तृतं नन्दनं द्वितीयं वनं ततोऽर्धत्रिषष्टिसहस्राण्यारुह्य पञ्चयोजनशतप्रमाणविस्तीर्णमेव द्वितीयमेखलायां सौमनसं नाम तृतीयं वनं ततोऽप्युपरि षट्त्रिंशद्योजनसहस्राण्यारुह्य चतुर्नवत्युत्तरचतुर्योजनशतैर्विस्तीर्णं मेरोश्शिरसि तुर्यं पाण्डुकं वनमास्त इति भावः, पुनः कीदृश इत्यत्राह काञ्चनमय इति, कनकाचलेऽस्मिन् हि काण्डत्रयं वर्त्तते कन्दतस्सहस्रयोजनमानं मृत्तिकापाषाणवज्रशर्करामयं प्रथमं काण्डं, समभूतलात्रिषष्टिसहस्रयोजनोन्मानं रजतजातरूपाङ्कस्फटिकबहुलं द्वितीयं काण्डं, तनष्षट्त्रिंशत्सहस्रयोजनावधि जाम्बूनदबहुलं तृतीयं काण्डं, तथा च काञ्चनप्राचुर्यात्काञ्चनमयोऽयमिति भावः, स कथं विलसतीत्यत्राह वर्त्तुलाकार इति, काञ्चनस्थालनाभिरिव वृत्त इत्यर्थः ॥

આ શંકાના જવાબમાં કહે છે કે-

## મેરુપર્વતનું વર્ણન.

**ભાવાર્થ**-"લાખ જોજનના પરિમાણવાળા જંબૂદ્વીપના મધ્યભાગમાં નાભિ જેવો, હજાર જોજનદ્વારા ભૂતલને અવગાહીને રહેતો, ચાલીશ જોજન ચૂલાવાળો, નવ્વાણું હજાર યોજનની ઉંચાઈવાળો, નીચે દશ હજાર યોજન વિસ્તારવાળો અને ઉંચે હજાર જોજન વિસ્તારવાળો, ભદ્રશાલ વગેરે ચાર વનોથી પરિવૃત (સુશોભિત), વર્તુલ (ગોળ) આકારવાળો અને સુવર્ણમય મેરુપર્વત વિલસે છે."

**વિવેચન**-તથાચ જંબૂદ્વીપના મધ્યભાગમાં ભૂતલને અવગાહીને મેરુના સ્થિતત્વના

વચનથી વલયની માફક જંબૂદ્વીપની આકૃતિ નથી, એવું સૂચિત કરેલ છે. ખરેખર, જંબૂદ્વીપની વલયાકૃતિમાં મધ્યમાં વિવરના સદ્‌ભાવના પ્રસંગથી ભૂતલના અભાવથી અવગાહમાનપણાનું વચન વિરૂદ્ધ થશે! એથી કુલાલચક્રની માફક આ મેરુ (થાળી જેવો ગોળ) સતસ્વૃત્ત આકારવાળો છે.

૦ વલયભૂત સમુદ્ર-દ્વીપ આદિનું પહેલાં સમાન્યથી દ્વિગુણ વિસ્તારપણાનું કથન હોઈ, તે વસ્તુને વિશેષથી જણાવવા માટે પરિવેષ્ટિત આ જંબૂદ્વીપનું પ્રમાણ કહ્યે છતે, બીજાઓનું પરિમાણ સારી રીતે જ્ઞેય થાય એવા આશયથી કહે છે કે-'लक्षयोजनपरिमाणस्य।' લાખ જોજન પરિમાણવાળો જંબૂદ્વીપ છે.

૦ બીજા જંબૂદ્વીપોના વ્યાવર્તન માટે કહે છે. જેમ શરીરના મધ્યમાં રહેલ 'નાભિ' પ્રાણિઓના અવયવભૂત છે, તેમ મેરુ પણ જંબૂદ્વીપના મધ્યમાં રહેલો છે.

શંકા-ભૂતલને અવગાહીને કોણ છે? આના જવાબમાં કહે છે કે-'मेरुभूधर।' ભૂતલને અવગાહીને મેરુપર્વત છે.

૦ સકલ તીર્ચ્છાલોકના મધ્યભાગની મર્યાદાકારી હોવાથી અથવા મેરુદેવના યોગથી 'મેરુ' કહેવાય છે. આવો પર્વત 'મેરુપર્વત' કહેવાય છે.

૦ ખરેખર, આ મેરુ જંબૂદ્વીપની નાભિ માફક, કુલાલચક્રના ભ્રમીના દંડની માફક તિર્યગ્લોકરૂપી કમલ છે, કે જે આઠ દિશાઓરૂપી દલ(પત્ર)વાળું છે. તે કમલના પરાગભારથી પિંજર, કમલની અંદર રહેલ કર્ણિકા જેવો, પૂર્વવિદેહથી પશ્ચિમમાં, પશ્ચિમવિદેહથી પૂર્વમાં, દેવકુરુથી ઉત્તરમાં અને ઉત્તરકુરુથી દક્ષિણમાં મેરુમહીધર છે.

૦ પૃથિવીમાં હજાર યોજન અવગાહીને મેરુ રહેલો છે.

૦ આ મેરુપર્વતની ચૂલિકા પ્રચુર વૈડૂર્યરત્નવાળી છે. તે ચુલિકા ઉદ્‌ગમપ્રદેશમાં વિષ્કંભ-આયામની અપેક્ષાએ બાર યોજનવાળી, મધ્યમાં આઠ યોજનવાળી, ઉપર ચાર યોજનવાળી અને ઉંચાઈમાં ચાલીશ યોજનવાળી છે. તેવી ચુલિકાથી પરિવૃત્ત મેરુમહીધર છે.

૦ દશ્ય ઉંચાઈમાં નવ્વાણું હજાર યોજનવાળો મેરુ છે.

૦ ભૂમિમાં અવગાહીને રહેલા આ મેરુપર્વતના અંદરના વિષ્કંભ-આયામની અપેક્ષાએ જે અદશ્ય હજાર યોજન નીચે ભૂમિમાં છે, તે વિષ્કંભ-આયામથી દશ હજાર જોજનવાળો છે. ઉપર જ્યાં ચુલિકાનો ઉદ્‌ગમ છે. ત્યાં વિષ્કંભ-આયામની અપેક્ષાએ ઉંચે હજાર જોજનવાળો મેરુ છે.

૦ ભદ્રશાલ-નંદન-સૌમનસ-પાંડુકરૂપ ચાર વનોથી પરિવૃત્ત મેરુપર્વત છે. ત્યાં મૂલમાં-ભૂમિમાં વલયના આકારવાળું ભદ્રશાલ વન વ્યવસ્થિત છે. તે ભદ્રશાલ વનની ભૂમિથી પાંચસો જોજન ચઢયા બાદ ઉપર પ્રથમ મેખલામાં પાંચસો જોજનપ્રમાણ વિસ્તૃત નંદન નામે બીજું વન છે.

० ते नंदनवनथी ६२५०० योजन उपर जईए त्यारे ५०० योजननी पहोळाईवाळुं बीजी मेखलामां सौमनस नामे त्रीजुं वन छे.

० तेनाथी पण उपर ३६००० योजन चढ्या बाद ४९४ योजनना विस्तारवाळुं मेरुना शिरोभागमां चोथुं पांडुकवन छे.

० आ मेरुपर्वत सुवर्णमय छे. एटले खरेखर, आ कनकाचलमां त्रण कांडो छे. (१) मूलथी हजार जोजनप्रमाणवाळो शुद्ध पृथिवीमृत्तिका, पाषाण-वज्र-कांकरामय पहेलो कांड छे. (२) समभूतलथी ६३००० योजनप्रमाणवाळो रजत स्फटिकरत्न-अंकरत्न सुवर्णमय बीजो कांड छे. (३) तेनाथी ३६००० योजन सुधीनो जांबूना लाल सुवर्णनी प्रचुरतावाळो त्रीजो कांड छे.

० तथाच सुवर्णनी प्रचुरता होवाथी कांचनमय मेरुपर्वत छे.

० सोनानी थाळी जेवो गोळ आकारवाळो मेरु छे.

एवंविधे जम्बूद्वीपे षड्भिः कुलपर्वतैर्विभक्तानि सप्त क्षेत्राणि सन्तीत्याह—

**जम्बूद्वीपे चोत्तरोत्तरक्रमेणोत्तरदिग्वर्त्तीनि क्षेत्रव्यवच्छेदकहिमवन्महाहिमवन्निषधनील-रुक्मिशिखरिवर्षधरपर्वतालङ्कृतानि भरतहैमवतहरिविदेहरम्यकहैरण्यवतैरावतनामभाञ्जि सप्त क्षेत्राणि। एवमेव धातकीखण्डे पुष्करार्धे च द्विगुणानि क्षेत्राणि ॥ सूत्र-२९ ॥**

**जम्बूद्वीपे चेति ।** कानि तानि क्षेत्राणीत्यत्राह भरतेति, यत्र भरतो नाम देवो महर्द्धिको महाद्युतिको महायशाः पल्योपमस्थितिकः परिवसति तत्क्षेत्रं भरतं, क्षुद्रहिमवतो महाहिमवतश्चापान्तरालं क्षेत्रं हैमवतं, तत्रत्ययुग्मिमनुष्याणामुपवेशनाद्युपभोगे हेममयाः शिलापट्टका उपयुज्यन्त इति हैमवतं, हेम्नो नित्यसम्बन्धाद्वा हैमवतं. हैमवतनामकमहर्द्धिकपल्योपमस्थितिकदेवयोगाद्वा हैमवतं, हरिः सूर्यश्चन्द्रश्च यत्र केचन मनुष्या सूर्य इवारुणावभासाः केचन चन्द्र इव श्वेता निवसन्ति तादृशं क्षेत्रं हरयः क्षेत्रवाची हरिशब्दो नित्यं बहुवचनान्तः, विशिष्टशरीरवत्पुरुषसम्बन्धात् महाविदेहनामदेवसम्बन्धाद्वा विदेहं देवकुरूत्तरकुरुषु मनुष्याणां त्रिगव्यूतोच्छ्रायत्वात्, रम्यकं, रम्यते क्रीडयते नानाकल्पद्रुमैः स्वर्णमणिखचितैश्च तैस्तैः प्रदेशैरतिरमणीयतया रतिविषयतां नीयत इति रम्यं तदेव रम्यकं रम्यकदेवसम्बन्धाद्वा तादृगम् । हैरण्यवतदेवसम्बन्धाद्धैरण्यवतं, ऐरावतं ऐरावतयोगात्तादृशं तथा चैतानि सप्तक्षेत्राणीत्यर्थः । एषां विशिष्टक्रमसन्निवेशाभिधित्सया प्राहोत्तरोत्तरक्रमेणेति, भरतोत्तरं हैमवतं तदुत्तरं हरिक्षेत्रमित्येवं क्रमेणेत्यर्थः । कतमदिगवच्छेदे नेत्यत्राहोत्तरदिग्वर्त्तीनीति, उत्तरदिगवच्छेदेनेत्यर्थः, तथा च जम्बूद्वीपस्य दक्षिणगामिनि पर्यन्ते स्थितं कालचक्रैर्नानावस्थमधिज्यधनुराकारं पूर्वदक्षिणपश्चिमसमुद्रेण स्पृष्टं भरतक्षेत्रं

---

१. क्षुद्रहिमवतो दक्षिणस्या । दाक्षिणात्यलवणसमुद्रस्योत्तरस्या पौरस्त्य लवणसमुद्रस्य पश्चिमाया प्राश्चात्यलवणसमुद्रस्य पूर्वस्या दिशि भरतनामा वर्षो वर्त्तते । चक्रवर्त्तिनाऽखण्डितातपत्रेण सल्लक्षणेन सुन्दराङ्गेण विनीताराजधानीप्रभूतेन भरतेन शासितत्वाद्भरतनामाऽस्य वर्षस्य ॥

षड्विंशत्युत्तरपंचशतयोजनमितं तदुत्तरं हैमवतं तदुत्तरं हरिक्षेत्रमित्येवं क्रमो विज्ञेयः। क्षेत्राणामेषां किं कृता विभागव्यवस्थेत्याशङ्कायामाह क्षेत्रव्यवच्छेदकेति, प्राचुर्येण हिमाभिसम्बन्धाद्धिमवान् महांश्चासौ हिमवान् महाहिमवान् इन्द्रगोपवदसत्यपि हिमे रूढिविशेषबलाद्धिमवदाख्या। यस्मिन् देवा देव्यश्च क्रीडार्थं निषीदन्ति प्राचुर्येण स निषधः। नीलवर्णयोगान्नीलः, रुक्मसद्भावाद्रुक्मी, शिखरबाहुल्याच्छिखरी, एते षट्वर्षधरपर्वताः, वंशो वर्षो वास्य इति पर्यायनामानि क्षेत्रस्य, वर्षसन्निधानाद्वर्षा भरतादयः, तानसङ्करेण विभज्य धारणाद्वर्षधरा एवंभूता पर्वता वर्षधरपर्वताः, तैरलङ्कृतानि स्वस्वपूर्वापरकोटिभ्यां लवणसमुद्रस्पर्शिभिर्विभक्तानि, तथा च भरतहैमवतयोर्मध्यस्थत्वाद्धिमवान् तयोर्विभागमापादयति, हैमवतहरिवर्षयोर्मध्यगत्वान्महाहिमवान् तयोर्व्यवच्छेदक इत्येवं कृतो क्षेत्रविभाग इति भावः, अत्र विस्तरस्तु ग्रन्थान्तरादवसेयः। अथ जम्बूद्वीप इव वर्षवर्षधरादीनां संख्यानियमं धातकीखण्डस्य पुष्करार्धस्य चाहैवमेवेति, जम्बूद्वीपवदेवेत्यर्थः, धातकीखण्ड इति, धातकीनां वृक्षविशेषाणां खण्डो वनसमूहो धातकीखण्डस्तद्युक्तो द्वीपोऽपि धातकीखण्डो लवणसमुद्रं परिक्षिप्य स्थितिः कालोदसमुद्रपरिक्षिप्तः वलयाकारसंस्थानसंस्थितो विजयवैजयन्तजयन्तापराजितरूपद्वारचतुष्टययुतश्च। लक्षचतुष्टयविष्कम्भो जम्ब्वपेक्षया द्विगुणभरतादिक्षेत्रयुत तद्विभाजकद्वादशवर्षधरपर्वतविलसितश्च। द्वे भरतक्षेत्रे द्वे हैमवतक्षेत्रे इत्येवं तथा द्वौ हिमवन्तौ द्वौ महाहिमवन्तावित्येवं क्रमेण च द्विगुणक्षेत्रपर्वताः मेर्वादयोऽपि द्वौ द्वौ वेदितव्याविति भावः। पुष्करार्धे चेति, पद्मबाहुल्यात् पुष्करद्वीपं तदर्धभागे द्वीप इत्यर्थः, च शब्देन जम्बूद्वीपापेक्षयैव क्षेत्रादीनामत्र द्वैगुण्यं सूच्यते न तु धातकीखण्डापेक्षया, तथा च यथा धातकीखण्डे भरतादिक्षेत्रपर्वतादीनां द्वैगुण्यं तथा पुष्करार्धेऽपि जम्बूद्वीपापेक्षं द्वैगुण्यम्. तत्र पुष्करद्वीपः कालोदसमुद्रपरिक्षेपी षोडशलक्षविष्कम्भस्तस्यार्धमारात्तमष्टौ योजनलक्षाणि तस्मिन् पुष्करार्धे एव द्वैगुण्यं भरतादिक्षेत्राणां हिमवदादिपर्वतानाञ्च नापरार्धे, पुष्करद्वीपार्धविभागकारी च मानुषोत्तरो नाम सुनगरप्राकारवृत्तश्शैलविशेष इति भाव ॥

આવા પ્રકારના જંબૂદ્વીપમાં છ કુલ પર્વતોથી વિભાગવાળા સાત ક્ષેત્રો છે. માટે કહે છે કે-

## સાત ક્ષેત્રોનું સ્વરૂપ.

**ભાવાર્થ**-"જંબૂદ્વીપમાં ઉત્તરોત્તર ક્રમથી ઉત્તરદિશામાં વર્તનારાં ક્ષેત્રવિભાજક હિમવંત-મહાહિમવંત-નિષધ-નીલ-રૂક્મિ-શિખરી નામક વર્ષધર પર્વતોથી અલંકૃત, ભરત-હૈમવત-હરિ-વિદેહ-રમ્યક-હૈરણ્યવત-ઐરાવત નામને ભજનારા સાત ક્ષેત્રો છે. એ પ્રમાણે જ ધાતકીખંડમાં અને પુષ્કરાર્ધમાં દ્વિગુણ (ડબલ) ક્ષેત્રો છે."

**વિવેચન**-તે ક્ષેત્રો કયા કયા છે? તેના જવાબમાં કહે છે કે-જ્યાં ભરત નામવાળો મહર્દ્ધિક, મહાદ્યુતિવાળો, મહાયશવાળો, પલ્યોપમની સ્થિતિવાળો દેવ વસે છે, માટે તે ક્ષેત્ર 'ભરત' કહેવાય છે. (લઘુહિમવંતની દક્ષિણમાં, દક્ષિણના લવણસમુદ્રની ઉત્તરમાં, પૂર્વના

લવણસમુદ્રની પશ્ચિમ લવણસમુદ્રના પૂર્વમાં, ભરતનામક ક્ષેત્ર વર્તે છે. અખંડિત છત્રવાળા, સુલક્ષણવંત, સુંદર અંગવાળા, વિનીતા રાજધાનીમાં થયેલ, ભરતચક્રવર્તીથી શાસિત હોવાથી આ ક્ષેત્રનું નામ 'ભરત' કહેવાય છે.) ક્ષુદ્રહિમવંત અને મહાહિમવંતના મધ્યમાં આવેલ ક્ષેત્ર 'હૈમવંત' કહેવાય છે. ત્યાં રહેલ યુગલિક મનુષ્યોને બેસવા આદિના ઉપભોગમાં સોનાના શિલાપટ્ટકો ઉપયોગી થાય છે. એ હેતુથી 'હૈમવંત' નામ ચરિતાર્થ છે.

○ હરિ એટલે સૂર્ય અને ચંદ્ર એવો અર્થ થાય છે. જ્યાં કેટલાક મનુષ્યો સૂર્ય જેવા અરુણ (લાલ) કાન્તિવાળા અને કેટલાક મનુષ્યો ચંદ્ર જેવા શ્વેતવર્ણી વસે છે. તેવું ક્ષેત્ર 'હરિવર્ષ' કહેવાય છે. અહીં ક્ષેત્રવાચી હરિ શબ્દ બહુવચનાન્ત છે.

○ વિશિષ્ટ શરીરવાળ પુરુષના સંબંધથી અથવા મહાવિદેહ નામક દેવના સંબંધથી 'વિદેહક્ષેત્ર' કહેવાય છે, કેમ કે-દેવકુરૂ અને ઉત્તરકુરૂક્ષેત્રોમાં મનુષ્યો ત્રણ ગાઉની ઉંચી કાયાવાળા છે.

○ 'રમ્યક' રમણ-ક્રીડાવિષય તરીકે કરાય છે. નાના કલ્પવૃક્ષોથી અને સ્વર્ણ-મણિથી સુવિરચિત, તે તે પ્રદેશોથી અત્યંત રમણિયપણું હોઈ, જે ક્ષેત્ર રતિના વિષય તરીકે બને છે, તે રમ્ય એ જ 'રમ્યક' કહેવાય છે. અથવા રમ્યકદેવના સંબંધથી રમ્યક' કહેવાય છે.

○ હૈરણ્યવતદેવના સંબંધથી 'હૈરણ્યવત' કહેવાય છે.

○ ઐરાવતદેવના યોગથી 'ઐરાવત'ક્ષેત્ર કહેવાય છે. તથાચ આ સાત ક્ષેત્રો છે.

○ વિશિષ્ટ ક્રમ સંનિવેશ (રચના, હોવાથી ભરતના ઉત્તરે હૈમવતક્ષેત્ર છે. તે હૈમવતક્ષેત્ર ઉત્તરે હરિક્ષેત્ર છે. એમ ક્રમથી સાત ક્ષેત્રો છે.

○ જંબૂદ્વીપની ઉત્તરદિશામાં રહેલ આ ક્ષેત્રો છે. તથાચ જંબૂદ્વીપના દક્ષિણગામી પર્યંતમાં રહેલ, કાલચક્રોથી અનેક અવસ્થાવાળું, પણછ ચઢાવેલ ધનુષ્યના આકારવાળું અને પૂર્વ-દક્ષિણ-પશ્ચિમના સમુદ્રથી સ્પર્શ કરાયેલ ૫૨૬ યોજનપરિમાણવાળું ભરતક્ષેત્ર છે. તેના ઉત્તરે હૈમવંત છે અને તેના ઉત્તરે હરિક્ષેત્ર છે. આ પ્રમાણે ક્રમ જાણવો. આ ક્ષેત્રોની વિભાગવ્યવસ્થાને કોણ કરનાર છે? આના જવાબમાં કહે છે કે-'ક્ષેત્રવિભાજક વર્ષધર પર્વતો છે.'

○ પ્રચુરતાથી હિમના અભિસંબંધથી 'હિમવાન્' 'મોટો હિમવાન્'-'મહા હિમવંત' કહેવાય છે. ઈન્દ્રગોપની માફક અવિદ્યમાન પણ હિમમાં રૂઢિવિશેષના બળથી 'હિમવંત' એવી સંજ્ઞા છે.

○ જેમાં દેવો અને દેવીઓ ક્રીડા માટે મોટા ભાગે બેસે છે, તે 'નિષધ' કહેવાય છે.

○ નીલવર્ણના યોગથી 'નીલ' કહેવાય છે.

○ રૂક્મ(સુવર્ણ)ના સદ્ભાવથી 'રૂક્મી' કહેવાય છે.

○ શિખરોની બહુલતાની અપેક્ષાએ 'શિખરી' કહેવાય છે.

આ છ વર્ષધર પર્વતો કહેવાય છે.

(૧) વંશ, (૨) વર્ષ, (૩) વાસ્ય-એ ત્રણ નામો ક્ષેત્રના પર્યાયવાચકો છે. વર્ષના (વર્ષણના) સન્નિધાનથી ભરત આદિ વર્ષો-ક્ષેત્રો કહેવાય છે. તે ક્ષેત્રોને અસંકરથી (ભેળસેળ વગર) વિભાગ કરી ધારનાર હોવાથી 'વર્ષધરો' કહેવાય છે. આવા પર્વતો 'વર્ષધર પર્વતો' કહેવાય છે. તેઓથી અલંકૃત એટલે પોતપોતાના પૂર્વ અપર(પૂર્વ-પશ્ચિમ)ના અગ્રભાગથી લવણસમુદ્રસ્પર્શી વર્ષધર પર્વતોથી વિભાગને પામેલ ક્ષેત્રો છે.

૦ તથાચ ભરત અને હૈમવંતક્ષેત્રોમાં મધ્યસ્થ હોવાથી, હિમવાન્ વર્ષધર તે બને ક્ષેત્રોના વિભાગને કરે છે.

૦ હૈમવંત અને હરિવર્ષના મધ્યગામી હોવાથી, મહાહિમવાન્ તે બંનેના વ્યવચ્છેદને કરે છે. આ પ્રમાણે કરેલો ક્ષેત્રવિભાગ સમજવો. અહીં વિસ્તાર તો બીજા ગ્રંથથી જાણવો.

૦ જંબૂદ્વીપની માફક ધાતકીખંડમાં દ્વિગુણ ક્ષેત્રો છે. ધાતકીખંડ લવણસમુદ્રને વીંટળાઈને રહેલો, કાલોદધિ સમુદ્રથી વીંટાયેલો, વલયના આકારે રહેલો, વિજય-વૈજયન્ત-જયંત-અપરાજિત નામક ચાર દ્વારોથી યુક્ત છે. ચાર લાખ વિષ્કંભવાળો, જંબૂદ્વીપની અપેક્ષાએ દ્વિગુણ ભરત આદિ ક્ષેત્ર સહિત, તે ક્ષેત્રવિભાજક બાર વર્ષધર પર્વતોથી સુશોભિત છે. બે ભરતક્ષેત્રો, બે હૈમવતક્ષેત્રો એ પ્રમાણે, તેમજ બબ્બે હિમવંતો, બે મહા હિમવંતો, આવી રીતના ક્રમથી દ્વિગુણ ક્ષેત્રપર્વતો, મેરૂ આદિ બબ્બે સમજવાં.

૦ જંબૂદ્વીપની માફક પુષ્કરાર્ધમાં દ્વિગુણ ક્ષેત્રો છે. પદ્મોની બહુલતાની અપેક્ષાએ 'પુષ્કરદ્વીપ' કહેવાય છે. પુષ્કરદ્વીપના અર્ધભાગ દ્વીપમાં, અહીં ચ શબ્દથી જંબૂદ્વીપની અપેક્ષાએ જ ક્ષેત્ર આદિનું દ્વિગુણપણું સૂચિત થાય છે પરંતુ ધાતકીખંડની અપેક્ષાએ નહિ. તથાચ જેમ ધાતકીખંડમાં ભરતાદિ ક્ષેત્ર હિમવંત પર્વત આદિનું દ્વિગુણપણું છે, તેમ પુષ્કરાર્ધમાં પણ જંબૂદ્વીપની અપેક્ષાએ દ્વિગુણપણું છે.

૦ ત્યાં પુષ્કરવરદ્વીપ કાલોદધિ સમુદ્રથી વેષ્ટિત સોળ લાખ યોજનના વિષ્કંભવાળો છે. તેનો અર્ધભાગ એટલે આઠ લાખ યોજનવાળા પુષ્કરાર્ધમાં જ ભરતાદિ ક્ષેત્રોનું અને હિમવંત આદિ પર્વતોનું દ્વિગુણપણું છે. બીજા અર્ધાભાગમાં નહિ, કેમ કે-બીજા અર્ધાભાગમાં પુષ્કરવરદ્વીપના અર્ધનો વિભાગ કરનારો માનુષોત્તર નામવાળો મહાનગરના પ્રકારની માફક વૃત્ત(વલયની માફક ગોળ)વિશિષ્ટ શૈલ (પર્વત) છે.

अथैवंभूतेषु सार्धद्वयद्वीपेषु आर्यम्लेच्छभूयिष्ठेषु कर्माकर्मभूमिप्रज्ञापनायाह—

**मेरुगिरेर्दक्षिणतो निषधस्योत्तरतो देवकुरवः, नीलपर्वताद्दक्षिणेन तदुत्तरेणोत्तराः कुरवः, देवकुरूत्तरकुरुभ्योऽन्यत्र भरतैरावतविदेहाः कर्मभूमयः ॥ सूत्र-३० ॥**

मेरुगिरेरिति । पल्योपमस्थितिकदेवकुरुनामदेवसम्बन्धाद्देवकुरव, एते च विदेहक्षेत्रे बोध्याः । उत्तरकुरूनाह नीलपर्वतादिति, तदुत्तरेणेति, देवकुरूत्तरेणेत्यर्थः, एवञ्च विदेहा मन्दरदेवकुरूत्तरकुरु-

भिन्न्यवच्छिन्नमर्यादा एकक्षेत्रान्तः पातिनोऽपि क्षेत्रान्तरा इव भवन्ति परस्परेण तत्रत्यमनुष्याणां गमनागमनाभावादिति बोध्यम्, उपसहरति देवेति, विदेहान्तःपातिनां देवकुरूत्तरकुरूणां कर्मभूमित्वप्रसङ्गवारणायान्यत्रेति, तथा च देवकुरूत्तरकुरवो हैमवतादयश्चाकर्मभूमय इति भावः, भरतैरावतविदेहा इति, पञ्च भरतानि पञ्चैरावतानि पञ्च विदेहा इत्यर्थः, कर्मभूमय इति, यद्यप्यष्टविधस्य कर्मणो बन्धस्तत्फलानुभवनं सर्वेष्वेव मनुष्यक्षेत्रेषु साधारणं तथापि सम्यग्दर्शनज्ञानचारित्रात्मकमुक्त्युपायस्य ज्ञातारः कर्त्तार उपदेष्टारश्च भगवन्तः परमर्षयस्तीर्थकरा अत्रोत्पद्यन्तेऽत्रैव जातास्सिद्ध्यन्ति तस्मात्सकलकर्माग्नेर्विध्यापनाय सिद्धिभूमयः कर्मभूमय इत्यस्यार्थः, अकर्मभूमिषु वर्त्तमानानाञ्च मनुष्याणां ज्ञानदर्शनयोस्सत्त्वेऽपि सततभोगपरिणामित्वेन सर्वदा चरणप्रतिपत्तिर्नास्ति, यद्वाऽसिकृषिमषिविद्यावणिक्शिल्पात्मकषड्विधकर्मणां भरतैरावतविदेहेष्वेव पूर्वोक्तेषु दर्शनात्कर्मभूमय इति भावः। ततश्च विदेहश्चतुर्विधः पूर्वविदेहो यो मेरोर्जम्बूद्वीपगतः प्राग्विदेहः, एवं पश्चिमतस्सोऽपरविदेहः, दक्षिणतो देवकुरुनामा विदेहः, उत्तरतस्तु उत्तरकुरुनामा विदेह इति। ननु पूर्वापरविदेहयोः कर्मक्षेत्रानुभावकत्वेन महाविदेहव्यपदेशताऽस्तु, देवकुरूत्तरकुरूणां त्वकर्मभूमित्वेन कथं महाविदेहत्वेन व्यपदेशो, मैवम्, प्रस्तुतक्षेत्रयोर्भरताद्यपेक्षया महाभोगत्वान्महाकायमनुष्ययोगित्वान्महाविदेहदेवाधिष्ठानत्वाच्च महाविदेहशब्दवाच्यत्वोपपत्तेरिति ॥

હવે આર્ય-અનાર્યથી ભરચક અઢીદ્વીપોમાં કર્મભૂમિ અને અકર્મભૂમિના ભેદનું વિજ્ઞાપન કહે છે.

## કર્મભૂમિ અને અકર્મભૂમિનો ભેદ.

**ભાવાર્થ**-"મેરુપર્વતની દક્ષિણે અને નિષધપર્વતની ઉત્તરે દેવકુરુ છે. નીલપર્વતની દક્ષિણે અને દેવકુરુની ઉત્તરે ઉત્તરકુરુ છે. દેવકુરુ અને ઉત્તરકુરુને છોડી ભરત-ઐરવત-વિદેહક્ષેત્રો કર્મભૂમિ કહેવાય છે."

**વિવેચન**-પલ્યોપમ સ્થિતિવાળા દેવકુરુ નામક દેવના સંબંધથી 'દેવકુરુ' કહેવાય છે. આ વિદેહક્ષેત્રમાં સમજવા. નીલપર્વતની દક્ષિણે અને દેવકુરુની ઉત્તરે 'ઉત્તરકુરુ' કહેવાય છે.

० આ પ્રમાણે વિદેહ, મંદરગિરિથી દેવકુરુ અને ઉત્તરકુરુથી વ્યવચ્છિન્ન મર્યાદાવાળા સ્થાપિત છે. એક ક્ષેત્રની અંદર સ્થાયી હોવા છતાં બીજા ક્ષેત્રની માફક છે, કેમ કે-ત્યાં પેદા થયેલા મનુષ્ય આદિમાં પરસ્પર ગમન-આગમનનો અભાવ છે એમ જાણવુ.

---

१. कल्पपादपफलोपभोगप्रधाना भूमयो हैमवतपञ्चकहरिवर्षपञ्चकदेवकुरुपञ्चकोत्तरकुरुपञ्चकरम्यकपञ्चकहैरण्यवतपञ्चकरूपास्त्रिंशदकर्मभूमयः। क्षेत्रभेदेनामुनाऽकर्मभूमिका अपि त्रिंशद्विधाः, हैमवतपञ्चके हैरण्यवतपञ्चके च पल्योपमायुष्काश्चतुर्थातिक्रमभोजिनो गव्यूतिप्रमाणशरीरोच्छ्रायाः वज्रर्षभनाराचसंहननिनः समचतुरस्रसंस्थानाः, पञ्चसु हरिवर्षेषु पञ्चसु रम्यकेषु द्विपल्योपमायुष्काः षष्ठभक्तातिक्रमाहारग्राहिणो द्विगव्यूतिप्रमाणशरीरोच्छ्रायाः संहननसंस्थानाभ्यां पूर्वोक्ताभ्यां युक्ताः, पञ्चसु देवकुरुषु पञ्चसूत्तरकुरुषु त्रिपल्योपमायुष्काः अष्टमभक्तातिक्रमाहारिणः गव्यूतित्रयप्रमाणशरीरोच्छ्रायाः पूर्वोक्तसंहननसंस्थानयुता मनुष्या भवन्ति ॥

० વિદેહક્ષેત્રમાં રહેનાર દેવકુરુ-ઉત્તરકુરુમાં કર્મભૂમિપણાના પ્રસંગના નિવારણ માટે કહે છે કે-દેવકુરુ-ઉત્તરકુરુને છોડીને ભરત-ઐરવત-વિદેહક્ષેત્રો કર્મભૂમિઓ છે. તથાચ દેવ દેવકુરુ, ઉત્તરકુરુ અને હૈમવત આદિ ક્ષેત્રો અકર્મભૂમિઓ છે.

० (૫) ભરત, (૫) ઐરવત, (૫) મહાવિદેહ, એવં પંદર ક્ષેત્રો કર્મભૂમિઓ છે. (કલ્પવૃક્ષના ફળના ઉપયોગપ્રધાનવાળી ભૂમિઓ-(૫) હૈમવત, (૫) હરિવર્ષ, (૫) દેવકુરુ, (૫) ઉત્તરકુરુ, (૫) રમ્યક અને (૫) હૈરણ્યવતરૂપ ત્રીશ અકર્મભૂમિઓ કહેવાય છે. આ ક્ષેત્રભેદથી અકર્મભૂમિકો, પણ ત્રીશ પ્રકારના છે. (૫) હૈમવંતમાં અને (૫) હૈરણ્યવંતમાં એક પલ્યોપમના આયુષ્યવાળા, એક દિન બાદ ભોજનવાળા, એક ગાઉની શરીરની ઉંચાઈ વાળા, વજ્રઋષભનારાચ સંઘયણવાળા અને સમચતુરસ્ર સંસ્થાનવાળા મનુષ્યો હોય છે. (૫) હરિવર્ષોમાં અને (૫) રમ્યકોમાં બે પલ્યોપમના આયુષ્યવાળા, બે દિન બાદ ભોજન ગ્રહણ કરનારા, બે ગાઉની શરીરની ઉંચાઈવાળા અને પૂર્વકથિત સંઘયણ સંસ્થાનથી યુક્ત મનુષ્યો હોય છે. (૫) દેવકુરુઓમાં અને (૫) ઉત્તરકુરુઓમાં ત્રણ પલ્યોપમના આયુષ્ય-વાળા, ત્રણ દિન બાદ આહારકારી, ત્રણ ગાઉની શરીરની ઉંચાઈવાળા અને પૂર્વકથિત સંઘયણ સંસ્થાનવાળા મનુષ્યો હોય છે.) જો કે આઠ પ્રકારના કર્મનો બંધ, તે કર્મના ફળનો અનુભવ, સઘળા મનુષ્યક્ષેત્રોમાં સાધારણ છે, તો પણ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર આત્મક, મુક્તિના ઉપાયના જ્ઞાતાઓ, કર્તાઓ, ઉપદેષ્ટાઓ, ભગવંતો, પરમઋષિઓ અને તીર્થંકરો અહીં કર્મભૂમિઓમાં જ ઉત્પન્ન થાય છે. અહીં જ ઉત્પન્ન થયેલાઓ સિદ્ધ થાય છે. તેથી જ સકલ કર્મની અગ્નિને બૂઝાવવા માટે સિદ્ધિસફલતાની ભૂમિ હોઈ 'કર્મભૂમિઓ' કહેવાય છે. અકર્મભૂમિઓમાં વર્તતા મનુષ્યોમાં જ્ઞાન અને દર્શનની સત્તા છતાં સતત ભોગપરિણામવાળા હોઈ સર્વદા ચારિત્રના સ્વીકારનો અભાવ છે.

० અથવા અસિ (ધર્મના રક્ષણ માટે તલવારથી લડવાનું કામ પડતું હોય), મષિ (જ્ઞાન માટે પુસ્તકો વગેરે લખવાની જરૂર પડતી હોય) અને કૃષિ (અમાંસાહારી બની આજીવિકા માટે માર્ગાનુસારી ધંધા તરીકે ખેતી મુખ્ય ધંધો કરવાનો હોય) વિદ્યા-વણિક્ (વ્યાપાર) શિલ્પરૂપ છ પ્રકારના કર્મોનું પૂર્વોક્ત ભરત-ઐરવત-વિદેહોમાં જ દર્શન હોવાથી 'કર્મભૂમિઓ' કહેવાય છે.

० વળી વિદેહ ચાર પ્રકારનો છે. (૧) પૂર્વવિદેહ, કે જે મેરુથી પૂર્વમાં જંબૂદ્વીપમાં રહેલો 'પૂર્વવિદેહ' કહેવાય છે. એ પ્રમાણે મેરુથી પશ્ચિમમાં રહેલો (૫) 'અપરવિદેહ' કહેવાય છે. (૨) મેરુથી દક્ષિણમાં 'દેવકુરુનામક વિદેહ' કહેવાય છે. (૩) મેરુથી ઉત્તરમાં 'ઉત્તરકુરુ નામક વિદેહ' કહેવાય છે (૪).

શંકા-પૂર્વ અને અપરવિદેહમાં કર્મક્ષેત્રનું અનુભાવકપણું હોઈ મહાવિદેહનો વ્યવહાર ભલે હો! પરંતુ દેવકુરુ-ઉત્તરકુરુમાં તો અકર્મભૂમિપણું હોઈ મહાવિદેહ તરીકેનો વ્ય-વહાર કેવી રીતે?

**સમાધાન**-પ્રસ્તુત ક્ષેત્રરૂપ દેવકુરુ-ઉત્તરકુરુમાં ભરત આદિની અપેક્ષાએ મહાભોગ હોઈ મહાકાયવાળા મનુષ્યનો યોગ હોવાથી, મહાવિદેહનામક દેવનું અધિષ્ઠિતપણું હોવાથી, વિદેહક્ષેત્રમાં અંતઃપાત-સમાવેશ હોવાથી અને અકર્મભૂમિ હોવા છતાં મહાવિદેહ શબ્દથી વાચ્યતાની ઉપપત્તિ છે.

ननु जम्बूद्वीपादिस्वयम्भूरमणसमुद्रान्ता इति पूर्वमुक्तं तत्र के जम्बूद्वीपादयः के च समुद्रा इत्यत्राह-

**एवं लवणोदकालोदपुष्करोदवरुणोदक्षीरोदघृतोदेक्षुवरोदनन्दीश्वरोदारुणवरोदादिभिः समुद्रैः क्रमेणान्तरिता जम्बूधातकीखण्डपुष्करवरवरुणवरक्षीरवघृतवरेक्षुवरनन्दीश्वरारुणवरादयोऽसंख्यातास्स्वयम्भूरमणपर्यन्ता द्वीपसमुद्राः परित एकरज्जुविष्कम्भे वर्त्तन्ते ॥सूत्र-३१॥**

एवमिति । समस्तद्वीपसमुद्राभ्यन्तरभूतत्वेनादौ जम्बूवृक्षेणोपलक्षितो जम्बूद्वीपस्तं परिवृत्य लवणरसास्वादनीरपूर्णो लवलसमुद्रस्तं परिक्षिप्य धातकीवृक्षखण्डोपलक्षितो धातकीखण्डस्तमावृत्य विशुद्धोदकरसास्वादः कालोदस्तं परिक्षिप्य पद्मवरैरुपलक्षितः पुष्करवरस्तस्य परितश्शुद्धजलरसास्वाद पुष्करोदस्तमभितो वरुणवरद्वीपः ततो वारुणीरसास्वादो वरुणोदस्ततः क्षीरवरो द्वीपस्ततः क्षीररसास्वादः क्षीरोदस्ततो घृतवरस्तमभिव्याप्य घृतरसास्वादो घृतोदस्तत इक्षुवरस्तं परिवृत्येक्षुरसास्वाद इक्षुरवरोदः ततो नन्दीश्वरवरस्ततो इक्षुरसास्वाद एव नन्दीश्वरोदस्ततोऽरुणवरस्ततश्चेक्षुरसास्वाद एवारुणवरोद इत्येवमादयोऽसंख्याता द्वीपसमुद्रास्स्वयंभूरमणसमुद्रपर्यन्ताः परितो वलयाकारेणैकरज्जुविस्तृते रत्नप्रभापीठे वर्त्तन्ते नान्यत्रेति भावः । स्वयम्भूरमणसमुद्रस्तु शुद्धोदकरसः, आदिनाऽरुणावासकुण्डलवरशंखवररुचकवरादीनां द्वीपानां ग्रहणं समुद्राणां नामान्यपि द्वीपनामतुल्यान्येव । एते सर्वेऽपि जम्बूद्वीपादरभ्य नैरन्तर्येण व्यवस्थिताः, ततो रुचकवरादसंख्येयान् द्वीपसमुद्रान् गत्वा भुजगवरो नाम द्वीपः, ततोऽप्यसंख्येयान् तानुल्लंघ्य कुशवरो द्वीपस्ततोऽपि तथैवोल्लंघ्य क्रौंचवरस्ततोऽपि तथैवोल्लंघ्याभरणादयो द्वीपा भाव्यास्समुद्रा अपि तादृशनामान एव, मध्यगानां द्वीपानां नामानि लोके यावन्ति शुभनामानि शंखध्वजकलशश्रीवत्सादिरूपाणि तावन्त्येवेति ॥

'જંબૂદ્વીપથી માંડી સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના અસંખ્યાત દ્વીપસમુદ્રો છે' એમ પૂર્વે કહેલું છે. ત્યાં કયા જંબૂદ્વીપ આદિ દ્વીપો અને કયા સમુદ્રો છે? આના જવાબમાં કહે છે કે-

## જમ્બૂદ્વીપનું અને સમુદ્રોનું વર્ણન.

**ભાવાર્થ**-"આ પ્રમાણે લવણોદધિ, કાલોદધિ, પુષ્કરોદધિ, વરૂણોદધિ, ક્ષીરોદધિ, ઘૃતોદધિ, ઇક્ષુવરોદધિ, નંદીશ્વરોદધિ, અરૂણવરોદધિ આદિ સમુદ્રોથી ક્રમથી અંતરિત (વ્યવધાન કરેલ) જંબૂદ્વીપ, ધાતકીખંડ, પુષ્કરવરદ્વીપ, વરૂણવરદ્વીપ, ક્ષીરવરદ્વીપ, ઘૃતવરદ્વીપ, ઇક્ષુવરદ્વીપ, નંદીશ્વરદ્વીપ, અરૂણવરદ્વીપ આદિ સ્વયંભૂરમણ સુધીના અસંખ્યાત દ્વીપ સમુદ્રો ચારેય બાજુથી એક રજ્જુપ્રમાણ વિષ્કંભમાં વર્તે છે."

**વિવેચન**-સમસ્ત દ્વીપસમુદ્રમાં અભ્યંતરભૂત (મધ્યભૂત) હોઈ, આદિમાં જંબૂવૃક્ષથી ઉપલક્ષિત જંબૂદ્વીપ છે. તેને વીંટીને લવણ (ખારા) રસના આસ્વાદવાળા પાણીથી ભરપૂર લવણસમુદ્ર છે. તેને વીંટીને ધાતકીવૃક્ષના ખંડ(વન)થી ઉપલક્ષિત 'ધાતકીખંડ' છે. તેને આવરીને વિશુદ્ધ જળના રસના આસ્વાદવાળો 'કાલોદધિ' છે. તેનું વેષ્ટન કરીને પદ્મવ રોથી ઉપલક્ષિત 'પુષ્કરવરદ્વીપ' છે. તેની ચારેય બાજુએ શુદ્ધ જળના રસના આસ્વાદવાળો 'પુષ્કરોદધિ' છે. તેની ચારેય બાજુએ 'વરૂણવરદ્વીપ' છે. ત્યાર બાદ વારૂણી(મદિરા)રસના આસ્વાદવાળો 'વરૂણોદધિ' છે. ત્યાર પછી 'ક્ષીરવરદ્વીપ' છે. ત્યાર બાદ ક્ષીરના રસના આસ્વાદવાળો 'ક્ષીરોદધિ' છે. તેના પછી ઘૃતવરદ્વીપ' છે. તેને વ્યાપીને ઘૃતના રસના અસ્વાદવાળો 'ઘૃતોદધિ' છે. તે પછી 'ઇક્ષુવરદ્વીપ' છે. તેને વીંટાઈને ઇક્ષુના રસના આસ્વાદવાળો 'ઇક્ષુવરોદધિ' છે. ત્યાર બાદ 'નંદીશ્વરદ્વીપ' છે. ત્યાર પછી ઇક્ષુરસના આસ્વાદવાળો જ 'નંદીશ્વરોદધિ' છે. તેના પછી 'અરૂણવરદ્વીપ' છે. તેના પછી ઇક્ષુરસના આસ્વાદવાળો જ 'અરૂણવરોદધિ' છે. ઇત્યાદિ અસંખ્યાત દ્વીપસમુદ્રો સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના ચારેય બાજુ વલયના આકાર એક રજ્જુ વિસ્તારવાળા રત્નપ્રભાના પીઠમાં વર્તે છે, બીજે ઠેકાણે નહિ. સ્વયંભૂરમણ સમુદ્ર તો શુદ્ધ જળના રસવાળો છે.

० આદિ પદથી અરૂણ-વાસ-કુંડલવર-શંખવર-રુચકવર આદિ દ્વીપોનું ગ્રહણ કરવું.

० સમુદ્રોના નામો પણ દ્વીપના નામસમાન જ છે. આ બધાય જંબૂદ્વીપથી માંડી નિરંતરતાએ વ્યવસ્થિત છે. તેથી રુચકવરથી અસંખ્યાત દ્વીપસમુદ્રો ગયા બાદ ભુજગ-વર નામક દ્વીપ છે. તેનાથી પણ અસંખ્યાત-તેઓને ઉલ્લંઘ્યા બાદ કુશવરદ્વીપ છે. તેના પછી પણ તે પ્રકારે જ ઉલ્લંઘન કરી ક્રૌંચવરદ્વીપ આવે છે. તેના પછી પણ તે પ્રકારે જ ઉલ્લંઘન કરી આભરણ આદિ દ્વીપો વિચારવા. સમુદ્રો પણ તેવા નામવાળા જ વિચારવા.

० મધ્યમાં રહેલ દ્વીપોના નામો લોકમાં જેટલા શંખ-ધ્વજ-કલશ-શ્રીવત્સ આદિ રૂપ શુભ નામો છે, તેટલા શુભ નામવાળા જ દ્વીપો છે.

ननु निखिलेषु द्वीपेषु मनुष्या वसन्त्यथवा द्वीपविशेष इत्याशङ्कायामाह—

**तत्र पुष्करवरद्वीपार्धं यावन्मानुषं क्षेत्रम्, ततः पर मनुष्यलोकपरिच्छेदकः प्राकाराकारो मानुषोत्तरो नाम भूधरो वर्तते। नास्मात्परतो जन्ममरणे मनुष्याणां जायेते ॥ सूत्र-३२ ॥**

तत्रेति। प्रोक्तद्वीपेषु मध्य इत्यर्थः, तथाच यावत्पुष्करवरद्वीपार्धं मानुषं क्षेत्रं पञ्चचत्वारिंशद्योजन-

---

१. पुष्कराणि पद्मानि तैर्वरः पुष्करवरः, स चासौ द्वीपश्च पुष्करवरद्वीपः तस्यार्धं इति विग्रहः। पूर्वार्धे उत्तरकुरुषु यः पद्मवृक्षः, पश्चिमार्धे उत्तरकुरुषु यो महापद्मवृक्षः, तयोरत्र पुष्करवरद्वीपे यथाक्रमं पद्मपुण्डरीकौ देवौ महर्द्धिकौ यावत्पल्योपमस्थितिकौ पूर्वार्धापरार्धाधिपती परिवसतः। अतिविशालत्वात्पद्मं [illegible], पद्मत्व पुष्करमिति पुष्करवरोपलक्षितो द्वीपः पुष्करवरद्वीप उच्यत इति ॥

शतसहस्राणि आयामविष्कम्भेण, एका योजनकोटी द्वाचत्वारिंशच्छतसहस्राणि त्रिंशत्सहस्राणि द्वे योजनशते एकोनपञ्चाशत् किञ्चिद्विशेषाधिके परिक्षेपेण बोध्यम्, मनुष्यक्षेत्रे कर्मभूमिका अकर्मभूमिका अन्तरद्वीपकाश्चेति त्रिविधा मनुष्याः परिवसन्ति, तथा च जम्बूद्वीपस्य सप्त क्षेत्राणि धातकीखण्डस्य चतुर्दश पुष्करार्धस्य च चतुर्दशेति संमिलितानि पञ्चत्रिंशत्क्षेत्राणि मानुषाणीति भावः। अस्य व्यवच्छेदकमाह ततः परमिति, पुष्करवरार्धात्परं बाह्यपुष्करवरार्धक्षेत्रं प्रतिरुद्धय नरक्षेत्रसीमाकारी प्राकाराकारः यथा भित्तिर्गृहं द्वेधाकरोति तथा द्वीपस्यास्य भेदकोऽन्वर्थनामा मानुषोत्तरो भूधरो वर्वर्तीति भावः, अयं पर्वत एकविंशत्युत्तरसप्तदशयोजनशतान्युच्चैस्त्वेन मूले द्वाविंशत्युत्तराणि दशयोजनशतानि विष्कम्भेण वर्त्तते, अमुं मानुषा न कदाचिदपि व्यतिव्रजितवन्तो व्यतिव्रजन्ति व्यतिव्रजिष्यन्ति वाऽन्यत्र चारणादिभ्यः। ततः किमित्यत्राह नास्मात्परत इति, यस्मादयं पर्वतो मानुषक्षेत्रमात्रस्योत्तरं वर्त्ततेऽत एवास्मात्परतः क्षेत्रेषु मनुष्याणां न जन्ममरणे भवतः, मनुष्याणां हि जन्म मरणं चात्रैव क्षेत्रे, यदि नाम केनचिद्देवेन दानवेन विद्याधरेण वा पूर्वानुबद्धवैरनिर्यातनार्थमेवंरूपा बुद्धिः क्रियते यथाऽयं मनुष्योऽस्मात्स्थानादुत्पाटय मनुष्यक्षेत्रस्य बहिः प्रक्षिप्यतां येनोर्ध्वशेषं शुष्यति म्रियते वेति तथापि लोकानुभावादेव सा काचनापि बुद्धिर्भूयः परावर्त्तते, यद्वा संहरणमेव न भवति, संहृत्य वा भूयस्समानयति तेन संहरणतोऽपि मनुष्यक्षेत्राद्बहिर्मनुष्याणां न कदापि मरणम्, येऽपि जङ्घाचारिणो विद्याचारिणो वा नन्दीश्वरादीनपि यावद्गच्छन्ति तेऽपि तत्र गता न मरणमनुवते किन्तु मनुष्यक्षेत्रमागता एवेति भावः॥

શું સઘળા દ્વીપોમાં મનુષ્યો વસે છે કે દ્વીપવિશેષમાં વસે છે? આ પ્રશ્નના જવાબમાં કહે છે કે–

## પુષ્કરવરદ્વીપનું વર્ણન.

**ભાવાર્થ**–"ત્યાં પુષ્કરવરદ્વીપના અર્ધાભાગ સુધી મનુષ્યક્ષેત્ર છે. ત્યાર બાદ મનુષ્યલોક વિભાજક પ્રાકારના આકારવાળો, માનુષોત્તર નામવાળો પર્વત વર્તે છે. આ માનુષોત્તર પર્વત પછી અર્થાત્ માનુષોત્તર પર્વતના પહેલાંના ભાગમાં મનુષ્યના જન્મ-મરણ થાય છે. આ માનુષોત્તર પછી મનુષ્યોના જન્મ-મરણ થતાં નથી."

**વિવેચન**–કથિત દ્વીપો પૈકી પુષ્કરવરદ્વીપના અર્ધાભાગ સુધી આયામવિષ્કંભથી ૪૫ લાખ યોજનવાળું મનુષ્યક્ષેત્ર છે. પરિધિ–એક ક્રોડ, બેંતાલીશ લાખ, ત્રીશ હજાર, બસો ઓગણપચાશ યોજનની પરિધિ મનુષ્યક્ષેત્રની જાણવી.

૦ મનુષ્યક્ષેત્રમાં કર્મભૂમિજ, અકર્મભૂમિજ અને અંતર્દ્વીપજ–એમ ત્રણ પ્રકારના મનુષ્યો વસે છે. તથાચ જંબૂદ્વીપના સાત ક્ષેત્રો, ધાતકીખંડના ચૌદ ક્ષેત્રો, પુષ્કરવરાર્ધના ચૌદ ક્ષેત્રો, એમ કુલ ૩૫ ક્ષેત્રો મનુષ્યના ક્ષેત્રો કહેવાય છે. (દેવકુરુ અને ઉત્તરકુરુનો મહા-

१. देवकुरूत्तरकुरुणा महाविदेहेऽन्तर्भाविणैतद्बोध्यमन्यथा पंचदशकर्मभूमिस्त्रिंशदकर्मभूमिरिति पञ्चचत्वारिंशत्क्षेत्रसंख्या व्याहन्येत॥

વિદેહમાં અંતર્ભાવ હોવાથી આ સમજવું. નહિ તો પંદર કર્મભૂમિ-ત્રીશ અકર્મભૂમિ, એમ ૪૫ ક્ષેત્રોની સંખ્યાનો વ્યાઘાત થાય!)

૦ મનુષ્યક્ષેત્રના વિભાજકને કહે છે કે-પુષ્કરવરાર્ધથી બીજા (બાહ્ય) પુષ્કરવરાર્ધ-ક્ષેત્રને રોકીને નરક્ષેત્રની મર્યાદાકારી, પ્રાકારના આકારવાળો, જેમ દીવાલ-ઘરનો (બે પ્રકારે) વિભાગ કરે છે, તેમ આ દ્વીપનો ભેદકારક સાચા (સાર્થક) નામવાળો માનુષોત્તર પર્વત છે.

૦ આ પર્વત ૧૭૨૧ જોજનની ઉંચાઈવાળો છે. મૂલમાં વિષ્કંભથી ૧૦૨૨ યોજનવાળો છે. આ માનુષોત્તરને મનુષ્યો કદાચિત્ પણ ઉલ્લંઘી ગયા નથી, ઉલ્લંઘતા નથી અને ઉલ્લંઘી જશે નહિ.

૦ આ નિયમમાં ચારણ આદિ ઋષિઓનો અપવાદ છે, જેથી આ પર્વત માનુષ-ક્ષેત્ર માત્રના ઉત્તરે વર્તે છે. એથી જ આ પર્વતથી પર રહેલ ક્ષેત્રોમાં મનુષ્યોના જન્મ અને મરણ થતાં નથી.

૦ ખરેખર, મનુષ્યોના જન્મ અને મરણ આ મનુષ્યક્ષેત્રમાં જ થાય છે. જો કદાચ કોઈ દેવ, દાનવ કે વિદ્યાધર, પૂર્વે અનુબદ્ધ (પરંપરાગત) વૈરનો બદલો લેવા માટે આવી બુદ્ધિ કરે કે-આ મનુષ્યને આ સ્થાનથી ઉપાડીને મનુષ્યક્ષેત્રની બહાર ફેંકી દઉં, કે જેથી ઉભા ઉભા સૂકાઈ જાય કે મરી જાય. આમ હોવા છતાંય તે કોઈ એક બુદ્ધિ ફરીથી પાછી ફરે છે, અથવા સંહરણ જ થતું નથી. અથવા સંહરણ હોવા છતાં મનુષ્યક્ષેત્રની બહાર કોઈ કાળે પણ મનુષ્યોનું મરણ થતું નથી.

૦ જેઓ પણ જંઘાચારીઓ કે વિદ્યાચારીઓ નંદીશ્વર આદિ સુધી પણ જાય છે, તેઓ પણ ત્યાં ગયેલા મરણને પામતાં નથી પરંતુ મનુષ્યક્ષેત્રમાં આવેલા જ મરણને પામે છે.

इत्थं तिर्यग्लोके मनुष्यनिवासयोग्यानि क्षेत्राण्यभिधाय ज्योतिष्कनिवासयोग्यं प्रदेशमाह—

**रुचकाभिधानसमतलादूर्ध्वं नवत्युत्तरसप्तशतयोजनान्तेऽनुक्रमेण जघन्योत्कृष्टतः पल्योपमाष्टमचतुर्थभागायुष्काणां तारकाणां विमानानि, तत ऊर्ध्वं दशयोजनेषु सहस्राधिकपल्योपमायुष्कसूर्यविमानं, तदुपर्यशीतियोजनेषु लक्षाधिकपल्योपमायुष्कचन्द्रविमानम्, ततोऽप्यूर्ध्वं विंशतियोजनेषु अर्धपल्यैकपल्योपमायुष्काणां नक्षत्रग्रहाणां विमानानि ॥सूत्र-३३॥**

**रुचकेति** । अनुक्रमेणेति, तारकाणां जघन्या स्थितिः पल्योपमस्याष्टमो भाग उत्कृष्टा तु पल्योपमस्य चतुर्थो भाग इत्येवं क्रमेणेत्यर्थः, तारकाणां विमानानीति, ज्योतिष्कविशेषाणां विमानप्रस्तारा इति भावः, तत ऊर्ध्वमिति, तारकविमानादूर्ध्वमित्यर्थः, सहस्राधिकेति, उत्कृष्टत इदमिति विज्ञेयम्, जघन्यतस्तु सूर्यचन्द्रनक्षत्रग्रहाणां पल्योपमचतुर्थभागः, यद्यपि सूर्याचन्द्रमसोः कनीयसी स्थितिर्न संभवति तथाप्येषु विमानेषु नाकिनस्त्रिविधास्सन्ति विमाननायकाः तत्सदृशाः परिवारसुराश्चेति, तत्र नायकतत्सदृशापेक्षया परा स्थितिः परिवारदेवापेक्षया तु जघन्या विज्ञेया, एवं ग्रहविमानादिष्वपि, अत

एव सहस्राधिकपल्योपमायुष्केति पदस्य सूर्यविशेषणत्वाज्जघन्या स्थितिर्नोक्ता, एवमग्रेऽपि । चन्द्रविमानमाह तदुपरीति सूर्यविमानोपरीत्यर्थः, नक्षत्रग्रहाणां विमानान्याह ततोऽपीति चन्द्रविमानादपीत्यर्थः, विंशतियोजनेष्विति, विंशतियोजनेषु मध्ये इत्यर्थः । नक्षत्रग्रहाणामिति, नक्षत्राणां ग्रहाणाञ्चेत्यर्थः ग्रहा मङ्गलादयः, कीदृशानामित्यत्राहार्धपल्येति, उत्कर्षेणार्धपल्योपमायुष्काणां नक्षत्राणामेकपल्योपमायुष्काणाञ्च ग्रहाणामित्यर्थः, एते मनुष्यक्षेत्रान्तर्वर्त्तमानाश्चन्द्रसूर्यनक्षत्रग्रहतारारूपा विमानोपपन्ना मण्डलगत्या परिभ्रमणमाश्रिताश्चारसहिताः स्वभावतो गतिरतिकास्साक्षाद्गतियुक्ता देवा इति मनुष्यक्षेत्राद्बहिर्वर्त्तिनश्चन्द्रादयस्तु विमानोपपन्ना अपगतचारा नो गतिरतयो नवगतियुक्ताश्च तात्स्थ्यात्तद्व्यपदेश इति न्यादिति भावः । तत्र मानुषोत्तरपर्वताद्बहिर्वर्त्तिनां चन्द्रसूर्याणां तेजांस्यवस्थितानि भवन्ति तेजसा नात्युष्णास्सूर्याः सर्वदैवानतिशीततेजसः चन्द्रास्सर्वदाभिजिता नक्षत्रेण सूर्याश्च पुष्येण युक्ता भवन्ति तत्र जम्बूद्वीपे द्वौ चन्द्रौ द्वौ सूर्यौ चत्वारो लवणोदे द्वादश धातकीखण्डे द्वाचत्वारिंशत्कालोदे द्वासप्ततिरभ्यन्तरपुष्करार्धे सर्वसंख्यया चन्द्रसूर्याणां प्रत्येकं द्वात्रिंशं शतं भाव्यम् । नक्षत्रपरिमाणन्तु मनुष्यलोके अष्टाविंशतिसंख्यां द्वात्रिंशेन शतेन गुणयित्वा भाव्यम् ॥

આ પ્રમાણે તીર્ચ્છાલોકમાં મનુષ્યનિવાસયોગ્ય ક્ષેત્રોને કહીને જ્યોતિષ્કનિવાસયોગ્ય પ્રદેશને કહે છે.

## રુચકપ્રદેશનું વર્ણન.

**ભાવાર્થ**-"રુચક નામક સમતલ પ્રદેશથી ઉંચે ૭૯૦ યોજનના અંતે અનુક્રમથી જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પલ્યોપમના આઠમા ભાગ તથા ચોથા ભાગના આયુષ્યવાળા તારાઓના વિમાનો છે. તેનાથી ઉંચે દશ યોજનોમાં એક પલ્યોપમ ઉપર હજાર વર્ષના આયુષ્યવાળા સૂર્યનું વિમાન છે. તેના ઉપર ૮૦ યોજનોમાં પલ્યોપમ ઉપર લાખ વર્ષના આયુષ્યવાળા ચન્દ્રનું વિમાન છે. તેનાથી ઉપર ૨૦ યોજનોમાં ક્રમથી અર્ધો પલ્યોપમ, એક પલ્યોપમના આયુષ્યવાળા નક્ષત્ર અને ગ્રહોના વિમાનો છે."

**વિવેચન**-અનુક્રમથી એટલે તારાઓની જઘન્ય સ્થિતિ પલ્યોપમનો આઠમો ભાગ અને ઉત્કૃષ્ટ સ્થિતિ તો પલ્યોપમનો ચોથો ભાગ, આવા ક્રમથી.

૦ તારાઓના વિમાનો એટલે જ્યોતિષ્કવિશેષોના વિમાનના પ્રસ્તારો.

૦ તેનાથી ઉંચે એટલે તારાઓના વિમાનથી ઉંચે.

૦ 'એક પલ્યોપમ ઉપર હજાર વર્ષનું આયુષ્ય.' આ સૂર્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય જાણવું. જઘન્યથી તો સૂર્ય-ચન્દ્ર-નક્ષત્ર-ગ્રહોનું આયુષ્ય પલ્યોપમનો ચોથો ભાગ છે. જો કે સૂર્ય અને ચન્દ્રની જઘન્ય સ્થિતિ સંભવતી નથી, તો પણ આ વિમાનોમાં દેવો ત્રણ પ્રકારના છે. જેમ કે-(૧) વિમાનનાયક. (૨) વિમાનનાયક સમાન. (૩) પરિવાર દેવો. ત્યાં નાયક

---

१. जम्बूद्वीपे एकः सूर्यो मेरोर्दक्षिणभागे चारं चरन् वर्त्तते, एक उत्तरभागे, एकश्चन्द्रमा मेरोः पूर्वभागे, एकोऽपरभागे ॥

અને નાયક સમાનની અપેક્ષાએ તો ઉત્કૃષ્ટ સ્થિતિ છે, પરિવાર દેવની અપેક્ષાએ તો જઘન્ય સ્થિતિ છે એમ જાણવું. એ પ્રમાણે ગ્રહોના વિમાન આદિમાં પણ જાણવું. એથી જ 'સહસ્રાધિક પલ્યોપમાયુષ્કે' એવું પદ સૂર્યનું વિશેષણ હોવાથી જઘન્ય સ્થિતિ કહેલી નથી. એ પ્રમાણે આગળ પણ સમજવું.

૦ સૂર્યવિમાન ઉપર ચન્દ્રવિમાન છે.

૦ ચન્દ્રના વિમાનથી ૨૦ યોજનોના મધ્યમાં નક્ષત્ર-ગ્રહોના વિમાનો છે.

૦ ઉત્કૃષ્ટથી અર્ધપલ્યોપમના આયુષ્યવાળાઓ નક્ષત્રો છે, એક પલ્યોપમના આયુષ્યવાળા મંગલ આદિ ગ્રહો છે.

૦ આ મનુષ્યક્ષેત્રની અંદર વર્તમાન, ચન્દ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ, તારારૂપ વિમાનવાળા મંડલગતિથી પરિભ્રમણ કરનારા, ગતિવાળા અને સ્વભાવથી ગતિના પ્રેમવાળા સાક્ષાત્ ગતિયુક્ત દેવો છે.

મનુષ્યક્ષેત્રથી બહાર રહેનારા, ચન્દ્ર વગેરે વિમાનવાળાઓ, ગતિ વગરના, ગતિના પ્રેમ વગરના, અલૌકિક ગતિવાળા, 'તેમાં રહેનારા તે કહેવાય છે'-એ ન્યાયથી વિમાનસ્થ હોવાથી વિમાન તરીકે કહેવાય છે. ત્યાં માનુષોત્તર પર્વતથી બહાર રહેનારા ચન્દ્ર-સૂર્યોના તેજો (કિરણો) અવસ્થિત હોય છે. તેજથી અત્યંત ઊષ્ણ સૂર્યો હોતા નથી, તેમજ સર્વદા જ અત્યંત શીત તેજવાળા ચંદ્રો હોતા નથી. ચંદ્રો અભિજિત નક્ષત્ર સાથે યુક્ત હોય છે. સૂર્યો પુષ્પનક્ષત્રની સાથે યુક્ત હોય છે

૦ ત્યાં જંબૂદ્વીપમાં ૨ ચન્દ્રો અને ૨ સૂર્યો હોય છે. લવણોદધિમાં ૪ ચંદ્રો અને ૪ સૂર્યો હોય છે. ધાતકીખંડમાં ૧૨ ચદ્રો અને ૧૨ સૂર્યો હોય છે. કાલોદધિમાં ૪૨ ચંદ્રો અને ૪૨ સૂર્યો હોય છે. પુષ્કરાર્ધમાં ૭૨ ચંદ્રો અને ૭૨ સૂર્યો હોય છે. એમ કુલ સંખ્યા ૧૩૨ જાણવી.

નક્ષત્રોનું પરિમાણ તો ૨૮ સંખ્યાને ૧૩૨થી ગુણાકાર કરી વિચારવું.

एषां ज्योतिष्काणां गतिविशेषप्रतिपत्त्यर्थं वक्ति—

**एवममी ज्योतिर्गणा एकविंशत्युत्तरैकादशशतयोजनदूरतो मेरुं परिभ्रमन्ति ॥सूत्र-३४॥**

**एवमिति ।** पुनश्चेत्यर्थः, ज्योतिर्गणा इति, ज्योतिष्मद्विमानसमूहा इत्यर्थः, किं कुर्वन्तीत्यत्राह परिभ्रमन्तीति, प्रादक्षिण्येन परितो भ्रमन्तीत्यर्थ, क परितो भ्रमन्तीत्यत्राह मेरुमिति मेरुभूधरमित्यर्थः, किं विप्रकृष्टाऽसन्निकृष्टा वेत्यत्राहैकविंशत्युत्तरेति, ननु चेतनानां गतिर्लोके कारणवती दृष्टा, न च विमानस्थानां ज्योतिष्काणां गमने कारणमस्त्यत एतदयुक्तमितिचेन्न तेषां कर्मवैचित्र्येण गतिरतित्वात् इति भावः॥

१. अनेन चारेण मनुष्याणा सुखदुःखविचयो भवन्ति, मनुष्याणा कर्माणि सदा द्विविधानि, शुभवेद्यान्यशुभवेद्यानि चेति, कर्मणा विपाकहेतवस्सामान्येन पञ्च, द्रव्यक्षेत्रकालभवभावभेदात् । शुभवेद्याना

આ જ્યોતિષ્કોની ગતિવિશેષની પ્રતિપત્તિ માટે કહે છે કે-

## મેરુની પરિક્રમ્મા.

**ભાવાર્થ**-"વળી આ જ્યોતિવાળા વિમાનના સમુદાયો ૧૧૨૧ યોજન દૂરથી મેરુની પરિક્રમ્મા કરે છે."

**વિવેચન**-આ જ્યોતિવાળા વિમાનના સમૂહો મેરુપર્વતની ચારેય બાજુએ પ્રદક્ષિણા-પદ્ધતિથી ફરે છે. મેરુથી ૧૧૨૧ જોજન દૂર રહી મેરુની પ્રદક્ષિણા દે છે.

**શંકા**-ચેતનાવાળાઓની લોકમાં ગતિ કારણપૂર્વકની દેખાયેલી છે. વળી વિમાનસ્થ જ્યોતિષ્કોને ગમનમાં કારણ નથી, માટે આ ગતિનું નિરૂપણ શું અયુક્ત નથી?

**સમાધાન**-તે જ્યોતિષ્ક ગણો કર્મની વિચિત્રતાથી ગતિમાં રતિવાળા હોય છે. (જંબૂદ્વીપમાં એક સૂર્ય મેરુના દક્ષિણભાગમાં ગતિ કરતો વર્તે છે, બીજો ઉત્તરભાગમાં ગતિ કરે છે. એક ચન્દ્રમા મેરુના પૂર્વભાગમાં અને બીજો ચન્દ્રમા પશ્ચિમભાગમાં ગતિ કરે છે. આ ચારથી મનુષ્યોના સુખ-દુઃખ વિધાનો થાય છે. હંમેશાં મનુષ્યોના શુભ વેદ્ય અને અશુભ વેદ્યના ભેદથી બે પ્રકારનાં કર્મો હોય છે. સામાન્યથી કર્મોના વિપાકના હેતુઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ-ભવના ભેદથી પાંચ છે. શુભ વેદ્યકર્મો પ્રત્યે શુભ દ્રવ્ય-ક્ષેત્રાદિ સામગ્રી વિપાક-હેતુ છે, અશુભ વેદ્યકર્મો પ્રત્યે અશુભ દ્રવ્ય-ક્ષેત્રાદિ સામગ્રી વિપાકહેતુ છે. તેથી જ્યારે જેઓના જન્મનક્ષત્ર આદિ વિરોધી ચન્દ્ર-સૂર્ય આદિની ગતિ હોય છે, ત્યારે તેઓના પ્રાયઃ જે અશુભ વેદ્યકર્મો છે, તે અશુભ કર્મો તથાવિધ સામગ્રી પામીને વિપાક આપે છે. વિપાકોદયને પામેલા અશુભ કર્મો શરીરમાં રોગના ઉત્પાદનદ્વારા, ધનની હાનિ કરવાદ્વારા, અથવા પ્રિયના વિયોગના ઉત્પાદનદ્વારા, અથવા કજીયો થવાદ્વારા દુઃખજનક બને છે. વળી જ્યારે તેઓનો જન્મ નક્ષત્ર આદિને અનુકૂળ ચંદ્ર આદિનો ચાર હોય છે, ત્યારે પ્રાયઃ તેઓના શુભ વેદ્યકર્મો શુભ દ્રવ્યાદિ સામગ્રી મેળવી, વિપાકોદયમાં આવેલાં, શરીરનું આરોગ્ય-ધન-વૃદ્ધિ-વૈરની ઉપશાન્તિ-પ્રિયસંયોગ-ઇષ્ટકાર્યની સિદ્ધિ આદિ દ્વારા સુખજનક બને છે.)

अथोर्ध्वलोकं निरूपयितुमुपक्रमते --

**ततश्चोर्द्ध्वं किञ्चिदूनसप्तरज्जुप्रमाण ऊर्ध्वीकृतमृदङ्गाकृतिरालोकान्तमूर्ध्वलोकः क्षेत्रत उत्कृष्टशुभपरिणामोपेतः ॥ सूत्र-३५ ॥**

---

कर्मणा शुभद्रव्यक्षेत्रादिसामग्री विपाकहेतुः, अशुभवेद्यानाञ्चाशुभद्रव्यक्षेत्रादिसामग्री तथा । ततो यदा येषां जन्मनक्षत्रादिविरोधी चन्द्रसूर्यादीनां चारो भवति तदा तेषां प्रायो यान्यशुभवेद्यानि कर्माणि तानि तथाविधविपाकसामग्रीमवाप्य विपाकमायान्ति, विपाकमागतानि शरीररोगोत्पादनेन धनहानिकरणतो वा प्रियविप्रयोगजननेन वा कलहसम्पादनतो वा दुःखमुत्पादयन्ति, यदा चैषां जन्मनक्षत्राद्यनुकूलश्चन्द्रादीनां चारस्तदा प्रायस्तेषां शुभवेद्यानि कर्माणि शुभद्रव्यादिसामग्रीमधिगम्य प्रतिपन्नविपाकानि शरीरनीरोगताधनवृद्धिवैरोपशमनप्रियसम्प्रयोगाभीष्टप्रयोजननिष्पत्त्यादिना सुखमुपजनयन्तीति ॥

ततश्चेति । रुचकोर्ध्वं नवयोजनशतानि परिहृत्य तत ऊर्ध्वलोकस्यारंभात्किञ्चिन्न्यूनसप्तरज्जुप्रमाणतोर्ध्वलोकस्येति भावः । ऊर्ध्वलोकस्याकारमाहोर्ध्वीकृतेति, तिर्यङ्मृदङ्गाकारव्यावर्तनायोर्ध्वीकृतेति विशेषणम् । वादित्रविशेषो मृदङ्गो मध्ये दीर्घस्ततः प्रदेशहान्योपरिष्टादधश्च संक्षिप्तस्तथैवोर्ध्वलोको मध्ये पञ्चरज्जुप्रमाणः ऊर्ध्वाधस्तदूनप्रमाण इति भावः । लोकस्यास्योर्ध्वावधिमाहालोकान्तमिति ऊर्ध्वं यावल्लोकसमाप्तीत्यर्थः । ईषत्प्राग्भारोर्ध्वभागे सिद्धक्षेत्रावधिरिति भावः । क्षेत्रत इति अशुभतरपरिणामिनारकयोगाद्धि अधोलोकोऽशुभपरिणामी, शुभाशुभपरिणामिमनुष्ययोगात्तिर्यग्लोको मध्यपरिणामी, अतोऽपि तस्य मध्यलोक इति संज्ञा, क्षेत्रप्रचुरमध्यलोकापेक्षयोत्कृष्टशुभपरिणामिवैमानिकदेवयोगादवाप्तमोक्षाणां सिद्धानां निवासाच्चायं लोकः क्षेत्रत उत्कृष्टशुभपरिणामी, अथवाऽधोलोकतिर्यग्लोकौ क्षेत्रस्वभावादेवाशुभमिश्रपरिणामिनावूर्ध्वलोकोऽपि स्वस्वाभाव्यादुत्कृष्टशुभपरिणामी, यतो ह्यमुमतिस्तोकाः शुभकर्माणः क्षपितकर्माणो वाऽवाप्नुवन्ति, यथा यथाहि जीवस्य कर्मनलप्रध्वंसस्तथातथा जले तुम्बिकावदूर्ध्वं निर्मलस्थानप्राप्तिः, अत्र हि वर्त्तमानान् जना विशेषतस्सम्मानयन्तीति भावः ॥

## ઊર્ધ્વલોકનું સ્વરૂપ.

**ભાવાર્થ**–"તે રુચકથી ઉંચે કાંઈક ન્યૂન સાત રજ્જુપ્રમાણવાળો, ઉંચી કરેલ મૃદંગના જેવી આકૃતિવાળો અને લોકના અંત સુધીનો ઊર્ધ્વલોક ક્ષેત્રની અપેક્ષાએ ઉત્કૃષ્ટ શુભ પરિણામસંપન્ન છે."

**વિવેચન**–રુચકથી ઉંચે નવસો યોજનોને છોડી, ત્યાંથી ઊર્ધ્વલોકનો આરંભ થતો હોવાથી કાંઈક ન્યૂન સાત રજ્જુની પ્રમાણતા ઊર્ધ્વલોકની છે.

० તીર્છા મૃદંગના આકારના વ્યચ્છેદ માટે ઉભી કરેલ મૃદંગના જેવી આકૃતિવાળો ઊર્ધ્વલોક છે. મૃદંગ વાદિત્રવિશેષ છે, જે મધ્યમાં દીર્ઘ છે. ત્યાર બાદ પ્રદેશહાનિથી ઉપર અને નીચે સંક્ષિપ્ત છે. તેવી રીતે જ ઊર્ધ્વલોક મધ્યમાં પાંચ રજ્જુપ્રમાણવાળો, ઉર્ધ્વ અને નીચે તેનાથી ન્યૂન પ્રમાણવાળો ઊર્ધ્વલોક છે.

० ઉંચે લોકની સમાપ્તિ સુધી આ ઊર્ધ્વલોક છે. ઇષિત્પ્રાગ્ભારા(સિદ્ધશિલા)ના ઊર્ધ્વભાગમાં ઊર્ધ્વલોકની સિદ્ધક્ષેત્ર સુધીની અવધિ છે.

० અશુભતર પરિણામવાળા નારકના યોગથી ખરેખર, અધોલોક અશુભપરિણામી છે. શુભ–અશુભપરિણામવાળા મનુષ્યના યોગથી તિર્યગ્લોક મધ્યમપરિણામી છે. એથી પણ આનું 'મધ્યલોક' એવું નામ છે. પ્રચુર ક્ષેત્રવાળા મધ્યલોકની અપેક્ષાથી ઉત્કૃષ્ટ શુભપરિણામવાળા વૈમાનિકદેવના યોગથી અને મોક્ષની પ્રાપ્તિવાળા સિદ્ધોના નિવાસથી આ લોક, ક્ષેત્રની અપેક્ષાએ ઉત્કૃષ્ટ શુભપરિણામી ઊર્ધ્વલોક છે. અથવા અધોલોક અને તીર્છાલોક ક્ષેત્રસ્વભાવથી જ અશુભ–મિશ્રપરિણામી છે. ઊર્ધ્વલોક પણ સ્વ સ્વભાવથી જ ઉત્કૃષ્ટ શુભપરિણામી છે, કારણ કે–આ ઊર્ધ્વલોકને શુભ કર્મવાળા ઘણા થોડા જીવો અથવા કર્મક્ષય-

વાળા આત્માઓ પ્રાપ્ત કરે છે. ખરેખર, જેમ જેમ જીવનો કર્મમલનો પ્રધ્વંસ થાય છે, તેમ તેમ જળમાં તુંબિકા(તુંબડી)ની માફક ઉંચે નિર્મળ સ્થાનની પ્રાપ્તિ થાય છે. ખરેખર, અહીં વર્તમાન આત્માઓને જનો, વિશેષથી સત્કારે છે-સન્માને છે.

अत्र तर्हि के वासयोग्या इत्यत्राह—

तत्र च कल्पोपपन्नाः कल्पातीताश्च वैमानिका देवा वसन्ति ॥ सूत्र-३६ ॥

तत्र चेति । उर्ध्वलोके चेत्यर्थः, दीव्यन्तीति देवा देवगतिनामकर्मोदयसहकारेण द्युत्याद्यर्थावरुद्धत्वाद्देवाः प्रकृष्टपुण्यहेतुकसर्वप्रकारसुखभोगिनः, ते च जिनजन्मदीक्षाकेवलनिर्वाणमहोत्सवादिकं विना तिर्यग्लोकं कदापि नागच्छन्ति, संक्रान्तदिव्यप्रेमत्वाद् विषयप्रसक्तत्वात्, असमाप्तकर्तव्यत्वात्, अनधीनमनुजकार्यत्वात्, नरभवस्याशुभत्वेन तद्गन्धासहिष्णुत्वाच्च । सन्ति देवा जातिस्मरणप्रत्ययितपुरुषेण कथनात्, नानादेशप्रचारिप्रत्ययितपुरुषावलोकितकथितविचित्रबृहद्देवकुलादिवस्तुवत् । कस्यापि तपःप्रभृतिगुणयुक्तस्य प्रत्यक्षदर्शनप्रवृत्तेश्च दूरविप्रकृष्टनगरादिवत् । विद्यामंत्रोपयाचनेभ्यः कार्यसिद्धेः प्रसादफलानुमितराजादिवदित्यनुमानाद्देवानां सिद्धिः । ते च बहुक्षुत्पिपासासंस्पर्शशून्या अनवरतक्रीडाप्रसक्तमानसाः स्वच्छन्दचारिणो भास्वरशरीराः अस्थिमांसासृक्प्रबन्धरहिताः सर्वाङ्गोपाङ्गसुन्दराः विद्यामंत्राञ्जनादीनन्तरेण प्राक्कृततपोविशेषापेक्षया जन्मलाभसमनन्तरमेवाकाशगतिभाज इति विभावनीयम् । तिर्यग्लोकादिनिवासिभ्य एतान् विशिनष्टि वैमानिका इति, यत्र स्थिता विशेषेण परस्परस्य भोगातिशयं मिमते मन्यन्ते वा विज्ञानात्तानि विमानानि, इन्द्रकश्रेणिपुष्पप्रकीर्णकभेदेन त्रिविधानि, इन्द्रवन्मध्येऽवस्थितानि इन्द्रकाणि तेषां चतुर्दिक्षु आकाशप्रदेशश्रेणिवदवस्थानाच्छ्रेणिविमानानि, प्रकीर्णपुष्पवदवस्थानात् पुष्पप्रकीर्णानि तेषु भवा वैमानिका इति भावः, तेषां द्वैविध्यमाह कल्पोपन्ना इति, कल्प आचारः, स चेहेन्द्रसामानिकत्रायस्त्रिंशादिव्यवहाररूपस्तमुपपन्नाः प्राप्ताः कल्पोपपन्नाः सौधर्मेशानादिदेवलोकनिवासिनः, कल्पानतीताः कल्पातीता ग्रैवेयकादिवासिनोऽहमिन्द्रा वैमानिकदेवा इत्यर्थः ॥

આ ઊર્ધ્વલોકમાં કોણ વાસયોગ્ય છે? આના જવાબમાં કહે છે કે-

ઊર્ધ્વલોકમાં વાસ.

**ભાવાર્થ**-"તે ઊર્ધ્વલોકમાં કલ્પોપપન્ન અને કલ્પાતીતરૂપે વૈમાનિક દેવો વસે છે."

**વિવેચન**-તે ઊર્ધ્વલોકમાં દેવ એટલે દેવગતિનામકર્મના ઉદયના સહકારથી દ્યુતિ (પ્રકાશ) આદિ અર્થસંપન્ન હોવાથી 'દેવો' કહેવાય છે. અર્થાત્ ઉત્કૃષ્ટ પુણ્યરૂપ હેતુથી જન્ય સર્વ પ્રકારના સુખના ભોગીઓ દેવો હોય છે.

૦ તે દેવો તીર્થંકરના જન્મ-દીક્ષા-કેવલ-નિર્વાણમહોત્સવ આદિ સિવાય તીર્ચ્છાલોકમાં કદાપિ આવતાં નથી. સંક્રાન્ત દિવ્ય પ્રેમવાળા હોવાથી, વિષયપરાયણ હોવાથી, કર્ત્તવ્યની સમાપ્તિ નહીં હોવાથી, મનુષ્યના કાર્ય પ્રત્યે આધીન નહીં હોવાથી, નરભવનું

અશુભપણું હોવાથી અને નરભવની ગંધ સહન નહિ થવાથી, દેવો તીર્ચ્છાલોકમાં આવતાં નથી.

૦ દેવો છે, કેમ કે–જાતિસ્મરણજ્ઞાનવાળા પ્રામાણિક પુરુષનું કથન છે. જેમ કે–નાના દેશપ્રચારી, પ્રામાણિક પુરુષથી અવલોકન કરેલ અને કહેલ વિચિત્ર મોટા દેવમંદિર આદિ વસ્તુ. અથવા તપશ્ચર્યા આદિ ગુણસંપન્ન કોઈ એક મહાત્માને પ્રત્યક્ષ દર્શનની પ્રવૃત્તિ હોવાથી દેવો છે. જેમ કે–દૂર–સુદૂર રહેલ નગર આદિ. વિદ્યા–મંત્ર–ઉપયાચન-(બાધા–આંખડી વગેરે)થી કાર્યસિદ્ધિ થવાથી પ્રસાદજન્ય ફળથી અનુમિત રાજા આદિની માફક ઇત્યાદિ અનુમાનથી દેવોની સિદ્ધિ છે.

૦ વળી તે દેવો, બહુ ભૂખ–તરસના સ્પર્શથી રહિત, નિત્ય નિરંતર ક્રીડામાં પ્રસક્ત મનવાળા, સ્વચ્છંદ ગતિવાળા, દેદીપ્યમાન શરીરવાળા, હાડકા–માંસ–લોહીની રચનાથી રહિત, સર્વ અંગ–ઉપાંગની સુંદરતાવાળા, વિદ્યા–મંત્ર–અંજન આદિ સિવાય પૂર્વે કરેલ વિશિષ્ટ તપની અપેક્ષાએ જન્મના લાભ પછી તરત જ આકાશગમન કરનારા હોય છે.

૦ તીર્ચ્છાલોક આદિ નિવાસીઓ કરતાં આ દેવોની વિશેષતા કહે છે કે–'વૈમાનિકો' ઇતિ. વિમાન એટલે જ્યાં રહેલા વિશેષથી પરસ્પર ભોગના અતિશયની સ્પર્ધા કરે (માપે) અથવા વિજ્ઞાનથી માને, આવી વ્યુત્પત્તિથી વિમાનો કહેવાય છે. તે વિમાનો ઇન્દ્રક–શ્રેણિ–પુષ્પપ્રકીર્ણકના ભેદથી ત્રણ પ્રકારના છે. (૧) ઇન્દ્રની માફક મધ્યમાં રહેલા 'ઇન્દ્રકો' કહેવાય છે. (૨) તે વિમાનોનું ચાર દિશાઓમાં આકાશપ્રદેશની શ્રેણિની માફક રહેવું હોવાથી 'શ્રેણિ-વિમાનો' કહેવાય છે. (૩) પ્રકીર્ણ–છૂટાછવાયા ફૂલની માફક રહેનાર હોવાથી 'પુષ્પપ્રકીર્ણ' કહેવામાં આવે છે. તે વિમાનમાં થનારા, રહેનારા 'વૈમાનિકો' કહેવાય છે. તે વૈમાનિકોના બે પ્રકારો છે. (૧) કલ્પોપપન્ન, (૨) કલ્પાતીત–એમ બે ભેદો છે.

૦ કલ્પોપપન્ન–કલ્પ એટલે આચાર. તે આચાર, અહીં ઇન્દ્ર–સામાનિક–ત્રાયસ્ત્રિંશ આદિ વ્યવહારરૂપ કહેવાય છે. તે પ્રાપ્ત કરનારા 'કલ્પોપપન્ન' કહેવાય છે. સૌધર્મ–ઇશાન આદિ દેવલોકનિવાસી 'કલ્પોપપન્ન' કહેવાય છે.

૦ કલ્પ–પૂર્વકથિત આચારથી પર થયેલા 'કલ્પાતીત' ગ્રૈવેયક આદિ વાસીઓ, અહ-મિન્દ્રો વૈમાનિક દેવો 'કલ્પાતીત' કહેવાય છે.

तेषामवस्थानविशेषविज्ञापनायाह—

**सौधर्मेशानसनत्कुमारमाहेन्द्रब्रह्मलोकलान्तकमहाशुक्रसहस्राराऽऽनतप्राणताऽऽरणाच्युत-भेदेन द्वादशविधानि कल्पोपपन्नदेवानां स्थानान्युपर्युपरि भवन्ति ॥ सूत्र–३७ ॥**

**सौधर्मेति ।** सौधर्मदेवलोकस्य मध्यभागवर्त्ति शक्रनिवासभूतं सौधर्मावतंसकं नाम विमानं तदु-पलक्षितत्वात्सौधर्मः, कल्पः–सन्निवेशः–विमानप्रस्तारः, सकलविमानप्रधानेशानावतंसकोपलक्षितस्थान-विशेष ईशानः, सनत्कुमारनामप्रधानविमानविशेषस्सनत्कुमारः, एवमेव माहेन्द्रादयोऽपि तत्तद्देवाधिष्ठित-

स्थानविशेषा भाव्याः । एते च द्वादशविधाः कल्पोपपन्नदेवानां निवासयोग्याः । उपर्युपरीति, सामीप्ये द्वित्वं न चात्र न सामीप्यमस्ति, असंख्येययोजनोत्तरत्वात्तेषामिति वाच्यम्, तुल्यजातीयेनाव्यवधानस्यैव सामीप्येन विवक्षितत्वात् न च तेषां तुल्यजातीयं व्यवधायकमिष्टमिति भावः, स्थानान्युपर्युपरि भवन्तीत्यनेन देवानां विमानानामप्योऽर्युपरिभवनं प्रतिषिद्धं तस्यानिष्टत्वात् श्रेणिप्रकीर्णकानां विमानानामपि तिर्यगवस्थानाच्च, अपि तु कल्पा एवोपर्युपरि भवन्ति, ते च कल्पास्सौधर्मादयो नैकस्मिन् प्रदेशे नापि तिर्यङ् न वाऽधस्तात् वर्तते किन्तु यथानिर्देशमुपर्युपरीति भावः । एवञ्च तिर्यग्लोकादूर्ध्वमसंख्येययोजनोपरि मेरूपलक्षितदक्षिणभागार्धव्यवस्थितस्सौधर्मः कल्पः, मेरूपलक्षितोत्तरदिग्भागव्यवस्थित उपरितनकोटचा ईषत्समुच्छ्रिततरः ऐशानः कल्पः, सौधर्मस्योपरि बहुयोजनोर्ध्वं समश्रेणिव्यवस्थितः सनत्कुमारः, ऐशानस्योपरि ईषत्समुच्छ्रितोपरितनकोटिर्माहेन्द्रः, सनत्कुमारमाहेन्द्रयोरुपरि बहुयोजनात्परतो मध्ये ब्रह्मलोकनामा कल्पः, तत उपरि बहुयोजनान्तरं उपर्युपरि लान्तकमहाशुक्रसहस्रारकल्पास्त्रयः, ततो बहुयोजनादूर्ध्वं सौधर्मैशानकल्पवत् आनतप्राणतौ कल्पौ तदुपरि समश्रेणौ सनत्कुमारमाहेन्द्रवत् आरणाच्युतौ व्यवस्थिताविति द्वादशकल्पा विज्ञेयाः ॥

તેઓના અવસ્થાનવિશેષોને જણાવવા માટે કહે છે કે-

## કલ્પોપપન્ન દેવોના સ્થાનો.

**ભાવાર્થ**-"સૌધર્મ-ઈશાન-સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મલોક-લાન્તક-મહાશુક્ર-સહસ્રાર-આનત-પ્રાણત-આરણ-અચ્યુતના ભેદથી બાર પ્રકારના કલ્પોપપન્ન દેવોના સ્થાનો ઉપર ઉપર હોય છે."

**વિવેચન**-સૌધર્મ દેવલોકના મધ્યભાગવર્તી શક્રના નિવાસભૂત સૌધર્માવતંસક નામક વિમાન છે. તેનાથી ઉપલક્ષિત હોવાથી 'સૌધર્મ' કલ્પ એટલે સંનિવેશ-વિમાન પ્રસ્તાર તરીકે કહેવાય છે. સકળ વિમાનોમાં પ્રધાન ઈશાન અવતંસકથી ઉપલક્ષિત સ્થાનવિશેષ 'ઈશાન' કહેવાય છે. સનતકુમાર નામક પ્રધાન વિમાનવિશેષ 'સનત્કુમાર' કહેવાય છે. આ પ્રમાણે જ માહેન્દ્ર આદિ પણ તે તે દેવથી અધિષ્ઠિત સ્થાનવિશેષો વિચારવા. આ બાર પ્રકારના સ્થાનવિશેષો કલ્પોપપન્ન દેવોને નિવાસયોગ્ય છે.

० ઉપરિઉપરિ-અહીં સમીપપણામાં દ્વિત્વ છે.

---

१. आवलिकाप्रविष्टानि चतुर्ष्वपि दिक्षु श्रेण्या व्यवस्थितानि, आवलिकाबाह्यानि तु प्राङ्गणदेशे कुसुमप्रकर इव इतस्ततो विप्रकीर्णानि, तानि च मध्यवर्त्तिविमानेन्द्रकस्य दक्षिणतोऽपरतः उत्तरतश्च विद्यन्ते ननु पूर्वस्या दिशि, नानासंस्थानसंस्थितानि च, आवलिकाप्रविष्टानि च प्रतिप्रस्तटं विमानेन्द्रकस्य पूर्वदक्षिणापरोत्तररूपासु चतसृषु दिक्षु श्रेण्या व्यवस्थितानि, विमानेन्द्रकश्च सर्वोऽपि वृत्तः, ततः पार्श्ववर्त्तीनि चतसृष्वपि दिक्षु त्र्यस्राणि तेषां पृष्ठतः चतसृष्वपि दिक्षु चतुरस्राणि तेषां पृष्ठतो वृत्तानि, ततोऽपि त्र्यस्राणि पुनश्चतुरस्राणीत्येवं आवलिकापर्यन्तं भाव्यम् । एवं ग्रैवेयकविमानं यावद्बोध्यम् ॥

શંકા-અહીં સમીપપણું નથી, કેમ કે-તેઓ અસંખ્યાત યોજનથી ઉત્તર-પર છે. તો સમીપપણું કેવી રીતે ?

**સમાધાન**-સમાન જાતિવાળા હોઈ અવ્યવધાનનું સમીપપણારૂપે વિવક્ષિત છે. વળી તેઓનું સમાન જાતીયપણું (પ્રકાર) વ્યવધાનકારક ઇષ્ટ નથી. સ્થાનો ઉપર ઉપર છે. આ વાક્યથી દેવોનું અને વિમાનોનું ઉપરરૂપે થવું પ્રતિષિદ્ધ છે, કેમ કે-તે ઇષ્ટ નથી.

૦ શ્રેણિ અને પ્રકીર્ણક (આવલિકાપ્રવિષ્ટ એટલે ચારેય દિશાઓમાં શ્રેણિબંધ વ્યવસ્થિત વિમાનો, આવલિકાથી બાહ્ય તો પ્રાંગણપ્રદેશમાં કુસુમના સમુદાયની માફક આમતેમ વિખરાયેલા વિમાનો છે: અને તે પ્રકીર્ણકો, મધ્યવર્તી વિમાનેન્દ્રની દક્ષિણે, પશ્ચિમે તથા ઉત્તરે છે પરંતુ પૂર્વદિશામાં નથી અને નાના સંસ્થાને રહેલા છે. વળી આવલિકાપ્રવિષ્ટ તો દરેક પ્રસ્તટમાં વિમાનેન્દ્રકના પૂર્વ-દક્ષિણ-પશ્ચિમ-ઉત્તરરૂપ ચારેય દિશાઓમાં વ્યવસ્થિત છે અને વિમાનેન્દ્રક સઘળાય વૃત્ત (ગોળ) છે. તેનાથી પાર્શ્વવર્તી ચારેય દિશાઓમાં ત્રણ ખૂણિયા છે. તેઓના પૃષ્ઠે ચારેય દિશાઓમાં ચાર ખૂણિયા છે. તેઓના પૃષ્ઠે વૃત્ત (ગોળ) છે. તેના પછીથી પણ ત્રણ ખૂણિયા, ફરીથી ચાર ખૂણિયા, આ પ્રમાણે આવલિકા પર્યન્ત જાણવું. આમ ગ્રૈવેયકવિમાન સુધી જાણવું.) વિમાનોનું પણ તીર્છું રહેવું છે, પરંતુ માત્ર કલ્પો જ ઉપર ઉપર હોય છે. વળી તે સૌધર્મ વગેરે કલ્પો એક પ્રદેશમાં નથી, તીર્છા પણ નથી, અથવા નીચે વર્તતા નથી, પરંતુ નિર્દેશ પ્રમાણે ઉપર ઉપર છે, એમ જાણવું.

૦ આ પ્રમાણે જ તિર્યગ્લોકથી ઉંચે અસંખ્યાત યોજન ઉપર મેરુથી ઉપલક્ષિત દક્ષિણના અર્ધાભાગમાં વ્યવસ્થિત સૌધર્મકલ્પ આવે છે. મેરુથી ઉપલક્ષિત ઉત્તરદિશાના ભાગમાં વ્યવસ્થિત ઉપરના અગ્રભાગે થોડા ઉચ્છ્રિતતર ઐશાનકલ્પ છે. સૌધર્મ ઉપર બહુ યોજનના ઉંચે સમશ્રેણિમાં વ્યવસ્થિત 'સનત્કુમાર' છે. ઐશાન ઉપર ઇષત્ સમુચ્છ્રિત (ઉંચો) ઉપરની કોટિવાળો 'માહેન્દ્ર' છે. સનત્કુમાર અને માહેન્દ્ર ઉપર ઘણા યોજનની પછીથી મધ્યમાં 'બ્રહ્મલોક' નામક કલ્પ આવે છે. તેનાથી ઉપર બહુ યોજનના અંતરે ઉપર ઉપર 'લાન્તક-મહાશુક્ર-સહસ્રાર'રૂપ ત્રણ કલ્પો છે. ત્યાંથી ઘણા યોજનથી ઉંચે સૌધર્મ-ઐશાનકલ્પની માફક 'આનત-પ્રાણત' નામક બે કલ્પો આવે છે. તે બંને ઉપર સમશ્રેણિમાં સનત્કુમાર-માહેન્દ્રકલ્પની માફક 'આરણ-અચ્યુત' નામક બે કલ્પો વ્યવસ્થિત છે. આમ બાર કલ્પો જાણવા.

अथ क्रमेण द्वादशकल्पेष्ववस्थितानां देवानां स्थितिमाह—

तत्र सौधर्मदेवस्योत्कृष्टतो द्विसागरोपममायुः, ईशानस्य किञ्चिदधिकं द्विसागरोपमं सनत्कुमारस्य सप्तसागरोपमं माहेन्द्रस्य किञ्चिदधिकं तत्, अग्रिमाणाञ्च दशचतुर्दशसप्तदशाष्टादशैकोनविंशतिविंशत्येकविंशतिद्वाविंशतिसागरोपमाणि । जघन्यतस्सौधर्मस्य पल्योपमं,

**ईशानस्य किञ्चिदधिकं पल्योपमं, अग्रे तु यदधोऽधो देवानामुत्कृष्टमायुरुपरितनदेवानां तज्जघन्यम् ॥ सूत्र-३८ ॥**

तत्रेति । तत्-सप्तसागरोपमं, अग्रिमाणाञ्चेति, ब्रह्मलोकस्थस्य दशसागरोपमाणि, लान्तकस्थस्य चतुर्दशसागरोपमाणि, महाशुक्रस्थस्य सप्तदशसागरोपमाणि, सहस्रारस्थस्याष्टादशसागरोपमाणि, आनतस्थस्यैकोनविंशतिसागरोपमाणि, प्राणतस्थस्य विंशतिसागरोपमाणि, आरणस्थस्यैकविंशतिसागरोपमाणि, अच्युतस्थस्य द्वाविंशतिसागरोपमाणीति भावः । अथ जघन्यामेषां स्थितिमाह-जघन्यत इति, अग्रे त्विति, सनत्कुमारादीनामिति भावः शिष्टं स्फुटार्थम् ॥

હવે ક્રમથી બાર કલ્પોમાં અવસ્થિત દેવોની સ્થિતિ જણાવે છે.

**અવસ્થિત દેવોની સ્થિતિ.**

**ભાવાર્થ**-"ત્યાં સૌધર્મદેવની ઉત્કૃષ્ટથી બે સાગરોપમના આયુષ્યની સ્થિતિ છે. ઈશાનનું કાંઈક અધિક બે સાગરોપમવાળું આયુષ્ય છે. સનત્કુમારનું સાત સાગરોપમનું આયુષ્ય છે. માહેન્દ્રનું કાંઈક અધિક સાત સાગરોપમનું આયુષ્ય છે. આગળના દેવોનું. ૧૦-૧૪-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨ સાગરોપમના આયુષ્યો છે. જઘન્યથી સૌધર્મદેવનું એક પલ્યોપમનું અને ઈશાનનું કાંઈક અધિક પલ્યોપમનું આયુષ્ય છે. આગળ તો જે નીચે નીચેના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય, તે ઉપર ઉપરના દેવોનું જઘન્ય આયુષ્ય જાણવું."

**વિવેચન**-આગળના દેવોનું એટલે બ્રહ્મલોકસ્થ દેવનું દશ સાગરોપમનું, લાન્તકસ્થ દેવનું ચૌદ સાગરોપમનું, મહાશુક્રસ્થ દેવનું ૧૭ સાગરોપમનું, સહસારસ્થ દેવનું ૧૮ સાગરોપમનું, આનતસ્થ દેવનું ૧૯ સાગરોપમનું, પ્રાણતસ્થ દેવનું ૨૦ સાગરોપમનું, આરણસ્થ દેવનું ૨૧ સાગરોપમનું અને અચ્યુતસ્થ દેવનું ૨૨ સાગરોપમનું આયુષ્ય છે. બાકીનું બધું સ્પષ્ટ છે.

अथाहमिन्द्राणां निवासस्थानमाह—

**ततश्चोपर्युपरि त्रयोविंशतिसागरोपमादेकैकाधिकसागरोपमाधिकोत्कृष्टायुष्काणां तदधो देवोत्कृष्टजघन्यायुष्काणां देवानां सुदर्शनसुप्रतिबद्धमनोरमसर्वभद्रविशालसुमनससौमनसप्रीतिकरादित्यभेदतो लोकपुरुषस्य ग्रीवाप्रदेशस्थाः कण्ठाभरणभूता नव ग्रैवेयकाभिख्याः स्थानविशेषास्सन्ति ॥ सूत्र-३९ ॥**

ततश्चेति । कल्पोर्ध्वमित्यर्थः, त्रयोविंशतिसागरोपमादिति, आरभ्येति शेषस्तथा च सुदर्शनस्य परा स्थितिस्त्रयोविंशतिसागरोपमं, सुप्रतिबद्धस्यैकाधिकं चतुर्विंशतिसागरोपमं मनोरमस्य पञ्चविंशतिसागरोपमं सर्वभद्रस्य षड्विंशतिसागरोपमं विशालस्य सप्तविंशतिसागरोपमं सुमनसस्याष्टाविंशतिसागरोपमं सौमनसस्यैकोनत्रिंशत्सागरोपमं प्रीतिकरस्य त्रिंशत्सागरोपमं, आदित्यस्य एकत्रिंशत्सागरोपमं भवतीति भावः, तदधोदेवेति, यस्य देवस्याधो यो देवो वर्त्तते तस्य यदुत्कृष्टमायुस्तदेवोर्ध्वस्थस्य

जघन्यं यथा सुदर्शनस्याधोऽच्युतदेवस्तस्योत्कृष्टमायुर्द्वाविंशतिसागरोपमं तदेव सुदर्शनस्य जघन्यमित्येवं भाव्यम्, लोकपुरुषस्येति, ग्रीवेव ग्रीवा लोकपुरुषस्य त्रयोदशरज्जुपरिवर्त्तिप्रदेशस्तन्निविष्टतयाऽतिभ्राजिष्णुतया च तदाभरणभूता ग्रैवेयका नवात्मका इति नव ग्रैवेयका उच्यन्ते इति भावः ॥

હવે અહમિન્દ્ર દેવોના સ્થિતિની સાથે નિવાસસ્થાનોને કહે છે.

## સ્થાનવિશેષો.

**ભાવાર્થ**-"તે કલ્પથી ઉપર ઉપર તેવીશ સાગરોપમથી (આગળ) એક એક અધિક સાગરોપમ અધિક ઉત્કૃષ્ટ આયુષ્યવાળા, તેના નીચેના દેવનું જે ઉત્કૃષ્ટ આયુષ્ય છે, તે જ જઘન્ય આયુષ્યવાળા દેવોના, સુદર્શન-સુપ્રતિબદ્ધ-મનોરમ-સર્વભદ્ર-વિશાલ-સુમનસ-સૌમનસ-પ્રીતિકર-આદિત્યના ભેદથી લોકપુરુષના ગ્રીવાપ્રદેશમાં રહેલા કંઠના આભરણભૂત નવ સંખ્યાવાળા ગ્રૈવેયક નામવાળા સ્થાનવિશેષો છે."

**વિવેચન**-કલ્પથી ઉચે સુદર્શનની ઉત્કૃષ્ટ સ્થિતિ તેવીશ સાગરોપમની છે. તેનાથી એક અધિક એટલે ૨૪ સાગરોપમની સુપ્રતિબદ્ધની સ્થિતિ છે. મનોરમની ૨૫ સાગરોપમની, સર્વભદ્રની ૨૬ સાગરોપમની, વિશાલની ૨૭ સાગરોપમની, સુમનસની ૨૮ સાગરોપમની, સૌમનસની ૨૯ સાગરોપમની. પ્રીતિકરની ૩૦ સાગરોપમની અને આદિત્યની ૩૧ સાગરોપમની સ્થિતિ હોય છે.

૦ જે દેવની નીચે જે દેવ છે, તેનું જે ઉત્કૃષ્ટ આયુષ્ય છે, તે જ ઊર્ધ્વસ્થ દેવનું જઘન્ય આયુષ્ય છે. જેમ કે-સુદર્શનની નીચે અચ્યુતદેવ છે, જેમનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨ સાગરોપમનું છે. તે જ સુદર્શનનું જઘન્ય આયુષ્ય છે. આમ આ પ્રમાણે વિચારવું.

૦ લોકપુરુષની ગ્રીવાની માફક ગ્રીવા ૧૩ રજ્જુના ઉપર વર્તનારો પ્રદેશ છે. તે ગ્રીવાના સ્થાનમાં નિવિષ્ટપણું હોવાથી, અત્યંત સુશોભિતપણું હોઈ તેના આભરણભૂત નવ સંખ્યાત્મક ગ્રૈવેયકો કહેવાય છે.

सम्प्रति विजयादीनाह—

ततश्चोपरि पूर्वादिक्रमेण विजयवैजयन्तजयन्तापराजितानि विमानानि सन्ति । मध्ये च सर्वार्थसिद्धविमानम् । आद्यचतुर्विमानस्थानामुत्कृष्टतो द्वात्रिंशत्सागरोपमं जघन्यत एकत्रिंशत्सागरोपममायुः । सर्वार्थसिद्धस्थानान्तु जघन्याभावेनोत्कर्षेण त्रयस्त्रिंशत्सागरोपमायुः । आद्यस्थानद्वयं घनोदधिप्रतिष्ठं तदुपरि स्थानत्रयं वायुप्रतिष्ठं तदुपरि स्थानत्रयञ्च घनोदधिघनवातप्रतिष्ठं शेषाणि च गुरुलघुगुणवत्त्वादाकाशप्रतिष्ठानि ॥ सूत्र-४० ॥

विजयादीनां मध्य इत्यर्थः, सर्वेऽभ्युदयार्थाःसिद्धा येषामिति सर्वार्थसिद्धास्तेषां विमानमित्यर्थः, एभ्य ऊर्ध्वं विमानानामभावादेतानि अनुत्तरविमानान्युच्यन्ते । एतेषां जघन्योत्कृष्टस्थिती आह आद्येति, विजयवैजयन्तापराजितदेवानामित्यर्थः, सर्वार्थसिद्धानान्त्विति तु शब्देन द्योतितं विशेषमाह जघन्याभावेनेति । सर्वार्थसिद्धं संख्येयविस्तृतं शेषाणि चत्वार्य्यसंख्येयविस्तृतानि, विमानप्रस्तटाश्च सौधर्मैशानयोस्त्रयोदश सनत्कुमारमाहेन्द्रयोर्द्वादश ब्रह्मलोके षट् लान्तके पञ्च शुक्रे चत्वारः, एवं सहस्रारे, आनतप्राणतयोश्चत्वारः, एवमारणाच्युतयोः, ग्रैवेयकेष्वधस्तनमध्यमोपरिमेषु प्रत्येकं त्रयः, अनुत्तरेष्वेकः इति द्विषष्टिस्ते भवन्ति । सौधर्मैशानयोर्विमानानि पञ्चवर्णानि, सनत्कुमारमाहेन्द्रयोश्चतुर्वर्णानि कृष्णवर्णाभावात् । ब्रह्मलोकलान्तकयोः त्रिवर्णानि कृष्णनीलवर्णाभावात्, महाशुक्रसहस्रारयोर्द्विवर्णानि कृष्णनीलहारिद्रवर्णाभावात्, आनतप्राणतारणाच्युतकल्पेषु एकवर्णानि शुक्लवर्णस्यैकस्यैव भावात्, ग्रैवेयकविमानान्यनुत्तरविमानानि च परमशुक्लानि निखिलानि च विमानानि नित्योद्योतानि नित्यालोकानि स्वयंप्रभाणि चेति । ननु आगमे पृथिवीनामष्टसंख्याकत्वस्यैवोक्तत्वेनाधोलोके सप्तानां मुक्तिस्थाने ईषत्प्राग्भारनाम्न्याः पृथिव्यास्सत्त्वेन सौधर्मादिदेवविमानानामन्तराले पृथिव्यभावेनैतानि किं प्रतिष्ठानीत्यत्राहाद्यस्थानद्वयमिति, सौधर्मैशानविमानव्रजद्वयमित्यर्थः, जगत्स्वभावादेवासौ घनोदधिर्न स्पन्दते विमानान्यपि तत्रस्थानि न कदाचन जीर्यन्ति । तदुपरि स्थानत्रयमिति सनत्कुमारमाहेन्द्रब्रह्मलोकत्रयमित्यर्थः । वायुप्रतिष्ठमिति, अतिनिचिते निश्चले घनवाताख्ये वातसञ्चये लब्धप्रतिष्ठमित्यर्थः । तदुपरि स्थानत्रयञ्चेति, लान्तकमहाशुक्रसहस्रारस्थानत्रयमित्यर्थः । शेषाणीति, आनतप्राणतारणाच्युतविमानानि नव ग्रैवेयकाणि अनुत्तरविमानानि चेत्यर्थः आकाशप्रतिष्ठानीति, तत्र हेतुमाह गुरुलघुगुणवत्त्वादिति, ऊर्ध्वाधोगतिस्वभावविरहेणाकाशप्रतिष्ठानीत्यर्थः ॥

## विજય આદિનું નિરૂપણ.

**ભાવાર્થ**-"ગ્રૈવેયકના ઉપર પૂર્વ આદિ ક્રમથી વિજય-વૈજયંત-જયન્ત-અપરાજિત વિમાનો છે અને મધ્યમાં સર્વાર્થસિદ્ધ વિમાન છે. પ્રથમના ચાર વિમાનમાં રહેલાઓનું ઉત્કૃષ્ટથી ૩૨ સાગરોપમનું અને જઘન્યથી ૩૧ સાગરોપમનું આયુષ્ય છે. સર્વાર્થસિદ્ધમાં રહેલાઓનું તો જઘન્ય નહિ હોવાથી ઉત્કૃષ્ટથી ૩૩ સાગરોપમનું આયુષ્ય છે. પહેલાના બે સ્થાન ઘનોદધિના આધારે પ્રતિષ્ઠિત છે. તેના ઉપર ત્રણ સ્થાનો વાયુના આધારે પ્રતિષ્ઠિત છે, તેના ઉપર ત્રણ સ્થાનો ઘનોદધિ-ઘનવાતના આધારે પ્રતિષ્ઠિત છે અને બાકીના વિમાનો ગુરૂલઘુગુણવાળા હોઈ આકાશના આધારે પ્રતિષ્ઠિત છે."

**વિવેચન**-નવ ગ્રૈવેયકોના ઉપર પૂર્વાદિ ક્રમથી એટલે પૂર્વદિશામાં વિજય, દક્ષિણમાં વૈજયન્ત, પશ્ચિમમાં જયંત અને ઉત્તરમાં અપરાજિત વિમાનો છે. દેવોના પણ એ પ્રમાણેજ નામો છે.

---

१. एतान्यावलिकाप्रविष्टान्येव, मध्यवर्तिसर्वार्थसिद्धविमान वृत्तं, शेषाणि विजयादीनि चत्वार्यपि त्र्यस्राणि ।

० જેઓથી અભ્યુદયના વિઘ્નના હેતુઓ જીતાયા છે અને જેઓ હારેલા નથી, તે દેવો અને તે વિમાનો પણ તે નામવાળા છે.

० મધ્યમાં એટલે વિજય આદિના મધ્યમાં.

० સઘળા અભ્યુદયના અર્થો જેઓના સિદ્ધ થયા છે, માટે સર્વાર્થસિદ્ધો કહેવાય છે. તેઓનું વિમાન 'સર્વાર્થસિદ્ધ વિમાન' કહેવાય છે. આ વિમાનોથી ઉંચે વિમાનોના અભાવથી 'અનુત્તરવિમાનો' કહેવાય છે. (આ વિમાનો આવલિકામાં પ્રવિષ્ટ જ છે. મધ્યવર્તી સર્વાર્થસિદ્ધ વિમાન વૃત્ત (ગોળ) છે, બાકીના વિજય વગેરે ચાર પણ ત્રણ ખૂણિયા છે.)

० સર્વાર્થસિદ્ધોને તો જઘન્યનો અભાવ હોવાથી ઉત્કૃષ્ટ જ આયુષ્ય છે.

० સર્વાર્થસિદ્ધ વિમાન સંખ્યાત વિસ્તૃત છે, બાકીના ચાર વિમાનો અસંખ્યાત વિસ્તૃત છે.

० વિમાનના પ્રસ્તટો (પ્રતરો) સૌધર્મ અને ઇશાનના ૧૩, સનત્કુમાર અને માહેન્દ્રના ૧૨, બ્રહ્મલોકમાં ૬, લાન્તકમાં ૫, શુક્રમાં ૪ અને સહસ્રારમાં-આનત-પ્રાણતમાં ૪ છે. આ પ્રમાણે આરણ-અચ્યુતમાં જાણવું. ગ્રૈવેયકોમાં નીચેના, મધ્યના અને ઉપરના દરેક વિમાનોમાં ૩ તથા અનુત્તરોમાં ૧-એમ ૬૨ પ્રસ્તટો છે.

० સૌધર્મ અને ઇશાનના વિમાનો પાંચ વર્ણના છે. સનત્કુમાર અને માહેન્દ્રના વિમાનો ચાર વર્ણવાળા છે, કેમ કે-કૃષ્ણવર્ણનો અભાવ છે. બ્રહ્મલોક અને લાન્તકના વિમાનો ત્રણ વર્ણવાળા છે, કેમ કે-કૃષ્ણ અને નીલવર્ણનો અભાવ છે. મહાશુક્ર અને સહસ્રારમાં વિમાનો બે વર્ણવાળા છે, કેમ કે-કૃષ્ણ-નીલ-હારિદ્ર (પીળો) વર્ણનો અભાવ છે. આનત-પ્રાણત-આરણ-અચ્યુતકલ્પોમાં વિમાનો એક વર્ણવાળા છે, કેમ કે-એક શુક્લવર્ણનો જ સદ્ભાવ છે. ગ્રૈવેયકવિમાનો અને અનુત્તરવિમાનો પરમ શુક્લ છે તથા સકલ વિમાનો નિત્ય્ પ્રકાશવાળા અને સ્વયં પ્રભાવાળા છે.

શંકા-આગમમાં પૃથિવીઓ આઠ છે-એમ કહેલું છે. અધોલોકમાં સાત અને મુક્તિસ્થાનમાં ઇષત્પ્રાગ્ભારા નામની આઠમી પૃથિવી છે. સૌધર્મ આદિ દેવવિમાનોના અંતરાલ(મધ્ય)માં પૃથિવી નહિ હોવાથી આ દેવવિમાનો કોના આધારે રહેલા છે? આના સમાધાનમાં કહે છે કે-'પહેલાના બે સ્થાન' એટલે સૌધર્મ અને ઐશાનના બે સમુદાયો ઘનોદધિના આધારે છે.

० જગતના સ્વભાવથી જ આ ઘનોદધિ કંપિત-ચલિત થતો નથી. ત્યાં રહેલા વિમાનો પણ કદાચિત્ જીર્ણ-જૂના થતા નથી.

० 'તેના ઉપર ત્રણ સ્થાનો છે.' એટલે સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મલોક એમ ત્રણ સ્થાનો, અતિ ગાઢ-નિશ્ચળ ઘનવાત નામના વાતસમુદાયના આધારે પ્રતિષ્ઠિત છે.

० 'તેના ઉપર ત્રણુ સ્થાનો છે.' એટલે લાન્તક-મહાશુક્ર-સહસ્રારરૂપ ત્રણુ સ્થાનો ઘનોદધિ-ઘનવાતના આધારે છે.

० 'શેષ' એટલે આનત-પ્રાણુત-આરણુ-અચ્યુતવિમાનો, ગ્રૈવેયકો અને અનુત્તર-વિમાનો આકાશના આધારે પ્રતિષ્ઠિત છે. ત્યાં હેતુને કહે છે કે-'ગુરૂલઘુગુણુવાળા હોવાથી એટલે કે-ઉંચે કે નીચે ગતિના સ્વભાવનો અભાવ હોવાથી આકાશના આધારે પ્રતિષ્ઠિત છે.

ग्रैवेयकेषु अनुत्तरविमानेषु ये देवा वसन्ति ते कल्पातीता उच्यन्त इत्याह—

**ग्रैवेयकेषु अनुत्तरे च कल्पातीता देवा निवसन्ति ॥ सूत्र-४१ ॥**

**ग्रैवेयकेष्विति ।** कुलकुक्षिग्रीवाभ्यः श्वास्यलङ्कारेष्विति ढकञ्प्रत्ययः । सामानिकादिकल्पनाविरहादेते कल्पातीतास्तेषामहमिन्द्रत्वादिति भावः ॥

ગ્રૈવેયકોમાં અને અનુત્તરવિમાનોમાં જે દેવો વસે છે, તેઓ કલ્પાતીત કહેવાય છે. એ વિષયનું નિરૂપણુ કરે છે કે-

## ગ્રૈવેયકો અને અનુત્તરોનું નિરૂપણુ.

**ભાવાર્થ**-"ગ્રૈવેયકોમાં અને અનુત્તરોમાં કલ્પાતીત દેવો વસે છે."

**વિવેચન**-'કુલકુક્ષિગ્રીવા' શબ્દથી શ્વાન-અસિ-અલંકાર અર્થમાં ઢકञ્પ્રત્યય લાગવાથી જેમ કૌલેયક-કૌક્ષેયક બને છે, તેમ અલંકાર અર્થમાં ગ્રૈવેયક શબ્દની સિદ્ધિ થાય છે. સામાનિક આદિ કલ્પ-વ્યવસ્થાનો અભાવ હોવાથી કલ્પાતીત કહેવાય છે, કેમ કે-તેઓ અહમિન્દ્રો છે.

अथ सिद्धक्षेत्रमाह—

**तत ऊर्ध्वं द्वादशयोजनात्पञ्चचत्वारिंशल्लक्षयोजनपरिमाणा मध्ये चाष्टयोजनबाहल्याऽन्ते मक्षिकापक्षवत्कृशतरोत्तानातपत्राकारेषत्प्राग्भाराभिधानाऽष्टमी स्वच्छस्फटिकरूपा सिद्धशिलापराभिधाना पृथिवी ॥ सूत्र-४२ ॥**

**तत ऊर्ध्वमिति ।** अनुत्तरादूर्ध्वमित्यर्थः, काऽस्तीत्यत्राह-ईषत्प्राग्भाराभिधानाऽष्टमी पृथिवीति, ईषदल्पो रत्नप्रभाद्यपेक्षया प्राग्भार उच्छ्रायादिलक्षणो यस्याः सा ईषत्प्राग्भारा, ऊर्ध्वलोकाग्रस्था सिद्धानां निवासभूताऽष्टमी पृथिवीत्यर्थ । द्वादशयोजनादिति, सर्वार्थसिद्धविमानस्य द्वादशभिर्योजनैरूर्ध्वं वर्त्तमानेत्यर्थः । अस्या विस्तारमाह पञ्चचत्वारिंशदिति, आयामविष्कम्भाभ्यामिति बोध्यम् । मनुष्यक्षेत्रपरिमाणमिदं बोध्यम्, मध्य इति बहुमध्यदेशभाग इत्यर्थः, उच्चैस्त्वमाहाष्टयोजनबाहल्येति, तर्हि सर्वासु दिक्षु विदिक्षु च कथमित्यत्राहान्त इति परितः प्रान्तभाग इत्यर्थः, मध्यतः प्रदेशहान्या

१. ईषद् अल्पो योजनाष्टकबाहल्यपञ्चचत्वारिंशल्लक्षविष्कम्भात् प्राग्भारः पुद्गलनिचयो यस्याः सेषत्प्राग्भारा अष्टमी पृथिवी, शेषपृथिव्यो हि रत्नप्रभाद्याः महाप्राग्भाराः अशीत्यादिमहस्राधिकयोजनलक्षबाहल्यत्वात् ऊर्ध्वलोकस्य चूडाकल्पेयमिति ॥

परिहीयमाणा सर्वेषु चरमान्तेषु मक्षिकापत्रतोऽप्यतितन्वी बाहल्येनाङ्गुलासङ्ख्येयभागमितेति भावः। पृथिव्या अस्या आकारमाहोत्तानातपत्राकारेति, उत्तानीकृतच्छत्रसंस्थानवत्संस्थितेत्यर्थः घृतपूर्णतथाविधकरोटिकाकारा वा बोध्या। अस्याः स्वरूपमाह स्वच्छस्फटिकरूपेति, निर्मलस्फटिकमृणालचन्द्रकरजस्तुपारहिमगोक्षीरहारवर्णा श्वेतसुवर्णमयीति भावः। अस्या नामधेयान्तरमाह सिद्धशिलापराभिधानेति, सिद्धक्षेत्रस्य प्रत्यासन्नतयोपचारात्सिद्धानां शिलाऽऽधारभूता सिद्धशिला, तथा लोकाग्रस्तूपिका सर्वेषां प्राणभूतजीवसत्त्वानामुपद्रवकारित्वाभावात्सर्वप्राणभूतजीवसत्त्वसुखावहा मुक्तानामाश्रयत्वान्मुक्तालयेत्यादिनामानि भाव्यानि ॥

## સિદ્ધક્ષેત્રનું વર્ણન.

**ભાવાર્થ**-"તેનાથી બાર યોજન ઉંચે ૪૫ લાખ જોજન પરિમાણવાળી અને મધ્યમાં ૮ જોજન જાડાઈવાળી, અંતમાં મક્ષિકા(માખ)ની પાંખની માફક કૃશતર (અત્યંત પાતળી) છત્તા-ચતા-છત્રના આકારવાળી, ઈષત્પ્રાગ્ભારા નામવાળી અને સ્વચ્છ સ્ફટિક રૂપવાળી સિદ્ધશિલારૂપ બીજા નામવાળી પૃથિવી છે."

**વિવેચન**-અનુત્તરથી ઉંચે ઈષત્પ્રાગ્ભારા નામની આઠમી પૃથિવી છે. ઈષત્પ્રાગ્ભારા એટલે રત્નપ્રભા આદિની અપેક્ષાએ અલ્પ છે. ઉચ્છ્રાય (ઉંચાઈ) આદિ રૂપ પ્રાગ્ભાર જે પૃથિવીના છે, તે ઈષત્પ્રાગ્ભારા કહેવાય છે. આઠ યોજન જાડાઈ, ૪૫ લાખ જોજન વિષ્કંભથી (ઈષત્ એટલે અલ્પ છે. પ્રાગ્ભાર એટલે પુદ્ગલસમુદાય જે પૃથ્વીનો છે, તે ઈષત્પ્રાગ્ભારા આઠમી પૃથ્વી છે. ખરેખર, રત્નપ્રભા આદિ શેષ પૃથિવીઓ મહા પ્રાગ્ભારરૂપ છે, કેમ કે-એક લાખ, એંશી હજાર જોજનની જાડાઈ છે. ઊર્ધ્વ ચૂડા(શિખર-ચોટી)સમાન આ ઈષત્પ્રાગ્ભારા છે.) ઊર્ધ્વલોકના અગ્રભાગમાં રહેલી, સિદ્ધોના નિવાસભૂત આઠમી પૃથિવી છે.

○ સર્વાર્થસિદ્ધ વિમાનના બાર યોજને ઉંચે વર્ત્તમાન આઠમી પૃથ્વી છે.

○ મનુષ્યક્ષેત્રપ્રમાણ સમાન ૪૫ લાખ જોજનનું પરિમાણ આયામવિષ્કંભની અપેક્ષાએ છે, એમ જાણવું.

○ મધ્યમાં એટલે બહુ મધ્યદેશ ભાગમાં આઠ યોજન બાહલ્ય(જાડાઈ)વાળી આઠમી પૃથિવી છે.

○ સર્વ દિશા-વિદિશાઓમાં અર્થાત્ ચારેય બાજુ પ્રાન્તભાગમાં, મધ્યબિંદુથી સર્વ બાજુએ પ્રદેશહાનિથી ઘટતી ઘટતી છેડે માખીની પાંખ કરતાં પણ અત્યંત પાતળી, જાડાઈની અપેક્ષાએ અંગુલના અસંખ્યતમા ભાગ પરિમિતિ આ પૃથ્વી છે.

○ આ પૃથ્વીનો આકાર પહોળા મોઢાવાળી કથરોટમાં દૂધ ભરેલું હોય, તે પ્રમાણે ઉપરની સપાટી છે અને નીચેનો ભાગ કથરોટના નીચેના ભાગ જેવો કે ચતી (ઉંધી) રાખેલી છત્રી જેવો છે, એટલે ઉપરની સપાટીથી નીચેની જાડાઈ બરાબર વચ્ચે આઠ જોજન છે.

० निर्मळ स्फटिक, कमलनी नाळ, कपूरनी रज, तुषारहिम-गोक्षीर-श्वेत हारना वर्ण जेवी श्वेत-सुवर्णमयी ईषित्प्राग्भारा आठमी पृथिवी छे.

० सिद्धशिला एवा बीजा नामवाळी ईषित्प्राग्भारा नामनी पृथ्वी सिद्धिक्षेत्रनी अत्यंत नजीक होवाथी उपचारथी सिद्धोनी आधारभूत शिला 'सिद्धशिला' कहेवाय छे. ते 'लोकाग्रस्तूपिका' सर्व प्राण-भूत-जीव-सत्त्वोने उपद्रवकारी नहि होवाथी सर्व प्राण-भूत, जीव-सत्त्वोने सुख करनारी होवाथी 'लोकाग्रस्तूपिका' कहेवाय छे. मुक्त जीवोना आश्रयभूत होवाथी 'मुक्तालया' ईत्यादि नामो विचारवा.

ननु यदि सिद्धक्षेत्रस्य प्रत्यासन्नत्वात्सिद्धशिलेत्युच्यते तर्हि क्व सिद्धक्षेत्रमित्याह—

**तत ऊर्ध्वं चतुर्थगव्यूतिषष्ठभागे आलोकान्तं सिद्धानां निवासः ॥ सूत्र-४३ ॥**

**तत ऊर्ध्वमिति ।** सिद्धशिलाभिख्यपृथिव्या ऊर्ध्वमित्यर्थः, तस्याश्चोपरि योजनमेकं लोकस्ततोऽलोकः, योजनस्यास्याधस्तनक्रोशत्रयं विहाय परिशिष्टस्य चतुर्थक्रोशस्योपरितनषष्ठभागे त्रयस्त्रिंशदुत्तरधनुस्त्रिशतीसम्मिते धनुस्तृतीयभागाधिके सिद्धानां निवास इति भावः ॥

**शंका**-जो सिद्धिक्षेत्रनी अत्यंत नजीक होवाथी 'सिद्धशिला' कहेवाय छे, तो सिद्ध क्षेत्र क्यां? आना जवाबमां कहे छे के-

## सिद्धात्माओनो निवास.

**भावार्थ**-"तेनाथी ऊंचे चोथा कोशना छठ्ठा भागमां लोकना अंत सुधी सिद्ध आत्माओनो निवास छे."

**विवेचन**-सिद्धशिला नामनी पृथिवी उपर अर्थात् ते पृथ्वी उपर एक योजन सुधी लोक छे. त्यार बाद अलोक छे. आ योजन नीचे त्रण कोशने छोडी बाकीना चोथा कोशना उपर छठ्ठा भागमां एटले धनुष्यना त्रीजा भागथी अधिक ३३३ धनुष्य-प्रमाण चोथा कोशना छठ्ठा भागमां सिद्धोनो निवास छे.

सम्प्रति लोकस्योर्ध्वस्य देवलोकनियमतः किञ्चिदूनसप्तरज्जुमानं विशेषतः प्रदर्शयति—

**तत्र रुचकात्सौधर्मेशानौ यावत्सार्धरज्जुस्तत आसनत्कुमारमाहेन्द्रमेकरज्जुस्ततस्सहस्रारं यावत्सार्धं रज्जुद्वयं तस्मादच्युतं यावदेकरज्जुस्तत आलोकान्तं किञ्चिदूनैका रज्जुः॥सूत्र-४४॥**

**तत्रेति ।** उत्तानार्थं मूलम् ॥

हवे देवलोकना नियमथी ऊर्ध्वलोकनुं कांईक न्यून सात रज्जुनुं मान विशेषथी दर्शावे छे.

## रज्जुप्रमाण.

**भावार्थ**-"त्यां रुचकथी सौधर्म अने ईशान सुधी दोढ रज्जु थाय छे. त्यांथी सनत्कुमार अने माहेन्द्र सुधी एक रज्जु छे. त्यांथी सहस्रार सुधी अढी रज्जु थाय छे.

ત્યાંથી અચ્યુત સુધી એક રજ્જુ છે. ત્યાંથી લોકના અંત સુધી કાંઈક ન્યૂન એક રજ્જુ છે."

**વિવેચન**-મૂલ, સ્પષ્ટ અર્થવાળું હોઈ ટીકા કરેલ નથી.

अथ किं चतुर्दशरज्जुपरिमितेऽस्मिन् लोके सर्वत्र चातुर्गतिकानां जीवानां निवासो गमनागमनं वा भवेदथ वाऽस्ति कश्चित्प्रतिनियम इत्यत्राह—

**अधोलोकान्तादूर्ध्वलोकान्तं चतुर्दशरज्जुपरिमाणैकरज्जुविस्तृता त्रसनिवासस्थानरूपा त्रसनाडिकाऽस्ति, अस्या बहिरेकेन्द्रिया एव निवसन्तीति ॥ सूत्र–४५ ॥**

अधोलोकान्तादिति । स्पष्टम्, अस्या इति नाडिकाया इत्यर्थः, एवशब्देन तत्र द्वीन्द्रियादीनां निवासो नास्तीति सूच्यते । इतिशब्दो लोकनिरूपणसमाप्तिद्योतकः ॥

હવે ચૌદ રજ્જુપ્રમાણવાળા આલોકમાં સઘળે ઠેકાણે ચાર ગતિવાળા જીવોનો નિવાસ કે ગમનાગમન થાય કે કોઈ પ્રતિનિયમ છે? આના જવાબમાં કહે છે કે-

## ત્રસનાડીનું વર્ણન.

**ભાવાર્થ**-"અધોલોકના અંતથી માંડી ઊર્ધ્વલોકના અંત સુધી ચૌદ રજ્જુપરિમાણ-વાળી, (ઉંચાઈની અપેક્ષાએ) એક રજ્જુવિસ્તારવાળી અને ત્રસ જીવોના નિવાસસ્થાનરૂપ ત્રસનાડિકા છે. આ ત્રસનાડીની બહાર એકેન્દ્રિયો જ રહે છે."

**વિવેચન**-આ ત્રસનાડીની બહાર એકેન્દ્રિયો જ રહે છે. અહીં એવકાર શબ્દથી ત્રસનાડીની બહાર દ્વિન્દ્રીય આદિ ત્રસ જીવોનો નિવાસ નથી, એમ સૂચિત થાય છે. અહીં ઈતિ શબ્દ લોકના નિરૂપણુના સમાપ્તિનો દ્યોતક છે.

अथ बोधिदुर्लभभावनामाह—

**नरकादिषु मुहुर्मुहुः परिभ्रमतो मिथ्यादर्शनाद्युपहतचेतसः सम्यग्दर्शनादिनिर्मलार्हद्धा-र्मावाप्तिर्दुश्शक्येति परिचिन्तनं बोधिदुर्लभभावना । अतो बोधिप्राप्तावप्रमादी स्यात् ॥ सूत्र–४६ ॥**

नरकादिष्विति । बोधिर्जिनप्रणीतधर्मलाभः, सा त्रिविधा दर्शनज्ञानचारित्रबोधिभेदात्, आद्या दर्शनमोहनीयक्षयोपशमादिसम्पन्नश्रद्धानलाभरूपा, द्वितीया ज्ञानावरणक्षयोपशमभूता ज्ञानप्राप्तिः, तृतीया च चारित्रमोहनीयक्षयोपशमजा । संसारोऽयं ह्यनादिः, तत्र नरकतिर्यङ्मनुष्यामरभवगहनेषु कुलालचक्रवद्भम्भ्रम्यमाणस्य जन्तोः नैकविधैः कायवाङ्मानसैर्दुःखैरभितप्तस्याकामनिर्जरया कथमपि शुभं पुण्यं संप्राप्य त्रसत्वमवाप्तस्य सत्क्षेत्रादिसम्पदः प्राज्यराज्यसुखमवाप्तस्यापि रागद्वेषमोहमलिन-मानसत्वात्तत्त्वार्थेषु श्रद्धैव सर्वविदेशिताऽक्षयमोक्षसौख्यजननी दुःखेन भवति किमुत ज्ञानं चारित्रञ्च, यद्येकदाऽपि जीवेन बोधिर्लभ्यते तदा नैव भवपर्यटनं भवेदित्येवं चिन्तनं बोधिदुर्लभभावनेत्यर्थः । तत्फ-लमाहान इति, एवमनुचिन्तयतो नैव सम्यग्दर्शनादौ प्रमादस्स्यादिति भावः ॥

## બોધિદુર્લભ ભાવના.

**ભાવાર્થ**–"નરક આદિમાં વારંવાર પરિભ્રમણ કરનાર, મિથ્યાદર્શન આદિથી પ્રહત ચિત્તવાળાને સમ્યગ્દર્શન આદિથી નિર્મળ અર્હત્‌ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. એમ પરિચિંતન 'બોધિદુર્લભ ભાવના' કહેવાય છે. એથી બોધિની પ્રાપ્તિમાં અપ્રમાદી થાય !"

**વિવેચન**–બોધિ એટલે જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ. તે બોધિ દર્શનબોધિ, જ્ઞાન-બોધિ અને ચારિત્રબોધિના ભેદથી ત્રણ પ્રકારવાળી છે. પહેલી બોધિ દર્શનમોહનીયના ક્ષયો-પશમાદિ જન્ય તત્ત્વશ્રદ્ધાન–લાભરૂપ છે, બીજી બોધિ જ્ઞાનાવરણક્ષયોપશમજન્ય જ્ઞાનપ્રાપ્તિરૂપ છે અને ત્રીજી બોધિ ચારિત્રમોહનીયક્ષયોપશમજન્ય ચારિત્રલાભરૂપ છે.

૦ ખરેખર, આ સંસાર અનાદિ છે. તેમાં નરક-તિર્યંચ–મનુષ્ય–અમરભવરૂપ વનોમાં કુંભારચક્રની માફક રખડતા પ્રાણિને અનેક પ્રકારના શરીર–વચન–મનસંબંધી દુઃખોથી ચારેય બાજુથી તપેલાને, અકામનિર્જરાથી કોઈ પણ પ્રકારે પણ શુભ પુણ્ય સંપ્રાપ્ત કરી ત્રસપણાને પામેલાને તથા સત્(આર્ય)ક્ષેત્ર આદિ સંપદાઓને અને વિશાળ રાજ્યના સુખને પામેલાને પણ, રાગ–દ્વેષ–મોહથી મલિન મન હોવાથી સર્વજ્ઞકથિત અક્ષય મોક્ષના સુખની જનની તત્ત્વાર્થવિષયક શ્રદ્ધા જ દુર્લભ છે. તો પછી જ્ઞાન અને ચારિત્રની તો વાત જ શી કરવી ?

૦ જો એક વખત પણ જીવથી બોધિ મેળવાય, તો ભવનું પર્યટન ન જ થાય ! આવા પ્રકારનું ચિન્તન, એ 'બોધિદુર્લભ ભાવના' સમજવી.

૦ આ બોધિદુર્લભ ભાવનાને ભાવનારને સમ્યગ્દર્શન આદિમાં પ્રમાદ ન થાય ! આવું ઉત્તમ ફળ થાય છે.

अथान्तिमां धर्मस्वाख्यातभावनामाचष्टे—

**सम्यग्दर्शनमूलः पञ्चमहाव्रतसाधनो गुप्त्यादिविशुद्धिव्यवस्थानः संसारपारकरो धर्मः परमर्षिणाऽर्हता व्याख्यातः स्वयमप्यनुष्ठितश्चेत्येवं चिंतनं धर्मस्वाख्यातभावना। अस्याश्च धर्मे श्रद्धा गौरवं तदनुष्ठानासक्तिश्च जायत इति ॥ सूत्र–४७ ॥**

**सम्यगिति ।** सम्यग्दर्शनमेव मूलं यस्य धर्मस्य स इत्यर्थः पञ्चेति, पञ्चमहाव्रतानि साधनं यस्ये-त्यर्थः, गुप्त्यादिति, गुप्त्यादिपरिपालनमेव यस्य स्वरूपावस्थानं स इत्यर्थः, एवम्भूत एव धर्मः संसार-निस्तारक इत्याह संसारपारकर इति । स च भगवतार्हतैवामोघवचनेन व्याख्यात इत्याह परमर्षिणेति, न केवलं व्याख्यात एवापि तु स्वयमप्यनुष्ठित इत्याह स्वयमपीति, एवं विचिन्तयतः किं भवेदित्य-त्राहास्याश्चेति, एवं विचारणाया इत्यर्थः । इति शब्दो भावनासमाप्तिद्योतकः ॥

## ધર્મસ્વાખ્યાત ભાવના.

**ભાવાર્થ**–"સમ્યગ્દર્શનરૂપી મૂલવાળો, પંચમહાવ્રતરૂપી સાધનવાળો, ગુપ્તિ આદિની

વિશુદ્ધિની વ્યવસ્થાવાળો અને સંસારથી પાર કરનારો, પરમ ઋષિ શ્રી અરિહંત ભગવંતે કહેલો ધર્મ પોતે પણ કરેલો ધર્મ છે, આવું ચિંતન, એ 'ધર્મસ્વાખ્યાત ભાવના' કહેવાય છે. આ ભાવનાથી ધર્મમાં શ્રદ્ધા, ગૌરવ (બહુમાન) અને ધર્મના અનુષ્ઠાનમાં રસ પેદા થાય છે."

**વિવેચન**-સમ્યગ્દર્શન જ મૂલ જે ધર્મનું છે તે ધર્મ, જે ધર્મનું સાધન પાંચ મહાવ્રતો છે તે ધર્મ અને જે ધર્મનું સ્વરૂપ ગુપ્તિ આદિ પરિપાલન છે તે ધર્મ, આવો જ ધર્મ સંસારનિસ્તારક થાય છે. વળી તે ધર્મ અમોઘ વચનવાળા શ્રી અરિહંત ભગવંતે જ પ્રરૂપેલો છે. તેઓશ્રીએ ફક્ત કહેલો જ નથી, પરંતુ પોતે પણ આચરેલો છે. આ પ્રમાણે ભાવના ભાવનારને ધર્મમાં શ્રદ્ધા, બહુમાન અને ધર્મને કરવામાં પ્રીતિ-રસ પેદા થાય છે. અહીં ઇતિ શબ્દ ભાવનાના પ્રકરણની સમાપ્તિદ્યોતક છે.

सम्प्रति भिक्षुप्रतिमामाह—

**विशिष्टतपोऽभिग्रहो भिक्षुप्रतिमा, सा द्वादशविधा, आमासं विशिष्टस्थानावस्थितदात्र-विच्छिन्नसकृत्प्रदत्तान्नपानपरिग्रहा एकमासिकी प्रतिमा। एवं द्विमासादि यावत्सप्तमासं विशिष्टस्थानावस्थितव्यक्त्या क्रमेण द्वित्रिचतुःपञ्चषट्सप्तवारं प्रदत्तान्नपानपरिग्रहणरूपाः षट्प्रतिमा भाव्याः ॥ सूत्र-४८ ॥**

विशिष्टेति। भिक्षारुद्गमोत्पादनैषणादिशुद्धभिक्षाशीलस्य प्रतिमा प्रतिज्ञाविशेषः, भिक्षुशब्दस्त्वर-सात्सा प्रतिज्ञाऽऽहारविषया ग्राह्या, तथा च विशिष्टस्य तपस आहारादिनियमनरूपस्याभिग्रहः प्रति-ज्ञाविशेषो भिक्षुप्रतिमेत्यर्थः। तस्या भेदानाह सा चेति, मासिकी द्वैमासिकी त्रैमासिकी चातुर्मासिकी पञ्चमासिकी षाण्मासिकी सप्तमासिकी प्रथमसप्तरात्रिंदिवा द्वितीयसप्तरात्रिंदिवा तृतीयसप्तरात्रिंदिवा-ऽहोरात्रिकी एकरात्रिकी चेति द्वादशविधा सेत्यर्थः। तत्र मासिकीमाद्यां प्रतिमां वक्ति आमासमिति, यावन्मासपरिसमाप्तीत्यर्थः, विशिष्टेति, विशिष्टस्थानेऽवस्थितेन दात्राऽविच्छिन्नरूपेण सकृदेव दत्तस्या-न्नस्य पानस्य च परिग्रहरूपेत्यर्थः, एलूकस्यापवरकस्यैकं पादमन्तः परं बहिर्व्यवस्थाप्य ददत्या नो

१. भावभिक्षुर्द्विधा नोआगमत आगमतश्च, आगमतो भिक्षुशब्दार्थस्य ज्ञाता, उपयोगो भावनिक्षेप इति वचनात्, नोआगमतः सयतः भिक्षणशीलो भिक्षुरिति व्युत्पत्तेः, ननु भिक्षणशीलत्वं रक्तपटादावति-व्याप्तं तेषां भिक्षाजीवित्वेन भिक्षणशीलत्वात्, मैवं, तेषामनन्यगतिकत्वेन भिक्षाशीलत्वात्, अयम्भावः शब्दस्य निमित्तं द्विविधं व्युत्पत्तिनिमित्त प्रवृत्तिनिमित्तमिति, यथा गोशब्दस्य गमनक्रिया व्युत्पत्तिनिमित्तं, तदुपलक्षितञ्च सास्नादिमत्त्वं प्रवृत्तिनिमित्तं, तेन गच्छत्यगच्छति वा गवि गोशब्दः प्रवर्त्तते उभयावस्थाया-मपि प्रवृत्तिनिमित्तसद्भावात्। तथा प्रकृतेऽपि भिक्षाशीलत्वं व्युत्पत्तिनिमित्त, तदुपलक्षितञ्चेहपरलोकाऽऽशंसा-विप्रमुक्ततया यमनियमेषु व्यवस्थितत्वं प्रवृत्तिनिमित्तं, भिक्षमाणे अभिक्षमाणे वा भिक्षौ प्रवृत्तिनिमित्त-सद्भावात्स एव भिक्षुः न रक्तपटादिः, नवकोटयपरिशुद्धाहारभोजितया तेषु प्रवृत्तिनिमित्तस्याभावादिति ॥

गुर्विण्या नो बालवत्साया नवा बालकं क्षीरं पाययन्त्या हस्तेनाहारोऽत्र ग्रहीतुं कल्पते, एका अशनस्य पानीयस्य चैका दत्तिरेव ग्राह्या, दत्तिश्च करस्थाल्यादिभ्योऽव्यवच्छिन्नधारया या भिक्षा पतति सा, भिक्षाविच्छेदे च द्वितीया दत्तिर्भवति, प्रतिमामेनां प्रतिपन्नो भिक्षुर्नित्यं परिकर्मवर्जनाद्व्युत्सृष्टकायः, देवमानुषतिर्यग्योनिकृतपरिषहाणामविकृतभावेन सहनशीलः क्षमी भवेत् , नियमविशेषा अधिका आगमेभ्यः प्रतिपत्तव्याः । ईदृगक्रमविशेषेण द्वैमासिकी त्रैमासिकी चातुर्मासिकी पञ्चमासिकी षाण्मासिकी सप्तमासिकी च प्रतिमा विज्ञेयाः, परन्तु प्रथमातो द्वैमासिक्यादिषु एकैकदत्तिवृद्धिर्भवेदित्याशयेनाह एवमिति ॥

## ભિક્ષુપ્રતિમાનું વર્ણન.

**ભાવાર્થ**–"વિશિષ્ટ તપનો અભિગ્રહ, એ 'ભિક્ષુપ્રતિમા' કહેવાય છે. તે પ્રતિમા બાર પ્રકારની છે. માસ સુધી વિશિષ્ટ સ્થાનમાં અવસ્થિત દાતાએ અવિચ્છિન્ન એક વાર આપેલ અન્ન–પાનના ગ્રહણવાળી એકમાસિકી પ્રતિમા. એ પ્રમાણે બે માસથી માંડી સાત માસ સુધી વિશિષ્ટ સ્થાનમાં અવસ્થિત વ્યક્તિદ્વારા ક્રમથી બે વાર–ત્રણ વાર–ચાર વાર–પાંચ વાર–છ વાર આપેલ અન્ન–પાનના ગ્રહણરૂપ છ પ્રતિમાઓ વિચારવી."

**વિવેચન**–ભિક્ષુની એટલે ઉદ્‌ગમ–ઉત્પાદના–એષણા આદિથી શુદ્ધ ભિક્ષાના સ્વભાવવાળાની (ભાવભિક્ષુ નોઆગમથી અને આગમથી બે પ્રકારનો છે. આગમથી ભિક્ષુ શબ્દના અર્થનો જાણકાર, કેમ કે–'ઉપયોગ ભાવનિક્ષેપ' છે એવું વચન છે. નોઆગમથી સંયમવાળા ભિક્ષુ છે, કેમ કે–ભિક્ષણ સ્વભાવવાળો ભિક્ષુ એવી વ્યુત્પત્તિ છે.

**શંકા**–ભિક્ષણનો સ્વભાવ એ લક્ષણ તો લાલ વસ્ત્રધારીઓમાં અતિવ્યાપ્તિવાળું છે, કેમ કે–તેઓ ભિક્ષાથી જીવનારા હોઈ ભિક્ષાના સ્વભાવવાળા છે ને ?

**સમાધાન**–તેઓ અનન્ય ગતિથી ભિક્ષાસ્વભાવવાળા છે. અહીં આ ભાવ છે કે–શબ્દનું નિમિત્ત, વ્યુત્પત્તિનિમિત્ત અને પ્રવૃત્તિનિમિત્તના ભેદે બે પ્રકારનું છે. જેમ કે–ગો શબ્દમાં વ્યુત્પત્તિનિમિત્ત ગમનક્રિયા છે અને તેનાથી ઉપલક્ષિત સાસ્ના (ગલકંબલ) આદિ પ્રવૃત્તિનિમિત્ત છે. તેથી ચાલતી કે નહિ ચાલતી ગાયમાં ગો શબ્દ પ્રવર્તે છે, કેમ કે–બંને અવસ્થાઓમાં પ્રવૃત્તિનિમિત્તનો સદ્‌ભાવ છે. તેવી રીતે પ્રકૃતમાં પણ ભિક્ષા શબ્દ શીલત્વવ્યુત્પત્તિમાં નિમિત્ત છે. તેનાથી ઉપલક્ષિત આલોક–પરલોકની આશંસારહિતપણા પૂર્વક યમ–નિયમોમાં વ્યવસ્થિતપણું પ્રવૃત્તિનિમિત્ત છે. ભિક્ષા માંગતા કે ભિક્ષા નહિ પણ માંગતા ભિક્ષુમાં પ્રવૃત્તિનિમિત્તનો સદ્‌ભાવ હોવાથી તે જ ભિક્ષુ છે, લાલ વસ્ત્રધારી આદિ નહિ, કેમ કે–નવ કોટિથી અશુદ્ધ આહારના ભોક્તા હોઈ તે લાલ વસ્ત્રધારીઓમાં પ્રવૃત્તિનિમિત્તનો અભાવ છે.) પ્રતિમા એટલે પ્રતિજ્ઞાવિશેષ. ભિક્ષુ શબ્દના સ્વરસથી તે પ્રતિજ્ઞા આહારના વિષયવાળી લેવી. આહાર આદિ નિયમનરૂપ વિશિષ્ટ તપનો અભિગ્રહ–પ્રતિજ્ઞાવિશેષ 'ભિક્ષુપ્રતિમા' કહેવાય છે. તે ભિક્ષુપ્રતિમાના ભેદોને કહે છે કે–(૧) માસિકી,

(૨) દ્વૈમાસિકી, (૩) ત્રૈમાસિકી, (૪) ચાતુર્માસિકી, (૫) પંચમાસિકી, (૬) પાણ્માસિકી, (૭) સપ્તમાસિકી, (૮) પ્રથમ સપ્તરાત્રિંદિવા, (૯) દ્વિતીય સપ્તરાત્રિંદિવા, (૧૦) તૃતીય સપ્તરાત્રિંદિવા, (૧૧)અહોરાત્રિંકી અને (૧૨) એકરાત્રિકી; એમ બાર પ્રકારવાળી ભિક્ષુ-પ્રતિમા છે.

૦ એક માસની પરિસમાપ્તિ સુધી વિશિષ્ટ સ્થાનમાં રહેલા દાતાએ અવિચ્છિન્ન-રૂપે એક વારજ આપેલા અન્નના અને પાનના પરિગ્રહરૂપ પહેલી ભિક્ષુપ્રતિમા છે. જેમ ઓરડાની અંદર એક પગને અને બહાર બીજા પગને વ્યવસ્થિત કરીને ગર્ભવંતી નહિ, તેમજ બાલવત્સવાળી નહિ. બાળકને દૂધ નહિ પીવડાવનારી આપની બાઈના હાથે આહાર અહીં ગ્રહણ કરવો કલ્પે છે. એક અશનની અને એક પાણીની દત્તિજ લેવી. દત્તિ એટલે હાથ-થાળી આદિથી અવ્યવચ્છિન્ન ધારાથી જે ભિક્ષા પડે છે, તે દત્તિ કહેવાય છે. વળી ભિક્ષાના વિચ્છેદમાં બીજી દત્તિ થાય છે. આ પ્રતિમાને સ્વીકારનારો ભિક્ષુ હંમેશાં પરિકર્મ-સંસ્કારના વર્જનથી વ્યુત્સૃષ્ટ કાયાવાળો હોય છે. મનુષ્ય-તિર્યંચ-દેવે કરેલ પરીષહોને અવિકારભાવથી સહવાના સ્વભાવવાળો ક્ષમાધર થાય! અધિક નિયમવિશેષો આગમોથી જાણવા. આવા ક્રમવિશેષથી દ્વૈમાસિકી-ત્રૈમાસિકી-ચાતુર્માસિકી-પંચમાસિકી-પાણ્માસિકી અને સપ્ત માસિકી પ્રતિમા જાણવી. પરંતુ પ્રથમ કરતાં દ્વૈમાસિકી આદિમાં એક એક દત્તિની વૃદ્ધિ થાય!

अथाष्टमीमाह—

**सप्ताहोरात्रप्रमाणा एकान्तरनिर्जलोपवासात्मिका आचाम्लपारणारूपा ग्रामादिभ्यो बहि-रूर्ध्वमुखशयनाद्यासनस्थितिपूर्वकघोरोपसर्गसहनरूपा प्रतिमा अष्टमी ॥ सूत्र-४९ ॥**

सप्तेति । सप्त अहोरात्राणि प्रमाणं यस्यास्सा, एकान्तरेति, चतुर्थभक्तेन पानीयवर्जनेन च विशिष्टेत्यर्थः । ग्रामादिभ्य इति, आदिना नगरादीनां ग्रहणं, ऊर्ध्वमुखशयनादीनि, उत्तानशायित्व-मित्यर्थ आदिना पार्श्वशायित्वं निषण्णत्वं वा गृह्यते ॥

આઠમી ભિક્ષુપ્રતિમા.

एवं नवम्यादीनाह—

**उत्कटिकाद्यासनस्थितिपूर्विका पूर्वोक्तैव नवमी प्रतिमा । गोदोहिकाद्यासनस्थिति-पूर्विका तादृश्येव दशमी प्रतिमा ॥ सूत्र-५० ॥**

**उत्कटिकेति** । आदिना दण्डायतिकत्वं गृह्यते, पूर्वोक्तैवेति, तप पारणकं ग्रामाद्बहिर्वृत्तिश्चाष्टमसप्तमरात्रप्रतिमोक्तरूपैवेत्यर्थः । दशमीमाह गोदोहिकेति, गोदोहनप्रवृत्तस्येव पुतयोः पार्ष्णिभ्यां संयोगे अग्रपादतलाभ्यामवस्थानक्रिया गोदोहिकासनस्थितिः, तथा वामपादो दक्षिणस्योरोरुपरि दक्षिणपादश्च वामस्योरोरुपरि यत्र क्रियते दक्षिणकरतलस्योपरि वामकरतलं वामकरतलस्योपरि च दक्षिणकरतलमुत्तानं नाभिलग्नञ्च यत्र क्रियते तद्वीरासनं तथा वा संस्थितो भवेत्, यद्वा सिंहासनोपविष्टस्य भून्यस्तपादस्यापनीतसिंहासनस्येव यदवस्थानं तद्वीरासनं बोध्यम् । आम्रफलवद्वक्राकारेण वा तिष्ठेत्, तथा तपःपारणग्रामबहिर्निवासादिविधिः पूर्ववदेवेत्याह तादृश्येवेति, इमास्तिस्रः प्रतिमा एकविंशत्या दिवसैर्यान्तीति बोध्यम् ॥

## નવમી અને દશમી ભિક્ષુપ્રતિમા.

**ભાવાર્થ**-"ઉત્કટિક આદિ આસનપૂર્વક પૂર્વે કહેલી નવમી પ્રતિમા છે. ગોદોહિક આદિ આસન સ્થિતિપૂર્વક તેવી જ દશમી પ્રતિમા છે."

**વિવેચન**-બીજી સપ્તરાત્રિકી પ્રતિમામાં આરૂઢ થયેલાને તે જ ચોવિહારો ઉપવાસ આદિ અને આવું સ્થાન, દંડાયત-લગડશાયિતા-ઉત્કુટુક આસન આદિ છે. ત્રીજી પણ સપ્તરાત્રિકી પ્રતિમામાં આરૂઢ થયેલાને ચોવિહારો ઉપવાસ વગેરે આવું સ્થાન, ગોદોહિકા-વીરાસન-આમ્રકુબ્જતા છે. તપ-પારણું-ગ્રામ બહાર નિવાસ આદિ વિધિ પૂર્વની માફક સમજવો. આ ત્રણ પ્રતિમાઓ એકવીશ દિવસોથી પૂર્ણ થાય છે એમ જાણવું.

एकादशी द्वादशीञ्चाह—

**निर्जलषष्ठभक्तप्रत्याख्यानपूर्विका ग्रामाद्बहिश्चतुरङ्गुलान्तरचरणविन्यसनरूपा प्रलम्बितबाहुकायोत्सर्गकरणात्मिकाऽहोरात्रप्रमाणा प्रतिमैकादशी । अष्टमभक्तपानीया ग्रामाद्बहिरीषदवनमितोत्तरकाया एकपुद्गलन्यस्तदृष्टिकाऽनिमिषनेत्रा सुगुप्तेन्द्रियग्रामा दिव्यमानुषाद्युपसर्गसहनसमर्था कायोत्सर्गावस्थायिन्येकरात्रिकी प्रतिमा द्वादशी ॥ सूत्र-५१ ॥**

**निर्जलेति** । जलरहितस्य षष्ठभक्तस्य प्रत्याख्यानं कुर्वन्नित्यर्थः, षष्ठभक्तमुपवासद्वयरूपं तपः, तत्र ह्युपवासद्वये चत्वारि भक्तानि वर्ज्यन्ते, एकाशनेन च तदारभ्यते तेनैव च निष्ठां यातीत्येवं षष्ठभक्तप्रत्याख्यानं बोध्यम् । ग्रामाद्बहिरिति, ग्रामनगरादिभ्यो बहिश्चतुरङ्गुलान्तरे चरणौ विधाय प्रलम्बितभुजः कायोत्सर्गेऽवतिष्ठेत, षष्ठभक्तप्रत्याख्यानकरणादिनत्रयेणेयं प्रतिमा यातीति भावः । अथ द्वादशीमाहाष्टमभक्तेति, यस्यामुपवासत्रयरूपेण पानाहाररहितेनावस्थानं बहिश्च ग्रामादेरीषत्कुब्जो नद्या-

दिदुस्तटीस्थितो वा एकपुद्गलगतदृष्टिर्निर्निमेषलोचनो गुप्तसर्वेन्द्रियो दिव्यमानुषतिर्यग्विहितघोरोपद्रवसहिष्णुः क्रमौ जिनमुद्रया व्यवस्थाप्य कायोत्सर्गावस्थानावस्थितो भवेत् सैकरात्रिकी प्रतिमा, रात्रेरनन्तरमष्टमकरणाच्चतूरात्रिंदिवमाना स्यादिति भावः ॥

## અગિયારમી અને બારમી ભિક્ષુપ્રતિમા.

**ભાવાર્થ**-"ચોવિહારા છટ્ઠના પચ્ચક્ખાણપૂર્વક, ગ્રામથી બહાર ચાર અંગુલના અંતરે ચરણના સ્થાપનરૂપ, પ્રલમ્બિત બાહુવાળા કાઉસ્સગ્ગ કરવારૂપ અને અહોરાત્ર પ્રમાણવાળી અગિયારમી પ્રતિમા કહેવાય છે. ચોવિહારા અટ્ઠમ તપવાળી, ગ્રામથી બહાર થોડી નમાવેલી ઉત્તર કાયાવાળી, એક પુદ્ગલમાં સ્થાપિત દૃષ્ટિવાળી, અનિમિષ નેત્રવાળી, સારી રીતે ગુપ્ત ઈન્દ્રિયસમૂહવાળી, દેવકૃત-મનુષ્યકૃત આદિ ઉપસર્ગોને સહવામાં સમર્થ અને કાઉસ્સગ્ગમાં રહેવાવાળી એકરાત્રિકી પ્રતિમા, એ બારમી 'ભિક્ષુપ્રતિમા' કહેવાય છે."

**વિવેચન**-ચોવિહારા છટ્ઠનું પચ્ચક્ખાણ કરનારો, અહીં ષષ્ઠભક્ત એટલે બે ઉપવાસરૂપ તપ સમજવો. ત્યાં બે ઉપવાસમાં ચાર વખતના ભોજનનું વર્જન છે. વળી એકાશનથી તે આરંભાય છે અને એકાશનથી તે સમાપ્ત થાય છે. માટે છટ્ઠભક્તનું પચ્ચક્ખાણ જાણવું.

૦ ગ્રામ-નગર આદિથી બહાર ચાર આંગળના અંતરમાં બે પગ કરીને પ્રલંબિત બાહુવાળો કાઉસ્સગ્ગમાં રહે. છટ્ઠભક્તના પચ્ચક્ખાણ કરવાથી ત્રણ દિનથી આ પ્રતિમા પૂર્ણ થાય છે. એમ અગિયારમી પ્રતિમા.

૦ બારમી ભિક્ષુપ્રતિમામાં ચોવિહારા અટ્ઠમ તપથી રહેવાનું છે: અને ગ્રામ આદિથી બહાર થોડો નમેલો, અથવા નદી આદિના દુષ્ટ તટ ઉપર રહેલો, એક પુદ્ગલગત દૃષ્ટિવાળો, નિર્નિમેષ નયનવાળો, ગુપ્ત સર્વ ઈન્દ્રિયવાળો, દેવે-તિર્યંચે કે મનુષ્યે કરેલ ઘોર ઉપદ્રવને સહન કરનારો અને બે ચરણોને જિનમુદ્રાથી વ્યવસ્થિત કરી કાયોત્સર્ગની અવસ્થામાં રહેલો થાય! તે એકરાત્રિકી પ્રતિમા. તે રાત્રિ પછી અટ્ઠમ કરાતો હોઈ ચાર રાત્રિ-દિવસના પ્રમાણવાળી બારમી ભિક્ષુપ્રતિમા થાય!

अथेन्द्रियनिरोधमाह—

**तत्तद्विषयेभ्यस्तत्तदिन्द्रियाणां विरमणरूपाः पञ्चेन्द्रियनिरोधाः ॥ सूत्र-५२ ॥**

तत्तद्विषयेभ्य इति। स्पर्शरसगन्धवर्णशब्दात्मकविषयेभ्य आनुकूल्येन प्रतिकूल्येन वा प्राप्तेभ्यस्तत्तदिन्द्रियाणां स्पर्शनरसनघ्राणचक्षुश्श्रोत्ररूपाणां विरमणमासक्तिवैधुर्यमित्यर्थः, इन्द्रियाणां पञ्चविधत्वात्तन्निरोधोऽपि पञ्चविध इत्याशयेनोक्तं पञ्चेति। अनियंत्रितानि हीन्द्रियाणि पदे पदे क्लेशमहासागर एव पातयन्तीत्यतस्तन्निरोधोऽवश्यङ्करणीय इति भावः ॥

## ઈન્દ્રિયનિરોધનું નિરૂપણ.

**ભાવાર્થ**-"તે તે વિષયોથી તે તે ઈન્દ્રિયોના વિરમણરૂપ પાંચ ઈન્દ્રિયનિરોધો કહેવાય છે."

**વિવેચન**-અનુકૂળપણાએ કે પ્રતિકૂળપણાએ પ્રાપ્ત સ્પર્શ-રસ-ગંધ-વર્ણ-શબ્દરૂપ વિષયોથી, તે તે ઇન્દ્રિયોના સ્પર્શન-રસન-ઘ્રાણ-ચક્ષુ-શ્રોત્રરૂપ પાંચ ઇન્દ્રિયોથી વિરમણ એટલે આસક્તિનો અભાવ. ઇન્દ્રિયો પાંચ પ્રકારની હોઈ તેનો નિરોધ પાંચ પ્રકારનો છે. ખરેખર, અનિયંત્રિત ઇન્દ્રિયો પગલે પગલે ક્લેશ(દુઃખ)સાગરમાં જ પાડે છે, માટે તેનો નિરોધ અવશ્ય કરવાલાયક છે એમ જાણવું.

प्रतिलेखनामाचष्टे—

**आगमानुसारेण वस्त्रपात्रादीनां सम्यङ्निरीक्षणपूर्वकं प्रमार्जनं प्रतिलेखना ॥ सूत्र-५३ ॥**

**आगमेति ।** लिख अक्षरविन्यास इत्यस्य प्रतिपूर्वकस्य भावे ल्युटि प्रतिलेखनेति प्रयोगः, उपसर्गमहिम्ना धात्वर्थभेदेन शास्त्रानुसारेण वस्त्रादीनां निरीक्षणमर्थः सा च सर्वक्रियामूलभूता, अनेकप्रकारापि सा दिनचर्योपयोग्युपकरणविषयाऽत्रोक्ता वस्त्रपात्रादीति पदेन । कालत्रयभाविनी चैषा, रात्रेश्चतुर्थप्रहरे, दिनस्य तृतीयप्रहरान्ते, उद्घाटपौरुष्याश्चेति, तत्र प्रभाते उत्सर्गादिकरणानन्तरं प्रथमं वस्त्रविषया प्रतिलेखना, सापि मुखपोतिकारजोहरणनिषद्याद्वयचोलपट्टकल्पत्रिकसंस्तारकोत्तरपट्टरूपाणां दशानां भवति, दण्डकमपीति केचित् । अनुद्गत एव सूर्ये विधेयम्, तत्रोत्कटिकासनस्थो मुखपोतिकां प्रतिलिख्य प्रकाशदेशस्थो रजोहरणं प्रतिलिखति तत्र प्रभाते आतरी सूत्रमयीं निषद्यामपराह्णे तु बाह्यामूर्णामयीं प्रतिलिखेत्, ततश्चोलपट्टं ततस्त्रयोदशभिः प्रतिलेखनाभिः स्थापनाचार्यं प्रतिलिख्य स्थाने संस्थाप्य मुखवस्त्रिकां प्रतिलिखेत्, ततश्चैकेन क्षमाश्रमणेनोपधिसन्देशमाप्य द्वितीयेन तेनोपधिं प्रतिलिखेत्, तत्र पूर्वमौर्णं कल्पं ततस्सौत्रं कल्पद्वयं ततस्संस्तारकं ततश्चोत्तरपट्टमिति प्रतिलेखनाक्रमः । उपयुक्तस्सन्नेषां प्रत्युपेक्षणां कुर्यात्, तथा च षण्णामाराधको भवति, अकरणे च दोषाः । ततश्च जाते सूर्योदये शेषमप्युपधि प्रतिलिख्य वसतिं ततो दण्डं प्रमार्जयेत्, प्रतिलेखनं चक्षुषा निरीक्षणं प्रमार्जनञ्च रजोहरणादिभिरिति भेदेऽपि अविनाभावित्वेन तयोः प्रतिलेखनाशब्देनैव लक्षितं मूलेन । इति प्रातः प्रतिलेखना भाव्या । ततश्चरमपौरुष्यां प्राप्तायां पात्राणि प्रतिलेख्यानि, तृतीयप्रहरान्ते मुखवस्त्रिकाचोलपट्टगोच्छकपात्रप्रतिलेखनिकापात्रबन्धपटलरजस्त्राणपात्रस्थापनपात्रकपतद्ग्रहरजोहरणकल्पत्रिकाण्यनुक्रमं प्रत्युपेक्षणीयानि, तथाऽन्योऽप्यौपग्रहिकोपधिः प्रत्युपेक्षणीयः । उद्घाटपौरुष्याञ्च सप्तविधपात्रनिर्योगप्रत्युपेक्षणा भवति, तत्रासने समुपविष्टः प्रथमं मुखवस्त्रिकां प्रत्युपेक्ष्य गोच्छकं प्रत्युपेक्षते ततः पटलानि ततः पात्रकेसरिकां ततः पात्रबन्धं ततो रजस्त्राणं ततः पात्रं ततः पात्रस्थापनमिति, अत्र अरुणादावावश्यकं पूर्वमेव कृत्वा तत अरुणोद्गमसमये प्रत्युपेक्षणा क्रियते । अपरे त्वाहुः अरुणे उद्गते सति प्रभायां स्फुटितायां सत्यमावश्यकं पूर्वं कृत्वा ततः प्रत्युपेक्षणा क्रियत इति, अन्ये त्वाहुर्यदा परस्परं मुखानि विभाव्यते तदा प्रत्युपेक्षणा क्रियत इति, इतरे त्वाहुर्यस्यां वेलायां पाणिरेखा दृश्यन्ते तदानीमिति, वेलायाञ्च न्यूनायामधिकायां वा प्रत्युपेक्षणा न कार्या, तत्र जिनकल्पिकानामोघोपधिर्द्वा-

दशविधः, स्थविरकल्पिकानां चतुर्दशविधः, आर्याणां पञ्चविंशतिविधः । अत ऊर्ध्वं यथासम्भवमौपग्रहिकोपधिर्भवति ॥

## પ્રતિલેખનાનું વર્ણન.

**ભાવાર્થ**-"આગમના અનુસારે વસ્ત્ર-પાત્ર આદિનું સારી રીતે નિરીક્ષણપૂર્વક પ્રમાર્જન, એ 'પ્રતિલેખના' કહેવાય છે.

**વિવેચન**-'લિખધાતુ અક્ષરવિન્યાસના અર્થમાં છે. તે લિખધાતુ પ્રતિ ઉપસર્ગની સાથે છે. તેને ભાવમાં લ્યુટ્ (અન) પ્રત્યય લાગી સ્ત્રીલિંગમાં 'પ્રતિલેખના' એવો શબ્દ સિદ્ધ થાય છે. ઉપસર્ગના મહિમાથી ધાતુનો અર્થભેદ થતો હોવાથી શાસ્ત્રના અનુસારે વસ્ત્ર આદિનું નિરીક્ષણ, એવો અર્થ થાય છે. વળી તે પ્રતિલેખના સર્વ ક્રિયાની મૂળભૂત છે અને પ્રકાશવાળી પણ તે વસ્ત્ર-પાત્ર આદિ પદથી દિનચર્યામાં ઉપયોગી ઉપકરણ વિષયવાળી અહીં કહેલી છે.

૦ આ પ્રતિલેખના ત્રણ કાળમાં થનારી છે. (૧) રાત્રિના ચોથા પ્રહરમાં, (૨) દિવસના ત્રીજા પ્રહરના અંતમાં અને (૩) ઉઘાડા પોરસીમાં (ભણાવવાની પોરસીમાં). ત્યાં પ્રભાતમાં કાઉસ્સગ્ગ આદિ (છ આવશ્યક પ્રતિક્રમણ) કર્યા પછી પહેલાં વસ્ત્રવિષયક પ્રતિલેખના. તે પણ મુખવસ્ત્રિકા-રજોહરણ-બે નિષદ્યા-ચોલપટ્ટો-ત્રણ કલ્પ-સંથારો-ઉત્તરપટ્ટારૂપ દશની પ્રતિલેખના થાય છે. દંડાની પણ પ્રતિલેખના છે, એમ કેટલાક કહે છે. સૂર્યના ઉગ્યા પહેલાં તે કરવું જોઈએ.

૦ ત્યાં ઉત્કટિકા આસનમાં રહેલો, મુહપત્તિનું પડિલેહણ કરી પ્રકાશવાળા પ્રદેશમાં રહેલો ઓઘાને પડિલેહે છે. ત્યાં પ્રભાતમાં અંદરની સુતરાઉ નિષદ્યા (આસન) અપરાહ્નમાં (દિવસના પશ્ચિમ ભાગમાં) તો બહારની ઊનની નિષદ્યા(આસન)ને પડિલેહે. ત્યાર બાદ ચોલપટ્ટાને પડિલેહે. ત્યાર પછી તેર બોલ બોલી સ્થાપનાચાર્યને પડિલેહી, સ્થાનમાં મૂકી મુહપત્તિ પડિલેહે. ત્યાર બાદ એક ખમાસમણું દઈ 'ઉપધિ સંદિસાહું'-એમ આદેશ માગી બીજા ખમાસમણથી 'ઉપધિ પડિલેહું'-એમ આદેશ માગી ઉપધિનું પડિલેહણ કરે! તે પછી પહેલાં ઊનના કલ્પને (કંબલને), ત્યાર બાદ સુતરાઉ બે કલ્પને (ચાદરને), બાદ સંથારાને અને ત્યાર પછી ઉત્તરપટ્ટાને પડિલેહે. એમ પડિલેહનાનો ક્રમ છે.

૦ ઉપયોગવાળા બની આ દશ ઉપકરણોની પ્રતિલેખના કરે! તથાચ ષડ્જીવનિકાયનો આરાધક થાય છે. પ્રતિલેખના નહિ કરવામાં વિરાધનાદિ દોષો લાગે છે.

૦ ત્યાર બાદ સૂર્યનો ઉદય થયા પછી શેષ ઉપધિને પડિલેહી વસતિનું પ્રમાર્જન (કાજો કાઢવો-લેવો-પરઠવવો વગેરે પ્રમાર્જન) કરે અને દંડનું પ્રમાર્જન કરે!

૦ પ્રતિલેખન એટલે આંખથી જોવું અને રજોહરણ (ઓઘો-દંડાસણ) આદિથી પ્રમાર્જન (પૂંજવું આદિ) કહેવાય છે. આમ ભેદ હોવા છતાંય, તે બંને અવિનાભાવી હોઈ

પ્રતિલેખના શબ્દથી લક્ષિત મૂળથી સમજવું. આમ સવારની પ્રતિલેખના ભાવવી. ત્યાર પછી છેલ્લી પોરસી પ્રાપ્ત થયે છતે પાત્રાની પડિલેહણ કરવી. ત્રીજા પ્રહરના અંતે (૧) મુહપત્તિ, (૨) ચોલપટ્ટો, (૩)ગોચ્છક (પાત્રાં ઉપર બાંધવા માટે ગુચ્છા), (૪) પાત્રપ્રતિલેખનિકા (ચરવળી), (પાત્ર કેસરિકા પૂંજણી), (૫) પાત્રબંધ (ઝોળી), (૬) પટલ (પડલા-પલ્લા), (૭) રજસ્ત્રાણ (પાત્રના રક્ષણ માટેનું વસ્ત્ર), (૮) પાત્રસ્થાપન (પાત્રાં મૂકવા માટેનું ઊનનું વસ્ત્ર), (૯) પાત્રક (તરપણી વગેરે), (૧૦) પતદ્ગ્રહ (પાત્રાં-ગૃહસ્થના હાથમાંથી પડતી અશનાદિ વસ્તુ એ દ્વારા ગ્રહણ કરાય છે.), (૧૧) રજોહરણ (ઓઘો ધર્મધ્વજ છે.) અને (૧૨) ત્રણ કલ્પો (સાડાત્રણ હાથ લાંબું અને અઢીહાથ વિસ્તારવાળા, બે સુતરની ચાદરો તથા એક ઊનનું કંબલ-એમ ત્રણ કલ્પ કહેવાય છે.)નું ક્રમવાર પ્રતિલેખન-પ્રમાર્જન કરવું જોઈએ. તેમ જ બીજી પણ ઔપગ્રહિકા જે કારણપ્રસંગે સંયમના નિર્વાહ માટે ગ્રહણ કરાય, તે ઉપધિનું પડિલેહણ-પ્રમાર્જનાદિ કરવું.

० ઉઘાડા પોરસીમાં (સવારના પાત્રાના પડિલેહણની પોરસીમાં) સાત પ્રકારના પાત્રાની આજ્ઞા વિધિપૂર્વક પ્રતિલેખના થાય છે. ત્યાં આસન ઉપર બેઠેલો પહેલાં મુહપત્તિને પડિલેહી ગોચ્છાને પડિલેહે. ત્યાર બાદ પડલાને (પલ્લાને), ત્યાર પછી પાત્રકેસરિકાને (ચરવળી-પૂંજણીને), ત્યાર બાદ ઝોળીને, પછી રજસ્ત્રાણને, પછી પાત્રાને અને પછી પાત્રસ્થાપનને (ઊનના વસ્ત્રને) પડિલેહે. એવો બહુપ્રતિપૂર્ણા પોરસીના પડિલેહણનો ક્રમ છે.

० અહીં અરૂણોદયની આદિમાં પહેલાં જ આવશ્યક (પ્રતિક્રમણ) કરી પછી અરૂણ-(સૂર્ય)ના ઉગવાના સમયમાં પડિલેહણા કરાય છે. કેટલાક કહે છે કે-'સૂર્ય ઉગ્યા બાદ, પ્રભાત ફૂટયા બાદ પહેલાં આવશ્યક કરી, પછી પડિલેહણા કરાય છે.' બીજા કેટલાક કહે છે કે-'જ્યારે અરસપરસ મ્હોં દેખાય, ત્યારે પડિલેહણા કરાય છે.' બીજા કેટલાક કહે છે કે-'જે વેળામાં હાથની રેખા દેખાય, તે વખતે પડિલેહણ કરાય છે. વળી ન્યૂન કે અધિક વેળામાં પડિલેહણ ન કરવી.'

० ત્યાં જિનકલ્પિકને બાર પ્રકારની ઔધિક ઉપધિ છે, સ્થવિરકલ્પિકને ચૌદ પ્રકારની ઔધિક ઉપધિ છે અને સાધ્વીઓને પચીશ પ્રકારની ઔધિક ઉપધિ છે.

तत्र प्रतिलेखनाक्रमो विधियुत आगमादौ सुस्पष्टमुपपादितोऽत्र तु केवलं स्थानाशून्यार्थं तस्या वाक्योच्चारणात्मिकाया विशेषमादर्शयति—

**सा च सूत्रार्थतत्त्वश्रद्धानसम्यक्त्वमिश्रमिथ्यात्वमोहनीयवर्जनकामस्नेहदृष्टिरागपरिहारशुद्धदेवगुरुधर्मादरकुदेवकुगुरुकुधर्मपरिवर्जनज्ञानदर्शनचारित्रादरज्ञानदर्शनचारित्रविराधनापरिहारमनोवचनकायगुप्त्यादरमनोवाक्कायदण्डपरिहाररूपभावनागर्भितवचनोच्चारणपूर्वकवस्त्रादिनिरीक्षणप्रमार्जनरूपा पञ्चविंशतिप्रकारा विज्ञेया ॥ सूत्र-५४ ॥**

**सा चेति ।** इयञ्च प्रतिलेखनोपकरणविषया, सूत्रतदर्थयोः तत्त्वतः श्रद्धानमेकं, सम्यक्त्वमिश्र-

मिथ्यात्वमोहनीयानां वर्जनात्मकानीति त्रीणि, कामस्नेहदृष्टीनां रागस्य परिहार इति त्रीणि, शुद्धा ये देवगुरुधर्मास्तेषामादर इति त्रीणि, कुदेवकुगुरुकुधर्माणां परिवर्जनमिति त्रीणि, ज्ञानदर्शनचारित्राणामादर इति त्रीणि, ज्ञानदर्शनचारित्राणां विराधनायाः परिहार इति त्रीणि, मनोवचनकायानां गुप्तेरादर इति त्रीणि, मनोवाक्कायानां दण्डस्य परिहार इति त्रीणि, सर्वेषां मेलनेन पञ्चविंशतिवचनानामुच्चारणपुरस्सरं भावनया पञ्चविंशतिविधानां वस्त्रादीनां निरीक्षणपूर्वकं प्रमार्जनं विधेयमिति भेदानेतानादाय पञ्चविंशतिप्रकारा प्रतिलेखना प्रोक्ता, स्वसमये एषा सुप्रसिद्धेति नात्र विशेषतो विचार उपन्यस्यते ॥

આનાથી ઉપર સંભવ પ્રમાણે કારણિક, ઔપગ્રહિક ઉપધિ હોય છે. ત્યાં પ્રતિલેખનાનો ક્રમ વિધિસહિત આગમ આદિમાં અત્યંત સ્પષ્ટરૂપે ઉપપાદિત છે. અહીં તો ફક્ત સ્થાન-શૂન્ય ન રહે, માટે તે પ્રતિલેખનાના વાક્યના ઉચ્ચારણરૂપ (પચીશ બોલ) વિશેષને બતાવે છે.

## પચીશ પ્રકારની પ્રતિલેખના.

**ભાવાર્થ**-"તે પ્રતિલેખના, સૂત્ર અને સૂત્રાર્થની તત્ત્વથી શ્રદ્ધારૂપ એક, સમ્યક્ત્વ-મોહનીય-મિશ્રમોહનીય-મિથ્યાત્વમોહનીયના પરિહારરૂપ ત્રણ, કામરાગ-સ્નેહરાગ-દૃષ્ટિરાગના પરિહારરૂપ ત્રણ, શુદ્ધ દેવ-સુગુરુ-સુધર્મના આદરરૂપ ત્રણ, કુદેવ-કુગુરુ-કુધર્મના પરિવર્જન-રૂપ ત્રણ, જ્ઞાન-દર્શન-ચારિત્રના આદરરૂપ ત્રણ, જ્ઞાનવિરાધના-દર્શનવિરાધના-ચારિત્ર-વિરાધનાના પરિહારરૂપ ત્રણ, મનોગુપ્તિ-વચનગુપ્તિ-કાયગુપ્તિના આદરરૂપ ત્રણ અને મનોદંડ-વચનદંડ-કાયદંડના પરિહારરૂપ ત્રણ; આવી ભાવનાથી ગર્ભિત વચનના ઉચ્ચાર-પૂર્વક વસ્ત્ર આદિના નિરીક્ષણ-પ્રમાર્જનરૂપ પચીશ પ્રકારની જાણવી.

**વિવેચન**-સૂત્ર-અર્થ-તત્ત્વ કરી સદ્દહું (૧), સમકિતમોહનીય-મિશ્રમોહનીય-મિથ્યાત્વમોહનીય પરિહરું (૨), કામરાગ-સ્નેહરાગ-દૃષ્ટિરાગ પરિહરું (૩), શુદ્ધ દેવશુદ્ધ ગુરુ-સુધર્મ આદરું (૪), કુદેવ-કુગુરુ-કુધર્મ પરિહરું (૫), જ્ઞાન-દર્શન-ચારિત્ર આદરું (૬), જ્ઞાનવિરાધના-દર્શનવિરાધના-ચારિત્રવિરાધના પરિહરું (૭), મનગુપ્તિ-વચનગુપ્તિ-કાયગુપ્તિ આદરું (૮) અને મનદંડ-વચનદંડ-કાયદંડ પરિહરું; આવા પચીશ બોલપૂર્વક ભાવનાથી (પચીશ પ્રકારના) વસ્ત્ર આદિના નિરીક્ષણપૂર્વક પ્રમાર્જન કરવું. આમ આ ભેદોને લઈને પચીશ પ્રકારવાળી પ્રતિલેખના કહેલ છે. સ્વશાસ્ત્રમાં (શાસનમાં) આ પ્રતિલેખના સુપ્રસિદ્ધ છે, માટે અહીં વિશેષથી વિચારનો ઉપન્યાસ નથી.

अङ्गप्रमार्जनारूपां प्रतिलेखनामाचष्टे—

**हास्यरत्यरतिपरिहारभयशोकजुगुप्सापरिहारकृष्णनीलकापोतलेश्यापरिहाररसर्द्धिसातगौरवपरिहारमायामिथ्यानिदानशल्यपरिहारक्रोधमानमायालोभपरिहारपृथिव्यप्तेजोवायुवनस्पतित्रसकायरक्षणात्मकभावपूर्णवचनोच्चारणपूर्वकस्वाङ्गप्रमार्जनात्मिका या सा पञ्चविंशतिरूपोपलक्षणतो बोध्या ॥ सूत्र-५५ ॥**

हास्येति । स्पष्टम्, अथार्त्तरौद्रध्यानानुबन्धिकल्पनानिचयवियोगात्मिकायाश्शास्त्रानुसारिण्याः परलोकसाधिकाया धर्मध्यानानुबन्धिन्या माध्यस्थ्यपरिणतिरूपायाः कुशलाकुशलमनोवृत्तिनिरोधेन योगनिरोधावस्थाभाविन्या आत्मारामात्मिकाया मनोगुप्तेः, अर्थसूचकाङ्गचेष्टापरिहारेण वागभिग्रहकरणरूपाया वाचनप्रच्छनपरपृष्टार्थव्याकरणादिषु लोकागमाविरोधेन मुखवस्त्रिकाच्छादितमुखतया भाषणात्मिकाया वाग्गुप्तेः, दिव्यमानुषाद्युपसर्गसद्भावेऽपि क्षुत्पिपासादिसम्भवेऽपि कायोत्सर्गकरणादिना निश्चलताकरणरूपायाः सर्वथा कायचेष्टानिरोधरूपाया वा तथा गुरुप्रच्छनशरीरसंस्तारकभूम्यादिप्रतिलेखनप्रमार्जनादिसमयोक्तक्रियाकलापपुरस्सरं शयनादिरूपायाः कायगुप्तेश्च पूर्वमेव प्रायो निरूपितत्वादिह निरूपणं पुनरुक्तप्रायमिति मत्वा प्राह—

## અંગના પ્રમાર્જનરૂપ પ્રતિલેખનાનું કથન.

**ભાવાર્થ**-"હાસ્ય-રતિ-અરતિના પરિહારરૂપ ત્રણ, ભય-શોક-દુગંછાના પરિહારરૂપ ત્રણ, કૃષ્ણલેશ્યા-નીલલેશ્યા-કાપોતલેશ્યાના પરિહારરૂપ ત્રણ, રસગૌરવ-ઋદ્ધિગૌરવ-શાતાગૌરવના પરિહારરૂપ ત્રણ, માયાશલ્ય-નિયાણશલ્ય-મિથ્યાત્વશલ્યના પરિહારરૂપ ત્રણ, ક્રોધ-માન-માયા-લોભના પરિહારરૂપ ચાર, પૃથ્વીકાય-અપ્કાય-તેજકાય-વાયુકાય-વનસ્પતિકાય-ત્રસકાયના રક્ષણરૂપ છ; એમ ભાવપૂર્વક, વચનના ઉચ્ચારણપૂર્વક પોતાના અંગના પ્રમાર્જનરૂપ જે પ્રતિલેખના પચીશરૂપ છે, તે ઉપલક્ષણથી જાણવી.

**વિવેચન**-સ્પષ્ટ હોવાથી ટીકા નથી. હવે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની પરંપરાસર્જક કલ્પનાઓના સમૂહના વિયોગરૂપ, શાસ્ત્રને અનુસરનારી, પરલોકની સાધિકા, ધર્મધ્યાનની પરંપરાકારક, માધ્યસ્થ પરિણતિરૂપ, કુશલ-અકુશલ મનોવૃત્તિના નિરોધથી યોગનિરોધની અવસ્થામાં થનારી આત્મારામ આત્મક મનોગુપ્તિનું અર્થસૂચક અંગની ચેષ્ટાના પરિહારપૂર્વક, વાણીના અભિગ્રહકરણરૂપ (મૌનધારણરૂપ) વાચના-પૃચ્છના-બીજાએ પૂછેલા અર્થના પ્રત્યુત્તર આદિમાં લોક અને આગમના અવિરોધપૂર્વક, મુહપત્તિથી આચ્છાદિત મુખ રાખી ભાષણરૂપ વચનગુપ્તિનું, દેવ-મનુષ્ય વગેરેના ઉપસર્ગનો સદ્ભાવ છતાં, ભૂખ-તરસ આદિનો સંભવ છતાં કાયોત્સર્ગ કરવા આદિપૂર્વક, નિશ્ચળતાકરણરૂપ, અથવા સર્વથા કાયચેષ્ટાના નિરોધરૂપ, તેમજ ગુરુને પૂછવાપૂર્વક શરીર-સંથારો-ભૂમિ આદિના પ્રતિલેખન-પ્રમાર્જન આદિ રૂપ, શાસ્ત્રમાં કહેલ ક્રિયાકલાપપૂર્વક શયન આદિ રૂપ કાયગુપ્તિનું પહેલાં જ પ્રાયઃ નિરૂપણ કરેલું હોવાથી, અહીં નિરૂપણ પુનરુક્ત પ્રાયઃ છે એમ માનીને કહે છે.

प्रागुपदर्शिता गुप्तयस्तिस्रः ॥ सूत्र-५६ ॥

प्रागिति । सवरनिरूपणे उपदर्शिता इत्यर्थः ॥

## ત્રણ ગુપ્તિઓ.

**ભાવાર્થ**-"ત્રણ ગુપ્તિઓ પહેલાં દર્શાવેલ છે."

**વિવેચન**-પહેલાં એટલે સંવરનિરૂપણમાં ત્રણ ગુપ્તિઓ દર્શાવેલ છે.

अथाभिग्रहमाख्याति—

**साधुनियमविशेषोऽभिग्रहः । स च द्रव्यक्षेत्रकालभावतश्चतुर्विधः ॥ सूत्र-५७ ॥**

**साध्विति,** अभिगृह्यन्ते साधुभिर्नियमविशेषा द्रव्यादिभिरनेकप्रकारास्तेऽभिग्रहाः, तथा च साधूनां नियमविशेषोऽभिग्रहो यथेत्थमाहारादिकममीषां कल्पते नेत्थंभूतमित्येवंरूप इति भावः । द्रव्यक्षेत्रकालभावविशेषप्रयुक्तत्वात्स चतुर्विधो भवतीत्याशयेनाह स चेति ॥

## અભિગ્રહનું નિરૂપણ.

**ભાવાર્થ**–"સાધુઓના નિયમવિશેષને 'અભિગ્રહ' કહે છે. વળી તે અભિગ્રહ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી ચાર પ્રકારનો છે."

**વિવેચન**–સાધુઓવડે જે નિયમવિશેષો, દ્રવ્ય આદિથી અનેક પ્રકારના અભિગૃહીત કરાય છે, તે 'અભિગ્રહો' કહેવાય છે. તથાચ સાધુઓનો નિયમવિશેષરૂપ અભિગ્રહ, જેમ આવી રીતે આહાર આદિ આ સાધુઓને ખપે છે, આવું ખપતું નથી–આવા રૂપનો હોય છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવવિશેષથી જન્ય હોવાથી તે અભિગ્રહ ચાર પ્રકારનો થાય છે.

तत्र द्रव्याद्यभिग्रहानाह—

**विशिष्टद्रव्यपरिग्रहो द्रव्याभिग्रहः । विशिष्टक्षेत्रस्थदातृसकाशादन्नादिग्रहणं क्षेत्राभिग्रहः । विशिष्टकाल एवान्नादिग्रहणं कालाभिग्रहः । विशिष्टभावयुतदातृसकाशादन्नादिपरिग्रहो भावाभिग्रहः । इति करणनिरूपणम् ॥ सूत्र-५८ ॥**

**विशिष्टेति ।** विशिष्टं द्रव्यं लेपवत्कुल्माषादि तन्मिश्रं अलेपवद्वा मण्डकादिद्रव्यमद्य ग्रहीष्यामि दर्वीकुन्तादिना, अथवा यद्यहं कुल्माषवाकुलान् शूर्पैककोणस्थान् लप्स्ये तान् ग्रहीष्यामि नान्यथेत्येवमादिरूपो द्रव्यविषयो नियम इत्यर्थः । क्षेत्राभिग्रहमाह विशिष्टक्षेत्रेति, निगडनियंत्रितचरणा यद्येकं पादमुदुम्बरस्य मध्ये द्वितीयं च बहिष्टाद्दात्री करिष्यति तदाहं भिक्षां ग्रहीष्यामि नान्यथेत्यादिरूप इत्यर्थः । कालाभिग्रहमाचष्टे विशिष्टकालेति, यदि दिवसद्वितीयपौरुष्यामतिक्रान्तायां दास्यति तदा भिक्षां ग्रहीष्यामि नान्यथेत्येवंरूप इत्यर्थः । भावाभिग्रहमाह विशिष्टभावेति, उत्क्षिप्तचरकाः, संख्यादत्तिका दृष्टलाभिकाः पृष्टलाभिका इत्यादयः, त एते गुणगुणिनोः कथञ्चिदभेदाद्भावयुता अभिग्रहा भवन्ति, यद्वा गायन् यदि दास्यति तदा मया ग्रहीतव्यं, एवं रुदन् वा, निषण्णो वा, उत्थितो वा, संप्रस्थितो वा यद्ददाति तद्विषयो योऽभिग्रहः सर्वोऽपि स भावाभिग्रह इत्यर्थः । लेशेनैवं सति प्रयोजने क्रियमाणा मोक्षार्थिभिः करणसप्ततिर्निरूपितेत्याहेतीति ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टधर–श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्तभक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां करणसप्ततिनिरूपणंनामा द्वितीयः किरणः ॥

## દ્રવ્ય આદિ અભિગ્રહોનું વર્ણન.

**ભાવાર્થ**—"વિશિષ્ટ દ્રવ્યનો પરિગ્રહ, એ 'દ્રવ્યાભિગ્રહ' કહેવાય છે. વિશિષ્ટ ક્ષેત્રમાં રહેલ દાતાની પાસેથી અન્ન આદિનું ગ્રહણ, એ 'ક્ષેત્રાભિગ્રહ' કહેવાય છે. વિશિષ્ટ કાળમાં જ અન્ન આદિનું ગ્રહણ, એ 'કાલાભિગ્રહ' કહેવાય છે. વિશિષ્ટ ભાવ સહિત દાતાની પાસેથી અન્ન આદિનો પરિગ્રહ, એ 'ભાવાભિગ્રહ' કહેવાય છે. આ પ્રમાણે કરણ(સપ્તતિ)નું નિરૂપણ સમાપ્ત થાય છે."

**વિવેચન**—વિશિષ્ટ દ્રવ્ય એટલે લેપવાળું જુગારિ (જુ–આરિ અન્નવિશેષ આદિ), તેનાથી મિશ્રિત, અથવા અલેપવાળા મંડક આદિ દ્રવ્યને હું આજે ગ્રહણ કરીશ. કડછીના અગ્રભાગ આદિથી અથવા સૂપડાના એક ખૂણામાં રહેલ અડદના બાકુલા જો મળશે, તો તેને ગ્રહણ હું કરીશ, અન્યથા નહિ. ઈત્યાદિ રૂપ દ્રવ્યવિષયનો નિયમ 'દ્રવ્યાભિગ્રહ' કહેવાય છે.

० બેડીથી બંધાયેલ ચરણવાળી જો એક પગને ઉંબરાની અંદર અને બીજા પગને ઉંબરાની બહાર આપનારી આપશે, તો હું ભિક્ષાને લઈશ, નહિ તો નહિ. ઈત્યાદિ રૂપ 'ક્ષેત્રાભિગ્રહ' કહેવાય છે.

० જો દિવસની બીજી પોરસી વીતી ગયા બાદ આપશે, તો હું ભિક્ષાને લઈશ, નહિ તો નહિ. ઈત્યાદિ રૂપ 'કાલાભિગ્રહ' કહેવાય છે.

० ઉત્ક્ષિપ્તચરક (ચરક આદિની ભિક્ષાપ્રાપ્તિ બાદ) સંખ્યાદત્તિવાળા, દૃષ્ટલાભવાળા, પૃષ્ટલાભવાળા ઈત્યાદિ, તે આ બધા ગુણ અને ગુણીના કથંચિત્ અભેદથી ભાવયુત અભિગ્રહો થાય છે. અથવા ગાનાર જો આપશે, તો મારે લેવું. અથવા આ પ્રમાણે રડતો, બેઠેલો, ઉભેલો, ચાલેલો જે આપે છે, તે વિષયવાળો જે અભિગ્રહ છે, તે સઘળોય 'ભાવાભિગ્રહ' છે. પ્રયોજન જયે છતે મોક્ષાર્થીઓથી કરાતી 'કરણસપ્તતિ'નું નિરૂપણ સંક્ષેપથી કરેલું છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર-ચરણકમલમાં સ્થાપિત ભક્તિભરવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ વિનિર્મિત તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામની વ્યાખ્યામાં કરણસપ્તતિનિરૂપણ નામનું બીજું કિરણ સમાપ્ત.



## ॥ अथ तृतीयः किरणः ॥

अथ चारित्राणां सामायिकादीनां निरूपणे कृतेऽपि प्रकारान्तरेण चारित्रिणस्तानिरूपयितुमाह—

**तद्वान् चारित्रीत्युच्यते । स पञ्चविधः पुलाकबकुशकुशीलनिर्ग्रन्थस्नातकभेदात् ॥सूत्र–१॥**

**तद्वानिति** । करणचरणरूपचारित्रविशिष्ट इत्यर्थः । तस्य भेदानाह पुलाकेति ॥

સામાયિક આદિ ચારિત્રોનું નિરૂપણ કર્યું, છતાં બીજા પ્રકારથી તે ચારિત્રવંતોનું નિરૂપણ કરવામાં આવે છે.

### પુલાકાદિ નિરૂપણ નામક ત્રીજું કિરણ.

**ભાવાર્થ**–"ચારિત્રવાળો પુલાક–બકુશ–કુશીલ–નિર્ગ્રંથ–સ્નાતકના ભેદથી પાંચ પ્રકારનો છે."

**વિવેચન**–તે વાળો એટલે કરણચરણરૂપ ચારિત્રથી વિશિષ્ટ, તેના ભેદો પુલાક વગેરે કહેલા છે.

तत्र पुलाकं स्वरूपयति—

**सङ्घादिप्रयोजनाय सबलचक्रवर्त्तिविध्वंससामर्थ्योपजीवनज्ञानाद्यतिचाराऽऽसेवनान्यतरेण दोषवान् जिनागमादप्रतिपाती च पुलाकः, स द्विविधः लब्धिपुलाकस्सेवापुलाकश्चेति, देवेन्द्रसम्पत्तिसदृशसम्पत्तिमान् लब्धिविशेषयुक्तः पुलाको लब्धिपुलाकः । सेवापुलाकस्तु ज्ञानदर्शनचारित्रलिङ्गयथासूक्ष्मभेदेन पञ्चविधः ॥ सूत्र–२ ॥**

**सङ्घादीति** । तन्दुलकणशून्या पलञ्जिः पुलाको लोके प्रोच्यते निस्सारत्वात् । तद्वदयं चारित्री सारभूतानां ज्ञानदर्शनचारित्राणामतिचारानासेवते तपश्श्रुताभ्यामुत्पान्नां लब्धिं बिभर्त्ति प्रयुंक्ते च समये, जिनप्रणीतादागमादनवरतमप्रतिपाती च, सम्यग्दर्शनज्ञानचरणानि निर्वाणकारणानीति श्रद्धधानो ज्ञानानुसारेण क्रियानुष्ठायी च, तत्र संघादिप्रयोजने सबलवाहनस्य चक्रवर्त्यादेरपि चूर्णने समर्थायास्तपःश्रुतहेतुकाया लब्धेरुपजीवनेन ज्ञानाद्यतिचारासेवनेन वा यस्संयमसाररहितो जिनप्रेरितात्वागमात् सदैवाप्रतिपाती सन् ज्ञानानुसारेण क्रियानुष्ठायी स पुलाक इति भावः । उपजीवनान्तेन लब्धिमत्त्वा दोषवानित्यन्तेन निस्सारताऽवशिष्टेन च सम्यग्दृष्टिता सूचिता । तस्य भेदमाह–स चेति, भेदप्रकारमाह लब्धिपुलाकेति, लब्ध्या युतः पुलाको लब्धिपुलाकः, सेवया अतिचारसेवनया युतः पुलाकस्सेवापुलाकः इत्यर्थः । तत्र लब्धिपुलाकमाह देवेन्द्रेति, देवेन्द्रस्य या सम्पत्तिस्तत्सदृशसम्पत्तिमानित्यर्थः, कुत इत्यत्र हेतुगर्भविशेषणमाह लब्धिविशेषेति, साधारणलब्धियुतो न, किन्तु देवेन्द्रसम्पत्तितुल्यसम्पत्तिप्रसवयोग्यलब्धिविशेषयुक्त इति भावः, सोऽन्योऽपि भवेदित्यत्र आह पुलाक इति, केचित्तु आसेवनतो यो ज्ञानपुलाकस्तस्येयमीदृशी लब्धिः, स एव च लब्धिपुलाको न कश्चित्तद्व्यतिरिक्तोऽपर इत्याहुः । सेवापुलाकस्य प्रकारानाह सेवापुलाकस्त्विति ॥

## પુલાકનું સ્વરૂપવર્ણન.

**ભાવાર્થ**-"સંઘ આદિના પ્રયોજન માટે સેના સહિત ચક્રવર્તીના વિધ્વંસના સામર્થ્યથી, જીવનથી કે જ્ઞાનાદિના અતિચારના સેવનથી દોષવાળો, જિન આગમથી અપ્રતિપાતી 'પુલાક' કહેવાય છે. તે લબ્ધિપુલાક અને સેવાપુલાકના ભેદથી બે પ્રકારનો છે. દેવેન્દ્રની સંપત્તિ સમાન સંપત્તિવાળો, લબ્ધિવિશેષથી યુક્ત પુલાક 'લબ્ધિપુલાક' કહેવાય છે. સેવાપુલાક તો જ્ઞાન-દર્શન-ચારિત્ર-લિંગ-યથાસૂક્ષ્મના ભેદથી પાંચ પ્રકારનો છે."

**વિવેચન**-પુલાક એટલે ફોતરું. કમોદમાંથી ચોખાનો દાણો કાઢી લઈએ અને બાકી ફોતરું રહે તેનું નામ લોકમાં 'પુલાક' કહેવાય છે. તે નિઃસાર છે. તેની માફક આ પુલાકચારિત્રી સારભૂત એવા જ્ઞાન-દર્શન-ચારિત્રના અતિચારોને સેવે છે, તપ અને શ્રુતથી ઉત્પન્ન થયેલી લબ્ધિને ધારે છે, સમયે પ્રયોગ કરે છે અને શ્રી જિનકથિત આગમથી નિત્ય નિરંતર અપ્રતિપાતી છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રો નિર્વાણના કારણો છે. એવી શ્રદ્ધા રાખનારો જ્ઞાનના અનુસારે ક્રિયાને કરનારો છે. ત્યાં સંઘાદિનું પ્રયોજન હોતે, બલવાહનવાળા ચક્રવર્તી આદિને પણ ચૂરવામાં સમર્થ, તપ અને શ્રુતથી જન્ય લબ્ધિથી-ઉપજીવનથી કે જ્ઞાન આદિના અતિચારોના સેવનથી જે સંયમના સાર વગરનો અને શ્રી જિનકથિત આગમથી તો હંમેશાં અપ્રતિપાતી હોતા જ્ઞાનના અનુસારે ક્રિયાને કરનારો, તે 'પુલાક' કહેવાય છે.

० ઉપજીવન સુધીના પદથી લબ્ધિ, દોષવાળા સુધીના પદથી નિઃસારતા અને બાકીના (જિન આગમથી અપ્રતિપાતીરૂપ બાકીના) પદથી સમ્યગ્દષ્ટિપણું સૂચિત કરેલ છે.

० લબ્ધિવાળો પુલાક 'લબ્ધિપુલાક' અને અતિચારસેવનવાળો પુલાક 'સેવાપુલાક'-એમ પુલાકના બે ભેદો છે.

(૧) લબ્ધિપુલાક-દેવેન્દ્રની જે સંપત્તિ છે, તેના સરખી સંપત્તિવાળો છે, સાધારણ લબ્ધિવાળો નથી, કેમ કે-દેવેન્દ્રસંપત્તિ સમાન સંપત્તિજનનયોગ્ય લબ્ધિવિશેષથી યુક્ત જે પુલાક, તે 'લબ્ધિપુલાક' કહેવાય છે.

० કેટલાક તો આસેવનથી જે જ્ઞાનપુલાક છે, તેને આવી લબ્ધિ હોય છે. તે જ લબ્ધિપુલાક છે, એનાથી ભિન્ન બીજો કોઈ નહિ એમ કહે છે.

० જ્ઞાન-દર્શન-ચારિત્ર-લિંગ-યથાસૂક્ષ્મના ભેદથી સેવાપુલાક પાંચ પ્રકારનો છે.

सम्प्रति सेवापुलाकादीनां स्वरूपमाह—

**सूत्राक्षराणां स्खलितमिलितादिभिरतिचारैर्ज्ञानमाश्रित्याऽऽत्मनो निस्सारकारी ज्ञानपुलाकः । कुदृष्टिसंस्तवादिभिरात्मगुणघातको दर्शनपुलाकः । मूलोत्तरगुणप्रतिसेवनया चारित्रविराधनेनात्मभ्रंशकश्चारित्रपुलाकः, तत्र मूलगुणा महाव्रतादयः, उत्तरगुणाः पिण्डविशुद्ध्यादयः । उक्तलिङ्गाधिकलिङ्गग्रहणनिर्हेतुकापरलिङ्गकरणान्यतरस्मादात्मनो निस्सारकर्त्ता लिङ्ग-**

पुलाकः। ईषत्प्रमादमनःकरणकाकल्प्यग्रहणान्यतरेणाऽऽत्मभ्रंशको यथासूक्ष्मपुलाकः ॥सूत्र-३॥

सूत्राक्षराणामिति। सर्वद्रव्यपर्यायनयाद्यर्थसूचनात् पदानामनेकेषां सीवनात् सम्यक्कथनाद्वा सूत्रं, अल्पाक्षरं महार्थं द्वात्रिंशद्दोषविधुरं अष्टाभिर्गुणैरुपेतञ्च तद्भवति, गुणाश्चैवं 'निर्दोषं सारभूतञ्च हेतुयुक्तमलङ्कृतम्। उपनीतं सोपचारं मितं मधुरमेव चे'ति। ईदृशञ्च सूत्रमस्खलितादिगुणोपेतमुच्चारणीयमपरथाऽतिचारप्राप्तिः स्यात्, तथा च सूत्राणां पूर्वोक्तलक्षणानां स्खलितमिलिताद्युच्चारणेन परिप्राप्तातिचारैर्ज्ञानस्य मालिन्याद् य आत्मानं निर्बलं विदधाति स ज्ञानपुलाक इत्यर्थः। सूत्रे तदर्थे वा यदृच्छया प्रवृत्तौ हि करणचरणस्यानवस्था भवति, ततश्च न तीर्थमनुसरति, नैव च प्रतिषिद्धं समाचरतस्तस्य संयमो भवति, तदभावे दीक्षा निरर्थिका तन्निरर्थकतायाञ्च मोक्षस्याप्यभावः स्यादिति निस्सारो भवत्यात्मा। अथ दर्शनपुलाकं लक्षयति कुदृष्टीति, कुत्सिता जिनागमविपरीतत्वाद्दृष्टिर्दर्शनं येषां ते कुदृष्टयः पाखण्डिनः, तेषां संस्तवः पुण्यभाज एते, सुलब्धमेषां जन्म, दयालव एत इत्येवं स्तुतिः, अयं हि सम्यक्त्वस्यातिचारः, यद्वा कुदृष्टिभिरेकत्र संवासात्परस्परालापजन्यः परिचयः कुदृष्टिसंस्तवः, अयमपि सम्यक्त्वस्यातिचारः, एकत्र वासे हि तत्प्रक्रियाश्रवणात्तत्क्रियादर्शनाच्च दृढसम्यक्त्वस्यापि दृष्टिभेदस्सम्भाव्यते, किमुत मन्दबुद्धेर्नवधर्मस्य, तथा च कुदृष्टिसंस्तवादिभिर्य आत्मनो गुणस्य सम्यक्त्वस्य घातकस्स दर्शनपुलाक इति भावः। अथ चारित्रपुलाकमाह मूलोत्तरेति, मूलानीव चारित्रकल्पद्रुमस्य मूलानि, तद्रूपा ये गुणास्ते मूलगुणाः प्राणातिपातादिविरमणरूपास्तेषां प्रातिकूल्येन सेवनं मूलगुणप्रतिसेवनं, यथैकेन्द्रियाणां संघट्टनगाढागाढपरितापनोपद्रवणादिरूपं, मूलगुणापेक्षयोत्तरभूता गुणा वृक्षशाखा इवोत्तरगुणाः, पिण्डविशुद्ध्यादयः तेषां प्रतिसेवना, उत्तरगुणप्रतिसेवना, तत्र मूलोत्तरगुणप्रतिसेवनापदेन मूलोत्तरगुणातिचारप्रतिसेवना ग्राह्या पदैकदेशे पदसमुदायोपचारेण प्रातिकुल्येन वा सेधनेनात्तिचारसम्भवात्कारणे कार्योपचारेण वा तथोक्तिः। मूलगुणानां पञ्चविधत्वादतिचारप्रतिसेवना पञ्चविधा,. उत्तरगुणानां दशविधत्वात्तदतिचारप्रतिसेवनापि दशधा, एवम्प्रतिसेवनातश्चारित्रविराधनासंभवेनाऽऽत्मनः पातयिता चारित्रपुलाक उच्यत इत्यर्थः, अतिचारसूचनाय मूलोत्तरगुणान्स्मारयति तत्रेति, प्रतिसेवनासम्बन्धिन इत्यर्थ' महाव्रतादय इति प्राणातिपातादिविरमणरूपमहाव्रतादय इत्यर्थः, आदिना रात्रिभोजनविरमणस्य ग्रहणम्, पिण्डविशुद्ध्यादय इति पिंडविशुद्धिरेक उत्तरगुणः, पञ्च समितयः पञ्चोत्तरगुणाः, एवं तपो बाह्यं षट्प्रभेदं सप्तम उत्तरगुणः, अभ्यन्तरषट्प्रभेदमष्टमः, भिक्षुप्रतिमा द्वादश नवमः, अभिग्रहाश्चतुर्विधा दशम इति। सम्प्रति लिङ्गपुलाकमाहोक्तेति, शास्त्रोक्तलिङ्गाधिकग्रहणात् निष्कारणमन्यलिङ्गकरणाल्लिङ्गपुलाको भवतीत्यर्थः। यथासूक्ष्मपुलाकमाहेषदिति, ईषत्प्रमादात् मनसाऽकल्प्यानां ग्रहणाच्चात्मघातक इत्यर्थः॥

## સેવાપુલાક આદિના સ્વરૂપનું વર્ણન.

ભાવાર્થ-"સૂત્રના અક્ષરોના સ્ખલિત-મિલિત આદિ અતિચારોથી, જ્ઞાનને આશ્રી આત્માને નિઃસારકારી 'જ્ઞાનપુલાક' કહેવાય છે. કુદૃષ્ટિના સંસ્તવ આદિથી આત્મગુણઘાતક

'દર્શનપુલાક' કહેવાય છે. મૂલ અને ઉત્તરગુણોની પ્રતિસેવનાથી ચારિત્રની વિરાધનાથી આત્મભ્રંશકારી 'ચારિત્રપુલાક' કહેવાય છે. ત્યાં મૂલગુણો મહાવ્રત આદિ છે, ઉત્તરગુણો પિંડવિશુદ્ધિ વગેરે છે. કથિત લિંગથી અધિક લિંગનું ગ્રહણ કે અપરલિંગના કરવાથી આત્માને નિઃસારકારી 'લિંગપુલાક' કહેવાય છે. થોડા પ્રમાદથી કે મનથી અકલ્પ્ય ગ્રહણથી આત્મભ્રંશકારી 'યથાસૂક્ષ્મપુલાક' કહેવાય છે."

**વિવેચન**–સૂત્ર એટલે સર્વ દ્રવ્ય અને પર્યાયનય આદિના અર્થનું સૂચન કરનાર હોઈ, અનેક પદોને સીવનાર કે સમ્યક્ કથન કરનાર હોઈ 'સૂત્ર' કહેવાય છે. તે સૂત્ર અલ્પ અક્ષરોવાળું, મહાન્ અર્થોવાળું બત્રીશ દોષોથી હીન અને આઠ ગુણોથી પૂર્ણ હોય છે. ગુણો આ પ્રમાણે છેઃ–'નિર્દોષ, સારભૂત, હેતુથી યુક્ત, અલંકારવાળું, ધર્માર્થ રાગ આદિથી ઉપનીત, સોપચાર (સસંસ્કાર), મિત, મધુર'–એમ આઠ ગુણસંપન્ન સૂત્ર હોય છે. વળી આવું સૂત્ર અસ્ખલિતાદિ ગુણસંપન્ન ઉચ્ચારવું જોઈએ. અન્યથા, અતિચારની પ્રાપ્તિ થાય! તથાચ પૂર્વકથિત લક્ષણવાળા સૂત્રોના સ્ખલિત-મિલિત આદિના ઉચ્ચારણથી પ્રાપ્ત અતિચારોથી જ્ઞાનમાં મલિનતા થવાથી જે આત્માને નિર્બળ બનાવે છે, તે 'જ્ઞાનપુલાક' કહેવાય છે. સૂત્રમાં કે તે સૂત્રના અર્થમાં ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિમાં ખરેખર, કરણચરણની અનવસ્થા (અસ્થિરતા) થાય છે અને તેથી તીર્થને અનુસરતો નથી. પ્રતિષિદ્ધનું આચરણ કરનાર તેને સંયમ રહેતો નથી. તે સંયમના અભાવમાં દીક્ષા નિરર્થક જાય છે અને તેની નિરર્થકતામાં મોક્ષનો પણ અભાવ થાય! આમ આત્મા નિઃસાર બને છે.

० દર્શનપુલાક–જિન આગમથી વિપરીત હોવાથી કુત્સિત છે. દૃષ્ટિ એટલે દર્શન જેઓનું, તે કુદૃષ્ટિઓ એટલે પાખંડીઓ કહેવાય છે. તે પાખંડીઓનો સંસ્તવ એટલે સુસ્તુતિ. જેમ કે–આ પુણ્યશાળીઓ છે, આ લોકોનો જન્મ સફળ છે અને આ દયાળુઓ છે. આવા પ્રકારની સ્તુતિ. ખરેખર, આ સમ્યક્ત્વનો અતિચાર છે. અથવા સંસ્તવ એટલે કુદૃષ્ટિઓની સાથે એક સ્થાનમાં રહેવાથી પરસ્પર વાર્તાલાપથી થયેલો પરિચય, તે કુદૃષ્ટિ સંસ્તવ. આ પણ સમ્યક્ત્વનો અતિચાર છે. ખરેખર, એક સ્થાનમાં વસવાટથી તેઓની પ્રક્રિયાના શ્રવણથી અને તે તે ક્રિયાઓને જોવાથી દૃઢ સમ્યક્ત્વવાળામાં પણ દૃષ્ટિમાં ભેદની સંભાવના કરાય છે. મંદ બુદ્ધિવાળા અને નવા થયેલા ધર્મીની તો વાત જ શી કરવી? તથાચ કુદૃષ્ટિસંસ્તવ આદિથી જે આત્માના ગુણભૂત સમ્યક્ત્વનો ઘાતક થાય છે, તે 'દર્શનપુલાક' કહેવાય છે.

० ચારિત્રપુલાક–ચારિત્રરૂપી કલ્પવૃક્ષના મૂળ જેવા મૂલરૂપ જે ગુણો, તે પ્રાણાતિપાત આદિ વિરમણરૂપ મૂલગુણો છે. તે મૂલગુણો પ્રત્યે પ્રતિકૂળ આચરણ, એ 'મૂલગુણપ્રતિસેવન' કહેવાય છે. જેમ કે–એકેન્દ્રિય જીવો પ્રત્યે સંઘટ્ટન ગાઢ-અગાઢ પરિતાપ ઉપજાવવો, એ ઉપદ્રવણ આદિ રૂપ છે. મૂલગુણની અપેક્ષાએ, ઉત્તરભૂત ગુણો વૃક્ષની શાખા જેવા પિંડવિશુદ્ધિ આદિ ઉત્તરગુણો છે. તેઓની પ્રતિસેવના, એ 'ઉત્તરગુણપ્રતિસેવના' કહેવાય છે. ત્યાં મૂલોત્તરગુણપ્રતિસેવના પદથી મૂલ-ઉત્તરગુણના અતિચારરૂપ પ્રતિસેવના લેવી. પદના

એક દેશમાં પદસમુદાયના ઉપચારથી, અથવા પ્રતિકૂળપણાએ સેવનથી અતિચારનો સંભવ હોવાથી કારણમાં કાર્યના ઉપચારથી તથાપ્રકારનું કથન છે. મૂલગુણો પાંચ પ્રકારના હોવાથી અતિચારરૂપ પ્રતિસેવના પાંચ પ્રકારની છે. ઉત્તરગુણો દશ પ્રકારના હોવાથી તેના અતિચારપ્રતિસેવના પણ દશ પ્રકારની છે. આ પ્રમાણે પ્રતિસેવનાથી ચારિત્રવિરાધનાના સંભવથી આત્માને પાડનારો 'ચારિત્રપુલાક' કહેવાય છે.

૦ પ્રતિસેવના સંબંધી મહાવ્રત આદિ એટલે પ્રાણાતિપાત આદિ વિરમણરૂપ મહાવ્રત આદિ. અહીં આદિ પદથી રાત્રિભોજનવિરમણનું ગ્રહણ છે.

૦ પિંડવિશુદ્ધિ આદિ ઉત્તરગુણો એટલે (૧) પિંડવિશુદ્ધિ એક ઉત્તરગુણ. (૨) પાંચ સમિતિઓ એટલે પાંચ ઉત્તરગુણો. (૩) એ પ્રમાણે છ ભેદવાળો બાહ્ય તપ એ સાતમો ઉત્તરગુણ છે. (૪) છ ભેદવાળો અભ્યંતર તપ એ આઠમો ઉત્તરગુણ છે. (૫) બાર ભિક્ષુ-પ્રતિમાઓ એ નવમો ઉત્તરગુણ છે. (૬) ચાર પ્રકારના અભિગ્રહો એ દશમો ઉત્તરગુણ છે.

૦ લિંગપુલાક-શાસ્ત્રકથિત લિંગથી અધિક ગ્રહણથી નિષ્કારણથી અન્ય લિંગના કરણથી 'લિંગપુલાક' થાય છે.

૦ યથાસૂક્ષ્મપુલાક-થોડા પ્રમાદથી અને મનથી અકલ્પ્યના ગ્રહણથી આત્મઘાતક 'યથાસૂક્ષ્મપુલાક' કહેવાય છે.

अथ वकुशमाह—

**देहस्योपकरणानां वाऽलङ्काराभिलाषुकश्चरणमलिनकारी वकुशः । शरीरोपकरणभेदाभ्यां स द्विविधः । अनागुप्त्यतिरेकेण भूषार्थं करचरणादिप्रक्षालननेत्रादिमलनिस्सारणदन्तक्षालन-केशसंस्काराद्यनुष्ठाता शरीरवकुशः । शृङ्गाराय तैलादिना दण्डपात्रादीन्युज्ज्वलीकृत्य ग्रहण-शील उपकरणवकुशः ॥ सूत्र-४ ॥**

देहस्येति । अङ्गोपाङ्गसंघातरूपस्य देहस्य वस्त्रपात्राद्युपकरणानाञ्चालङ्करणेऽनुवर्त्तनाशीलः, अष्टा-विंशतिविधमोहनीयक्षयाकांक्ष्यपि ऋद्धियशस्कामत्वात् सुखशीलतावाप्तिव्यापारप्रवणत्वाच्चाहोरात्राभ्य-न्तरानुष्ठेयासु क्रियासु नितरामनुद्यततया चरणपटस्य विशुद्ध्यविशुद्धिसंकीर्णस्वभावतामापादयतीति कर्बुरत्वाद्वकुश उच्यत इत्यर्थः, तत्प्रभेदमाह शरीरेति । शरीरवकुशं निरूपयति, अनागुप्तेति, मलनि-स्सारणेति, मलानां दूरीकरणं दन्तानां धावनं केशानां च संस्कारः, इत्यादीनामनुष्ठातेत्यर्थः, अयं मूलगुणान्न विराधयति उत्तरगुणांस्तु भ्रंशयति, उपकरणवकुशमाह शृंगारायेति, विभूषार्थं दण्डपात्रकादि तैलादिनोज्ज्वलीकृत्य ग्रहणप्रवणः, अकाल एव प्रक्षालितचोलपट्टकान्तरकल्पादिः प्रभूतवस्त्रपात्रादिकामुक उपकरणवकुश इति भावः ॥

બકુશનું વર્ણન.

**ભાવાર્થ**–"શરીરના અથવા ઉપકરણોના અલંકાર-શોભાની અભિલાષા કરનારો

અને ચારિત્રને મલિન કરનારો 'બકુશ' કહેવાય છે. તે બકુશ શરીર અને ઉપકરણના ભેદથી બે પ્રકારનો છે. અનાગુપ્ત સિવાય ભૂષણ માટે, હાથ-પગ વગેરેનું પ્રક્ષાલન, આંખ આદિના મલનું કાઢવું, દાંત ધોવા અને કેશના સંસ્કાર વગેરેનો કર્ત્તા 'શરીરબકુશ' કહેવાય છે. શૃંગાર માટે, તેલ આદિથી દંડ-પાત્ર વગેરેને ઉજ્જવળ કરી ગ્રહણના સ્વભાવવાળો 'ઉપકરણબકુશ' કહેવાય છે."

**વિવેચન**-અંગ અને ઉપાંગના સંઘાતરૂપ દેહને અને વસ્ત્ર-પાત્ર આદિ ઉપકરણોને શણગારવામાં વર્તનારા, અટ્ઠાવીશ પ્રકારના મોહનીયના ક્ષયના આકાંક્ષી હોવા છતાં ઋદ્ધિ અને યશકીર્તિની કામનાવાળા હોવાથી, સુખશીલતાની પ્રાપ્તિના વ્યાપારમાં પરાયણ હોવાથી, તેમજ રાત-દિવસ અભ્યંતર (આધ્યાત્મિક) કરણીય ક્રિયાઓમાં બીલકુલ આળસુ હોવાથી ચારિત્રરૂપી પટને વિશુદ્ધિ અને અવિશુદ્ધિ મિશ્રિત સ્વભાવવાળું બનાવે છે. આમ કાબરચિતરૂં-રંગરંગીલું કરનાર હોવાથી 'બકુશ' કહેવાય છે.

૦ શરીરબકુશ-ગુપ્તેન્દ્રિય જે નથી-ચારેય બાજુથી જે ગુપ્ત નથી, તેવા અનાગુપ્ત સિવાય શોભા માટે હાથ-પગ વગેરેનું પ્રક્ષાલન, નેત્ર આદિના મલને કાઢવા અર્થાત્ મેલને દૂર કરવું, દાંતોનું ધોવું અને કેશોના સંસ્કાર ઈત્યાદિ ક્રિયાઓનો કરનાર 'શરીરબકુશ' કહેવાય છે. આ મૂલગુણોનો વિરાધક નથી થતો પરંતુ ઉત્તરગુણોનો નાશક બને છે.

૦ ઉપકરણબકુશ-વિભૂષા માટે દંડ-પાત્ર આદિને તેલ વગેરેથી ઉજ્જવળ કરી ગ્રહણમાં પરાયણ, અકાળમાં જ ચોળપટ્ટો-આંતરકલ્પ (ચાદર) વગેરેનો ધોનારો, તેમજ ઘણાં વસ્ત્ર-પાત્ર આદિની કામના રાખનારો 'ઉપકરણબકુશ' કહેવાય છે.

बकुशमेव प्रकारान्तरेण विभज्य दर्शयति—

**पुनरपि बकुशः पञ्चविधः, आभोगानाभोगसंवृतासंवृतसूक्ष्मभेदात् शरीरोपकरणानामलंकारस्साधूनामकार्य इति ज्ञानवान् कर्त्ता च बकुश आभोगबकुशः । सहसा च शरीरोपकरणानामलंकर्त्ता बकुश अनाभोगः । लोकैरविदितदोषो बकुशस्संवृतः । प्रकटं दोषानुष्ठाता बकुशोऽसंवृतः । किञ्चित्प्रमादी नेत्रमलाद्यपनयकारी बकुशस्सूक्ष्मबकुशः । एते बकुशाः सामान्येनर्द्धियशस्कामास्सातगौरवाश्रिता अविविक्तपरिवाराश्छेदयोग्यशबलचारित्रा बोध्याः ॥सूत्र-५॥**

**पुनरपीति, स्पष्टम् ।** आभोगबकुशमाह-शरीरेति, शरीरोपकरणानां विभूषार्थं संस्कारो न कार्य इति ज्ञात्वापि तथाकारीत्यर्थः, यस्तु तथाऽज्ञात्वा सहसा करोति स त्वनाभोगबकुश उच्यत इत्याह सहसेति, संवृतबकुशमाह लोकैरिति, यद्यपि संवृतशब्दो निरुद्धाश्रवद्वारे सर्वविरते मनोवाक्कायगुप्ते यमनियमरते वा वर्त्तते तथापि बकुशशब्दसामानाधिकरण्येन लोकाविदितत्वमात्रे वर्त्तते तथा च यथा लोका दोषान् स्वानुष्ठितान्न जानीयुस्तथादोषानुष्ठाता बकुशस्तादृश इत्यर्थः । असंवृतबकुशमाह प्रकटमिति, सूक्ष्मबकुशमाह किञ्चित्प्रमादीति, स्पष्टं, बकुशस्यैव स्वरूपं पुनर्दर्शयति एत इति उक्तप्रकारा बकुशा

इत्यर्थः, ऋद्धियशस्कामा इति, प्रभूतवस्त्रपात्रादिकामृद्धिं गुणवन्तो विशिष्टास्साधव इत्यादिरूपां ख्यातिञ्च ये कामयन्ते त इत्यर्थः, सातगौरवाश्रिता इति, साते सुखे यद्गौरवमादरस्तदाश्रिता इत्यर्थः, यत एवम्भूता एते अत एव नातीवाहोरात्राभ्यन्तरानुष्ठेयासु क्रियासूद्यता इति भावः। अविविक्तपरिवारा इति, असंयमान्न पृथग्भूता घृष्टजंघास्तैलादिकृतशरीरमृजाः कर्त्तरिकाकल्पितकेशाश्च परिवारा येषां तादृशा इत्यर्थः, छेदयोग्यशबलचारित्रा इति, सर्वदेशच्छेदार्हातिचारजनितशबलत्वेन युक्ता इत्यर्थः ॥

## બીજા પ્રકારથી વિભાગપૂર્વક બકુશનું વર્ણન.

**ભાવાર્થ**–"બીજા પ્રકારે ફરીથી પણ આભોગ–અનાભોગ–સંવૃત–અસંવૃત–સૂક્ષ્મના ભેદથી બકુશ પાંચ પ્રકારનો છે. શરીર અને ઉપકરણોનો અલંકાર સાધુઓને કરવા જેવો નથી. આવા જ્ઞાનવાળો છતાં અલંકાર કરનાર બકુશ, એ 'આભોગબકુશ.' અજાણતાં–એકદમ શરીર અને ઉપકરણોની શોભા કરનારો 'અનાભોગબકુશ.' લોકોએ નહિ જાણેલા દોષવાળો બકુશ 'સંવૃત.' પ્રકટ રીતે દોષોને કરનારો બકુશ 'અસંવૃત.' કાંઈક પ્રમાદી, નેત્ર-મલ આદિને દૂર કરનારો બકુશ 'સૂક્ષ્મબકુશ.' આ બકુશો, સામાન્યથી ઋદ્ધિ અને યશના કામીઓ, તેમજ સાતાગૌરવનું શરણ લેનારા અને સંયુક્ત પરિવારવાળા છેદને યોગ્ય શબલ ચારિત્રવાળા જાણવા."

**વિવેચન**–આભોગબકુશ–શરીર અને ઉપકરણોને શોભાવવા માટે સંસ્કાર ન કરવો જોઈએ. આવું જાણવા છતાં તે પ્રમાણે કરનારો 'આભોગબકુશ' કહેવાય છે.

○ અનાભોગબકુશ–જે તે પ્રમાણે નહિ જાણીને એકદમ કરે છે, તે તો 'અનાભોગ-બકુશ' કહેવાય છે.

○ સંવૃતબકુશ–જો કે સંવૃત શબ્દ, આશ્રવદ્વારના નિરોધકમાં, સર્વવિરતિધરમાં, મન–વચન–કાયની ગુપ્તિવાળામાં કે યમ-નિયમરક્તમાં વર્તે છે, તો પણ બકુશ શબ્દના સામા-નાધિકરણ્યથી લોકથી અજ્ઞાતત્વ માત્રમાં વર્તે છે. તથાચ જેમ પોતે કરેલા દોષોને લોકો ન જાણી જાય, તેમ દોષોને કરનારો બકુશ 'સંવૃત' કહેવાય છે.

○ અસંવૃતબકુશ–પ્રગટ રીતે દોષકર્તા બકુશ 'અસંવૃત.'

○ અંશતઃ પ્રમાદી, નેત્રમલાદિને દૂર કરનાર 'સૂક્ષ્મબકુશ.' પૂર્વે કહેલ પ્રકારવાળા બકુશો ઘણી વસ્ત્ર–પાત્ર આદિ રૂપ ઋદ્ધિને અને 'ગુણવંત છે, વિશિષ્ટ સ રૂપ કીર્તિને જેઓ ચાહે છે તે બકુશો તથા સુખમાં જે ગૌરવ–આદર તેન અત્યંત રાત–દિન આધ્યાત્મિક કરણીય ક્રિયાઓમાં ઉદ્યમી હોતા નથી. જુદા પડેલા, ઘસાયેલ જંઘાવાળા, તેલ વગેરેથી કરેલ શરીરના સંસ્કારવા કાપેલ કેશવાળા પરિવારો જેઓના છે, તેવા 'અવિવિક્ત પરિવારવાળા' સર્વ કે દેશથી છેદયોગ્ય અતિચારથી જનિત શબલતાથી યુક્ત 'બકુશો' હ

अथ कुशीलमाह—

**उत्तरगुणविराधनसंज्वलनकषायोदयान्यतरस्माद्गर्हितचारित्रः कुशीलः । स चाऽऽसेवनाकषायभेदेन द्विविधः ॥ सूत्र–६ ॥**

**उत्तरेति** । कुत्सितं शीलमाचारो यस्य स कुशीलः, यद्वा कुत्सितमुत्तरगुणप्रतिसेवनया संज्वलनकषायोदयेन वा दूषितत्वाच्छीलमष्टादशसहस्राङ्गशीलभेदं यस्य स कुशीलः कालविनयादिभेदभिन्नानां ज्ञानदर्शनचारित्राचाराणां विराधक इत्यर्थः । तस्य प्रभेदं दर्शयति स चेति, आसेवनाकुशील इत्यर्थः ॥

## કુશીલનું વર્ણન.

**ભાવાર્થ**–"ઉત્તરગુણવિરાધનથી કે સંજ્વલનકષાયના ઉદયથી દૂષિત ચારિત્રવાળો 'કુશીલ' કહેવાય છે અને તે આસેવના અને કષાયના ભેદથી બે પ્રકારવાળો છે.

**વિવેચન**–જેનો આચાર નિંદિત છે, તે 'કુશીલ,' અથવા ઉત્તરગુણની વિરાધનાથી કે સંજ્વલનકષાયના ઉદયથી દૂષિત થવાથી અઢાર હજાર અંગરૂપ શીલભેદ રૂપશીલ, કુત્સિત જેનો છે, તે 'કુશીલ' કહેવાય છે. અર્થાત્ કાલ–વિનય આદિ ભેદવાળા, જ્ઞાનાચાર–દર્શનાચાર–ચારિત્રાચારોનો વિરાધક 'કુશીલ' હોય છે.

तौ दर्शयति—

**वैपरीत्येन संयमाराधक आसेवनाकुशीलः । अयमेव प्रतिसेवनाकुशील उच्यते । संज्वलनक्रोधाद्युदयाद्गर्हितचारित्रः कषायकुशीलः ॥ सूत्र–७ ॥**

**वैपरीत्येनेति** । यो नैर्ग्रन्थ्यं प्रति प्रस्थितोऽनियतेन्द्रियः कथञ्चित्किञ्चिदेवोत्तरगुणेषु पिण्डविशुद्धिसमितिभावनातपःप्रतिमादिषु विराधयन् सर्वज्ञाज्ञोल्लंघनमाचरति स आसेवनाकुशील इत्यर्थः, आसेवनाप्रतिसेवनापदयोरेकार्थतयाऽऽहायमेवेति आसेवनाकुशील एवेत्यर्थः, कषायकुशीलमाह संज्वलनेति, यस्य तु संयतस्यापि सतः कथञ्चित्संज्वलनकषाया उदीर्यन्ते स कपायकुशील इत्यर्थः ॥

## કુશીલભેદોનું વર્ણન.

**ભાવાર્થ**–"વિપરીતતાથી સંયમનો આરાધક, એ 'આસેવનાકુશીલ.' આ જ 'પ્રતિસેવનાકુશીલ' કહેવાય છે. સંજ્વલન ક્રોધ આદિના ઉદયથી નિંદિત ચારિત્રવાળો 'કષાયકુશીલ' કહેવાય છે."

**વિવેચન**–જે, નિર્ગ્રન્થતા પ્રત્યે પ્રસ્થાન કરનારો છે. અનિયમિત ઈન્દ્રિયવાળો, કોઈ પણ રીતે કાંઈક જ (થોડી જ) ઉત્તરગુણરૂપ પિંડવિશુદ્ધિ–સમિતિ–ભાવના–તપ–પ્રતિમા વગેરેમાં વિરાધના કરતો, સર્વજ્ઞની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તે 'આસેવનાકુશીલ' કહેવાય છે. આ જ–આસેવનાકુશીલ જ પ્રતિસેવનાકુશીલ કહેવાય છે. જે સંયતને પણ કથંચિત્ સંજ્વલન કષાયો ઉદીરિત–ઉદિત થાય છે, તે 'કષાયકુશીલ' છે.

पुनस्तस्य प्रकारान्तरमाह---

**द्विविधोऽपि स पञ्चविधः । ज्ञानदर्शनचरणतपोयथासूक्ष्मभेदात् । ज्ञानदर्शनचरणतपसां वैपरीत्येनाऽऽसेवकाश्चत्वारः प्रतिसेवनाकुशीलाः । शोभनतपस्वित्वप्रशंसाजन्यसंतोषवान् यथासूक्ष्मप्रतिसेवनाकुशीलः ॥ सूत्र-८ ॥**

द्विविधोऽपीति । आसेवनाकषायभेदेन द्विभेदोऽपीत्यर्थः, तथा च प्रतिसेवनाकुशीलः पञ्चविधः, कषायकुशीलोऽपि पञ्चविध इत्यर्थः । आद्यान् चतुर्विधानेकग्रन्थेन लाघवादाह ज्ञानदर्शनचरणतपसामिति, यो हि ज्ञानं-ज्ञानाचारं वैपरीत्येनासेवते स ज्ञानप्रतिसेवनाकुशीलः, ज्ञानाचारोऽष्टविधः, कालविनयबहुमानोपधानानिह्नवव्यञ्जनार्थतदुभयभेदात् । ज्ञानपदेन श्रुतं विवक्षितं यो यस्यांगप्रविष्टादेश्श्रुतस्य काल उक्तस्तस्य तस्मिन्नेव काले स्वाध्यायः कर्त्तव्यो नान्यदा, तीर्थकरवचनात्, दृष्टश्च लोकेऽपि कृष्यादेः काले करणे फलं विपर्यये तु विपर्यय इति, एवमनाचरणे प्रायश्चित्तमस्ति, तथा श्रुतग्रहणं कुर्वता गुरोर्विनयः कार्यः, विनयोऽभ्युत्थानपादधावनादिः, विनयहीनं हि तदूषरोप्तबीजमिव विफलं भवति, तथा श्रुतग्रहणोद्यतेन गुरोर्बहुमानः कार्यः, बहुमानो नामाऽऽन्तरो भावप्रतिबन्धः, एकस्मिन् सत्यक्षेपेणाधिकफलं श्रुतं भवति, अङ्गोपाङ्गानां सिद्धान्तानां पठनाराधनार्थमाचाम्लोपवासनिर्विकृत्यादिलक्षणस्तपोविशेष उपधानम् । न निह्नवोऽपलापः अनिह्नवः, यतोऽधीतं तस्यानपलापः, यतोऽनिह्नवेनैव पाठादि सूत्रादेर्विधेयं न पुनर्मानादिवशादात्मनो लाघवाद्याशङ्कया श्रुतगुरूणां श्रुतस्य वाऽपलापः कार्यः । व्यञ्जनार्थतदुभयभेदाः यथा श्रुतप्रवृत्तेन तत्फलमभीप्सता व्यञ्जनभेदोऽर्थभेदस्तदुभयभेदश्च न कार्यः, तत्र व्यञ्जनभेदो यथा-'धम्मो मङ्गलमुक्किट्ठं' इति वक्तव्ये 'पुण्णं कल्लाणमुक्कोस'मित्यादि, अर्थभेदस्तु यथा 'आवंती केयावंती लोगंसि विप्परामुसंति' इत्याचारसूत्रे यावन्तः केचन लोके अस्मिन् पाखण्डिलोके विपरामृशन्तीत्येवंविधार्थाभिधाने अवन्तिजनपदे केया-रज्जुर्वान्ता पतिता लोकः परामृशति कूप इत्याह, तदुभयभेदस्तु द्वयोरपि याथात्म्योपमर्देन यथा 'धर्मो मङ्गलमुत्कृष्टः अहिंसापर्वतमस्तक इत्यादि, अत्र दोषश्च व्यञ्जनभेदेऽर्थभेदस्तद्भेदे क्रियाभेदस्तद्भेदे मोक्षाभावस्तदभावे च निरर्थिका दीक्षेति । एवञ्च ज्ञानाचारान् यः प्रतिसेवते स ज्ञानप्रतिसेवनाकुशीलो बोध्यः, एवं दर्शनं दर्शनाचारं वैपरीत्येनासेवते स दर्शनप्रतिसेवनाकुशीलः । दर्शनं सम्यक्त्वं तदाचारः निश्शङ्कितत्वादिरष्टविधः निश्शङ्कितनिष्कांक्षितनिर्विचिकित्साऽमूढदृष्ट्युपबृंहणस्थिरीकरणवात्सल्यप्रभावनाभेदात् । शङ्कितं सन्देहस्तस्याभावो निःशङ्कितम्, कांक्षा अन्यान्यदर्शनग्रहस्तदभावो निष्कांक्षितं, विचिकित्सा मतिविभ्रमः युक्त्याऽऽगमोपपन्नेऽप्यर्थे फलं प्रति संमोहः तदभावो निर्विचिकित्सम् । अमूढाऽविचला तपोविद्यातिशयादिकुतीर्थिकर्द्धिदर्शनेऽप्यमोहस्वभावा दृष्टिस्सम्यग्दर्शनममूढदृष्टिः, उपबृंहणं समानधार्मिकाणां क्षमणावैयावृत्त्यादिसद्गुणप्रशंसनेन तत्तद्गुणवृद्धिकरणम्, स्थिरीकरणं धर्माद्विषीदतां तत्रैव चारुवचनचातुर्यादवस्थापनम्, वात्सल्यं समानदेवगुरुधर्माणां भोजनवसनदानोपकारादिभिस्सम्माननम्, प्रभा-

वना धर्मकथाप्रतिवादिविजयदुष्करतपश्चरणकरणादिभिर्जिनप्रवचनप्रकाशनम्, यद्यपि च प्रवचनं शाश्वतत्वात्तीर्थकरभाषितत्वात्सुरासुरनमस्कृतत्वाद्वा स्वयमेव दीप्यते तथापि दर्शनशुद्धिमात्मनोऽभीप्सुर्यो येन गुणेनाधिकः स तेन तत्प्रवचनं प्रभावयति-यथा भगवदाचार्यवज्रस्वामिप्रभृतिक इति। तदेवं दर्शनाचारं यः प्रतिसेवते स दर्शनप्रतिसेवनाकुशील उच्यते। एवं चारित्राचारा अष्टौ प्रणिधानयोगयुक्तस्य पञ्चसमितयस्त्रिगुप्तय इति। तान् यः प्रतिसेवते स चारित्रप्रतिसेवनाकुशीलः। तपआचारास्तु द्वादशविधा बाह्याभ्यन्तररूपाः तद्विराधकस्तपःप्रतिसेवनाकुशील इति। यद्वा चरणप्रतिसेवनाकुशीलो यः कौतुकभूतिकर्मप्रश्नाप्रश्ननिमित्ताजीवकल्ककुरुकालक्षणविद्यामन्त्रादीन्युपजीवति सः, तत्र कौतुकं आश्चर्यं यथा मायाकारको मुखे गोलकान् प्रक्षिप्य कर्णेन निष्काशयति नासिकया वा। तथा मुखादग्निं निष्कासयतीत्येवंभूतम्, भूतिकर्म नाम यज्ज्वरितादीनामभिमंत्रितेन क्षारेण रक्षाकरणम्। प्रश्नाप्रश्नं नाम-यत्स्वप्नविद्यादिभिः पृष्टस्यान्येभ्यः कथनम्। निमित्तं नामातीतादिभावकथनम्। आजीवो नामाऽऽजीविका स च जात्यादिभेदस्सप्तप्रकारः। कल्को नाम प्रसूत्यादिषु रोगेषु क्षारपातनमथवाऽऽत्मनश्शरीरस्य देशतस्सर्वतो वा लोध्रादिभिरुद्वर्त्तनम्। कुरुका नाम देशतस्सर्वतो वा शरीरस्य प्रक्षालनम्। लक्षणं पुरुषलक्षणादि। तथा विद्यामंत्राद्युपजीवकः ससाधना विद्या, असाधनो मंत्रः, यद्वा यस्याधिष्ठात्री देवता सा विद्या, यस्य चाधिष्ठाता देवस्स मंत्रः, आदिना मूलकर्मचूर्णादीनां ग्रहणं, मूलकर्म-गर्भोत्पादनं गर्भपातनमित्यादिचूर्णादयस्तु प्रसिद्धा एव। यथासूक्ष्मप्रतिसेवनाकुशीलमाह-शोभनेति। अयं शोभनस्तपस्वीत्येवंविधलोकप्रयुक्तशंसाश्रवणजन्यसंतोषवान् कुशील इत्यर्थः॥

## કુશીલના બીજા પ્રકારોનું વર્ણન.

**ભાવાર્થ**-"બે પ્રકારનો પણ તે જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-યથાસૂક્ષ્મના ભેદથી પાંચ પ્રકારવાળો છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપશ્ચર્યાના વિપરીતપણાએ આ-સેવકો ચાર 'પ્રતિસેવનાકુશીલો' કહેવાય છે. સુંદર તપશ્ચર્યાની પ્રશંસાજન્ય સંતોષવાળો 'યથાસૂક્ષ્મ પ્રતિસેવનાકુશીલ' કહેવાય છે."

**વિવેચન**-આસેવના-કષાયના ભેદથી બે પ્રકારવાળો પણ તથાચ પ્રતિસેવનાકુશીલ પાંચ પ્રકારનો છે. કષાયકુશીલ પણ પાંચ પ્રકારનો છે. પહેલાંના ચાર પ્રકારોને એક ગ્રંથથી (એક વાકયથી) લઘુતાથી કહે છે. 'જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપના વિપરીત રીતે વિરાધક ચાર પ્રતિસેવનાકુશીલો.'

ખરેખર, જે વિપરીતપણાએ જ્ઞાનાચારને સેવે છે, તે 'જ્ઞાનપ્રતિસેવનાકુશીલ' કહેવાય છે. જ્ઞાનાચાર, કાલ-વિનય-બહુમાન-ઉપધાન-અનિહ્નવ-વ્યંજન-અર્થરૂપ-તદુભયના ભેદથી આઠ પ્રકારનો છે. અહીં જ્ઞાનપદથી શ્રુત વિવક્ષિત છે. જે જે અંગપ્રવિષ્ટ આદિ શ્રુતનો કાળ કહેલો છે, તે શ્રુતનો તે જ કાળમાં સ્વાધ્યાય કરવો જોઈએ, બીજા કાળમાં નહીં, કેમ કે-તીર્થંકરોનું વચન છે, વળી લોકમાં દેખાયેલું છે કે-ખેતી

આદિનું કાળમાં કર્યે છતે ફળસિદ્ધિ છે. વિપર્યયમાં તો પરિણામ ઉલટું જ આવે છે. આ પ્રમાણેના અનાચરણમાં પ્રાયશ્ચિત્ત છે. તેમજ શ્રુતગ્રહણના કરનારે ગુરુનો વિનય કરવો જોઈએ. સામે જવું-પગ ધોવા વિગેરે રૂપ વિનય છે. ખરેખર, વિનય વગરનું તે શ્રુત ઉખરભૂમિમાં વાવેલ બીજની માફક નિષ્ફળ થાય છે. તથા શ્રુતગ્રહણમાં ઉજમાળે ગુરુનું બહુમાન કરવું જોઈએ. બહુમાન એટલે અંદરના ભાવનો પ્રતિબંધ (સંપૂર્ણ સંબંધ-વ્યાપ્તિ). આ હોયે છતે વિના વિલંબે અધિક ફળવાળું શ્રુત થાય છે. તથા અંગ-ઉપાંગરૂપ સિદ્ધાન્તોના પઠનની આરાધના માટે આયંબીલ-ઉપવાસ-નીવી વગેરે લક્ષણવાળો વિશિષ્ટ તપ 'ઉપધાન' કહેવાય છે. તથા નિહ્નવ એટલે અપલાપ નહીં, તે 'અનિહ્નવ' કહેવાય છે. જેની પાસેથી અધ્યયન કરેલું છે, તેનો અપલાપ નહીં કરવો, કારણ કે-નિહ્નવ વગર જ સૂત્ર આદિના પાઠ આદિ કરવાં જોઈએ. પરંતુ માન આદિને વશ બની પોતાની લઘુતા આદિની આશંકાથી શ્રુતગુરુનો કે શ્રુતનો અપલાપ (છૂપાવવું) નહીં કરવો જોઈએ. તથા વ્યંજન-અર્થ-તદુભય ભેદો=જેમ શ્રુતમાં પ્રવૃત્તિવાળા તે શ્રુતના ફળના ચાહનારે વ્યંજન(અક્ષરના ઉચ્ચાર)માં ભેદ, અર્થમાં ભેદ અને તે બંનેમાં ભેદ નહીં કરવો જોઈએ.

० ત્યાં વ્યંજનનો ભેદ=જેમ કે-'धम्मो मङ्गलमुक्किट्ठं' એમ બોલવું જોઈએ તેના બદલે 'पुण्णं कल्लाणमुक्कोस' ઈત્યાદિ વ્યંજનભેદનું ઉદાહરણ છે.

० અર્થભેદ તો 'आवंति केयावंति लोगंसि विप्परामुसंति' આવા આચારસૂત્રમાં 'જેટલા કોઈ લોકમાં-આ પાખંડી લોકમાં વિપરામર્શ કરે છે.' આવા પ્રકારના અર્થકથન બદલે 'અવન્તિદેશમાં રજ્જુ પડી ગઈ, લોક કુવામાં શોધે છે.'

० તદુભયનો ભેદ તો બંનેના પણ યથાર્થતાના ઉપમર્દનથી થાય છે. જેમ કે-'धर्मो-मङ्गलमुत्कृष्टः अहिंसापर्वतमस्तके।' અહીં વળી દોષ, વ્યંજનભેદ થયે છતે અર્થમાં ભેદ થાય છે અને અર્થના ભેદમાં ક્રિયાનો ભેદ થાય છે તથા તે ક્રિયાના ભેદમાં મોક્ષનો અભાવ થાય છે, તેમજ તે મોક્ષના અભાવમાં દીક્ષા નિરર્થક થાય છે. આ પ્રમાણે જે જ્ઞાનાચારની પ્રતિસેવના કરે છે, તે 'જ્ઞાનપ્રતિસેવનાકુશીલ' જાણવો.

० એ પ્રમાણે દર્શન એટલે દર્શનાચારને જે વિપરીતપણાએ સેવે છે, તે 'દર્શન-પ્રતિસેવનાકુશીલ' કહેવાય છે. દર્શન એટલે સમ્યક્ત્વ. તેનો આચાર નિઃશંકિતપણું આદિ આઠ પ્રકારનો છે. નિઃશંકિત-નિષ્કાંક્ષિત-નિર્વિચિકિત્સ-અમૂઢદષ્ટિ-ઉપબૃંહણ-સ્થિરીકરણ-વાત્સલ્ય-પ્રભાવનાના ભેદથી દર્શનાચાર આઠ પ્રકારનો છે.

० શંકિતત્વ એટલે સંદેહ. તેનો અભાવ નિઃશંકિતત્વ. કાંક્ષા એટલે બીજા બીજા દર્શનનું ગ્રહણ. તેનો અભાવ નિષ્કાંક્ષિત. વિચિકિત્સા એટલે યુક્તિ અને આગમથી સિદ્ધ પણ અર્થમાં મતિનો વિભ્રમ, ધર્મના ફળ પ્રત્યે સંદેહ-સંમોહ (મુંઝવણ), તેનો અભાવ નિર્વિચિકિત્સ.' અમૂઢ એટલે અવિચળ તપ-વિદ્યા-અતિશય આદિ રૂપ કુતીર્થિકોની ઋદ્ધિ દેખવા છતાં અમોહસ્વભાવવાળી દૃષ્ટિ એટલે સમ્યગ્દર્શન 'અમૂઢદષ્ટિ.' ઉપબૃંહણ એટલે

સમાન ધર્મવાળાઓના ખામણા (ક્ષમાપના), વૈયાવૃત્ય આદિ સદ્‌ગુણોની પ્રશંસાદ્વારા તે તે ગુણમાં વૃદ્ધિ કરવી. સ્થિરીકરણ એટલે ધર્મથી અસ્થિર થનારા(સીદાતા)ને તે ધર્મમાં જ ચારૂવચનની ચતુરતાથી સ્થાપિત કરવા. વાત્સલ્ય એટલે સમાન દેવ-ગુરુ-ધર્મવાળાઓનો ભોજન-વસ્ત્રદાન-ઉપકાર આદિથી-સન્માન સત્કાર કરવો. પ્રભાવના એટલે ધર્મકથા-પ્રતિવાદી-વિજય-દુષ્કર તપસ્યા કરવા આદિથી જિનવચનનું પ્રકાશન. જો કે જૈનશાસન શાશ્વત હોવાથી, તીર્થંકરથી ભાષિત હોવાથી અને સુર-અસુરોથી પૂજિત હોવાથી સ્વયમેવ દીપ્તિમાન હોય છે. તો પણ પોતાની દર્શનશુદ્ધિની ઇચ્છાવાળો જે જે ગુણથી મહાન્ છે, તે તે ગુણથી જૈનશાસનની પ્રભાવના કરે છે. જેમ કે-ભગવાન આચાર્ય વજ્રસ્વામિજી વગેરે.

० તેથી આવા દર્શનાચારની જે પ્રતિસેવના કરે છે, તે 'દર્શનપ્રતિસેવનાકુશીલ' કહેવાય છે.

० આ પ્રમાણે આઠ ચારિત્રાચારો, ઉપયોગવ્યાપારથી યુક્ત સાધુની પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ કહેવાય છે. તે ચારિત્રાચારોની જે પ્રતિસેવના કરે છે, તે 'ચારિત્ર-પ્રતિસેવનાકુશીલ' કહેવાય છે.

० તપના આચારો બાહ્ય-અભ્યન્તરરૂપ બાર પ્રકારના છે. તે તપના આચારોનો વિરાધક 'તપઃપ્રતિસેવનાકુશીલ' કહેવાય છે.

० અથવા ચારિત્રપ્રતિસેવનાકુશીલ જે, કૌતુક-ભૂતિકર્મ-પ્રશ્નાપ્રશ્ન-નિમિત્ત-આજીવ-કલ્ક-કુરૂકા-લક્ષણ-વિદ્યા-મંત્ર આદિના આધારે જીવે છે, તે ત્યાં કૌતુક એટલે આશ્ચર્ય. જેમ માયાકારક, મુખમાં ગોળાઓને નાંખી કાનથી કે નાકથી કાઢે છે તથા મુખમાંથી અગ્નિને કાઢે છે. આવું કૌતુક કહેવાય છે. ભૂતિકર્મ એટલે જે જ્વરવાળા આદિ-ઓની અભિમંત્રિત રક્ષા(રાખ)થી રક્ષા કરવી. પ્રશ્નાપ્રશ્ન એટલે જે સ્વપ્ન વિદ્યા આદિથી પૂછેલા પ્રશ્નનું બીજાઓને જવાબરૂપે કહેવું. નિમિત્ત એટલે ભૂતકાળ આદિવાળા ભાવોનું કથન (ભવિષ્યવાણી). આજીવ એટલે આજીવિકા અને તે જાતિ આદિ ભેદથી સાત પ્રકારનો છે. કલ્ક એટલે પ્રસૂતિ આદિ રોગોમાં રાખ પાડવી અથવા પોતાના શરીરમાં દેશથી કે સર્વથી લોધ્ર આદિ વનસ્પતિથી લેપવું, ચોળવું, ઉવટણું કરવું. કુરૂકા એટલે દેશથી કે સર્વથી શરીરનું ધોવું. લક્ષણ એટલે પુરુષલક્ષણ વગેરે તથા વિદ્યા-મંત્ર આદિ ઉપર જીવ-નારો. સાધન સહિત વિદ્યા કહેવાય છે, સાધન વગરનો મંત્ર કહેવાય છે. અથવા જેની અધિ-ષ્ઠાયિકા દેવી હોય તે વિદ્યા અને જેનો અધિષ્ઠાયક દેવ હોય તે મંત્ર. આદિ પદથી મૂલ-કર્મચૂર્ણાદિનું ગ્રહણ છે. મૂલકર્મ એટલે ગર્ભનું ઉત્પાદન, ગર્ભનું પાતન ઇત્યાદિ ચૂર્ણ વગેરે પ્રસિદ્ધ જ છે. આ શોભન છે, તપસ્વી છે-આવા પ્રકારની લોકજન્ય પ્રશંસાના શ્રવ-ણથી જન્ય સંતોષવાળો 'યથાસૂક્ષ્મપ્રતિસેવનાકુશીલ' કહેવાય છે.

कषायकुशीलस्यापि भेदानाह—

**संज्वलनक्रोधादिभिर्ज्ञानदर्शनतपसां स्वाभिप्रेतविषये व्यापारयिता ज्ञानादित्रिविधकषा-**

यकुशीलः। कषायाक्रान्तश्शापप्रदः कुशीलश्चारित्रकषायकुशीलः। मनसा क्रोधादिकर्ता कुशीलो यथासूक्ष्मकषायकुशीलः ॥ सूत्र-९ ॥

संज्वलनेति। संज्वलनक्रोधादिना स्वाभिप्रेतविषये विद्यादिज्ञानं दर्शनग्रन्थं च प्रयुञ्जानः तपसा शापं ददत्, चारित्रतो लिङ्गान्तरं कुर्वन् ज्ञानकषायकुशीलो दर्शनकषायकुशीलः चारित्रकषायकुशीलस्तपःकषायकुशीलश्च भवतीत्यर्थः। मनसा केवलं क्रोधादीन् कुर्वन् यथासूक्ष्मकषायकुशील इति ॥

## કષાયકુશીલના ભેદોનું નિરૂપણ.

**ભાવાર્થ**-"સંજ્વલન ક્રોધ આદિથી પોતાના ઈષ્ટવિષયમાં જ્ઞાન-દર્શન-તપસ્યાનો ઉપયોગ કરનારો, 'જ્ઞાનાદિ ત્રિવિધ કષાયકુશીલ' કષાયાક્રાન્ત થયેલો અને શાપને આપનારો કુશીલ 'ચારિત્રકષાયકુશીલ' કહેવાય છે. મનથી ક્રોધ આદિનો કર્તા કુશીલ 'યથાસૂક્ષ્મ-કષાયકુશીલ.'"

**વિવેચન**-સંજ્વલન ક્રોધ આદિ દ્વારા પોતાના ઈષ્ટવિષયમાં વિદ્યા આદિના જ્ઞાનનો અને દર્શનગ્રંથનો પ્રયોગ કરનારો, તપથી શાપ આપનારો, ચારિત્રની અપેક્ષાએ બીજા વેષને કરનારો, ક્રમશઃ જ્ઞાનકષાયકુશીલ, દર્શનકષાયકુશીલ, ચારિત્રકષાયકુશીલ અને તપઃ-કષાયકુશીલ થાય છે. મનથી ફક્ત ક્રોધ આદિનો કરનારો 'યથાસૂક્ષ્મકષાયકુશીલ' કહેવાય છે.

अथ निर्ग्रन्थमाह—

निर्गतमोहनीयमात्रकर्मा चारित्री निर्ग्रन्थः। स चोपशान्तमोहः क्षीणमोहश्चेति द्विविधः। संक्रमणोद्वर्त्तनादिकरणायोग्यतया व्यवस्थापितमोहनीयकर्मोपशान्तमोहः। क्षपितसर्वमोहनीयप्रकृतिको निर्ग्रन्थः क्षीणमोहः ॥ सूत्र-१० ॥

निर्गतेति। द्रव्यतो भावतश्च मिथ्यात्वादिमोहनीयकर्मभ्यो निर्गतश्चारित्री निर्ग्रन्थ इत्यर्थः। क्रोधादिभिरान्तरग्रन्थैस्सर्वैरपि केचिद्विप्रमुक्ताः केचिच्च सहिता भवन्ति, ये सहितास्ते पुलाकबकुशकुशीला उक्ताः। यस्तु सर्वैर्विप्रमुक्तस्सोऽपि तेषामुपशमावस्थां क्षयावस्थाञ्चाभ्युपगम्य द्विविधो भवतीत्याशयेनाह स चेति-उपशान्तमोहनिर्ग्रन्थमाह-संक्रमणेति, यो विद्यमानानपि कषायान्निगृह्णाति संक्रमणोद्वर्त्तनायोग्यं करोति, उदीयमानानेव प्रथमतो निरुणद्धि, स सतामपि कषायाणामसत्कल्पकरणात्सरागसंयतोऽपि उपशान्तकषायनिर्ग्रन्थो भवतीति भावः। क्षीणमोहनिर्ग्रन्थमाह क्षपितेति, यस्तु सञ्ज्वलनकषायादीनामुदयनिरोधोदयप्राप्तविफलीकरणाभ्यां क्षयकरणायोद्यतस्सन्नन्तरग्रन्थनिग्रहप्रधानो भवति स विशेषेणापुनर्भावेण रागस्य गतत्वाद्वीतरागः क्षीणमोहनिर्ग्रन्थ उच्यत इति भाव ॥

## નિર્ગ્રંથનું નિરૂપણ.

**ભાવાર્થ**-"જેની પાસેથી માત્ર મોહનીયકર્મ નીકળી ગયું છે, એવો ચારિત્રી નિર્ગ્રંથ. વળી તે ઉપશાન્તમોહ અને ક્ષીણમોહના ભેદથી બે પ્રકારનો છે. સંક્રમણ-ઉદ્વર્ત્તન આદિ

કરણને અયોગ્યપણાએ વ્યવસ્થાપિત કર્મવાળો 'ઉપશાન્તમોહ' કહેવાય છે. ખપાવેલ સઘળી મોહનીયકર્મની પ્રકૃતિવાળો 'ક્ષીણમોહ' નિર્ગ્રંથ કહેવાય છે."

**વિવેચન**-દ્રવ્યથી અને ભાવથી મિથ્યાત્વ આદિ મોહનીયકર્મોમાંથી નીકળેલો ચારિત્રી 'નિર્ગ્રંથ' કહેવાય છે. આંતરિક ગ્રંથ(ગાંઠ)રૂપ સઘળા ક્રોધ વગેરેથી પણ કેટલાક સાધુઓ વિપ્રમુક્ત હોય છે, કેટલાક સાધુઓ સહિત હોય છે. જેઓ સહિત છે. તેઓ 'પુલાક-બકુશકુશીલ'રૂપે કહેવાયેલા છે. જે સાધુ સઘળા ક્રોધ આદિથી રહિત છે, તે પણ તે ક્રોધ આદિની ઉપશમ અવસ્થાને અને ક્ષય અવસ્થાને સ્વીકારી બે પ્રકારના છે.

૦ ઉપશાન્તમોહનિર્ગ્રંથ-જે વિદ્યમાન પણ કષાયોનો નિગ્રહ કરે છે, સંક્રમણ-ઉદ્વર્ત્તનને અયોગ્ય કરે છે અને પહેલેથી ઉદય પામતા કષાયોનો નિરોધ કરે છે, તે વિદ્યમાન પણ કષાયોને અસત્ જેવા કરવાથી સરાગસંયત પણ ઉપશાન્તકષાયનિર્ગ્રંથ થાય છે.

૦ ક્ષીણમોહનિર્ગ્રંથ-જે સંજ્વલન કષાય આદિના ઉદયના નિરોધથી અને ઉદયપ્રાપ્તને નિષ્ફળ કરવાથી ક્ષય કરવામાં ઉદ્યમશીલ હોતો અંતરગ્રંથના નિગ્રહની પ્રધાનતાવાળો થાય છે. તે વિશેષથી એટલે અપુનર્ભાવથી (ફરીથી પેદા ન થાય એવી રીતે) રાગ ગયેલો હોવાથી વીતરાગ 'ક્ષીણમોહનિર્ગ્રંથ' કહેવાય છે. .

अस्यैव प्रकारान्तरेण भेदमाह—

**द्विविधोऽपि स प्रथमाप्रथमचरमाचरमसमययथासूक्ष्मभेदात्पञ्चविधः । अन्तर्मुहूर्त्तप्रमाणे निर्ग्रन्थकालसमयराशौ प्रथम समय एव निर्ग्रन्थत्वं प्रतिपद्यमानः प्रथमसमयनिर्ग्रन्थः । अन्यसमयेषु विद्यमानोऽप्रथमसमयनिर्ग्रन्थः । अन्तिमसमये विद्यमानश्चरमसमयनिर्ग्रन्थः । शेषेषु विद्यमानोऽचरमसमयनिर्ग्रन्थः । आद्यौ पूर्वानुपूर्व्या अन्त्यौ च पश्चानुपूर्व्या व्यपदिष्टौ । प्रथमादिसमयाविवक्षया सर्वेषु समयेषु वर्त्तमानो यथासूक्ष्मनिर्ग्रन्थः ॥ सूत्र-११ ॥**

द्विविधोऽपीति । उपशान्तक्षीणमोहरूपोऽपीत्यर्थः । प्रथमसमयनिर्ग्रन्थमाहान्तर्मुहूर्त्तप्रमाण इति, उपशान्तमोहत्वक्षीणमोहत्वान्यतररूपनिर्ग्रन्थत्वस्यान्तर्मुहूर्त्तमानत्वात्तदूर्ध्वं परिणामान्तरप्राप्तेरिति भावः । प्रथमसमय एवेति, उपशान्तमोहत्वादिरूपो यो भावो यत्समयावच्छेदेन जीवेनावाप्तपूर्वस्तादृशभावविशिष्टस्तत्समयस्तस्य जीवस्याप्रथमसमयभाव उच्यते, अप्राप्तपूर्वभावसम्बद्धसमयस्तु प्रथमसमय उच्यते तदानीमेव प्राप्तत्वात्, उक्तञ्च 'जो जेण पत्तपुव्वो भावो सो तेण अपढमो होइ । सेसेसु होइ पढमो अपत्तपुव्वेसु भावेसु' इति तत्र तादृशप्रथमसमयावच्छिन्ननिर्ग्रन्थत्वात् प्रथमसमयनिर्ग्रन्थ इति भावः । प्राप्तपूर्वभावविशिष्टसमयवानप्रथमसमयनिर्ग्रन्थ इत्याहान्यसमयेष्विति, अप्राप्तपूर्वभावसम्बद्धसमयान्यतद्भावसम्बद्धसमयेष्वित्यर्थः । चरमसमयनिर्ग्रन्थमाहान्तिमसमय इति, चरमत्वं पर्यन्तवर्त्तित्वं तच्च सापेक्षिकं, तथा च निर्ग्रन्थावस्थायाः यावन्तस्समयास्तेषु प्रान्तवर्तिसमयविशिष्टनिर्ग्रन्थावस्थावान् चरमसमयनिर्ग्रन्थ इत्यर्थः । तत्पूर्ववर्त्तिसमयविशिष्टनिर्ग्रन्थावस्थावांस्त्वचरमसमयनिर्ग्रन्थ उच्यत इत्याह

शेषेष्विति प्रान्तसमयपूर्ववर्त्तिसमयेष्वित्यर्थः । ननु प्रथमाप्रथमसमयनिर्ग्रन्थयोश्चरमाचरमनिर्ग्रन्थयोः किं कृतो विशेष इत्यत्राहाद्याविति, पूर्वानुपूर्व्येति, विवक्षितसमयसमुदाये यः प्रथमस्तस्मादनुक्रमेण परिपाटिर्विरच्यते चेत्तदा स क्रमः पूर्वानुपूर्वीत्युच्यते तामवलम्व्याद्यद्वयभेद आदृत इति भावः । अन्त्यौ चेति पश्चानुपूर्व्येति, तत्रैव यः पाश्चात्यचरमस्तस्मादारम्य व्यत्ययेन क्रमपरिपाटिर्विरच्यते चेत्तदा स क्रमः पश्चानुपूर्वीत्युच्यते, तामवलंव्यान्त्यभेदद्वय उक्त इत्येव विशेष इति भावः । यथासूक्ष्मनिर्ग्रन्थमाह प्रथमादीति, निर्विवक्षितसमयविशेषो वस्तुतस्तत्समयेषु वर्त्तमानो निर्ग्रन्थो यथासूक्ष्मनिर्गन्थ इत्यर्थः ॥

## નિર્ગ્રંથના બીજા પ્રકારથી ભેદનું વર્ણન.

**ભાવાર્થ**–"બે પ્રકારવાળા પણ તે નિર્ગ્રંથ, પ્રથમસમય–અપ્રથમસમય–ચરમસમય–અચરમસમય–યથાસૂક્ષ્મના ભેદથી પાંચ પ્રકારવાળો છે. અંતર્મુહૂર્ત્તપ્રમાણવાળા નિર્ગ્રંથ કાળસમયરાશિમાં પ્રથમ સમયમાં જ નિર્ગ્રંથપણાને પામનારો 'પ્રથમસમયનિર્ગ્રંથ' કહેવાય છે. અન્ય સમયોમાં વિદ્યમાન 'અપ્રથમસમયનિર્ગ્રંથ' કહેવાય છે. પહેલાંના બે પૂર્વાનુપૂર્વીથી અને છેલ્લા બે પશ્ચાનુપૂર્વીથી વ્યપદેશવાળા છે. પ્રથમ આદિ સમયની વિવક્ષાથી સઘળા સમયોમાં વર્તતો 'યથાસૂક્ષ્મનિર્ગ્રંથ' કહેવાય છે."

**વિવેચન**–ઉપશાન્તમોહ અને અને ક્ષીણમોહરૂપે બે પ્રકારનો પણ.

૦ પ્રથમસમયનિર્ગ્રંથ–ઉપશાન્તમોહત્વ કે ક્ષીણમોહત્વરૂપ નિર્ગ્રંથપણાનું અંતર્મુહૂર્ત્તનું માન છે, કેમ કે–તેના પછી બીજા પરિણામની પ્રાપ્તિ છે.

૦ ઉપશાન્તમોહત્વ આદિરૂપ જે ભાવ જે સમયને આશ્રી જીવથી પૂર્વે પ્રાપ્ત કરાયેલો છે, તેવા ભાવથી વિશિષ્ટ તે સમય છે, માટે તે જીવનો 'અપ્રથમસમયભાવ' કહેવાય છે. પૂર્વે નહિ પ્રાપ્ત કરેલ ભાવ સંબંધી સમય તો 'પ્રથમસમય' કહેવાય છે, કેમ કે–તે વખતે જ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે–'જે જેનાથી પૂર્વે પ્રાપ્ત થયેલ ભાવ, તે ભાવથી અપ્રથમ થાય છે. પૂર્વે ન પ્રાપ્ત થયેલ શેષભાવોમાં પ્રથમ થાય છે.' ઇતિ. ત્યાં તેવા પ્રથમસમયથી વિશિષ્ટ નિર્ગ્રંથપણું હોવાથી 'પ્રથમસમયનિર્ગ્રંથ' કહેવાય છે.

૦ પૂર્વે પ્રાપ્ત થયેલ ભાવથી વિશિષ્ટ સમયવાળો 'અપ્રથમસમયનિર્ગ્રંથ' કહેવાય છે. માટે કહે છે કે–'અન્ય સમયોમાં' અર્થાત્ અપ્રાપ્તપૂર્વભાવ સંબંધી સમયથી અન્ય તે ભાવ સંબંધી સમયોમાં, એમ જાણવું.

૦ ચરમસમયનિર્ગ્રંથ–અંતિમ સમયમાં વિદ્યમાન 'ચરમસમયનિર્ગ્રંથ.' અહીં ચરમત્વ એટલે પર્યંતવર્તિપણું અને તે સાપેક્ષ છે. તથાચ નિર્ગ્રંથ અવસ્થાના જેટલા સમયો છે, તે સમયો પૈકી પ્રાન્તવર્તિ સમયથી વિશિષ્ટ નિર્ગ્રંથ અવસ્થાવાળો 'ચરમસમયનિર્ગ્રંથ' કહેવાય છે.

૦ શેષોમાં એટલે પ્રાન્તસમયથી પૂર્વવર્તી સમયોમાં વિશિષ્ટ નિર્ગ્રંથાવસ્થાવાળો 'અચરમસમયનિર્ગ્રંથ' કહેવાય છે.

**શંકા**-પ્રથમ-અપ્રથમસમય નિર્ગ્રંથમાં, ચરમ-અચરમ નિર્ગ્રંથમાં કોનાથી કરાયેલો વિશેષ છે?

**સમાધાન**-આના જવાબમાં કહે છે કે-'પહેલાંના બે, પૂર્વાનુપૂર્વીથી વિવક્ષિત સમયસમુદાયમાં જે પહેલો છે, તેનાથી અનુક્રમથી પરિપાટી જો કરાય છે, તો તે ક્રમ 'પૂર્વાનુપૂર્વી' કહેવાય છે. તેના આધારે પહેલાંના બે ભેદ આદરેલા છે. 'અન્તિમ બે, પશ્ચાનુપૂર્વીથી' ત્યાં જ જે પાછળનો છેલ્લો છે, તેનાથી આરંભીને વ્યત્યય(ઉલ્ટી રીત)થી જો ક્રમ પરિપાટી રચાય છે, તો તે ક્રમ 'પશ્ચાનુપૂર્વી' કહેવાય છે. તેના આધારે અંતિમ બે ભેદો કહેલા છે. આવો વિશેષ છે.

० યથાસૂક્ષ્મનિર્ગ્રંથ-સમયવિશેષની વિવક્ષા વગર વસ્તુતઃ તે તે સમયોમાં વર્તમાન નિર્ગ્રંથ 'યથાસૂક્ષ્મનિર્ગ્રંથ કહેવાય છે.

अथ स्नातकमादर्शयति—

**निरस्तघातिकर्मचतुष्टयस्स्नातकः । स सयोग्ययोगिभेदेन द्विविधः । मनोवाक्कायव्यापारवान् स्नातकस्सयोगी । सर्वथा समुच्छिन्नयोगव्यापारवान् स्नातकोऽयोगी ॥सूत्र-१२॥**

**निरस्तेति** । क्षालितसकलघातिकर्ममलत्वात्स्नात इव स्नातस्स एव स्नातक इत्यर्थः, स्नाकतत्वञ्च क्षपकश्रेणीत एव लभ्यते । अस्यापि द्वैविध्यमाह स इति, सयोगिनमाह मन इति, योगो वीर्यं शक्तिरुत्साहः पराक्रम इति पर्यायाः, स च मनोवाक्कायलक्षणकरणभेदात्त्रिः संज्ञा लभते मनोयोगो वाग्योगः काययोगश्चेति, ईदृशयोगत्रयविशिष्टस्स्नातकस्सयोगीत्युच्यते मनःपर्यायज्ञानिप्रभृतिभिर्मनसा पृष्टस्य देशनाय मनोयोगस्य, धर्मदेशनादौ वाग्योगस्य, निमेषोन्मेषचंक्रमणादौ काययोगस्यावश्यकत्वादिति भावः, अयोगिनमाह सर्वथेति, सर्वथायोगनिरोधोत्तरं शैलेश्यवस्थावानित्यर्थः । योगनिरोधशैलेशीकरणञ्च पूर्वमेवोपदर्शितम् ॥

## સ્નાતકચારિત્રીનું વર્ણન.

**ભાવાર્થ**-"ચાર ઘાતિકર્મોનો ક્ષય કરનાર 'સ્નાતક' કહેવાય છે. તે સયોગી-અયોગીના ભેદથી બે પ્રકારનો છે. મન-વચન-કાયના વ્યાપારવાળો સ્નાતક 'સયોગી,' સર્વથા સમુચ્છિન્ન યોગવ્યાપારવાળો 'અયોગી' કહેવાય છે."

**વિવેચન**-સકળ ઘાતિકર્મમેલને ધોનાર હોવાથી સ્નાનવાળાની માફક સ્વચ્છ, તે જ 'સ્નાતક' કહેવાય છે. વળી સ્નાતકપણું ક્ષપકશ્રેણીથી જ મેળવાય છે.

० યોગના પર્યાયો-વીર્ય, શક્તિ, ઉત્સાહ, પરાક્રમ છેઃ અને તે યોગ મન-વચન-કાયરૂપ કરણના ભેદથી ત્રણ સંજ્ઞાઓને પામે છે. જેમ કે-મનોયોગ, વચનયોગ અને કાયયોગ. આવા ત્રણ યોગોથી વિશિષ્ટ સ્નાતક 'સયોગી' કહેવાય છે, કેમ કે-મનઃપર્યાયજ્ઞાની-અવધિજ્ઞાની વગેરે મનથી પૂછેલાને જવાબ આપવામાં મનોયોગની, ધર્મદેશના આદિમાં વચનયોગની અને નિમેષ-ઉન્મેષ-વિહાર આદિમાં કાયયોગની આવશ્યકતા છે.

० સર્વથા યોગનિરોધ પછી શૈલેશી અવસ્થાવાળો કહેવાય છે: અને યોગનિરોધ શૈલેશીકરણ પહેલાં દર્શાવેલ છે.

अथ स्वरूपतोऽभिहितानामेषां चारित्रिणामनुयोगद्वारैस्साधनायाह —

**संयमश्रुतप्रतिसेवनातीर्थलिङ्गलेश्योपपातस्थानैर्विचार्या एते । पुलाकबकुशप्रतिसेवनाकुशीलास्सामायिकसंयमे छेदोपस्थाप्ये च वर्त्तन्ते । कषायकुशीलाः परिहारविशुद्धौ सूक्ष्मसम्पराये च । निर्ग्रन्थाः स्नातकाश्च यथाख्यात एव ॥ सूत्र-१३ ॥**

**संयमद्वारम् । संयमेति ।** अष्टावेतान्यनुयोगद्वाराणि संक्षेपेणोक्तानि नातो न्यूनता शङ्का कार्या। अत्र कस्मिन् संयमे के भवन्तीत्यत्राह पुलाकेति । सप्रभेदा एते आद्यचारित्रद्वय एव वर्त्तन्त इत्यर्थः, कषायकुशीला इति, तत्त्वार्थभाष्यानुसारेणैवमुक्ति', भगवत्याद्यनुसारेण तु आद्यद्वयेऽपि भवन्त्येत इति बोध्यम् । शिष्टं स्पष्टम् ॥

હવે સ્વરૂપથી કહેલા આ ચારિત્રીઓને અનુયોગદ્વારોથી સમજાવવા માટે કહે છે કે-

**સંયમદ્વાર.**

**ભાવાર્થ**-"સંયમ-શ્રુત-પ્રતિસેવના-તીર્થ-લિંગ-લેશ્યા-ઉપપાત-સ્થાનરૂપ દ્વારોથી આ ચારિત્રીઓનો વિચાર કરવો જોઈએ. પુલાક-બકુશ-પ્રતિસેવના-કુશીલો સામાયિક-સંયમમાં અને છેદોપસ્થાપ્યમાં વર્તે છે, કષાયકુશીલો પરિહારવિશુદ્ધિમાં અને સૂક્ષ્મસંપરાયમાં વર્તે છે તથા નિર્ગ્રંથો અને સ્નાતકો યથાખ્યાતમાં જ વર્તે છે."

**વિવેચન**-આઠ, આ અનુયોગદ્વારો સંક્ષેપથી કહેલાં છે, જેથી ન્યૂનતાની શંકા કરવી નહિ. અહીં કયા સંયમમાં કેટલા હોય છે ? આના જવાબમાં કહે છે કે-

० પુલાક-બકુશ-પ્રતિસેવના-કુશીલો પ્રભેદોની સાથે પહેલાંના બે ચારિત્રમાં જ વર્તે છે.

० કષાયકુશીલો પરિહારવિશુદ્ધિમાં અને સૂક્ષ્મસંપરાયમાં છે. આવું કથન તત્ત્વાર્થ-ભાષ્યના અનુસારે જાણવું. ભગવતી આદિના અનુસારે તો પહેલાંના બે ચારિત્રમાં પણ હોય છે, એમ જાણવું. બાકીનું સ્પષ્ટ છે.

श्रुतद्वारम्—

**पुलाकबकुशप्रतिसेवनाकुशीला उत्कर्षेणानूनैकाक्षराणि दशपूर्वाणि श्रुतानि धारयन्ति, कषायकुशीला निर्ग्रन्थाश्च चतुर्दशपूर्वधराः, जघन्येन पुलाकानां श्रुतमाचारवस्तु, बकुशकुशीलनिर्ग्रन्थानामष्टौ प्रवचनमातरः, स्नातकास्तु श्रुतरहिताः केवलज्ञानवत्त्वात् ॥ सूत्र-१४ ॥**

**पुलाकेति ।** अनूनेति, एकेनाप्यक्षरेणान्यूनानि दशपूर्वाणीत्यर्थः । कषायेति चतुर्दशेति, उत्कर्षेणेदं बोध्यम्, आचारवस्त्विति, नवमपूर्वान्तःपातितृतीयमाचारवस्तु यावत्तेषां श्रुतमित्यर्थः । अष्टौ प्रवचनमातर इति, एतत्पालनरूपत्वाच्चारित्रस्य, तथा च चारित्रिभिरवश्यं तावज्ज्ञानवद्भिर्भवितव्यं चारित्रस्य

ज्ञानपूर्वकत्वात् तज्ज्ञानञ्च श्रुतादिति तेषामष्टप्रवचनमातृप्रतिपादनपरं श्रुतं बोध्यम्, अवशिष्टं मूलं स्फुटार्थम् ॥

## શ્રુતદ્વાર.

**ભાવાર્થ**-"પુલાક-બકુશ-પ્રતિસેવના કુશીલો ઉત્કર્ષથી સર્વ અક્ષરોથી સંપૂર્ણ દશ પૂર્વરૂપ શ્રુતોને ધારણ કરે છે. કષાયકુશીલો અને નિર્ગ્રંથો ચૌદ પૂર્વધરો હોય છે. પુલાકોને જઘન્યથી શ્રુત આચારવસ્તુ છે. બકુશ-કુશીલ-નિર્ગ્રંથોને આઠ પ્રવચનમાતાઓ, સ્નાતકો તો શ્રુતરહિત છે, કેમ કે-કેવલજ્ઞાની છે."

**વિવેચન**-એક પણ અક્ષરથી ન્યૂન નહિ એવા દશ પૂર્વો, કષાયકુશીલો અને નિર્ગ્રંથો ઉત્કર્ષથી ચૌદપૂર્વધરો છે એમ જાણવું. 'આચારવસ્તુ' અર્થાત્ નવમા પૂર્વમાં રહેલ ત્રીજી આચારવસ્તુ સુધી તે પુલાકોનું જઘન્યથી શ્રુત છે.

० બકુશ-કુશીલ-નિર્ગ્રંથોને જઘન્યથી શ્રુત અષ્ટપ્રવચનમાતાઓ છે, કેમ કે-અષ્ટપ્રવચનમાતાના પાલનરૂપ જ ચારિત્ર હોય છે. તથાચ ચારિત્રીઓએ અવશ્ય તેટલા જ્ઞાનવાળા થવું જોઈએ, કેમ કે-ચારિત્ર જ્ઞાનપૂર્વક છે: અને તે જ્ઞાન શ્રુતથી હોય છે, માટે તે બકુશ આદિનું જઘન્યથી આઠ પ્રવચનમાતાઓના પ્રતિપાદનમાં પરાયણશ્રુત જાણવું. બાકીનું મૂલ સ્પષ્ટ અર્થવાળું છે.

प्रतिसेवनाद्वारमाह—

**क्षपाभोजनविरतिसहितपञ्चमूलगुणानामन्यतमं बलात्कारेण प्रतिसेवते पुलाकः, बकुशो मूलगुणाविराधक उत्तरगुणांशे विराधकः, प्रतिसेवनाकुशीलो मूलगुणाविराधक उत्तरगुणेषु काञ्चिद्विराधनां प्रतिसेवते, कषायकुशीलनिर्ग्रन्थस्नातकानां प्रतिसेवना नास्ति ॥सूत्र-१५॥**

क्षपाभोजनेति । बलात्कारेणेति राजादिकृतबलात्कारेण न तु स्वरसत इति तत्त्वार्थभाष्यानुसारेण । भगवत्यनुसारेण पञ्चानां महाव्रतानामन्यतमं प्रतिसेवेत, उत्तरगुणान् प्रतिसेवमानो दशविधप्रत्याख्यानान्यतमं प्रतिसेवेतेति, उत्तरगुणांशे विराधक इति, दशविधप्रत्याख्यानान्यतमं विराधयतीत्यर्थः । काञ्चिदिति तत्त्वार्थभाष्यानुसारेणेदम्, भगवत्यान्तु प्रतिसेवनाकुशीलः पुलाकवदुक्तः ॥

## પ્રતિસેવનાદ્વાર.

**ભાવાર્થ**-"પુલાક, રાત્રિભોજન વિરતિ સહિત પાંચ મૂલગુણોમાંના કોઈ એક મૂલગુણની બળાત્કારથી પ્રતિસેવના કરે છે. બકુશ મૂલગુણનો વિરાધક હોતો નથી, ઉત્તરગુણાંશમાં વિરાધક થાય છે. પ્રતિસેવનાકુશીલ મૂલગુણનો અવિરાધક અને ઉત્તરગુણોમાં કોઈ એક વિરાધના કરે છે. કષાયકુશીલ-નિર્ગ્રંથ-સ્નાતકોને પ્રતિસેવના હોતી નથી."

**વિવેચન**-બળાત્કારથી એટલે રાજા આદિએ કરેલ બળાત્કારથી પરંતુ સ્વરસથી (પોતાની ઈચ્છાથી) નહિ, એમ તત્ત્વાર્થભાષ્યના અનુસારે જાણવું. ભગવતીના અનુસારે

પાંચ મહાવ્રતોમાંથી કોઈ એક મહાવ્રતની પ્રતિસેવના કરે છે. ઉત્તરગુણોની પ્રતિસેવના કરનારો દશ પ્રકારના પચ્ચક્ખાણોમાંથી કોઈ પચ્ચક્ખાણની પ્રતિસેવના કરે છે. 'ઉત્તરગુણાંશ-વિષયક વિરાધક' એટલે દશ પ્રકારના પચ્ચક્ખાણોમાંથી કોઈ એકની વિરાધના કરે છે. એવું વિધાન તત્ત્વાર્થભાષ્યના અનુસારે સમજવું. ભગવતીમાં તો પ્રતિસેવનાકુશીલ પુલાકની માફક કહેલો છે.

तीर्थद्वारमाह—

**पुलाकादयस्सर्वे सर्वेषां तीर्थकृतां तीर्थेषु भवन्ति ॥ सूत्र-१६ ॥**

**पुलाकादय इति** । तरन्त्यनेनेति तीर्थं प्रवचनं प्रथमगणधरो वा, तीर्यतेऽनेनेति वा तीर्थं सङ्घो ज्ञानदर्शनचारित्रगुणयुतः, प्रवचनमपि श्रुतज्ञानरूपत्वात्तीर्थमेव, तत्र जैनमेव तीर्थं अभिप्रेतार्थसाधकं, सम्क्श्रद्धानोपलब्धिक्रियात्मकत्वाद्यदेवं यथा सम्यक्परिच्छेदवती रोगापनयनक्रिया यन्नैवं तत्तु नैवं यथोन्मत्तप्रयुक्तक्रिया । नेतरेषां तीर्थानि अभिप्रेतफलानि, समग्रनयविकलत्वात्, विफलक्रियावत्, यथा भिषक्प्रतिचारकातुरौषधाद्यन्यतमाङ्गविकला क्रिया न सम्पूर्णाभिप्रेतफलसाधनभूता तथैतदन्यतीर्थान्यपीति । तीर्थेषु भवन्तीति, तत्त्वार्थभाष्यानुसारेणेदम्, भगवत्यान्तु पुलाकबकुशप्रतिसेवनाकुशीलास्तीर्थे एव, कषायकुशीलनिर्ग्रन्थस्नातकास्तु तीर्थेवाऽतीर्थे वा भवन्ति, कषायकुशीलः छद्मस्थावस्थायां तीर्थकरोऽपि स्यात्तदपेक्षया, तीर्थव्यवच्छेदे तदन्योऽप्यसौ स्यादिति तदन्यापेक्षया चातीर्थेऽपि स्यादिति ॥

### તીર્થદ્વાર.

**ભાવાર્થ**-"પુલાક આદિ સઘળા ચારિત્રીઓ સઘળા તીર્થંકરોના તીર્થોમાં હોય છે-થાય છે."

**વિવેચન**-તીર્થ-જેનાવડે જીવો તરે છે, તે તીર્થ એટલે પ્રવચન કે પ્રથમ ગણધર, અથવા જેનાવડે તરાય, તે તીર્થ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર સહિત સંઘ. પ્રવચન પણ શ્રુતજ્ઞાનરૂપ હોવાથી તીર્થ જ છે. ત્યાં જૈન તીર્થ જ ઇષ્ટપુરુષાર્થ સાધક છે, કેમ કે-સમ્યક્ શ્રદ્ધા-ઉપલબ્ધિ (જ્ઞાન) અને ક્રિયા આત્મક છે. જે આ પ્રમાણે છે, તે આ પ્રમાણે જ છે. જેમ કે-સમ્યગ્જ્ઞાનવાળી રોગ દૂર કરવાની ક્રિયા. જે આ પ્રમાણે નથી, તે તે પ્રમાણે નથી. જેમ કે-ઉન્મત્તજન્ય ક્રિયા.

૦ બીજાઓના તીર્થો ઇષ્ટફળસાધક નથી, કેમ કે-સમસ્ત નયોથી રહિત છે. જેમ કે-નિષ્ફળ ક્રિયા. જેમ વૈદ્ય-પરિચારક-આતુરના ઔષધ આદિમાંથી કોઈ અંગથી રહિત ક્રિયા સંપૂર્ણ ઇષ્ટફળસાધનભૂત થતી નથી, તેમ જૈન તીર્થથી અન્ય તીર્થો પણ તેવાં જાણવાં.

'तीर्थेषु भवन्ति ।' આવું વિધાન તત્ત્વાર્થભાષ્યના અનુસારે જાણવું. ભગવતીમાં તો પુલાક-બકુશ-પ્રતિસેવનાકુશીલો તીર્થમાં જ હોય છે. કષાયકુશીલ-નિર્ગ્રંથ-સ્નાતકો તો તીર્થમાં કે અતીર્થમાં હોય છે-થાય છે, કષાયકુશીલ છદ્મસ્થ અવસ્થામાં તીર્થંકર પણ હોઈ

શકે. તે અતીર્થની અપેક્ષાએ, તીર્થવ્યવચ્છેદમાં તે તીર્થંકરથી ભિન્ન પણ આ કષાયકુશીલ હોય! માટે તે તીર્થંકર ભિન્નની અપેક્ષાએ અતીર્થમાં પણ થાય! આ કષાયકુશીલ આદિ ત્રણ કદાચિદ્ (તીર્થની અનુત્પત્તિ કે વિચ્છેદરૂપ) અતીર્થમાં પણ મરૂદેવા વગેરે સંભવી શકે છે.

लिङ्गद्वारमाह—

**ज्ञानदर्शनचारित्ररूपभावलिङ्गानि सर्वेषां स्युः, रजोहरणादिद्रव्यलिङ्गानि तु केषाञ्चित्सर्वदैव भवन्ति, केषाञ्चित्कदाचित्, केषाञ्चिच्च नैव भवन्ति ॥ सूत्र-१७ ॥**

**ज्ञानेति ।** लिङ्गं द्विधा, द्रव्यभावभेदात्, भावलिङ्गं ज्ञानादि, एतच्च स्वलिङ्गमेव, ज्ञानादिभावस्यार्हतामेव भावात्, द्रव्यलिङ्गन्तु स्वलिङ्गपरलिङ्गभेदाद्द्वेधा, रजोहरणादि स्वलिङ्गम्, परलिङ्गमपि कुतीर्थिकगृहस्थलिङ्गभेदाद्द्विविधम्, तत्र भावलिङ्गस्य तदन्तरा चरणासम्भवात्सर्वेषामस्तित्वमेवेत्याह ज्ञानेति, द्रव्यलिङ्गमाश्रित्याह रजोहरणादीति, चरणपरिणामस्य द्रव्यलिङ्गानपेक्षत्वात्त्रिविधलिङ्गेऽप्येते भवन्तीति भावः । नैव भवन्तीति, यथा मरुदेवीप्रभृतीनामिति ॥

## લિંગદ્વાર.

**ભાવાર્થ**-"જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ભાવલિંગો સઘળા ચારિત્રીઓને હોય! રજોહરણ આદિ દ્રવ્યલિંગો તો કેટલાકને સર્વદા જ હોય છે, કેટલાકને કદાચિત્ હોય છે અને કેટલાકને હોતા જ નથી."

**વિવેચન**-દ્રવ્ય અને ભાવના ભેદથી લિંગ બે પ્રકારવાળું છે. જ્ઞાન આદિ ભાવલિંગ તરીકે કહેવાય છે. વળી આ સ્વ(આત્માનું)લિંગ જ છે, કેમ કે-કેવલજ્ઞાન આદિ ભાવની અરિહંતોમાં જ સત્તા છે. દ્રવ્યલિંગ તો સ્વલિંગ અને પરલિંગના ભેદથી બે પ્રકારનું છે. રજોહરણ આદિ સ્વલિંગ છે. (જૈન સાધુનું બાહ્યલિંગ છે.) પરલિંગ પણ કુતીર્થિક-ગૃહસ્થના ભેદથી બે પ્રકારનું છે. ભાવલિંગ સિવાય ચારિત્રનો અસંભવ હોઈ સઘળા ચારિત્રીઓમાં ભાવલિંગનું અસ્તિત્વ છે. ચારિત્રનો પરિણામ દ્રવ્યલિંગની અપેક્ષા રાખનારો નહિ હોવાથી અર્થાત્ ભાવલિંગમાં બધા ચારિત્રીઓ છે. કદાચિત્ રજોહરણ આદિ દ્રવ્યલિંગ હોય ખરૂં અને કદાચિત્ દ્રવ્યલિંગ મરૂદેવી આદિની માફક ન પણ હોય ખરૂં. (અર્થાત્ ભાંગાની અપેક્ષાએ ભાવલિંગ-દ્રવ્યલિંગ-સ્વલિંગરૂપ ત્રણ પ્રકારના લિંગમાં પણ આ ચારિત્રીઓ હોય છે.)

० મરૂદેવી આદિ કેટલાકને દ્રવ્યલિંગો હોતાં નથી.

लेश्याद्वारमाह—

**पुलाकस्योत्तरास्तिस्रो लेश्याः, बकुशप्रतिसेवनाकुशीलयोष्षडपि, परिहारविशुद्धिस्थकषायकुशीलस्योत्तरास्तिस्रः, सूक्ष्मसम्परायस्थस्य तस्य निर्ग्रन्थस्नातकयोश्च केवला शुक्ला लेश्या, अयोगस्य शैलेशीप्रतिपन्नस्य न काचिदपि भवति ॥ सूत्र-१८ ॥**

पुलाकस्येति । लेश्याः पूर्वोक्ताः, उत्तरा इति, भावलेश्यापेक्षया तेजःपद्मशुक्ललेश्यास्तिस्र इत्यर्थः। बकुशेति, षडपीति, तत्त्वार्थभाष्यानुसारेणेदम्, भगवत्यान्तु पुलाकस्येवेत्युक्तम् । परिहारविशुद्धिस्थेति, तिस्र इति तेजःपद्मशुक्ललेश्या इत्यर्थः, तत्त्वार्थानुसारेणेदम्, भगवत्यान्तु कषायकुशीलस्तु षट्स्वपीत्युक्तम्, तद्व्याख्यायां सकषायमेवाश्रित्य "पुव्वपडिवण्णओ पुण अण्णयरीए लेस्साए" इत्येतदुक्तमिति संभाव्यत इति दृश्यते । तस्येति कषायकुशीलस्येत्यर्थः । केवलेति, अन्यलेश्यानिरपेक्षेत्यर्थः । स्नातकस्य परमशुक्ललेश्या प्रोक्ता भगवत्यां, परमशुक्ललेश्या शुक्लध्यानतृतीयभेदावसरे या लेश्या सा, अन्यदा तु शुक्लैव, सापीतरजीवशुक्ललेश्यापेक्षया स्नातकस्य परमशुक्लेति । शिष्टं स्पष्टम् ॥

## લેશ્યાદ્વાર.

ભાવાર્થ-"પુલાકને ઉત્તર-શુભ ત્રણ લેશ્યાઓ હોય છે. બકુશ અને પ્રતિસેવના-કુશીલમાં છ પણ લેશ્યાઓ હોય છે. પરિહારવિશુદ્ધિમાં રહેલ અને કષાયકુશીલને ઉત્તર-શુભ ત્રણ લેશ્યાઓ હોય છે. સૂક્ષ્મસંપરાયમાં રહેનારને, કષાયકુશીલને, નિર્ગ્રંથ અને સ્નાતકને ફક્ત શુક્લલેશ્યા હોય છે. શૈલેશીને પ્રાપ્ત કરનાર અયોગીને કોઈ પણ લેશ્યા નથી."

**વિવેચન**-લેશ્યાઓનું વર્ણન પૂર્વે કરેલું છે. 'ઉત્તર ત્રણ લેશ્યા' એટલે ભાવલેશ્યાની અપેક્ષાએ તેજોલેશ્યા-પદ્મલેશ્યા-શુક્લલેશ્યા, એ ત્રણ લેશ્યા સમજવી. 'બકુશ આદિમાં છ પણ.' આ કથન તત્ત્વાર્થભાષ્યના અનુસારે છે. ભગવતીમાં તો પુલાકની માફક કહેલ છે. 'પરિહારવિશુદ્ધિસ્થ કષાયકુશીલમાં તેજ-પદ્મ-શુક્લલેશ્યા, એમ ત્રણ લેશ્યાઓ છે.' આ કથન તત્ત્વાર્થના અનુસારે જાણવું. ભગવતીમાં તો કષાયકુશીલ તો છ લેશ્યાઓમાં પણ છે, એમ કહેલું છે. તેની વ્યાખ્યામાં સકષાયને આશ્રીને 'पूर्वप्रतिपन्नकः पुनः अन्यतरस्यां लेश्यायां ।' એ અપેક્ષાએ આ કહેલું છે, એમ સંભાવના કરાય છે.

० ભગવતીમાં સ્નાતકને પરમ શુક્લલેશ્યા કહેલી છે: અને પરમ શુક્લલેશ્યા શુક્લ-ધ્યાનના ત્રીજા ભેદના અવસરે જે લેશ્યા, તે પરમ શુક્લલેશ્યા. એ સિવાય તો શુક્લલેશ્યા જ હોય છે. તે પણ ઈતર જીવની શુક્લલેશ્યાની અપેક્ષાએ. સ્નાતકને પરમ શુક્લલેશ્યા હોય છે. બાકીનું સ્પષ્ટ છે.

उपपातद्वारमाह—

**पुलाकस्योपपात आसहस्रारं, बकुशप्रतिसेवनाकुशीलयोर्द्वादशदेवलोके । कषायकुशीलनिर्ग्रन्थयोस्तु सर्वार्थसिद्धे । सर्वेषामपि जघन्यः पल्योपमपृथक्त्वस्थितिके सौधर्मे । स्नातकस्य निर्वाणे ॥ सूत्र-१९ ॥**

पुलाकस्येति । उपपातः पूर्वजन्मपरित्यागेन स्थानान्तरप्राप्तिः । आसहस्रारमिति, उत्कर्षेणेदम् । बकुशप्रतिसेवनाकुशीलयोरिति, द्वादशदेवलोक इति, अच्युत इत्यर्थः । सर्वार्थसिद्ध इति, निर्ग्रन्थस्याजघन्योत्कृष्टत्वं बोध्यम् । सर्वेषामपीति, जघन्ययोग्यानां सर्वेषामित्यर्थः, तथा च पुलाकबकुशबकुशीलानां

जघन्येन सौधर्मे कल्पे उपपात इति भावः, पल्योपमपृथक्त्वस्थितिक इति, पल्योपमस्य द्विप्रभृत्यानवभ्यः पृथक्त्वपरिभाषणात् तावत्स्थितिक इत्यर्थः । उत्कर्षेण तु पुलाकस्य तत्राष्टादशसागरोपमा स्थितिर्बकुशस्य द्वाविंशतिसागरोपमस्थितिः । एवं प्रतिसेवनाकुशीलस्यापि, कषायकुशीलस्य तु त्रयस्त्रिंशत्सागरोपमा स्थितिस्स्वस्वोत्कृष्टलोकेष्विति ज्ञेयम् ॥

ઉપપાતદ્વાર.

**ભાવાર્થ**–"પુલાકનો ઉત્કૃષ્ટ ઉપપાત સહસ્રાર સુધી છે. બકુશ અને પ્રતિસેવના-કુશીલનો ઉત્કૃષ્ટ ઉપપાત બારમા દેવલોકમાં હોય છે. કષાયકુશીલ અને નિર્ગ્રંથનો ઉત્કૃષ્ટ ઉપપાત સર્વાર્થસિદ્ધમાં હોય છે. તમામનો પણ જઘન્ય ઉપપાત બે પલ્યોપમથી નવ પલ્યોપમની સ્થિતિવાળા સૌધર્મકલ્પમાં હોય છે. સ્નાતક નિર્વાણમાં જાય છે."

**વિવેચન**–પૂર્વજન્મના પરિત્યાગથી બીજા સ્થાનની પ્રાપ્તિ, એ ઉપપાત કહેવાય છે. પુલાકનો ઉપપાત ઉત્કૃષ્ટથી સહસ્રાર સુધી હોય છે. બકુશ અને પ્રતિસેવનાકુશીલનો ઉપપાત બારમા દેવલોકમાં એટલે અચ્યુતમાં ઉત્કૃષ્ટથી હોય છે. નિર્ગ્રંથનો ઉપપાત સર્વાર્થસિદ્ધમાં હોય છે. નિર્ગ્રંથના ઉપપાતમાં અજઘન્ય ઉત્કૃષ્ટપણું જાણવું. 'सर्वेषामपि ।' અહીં જઘન્ય-યોગ્ય સઘળાયનો ઉપપાત જાણવો. તથાચ પુલાક–બકુશકુશીલોનો જઘન્યથી સૌધર્મકલ્પમાં ઉપપાત જાણવો. 'पल्योपमपृथक्त्वस्थितिके सौधर्मे ।' પૃથક્ત્વ એટલે બેથી માંડી નવ સુધીની સંખ્યાવાચક શબ્દરૂપે પરિભાષિત કરાય છે. બે પલ્યોપમથી નવ પલ્યોપમની સ્થિતિવાળા સૌધર્મનામક પહેલા દેવલોકમાં ઉપપાત હોય છે. ઉત્કૃષ્ટથી તો પુલાકને ત્યાં અઢાર સાગરોપમની સ્થિતિ, બકુશને બાવીશ સાગરોપમની સ્થિતિ. એ પ્રમાણે પ્રતિસેવનાકુશીલની પણ જાણવી. કષાયકુશીલની તો ૩૩ સાગરોપમની સ્થિતિ પોતપોતાના ઉત્કૃષ્ટ લોકોમાં હોય છે, એમ જાણવું.

स्थानद्वारमाह—

पुलाककषायकुशीलयोर्लब्धिस्थानानि सर्वजघन्यानि । तौ युगपदसंख्येयानि स्थानानि गच्छतः । ततः पुलाको व्युच्छिद्यते । कषायकुशीलस्तु गच्छत्यसंख्येयस्थानान्येककः । ततः कषायकुशीलप्रतिसेवनाकुशीलबकुशा युगपदसंख्येयानि संयमस्थानानि गच्छन्ति, ततो बकुशो व्युच्छिद्यते ततोऽसंख्येयस्थानानि गत्वा प्रतिसेवनाकुशीलो व्युच्छिद्यते ततोऽसंख्येयस्थानानि गत्वा कषायकुशीलो व्युच्छिद्यते, अत ऊर्ध्वमकषायस्थानानि निर्ग्रन्थः प्रतिपद्यते [ सोऽप्यसंख्येयस्थानानि गत्वा व्युच्छिद्यते, अत ऊर्ध्वमकषायस्थानानि निर्ग्रन्थः प्रतिपद्यते ] सोऽप्यसंख्येयस्थानानि गत्वा व्युच्छिद्यते, अत ऊर्ध्वस्थानं गत्वा स्नातको निर्वाणं प्राप्नोतीति दिक् ॥ पुलाकादिनिरूपणम् ॥ सूत्र–२० ॥

पुलाकेति । पुलाको बकुशप्रतिसेवनाकुशीलापेक्षया तथाविधविशुद्ध्यभावेन हीन एव स्यात्,

कषायकुशीलापेक्षया हीनो वा स्यात्, अविशुद्धसंयमस्थानवृत्तित्वात्, तुल्यो वा समानसंयमस्थानवृत्तित्वात्, अधिको वा स्याच्छुद्धतरसंयमस्थानवृत्तित्वात्, यतः पुलाकस्य कषायकुशीलस्य च सर्वजघन्यानि संयमस्थानान्यध इति भावः। युगपदसंख्येयानीति, तुल्याध्यवसायत्वादिति भावः। व्युच्छिद्यत इति हीनपरिणामत्वादिति भावः। तु शब्देन पुलाके व्युच्छिन्नेऽपीति गम्यते। एकक इति, शुभतरपरिणामत्वादिति भावः, निर्वाणमिति, मोक्षं कृत्स्नकर्मक्षयरूपमित्यर्थः, निखिलनयाभिप्रेतार्थत्वात्, जैनदर्शने च षड्दर्शनसमूहमयत्वस्य सम्मतत्वात्, तथाहि ऋजुसूत्रादिभिर्नयैः ज्ञानसुखादिपरम्परा मुक्तिरिष्यते, तैरुत्तरोत्तरविशुद्धपर्यायमात्राभ्युपगमात्, क्षणविद्यमानत्वेन ज्ञानादीनां क्षणरूपतायास्सिद्धेः क्षणविद्यमानत्वस्य क्षणतादात्म्यनियतत्वात्, क्षणस्वरूपे तथादर्शनात्। सङ्ग्रहेण त्वावरणोच्छित्त्या व्यङ्ग्यं सुखं मुक्तिरित्यभ्युपगम्यते, व्यवहारेण प्रयत्नसाध्यः कर्मणां क्षयो मुक्तिरिष्यते, दुःखहेतुनाशोपायेच्छाविषयत्वेन परमपुरुषार्थत्वात् ज्ञानादिषु दुःखोपायनाशहेतुषु प्रवृत्तिर्जायत एवेति। अन्तेऽस्य ग्रन्थस्य निर्वाणपदनिर्देशेन पर्यन्तमङ्गलमपि शिष्यप्रशिष्यपरम्परया ग्रन्थस्यास्याविच्छेदफलकं निबद्धमिति सूचितम्। ग्रन्थेऽस्मिन् सर्वे विषया न पूर्णतया दर्शिताः, अपि तु लेशत एवेत्याशयेनाह दिगिति। पुलकादिचारित्रिनिरूपणं निगमयतीतीति ॥

## સ્થાનદ્વાર.

**ભાવાર્થ**–"પુલાક અને કષાયકુશીલમાં લબ્ધિસ્થાનો સર્વ જઘન્ય છે. તે બંને એકીસાથે અસંખ્યાત સ્થાનોને પામે છે. ત્યાર બાદ પુલાક વ્યુચ્છિન્ન થાય છે. કષાયકુશીલ તો એકલો અસંખ્યાત સ્થાનોને પામે છે. તે પછી કષાયકુશીલ-પ્રતિસેવનાકુશીલ-બકુશો એકીસાથે અસંખ્યાત સંયમસ્થાનોને પામે છે. ત્યાર પછી બકુશ વ્યુચ્છિન્ન થાય છે. ત્યાર બાદ અસંખ્યાત સ્થાનોને પામીને પ્રતિસેવનાકુશીલ વ્યુચ્છિન્ન થાય છે. ત્યાર પછી અસંખ્યાય સ્થાનોને પામીને કષાયકુશીલ વ્યુચ્છિન્ન થાય છે. આના પછી અકષાયસ્થાનોને નિર્ગ્રંથ સ્વીકારે છે. તે પણ અસંખ્યાત સ્થાનો પ્રાપ્ત કરી વ્યુચ્છિન્ન થાય છે. આ પછી ઊર્ધ્વસ્થાનને પામી સ્નાતક નિર્વાણને પામે છે."

**વિવેચન**–પુલાક, બકુશપ્રતિસેવનાકુશીલની અપેક્ષાએ તથાવિધ વિશુદ્ધિનો અભાવ હોવાથી હીન જ હોય કે થાય. અથવા કષાયકુશીલની અપેક્ષાએ હીન હોય, કેમ કે–અવિશુદ્ધ સંયમસ્થાનવૃત્તિ છે. અથવા તુલ્ય છે, કેમ કે-સમાનસંયમસ્થાનવૃત્તિ છે. અથવા અધિક થાય, કેમ કે–શુદ્ધતર સંયમસ્થાનવૃત્તિ છે; જેથી પુલાકના અને કષાયકુશીલના સર્વ જઘન્ય સંયમસ્થાનો છે, માટે અધઃ–નીચેના કહેવાય છે. 'એકીસાથે અસંખ્યાતા સ્થાનો પામે છે,' કેમ કે–તુલ્ય અધ્યવસાય છે, એમ સમજવું. 'व्युच्छिद्यते।' હીનપરિણામી હોવાથી અટકી જાય છે, એમ જાણવું. 'कषायकुशीलस्तु।' અહીં तु શબ્દથી પુલાક વ્યુચ્છિન્ન હોવા છતાં 'एकक' ઇતિ, એકલો ચડે છે, કેમ કે–શુભતરપરિણામી છે. 'निर्वाणमिति,'

સમસ્ત કર્મક્ષયરૂપ મોક્ષને પામે છે. (વિવિધ સંયમસ્થાનોમાંથી સૌથી જઘન્ય સંયમ-સ્થાનો પુલાક અને કષાયકુશીલનાં હોય છે. એ બંને તુલ્ય અધ્યવસાયને લીધે અસંખ્યાત સ્થાનો સુધી સાથે જ વધતાં જાય છે. ત્યાર બાદ હીનપરિણામને લઈને પુલાક અટકે છે. તેઓ આગળ વધી શકતાં નથી. આથી કષાયકુશીલ વર્ધમાન પરિણામને લીધે એકલો અસં-ખ્યાત સ્થાનો સુધી ચડચે જાય છે. ત્યાર બાદ કષાયકુશીલ, પ્રતિસેવનાકુશીલ અને બકુશ એકીસાથે અસંખ્ય સ્થાનો સુધી આગળ વધે છે. ત્યાર પછી બકુશ અટકે છે. ત્યાર બાદ અસંખ્ય સ્થાનો ચઢી પ્રતિસેવનાકુશીલ અટકે છે અને ત્યાર પછી અસંખ્યાત સ્થાનો ચઢી કષાયકુશીલ અટકે છે. ત્યાર બાદ અકષાય યાને કેવળ યોગનિમિત્તક સ્થાનો આવે છે. એ પૈકી કેટલાકને પ્રાપ્ત કરવાની તાકાત અને લાયકાત નિર્ગ્રંથમાં છે. તેઓ આવાં અસં-ખ્યાત સ્થાનો સેવી અટકે છે, ત્યાર પછી અજોડ-અંતિમ-અનુત્તર તેમજ અત્યંત વિશુદ્ધ અને સ્થિર એવું સંયમસ્થાન આવે છે. એને સેવીને સ્નાતક નિર્વાણપદને પામે છે. ઉપ-રોક્ત અસંખ્યાત સ્થાનોમાં દરેકમાં પૂર્વ કરતાં પછીના સ્થાનની શુદ્ધિ અનંતગુણી છે. સંયમલબ્ધિ (સંયમસ્થાનપ્રાપ્તિ) અનંતાનંતગુણી હોય છે. સકષાયના અસંખ્યાત સંયમ-સ્થાનો હોય છે. સકષાયને સંક્લેશ અને વિશુદ્ધિઓ અવશ્યંભાવી છે.)

૦ તે મોક્ષ સમસ્ત નયોના ઇષ્ટ અર્થરૂપ છે. વળી જૈનદર્શનમાં છ દર્શનોની સમૂહમયતા સંમત છે. તે આ પ્રમાણેઃ-ઋજુસૂત્ર આદિ નયોએ 'જ્ઞાન-સુખ-આદિ પરં-પરામુક્તિ' માનેલ છે, કેમ કે-તેઓ ઉત્તર ઉત્તર વિશુદ્ધ પર્યાય માત્રના સ્વીકાર કરના-રાઓ છે. ક્ષણવિધમાનપણાએ જ્ઞાન આદિમાં ક્ષણરૂપતાની સિદ્ધિ છે, કેમ કે-ક્ષણવિધ માનતામાં ક્ષણતાદાત્મ્યનું નિયતપણું છે, કેમ કે-ક્ષણસ્વરૂપમાં તે પ્રકારનું દર્શન છે. સંગ્રહનયથી તો આવરણના ઉચ્છેદથી, વ્યંજનાથી ગમ્ય (અર્થાત્) 'સુખ' મુક્તિ છે, એમ સ્વીકાર કરાય છે. વ્યવહારનયથી પ્રયત્નથી સાધ્ય કર્મોનો ક્ષય 'મુક્તિ,' એમ મનાય છે. દુઃખના હેતુનાશના ઉપાયની ઇચ્છાના વિષય(ઇષ્ટ)પણાએ પરમ પુરુષાર્થ હોઈ, દુઃખના ઉપાયના નાશના હેતુભૂત જ્ઞાન આદિમાં પ્રવૃત્તિ થાય છે જ. અંતમાં આ ગ્રંથના નિર્વાણ-પદના નિર્દેશથી પર્યંત મંગલ પણ શિષ્ય-પ્રશિષ્યપરંપરાથી આ ગ્રંથના અવિચ્છેદ ફળવાળું બાંધેલું છે, એમ સૂચિત કરેલ છે. આ ગ્રંથમાં સઘળા વિષયો પૂર્ણપણાએ બતાવેલા નથી પરંતુ લેશથી જ બતાવેલા છે. આવા આશયથી કહે છે કે-'दिक्' ઈતિ. આ તો માત્ર દિશાદર્શન છે. પુલાક આદિ ચારિત્રીઓનું નિરૂપણનું નિગમન કરે છે. ઈતિ.

सम्यक्चरणनिरूपणमपि निगमयति—

जिज्ञासूनां यथाशास्त्रं सम्यक्चरणमीरितम् ।
स्वरूपेण विधानेन सम्यग्ज्ञानाभिवृद्धये ॥ सूत्र-२१ ॥

जिज्ञासूनामिति । जैनतत्त्वज्ञानाभिलाषिणामित्यर्थः, यथाशास्त्रमिति, शास्त्रमर्यादामनुल्लङ्घ्येत्यर्थः, सम्यक्चरणमीरितमिति, चर्यते मुमुक्षुभिरासेव्यत इति चरणं यद्वा चर्यते प्राप्यते परं पारं भवोदधेरनेनेति

चरणं व्रतश्रमणधर्मादिरूपं, सम्यगविपरीतं मोक्षसिद्धिं प्रतीत्यानुगुणं यच्चरणं तदीरितं कथितमित्यर्थः, कथमित्यत्राह स्वरूपेण विधानेनेति, लक्षणेन प्रभेदेन चेत्यर्थः, किमर्थमित्यत्राह सम्यग्ज्ञानाभिवृद्धय इति, श्रोतॄणां स्वस्य च सम्यग्ज्ञानस्य विवृद्ध्यर्थमित्यर्थः ॥

इति तपोगच्छनभोमणि श्रीमद्विजयानन्दसूरीश्वरपट्टधर–श्रीमद्विजयकमलसूरीश्वरचरणनलिन विन्यस्त-भक्तिभरेण तत्पट्टधरेण विजयलब्धिसूरिणा विनिर्मितस्य तत्त्वन्यायविभाकरस्य स्वोपज्ञायां न्यायप्रकाशव्याख्यायां पुलाकादिनिरूपणंनाम तृतीयः किरणः ॥

पूर्वर्षिकृतशास्त्राणां सारमादाय केवलम् ।
रचितेयं मया टीका मूलस्येव विभाव्यताम् ॥

तृतीयो भागः समाप्तः ॥

समाप्तश्च व्याख्यासहितस्तत्त्वन्यायविभाकरः ॥ इति शिवमस्तु ॥

## સમ્યક્ચારિત્રના નિરૂપણનો ઉપસંહાર.

**ભાવાર્થ**–"શાસ્ત્ર પ્રમાણે જિજ્ઞાસુઓને સ્વરૂપથી અને વિધાનથી સમ્યગ્જ્ઞાનની અભિવૃદ્ધિ માટે સમ્યક્ચરણ કહેલ છે."

**વિવેચન**–જિજ્ઞાસુઓને એટલે જૈનતત્ત્વજ્ઞાનના અભિલાષીઓને, યથાશાસ્ત્ર એટલે શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કર્યા વગર, સમ્યક્ચરણ એટલે મુમુક્ષુઓથી આચરાય તે ચરણ, અથવા જેનાવડે ભવોદધિનો કિનારો પમાય છે, તે વ્રત–શ્રમણ ધર્માદિરૂપ ચારિત્રચરણ કહેવાય છે. સમ્યગ્ એટલે મોક્ષની સિદ્ધિ પ્રત્યે અવિપરીત–અનકૂળ ચારિત્ર કહેલું છે. કેવી રીતે કહેલું છે? આના જવાબમાં કહે છે કે–'સ્વરૂપથી–વિધાનથી,' લક્ષણથી અને પ્રભેદથી કહેલું છે. શા માટે કહેલું છે? આના જવાબમાં કહે છે કે–'સમ્યગ્જ્ઞાનની અભિવૃદ્ધિ માટે' શ્રોતાઓને (વાચકોને) અને પોતાને સમ્યગ્જ્ઞાનની અભિવૃદ્ધિ થાય, એ હેતુથી કહેલું છે.

ઈતિ તપોગચ્છનભોમણિ શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરપટ્ટાલંકાર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વર-ચરણકમલમાં સંસ્થાપિત ભક્તિભરવાળા તેઓશ્રીના પટ્ટધર વિજયલબ્ધિસૂરિજીએ વિનિર્મિત તત્ત્વન્યાયવિભાકરની સ્વોપજ્ઞન્યાયપ્રકાશ નામની વ્યાખ્યામાં પુલાક આદિ નિરૂપણ નામનું ત્રીજું કિરણ સમાપ્ત.

"પ્રાચીન ઋષિઓએ રચેલ શાસ્ત્રોનો કેવળ સાર લઈને મૂળની માફક મેં રચેલી ટીકાને વાંચો–વિચારો."

ત્રીજો ભાગ સમાપ્ત થાય છે. આ વ્યાખ્યા સહિત તત્ત્વન્યાયવિભાકર સમાપ્ત થાય છે.

मुनि श्री भद्रंकरविजयजीविरचितो ग्रन्थप्रशस्तिरूपः

# ग्रन्थकारपरम्परापरिचयः ॥



शक्रश्रेणीमुकुटमणिभिः स्पृष्टपादारविन्दः,
स्याद्वादीशश्चरमजिनपो वर्धमानः श्रियोऽढः ।
ज्ञानानन्त्यो यतिततिलतापूर्वबीजं विरागः,
भूयाद्भूत्यै सुकृतिकृतिनां शासनाधीश्वरोऽसौ ॥ १ ॥

तत्पट्टाभ्रे हिमरुगिव यो भासते कान्तकान्तिः,
विद्याम्भोधिः प्रथितगणभृत्पञ्चमः संयताक्षः ।
प्रातर्ध्येयस्त्रिदिवपतिवत्सत्सुधर्माश्रितः सः,
हर्षाय स्तात्सहृदयहृदां श्रीसुधर्मेशिता वै ॥ २ ॥

जम्बूः कम्बूज्ज्वलतरयशास्तत्सुपट्टाब्जपूषा,
नव्योढाभिर्जितसुभगतास्वर्गरम्भोर्वशीभिः ।
जह्रे स्त्रीभिः सुदृढमनसो यस्य यूनो मनो नो,
वात्याभिर्वो वितरतु यथा मेरुकूटं स सौख्यम् ॥ ३ ॥

तत्पट्टप्राक्शिखरिरवयः श्रीजलम्बूपदेशाद्,
दीक्षां प्राप्ताः प्रभवविभवो येऽभवन्पान्तु ते वः ।
अर्हन्मूर्त्या कुमततिमिरं सूर्यदीप्त्येव नष्टं,
तत्पट्टेशोऽस्तु सुमनसो यस्य शय्यम्भवः सः ॥ ४ ॥

ततो यशोभद्रगुरुर्बभूव, तत्पट्टशुद्धाम्बरपुष्पदन्तौ ।
सम्भूतविद्वन्मणिभद्रबाहू, उभावभूतां कुमताब्जराहू ॥ ५ ॥

वेश्यावेश्मन्युषित्वा त्रिभुवनविजयी येन कामो विजिग्ये,
कोशावेश्याकटाक्षप्रसमरविशिखानिर्जितस्वान्तयोधः ।
कीर्तिः प्रातस्त्रिलोक्यां नरसुरदनुजैः कीर्त्यते यस्य नित्यं,
भद्रं स स्थूलभद्रो दिशतु मतिमतां पट्टरत्नं तयोर्यः ॥ ६ ॥

श्रीमन्महागिरिसुहस्तिगुरू अभूतां, तत्पट्टभालतिलकौ च सुहस्तिशिष्यौ ।
श्रीसुस्थितो विबुधसुप्रतिबुद्ध एतौ, जातौ च कौटिकगणः समभूत्ततोऽसौ ॥७॥

क्रियास्वखिन्नोऽभवदिन्द्रदिन्नः, ततोऽभवच्च प्रतिदिन्नसूरिः ।
गम्भीरवक्षा गिरिवत्सुधीरः, ततोऽभवत्सिंहगिरिः सुवीरः ॥ ८ ॥

वज्रस्वामी वृजिनशिखरिध्वंसवज्रोपमानः,
बाल्येऽपाठीन्मतिसुरगुरुर्योऽखिलैकादशाङ्गीम् ।
विद्याधीशः समजनि यतो वज्रशाखा प्रभाढ्या,
विश्वं पायाद्भववनदवात्सैष तत्पट्टराजः ॥ ९ ॥

श्रीवज्रसेनो विजिताक्षसेनः, तत्पट्टपूर्वाद्रिरविर्बभूव ।
तत्पट्टरत्नो गुरुचंद्रसूरिः, ततोऽभवच्चान्द्रकुलस्य मूलम् ॥ १० ॥

सामन्तभद्रः कृतभव्यभद्रः, ततोऽजनि स्वागमपारदृश्वा ।
विद्याक्रियासत्त्वकृपासमुद्रः, निरस्ततन्द्रो नतभूरिसूरिः ॥ ११ ॥

श्रीवृद्धदेवोऽजनि सूरिवर्यः, तत्पट्टपूर्वाचलचित्रभानुः ।
साधुक्रियाकर्मठताप्रतीतः, ज्ञानप्रमोदप्रतिपूर्णचेताः ॥ १२ ॥

श्रीप्रद्योतनसूरिराट् समभवत् तत्पट्टपुण्ड्रायितो,
देवीभिर्विजयादिभिश्चतसृभिः संसेव्यपादद्वयः ।
यः शान्तिस्तवगुम्फतः समहरन्मारिं दयामेदुरः,
तत्पट्टाभरणं सुखं दिशतु वः श्रीमानदेवः कृती ॥ १३ ॥

अद्वैतप्रतिमानतुङ्गविबुधः सिद्धान्तपारङ्गतः,
श्रीभक्तामरकाव्यचारुरचनाचातुर्यचञ्चुः सुचित् ।
तत्पट्टामलहारनायकमणि-स्तन्याद्रमां धीमतां,
विद्यावित्तमहीप्रतीतमहिमाऽर्हच्छासनार्यमा ॥ १४ ॥

यो नागपूर्यां नमिनाथबिम्बं, संप्रत्यतिष्ठत्सुरमहत्त्वपूर्णम् ।
श्रीवीरसूरिः समभूत्ततः सः, तत्पट्टशेषोरगवासुदेवः ॥ १५ ॥

तत्पट्टे जयदेवसूरिरभव-च्चारित्रपावित्र्यभृद्,
देवानन्दगुरुस्ततः समजनि त्राता पतत्प्राणिनाम् ।
विद्वान् विक्रमसूरिराट् गणपतिर्निर्ग्रन्थ आसीत्ततः,
योगिश्रीनरसिंहसूरिवृषभो जज्ञेऽथ विज्ञेश्वरः ॥ १६ ॥

श्रीनागहृदतीर्थरक्षणकृते नग्नाटजेता क्षणात्,
तत्पट्टेशसमुद्रसूरिनृपतिः सञ्ज्ञाततत्त्वोऽभवत् ।

सञ्जातो हरिभद्रसूरिसवयाः श्रीमानदेवस्ततः,
आसीच्छ्रीविबुधप्रभो यतिपतिः प्राज्ञप्रकाण्डस्ततः ॥ १७ ॥

भव्यानन्दसूरितल्लजजयानन्दस्ततो जातवान्,
भक्ताम्भोजरवी रविप्रभगुरुः संख्यावतामग्रणीः ।
सूरीशोऽजनि शुद्धकीर्तिकयशोदेवो बभूवाँस्ततः,
पद्युम्नस्मयहृत्ततः समजनि प्रद्युम्नसूरीश्वरः ॥ १८ ॥

येनाकार्युपधानवाच्यरुचिरग्रन्थो मुदे ज्ञानिनां,
उत्पेदे स ततस्तपोधोनवरः श्रीमानदेवः प्रभुः ।
जज्ञे श्रीविमलादिचन्द्रसुगुरुः सत्स्वर्णसिद्धिस्ततः,
जेता गोपगिरीशकोविदमणेर्वादाङ्गणे शास्त्रवित् ॥ १९ ॥

वेदाङ्काङ्कमिते समं सुमनुजैः श्रीवैक्रमाब्दे गते,
श्रीलोद्योतनसूरिराट् प्रविहरन् पूर्वावनीतः सुधीः ।
आगात्सोऽर्बुदमुख्यशैलसविधे टेलीवटद्रोरधः,
लग्नेऽच्छे स्वपदेऽष्टसूरिवृषभान् प्रातिष्ठिपत्पावनः ॥ २० ॥

सन्मौक्तिकाच्छो वटसंज्ञगच्छः, ततो जगत्यां सुगुणैकगुच्छः ।
अपप्रथद्व्याप्ततमोऽपहारी, यथाऽन्तरिक्षे सवितुः प्रकाशः ॥ २१ ॥

श्रीसर्वदेवो नतसर्वदेवः, प्रशस्यशिष्यैः कृतपादसेवः ।
प्रख्यातकीर्तिः प्रथमोऽत्र सूरिः, जज्ञेऽथ तत्पट्टसरःसरोजम् ॥ २२ ॥

रूपश्रीविरुदं प्रजेशसविधात्प्राप्तं स्ववैदुष्यतः,
येन श्रीयुतदेवसूरिर्नृपतिजातः स विज्ञस्ततः ।
तत्पट्टेऽजनि सूरिशेखरवरः श्रीसर्वदेवः पुनः,
सद्विद्याललनाविलाससदनं चारित्रचूडामणिः ॥ २३ ॥

ततो यशोभद्रकनेमिचन्द्रौ तत्पट्टभद्रासनमुख्यराजौ ।
जातौ मुनी संयमशौर्यभाजौ, द्वौ कोविदौ सूरिवरौ सतीर्थ्यौ ॥ २४ ॥

अतात्यजीद् यो विकृतीः समग्राः, अपात्सदा काञ्जिकनीरमेकम् ।
सोऽभूत्ततः श्रीमुनिचन्द्रसूरिः तत्पट्टशाली शमवीचिमाली ॥ २५ ॥

आचार्यवर्याजितदेववादि-श्रीदेवसूरिप्रमुखा अभूवन् ।
प्राज्ञा विनेया विनयप्रगल्भाः, शिष्येषु धुर्या मुनिचन्द्रसूरेः ॥ २६ ॥

तत्रादिमाच्छ्रीजयसिंहसूरिः, कुशाग्रबुद्धया जितदेवसूरिः।
जज्ञे मुनीशः कविचक्रवर्ती, दिगन्तरालप्रथितातिकीर्तिः ॥ २७ ॥

सोमप्रभाचार्यवरः शतार्थी, पूर्वो द्वितीयो मणिरत्नसूरिः।
उभौ च तस्याभवतां विनेयौ, प्रतीक्ष्यपादौ जितवादिवादौ ॥ २८ ॥

सानुग्रहप्रचरणप्रथितोदयो यः, स्वःसानुमानिव बभौ मणिरत्नपट्टे।
चारित्ररत्नखनिमान् गुणधातुपूर्णः, कल्याणराजिजटिलः सुरसेव्यपादः ॥ २९ ॥

श्रीमज्जगच्चन्द्रमुनीन्द्रमुख्यः, तत्पट्टराट् चान्द्रकुलाब्धिचन्द्रः।
चन्द्रातिसौम्याकृतिकस्तपस्वी, स सूरिवर्यस्तनुताच्छिवं वः ॥ ३० ॥ युग्मम् ॥

सुदुस्तपा धीरवरेण याव-ज्जीवं मुदा येन तपस्विना सः।
आचाम्लरम्या विदधे तपस्या, प्रशंसनीयो न कथं सुधीभिः ॥ ३१ ॥

यो द्वादशाब्दे विगते सुराज्ञः, श्रीराणकात्सत्तमजैत्रसिंहात्।
आघाटसंज्ञे नगरेऽभिरामे, प्रापत्सुरम्यं बिरुदं तपेति ॥ ३२ ॥

बाणाष्टवक्षोरुहचन्द्रसह्वये, वर्षे सुधान्यादिकसन्निकर्षे।
विस्तीर्णतेजा भुवि पप्रथेऽयं, तपेति गच्छः सुखदस्ततोऽच्छः ॥ ३३ ॥

सदालिजुष्टः सुमनोऽतिरम्यः, फलेग्रहिः शिष्यलतावितानः।
पर्वाधिशाली सुरगच्छवत्सः, तपेति गच्छः स्म चकास्ति नित्यम् ॥३४॥

अनन्यसाधारणचिच्चरित्रः, शैथिल्यमुक्तश्चरणप्रवृत्तौ।
यस्य द्वितीया वटगच्छसंज्ञा, बिभर्ति केषां न स पूज्यभावम् ॥ ३५ ॥

स्फारस्फुरत्संवरवीचिराजि-र्मर्यादितो भव्यक्षमानिमित्तम्।
अस्ताघमूलो मुनिरत्नपूर्णः, शश्वद्बभात्सागरवत्स गच्छः ॥ ३६ ॥

देवेन्द्रसूरिविजयादिमचन्द्रसूरी, शिष्योत्तमौ कुमतसन्तमसांशुमन्तौ।
विद्याविशारदवरौ श्रमणौ समास्तां, तत्पट्टनाकवडवातनयौ मुनीन्द्रौ ॥ ३७ ॥

विद्यानन्दगणिर्विचक्षणमणिर्देवेन्द्रसूरीशितुः,
पूर्वोऽन्यो मुनिधर्मघोषगणपो ह्येतौ विनेयावुभौ।
सेनान्यौ जिनशासनक्षितिपतेः पुण्याङ्घ्रिबाहूपमौ,
जातौ तत्पदमौलिमणिभृत्-श्रीधर्मघोषः क्षमी ॥ ३८ ॥

समुद्राधिष्ठाता जलनिधितरङ्गावलिमिषात्,
ढुढौके रत्नादीननिमिषवरो यस्य सविधे।

